# વિજ્ઞાન અને સાહિત્ય

# શિક્ષણ અને સાહિત્ય

ઑક્ટોબર, ૧૯૩૯

વર્ષ ૧ અંક ૧

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક-નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

### લવાજમના દર

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, **શિક્ષણ અને સાહિત્ય**
નવજીવન કાર્યાલય, પો. બૉક્સ ૧૦૫
અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧–અંક ૧] અમદાવાદ [ઑક્ટોબર, ૧૯૩૯

## આશીર્વચન

ભાઈ જીવણજી,

શિક્ષણ અને સાહિત્યનું માસિક કાઢવાનું તમે જે સાહસ કરો છો તેમાં તમને સફળતા મળો. બાપુના જન્મદિવસની પુણ્યતિથિએ આ માસિકનો જન્મ થાય છે એટલે એ માસિક, બાપુએ શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં જે આદર્શો ગુજરાત આગળ રજૂ કર્યા છે, તે ઉચ્ચ આદર્શોનું જ સતત સેવન કરો એવી આશા રાખું છું.

આગગાડીમાંથી
તા. ૧-૧૦-'૩૯

લિ. વલ્લભભાઈના
વંદે માતરમ્

## શુભાશિષ

કેવળ મારી હોંશને સંતોષવા ખાતર પૂજ્યશ્રી ગાંધીજીએ 'નવજીવન' સાથે 'શિક્ષણ અને સાહિત્ય'ની પૂર્તિ શરૂ કરવાની રજા આપી હતી. એ પૂર્તિના બંધનને કારણે હું થોડુંઘણું લખી શક્યો, જે અન્યથા હું ન લખત. એ પૂર્તિની નાનકડી કારકિર્દી દરમ્યાન લેખકો અને વાચકોએ એને સારો સરખો સહકાર આપ્યો. એ પૂર્તિ શરૂ કરી અને દેશમાં અશાંતિનું વાતાવરણ ફેલાયું, છતાં એ ટૂંકા સમયમાં આ જાતની પ્રવૃત્તિની ઉપયોગિતા સિદ્ધ થઈ ચૂકી.

હવે નવજીવન પ્રકાશન મંદિર અને ગૂજરાત વિદ્યાપીઠના સુભગ સહકારથી એ જ 'શિક્ષણ અને સાહિત્ય' સ્વતંત્ર માસિકરૂપે પુનરુજ્જીવિત થાય છે, એ જોઈને મને ઘણો આનંદ થાય છે. રાષ્ટ્રીય શિક્ષણનો ઉદ્દેશ હવે રાષ્ટ્રીય સભાની દેખરેખ તળે ચાલતી સરકારોએ ઝીલવાનો આરંભ કર્યો છે. દેશમાં બધે પાયાની કેળવણી,—જે ખરું જોતાં રાષ્ટ્રીય ગ્રામકેળવણી છે,—પ્રૌઢોની કેળવણી, સાક્ષરતાપ્રચાર ઇત્યાદિ પ્રવૃત્તિઓ જ્યારે પ્રજાકીય ઉત્સાહથી ચાલે છે અને સાહિત્યમાં પણ નવજીવન દેશવ્યાપી થઈ રહ્યું છે, તેવે વખતે આવા માસિકની જરૂર હતી જ. અને હવે તો એને એક પ્રભાવશાળી સંપાદકોનું મંડળ મળ્યું છે. એટલે આ માસિકની ઉપયોગિતા અનેકગણી વધશે. મારો વિશ્વાસ છે કે, આ માસિકને લેખકમંડળ પણ બહુ જ મોટું મળશે. કેમ કે, પ્રત્યક્ષ કામમાં ઊતરેલા એવા પરીક્ષિતભાઈ, દિલખુશભાઈ અને બબલભાઈ જેવાઓની સંખ્યા દેશમાં વધતી જ જાય છે.

'શિક્ષણ અને સાહિત્ય'ના પુનરુજ્જીવન સાથે દેશમાં નહિ પણ દુનિયામાં એક અસાધારણ અશાંતિ સળગી ઊઠી છે. એની આંચ આ પ્રવૃત્તિને ન આવો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. 'શિક્ષણ અને સાહિત્ય' ગુજરાતી પ્રજાની અસાધારણ ઉજ્જવળ સેવા કરશે એવો વિશ્વાસ છે.

વર્ધા
૮-૯-'૩૯

કાકા કાલેલકર

# 'મૂંઝવણભર્યો સંતોષ'

"શિક્ષણ અને સાહિત્ય" નવા રૂપમાં ફરીથી શરૂ થાય છે એથી મૂંઝવણભર્યો સંતોષ થાય છે. સંતોષ એટલા માટે કે એની જરૂર છે એમ હું માનું છું. આજે વર્ધાયોજના અને પ્રૌઢશિક્ષણની ચળવળને લીધે નવ-શિક્ષકો અને નવ-વાચકોને માટે રોજ રોજ થોડું વાચન આપનારૂં એક અક્ષરશઃ 'ચોપાનિયું' દૈનિક કે દ્વિસાપ્તાહિક પણ ખોટું નહિ. ગિજુભાઈના દેહાન્તથી એ બન્ને વર્ગને જે ખોટ પડી છે, તેને થોડીઘણી પણ પાછળ રહેનારાઓએ આ રીતે પૂરી કરવી જોઈએ.

પણ એ પ્રવૃત્તિ મને અંગત રીતે કેટલી મૂંઝવનારી છે તેનો વાચક જ ખ્યાલ કરી લે. હું ઇચ્છું છું કે ગ્રામોદ્યોગનું ન મળી શકે તો યંત્રોદ્યોગનુંયે કોઈ કે એવું યંત્ર મારે માટે તૈયાર કરી આપે કે, જેને હું આંગળી અડાડું કે અંદરથી આગળ કદી બીજાએ કે મેં ન લખ્યું હોય એવા વિચારોથી ભરેલો હું માગું તેટલો નાનો-મોટો લેખ બહાર નીકળી આવે!

કહેવાનું તાત્પર્ય એ છે કે, મારી પાસે લેખોની જેટલી માગણી થાય છે, તેને પહોંચી શકું તેટલો વિચારોનો પાક મારા મગજમાં ઉદ્ભવતો નથી. અને તે માટે મગજને જે ખાતર પૂરું પાડવું જોઈએ તે પહોંચાડી શકતો નથી. ખાતર એટલે નવા અનુભવ, નવું ચિંતન અને એ જ વિષય પર આજ સુધી પ્રગટ થયેલા વિચારોનો અભ્યાસ. લેખકે કાં તો પોતે કોઈ કર્મપ્રવૃત્તિ ચલાવવી જોઈએ, નહિ તો, કમમાં કમ અભ્યાસી તો હોવું જ જોઈએ. આજે હું એમાંથી એકે કરી શકતો નથી. એ બાબતમાં મારી સ્થિતિ હિંદુસ્તાનના કંગાળ કિસાન જેવી જ છે. આ 'શિક્ષણ' વિભાગમાં.

'સાહિત્ય' વિભાગમાં મારું ટટ્ટુ મૂળે જ નબળું, અને તેમાં વળી અડિયલ નીવડયું; એટલે એને ભાગ્યે જ કોઈ વખાણે એમ છે. જોડણી કે લિપિ કે નવીન શબ્દરચનામાં કોણ મને સાથ આપે એમ છે?

ત્યારે, આ માસિકમાં હું ઘણું આપતો રહીશ એમ વાચક આશા ન રાખે. વિદ્યાપીઠ તથા નવજીવન સાથે મારો જે સંબંધ છે તેને લીધે, અછતના સમયમાંયે જો મગજમાંથી કાંઈક નીકળે અને તે મોકલું તે જુદી વાત છે. પણ હું આશા રાખું છું કે, ગુજરાતના બીજા લેખકો અને વાચકોની મદદથી આ માસિક ગુજરાતની સારી સેવા બજાવશે.

કિશોરલાલ ધ. મશરૂવાળા

# 'યોગ્ય અવસરનું'

ભાઈશ્રી જીવણજી,

તમે 'શિક્ષણ અને સાહિત્ય' માસિકનું નવું સાહસ ઉપાડવાનો નિશ્ચય કર્યો છે તે યોગ્ય અવસરનું છે એમ માનું છું અને તેમાં તમને તેમ જ સંપાદકમંડળને સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું. જાહેરાતના પરિપત્રમાં તમે 'નવજીવન'ની પૂર્તિનો ઉલ્લેખ કર્યો છે તેની પરંપરાને તમારું માસિક શોભાવશે અને ખીલવશે એવી મને આશા છે.

આશ્રમ,
થાણા
૧૪-૮-'૩૯

સ્વામી આનંદ

# આટલું ધ્યાન રાખજો

આપશ્રી જીવણજી,

'શિક્ષણ અને સાહિત્ય'ની પ્રવૃત્તિ તમે હાથ પર લો છો એ વિષેનો તમારો પરિપત્ર મને મળ્યો હતો. જે વખતે એ મને મળ્યો ત્યારે મેં આખો ધ્યાનપૂર્વક જોયો નહોતો. તે પછી એના પહેલા અંક માટે કંઈક લખી મોકલવાની માગણીનો અસ્વીકાર થઈ શકે એમ ન હોવાથી, એ પત્રિકાનો ઉદ્દેશ શો હોઈ શકે અને શો હોય તો એ ઉપયોગી થાય એનો હું વિચાર કરતો હતો. મેં એવી આશા રાખેલી કે, એ વિચારો હું તમને સવિસ્તર લખી મોકલીશ તો તમારી ઉઘરાણીમાંથી છૂટીશ. તે પછી મેં તમારો પરિપત્ર ધ્યાનથી જોયો અને મારે જે કહેવાનું હતું તે એમાં એટલી સરસ રીતે કહેલું છે કે, મારે વધારાનું કહેવાનું કશું રહ્યું નહિ. અને તમે સંપાદકમંડળને માટે એવા ભાઈઓનો સહકાર મેળવી શક્યા છો કે, તમારો જાહેર કરેલો ઉદ્દેશ તમે પાર પાડી શકશો એ વિષે મને શંકા નથી. એટલે હવે તમારા આ સાહસને સફળતા મળો એવી અંતરની શુભેચ્છા મોકલવા સિવાય મારે કંઈ કરવાનું રહેતું નથી.

છતાં, તમે નાહક તકરાર ન ઉઠાવો તેથી એ પત્રિકાને અંગે મને જે એક બે વાત સૂઝે છે તે તમારા ધ્યાન પર લાવું છું.

'શિક્ષણ અને સાહિત્ય' જ્યારે પહેલાં ચાલતું હતું ત્યારની અને આજની પરિસ્થિતિમાં થોડોક ફેર પડ્યો છે. તે દિવસે આપણે દેશના રાજ્યતંત્રનો વિરોધ કરીને નહિ, તોપણ તેનાથી તદ્દન અલગ રહીને, આપણું કાર્ય કરતા હતા. એ તંત્રનો અને આપણો સંબંધ નહિ જેવો જ હતો, તેથી આપણે એનો સ્વભાવ, એની પરિભાષા અને એની કામ કરવાની રીત, કશું બરાબર જાણતા નહોતા; તેથી એક રીતે આપણું કામ સહેલું હતું. આપણા પ્રયોગો, ખાસ કરીને શિક્ષણના, શુદ્ધ અને આપણી ઊભી કરેલી અને આપણા જ નિયમનમાં રહેલી પરિસ્થિતિમાં થતા હતા. હવે એમાં ફેરફાર થયો છે. વર્ધાકેળવણીનો પ્રયોગ હજી સ્વતંત્ર રીતે કોઈ કોઈ સ્થળે થાય છે, છતાં એનો મોટો ભાર સરકારી તંત્રે લીધેલો છે. સરકારી તંત્રની જૂની ઘરેડના શિક્ષકો અને અધિકારીઓ દ્વારા એનો પ્રયોગ શરૂ થયો છે. એ ઘરેડ કેટલી ઊંડી છે તેનો જેને અનુભવ થાય છે તે જ જાણે છે. તેને કારણે એ પ્રયોગને માટે એક ભયસ્થાન ઊભું થયું છે. તે ભયસ્થાનમાંથી તમારું પત્ર વર્ધાકેળવણીના પ્રયોગને દોરવણી આપીને ઉગારવામાં બહુ સહાય કરી શકશે એમ હું માનું છું. એટલું જ નહિ, એ એનો એક ઉદ્દેશ રહે એમ પણ હું ઇચ્છું છું.

જે વસ્તુનો મેં નિર્દેશ કર્યો છે તેનો વિસ્તાર કરવાને હું નથી ઇચ્છતો. પરંતુ આજે જે જાતના લોકો મારફતે એ પ્રયોગ થાય છે, તેમને બરાબર ઓળખીને તેનું રહસ્ય તેમને પહોંચાડશો અને તેમને યોગ્ય દોરવણી આપી શકશો, તો 'શિક્ષણ અને સાહિત્ય'નું પ્રકાશન હું સાર્થક થયેલું માનીશ.

સાહિત્ય તો, તમે જાણો જ છો કે, મારી મર્યાદાની બહારનો વિષય છે, એટલે એ વિષે હું લખતો નથી. પણ એક વાત સૂચવ્યા સિવાય નથી રહી શકતો. પ્રૌઢ-શિક્ષણ જે લોકો લે છે અને હવે પછી લેવાના છે તેમને અનુકૂળ સાહિત્ય આપવાની તમારી નેમ છે. હું એવી અપેક્ષા રાખું છું કે, અક્ષર સાથે નવો પરિચય મેળવેલા એ લોકોને તમે એવી જાતનું સાહિત્ય જ આપશો કે જેથી એમની રુચિ કેળવાય અને નિર્મળ રહે. સાહિત્યને નામે આપણે ત્યાં આજે જે બધું ચાલે છે તેમાંથી વિવેકપૂર્વક સારું શોધી લેતાં જેટલી કેળવણી તમારા સાહિત્યવિભાગને વાંચનારા લોકો મેળવશે તો તમારા પત્રે બારે સેના બજાવી ગણાશે.

મુંબઈ
૧૯-૯-'૩૯

લિ. મોરારજી દેસાઈના
વંદે માતરમ્

# બુદ્ધનો ચમત્કાર

[બૌદ્ધ ગ્રંથ, 'દીઘનિકાય'ના 'કેવદ્ધ સુત્ત'નો આ સારાનુવાદ છે. યુરોપના ... પંડિત રીઝ ડેવિડ્ઝ આ સુત્ત વિષે લખે છે: 'આ સુત્તમાં બુદ્ધ એમ જણાવતા બતાવવામાં આવ્યા છે કે, ખરેખરો ચમત્કાર, (જેના તે હિમાયતી છે) કેળવણીનો ચમત્કાર છે. અને એ વિધાનનું આ સુત્તમાં વિગતવાર વિવરણ છે. ઘણું કરીને, જગતના ઇતિહાસમાં આ વિધાન અહીં જ પહેલવહેલું થયું છે.' વિધાન જ થયું એમ નહિ, એ ચમત્કાર પણ બુદ્ધે પ્રત્યક્ષ કરી દેખાડયો છે.]

એક વખત ભગવાન બુદ્ધ ફરતા ફરતા નાલંદામાં આવ્યા, અને ત્યાંના આંબાવાડિયામાં ઊતર્યા. તે વખતે કેવદ્ધ નામનો એક જુવાનિયો તેમની પાસે આવ્યો અને તેમને નમસ્કારાદિ કરી એક બાજુએ બેઠો. સાર બાદ તે કહેવા લાગ્યો:

"હે ભદંત! આ અમારી નાલંદા બહુ સમૃદ્ધ છે, વિશાળ છે, લોકોથી ભરપૂર છે, તથા આપના પ્રત્યે આદરભાવવાળી છે. એટલે આપ જો આપના કોઈ ભિક્ષુને કશોક અલૌકિક ચમત્કાર કરી બતાવવાનું કહેશો, તો આખી નાલંદા નગરી તમારા તરફ ગાંડી થઈ જશે."

ભગવાને જવાબ આપ્યો: "હે કેવદ્ધ! હું મારા ભિક્ષુઓને તવંગર લોકોને ખેંચવા માટે ચમત્કારો કરવાનું કદી કહેતો નથી."

ત્યારે કેવદ્ધે ભગવાનને ફરીથી કહ્યું: "હે ભગવન્! આમ કહેવામાં મારો કશો સ્વાર્થ નથી. પરંતુ આપ આવા ચમત્કાર કરાવશો તો લોકો આપના તરફ ખૂબ આકર્ષાશે, એટલું જ કહેવાની મારી મતલબ છે."

પરંતુ બુદ્ધે તો પહેલાં જેવો જ જવાબ આપ્યો. સારે કેવદ્ધે ત્રીજી વાર આગ્રહ કરીને એ જ વસ્તુ ફરીથી જણાવી. એટલે બુદ્ધે તેને જવાબ આપ્યો:

"હે ભાઈ! ચમત્કારો ત્રણ પ્રકારના કહેવાય છે; અને તે ત્રણે પ્રકારના ચમત્કારો હું બરોબર જાણું છું. જેમ કે:

"૧. સિદ્ધિઓરૂપી ચમત્કાર, અર્થાત્ એકના અનેક થઈ જવું, અદૃશ્ય થઈ જવું, ભીંત કે પર્વતમાંથી આરપાર નીકળી જવું, પાણીની પેઠે જમીનમાં ડબકી મારવી. પાણી ઉપર ચાલવું. આકાશમાં ઊડવું કે સૂર્યચંદ્રને આંગળાથી સ્પર્શ કરવો, વગેરે.

"૨. અન્યના મનની વાતો જાણી લેવારૂપી ચમત્કાર, અર્થાત્ સામાના મનની વૃત્તિઓ, વિચારો અને તર્કો કહી બતાવવા તે.

"હે કેવદ્ધ! આ બંને પ્રકારના ચમત્કારો કરવામાં હું દોષ જોઉં છું, તેથી તેમની પ્રત્યે મને ઘૃણા, લજ્જા અને તિરસ્કાર છે.

"પરંતુ ત્રીજો ચમત્કાર તે શિક્ષણનો ચમત્કાર છે. તેના વડે માણસોને બતાવી શકાય છે કે, આ રીતે વિચાર કરો, આ રીતે ન કરો; આવો નિશ્ચય કરો, આવો ન કરો; આનો ત્યાગ કરો, આનો સ્વીકાર કરો. આનાથી જ સામા માણસને દસાવી શકાય છે કે, આદિ, અંત અને મધ્યમાં કલ્યાણકારી એવું સત્ય આ છે, તથા તેને અનુરૂપ આચાર આ છે. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!

"આ ચમત્કાર વડે પરમાર્થ સત્ય વિષે સમજ પ્રાપ્ત કરીને, પછી લોકો મન-વાણી-કાયાથી કુશલ કર્મો કરનારા બને છે, શીલયુક્ત બને છે, ઇંદ્રિય-નિગ્રહી બને છે, અને જાગ્રત બને છે. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!

"હે કેવદ્ધ! ધીમે ધીમે તેઓ એ બાબતોમાં એવા સિદ્ધહસ્ત થઈ જાય છે કે, તેઓને પછી તે બાબતનો ઉચાટ નથી રહેતો. જેમ કોઈ ચક્રવર્તી રાજા બધા શત્રુઓને દબાવી દીધા પછી નિરાંત માણે છે, તેવી નિરાંત તેમને પ્રાપ્ત થાય છે. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!

"હે કેવધ્ધ ! કોઈ માણસે ઉછીનાં નાણાં વડે ધંધો શરૂ કર્યો હોય; ધીમે ધીમે તે ધંધામાં તેને એટલો બધો લાભ થાય કે, તે પોતાનું દેવું પણ ભરપાઈ કરી દે, એટલું જ નહિ પણ પોતાના કુટુંબનો નિર્વાહ કરવાને માટે પણ તેની પાસે પૂરતું બચે, ત્યારે તેને જેવી હાશ વળે છે:—

"હે કેવધ્ધ ! કોઈ રોગી માણસ લાંબા વખતથી બીમારી ભોગવતો હોય; તેને ખાવાપીવામાં, હરવા-ફરવામાં, અને નિરાંતે સૂવાબેસવામાં પણ વેદના થતી હોય; પછી ધીમે ધીમે યોગ્ય ઇલાજોથી તે નિરાંતે ખાતોપીતો, હરતોફરતો કે સૂતોબેસતો થઈ જાય, ત્યારે પહેલાંની રોગી દશાની તુલનામાં પોતાની નીરોગી દશાથી તેને જેવી હાશ વળે છે;—

"હે કેવધ્ધ ! કોઈ ગુલામ પરાધીન દશા ભોગવતો હોય; તેને મરજી મુજબ હરવાફરવાની કે બોલવા-ચાલવાની છૂટ ન હોય; અમુક વખત બાદ તે ગુલામીમાંથી મુક્ત થાય, અને મરજી મુજબ હરવા-ફરવાની યોગ્યતાવાળો થાય, ત્યારે પહેલાંની ગુલામ-દશાની તુલનામાં પોતાની સ્વતંત્ર દશાથી તેને જેવી હાશ વળે છે;—

"હે કેવધ્ધ ! કોઈ પૈસાદાર માણસ મુસાફરી કરતો કરતો રણને લાંબે રસ્તે જઈ ચડે, કે જ્યાં ખાવાપીવાનું કે જાનમાલનું કાંઈ ઠેકાણું ન હોય; પછી ભાગ્યવશાત્ તે સહીસલામતીથી કોઈ વસ્તીમાં આવી ચડે, ત્યારે પોતાની પહેલાંની દશાની તુલનામાં પછીની સહીસલામત દશાથી તેને જેવી હાશ વળે છે;—

"તેમ, હે કેવધ્ધ ! જ્યાં સુધી આપણા ચિત્તના દોષો દૂર થયા નથી હોતા, ત્યાં સુધી આપણે જાણે દેવાના બોજા નીચે કચરાતા હોઈએ, બીમાર દશામાં હોઈએ, ગુલામીમાં હોઈએ, કે માર્ગે ભૂલા પડ્યા હોઈએ, તેવી દશા ભોગવતા હોઈએ છીએ. પણ જ્યારે આપણા ચિત્તના દોષો દૂર થઈ જાય છે, ત્યારે આપણે જાણે દેવામાંથી, રોગમાંથી, ગુલામીમાંથી, કે ભુલભુલામણીમાંથી મુક્ત થયા હોઈએ, તેવા બનીએ છીએ. હે કેવધ્ધ ' શિક્ષણનો ચમત્કાર આવો છે !"

ગોપાળદાસ પટેલ

# ભાવી જીવનનો પાયો

ગાંધીજીની ફિલસૂફી અમુક સિદ્ધાંતો પર રચાઈ છે. એ સિદ્ધાંતોને આધારે એમણે પોતાના લડાયક અને રચનાત્મક બેઉ જાતનો કાર્યક્રમ રચ્યો છે. આ કાર્યક્રમ વ્યાપક છે અને તેની બધી બાબતો એકમેકમાં સંકળાયેલી છે; અને વ્યક્તિ તેમ જ રાષ્ટ્ર બેઉને ઉદ્ધારને માટે એ છે. આ કાર્યક્રમ અને એના મૂળભૂત સિદ્ધાંતો વચ્ચે જીવંત સંબંધ રહેલો છે: બેઉ મળીને એક સંપૂર્ણ શરીર બને છે. વ્યક્તિ અને રાષ્ટ્ર પાસે તે અમુક પ્રકારના ચારિત્ર્યની અપેક્ષા રાખે છે. અને એ ચારિત્ર્યની દૃષ્ટિથી એમની નવી શિક્ષણયોજના વિચારવામાં આવી છે.

રાજકીય જીવનમાં સત્ય અને અહિંસા દાખલ કરવાથી શરૂઆત કરીને, ગાંધીજીએ તેમાંથી પોતાની ખાદી તે રેંટિયાની યોજના, અસ્પૃશ્યતાનિવારણ, કોમી ઐક્ય, સ્ત્રીજાતની મુક્તિ (સ્થૂલ જીવનના ભોગો ભોગવવામાં સરખા હકો માણવાની મુક્તિ એવી પશ્ચિમની વ્યાખ્યાની નહિ, પણ સમાજસેવા કરવા અને તે દ્વારા આત્મોન્નતિ કરવાની સમાન તકોની છૂટના અર્થમાં મુક્તિ), અને જૂના ગ્રામોદ્યોગોના પુનરુદ્ધાર ને નવાની ખિલવણી — આ બધું ગાંધીજીએ તેમાંથી ખીલવ્યું. આ બધામાંથી હવે તે પોતાની નવીન શિક્ષણયોજના તરફ વળ્યા છે. અને સ્વાભાવિક રીતે એમ જ હોય; કેમ કે કેળવણીએ ક્રિયાની પાછળ જવું જોઈએ; અને છતાં એ એની અગાઉ થનારી બધી બાબતોના શ્રેયાર્થે હોય છે — એ બધી બાબતો દ્વારા ઊપજતી આખી જીવનવ્યવસ્થાને સારુ પોતે છે. ભવિષ્યમાં ઊપજનારા ન્યાયી અને નીતિપૂર્ણ સમાજમાં બાળક પોતાને યોગ્ય સ્થાને ગોઠવાઈ જાય તેને માટે તૈયાર કરવા સારુ એ શિક્ષણયોજના છે; તેવા ચૂસણરહિત સમાજમાં જેવું ચારિત્ર્ય નાગરિકનું હોવું જોઈએ તેવું ઘડવાને માટે એ છે. ગાંધીજી જે સામાજિક અને રાજકીય જીવનની ઇમારત કલ્પે છે તેના પાયાની શિલા સમી આ શિક્ષણયોજના છે.

(અંગ્રેજી પરથી) આ૦ કૃપાલાની

# શરીર મનનો અખંડ સંબંધ

માણસની શારીરિક અને માનસિક બધા પ્રકારની શક્તિઓમાં પરસ્પર એક અખંડ સંબંધ છે. તેઓ એકબીજાના સહકારથી સબળ થાય છે.

દુર્ભાગ્યે, વર્તમાન શિક્ષણપદ્ધતિમાં આપણે સાધારણ પુસ્તકોમાંના કેટલાક વિષયોને પસંદ કરીને, સંસારના બીજા બધા જ્ઞાનનો અસ્વીકાર કરી દઈએ છીએ. પાશ્ચાત્ય દેશોના વિદ્યાલયોમાં આથી જે ઊણપો રહે છે તે બહારના જીવન દ્વારા પૂર્ણ થઈ જાય છે. પરંતુ આપણા દેશમાં તો સ્કૂલ અને કોલેજની બહાર શિક્ષણને માટે કોઈ સ્થાન કે સાધન છે જ નહિ એમ કહેવું જોઈએ. આથી, વિદ્યાર્થીઓ જે વિદ્યા કેવળ નોંધો ટપકાવીને અને ગોખણપટ્ટી કરીને પ્રાપ્ત કરી શકે છે, તે તેઓનાં મગજ પર જેટલો બોજો નાખે છે તેટલો તેમનો વિકાસ નથી કરતી.

બૌદ્ધિક કેળવણી અને શારીરિક કેળવણી જો સાથે સાથે ન ચાલે તો બૌદ્ધિક કેળવણીની પ્રગતિમાં પણ તેજી નથી આવતી. આપણે હમેશાં વિદ્યાલયોમાં ઘણા વિદ્યાર્થીઓને જડબુદ્ધિ અને ઉદાસીન જોઈએ છીએ, એનું કારણ માત્ર એ જ છે કે શિક્ષણપ્રણાલીમાં એમના શરીરની માગણીને માટે કાંઈ અવકાશ હોતો નથી. શરીરની આ અવગણનાથી તેમની બુદ્ધિમાં આ દૈન્ય આવી જાય છે.

શારીરિક કેળવણી એટલે રમતગમતો અને કવાયત એમ કહેવાનો મારો આશય નથી. જેમનો શરીર સાથે સંબંધ હોય છે એવી બધી ક્રિયાઓની તાલીમને હું તો શારીરિક કેળવણી કહું છું. આ જ તાલીમથી શરીર કેળવાય છે અને એની જડતા દૂર થાય છે. આવાં કાર્યો વ્યવસ્થિત રીતે કરવાથી શરીર સાથે મનનો સંબંધ બંધાય છે અને આ જ સંબંધથી બંનેના વિકાસમાં મદદ થાય છે.

મારો વિચાર તો એવો છે કે, આપણી શિક્ષણપદ્ધતિમાં દરેક વિદ્યાર્થીને, કોઈ ને કોઈ હાથઉદ્યોગમાં ખાસ કરીને, બની શકે તેટલો કુશળ બનાવવાની જોગવાઈ હોવી જોઈએ. એનો મુખ્ય ઉદ્દેશ ઔદ્યોગિક શિક્ષણ જ નથી; અસલ વાત તો એ છે કે, એવા કોઈ હાથઉદ્યોગની તાલીમથી માણસનું મન પણ સજીવ અને સતેજ થઈ જાય છે. જે વિદ્યાર્થીઓને આપણે બુદ્ધિહીન અથવા જાડી બુદ્ધિવાળા માનીએ છીએ, એમની સુપ્ત બુદ્ધિ-શક્તિ ઘણું કરીને આ શારીરિક અથવા હાથઉદ્યોગની કેળવણીથી જાગી ઊઠે છે. શરીરનું અશિક્ષણ મનના શિક્ષણના બળને ચોરી લે છે.

તે ઉપરાંત, જેને શારીરિક કેળવણી નથી મળી એ ગમે તેટલો મોટો પંડિત ભલે હોય, પરંતુ દુનિયાની ઘણી બાબતોમાં એને બીજાની ઉપર આધાર રાખીને જીવવું પડે છે: એ અપૂર્ણ મનુષ્ય છે. આપણે આપણાં બાળકોને આ અપૂર્ણતાથી બચાવવાં જ જોઈએ. એમાં કોઈક વાલીઓ વિઘ્ન જરૂર નાખશે; પણ એ વિઘ્નથી હારી જવું આપણે માટે યોગ્ય નથી.

મારો દૃઢ વિશ્વાસ છે કે, શારીરિક શિક્ષણની સાથે બૌદ્ધિક શિક્ષણનો અને શારીરિક ચપળતાની સાથે મનની ચપળતાનો ગાઢ સંબંધ છે. બંનેની વચ્ચે સારી રીતે મેળ ન હોય તો આપણા જીવનનું સંગીત જ તૂટી જાય છે.

('નઈ તાલીમ'માંથી) રવીન્દ્રનાથ ઠાકુર

# નવા વિદ્યાર્થીનાં ઓજારો

આજે કોઈ ચિત્રકાર વિદ્યાર્થીનું સંકેતચિત્ર દોરવા માગે તો તે ખભે પુસ્તકોનું પાકીટ ભરાવેલો છોકરો ચીતરે છે. સુધરાઈઓ ગાડીવાળાઓને ચેતવણી આપવા નિશાળો પાસે થાંભલા ઊભા કરે છે તેમાં આવું જ સંકેતચિત્ર હોય છે. તે જ પ્રમાણે કોઈ ચિત્રકારને આજુ શિક્ષણપદ્ધતિ ઉપર સપાટો લગાવવો હોય છે ત્યારે તે પુસ્તકોનો ભારો માથે મૂકેલા અને તેના ભાર નીચે દબાઈ ગયેલા છોકરાનું હાસ્યચિત્ર દોરે છે.

દરેક ધંધાનાં ઓજારો અને સાહિત્યો હોય છે. વિદ્યાર્થીનો ધંધો પણ ઓજારો વિના કેમ થઈ શકે? આજના વિદ્યાર્થીનું મુખ્ય ઓજાર પુસ્તકોથી ભરેલું પાકીટ છે. જેમ જેમ તેના ભણતરની શાખાઓ વધતી જાય છે તેમ તેમ, બહુવિધ પાનાંવાળા ચપ્પુની જેમ, તેના પાકીટમાં વિધવિધ આકાર-પ્રકારનાં પુસ્તકો વધતાં જાય છે. પણ તે બધાં પુસ્તકો જ. ખડિયો, કલમ, ચશ્માં વગેરે પણ તેનાં મુખ્ય હથિયારોમાંનાં છે, પરન્તુ તે પુસ્તકોના પેટામાં જ સમાઈ જાય.

નવા વિદ્યાર્થીને પોતાનો ધંધો કરવામાં કેવાં સાધન, સાહિત્યો અને ઓજારો જોઈશે તેની અત્યારથી કલ્પના કરી લેવી ઠીક થઈ પડશે. તકલી, રેંટિયો, પીંજણ—એમને તેનાં ઓજારોમાં મુખ્ય સ્થાન હશે એ તો દેખીતું છે. જે શાળાઓમાં તે શિક્ષણ દાખલ થતું જાય છે ત્યાં વિદ્યાર્થીઓ આ ઓજારો વસાવતા થયા છે.

વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસને અંગે ખેતીનાં કામો પણ કરવાનાં રહેશે. જેઓ કાંતવા જેવા બેઠાડુ ઉદ્યોગો મારફત શીખતા હશે તેમને બેઠાડુપણાના મારણરૂપે પણ ખેતીનાં મહેનતનાં કામો પોતાના અભ્યાસક્રમમાં દાખલ કરવાં જોઈશે. તે માટે કોદાળી, પાવડો, દાતરડું, નીંદણી જેવાં હથિયારો તેણે વસાવવાં જોઈશે. અત્યારે નાના પ્રમાણમાં શાળાઓના બાગ પૂરતું કામ કોઈ કોઈ જગ્યાએ થાય છે, ત્યાં કાં તો શાળાઓ થોડાં નંગ પાવડા વગેરે રાખી લે છે, અથવા વિદ્યાર્થીઓ ઘેરથી તે લઈ આવે છે. પણ જ્યારે આપણે અભ્યાસમાં ખેતીનું કામ વધારીશું ત્યારે એમ ગાડું નભી નહિ શકે. વિદ્યાર્થીને પોતપોતાનાં સ્વતંત્ર ઓજારોની જરૂર પડશે. જેને બાંધેલા વખતમાં બાંધેલું કામ કરી બીજે કામે વળગવાની ચીવટ લાગી હશે, તે વિદ્યાર્થી સામાન્ય ઢગલામાંથી ફાવે તેવું ઓજાર મળે તે સહન નહિ કરી શકે, તેમ ઘરમાંથી પણ ખેંચાખેંચી કરીને રોજ લાવવું તેને રુચશે નહિ.

વિદ્યાભ્યાસના નવા ધંધામાં છોલવા ઘડવાની જરૂર આજ કરતાં ઘણી વધારે પડવાની. આજે તો પેન્સિલ છોલવાથી આગળ જવું પડતું નથી. તે માટે એકાદ નકરું ચપ્પુ હોય તો બસ થઈ પડે છે. અથવા હવે તો પેન્સિલ છોલવાના સંચા થયા એટલે ચપ્પુ વાપરવાની કળામાંથી પણ વિદ્યાર્થીઓ બચી ગયા છે! પણ નવા વિદ્યાર્થીને તો વાંસ અને લાકડાં છોલવાની જરૂર, પોતાના ધંધાને અંગે, ડગલે ને પગલે ઊભી થવાની; પાણીદાર ચપ્પુ વિના તેને ઘડી પણ નહિ ચાલે. સારડી, ફરસી, કરવત, રંધો એવાં સુથારી ઓજારો પણ તેને અનિવાર્ય થઈ પડવાનાં છે.

આજે વિદ્યાર્થીનાં પુસ્તકો ભેગી ભૂમિતિનાં સાહિત્યોની નાની સરખી પેટી પણ રાખવાની તેને મળે છે, એ તેની કમનસીબીમાં એક ખુશનસીબીની નિશાની છે. પણ હવેના વિદ્યાર્થીને એટલાં નાનાં અને તકલાદી ઓજારોથી ચાલી શકશે નહિ. છ ઇંચના અર્ધફૂટને બદલે તેને સુંદર ગજ જોઈશે. ફૂટની પટ્ટીઓ તો આજે માત્ર દરજીઓ જ રાખે છે. હવે વિદ્યાર્થીઓને પણ તેની જરૂર પડશે. કાટખૂણિયાં તેને મોટાં જોઈશે. તેને હવે કંઈ માત્ર કાગળ ઉપર રમત ખાતર આકૃતિ પાડવાની નહિ હોય. તેને જમીન, લાકડું વગેરેનાં સાચાં વાસ્તવિક માપ લેવાનાં હશે.

અલબત્ત, આમાંનું ઘણુંખરું લેવા તે પોતાનાં માબાપને વિલાયતી દુકાને અથવા દેશી દુકાને પણ નહિ મોકલે. પોતાનાં સાધનો તે વાંસ અને દોરડીઓ-માંથી, પોતાના પાણીદાર ચપ્પુ વડે, બનાવી લેશે.

આજ સુધી આપણે માનેલું કે, મોટાં ત્રાજવાં ને વજનો દાણાવાળાને હાટે જ હોય, અને નાની ત્રાજુડી ને ઝીણાં વજનો સોનીને હાટે જ હોય. પણ હવે તો શાળાઓમાં વિદ્યાર્થીઓને પણ, તે પોતાના અભ્યાસ માટે પરમ આવશ્યક મનાશે. તેમ જ પ્રવાહી ભરવાનાં માપિયાં પણ અહીં પણ તે એવરીનાં છાપેલાં કાટલાં ખરીદવા નહિ જાય, પણ નજીકની નદીમાંથી સુંદર સુંદર પથ્થરો વીણી લાવી પોતાનો કાટલાંનો સટ તૈયાર કરશે.

રંગની કુલડીઓ અને કંઈક ગામડિયાં સાધનો-માંથી બનાવેલી નાની મોટી પીંછીઓ, તેવાં જ સાધનોમાંથી બનાવી લીધેલાં વાદ્યો, એ પણ તેની સાધનસામગ્રીમાં સ્થાન પામશે.

સામગ્રીમાં પુસ્તકો નહિ હોય એમ માનવાનું નથી. નાનાં નમણાં, સુંદર સસ્તાં બે ચાર પુસ્તકો પણ હશે. કેટલાંક પુસ્તકો બજારુ માલ નહિ હોય, પણ પોતે પોતાના સુંદર દસ્કતોમાં લખેલાં અને વેલ-બુટ્ટાઓ અને આકૃતિઓથી શણગારેલાં હશે. તેમાં અભ્યાસની ઝીણવટભરી, ચતુરાઈભરી નોંધોની વહીઓ પણ હશે. આજના મિસ્ત્રી કારીગરો પોતાનાં ઓજારો ભેગાં પેન્સિલનો ટુકડો અને ચિમળાવી નાખેલી મેલી ડાયરી નાખી મૂકે છે, તે રીતે આ નૂતન વિદ્યાર્થી એ વસ્તુઓ નહિ રાખતો હોય. તે તો તેને કોઈ મોંઘા અને સૂક્ષ્મ ઓજારની જેમ જતનથી અને માનથી રાખતાં શીખ્યો હશે.

નવા વિદ્યાર્થીનાં તમામ સાધન-સાહિત્યો આ નોંધમાં ગણાવ્યાં નથી અને ગણાવવાનો ઉદ્દેશ પણ નથી. આ તો નવી વિદ્યાનું અને નવા વિદ્યાર્થીનું સ્વરૂપ કલ્પના સામે ખડું કરવાનો સહેજ પ્રયત્ન કરેલો છે.

જો નવી વિદ્યા આવી હોય અને નવા વિદ્યાર્થીનું સ્વરૂપ આવું હોય તો નવાં વિદ્યાલયો કેવાં હોવાં જોઈએ ? તે ઉદ્યોગમંદિરો અને પ્રયોગશાળાઓને વધારે મળતાં હશે. શહેરોમાં ઢોરને આખો દિવસ ખીલે બાંધી રાખવાના તબેલાઓ હોય છે તેવું સ્વરૂપ નિશાળોનું હવે રહી શકશે નહિ.

જુગતરામ દવે

# તુકારામની વાણી

[૧૯૩૦–૩૧ની જેલમાં તુકારામના કેટલાક અભંગોના અનુવાદ કરેલા તેને સુધારીને રજૂ કરું છું.

કિ૦ ઘ૦ મશરૂવાળા]

१

विचारा वांचून । न पविजे समाधान ॥ १ ॥
देह त्रिगुणांचा बांधा । माजी नाहीं गुण सुदा ॥ २ ॥
देवाचिये चाडे । देवा द्यावें जें जें घडे ॥ ३ ॥
तुका म्हणे होतें । बहु गोमटें उचितें ॥ ४ ॥

२

मुसावलें अंग । रंगीं मेळविला रंग ॥ १ ॥
एकीं एक दृढ झालें । मुळा आपुलीया आलें ॥ २ ॥
सागरीं थेंबुटा । पडिल्या निवडे कोण वाटा ॥ ३ ॥
तुका म्हणे नांवें । नव्हे जाणावें हें देवें ॥ ४ ॥

૧

વિચાર કર્યા વણ, ન થાય સમાધાન. ૧ ટેક
દેહ ત્રિગુણનો બાંધો, ગુણ એક નહિ સૂધો.[1] ૨
ભક્તિથી અર્પણ, કરો જે જે બને કર્મ. ૩
તુકો કહે હિત, બહુ સુંદર ઉચિત. ૪

૨

દૈવે ભર્યું સર્વ અંગ, રંગે મળી ગયો રંગ. ૧
એકે[2] એક દૃઢ થયું, નિજ મૂળ માંહીં ગયું. ૨
(ધ્રુવ૦)
સાગર માંહીં બિંદુ પડયે કોણ કરે જુદું ? ૩
તુકો ન રહે નામે, જાણ્યું કેવળ તેં શ્યામે. ૪

૧. ચોખ્ખો. ૨. એકમાં એક—ઈશ્વરમાં તુકારામ.

# પ્રૌઢશિક્ષણની મર્યાદા

મહાસભાવાદી પ્રધાનમંડળ ગાદી ઉપર આવ્યું તે અગાઉના જમાનામાં અક્ષરજ્ઞાન-પ્રચાર બાબત આપણે ત્યાં બે અભિપ્રાયો ચાલતા હતા: એક અભિપ્રાય એવો હતો કે, અક્ષરજ્ઞાન એ કોઈ પ્રચારની વસ્તુ નથી; ખરી પ્રચાર-વસ્તુ જ્ઞાન છે અને એ મેળવવા માટે, આજના છપાઈ અને છાપાના જમાનામાં, અક્ષરજ્ઞાન એનું મોટું સાધન છે. પણ આ સાધનનો દુરુપયોગ થઈ શકે છે, જેવો કે પ્રચલિત શિક્ષણપદ્ધતિમાં થયો છે. અને એવી શિક્ષણપદ્ધતિના વાતાવરણમાં જો અક્ષરજ્ઞાન-પ્રચાર પર જ ભાર દેવાય, તો એવો ભય જરૂર રહે કે, તે શિક્ષણની જેમ પ્રૌઢશિક્ષણમાં પણ અનિષ્ટ પરિણામો આવે.

બીજા પક્ષને આની સામેના અભિપ્રાયવાળા કહેવા તો બરોબર નથી, કેમ કે તેઓ પણ ઉપરની વાત માનતા તો હતા. તેઓ કહેતા, 'જ્ઞાન આપવાને માટે પણ અક્ષરજ્ઞાન તો જોઈશે જ. જૂના જમાનાની કથાવાર્તા અને પુરાણીની શ્રૌતપદ્ધતિ આજ નાબૂદ જેવી થઈ ગઈ છે. શ્રોતા અને વક્તાનો જીવંત સંબંધ સાધનારી તે પદ્ધતિ વધારે સફળ હતી, એ પણ ના ન પાડી શકાય. પણ, હાલ તો એ પદ્ધતિ કાળબળમાં તણાઈ ગઈ છે, એટલે એને રડયા કર્યે શો ફાયદો? તેથી, આપણે, બીજું કાંઈ નહિ તો, એક અક્ષરજ્ઞાનનું સાધન તો જનતાને આપવું જોઈએ.'

આ બે અભિપ્રાયો વચ્ચે પ્રજાકીય કર્તૃત્વ અટકી રહ્યું હતું તે મહાસભાવાદી સરકારે ખોલી આપ્યું: સરકારે પ્રૌઢશિક્ષણના કામને વેગ આપવા ધાર્યું તેની સાથે એ બે અભિપ્રાયોમાંથી મધ્યમ માર્ગ એ શોધાયો કે, અક્ષરજ્ઞાન પ્રજાને આપવું છે એ તો ઉભયને માન્ય છે, તો તે શરૂ કરો અને તે દ્વારા ઉપયોગી જ્ઞાન આપવાનો માર્ગ મોકળો કરો. અને એ મધ્યમ માર્ગ નીકળવાની સાથે ગામેગામ પ્રૌઢવર્ગો નીકળી પડયા. એટલે 'અક્ષરજ્ઞાન આપો' એવા અભિપ્રાયવાળા અને 'જ્ઞાન આપો' એ અભિપ્રાયવાળા — બેઉને, ધરાઈને કરી શકાય એટલું બધું કામ હવે મળી ગયું છે. આમાંના બીજા મતવાળાને માથે કદાચ વધારે મોટી જવાબદારી આવી છે; અને તે એ કે, પ્રૌઢવર્ગને માટે ઉપયોગી જ્ઞાન તેમણે હવે અક્ષરબદ્ધ કરવું જોઈશે — તેમણે પ્રૌઢવાચન માટે સાહિત્ય રેલાવવા કમર કસવી પડશે.

પણ, આ પ્રૌઢશિક્ષણનું કામ એટલું મોટું ને વિસ્તારવાળું છે કે, તેની હિતાવહ મર્યાદા શરૂઆતથી જો ન વિચારાય તો તેની પાછળ રેડાવા મંડેલી નવશક્તિનો કેટલોક ભાગ નાંહકનો એળે જવા ભીતિ રહે છે. સવાલ એ છે કે, આ કામમાં પહેલું શું કરવું અને કેટલું કરવું? કુશળ કાર્યકર્તા તરીકે આપણે આ ક્ષેત્રમાં આપણી શક્તિ કેવી રીતે કેન્દ્રિત કરવી, જેથી કરીને ક્રમે ક્રમે અને યોજનાપૂર્વક આપણું આ કામ આગળ વધે? ટૂંકમાં કહીએ તો, અક્ષરજ્ઞાન પ્રૌઢને આપવું છે એની વ્યાખ્યા શી?

કામ શરૂ થવાની સાથે જ પ્રૌઢ શિક્ષણ સમિતિ અને સરકારે જે કામચલાઉ વ્યાખ્યા જાહેર કરી તે નીચે પ્રમાણે હતી:

(૧) પ્રાંતીય પ્રૌઢ શિક્ષણ બોર્ડ તરફથી પ્રગટ કરવામાં આવેલું છાપેલું અથવા હાથે લખેલું લખાણ અટકયા વિના અને સમજપૂર્વક વાંચતાં આવડવું. (૨) પત્રના રૂપમાં થોડી લીટીઓ લખતાં આવડવી અથવા પૂછેલા સવાલોના જવાબમાં સાદું લખાણ લખતાં આવડવું. (૩) ૧૦૦ સુધીની સંખ્યા લખતાં તેમ જ વાંચતાં આવડવી. . . . .

(આના વધારે વિવેચનમાં પડવા ઇચ્છનાર પ્રૌઢ શિક્ષણ પત્રિકા નં. ૮, 'પ્રૌઢ શિક્ષણ અધ્યાપનવર્ગ' એ જુએ.)

અને પાંચેક માસ કામ કરતાં આ વ્યાખ્યા પ્રમાણે અભ્યાસ થઈ રહે એવો અંદાજ મુકાયો હતો. ગુજરાતમાં ઘણી જગાએ હવે એ મુજબ કામ પૂરું થઈ કેટલાક પ્રૌઢો પોતાના વર્ગમાંથી

'ભણીને' બહાર પણ પડ્યા હશે. તે પ્રૌઢોની કેવી તૈયારી થઈ શકી છે, તેમને આગળ ભણવા કેવોક ઉત્સાહ ઉપજ્યો છે, તેઓ પાછા અભણ દશામાં તો નહિ જાય ને,—આવા આવા અનેક પ્રશ્નો પ્રૌઢ શિક્ષણ ક્ષેત્રમાં કામ કરનાર સેવકોને અમે પૂછીએ છીએ. તેઓ આને અંગેનો પોતાનો અનુભવ અમને મોકલીને આભારી કરે.

દરમિયાન એ સૌને આ એક વિચાર પર ચર્ચા કરવા નોતરું છું. ઉપર જોઈ આવ્યા કે પ્રૌઢ ભણ્યાની કસોટીમાં આજે ત્રણ ચીજો મૂકી છે: (૧) સમજપૂર્વક વાચન, (૨) સાદું લેખન, (૩) ૧૦૦ સુધીનું ગણન. દરેક શિક્ષક જાણે છે કે, વાચન કરતાં લેખન અઘરી ક્રિયા છે અને સ્વતંત્ર લેખન તો એક કઠણ કામ છે. ઉપરની વ્યાખ્યા પ્રમાણે શીખેલો પ્રૌઢ સ્વતંત્ર લેખન કરી શકશે, યા કરી શકશે તો કેટલું કરી શકશે, એ શંકાની વસ્તુ છે. હું માનું છું કે, જૂજ જેવું જ કરી શકે, કદાચ નયે કરી શકે. પાંચ માસની જ તૈયારીથી એક પત્ર પણ પોતાની હોંશે એ લખી શકે એમ બનવા જેવું નથી લાગતું. ગણિતને અંગે જે કામ થાય છે તેમાં પણ ઝાઝું કરી ન જ શકાય એ સ્પષ્ટ છે. સાદો લેવડદેવડનું નામું રાખવા જેટલી આવડ આવે તો જ તે કાંઈક લેખે લેવા જેવી પ્રગતિ ગણાય. પાંચ માસના ગાળામાં અને રોજ કલાક દોઢેક કલાકના શિક્ષણથી, અને વાચન લેખનની સાથે સાથે, આટલી પ્રગતિ કરવી એ ન બનવા જોગ લાગે છે. એટલે, લેખન અને ગણિતનો બોજો વધારવાનું કાંઈ ફળ દેખાતું નથી. ઊલટું, વાચનની પ્રગતિને રોકનાર તે થઈ પડે.

બીજી તરફથી વિચારીએ તો, આપણી તાત્કાલિક જરૂર એ છે કે, ઝપાટાભેર પ્રગતિ સાધવાને માટે અજ્ઞાન પ્રૌઢોને વાંચતા કરી દેવા જોઈએ, જેથી કરીને તેઓ પોતાને ઉપયોગી જ્ઞાન મેળવી શકે. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિનો નાગરિક લખતો ન હોય તો કદાચ ચાલે; પણ તે વાંચતો તો હોવો જોઈએ. એટલે, જો પ્રૌઢશિક્ષણનાં અનેક અંગોમાંથી પસંદ કરીને તેમનો ક્રમ જ ગોઠવવાનો હોય તો, કાર્યદક્ષતા અને વ્યવહારબુદ્ધિ એમ સૂચવે છે કે, પ્રૌઢને સમજદારી સાથે વાંચવાની કળા શીખવવી એ પહેલી જરૂર છે. આજ જેટલો સમય ત્રણ અંગોને (લેખન, વાચન, ગણિત) અપાય છે તે સમય જો પ્રથમ મહત્ત્વના એવા વાચનને જ અપાય તો પરિણામ સંગીન આવે અને, તેટલે અંશે, ભણીને પાછા અભણ થવાની બીક ટળે.

એટલે, પ્રૌઢ શિક્ષણના સેવકો આગળ આ વિચાર રજૂ કરું છું કે, આપણે મુખ્યત્વે વાચન અને તેની સાથે સામાન્યજ્ઞાન આપવાને ઇરાદે વાર્તાચીત, એટલું અભ્યાસક્રમમાં રાખવું એ બરોબર નથી? લેખન સામાન્ય સહી કરવા જેટલું થાય તો કામચલાઉ બસ થયું. સંખ્યાવાચન જરૂર શીખવાય; સામાન્ય ગણતરી ઘણા પ્રૌઢને જીવન-વ્યવસાય જ શીખવે છે. પ્રથમ જરૂર છે વાચન-શક્તિની. એ કેળવવા જ આપણે પ્રથમ મંડવું ન જોઈએ?

મગનભાઈ દેસાઈ



# પ્લેટોનું ધર્મરાજ્ય

ફ્રાન્સનો મહાન ફિલસૂફ અને કેળવણીકાર રૂસો કહે છે, પ્લેટોનું 'ધર્મરાજ્ય' (Republic) એ રાજકારણનો નહિ પણ કેળવણીશાસ્ત્રનો અપ્રતિમ ગ્રંથ છે. રાજકારણના અભ્યાસીઓ એને રાજ્યશાસ્ત્રનો આદિ ગ્રંથ ગણે છે; વળી કેટલાક એને તત્ત્વવિદ્યા (Metaphysics), નીતિશાસ્ત્ર અને ચિત્તશાસ્ત્રનો ગ્રંથ ગણે છે. 'ધર્મરાજ્ય'માં આ બધા વિષયોનું સૂક્ષ્મ અને મૌલિક નિરૂપણ છે એ ખરું, પરંતુ એટલા ખાતર એને ઉપર જણાવેલા કોઈ એક વિષયનો ગ્રંથ કહેવો એ તો આપણી પ્રસિદ્ધ આખ્યાયિકામાં આંધળાઓએ કરેલા હાથીના વર્ણન જેવું થાય. કારણ, એમાં ઉપર ગણાવેલા બધા વિષયોનું તલસ્પર્શી ધ્યાન હોવા છતાં, 'ધર્મરાજ્ય'માં ચર્ચેલો પ્રશ્ન એ બધા વિષયોના સરવાળા કરતાં વધારે વ્યાપક અને ગહન છે. 'ધર્મરાજ્ય'નો મૂળભૂત પ્રશ્ન, વ્યક્તિ તેમ જ સમાજનું આત્યંતિક શ્રેય શું, એ છે. આ પ્રશ્નને મધ્યમાં રાખીને પ્લેટોએ આદર્શ મનુષ્ય અને આદર્શ સમાજનું ચિત્ર આલેખ્યું છે. આ રીતનો આદર્શ સમાજ અને આદર્શ મનુષ્ય આલેખતાં એણે મનુષ્યજીવનને સ્પર્શતા રાજકીય, સામાજિક, નૈતિક અને કેળવણીવિષયક પ્રશ્નોની તાત્ત્વિક સમાલોચના કરી છે, અને નિપુણ કળાકારની પેઠે આ વિવિધ વિષયોને કુશળતાથી વણી લઈને, એક અખંડ જીવનદર્શન નિર્માણ કર્યું છે.

મનુષ્યના યોગક્ષેમનો તેમ જ તેના પરમ શ્રેયનો એકમાત્ર આધાર ધર્મ છે, એ પ્લેટોની અડગ શ્રદ્ધા છે; અને ધર્મવિષયક ચર્ચાથી જ 'ધર્મરાજ્ય'નો આરંભ થાય છે. પુસ્તકના પહેલા પરિચ્છેદમાં તે સમયની ધર્મવિષયક વ્યાખ્યાની ચર્ચા ચાલે છે અને છેવટે પ્લેટો તે બધીનું ખંડન કરે છે. અને તે એવા નિર્ણય ઉપર આવે છે કે, માત્ર વિધિનિષેધમાં ધર્મની સમાપ્તિ નથી થતી; પણ ધર્મ એ એથી પર અને વ્યાપક વસ્તુ છે.

આમ ધર્મની નિષેધાત્મક (negative) બાજુ રજૂ કરી, વ્યક્તિ અને સમાજમાં એ કેવી રીતે ક્રિયમાણ થાય છે તે બતાવવા તે કાલ્પનિક રાજ્ય નિર્માણ કરે છે. એમાં ખેડૂત, વણકર, સુતાર, લુહાર, વેપારી વગેરે નિર્માણ કરવામાં કશી મુશ્કેલી નથી પડતી, કારણ કે એ બધાને તો પોતપોતાના ધંધાનું પ્રત્યક્ષ જ્ઞાન મળ્યું એટલે કુશળ ખેડૂત, કારીગર કે વેપારી થઈ શકે. પણ જેમને રાજ્યનું પાલન, રક્ષણ અને દોરવણીનો બોજો ઉઠાવવાનો છે એવા રાજ્યના પાલકો (guardians)—સમાજધુરીણો—કેવી રીતે તૈયાર કરવા? પાલકો તત્ત્વનિષ્ઠ, સદાચારી, નિર્મમ, નિરહંકારી અને દૃઢવ્રત હોય તો જ ધર્મરાજ્ય ટકી શકે. પણ આવા ગુણસંપન્ન પાલકો તૈયાર કરવા કેવી રીતે? આ સિદ્ધિ પ્રાપ્ત કરવા પ્લેટો કેળવણીના સાર્વભૌમ શસ્ત્રનો આશરો લે છે.

કેળવણી એ મનુષ્યનો સર્વાંગી ગુણોત્કર્ષ કરનાર મહાન શક્તિ છે, એ રહસ્યનું આકલન કરનાર યુરોપના ફિલસૂફોમાં પ્લેટો પ્રથમ છે. આથી 'ધર્મરાજ્ય'ના બીજા પરિચ્છેદથી માંડીને અંત સુધી એ ગ્રંથમાં કેળવણીની ચર્ચા સળંગસૂત્ર છે. વળી પ્લેટોના કેળવણીવિષયક વિચારો એના બીજા બધા વિચારો કરતાં ચાલુ જમાનાને સૌથી વધારે લાગુ પાડી શકાય એવા છે.

પ્લેટોને મન કેળવણી એટલે જીવનનો મર્મ પામવો અને તે પામીને ભાવિજીવન માટે તૈયારી કરતા રહેવું. મનુષ્યની કેળવણી અમુક કાળે અટકતી નથી, પણ તે જીવનપર્યંત ચાલુ રહે છે; એટલું જ નહિ, પણ જન્માન્તરમાં પણ આ કેળવણીની પરંપરા ચાલુ જ રહે છે. પ્લેટો માને છે કે, દુર્ગુણ અજ્ઞાનમાંથી જન્મે છે અને કેળવણી દ્વારા તેનું નિવારણ થઈ શકે. પરંતુ, કોઈ ખાલી પાત્ર બહારની વસ્તુથી ભરીએ તેમ, મનુષ્યને હકીકતોની માહિતી આપવી એ કેળવણી નથી. પ્લેટોના

અર્થમાં કેળવણી એટલે આત્માનાં ચક્ષુ જ્ઞાનના પ્રકાશ તરફ વાળવાં. કેળવણીની કાર્યસાધકતા વિષે પણ પ્લેટોને ભારે વિશ્વાસ છે. તે કહે છે: केळवणीनुं स्वरूप बदलातां राज्यना मूळभूत कायदाओ पण बदलाय छे.

આવા ઉદાત્ત ધ્યેયવાળી કેળવણીની વિગતવાર યોજના પ્લેટો પોતાના ગ્રંથમાં લંબાણથી રજૂ કરે છે. એ યોજનાનું નિરૂપણ અહીં શક્ય નથી તેમ જ આટલા ટૂંકા પરિચયમાં આવશ્યક પણ નથી. એ યોજનાના મુખ્ય મુદ્દા આ છે: તે કેળવણીના બે ભાગ કરે છે: (૧) સંગીત (music) અથવા માનસિક કેળવણી, જેને આજે આપણે liberal education કહીએ છીએ, અને (૨) વ્યાયામ (gymnastic) અથવા શારીરિક કેળવણી. પરંતુ આ ઉભય પ્રકારની કેળવણીનો અતિરેક ન થવો જોઈએ એના ઉપર તે ખાસ ભાર મૂકે છે. કારણ, માનસિક કેળવણીનો અતિરેક મનુષ્યને નિર્વીર્ય અને કિંકર્તવ્યમૂઢ ને પછી 'કિંકર' બનાવે છે; તથા વ્યાયામનો અતિરેક તેને કર્મજડ અને નિષ્ઠુર બનાવે છે. વળી ઉભય પ્રકારની કેળવણીમાં એવી જ બાબતોનો સમાવેશ થવો જોઈએ, કે જે મનુષ્યના ચિત્તમાં રહેલા હીન ભાવો નાબૂદ કરી ઉદાત્ત ભાવોનો વિકાસ સાધવામાં ઉપકારક થાય, અને પરિણામે મનુષ્યનું ચિત્ત અને શરીર તેના આત્માનાં અનુગામી બને.

આ કસોટી અનુસાર પ્લેટો સાહિત્યની કેળવણી ઉપર મોટો કાપ મૂકે છે. તે સાહિત્યના બે વિભાગ કરે છે: (૧) શિષ્ટ અથવા સાત્ત્વિક અને (૨) અશિષ્ટ અથવા આનુકરણિક. ઉપરની કસોટી પ્રમાણે શિષ્ટ સાહિત્યને જ તે કેળવણીમાં સ્થાન આપે છે; અશિષ્ટ અથવા આનુકરણિક સાહિત્ય, મનુષ્યના સત્ત્વને વિકૃત કરનારું હોઈ, તેને તે ત્યાજ્ય ગણે છે.

પરંતુ સર્વ ભૌતિક વિદ્યાઓની કેળવણી પામ્યા છતાં આ ઘટનાત્મક જગત પાછળ રહેલા શાશ્વત અને અક્ષર તત્ત્વનું રહસ્ય જાણ્યા વિના મનુષ્યની કેળવણી અધૂરી જ રહે છે. એ તત્ત્વ તે આ દૃશ્ય જગતના કારણ અને તેના આધારભૂત શ્રેયનું તત્ત્વ. આ તત્ત્વ સર્વ જ્ઞાનનું કારણ છે (येनाहुर्मतो मतम्), તેમ જ સ્વયંપ્રકાશિત હોઈ પ્રકાશનું અને આપણી દૃષ્ટિનું પણ કારણ છે (तस्य भासा सर्वमिदं विभाति). સર્વ ભૌતિક વિદ્યાઓનો આધાર પણ એ જ છે. એ જ સત્ય, જ્ઞાન અને નિર્મળ સૌંદર્ય છે. એનું રહસ્ય પામ્યા વિના બીજું બધું જ્ઞાન મિથ્યા છે—આભાસમાત્ર છે.

આ પરમ તત્ત્વના દ્રષ્ટાઓ જ ધર્મરાજ્યના શાસકો થવાને અધિકારી છે, કારણ કે તેમનું ચિત્ત સતતી ઉપર જ સ્થિર હોય છે અને દુન્યવી વસ્તુઓ ઉપર લક્ષ આપવાનો કે લોકો જોડે ઝઘડો અથવા દ્વેષ કે ઈર્ષા કરવાનો તેમને સમય હોતો નથી. તેમની દૃષ્ટિ નિરંતર અચળ અને અમર વસ્તુ તરફ જ વળેલી હોય છે. તેઓ અર્થની કામના ન રાખતાં અકિંચન રહેશે. તેમને પોતાનું કુટુંબ પણ ન હોય, સમગ્ર નાગરિક-સમૂહ તેમનું કુટુંબ બનશે, આખા સમાજ પરત્વે તેમનો સ્વ-ભાવ હશે.

આ ધર્મરાજ્યના નાગરિકો પણ આદર્શનિષ્ઠ હોવા જોઈએ. શરીરયાત્રા માટે તેમણે પરંપરાગત ધંધાને જ અનુસરવું જોઈએ. તો જ ગળાકાપ હરીફાઈ અને તેમાંથી નીપજતી વિષમતામાંથી સમાજ બચી શકે અને દીર્ઘજીવી થાય. આવો વર્ણ-ધર્મ સમાજના સ્વાસ્થ્યના પ્રાણ સમાન હોઈ, નિર્વાહ અર્થે પોતપોતાના પરંપરાગત ધંધાને અનુસરવું, એને જ પ્લેટો ધર્મ કહે છે. આ વર્ણધર્મનો ભંગ થવાથી જ સમાજ અથવા રાજ્યનો નાશ થાય છે. તે કહે છે: 'પરંતુ, જ્યારે કોઈ મોચી કે સ્વભાવથી જ વૈશ્ય થવાને લાયક હોય એવો બીજો કોઈ માણસ, સંપત્તિ, બળ કે પોતાના અનુયાયીઓની સંખ્યા વધી જવાથી અથવા એવા કોઈ અનુકૂળ સંજોગોથી ફુલાઈ જઈ, સૈનિકોના વર્ગમાં, અથવા તો કોઈ સૈનિક પાલકો કે શાસકોના વર્ગમાં ઘૂસવા પ્રયત્ન કરે, કે જેને માટે તે નાલાયક હોય, અને તેમાંનો કોઈ બીજાની ફરજો કે હથિયાર પચાવી પાડે, અથવા એક જ વ્યક્તિ વૈશ્ય, શાસનકર્તા અને સૈનિક એમ ત્રણે થવા જાય, તો હું માનું છું

કે આવી અદલાબદલી અને એકબીજાની દખલથી રાજ્યનો નાશ થશે.'

આમ વર્ણધર્મ ઉપર પ્લેટોની અપૂર્વ શ્રદ્ધા છે અને એના પાયા ઉપર જ તેનું સમાજશાસ્ત્ર રચાયેલું છે. પરંતુ પ્લેટોનો વર્ણધર્મ જડ નથી. એમાં અધિકારી મોચી કે બીજા કોઈ પણ ધંધાદારીને શાસકવર્ગમાં જવાનો, અને અનધિકારી શાસકને તેની યોગ્યતા મુજબના ધંધામાં જોડાવાનો પૂરેપૂરો અવકાશ છે.

વર્ણધર્મથી હરીફાઈનું તત્ત્વ નાબૂદ થાય છે અને સમાજના બધા વર્ગોનાં હિત સુરક્ષિત રહે છે. પોતપોતાનાં હિત વિષે નિર્ભય થવાને કારણે સર્વત્ર અભેદવૃત્તિ જન્મે છે અને પરિણામે બધા વર્ગોમાં આખા સમાજ વિષે ઐક્યની કે પોતીકાપણાની ભાવના પેદા થાય છે. આવા સમાજ કે રાજ્યમાં બધા જ લોકો કોઈ પણ વસ્તુ માટે એકસરખી રીતે મમત્વ અથવા અસ્પૃહા રાખશે; અને એક પણ માણસના સુખે કે દુઃખે આખું રાજ્ય સુખ કે દુઃખ અનુભવશે. કોઈ પણ વ્યક્તિ કે વર્ગનું નહિ પણ આખા સમાજનું હિત એ જ પ્લેટોના ધર્મરાજ્યનું ધ્યેય છે.

પ્લેટોના કેળવણીવિષયક, નૈતિક તેમ જ સામાજિક વિચારો આપણે ટૂંકમાં જોઈ ગયા. પણ એના રાજકીય વિચારો શા હતા? કે 'ધર્મરાજ્ય'માં રાજકીય પ્રશ્નોની ચર્ચા જ નથી? એ ગ્રંથમાં રાજકીય પ્રશ્નોની ચર્ચા નથી એમ તો ન કહેવાય. પરંતુ પ્લેટોનું રાજકારણ નીતિશાસ્ત્રથી નિરાળું નથી. મનુષ્ય મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કરી શકે અથવા તેને તે શાથી ગુમાવે છે, એ 'ધર્મરાજ્ય'નો અંતર્ગત પ્રશ્ન છે. આમ એ ગ્રંથનો મૂળ પ્રશ્ન આધ્યાત્મિક હોઈ, એમાં રાજકારણ એ નીતિશાસ્ત્રનો જ વિષય બની જાય છે. નીતિભાવનામાં સહેજ પણ ક્ષતિ પહોંચવાથી, રાજ્ય તેમ જ વ્યક્તિનો ઉત્તરોત્તર કેવો શતમુખ વિનિપાત થાય છે, એનું આબેહૂબ બ્યાન પ્લેટોએ એ ગ્રંથના આઠમા અને નવમા પરિચ્છેદમાં આપ્યું છે, તે બધાએ વાંચી જવા જેવું છે.

આ આર્ષ ગ્રંથ લખાયાને સૈકાંઓ થઈ ગયાં, છતાં હજી એની પ્રેરણા જૂની થઈ નથી; આજે પણ એ મનુષ્યને દૃઢતાપૂર્વક આદેશ આપે છે કે, श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते। (ધીર પુરુષ પ્રેય છોડી શ્રેયને જ વરે છે; મંદ બુદ્ધિ જ યોગક્ષેમના ખ્યાલથી પ્રેયને પસંદ કરે છે.) અને જ્યાં સુધી શ્રેયના ઉપાસકો હશે ત્યાં સુધી એની એ પ્રેરણા નિત્યનૂતન રહેશે.

**મણિભાઈ ભ. દેસાઈ**



## ગાંધીજીની છેલ્લી ભેટ

(એક પત્રમાંથી)

વર્ધા-યોજનાને ગાંધીજીએ, પોતે હિંદને કરેલી બધી ભેટોમાં બારેમાં બારે વસ્તુ કહી છે; અને ઉપરાંત એમ પણ કહ્યું છે કે, હું નથી માનતો કે આના કરતાં વધારે સારી વસ્તુ હું આપી શકીશ. આપણા પૂજ્ય નેતાએ જે વસ્તુને આવડું મોટું ગૌરવશાળી સ્થાન આપ્યું છે તે શા માટે, એનું કારણ આજે હજુ આખો સમાજ પામી ગયો છે એમ ન કહેવાય. તેનું એક કારણ તો એ પણ છે કે, કેળવણીમાં આપણા શિક્ષિત વર્ગો પણ હજી પશ્ચિમના અનુકરણ-યુગમાંથી નથી નીકળ્યા. રાજકારણની પદ્ધતિમાંથી અનુકરણ-યુગ ટળવાની સાથે આપણે સ્વદેશી ઢબે ચાલ્યા તો સત્યાગ્રહ જેવી સંગીન અને સર્જક પદ્ધતિ શોધી. ઉદ્યોગધંધામાં સ્વદેશી ઢબે આગળ વધ્યા તો ખાદી અને ગ્રામ-ઉદ્યોગ જેવી શીઘ્રફલદાયી અને સર્વતોભદ્ર વસ્તુઓ ઉપજાવી શક્યા. એમ જ હવે કેળવણીમાં આપણી પોતાની ઢબનો અમલ કરવાનો જમાનો આવ્યો છે. વર્ધા-યોજના એવી ઢબ છે. અને તેથી જ તે આપણા આખા કેળવણીના પ્રશ્નને એક બાથમાં લઈ શકવા હામ ભીડે છે. . . . . .

# વિદ્યાનો ક્રમ

છાંદોગ્ય ઉપનિષદમાં આવેલી સત્યકામ જાબાલની વાત સૌ કોઈ જાણે છે. ગુરુ પાસે જ્યારે તે ભણવા ગયો ત્યારે એને દાખલ કરતાં પહેલાં ગુરુએ તેને એનું ગોત્ર પૂછ્યું. સત્યવાદી શિષ્યે 'મારી માને જ ખબર નથી તો પછી હું તમને કેવી રીતે કહી શકું', એવો સીધો અને સરળ જવાબ આપી દીધો. આવો સત્યવાદી છોકરો બ્રાહ્મણ જ હોઈ શકે છે એમ કહી ગુરુએ તેને યજ્ઞોપવીતદીક્ષા આપી અને આશ્રમમાંની ખેતીની વ્યવસ્થા તેને સુપરત કરી. સત્યકામે ઢોર, પક્ષી અને અગ્નિ પાસેથી સર્વ જ્ઞાન મેળવ્યું. અને ગુરુએ એના જ્ઞાનની ખાતરી કરી તેને બ્રહ્મવેત્તાની પદવી આપી દીધી. ક્રમે ક્રમે સત્યકામ આચાર્ય થયો.

* * *

બ્રહ્મચારી કમલપુત્ર ઉપકોસલ આચાર્ય સત્યકામ જાબાલને ત્યાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે બાર વર્ષ સુધી રહ્યો અને તેણે ગુરુના અગ્નિની સેવા કરી. બાર વર્ષ વીત્યા પછી ગુરુએ બીજા બધા વિદ્યાર્થીઓને ઉત્તીર્ણ કર્યા, અને ઘેર જવાની અનુજ્ઞા આપી. પણ ફક્ત એક ઉપકોસલને રજા મળી શકી નહિ. તે બાપડો લાગવગ લગાડવા ગુરુપત્નીની પાસે ગયો. ગુરુપત્નીએ આચાર્યને ભલામણ કરી :—

"બીચારા બ્રહ્મચારીએ આપણા અગ્નિની બાર વર્ષ સુધી ઠીક સેવા કરી છે. હવે એને તમારું બ્રહ્મજ્ઞાન કહોને. . . . આટલી સેવા કર્યા પછી જો તમે એને જ્ઞાન નહિ આપો તો આપણા અગ્નિઓ જ તમને ઠપકો આપશે." આચાર્યે કંઈ પણ જવાબ આપ્યો નહિ પણ તેઓ તો બહાર-ગામ જવા માટે નીકળ્યા.

દુઃખી બ્રહ્મચારીએ ઉપવાસ શરૂ કર્યો. તેને આચાર્યપત્નીએ પૂછ્યું, "બેટા કેમ નથી ખાતો? કંઈક તો ખા." બ્રહ્મચારીએ જવાબ આપ્યો કે, "માણસમાં ઘણી મુરાદો હોય છે, એવી જ એક મુરાદના આધિથી હું દુઃખિત છું માટે ખાતો નથી."

તેણે દૃઢતાથી અગ્નિની કરી ધ્યાનપૂર્વક સેવા કરી. આખરે અગ્નિઓ સંતુષ્ટ થયા. તેમણે વિચાર્યું કે, "આ બ્રહ્મચારીએ આપણી ઉપાસના ઉત્તમ કરી છે. ચાલો આપણે જ પ્રગટ થઈને તેને જ્ઞાન આપીએ." પછી ગાર્હપત્ય અગ્નિ, અન્વાહાર્યપચન, અગ્નિ અને આહવનીય અગ્નિએ પ્રગટ થઈને પોતાનું વ્યાપક સ્વરૂપ અને આ વિશ્વમાં જે તત્ત્વ રહ્યું છે તેનું જ્ઞાન આપ્યું. અને દુનિયામાં અનન્તત્વ એ જ સુખ છે એમ બતાવી દીધું અને કહ્યું કે, "બાપુ, આ અમારી આત્મવિદ્યા તને બતાવી દીધી. આગળનો માર્ગ તો ગુરુગમ્ય છે. આચાર્ય જ તને તે કહેશે."

આચાર્ય સત્યકામ જ્યારે ઘેર આવ્યા ત્યારે ઉપકોસલને જોતાં જ તેની મુખથી ઉપરથી તેઓએ જાણ્યું કે, છોકરો હવે પહેલાં જેવો નથી રહ્યો. તે બોલ્યા :—'અરે! છોકરા, તને તો જ્ઞાન થયું લાગે છે. તું કોની પાસે ભણ્યો?' ઉપકોસલે ત્રણે અગ્નિનો સાક્ષાત્કાર થયાની વાત કહી દીધી. ગુરુજીએ સંતુષ્ટ થઈને કહ્યું કે, "અગ્નિઓએ તને બધા લોકોનું જ્ઞાન આપી દીધું છે. ચાલ હવે તને હું બ્રહ્મજ્ઞાન કહું છું." ગુરુ પાસેથી બ્રહ્મવિદ્યા પામી કૃતાર્થ થઈ શિષ્ય વિદાય થયો.

* * *

ગ્રીસમાં શિષ્યને પ્રથમ પદાર્થવિજ્ઞાન (Physics) શીખવીને પછી જ દર્શનશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન ભણાવતા. (Metaphysics: Meta = પછી, Physics = ભૌતિકશાસ્ત્ર) સત્યકામ જબાલ અને તેના શિષ્ય ઉપકોસલની વાતો પરથી એ જ ક્રમ દેખાય છે. ઢોર, પશુ, પક્ષી, અગ્નિ વગેરેનું લૌકિક જ્ઞાન પોતાના પ્રયત્નથી નિરીક્ષણ, પરીક્ષણથી અને પ્રયોગો કરીને પ્રાપ્ત કર્યા પછી જ ગુરુ ઔપનિષદિક વિદ્યા એટલે બ્રહ્મજ્ઞાન આપતા.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# ઉદ્યોગ—કેળવણીનું સાધન

[આના લેખક શ્રી. લાલભાઈ દેસાઈ આપણા ઇલાકાની વર્ધા કેળવણીને માટે ખાસ નીમેલા સરકારી અમલદાર છે. શિક્ષણનાં તત્ત્વ તથા વ્યવહારનો એમનો અનુભવ ઠીક ઠીક ગણાય. લંડનના બી.ટી. થયેલા હોઈ, પરદેશની શિક્ષણસંસ્થાથી પણ તે પરિચિત છે. વર્ધા કેળવણીનો પ્રયોગ સરકારે એમને સોંપ્યો છે. તે રીતે એમનો આ લેખ કીમતી ગણાય. મ.]

**ઉદ્યોગ વિષે સામાન્ય સમજ**

સાધારણ રીતે ઉદ્યોગને આપણી સમાજે ધન કમાવાના સાધન તરીકે ગણ્યો છે અને તેથી દરેક ઉદ્યોગની ધન મેળવી આપવાની શક્તિ પ્રમાણે તેનો ઊંચાનીચા તરીકેનો ભેદ મનાયો છે. જે ઉદ્યોગમાં મહેનતના પ્રમાણમાં કમાણી કરવાની શક્તિ ઓછી, તે સાધારણ રીતે હલકો ઉદ્યોગ કહેવાયો; અને થોડી મહેનતે વધુ કમાણી મેળવતો ઉદ્યોગ ઊંચો કહેવાયો. એ ઉપરાંત કેટલાક ઉદ્યોગોમાં મગજશક્તિનો સતત ઉપયોગ ચાલુ રાખવો પડતો હોવાથી, અને તે પ્રમાણમાં તેની કમાણી કરી આપવાની શક્તિ મોટી હોવાથી, તે પણ ઊંચા ગણાયા. મોટે ભાગે વધુ પ્રમાણમાં મહેનતની જરૂરવાળા ઉદ્યોગો આપણા જનસમાજમાં "ઉદ્યોગ" તરીકે લેખાયા અને તેને લઈને સાધારણ રીતે ઉદ્યોગની પંક્તિ ધન કમાવામાં નીચી લેખાઈ.

**બુદ્ધિ અને ઉદ્યોગ**

ફક્ત અંગમહેનતની જ જરૂર પડે અને મગજ-શક્તિ ઝાઝી વાપરવી ન પડે એવા ઉદ્યોગો તો, ખરે જ, બહુ ઓછા છે. ઘણા-ખરા ઉદ્યોગોમાં મગજશક્તિ વાપરવાની જરૂર પડે જ છે. માણસ મગજશક્તિ વાપરીને ઉદ્યોગ કરે તો તે સારી રીતે કરી શકે અને હોશિયાર લેખાય. એક સાધારણ ખાડો ખોદવા જેવા ઉદ્યોગમાં પણ જો કોઈ મજૂર પોતાની મગજશક્તિ વાપરે તો તે ઘણા ટૂંક સમયમાં પોતાને જોઈએ એવો ખાડો ખોદી શકે. એથી ઊલટું, સાધારણ મજૂરો ગમે તેમ પોતાની કોદાળી કે નરાજનો ઉપયોગ કરી ઢંગધડા વિનાનો ખાડો ખોદે તો તે સારા ઉપયોગમાં ન જ આવે. મતલબ કે, ઉદ્યોગમાં મગજશક્તિ વાપરવાથી તે ઉદ્યોગની ધન કમાવી આપવાની શક્તિ વધે છે, અને ઉદ્યોગ કરનાર માણસની મગજશક્તિનો આ પ્રમાણે ઉપયોગ થવાથી તે વધુ તીવ્ર બને છે એ સહેજે સમજી શકાય એવું છે. દાખલા તરીકે, ખાડો ખોદનાર બુદ્ધિશાળી હોય તો તે ખાડો ખોદતા પહેલાં ઘણી જાતના વિચાર કરે. જમીન પોચી છે કે કઠણ, જમીનની અંદરના ભાગમાં કેટલે ઊંડે પથ્થર આવેલો છે, ખાડો કેટલો સાંકડો અથવા પહોળો ખોદવાનો છે, કેટલો ઊંડો ખોદવાનો છે, વગેરે બાબતોનો સૂક્ષ્મ રીતે વિચાર કરી કેવી જાતનું હથિયાર વાપરવું—કોદાળી કે નરાજ—તે વિચાર કરે. તદ્દન સીધો અને ઊંડો ખાડો ખોદવા માટે નરાજ કેવી રીતે વાપરવી પડે, તેનું પાનું સીધું કે આડું વાપરે, તેને સીધી કે ત્રાંસી પકડી તેનો ઉપયોગ કરે, પાનું આડું વાપરવાથી શું થાય અને સીધું વાપર-વાથી શું થાય, વગેરે ઘણી ઘણી બાબતના વિચાર કરી એ પોતાનું કામ કરે. ઘણાખરા હોશિયાર અને બુદ્ધિશાળી મજૂરો આ બાબતનો વિચાર કરે છે; અને જે પ્રમાણમાં એ બધી બાબતો વિચારે તે પ્રમાણમાં એ કામ સારું કરી શકે, એમની કામ કરવાની શક્તિ વધે અને કમાણી પણ વધારી શકે. મતલબ કે, જેમ જેમ વિચારપૂર્વક એ કામ કરતા જાય તેમ તેમ તેમની મગજશક્તિ પણ ખીલતી જાય, અને કામ કરવાની અને ધન મેળવવાની શક્તિ પણ વધતી જાય.

# વહેવારુ ખગોળ

## ૧
## પ્રાસ્તાવિક

સામાન્ય માણસ રોજના વહેવારમાં ખગોળ-શાસ્ત્રનો શો ઉપયોગ કરી શકે તે બતાવવાનો આ લેખમાળાનો હેતુ છે. આગબોટ ચલાવવા માટે તો ખગોળનો ઉપયોગ કરવો જ પડે છે. વિમાનો વધારે પ્રગતિ કરશે, ત્યારે તેઓએ પણ ખગોળનો ઉપયોગ કરવો જ પડશે. ભૂગોળના નકશા બનાવનારને પણ ખગોળનો ઉપયોગ કરવો પડે છે. ન્યૂટનથી માંડીને આઇન્સ્ટીન સુધીના વિદ્વાનોએ શોધેલા ગતિશાસ્ત્રના સિદ્ધાન્તોની સૌથી સંતોષકારક સાબિતી પણ ખગોળ આપે છે એટલું જ નહિ, પણ ઘણી વખત આ સિદ્ધાન્તોની શોધ પણ ખગોળના અવલોકનમાંથી જ જન્મી છે. આવી બાબતોને પણ વહેવારુ બાબતો ગણી શકાય. પણ આપણે આપણું ધોરણ ઓછું રાખીશું અને આજના સાધારણ ભણેલા હિંદીને આપણી નજર આગળ રાખીને તે તેના રોજના વહેવારમાં ખગોળનો શો ઉપયોગ કરી શકે તે જોઈશું.

પૃથ્વી દડા જેવી ગોળ છે ને તેની ધરી પર ૨૪ કલાકમાં એક આંટો ફરે છે, સૂર્ય સ્થિર છે, પૃથ્વી સૂર્યની આસપાસ વરસમાં એક પ્રદક્ષિણા કરે છે, અક્ષાંશરેખાંશ, ઋતુઓનાં કારણો, ચંદ્ર પૃથ્વીની આસપાસ એક મહિનામાં ફરે છે, ચંદ્રકલાનાં ક્ષય-વૃદ્ધિ, ગ્રહણનાં કારણો, સૂર્યમાળા, ગ્રહો અને ઉપગ્રહો, તારાઓ સ્થિર છે અને આપણાથી અબજો માઇલ દૂર છે, વગેરે સામાન્ય બાબતો માધ્યમિક શાળાની ભૂગોળનાં પુસ્તકોમાં આપેલી હોય છે. વાચકને એમનું જ્ઞાન ન હોય, તો તેણે એ પુસ્તકો-માંથી મેળવી લેવું. એને એ જ્ઞાન છે એમ સ્વીકારીને આ લેખમાળા ચાલશે.

આ શાસ્ત્ર આપણામાં બહુ જૂનું છે. આકાશના તારાઓને ઝૂમખાંઓ (નક્ષત્રો)માં વહેંચી નાખવા અને એ ઝૂમખાંઓને નામ આપવાં એને જો આ શાસ્ત્રની શરૂઆત ગણીએ, તો આ શાસ્ત્ર આપણામાં ઓછામાં ઓછું ૫૦૦૦ વર્ષ જૂનું છે એમ કહી શકાય. આપણામાં તેને 'જ્યોતિઃશાસ્ત્ર' અથવા ટૂંકમાં 'જ્યોતિષ' કહે છે. પણ 'જ્યોતિષ' શબ્દ બોલતાં જ લોકો આ આકાશવિદ્યાને બદલે મુહૂર્ત, જન્મોત્રી વગેરે સમજે છે. તેથી આપણાં શાસ્ત્રને આપણે 'ખગોળશાસ્ત્ર' અથવા ટૂંકમાં 'ખગોળ' કહીશું. મુહૂર્ત વગેરેને, સ્પષ્ટતા ખાતર, 'ફલ-જ્યોતિષ' કહીશું.

આ બે શાસ્ત્રો વિષે લોકોના મનમાં ખૂબ જ ગોટાળો છે. આ બે શાસ્ત્રો એક જ હોય અથવા તો એક એ બીજાનું તર્કસિદ્ધ ફળ હોય એવી માન્યતા ખૂબ જ પ્રવર્તે છે. જોશીઓએ અગાઉથી ભાખેલું ગ્રહણ બરાબર થાય છે, તો તેઓએ ભાખેલી જન્મોત્રી પણ સાચી હોવી જોઈએ, એવી દલીલ ઘણી વખત કરવામાં આવે છે. તેથી તે વિષે અહીં ખુલાસો કરવાની જરૂર છે કે આ બે શાસ્ત્રો વચ્ચે કંઈ સંબંધ નથી. ખગોળ એ ખરી રીતે 'શાસ્ત્ર' એટલે 'વિજ્ઞાન' છે, અને રસાયણશાસ્ત્ર વગેરે બીજાં ભૌતિક શાસ્ત્રોની પેઠે આપણે દૂરબીનો અને બીજાં યંત્રો વડે આ શાસ્ત્રની પ્રત્યક્ષ સાબિતી મેળવી શકીએ છીએ. ફલજ્યોતિષની આવી કોઈ પ્રત્યક્ષ પ્રયોગસિદ્ધ સાબિતી આપી શકાતી ન હોવાથી, આપણે તેને 'વિજ્ઞાન' કહી શકીએ નહિ. ફલજ્યોતિષમાં માનનારાઓની સંખ્યા ગમે તેટલી મોટી કે નાની હોય, તોપણ તેઓ તેને શ્રદ્ધાથી જ માને છે એમ કહેવું જ પડશે. ખગોળશાસ્ત્ર ગ્રહોનાં સ્થાનને અગાઉથી નક્કી કરી શકે છે. ઋતુઓ, ગ્રહણો વગેરે આ ગ્રહસ્થિતિનાં તર્કસિદ્ધ તેમ જ પ્રત્યક્ષ પ્રયોગસિદ્ધ ફળો છે. પણ મુહૂર્ત, જન્મોત્રી વગેરે ખગોળશાસ્ત્રનાં તર્કસિદ્ધ કે પ્રયોગસિદ્ધ ફળો નથી, એટલું બરાબર સ્પષ્ટ રીતે સમજી લેવું ઘટે છે.

ખગોળના વ્યાવહારિક ઉપયોગને આપણા જૂના ગ્રંથો 'ત્રિપ્રશ્ન' એટલે દિક્, દેશ અને કાળ એ ત્રણ બાબતોનો પ્રશ્ન કહે છે એ બહુ જ યોગ્ય છે. આકાશના અવલોકનથી આપણે દિશા અને સમય જાણી શકીએ છીએ, તેમ જ આપણે પૃથ્વીના કયા ભાગમાં એટલે કયા અક્ષાંશરેખાંશમાં છીએ તે જાણી શકીએ છીએ. આ જાણવા માટે સૂર્ય, ચંદ્ર, ગ્રહો તેમ જ તારાઓનું અવલોકન આપણને ઉપયોગી છે. યુરોપઅમેરિકાની વેધશાળા (આકાશનું અવલોકન કરવાની જગા)ઓમાં તેમ જ આગબોટોમાં પણ આ બાબતોને માટે બહુ જ સૂક્ષ્મ અને બહુ જ કીમતી-યંત્રો હોય છે. પણ આપણે તો પદાર્થોની છાયા, જમીન પર દોરેલી લીટીઓ કે વર્તુલો વગેરે અહીંનો સાધારણ માણસ પ્રાપ્ત કરી શકે એવાં સાધનોની મદદથી જ આપણાં અવલોકનો કરીશું.

આ વિષયનાં પુસ્તકો ગુજરાતીમાં એટલાં થોડાં છે કે લગભગ નથી એમ કહીએ તો હરકત નથી. છતાં જે થોડાં છે, તે જિજ્ઞાસુને માટે અમે નીચે જણાવીએ છીએ.*

આપણે આવતા અંકમાં સૂર્યથી શરૂઆત કરીશું અને સૂર્યની છાયા પરથી સૂક્ષ્મ રીતે દિશા, સમય, અક્ષાંશ, રેખાંશ વગેરે કેવી રીતે જાણી શકાય, તથા જુદાં જુદાં સ્થળોના સૂર્યોદય, સૂર્યાસ્ત વગેરેના સમયો કેવી રીતે કાઢી શકાય તે જોઈશું.

**હરિહર ભટ્ટ**

* ૧. ખગોળના તદ્દન પ્રાથમિક જ્ઞાન માટે શ્રી સટાના કૃત 'આપણું ઘર: પૃથ્વી' (પ્રકાશક: એસ. બી. શાહ, અમદાવાદ)નાં પહેલાં ચાર પ્રકરણો.

૨. શ્રી. શંકર બાળકૃષ્ણ દીક્ષિત કૃત 'જ્યોતિર્વિલાસ'નું ગુજરાતી ભાષાંતર. (મુંબઈ,'ગુજરાતી' પ્રેસે પ્રકાશિત કર્યું છે કિં. ૩ રૂ.) આ સારું પુસ્તક છે.

૩. આકાશના તારાઓનું ઓળખાણ કરવા માટે તેમ જ ખગોળની બીજી ઘણી ઉપયોગી બાબતો માટે શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા કૃત 'આકાશદર્શન' (પ્રકાશક: એસ. બી. શાહ, અમદાવાદ; કિં. ૦ાા રૂ.).

# ગુરુને

બન્યો ગુરુ પરંતુ તું સહી શકે નહિ શિષ્યના
વિનોદભર ટોળ ને હડ-ભરેલ ઉન્માદને;
ગમે ન રમતો, ન શોર, નહિ ચેનચાળા તને,
તું તો નીરખવા ચહે વદન બાળને દેવનાં
મુખો તણી પ્રસન્ન સાત્ત્વિક પ્રશાન્ત રેખા; મના
કરન્ત તુજ તર્જની જરીય તેથી ના જંપતી;
અને વિધિનિષેધની અવનવી રીતો શોધતી
મૂંઝાતી તવ બુદ્ધિ ભંગ વધુ દેખતાં શિસ્તના.

બન્યો ગુરુ—ન કિન્તુ તું ગુરુપદાંની એકે કળા
શીખ્યો; ગુરુ બનાવને ધીરજમૂર્તિ ખેડૂતને—
સહી તરસ, ટાઢ, તાપ ખીલતી કૂણી દ્રાક્ષના
નિહાળી રસ અમ્લ તે શ્રમ ત્યજે ? ત્યજે ધૈર્યને ?
નહીં જ !—છળ અમ્લને ખીલતી મિષ્ટની પૂર્ણતા—
ઘણાં તમસ તો, સખે, કવચ રૌદ્ર છે સત્ત્વનાં !

**સ્નેહરશ્મિ**

# સેવાની દીક્ષા

[શ્રી. રાવજીભાઈ પટેલનું 'ગાંધીજીની સાધના' પુસ્તક વાચકે ન જોયું હોય તો તે જોવા જેવું ગણાય. તેમાં લેખકે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી અંગેનાં પોતાનાં સંસ્મરણો આપ્યાં છે. સંસ્મરણ તો એક અખૂટ ખાણ છે. શ્રી. રાવજીભાઈ આવાં બીજાં કેટલાંક સંસ્મરણો આ માસિક મારફતે આપવાના છે. આ તેનો પહેલો હપતો ઉપરના પુસ્તકના 'પ્રથમ દર્શન' નામના પ્રકરણના અનુસંધાનમાં છે. મ.]

તે દિવસે સવારે ગાંધીજીએ મને પાવડો આપીને પોતાની સાથે બગીચામાં કામ કરવાને લીધો, અને અમે વાતોએ ચડ્યા. એક પાવરધા થયેલા ખેડૂતની જેમ તેમણે તો પાવડો ચલાવવા માંડ્યો. મારે વાતોને સ્વાર્થે તેમની પાછળ ખેંચાવું પડ્યું. તેમણે વાતની શરૂઆત કરી :

"તમારા પત્રો મને ગમ્યા છે. કેમ, વેપારમાં હવે મન ગોઠ્યું છે ને?"

"ગોઠવવા પ્રયત્ન કરું છું. દેશમાં કે અહીં આપણા વેપારની જે પ્રણાલિકા છે તેમાં ફેરફાર કરવો મારી શક્તિ ઉપરાંતની વાત છે. અને ચાલતી પ્રણાલિકામાં કોઈ રીતે દિલ ગોઠે તેમ નથી. આવી કઢંગી અને અપ્રામાણિક પ્રણાલિકામાં વેપાર કરવો અને તેમાંથી ધનપ્રાપ્તિ કરવી, એથી હૃદય ડંખે છે."

"પણ તમારે ધનપ્રાપ્તિ કરવી હોય તો તમારા હૃદયને ગોઠતો હોય તેવો વેપાર ગોતવો રહ્યો. અહીં આશ્રમમાં આવવાની વાતમાં તો ધનપ્રાપ્તિની ઇચ્છાને તજવી જોઈએ ને?"

"હાજી, મારા જીવનનું ધ્યેય ધનપ્રાપ્તિનું મેં રાખ્યું જ નથી. વિદ્યાર્થી તરીકે ઉચ્ચ જીવનનાં સ્વપ્નોમાં હું રચ્યોપચ્યો રહેતો હતો, તેવામાં એકાએક મારા પિતાશ્રીએ મને અહીં ધકેલ્યો. મારા જીવનની શુદ્ધિ સાથે ધનપ્રાપ્તિ થતી હોય તો ભલે પિતાશ્રી રાજી થાય, એમ માનીને અહીં આવ્યો. પણ અહીં તો મારું હૃદય બંડ કરે છે; ધનપ્રાપ્તિ કરવાનો અણગમો ઉત્પન્ન થયો છે. એટલે, આપ રજા આપો તો પહેલી અનુકૂળતાએ હું આપની સમક્ષ આવી જાઉં."

ગાંધીજી એકાદ ક્ષણ થંભીને બોલ્યા:

"પણ આમ ઉતાવળ ન કરો. અહીં આવીને રહેવું સહેલું નથી. અહીં આવીને ગરીબાઈ અને બ્રહ્મચર્યનું વ્રત લેવું જોઈએ. તમારાથી તે લઈ શકાય તેમ છે?"

શું કહેવું? હું વિચારમાં પડ્યો. એટલે તેમણે પૂછ્યું: "કેમ શો વિચાર કરો છો?"

"ગરીબાઈનું વ્રત તો લઈશ, અને હું અહીં એકલો છું એટલે બ્રહ્મચર્યનું વ્રત લીધા વિના બ્રહ્મચર્ય તો પળાશે ને?"

"પણ ભાઈ, એવા બ્રહ્મચર્યનો બહુ અર્થ નથી. માનસિક બ્રહ્મચર્ય—સૂક્ષ્મ બ્રહ્મચર્ય ન સચવાય તો શારીરિક બ્રહ્મચર્ય—સ્થૂલ બ્રહ્મચર્ય ટકતું નથી. કાંઈ નહિ તો સ્વપ્નમાં પણ વીર્યસ્ખલન થઈ બ્રહ્મચર્ય ખંડિત થાય છે."

મેં નિરાશ થઈને જવાબ આપ્યો: "એવું સૂક્ષ્મ બ્રહ્મચર્ય એકાએક શી રીતે પળાય? એમાં તો અનેક વિઘ્નો આવે તેને શી રીતે ઓળંગાય? એ બારે વાત છે."

પણ બાપુજીએ તો એક વાક્ય આગળ બોલી મને આશાવંતો કર્યો: "પણ તે અશક્ય તો નથી જ. શુદ્ધ ભાવે તેવો પ્રયત્ન તો થાય ને?"

"હાજી, જરૂર થાય." એટલો જવાબ આપી હું ચૂપ રહ્યો. મારા હૃદયમાં વિચારનું તોફાન જાગ્યું હતું. મેં એક પ્રશ્ન કર્યો:

"બાપુજી, આવો પ્રયત્ન કોઈ અહીં કરે છે?"

"હા, ઘણાયે પડે છે, આખડે છે; છતાં મને શ્રદ્ધા છે કે, તેમનો પ્રયત્ન સાચા હૃદયનો છે."

"પણ એક હાથે શી રીતે તાળી પડે? એમાં તો સ્ત્રીપુરુષ બંનેનો શુદ્ધ ભાવે સાથ જોઈએ."

"બંનેનો સાથ હોય તો એ કામ જલદી ઊકલે. પણ બંનેનો સાથ ન હોય તો એકથી ના થાય તેમ તો નથી જ ને?"

"બાપુજી, મને ભય છે કે એકના જ પ્રયત્નથી બ્રહ્મચર્યપાલન થવું બહુ મુશ્કેલ છે. પતિપત્ની એક ધ્યેયનાં નથી હોતાં. અને એકપક્ષી પ્રયત્નથી તો સંભવ છે કે, સામા પક્ષને પ્રથમ અસંતોષ પેદા થાય અને પછી અંતઃકલહ ઊભો થાય. અને આમ થાય તો એવો પણ સંભવ છે કે બેવફાદારીનો ફીટો દામ્પત્ય થાય. આનું પરિણામ શું આવે?"

ગાંધીજીએ તુરંત જવાબ આપ્યો :

"પરિણામ સારું આવે. સારા કામનું પરિણામ કદીયે બૂરું આવતું નથી. મીરાંએ ભક્તિ કરી અને ગિરધારીને વરી તે શું કુંભારાણા સાથે દેહ-સંબંધ રાખીને વરી હશે? સંપૂર્ણ બ્રહ્મચર્ય સિવાય પ્રભુનો મેળાપ થાય નહિ."

"પણ બાપુજી, મીરાં અને કુંભારાણા વચ્ચે કજિયો થયો તેનું શું?"

"એ કજિયો ક્ષણિક હતો. તે કુંભારાણાની કામવૃત્તિને લીધે હતો; મીરાંનો નહોતો. મીરાંએ તો પોતાના શુદ્ધ બ્રહ્મચર્યવ્રત વડે છેવટે કુંભારાણા ઉપર જીત મેળવી, તેની કામવૃત્તિને છોડાવી, તેને પોતાનો કર્યો અને ઉદ્ધાર્યો. એટલે, તેવા અખતરા કરવા હું તૈયાર છું, અને અહીં કરું છું પણ ખરો."

આ ગંભીર વાતનો અંત તો ન આવ્યો, પણ બગીચામાં કામ કરવાનો સમય પૂરો થવાનો ઘંટ વાગ્યો અને અમારી વાત બંધ થઈ.

રાવજીભાઈ મણિભાઈ પટેલ

# સેગાંવની શાળા

[ઈ. સ. ૧૯૩૬માં આપણી સાહિત્ય પરિષદને પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ સેગાંવની નિરક્ષરતા અને અજ્ઞાન દર્શાવતું જે હૃદયદ્રાવક ચિત્ર દોર્યું હતું તે સૌને યાદ હશે. ત્યાં હવે વર્ધા-યોજના શરૂ થઈ છે. હિંદુસ્તાની તાલીમી સંઘના મંત્રી શ્રી. આર્યનાયકમ્ તેનાં સુફળ વર્ણવે છે તે, તા. ૧૯–૮–'૩૯ને રોજ નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં તે ગયા હતા ત્યારે, ત્યાંની ઉપાસના બાદ આપેલા પ્રવચનમાંથી નીચે ઉતાર્યું છે. મ.]

સેગાંવમાં વર્ષોથી લોકલ બોર્ડની શાળા ચાલતી હતી. નિશાળમાં બાળકો ભણતાં હતાં, તેમને કંઈક લખતાં, વાંચતાં ને ગણતાં શીખવાતું હતું. પણ તેમના શરીર પર વસ્ત્ર નહોતાં આવી શકતાં, તેમના પેટનો ખાડો પુરાઈને પેટ ઊંચું નહોતું તરી શકતું, તેમના શરીર પરની ગંદકી દૂર નહોતી થતી. ને તેઓ જે કંઈ ભણતાં તે ભૂલી જતાં હતાં.

પણ મહાત્માજીએ બતાવેલી નવી કેળવણીની યોજનાને અનુસરીને સાતેક માસથી એક શાળા ત્યાં કાઢી છે. એમાં સાતથી નવ વર્ષની ઉંમરનાં ૪૨ બાળકો છે. તેઓ જ્યારે નિશાળમાં આવ્યાં ત્યારે તેમાંથી બે જણને જ દૂધ શી ચીજ છે તેની ખબર હતી. બીજાંએ તો દૂધ જોયું પણ નહોતું. સેગાંવ હિંદુસ્તાનનાં ગરીબમાં ગરીબ ને ગંદામાં ગંદાં ગામો પૈકી એક છે.

એ બાળકો સવારે સાત વાગ્યે આવે છે કે તરત શિક્ષક તેમને કૂવા પર લઈ જાય છે. ત્યાં તેઓ હાથ, પગ, મોં ધોઈ કરી સાફ થઈ જાય છે. આજે એ બાળકોનાં શરીર તદ્દન સ્વચ્છ રહે છે. એમણે ચાર માસ કાંત્યું તેમાંથી એમણે એટલી કમાણી કરી છે કે આજે દરેક બાળકને સવારમાં શાળામાં જ દૂધ પીવાનું મળી શકે છે. જેમને દૂધ શું છે તેની ખબર નહોતી તેમને આજે દરરોજ સવારમાં દૂધ મળે છે. પછી તેઓ કાંતે છે, ને કાંતી રહ્યા પછી થોડાક હિસાબ ગણે છે. પછી પાછા બપોરે તેઓ નિશાળે આવે છે, ત્યારે તેઓ કાંતે છે. પછી

તેમને ચૂલીનો નાસ્તો મળે છે. આ નાસ્તો પણ તેઓ કાંતે છે તેમાંથી આપવામાં આવે છે. ત્યાર બાદ તેઓ કંઈ લખે વાંચે છે; પછી રમે છે ને બાગકામ કરે છે. આજે સાત માસને અંતે આ બાળકો પોતાની જ કમાણીમાંથી બે ટંક નાસ્તો ને વસ્ત્ર મેળવી શક્યાં છે. વળી તેમણે જાતમહેનતે શાકભાજીની વાડી કરી છે. શાક શું ને ફળ શું તેનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હવે આ વાડીમાંથી તેઓ ટમેટાં જેવાં શાક, અને પપૈયાં કેળાં જેવાં ફળ મેળવી શકશે. ઉપરાંત, તેઓ આટલા સમયમાં લખતાં, વાંચતાં ને ગણતાં તો શીખી શક્યાં છે.

સેગાંવની શાળાનાં આ બાળકોને બે ટંકનો નાસ્તો, પહેરવા માટે ખાદીનો ગણવેશ અને શાક-ભાજી તથા ફળ કોણે આપ્યાં? કોઈ સખાવતે આપ્યાં કે સરકારે આપ્યાં? ના, એ કોઈએ નથી આપ્યાં. એ બાળકો પાસે જે બાહુબળ હતું તે બાહુબળે તેમને તે આપ્યાં છે. મહેનત બે પ્રકારની છે: એક ઉત્પાદક અને બીજી અનુત્પાદક. અનુત્પાદક મહેનત કરવામાં વાંધો નથી હોતો, પણ ઉત્પાદક મહેનત કરવાની વાત કરીએ છીએ ત્યારે ભલભલાને વાંધો આવે છે. સેગાંવનાં બાળકો નિશાળે આવ્યાં ત્યાર પહેલાં રખડતાં રઝળતાં હશે ને શક્તિઓને એ રીતે વેડફી દેતાં હશે. તેમની એ શક્તિનો ઉત્પાદક કામમાં ઉપયોગ કરાયો કે તેમાંથી કેવાં સુંદર ફળ નીપજ્યાં!

દેશમાં સેગાંવ જેવાં ગામો તો સાત લાખ છે. એ બધાં ગામોમાં નાનાં બાળકોને દૂધ, શાકભાજી, ફળ અને વસ્ત્ર આપણે શી રીતે આપી શકીએ? સરકાર આપી શકશે? સખાવતો આપી શકશે? આપણી ગરીબાઈ તો એટલી બધી છે કે અત્યારે તો તેમ કરવાનું ગજું નથી સરકારનું કે નથી સખાવતોનું. દેશના આ ભાવિ ધનને શરીરે સુદૃઢ અને નીરોગી બનાવવું હોય તથા તેને ભણાવી-ગણાવીને તૈયાર કરવું હોય, તો મહાત્માજીએ બતાવેલા માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ દેખાતો નથી. મહાત્માજીની નવી યોજનાનું હાર્દ શું છે તે સેગાંવે પ્રકટ કર્યું છે.

આર્યનાયકમ

# રણજિતરામ સુવર્ણચંદ્રક

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વરસે અપાતો આ ચંદ્રક આ વખતે આપણા જાણીતા ચિત્રકાર શ્રી. કનુ દેસાઈને અર્પણ કરવામાં આવ્યો છે, અને એ રીતે આપણા એક તરુણ કલાકારની જાહેર કદર થઈ છે, એ આનંદની વાત છે.

વળી મારા જેવા વિદ્યાપીઠના માણસને તો એ વિશેષ આનંદનો પ્રસંગ હતો. શ્રી. કનુભાઈ ગૂજરાત વિદ્યાપીઠમાં રાજકારણના વિદ્યાર્થી હતા; ત્યાંથી એમની ઊગતી ચિત્રપ્રતિભાને પારખી લઈ, તેનો યોગ્ય વિકાસ થાય એ માટે, હિંદના પ્રથમ પંક્તિના પ્રતિભાસંપન્ન કલાકાર શ્રી. નંદલાલ બસુ જેવા સમર્થ ગુરુના સહવાસમાં બે વરસ સુધી રહેવાની એમને ગૂજરાત વિદ્યાપીઠે પોતાને ખરચે વ્યવસ્થા કરી આપી હતી. એટલે આજે એ પ્રતિભાનો વિકાસ થયેલો જોઈ સમસ્ત ગુજરાત એમને અભિનંદે, એ પ્રસંગે ગૂજરાત વિદ્યાપીઠ આનંદ અને ગૌરવ અનુભવે એ તદ્દન સ્વાભાવિક છે.

એ ચંદ્રકની અર્પણવિધિ કરવા યોજાયેલા સમારંભ દરમ્યાન મારા મનમાં જાગેલા બે ત્રણ વિચારો નોંધવા પૂરતી જ આ નોંધ લખું છું.

સૌ પહેલો તો મને એ વિચાર આવ્યો કે, સાહિત્યસભા આ ચંદ્રક આપે છે તે કયા ધોરણને અનુસરીને? આજ સુધી અપાયેલા ચંદ્રકો જેમને મળ્યા છે, તેમની નામાવલિ ઉપર નજર નાખતાં કોઈ સ્પષ્ટ ધોરણ સમજાતું નથી. હવે તો કદાચ વરસને અંતે જ્યારે કાર્યવાહકો ચંદ્રક કોને આપવો એનો નિર્ણય કરવા બેગા મળતા હશે ત્યારે કદાચ નામ ઝટ સૂઝતું પણ નહિ હોય. 'ત્યારે હવે આ વરસે કોને આપીશું?' એવો મૂંઝવણનો ઉદ્ગાર પણ કોઈના મોઢામાંથી નીકળી જતો હશે; અને

જાણે એના જવાબમાં હોય તેમ બીજા કોઈ સભ્ય કહેતો હશે, 'ત્યારે આ વરસે...ભાઈને આપીએ તો ?' કોઈક ત્રીજા કહેતા હશે, 'હા, એ ઠીક છે. કલાના ક્ષેત્રમાં એમણે કંઈ ઓછું નથી કર્યું.' આમ ધીમે ધીમે સંમતિ મળતી જતી હશે અને આખરે નામ મંજૂર થતું હશે.

મને એમ લાગે છે કે, સભાએ આ બાબત કોઈ ચોક્કસ ધોરણ નક્કી કરવું જોઈએ. આજ સુધીમાં વિવેચન, કવિતા, નવલકથા, બાળસાહિત્ય, સંશોધન, નાટક, ચિત્રકળા એમ વિવિધ ક્ષેત્રમાં કાર્ય કરનાર વ્યક્તિઓને આ ચંદ્રક અર્પણ કરવામાં આવ્યો છે. આ ઉપરથી લાગે છે કે, સભા આ ચંદ્રકને માટે ક્ષેત્ર વિશાળ રાખવા ધારે છે. ક્ષેત્ર વિશાળ રાખવું હોય તોપણ એની ચતુઃસીમા નક્કી કરવી એ આવશ્યક છે. નવલકથા, કવિતા. નાટક, સંશોધન, મૌલિક વિચાર વગેરે સાહિત્યનાં વિવિધ ક્ષેત્રો, અને તે ઉપરાંત ચિત્ર, સંગીત, સ્થાપત્ય વગેરે કલાઓ પણ લેવી હોય તો તે બધાંને અમુક ક્રમમાં ગોઠવવાં જોઈએ; અને દર વરસે એક એક વિષયમાં એ ચંદ્રક આપવાનું ઠરાવવું જોઈએ. જો એકંદરે પાંચ વિષયો ઠરાવવામાં આવે તો પાંચ પાંચ વરસે તે તે વિષયમાં ચંદ્રક અપાય, અને તે વખતે એ પાંચ વર્ષ દરમિયાન એ વિષયમાં જે ઉત્તમ કૃતિ પ્રગટ થઈ હોય તે પારખીને તેના કર્તાને ચંદ્રક મળે. આમ કરવાથી પસંદગીનું ક્ષેત્ર ચોક્કસ અને છતાં વિશાળ બનશે, અને આજે ચંદ્રકદાન જે સ્વૈર રીતે થાય છે, તેને બદલે કંઈક યોજનાપુરઃસર થશે. તેમ થશે તો જ તે વધારે ઉપકારક પણ થશે.

પ્રારંભમાં શ્રી. કનુભાઈનો પરિચય આપવા માટે જ્યારે શ્રી. રવિભાઈ ઊભા થયા, ત્યારે મને ખૂબ આનંદ થયો. જેમની પાસેથી શ્રી. કનુભાઈએ પ્રોત્સાહન અને પ્રેરણા મેળવ્યાં, પ્રારંભથી તે આજ સુધી જેમણે શ્રી. કનુભાઈ ઉપર પુત્રસદૃશ વાત્સલ્ય વરસાવ્યું, અને જેઓ શ્રી. કનુભાઈના વિકાસની ક્ષણેક્ષણનો ઇતિહાસ જાણે છે, તેમને મોઢેથી એમનો પરિચય મળે એ તો સાચે જ અમૂલ્ય લાભ ગણાય. કનુભાઈની કેટલીય ખાસિયતો, સ્વભાવની વિશેષતાઓ, કાર્યપદ્ધતિની ઝીણી વિગતો, એમને ઘડનારાં બળો અને એમની પ્રતિભાના ચમકારા દર્શાવતી પળોનાં વર્ણન આજે સાંભળવા મળશે એમ મને થયેલું, પણ હું નિરાશ થયો.

ત્યાર પછી શ્રી. કનુભાઈનો પરિચય આપવા માટે જ ખાસ વડોદરેથી આવેલા આપણા લોકપ્રિય નવલકાર શ્રી. રમણલાલ દેસાઈ ઊઠ્યા. તેઓ આટલા માટે જ આવેલા છે એવું જ્યારે મેં સાંભળ્યું, ત્યારે મને થયું કે તેઓ આપણને જરૂર કંઈક વિશેષ માહિતી આપશે. પણ એમણે બંગાળી કળા પ્રત્યે અકારણ તિરસ્કાર અને અમદાવાદના આબકારી ખાતાની ખબરદારી વિશે કૌતુક દર્શાવ્યા સિવાય બીજું કશું નોંધવા લાયક કર્યું નહિ.

ચંદ્રક સ્વીકારતાં શ્રી. કનુભાઈએ પોતાની અભિલાષા આ પ્રમાણે વ્યક્ત કરી હતી :

"આપણી આસપાસ અખંડ વહી રહેલા જીવનમાં રસ્તા, ચોક, શેરી, ઝરૂખા, શાકબજાર કે નદીતટ પર જ્યાં નજર કરો ત્યાં ચિત્ર-વિષયોની જીવંતધારા ચાલી જ જાય છે. તેમાં જણાતા વિષયો, જુદા જુદા સ્વરૂપોમાં જુદી જુદી પદ્ધતિથી ચીતર્યા જ કરવાની આકાંક્ષા મને રહ્યા જ કરી છે; અને અત્યાર સુધીનાં મારાં ચિત્રો તેવી જ રીતે જીવનમાંથી જડેલાં છે. . . . મને તો આકાંક્ષા છે કે, આપણી રંગશાળા, ચિત્રશાળા, બાળશાળાઓ, વિદ્યાપીઠો, અને ચિત્રપટઘરો કે મોટી મોટી વ્યાપાર-સંસ્થાઓની ભીંતો આપણા પ્રવાહી જીવનના પ્રસંગોથી રંગાઈ જાય, અને એ દ્વારા આપણી પ્રજાનું જીવન કળાથી રંગદર્શી બને.

"આપણી રસવૃત્તિ વિભાગી મટીને સાચું દર્શન પામે, પોતાની જ આસપાસ ધબકી રહેલા જીવનનાં કાવ્યમય પ્રતિબિંબો અને રંગ-દર્શનોની કદર કરતી થાય, અને પોતાના પ્રાંતની તળપદી કળા અને ભાવનાઓમાં રાચવાની દૃષ્ટિ તેમાં જાગે, તો અમારા જેવાના નમ્ર પ્રયત્નો કૃતફલતા અનુભવશે, અને દેશમાં સાચો પ્રાણ ધબકવાનો સંતોષ મળશે."

# પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન

એક જમાનામાં કે જ્યારે છાપવાની કળા માણસને નહોતી લાધી, ત્યારે કદાચ પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન આજના જેવો ને જેટલો નહિ હોય. તે જમાનાની શિક્ષણપદ્ધતિ પણ નિરાળી હતી. આજે છાપખાનું મોટી ક્રાંતિકારી શક્તિ થઈ પડ્યું છે. અને શિક્ષણપદ્ધતિ એવી જાતની છે કે પાઠ્યપુસ્તક તેનો એક મોટો આધારસ્તંભ જ છે, એમ કહો તોય ખોટું નહિ. એટલે પાઠ્યપુસ્તકનો એક મોટો પ્રશ્ન થઈ પડ્યો છે.

તે પણ એવડો મોટો, એટલે કે, અઘરો ને ગૂંચવાડિયો ન થાત, જો તેમાં વેપારબુદ્ધિ ન ભળી હોત. લેખકો અને પ્રકાશકોને માટે આ એક મોટો ધંધો થઈ પડ્યો છે. જેની ચોપડી પાઠ્યપુસ્તકનો દરજ્જો પામે તે તેમાંથી કમાણી કરી શકે. એટલે એમાં ખેંચાખેંચી, હરીફાઈ, અને અટપટી કેટલીય બૂરાઈઓ અને અવળા ધંધા ઊભાં થાય છે. શુદ્ધ કેળવણીના ઉદ્દેશમાં આવી રીતે અશુદ્ધિઓ ભળે છે. આમ ઊપજતા ગોટાળાનું છેવટનું ફળ ભોગવવું પડે છે વિદ્યાર્થીને અને તેનાં માબાપને

આથી શ્રી. લીલાવતીબહેન મુનશીએ મુંબઈની ધારાસભામાં ઠરાવ આણ્યો હતો કે, આજની જેમ શાળાના આચાર્યોની મરજી પર છોડવાને બદલે, આખા ઇલાકાની સરકારમાન્ય શાળાઓમાં એક જ પ્રકારની ચોપડીઓ પાઠ્યપુસ્તક તરીકે રાખવાનું ઠરે કે કેમ તે વિચારવું જોઈએ.

તે ઠરાવ પર ચર્ચા કરતાં કેળવણીખાતાના પ્રધાન નામ૦ ખેરે જણાવ્યું કે, સરકાર આ આખા પ્રશ્નનો વિચાર કરવાને માટે એક સમિતિ નીમવાની છે. એટલે ઠરાવ પાછો ખેંચી લેવામાં આવ્યો. ત્યાર બાદ સરકારે એ કમિટી નીમી છે, અને નીચે પ્રમાણેના મુદ્દા પર વિચાર કરીને નિવેદન કરવાનું કામ તેને સોંપ્યું છે:

૧. બજારમાં મળતાં પાઠ્યપુસ્તકો તપાસવાં કે, તે કોઈ પણ જાતની શાસ્ત્રીયતાથી લખાયાં છે કે કેમ, અને એ શાસ્ત્રીયતા ફાવે એવી છે કે નહીં. ને ફાવતાં આવે એવાં પાઠ્યપુસ્તકો ન જ મળી શકે એમ હોય તો તેવાં પુસ્તક લખી શકે એવા લાગતા લેખકોને, જોઈતાં પુસ્તકો તૈયાર કરવા વિષેની જરૂરિયાતો બાબત ટૂંકી રૂપરેખા આપી, તેવાં તૈયાર કરવા નોતરવા.

૨. પાઠ્યપુસ્તકોના કેટલા સેટ શાળાઓમાં વાપરવા માટે માન્ય કરવા એ વિચારવું.

૩. સમિતિ જે પુસ્તક પસંદ કરે એનો કૉપીરાઈટ સરકાર પાસે રહેશે, અને તેનું પ્રકાશનકામ માથે લેશે. એટલે લેખકોને મહેનતાણું આપવાના પ્રશ્નનો વિચાર કરવો.

૪. બિનસરકારી પ્રકાશનો આજ ખાનગી શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે ચાલતાં હોય અને તે પુસ્તકો ડી. પી. આઈ.એ બહાર પાડેલી માન્ય પુસ્તકોની ચાલુ યાદીઓમાં હોય. આમ છતાં, ભવિષ્યમાં સરકારે એમના પર પ્રતિબંધ નાંખવો કે કેમ, એ વિચારીને તે બાબત સરકારને સલાહ આપવી.

૫. અત્યારે સરકારે એવું નક્કી કરેલું છે કે, વારંવાર પાઠ્યપુસ્તકો બદલ્યા કરવાં એ અમને પસંદ નથી, કેમ કે તેથી કરીને માબાપો પર બિનજરૂરી ખર્ચ પડે છે. તેથી બદલવાને ખાસ કશું કારણ ન હોય તો ઓછામાં ઓછાં ત્રણ વર્ષ તો તેનાં તે જ પાઠ્યપુસ્તકો રાખવાની શાળાઓને સલાહ આપવામાં આવે છે. અને આ નિયમનું પાલન શાળાની મરજી પર છોડવામાં આવે છે.

ત્રણ વર્ષની આ જે અવધિ નક્કી કરેલી છે તેમાં ફેરફારની જરૂર છે? જો હોય તો તે ફેરવીને કેટલી અવધિ રાખવી? અને એનું પાલન આજ મરજિયાત છે તે ફરજિયાત કરવું કે કેમ? સમિતિ આ વિચારીને સલાહ આપે.

૬. પસંદ કરેલાં પાઠ્યપુસ્તકો પ્રસિદ્ધ કરવાને માટે શી જોગવાઈ કરવી?

તથા ઉપરના મુદ્દાઓ સંબંધી કે તેને અંગે ઉપસ્થિત થતી બીજી બાબતો પણ સૂચવવી.

આ પ્રમાણેના મુદ્દાઓનો વિચાર કરવાને માટે તે સમિતિ મળી હતી, ને તેણે એવું ઠરાવ્યું છે કે, આ સંબંધી જનતાને એક પ્રશ્નાવલી પૂછીને પછી

# વર્ધાશિક્ષણની પ્રગતિ

વર્ધાશિક્ષણ યોજનાને જન્માવનારી રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ ૧૯૩૭ના ઑક્ટોબરની ૨૨, ૨૩મીએ વર્ધામાં મળી. તેનો અભ્યાસક્રમ ત્યાર પછી તરત થોડા માસમાં બહાર પડ્યો. અને ત્યારથી દેશની સરકારો તથા પ્રજાની નજર તે પર છે. વડી સરકારથી માંડીને લગભગ દરેક પ્રાંતીય સરકાર તથા કેટલાંક દેશી રાજ્યો પર આ યોજનાનો પ્રભાવ પડ્યો છે. તેના મૂળ મુદ્દા વિષે કેળવણીકારોએ પણ સંમતિ આપી છે. હવે તેનો અમલ શરૂ થયો છે. ઘણા પ્રાંતના કેળવણી ખાતાએ પોતપોતાની નીતિરીતિ, પોતાની પરિસ્થિતિ અનુસાર, વિચારી લઈ પોતાનું કામ શરૂ કરી દીધું છે. રાષ્ટ્રપ્રેમી તથા શિક્ષણપ્રેમીઓ અને શિક્ષકોએ આ બધું નજર બહાર રાખવું ન જોઈએ. તેથી, એ બધી પ્રગતિ ટૂંકમાં નજર સામે મૂકી દેવાને ઇરાદે, આ સમાચાર અહીં એકત્રિત કર્યા છે. છૂટક છૂટક, કદાચ, કેટલાકે આ અગાઉ લેખોમાંની ખબરો જાણી પણ હોય. એકસાથે આખું ચિત્ર નવી છાપ પાડશે.

## વર્ધાયોજના અને વડી સરકાર

શિક્ષણ બાબત આખા દેશનો સમગ્ર વિચાર કરી પ્રાંતોને સલાહ આપે એવું એક કાયમી મંડળ વડી સરકાર નીમે છે. તે મંડળે તેની ૧૯૩૮ના જાન્યુઆરીની સભામાં એક સમિતિ નીમી હતી, અને એને એ કામ સોંપ્યું હતું કે, તેણે વર્ધાયોજનાને લગતાં કે સમાન ચર્ચાવાળાં જે જે રિપોર્ટ, વિવેચનો, વગેરે હોય (જેવાં કે, એબટ વુડ રિપોર્ટ વગેરે) તે બધાં જોઈ કરીને, વર્ધાયોજના કેળવણીની જે પુનર્ઘટના કરવા માગે છે તે વિષે નિવેદન રજૂ કરવું. આ સમિતિના પ્રમુખ નામ૦ શ્રી. ખેર છે.

**વડી સરકારની સમિતિ**

તે સમિતિની સભા ૧૯૩૮ના જૂનને અંતે ત્રણ દિવસ મળી હતી. લગભગ ૨૫ જેટલાં જુદાં જુદાં વિવેચનો, હેવાલો વગેરેનો વિચાર કરીને સમિતિએ પોતાનું નિવેદન રજૂ કર્યું છે, અને તે હમણાં બહાર પડ્યું છે. તેમના નિર્ણયો એ નિવેદનમાં અંતે સારવી આપ્યા છે તે નીચે મુજબ છે :—

**તેણે નિવેદન બહાર પાડ્યું**

**તેનો સાર: ટૂંકમાં મુદ્દાઓ**

૧. વર્ધાયોજના પહેલી ગામડામાં દાખલ કરવી.

૨. ફરજિયાત ઉમર ૬ થી ૧૪ હોવી જોઈએ, પણ ૫ વર્ષનાં બાળકો વર્ધાશાળામાં દાખલ કરી શકાય.

૩ વર્ધાશાળાના ૫મા વર્ષમાંથી અથવા છોકરાની પૂરાં ૧૧ વર્ષની ઉમરે બીજી શાળામાં જવા દેવામાં આવે.

૪. શિક્ષણનું માધ્યમ વિદ્યાર્થીની સ્વભાષા રહે.

૫ હિંદ માટે એક રાષ્ટ્રભાષા ઇષ્ટ છે. તે હિંદુસ્તાની હોવી જોઈએ અને નાગરી ને ઉર્દૂ બેઉ લિપિમાં લખી શકાય. લિપિ પસંદ કરવાની છૂટ છોકરાને આપવામાં આવે, અને તે લિપિમાં શીખવવાની સવડ કરવી જોઈએ. એટલે કે, ઉર્દૂ ને નાગરી બેઉ લિપિ દરેક શિક્ષકે જાણવી જોઈએ.

સમિતિના કેટલાક સભ્યો સૂચવે છે કે રોમન લિપિ લેવામાં આવે તો ભાષાની મુશ્કેલીનો કદાચ ઉકેલ થઈ જાય અને તે શિક્ષક તથા શિષ્યનું કામ ઘણું ઓછું કરી આપે.

૬. ક્રિયા દ્વારા શિક્ષણનો સિદ્ધાંત જોઈએ તો, તે પૂરતી વર્ધાયોજના એબટ-વુડના રિપોર્ટની ભલામણોને પૂરેપૂરી મળતી આવે છે. નીચલાં ધોરણોમાં આ ક્રિયા અનેકવિધ હોવી જોઈએ; અને પછી તેમાંથી મૂળ-ઉદ્યોગે જવું જોઈએ, કે જેનું ઉત્પન્ન વેચી શકાય એવું હોય અને તેનું મળતર શાળાના ખર્ચમાં આવી શકે.

૭ મૂળ-ઉદ્યોગ સાથે અનુબંધમાં બેસતા ન કરી શકાય એવા કેટલાક શિક્ષણના વિષયો સ્વતંત્ર શીખવવા જોઈએ.

૮. શિક્ષકો તૈયાર કરવાનું કામ નવેસર ગોઠવવું જોઈએ અને તેમની પદવી ઊંચી કરવી જોઈએ.

૯. મહિને રૂ. ૨૦)થી ઓછા કોઈ શિક્ષકને ન મળવા જોઈએ.

૧૦. વધારે સ્ત્રી-શિક્ષકો મેળવવા પ્રયત્ન થવા જોઈએ અને સારી ભણેલી બહેનોને શિક્ષણકામ કરવા તરફ વાળવા મથવું જોઈએ.

૧૧. યોગ્ય તાલીમ પામેલા શિક્ષકો મળે ત્યારે જ વર્ધા-શાળાઓ કાઢવી.

૧૨. અનુભવ મળ્યા પ્રમાણે અભ્યાસક્રમ ફેરવવાની જરૂર રહેશે.

૧૩. વર્ધાશિક્ષણમાં વૈકલ્પિક અભ્યાસ તરીકે અંગ્રેજી દાખલ નહિ કરવું.

૧૪. આજની જેમ, દરેક કોમ જો ચાહે તો પોતાનાં બાળકોને ધાર્મિક શિક્ષણ આપવાની સગવડ સરકારે આપવી, પણ સરકારી ખર્ચે નહિ.

૧૫. શાળા બહારથી પરીક્ષા લેવાની જરૂર નથી. વર્ધા-શાળાના છેલ્લા વર્ષ બાદ, શાળા તરફથી જ પરીક્ષા લઈ, તે ધોરણે શાલાન્ત પ્રમાણપત્ર આપવું.

૧૬. અભ્યાસના પાંચમા વર્ષમાંથી કે પૂરાં ૧૧ વર્ષ થયે વિદ્યાર્થી બીજી શાળામાં જવા ઇચ્છે તો તેને પણ શાળા છોડયાનું પ્રમાણપત્ર આપવું.

૧૭. શાળા પોતાની પરીક્ષા લઈ વિદ્યાર્થીઓને વર્ગો ચડાવે. પણ આવી પોતાની પરીક્ષાનાં પરિણામો તપાસવાનો નિરીક્ષકોને અધિકાર હશે.

## યુક્તપ્રાંતમાં આરંભ

યુક્તપ્રાંતની સરકારે ૧૭૦૦ વર્ધા-શાળાઓ (એટલે કે વર્ધા શિક્ષણ યોજનાની શાળાઓ) ઑગસ્ટના ૧લા અઠવાડિયામાં પોતાને ત્યાં ખોલી, એ ખબર સૌએ જાણવા જેવી ગણાય. આ શુભારંભ વખતે ગાંધીજીએ આ પ્રમાણે આશીર્વાદ પાઠવ્યા હતા :

> 'કાલે રાતે તમારો તાર મળ્યો. નવીન શિક્ષણને માટે ૧૭૦૦ શાળા ખોલવાનું ઠરાવ્યું તે ભારે કામ ઉપાડયું છે. દરેક રીતે એ સફળ થાઓ એમ ઇચ્છું છું. આ હિંમતભર્યાં પગલા માટે મારા ધન્યવાદ.'

આ પગલાને આવકારતાં પંડિત જવાહરલાલજી કહે છે:

> "સાચી દિશામાં આપણી કેળવણીની પુનર્ઘટના કરવા સારુ જે સંગીન પગલું ભરવામાં આવે છે, તેથી મને ઘણો સંતોષ થાય છે. (વર્ધાની) પાયાની કેળવણીની યોજનામાં હું માનનારો છું અને હું તો એ દહાડો જોવાને તાકતો બેઠો છું કે, યુક્તપ્રાંતનાં બધાં જ ગામડાંમાં પોતપોતાની નાનકડી વર્ધા-શાળા સ્થપાઈ હોય અને એ પાકા પાયા પર કેળવણીની આખી ઇમારત ઊભી થઈ હોય.
>
> "જૂની શિક્ષણપદ્ધતિઓ અજમાવાઈ ચૂકી છે ને તેમાં તે ગુણ તથા કદમાં ઓછી ઊતરી છે. હવે આપણે તેના ગુણની બાબતમાં એવો સુધારો કર્યો છે કે જેને લીધે તે આપણાં જીવન તથા પરિસ્થિતિને બંધબેસતી થશે એટલું જ નહિ, તેની સાથે તેના કદમાં પણ બહોળો વધારો થશે. નિરક્ષરતાનાં કોટડાં પોતાનો અડ્ડો જમાવીને બેઠેલાં છે; હલ્લો કરીને હવે આપણે તેમને સર કરવાં છે."

યુક્તપ્રાંતના ગવર્નર પોતા તરફથી, આ નવા ઉપક્રમની સર્વ આશાઓ ફળો અને તે દ્વારા રાષ્ટ્રની પ્રગતિ વધો, એવી શુભેચ્છા મોકલે છે.

છતરીના નવાબસાહેબનો સંદેશો ખાસ ધ્યાન ખેંચે છે. કેટલાક મુસલમાન ભાઈઓ વર્ધા યોજનાનો વિરોધ કરે છે, ત્યારે એક આગેવાન મુસલમાન ગણાતા નવાબ સાહેબ કહે છે :

> 'તમે આ યોજનામાં કેવો રસ લો છો ને તેને માટે તમે કેટલી જહેમત ઉઠાવો છો તે હું જાણું છું. એ યોજનાની સફળતા માટે સર્વ શુભેચ્છાઓ પાઠવું છું.'

આવડા ભારે પાયા પર શરૂઆત કરવાને માટે, યુ. પી. સરકારે અલ્હાબાદમાં વર્ધા અધ્યાપન મંદિર કાઢયું છે. આ અધ્યાપન મંદિરમાં ગ્રેજ્યુએટોને લઈને, તેમને નવી પદ્ધતિમાં તૈયારી કરી, પ્રાથમિક શાળાના શિક્ષકોને તૈયાર કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. પ્રાથમિક શિક્ષકોને માટે અઢી માસનો અભ્યાસક્રમ રાખ્યો હતો અને ઉપરોક્ત અલ્હાબાદ અધ્યાપન મંદિરમાં તૈયાર થયેલા અધ્યાપકોને એ અભ્યાસક્રમ ચલાવવા ૭ કેન્દ્રોમાં ગોઠવ્યા હતા. દરેક કેન્દ્રમાં ૨૫૦ શિક્ષકને લેવામાં આવ્યા હતા. એમ કુલ ૧૭૫૦ શિક્ષકો જે તૈયાર થયા તેમને હવે લગભગ તેટલી સંખ્યાની શાળાઓમાં મોકલી દીધા છે. તેઓ ત્યાં પ્રથમ વર્ષમાં નવી પદ્ધતિ દાખલ કરશે.

આ ગોઠવણ ચાલુ રાખવામાં આવી છે. એટલે એ પ્રમાણે દર રા માસે લગભગ ૧૭૦૦ શિક્ષકો તૈયાર થતા રહેશે. અને એ વેગે કામ કરતાં ત્યાંની સરકાર બે વર્ષમાં આખા પ્રાંતમાં પહેલું ધોરણ નવી ઢબે શરૂ કરી શકશે. પહેલા વર્ષમાં જે શાળાઓએ શરૂ કર્યું હશે ત્યાં બીજે વર્ષે બીજું ધોરણ પણ નવી ઢબે આગળ ચાલશે. એને માટે શિક્ષકો તૈયાર કરવા માટે, પહેલે વર્ષે જે શિક્ષકો તૈયાર થઈને ગયા હશે, તેમને ફરી બોલાવી આગળ તાલીમ આપવામાં આવશે.

આમ, યુક્તપ્રાંતમાં સરકારે વર્ધાયોજનાને અપનાવી લઈ, વેગભેર અમલમાં આણવા માંડી છે.

## મદ્રાસ ઇલાકામાં વર્ધાપ્રયોગ

તામિલનાડ અને આંધ્ર એ બે પ્રાંતોમાં વર્ધા-પદ્ધતિનું એક એક અધ્યાપન મંદિર આ નવા સત્રથી શરૂ થયું છે. તામિલનાડમાં કોઈમ્બતૂરમાં તે ઊઘડયું છે. અને આંધ્રમાં મછલીપટ્ટમની 'જાતીય કલાશાળા' નામની રાષ્ટ્રીય સંસ્થાને તે કામ સરકારે સોંપ્યું છે.

શ્રી. વાર્ડ કરીને એક ખ્રિસ્તી સદ્‌ગૃહસ્થ તે ઇલાકાના કેળવણીના પ્રધાન છે; તેમણે વર્ધાયોજના પર

અંગ્રેજીમાં એક સ્વતંત્ર પુસ્તક લખ્યું છે અને આ યોજના વિષે તે ભારે આશાવાળા ને ઉત્સાહી છે.

**મધ્યપ્રાંતની પ્રગતિ**

સૌથી પહેલી વર્ધાશાળા જોકે આપણે ત્યાં થામણામાં શરૂ થઈ અને સરસ રીતે આજ તે પોતાનો પ્રયોગ ધપાવી રહી છે, છતાં સરકાર તરીકે પ્રયોગ ધપાવવાનું પહેલું શ્રેય કદાચ મધ્યપ્રાંતની સરકારને મળે છે. ત્યાંની પ્રાંતીય સરકારે પોતાની યોજનાનું નામ વિદ્યામંદિર યોજના રાખ્યું છે. આ યોજનાનો અભ્યાસક્રમ વર્ધાયોજનાને આધારે જ ઘડવામાં આવ્યો છે. એમાં એક વિશેષતા એ છે કે, વિદ્યામંદિરના આર્થિક બોજા સારુ દાનીઓ પાસેથી જમીન સખાવતરૂપે લેવામાં આવે છે અને તેની આવક ઉપર શાળાના ખર્ચનો બોજો ગોઠવી દેવા ઇરાદો રાખેલો છે.

હવે આ નવા સત્રથી મધ્યપ્રાંતની સરકારે વળી એક પગલું આગળ ઉપાડયું છે. અત્યાર સુધી વર્ધાયોજનાને ત્યાંની સરકારે એક પ્રયોગરૂપે ચલાવી હતી. હવે તેમણે આખા પ્રાંતની શિક્ષણયોજના તરીકે જ એને સ્વીકારી છે. આ ભારે પ્રગતિ ગણાય. મધ્યપ્રાંત ને વરાડમાં કુલ લગભગ ૧૬૦૦૦ પ્રાથમિક શાળાઓ છે. આવડી મોટી સંખ્યાને નવી યોજના પ્રમાણે ફેરવી લેવી એ ઠીક ઠીક ભારે કામ છે. તેને પહોંચી વળવા સરકારે ઠરાવ્યું છે કે, ૧૯૪૦થી બધાં સરકારી અધ્યાપન મંદિરોને વર્ધાયોજનાનાં અધ્યાપન મંદિરો કરી દેવાં. એ પગલાને માટે તે મંદિરોના અધ્યાપકોને પ્રથમ નવી ઢબે તૈયાર કરવા જોઈએ. તેથી જુલાઈ મહિનામાં વર્ધામાં 'વિદ્યામંદિર ટ્રેનિંગ ઇન્સ્ટિટયૂટ' નામથી એક સંસ્થા કાઢી છે, જેમાં ચાલુ અધ્યાપન મંદિરોના અધ્યાપકોને નવી ઢબનું અધ્યાપન શીખવવામાં આવશે. તેઓ પછી વર્ધા અધ્યાપન મંદિરો તરીકે જૂનાં મંદિરોને ચલાવશે.

આખા પ્રાંતમાં આ મોટો ફેરફાર કરવાના પ્રારંભ તરીકે વર્ધા જિલ્લાથી શરૂઆત કરવામાં આવી છે. અને તે જિલ્લાના પ્રાથમિક શિક્ષકોની ટુકડીઓ, એક પછી એક, વર્ધાના નવી પદ્ધતિના અધ્યાપન મંદિરમાં આવીને તૈયાર થતી જશે, તેમ તેમ વર્ધા જિલ્લો નવી પદ્ધતિએ કેળવણી પામતો જશે.

**બિહારમાં વર્ધા-પ્રયોગ**

વર્ધાપદ્ધતિ પ્રમાણે કામ શરૂ કરવા શિક્ષકો તૈયાર કરવા માટેનું અધ્યાપન કેન્દ્ર પટણામાં ૧૯૩૮ સપ્ટેંબર માસમાં ખોલ્યું હતું. ૬૧ શિક્ષકોને તેમાં તાલીમ આપવામાં આવી. તેઓ પોતાની તાલીમ પૂરી કરીને ૧૯૩૯ના એપ્રિલથી પોતાની નવી શાળાઓમાં હવે પહોંચી ગયા છે ને કામ શરૂ કર્યું છે. આ શાળાઓ ૧૦૦ ચોરસ માઈલના ગાળામાં, ચંપારણ જિલ્લામાંથી પસંદ કરી છે, કારણ કે તે જિલ્લામાં વૃંદાવન આશ્રમ છે તેની તરફથી તે ભાગમાં સારું ગ્રામસેવાનું કામ થયું છે.

૬૦ શિક્ષકોની બીજી ટુકડી હવે પટણા અધ્યાપન મંદિરમાં લેવામાં આવી છે. તે ડિસેંબરમાં ૬ માસનો અભ્યાસક્રમ પૂરો કરી પોતાને કામે જવા તૈયાર થશે. આ નવા શિક્ષકોને પ્રૌઢશિક્ષણની પદ્ધતિ પણ શીખવવામાં આવશે, એ આગલા સત્રના અભ્યાસક્રમમાં ઉમેરો કરેલો છે.

**મુંબઈ સરકારની પ્રગતિ**

*વર્ધાયોજનાને અંગે આપણા પ્રાંતની સરકારે શું* કામ આરંભ્યું છે તે વિષે એક

**પ્રયોગનો વિસ્તાર** સરકારી પત્રિકા બહાર પડી છે. તેમાં કહ્યું છે:

"વર્ધાયોજનાના મૂળ સિદ્ધાંત (ઉત્પાદક ઉદ્યોગ દ્વારા શિક્ષણ)ની સંગીનતા સૌ કોઈ સ્વીકારે છે. અને આ યોજના વર્તમાન પદ્ધતિનો સારો અવેજ થાય એવી છે; વર્તમાન યોજના તો અતિ પુસ્તકિયા અને ગામડાં માટે લગભગ અયોગ્ય ઠરી જ ચૂકી છે. આ ચાલુ યોજનાને નવી યોજના ધરમૂળથી પલટી નાંખનારી લાગવાથી, તેની શકયતાઓ અને તેની આર્થિક બાજુ તપાસી જોવા માટે નાના પાયા પર એનો પ્રયોગ કરી જોવો જોઈએ. તેથી, તાત્કાલિક, સરકારે એવું ઠરાવ્યું છે કે, બધી મળીને લગભગ ૬૦ જેટલી શાળાઓ ઇલાકાના ત્રણ વિભાગ—કર્ણાટક, મહારાષ્ટ્ર, ગુજરાત—માં પસંદ કરેલા એક એક ક્ષેત્રમાં લેવી ને તેમાં વર્ધાશિક્ષણ શરૂ કરવું. સ્થાનિક સંસ્થાઓ સાથે મળીને આ ત્રણ ક્ષેત્ર પસંદ કરવામાં આવ્યાં છે, તે નીચે પ્રમાણે:

| | |
|---|---|
| કર્ણાટકમાં વીસેક શાળાઓ | ધારવાડ તાલુકામાં કુપ્પીન એત્તીગિરિની આસપાસ |
| મહારાષ્ટ્રમાં બારેક શાળાઓ | ૧. પૂર્વ ખાનદેશ જિલ્લામાં પરોલા આસપાસ |
| ,, બારેક શાળાઓ | ૨. સતારા જિલ્લામાં ખંડાલા પેટામાં |
| ગુજરાતમાં વીસેક શાળાઓ | બારડોલી તાલુકામાં મઢીની આસપાસ." |

આ શાળાઓ ગયા જૂનના મધ્યથી હવે શરૂ થઈ ગઈ છે. શાળાનાં પ્રથમ બે વર્ષ નવી ઢબે ચલાવવાનું શરૂ કર્યું છે. અને વરસે વરસે વધીને સાતે વર્ષ સુધી પહોંચવાનો ઇરાદો છે.

**પ્રયોગની ગોઠવણી**

આ શાળાઓના શિક્ષકો તૈયાર કરવાનું કામ ત્રણે વિભાગમાં જૂન અગાઉ થઈ ગયું. ગુજરાત માટે શિક્ષકો તૈયાર કરવાનું કામ ગુજરાત વિદ્યાપીઠને સોંપવામાં આવ્યું હતું.

શાળાઓ માટે અભ્યાસક્રમ પણ નક્કી કરવામાં આવ્યો છે. તે લગભગ વર્ધાયોજના પર જ ઘડાયેલો હોઈ, તે યોજનાની પુસ્તકમાં છે તે વાચક જોઈ લે.

સરકારી પત્રિકા જણાવે છે કે, “આ પ્રયોગ પાંચેક વર્ષ ચાલશે એમ લાગે છે. આ સમય દરમ્યાન પ્રયોગ-શાળાઓનું કામ નિહાળાતું રહેશે, જેથી તેને વ્યાપક રૂપે દાખલ કરવો સારું, જરૂર પડે તો, શા શા ફેરફારો મૂળ યોજનામાં કરવા તે જાણી શકે. આ સમય દરમ્યાન તેની આર્થિક બાજુ પર પણ નજર રાખવામાં આવશે.”

એ પણ જાણવા જેવું છે કે, વર્ધા-પ્રયોગ-ક્ષેત્રમાં શાળાની જે પસંદગી કરી છે તેમાં મોજૂદ બધી જાતની પ્રાથમિક શાળાઓના નમૂના આવી જાય એ ધ્યાન રાખ્યું છે. “ચાર અને સાત ધોરણની એમ બેઉ જાતની પ્રાથમિક શાળા, ઉર્દૂ શાળા, કન્યાશાળા, એક-શિક્ષક શાળા વગેરે સર્વ જાતો લેવામાં આવી છે, કે જેથી યોજના કેમ ફાલે છે તે બધી બાજુથી જોઈ શકાય.”

**છૂટક શાળાઓ**

શરૂમાં જણાવેલા નક્કી કરેલા ખાસ પ્રદેશો ઉપરાંત છૂટીછવાઈ પણ લગભગ ૪૦ શાળાઓમાં વર્ધાપ્રયોગ દાખલ કરવામાં આવ્યો છે. ગુજરાતમાં આવી લગભગ ૧૧ શાળાઓ તેના પાંચ જિલ્લામાં મળીને ચાલે છે.

**પ્રયોગની દેખરેખ**

વર્ધાપ્રયોગનું આખા ઇલાકાનું કામ સંભાળવા માટે એક ખાસ અમલદાર નીમવામાં આવેલો છે. અને તેને સલાહ આપવા સારુ, તે અમલદાર થઈને ૧૦ સભ્યોની એક સમિતિ રાખવામાં આવી છે.

**વર્ધા-બાળવર્ગ**

મુંબઈ ઇલાકાના પ્રયોગમાં આ સમિતિએ એક ઠરાવ કરેલો છે તે એ કે, તેણે બાળવર્ગ પણ રાખવાનું ઠરાવ્યું છે. ખરી રીતે જોતાં, બધી જ શાળાઓમાં આજે બાળવર્ગ હોય જ છે. ન ઇચ્છીએ તોપણ તે ઊભો થાય જ છે. તેને વર્ધાપદ્ધતિએ મૂકવાને માટે આ વર્ગનો નિરાળો અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો છે.

**વર્ધા-અધ્યાપન-મંદિર**

ઉપર જણાવ્યું કે, પ્રયોગ અત્યારે બાળવર્ગ અને પહેલા બીજા ધોરણ સુધી જ મર્યાદિત રાખ્યો છે. આવતે વર્ષે તેમાં વધારે એક બે ધોરણો ઉમેરાશે. એમને માટે વધારે શિક્ષકો જોઈશે તેને માટે સરકારે ભાષાવાર વર્ધા-અધ્યાપન-મંદિરો પણ ઉઘાડ્યાં છે. ગુજરાતનું વર્ધા-અધ્યાપન-મંદિર સુરત પાસે કતારગામમાં હાલ ચાલે છે.

## પહેલી વર્ધા શિક્ષણ પરિષદ

આ પ્રમાણે કામ શરૂ થયું છે. દેશી રાજ્યોમાં પણ — ખાસ કરીને કાશ્મીરમાં — યોજનાનો અમલ થયો છે. હિંદુસ્તાની તાલીમી સંઘે આ વર્ષના એપ્રિલ માસમાં પોતાનું એક વર્ષ પૂરું કર્યું છે. એણે હવે વિચાર રાખ્યો છે કે, ઑક્ટોબરના અંતમાં વર્ધા શિક્ષણનું કામ કરનારા સૌની એક અખિલ ભારતીય પરિષદ બોલાવવી. તે પ્રસંગે વર્ધા શિક્ષણનું એક પ્રદર્શન પણ ગોઠવવામાં આવશે. મુંબઈ સરકારે આ પરિષદને પોતાને ત્યાં નોતરું આપ્યું છે ને તાલીમી સંઘે તે ઝીલ્યું છે. એટલે પરિષદ પૂનામાં ઑક્ટોબર અંતે ભરાવાની છે. તેની નક્કી તારીખો હવે પછી બહાર પડશે.

પરિષદમાં વડી સરકારની વર્ધા શિક્ષણ સમિતિ પણ ભાગ લેશે. પરિષદ જે મુદ્દા ચર્ચશે તેમની નક્કી યાદી તો નથી. પણ નીચેના પ્રકારના તે હશે :

૧. વર્ધાશિક્ષકની તાલીમ કેવી હોય ?

૨. વર્ધાયોજનાનો વ્યવહારુ અભ્યાસક્રમ અને શક્ય મૂલ-ઉદ્યોગો.

૩. અનુબંધ અને એકીકરણનું આયોજન.

૪. વર્ધાશિક્ષણની આર્થિક બાજુ.

૫. વર્ધાશિક્ષણનું સાહિત્ય.

૬. નિરીક્ષણ અને પરીક્ષાના પ્રશ્નો.

૭. વર્ધાશિક્ષણનું સંગઠન અને તંત્રરચના.

આ પરિષદ આખા દેશના કામની સમીક્ષા કરી આગળને માટે વ્યવહારુ ઠરાવો પર પહોંચશે એવી આશા રખાય. મદ્યનિષેધ જેટલી જ તીવ્રતા અને અગમચેતીથી આ કામ ચાલવું જોઈએ, કેમ કે હિંદની રાષ્ટ્રીય પુનર્ઘટનામાં ગાંધીજીની આ યોજના એટલી જ કીમતી છે, જોકે હજી સુધી સૌ એ સમજ્યા નથી. પરિષદે એ સમજાવવા પણ પ્રયત્ન કરવો જોઈશે

મ.

# પાર્વતીના મનોરથ

[મધ્યપ્રાંતના એક ગામડાની આ સાચી વાત છે. કુ. ગેરી બાર કરીને એક બાઈ ગાંધીજી પાસે ઘણા વખત પર આવેલી. ને હાલ મધ્યપ્રાંતમાં ગ્રામસેવાનું કામ કરે છે. તે બાઈએ તા. ૨૭–૮–'૩૯ના 'સ્ટેટ્સ-મેન'માં આ કથા આપેલી. તે અહીં તે અંગ્રેજી 'રાષ્ટ્રવાણી' પરથી ઉતારી છે.–મ.]

પાર્વતી બ્રાહ્મણ જાતની વિધવા છે. મધ્યપ્રાંતના એક ગામડામાં તે રહે છે. તે અને તેના બે નાના દીકરા એમ ત્રણ જણ ઘરમાં છે. પાર્વતીનો પતિ મરી ગયો છે. બે નાના છોકરા, પાસે એક નિશાળ છે ત્યાં ભણે છે. ત્રણ જણનું પેટ પૂરું કરવાનું કામ રાંડીરાંડ પાર્વતીને માથે છે.

ચોમાસામાં નીંદામણ મળે અને બીજી ઋતુઓમાં જે કાંઈ મજૂરી મળે તેના ઉપર એનું નભતું. ઘણા દહાડા એવા પણ જતા કે જ્યારે કાંઈ કામ ન મળે.

તેનો પતિ હતો ત્યારે પાર્વતીએ કાંઈક સુખ જોયું હતું. પિયેરિયામાં ને સાસરિયામાં કોઈ ન રહ્યું—બધાં મરી પરવાર્યાં, ત્યારે એના આવા દહાડા આવ્યા હતા. પણ સુખ તે ભૂલી નહોતી. 'કોક દહાડો મારા દીકરા પાછા એ સુખ જુએ' એમ એની રાતદહાડો ઝંખના હતી.

'જો મારો મોટો દીકરો બે અક્ષર ભણે ને ક્યાંક સરકારી નોકરી તેને મળી જાય તો બસ. પછી નાનાની શી ચિંતા છે? પછી તો સૌ સરખું થશે,'—આમ એણે મનમાં મનોરથ ઘડચા હતા.

એણે વિચાર કર્યો, 'લાવ ને ત્યારે એક નાની હાટ માંડું.' આઠ માઈલ દૂર મોટું ગામ હતું ત્યાંથી ભાડાના ગાડામાં થોડોક સામાન લઈ આવી. થોડાં નાળિયેર, થોડીક ખાંડ; અને પછી તો દાળ વગેરે દાણો પણ દુકાનમાં રાખવા લાગી. બૈરામાણસે દુકાનની ખરીદી કરવી, દૂર ગામે જઈ માલ લાવવો, ભાવતાલની રકઝક કરવી, એ બધી ઓછી પંચાત છે! મનના મનોરથ આગળ પાર્વતીએ આ બધું વેઠી લીધું.

આમ છતાં હાટડીમાંથી માંડ એને પાંચ રૂપિયા મળતા. આટલી નાની રકમમાં ત્રણનું પૂરું શી રીતે થાય?

એક દહાડો પાર્વતીના ગામમાં એક રાષ્ટ્રીય સેવક આવ્યો. તેણે ગામમાં તકલીની વાત કરી. પાર્વતીએ તકલીવર્ગમાં પહેલું નામ નંધાવ્યું. 'આ તો સરસ વાત છે. દુકાને બેઠી બેઠી ફેરવીશ તોય થોડું કપડા જોગું સૂતર તો થશે!'

તકલી કાંતતાં કાંતતાં એને થયું, 'પણ આ ધીમી તકલી કરતાં રેંટિયો હોય તો સારું નહીં?' તરત તે ગામના સુથાર પાસે એ પહોંચી રેંટિયો તૈયાર કરાવી લાવી. ગામમાં પાર્વતીના કામનો ચેપ ઊડચો. ને ધીમે ધીમે ૩૦ જેટલા રેંટિયા ગામમાં ચાલુ થઈ ગયા! હાથપગ જોડીને બેસી રહેનારા ગામનવરાઓ પણ આ તરફ વળ્યા. પાર્વતી તો ગામમાં ચેતન દેનારી થઈ પડી. કંતામણ વધ્યું, સૂતર ભેગું થયું, એટલે ગામમાં વસતા બે વણકરોને કામ જાગ્યું: બેકાર વણકરોની પડી રહેલી સાળો પાછી ફટાકા લેવા લાગી.

પાર્વતીની આ શક્તિ જોઈ તેને દુકાન છોડાવીને રેંટિયા-શિક્ષિકાનું કામ આપવામાં

આવ્યું. તે પગાર મેળવતી થઈ ગઈ! હવે તેના ઉત્સાહનો પાર ન રહ્યો. પછી તો તેણે ગામ-સફાઈનું કામ ઉપાડ્યું. કચરાનું શું કરવું? કોઈએ એનું ખાતર કેવી રીતે થાય તે એને બતાવ્યું. એ ખાતરમાંથી તેણે શાકભાજી લેવાનું શોધ્યું ને ગામલોકનેય તે શીખવ્યું.

એના છોકરાના ભણતરની હવે એને કાળજી રહી નથી. મોટો છોકરો અંગ્રેજીમાં આવ્યો છે. પાર્વતી પોતે પણ ચશ્માં ચડાવી વાંચતાં શીખી છે. પોતાના મનોરથ સધાવામાં હવે પાર્વતીને કશી શંકા નથી.

# યુરોપની યાદવાસ્થળી

યુરોપના દેશો લડું લડું કરી રહ્યા હતા, તે વખતે એક છાપાવાળાએ ગાંધીજીને પૂછ્યું, "યુરોપને તમે શું કરવાની સલાહ આપો?"

ગાંધીજીએ કહ્યું, "હું તો કહું કે, જો ખરેખરી હિંમત અને બહાદુરી હોય, તો લશ્કર ઘટાડવા મંડો. તો જ તમારો આરો છે. નહિ તો ચડસાચડસી કરીને તમે લશ્કર લશ્કર જ કરી મૂકશો, ને છેવટે રોક્યા રોકાઈ નહિ શકો ને લડી પડશો."

ગાંધીજીની આ સલાહ યુરોપના દેશોને ન ગમી. તેઓ તો ફોજ વધારતા જ ગયા. વધારીને તે કેવડી મોટી કરી છે તે જાણો છો?

કુલ પંચાસી લાખ માણસોની ખડી ફોજ આજ યુરોપમાં તૈયાર છે! આ ઉપરાંત નૌકા-સૈન્ય અને વિમાની સૈન્ય તો જુદું! એ પણ જો ગણીએ તો લગભગ કરોડ માણસો યુરોપમાં લડવા માટે જ તૈયાર છે! અને હવે લડાઈ થઈ છે એટલે પ્રજાના જુવાનિયાઓ તેમાં ભરતી થાય છે. અને પ્રજા એમનો અબજોનો ખરચો ભર્યે જાય છે. મમતે ચડી ખુવાર થવા બેઠેલા આ દેશોને શી રીતે સાન આવશે? મદ અને મમતને લીધે માણસ આંધળો થઈ જાય છે તે આનું નામ.

### ખડી ફોજનો ખરચો

લશ્કરી સરંજામ વધાર્યે જ જવું એમાં આજ યુરોપના લોકોને પોતાનું રક્ષણ લાગે છે. પણ લશ્કર વધવાથી પેદાશ તો કશી વધે નહિ; પરંતુ ખર્ચના તો શેળ વળે. હા, લશ્કર વધારો તેથી તેને જોઈતી ચીજોનો ઉપાડ વધે; એટલે તે ધંધાઓમાં તેજી આવે; તે ધંધાઓમાં લોકોને કામ મળે — બેકારી ઘટે. પણ પછી શું? તેથી કરીને લોકોની જુવાર બાજરી ઓછી પાકવાની છે! પરિણામે, લશ્કર વધે તેમ તેમ તે પ્રજાને જ પછી ખાવા લાગે! પ્રજાના રોટલામાંથી ભાગ પાડે, પણ કામ તો એક જ કરે; કયું? સેનાપતિ કહે તેને મારવાનું! અને એ રીતે ખાનારાં મોઢાં ઘટે; ઘેર ઘેર વિધવાઓ થાય ને નબાપાં બાળકો કકળે.

આ બધા ઉપરથી એક અંગ્રેજ અર્થ-શાસ્ત્રી કહે છે, "ખરેખર, આપણી દુનિયા ગાંડી જ છે. બાકી, આજ એવો રૂડો જમાનો છે કે લોક સહેજે સુખી થઈ શકે. પહેલાં કદી એવો જમાનો નહોતો. પણ લડવામાં શ્રદ્ધાવાળા દેશો છે, ત્યાં લગી સામે લડવા તૈયાર થયા વગર છૂટકો નથી. આને બદલે જો લોકો હળીમળીને રહેવાનો રસ્તો

શોધે તો સુખ, સંપત્તિ ને ધંધાપાણી વધે એમાં કશી શંકા નથી.....પણ એ આજ આપણા નસીબમાં દેખાતું નથી."

માનવજીવનનો ખરચ

નસીબમાં આવી છે યાદવાસ્થળી. અને એમાં પૈસાના ખર્ચ ઉપરાંત કરોડો માણસોના જીવનો પણ ખરચ થઈ જશે. ૧૯૧૪ના મહાયુદ્ધમાં ૧૩૦ લાખ માણસોની આહુતિ અપાઈ હતી. હમણાં સ્પેનમાં લડાઈ થઈ તેમાં વીસેક લાખની ખુવારી થઈ. અને હવે આખા યુરોપમાં યાદવાસ્થળી જામી છે તેમાં કેટલી થશે? ખરેખર, મનુષ્ય જ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે. મનુષ્યવધ ન જ થઈ શકે એવું ક્યારે બનશે?

અર્જુનની નીચેની ભાવના ભલે તેને માટે કાયરતા કહેવાઈ; છતાં આજના જગતને માટે તેમાં ભારે સત્ય ભરેલું છે:

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद् राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥

અરેરે, આપણે તે કેવુંક મોટું પાપ કરવા કમર કસી છે? રાજના લોભને સારુ પોતાના જ ભાંડુને મારવા ઊઠયા છીએ!

મ.

# અશો જરથુષ્ટ્રની વાણી

મુંબઈમાં સરકારે દારૂબંધી કરી તેથી ત્યાંની પારસી કોમ ખૂબ ચિડાઈ છે. તેમને એમ લાગ્યું કે, દારૂનો અમારો ધંધો ગયો એટલે હવે અમે કરીશું શું? મુંબઈ સરકારના પ્રધાન નામદાર મુનશીએ ગણાવી જોયું કે કેટલા પારસીઓનો ધંધો જાય છે તે કાઢો. તેમાં માત્ર ૪૦૦ની અંદર પારસી ભાઈઓની રોજી જશે એવો અંદાજ આવ્યો. અને તે બધાય ભાઈઓ દારૂના ધંધા વગર હાથેપગે જ થઈ જશે એમ પણ ન માલૂમ પડયું.

પારસીઓ તરફથી બીજી ફરિયાદ કરવામાં આવી કે, અમારી ધર્મક્રિયામાં દારૂ જોઈએ તેનું શું? સરકારે કહ્યું કે, ધર્મક્રિયા માટે જોઈએ ત્યારે મળી શકે એવો નિયમ કરવામાં આવશે.

આ બધામાંથી લોકો ઉપર એક એવી છાપ પડી છે કે, પારસી ધર્મમાં નશાબાજીને અંગે મના નથી કે શું? આ શંકા હવે ટળી ગઈ છે. એક ભલા પારસીએ વડા પ્રધાન નામદાર ખેરને પત્ર લખ્યો છે કે, તમને મુબારકબાદી આપું છું. કેમ કે અમારા પેગંબર અશો જરથુષ્ટ્રે કહેલું કે, 'દારૂની બદીનો નાશ કરે એવા માણસો ક્યારે આવશે? તમે એવા પાક્યા તે તમારાં અહોભાગ્ય છે.'

અને એ ભાઈએ અશો જરથુષ્ટ્રની વાણીમાંથી નીચેનું સુવચન ટાંક્યું છે:

'ઓ અહુરમજદ, ડાહ્યા પુરુષો ક્યારે આવશે ને નશાબાજીની આ ગંદી બદીને તેઓ દૂર કરશે? આ ગોઝારી બદીથી તો જૂઠા કર્પન લોકો અને ખરાબ રાજાઓ જગતને ઉજાડી રહ્યા છે.'

અને છેવટે, શ્રી. ખેરને એ ભાઈ ખાતરી આપે છે કે, 'અમારા પેગંબર સાહેબે પોતે પોતાના આશીર્વાદ આપને જરૂર આપ્યા હશે. અને હે ભલા ભાઈ, તમે નશાબંધીના કામમાં આગળ વધો; અને અમારા પેગંબર સાહેબે જે સ્વપ્ન સેવ્યું હતું તે સાધવાનું નિમિત્ત ઈશ્વરે તમને બનાવ્યા તેનો ભારે સંતોષ માનો.'

મ.

# આટલું તો યાદ રાખજો

મહાસભાવાદી સરકારે જે સારામાં સારું ને મોટામાં મોટું કામ ઉપાડયું છે તે દારૂબંધીનું છે. દરેક જણે આ કામમાં બરોબર રસ લેવો જોઈએ. દારૂની બદી આપણા દેશમાં અંગ્રેજો આવ્યા પછી ખૂબ વધી. તેમણે આવીને તેનો ધંધો શરૂ કર્યો કહેવાય. તે બદીમાંથી તેમણે આવકનો પણ લોભ કર્યો. નામદાર ગોખલેએ એક વાર કહ્યું હતું: 'અંગ્રેજ પહેલાંના સમયમાં સરકાર દારૂનો ધંધો નહોતી ચલાવતી, અને આવડી પાર વિનાની મોટી આવક નહોતી મેળવતી.'

આપણા દેશની વસ્તી એટલે મોટે ભાગે હિંદુ અને મુસલમાન. આ બેઉ લોકોના ધર્મમાં, દારૂ ન પિવાય, એમ ચોખ્ખું કહ્યું છે. પણ અંગ્રેજો રાજ કરે, એટલે તે મોટા ગણાય. તેમની દેખાદેખી આપણા દેશી ભાઈઓ પણ પીવા લાગ્યા. અંગ્રેજી કેળવણી વધવા લાગી તેની સાથે, ન પીવાની નીતિ પણ નબળી પડવા લાગી. શ્રી. રમેશચંદ્ર દત્ત કરીને એક જબરા દેશભક્ત થઈ ગયા. તેમણે લખ્યું છે કે, 'દારૂ પીવો એ તો સુધારાનું અને આગળ પડતા વિચારોનું લક્ષણ ગણાતું; ભણેલા સદ્‌ગૃહસ્થે ધારણ કરવા યોગ્ય ભૂષણ લેખાતું!'

આ વાત ૧૮૭૦–૭૫ના જમાનાની છે. તે વખતે બંગાળાના દેશનાયકોએ દારૂની આ વધી ગયેલી બદી સામે ખૂબ લડાઈ કરી હતી. અને ત્યાર પછી પણ આપણા દેશના નાયકો હમેશ આ બદીનો નાશ કરવાનું સરકારને કહેતા આવ્યા છે. પણ સરકારની જ દાનત ન હોય ત્યાં શું થાય? દારૂનું પીઠું કાયદાથી ચાલે; પીનારો તો દારૂનો ગુલામ બની ત્યાં જાય જ; એને રોજ ઊઠીને કોણ રોકી શકે? પ્રજાએ પીઠાં પર ચોકી પણ રાખી જોઈ. પણ આ બહાને ને તે બહાને, સરકાર આ ચોકીદારોને દંડે, પણ પેલું પીઠું બંધ ન કરે! કેમ કે, તાડીમાંથી ને પીઠાંની હરાજીમાંથી સરકારને કરોડો રૂપિયા મળતા હતા.

મહાસભાવાદી સરકારે આવી ને તરત આ લોભની ભૂંડી નજર સુધારી દીધી. 'પોતાની જ પ્રજાને પાયમાલ થવા દેવામાં શી રીતે આપણાથી મદદ થાય? આપણે જ પીઠાં ચલાવીએ અને અવળી કેળવણી લોકોને આપીએ એ કેવું ખરાબ? દારૂ ના પીશો કહેવું; પણ દારૂ તો વેચવા દેવો! આ કેવી અવળી વાત!'—જરામાં સમજાય એવી સીધી વાત આ છે. એટલે મુંબઈ સરકારે હવે ઝપાટાબંધ પીઠાં ને અફીણ ગાંજા વગેરેની બીજી દુકાનો બંધ કરવા માંડી છે. કરોડો રૂપિયા ખરચીએ તોપણ ન મળે એવડું મોટું સુખ આનાથી લોકને થશે. દારૂડિયાનાં બૈરાં છોકરાં તો રાજી રાજી થઈ જશે. લોકોનો મહેનતનો પૈસો પાગલ બનવા પાછળ ખરચાતો હતો તે રોકાશે. તેને બદલે લોકો હવે ખાશે પીશે, કપડાં લાવશે, વાસણ વસાવશે, છોકરાંને ચાર વાતો ભણવા મોકલશે. દારૂની બદી જશે એટલે બધી તરફ બરકત જ દેખાશે. પ્રજાના દરેક જણે આ મોટા પરોપકારના કામમાં રસ લઈને સરકારને ને પોતાનાં અવળે રસ્તે વળેલાં ભાઈભાંડુઓને મદદ કરવી જોઈએ.

મ.

# નવું વાચન

**અજિતા:** લેખક — ધૂમકેતુ. પ્રકાશક — ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. રૂા. ૨-૯-૦

સાહિત્યવિવેચકો ભલે સાહિત્યના ધ્યેયલક્ષી અને વસ્તુલક્ષી, classical અને romantic એવા વર્ગો કે ભેદો પાડે, પણ સાહિત્ય સર્જન કરનાર કલાધર તે વર્ગો ધ્યાનમાં લઈ, તેના નિયમોનું પાલન કરવા માટે, ઓછો જ પોતાની કૃતિ સર્જે છે? શ્રી. ધૂમકેતુની યથાર્થનામા 'અજિતા' પણ એવી રીતે આ વર્ગીકરણના પ્રયત્નને નિષ્ફળ બનાવે છે. પણ 'પ્રાધાન્યેન વ્યપદેશા ભવન્તિ' એ ન્યાયે કહેવું હોય તો આપણે તેને ધ્યેયલક્ષી અને romantic કહી શકીએ

કલાધરની પેઠે સામાન્ય વાચક પણ એવા જ સરળ ભાવથી વાર્તા વાંચે છે. આ વાર્તા વાંચતાં તેના રસનો પ્રવાહ અખંડપણે વહેતો જાય છે. એકે પાનું શુષ્ક લાગતું નથી. ઠેકઠેકાણે આવતાં સંભાષણો, છૂટે હાથે વેરાયેલાં વિચાર-સુમનો કે મનોવિશ્લેષણો પણ બીજી રીતે ક્યારેક દોષપાત્ર ગણાઓ, પણ તેઓ વાર્તાના રસની હાનિ થવા દેતાં નથી. એક નાની સમાલોચનામાં વાર્તાનું વસ્તુનિરૂપણ કરવા બેસવું બરોબર ન લાગે. એ વાંચતાં જે બેચાર વાતો ધ્યાન પર આવી તે કહી જાઉં તો પૂરતું થશે.

વાર્તાનાં લગભગ બધાં જ પાત્રો રાણાસર ગામનાં વતનીઓ છે અને મોટા ભાગના પ્રસંગો જયસુખલાલ શેઠના બંગલામાં કે તેની આસપાસ બને છે. પણ એટલા સાંકડામાં શ્રી. ધૂમકેતુએ અનેક પ્રશ્નો છેડયા છે. ગુલાબ રાધાકૃષ્ણ ઇ. નો કિસ્સો ગ્રામજીવનની એક બાજુ સચોટ રીતે રજૂ કરે છે. આપણા સમાજમાં રહેલી પુત્રજન્મ માટેની ઝંખના અને તેને પરિણામે પુત્રીજન્મથી થતો અનુતાપ, એ અનુપમ અને ચંપાના સ્થાનવિનિમયનું કારણ બને છે, બન્નેને માતૃસ્નેહથી વંચિત કરે છે, અને આ દશામાં એક જટિલ સમસ્યા ઊભી કરે છે. તેનો ઉકેલ આ વાતમાં અનેકને માટે વેદનાનું કારણ બને છે.

સાચી લગ્નભાવનાનું નિરૂપણ આ વાર્તાનું પ્રધાન અંગ લાગે છે. એમ કહેવું જોઈએ કે, શ્રી. ધૂમકેતુ એને અંગે અનેક સુંદર વિચારો આપણી આગળ રજૂ કરે છે: "લગ્ન એ જીવનની અખંડ ધારા વડે અખંડ ધારાને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે એમ માનવાને બદલે, કોઈ શરીરથી મળે છે, કોઈ લાગણીથી, કેટલાક વિચારથી, બીજા બુદ્ધિથી — પણ અખંડ જીવનથી અખંડ જીવનને કોઈ મળતું નથી. . ." "મારી પાસે હવે મારું કશું જ રહ્યું નથી. મારું મોટામાં મોટું ધન — અથવા મારું જ શા માટે? કોઈનું પણ મોટામાં મોટું ધન — મારા અંતરમાં સ્થાયી રહેલી ઊર્મિઓ, કલ્પના, લાગણી, બુદ્ધિ અને ભાવના એ સઘળાં અનુપમનાં છે. હવે હું શા વડે બીજા સાથે સહજીવન ગાળું?"

પણ આવી ઉદાત્તતાની સાથે જ કુસુમ અને ચંપા જેવાં મહત્ત્વનાં પાત્રોની ઉત્પત્તિ લગ્નબાહ્ય સંબંધથી થયેલી બતાવીને શ્રી. ધૂમકેતુએ પ્રચલિત લગ્નસંસ્થાને વધારેપડતી વગોવી નથી? આજની લગ્નસંસ્થામાં ગમે તેટલાં અનિષ્ટ તત્ત્વો દાખલ થયાં હોય તોય તેનો સંપૂર્ણ નાશ કરી, કેવળ જંગલનો સાદ સાંભળી, રખડુ જાતિઓમાં પ્રવર્તતો સ્વૈરાચાર વધાવવો, એ સુધારાનો માર્ગ તો નથી જ. લગ્નસંસ્થામાં દાખલ થયેલી જડતાને કાઢી નાખી તેની પરિશુદ્ધિ કરવાને બદલે, કેટલાક કહેવાતા સમાજસુધારકો નિર્બંધમાત્રને દૂર કરવા એ જ સમાજસુધારાનું ધ્યેય છે એમ કહી, તેની જ હિમાયત કરે છે તેને આથી અણધાર્યો ટેકો મળે છે. અને અનીત તરફ પ્રયાણ કરવાનો આ પ્રયત્ન છેવટે તો વ્યર્થ જ થવાનો.

અજિત અને અનુપમ બંને વારાફરતી મનથી વરીને 'વિધવા' થયેલી ચંપા લગ્નજીવનનો નિષેધ કરી 'સામાન્ય નારી' થવાના કોડ સેવે છે. 'સામાન્ય નારી' પાછળની શ્રી. ધૂમકેતુની કલ્પના સુંદર છે, પણ તે વ્યક્ત કરવા યોજેલો શબ્દપ્રયોગ અંગ્રેજી 'public woman' જેવો જ દુષિત લાગે છે. તેને બદલે 'વિશ્વજનની' કે એવો કોઈ શબ્દપ્રયોગ વધારે ઉચિત ન ગણાય?

ગુલાબનું પાત્ર આલેખવામાં કર્તાએ સારી સફળતા મેળવી છે. ગૉર્કીની 'અમ્મા'માં પુત્રપ્રેમને લીધે પુત્રના વિચાર તથા આદર્શ સાથે માતા તદ્રૂપ થાય છે અને તેનો અસાધારણ પણ સહજ વિકાસ આપણે જોઈએ છીએ. તેવો સહજ વિકાસ અહીં અજિતની મા ગુલાબનો થતો નથી. છતાં વેદનાના ભારથી સમયે સમયે તેની જીવન-કલિકાનો વિકાસ આપણે જરૂર જોઈ શકીએ છીએ

આ નવલકથાનાં સંભાષણો ઇ૦ ઉપરથી આપણે એક વસ્તુ સ્પષ્ટ જોઈએ છીએ કે, જાણે માનસશાસ્ત્ર જ આખા વાર્તાસાહિત્યનો ધીમે ધીમે કબજો લેતું જાય છે. પ્રાચીન કાવ્યો કે કથાઓમાં જે વસ્તુલક્ષિતા (objectivity)

મળી આવે છે તે નવી કૃતિઓમાં ઓછી થતી જાય છે. જૂની કૃતિઓમાં વસ્તુલક્ષિતા હોવા છતાં આત્મલક્ષી ધ્વનિ તો રહેતો જ. પણ આજે તો કળાકાર, લોકો ધ્વનિને સમજે ત્યાં સુધી, ધીરજ રાખી શકતો નથી અને વધારેપડતો (subjective) અંતર્મુખ થઈ મનોવિશ્લેષણની ધૂનમાં તણાઈ જાય છે અને વસ્તુને વધારે જટિલ બનાવે છે.

પ્રસ્તુત કૃતિમાં ભાવનાશીલતાનો પણ અતિરેક થયેલો જણાય છે. એને પરિણામે જે કોઈ ઉદ્દેશને સાધવા કૃતિ સર્જાઈ છે તે હસ્તગત થયો લાગતો નથી, અને કૃતિમાં નબળાઈનું તત્ત્વ દાખલ થયું છે, અને પોતાની વસ્તુને કર્તાને ઝટ ઝટ ગમેતેમ સંકેલી લેવી પડી છે. ગીતામાં ઉત્સાહ સાથે ગીતાકારે ધૃતિને પણ મૂકી છે તે સહેતુક જ છે.

છેવટે, 'ક્રાંતિનો ડંખ ધોઈ નાખવા માટે વિસ્મૃતિના અંધકારમાં જવું એ ઘણી વખત જરૂરી પણ હોય છે,' એમ શ્રી. ધૂમકેતુ 'નવલકથાને બિનજરૂરી' એવી પ્રસ્તાવનામાં કહે છે. તે બાબત એટલું જ કહેવાનું કે, ક્રાંતિનો ડંખ આ કૃતિ દ્વારા તો ધોવાય એમ લાગતું નથી; પણ એ ડંખનું ઝેર ન ચઢે એવું કોઈ રસાયન તેઓ પ્રાપ્ત કરે અને આવી જ સુંદર પણ વધારે સુશ્લિષ્ટઘન કૃતિઓ આપણને આપે.

પાં૦

**પ્રગતિના છ મહિનાઓ** [મુંબઈ સરકારના ત્રીજા છમાસિક કામનો અહેવાલ.] સરકારી પ્રેસ તરફથી પ્રકાશન

મુંબઈ સરકાર, પોતાનાં લોકોપયોગી કામોની આમપ્રજાને જાણ થાય તે સારુ, દર છ છ મહિને એક પત્રિકા કાઢે છે, અને તે મફત વહેંચે છે. એમ લાગે છે કે, મૂળ તે અંગ્રેજીમાં લખાય છે, ને પછી પ્રદેશવાર તેનાં ભાષાંતરો કરી લેવામાં આવે છે. અત્યાર સુધીમાં આવી છમાસિક પ્રગતિની બે પત્રિકાઓ બહાર પડી ચૂકી છે. ૧૯૩૮ના જુલાઈથી ૧૯૩૯ના જાન્યુઆરી સુધીના છ મહિનાની અંગ્રેજી પત્રિકાનો આ ગુજરાતી તરજુમો છે.

આ બહુ ઉપયોગી પ્રકાશન ગણાય. છાપાંમાંથી છૂટક છૂટક ખબરો જાણનારને છ મહિને આખા કામનો એકત્રિત ખ્યાલ તે આપી શકે છે. અને જે કાંઈ ન જાણતો હોય તેને આ પત્રિકા સત્તાવાર ખબરો કહે એ લોકશિક્ષણની પણ જરૂરની સાહિત્યસામગ્રી થઈ. પરંતુ, આ પત્રિકાનું સાવ તરજુમિયા ભાષાન્તર, ભાષાના સ્વાભાવિક પ્રવાહનો અભાવ, કેટલીક કઢંગી વાક્યરચનાઓ અને શબ્દપ્રયોગો, તથા તદ્દન અવ્યવસ્થિત અશુદ્ધ જોડણી — એ બધું આવા ઉપયોગી પ્રકાશનની ઉધાર બાજુએ જાય છે. પ્રાંતીય ભાષાઓનો ઉત્કર્ષ ઇચ્છનારી પ્રજાકીય સરકારે તો આ ન ચલાવી લેવું ઘટે. અંગ્રેજીમાંથી તરજુમો કરાવવાને બદલે સ્વતંત્ર ગુજરાતી લખાણ કરાવાય, તો કેટલાય દોષો તો આપોઆપ ટળે. અંગ્રેજી જેટલી જ ચીવટથી પ્રાંતીય ભાષામાં લખનારા નોકરો સરકારે આને માટે ખાસ રાખવા જોઈએ. પણ ગમે તેવી ભાષાથી ન જ ચલાવી લેવાય. આ ઉપયોગી પ્રકાશનનો પ્રચાર કરવો હોય તો આ દોષો દૂર જ કરવા ઘટે. સરકારનાં કામોથી વાકેફ રહેવા માગનારે આ પત્રિકા મેળવવા કાળજી રાખવી.

## લોકસાહિત્યની જરૂર

**'ગામડાંની વહારે'**—ગાંધીજી. પ્રકાશક નવજીવન, અમદાવાદ. બીજી આવૃત્તિ. કિંમત એક આનો. પા. ૬૮.

ગાંધીજીના પુસ્તકની સમાલોચના કરવી એટલે જાણે મોરનાં ઈંડાંને ચીતરવા બેસવું, એવું લાગે છે. જેમની કલમ ને વાણીમાંથી જે ઝરે તેને લોકો આતુર કંઠે પી જવા તલપી રહ્યા છે, એવાનાં લખાણની નોંધ પણ લેવાપણું હોય નહિ. યુગપ્રવર્તકોની કલમ સાહિત્યના સામાન્ય મનાતા અર્થનું લખાણ નથી આપતી. એ તો જીવનપલટાની પૂર્વ તૈયારીરૂપ હોય છે. 'ગામડાંની વહારે' લખાયા પછી આજે તો ગાંધીજી, ખરેખર, તેની વહારે ધાઈ પણ ગયા છે અને એનાં પાનાંની વાતોનો જીવંત પ્રવાહ હિંદભરમાં રેલાવા લાગ્યો છે.

એટલે, આ ટૂંકી નોંધ તો એક બીજી વસ્તુ તરફ ધ્યાન ખેંચવા પૂરતી છે. ચોપડીના પહેલા જ પ્રકરણમાં ગાંધીજી લખે છે, "આ પૂર્તિ (એટલે કે, 'શિક્ષણ અને સાહિત્ય' 'નવજીવન'ની પૂર્તિરૂપે નીકળતું હતું તે.) મારફત કાકાસાહેબ અનેક અર્થ સારવા માગે છે. તેમાંનો એક એ છે કે, ભણતરની જે વય સામાન્ય રીતે માનવામાં આવે છે તે વટાવી ગયેલાં, ગૃહસ્થાશ્રમમાં રહેતાં, કામધંધે વળગેલાં, મહાગુજરાતનાં દરેક હજાર ગામડાંનાં સ્ત્રીપુરુષોને પણ જે કંઈ શક્ય હોય તે કેળવણી મળે. આવી કેળવણીનો અર્થ ઉદાર કરવો જોઈએ. તે અક્ષરજ્ઞાનથી પર છે. ગામવાસીઓને આજની દૃષ્ટિએ વ્યવહારુ જ્ઞાન ઘણી દિશામાં હોતું નથી; . . . તેમને ઉપયોગી જ્ઞાન મળે એ હેતુ કંઈક અંશે આ પૂર્તિ દ્વારા કાકાસાહેબ સારવા ઇચ્છે છે."

એવા હેતુથી લખાયેલા લેખોની માળા આ પુસ્તક છે. 'શિક્ષણ અને સાહિત્ય'ના આ નવા સ્વરૂપમાં પણ તેનો આ ઉદ્દેશ કાયમ જ છે, એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. ગામડાંના અનેકવિધ પ્રશ્નો ચર્ચતી આવી માળાઓ આપણે હવે તૈયાર કરવી જોઈએ. દિવસે દિવસે વધતા જતા ગ્રામસેવાક્ષેત્રના સેવકોનું ધ્યાન આ પુસ્તકથી તે તરફ ખેંચાઓ.

## હિંદુસ્તાનનું કેળવણીશાસ્ત્ર

શ્રી. કિશોરલાલભાઈના આ* પુસ્તકની ત્રીજી આવૃત્તિ થાય છે અને તે અગાઉ તેની ૨૦૦૦ નકલો વેચાઈ ચૂકી છે, એ હકીકત, મને લાગે છે, ગુજરાતી પ્રકાશનો માટે યાદગાર હકીકત ગણાય. આ પુસ્તક નવલકથા નથી; ઇતિહાસ કે આત્મકથાય નથી. કોઈ પણ અર્થમાં, જેને 'હળવું સાહિત્ય' કહેવાય છે તે આ નથી જ. ઊલટું, આ તો મગજમારી કરાવે એવું સૂક્ષ્મ અને ભેદક જીવનશાસ્ત્ર છે. હું એને જાણીબૂજીને માનસશાસ્ત્ર નથી કહેતો, કારણ કે માનસશાસ્ત્ર એ કેળવણીના શાસ્ત્રનું એક અંગમાત્ર છે. અને તેના પ્રશ્નોનું અંતિમ નિર્ણાયક તે નથી. કિશોરલાલભાઈ જીવનવીર છે, આત્માર્થી છે; તે અર્થે એમણે પોતાનું જીવન વલોવી નાખેલું છે. એટલે કે, પોતાના ચિત્તની વૃત્તિઓને, તેમના ઉછાળાને, તેમની ગતિરીતિને, તેમની બાધકતા અને સાધકતાને, દ્વંદ્વમાં તેમની કેળવણી-શક્તિને, તેમની જીવનદાયી અને જીવનાંતક શક્તિને,—આ બધાને તેમણે એકમાત્ર ને સાચામાં સાચી કસોટીએ તપાસી છે. એ કસોટી એટલે જીવનને ઘડવાની તેમની શક્તિ; મુક્તિની વિદ્યા અર્પવાની તેમની તાકાત. આવા જીવનના અનુભવોમાંથી ભરેલું આ પુસ્તક છે

તેનાં પ્રકરણો જ્યારે પહેલવહેલાં પ્રગટ થયાં ત્યારની તેમની વેધકતાની છાપ હજી તાજી જ છે. એ પ્રકરણો છપાતાં હતાં ત્યારે એક સમર્થ કેળવણીકારે વાતચીત દરમ્યાન કહેલું, 'કિશોરલાલભાઈની બુદ્ધિ તીણી સોયની પેઠે પોતાના વિષયમાં સોંસરી પેસી જાય છે. આ પ્રકરણો જો અંગ્રેજીમાં લખાયાં હોત તો કોઈ પણ યુનિવર્સિટી એમને સહેજે 'ડૉક્ટરેટ' આપવા પ્રેરાત.' ગુજરાતી શિક્ષણ-સાહિત્યમાં આવો મૌલિક ગ્રંથ છે એ આપણા સાહિત્ય માટે ગૌરવપ્રદ વસ્તુ છે

આ પુસ્તકનું, ટૂંકમાં, વસ્તુ તપાસીએ. કુલ ૨૫ પ્રકરણોનો આ ગ્રંથ છે. પહેલાં ૬ પ્રકરણો કેળવણીની વ્યાખ્યા કરે છે. શિક્ષણ, વિનય, વિદ્યા, વિજ્ઞાન, વિવેકબુદ્ધિ, અને અભ્યાસ—આ શબ્દોના સંબંધમાં કેળવણીનો અર્થ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. ફારસી 'તાલીમ' શબ્દની સાથે પણ 'કેળવણી' શબ્દ જોડીને અર્થ સ્પષ્ટ કરવા સારુ એક પ્રકરણ ઉમેરવું જોઈએ. નાનીમોટી આવડતો મેળવવી, કશાનો *અભ્યાસ કરવો, જેમ કે, કાંતવું, રાંધવું, વાળવુંઝૂડવું ઇ., તેને આપણે ત્યાં 'તાલીમ' કહેવાય છે. જોકે, કિશોરલાલભાઈએ 'કેળવણી' અર્થમાં કદાચ 'તાલીમ' શબ્દ વાપરી શકાય એમ શરૂમાં જ જણાવ્યું છે. મૂળ ફારસીમાં એ અર્થ હોવા છતાં, ગુજરાતી ભાષામાં એટલો વ્યાપક અર્થ એ શબ્દનો રહ્યો નથી.

પ્રકરણ ૭ મામાં 'ઇંદ્રિયોની કેળવણી'ની ચર્ચા દ્વારા શારીરિક કેળવણીની સામાન્ય ચર્ચા કરવામાં આવી છે. કવાયત અને વ્યાયામ એ શારીરિક કેળવણી એમ જ સામાન્યતઃ સમજી બેઠેલા ને તેમ ચાલનારાઓને આ પ્રકરણમાં એક અનોખી દૃષ્ટિએ જ પોતાનો વિષય ચર્ચાયેલો માલૂમ પડશે.

પ્રકરણ ૮થી ૧૩ સુધીમાં ચિત્તની અનેકવિધ શક્તિઓની કેળવણીનો વિચાર કરેલો છે. કેળવણી દ્વારા કાયમી જે સાધવાનું છે તે સ્વસ્થ શરીરમાં શુદ્ધ સબળ ચિત્ત. સ્વસ્થ શરીર એટલે શું તે વિચાર પ્રકરણ ૭ માં કર્યા પછી સબળ ચિત્તનો વિચાર આ છ પ્રકરણોમાં કરેલો છે. ચિત્તની સર્વાંગીણ કેળવણી કેવી હોય એ આ પ્રકરણોમાં, એક વિશિષ્ટ ભાત પાડનારી રીતે, ચર્ચવામાં આવ્યું છે. યોગસૂત્રકારની સહમતા એમાં વાચક જોઈ શકશે. આ પ્રકરણો યોગસૂત્રના કેટલાક ભાગનું ટૂંકું ભાષ્ય જ જાણે છે એમ, તે વાંચતાં, લાગે છે. પ્રકરણ ૧૨મું 'સત્ય નિર્ણય' એ પહેલી આવૃત્તિમાં પાછળ (પ્રકરણ ૧૫ તરીકે) હતું તે તેને યોગ્ય સ્થળે આ આવૃત્તિમાં ગોઠવી દીધું છે.

પ્રકરણ ૧૬મું 'જીવનમાં આનંદને સ્થાન' પણ આ ૮ થી ૧૩ પ્રકરણોના ઝૂમખામાં લઈ શકાય, કેમ કે ચિત્તની આનંદવૃત્તિનું એમાં કરેલું પૃથક્કરણ એ ખંડમાં ઠીક બંધ બેસે છે. શિક્ષણમાં રસ કે આનંદને જ પ્રધાનપદ આપી શિક્ષણશાસ્ત્ર વિચારનારા સંપ્રદાયને આ પ્રકરણ મહત્ત્વના વિચારમાં નાંખે એવું ગણાય.

પ્રકરણ ૧૪, ૧૫માં જીવનના વિકાસની મીમાંસા છે. વિકાસ અનેકવિધ થઈ શકે. માનવચિત્ત અને

---

* કેળવણીના પાયા: કિશોરલાલ ઘ. મશરૂવાળા. પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર. કિંમત રૂ. ૧-૦-૦ પાનાં ૩૨+૩૩૩.

માનવશરીરની વિભૂતિઓનો પાર નથી. એમ કહો કે, ઈશ્વરી સર્વ વિભૂતિઓનો એમાં અંશ પડેલો છે; અને માણસ જો એમનું યોગ્ય અનુશીલન કરે તો તેમને એકત: પણ ખીલવી શકે. એમ કરવું એ સમગ્ર માનવ્યને ભોગે જ બનનારી વાત છે; માટે ખરો માનવવિકાસ સર્વાંગીણ હોવો જોઈએ. એવો વિકાસ તે કયો ને તેનાં સાધનો કેવાં હોવાં જોઈએ એ આ બે પ્રકરણોનું પૃથક્કરણ-વસ્તુ છે. યોગસૂત્રના ત્રીજા પાદનું મંતવ્ય બાજુ જુદી રીતે ચર્ચેલું છે એમ લાગે છે.

આ આખી ચર્ચાને પ્રકરણ ૧૯મામાં ઉપસંહાર રૂપે મૂકી દઈને, વિશિષ્ટ સાધનોનો વિચાર રજૂ કરનારાં પ્રકરણોનો બીજો ખંડ શરૂ થાય છે. ૧લી આવૃત્તિમાં આ પ્રકરણો ભેગાં જ ચાલતાં હતાં, તેમને સ્વતંત્ર ખંડરૂપે મૂક્યાં છે તે સારો સુધારો થયો છે. અને તેમાં ૫, ૬, ૭, ૮ એ ચાર પ્રકરણો નવાં ઉમેરાયાં છે. તેમાંનો સ્ત્રીકેળવણીનો નિબંધ પ્રથમ ખંડમાં લઈ લીધો હોત તોય ચાલત, કેમ કે એ આ સાધન-ખંડ કરતાં ત્યાં વધારે બંધ બેસત.

આ પ્રમાણે આ મનનીય પુસ્તકનું કાઠું ઘડાયેલું છે. કેળવણી ખરી રીતે જોતાં આખા જીવનને ઘડનારી શક્તિ છે; તેને જ જૂની પરિભાષામાં 'યોગ' કહેતા. શ્રી. કિશોરલાલભાઈએ એનો એવો વ્યાપક અર્થ લીધો છે ને હિંદુ અધ્યાત્મશાસ્ત્ર પામેલાને જ સૂઝે એવું છે. આ પુસ્તકની ચર્ચાની દૃષ્ટિ પ્રમાણે ચર્ચનારો બીજો કોઈ લેખક હોય તો તે અરવિંદબાબુનું 'National Education' પુસ્તક છે. અને એ બેઉ પુસ્તકોની પૂર્વપીઠિકા આપણું કેળવણીશાસ્ત્ર, યોગસૂત્ર છે. યોગસૂત્રને કેળવણીશાસ્ત્ર તરીકે ભણવા ભણાવવાની જરૂર છે. તેને અધ્યાત્મદર્શન તરીકે ગણી કાઢી ફેંકી દેવામાં ભૂલ થાય છે. એ ભૂલ કિશોરલાલભાઈનું આ પુસ્તક દૂર કરે છે. આપણાં અધ્યાપન મંદિરોની ઉચ્ચ શ્રેણીઓમાં આ પુસ્તક પાઠ્યપુસ્તક નથી બન્યું એ નવાઈ છે. જો આપણને સ્વભાષાનો પ્રેમ હોત અને અંગ્રેજીમાં અંધશ્રદ્ધા ન હોત, તો આ પુસ્તક ક્યારનું આપણા શિક્ષકોને શીખવવા લાગ્યું હોત.

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

**પરાજય**: ધૂમકેતુ, ૨-૮-૦; પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય. **માનવદેહમંદિર**: દેસાઈભાઈ પટેલ, ૧-૪-૦; પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય. શ્રી. રમણલાલ શાહનાં નીચેનાં બાલ-પુસ્તકો: **નીરૂની નોંધપોથી**: ૦-૩-૦; **અટકચાળા વાંદરા**: ૦-૬-૦; **સહેલી વાતો**: ૦-૪-૦; **મૂર્ખમંડળ**: ૦-૩-૦; **પત્રપેટી**: ૦-૩-૦; **શેક્સપિયરનાં કથાનકો**: ભાગ ૧, ૨, ૨-૦-૦; **રસમય કહાણીઓ**: ૦-૬-૦. **ચાલો ગામડામાં**: સોમાભાઈ ભાવસાર, ૦-૪-૦. **ભજનસંગ્રહ ધર્મામૃત**: સં. પં૦ બેચરદાસ, ૦-૧૨-૦. **યુરોપની ભીતરમાં**: ચંદ્રભાઈ ભટ્ટ, ૨-૦-૦; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય.

## 'નવજીવન'નાં નવાં પ્રકાશનો

**જીવનનો આનંદ**: (કલા અને કુદરતવિષયક લેખો) સુધારાવધારાવાળી નવી આવૃત્તિ. કાકાસાહેબ કાલેલકર, ૧-૮-૦. **ગીતાધ્વનિ**: (શ્રીમદ્ ભગવદ્ગીતાનો સમશ્લોકી અનુવાદ) નવી સંશોધિત આવૃત્તિ. કિશોરલાલભાઈ, ૦-૧-૬. **ખાદીવિદ્યાપ્રવેશિકા**: (કાંતણપીંજણનું શાસ્ત્રીય નિરૂપણ) ૦-૧૨-૦. **ગુજ૦ શતમાં સંગીતનું પુનરુજ્જીવન**: (સ્વ૦ પંડિત ખરેના લેખોનો સંગ્રહ — કાકાસાહેબની પ્રસ્તાવના સાથે.) ૧-૪-૦.

મ૦

જ્ઞાનની સામગ્રીની પ્રાપ્તિ એ જ બુદ્ધિનું ઘડતર છે એવા વિચારથી આપણે સાવધ રહેવાની જરૂર છે. અમુક જથામાં ઐતિહાસિક હકીકતો, ફિલસૂફીના વાદો, વૈજ્ઞાનિક સિદ્ધાંતો, કે ગણિતનાં ગુરુસૂત્રો એકઠાં કરવામાં જ્ઞાનપ્રાપ્તિની (બાહ્ય) પ્રક્રિયા જ સમાયેલી છે.

**નાથ૦ વાર્ડી**

# માસિક વિવેચન

## રેંટિયાબારશ

હિંદી જનતાને મારેના એક ધન્ય દિવસની પુણ્યપર્વણી પર આ માસિક ફરી પાછું શરૂ થાય છે. આ દિવસ એટલે ગાંધીજીની ૭૦મી વર્ષગાંઠ. એ પુરુષે તો એને ગાંધીજયંતી કહેતાંય આપણને રોક્યા છે, અને પોતાના પ્રિયતમ એવા રેંટિયા સાથે એ દિવસને જોડવા કહ્યું છે, અને એ દિવસની આરાધના રેંટિયાથી જ કરવી એમ તેઓશ્રી આપણને જણાવે છે. કેમ કે, એમને એવી શ્રદ્ધા છે કે, 'ગાંધી તો મરશે, પણ રેંટિયો એની પછી પણ જીવતો રહેવાનો છે'. ગાંધીજીના કાર્યમાં બરકત પૂરનાર કોઈ શક્તિ હોય તો ખાદી-શક્તિ છે, એમ એમની સો-ટકા શ્રદ્ધા છે.

છતાં વીરપૂજા તો માનવહૃદયની એક અમર વૃત્તિ છે. એટલે આ દિવસે, ગાંધીજીનું સ્મરણ, એમના રેંટિયા કરતાં કદાચ પહેલું થાય છે. જન્મથી આ પુરુષ ક્રાંતિકારી લાગે છે. ૧૯૧૫માં આફ્રિકાથી હિંદમાં તે આવ્યા ત્યારથી દેશને કેવા અવનવા રંગો એ ક્રાંતદર્શી પુરુષે દેખાડ્યા છે! ક્રાંતિની જ્યારે વાત સરખી નહોતી, અથવા હતી તો અત્યારે જેટલી થોકબંધ થાય છે તેટલી નહોતી, ત્યારે આ માણસે ક્રાંતિ કરવા માંડી હતી. દેશ-પરદેશમાં કેટલાય લોક એમની પાસેથી હમેશ નવી ને નવી ક્રાંતિની જ આશા રાખતા હોય છે. એમના બોલમાં, એમના લખાણમાં, એમના કાર્યમાં તેઓ નવા નવા ધડાકા જ ભાળે છે, જે ધડાકાના પડઘા પછી જીવનવ્યાપી બને છે.

એક ગુજરાતનું જ જીવન લઈએ તો તેમાં કયા અંગમાં આજ ગાંધીજીનો આત્મા પાંગરેલો નહિ દેખાય? ખાનપાન, સ્વચ્છતા, રહેણીકરણી, પહેરવેશ, શિક્ષણ, સ્ત્રીપુરુષસંબંધ, ધર્મજાગૃતિ, સમાજરચના, સાહિત્ય — લોકજીવનના ગમે તે અંગમાં તમે જુઓ, ગાંધીજીની અસર સૌ જગાએ સૂક્ષ્મ ને જીવનવ્યાપી ક્રાંતિ કરી રહેલી જણાશે. ગુજરાતમાં તો કેટલું બધું મૂલ્યપરિવર્તન એ પુરુષે સહેજે સાધ્યું છે. અને સમગ્ર દેશના જીવનમાં પણ એમણે અત્યાર સુધીમાં જે સાધ્યું છે તે પણ કેટ-કેટલાં જીવનમાં જડાઈ ગયું છે?

અને દેશની સ્વરાજમજલ? એ પુરુષે એને કેટલી વેગવાન, દૃઢગતિ, અને સુસંબદ્ધ કરી છે? એક જમાનામાં સ્વરાજયાત્રા હિંદી રાષ્ટ્રજીવનની એક સ્વતંત્ર વસ્તુ તરીકે આરાધાતી હતી. સામાજિક, આર્થિક, ધાર્મિક, શૈક્ષણિક વગેરે બાબતોને રાજકીય બાબતથી અલગ વિચારાતી. ત્યારના દેશનેતાઓની દૃષ્ટિમાં એમની બધાની વચ્ચેનો પરસ્પરભાવ અવિચ્છિન્ન નહોતો. આ પુરુષની પ્રતિભાથી એ બધાનો અનુબંધ સિદ્ધ થયો છે. સમાજકારણ અને રાજકારણ એકરૂપ કરીને એણે વ્યક્તિ અને રાષ્ટ્ર બેઉને ઊંચે આણ્યાં છે. અને ઇતિહાસ સાક્ષી આપે છે કે, એ કરી શકનાર જ હિંદને મુક્તિ અપાવી શકશે. અને આની સીધી સાબિતી એ છે કે, દેશનાં સર્વ ક્ષેત્રોમાં એથી કરીને એની મેળે જોમ અને જુસ્સો પુરાયાં છે; ચારે તરફ જીવન પાંગરવા લાગ્યું છે.

એવા પુરુષના જન્મદિવસે આ બધી વાતો એકસાથે યાદ આવે છે અને હૃદયમાંથી એક જ સૂર ઊઠે છે, "હે પ્રભુ, એમને તું દીર્ઘાયુ આપ: એ ઘણું ઘણું જીવો." કવિએ ભારતહૃદયમાં અંકાઈ ગયેલી વાત જ ગાઈ છે કે:

> "મુઠ્ઠીભર અસ્થિની દેહ તુજ દૂબળી,
> આત્મનાં દાખવ્યાં તેં બળો શાં!
> (એ) શક્તિ ભરવા જગે વર્ષ શત જીવ, ઓ
> દિવ્ય ભારત તણા ભવ્ય ડોસા."

## સહકારની વિનંતી

'શિક્ષણ અને સાહિત્ય'ના વ્યવસ્થાપક ભાઈશ્રી જીવણજી દેસાઈએ, આ માસિક શરૂ કરતી વખતે, પ્રજા જોગી નીચે પ્રમાણેની વિનંતી કરી છે:

"જ્યારે 'નવજીવન' ચાલતું હતું ત્યારે, કેટલોક સમય, 'નવજીવન'ની પૂર્તિ તરીકે 'શિક્ષણ અને સાહિત્ય'

દર મહિને પ્રસિદ્ધ કરવામાં આવતું, તે આપને યાદ હશે. તેના નામ પ્રમાણે, તેનો ઉદ્દેશ શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ ચર્ચા કરવાનો હતો. આજ આપણી પાસે 'નવજીવન' નથી; અને કેળવણીના ક્ષેત્રમાં એટલા બધા મહત્ત્વના પ્રયોગો શરૂ થયા છે તથા પુનર્ઘટનાની વિચારણા ચાલે છે કે, તે બધાને સંગઠિત રીતે રજૂ કરવા તથા વ્યવસ્થિત રૂપમાં ચર્ચા કે વિચાર-વિનિમય કરવા માટે 'શિક્ષણ અને સાહિત્ય' જેવી પત્રિકાની અતિ જરૂર છે. એટલે, એ પત્રિકાને હવેથી સ્વતંત્ર માસિક તરીકે ફરી શરૂ કરવાનો ઠરાવ અમે કર્યો છે, અને તેનો પ્રથમ અંક રેંટિયાબારશને દિવસે બહાર પાડવા નિરધાર્યું છે. એમાં અમને બનતો સહકાર તથા સક્રિય મદદ આપવા આપને નમ્રતાપૂર્વક વિનંતી કરું છું.

આપ જો કેળવણીના ક્ષેત્રમાં પ્રત્યક્ષ કામ કરતા હો કે તેમાં રસ લેતા હો, તો આપના અનુભવો, પ્રયોગો તથા વિચારો અમને લખી મોકલવા વિનંતી છે. શાળાઓના સંચાલકો પોતપોતાની શાળાના, કેળવણીની દૃષ્ટિએ નોંધવા યોગ્ય પ્રયોગો તથા સમાચારો અમને મોકલી શકે. ગુજરાતભરમાં આજ અનેક કેળવણીકારો પોતપોતાની રીતે કામ કરી રહ્યા છે. આ માસિક તેમના સૌના અનુભવો, પ્રશ્નો, તથા વિચારવિનિમયનું સ્થાન બને એવી અમે આશા બાંધી છે. એ વ્યાપક ઉદ્દેશને ધ્યાનમાં લઈને સૌ પોતપોતાને સ્થાનેથી અમને મદદ કરે એવી અમારી માગણી છે.

સદ્ભાગ્યે આજ આપણે ત્યાં કેળવણીનાં બે અંગોનો પ્રયોગ શરૂ થયો છે: પ્રૌઢ-શિક્ષણ અને વર્ધા-યોજના પ્રમાણેની મૂળકેળવણી. આ માસિક આ બે અંગો ખીલવવા માટે ખાસ ઉદ્દેશ ધરાવે છે. એટલે એ બે ક્ષેત્રોમાં કામ કરતા શિક્ષકો તથા સેવકગણ અમને પોતાના અનુભવો મોકલતા રહે તો જ આ માસિક પોતાના મુખ્ય ઉદ્દેશને પહોંચી વળી શકે.

આ બે અંગોની સાથે સીધો સંબંધ આપણી પ્રાથમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકોનો વિશેષે કરીને છે. મૂળકેળવણીનો પ્રયોગ તો, એમના જ કાર્યને કેવી રીતે સારું ને વ્યાપક તથા રાષ્ટ્રને હિતકારી બને એવું કરવું, એ જ વિચારવા માટે છે. પ્રૌઢ-શિક્ષણ આપણા પ્રાંતમાં પ્રજાકીય સ્કૂલ-બોર્ડો પોતા તરફથી ચલાવવા માગે છે; એટલે કે, પોતાની પ્રાથમિક શાળાઓના શિક્ષકો મારફતે એ કામ તેઓ ચલાવશે. 'શિક્ષણ અને સાહિત્ય' મુખ્યત્વે આ બે ક્ષેત્રોમાં કામ કરવાનું હોવાથી, એક રીતે જોતાં, એ ખાસ કરીને આપણી પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટેનું માસિક થશે એમ કહેવાય. અનેક પ્રકારના શિક્ષણસુધારાના વિચારોથી આ શિક્ષકો આજ વંચિત છે. પ્રમાણભૂત અને સત્તાવાર ખબરો એમને ઓછી જ મળે છે. અને એમણે પોતાના શિક્ષણમાં પણ ઘણો ઉમેરો કરવાનો હોય જ છે. વળી, પ્રજાકીય સરકારે શા પ્રયોગો આદર્યા છે, શા આદરવા વિચારે છે, ચાલુ તંત્રમાં શા ફેરફાર યોજે છે કે યોજવા ધારે છે — આ બધું શિક્ષકોએ તો બરોબર જાણવું જોઈએ; એટલું જ નહિ, એમાં પોતા તરફનો ફાળો પહોંચાડવો જોઈએ. 'શિક્ષણ અને સાહિત્ય'નું આ એક ખાસ કાર્ય બનશે એમ ગણાય.

પ્રૌઢ ભાઈબહેનો નેમને માટેના વર્ગોમાં ભણીને નીકળે, પછી જો તેમને યોગ્ય વાચન આગળ મળતું ન રહે, તો નેઓ ભણેલું ભૂલી જાય અને એમની પાછળ રાષ્ટ્રે કરેલાં મહેનત તથા ખર્ચ એળે જાય. એટલે એવાં પ્રૌઢોને દર મહિને નિયમિત ને કાંઈક યોજનાપૂર્વક વાચન મળતું રહે, એ પણ આ માસિક સંભાળશે. એટલે, તેમાં દર મહિને પ્રૌઢને માટે ઉપયોગી સાહિત્ય આપવાનો ઇરાદો છે. વાંચવાનું સાધન પામેલો પ્રૌઢ નેનો પૂરેપૂરો લાભ લે તે સારુ, વિદ્વાનોએ તેમને જ્ઞાનની અનેક વાતો, તેમને સમજાય એવી શૈલીમાં ને સરળતાથી કહેવી જોઈએ. 'શિક્ષણ અને સાહિત્ય'ના આ ખંડમાં અનેક વિદ્વાનોનો સહકાર હોય તો જ તે ચાલી શકે.

એક એ ખંડ પણ આ માસિકમાં વિચાર્યો છે કે, દર માસે બહાર પડતા સાહિત્યની ટૂંકી સમાલોચના પણ કરવી. એને માટે સમાલોચકોની મદદ જોઈએ. પ્રકાશકો તથા લેખકોને અમારી વિનંતી છે કે, નેઓ પોતાનાં બધી જાતનાં પ્રકાશનો અમને સમાલોચનાને માટે મોકલી આપે.

'શિક્ષણ અને સાહિત્ય'ની આ અમારી કલ્પના છે અને એ એનું ખાસ કાર્ય છે. એમાં આપ અમને મદદ કરશો એવી આશા છે. એ જ."

## 'પુનશ્ચ હરિ ૐ'

શ્રી. જીવણજી દેસાઈની ઉપર આપેલી પરિપત્રિકા પરથી 'શિક્ષણ અને સાહિત્ય' પાછું કેમ શરૂ કરવામાં આવે છે તેનો કાંઈક ખ્યાલ વાચકને આવશે. એટલે એને વિષે ફરી લખીને જગા રોકવા જરૂર નથી.

લગભગ ૧૦–૧૫ વર્ષનો ગાળો વીત્યા બાદ, પાછી રાષ્ટ્રીય કેળવણીની નવીન પ્રભાના દિવસમાં પ્રગટ થઈ છે. નયા જમાનામાં રાષ્ટ્રીય કેળવણીને

માથે અધરું કામ હતું; રાષ્ટ્રની સરકાર અરાષ્ટ્રીય હોવા છતાં, તેણે પોતાનું કામ, એવા પ્રતિકૂળ વાતાવરણમાં કરવાનું હતું. તેથી એની તેજસ્વિતાને જે જોર મળ્યું હતું, તો સામી બાજુએ તેના વ્યાપને આપોઆપ અમુક મર્યાદા પણ રહી હતી. હવે સરકારમાં ફેરફાર થયો છે. કાંઈક અંશે રાષ્ટ્રીય ગણાય એવી તે બની છે. તેની લગામ સાચા રાષ્ટ્રીય સેવકોના હાથમાં પહોંચી છે. એટલે, જે મુશ્કેલીમાં રાષ્ટ્રીય કેળવણીનો ગયો યુગ વીત્યો તે મુશ્કેલીઓ આજ તો નહિવત્ થઈ શકે છે. પ્રજા જે સંકલ્પ કરે તો પોતે ધારે તેવી રાષ્ટ્રીય કેળવણી હવે સરજી શકે છે. પ્રશ્ન એ છે કે, પ્રજા આજ શો સંકલ્પ કરે છે? સાચો સંકલ્પ કરવા કટિબદ્ધ છે?

ગયા જમાનાની રાષ્ટ્રીય કેળવણીની પાછળ મુખ્ય પ્રેરકબળ રાજકારણ હતું. તેમાંથી જ તેની ઉત્પત્તિ થઈ, અને તેમાંથી જ પોષણ મેળવીને તેણે પોતાની શક્તિ અને તેજસ્વિતા કેળવ્યાં. આજ પણ આપણી કેળવણીની પાછળનું પ્રેરક બળ તો રાજકારણ છે, અથવા કહો કે હોવું જોઈએ. માત્ર, આ રાજકારણ એટલે સપાટી ઉપર દેખાતી અને રોજબરોજની રાજદ્વારી ભાંગફોડ નહિ. આ રાજકારણ એટલે સ્વરાજસ્થાપનાની દીર્ઘદૃષ્ટિવાળું રાજકારણ. એવું રાજકારણ આજે આપણને કેળવણીની પુનર્ઘટના કરવા પ્રેરી રહ્યું છે, સાહિત્યમાં નવજીવન રેડવા જણાવી રહ્યું છે.

સાહિત્યની દિશા અને દૃષ્ટિનો આધાર પણ, લાંબે ગાળે જઈને જોઈએ તો, શિક્ષણને જ વશ રહે છે. નવા જમાનાના શિક્ષણતંત્રનો ઝોક, તેથી કરીને, સાહિત્યકારોએ પણ ઉવેખ્યે નહિ ચાલે. અને એથી ઊલટું પણ ખરું છે કે, શિક્ષણકારોએ સાહિત્યપ્રવાહને વીસરી ન મૂકવો જોઈએ. બે ક્ષેત્રોના પરસ્પર સહકારથી જ સાચી સમાજશક્તિ ઘડી શકાય. આજ એ કાર્યનું મંગળાચરણ થયું છે. 'શિક્ષણ અને સાહિત્ય' એ કાર્યમાં પોતા થકી બનતી સેવા કરવા ચાહે છે. તેની એ સેવાશક્તિ સૌનાં સહકાર; સહાનુભૂતિ અને શુભાશિષ પર આધાર રાખે છે. એ અમને સૌ કોઈ આપો એ વિનંતી સાથે, શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં આ માસિક 'પુનશ્ચ હરિ ૐ' કરે છે.

**આભાર**

ભાઈ જીવણજીની વિનંતીને માન આપી, 'શિક્ષણ અને સાહિત્ય' માટે સૌએ જે શુભેચ્છાઓ બતાવી એને આવકાર આપ્યો છે, તે બદલ સંપાદક-મંડળ સૌનું આભારી છે. બધાના સહકારથી અમે એ શુભેચ્છાઓને પહોંચી વળીએ એ જ અમારી તો આશા હોય.

કેટલાક ભાઈઓએ શંકા વ્યક્ત કરી છે કે, "આ માસિકમાં શિક્ષણ મુખ્ય રહેશે ને સાહિત્ય નહિવત્ કે ગૌણ સ્થાને રહેશે કે શું?" આ શંકાનું સાચું નિવારણ તો કાળાંતરે માસિક પોતે જ કરી શકે. પણ બે શબ્દોમાં તે કરવું હોય તો કહું કે, માસિકના નામ મુજબ, તે બેઉ ક્ષેત્રોને સમાનભાવે અપનાવવા ઇચ્છે છે. શિક્ષણની વસ્તુ પર ભાર મૂકેલો દેખાવાથી કદાચ આવા પ્રકારની શંકા ઊભી થઈ હોય. તો તે બાબત તો એટલું જ કહેવાનું કે, આ માસિક કાઢવાને ખાતર કઢાતું નથી. શિક્ષણ અને સાહિત્યનો પ્રશ્ન આજ જે રૂપે આપણી સામે આવીને ઊભો છે, તે જોતાં આવા એક માસિકની જરૂર લાગી ને તેથી એ ફરી શરૂ કરવાનું સૂઝયું છે. એની નીતિની પાછળ ગૂજરાત વિદ્યાપીઠ અને નવજીવન સંસ્થાની એક નિશ્ચિત દૃષ્ટિ અને કાર્યક્રમની પરંપરા રહેલી છે. શિક્ષણ, તેના વ્યાપક અર્થમાં, સાહિત્યથી જુદી શક્તિ નથી. પ્રજાજીવન પર જે જે શક્તિઓની અસર છે તે આ બે વ્યાપક વાચકોમાં આવી જાય છે. સમાજકારણના એ બે મુખ્ય આધારસ્તંભ છે, એમ ગણાય. આ પ્રકારની સમજથી, આ માસિકને ચલાવવાની, કદાચ ગજા ઉપરની વસ્તુ અમે હાથ ધરી છે. તેમાં સૌનાં સહકાર, માર્ગદર્શન, અને મદદ ન હોય તો ન ફાવી શકાય એ ઉઘાડું છે.

એક વસ્તુ કહેવી જોઈએ ખરી કે, જેને લલિત વાઙ્મય કહેવાય છે તેને આ માસિકમાં અમુક મર્યાદા છે ખરી. અને તે વિષે એમ પણ લાગે છે કે, એ વિભાગની સેવા કરવાનું ક્ષેત્ર આજ અનેક માસિકો ખેડી રહ્યાં છે, તેથી તે વીસું પડેલું નથી. છતાં તે આ માસિકમાં નિષિદ્ધ જ છે એમ નથી.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






અંક ૨

નવેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૩૯

# શિક્ષણ અને સાહિત્ય

નવેમ્બર, ૧૯૩૯

વર્ષ ૧ અંક ૨

## અનુક્રમણિકા



---

## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક-નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

### લવાજમના દર

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય, પો. બૉક્સ ૧૦૫
અમદાવાદ

For Favour of Review & exchange

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧—અંક ૨] | અમદાવાદ | [નવેમ્બર, ૧૯૩૯

## ધર્માન્તર

**ધર્મપ્રચાર વિષે ખ્રિસ્તી દૃષ્ટિ**

એક ધર્મ છોડી બીજામાં જવાના સવાલ વિષે દક્ષિણ ભારતના સેવકોમાં હમેશ ચર્ચા થાય છે. એનું એક કારણ એ છે કે, ત્યાં ખ્રિસ્તી સેવકોની સંખ્યા ઠીક પ્રમાણમાં છે. અને ધર્મપ્રચારની વાત જો બાદ કરીને કહીએ તો, તેઓ લોકનાં ભલાને માટે પ્રેમથી કામ કરનારા છે. પણ ખ્રિસ્તીઓમાં જેવી રીતે ખ્રિસ્તી ધર્મ મનાય છે, તે પ્રમાણે તેઓ બીજી સેવાઓથી પોતાના ધર્મપ્રચારને અલગ રાખી શકતા નથી. બલ્કે, એમની નજરમાં તો, ઊંચું કામ એટલે ઈશુના પેગામને ફેલાવવો એ જ હોઈ શકે છે; એને છોડીને બીજાં કેટલાંય કામો કેમ ન કરો, પરંતુ એમની બહુ કિંમત નથી. કેમ કે, એમના વિચાર પ્રમાણે, ઈશુનો પેગામ માણસના આત્માના ભલા માટે ને અનંત કાળનો છે; જ્યારે બીજી સેવાઓ તેની આ દુનિયાની ભલાઈને માટે ને સમય પૂરતી છે. પોતાના પ્રચારને અંગે આવી ભાવના જાહેર કરવામાં કેટલાંક ખ્રિસ્તી મિશનરીઓની ઐહિક મતલબ પણ હોઈ શકે છે. પરંતુ, ઘણા ખ્રિસ્તીઓને આવો સાચો ને પાકો વિશ્વાસ પણ હોય છે. જો ખ્રિસ્તી ધર્મમાં સાફ બતાવ્યું છે કે, સારી દુનિયાના લોકને બચાવવાને સારુ ઈસામસીહ પેદા થયા હતા, અને જે એમનું શરણ લેશે તેને પાપમુક્ત કરવાનું એમનું બિરદ છે, તો પછી ગાંધીજીનો સર્વધર્મસમભાવનો વિચાર શી રીતે કબૂલ કરી શકાય, એ એમનાથી સમજી જ નથી શકાતું. દુનિયામાં ભલે બીજા કેટલાય પેગંબર થઈ ગયા હો; પરંતુ પ્રભુપુત્ર ને પેગંબર તો એક જ વાર આવ્યા છે, અને એની જ મારફત ઉદ્ધાર થઈ શકે છે.

**હિંદુ ધર્મદૃષ્ટિ**

સામાન્યતઃ, હિંદુઓમાં કોઈ એક વિશેષ સત્ત્વ પર આવી શ્રદ્ધા નથી હોતી; અથવા સામાન્ય હિંદુઓમાં પોતપોતાની રુચિ પ્રમાણે જુદી જુદી જાતની ઉપાસના કરવા પર જોર દેવામાં આવે છે. આ ઉપાસના દેવની, કોઈ અવતારની, કે પોતાના ગુરુની પણ હોઈ શકે. કોઈ ઇચ્છે તો હિંદુ રહીને પણ ઈશુને પ્રભુથી અભિષેક પામેલો પુત્ર સમજીને, તેમની પર પોતાની આસ્થા રાખી શકે છે; અને મહંમદને પોતાને માટે રસૂલ—પેગંબર માની શકે છે. અને આ પ્રકારની વ્યક્તિઓ અને સમૂહો છે પણ. બચપણથી આપણે લોકો આપણી આસપાસ, આપણા પરિવારમાં, સગાંસંબંધીઓમાં અને ઓળખાણ પિછાનમાં જુદા જુદા દેવ, અવતાર તથા ગુરુ વગેરેની ઉપાસના થતી જોતા આવ્યા છીએ. તેથી પોતે કોઈ એક વિશેષ સત્ત્વ પર શ્રદ્ધા રાખવા છતાં, બીજાની ક્યાંક બીજે શ્રદ્ધા હોય તો એમાં આપણને કાંઈ આશ્ચર્ય થતું નથી; અને જો તે શ્રદ્ધા સાત્ત્વિક અને સદાચારયુક્ત હોય, તો સામાની એવી શ્રદ્ધા હઠાવીને, પોતે માનેલા સત્ત્વ પર શ્રદ્ધા કરાવવાની જરૂર નથી લાગતી. હિંદુઓની આ સામાન્ય ખાસિયત છે. તેથી કરીને, સામાન્ય હિંદુ જનતા ખ્રિસ્તીઓની ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિને સમજી જ શકતી નથી. એમાં હિંદુ જનતા શા તો એમની જડતા દેખે છે કે સ્વાર્થબુદ્ધિ..

**હિંદુઓમાં ધર્માન્તર છે.**

અસલમાં વાત એવી નથી કે, હિંદુઓમાં ધર્માંતર કરાવવાની પ્રવૃત્તિ બિલકુલ જ નથી. આપણા વિવિધ સંપ્રદાયો એની સાબિતી છે, જ્યારે કોઈ

ને કોઈ ખાસ વ્યક્તિમાં વિશેષ પ્રકારની શાંતિ, જ્ઞાન; ચમત્કાર વગેરે દેખાય છે અને એની પાસેથી કાંઈક ફાયદો પણ તે ઉઠાવે છે, ત્યારે તે માણસ બીજાને પણ તે તરફ ખેંચવા મથે છે. આમ જ્યારે એક નવો સંપ્રદાય બને છે, ત્યારે તે બીજા સંપ્રદાયોમાંથી લોકોને ખેંચી લાવીને જ બને છે. પોતાના પૂર્વજોના પંથમાંથી જેમની શ્રદ્ધા કમી થઈ ગઈ છે, અથવા પ્રત્યક્ષ ગુરુ ખોળવાની જેમની વૃત્તિ બળવાન છે, તેઓ જૂનો પંથ છોડી દેવામાં ભળે છે, અને ખૂબ પ્રેમથી એને અપનાવે છે; એને સર્વશ્રેષ્ઠ કહીને તેનો પ્રચાર પણ કરે છે.

पण एमां समाजांतर नथी.

આવા પ્રચારથી હિંદુ સમાજમાં કોઈ સામાજિક ફેરફાર થતો નથી. જોકે, જે પંથોને નવા પંથને કારણે શિષ્યો ખોવા પડે છે તેઓ એની ઈર્ષા કરે છે ને કદીક એને સતાવે પણ છે. પરંતુ એ તો થોડા દિવસનું ને થોડાક ક્ષેત્રમાં વ્યાપતું તોફાન હોય છે.

पण ख्रिस्ती, इस्लामी धर्मांतरमां समाजांतर छे.

પરંતુ ખ્રિસ્તી ધર્મ કે ઇસ્લામના ધર્માન્તરમાં એટલી જ વાત નથી હોતી; અને એ જ હિંદુ સમાજને નુકસાન પહોંચાડનારી વસ્તુ છે. એ ધર્મમાં માત્ર ધર્માન્તર જ નથી થતું, પણ સમાજાંતર પણ થાય છે. ખાનપાન, લગ્ન, વારસો વગેરેના નિયમોમાં પણ ફરક થઈ જાય છે. ખ્રિસ્તી કે મુસલમાન બનવાથી તે માણસ બીજા ધર્મમાં જ જાય છે એટલું જ નહિ, પરંતુ પોતાના પહેલા સમાજને છોડીને બીજા સમાજમાં જવાનું તેને માટે આવશ્યક કરી દેવામાં આવ્યું છે. કેટલીક વાર ધર્માન્તર કરાવનારની ખાસ ઇચ્છા આવું સમાજાંતર કરાવવાની જ હોય છે. હિંદુ સમાજમાં અભક્ષ્ય માનેલા પદાર્થો ખાવાપીવાનું શીખવાય છે; ત્યાં સુધી એનું ધર્માંતર પૂરું થયું નથી મનાતું. વિવાહનો વિધિ જ નહિ, તેની ભૂમિકા પણ, અને વારસાની પ્રથા બદલી દેવામાં આવે છે. જો આ વસ્તુઓનો ધર્મની સાથે સંબંધ ન રહેવા દેવામાં આવે, તો ધર્માન્તર એટલું ઈર્ષા કે દ્વેષનો વિષય ન બને કે જેથી સારા દેશ માટે એ એક કોયડો બની જાય.

सामाजिक कायदा एकसमान जोईए

દરેક કોમને આજ ખાતરી આપવામાં આવી છે કે, લગ્ન, વારસો વગેરેના તેના રિવાજો પર તરાપ મારવામાં નહિ આવે. હું આને બરોબર નથી માનતો. એક જમાનામાં દરેક કોમને માટે ફોજદારી ગુના, કરાર, મિલકતની આપલેના પણ અલગ અલગ કાયદા હતા, અને તે મુજબ અંગ્રેજી કોર્ટોમાં ફેંસલા કરાતા હતા. પછી બધી કોમોને માટે એના એકસરખા કાયદા કરવામાં આવ્યા. આ જ વાત લગ્ન, વારસો વગેરેને પણ લાગુ થવી જોઈએ. દેશના હિતને માટે જે જાતના લગ્ન-કે વારસાના નિયમો યોગ્ય હોય, તે સર્વને માટે એકસરખા હોવા જોઈએ.

सर्वधर्म-समभावनी दृष्टि

જેને એમ લાગતું હોય કે, મને એક અવલ દરજ્જાનો તારક મળી ગયો છે, અને એથી એ માણસ પોતાના દિલમાં એવી અનુપમ શાંતિ ને સુખ અનુભવતો હોય કે જેથી એમાં સામેલ થવા સૌને નોતર્યા વિના એનાથી રહી જ નથી શકાતું, તો એવા માણસમાં ઓછામાં ઓછું આટલું જ્ઞાન હોવું જરૂરનું છે કે, એ તારકે કદી એમ નથી કહ્યું અને એ શાંતિ તથા સુખ કદી એવાં નથી હોઈ શકતાં કે જેમને માટે આપસમાં વેર અને અલગભાવ રાખવાં જરૂરી હોય. એને સારુ બાપદીકરે, ભાઈભાઈએ, પતિપત્નીએ પોતાનાં સગાંસંબંધીથી અલગ થવાની જરૂર નથી હોઈ શકતી. જે વસ્તુઓને લઈને આ બધું કરવું એ પણ આવશ્યક થાય, તે પેલા તારકના ઉપદેશનો ભાગ ન હોઈ શકે. જો આટલો વિવેક તે કરી લે તો તેના ધર્મમાં એકનિષ્ઠા અને પ્રેમ સર્વે અપનાવવા જેવાં હશે: તેની સારી અસર બધી જનતા પર થશે.

(હિંદી 'સર્વોદય'માંથી) કિ॰ ઘ॰ મશરૂવાળા

# શિક્ષણ અને સમાજ

હિંદુસ્તાનની કેળવણીમાં શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્ર વચ્ચે જેવો અને જેટલો સંબંધ શોધાયો છે ને સધાયો છે, તેવો અને તેટલો સંબંધ શિક્ષણશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વચ્ચે નથી સધાયો, એમ સૌ કોઈ કબૂલ કરશે. તેમાંય જેને અંગ્રેજીમાં 'નૂતન શિક્ષણ' કહેવામાં આવે છે તેમાં આ ઊણપ ખાસ તરી આવે છે. આને હું ઊણપ કહું છું તે એટલા માટે કે, માનવની સર્વ ક્રિયાઓની જેમ શિક્ષણ પણ સામાજિક ક્રિયા છે, અને સવિશેષે તેવી તે છે, કારણ કે તે સમાજઘડતરને સીધી અસર કરનારી છે. આપણા દેશની ગઈ વીસીમાં રાષ્ટ્રીય કેળવણીએ જે પોતાનું વિશિષ્ટત્વ મેળવ્યું હોય તો તે આ કારણે હતું કે, તેણે દેશના સમાજ અને તેના પ્રશ્નો સાથે સીધો સંબંધ સાધી પોતાનું સ્વરૂપ ઘડવા નિરધાર્યું હતું.

આજ 'વર્ધા કેળવણી'ના પ્રયોગની પાછળ, અથવા તો વર્ધા શિક્ષણ યોજનાના મંતવ્યમાં, જો ખાસ રહસ્ય હોય તો તે એ છે કે, આપણી વિદ્યમાન કેળવણીને હવે આપણે આપણા દેશના સમાજશાસ્ત્ર સાથે સીધી સાંકળીને તેને જીવંત અને કાર્યકર બનાવવા માગીએ છીએ. તો જ તે 'રાષ્ટ્રીય' બની શકશે; તો જ તે, અન્ય દેશોનાં કેળવણીતંત્રોની જેમ, આપણા દેશના સમાજ-કારણમાં પણ પોતે ભરવો જોઈતો ફાળો ભરીને કૃતકૃત્ય થઈ શકશે.

વર્ધાયોજનાનો વિચાર કરનારામાંના ઘણા લોક વિષે જોવામાં આવે છે કે, તેઓ તેનું ઉપર વર્ણવેલું મૌલિક મંતવ્ય ભૂલે છે અને તેને સાતેક વર્ષની પ્રાથમિક કેળવણીની એક યોજના માત્ર માનવામાં ભોળવાય છે. કેટલાક તેની પાછળની ભૂમિકા, ઇતિહાસ કે પૂર્વપ્રયોગોનો પણ વિચાર કરતા નથી હોતા. કેટલાક તો માત્ર છાપાંમાંથી જ તેનો જેવો મળી શકે તેવો ખ્યાલ મેળવ્યો હોય છે; એટલે કે, શિષ્ટ સમજાતા સમાજમાં વાત નીકળે ત્યારે એ શબ્દોની ટાપસી ન પૂરી શકીએ તો આપણે પછાતમાં ખપીએ, એ ભયનું નિવારણ કરવા પૂરતી તેમની તૈયારી હોય છે. આવી જ અને એ પૂરતી તૈયારી કરનારા મોટે ભાગે ટીકાઓ તરફ ઝટ વળે છે, અને ટીકાકારે આપેલો ખ્યાલ જ અસલ યોજનાનો છે એમ માનીને વર્તે છે. આથી કરીને અસલ વસ્તુ મારી જાય અને સાચી વાત ન પકડાય એ ઉઘાડું છે.

કેટલાક વળી એક પ્રકારનો પૂર્વગ્રહ બાંધીને જ આ યોજનાનો વિચાર કરે છે. 'ગાંધીજી અને પેલા અસહકારી કેળવણીવાળા લોકો આ યોજનાની પાછળ છે; મરવાને વાંકે જીવતી જેવી પેલી એમની રાષ્ટ્રીય સંસ્થાઓ માટે કાંઈક આ યોજના હશે; અગાઉ જેમ આપણે તો એનો અસહકાર જ ચાલુ રાખવો ઠીક પડશે, કેમ કે આપણી ચાલુ કેળવણી તો સર્વ માટે છે!' — આવી મનોદશા ધરાવનારા કેટલાક પૂર્વગ્રહી લોકોનો પણ એક વર્ગ આજ સમાજમાં છે. મોટે ભાગે આ વર્ગ ચાલુ કેળવણીથી મળતા આર્થિક લાભો ખાતો થયેલો હોઈ, યોગક્ષેમ-વાદી બની ગયેલો અને જામી પડેલી માલદારીમાં ફસાયેલો જોવામાં આવે છે.

આ વર્ગ પણ ચાલુ કેળવણીને સાર્વત્રિક માનવામાં ભીંત ભૂલીને વર્તે છે. કેમ કે, વર્ધા-યોજનાનો મોટામાં મોટો ને મુખ્ય દાવો જ એ છે કે, આજનું કેળવણીતંત્ર આમપ્રજાને ઉવેખીને અને સરકારી નોકરીની જરૂર પૂરતું ગોઠવાયેલું છે: એને કોઈ પણ રીતે 'સાર્વત્રિક' ન કહી શકાય. 'એને લીધે જ્ઞાન જનસમૂહમાં વ્યાપતું (ઊતરતું) અટક્યું છે. . . . ઊંચું શિક્ષણ પામેલા થોડાક લોકો અને નિરક્ષર બહુજનસમાજ એ બેની વચ્ચે કાયમનું અંતર પડી ગયેલું છે.'

એટલું જ નહિ, શિક્ષિત થતા અલ્પવર્ગમાં પણ, 'અંગ્રેજીને અપાયેલા આ વધારે પડતા મહત્ત્વને લીધે . . . તેઓમાં જીવનભરનું માનસિક અપંગપણું

આવી ગયું છે, અને તેઓ સ્વદેશમાં જ પરદેશી જેવા બની ગયા છે.' આ ઉપરાંત, આ કેળવણીતંત્રમાંથી જાતમહેનત કરવા પ્રત્યે કેળવાતી સૂગ, ઉદ્યોગ-શિક્ષણનો અભાવ, સમાજની સાચી જરૂર પ્રત્યે બેપરવાઈ વગેરે અનેક ઊણપો બતાવી શકાય. શાસ્ત્ર-શુદ્ધતા અને ઉદાર ધોરણને નામે એણે ખરચાળપણું સમાજને માથે માર્યું છે. યુરોપમાં ચાલતા માનસ-શાસ્ત્રના સંશોધનને એ આંધળાની પેઠે અનુસરે છે. પણ યુરોપનાં રાષ્ટ્રો સ્વતંત્ર હોવાથી સમાજની જરૂરિયાતોની છાપ તો તેની કેળવણી ઉપર આપો-આપ જ પડે છે: એ તો એની મેળે સધાય છે. તેથી કરીને એમના કેળવણીતંત્રને રાષ્ટ્રીય કરવા માટે અલગ પ્રયત્નની કે ધ્યાનની જરૂર નથી પડતી. આપણો દેશ પરતંત્ર હોવાથી, તેનું અર્થતંત્ર સ્વદેશી પહેલાં પરદેશી હિતોનું ધ્યાન રાખવા યોજાયેલું હોવાથી, અને એનાં અનેક જાતનાં વિષમ પરિણામો સમાજના હાડમાં ઘર કરીને બેઠાં હોવાથી, આપણા દેશમાં કેળવણીને સમાજ સાથે ખરેખરી રીતે સાંકળીને તેને રાષ્ટ્રની જરૂર માટે યોજવાની સ્વતંત્ર જરૂર રહે છે. રાષ્ટ્રને સ્વતંત્ર કરવો હોય ને તેવો રાખવો હોય, તો કેળવણીને આપણા સમાજની સાચી સેવા કરવાની યોગ્યતાવાળી કરવી જોઈશે. ચાલુ કેળવણી એવી નથી એ જ એની મોટામાં મોટી ઊણપ હોય તો છે. વર્ધા યોજના આ મૂળરોગને કાઢવા માગે છે. ચાલુ કેળવણીની યોજના માથેથી શરૂ થઈ, કેમ કે સરકારને અને આગળપડતા વર્ગોને એ પાલવતું હતું. એ યોજના રાષ્ટ્રને ઘડી ન શકે. વર્ધા યોજના મૂળ પાયાથી ઇમારત રચવા તાકે છે; તેથી મૂળમાં રહેલી રાષ્ટ્રની આમ પ્રજાને તે સેવ્ય માનીને ચાલે છે. એ વચ્ચેનો આ મોટો ભેદ છે. એ જ આ નવી યોજનાનું ક્રાંતદર્શી તત્ત્વ છે. એને પકડવાથી તેનાં સૌ ઇષ્ટ વાનાં પકડાશે. એ છૂટશે તો, આત્મા વગરની પીંજણ જેવું, બસૂરું શિક્ષણ જ રહેશે; તેને રાષ્ટ્રીય તો પછી નહીં જ કહેવાય.

મગનભાઈ દેસાઈ

# તુકારામની વાણી

**૩**

नहूं आश्रमांचे धर्म । न राखतां जोडे कर्म ॥ १ ॥
तैसी नव्हे भोळी सेवा । एक भावचि कारण देवा ॥ २ ॥
तपें इंद्रियां आघात । क्षणें एका वाताहात ॥ ३ ॥
मंत्र चळे थोडा । तरी धडचि होय वेडा ॥ ४ ॥
व्रतें करितां सांग । तरी एक चुकतां भंग ॥ ५ ॥
धर्म सत्त्वचि कारण । नाहीं तरी केला सीण ॥ ६ ॥
भूतदयेसी आघात । उंचनीच वाताहात ॥ ७ ॥
तुका म्हणे दुर्जे । विधिनिषेधाचें ओझें ॥ ८ ॥

ચાર આશ્રમોના ધર્મ, દોષ થાતાં નડે કર્મ. ૧
તેવી નો'ય ભોળી સેવ, ભાવમાત્રે રીઝે દેવ. (ટેક) ૨
તપે ઇંદ્રિયોનો ત્રાસ, એક ક્ષણે થાયે નાશ. ૩
મંત્ર ચળે કદી થોડો, કરી મૂકે સાવ ગાંડો. ૪
વ્રત કરતાં જો પૂર્ણ, એક ભૂલે થાય ચૂર્ણ. ૫
સત્ત્વગુણે રહે ધર્મ, નહિ તો થાય વ્યર્થ શ્રમ. ૬
ભૂતદયા માંહી ક્લેશ, ભેદદૃષ્ટિ રાખ્યે દ્વેષ. ૭
તુકારામ કહે સાર, વિધિનિષેધોનો ભાર. ૮

**૪**

पाठीं पोटीं देव । कैंचा हरिदासां भेव ॥ १ ॥
करा आनंदें कीर्तन । नको आशंकित मन ॥ २ ॥
एथें कोठें काळ । करील देवापाशीं बळ ॥ ३ ॥
तुका म्हणे धनी । सपुरता काय वाणी ॥ ४ ॥

આગળ પાછળ પરમેશ્વર, તેના દાસને શો ડર? ૧
કરો આનંદે કીર્તન, નહીં રાખો શંકા મન. (ટેક) ૨
કાળનો શો ભાર, હરિ આગળ લગાર? ૩
જેનો સધ્ધર સ્વામી, તુકારામને શી ખામી? ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

# મનુષ્યની સર્વાંગીણ કેળવણી

આજે ગાંધીજીની કેળવણીની કલ્પનાને એક ચોક્સ નામ મળે છે—'વર્ધા કેળવણી'; જોકે તે નામ પણ 'ડૉલ્ટન પ્લેન'ની પેઠે એક ભૌગોલિક નિર્દેશ જ છે. તેની ઉપરથી તે કેળવણીના સ્વરૂપનો ખ્યાલ નથી આવતો. પરંતુ કેળવણીની વસ્તુ એવી વ્યાપક છે કે, તેનો યથાર્થ વાચક યોજવો એ કદાચ અશક્ય જ નહિ તોય અઘરું તો છે જ. મોન્ટેસોરીની યોજનાનું નામ પણ એવું જ છે ને? ગાંધીજીએ સૂચવેલી કેળવણીનું નામ પણ વર્ધા કેળવણી જ રહે એમાં કાંઈ ખોટું નથી.

બીજું, જેમ મોન્ટેસોરીએ પોતાની પદ્ધતિ માત્ર બાળકો માટે કાઢી, પરંતુ ધીમે ધીમે તેનો આત્મા કેળવણીના ક્ષેત્રમાં વ્યાપક કરવામાં આવ્યો છે, તેમ જ ગાંધીજીની પદ્ધતિનું છે. બલ્કે, ઊલટું બન્યું છે, ને એમ કહેવું જોઈએ કે, ગાંધીજીની પદ્ધતિ અને યોજના કેળવણીના આખા ક્ષેત્રમાં વ્યાપક સિદ્ધાંતથી જ શરૂ થાય છે: આજ એનો પ્રારંભ માત્ર પાયાથી કરવામાં આવે છે; તેના આધાર પર આગળની કક્ષાઓ વિચારી લેવાની છે.

આ કેળવણીને માટે કાંઈ કે અર્થદર્શક શબ્દ જો યોજવો હોય તો, તેમના 'સર્વોદય' શબ્દની જેમ, અને 'સર્વાંગીણ કેળવણી' કહેવી જોઈએ. મનુષ્યત્વની વ્યાપકમાં વ્યાપક અને આત્મા જેવી અમર વ્યાખ્યા લઈને, તેને પોષવા, કેળવવા, વિકસાવવા, વધારવા જે કાંઈ કરવું ઘટે તેને તેમણે શિક્ષણ કહ્યું છે. અક્ષરજ્ઞાનથી તે સાધવાના પ્રયત્નોની અફળતા આજ તો સૌ કોઈ જુએ છે. તે તેમના 'હિંદ સ્વરાજ'ના સમયથી એ વિષે સ્પષ્ટ જાહેર એકરાર કરતા આવ્યા છે. આજ તે જીવન અને ઉદ્યોગને કેળવણીનું સાચું સાધન બતાવે છે, કેમ કે તે દ્વારા એક માનવઅંગ નહિ ચૂકી શકાય. અને આ વસ્તુ એમણે એમનાં ગઈ વીસીનાં લખાણો અને ચર્ચાઓમાં એટલી બધી વાર કહી છે કે, તેનો અહીં ઇશારો માત્ર બસ થશે. છતાં જેમને રસ હોય તેમણે એમના કેળવણીના બે ગ્રંથ ('ખરી કેળવણી', 'કેળવણીનો કોયડો') જોવા જોઈએ.

પ્રિન્સિપાલ જેક્સ આ જાતની કેળવણીને, એક અનેરી છટાથી અને પરિભાષામાં, એમના એક પુસ્તકમાં કહે છે. તેને એમણે નામ પણ અનુરૂપ જ આપ્યું છે—'મનુષ્યની સર્વાંગીણ કેળવણી'. આજ આપણને અખંડ મનુષ્ય (જેક્સ એને 'સુંદર' મનુષ્ય કહે છે.) ઓછા જ જોવા મળે છે. અક્ષરજ્ઞાને આજ પુસ્તકિયો માણસ ઊભો કર્યો છે; વિજ્ઞાને પ્રત્યક્ષવાદી માણસ ઊભો કર્યો છે; યંત્રશાસ્ત્રે અને ઝડપી વાહનોએ યાંત્રિક મનુષ્ય રચ્યો છે; ધર્મસંપ્રદાયોએ પોતપોતાની ઢબનો 'સનાતની' માણસ નિપજાવ્યો છે; રાષ્ટ્રધર્મોએ નિરનિરાળા 'રાષ્ટ્રીય' છાપના માણસો રચ્યા છે. પરંતુ, સામાન્ય રીતે જોતાં, એક અખંડ, સમગ્ર—વ્યંગ નહિ પણ સર્વાંગ મનુષ્ય રચાતો જોવા મળતો નથી. સર્વ સાધનોનો એકીકૃત ઉપયોગ કરીને પોતાનું કામ સાધવા તાકનારી અને તાકે તો તે પાર પાડી શકનારી શક્તિ એક જ છે અને તે કેળવણી. એવો અખંડ કે સર્વાંગ મનુષ્ય રચવાનું આ કામ તણે કરવું જોઈએ. પ્રિ. જેક્સ એમના પુસ્તકમાં આવી કેળવણીની રૂપરેખા દોરવા મથ્યા છે. એવી કેળવણી એક સમન્વિત દર્શન હોઈ શકે: તેનું વર્ણન બહુ બહુ તો તે દર્શન પામવા માટે મદદગાર હોય છે. આ પુસ્તક તેવી મદદ ઠીક પ્રમાણમાં પહોંચાડે છે. ગાંધીજીની કેળવણીની કલ્પના આજ આપણે સમજવા માગીએ છીએ તે વખતે, એ પુસ્તકનો પણ વિસ્તૃત પરિચય આપવા જેવો ગણાય. તેથી, જાણે પ્રિ. જેક્સ પોતે ગુજરાતીમાં તેમનું વસ્તુ ટૂંકમાં કહી જતા હોય એ શૈલીથી, આ પરિચય આપવા ધારેલો છે. એટલે કે, આ લેખમાળામાં તેમના પુસ્તકનો સારાનુવાદ, જાણે એ પોતે રજૂ કરતા હોય એવી ભાષામાં, આપવામાં આવશે.

પ્રિ. જેકસનો ટૂંકો પરિચય પણ અહીં જ આપી દઉં. પ્રખ્યાત અંગ્રેજી ત્રૈમાસિક 'હિબર્ટ જર્નલ'ના તે તંત્રી છે. વરસોથી ઓક્સફર્ડની એક કૉલેજના તે આચાર્ય છે. એટલે એ અનુભવી કેળવણીકાર છે; પરંતુ ઉપરાંત એ સમર્થ વિચારક છે. તત્ત્વજ્ઞાન, ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરે શાસ્ત્રોનું ઊંડું ચિંતન અને મનન એ તેમનો મુખ્ય વિષય છે. પોતાના આવા વ્યાપક અભ્યાસ દરમ્યાન તેમને અચાનક એક એવું દર્શન–સ્ફુરણ થઈ આવ્યું કે, જેને કારણે "પોતાના શિક્ષકો પાસેથી તે જે કાંઈ શીખ્યા હતા તે બધું ફરીથી વિચારી જવાની તેમને જરૂર પડી." સાથે સાથે જ કેળવણીમાં પણ "ધરમૂળથી જ એક નવી ભાવના" દાખલ થવી — કરવી — જોઈએ એ જાતની તેમનામાં તીવ્ર વૃત્તિ જાગી. તેને પરિણામે તેમણે જે જે ચિંતનો કર્યાં અને જે જે લેખો લખ્યા તથા વ્યાખ્યાનો આપ્યાં તે બધું તેમના આ પુસ્તકમાં (ધી એજ્યુકેશન ઑફ ધી હોલ મેન) એકત્રિત કરવામાં આવ્યું છે. હવે પછી તેનું વસ્તુ આપણે જોઈશું.

ગોપાળદાસ પટેલ

# બુદ્ધિ અને તેનો વિકાસ

પ્રશ્ન—બુદ્ધિ શી વસ્તુ છે? માણસમાં તે જન્મથી જ ઓછીવત્તી હોય છે અથવા પ્રયત્નથી વધારી શકાય છે? જો પ્રયત્નથી વધારી શકાતી હોય તો બુદ્ધિ વધારવા માટે શા શા ઉપાય કરવા જોઈએ?

ઉત્તર—બુદ્ધિ શી વસ્તુ છે તે કહેવું મુશ્કેલ છે. પણ તેનો અનુભવ અને પરિચય દરેકને હોય જ છે.

સંભવ છે કે બુદ્ધિ એ વિશ્વવ્યવસ્થાનો મનુષ્યના અંતરમાં પડતો પડઘો છે. ઈશ્વરનો સ્વભાવ, સૃષ્ટિની રચના, બંને સાથે માણસનો સંબંધ છે. એ સંબંધ બુદ્ધિ દ્વારા વ્યક્ત થતો હશે.

માણસનો જન્મ એ કંઈ એના જીવનની શરૂઆત નથી. તે તો જીવનપરંપરાનો એક ગાળો અથવા તબક્કો છે, બે મુકામ વચ્ચેની એક મજલ છે. પૂર્વકર્માનુસાર જ્યારે માણસ નવો જન્મ લે છે, ત્યારે પોતાની બુદ્ધિનું સારસર્વસ્વ એ સાથે લાવે છે. એટલે જન્મ વખતે જ બુદ્ધિધર્મમાં ભેદ હોય છે. એ માણસોમાં બુદ્ધિધર્મનો જે ભેદ જણાય છે તેમાં કેવળ પ્રમાણ અથવા પરિમાણભેદ નથી હોતો, પણ પ્રકારભેદ પણ હોય છે. કેવળ degreeનો નહિ પણ kindનો પણ ભેદ દેખાય છે. 'શરીર, આહાર, સ્વભાવ, વાસના વગેરે બધી વસ્તુની બુદ્ધિ ઉપર અસર થાય છે.

ગીતાએ સાત્ત્વિક, રાજસિક અને તામસી એવા ત્રણ જાતનો બુદ્ધિનો ભેદ બતાવ્યો છે જ.

શરીર નીરોગી અને શુદ્ધ રાખવાથી, અપચો અને બદ્ધકોશ ટાળવાથી, બુદ્ધિનો નિરલસ વ્યવહાર કરવાથી, આત્મપરીક્ષણથી બુદ્ધિને શુદ્ધ કરવાથી બુદ્ધિશક્તિનો વિકાસ અવશ્ય થાય છે.

બુદ્ધિનો વિકાસ જ્ઞાનેન્દ્રિયોથી થાય છે તે કરતાં કર્મેન્દ્રિયો દ્વારા વધારે થાય છે, એટલું જ નહિ પણ કર્મેન્દ્રિયોની કેળવણીથી બુદ્ધિનો અનિશ્ચય દૂર થઈ તે નિશ્ચયાત્મિકા થાય છે. — बुद्धिः कर्मानुसारिणी।

શુદ્ધ હેતુપૂર્વક નિઃસ્પૃહ અને નિર્વિકારી જીવન ગાળવાથી બુદ્ધિ તેજ અને દૃઢ થાય છે. હૃદયશુદ્ધિ થવાથી બુદ્ધિમાં એકાગ્રતા પણ આવે છે અને એની વિકીર્ણશક્તિ પણ ખીલે છે.

ઈશ્વરકૃપાથી પણ બુદ્ધિ વધી શકે છે. ગીતામાં ભક્તની જે વ્યાખ્યા છે તે જ સ્થિતપ્રજ્ઞની પણ છે. ભગવાન કહે છે: 'સાચા ભક્તોને હું બુદ્ધિયોગ આપું છું, જેથી તેઓ પરમ રહસ્ય પણ પામી શકે છે.'

મારે અહીં સ્પષ્ટ કરવું જોઈએ કે કેવળ તર્કચાતુર્યને હું બુદ્ધિ માનતો જ નથી. કોક વાર તે બુદ્ધિનો એક વિકાર જ હોય છે.

કાકા કાલેલકર

# વિદ્યાર્થીઓ મારફત પ્રૌઢશિક્ષણ

વિદ્યાર્થીઓ એ, ખરેખર, પ્રૌઢશિક્ષણના કામમાં ખડી ફોજ જેવા છે. ગુજરાતમાં પ્રાથમિક શાળાઓના ૪થા ધોરણથી ઉપરના વિદ્યાર્થીઓની સંખ્યા એક લાખ ઉપર છે. તેમાં માધ્યમિક શાળાઓ અને કૉલેજો વગેરે બીજી શિક્ષણસંસ્થાઓના વિદ્યાર્થીઓ ઉમેરીએ તો તે સંખ્યા અઢી લાખેક જેટલી થવા જાય છે. ૧૫ વર્ષની ઉંમર ઉપરના અભણ પ્રૌઢોની સંખ્યા ૧૫,૬૪,૦૦૦ ગણાય છે. એટલે કે, જો વિદ્યાર્થીઓનું દળકટક નિરક્ષરતા ઉપર ઊતરી પડે, તો એક વિદ્યાર્થીને ભાગે ૬ અભણ પ્રૌઢો આવે. દર વર્ષે એક વિદ્યાર્થી બે જ જણને ભણાવે તોપણ ત્રણ વર્ષમાં આખું કામ પાર પડી જાય. આવી સુંદર સુવ્યવસ્થિત અને ઉત્સાહી સેનાની સેવાનો લાભ ન ઉઠાવવો એ તો ખોટનો જ વેપાર છે.

પણ આ કામ ગમે તેટલું મહત્ત્વનું હોય અને તેમાં વિદ્યાર્થીઓને ખેંચવાથી આપણું કામ સરે તેમ હોય, તોપણ શું એમાં વિદ્યાર્થીઓનું પોતાનું હિત છે? શું તેમ કરવાથી આપણે તેઓના અભ્યાસમાં વિક્ષેપ પાડતા નથી?

તેનો જવાબ તો અભ્યાસનો આપણે શો અર્થ કરીએ છીએ તેના ઉપર અવલંબે છે. ચાલુ કેળવણી ભણેલાને અભણ જનસમુદાયથી અતડો પાડી નાખે છે, એ હવે ચારે તરફ સ્વીકારાતું જાય છે. એ દોષનું નિવારણ કરવાનો સાચો ઉપાય એ જ છે કે, વિદ્યાર્થીઓને નાની ઉંમરથી લોકોની સેવાના પ્રસંગો ઊભા કરી આપવા જોઈએ. લોકસેવાને એક આવશ્યક વિષય તરીકે તેમના અભ્યાસક્રમમાં જ સ્થાન આપવું જોઈએ.

ગ્રામસફાઈ અને પ્રૌઢશિક્ષણ એ બે એવી લોકસેવાઓ છે. તેમાં વિદ્યાર્થીઓનાં હૃદયને કેળવવાની ઉત્તમમાં ઉત્તમ સામગ્રી હોવા સાથે નાનામાં નાનાં બાળકો સહેજે કરી શકે તેવાં તે કામો છે. શાળાઓ પણ સહેલાઈથી એ કામોને પોતાનાં સમયપત્રકોમાં સમાવી શકે છે.

આ બે સેવાઓમાંની પ્રૌઢશિક્ષણની સેવા સંબંધમાં વળી એક પ્રશ્ન ઊઠશે: છોકરાંને ભણાવતાં કેમ કરીને આવડે? તે તો શિક્ષણશાસ્ત્રનો વિષય રહ્યો. પ્રૌઢોને બે અક્ષર શીખવવા એમાં શાસ્ત્રની ખટપટમાં ઊતરીએ તો આપણે આ કામ કદી પાર પાડી શકીશું નહિ. આ કામ માટે વિદ્યાર્થીઓ ઘણા લાયક શિક્ષકો છે. કદાચ મોટાઓ કરતાં પણ તેઓ વધારે લાયક શિક્ષકો છે. ઘર ઘરના અનુભવો એ વાતની સાક્ષી પૂરશે. ઘરોમાં, શાળાઓમાં અને છાત્રાલયોમાં, શું આપણે રોજ નાનાં છોકરાંઓને અઘરા વિષયો સમજવામાં મદદ કરતાં મોટાં છોકરાંઓને નથી જોતા? તેમના જેટલી ધીરજ કદી કોઈ મોટી ઉંમરના શિક્ષકોમાં જોવામાં આવી છે? મદદ કરવાની તત્પરતા, ફરી ફરીને સમજાવવાનો ઉમંગ, આ બાળકો જેટલાં મોટાંઓમાં કદી જોવામાં આવ્યાં છે? પોતાની નવી નવી વિદ્યા બીજાને શીખવવામાં વિદ્યાર્થીઓને રસ પડે તે જૂની થઈ ગયેલી વિદ્યા આપતાં મોટાંઓને કેમ પડી શકે? મોટી ઉંમરના વિદ્યાર્થીઓ કરતાં નાનાં બાળકો બહુ ઉમંગથી પ્રૌઢશિક્ષણનું કામ કરતાં જોવામાં આવે છે, અને શીખનારમાં પણ તેઓ પોતાના ઉત્સાહ અને રસનો ચેપ દાખલ કરે છે.

વિદ્યાર્થીઓની સેવાનો ઉપયોગ બે પ્રકારો વડે આપણે કરી શકીએ છીએ. એક તો શિક્ષકો કે બીજા કોઈ મોટેરાઓ રાતને વખતે પ્રૌઢોના વર્ગો ચલાવતા હોય તેમાં તેઓ વિદ્યાર્થી સ્વયંસેવકોની ટોળીઓ પોતાની સાથે લઈ જઈ શકે. એમને જો યોગ્ય ઉત્સાહ અને પ્રેરણા આપવામાં આવે તો તેઓ જીવતાં ગ્રામોફોનનાં વાજાંઓ કે જીવતાં જાદૂઈ ફાનસો બની વર્ગનું આકર્ષણ જરૂર વધારી મૂકે. વર્ગમાં ભણાવવાના કામમાં પણ તેઓ ઘણા જ ઉપયોગી થઈ શકે. પેલો શિક્ષક એકલો મથ્યાં કરે તે કરતાં આ સ્વયંસેવકોની ટોળીને બબ્બે ચચ્ચાર શીખનારાંઓ વહેંચી આપે તો કામમાં કેટલો રસ જામે?

બીજો પ્રકાર તે વિદ્યાર્થીઓની મદદથી ઘર રમાં શાળાઓ માંડી દેવી તે છે. વિદ્યાર્થીઓનાં ાતાનાં ઘરોમાં મા, બાપ, ભાઈ, ભોજાઈ, કાકા, ાકી વગેરે કોઈ ને કોઈ અભણ જરૂર હશે જ. ામડાંઓમાં તો અભણ વિનાનું કોઈ ઘર ભાગ્યે જ ાલી જડશે.

સુશિક્ષિત શહેરોમાં પણ વિદ્યાર્થીઓને સેવા ાના રહેવું પડશે એમ માનવાનું નથી. અમદાવાદની ાક પ્રખ્યાત બાળસંસ્થામાં હું થોડા માસ પર ગેલો ત્યાં એ વાત મેં સિદ્ધ કરી આપી હતી. ા બાળકોનાં માતા પિતા, ભાઈ બહેન અભણ હોય ો તો ન જ બને. પણ જ્યારે મેં એ બાળકોને ામના ઘરની પાણી ભરનારી, વાસણ માંજનારી, ટાવાળો વગેરે નોકરવર્ગ ઘરનાં માણસો નહિ? ેમ પૂછ્યું, ત્યારે તેઓએ કબૂલ કર્યું કે તેઓ તો ાભણ છે જ. એ સંસ્થાનો એક નોકર પણ ાભણ માલૂમ પડ્યો. સંસ્થાએ તેને અક્ષરશિક્ષણ ાાપવાનું અને બાળકોએ પોતપોતાના ઘરનોકરોને ાણાવવાનું ઉત્સાહથી કબૂલ કર્યું.

બાળકો પાસે એમનાં મોટેરાંઓ ભણવા નહિ ાસે અને તમને ધુતકારી કાઢશે કે હસવામાં કાઢી ાખશે, એમ માની લેવું ઘટતું નથી. એમ થાય ાો પણ એક દિવસ હતો, પણ હવે ઝપાટાબંધ ાદિવસ બદલાતો જાય છે. પ્રૌઢોને ભણવાની ારજ પેદા થવા લાગી છે, અને દેશભરમાં જામતા રતા વાયુમંડળમાંથી તેઓનાં મન શીખી લેવા ાત્પર થતાં ચાલ્યાં છે. કેટલાંક વર્ષો પહેલાંના ાત્રિવર્ગો અને આજના વર્ગો કોઈ સરખાવી જુએ ાા તેને આ વાતની ખાતરી થયા વિના રહેશે નહિ. ાયાં બાળકોને પોતાનાં ઘરોમાં ભણતરનો દીવો ાગટાવવાની પ્રેરણા આપવામાં આવી છે ત્યાંનો અનુભવ તો એવો સાંભળીએ છીએ કે, માબાપ અને બીજાં મોટેરાંઓ પોતાનાં બાળકો પાસે હરખે હરખે શીખે છે, એટલું જ નહિ પણ પોતાના એ પ્રેમપાત્ર નાનકડા ગુરુને માટે તેમનાં હૈયાં વેંત વેંત કૂદે છે.

વિદ્યાર્થીઓને આ સેવામાં જોડવાથી કેટલીક વસ્તુઓ સહેલાઈથી ઊકલી શકે છે, કે જે બીજી કોઈ રીતે ઉકેલી શકીએ તેમ નથી.

મોટા ભાગની બહેનો, ગમે તેટલો આકર્ષક વર્ગ ચાલતો હશે તોપણ, ઘરનો ઉમરો છોડી ત્યાં ભણવા નહિ જ જાય. સ્ત્રીશિક્ષિકાઓ વર્ગો ચલાવતી હોય તો કેટલીક બહેનો તેમાં હાજરી આપે, પણ તેવા વર્ગો જૂજજાજ જ રહેવાના. ઘરનાં બાળકો જ ઘેર બેઠાં તેમને ભણતર પહોંચાડે તો બહેનોના પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન સુંદર રીતે ઊકલી જાય.

બીજું, પૂર્ણ સાધનસરંજામવાળી રાત્રિશાળાઓ તમામ પ્રૌઢ પ્રજા માટે કાઢવાનું ઠરાવીએ, તે માટે પગારદાર શિક્ષકો રોકવાનું ઠરાવીએ તો ગુજરાતના ૧૫ લાખ અભણ પ્રૌઢો માટે એક કરોડ રૂપિયા જોઈએ. એટલો પૈસો આ દેશની પ્રજા કે સરકાર ૨૫ વર્ષે પણ કાઢી શકે એવી આશા નથી. વળી, આપણી પ્રાથમિક શાળાઓનું કામ જો ઘણું જ વેગથી વધવાનું ન હોય તો નિરક્ષરતાની ભરતી વર્ષોવર્ષ ચડતી જ જાય. એક તરફથી ઉલેચતા જઈએ અને બીજી તરફ ભરાતું જાય, એમ દરિયો કેટલાં વર્ષે ઉલેચાય? વિદ્યાર્થીઓ જો આ કામમાં પડે તો ન જોઈએ શાળાનું મકાન કે ન જોઈએ પેટ્રોમેક્સ ફાનસ. તેઓ તો ઘરને દીવે ઘરમાં કામ કરી લેવાના. અને વિદ્યાર્થીઓ કામ ઉપાડે તો ચોપડી કે પાટી નવી લાવવાની પણ જરૂર ન પડે. તે તો પોતાની જ પાટીથી અને પોતાની જ એકાદ જૂની ચોપડીથી નભાવી લઈ શકે.

ઉપર દીવા વિષે લખ્યું, પણ વિદ્યાર્થી પોતાની મા કે બહેનને શીખવે તો શું તેને રાત પડતાં સુધી રાહ જોવાની જરૂર છે? જરા પણ નહિ. તે હરતાં ફરતાં પોતાની સગવડે અને મા બહેનની સગવડે ભણાવતો રહેશે. વિદ્યાર્થીને રસ લાગશે ત્યારે તે મા નવરી પડે ને બે ઘડી બેસે એની રાહ જોવાનો છે શું? નહિ. મા રસોઈ કરતી હશે ત્યાં તે પહોંચશે, માને કંઈક કંઈક મદદ કરવા લાગશે અને સાથે થોડા અક્ષરો તેને યાદ કરાવશે. મા વાસણ

માંજતી હશે કે કપડાં પોતી હશે તો તે એ કામમાં જોડાઈ જશે ને પોતાનું કામ કળથી કાઢી લેશે. કામ કરતાં ખરડાયેલે હાથે મા કેવી રીતે શીખે અને બાળક કેવી રીતે શીખવે? તેમની ચોપડી કે પાટી બગડી ન જાય? એમને ચોપડીની શી ગરજ છે? વર્ગમાં ધોયેલા હાથ લઈ ભણે ભણાવે તેને ચોપડીની ગરજ હોય. કામ કરનાર ગુરુશિષ્યનાં સાધનો જુદાં જ હોય છે. તેઓ તો રસોઈ કરતાં રોટલા ઉપર અક્ષર પાડી વાંચશે, વાસણ માંજતાં માંજેલાં વાસણો ઉપર બગડેલી આંગળીથી સુંદર અક્ષરો ચીતરશે, અને કપડાં ધોતાં સાબુના ફીણના અક્ષરો પાડશે.

શિક્ષકના પગારના ખર્ચનો પણ છેદ ઊડી જશે. કારણ કે વિદ્યાર્થીસ્વયંસેવકોનો પગાર તે તો આ સેવા દ્વારા તેમને અમૂલ્ય અનુભવ મળશે તે હશે. આવાં સેવાકામો કરેલો અને પ્રજાની અંદર ભળેલો વિદ્યાર્થી જ્યારે દુનિયામાં જોડાશે ત્યારે તેને અજાણ્યા જેવું જરા પણ નહિ લાગે. એ શું નાનો-સૂનો પગાર છે?

વિદ્યાર્થીઓને પ્રૌઢશિક્ષણ જેવી ગ્રામસેવાઓમાં દોરવણી આપવી એ તેમના શિક્ષકોનો ધર્મ છે, વિદ્યાર્થીઓ અને તેમના શિક્ષકોને તે માટે પ્રેરણા આપવી એ દેશનેતાઓનો ધર્મ છે, અને અભ્યાસક્રમમાં ગ્રામસેવાનો વિષય દાખલ કરી સગવડ કરી આપવાનો સરકારનો ધર્મ છે.

જુગતરામ દવે

# વહેવારુ ખગોળ

## ૨

### દિક્સાધન

દિક્સાધન એટલે દિશાઓને સૂક્ષ્મ રીતે નક્કી કરવી તે. દિશાઓનું સ્થૂળ જ્ઞાન તો બધાઓને હોય છે, પણ આટલા જ્ઞાનથી ભૂગોળના નકશાઓ રચાય નહિ અને આગબોટો ચલાવવામાં લાખો રૂપિયાના કોલસા નકામા બળી જાય. જૂના વખતમાં અત્યારના જેવાં સૂક્ષ્મ યંત્રો નહોતાં, પણ એકલું હોકાયંત્ર હતું, તેથી દરિયાઈ મુસાફરીમાં જરૂર કરતાં ઘણું વધારે અંતર કાપવું પડતું. પણ આપણે માટે તો સમય, અક્ષાંશ અને રેખાંશ જાણવા માટે પણ દિક્સાધનની પહેલી જરૂર પડે છે.

સામાન્ય સમજણ એવી છે કે, હોકાયંત્રથી બરાબર દિશા જણાય છે. પણ આ સમજણ ખોટી છે. હોકાયંત્રથી જણાતી દિશાઓ બહુ સ્થૂળ હોય છે. તે સાધારણ મુસાફરી માટે કદાચ પૂરતી થઈ પડે; પણ સમય, અક્ષાંશ, રેખાંશ અને નૌકાશાસ્ત્ર માટે તે નકામી છે. આગબોટોમાં હોકાયંત્ર રાખવામાં આવે છે, પણ તેનાથી જણાતી દિશાઓને આકાશના પ્રત્યક્ષ અવલોકન વડે વારંવાર સુધારી લેવામાં આવે છે. હોકાયંત્રથી દિશાઓ બરાબર નથી આવતી તેનું કારણ આ પ્રમાણે છે: પૃથ્વી પોતે એક મોટું લોહચુંબક હોવાથી તે હોકાયંત્રની સોયને સામાન્ય રીતે એક નિશ્ચિત દિશામાં રાખે છે. આ દિશા શુદ્ધ ઉત્તર-દક્ષિણ નથી. શુદ્ધ ઉત્તર-દક્ષિણ દિશા એટલે પૃથ્વીની ધરીને સમાંતરે રહેલી દિશા. હોકાયંત્રની દિશા અને શુદ્ધ દિશાની વચ્ચેના ફરકને 'ચુંબકીય દિશાન્તર' (મૅગ્નેટિક ડેક્લિનેશન) કહે છે. પૃથ્વીનાં જુદાં જુદાં સ્થળોમાં આ ચુંબક તત્ત્વ ઓછાવત્તા પ્રમાણમાં રહેલું છે. વળી પૃથ્વીના પેટાળમાં ચુંબક તત્ત્વવાળા ગરમ રસો હંમેશાં એક જગાએથી બીજી જગાએ દોડ્યા કરે છે, અને તે કયા નિયમ પ્રમાણે દોડે છે તે હજુ જાણવામાં આવ્યું નથી. તેથી ચુંબકીય દિશાન્તર સ્થળે સ્થળે અને વખતોવખત જુદું જુદું હોય છે; અને તે અમુક સ્થળે અમુક વખતે કેટલું હશે તે નક્કી કરવાનો કોઈ નિયમ હજુ આપણા જાણવામાં આવ્યો નથી. આગબોટમાં વપરાતા હોકાયંત્રનું ચુંબકીય દિશાન્તર આકાશના અવલોકન વડે વારંવાર નક્કી કરી લેવામાં આવે છે, તેથી તે હોકાયંત્ર ખરી દિશા જાણવામાં ઉપયોગી બને છે.

આમ હોકાયંત્ર વડે સૂક્ષ્મ દિશાઓ જણાતી નહિ હોવાથી, આપણે આકાશના અવલોકન પરથી જ દિક્‌સાધન કરવું પડશે. યંત્રોની મદદ વગર આને માટે સારામાં સારું સાધન સૂર્યના તાપમાં પડતી પદાર્થોની છાયા છે. આકૃતિ ૧લીમાં આવો એક પ્રયોગ બતાવવામાં આવ્યો છે. બની શકે તેટલી વધારે લંબાઈની એક સીધી લાકડી લો અને તેના એક છેડાને પેન્સિલની પેઠે છોલીને અણીવાળો બનાવો. પછી એક ખુલ્લી જમીન પસંદ કરો અને તે બરાબર સપાટ ન હોય તો તેને બરાબર સપાટ બનાવો. તેમાં એક અ બિંદુને કેન્દ્ર (મધ્યબિંદુ) તરીકે લઈ ક ખ, ચ છ, અને ટ ઠ, એ ત્રણ વર્તુળો દોરો (આકૃતિમાં વર્તુળોને બદલે લંબગોળ છે, તે ચિત્રશાસ્ત્રના નિયમ પ્રમાણે દેખાય તેમ દોર્યાં છે. આપણે વર્તુળો જ દોરવાનાં છે)

આકૃતિ ૧લી



હવે પેલી લાકડીને અ બિંદુ પર બરાબર સીધી એવી રીતે ખોડો કે તેનો અણીવાળો છેડો (આ) બહાર રહે. સૂર્યના તાપમાં લાકડીની છાયા પડશે. તે છાયાનો એક છેડો અ બિંદુમાં જ રહેશે અને બીજો છેડો હંમેશાં ફરતો રહેશે. છાયાના આ છેડાને આપણે 'છાયાનો ફરતો છેડો' કહીશું. સવારમાં અમુક વખતે છાયાનો ફરતો છેડો સૌથી બહારના વર્તુળને (એટલે વર્તુળના પરિધિને) અડકશે. વર્તુળના જે બિંદુને તે અડકે ત્યાં નિશાની કરો અને તેને ક બિંદુ કહો. તે જ પ્રમાણે થોડી વાર પછી છાયાનો ફરતો છેડો વચલા વર્તુળને અડકશે, ત્યાં ચ બિંદુ લો; અને પછી થોડી વારે છાયાનો ફરતો છેડો સૌથી અંદરના વર્તુળને અડકશે, ત્યાં ટ બિંદુ લો. પછી બપોરે છાયાનો ફરતો છેડો સૌથી અંદરના વર્તુળને અડકશે, ત્યાં ઠ બિંદુ લો; પછી વચલા વર્તુળને અડકશે, ત્યાં છ બિંદુ લો; અને છેવટે તે સૌથી બહારના વર્તુળને અડકશે, ત્યાં ખ બિંદુ લો. આ ઉપરથી વાંચનારને સમજાયું હશે કે, સવારની અક, અચ અને અટ છાયાની લંબાઈ અનુક્રમે સાંજની અખ, અછ અને અઠ છાયાની લંબાઈની બરોબર છે. હવે કખ, ચછ અને ટઠ બિંદુઓને જોડો. આ ત્રણ લીટીઓનાં મધ્યબિંદુઓ અનુક્રમે ગ, જ અને ડ લો. અ, ગ, જ અને ડ બિંદુઓ એક જ સીધી લીટીમાં આવવાં જોઈએ. એ ચારેને જોડવાથી આવતી અગજડ લીટી શુદ્ધ ઉત્તર-દક્ષિણ બતાવશે. આ લીટીને કાટખૂણે લીટી દોરવાથી તે શુદ્ધ પૂર્વ-પશ્ચિમ દિશા બતાવશે. ઉત્તર-દક્ષિણ અને પૂર્વ-પશ્ચિમ બતાવનારી લીટીઓની સાથે ૪૫ અંશનો ખૂણો બનાવનાર લીટીઓ દોરવાથી શુદ્ધ વાયવ્ય, ઈશાન, અગ્નિ અને નૈઋત્ય ખૂણા બતાવનાર લીટીઓ આવશે.

ઉપલી ક્રિયાઓમાં કોઈ ઠેકાણે સહેજ ભૂલ થઈ હશે, તો અ, ગ, જ, ડ એ ચારે બિંદુઓ એક જ સીધી લીટીમાં નહિ આવે. એવે વખતે ગ, જ અને ડ એ ત્રણે અક્ષરોની, બને તેટલી, નજીક પસાર થાય એવી લીટી અમાંથી દોરો. તે ઉત્તર-દક્ષિણ લીટી થશે.

સૂર્યના તાપમાં પડતી છાયાને બારીકાઈથી જોતાં માલૂમ પડશે કે, છાયાની આસપાસ થોડી જગામાં એક ઝાંખી છાયા પડે છે અને ત્યાર પછી પૂરેપૂરા પ્રકાશનો પ્રદેશ આવે છે. આથી ખરી છાયાની લંબાઈ ક્યાં સુધી ગણવી એ એક પ્રશ્ન થઈ પડે છે. આ બાબતમાં નિર્ણય એવો છે કે, ઘેરી છાયાના છેડા અને ઝાંખી છાયાના છેડાની બરાબર વચ્ચેના બિંદુ સુધી ખરી છાયાની લંબાઈ ગણવી. આવાં કેટલાંક કારણોને લીધે છાયા દ્વારા આવતાં પરિણામો યંત્ર દ્વારા આવતાં પરિણામોના જેટલાં સૂક્ષ્મ હોતાં નથી. પણ આપણને જેટલી સૂક્ષ્મતાની જરૂર છે, તેટલી સૂક્ષ્મતા આપણને છાયામાંથી મળી રહેશે.

હરિહર ભટ્ટ

# ધન્યવાદ

તાજેતરમાં ઑક્સફર્ડથી બી. એ. થઈને દેશમાં પાછા આવેલા એક યુવક મિત્રે વિદ્યાર્થીઓની એક સભામાં વાતચીત કરતાં કહ્યું, "વિલાયત જઈને કોઈ ભણી આવ્યો એટલે ભારે મોટો કે વધારે જ્ઞાની થઈ ગયો એમ મુદ્દલ ન માનતા. પૈસા પાસે હોવા એ જ એમાં સવાલ છે. પૈસા હોય તો વિલાયત જઈ આવવા ખાસ હોશિયારીની જરૂર નથી." એક જમાનામાં જ્યારે પાશ્ચાત્ય કેળવણી અહીં પ્રથમ દાખલ થઈ ત્યારે વિલાયતી ભણતરવાળા ગોરા અધ્યાપકો અને અમલદારો જરૂરી ગણાતા હતા. એટલા સારુ કે તેઓ અંગ્રેજી નવી પદ્ધતિ જાણે; અધ્યાપક યુરોપીય અભ્યાસ અને સંશોધન તથા વિવેચનની પદ્ધતિ જાણે, અમલદાર અંગ્રેજી અમલની ઢબ જાણે, એમ તેમાં દલીલ થતી. કાળે કરીને પછી, અહીં પણ એની કેળવણી મળવા લાગી ને દેશી લોકો તે કામો માટે તૈયાર થતા ગયા. એટલું જ નહિ, અમને એવાં કામો આપો, એવી માગણી કરવા લાગ્યા. એ માગણી સ્વીકારવામાં આવતી ગઈ; છતાં વિલાયતથી ભણી આવેલાને ખાસ પ્રતિષ્ઠા મળતી. અને પ્રતિષ્ઠાનું સરકારી માપ એક જ છે અને તે તેને વધારે પગાર આપવાનું અને ઊંચે દરજ્જે લેવાનું. આ સ્થિતિ આજ સુધી ચાલુ છે.

શરૂઆતમાં આપણા લોકોને પણ આ અપમાનકારક નહોતું લાગતું. જેમ હરિજનોને ન અડવા છતાં તેમને તેમાં અપમાન નથી લાગતું—તેઓ જ એવી ઇચ્છા બતાવે છે, એની જેમ! એટલે અમુક પદે તો ગોરો જ હોય એમ સામાન્ય રીતે સ્વીકારાતું. જેમ કે, કૉલેજનો પ્રિન્સિપાલ ગોરો હોય, ઇન્સ્પેક્ટર કે ડી. પી. આઈ. ગોરો હોય, મોટે ભાગે કલેક્ટર ને તેથી ઉપરના અમલદાર ગોરા હોય, વગેરે. ધીમે ધીમે, આ સ્થિતિમાં અપમાન છે એવું લાગે, એટલી આપણી સ્વમાન-પારખિતા વધી. પણ એટલું તો બાકી રહ્યું જ કે, દેશી પણ વિલાયત ગયેલો હોવો જોઈએ. અને એ સ્થિતિ આજ પણ છે. કેટલાય દાખલા એવા આપી શકાય કે, અહીંનો એમ. એ. થયેલો ને પીઢ અધ્યાપક માત્ર એક મદદનીશ જેવો ગણાયા કરતો હોય ને નવોસવો ઇંગ્લન્ડથી આવેલો બી.એ. કે એમ.એ. એનાથી ઉપર હોય; પછી ભલે ને એની અધ્યાપનશક્તિ કે આવડ અને વિદ્યાવ્યાસંગ પેલા દેશી એમ. એ. કરતાં ઓછાં હોય! અમુક વિષય તો દેશી પદવીધર અધ્યાપક શીખવી જ કેમ શકે એવી ખુમારી પણ કેટલાક પરદેશી પદવીધરોમાં સેવાતી જોઈ છે.

આથી કરીને, સાધનવાળા જુવાનિયા, પૈસાની જોગવાઈ હોય કે કરી શકે તો (કેમ કે, પછી નોકરી મળે મોટી, તેથી વ્યાજના ટકા વધારે પરવડી શકે!) વિલાયત જવાનું પસંદ કરે છે. અહીંના બી. ટી.ની વિદ્યાપીઠની પદવી વિલાયતના માત્ર ટી. ડી. કરતાં વધારે ગણાય. અહીંનો પ્રથમ શ્રેણીનો બી.એ. ત્યાંના સામાન્ય બી.એ.થી નીચે ગણાય. આ અપમાનકારક સ્થિતિમાં લોક ખેંચાતા, કેમ કે એમાં મોટા પગારવાળા હોદ્દાનો લોભ હતો. ત્યાંની વિદ્યાના પ્રેમથી વિદેશ ભણવા જનારા ઓછા જ હતા ને છે.

નવજુવાન 'આક્સન' કે 'કેન્ટાબ' જો કદી કૉલેજમાં જોડાય તો એની એક અસર તો સ્પષ્ટ પડતી આવી છે. તેણે વરણાગીના અછકલાવેડા ને વિલાયતી વિવેકવેડાનો ચેપ નવજુવાન માનસ પર લગાડ્યો છે. આનરી જબ્બર સ્વદેશી ચળવળ અને આઝાદીની લડત છતાં, આપણી કૉલેજોમાં સાદો ને દેશી લેબાસ લગભગ ન દાખલ થયો એમ કહેવાય; તેની અસર ત્યાં બહુ ન પહોંચી. એનું કારણ આવી ખોટી પ્રતિષ્ઠા પાડનારા, પરદેશી-વેડા શીખેલા પેલા અધ્યાપકો જ નહીં હોય? એમણે પોતાની સ્વતંત્ર વાતાવરણવાળી ગણાતી વિલાયતી કેળવણીની કશી આગવી ઝલક પાડી હોય એમ તો નથી. કાંઈક વરણાગી ને નવી ઢબનો કદાચ એમણે આપી હોય. વિદ્યાવ્યાસંગ કે અભ્યાસિતા વધારી હોય એમ ઓછું જ દેખાય છે.

પાયો મંગીન કર્યા વગર આપણે ત્યાં અંગ્રેજી કેળવણીની ઇમારત રચાઈ અને એનાં કડવાં પરિણામ આજ ચોમેર દેખાય છે. હવે આપણે એ પાયાની જ કેળવણી પાછળ પ્રત્યક્ષ રૂપે લાગ્યા છીએ. એનું મહત્ત્વ પહેલું છે ને ને શા માટે તે લૉર્ડ હેલીએ જેવું સ્પષ્ટ કર્યું છે, તેવું તે કેળવણીનો પક્ષકાર પણ કદાચ ન કરી શકે.

આવા નિખાલસ એકરારને માટે લૉર્ડ હેલી ધન્યવાદને પાત્ર છે.

૨૨-૮-'૩૯ મ.

# જૂની ઘરેડનો નિર્જીવ વારસો

વર્ધા કેળવણીના પ્રયોગો વિષે લખતાં પૂજ્ય ગાંધીજી લખે છે કે, એ પ્રયોગો હાલની આખીયે પદ્ધતિમાં ભારે ક્રાંતિ કરવા મથે છે. ક્રાંતિનું માનસ જે શિક્ષકમાં કે કેળવણીતંત્રના અધિકારીમાં નહિ હોય તો આ પ્રયોગો સાર્થક નહિ નીવડે. આજે સુરત જિલ્લામાં જે કંઈ ૧૫-૨૦ શાળાઓમાં અને મર્યાદિત પ્રયોગો થઈ રહ્યા છે, એમાં કેટલેક ઠેકાણે અનુભવ એવો મળતો જાય છે કે, ડગલે ને પગલે કંઈ ને કંઈ ક્રાંતિ ચાલુ પદ્ધતિમાં કરવાની જરૂર રહે છે.

પરંતુ હકીકત એ છે કે, આજે આ નવી કેળવણીના પ્રયોગો એવી ભૂમિકા પર થાય છે જ્યાં ક્રાંતિનો માર્ગ સરળ નથી હોતો. શિક્ષકો, વિદ્યાર્થીઓ, કેળવણીતંત્રના અધિકારીઓ, શિક્ષણ-સંસ્થાના સંચાલકો અને બાળકોના વાલીઓ આ બધા તો ગઈ કાલે હતા તેવા જ છે. એમણે વર્ધા કેળવણી વિષે કંઈક સાંભળ્યું હશે, કંઈક જાણ્યું હશે, અને કંઈક સમજ્યા પણ હશે. પરંતુ પ્રયોગ જ્યારે અમલમાં મુકાય છે અને એના સિદ્ધાંતો પ્રમાણે શિક્ષણનું કાર્ય શરૂ થાય છે, ત્યારે એ નવી કેળવણીને પણ જૂનાં ચશ્માંથી જ વિચારાય છે. જૂનાં ચોકઠાંમાં વર્ધા કેળવણીના પ્રયોગો કઈ રીતે બેસાડાય એની જ ચિંતા રાખી સગવડ પડતા સુધારાવધારા એના સિદ્ધાંતોમાં થાય છે. મતલબ કે, ભૂમિકા અને ચોકઠાં તો હજી જૂનાં જ પડેલાં છે. જૂની અને નવી પદ્ધતિ વચ્ચે ચાલી રહેલી આ અથડામણની સૌથી મોટી અસર ઉદ્યોગ અને બૌદ્ધિક કેળવણીના સમન્વયમાં દેખાય છે.

ગાંધીજીએ આપણી આગળ કેળવણીનો તદ્દન નવીન વિચાર એ મૂક્યો કે, કેળવણીનું વાહન ઉદ્યોગ અથવા પ્રવૃત્તિ હોવું જોઈએ. કેળવણીકારો વિચારમાં પડી ગયા કે, ઉદ્યોગ અથવા પ્રવૃત્તિ દ્વારા ગણિત, ભૂગોળ, ભાષા, વગેરેના વર્ગો કઈ રીતે શીખવી શકાય? અને એ વિષયોનું જ્ઞાન ન અપાય તો ઉદ્યોગનું વાહન બૌદ્ધિક વિકાસને રૂંધી નહિ નાખે? કેળવણીકારોની આ ફરિયાદને શાંત પાડવા માટે ઝાકીરહુસેન સમિતિએ ઉદ્યોગ દ્વારા અપાતા શિક્ષણનો આખોયે અભ્યાસક્રમ ઘડી કાઢ્યો. એ અભ્યાસક્રમમાં જ્ઞાનના વિષયો તો આજે ઘણે ઠેકાણે છે એ જ છે; પરંતુ એના શિક્ષણની પદ્ધતિમાં ફેરફાર એ સૂચવ્યો કે, ઉદ્યોગ કે પ્રવૃત્તિની આસપાસના અસંખ્ય સમન્વયમાર્ગોથી એ વિષયોનું જ્ઞાન સાંકળી દેવામાં આવે. વર્ધા કેળવણીની પરિભાષામાં આને સમન્વય અથવા અનુબંધ પદ્ધતિ કહેવામાં આવે છે.

ઉદ્યોગ અથવા પ્રવૃત્તિને કેળવણીનું વાહન કરીએ અને શિક્ષણમાં સમન્વય પદ્ધતિનો ઉપયોગ કરીએ, તો ઉદ્યોગમય શાળામાં બાળકોનો બુદ્ધિવિકાસ રૂંધાઈ નહિ જાય, એવું આશ્વાસન હવે કેળવણીકારો મેળવી રહ્યા છે. જૂની પદ્ધતિ અથવા પ્રચલિત શિક્ષણપદ્ધતિ તો પુસ્તકો અને જુદા જુદા વિષયોના જ્ઞાન દ્વારા બાળકોનો બુદ્ધિવિકાસ કરવા મથે છે. તેને બદલે, ઉદ્યોગ અથવા પ્રવૃત્તિને કેળવણીનું વાહન બનાવી એ જ વિષયોનું લગભગ એવું જ જ્ઞાન વર્ધાની નવી પદ્ધતિએ કઈ રીતે આપી શકાય, એ જ હવે આજના પ્રયોગોનો મોટો

ચિતાવિષય થઈ પડ્યો છે. તકલી દ્વારા ઇતિહાસ કેમ શીખવાશે, સફાઈની પ્રવૃત્તિ કે પીંજણ દ્વારા ભાષાનું શિક્ષણ કઈ રીતે અપાશે, આવા આવા પ્રશ્નો આજે વર્ધા-પ્રયોગના શિક્ષકો અને સંચાલકોને મૂંઝવી રહ્યા છે.

આવા પ્રશ્નો ઊઠે છે એમાં એવો ભય દેખાય છે કે, આખરે વર્ધા શિક્ષણમાં પણ વિષયોના શિક્ષણ પર જ વધુ પડતું ધ્યાન આપવામાં આવે છે. સમાજવિદ્યા, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન કે ભાષાજ્ઞાન એ જ જાણે બુદ્ધિવિકાસનાં મુખ્ય સાધનો અને વિષયો છે એવી માન્યતા હજી દૃઢ કરી રહી છે. આજની આપણી માહિતી-પ્રધાન કેળવણીનો આ નિર્જીવ વારસો છે. કેળવણીકારો હજી એમ જ માને છે કે, વિદ્યાર્થીઓના મગજમાં વિષયો દ્વારા અસંખ્ય બાબતોનું ગૂંચવણભરેલું જ્ઞાન જેમ તેમ ભરી દેવામાં આવે, તો એ વિદ્યાર્થીનો બુદ્ધિવિકાસ થતો જાય છે. આ ખ્યાલ બહુ જ ભૂલભરેલો મને લાગે છે. વિષયોનું જ્ઞાન ઉદ્યોગ દ્વારા કે સમન્વય પદ્ધતિએ અપાય તોયે એથી બુદ્ધિવિકાસ થાય જ એમ ચોક્કસ ન કહી શકાય. વિદ્યાર્થીનો માહિતી-ભંડાર એથી જરા વધશે. પરંતુ પ્રશ્ન એ થાય છે કે, માહિતી-સંચયથી બુદ્ધિવિકાસ થઈ શકે છે? હું સમજું છું એ પ્રમાણે તો, બુદ્ધિના વિકાસમાં અનેક પ્રકારની શક્તિઓનો વિકાસ કરવાનો હોય છે. જીવન અને સમાજના અસંખ્ય નાના મોટા પ્રશ્નો બાળપણથી જ વિદ્યાર્થીના સમગ્ર જીવનમાં વીંટળાઈ રહ્યા હોય છે. ઘરમાં, શાળામાં, કે ગામમાં ક્ષણે ક્ષણે વિદ્યાર્થી આગળ નિત્ય નવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે. અનેકવિધ અનુભવો એના જીવન સાથે અથડાતા રહે છે. એ બધા અનુભવો અને પ્રવૃત્તિઓ વિષે વિદ્યાર્થીમાં જિજ્ઞાસાવૃત્તિ સ્વાભાવિક હોય છે. એ બધાનું અવલોકન કરવું એને ગમે છે. એના જીવનની આસપાસ બાળપણથી જ જે અસંખ્ય કાર્યો અને પ્રવૃત્તિઓ સતત ગૂંથાયેલાં હોય છે, તેમાંથી પોતાનો મનગમતો માર્ગ કાઢવાની વૃત્તિ એનાં સર્વ કાર્યો પાછળ બળ કરતી હોય છે. આનો અર્થ એ થયો કે, પોતાના જીવન સાથે સંકળાયેલાં કાર્યોને ઓળખી લઈ તેનો ઉકેલ કાઢવાની વૃત્તિ એનામાં છે અને તે વૃત્તિ સ્વાભાવિક વિકાસ માટે જોર કર્યા કરે છે. આપણે જેને સર્જનશક્તિ કહીએ છીએ તે તો બાળકોમાં પડી હોય છે; એના વિકાસ માટે બાળક મથતું હોય છે; એમાં એને પાર વિનાનો આનંદ પડે છે. આમ જીવનનાં કાર્યો જ બાળકની આ બધી શક્તિઓના વિકાસનાં અવનવાં ક્ષેત્રો ખુલ્લાં મૂકી દે છે. વર્ધા કેળવણી ઉદ્યોગ અને પ્રવૃત્તિઓ દ્વારા જે બુદ્ધિવિકાસ કરવા માગે છે તે આ જાતનો બુદ્ધિવિકાસ છે એમ હું માનું છું. એ જ મુખ્ય છે. માહિતી ઠાંસી આપવાના જ્ઞાનવિષયો શીખવવા એ આ પ્રકારના બુદ્ધિવિકાસ આગળ ગૌણ સ્થાન જ મેળવે છે.

પરંતુ હજી આ વસ્તુ વર્ધા કેળવણીનો પ્રયોગ કરનારા શિક્ષકો કે સંચાલકો સમજ્યા હોય એમ લાગતું નથી. આથી, હજી વિષયોનું જ્ઞાન સમન્વય પદ્ધતિએ બાળકના મગજમાં ભરી દેવાની વૃત્તિ દૃઢ કર્યા કરે છે. જો આ જ વિષયશિક્ષણવૃત્તિ ચાલુ રહે તો પૂરો ભય છે કે, એમાં બાળકોની બધી શક્તિઓનો વિકાસ ભાગ્યે જ થશે. જીવનના અવનવા પ્રશ્નોનો ઉકેલ કરવાની શક્તિ એથી ખીલશે જ એમ નક્કી ન કહી શકાય. આથી, પ્રયોગો કરનારા શિક્ષકોએ બુદ્ધિવિકાસનો સાચો અર્થ સમજી લેવાની ખાસ જરૂર છે.

**દિલખુશ દીવાનજી**

"હું તો આ યોજનાના (વર્ધા યોજનાના) અમલને અખતરો ગણતો જ નથી. કેમ કે ગુમાવવાનું શું છે કે તે ચાલ્યું જશે? પરિણામે આ યોજનાના અમલથી કાંઈ ને કાંઈ અવશ્ય મેળવીશું જ; ગુમાવીશું કાંઈ નહિ. એટલે આમાં અખતરા જેવું કશું નથી. આ તો નવે માર્ગે જવાનો પ્રયત્ન છે. જૂનો રસ્તો ખોટો છે, તેથી નવો સ્વીકાર્યો છે."

**નામ૦ મોરારજી દેસાઈ**

# નવી ઢબની હાઈસ્કૂલ

આપણી માધ્યમિક શાળાઓનો મુખ્ય ઝોક એક જ છે, અને તે એ કે વિદ્યાર્થીઓને મૅટ્રિક બનાવવા. અને વિદ્યાર્થીનાં માબાપને પણ એ એટલું બધું ગમે છે કે, મૅટ્રિક થનારાની સંખ્યા પ્રતિવર્ષ વધ્યે જ જાય છે! આ સ્થિતિ ઇષ્ટ નથી એ આજથી ૬૦ વર્ષ પહેલાંના એક સરકારી રિપોર્ટમાં છે. મતલબ કે, આ અનિષ્ટ સ્થિતિ એટલી બધી અગાઉથી જણાઈ ચૂકેલી છે. છતાં સરકાર કે પ્રજાએ એને સુધારવા કશું કર્યું નહિ.

હવે મહાસભાવાદી મુંબઈ સરકારે એ સુધારા તરફ ધ્યાન દીધું છે. આ વર્ષના માર્ચ માસમાં તેમણે ઠરાવ બહાર પાડ્યો કે, પોતાની પાંચ હાઇસ્કૂલોને ફેરવીને ઉદ્યોગશાળાઓ કરવી. અને તે સુધારાનો પ્રારંભ આ જૂન માસથી શરૂ થયો છે. તે મુજબ સતારા, બિજાપુર અને ગોધરાની સરકારી હાઇસ્કૂલો ખેતીવાડીની, સોલાપુરની હાઇસ્કૂલ હુન્નરકળાની, અને અમદાવાદની આર. સી. હાઇસ્કૂલ વેપારી હાઇસ્કૂલ થશે. આ વર્ષે દરેક જગાએ ધોરણ ૪થાના અભ્યાસમાં ફેરફાર કરવામાં આવ્યો છે, અને દર વર્ષે એકેક વર્ગ વધારતા જઈને ત્રણ વર્ષે આખું તંત્ર નવી ઢબે ગોઠવાઈ રહેશે. ધોરણ ૪થા પહેલાંનાં ત્રણ વર્ષમાં ખાસ મોટો ફરક નહિ થાય, સિવાય કે ઉદ્યોગની પૂર્વતૈયારીરૂપે કાંઈક તે બાજુનું વલણ ખીલવવા માટે થોડો સમય આપવામાં આવે.

આવી શાળાઓ પાછળ મુખ્ય ઉદ્દેશ એ બતાવવામાં આવ્યો છે કે, પોતાની મેળે ધંધો કરવા માગતા માટે કે નોકરી-બજારમાં ઊભા રહેવા માટે વધારે લાયક નવજુવાનો તૈયાર કરી શકાશે. આ ઉદ્યોગશાળાનાં સાત વર્ષને અંતે પરીક્ષા લેવામાં આવશે, અને તે પરીક્ષામાં પાસ થનારને સરકારી નોકરી સારુ મૅટ્રિક જેટલો જ દરજ્જો મળશે. બલ્કે, એમણે શીખેલો ધંધો જો કોઈ નોકરી માટે વધારે લાયકાત બતાવનારો હશે, તો તે જગાએ તેમની પહેલી પસંદગી કરાશે.

સરકારે એમ પણ જણાવ્યું છે કે, આ નવી ઉદ્યોગશાળાના મૅટ્રિકને યુનિવર્સિટી ચાલુ પદ્ધતિના મૅટ્રિકની બરોબર ગણે તથા તેને આગળ ઉદ્યોગના અભ્યાસ માટેની સંસ્થાઓમાં દાખલ કરે, એવો પ્રયત્ન પણ કરવામાં આવશે.

આ પ્રયોગ એક વર્ષ નિહાળવામાં આવશે અને તેમાં મળેલા અનુભવ પ્રમાણે આવતે વર્ષે આગળના પ્રયોગને ઠીક કરી લેવામાં આવશે.

હવે એ જોવાનું છે કે, પ્રજા આ સુધારાને અપનાવે છે કે પછી તેના મૅટ્રિકચીલામાંથી નથી જ નીકળતી. સરકારને માથે પણ જવાબદારી રહે છે કે, તે આ નવા સુધારાને સફળ કરે. અને એમ કરવાની એક જ શરત છે કે, તે સુધારામાં એ જીવ દઈને મંડી પડે, ને જરૂર પડે તો યુનિવર્સિટીને પણ ન ગાંઠે.

આ પ્રયોગ પર દેખરેખ રાખી તેને સાંગોપાંગ પાર ઉતારવા માટે સરકારે એક સ્થાયી સમિતિ નીમી છે. તે સમિતિની જવાબદારી પણ ઓછી નથી. તેના સભ્યો પોતાના જૂની પ્રથાના પૂર્વગ્રહો છોડીને પોતાનું કામ વિચારશે, તેટલા જ પ્રમાણમાં આ નવા પ્રયોગને તેઓ ન્યાય આપી શકશે એ ઉઘાડું છે.

મ.

તમે જે બાળકો પરથી પરદેશી ભાષા દ્વારા ભણવાનો અસહ્ય બોજો કાઢી નાંખવાનો નિશ્ચય માત્ર કરો, ને એમના હાથપગ કંઈક ફાયદો થાય એવા કામમાં વાપરતાં એમને શીખવો, તો કેળવણીનો કોયડો તો ઊકલી ગયો સમજો.

—ગાંધીજી

# ડૉ. સિગ્મંડ ફ્રૂડનો સિદ્ધાંત

"અહીં વર્ણવેલી માન્યતાઓની સત્યતા વિષે મને પોતાને ખાતરી છે કે કેમ, અને હોય તો તે કેટલે દરજ્જે, એવો પ્રશ્ન કોઈ કદાચ મને પૂછે તો તેનો મારો ઉત્તર આવા સારનો હશે કે, મને પોતાને તો તેવી ખાતરી નથી જ, પણ બીજા પણ તેમને માને એમ હું ઇચ્છતો નથી. અથવા વધારે સારી રીતે મૂકું તો, હું પોતે જ એમને કેટલે દરજ્જે માનું છું તેની મને ખબર નથી."

સિગ્મંડ ફ્રૂડ

મનની વિરોધી વૃત્તિઓના પૃથક્કરણથી કેટલાક માનસિક તેમ જ શારીરિક રોગો મટાડવાની રીતના

**ડૉ. ફ્રૂડ**

પ્રતિપાદક ડૉ. સિગ્મંડ ફ્રૂડ ૮૩ વર્ષની ઉંમરે તા. ૨૩-૯-'૩૯ના શનિવારને રોજ પોતાની જન્મભૂમિથી દૂર વિદેશમાં લંડન મુકામે મરણ પામ્યા. તે જાતે યહૂદી હતા; અને યહૂદીઓ સામે નાઝીઓએ પોકારેલી જેહાદને કારણે ઈ. સ. ૧૯૩૮ના માર્ચ માસમાં તેમને પોતાની કર્મભૂમિ ઑસ્ટ્રિયા છોડીને લંડન આવતા રહેવું પડયું હતું. તેમનો જન્મ અત્યાર સુધી ઝેકોસ્લોવેકિયા નામથી ઓળખાતા દેશમાં (મોરેવિયા પ્રાંતમાં) તા. ૬-૬-૧૮૫૬ને રોજ થયો હતો. પરંતુ ચાર વર્ષની ઉંમરથી તે ઑસ્ટ્રિયાની રાજધાની વિયેનામાં જ રહ્યા હતા.

જર્મનો આવતા પહેલાં પણ ઑસ્ટ્રિયામાં યહૂદી-વિરોધી લાગણી ઓછી પ્રબળ નહોતી. યુનિવર્સિટીના દિવસોથી જ તેમને તે લાગણીની તીવ્રતા તથા કડવાશનો અનુભવ થયો હતો. તે જણાવે છે, "મારે મારા ગોત્રથી, અથવા તેઓ કહે છે તે પ્રમાણે, મારી 'જાતિથી' શા માટે શરમાવું જોઈએ, તે મને કદી સમજાયું નથી. મને રાષ્ટ્રના પ્રજાજન તરીકેના હકથી વંચિત કરવામાં આવ્યો તેનું મેં કદી દુઃખ માન્યું નથી. પરંતુ, આ પ્રારંભિક બનાવોથી ભવિષ્યને સારુ એક ભારે અગત્યનું પરિણામ નીપજ્યું: મને શરૂઆતથી જ વિરોધપક્ષમાં રહેવાના અને બહુમતીથી હડધૂત થવાના મારા ભાગ્યલેખનો પરિચય થયો."

અને તેમનું આ ભવિષ્ય અક્ષરશઃ સાચું પડયું છે. જેમ જેમ તે એક પછી એક પોતાની કલ્પનાઓ જગત આગળ રજૂ કરતા ગયા, તેમ તેમ તેમની પ્રસિદ્ધિની સાથે જ તેમના પ્રત્યેનો વિરોધ અને અણગમો પણ લોકોમાં વધતા ગયા. નાઝીઓએ તો તેમના સિદ્ધાંતોને વિકૃત મગજની પેદાશ ગણીને તેમનાં તમામ પુસ્તકો દેશમાંથી બાળી નાખ્યાં; પરંતુ કેટલાક વૈજ્ઞાનિકો અને તેટલા જ દરદીઓ બાદ કરતાં, જીવનનું શિક્ષણ અને રહસ્ય સમજનારા મોટા મોટા તત્ત્વજ્ઞોએ પણ તેમના સિદ્ધાંતો અને પદ્ધતિઓનો 'છીછરાં' 'વિપરીત' અ 'હાનિકારક' કહીને ઓછો વિરોધ નથી કર્યો.

પરંતુ, આ બધું સમજી શકીએ તે માટે આપણે તેમ સિદ્ધાંતો અને પદ્ધતિઓ વિષે ટૂંક માહિતી મેળ લઈએ. અલબત્ત, તે સિદ્ધાંતો પછીના ભાગમાં એટ બધા વ્યાપક તેમ જ અટપટા બની ગયા છે કે, તેમન રૂપરેખા રજૂ કરવા માટે પણ આખું પુસ્તક જોઈએ પરંતુ, આપણે તેમનો સિદ્ધાંત ક્યારે, ક્યાં કારણોથી કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો એ મુદ્દાથી જ શરૂઆ કરીશું, તો તે સિદ્ધાંતના મુખ્ય ને મૂળભૂત મુદ્દા આપણ સમજમાં આવી જશે.

ફ્રૂડના વખત પહેલાં 'હિપ્નોટીઝમ'ના ઉપચારો પ્રચારમાં આવી ગયા હતા. તથા તેમને અંગે મનુષ્યન

**પૂર્વ ઇતિહાસ**

ચિત્તના જુદા જુદા થરો અને ઊંડાણ વિષે અમુક સિદ્ધાંતો તરી આવ્યા હતા 'હિપ્નોટીઝમ'થી મનુષ્યને તંદ્રામાં નાખી દીધા બાદ તેના ચિત્તની જાગૃત સપાટીથી નીચેના જે ઊંડા થરો આપણા જોવામાં આવે છે તે થરોની યાદશક્તિ, જ્ઞાનશક્તિ અને કાર્યશક્તિ, તેની સામાન્ય જાગૃત-અવસ્થાની શક્તિઓથી કેટલાય ગણી વધારે હોય છે, એ લગભગ પુરવાર થઈ ગયું હતું, અને તે બીનાનો વૈદકીય ઉપયોગ પણ શરૂ થઈ ગયો હતો. ધીમે ધીમે ચિત્તની સપાટી ઉપરના જાગૃત દશાના થરને 'જ્ઞાત' અથવા 'જાગૃત મન' અને નીચેના થરોને 'અજ્ઞાત' અથવા 'સુપ્ત મન' એવાં નામ પણ અપાવા લાગ્યાં હતાં; અને તે થરોના અરસપરસ સંબંધ વિષે તથા સ્વરૂપ વિષે ચોક્કસ સિદ્ધાંતો પણ ઊભા થવા લાગ્યા હતા.

ઈ. સ ૧૮૮૧ બાદ ફ્રૂડે પોતાનો શોખનો વૈદકીય સંશોધનનો અભ્યાસ છોડી, જ્ઞાનતંતુઓની વિકૃતિઓથી

**ડૉ. બ્રુઅરનો અનુભવ**

થતા રોગોના ચિકિત્સક તરીકે કામકાજ શરૂ કર્યું. લગભગ એ અરસામાં જ (એટલે કે, ઈ. સ. ૧૮૮૪માં) વિયેનાના ડૉ. બ્રુઅરે પોતાનો એક

વિચિત્ર અનુભવ ફ્રૂડને કહી સંભળાવ્યો. બ્રુઅર હિસ્ટીરિયાથી પીડાતી એક છોકરીનો ઉપચાર કરતો હતો. તેને એ છોકરીનો પૂર્વ ઇતિહાસ તપાસતાં જણાયું કે, પોતાના માંદા બાપની સારવાર વખતે તે છોકરીને થયેલા કેટલાક અનુભવો સાથે તેના રોગનાં કેટલાંક લક્ષણોનો સંબંધ હતો. બ્રુઅરે તે છોકરીને 'હિપ્નોટીઝમ'માં નાખીને તે વખતની તેની બધી સ્મૃતિઓ યાદ કરાવી, તથા ત્યાર પછી તે સ્મૃતિઓને લગતી બધી લાગણીઓ, જરા પણ અટકાયત વિના, તેની પાસે અનુભવી કઢાવી. નવાઈની વાત એ થઈ કે, જે લાગણીઓની અટકાયતથી તેના શરીરમાં વિક્રિયા ઊભી થઈ હતી, તે લાગણીઓને આ રીતે છતી થવાનો પ્રસંગ મળતાં, તેનો રોગ પણ દૂર થઈ ગયો!

ફ્રૂડની તીક્ષ્ણ બુદ્ધિએ આ દાખલા પાછળ રહેલા અગત્યના સિદ્ધાંતો તરત પકડી લીધા, અને ત્યારથી તેમણે ચિત્તની ગ્રંથિઓને કારણે શરીરમાં ઊભી થયેલી વિકૃતિઓને ચિત્ત-વૃત્તિઓના પૃથક્કરણથી દૂર કરવાની પદ્ધતિનો પાયો નાખ્યો.

**ફ્રૂડે તારવેલો સિદ્ધાંત**

જેમ જેમ તેમનો અનુભવ વધતો ગયો તેમ તેમ તેમને ખાતરી થતી ગઈ કે, સામાન્ય જીવનવ્યવહારમાં ચિત્તની ઉદ્દામ વાસનાઓને સમાજ, ધર્મ, રાજસત્તા વગેરેના ભયોને કારણે દબાવી દેવી પડે છે. તે રીતે દબાયેલી વાસનાઓ ચિત્તમાંથી દૂર થવાને બદલે, માત્ર ચિત્તની સપાટી ઉપર રહેવાને બદલે ઊંડે ઊતરી જાય છે, અને ત્યાં રહી રહી પોતાની તૃપ્તિ સારુ તેવો ને તેવો પ્રયત્ન ચાલુ રાખે છે. જો તે વાસનાઓની તૃપ્તિ બીજી કોઈ રીતે શક્ય ન બને, અથવા તેમનું જોર બીજા અનુકૂળ કે શક્ય માર્ગોએ વાપરી નાંખવામાં ન આવે, તો તેઓ જ્ઞાનતંતુઓ અને શરીર ઉપર આઘાત કરીને ચિત્તની સંયમનશક્તિને ઉથલાવી નાખવા પ્રયત્ન કરે છે, અને એ રીતે તેને ગાંડું કે રોગી બનાવીને પોતાની મનમાની તૃપ્તિ સાધે છે.

સાથે સાથે જ ફ્રૂડને એ પણ માલૂમ પડ્યું કે, એ દબાયેલી વાસનાઓની ગ્રંથિઓને કોઈ પણ રીતે જાણી લઈ, તેમને રોગીના ધ્યાન ઉપર લાવવામાં આવે, તથા સમજાવટથી તેના સહકાર વડે તે ગ્રંથિઓને ઉકેલી નાખવામાં આવે, તો તે ગ્રંથિઓ દૂર થઈ જાય છે એટલું જ નહિ, પણ પેલી શારીરિક વિકૃતિઓ પણ દૂર થઈ જાય છે.

રોગીઓના મનમાં ઊંડે દબાઈ રહેલી એ ગ્રંથિઓ જાણવા માટે ફ્રૂડ પણ પ્રથમ તો 'હિપ્નોટીઝમ'નો જ ઉપયોગ કરતા; પણ પછી તેમને માલૂમ પડ્યું કે, એ રીત દરેક દાખલામાં સફળ નીવડતી નથી, તેમ જ કેટલીક વાર તે તંદ્રામાં પણ ચિત્તની સંયમશક્તિ પૂરેપૂરી દૂર ન થઈ શકવાને કારણે ખલતી જ માહિતી મળે છે. તેથી તેમણે વધુ ખાતરીબંધ કહી શકાય તેવી, જાગૃત દશામાં જ ચિત્તને શિથિલ બનાવી, અંદરથી આપમેળે ઊઠતા સર્વ તરંગો નોંધવાની અને તપાસવાની પદ્ધતિ સ્વીકારી. જેમ જેમ દરદીના ચિત્તનો ઉપરના થરનો દબાવ અથવા અટકાયત દૂર થતો જાય, તેમ તેમ નીચેના થરના વિચારો કે વૃત્તિઓ ઉપર આવવા લાગે, અને તેમાંથી આપણને જોઈતી સામગ્રી મળી જાય.

**ઊંડી વાસનાઓ છતી કરવાની રીતો**

આ રીતે જ કામ કરવાનું હોય, તો તો દરદીના ચિત્તનો સંકોચ તથા અટકાયત દૂર કરતાં તેમ જ અંદરથી જોઈતી વૃત્તિ ઉપર નીકળી આવતાં ઘણો વખત જાય. પરંતુ ફ્રૂડને એક બીજો માર્ગ પણ જડી ગયો. અમુક દાખલાઓ ઉપરથી તેને જણાયું કે, અંદરની દબાયેલી વાસનાઓ જેમ ચિત્તના ઉપરના થરોને શારીરિક રોગથી છિન્નભિન્ન કરીને પોતાની તૃપ્તિ શોધે છે, તેમ નિદ્રાવસ્થામાં જ્યારે જાગૃત ચિત્ત તથા તેની દ્વારપાળ-વૃત્તિ (censor) આપોઆપ શિથિલ બની ગયાં હોય છે, ત્યારે પણ પેલી વાસનાઓને પોતાને જોઈતી તૃપ્તિ કલ્પનાબળ દ્વારા અનુભવી લેવાની તક મળી જાય છે. અલબત્ત, નિદ્રાવસ્થામાં પણ ચિત્તની તે દ્વારપાળ-વૃત્તિનો છેક જ અભાવ નથી હોતો. તેથી પેલી વાસનાઓને પોતાની તૃપ્તિ અનુભવવા જુદા જુદા વેષો અથવા રૂપકોનો (symbols) ઉપયોગ કરવો પડે છે. એ રૂપકો પેલા ઝોકાં ખાતા દ્વારપાળને છેતરવા જેટલાં ગૂઢ તો હોવાં જ જોઈએ; તેમ છતાં તે રૂપકો માનવચિત્તને સર્વથા અપરિચિત તો ન જ હોવાં જોઈએ; નહીં તો તેમની દ્વારા ચિત્ત પોતાની તૃપ્તિ અનુભવી જ ન શકે. ચિત્તની આ પુરાણી વાસનાઓએ આદિકાળથી પરીકથા, પુરાણકથા, તેમ જ વિવિધ પ્રતીકો દ્વારા પોતાની તૃપ્તિ અનુભવવા પ્રયત્ન કર્યો હોય છે; એટલે તે પ્રાચીન સાહિત્યાદિની મદદથી આપણાં સ્વપ્નનાં ગૂઢ રૂપકો પણ ઉકેલી શકાય છે. આમ માનસ-પૃથક્કરણ-વિદ્યામાં રૂપકોના અર્થનું પણ એક ખાસ પ્રકરણ બની ગયું છે.

પરંતુ, સ્વપ્ન ઉપરાંત પણ, માનવ ચિત્તમાં દબાયેલી પ્રબળ કે વિરોધી વાસનાઓ જાગૃત અવસ્થાના સામાન્ય

વ્યવહારોમાં પણ આપણી ગફલતનો લાભ લઈ પ્રગટ થઈ જાય છે. સામાન્ય વાતચીત કે રોજિંદા વ્યવહારમાં થતી ભૂલો, જેવી કે, બોલવામાં નામફેર કે શબ્દફેર થઈ જવો, ન ધારેલું નામ જ બોલાઈ જવું, અમુક ન ગમતું કામ કરવાનું સ્વીકાર્યું હોય ત્યારે છેવટની ઘડીએ જ તે ભુલાઈ જવું, વગેરેથી પણ માણસની વાસ્તવિક વૃત્તિઓ કે વાસનાઓનું અસ્તિત્વ સમજી શકાય છે. આ વિષય પણ માનસ-પૃથક્કરણ-વિદ્યાનો એક અગત્યનો ભાગ બની ગયો છે.*

અહીં સુધી આવેલા વાચકને પ્રશ્ન થશે કે, ફ્રૂડનો સિદ્ધાંત જો આવો અને આટલો જ હોય, અને તે સિદ્ધાંત અનુસાર ઉપચાર કરતાં શારીરિક રોગો પણ દૂર કરી શકાતા હોય, તો તે સિદ્ધાંત સામેના વિરોધનું કારણ શું છે? આ પ્રશ્નના જવાબથી આપણે ફ્રૂડના સિદ્ધાંતનું નિરૂપણ છોડીને તેના મૂલ્યાંકન તરફ વળીએ છીએ.

**ફ્રૂડને મતે 'માનવ-સંસ્કૃતિનો અર્થ'**

ફ્રૂડ જો એટલું જ કહીને અટક્યા હોત કે, વાસનાઓને દબાવવાથી અમુક દાખલાઓમાં વિકૃતિ ઊભી થાય છે, તો તો કાંઈ વાંધો ન હતો. પરંતુ તે તો આગળ વધીને એટલે સુધી કહેવા ગયા કે, મનુષ્યનો સાચો આત્મા જ નિરંતર તૃપ્તિ ઇચ્છતી ઉન્મત્ત વાસનાઓનો બનેલો છે. પરંતુ, બાહ્ય જગતમાં તે બધી વાસનાઓની મનમાની તૃપ્તિ શક્ય ન હોવાથી, માણસને તે વાસનાઓ દબાવવી પડે છે. મનુષ્ય જો તે પ્રકારની મર્યાદાઓનું ભાન ન રાખે તો મનુષ્યનું જીવન જ એ ઉદ્દંડ વાસનાઓના અગ્નિમાં બળીને ખાખ થઈ જાય. તે સારુ મનુષ્યે પોતાના તે 'વાસનાત્મા' ('Id') ઉપર, આપણને રોજનો પરિચિત તથા જાગૃત અવસ્થામાં વ્યવહાર કરતો તેનો 'અહં-અંશ' (Ego) ઊભો કર્યો છે. તે અંશ બાહ્ય કે આંતર બધી ઉત્તેજનાઓ અને વૃત્તિઓને તોળી જુએ છે, અને બાહ્ય પરિસ્થિતિ સાથે મેળ ન ખાય તેવી વૃત્તિઓને રોકવાનો, મોળી કરવાનો કે બીજે રસ્તે વાળી દેવાનો પ્રયત્ન કરે છે. આ રીતે નિરંતર તૃપ્તિ શોધતી આંતર સુખૈષણા (Pleasure Principle)ની સામે બાહ્ય જગતની નક્કર મર્યાદાઓનું ભાન (Reality Principle) ઊભું થાય છે. એ આંતર સુખૈષણા પોતાની અંધ વૃત્તિઓથી જીવનનો જ નાશ ન કરે, તે માટે તેના ઉપર બાહ્ય મર્યાદાઓ અનુસાર જુદે જુદે માર્ગે નિયંત્રણ મૂકવા અખત્યાર કરેલા વિવિધ ઉપાયો, એનું જ નામ, ફ્રૂડને મતે, 'માનવસંસ્કૃતિ' છે.

એટલું તો નક્કી છે કે, માનવવાસનાઓને છેક જ કચરી નાંખવી એ તો શક્ય જ નથી. તેમ જ બાહ્ય જગતની મર્યાદાઓ પણ તેટલી જ નઠોર અને અગમ્ય છે. એટલે માણસની સુખૈષણા તૃપ્ત થવી કુદરતી રીતે જ શક્ય નથી. બહુમાં બહુ તો, વિવિધ ઉપાયોથી તેની તીવ્રતાને ઓછી કરી શકાય, અથવા થોડેઘણે અંશે તેને જરા ભિન્ન માર્ગે વાળી દઈને તેનાથી થતા નુકસાનમાંથી બચી શકાય (sublimation); અથવા તો પોતાની અતૃપ્તિનું દુઃખ થોડા સમય માટે ભૂલી શકાય, કે તે દુઃખ અનુભવવાની શરીરની શક્તિને બુઠ્ઠી કરી શકાય. આપણે આ બધા ઉપાયો જુદે જુદે સમયે કે એક સાથે માનવસમુદાયમાં પ્રચારમાં આવતા જોઈ શકીએ છીએ. કેટલાક માદક પીણાંઓ વડે પોતાનું ભાન ભૂલવાનો પ્રયત્ન કરે છે; બીજા કેટલાક પોતાની ઉદ્દંડ વૃત્તિઓને કચરી નાખવા કઠોર તપશ્ચર્યાદિ માર્ગો સ્વીકારે છે, અને એ રીતે બાહ્ય જગતની મર્યાદાઓ ઉપરનો પોતાનો રોષ પોતાની જાત ઉપર જ વાળી દઈને સંતોષ અનુભવે છે; બીજા કેટલાક બાહ્ય જગત સાથેનો સંબંધ છોડી, પોતાનું સ્વતંત્ર કલ્પના-જગત ઊભું કરે છે, અને તેમાં કરેલા વિહારોથી જ પોતાની વાસનાઓની તૃપ્તિ અનુભવે છેઃ તે વર્ગમાં કલ્પનાચિત્રોથી રાચનારા દિવા-સ્વપ્નીઓ (day-dreamers), શબ્દચિત્રોથી રાચનારાં સાહિત્યકારો, પીંછી અથવા ટાંકણાનાં ચિત્રો વડે રાચનારા ચિત્રકારો કે શિલ્પીઓ આવી જાય; બીજા કેટલાક પોતાની વૃત્તિઓના પ્રવાહને બીજી બાબતોમાં વાળી દઈને વાસ્તવિક અતૃપ્તિનું દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરે છે, અથવા તો તે બીજી બાબતોમાં મેળવેલી સફળતાથી વાસ્તવિક તૃપ્તિનો કાંઈક આનંદ અનુભવે છેઃ વિવિધ વૈજ્ઞાનિક શોધોમાં મચ્યા રહેનારાઓ આ વર્ગમાં આવી જાય છે,—જો બાહ્ય જગત ઉપર તેઓ વસ્તુતાએ વેર નથી લઈ શકતા, તો બાહ્ય જગતનાં સત્યો તેની પાસેથી ઝૂંટવી લેવાનો તે આનંદ છે; બીજા કેટલાક આવા કોઈ માર્ગોનું અવલંબન ન લઈ શકતા હોવાથી, શરીર કે મન ઉપરનો કાબૂ ગુમાવી બેસી રોગી કે પાગલ બની જાય છે; જ્યારે બીજા કેટલાક આ જગત તથા તેનાં સુખો વાસ્તવિક નથી કે અંતિમ નથી, વાસ્તવિક સુખો તો પરલોકમાં પ્રાપ્ત થવાનાં છે, અને તે માટે આ જગતનાં અવાસ્તવિક સુખોના મોહનો ત્યાગ આવશ્યક છે, એવી માન્યતા કે ભ્રમ ઊભો કરી, આ જીવનનાં

---

* તે વિષેની વધુ વિગતો માટે જુઓ 'સાબરમતી' માસિક પુ. ૪, પા. ૫૭.

દુઃખો સહન કરી લે છે. આ માર્ગ વિવિધ ધર્મ-સંપ્રદાયોનો અને દાર્શનિક સિદ્ધાંતોનો છે.

**ફ્રૂડનો ધર્મબુદ્ધિ સામેનો વિરોધ**

કોણ જાણે શાથી, પણ, આ બધા 'ગમ-ભુલામણી'ના માર્ગોમાંથી ફ્રૂડનો વિરોધ ઉપર જણાવેલી 'ધર્મની ભુલામણી' પ્રત્યે જ સૌથી વધારે છે. તે કહે છેઃ 'એ આખી વસ્તુ એવી તો બાલિશ છે, તથા બાહ્ય વસ્તુસ્થિતિ સાથે એવી વિસંગત છે કે, જેને માનવતા પ્રત્યે સહેજ પણ પ્રેમભાવના હોય, તેને એ જોઈને જરૂર દુઃખ થવાનું કે, મનુષ્યોમાંનો ઘણો મોટો ભાગ એ ભ્રમમાંથી કદી બહાર નીકળી શકવાનો નથી.' જોકે, પરિણામની દૃષ્ટિએ વિચારીએ તો કળા, સાહિત્ય, વિજ્ઞાન વગેરેની પ્રવૃત્તિઓ દ્વારા મેળવાતી મનભુલામણી કરતાં ધર્મની 'ભુલામણી' અવશ્ય મોટી સંખ્યાના લોકોને વધુમાં વધુ શાંતિ આપનારી છે! તો પછી તે 'ભુલામણી'ને જ વગોવવા માટે કટિબદ્ધ થવું એમાં 'માનવતા પ્રત્યે સહેજ પણ પ્રેમભાવના' ક્યાં છે?

**માનવજીવનની બે મૂળભૂત વાસનાઓ**

ગમે તેમ હો, પણ વૈજ્ઞાનિક જગતમાં તો ફ્રૂડના સિદ્ધાંતોથી હાશની લાગણી જ પ્રવર્તી છે. કારણ કે, મનુષ્યનું મન, વૈજ્ઞાનિકોના યાંત્રિક કાર્યકારણના નિયમ હેઠળ કેમેય આવી શકતું નથી; અને જ્ઞાનતંતુઓ ઉપર બાહ્ય જગતમાંથી આવતા આઘાતો અને તેમના તેમણે કરેલા પ્રત્યાઘાતો દ્વારા મનુષ્યની સર્વ માનસિક પ્રવૃત્તિઓ સમજાવી દેવાનો પ્રયત્ન ગમે તેટલો કરવામાં આવતો હતો, છતાં મનુષ્યના મનની સાંસ્કારિક કે આધ્યાત્મિક વૃત્તિઓને જડ ક્રિયા-પ્રતિક્રિયાઓનું જ પરિણામ સમજાવતાં ઘણાને સંકોચ થતો હતો. પરંતુ ફ્રૂડ તો મનુષ્યના મનની સર્વ ક્રિયાઓને અને વૃત્તિઓને એક કે બે મૂળ વાસનાઓ વડે જ સમજાવી શક્યા, એટલે વૈજ્ઞાનિકોને જરા ધીરજ મળી. કેમ કે, પછી તો તે એકાદ બે બચેલી મૂળ વાસનાને કોઈ શારીરિક કે ભૌતિક ક્રિયાનું પરિણામ સમજાવવાનું જ બાકી રહે. ફ્રૂડના સિદ્ધાંત અનુસાર ઈશ્વર, આંતરનાદ (Super-ego), ધર્મ, સંસ્કૃતિ, કળા વગેરે સર્વ ઉચ્ચ કે અલૌકિક કહેવાતી બાબતો મનુષ્યમાં રહેલી મૂળ કામ-વાસનાની વિકૃતિઓમાંથી જ નીપજેલી છે. અલબત્ત, ફ્રૂડનો એ કામ-વાસનાવાદ ધીમે ધીમે અટપટો બન્યો છે, અને પાછળથી તો ફ્રૂડ મનુષ્યમાં 'જિજીવિષા' અને 'મુમૂર્ષા' એ બે મૂળ વાસનાઓ સ્વીકારતો થયો હતો. 'જિજીવિષા' એટલે પોતાનું જીવન ટકાવવા તથા આગળ લંબાવવાની કામના કે જેનું સ્થૂલ સ્વરૂપ કામવાસના (Eros) છે; અને 'મુમૂર્ષા' એટલે વિનાશ કરવાની વાસના, કે જે વ્યવહારમાં સામાન્ય રીતે પોતાનો નાશ કરવાની વૃત્તિમાંથી વિકૃત થઈને બીજાનો નાશ કરવાની વૃત્તિમાં પરિણમે છે (Death-Instinct). આપણે ગીતાની ભાષામાં તે બે વૃત્તિઓને 'કામ' અને 'ક્રોધ' કહી શકીએ.[1]

તે વાસનાઓને પૂરેપૂરી દબાવવી કોઈ રીતે પણ શક્ય નથી. સંસ્કૃતિના ગમે તેટલા પ્રયત્નો છતાં, એ વાસનાઓના ધમસાણને તે કદી પૂરેપૂરી દબાવી શકવાની નથી. ઊલટું, જેમ જેમ માણસ પોતાની કામતૃપ્તિમાં નિષ્ફળ જવાનો, તેમ તેમ તેનામાં રહેલી વિનાશની વાસના વધુ ઉત્તેજિત બનવાની, અને અંતે, ફ્રૂડના જ શબ્દોમાં, વિનાશક શસ્ત્રોની વિજ્ઞાને કરેલી શોધો વડે 'માનવસમાજનો એકેએક માણસ કપાઈ મરવાનો', અને ઉપરાંતમાં તે ઉમેરે છેઃ 'માનવસમાજનું ભવિષ્ય ભાળવા જતાં મારી ધીરજ ખૂટી જાય છે; અને મારી સામે માર્ગદર્શન માટે નિહાળી રહેલા મારા માનવબંધુઓનો ઠપકો વહોરીને પણ મારે કબૂલ કરવું જોઈએ કે, તેમને હું કશું આશ્વાસન આપી શકું તેમ નથી.'

**આધુનિક વિજ્ઞાનની પદ્ધતિ**

પરંતુ આને માટે આપણે ફ્રૂડને જ શું કામ દોષ દઈએ? આધુનિક વિજ્ઞાનની એ હંમેશની રીત જ છે કે, સમગ્ર જીવનમાંથી કે જગતમાંથી કોઈ પણ અમુક અંશને બારીક તેમ જ ઊંડી તપાસ માટે તે કૃત્રિમ રીતે છૂટો પાડે છે; અને પછી તેમાંથી પોતે મેળવેલાં પરિણામોથી ઉત્તેજિત થઈ જઈ, એ અંશગત પરિણામોને તે સમગ્ર જીવનને કે જગતને પણ લાગુ કરવા બેસી જાય છે! ડાર્વિનને જુદાં જુદાં પ્રાણીશરીરો તપાસતાં જણાયું કે, તે બધાંને અમુક ક્રમિક શ્રેણીમાં ગોઠવી શકાય તેમ છે. પરંતુ માત્ર તેટલા જ મુદ્દા ઉપરથી પછી તે પ્રાણીશરીરોથી માત્ર અભિવ્યક્ત થતા પ્રાણીજીવનને પણ તે વિકાસવાદ લાગુ કરવામાં આવ્યો. પરંતુ શરીરોની રચનાના આપણે ગોઠવેલા ક્રમ ઉપરથી તે શરીર મારફતે પ્રગટ થયેલું જીવન પણ તે જ ક્રમમાં વિકસિત થયેલું છે એવા નિર્ણય ઉપર કેવી રીતે આવી શકાય? શરીર એ તો માણસના જોડાની પેઠે જીવનનું એક સાધન છે; તે સાધન અમુક અંશમાં ભલે તે જીવનની અમુક વિગત પ્રગટ કરી

---

૧. काम एषः क्रोध एषः रजोगुणसमुद्भवः । ગીતા

શકતું હોય; પરંતુ તેથી માણસોના જુદા જુદા જોડાઓ ઉપરથી શહેરના માણસોના જીવન વિષે એક વિચક્ષણ મોચી પણ કંઈલોક નિર્ણય તારવી શકે ?

તેમ ફ્રૂડે પણ મનુષ્યના સમગ્ર ચેતનમાંથી માત્ર વાસનાઓ દબાવાથી થતી વિકૃતિઓની શોધથી શરૂઆત કરી; અને પછી મનુષ્યજીવનમાંની સર્વ બાબતો તે વાસનાઓ અને તેમની વિકૃતિથી જ સમજાવી શકાય છે, માટે માણસમાં વાસનાઓ સિવાય બીજું કાંઈ તત્ત્વ જ નથી એમ કહીને પોતાની શોધ પૂરી કરી ! અને એ પાયા ઉપરથી કરેલી શોધનો અંત નિયતિવાદ (determinism) કે નિરાશાવાદ (pessimism)માં ન આવે તો બીજું શું થાય ? મનુષ્યચેતન એ એવી એક સંકળાયેલી સમગ્ર વસ્તુ છે કે, તેના વિવિધ અંશોની ક્રિયાઓને તેમાંના કોઈ પણ એક અંશની ક્રિયા સાથે સંકળાયેલી કે તેમાંથી નીપજેલી બતાવી શકાય છે. તેમ તો જગતની સર્વ કવિતાઓ ૫૬ મૂળાક્ષરોમાંથી ઉદ્‌ભવેલી બતાવી શકાય; પરંતુ તે મૂળાક્ષરો જ કાંઈ આખી કવિતા છે કે તેનું હાર્દ પણ છે ? ઉપરાંત, તે કવિતા માત્ર મૂળાક્ષરો જ દ્વારા વ્યક્ત થઈ શકે તેવું ક્યાં છે ? તે તો સંગીત મારફતે પણ વ્યક્ત થઈ શકે, કે રંગ મારફતે પણ વ્યક્ત થઈ શકે.

• • •

**રોગ-ચિકિત્સાની દૃષ્ટિએ ઉપયોગ**

વૈદકીય દૃષ્ટિએ પણ ફ્રૂડની શોધો અને સિદ્ધાંતોનો ઉપયોગ મર્યાદિત જ છે. પ્રથમ તો, દરેક દરદી ત્રણ કે ચાર વર્ષ સુધી આ ઉપચાર રોજ લેવાની શક્તિ કે સમય ધરાવી શકે નહિ. ડૉ. જિલેસ્પીની ગણતરી મુજબ ઇંગ્લંડ એકલામાં જ આ જાતના ઉપચારોની જરૂરિયાતવાળા ૩૦ લાખ લોકો છે. તે બધાની ચિકિત્સા માટે પૂરતા ચિકિત્સકો ક્યાંથી લાવવા ? આખા જગતમાં જ આ સિદ્ધાંત અને વિદ્યાને બરાબર જાણનારા-સમજનારા કુલ ૨૦૦થી વધારે લોકો નથી, એમ તે લોકો પોતે જ કહે છે. વળી તે ઉપચારોથી જે દરદીઓ સાજા થાય છે, તેઓ ફરીથી બીજા કોઈ કારણે તેવા જ રોગો પ્રાપ્ત નહીં જ કરે તેની ખાતરી હોતી નથી. દરદીને તેમ જ સારાય જનસમુદાયને તમે કહી વળો કે, 'તમે ઉદ્દંડ વાસનાઓના સમૂહરૂપ છો અને તે વાસનાઓ તૃપ્ત થઈ શકે તેમ પણ નથી, તથા તેમને રોકવાથી પણ રોગ જ થવાના છે', તો લોકો એ વાસનાઓ સામે ઝૂઝવાની શક્તિ ક્યાંથી લાવે ?

પોતાના મનમાં ગુપ્ત રાખેલાં પાપોની કબૂલાત પોતાના ધર્મગુરુ આગળ કરવાથી જે નવું જીવન અને શાંતિ પ્રાપ્ત થાય છે, એ વસ્તુ ખ્રિસ્તી સંપ્રદાયોના વખતથી જાણીતી જ છે. પરંતુ તેની અને આની વચ્ચે પરિણામની દૃષ્ટિએ બહુ ફેર છે. પેલી ધાર્મિક કબૂલાતની પાછળ તો સામો ધર્મગુરુ જે જે જીવનધારક અને જીવનપોષક શ્રદ્ધાઓ અને માન્યતાઓના પ્રતીકરૂપ હતો, તે બધાંનું સર્જક બળ હતું. પરંતુ આ નવો ચિકિત્સક કંઈ ધર્મગુરુ નથી. તથા તેની પાસે જીવનના અંતિમ લક્ષ્ય કે સ્વરૂપ વિષે કોઈ સ્ફૂર્તિદાયી કે જીવનપ્રેરક કલ્પના નથી. વિશ્લેષણ પોતે જ કાંઈ બહુ ઉપયોગી વસ્તુ નથી; જે વિશ્લેષણ નવા સંશ્લેષણનો માર્ગ ઊભો ન કરી આપે, તે નકામું જ છે. પરંતુ આ વૈજ્ઞાનિકો પાસે નવું ઉચ્ચ સંશ્લેષણ ઊભું કરવા માટે કશું પ્રેરક બળ કે શ્રદ્ધા ક્યાં છે ? તેઓ તો મનુષ્ય જે જે સંયમનો અને સંશ્લેષણોથી પાશવતાને વટાવીને ઉપરની ભૂમિકાએ આવ્યો છે, તે તમામને છોડી નાખી તેને પાછો પામર પશુ બનાવવા તરફ જ વળ્યા છે.

તોપણ, વિશ્લેષણનો કશો જ ઉપયોગ નથી એમ પણ ન કહી શકાય. જીવનપ્રવાહમાં જ્યારે એવી ગ્રંથિઓ આડી આવી જાય કે, જીવનપ્રવાહ જ રોકાઈ જાય, ત્યારે જરૂર તે ગ્રંથિઓને દૂર કરીને પ્રવાહનો માર્ગ મોકળો કરી આપવો જોઈએ. પરંતુ ગ્રંથિમાત્ર વિષે વધારેપડતી બીક રાખવાથી જીવનપ્રવાહનું બળ જ ઘટી જાય, તે જ એક ગ્રંથી બની જાય તેના કરતાં તો જીવનપ્રવાહને જ સર્જક શ્રદ્ધાથી વેગવંત બનાવવામાં આવે, તો એવી એવી તો કેટલીય ગ્રંથિઓ તેમાં આપોઆપ જ છૂટી જાય.

**કેળવણીની દૃષ્ટિએ ઉપયોગ**

બાકી, કેળવણીના ક્ષેત્રમાં આ સિદ્ધાંતથી જે નવો પ્રકાશ અને માર્ગદર્શન મળ્યાની વાત ઊભી થઈ હતી, તે તો હવે લગભગ શાંત થવા બેઠી છે. બાળકની વાસનાઓને જરા પણ દબાવો નહીં, તેને પોતાની સ્ફૂર્તિ મુજબ, પોતાની મરજી મુજબ વર્તવા દો; નહીં તો વિકૃતિઓ ઊભી થશે – એ વાત હવે કોઈ સંભારતું પણ નથી કે સાંભળતું પણ નથી. કારણ કે, ફ્રૂડના જ સિદ્ધાંત અનુસાર બાળકની મૂળ અંધ વાસનાઓને નરી છૂટીદોર મૂકીએ તો તો બાહ્ય જગતની નક્કર મર્યાદાઓની ભીંત સાથે અફળાઈને જ એ બાળકનો નાશ થઈ જાય; એટલે તેમનો કાંઈ ને કાંઈ

નિગ્રહ તથા કાંઈ ને કાંઈ દોરવણી તો જીવન ટકી રહેવા માટે પણ આવશ્યક છે, એમ ફ્રૂડ જ કહે છે.

ઉપરાંત, તે વાસનાઓને બીજી બાબતોમાં વાળી દેવાની (sublimation) વસ્તુ પણ સમજની દૃષ્ટિએ ભૂલભરેલી છે. જે મૂળ વાસનાઓ છે, તેમને બીજી યોગ્ય વસ્તુઓમાં વાળી દઈ શકાય છે એમ કહેવું એ તત્ત્વની દૃષ્ટિએ સાચું લાગતું નથી. મનુષ્યની વાસનાઓ, વૃત્તિઓ વગેરે તો તેના સ્થૂલ શરીરની માફક એક પ્રકારનાં ઘડાઈ ગયેલાં ચોકઠાં છે. તેમને બીજી તરફ વાળવાં એમ કહેવું એનો સાચો અર્થ તો એ થાય કે, જીવનપ્રવાહને તે ચોકઠાં કે કિનારાઓમાંથી ખસેડી બીજાં ચોકઠાં કે કિનારાઓમાં વાળી દેવાં. વાચક જોઈ શકશે કે, આ બે વસ્તુઓ જુદી જ થઈ. ફ્રૂડની રીતે તો વાસનાનો મૂળ વિષય બદલીને બાહ્ય પરિસ્થિતિને કે જીવનધારણને અનુકૂળ કરવો તેનું નામ જ સંશુદ્ધિ (sublimation) છે. પરંતુ આપણે ઉપર જણાવ્યું તે પ્રમાણે તો જીવનપ્રવાહને વાસનાઓરૂપી કિનારાઓમાંથી પાછો વાળી અન્ય ઉચ્ચ ભૂમિકાઓ તરફ વાળી દેવો એનો અર્થ જ સંશુદ્ધિ છે. પહેલાની પાછળ જીવનપ્રવાહ પોતે જ વાસનાપ્રવાહ છે એવું દર્શન છે; જ્યારે બીજા પાછળ, જીવનપ્રવાહ તો આ બધી વાસનાઓ, વૃત્તિઓ કે શક્તિઓથી ભિન્ન વસ્તુ છે, અને આ બધાં તો તેને અભિવ્યક્ત થવાનાં સ્થૂલ સાધનો છે, એક દર્શન છે. એ દર્શન પ્રમાણે જીવનની શોધ વાસનાઓને બાહ્ય પરિસ્થિતિને અવિરોધી રીતે તૃપ્ત કરવામાં પૂરી નથી થતી, પરંતુ તે વાસનાઓની પણ પાછળ રહેલા જીવનપ્રવાહનો આદિ અને અંત તપાસવાથી શરૂ થાય છે. અર્થાત્ જ્યાં વિજ્ઞાન પૂરું થાય છે, ત્યાંથી જ આગળ ધર્મ અથવા તત્ત્વજ્ઞાન શરૂ થાય છે.

પરંતુ, આજે તો વિજ્ઞાન પોતાની સંસિદ્ધિને જોરે એ બે સૂક્ષ્મ માનવશાસ્ત્રોને પણ પોતાની પ્રત્યક્ષ પદ્ધતિથી નિષ્ફળ ઠેરવવા જાણે ન મથતું હોય! એવા પ્રયત્નને ફ્રૂડે કાંઈક વેગ આપ્યો છે, તો તેના જ સિદ્ધાંત પ્રમાણે, તેણે કાંઈક વિનાશ પણ સાધ્યો છે: નકારદૃષ્ટિએ એમણે એટલું તો દેખાડયું જ છે કે, એમના સંશોધનથી એ જીવનના ભેદને સમજી નથી શક્યા: તેમાંથી તો નિરાશા કે નાશ જ દેખાય છે. અને માનવહૃદયે એમાંના એકેને કદી પણ પોતાનું કરીને સંઘર્યું છે?

ગોપાલદાસ પટેલ

* કેળવણીના ક્ષેત્રમાં માનસપૃથક્કરણવિદ્યાનો ઉપયોગ આજે તો તદ્દન જુદી જ રીતે વિચારવાનો છે પ્રથમ આપણે કેળવણીનું મુખ્ય કામ શું છે તે વિષે સ્પષ્ટ ખ્યાલ કરી લઈએ. બાળકે પોતાની વૃત્તિઓને કાબૂમાં લાવતાં શીખવાનું છે. તે પોતાના બધા છંદોને કાંઈ પણ નિયંત્રણ વિના અનુસરે એ જાતની તેને સંપૂર્ણ છૂટ આપી દેવી એ તો અશક્ય છે. એમ કરવું એ કદાચ બાળમાનસના અભ્યાસીઓને માટે એક કીમતી પ્રયોગરૂપ બને; પરંતુ તેનાથી બાળકનાં માતપિતાનું જીવન તો અશક્ય થઈ જાય, તેમ જ બાળકને-પોતાને જ ગંભીર હાનિ થાય, એ વસ્તુ તત્કાળ કે થોડા સમય બાદ દેખાયા વિના રહે જ નહિ. તેથી કેળવણીનું કામ અટકાયત કરવાનું છે, મના કરવાનું છે, અને દબાવવાનું છે; તથા તે કામ કેળવણી જમાનાઓથી પ્રશંસાપાત્ર રીતે કરતી આવી છે. પરંતુ આપણે પૃથક્કરણવિદ્યા દ્વારા શીખ્યા છીએ કે, વૃત્તિઓને આ રીતે દબાવવામાંથી જ જ્ઞાનતંતુઓની બીમારીઓ ઊભી થવાનો ભય ઊભો થાય છે. તેથી, કેળવણીએ પોતાનો માર્ગ એક બાજુ મગર અને બીજી બાજુ વાઘની વચ્ચે થઈને કાઢવાનો છે: અર્થાત્ એક બાજુ વૃત્તિઓને જેમ છેક જ છૂટીદોર મૂકી દેવી એમાં પણ જોખમ છે, તેમ બીજી બાજુ તેમને છેક જ વંધ્ય કરી મૂકવી એમાં પણ જોખમ છે.

'New Introductory lectures' પા. ૧૬૧-૨ ડૉ. સિગ્મંડ ફ્રૂડ

# અપૂર્વ ચિત્રપ્રદર્શન

જીવનમાં કોઈક જ વાર જોવા મળે, અને એક વાર જોયા પછી કદી ભુલાય નહિ, એવાં ચિત્રોનો જે સમૂહ ભારત કળામંડળના ઉપક્રમથી યોજાયેલા ચિત્રપ્રદર્શનમાં આ ગાંધીજયંતીના સપ્તાહ દરમિયાન અમદાવાદને જોવા મળ્યો, તે બદલ અમદાવાદ એ સંસ્થાનું સદા ઋણી રહેશે. લગભગ સોળસત્તર વરસ થયાં હિમાલયમાં આવી વસેલા, અને એ નગાધિરાજના વિશાળ ખોળાને જેણે ખૂબ ખૂબ ખૂંદ્યો છે, એવા વિશ્વવિખ્યાત રશિયન ચિત્રકાર નિકોલસ રોરિક અને તેમના સુયોગ્ય પુત્ર સ્વેટોસ્લાવ રોરિકનાં દોરેલાં એ ચિત્રો હતાં બહુ જ થોડાં ચિત્રો બાદ કરતાં એ સાઠ ચિત્રોમાંનાં બાકીનાં બધાં જ ચિત્રો હિમાલયની ભવ્યતા અને વૈવિધ્યનાં દર્શન કરાવતાં હતાં. હિમાલયની તુષારમંડિત, રવિરશ્મિરંજિત, અંબરચુંબિત શિખરમાળા જોનારના ચિત્તંત્ર ઉપર કેવી અસર ઉપજાવતી હશે એનો કંઈક ખ્યાલ આ ચિત્રો જોઈને સૌને આવ્યો હશે. મેં તો કદી હિમાલય જોયો નથી, હિમાલયના કેટલાક ફોટા જોયા છે, અને કાકાસાહેબે 'હિમાલયના પ્રવાસ'માં દોરેલાં કેટલાંક શબ્દચિત્રો વારેવારે નિહાળ્યાં છે. પણ હિમાલય કેટલો ભવ્ય, કેટલો સમૃદ્ધ, કેટલો મનોહારી હશે એની કલ્પના તો પહેલવહેલી આ ચિત્રો જોઈને જ આવી. આ ચિત્રો જોયા પછી એના ચિત્રકાર કેમ સત્તર સત્તર વરસ થયાં હિમાલયની ગોદ છોડતા નથી, ત્યાં જ વાસો વસીને રહ્યા છે, એ સમજાયું. આ સૌંદર્ય, આ વૈભવ, અને આ ઉદાત્ત ભવ્યતા અનુભવ્યા પછી જગતમાં જવાનું મન જ શી રીતે થાય ! ચિત્રકારે દેવતાત્મા હિમાલય સાથે તાદાત્મ્ય સાધ્યું છે, એ હિમાલયનાં ઉત્તુંગ શિખરોમાં વિહરી વિહરી એમના ચિત્તે એ ઉત્તુંગતા પોતાની કરી છે, એ ગગનગામી પર્વતરાજની ખાંધે બેસી દૃષ્ટિમર્યાદાનો અમાપ વિસ્તાર પ્રાપ્ત કર્યો છે, અને એ બધાંની સમગ્ર અસર એઓ આ ચિત્રો દ્વારા આપણા ચિત્ત ઉપર ઉપજાવી શક્યા છે, એમાં જ એમની સાધનાની સફળતા રહેલી છે. એ ચિત્રો જોતી વખતે આપણે જાણે બહારની દુનિયાનું અસ્તિત્વ જ ભૂલી જતા હતા; જાણે એ ચિત્રોમાં નિરૂપાયેલી કોઈ પ્રચંડ પ્રભાવશાળી પ્રકૃતિ છે, અને તેનું ઉન્મુખ બની દર્શન કરનાર, તેની ભવ્યતા આગળ પોતાની ક્ષુદ્રતાને વીસરી જનાર, અને અનંત કાળ સુધી એ નેત્રપેય આનંદરસનું પાન કરવાની ઇચ્છાવાળા આપણે છીએ. પ્રદર્શનમાં ફરતા પ્રેક્ષકોની ભીરડી જ્યાં સુધી આપણને ધક્કો ન વાગે ત્યાં સુધી આપણા ખ્યાલમાંયે આવતી નહોતી અને બાધાયે ઉપજાવતી નહોતી. કેટલીક વાર ચિત્રને યોગ્ય અંતરેથી જોવા માટે પાછળ હઠતા હઠતા, આપણે કિલ્લેબંદી કરી ગોઠવેલી ખુરશી સાથે અથડાતા ત્યારે સ્વપ્નમાંથી જાગ્યા જેવા બની એ બાધાથી જરા કચવાતા હતા.

ચિત્રો પણ ચિત્તને આટલી હદ સુધી હલમલાવી શકે છે, એ મેં તો આ પ્રથમ જ અનુભવ્યું. સાત્ત્વિક કળા કેવું ઉન્નત વાતાવરણ જમાવે છે, અને ભાવકના ચિત્ત ઉપર કેવો જબરદસ્ત પ્રભાવ પાડે છે, એનો અનુભવ જેણે જેણે એ પ્રદર્શન એક વાર પણ જોયું હશે તેને થયો જ હશે. એ પ્રદર્શને પાંચ દિવસમાં પોતાના મૌન વ્યાખ્યાનથી અમદાવાદની પ્રજાને કળાના પ્રભાવનો અને કળાના સ્વરૂપનો જેટલો પરિચય આપ્યો છે, તેટલો વરસોનાં વ્યાખ્યાનો પણ નહિ આપી શકે. એ પાંચ દિવસોમાં અમદાવાદને જે સંસ્કારશિક્ષણ મળ્યું છે તે અમૂલ્ય છે.

આ પ્રદર્શનની સાથે સાથે જ એ જ પ્રેમાભાઈ હોલમાં ડૉ. જેમ્સ કઝિન્સનાં કળા ઉપર વ્યાખ્યાનો પણ ગોઠવ્યાં હતાં. આ વ્યાખ્યાનોને આથી વધારે અનુકૂળ વાતાવરણ ભાગ્યે જ મળી શકત. વ્યાખ્યાન સાંભળતા જાઓ અને ચારે કોર નજર નાખી પ્રત્યક્ષ ઉદાહરણોથી તે સમજતા જાઓ. ડૉ. કઝિન્સનાં ચારે વ્યાખ્યાનો અને કળાકારો સાથેનો તેમનો વાર્તાલાપ પણ ખૂબ વિચારપ્રેરક હતાં. એ બધાંની વિસ્તૃત નોંધ જો વ્યાખ્યાનો ગોઠવનાર સંસ્થાઓએ લેવરાવી હોય તો તે પ્રગટ કરવી જોઈએ. કારણ, એ વ્યાખ્યાનો એક વાર સાંભળીને કાઢી નાખવા જેવાં નહોતાં, પણ ફરી વાગોળવા જેવાં હતાં. શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણન જેવાનાં વ્યાખ્યાનો પણ આપણે આવી વ્યવસ્થાને અભાવે જ ગુમાવ્યાં, અને એ ખોટ હજી આપણને સાલ્યા કરે છે.

આ અપૂર્વ ચિત્રપ્રદર્શન અને ઉદ્‌બોધક વ્યાખ્યાનમાળા માટે ભારત કળામંડળ પ્રત્યે ફરી વાર કૃતજ્ઞતા વ્યક્ત કરી એક બે ઝીણી બાબતો પ્રત્યે એ સંસ્થાના સંચાલકોનું ધ્યાન દોરવાની નમ્રતાપૂર્વક રજા લઉં છું.

આ પ્રસંગ માટે કાઢવામાં આવેલાં આમંત્રણો અંગ્રેજીમાં હતાં. આમ શાથી કર્યું હશે એ મને સમ-

જાયું નહિ. આપણા અતિથિ ડૉ. કઝિન્સ ગુજરાતી જાણતા ન હતા. પણ એમને સાંભળવા આવવા માટે આપણે જેમને નોતર્યાં હતા તે તો લગભગ બધા જ ગુજરાતીઓ અને ગુજરાતી સમજનારા હતા. પછી આ અંગ્રેજી આમંત્રણ-પત્રિકાનું ઔચિત્ય ક્યાં રહ્યું? વળી, વ્યાખ્યાતાનો પરિચય છાપીને વહેંચવાની રીત રાખી હતી તે પ્રશંસાપાત્ર હતી. પણ એ પરિચય પણ અંગ્રેજીમાં જ આપ્યો હતો, એ જરા અજુગતું લાગતું હતું. પ્રવેશ માટેની ટિકિટો પણ અંગ્રેજીમાં છાપેલી હતી, એ તો છેક જ વિચિત્ર લાગતું હતું કારણ, ટિકિટોનું લખાણ તો ટિકિટો ફાડનારને જ વાંચવાનું હતું, અને તે તો બધા ગુજરાતી વિદ્યાર્થીઓ જ હતા. સભામાં વ્યવસ્થાને અંગે ચોડેલાં સૂચનો પણ અંગ્રેજીમાં લખ્યાં હતાં!

આ જ અરસામાં અમદાવાદમાં અને પરાંઓમાં ફરતી મોટર બસને મથાળે તેનો રસ્તો સૂચવનારા આંકડા મોટા અક્ષરે લખીને ચોડવાનું શરૂ થયું. આ આંકડાઓ પણ અંગ્રેજીમાં લખેલા છે. હું પહેલે જ દિવસે પ્રદર્શનના ઉદ્‌ઘાટન સમારંભમાં જતો હતો ત્યારે રસ્તામાં જે બસ સામી મળી તેના કપાળ ઉપર આ નવું તિલક જોઈ મને 'આપણા તંત્રની બેવકૂફી ઉપર હસવું આવ્યું' હતું કે, અહીં ગુજરાતના પાટનગરમાં ફરતી બસો ઉપર પણ તેને સાત સાગર પારના વિદેશીઓની ભાષા જ લખવી સૂઝી? ગુજરાતી ન જ સમજી શકે એવા અમદાવાદમાં કેટલા હશે? ઊલટપક્ષે અંગ્રેજી ન જ સમજી શકે એવા અમદાવાદમાં કેટલા હશે? અથવા અંગ્રેજી જ સમજી શકે એવા માણસો અમદાવાદમાં કેટલા ઓછા હશે? આમ છતાં ધગાવીને મારેલી ગુલામીની છાપ જેવા એ અંગ્રેજી આંકડા લઈને જ આપણી બસ તો ફરવાની. આવા વિચારો કરતો કરતો હું સભાસ્થાને પહોંચ્યો, અને ત્યાં મેં ઉપર પ્રમાણેની વ્યવસ્થા જોઈ એટલે મારું ધ્યાન એ તરફ કાંઈક વિશેષ ખેંચાયું.

આ બધી ઝીણી વાતો છે. એમ છતાં એને વિષે જાગ્રત રહેવાની તો જરૂર છે જ. અને ભારત કળામંડળ જેવી સંસ્કારી સંસ્થા પાસે એવી જાગૃતિની અ.શા અપેક્ષા રાખીએ તે તદ્દન સ્વાભાવિક છે.

નગીનદાસ પારેખ

## તમે તમારો દીવો બનો

બુદ્ધભગવાન બેલુવગામમાં ચાતુર્માસ ગાળતી વખતે સખત બીમાર પડી ગયા. તે તેમની અંતિમ માંદગી હતી. એક વખત જરા ઠીક લાગતાં તે વિહારની બહાર મકાનના છાંયામાં બેઠા હતા. તે વખતે તેમનો પ્રિય શિષ્ય આનંદ તેમની પાસે આવ્યો અને તેમને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. પછી તેણે ભગવાનની બીમારી વખતે થયેલી પોતાની મનોદશા વર્ણવતાં કહ્યું:

'હે ભગવન્! આપની બીમારી જોઈને મારા તો સાંધેસાંધા ઢીલા થઈ ગયા હતા; મને દિશાઓ પણ સૂઝતી નહોતી; અને મારી સર્વ ઇંદ્રિયો બહેર મારી ગઈ હતી. તે વખતે મને એટલું જ આશ્વાસન હતું કે, ભિક્ષુસંઘને ઉદ્દેશીને ઉપદેશ કાંઈક કહ્યા વિના ભગવાન શરીર નહીં જ ત્યાગે.'

ત્યારે બુદ્ધભગવાન બોલ્યા: 'હે આનંદ! ભિક્ષુસંઘ હજુ મારી પાસે શું સાંભળવાની આશા રાખે છે? મેં બધો ધર્મ, ગૂઢ કે અગૂઢનો ભેદ રાખ્યા વિના, કહી દીધો છે; તથા કોઈ બાબતમાં ગુરુની બાંધી-મૂઠી રાખી નથી. જેના મનમાં એવો ખ્યાલ હોય કે, હું જ સંઘને દોર્યા કરું અને સંઘ મારા ઉપર જ આધાર રાખનારો રહે, તેને તો ઉપદેશ-ભિક્ષુસંઘને કંઈ કહી જવાનું હોય. પરંતુ મેં તો મનમાં એવો ખ્યાલ કદી રાખ્યો જ નથી. તો પછી મારે ભિક્ષુસંઘને શું કહેવાનું બાકી હોય?

'હે આનંદ! હું હવે વૃદ્ધ થઈ ગયો છું, જીર્ણ થઈ ગયો છું, મારા દિવસો પૂરા થવા આવ્યા છે, અને મારો અંત નજીક આવ્યો છે. જેમ તૂટેલું ગાડું દોરડાંના બંધ વડે જ ચાલતું રાખી શકાય, તેમ મારું શરીર પણ હવે ટાભા-ટેકાથી જ પરાણે ચાલતું રહે છે. આ સ્થિતિમાં હું બાહ્ય પદાર્થોમાંથી ચિત્તવૃત્તિ નિવૃત્ત કરીને નિરાલંબ થાઉં છું, ત્યારે જ મારું શરીર કાંઈક શાંતિ અનુભવે છે.

'માટે હે આનંદ! હવે તમે જ તમારા પોતાના દીવા બનો! તમે જ તમારું પોતાનું શરણ બનો! બહારનું શરણ શોધવાનું હવે છોડો! ધર્મ જ તમારો દીવો બનો! ધર્મ જ તમારું શરણ બનો!

'હે આનંદ! હું જ્યારે ન હોઉં ત્યારે જેઓ પોતે જ પોતાના દીવા બન્યા હશે, બહારનું શરણ છોડી પોતે જ પોતાનું શરણ બન્યા હશે, તથા ધર્મને જ પોતાનો દીવો બનાવી ધર્મને જ શરણે ગયા હશે, તેઓ જ મારા ભિક્ષુઓમાં સૌથી ઉત્તમ થશે. પરંતુ તેઓ હમેશાં શીખવાને આતુર [शिक्षाकाम] હોવા જોઈએ!'

મહાપરિનિર્વાણસૂત્ર-૨. ગો. પ.

# શબ્દોના વંશ

## મામેરું – મોસાળું

ગુજરાત વિદ્યાપીઠમાં કામ કરતો હતો ત્યારે 'નવજીવન'ની પૂર્તિરૂપે નીકળતી 'શિક્ષણ અને સાહિત્યની પૂર્તિ'માં તેના પ્રત્યેક અંકમાં 'શબ્દોના વંશ'ના મથાળા નીચે થોડુંઘણું જરૂર લખતો. આનંદની વાત છે કે એ પૂર્તિ પાછી 'શિક્ષણ અને સાહિત્ય'ને નામે એક નિયત માસિકરૂપે સજીવન થાય છે. તેના તંત્રીજી અને વ્યવસ્થાપક મહાશયે મને આદેશ કર્યો છે કે, મારા અસલના વિષય પરત્વે આ નવા માસિકમાં યથાવકાશ થોડું થોડું લખ્યા કરવું. એ આદેશને અનુસરીને આજે હું 'શબ્દોના વંશ' લખવા ઇચ્છું છું.

થોડાક જ દિવસ પહેલાં હું વાંચવા માટે વિદ્યાપીઠમાં ગયેલો, તે વખતે શ્રી. મગનભાઈએ મને 'મામેરું' શબ્દની વ્યુત્પત્તિ વિશે પૂછ્યું. મેં કહ્યું: 'મામા કેરું' તે 'મામેરું.' 'મામક – કેર' એ બે પદ મળીને 'મામેરું' શબ્દ બન્યો છે. 'મામાએ કરેલું કાર્ય' એ 'મામેરું' પદનો યૌગિક અર્થ છે.

આટલું કહ્યા પછી ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં અને ઘેર આવીને પણ 'મામેરું'ની વ્યુત્પત્તિ વિશે વિચાર કર્યા કર્યો. પ્રથમ તો 'મામો' શબ્દની વ્યુત્પત્તિ માટે સંસ્કૃત અને પ્રાકૃત કોશો જોઈ કાઢ્યા. સંસ્કૃતમાં 'મામા'ના અર્થ માટે ફક્ત એક 'માતુલ' શબ્દ જ જડ્યો: "मातुर्भ्राता तु मातुलः" (અમરકોશ કાંડ ૨, શ્લો. ૩૧, મનુષ્યવર્ગ). આચાર્ય હેમચંદ્રે પણ પોતાના અભિધાનચિંતામણિકોશમાં (તૃતીય કાંડ, શ્લો. ૨૧૬) એ જ પ્રમાણે સૂચવ્યું છે. પાણિનીય પ્રમુખ વૈયાકરણોએ પણ 'मातुर्भ्राता मातुलः' સૂચવીને 'मातृ' શબ્દ ઉપરથી 'मातुल'ની નિષ્પત્તિ સાધી બતાવી છે: *मातृ+उल=मातर्+उल=मातुल* (હૈમ-વ્યાકરણ ૬-૨-૬૨).

જ્યારે કોશ કે વ્યાકરણમાં 'મામા' શબ્દના મૂળ વિશે કશું જ ન જડ્યું ત્યારે વૈદિક શબ્દોનો કોશ જોયો. તેમાં પણ એ બાબત કાંઈ ન જડ્યું. પછી વળી પ્રયત્ન કરી જોવાની દૃષ્ટિએ વૈદિક વિશેષ શબ્દોનો કોશ (વૈદિક ઇંડેક્સ) જોતાં તેમાંય માત્ર 'मातुल' શબ્દ નજરે આવ્યો.

એ કોશના વિદ્વાન સંપાદકે 'मातुल' શબ્દ ઉપર આપેલી ટિપ્પણીમાં જણાવ્યું છે કે, "મહાભારત અને સૂત્રસાહિત્યના સમયમાં 'मातुल' શબ્દ મળે છે. એથી એમ જણાય છે કે, વૈદિક સમયમાં માતાની સગાઈનું વિશેષ મહત્ત્વ ન હતું, તેથી જ માતાની સગાઈ બતાવનારા 'मातुल' વગેરે શબ્દો વૈદિક સાહિત્યમાં મળતા નથી."

આટલું તપાસ્યા પછી મને ખાતરી થઈ કે, 'મામા' માટે સંસ્કૃત સાહિત્યમાં ફક્ત એક 'मातुल' શબ્દ છે, અને 'મામી' માટે 'मातुलानी' કે 'मातुली' શબ્દ છે. [मातुल + आनी = मातुलानी. मातुलेन आनीता मातुलानीता – मातुलानीआ – मातुलानी. આ પ્રકારે 'आनीता' ઉપરથી 'आनी' પ્રત્યય કેમ ન આવ્યો હોય? 'आनीता' ઉપરથી 'आनी' પ્રત્યય લાવતાં અર્થઘટનાને લેશ પણ બાધ આવતો નથી.] પરંતુ 'મામા'ના મૂળ રૂપની માહિતી કાં તો સંસ્કૃત સાહિત્યમાં સચવાઈ નથી અથવા 'મામો' શબ્દ અન્ય ભાષાનો હોય અને પછી તે આર્ય ભાષામાં ભળી ગયો હોય. અસ્તુ.

વળી, એ વિશે વિશેષ ચિંતન કરતાં મને યાદ આવ્યું હેમચંદ્ર વ્યાકરણનું સૂત્ર–"केवल – मामक – भागधेय – पाप – अपर – समान – आर्यकृत – सुमङ्गल – भेषजात्"–(૨-૪-૨૯). મહર્ષિ પાણિનીયકૃત અષ્ટાધ્યાયીમાં પણ આ સૂત્ર (૪-૧-૩૦) સ્ત્રીપ્રત્યયના પ્રકરણમાં છે. આ સૂત્રમાં આવેલા 'मामक' શબ્દનો અર્થ 'मामो' છે અને તેના સ્ત્રીલિંગી રૂપ 'मामकी'નો અર્થ 'મામી' છે.

હવે મને ખાતરી થઈ કે, પાણિનિ પોતે 'મામા' અર્થમાં 'मामक' શબ્દને સ્વીકારે છે અને 'મામી'ના અર્થમાં 'मामकी' રૂપ સિદ્ધ કરવા વિશેષ સૂત્ર પણ રચે છે.

ભાષાનો 'મામા' અને પ્રાકૃત 'मामक' શબ્દ વચ્ચે વિશિષ્ટ સંબંધ છે એમ, શબ્દવિજ્ઞાનની દૃષ્ટિએ, ચોખ્ખું જણાય એમ છે: मामकः–मामगो–मामओ–મામો. શબ્દકોશોમાં તો ફક્ત એક શબ્દકલ્પદ્રુમમાં મેં 'मामक' શબ્દ જોયો છે. એ કોશ આધુનિક છે. એ સિવાય એ શબ્દનો પ્રયોગ મેં ક્યાંય જોયો નથી. સંભવ છે કે વિપુલ સંસ્કૃત સાહિત્યમાં તે શબ્દ 'મામા'ના અર્થ માટે જરૂર ક્યાંય વપરાયેલો હોય. મારાં જાણેલાં અને જોયેલાં સંસ્કૃત પુસ્તકોમાં તો એ શબ્દ મને ક્યાંય જડ્યો નથી. પરંતુ પ્રાકૃત ગ્રંથોમાં એ શબ્દ મારી નજરે ચડેલો છે:

"एहि लहुं गच्छामो तुह मामग नियडगामम्मि।"
(ગા૦ ૨૫૩, પૃ૦ ૧૬૫.)

"तो भणिओ देणाहं भो मामग ! अन्न दाहिणदिसाए।"
(ગા૦ ૨૦૨, પૃ૦ ૧૬.)

ઉક્ત બન્ને પદ્યો 'સુપાસનાહ ચરિઅ'માં છે. એ ગ્રંથ બારમા સૈકાનો છે. આ ઉપરાંત 'મામી' અર્થમાં દેશીનામમાળામાં અને પાઈઅલચ્છી નામ-માળામાં નીચેના ઉલ્લેખો છે:

"मल्लाणी मामी"–(પાઈઅલ૦ અંક ૮૭૦)

मम्मी मल्लाणी मामा य मामीए–(દેશી૦ ના૦ વ૦ ૬, ગા૦ ૧૧૨)

मम्मी, मल्लाणी, मामा અને मामी એ ચારે શબ્દો દેશ્ય છે એમ શ્રી. હેમચંદ્રે કહેલું છે. [मातुलानी–माउलाणी, અને 'माउलानी'નું જ વિશેષ વિકૃત ઉચ્ચારણ મને લાગે છે કે 'मल्लाणी' હોય. મામા, મામી અને મમ્મી એ ત્રણે શબ્દોમાં ઘણું જ સામ્ય છે; પરંતુ એમાં મૂળ શબ્દ કયો છે, એ કલ્પવું કઠણ છે. છતાં પાણિનિએ સ્વીકારેલો 'मामक' શબ્દ જોઈ મને એમ લાગે છે કે, મૂળ શબ્દ 'माम' હોય અને તેનાં તે ત્રણે પદો સ્ત્રીલિંગી રૂપો બન્યાં હોય.]

આશ્ચર્ય તો એ છે કે, ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી, સિંધી અને તામિલ ભાષા સુધ્ધાંમાં 'મામો' અને 'મામી' એ બંને શબ્દો પ્રચલિત છે; ત્યારે સંસ્કૃત શબ્દસંગ્રહોમાં એના મૂળ માટે એક પણ શબ્દ જડતો નથી. માત્ર એક 'मामक' શબ્દ મળે છે. પરંતુ તે આર્યશાખાનો છે કે બીજી કોઈ શાખાનો છે, એ વિવાદાસ્પદ છે. વૈયાકરણોએ 'मामक'ની વ્યુત્પત્તિ 'अस्मद्' શબ્દના ષષ્ઠીના એકવચન 'मम' ઉપરથી નક્કી કરી છે: मम अयम्–मामकः (मम+अक–मामक). મને તો આ વ્યુત્પત્તિ કૃત્રિમ લાગે છે. મને ભાસે છે કે, લોકભાષામાં પ્રચાર પામેલો મામો શબ્દ જોઈ કોઈ વિચક્ષણ શબ્દશાસ્ત્રીએ 'मामक' શબ્દ કલ્પ્યો જણાય છે, અને તે માટે અધિક અક્ષર-સામ્યવાળો અને સંબંધ દર્શાવનાર 'मम' શબ્દ મૂળરૂપે ઊભો કર્યો છે. 'मामक' શબ્દ દેશ્ય છે, તેમ મને તો લાગે છે કે 'मातुल' શબ્દ પણ દેશ્ય છે. અસ્તુ.

પ્રસ્તુત 'મામેરું' શબ્દનું મૂળ ઉક્ત 'मामक' શબ્દમાં છે: 'मामक' ઉપરથી 'मामअ' થયા પછી તેને પ્રાચીન ગુજરાતીમાં વપરાતું સંબંધદર્શક 'केर' પદ લગાડવાનું છે. मामअ+केर–मामअ+एर–मामएर–मामेर. 'मामेर'ને સ્વાર્થિક 'क' પ્રત્યય લગાડ્યા પછી मामेरक–मामेरअ અને તેનું પ્રથમા વિભક્તિનું એક-વચન मामेरउ આ 'मामेरउं' ઉપરથી આપણો મામેરું શબ્દ આવ્યો.

'મામેરું'નો સમાનઅર્થી બીજો એક મોસાળું શબ્દ પણ ભાષામાં પ્રચલિત છે. मातृ+साल–माउ+साल–मोसाल–मोसालकं–मोसालउं–मोसाळुं. એ રીતે 'મોસાળું' શબ્દની વ્યુત્પત્તિ છે. સંસ્કૃત કોશોમાં 'शाला' શબ્દ 'ઘર' અર્થમાં પ્રસિદ્ધ છે. (જુઓ અભિધાન૦ કાંડ ૪, શ્લો૦ ૫૬–"आलयो निलयः शाला" ઇત્યાદિ.) એ જ રીતે પ્રાકૃત ગ્રંથોમાં 'ઘર' માટે 'साल' શબ્દ વપરાયેલો છે. (જુઓ સુપાસનાહ ચરિઅ પૃ. ૩૮૪: "मायामह सालं पि हु कालेण सयलमुच्छन्नं.")

'मोसाळुं'નો વ્યુત્પત્ત્યર્થ તો 'માતાનું ઘર' છે, પરંતુ તેનો રૂઢ અર્થ 'માતાનાં સ્વજનો' છે. અહીં વ્યુત્પત્તિ અને રૂઢિ વચ્ચે લેશ પણ વિરોધ નથી, જેમ 'मातृगृह' ઉપરથી 'માયરું', 'पितृगृह' ઉપરથી 'પિયર' નીપજે છે, તેમ 'मातृसाल' ઉપરથી 'मोसाळ' શબ્દને નીપજતાં કોઈ પ્રકારની શાબ્દિક હરકત જરાય નડતી નથી.

આ લખતાં જ એક બીજી કલ્પના આવે છે કે, જે રીતે માયરું, પિયર અને મોસાળ શબ્દો

નીપજ્યા છે તે જ રીતે 'માતુલ' શબ્દ પણ કેમ ન નીપજ્યો હોય ? માતૃ+કુલ-માતુ+કુલ-માતુ+ઉલ-માતુલ. 'કુલ' શબ્દ 'વંશ'ને સૂચવે છે એ જેનાં જેનો સંબંધ માતાના કુલ સાથે છે તે 'માતુલ' એ ઘટના શબ્દ અને અર્થ બંને દૃષ્ટિએ મને તો સંગત ભાસે છે.

કાઠિયાવાડમાં ચાલતી રીત પ્રમાણે 'મામેરું' અને 'મોસાળું' એ બન્ને પર્યાય શબ્દ નથી. તેમાં થોડો ભેદ છે: અવસરણીના પ્રસંગે મામા કે તેના કુટુંબ તરફથી જે ભેટ મળે તે મામેરું, અને લગ્ન પ્રસંગે જે ભેટ મળે તે મોસાળું.

બેચરદાસ દોશી

# થામણાની વર્ધા-શાળા

આ રેંટિયાબારશે થામણાની વર્ધાશાળાને બરાબર એક વર્ષ પૂરું થયું. તે શુભ પ્રસંગે તે શાળાના સંચાલક શ્રી. બબલભાઈ મહેતાએ મને નોતરી, ખરેખર, માન આપ્યું હતું એમ સમજું છું. આ શાળાથી દેશનો આ મહાન પ્રયોગ શરૂ થયો. આપણા ઇલાકાનું વર્ધાશિક્ષણ સંભાળનારી સરકારી સમિતિના પ્રમુખ શ્રી નરહરિભાઈ પરીખની દેખરેખ નીચે આ પ્રયોગ ચાલે છે. એક વર્ષને અંતે ત્યાં ગયો ને એક દહાડો રહ્યો તેમાં મારા પર શી છાપ પડી તે ટૂંકમાં અહીં કહી જઈશ.

શાળાના બધા શિક્ષકો ખાદીધારી હતા ને કાંતવા પીંજવાની કળા શીખ્યા હતા. પરંતુ મને જે વસ્તુએ આકર્ષ્યો તે તેઓની આ પ્રયોગ પ્રત્યેની વૃત્તિ. સામાન્ય શાળાના કરતાં ઘણું વધારે કામ આ શાળામાં કરવું પડે છે. એ શિક્ષકો આનંદથી એ કામ કરતા જોયા. પ્રાથમિક શાળાના શિક્ષકમાં પોતાના કામ માટે ઉમંગ અને ઉત્સાહ હોવો એ નાનોસૂનો સુધારો નથી. વર્ધા-યોજનાનો પ્રયોગ એટલું પણ સાધી આપે તો તેટલા-માત્રથી પણ એની ક્રાંતિકારિતા સિદ્ધ થશે.

શાળા પ્રત્યે આ જનનો ઉત્સાહ ગામમાં પણ વ્યાપી નીવડેલો સ્પષ્ટ જોઈ શકાય છે. થામણાની શાળા તે ગામની કેન્દ્ર-પ્રવૃત્તિ જેવી થઈ પડી છે. બાળકોનાં માબાપો શાળાનાં સુખદુઃખોમાં ભાગ લે છે; શાળાના સંચાલક ને ગામના સેવક શ્રી. બબલભાઈએ સૌનાં મન જીતી લીધાં છે. એનું એક લક્ષણ તો એ કહેવાય કે, શાળાનો મુખ્ય ઉદ્યોગ જે કાંતણ-પીંજણ તે ગામનાં ઘરોમાં પણ પેસ્યો છે; જેમ કુંપર રેંટિયા બારામાં ચાલે છે. બારશ-નિમિત્તે સમૂહ-કાંતણ હતું તેમાં મારી સાથે એક સાઠેક વર્ષના વૃદ્ધ કાકા કાંતતા હતા.

શાળાએ પોતાનો સ્વચ્છતાનો આગ્રહ ગામમાં પણ ફેલાવ્યો છે. આપણાં ગામડાંમાં ફરતાં જે ગંધ સૂંઘવા મળે છે તે આ ગામમાં ન મળી. રસ્તા સાફ હતા. શેરીઓ વાળેલી લાગતી હતી. મને કહેવામાં આવ્યું કે, શાળાના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં ગામસફાઈ છે; આ એનાં સુપરિણામ છે.

શાળા તરફથી પ્રૌઢશિક્ષણનું કામ ચાલે છે, પણ તે તેના પ્રચલિત નિરક્ષરતા-નિવારણના અર્થનું નહિ. બબલભાઈએ ગામની ભીંતો ઉપર કાળા રંગથી કેટલાંક પાટિયાં કરાવ્યાં છે. આ પાટિયાં પર રોજ કંઈનું કાંઈક શાળા તરફથી લખવામાં આવે છે. હું ગયો તે દહાડે બારશનો કાર્યક્રમ અને રાતના થનારા નાટ્યપ્રયોગોની યાદી લખેલાં હતાં. શ્રી. બબલભાઈ રોજ બ-રોજ મુકાતાં આ લખાણોની યાદી રાખે છે. મને તેમણે એ બતાવી. તેમાં જે ભિન્ન ભિન્ન વિષયોની વાતો હતી તે જોઈને મને થયું, શાળાના આમ-જ્ઞાપી કાર્યનો આ રૂડો ઇતિહાસ થશે. એને વિષે પરિચય આપતો એક લેખ આપવા મેં એમને વિનંતી કરી છે. તે આવે ત્યાં સુધી 'શિક્ષણ અને સાહિત્ય'ના વાચકો એ રસિક પ્રયોગ વિષે જાણવા બાબત ધીરજ રાખે.

પ્રૌઢશિક્ષણનું બીજું સાધન છે રોજની સાયંપ્રાર્થના રોજ સાંજે સાત વાગ્યે ઉપાસનાનો ઘંટ વાગે છે ત્યારે શાળાના વિદ્યાર્થીઓ તો ૫૦-૬૦ જેટલા આવે છે. પણ ગામનાં બાઈભાઈઓ-માંથી પણ એટલી સંખ્યા સામાન્ય રીતે આવે છે. આ વખતે ઉપાસનાના શ્લોકો બધાં ગાય છે; બાદ ભજન ગવાય છે, ધૂન ગવાય તે બધાં ઝીલે છે. પછી છાપાઓમાંથી દૈનિક ખબરો કહેવામાં આવે છે; અને પસંદ કરેલા પુસ્તકોમાંથી એકાદું વાચન થાય છે આ ક્રમ કલાકેક ચાલે છે.

સાત ધોરણની કન્યાશાળા પણ આ ગામમાં છે. તેમાંથી પ્રારંભનાં ત્રણ ધોરણો વર્ધાપદ્ધતિએ ચલાવવામાં

આ ધંધો છે જ નહિ. એ તો નવરા બેઠે બીજું કંઈ કરવાનું ન હોય ત્યારે કાંતવાનું. થોડું સૂતર કંતાય અને નવરાશનો સદુપયોગ થાય. થોડું થોડું સૂતર ભેગું થાય તો વરસ દહાડે કપડાં જોગું થાય.

સ—આખું વરસ કેટલું બધું કાંતે ત્યારે કપડાં થાય?

જ—આપણા દેશમાં જેટલું કાપડ વપરાય છે તે ગણતાં એક માણસને સરેરાશ ૧૪ ચોરસવાર કપડું વાપરવા મળે છે. પરંતુ તે તો બહુ ઓછું ગણાય. ચૌદ વાર તો આખા દેશની સરેરાશ; એટલે તેમાં ચીંથરેહાલ દશામાં ફરતા અને લંગોટી વાળીને ફરતા બાવાઓનો સમાવેશ પણ થઈ જાય. સાથે સાથે આખા દિવસમાં પાંચ દસ વાર કપડાં બદલનાર શોખીન લોકોનો પણ સમાવેશ થઈ જાય. એકંદરે જોતાં દરેક માણસને સામાન્ય રીતે ૩૦ ચોરસવાર કપડું જોઈએ એમ ગણીએ, તો એટલું કપડું વણાવવા માટે દરેકે રોજ સામાન્ય રીતે ૨૫૦ વાર સૂતર કાંતવું જોઈએ. તકલી કરતાં રેંટિયા પર વધારે ઝડપથી કાંતી શકાય છે. પરંતુ, તકલી ગમે ત્યાં સાથે લઈ જઈ શકાય; સભામાં, મેળાવડામાં કે વર્ગમાં બેસીને પણ કાંતી શકાય, એ તેમાં મોટી સગવડ છે. આવી રીતે ગમે ત્યાં બેસીને કાંતવું હોય તો તકલી જ ફાવે, એટલે સગવડ પ્રમાણે તેનો ઉપયોગ કરવો જોઈએ. રેંટિયા પર બરાબર કાંતતાં આવડી ગયા પછી સામાન્ય રીતે ૦ાા કલાકથી ૧ કલાક કાંતે તો વરસ આખરે પોતાનાં કપડાં જેટલું જરૂર કાંતી શકાય. તકલી પર જ કાંતે તો ઝડપ પ્રમાણે ઓછોવત્તો વખત લાગે.

સ—ઓહો હો! રોજ એક કે દોઢ કલાક કાંતે ત્યારે પોતાનાં કપડાં જેટલું સૂતર થાય! વળી પાછા વણાટના પૈસા ઉપર આપવા પડે. રૂનું મૂલ્ય, પીંજામણની મજૂરી તો વધારાની. એના કરતાં બજારમાંથી જાપાનનું કે દેશી મિલનું કાપડ લેવું શું ખોટું? અને એટલા વખતમાં બીજું કામ ન કરીએ કે નકામી આ માથાકૂટ કરવી અને હાથ દુખાડવા?

જ—તમારે બીજું કામ હોય તો જરૂર કરી શકો છો. બીજું કામ છોડીને કાંતવા બેસવાનું કોઈ કહેતું નથી. પરંતુ અત્યારે હું કાંતું છું અને તમે ખાલી બેસીને ગપ્પાં મારો છો તેનું શું? તમે પણ મારી સાથે કાંતી શકો ને? દુકાને બેઠા બેઠા પણ તમે તકલી કે રેંટિયો ચલાવી શકો. ઘરાક આવે ત્યારે કામ થાય અને તેમાંથી વખત મળે ત્યારે કંતાય. આ ખેડૂતોનાં છોકરાંઓ અને તેમના ઘરનાં માણસો પણ નવરાશના વખતમાં કાંતે એમાં નુકસાન શું છે? મોંઘા સસ્તાનો સવાલ જ ક્યાં છે? જે સૂતર થાય તે લાભમાં જ ગણાય ને?

સ—પણ આ જાપાનનું કાપડ તો રૂના ભાવે મળે છે તેનું શું? મજૂરી કરીએ તે ક્યાંય તણાઈ જાય અને ઉપરથી વણકરીના પૈસા આપવા પડે. આવા મંદીના વખતમાં એવા વધારે પૈસા ખરચવા અમને ન પાલવે. જો કંઈ બચત થતી હોય તો વળી ઠીક છે; મહેનત કરી પણ કામની.

જ—બચત તો જરૂર થાય; તમને ન થાય તો દેશને તો જરૂર થાય. તમને પણ લાભ તો થાય જ. જાપાનનું એ આને વારનું કાપડ કેટલા દિવસ ચાલે છે તેનો હિસાબ

ગણ્યો છે? ઝીણાં ધોતિયાં બાર મહિનામાં કેટલાં ફાટે છે તેનો હિસાબ ગણ્યો છે? એક વખત સારું કસવાળું સફાઈદાર કાંતતા થાઓ અને તેનાં ધોતિયાં પહેરી જુઓ એટલે ખબર પડશે કે આખરે જઈને કયું સસ્તું અને કયું મોંઘું પડે છે.

અને શરૂઆતમાં થોડું મોંઘું પડે પણ ખરું; અગવડ વેઠવી પણ પડે. પણ તેથી શું થઈ ગયું? ધીમે ધીમે આજે જે મોંઘું લાગે છે તે જ સસ્તું થઈ જશે. એક વખત એવો હતો કે જ્યારે અહીંનું કાપડ પરદેશમાં સસ્તું પડતું અને કારખાનાંનો માલ મોંઘો પડતો. આજે બપોરે ભોજન પછી હું એક ચોપડી વાંચતો હતો. તેમાં આપણા ઉદ્યોગો કેમ પડી ભાંગ્યા તેનું સુંદર વર્ણન આપ્યું છે. તેમાં લખ્યું છે કે, હિંદના ગૃહઉદ્યોગો પડી ભાંગ્યા તે પહેલાં કારખાનાં કરતાં આપણો હાથે બનાવેલો માલ જ સસ્તો પડતો. આજે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે તેથી શું?

સ—અમે તો વેપારી લોક રહ્યા. સસ્તું પડે તો તરત કરીએ. જ્યારે સસ્તું પડશે ત્યારે કરીશું. અત્યારે જ્યાં સુધી મિલનું કાપડ સસ્તું પડે છે ત્યાં સુધી આમ વધારે ખરચ કરવાનું મન નથી થતું.

જ—એ રીતે તો દુનિયામાં કંઈ સુધારો થઈ જ ન શકે. બધા જો તમારા જેવો વિચાર કરે તો કોઈ દેશી ઉદ્યોગ ચાલી જ ન શકે. આપણે તો ઈશ્વરમાં અને ધર્મમાં માનનારા લોકો છીએ. જે સમાજમાં આપણે જીવીએ છીએ એ સમાજના હિતનો આપણે વિચાર ન કરીએ, તો આપણા જેવા અધર્મી અને નાસ્તિક કોણ? આપણે આપણા સ્વાર્થનો અને લાભાલાભનો જ વિચાર કરવો એ કયા ધર્મમાં કહ્યું છે? લોકો રામ, કૃષ્ણ, બુદ્ધ અને મહાવીરને પૂજે છે તે શાને સારુ? તેમના સ્વાર્થને લીધે પૂજે છે? જો આપણે તેમને પૂજતા હોઈએ તો તેમના જેવું વર્તન પણ રાખવું જોઈએ ને? કે પારકાને માટે કંઈ કરી છૂટવાનો ઇજારો મોટા માણસોને જ આપવાનો? આપણે મોટા માણસોનાં નામ લેવાં, જય બોલાવવી, ટીલાંટપકાં કરવાં; પણ સમાજને માટે કંઈ કરવાનો વખત આવે ત્યારે એ આપણું કામ નહિ એમ કહેવામાં શું ધર્મ છે?

જ—એમાં ધર્મ તો નથી. પણ એવું બધું કરવા જઈએ તો ઘરનું ખરચ વધી જાય, ભિખારી થવું પડે, એનું શું?

જ—ભિખારી તો આપણે આમેય થયા જ છીએ. તમે દાળભાત રોટલી ખાઓ છો એટલે દેશ સુખી છે એમ નથી. દેશ તો ભિખારી જ છે. તેને લીધે આપણે બધા પણ ભિખારી જ છીએ. તે વિષે વળી ફરી વાતો કરીશું. આજે તો મારે પાછા જવાનો વખત થયો છે.

વિઠ્ઠલદાસ કોઠારી

હજારો હિંદી વિદ્યાર્થીઓના સંબંધમાં હું આવ્યો છું. વિદ્યાર્થીના હૃદયને હું જાણું છું, વિદ્યાર્થીની કઠણાઈ હમેશાં મારી સામે પડી છે. પરંતુ હું વિદ્યાર્થીઓની દુર્બળતા પણ જાણું છું . . . મને મોટામાં મોટું દુઃખ એ છે કે, આપણા વિદ્યાર્થીઓમાં નાસ્તિકતા વધતી જાય છે અને શ્રદ્ધા ઘટતી જાય છે.

ગાંધીજી

# નવું વાચન

**પ્લેટોનું આદર્શ નગર** (અનુ૦ પ્રાણજીવન વિ૦ પાઠક; પ્રકાશક: ગુ૦ વ૦ સોસાયટી, અમદાવાદ)

લેખનકળાના આરંભથી અને ખાસ કરીને મુદ્રણકળા ઉપલબ્ધ થયા પછી અગણિત પુસ્તકો લખાયાં અને તેમાંનાં ઘણાંખરાં વિસ્મૃતિમાં લુપ્ત થઈ ગયાં; અને બીજાં કેટલાંક ધીરે ધીરે એ જ અનિવાર્ય પરિણતિ તરફ પ્રયાણ કરી રહ્યાં છે. પરંતુ, કેટલાંક અપવાદરૂપ પુસ્તકો કાળચક્રના આ અસાધારણ ઘસારામાંથી ઊગરી, માનવજાતનો અમર વારસો બની રહ્યાં છે. આ બધાંને તપાસીશું તો જણાશે કે, તેમાંનાં કેટલાંક મનુષ્યજીવનના ઊંડા અનુભવો અને ગહન રહસ્યો પ્રગટ કરે છે, અને તેમાંથી પણ મનુષ્યને તરણોપાય બતાવનારાં કેટલાંક વિરલ હોય છે. એમનામાં એવું કયું કાળક્ષમ રસાયણ છે કે જેથી તે કાળધર્મમાંથી મુક્ત થયાં? એમનામાં એવું કયું શાશ્વત તત્ત્વ છે, જે દેશ અને કાળની મર્યાદા વટાવીને, લોહચુંબકની જેમ, મનુષ્યને પોતા તરફ આકર્ષે છે?

જીવનમાં મનુષ્ય સુખનો અનુભવ કરે છે અને દુઃખના દરિયામાં ડૂબે છે; વિજય મેળવે છે અને પરાજયનો ભોગ પણ બને છે; આનંદ અનુભવે છે અને શોકમાં ગરકાવ પણ થાય છે; જીવન જીવે છે અને મરણશરણ થાય છે. આમ મનુષ્યનું સુખ દુઃખથી, વિજય પરાજયથી, આનંદ શોકથી, અને જીવન મરણથી પરિમિત છે. દુઃખ, પરાજય, શોક અને મરણની પરિમિતિ વટાવી, અપ્રમેય અને શાશ્વત સુખ, વિજય, આનંદ અને જીવન પ્રાપ્ત કરવાની અમર તૃષ્ણા મનુષ્યના જીવન સાથે અચૂક ઓછેવત્તે અંશે જડાયેલી હોય છે, અને તેટલા પ્રમાણમાં તે આ મર્યાદા ઓળંગવા નિરંતર પ્રયત્નશીલ હોય છે. આ ગ્રંથો મનુષ્યની એ અદમ્ય અને અવિનાશી તૃષ્ણા વ્યક્ત કરે છે, પોષે છે અને તેને સમૃદ્ધ કરે છે; તેમ જ તેની એ પરમાર્થસાધનામાં દીવાદાંડીરૂપ બની દિશાસૂચન કરે છે, દોરવણી આપે છે, અને તેના તરણોપાય બને છે. આ તેમના અનિવાર્ય આકર્ષણનું અને તેમની કાળક્ષમતાનું કારણ. પ્લેટોનું 'આદર્શ નગર' મનુષ્યના આ અમર વારસાનો એક મહામૂલો ગ્રંથ છે.

ગ્રીસના સત્યાગ્રહી સોક્રેટીસ વિષે સૌ કોઈ જાણે છે. પ્લેટો એ સત્યવીરનો શિષ્ય. વીશ વર્ષની યુવાન વયે તે સોક્રેટીસના સંસર્ગમાં આવ્યો, અને તેના અંતિમ બલિદાન સુધી તેના સાંનિધ્યમાં રહી તેની પાસેથી સત્ય અને જ્ઞાનની દીક્ષા લીધી, અને પોતાનું આખું જીવન જ્ઞાનની ઉપાસનામાં વ્યતીત કર્યું.

પ્લેટો ઈ. સ. પૂ. ૪૨૭ના અરસામાં ઍથેન્સના શ્રીમંત અમીર કુટુંબમાં જન્મ્યો હતો. પિતૃપક્ષે તે ઍથેન્સના પુરાણા રાજકુળમાંથી અને માતૃપક્ષે ઍથેન્સના મનુસમા સ્મૃતિકાર સોલનના કુળમાંથી ઊતરી આવ્યો હતો. તેના દરજ્જા અને લક્ષ્મીની કૃપાને લીધે, તે સમયની શક્ય એટલી બધી કેળવણી એને મળી હતી. આમ વિદ્વત્તા, સંપત્તિ અને કુલપરંપરાને કારણે તે ઍથેન્સના રાજકારણમાં આગળ પડતો ભાગ લઈ શકે એમ હતું. એના કુટુંબના જ માણસો તે સમયના ઍથેન્સના રાજકારણના સૂત્રધારો હતા. પરંતુ, તે સમયના ઍથેન્સના રાજકારણના ક્ષુલ્લક ઝઘડા, કાવાદાવા, હુંસાતુંસી, અને કાવતરાંથી તેનો સત્યનિષ્ઠ આત્મા કકળી ઊઠ્યો, અને છેવટે એ રાજકારણે પોતાના પ્રિય ગુરુની કરેલી બ્રહ્મહત્યાથી તો ઍથેન્સમાં વસવું પણ તેને માટે અસહ્ય થઈ પડ્યું. આથી તે અભ્યાસ અને અનુભવને અર્થે પ્રવાસે નીકળ્યો. આ વખતે તેની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હતી. મિસર, ઈટલી અને સિસિલી વગેરે પ્રદેશોમાં મુસાફરી કરી બાર વરસ પછી તે ઍથેન્સમાં પાછો આવ્યો અને ત્યાં એક વિદ્યાલય ખોલી અધ્યાપનનું કામ કરવા લાગ્યો. પ્લેટો ગણિતના શિક્ષણને જ્ઞાનસંપાદનમાં બહુ મહત્ત્વ આપતો. તેની એવી માન્યતા હતી કે, ગણિતશાસ્ત્ર ભૌતિક વિદ્યાઓ અને અધ્યાત્મવિદ્યા વચ્ચે પુલ સમાન છે. એ પુલની સહાયથી જ મનુષ્ય પરમજ્ઞાન પ્રાપ્ત કરી શકે. આથી, તેણે પોતાના વિદ્યાલયની બહાર પાટિયું માર્યું હતું કે, 'ભૂમિતિના જ્ઞાન વિનાના માણસે અહીં આવવું નહિ.' આ વિદ્યાલયમાં આપણા પુરાણા આશ્રમોની પદ્ધતિથી, પ્લેટો કોઈ પણ પ્રકારની ફી લીધા વિના, શિક્ષણ આપતો. ફિલસૂફ તરીકે તે વખતે પ્લેટોની પ્રતિષ્ઠા એટલી ભારે હતી કે, આખા ગ્રીસમાંથી તેના વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ અધ્યયન માટે આવતા. પ્લેટોએ પોતાનું શેષ જીવન અધ્યયન, અધ્યાપન અને લેખનકાર્યમાં વ્યતીત કર્યું. એનાં બધાં લખાણો સંવાદના રૂપમાં છે. આ બધા સંવાદોમાં પ્રધાન પાત્ર તરીકે સોક્રેટીસને મૂકી, તેણે પોતાના પ્રિય ગુરુને અને પોતાની અનન્ય ગુરુભક્તિને અમર કર્યાં છે. પશ્ચિમની ફિલસૂફીમાં

પ્લેટોનું સ્થાન અદ્વિતીય છે. ફિલસૂફી, રાજકારણ અને સાહિત્યમાં આદર્શવાદનો તે આદિ પ્રવર્તક ગણાય છે.

વર્તમાન કઠોર વાસ્તવિકતાને પલટીને જગતમાં આદર્શરૂપ સત્યયુગ પ્રવર્તાવવાના પ્રયત્નો જુદે જુદે નામે દરેક જમાનામાં થતા જ રહ્યા છે. કોઈ તેને રામરાજ્ય કહે છે, કોઈ દૈવી રાજ્ય (Kingdom of Heaven) કહે છે, કોઈ તેને દેવનગર (City of God) કહે છે, તો વળી કોઈ તેને વર્ગવિહીન સમાજ (Classless society) કહે છે. આ બધાના મૂળમાં સહકાર, સર્વોદય અને સમભાવના ઉદાર અને વિશાળ સિદ્ધાંતો ઉપર સમાજરચના કરવાનું ધ્યેય હોય છે. પ્લેટોના 'આદર્શ નગર'માં ધર્મના પાયા ઉપર આદર્શ સમાજ નિર્માણ કરવાની વિગતવાર યોજના રજૂ કરવામાં આવી છે. 'આદર્શ નગર' પ્લેટોનાં બધાં લખાણોમાં સર્વોત્તમ છે. એમાં તેની પ્રતિભા સંપૂર્ણપણે ખીલી ઊઠી છે અને તેની સર્જનશક્તિ પરાકાષ્ઠાએ પહોંચી છે.

આવા પારમાર્થિક ગ્રંથનો અનુવાદ કરીને શ્રી. પ્રાણજીવન પાઠકે ગુજરાતી જનતાની ભારે સેવા કરી છે અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. હજી સુધી ઘણુંખરું પશ્ચિમનું હળવું સાહિત્ય જ ગુજરાતીમાં રજૂ થયું છે. પરંતુ આ અનુવાદથી નવી જ દિશામાં શુભ શરૂઆત થઈ છે. આપણે આશા રાખીએ કે, આ આરંભ પશ્ચિમનો સમગ્ર જ્ઞાનભંડાર ગુજરાતીમાં ઉતાર્યા પહેલાં ન અટકે.

પ્રસ્તુત ગ્રંથ 'Republic'ના જોવેટે કરેલા અનુવાદનો અનુવાદ છે. જોવેટ પહેલાંના સમર્થ વિદ્વાનોએ કરેલા એ ગ્રંથના ઉચ્ચ કોટિના અનુવાદો અંગ્રેજી સાહિત્યમાં મોજૂદ છે. પરંતુ એ સૌમાં જોવેટનો અનુવાદ સર્વોત્તમ ગણાય છે. સાથે જ, એ અનુવાદનો વાક્પ્રવાહ તેમજ અર્થપ્રવાહ એક સાથે આરંભથી અંત સુધી એવો તો અસ્ખલિત વહે છે કે, વાંચતાં ક્યાંયે ભાષા ખટકતી નથી કે નથી ક્યાંયે અર્થની અસ્પષ્ટતા કે સંદિગ્ધતા નડતી. એ વાંચતાં વાંચતાં અનુવાદ વાંચીએ છીએ એવું સહજ વિસ્મરણ થઈ જાય છે.

ગુજરાતી અનુવાદ વાંચતાં આવો અનુભવ નથી થતો. સંવાદનો પ્રવાહ અસ્ખલિત નથી, અને ઠેર ઠેર અર્થમાં સંદિગ્ધતા અને અસ્પષ્ટતા માલૂમ પડે છે. એ વાંચતાં અનુવાદ વાંચીએ છીએ એની પ્રતીતિ ટાળી જ શકાતી નથી. આનું એક કારણ એ છે કે, શ્રી. પાઠક અનુવાદ કરવામાં અર્થ કરતાં શબ્દને જ વધારે વળગી રહ્યા છે. આવા ચિંતનાત્મક અને અર્થઘન ગ્રંથમાં શબ્દ કરતાં અર્થનું મહત્ત્વ જ વિશેષ હોય છે, અને તેથી એવા ગ્રંથના અનુવાદનું ધ્યેય શબ્દનિષ્ઠા નહિ પણ અર્થનિષ્ઠા હોવું જોઈએ. સાવ શબ્દને વળગી રહેવાથી કેટલીક પ્રચલિત ઉક્તિઓ પણ કેવી કઢંગી લાગે છે તે નીચેના થોડા દાખલાઓ ઉપરથી સમજાશે. *We are birds of the same feather*: 'અમે એક જ પીંછાંનાં પંખીઓ છીએ.' I might as well shave a lion: 'તો તો ભલકે હું સિંહની હજામત પણ કરું.' You are not amusing yourself at our expense: 'અમારા જોખમે તમે વિનોદ કરતા નથી.' Now will the city have to fill and swell with multitude: 'નગર એવા કેટલાયે ધંધાથી ભરાઈ જશે અને સૂજી જશે.' But whither the argument may blow thither we go: 'વાયરો દલીલને જ્યાં ઘસડી જશે ત્યાં આપણે જઈશું.' Who had a great opinion of his powers: 'જેને પોતાની શક્તિ વિષે બહુ મોટો અભિપ્રાય હતો.' Virtuous desires: 'ચારિત્ર્યવાન ઇચ્છાઓ.' The argument veiled herself: 'પ્રશ્નના મોં ઉપર બુરખો પાડ્યો.' ઇત્યાદિ. સ્થળસંકોચને કારણે નમૂના દાખલ આવા થોડા દાખલા ટાંક્યા છે. બાકી આવા બીજા અનેક દાખલા ટાંકી શકાય. વળી, આમ શબ્દને વળગી રહેવાને કારણે જ્યાં વિવેચન બહુ તાત્ત્વિક અને ગૂંચવણભર્યું છે, એ ભાગો અનુવાદમાં વિશદ નથી થયા.

આમ છતાં અભ્યાસીને એક વસ્તુની ખાતરી આપી શકાય કે, અસ્પષ્ટતા અને સંદિગ્ધતા તેને મૂંઝવશે ખરી, પણ ગ્રંથમાં ક્યાંયે અર્થનો વિપર્યાસ નજરે પડતો નથી. આથી, જો તે ધીરજ અને ખંતથી સમજવા પ્રયત્ન કરશે તો ગ્રંથનું રહસ્ય તેની સામે પ્રગટ થયા વિના નહિ રહે. ગ્રંથનો વિષય અતિશય શાસ્ત્રીય છે એટલું જ નહિ, પણ એમાં ઘણા વિષયોની ચર્ચાનો સમાવેશ થાય છે. વળી, એ બધા વિષયોના પારિભાષિક શબ્દો પણ તેમાં થોકબંધ છે. આ બધાનો ગુજરાતીમાં સુમેળ સાધવો એ કઠિન કામ છે. આ રીતે જોતાં, પ્રસ્તુત અનુવાદમાં તેમણે જે સફળતા પ્રાપ્ત કરી છે એ પ્રશંસાને પાત્ર છે. વળી, ઉપરના દાખલાઓ સાથે તેમણે અનેક ઠેકાણે અંગ્રેજીના મુશ્કેલ ફકરાઓને સુંદર ગુજરાતી સ્વાંગ આપ્યો છે; એના દાખલા અહીં ટાંકી શકાય એમ નથી, પરંતુ પુસ્તકના પાઠકો એની સાક્ષી પૂરશે.

બીજા પુસ્તકના આરંભમાં એમણે પ્લેટો પહેલાંની ગ્રીક ફિલસૂફીનો ટૂંકો પરિચય આપ્યો છે, એ પુસ્તકના મૂલ્યમાં ઉમેરો કરે છે. એમાં પ્લેટોની ફિલસૂફીની પૂર્વપીઠિકા સુંદર રીતે રજૂ કરવામાં આવી છે. 'નગર રાજ્ય'ના દરેક અભ્યાસીએ એ નિબંધ વાંચવો ઘટે.

આખા પુસ્તકમાં જોડણી વિષે કશું ધોરણ જણાતું નથી. અનેક ઠેકાણે તત્સમ શબ્દોની જોડણી પણ ખોટી છે. કંઈક સૈદ્ધાંતિક મતભેદથી ગૂજરાત વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી સ્વીકારવામાં નથી આવી એમ પણ નથી જણાતું. કારણ, આખા પુસ્તકમાં જોડણીનું અરાજક જ જણાય છે. આવા શિષ્ટ અનુવાદમાં અને એક શિષ્ટ સાહિત્યસભાના પ્રકાશનમાં જોડણીની શિથિલતા અક્ષમ્ય ગણાવી જોઈએ.

**મણિભાઈ દેસાઈ**

**માનવ દેહમંદિર**—દેસાઈભાઈ પટેલ. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત ૧-૪-૦.

શાળોપયોગી વિજ્ઞાનનાં ગણ્યાંગાંઠ્યાં પુસ્તકોમાં શ્રી. દેસાઈભાઈના આ પુસ્તકનો ઉમેરો અનેક રીતે આવકારદાયી છે. ગુજરાતી દ્વારા શીખવવાના અનુભવી લેખકનું આ લખાણ છે એ એક વસ્તુ. વિજ્ઞાનની પરિભાષાને અંગે એમાં જે સરળતા સધાઈ છે તે બીજી સારી વસ્તુ. અને ત્રીજી વસ્તુ એ કે, સામાન્ય પ્રૌઢ જનતા અને વિદ્યાર્થી બેઉને રસ સાથે જ્ઞાન મળે એવી શૈલીનો આમાં પ્રયત્ન થયો છે. તેથી શરીરવિદ્યા પરનાં બીજાં ગુજરાતી પાઠ્યપુસ્તકો કરતાં આ પુસ્તક વધારે અનુકૂળ પડશે એમાં શંકા નથી.

આમ જણાવીને એક વસ્તુ જે સુધારવા જેવી લાગે છે તે નોંધું છું. વિષયને રસપ્રદ કરવાને માટે લેખકે ઘરગથ્થુ દાખલાઓની ઉપમાઓ ઠીક ઠીક આપી છે. અને તેના વર્ણનમાં પુસ્તકનાં કેટલાંક પાનાં રોક્યાં છે. આ જરા વધારે પડતું થયું લાગે છે. તેમાં મર્યાદા હોવી જોઈતી હતી. કેમ કે, છેવટે, આ ચોપડી ઓછું કાંઈ રૂપક છે!

આ રૂપકોમાં કેટલેક સ્થળે અમને રુચિભંગ થતો પણ લાગ્યો છે. મર્યાદા બહાર ચાલતા રૂપકથી શૈલી ક્યાંક જરા છીછરી જેવી લાગે છે, ને ક્યાંક સુરુચિ બહાર જતી રહે છે. જેમ કે, બસ્તીપ્રદેશને હરિજનવાસ કહેવો અને આગળ વધીને ક્યાંના ક્યાં ઊતરી જવું! આવાં સ્થાનોએ ટૂંકામાં નિરૂપણ થઈ શકત અને રૂપકને લીધે બગડતો પ્રવાહ અટકાવી શકાત.

આશા રાખીએ કે આ દૃષ્ટિએ ફરીની આવૃત્તિ સુધારી લેવાશે. પ્રકાશકે એક આકૃતિ સુરુચિનો ભંગ ન થાય તે માટે નથી મૂકી. તો તેનો ઉલ્લેખ પા. ૭૫ ઉપર છે તેય સુધારવો ઘટે ને? પા. ૫૦ સામે હૃદય ને ફેફસાંની રંગીન આકૃતિ ઊંધી ગોઠવાઈ છે આવી ભૂલો દૂર કરવા જરા કાળજી જ જોઈએ.

પરિભાષાનો કોશ છેવટે આપ્યો છે એ સારું ગણાય. આ પરિભાષા શિક્ષણમાં વાપરની કસોટીએ ચડેલી છે કે કેમ? બીજા શિક્ષકો પણ જો ગુજરાતી પરિભાષા વાપરતા હોય તો તેમણે પોતાની પરિભાષા પ્રસિદ્ધ કરવી જોઈએ. એવા પ્રયત્નોને એકત્રિત કરીને સર્વમાન્ય પરિભાષાઓ ઘડી કાઢવાનો હવે વખત આવી લાગ્યો છે, કેમ કે સ્વભાષા દ્વારા શિક્ષણનો યુગ હવે શરૂ થશે.

ભાઈ દેસાઈભાઈએ આ પ્રકારનાં બીજાં પણ સરળ પુસ્તકો તૈયાર કર્યાં છે. ઉપર બતાવેલી દૃષ્ટિએ તેને સુધારીકરીને પ્રસિદ્ધ કરે તો પ્રૌઢ સાહિત્ય ઠીક વધે અને પરિભાષા પણ ઘડાતી જાય.

મ.

**અહિંસાવાદીનો માર્ગ**

એક વાર લડાઈ ફાટી નીકળી, પછી તો શાંતિવાદીઓ લગભગ હાથેપગે થઈ જવાના. એટલે યુદ્ધને તો ફાટી નીકળતું જ રોકવું જોઈએ; પણ એ તો એક જ રીતે બની શકે, અને તે એ કે, ઓછામાં ઓછા એક મોટા ને મહત્ત્વના સ્વતંત્ર રાજ્યે પોતાના પડોશીઓ પ્રત્યે અહિંસા અને શાંતિના સિદ્ધાંતોથી વર્તવાનું પસંદ કરવું જોઈએ. આ દેશના અહિંસાવાદીઓ માટે વ્યવહારુ માર્ગ એ છે કે, તેમણે પોતાની સરકારને બીજી સરકારો પ્રત્યે અહિંસા ને શાંતિથી વર્તવા તરફ વાળવી જોઈએ.

**ઑલ્ડાઉસ હક્સલી**

# ૧૯૩૭-૩૮માં મુંબઈની કેળવણી

મુંબઇ સરકારના કેળવણીખાતાનો ૧૯૩૭-૩૮ સાલનો દળદાર હેવાલ હમણાં બહાર પડ્યો છે. ૧૯૩૭-૩૮ એટલે પ્રજાકીય પ્રધાનોની કારકિર્દીનું પહેલું વર્ષ. કેળવણીખાતાના નવા નવા પ્રયોગો આ સાલ પછી, એટલે કે ૧૯૩૮-૩૯માં ઘણાખરા શરૂ થયા છે. એથી, પહેલા કરતાં બીજું વર્ષ વધારે રસપ્રદ હેવાલવાળું હોવાનું. છતાં આ વર્ષનો હેવાલ એટલે કઈ ભૂમિકા ઉપર આ બીજું વર્ષ આરંભાયું એ બતાવનાર મૂળ સ્થિતિ, એમ તો ખરું જ. એ દૃષ્ટિએ આ હેવાલ ધ્યાનપાત્ર ગણાય.

વર્ષ દરમિયાન શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યા વધી છે; પરંતુ ત્રણ છોકરે એક છોકરો જ્યાં શાળામાં છે ત્યાં આગળ એ વધારો શા લેખામાં છે? અને જે રીતે આજે શાળાનું તંત્રસંગઠન થાય છે એ રીતે જો કરવાનું હોય, તો સરકારી નાણાસ્થિતિ એવી નથી કે ભણવાની વ્યવસ્થામાં કોઈ રીતે ઉછાળો આવી શકે. એ સ્થિતિમાં તો, સરકારી નિવેદનના શબ્દોમાં, 'સ્થિરતાપૂર્વક પ્રગતિ' જ શક્ય છે. આ સ્થિતિ પ્રાથમિક કેળવણીની થઈ.

માધ્યમિક કેળવણી બાબત નિવેદનનું એક વાક્ય જ ધ્યાન પર આણવાથી તેનો આખો પ્રશ્ન ટૂંકમાં સમજાશે: 'સંખ્યાની દૃષ્ટિએ માધ્યમિક કેળવણીની સ્થિતિ ગમે તેવી સંતોષકારક હોય, પરંતુ મૅટ્રિક પરીક્ષાની એના આખા ક્ષેત્ર પર વાગતી જોહુકમીને લઈને, માધ્યમિક શાળાઓનું કામ કોઈ પ્રકારની સંપૂર્ણતા તરફ જવાને બદલે માત્ર એક (કૉલેજની) પૂર્વતૈયારી જેવું જ છે, એમ લાગે છે.'

આથી કરીને, આ વર્ષનું આગળ પડતું કામ એ થયું છે કે, શિક્ષણક્ષેત્રના નીચેના વિધવિધ પ્રશ્નો તપાસવા માટે ચાર ખાસ સમિતિઓ નીમવામાં આવી હતી: (૧) શારીરિક કેળવણી, (૨) પ્રૌઢ કેળવણી, (૩) ઔદ્યોગિક કેળવણી, (૪) પ્રાથમિક શાળાના શિક્ષકોની તાલીમ. હવે આ સમિતિઓનાં નિવેદનો બહાર પડી ચૂક્યાં છે અને સરકાર તે મુજબ કામો પણ ઉપાડવા લાગી છે.

પ્રજાકીય સમિતિની મારફત કેળવણીના વિવિધ પ્રશ્ન વિચારવી પગલાં ભરવાની નીતિ વખાણવા જેવી ગણાય. પરંતુ, યુ. પી. તથા બિહાર સરકારે જે રીતે કામ ઉપાડ્યું છે તે જોતાં, સ્વતંત્ર ને અલગ અલગ સમિતિઓ નીમવાથી આખો પુનર્ઘટનાનો પ્રશ્ન નાહક ટુકડા નથી થઈ જતો? બિહાર સરકારે સમગ્ર પુનર્ઘટના સારુ એક વ્યાપક સમિતિ નીમી, જે આખું ચિત્ર એકસળંગ ને સાંગોપાંગ વિચારી શકે. આપણે ત્યાં અલગ અલગ ભાગો નિહાળાતા હોવાથી, બધાનું સમન્વિત એકીકરણ કરવાનું રહ્યું રહે છે. એ જ્યાં સુધી ન થાય ને નજરમાં ન આવે ત્યાં સુધી, ભાગો પર જતી નજર બરોબર ઠરે નહીં ને ખ્યાલ આવે નહીં, એ ઉઘાડું છે. કદાચ એ ભાગોમાં નાહકની ખેંચાખેંચી પણ ઊભી થાય.

હવે મુંબઈ યુનિવર્સિટી પરનો અધિકાર, જે હિંદી સરકાર પાસે હતો, તે પ્રાંતીય સરકારને કાયદેસર સોંપાયો છે. એટલે તેને અંગે પણ વિચાર શરૂ કરવો જોઈશે. કદાચ, આજના તંત્રની નાડ જેના હાથમાં છે એવી આ સંસ્થા પ્રાંતીય સરકારના હાથમાં અત્યાર સુધી ન હોવાથી, ઉપર મુજબ વિભાગીય કામ ને વિચારણા કરવાં પડ્યાં હશે. હવે એ કાબૂ હાથમાં આવ્યો છે એટલે આશા રાખીએ કે, પુનર્ઘટનાનું આખું ચિત્ર વિચારવા ને રજૂ કરવા પ્રયત્નો થશે.

૮-૧૦-'૩૯ મ.

ડાહ્યાં અને ભલાં બાપ કે વાલી પોતાનાં બાળકોને માટે જે
ચીજ ઇચ્છે તેને રાષ્ટ્રે બધાં બાળકોને માટે ઇચ્છવું જોઈએ.

(ઇંગ્લન્ડની પ્રાથમિકશાળાના હેવાલમાંથી)

# માસિક વિવેચન

## 'શિક્ષણ અને સાહિત્ય'ની મુદ્રા

વિદ્યાસાગર તો કેટલો વિશાળ અને વિપુલધન છે! સાગર જો રત્નાકર છે તો તે વિદ્યાસાગર માટે તો અધિકાધિક લાગુ પડે છે. એનાં અણમોલાં મોતી ત્રણ છે; હંસધ્વજ વિવેક યાં નીરક્ષીરન્યાય, કમલપત્રવત્ અનાસક્તિ, અને કમલરૂપી વિકાસ, પ્રસન્ન નિર્મળતા અને પ્રગલ્ભતા. આવા સમૃદ્ધધન વિદ્યાસાગરમાંથી નવજીવન-સૂર્યનો ઉદય થાય છે. તેના પ્રકાશમાં અને નીચેના વિદ્યાજલમાંથી પુષ્ટ થઈને શિક્ષણ-અને સાહિત્ય-રૂપી કળી અને કમળ બહાર પડે છે. શિક્ષણ વિનમ્ર છે. સમાજમાં બધે વ્યાપતું છતું તે 'ઉદ્દંડ' નથી બનતું, કેમ કે તેને બધા ઉપર વિજય મેળવવો છે. પણ તેમાંથી જ જન્મતું સાહિત્ય જો પ્રગલ્ભ બને છે, ખીલે છે, તો ઉદ્દંડ પણ બને છે: "સૌ કોઈ મને જ જુઓ" એમ માથું ઊંચું કરી આખા અવકાશને તે પૂરવા માગે છે. જાણે કે એ જ આખા સાગરનો રાજા હોય! શિક્ષણ નમ્રભાવે માથું ઝુકાવી તેની માતા તરફ જ જુએ છે. વિદ્યાજલ, વિવેક-હંસ અને કમલપત્ર જ એનાં ધ્યેય છે. એ સંભાળીશું તો સાહિત્ય-કમલ તો સિદ્ધ જ છે. એ ભૂમિકામાંથી તેનાથી ઉદ્દંડ બની નહિ શકાય, ભલે તે તેવું દેખાય. પાકનાં ડૂંડાં તો ઉપર અને આકાશદૃષ્ટિ જ હોય.

અને આ આખા ચિત્રનો ધ્વનિ છે 'सा विद्या या विमुक्तये'। જે વિદ્યાસાગરમાંથી વિવેક અને અનાસક્તિ તથા નવજીવન પ્રગટે તેનો સહજ વિપાક એક જ છે, અને તે વિમુક્તિ.

## ૭૦મી વર્ષગાંઠ

ઘણાં છાપાંમાં ને બીજે એમ લખાયું ને બોલાયું કે રેંટિયાબારશે ગાંધીજીની ૭૧મી વર્ષગાંઠ હતી. ના; ૭૦મી વર્ષગાંઠ ગઈ, એટલે કે ૭૧મું વર્ષ તેમને બેઠું. બાળક જન્મે ને વર્ષ પૂરું કરે ને બીજું તેને બેસે તે દિવસે તેની પહેલી વર્ષગાંઠ ગણાય. આ પરથી ઉપરની સાદી ભૂલ તરત સમજાઈ જશે.

## કેટલાક પારિભાષિક શબ્દો

નવા નવા બનાવો, નવી નવી હકીકતો, ને નવા નવા વિચારો તથા તત્ત્વો આવે તે પ્રમાણે આપણી ભાષામાં ઉપયુક્ત શબ્દો યોજવા જોઈએ. આ કામ મુખ્યત્વે છાપાંને માથે હોય છે; પણ તે બાબત આજે તો તેમનું બેધ્યાન કે ઉપેક્ષા જ છે, એમ કહેવાય.

ઇટલીના 'ફેસીઝમ' માટે 'સંહતિવાદ' શબ્દ 'કૃપાલાનીના લેખો'માં પહેલો મુકાયો. છાપાંવાળા-માંથી કેટલાકે તે અપનાવ્યો, પણ છાપે છે 'સંહત-વાદ'! 'ફેસીઝમ' માટે 'સંહતિવાદ' રૂઢ કરી શકાય.

'નાઝીઝમ'માંનો 'નાઝી' શબ્દ સરળ છે, સૌને મોઢે ચડી ગયો છે. તો 'નાઝીવાદ' શબ્દ એને માટે ચાલે.

'ફેડરેશન' લખાય છે. 'સમવાય' જેવો સુંદર શબ્દ મળતાં છતાં પણ બેદરકારીથી, એ જ વપરાય ને અંગ્રેજી શબ્દ જાય, એ નથી બનતું, 'સમવાય-તંત્ર', 'સમવાયી', 'સમવાયક' વગેરે તેનાં રૂપો જરૂર પ્રમાણે કરાય તો બધી જાતની જરૂર 'સમવાય' શબ્દથી પૂરી થશે.

નાટ્યપ્રયોગોનું 'રિહર્સલ' થાય છે, પણ તે ગુજરાતીમાં નથી થતું. તેને માટે 'પૂર્વાવર્તન' શબ્દ ચાલે. પરીક્ષામાં પાસ થવા માટે છોકરા 'પુનરાવર્તન' કરે અને નાટકમાં સફળ થવા 'પૂર્વાવર્તન' કરે.

'વર્ધા કેળવણી'ને અંગે પણ પરિભાષા જરૂરની છે. તે વિષે વળી આવતે મહિને.

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી આપણી જૂનામાં જૂની સાક્ષર-સભા કહેવાય. ૧૯૩૮ના ડિસેંબરમાં તેને ૯૦ વર્ષ પૂરાં થયાં. તેના ૯૦મા વર્ષનો કાર્યહેવાલ હમણાં બહાર પડ્યો છે. અને તેની સાથે તે સભા જે વાર્ષિક વ્યાખ્યાન અપાવે છે, તે પણ પ્રસિદ્ધ થયું છે.

આ સંસ્થાના ૭૮૦ આજીવન સભાસદો છે. વરસો-જૂના રિવાજ મુજબ, તેની વર્ગણી એ પ્રમાણે

## ડૉ. મૉન્ટેસોરી ભલે પધારો

ડૉ. મૉન્ટેસોરી હિંદમાં પધારે છે અને ઑક્ટોબરની ૨૮મીથી જાનેવારીની ૨૭મી સુધી, એટલે કે, ૩ માસનું એક શિક્ષણસત્ર મદ્રાસના અદ્યાર આશ્રમમાં ચલાવે છે, એ આપણા કેળવણી-જગતને માટે મોટી આનંદની વાત છે. અદ્યારના એ શિક્ષણસત્રના વ્યવસ્થાપકે બહાર પાડ્યું હતું કે, ૨૦૦ જેટલા વિદ્યાર્થીઓને આ વર્ગમાં લઈ શકાશે અને અરજીઓ એટલી બધી આવે છે કે હવે થોડા જ દિવસમાં નવી અરજીઓ લેવાનું બંધ કરવું પડશે. ડૉ. મૉન્ટેસોરીના સ્વાગતને માટેના આપણા ઉત્સાહની આ સચોટ નિશાની ગણાય. આ ૨૦૦ની ટુકડીમાં સારી પેઠે ગુજરાતીઓની સંખ્યા છે એ આનંદવા જેવી વાત, સાથે સાથે, હૃદયમાં વાગે છે, અને તે એથી કરીને કે, આપણા પીઢ બાલ-કેળવણીકાર આજે હયાત નથી. શ્રી. ગીજુભાઈ આજે હોત તો એમને કેટલો આનંદ થાત? એમના નેતૃત્વ નીચે ગુજરાતની ટુકડી અદ્યારમાં કેવી શોભત? પણ એમ બનવાનું લખાયું નહોતું. છતાં એમના આત્માને, મૅડમ મૉન્ટેસોરી આપણા દેશમાં પધાર્યાં છે તેથી, અચૂક આનંદ થશે જ.

મૅડમ મૉન્ટેસોરી ઉંમરે ઠીક ઘરડાં થયાં છે. તેવડી ઉંમરે પણ તે અહીં પધારી ત્રણ ત્રણ માસનું શિક્ષણસત્ર ચલાવવા ધારે છે એ એમની શરીરશક્તિ તથા એમનાં બાળકપ્રેમ અને શિક્ષણકાર્યની લગની કેવાં ભારે છે એ બતાવે છે. કેળવણીની દીક્ષા લીધેલાં એ બાઈ છે. એ કાર્યને અર્થે એમણે દેશાવર ખેડ્યા છે. તે મૂળવતની ઇટાલીનાં છે; અને દરેકે જાણવા જેવી બીના છે કે, તે ઇટાલિયન ભાષામાં જ બોલે છે. અદ્યારના આ ત્રૈમાસિક વર્ગમાં ૩૦-૪૦ વ્યાખ્યાન એ જ ભાષામાં તે આપવાનાં છે, અને દુભાષિયો તેને અંગ્રેજીમાં કહેતો જાય એવી ગોઠવણ રહેશે. અદ્યાર આશ્રમમાંથી બહાર પડેલી આ વર્ગની બોધપત્રિકા કહે છે, "ડૉ. મૉન્ટેસોરી બરોબર સમજે છે કે બીજા દેશો કરતાં હિંદમાં પરિસ્થિતિ જુદી છે, અને તેઓથી હિંદી બાળકોની જરૂરિયાતો પ્રમાણે પોતાના સિદ્ધાંતોને ઘટાવી લેવા ધારે છે. તેઓ પોતે હિંદ આવવાનું થાય છે તેથી ખુશી થયાં છે, કેમ કે તે એમ માને છે કે, કેળવણીની ખરેખરી આધ્યાત્મિક દૃષ્ટિને ઝીલવાને માટે આ દેશ અનેક રીતે વધારે યોગ્ય નીવડશે."

ડૉ. મૉન્ટેસોરી એક આધ્યાત્મિક બાઈ છે, અને તેમની શિક્ષણ પ્રત્યેની ભક્તિ મુક્તિની એક ઉપાસના જેવી પ્રખર છે. એમણે જે શિક્ષણપદ્ધતિ ખીલવી છે તેમાં તેમણે વિદ્યાનો જે એકમાત્ર ઉદ્દેશ મુક્તિદાન છે તેને ધ્યાનમાં રાખ્યો છે. તેથી જ તેમણે શિક્ષણનાં ભલતાં પ્રેરક બળોને સ્થાને બાળકની મુક્તિ માટેની સહજ પ્રેરણાને મુખ્ય બળ માનીને, તેને આધારે આખું શિક્ષણતંત્ર રચવાનું રાખ્યું છે. ગાંધીજી ૧૯૩૧માં યુરોપ ગયા ત્યારે એમને મળ્યા તે વેળા તેમણે આપણા રાષ્ટ્રીય કેળવણીના પ્રશ્નની વાત કરતાં કહ્યું હતું, "હિંદુસ્તાનનાં ઝૂંપડાંઓમાં રહેતાં બાળકોને સાચું શક્તિશાળી શિક્ષણ આપવાનો પ્રશ્ન અમારી સામે છે, અને અમારી પાસે પૈસા વગેરેનાં કશાં સાધનો નથી." અને એ પ્રશ્નની પાછળ હવે આખું હિંદ દોરાયું છે. મૅડમ મૉન્ટેસોરી આપણને એમાં માર્ગદર્શન કરો. હિંદની સાચી શક્તિ જો આધ્યાત્મિક છે, તો આ પ્રશ્ન તે શક્તિને જગવવાનો છે. બાળહૃદયને ને તે દ્વારા માનવહૃદયને પામી ગયેલાં આ મહાન શિક્ષિકા આપણને એ કાર્યમાં મદદ કરો. એ આપણા દેશમાં પધારે છે, તે વખતે સૌ કોઈ શિક્ષકને થવાનું જ, 'આપ અમારે આંગણે ભલે પધારો.'

## પ્રકાશન દ્વારા સેવા

ભિક્ષુ અખંડાનંદ અને એમનું સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, એનું નામ ન જાણનાર ગુજરાતમાં ભાગ્યે જ કોઈ પ્રૌઢ વયે પહોંચેલો ભણેલો માણસ હશે. એક જમાનામાં, જ્યારે આજની જેમ લોક-વાચન પૂરું પાડનારી સંસ્થાઓ નહિવત્ હતી, ત્યારે સ્વામીશ્રી અખંડાનંદે સને ૧૯૦૭માં આ તેમની સંસ્થા શરૂ કરી. પરંતુ, એ શરૂઆત એટલે શું? તે સંસ્થા એટલે ભિક્ષુ પોતે જ. ધાર્મિક અને લોકોપયોગી જ્ઞાન પૂરું પાડી લોકોની સેવા કરવાનો

મંત્ર જપતા આ સંન્યાસીએ અપરિગ્રહથી કામ શરૂ કર્યું. અને અપરિગ્રહથી કામ કરતાં કરતાં આજ લાખોની મિલકત ધરાવતી એક જબરદસ્ત લોકોપયોગી પ્રકાશનસંસ્થા તૈયાર કરી છે.

હવે સ્વામીજીએ પોતાનું વસિયતનામું બહાર પાડયું છે. તે જણાવે છે કે, "હું વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો છું, લકવો થયો છે, આ ક્ષણભંગુર દેહનો ભરોસો નથી; તેથી મારા ગુજર્યા બાદ મિલકતની સુવ્યવસ્થા થાય એ હેતુથી વસિયતનામું કરું છું." એ વસિયતનામામાં સ્વામીજીએ ટ્રસ્ટીઓ નીમીને તેમને આ સંસ્થા આરોપી લેવાનું કામ સોંપ્યું છે. તેમ કરવાની યુક્તિ એ બતાવી છે કે, જે આજ વરસોથી તે આચરતા આવ્યા છે. તે યુક્તિ એટલે સદ્‌ગ્રંથો ખોટ ખાઈને લોકને અર્ધી કિંમતે આપવા. તેઓએ, એ પ્રમાણે કરતાં, આજ સુધીમાં રૂા. ૧,૭૦,૦૦૦ વાપર્યા છે. અને એમ જ આગળ ઉપર કરતા રહીને આખું કામ પૂરું કરવા તે ટ્રસ્ટીઓને સૂચવે છે. તેમના મરણ બાદ ટ્રસ્ટીઓને એ કામ કરવાનું રહેશે.

છતાં, પ્રકાશનોનો હક પણ છેવટે બાકી રહે જ. તેને માટે તે જણાવે છે કે, નવજીવન જેવી પ્રજાકીય સંસ્થા તે હક ભોગવી શકે—ટ્રસ્ટીઓ તેવી સંસ્થા કે સજ્જનોને આ હકો આપી શકશે.

સંસ્થા ન આરોપતાં આગળ ચાલુ રાખવાની છૂટ પણ ટ્રસ્ટીઓને છે, પણ તેની શરતો અઘરી છે. એ બધી શરતોમાં અહીં ઊતરવાની જરૂર નથી. યોગ્ય ટ્રસ્ટીઓ મળે—ને શું કામ ન મળે?—તો આ સંસ્થાને આરોપવાની વાત શું કામ સ્વામીજીએ કરી છે તે સમજાતું નથી. એક પેઢી જેટલા અસ્પૃહ તપના ફળરૂપ આ સંસ્થાને સ્થિર રૂપે મૂકી દઈને ગુજરાતને તેઓ ન સોંપી શકત?

સ્વામીજીએ એમની નિઃસ્પૃહ સેવાથી અને જ્ઞાનોપાસનાથી ગુજરાતને ઋણી કર્યું છે. જ્યારે ગામડાંમાં કશું વાચન નહોતું મળતું, ને હજી આજે પણ બહુ મળતું નથી, ત્યારે સસ્તા સાહિત્યનાં પુસ્તકો નાનાં મોટાં સૌ કોઈ ગુજરાતમાં વાંચતાં હતાં. આજ આધેડ થયેલામાંથી ભાગ્યે જ કોઈ એવું હશે, જેમણે એ પુસ્તકોમાંથી એકાદુંય જોયું ન હોય. રામતીર્થ, રામકૃષ્ણ અને વિવેકાનંદ તો તેમણે જ ગુજરાતમાં જાણીતા કર્યા. વિવિધ ગ્રંથમાળાથી, ખરેખર, નિર્દોષ અને પ્રજાપોષક વાચનની વિવિધતા તેમણે આપી છે. પ્રકાશન દ્વારા લોકસેવા કરવાનો માર્ગ એમણે દેખાડયો છે. ગુજરાત ધારે તો, સ્વામીજીએ મૂકેલી શરતોનું પાલન શક્ય કરીને, ટ્રસ્ટીઓ પાસે આ સંસ્થા ચલાવડાવી શકે.

### માધ્યમિક શાળાઓ પર આક્ષેપ

અંગ્રેજી કેળવણીનું તંત્ર ઘડવા માટે 'ગ્રાન્ટ-ઇન-એડ' પદ્ધતિ બહુ સફળ નીવડી છે એમ હિંદના શિક્ષણના ઇતિહાસમાં કહેવાય છે. તે પદ્ધતિ લગભગ અંગ્રેજી કેળવણી જેટલી જૂની છે. શરૂઆતમાં તે પદ્ધતિએ બિન-સરકારી સાહસોને સારી મદદ પણ કર્યાનો પુરાવો મળી શકે છે. પરંતુ માધ્યમિક શિક્ષણની વેપારી કે બજાર કિંમત વધવા માંડી તેની સાથે એક બાજુથી ભણનારા વધ્યા તો તેમને ભણાવનારી નિશાળો પણ વધી. તેથી ભણેલાની બેકારીનો પણ ઉકેલ થતો જણાયો ને યુનિવર્સિટી પણ વધી. પરંતુ, આપણા પરવશ દેશમાં ઉદ્યોગધંધા ઓછા, એટલે થોડાં જ વર્ષોમાં આ શિક્ષણ અને બેકારીનો ચકરાવો ગૂંચવાઈ ગયો. પરિણામે, શુદ્ધ શિક્ષણના કાર્યમાં વેપારી ઉદ્દેશો ભળવા લાગ્યા. શિક્ષણની શાળાને બદલે શિક્ષણની પેઢી કહેવી પડે એવી શાળાઓ પણ જડી આવે તો આજે નવાઈ ન લાગે.

તાજેતરમાં કેળવણી ખાતા તરફથી માધ્યમિક શાળાઓ પર એક પરિપત્ર છૂટયાની વાત છાપાંમાં આવેલી તે વાંચ્યા પરથી આ વિચારો આવ્યા. 'ગ્રાન્ટ-ઇન-એડ' કાયદા પ્રમાણે, વધારેમાં વધારે, કુલ ખર્ચના ત્રીજા ભાગ જેટલી મદદ મળી શકે. કુલ ખર્ચનો આંકડો મોટો બતાવી શકાય તો આ રકમ વધે એ ઉઘાડું છે. સરકારી પરિપત્ર ઉપરથી લાગે છે કે, આ વધારવાનો ઉપાય એવો કાંઈક અજમાવાતો જણાય છે કે, શિક્ષકને આપવો ઘટે તે આદર્શ પગાર અને બેકારી કે વધારેપડતી છતને કારણે શિક્ષક ઓછે પગારે મળે તેની જે રકમ—આ બે વચ્ચે જે ફરક હોય એનો લાભ લઈ શકાય. આ

જે અને જેટલે અંશે સાચું હોય તો અને તેટલે અંશે તે માધ્યમિક શિક્ષણ ઉપર ભારે આક્ષેપ છે. દેશના નવજુવાન ધન પર આવા ધંધાની કેવી ભ્રષ્ટ અસર પડે એ જણાવવાની જરૂર નથી. દેશની પરતંત્રતા ને તેને કારણે ઉદ્યોગ-ધંધા અને રોજીનો અભાવ તથા અનેક એવાં રાષ્ટ્રઘાતક પરિણામો — આને લઈને સમાજશરીરને કેવા કેવા રોગો થાય છે! સ્વરાજ તાબડતોબ જોઈએ તે આને સારુ.

## વિદ્યાર્થીઓ માટે ગણવેશ

ઇલાકાની બધી માધ્યમિક શાળાઓનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ એક નક્કી થયેલો ગણવેશ રાખે એ ઇષ્ટ છે. તે પરથી સરકારે એક ભલામણ બહાર પાડી છે કે, ૧૯૩૯ના જૂનથી વિદ્યાર્થીઓનાં માબાપ, વાલીઓ, તથા શાળાના સંચાલકો વિદ્યાર્થીઓને માટે અમુક પહેરવેશ સ્વીકારે. છોકરા માટે ધોળું પહેરણ કે ખમીસ અને ગળી રંગનો ભૂરો જાંઘિયો હોય; છોકરીએ પોતાના સામાન્ય પહેરવેશ ઉપર ગળી રંગનો એક ' ઓવર-ઑલ '—જામો — પહેરવો. સાલ્લોઓઢણી ને ચણિયો પહેરતી છોકરીને આવો જામો કેવો દેખાય એ વળી નોખો સવાલ છે.

આ કપડાં કદાચ મોંઘાં પડે એમ દલીલ કરવામાં આવે તો તે બરોબર નથી, કેમ કે કોટ, ટોપી, ધોતિયું, ખમીસ ઇ.ને બદલે સાદું અર્ધું પાટલૂન કે જાંઘિયો 'ને ખમીસ સસ્તું જ પડશે, એમાં શંકા નથી.

આ પહેરવેશ કયા કપડાનો રાખવો જોઈએ એ સરકાર નથી કહેતી. ગવર્નરની લેવી, ઍન્યુએટોના પદવીદાનસમારંભ ઇ. પ્રસંગોએ અમુક જ કપડાનો પહેરવેશ વપરાય એવી સૂચનાઓ હોય છે એમ જાણ્યું છે. જો કપડાના રંગ તથા સીવણ વિષે નિયમ સૂચવી શકાય, તો તેની જાત વિષે સૂચવવામાં કશો તાત્ત્વિક વિરોધ તો ન જ હોઈ શકે. તો એ ગણવેશ ખાદીનો કેમ ન હોય ? બલ્કે, ખાદી એટલે શું એ જો આપણે બરોબર સમજીએ, તો ગણવેશ માટે ખાદી જ હોય એવો પ્રજામત કેળવી, સરકારને તેવો નિયમ કરવા માટે સહેલાઈ કરી આપી શકીએ. ખાદીને વરેલી સરકાર આજે તો એમ નથી સૂચવી શકી એ દુઃખદ છે. છતાં, જે શાળાઓ, સંચાલકો, માબાપો તથા વિદ્યાર્થીઓ ખાદીનું મહત્ત્વ જાણે છે, તેમણે તો ખાદીનો જ આગ્રહ રાખવો જોઈએ અને તેનો પ્રચાર કરવો ઘટે. ખાદીનો ગણવેશ જ હિંદી રાષ્ટ્રીય વિદ્યાર્થીનો સાચો ગણવેશ હોઈ શકે.

## મુંબઈ યુનિવર્સિટી અને રાષ્ટ્રભાષા

મુંબઈ યુનિવર્સિટીની ગઈ નિયામક સભા (senate)માં શ્રી. ખુ૦ ત૦ શાહે એવો ઠરાવ મૂક્યો હતો કે, મૅટ્રિક અને ત્યાર બાદ કૉલેજના વર્ગોમાં હિંદુસ્તાનીનો અભ્યાસ રાખવા વિષે વિચાર કરવાની, તે બાબતને લાગતીવળગતી કાર્યવાહક સમિતિઓને, ભલામણ કરવામાં આવે છે.

આ ઠરાવ પર ચર્ચા પણ થઈ! પરંતુ તેના કરતાં વધારે તલસ્પર્શી ચર્ચા જનતાએ બહાર જોઈ છે, એટલે એમાં બહુ આકર્ષકતા ન લાગી. વિદ્વાન ગણાય એવા મંડળમાં, તેના કરતાં વધારે ઊંડાણથી અને મુદ્દાસર ચર્ચા થઈ હોત તો શોભત.

ચર્ચાને અંતે ઠરાવ પર મત લેવાયા તો તરફેણના અને સામેના સભ્યોની સંખ્યા સરખી થઈ. શ્રી. શાહને માટે આ ઉત્સાહદાયક પરિણામ કહેવાય, કારણ કે, મુંબઈ યુનિવર્સિટીમાં આ પ્રશ્ન પર આટલી તરફેણ મળે એમ ઓછા માનતા હશે. છતાં મળી એ રાષ્ટ્રભાષાની ચળવળે પ્રજામત પર ઊંડે જઈને અસર કરી છે, એની પાણી નિશાની ગણાય.

બેઉ તરફથી સરખા મત પડતાં પ્રમુખે તટસ્થતાસૂચક પોતાનો મત આપ્યો: એટલે કે, તેમણે યથાપૂર્વમ્ રાખવા તરફ પોતાનું તુલસીપત્ર નાંખ્યું, અને ચાલતું-ચાલેનીતિના પલ્લાને નીચે નમાવ્યું. એટલે, રાષ્ટ્રીય કેળવણીનું આ અગત્યનું કામ શ્રી. શાહે ફરી વિચાર પર લાવવું પડશે.

મ.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૧ | અંક ૩

ડિસેમ્બર | નવજીવન, અમદાવાદ | ૧૯૩૯

# શિક્ષણ અને સાહિત્ય

ડિસેમ્બર, ૧૯૩૯

વર્ષ ૧ અંક ૩

## અનુક્રમણિકા



---

## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક-નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવનં કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

### લવાજમના દર

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય, પો. બૉક્સ ૧૦૫
અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧–અંક ૩] અમદાવાદ [ડિસેમ્બર, ૧૯૩૯


## वर्धा योजनानुं हार्दः अनुबंध

૧

શું વર્ધા યોજનાનું હાર્દ ઉદ્યોગનું શિક્ષણ સ્વાવલંબી બનાવવામાં આવે તેમાં રહેલું છે? ના. વર્ધા યોજનામાં એ ખ્યાલ છે જ નહિ કે, શાળા ચલાવવાનો બધો બોજો વિદ્યાર્થીઓ પર જ પડે. શાળાનું મકાન, તેની ઉદ્યોગ-શાળા, પુસ્તકાલય, પ્રયોગશાળા વગેરેનું ખર્ચ વિદ્યાર્થીની મહેનતમાંથી નહિ નીકળે. એ ખર્ચ તો સરકાર, સમાજ કે કોઈ દાનીએ કરવું રહ્યું. વર્ધા-શાળાઓના નિરીક્ષણ-પરીક્ષણનો બોજો પણ વિદ્યાર્થીઓ પર ન પડવો જોઈએ. વર્ધા-શાળાના વિદ્યાર્થી પાસેથી તો એટલી જ આશા રાખવામાં આવે છે કે, તે પોતાના રોજના ૩-૪ કલાકના ભણતરની સાથે કોઈ ને કોઈ ઉદ્યોગ કરીને મહિનામાં ૮-૧૨ આના કે રૂપિયો કમાઈને ગુરુદક્ષિણારૂપે આપે. અને એ દ્વારા સિદ્ધ કરી બતાવે કે, એનો ઉદ્યોગ માત્ર ખેલ નથી, પરંતુ બજારમાં એની કાંઈ ને કાંઈ કિંમત ઉપજે છે. આથી એને એ સંતોષ પણ થશે કે, આપણે મફત નથી ભણતા, પરંતુ તે બદલ રોજ ત્રણ ચાર કલાકની મહેનત આપીએ છીએ.

એની મહેનતમાંથી જે આવક થશે તે શાળા ખાતે જમા થશે. પણ એ આવક ઉપર શિક્ષકના પગારનો આધાર નહિ રહે. શરૂઆતમાં કંઈ આવક નહિ થાય, આગળ જતાં થોડીઘણી થવા લાગશે. કેમ કે, જો આપણે સાચું ઉદ્યોગશિક્ષણ પૂરતા સમય સુધી આપીએ તો બુદ્ધિશાળી વિદ્યાર્થીઓએ બનાવેલા માલની સારી સરખી કિંમત બજારમાં ઉપજવી જોઈએ. તે આવક પરથી વિદ્યાર્થીની ઉદ્યોગમાં થયેલ પ્રગતિની કસોટી તો અવશ્ય થશે. છતાં, વર્ધા યોજનામાં સ્વાવલંબન ગમે તેટલું મહત્ત્વનું હોય, તેનું હાર્દ એ નથી.

'તો શું ઉદ્યોગનું પ્રાધાન્ય જ વર્ધા યોજનાનું હાર્દ છે?' ઘણા કહેશે, 'હા, એ જ એનું હાર્દ છે.' પણ એય બરોબર નથી. ઉદ્યોગશિક્ષણની સંસ્થાઓ હોય છે એમાં ઉદ્યોગનું પ્રાધાન્ય અવશ્ય હોય છે; પણ એ સંસ્થાઓને વર્ધા યોજના જોડે કંઈ સંબંધ નથી.

જે લોકો માને છે કે, ઉદ્યોગશિક્ષણ અને બૌદ્ધિક શિક્ષણ અલગ અલગ છે તેઓ વર્ધા યોજના કદી નહિ સમજી શકે. પુસ્તકો દ્વારા બુદ્ધિવિકાસ થાય છે અને ઉદ્યોગ દ્વારા નથી થતો એમ માનનારા પણ વર્ધા યોજનાને નહિ સમજી શકે ઊલટું, વર્ધા યોજનાના મૂળમાં રહેલી ભાવના તો એ છે કે, ઉદ્યોગ દ્વારા આપણે જેટલો બુદ્ધિવિકાસ સાધી શકીએ છીએ તેટલો કદાચ પુસ્તકિયા ભણતરથી થવો અસંભવિત છે.

વર્ધા યોજનાનો મુખ્ય ઉદ્દેશ બુદ્ધિવિકાસને વધારે સફળ કરવાનો છે. જો એનાથી આજના કરતાં અધિક બુદ્ધિવિકાસ નહિ થાય, તો તે યોજના નિષ્ફળ છે અથવા તો એ અમલમાં મૂકનારને પોતાનું કામ નથી આવડયું, એમ જ કહેવું પડશે.

આપણે રાષ્ટ્રોપયોગી હુન્નરઉદ્યોગ સફળતાથી શીખવીએ એમાં પણ વર્ધા યોજનાનું હાર્દ નથી. એનું હાર્દ તો એ વસ્તુમાં છે કે, આપણે રાષ્ટ્રોપયોગી ઉદ્યોગોની તાલીમ એવી રીતે આપીએ કે તે આવડતની સાથોસાથ, તે વખતમાં જ અને તે ઉદ્યોગ દ્વારા વિદ્યાર્થી સફળ, સમૃદ્ધ અને સર્વાંગપરિપૂર્ણ જીવનને માટે જરૂરના એવા બધા વિષયોનું જ્ઞાન પણ મેળવે. માત્ર મેળવે જ એમ નહિ, એને પચાવે અને પોતાની આકલનશક્તિ અને કૌશલ્ય એ દ્વારા વધારી શકે.

આ ઉદ્દેશની સફળતા માટે એ અતિ આવશ્યક છે કે, શિક્ષક વિદ્યાર્થીઓમાં ઉદ્યોગની કુશળતા ઉત્પન્ન કરતાં કરતાં એ ઉદ્યોગનાં બધાં અંગ-ઉપાંગોનો જીવનોપયોગી બધા વિષયો સાથે ચોક્કસ રૂપે જે અનુબંધ છે, તે તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન દોરે, અને આ અનુબંધના આધાર પર વિદ્યાર્થીઓને આવશ્યક પ્રમાણમાં જુદા જુદા વિષયોનું જ્ઞાન આપતો રહે. અનુબંધ બનાવતાં

બતાવતાં આવશ્યક પ્રમાણમાં જ્ઞાન આપવામાં આવે તો તે સહેલાઈથી લઈ શકાય છે અને વિના તકલીફે હજમ પણ થઈ જાય છે. શાળાકૉલેજની બહાર, નિયમબદ્ધ ભણતર વગર, જીવન પર્યન્ત અનુભવ દ્વારા જે જ્ઞાન મળે છે તેનો બોજો કોઈને કદી લાગ્યો નથી. અશિક્ષિત મનુષ્ય પણ કુદરતી રીતે જીવન પર્યન્ત જે રીતે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે જ રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ વર્ધા યોજનામાં પસંદ કરવામાં આવી છે. મનુષ્યના જીવનનો નવદશાંશ ભાગ આજીવિકા મેળવવામાં ચાલ્યો જાય છે. કોઈ ને કોઈ ઉદ્યોગ અથવા મજૂરી કરીને તેને પોતાની આજીવિકા પ્રાપ્ત કરવી પડે છે અને એમાં સફળ થવા માટે તેને લાગતીવળગતી અનેક વાતો જાણવી પડે છે. તેની માહિતી જેટલી વધારે તેટલી જ તેની જીવન-સફળતા પણ વધારે. આથી આજીવિકા માટે તે જ્યારે કામ કરતો હોય છે ત્યારે જાગૃત રહીને જીવનોપયોગી માહિતી જ્યાંથી મળી શકે ત્યાંથી મેળવતો રહે છે. જો આ જાગરૂકતા જરા પણ ઓછી થાય તો એની સફળતામાં એટલા પ્રમાણમાં ખામી આવી જાય છે.

## ૨

અનુબંધ માટેનો અંગ્રેજી શબ્દ 'કૉન્રિલેશન' છે. એનું ખરું સ્વરૂપ પહેલાં સારી રીતે સમજી લેવું જોઈએ.

આ સૃષ્ટિ એકરૂપ છે, એમાં નજરે પડતી બધી વસ્તુઓ કોઈ ને કોઈ રૂપમાં એકબીજી સાથે સંબંધ ધરાવે છે. કરોળિયાની જાળમા અથવા બીજી કોઈ પણ જાળમાં બધા તાંતણાઓનો પરસ્પર સંબંધ હોય જ છે. એક તંતુ અથવા દોરો ખેંચવામાં આવે તો એની અસર આખી જાળ ઉપર પડયા વિના રહેતી નથી. આ જ રીતે આ દુનિયામાં બધી બાબતો પરસ્પર સંકળાયેલી છે. કોઈ પણ એક બાબતની આપણે પૂરેપૂરી છણાવટ કરીએ તો તે છણાવટ આપણને દુનિયાની બધી વસ્તુઓની નજીક જરૂર લઈ જશે. એટલે દરેક વસ્તુનો બીજી વસ્તુઓ સાથે કંઈ ને કંઈ સંબંધ હોય જ છે. આ સંબંધને જ અનુબંધ કહે છે. આવો અનુબંધ કોઈ બાબતમાં ન પણ મળે, એવી શંકા નહિ રાખવી જોઈએ. અનુબંધ તો વિશ્વમાં ભરેલો છે જ, એને શોધવાની આપણી શક્તિ હોવી જોઈએ.

'કૉન્રિલેશન' માટે અનુબંધ શબ્દ નવો નથી તર્કશાસ્ત્રમાં પણ આ શબ્દ મળી આવે છે અને સામાણુ લોકોની બોલીમાં પણ તે માલૂમ પડે છે. ગીતા જેવા સાર્વભૌમ ધર્મગ્રંથમાં પણ તે મળે છે અને કહેવતોમાં પણ તેને સ્થાન છે. જ્યારે આપણને કોઈને ત્યાં અચાનક ભોજન કરવાનો પ્રસંગ આવે છે ત્યારે કહીએ છીએ કે, 'અન્નજળનો અનુબંધ હતો એટલે આપને ત્યાં ભોજન કરવાનો પ્રસંગ આવ્યો.' 'દાણેદાણા પર ખાનારનું નામ' પહેલેથી જ લખેલું હોય છે, એટલે જ્યાં તે દાણો જશે ત્યાં તેને ખાનાર પણ જરૂર પહોંચી જશે, કારણ કે બંને વચ્ચે અનુબંધ છે. મહારાષ્ટ્રમાં આવા અવશ્યંભાવી સંબંધને 'ઋણાનુબંધ' પણ કહે છે.

આપણી સંસ્કૃત પ્રણાલી અનુસાર કોઈ પણ શાસ્ત્રનું અધ્યયન શરૂ કરતા પહેલાં તેનું 'અનુબંધ-ચતુષ્ટય' જોવું પડે છે. વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ એ ચાર અનુબંધ ખાસ જોવા જોઈએ, એવી શાસ્ત્રીય અધ્યયનની પદ્ધતિ છે. જીવનમાં તેમ જ અધ્યયનમાં 'अनुबन्धादिकं दृष्ट्वा सर्वं कार्यम् यथाक्रमम्' । ગીતામાં પણ કહ્યું છે કે, જે પોતાના કાર્યમાં અનુબંધ વગેરે જોતો નથી તેને પોતાના કામમાં સફળતા મળતી નથી અને એના જ્ઞાનમાં અપૂર્ણતા આવી જાય છે. માત્ર અપૂર્ણતા જ નથી આવતી પણ બધું જ્ઞાન જ નાશ પામે છે.

ઘણા લોકો 'કૉન્રિલેશન' અને 'ઍસોસિયેશન ઑફ આઇડિયાઝ' (સહચારી ભાવ) વચ્ચેનો ભેદ સમજતા નથી. સહચારી ભાવ કાલ્પનિક પણ હોઈ શકે; અનુબંધ 'વસ્તુગત' (ઑબ્જેક્ટિવ) છે. 'ઍસોસિયેશન' મનોગત (સબ્જેક્ટિવ) છે. કોઈ પણ ચીજ જોવાથી, નામ માત્રનું સાધર્મ્ય કલ્પનામાં આવતાં, બીજી કોઈ ચીજનું સ્મરણ થાય તે સહચારી ભાવ છે. આ તો લૈંગિક પ્રયોગ થયો. અનુબંધની વાત જુદી છે. અનુબંધ કલ્પનામાં આવે કે ન આવે; તે વસ્તુગત છે જ. તેથી અનુબંધ શોધવો અને એને આધારે આગળ વધવું એ શાસ્ત્રશુદ્ધ વ્યાપાર છે.

## ૩

જેઓ કદી 'શિક્ષણ' પામવા ભાગ્યશાળી નથી થયા છતાં જીવનવ્યવહારમાં જાગૃત રહીને પોતાના જ્ઞાનમાં અને કાર્યકુશળતામાં વૃદ્ધિ કરતા રહે છે, એવા લોકોમાં એક પ્રકારની સ્ફૂર્તિ, પ્રત્યુત્પન્ન બુદ્ધિની સૂઝ અને આત્મવિશ્વાસ જોવામાં આવે છે. એનું કારણ એ છે કે, તેઓ માત્ર જ્ઞાન પાછળ પડેલા હોતા નથી. એમને તો ફક્ત જીવવું છે. 'ખાવું, પીવું, નીરોગી રહેવું, દરેક વસ્તુ સમજીને એમાંથી લાભ ઉઠાવવો, પોતાની કર્તૃત્વશક્તિ વધારવી, હૃદયથી પ્રેમ કરવો અને પોતાના વ્યક્તિત્વનો વિકાસ સાધીને જીવનને સમૃદ્ધ કરવું,' એ જ એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ હોય છે.

આ લોકોની સરખામણીમાં જેઓ કેવળ ધનસંગ્રહ વધારવા ઇચ્છે છે, કેવળ સાધનસંપત્તિનો ઢગલો કરવા માગે છે, જ્ઞાનનો ભાર વધારીને તેની નીચે પોતાને જ દબાવી દેવા માગે છે, એમનું જીવન સાથે જ શક્તિહીન અને દયાપાત્ર દેખાય છે.

જે માણસ ભૂખ હોય તે કરતાં વધારે ખાય છે તેનું શરીર બગડે છે. તેનો ઉત્સાહ ઊડી જાય છે અને જે પ્રાથમિક પ્રેરણાથી તે ખાય છે તે પ્રેરણાની તીવ્રતા અને અભિરુચિ પણ ક્ષીણ અને વિકૃત થઈ જાય છે. ભૂખ કરતાં વધારે ખાનારને અને ધરાયેલા માણસને ખાદ્ય વસ્તુનો પૂરો સ્વાદ પણ નથી મળતો. તેની જીભની શક્તિ ઘટી જાય છે. સ્વાદનો સૂક્ષ્મ ભેદ તો એ પરખી જ નથી શકતો. એના શ્વાસમાંથી દુર્ગન્ધ નીકળે છે, દાંત કમજોર થઈ જાય છે, મુખની કાંતિ મલિન થઈ જાય છે અને છેવટે તે અપચો, બંધકોશ, અતિસાર વગેરે અનેક રોગોનો ભોગ થઈ પડે છે.

એ જ માણસ ખાવાની પાછળ ન પડતાં સફળતાપૂર્વક જીવવાની પાછળ પડે, જમીન ખોદવી, લાકડાં કાપવાં, પાણીમાં તરવું, દોડધામ કરવી, ભાર વહેવો, ઘોડે બેસીને ફરવું વગેરે આનંદદાયી જીવનવ્યવસાયોમાં મસ્ત રહે અને ક્ષુધાનિવારણ માટે જ ખાવાનો ખ્યાલ રાખે, તો તે અગાઉના કરતાં વધારે ખાઈ શકશે. તેને ખાવામાં વધારે આનંદ આવશે અને તે ગમે તેટલું ખાશે, કવખતે પણ ખાશે તોયે તેને ખાવાનો બોજો માલૂમ નહિ પડે. પશુપક્ષી કુદરતની પ્રેરણાને વફાદાર રહે છે એટલે તેમને કદી અપચો થતો જ નથી. જંગલનાં પશુપક્ષી અને વાંદરાં આખો દિવસ ફરતાં ફરે છે, કૂદતાં ઊછળતાં રહે છે અને સાથે સાથે ખાતાં જાય છે. તેમને કદી બદહજમી થઈ નથી. બદહજમી કેવળ માણસ અને માણસ સાથે સંબંધ રાખીને બગડેલાં પશુપક્ષીઓ માટે છે.

ભોજન સંબંધી જે વાત ઉપર જણાવી તે જ જ્ઞાન અને ધનને પણ લાગુ પડે છે. આપણે ભોજન પાછળ ન પડવું જોઈએ; માત્ર જીવન પાછળ પડવું જોઈએ. જીવતાં જીવતાં જેટલું ભોજન લેવું પડે તેટલું જ લેવું એ નિયમ આપણે જ્ઞાનને લાગુ પાડીએ અને બિનજરૂરી જ્ઞાનસંગ્રહ ન કરીએ, તો જ્ઞાનના અપચાથી જે બૌદ્ધિક ક્ષીણતા આવે છે, નૈતિક નિર્ણયમાં જે અનિશ્ચય આવી જાય છે, એ દોષો જીવનમાં નહિ આવે. મહેનત મજૂરીને લીધે જેમ ભૂખ તેજ થાય છે, તેમ જીવનવ્યાપારને આપણે બુદ્ધિયુક્ત, હેતુયુક્ત અને વિશાળ યોજનાયુક્ત કરી દઈએ, તો જિજ્ઞાસા અથવા ચિકીર્ષા* રૂપી ભૂખ એટલી બધી વધી જાય છે કે, આખી દુનિયાનું જ્ઞાન મેળવી લઈએ અને દરેક પ્રકારની કારીગરી હસ્તગત કરી લઈએ છતાં તેનો બોજો માલૂમ નહિ પડે.

આહારસેવનમાં આપણે ભોજનપરાયણ નહિ પણ જીવનપરાયણ બનીએ, શિક્ષણગ્રહણમાં પણ આપણે જ્ઞાનપરાયણ નહિ પણ જીવનપરાયણ બનીએ અને સાધનસંગ્રહમાં પણ આપણે સંપત્તિપરાયણ ન થતાં જીવનપરાયણ જ થઈએ, તો આપણું જીવન નીરોગી, સમર્થ, કુશળ અને સમૃદ્ધ થશે અને શારીરિક, બૌદ્ધિક તથા સામાજિક રોગોથી આપણે સર્વથા બચી જઈશું. આપણે કટ્ટરતાથી જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ. જીવનનાં બધાં જ પાસાંનો વિકાસ કરતા જઈશું તો જીવનનાં દરેક અંગપ્રત્યંગ પોતપોતાની સાથે સંબંધ ધરાવનારાં જ્ઞાન અને કારીગરી પોતાની મેળે જ માગી લેશે. અને જે વસ્તુની જરૂર કુદરતી રીતે ઊભી થઈ નથી તેનો વ્યર્થ સંગ્રહ કરવાનો લોભ આપણે બિલકુલ નહિ રાખીએ. (સાધારણ શિક્ષણનો જ એક દાખલો લો. ગુણાકાર સિવાય ગણિત-વ્યવહાર ચાલી શકે નહિ. ગુણાકાર ઝડપથી કરી શકીએ તે માટે આપણે પાડા શીખીએ છીએ. જેઓ કેવળ જ્ઞાનપરાયણ હશે તેઓ એકથી હજાર, લાખ, કરોડ સુધીના ગડિયા બનાવીને તે મોઢે કરવા બેસી જશે અને એમાં જ ગૂંચાઈ મરશે. એથી ઊલટું, જે લોકો જીવનવ્યવહારને જ મુખ્ય ગણે છે તેઓ જાણે છે કે વીસ કે ત્રીસ પછીના પાડા કંઈ કામના નથી. આવા લોકોમાં પણ જેઓ આંધળા છે તેઓ એકથી વીસ સુધીના પાડા મોઢે કરતા રહેશે અને આગળ જતાં જે પાડાની વ્યવહારમાં ભાગ્યે જ જરૂર પડે છે એવા પાડા ભૂલી જશે. જેમને ગણિતની નહિ પણ વ્યવહારની દરકાર છે તેઓ અગિયારા, તેરા, ચૌદા, સત્તરા, અઢારા અને ઓગણીસા નહિ શીખે. ટૂંકમાં, જે જ્ઞાનની વ્યવહારમાં વિશેષ જરૂર હોય છે તેને જ આપણે શોધતા રહીશું. અને એ જ આપોઆપ સ્થાયી થતું જશે. અને બાકીનું જ્ઞાન વિસ્મૃતિના પ્રવાહમાં વહી જઈને મગજનો બોજો હલકો કરી નાખશે. આવશ્યક વસ્તુઓનો સંગ્રહ કરવો અને નકામી

---

* ચિકીર્ષા એટલે આપણી કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોની સતત વ્યાયામશીલતા; પોતપોતાના વિષયને સ્પર્શ કરીને તે વિષયોનો અને પોતાની શક્તિનો પરિચય કરવો એ એમનું કાર્ય. આ જિજીવિષાનું એક આવશ્યક અંગ છે.

વસ્તુઓનો ત્યાગ કરવો એ સિદ્ધાંત દરેક કાર્યાલય, પુસ્તકાલય અને મ્યુનિસિપાલિટી માટે જેટલો જરૂરનો છે તેટલો જ જ્ઞાનસંગ્રહમાં પણ જરૂરનો છે. અને માણસ ડાહ્યો થશે ત્યારે સમજશે કે ધનની બાબતમાં તો આ સિદ્ધાંતપાલનની આવશ્યકતા ખૂબ જ છે.)

અનુબંધનો સાર્વભૌમ સિદ્ધાંત કહે છે કે, જીવન જીવતા જાઓ, જીવનને શુદ્ધ, સમર્થ અને સમૃદ્ધ બનાવતા જાઓ. હવે, જીવવાને માટે પરિશ્રમ, આહાર, આજીવિકાનું સાધન, કૌશલ્ય અને સામાજિક સંગઠન આવશ્યક છે. આ બધી સાચી આવશ્યકતાઓની પૂર્તિ માટે જે જ્ઞાન અને કારીગરી જરૂરી લાગે તેટલા પ્રમાણમાં તેની ઉપાસના કરો અને તેના નકામા સંગ્રહનો લોભ ન કરો. વ્યાખ્યાનમાં અસંબદ્ધ વાતો લાવવાથી જેમ વ્યાખ્યાન નીરસ અને ભારરૂપ થઈ જાય છે એ જ રીતે શિક્ષણવ્યાપારમાં વાસ્તવિક જીવન સાથે જે જે બાબતો અનનુબદ્ધ છે—અસંબદ્ધ છે, તેમનું પણ સમજવું જોઈએ.

૪

અનુબદ્ધ શિક્ષણપદ્ધતિમાં જે અભ્યાસક્રમ આપવામાં આવે છે તે ફક્ત સૂચના રૂપે જ હોય છે. અનુભવી લોકોની કેવળ ભલામણ જ હોય છે. વર્ધા યોજનામાં જે અભ્યાસક્રમ આપ્યો છે તેમાં આ જ મોટો દોષ રહી ગયો છે કે એ અનુબદ્ધ નથી કારણ કે વર્ધા યોજના ઘડનારા અમે જેટલા જ્ઞાનપરાયણ હતા, તેટલા જીવનપરાયણ નહિ. જ્ઞાનના પ્રેમી અને લોભી અમે લોકોએ માની લીધું કે, જીવનમાં આટલી આટલી બાબતોની આવશ્યકતા રહેશે જ અને એમનો અનુબંધ જીવન સાથે સિદ્ધ થશે જ. આજે પણ હું એમ નથી કહેતો કે, એ સિદ્ધ નહિ થાય; પરંતુ માત્ર અભ્યાસક્રમ ઘડી આપવો એ અમારું કામ નહોતું. ક્રાન્તિ કરવા નીકળેલા અમે રૂઢિના દાસ બની ગયા. અમારે તો એ બતાવવું જોઈતું હતું કે, જીવનશુદ્ધિ, જીવનસામર્થ્ય અને જીવનસમૃદ્ધિની ઉપાસના કરનારને કુદરત સાથે કયા કયા પરિચય વધારવા જરૂરી છે. અમારે એ પણ બતાવવું જોઈતું હતું કે, જીવવા માટે જે આજીવિકા હસ્તગત કરવી પડે છે તે કરતાં કરતાં કયું કયું કૌશલ્ય પ્રાપ્ત કરવું જોઈએ. દરેક કૌશલ્ય સાથે કયા કયા જ્ઞાનની જરૂર છે, એ અમે સહેલાઈથી બતાવી શકત. આજીવિકા માટેનો કોઈ હુન્નર શીખવતાં શિક્ષકે વિદ્યાર્થી સમક્ષ જ્ઞાન અને કારીગરી કેટલા પ્રમાણમાં રજૂ કરવાં એ બાબત દરેક શિક્ષકની મુનસફી પર છોડવી જોઈએ. અને પોતાની સામે જે કાંઈ પીરસવામાં આવે તેમાંથી કેટલું ગ્રહણ કરવું એ નક્કી કરવાનો અધિકાર વિદ્યાર્થીને પણ હોવો જ જોઈએ. વિદ્યાર્થી બેદરકાર હોય, આળસુ હોય, તો તેને આપણી જબરદસ્તીનો ગુલામ બનાવવો એ તેને સુધારવાનો ઇલાજ નથી. શિક્ષક કર્તવ્યપરાયણ ન હોય તો એનો ઉપાય એ ન હોઈ શકે કે, આપણે તેની પાછળ ઇન્સ્પેક્શનના કૂતરા મૂકી દઈએ. જે શિક્ષક કર્તવ્યપરાયણ ન હોય તેને સુધારવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. સુધરવાની યોગ્યતા જ તેનામાં ન હોય તો તેને છોડી દઈએ. પરંતુ એના પર અવિશ્વાસ કરવાનો, ચોકી રાખવાનો, ધાકધમકી બતાવીને તેની પાસે કામ લેવાનો અને એને અપમાનિત કરવાનો આપણને અધિકાર નથી; તેમ જ શિક્ષણને તેથી લાભ પણ થવાનો નથી.

આપણે જાણીએ છીએ કે, આપણા શિક્ષકોની શીખવવાની કળા મામૂલી છે, તેમનું જ્ઞાન ઘણું જ ઓછું હોય છે, તેમની કર્તવ્યબુદ્ધિ પણ ઘણી જ શિથિલ હોય છે. આ બધી ખામીઓ દૂર કરવાનો ઇલાજ એ નથી કે આપણે તેમની પાછળ નિરીક્ષકો મૂકીએ. તેને માટે તો આપણે ફરતા 'ગુરૂણાં ગુરુઃ' નીમવા જોઈએ. ધર્મપ્રચારકો જેમ લોકોમાં ધર્મસાધનાનો ઉત્સાહ વધારતાં વધારતાં જ ચારિત્ર્યશુદ્ધિનો ઉત્સાહ પેદા કરે છે. તે જ રીતે શિક્ષણપ્રચારકોએ દેશમાં ફરતા ફરતા શિક્ષણસંસ્થાઓમાં જવું જોઈએ અને શિક્ષક-મિત્ર બનીને શિક્ષકોનું જ્ઞાન વધારવું જોઈએ અને તેમના આદર્શો ઉચ્ચ કરવા જોઈએ.

પરંતુ અભ્યાસક્રમનો અંતિમ નિર્ણય તો શિક્ષકોના હાથમાં જ રાખવો જોઈએ. આપણા છાપેલા અભ્યાસક્રમો તો સૂચના માત્ર છે. દરેક બાબતમાં વિદ્યાર્થી અને શિક્ષકના સામાજિક સહકાર મારફતે જે કાંઈ બળ ઉત્પન્ન થાય તેની વૃદ્ધિ કરવી એ જ સાર્વભૌમ નિયમ રહેવો જોઈએ.

આ જ વસ્તુ બીજી રીતે સ્પષ્ટ કરવી હોય તો એમ કહેવાય કે, શિક્ષણના ક્ષેત્રમાં કેવળ જિજ્ઞાસા અને *વિજિગીષાને કેન્દ્રમાં ન રાખતાં ×જિજીવિષાને

---

*વિજિગીષા એટલે કોઈને હરાવીને તેના પર વિજય મેળવવો, તેને પોતાના કાબૂમાં રાખવો અને તેના સ્વામી બની જવું. વિજયની ઇચ્છા : વિજિગીષા.

×જિજીવિષા એટલે જીવવાની ઇચ્છા. આપણે આપણા જીવનને સિદ્ધ કરીએ, સમજી લઈએ અને કૃતાર્થ કરીએ એવી ધારણાને જિજીવિષા કહે છે.

શિક્ષણનું કેન્દ્ર બનાવવી જોઈએ. જિજીવિષા સાથે ચિકીર્ષા અને *સિસૃક્ષા આવી જ જાય છે, અને તેમની તૃપ્તિ માટે જિજ્ઞાસા આપોઆપ વધતી જાય છે. કેવળ જિજ્ઞાસા અને વિજિગીષાને નજર સામે રાખવાથી ઉપાર્જનબુદ્ધિ, સંગ્રહબુદ્ધિ, દ્રોહ અને હિંસા વધતાં જાય છે અને માનવતાનો નાશ થાય છે. ખાદ્યલોભ, ધનલોભ અને જ્ઞાનલોભ એ ત્રણે અસામાજિક છે અને 'लोभमूलानि पापानि' અનુસાર તે પાપમૂલક છે. જ્યાં લોભ છે ત્યાં વિજિગીષા, દ્રોહ અને હિંસા હોય જ છે. જ્યાં કેવળ જિજીવિષા છે, ચિકીર્ષા છે અને સિસૃક્ષા છે, ત્યાં સહકાર, સેવા, શુદ્ધિ અને અહિંસા હોય છે. જ્યારે શિક્ષણપ્રવૃત્તિની આદ્ય પ્રેરણામાં જ આ જાતનું પરિવર્તન થશે ત્યારે જીવનવ્યાપારમાંથી જ શિક્ષણવ્યાપાર ફલિત થશે અને એ બંનેની સિદ્ધિને માટે અનુબંધની શોધ સ્વાભાવિક રીતે જ સિદ્ધ થશે.

(હિન્દી 'सर्वोदय'માંથી) काका कालेलकर

* સિસૃક્ષા: માણસ 'પોતે એક સૃષ્ટ પદાર્થ' હોવા છતાં પોતાની બુદ્ધિને કારણે એ વિધાતાનો સહકારી પણ છે. તેની સામે જે વિશ્વ ફેલાયેલું છે તેને ઓળખીને તેમાં પોતાના જીવનને સિદ્ધ કરવા માટે કંઈ ને કંઈ કાર્ય કરતા રહેવું એટલાથી એને સંતોષ થતો નથી. તે પોતાના મનમાં કંઈ ને કંઈ યોજના ઘડે છે. અને તેમાં પોતાનું ઘટના-કૌશલ્ય અજમાવવા માગે છે. તે પોતે જેમ સૃષ્ટ છે તેમ સર્જક પણ બનવા ઇચ્છે છે. આ જ પ્રેરણાથી તે માતૃપદ અને પિતૃપદનો અધિકારી બને છે. આ જ પ્રેરણાથી તે સમાજ-વ્યવસ્થાપક થાય છે. આ જ પ્રેરણા તેને કલાધર અને કવિ બનાવે છે; અને જ્યારે તે સુધારક અથવા ક્રાન્તિકારી બની જાય છે ત્યારે પણ એ જ સિસૃક્ષા—નિર્માણ કરવાની વૃત્તિ—થી જ તે પ્રેરાયેલ હોય છે

જ્યારે કોઈ વ્યક્તિ બ્રહ્મચર્યનું પાલન કરીને સામાજિક અથવા આધ્યાત્મિક ક્ષેત્રમાં આગળ આવે છે ત્યારે પણ એનામાં સિસૃક્ષાનો અભાવ નથી હોતો; પરંતુ તે વ્યક્તિ નીચી ભૂમિકા પરનો સિસૃક્ષાનો વિસ્તાર અટકાવીને તેને ઉચ્ચ આત્મિક ક્ષેત્રમાં લઈ જાય છે.

# તુકારામની વાણી

૫

वंदीन मी भूतें । आतां अवघींचि समस्तें ॥ १ ॥
तुमची करीन भावना । पदोपदीं नारायणा ॥ २ ॥
गाळुनियां भेद । प्रमाण तो ऐसा वेद ॥ ३ ॥
तुका म्हणे मग । नव्हे दुजयाचा संग ॥ ४ ॥

૫

વંદીશ હું ભૂત-પ્રાણીમાત્રને સમસ્ત.
તારી કરીશ ભાવના, પદે પદે નારાયણા. (ટેક)
સહુ ટાળીશ હું ભેદ, પ્રમાણીને વેદ.
તુકારામને અંગ, નહિ પછી દ્વૈત સંગ.

૬

घेई घेई माझे वाचे, गोड नाम विठोबाचें ॥ १ ॥
तुम्हीं घ्यारे डोळे सुख । पाहा विठोबाचें मुख ॥ २ ॥
तुम्हीं ऐका रे कान । माझ्या विठोबाचे गुण ॥ ३ ॥
मना तेथें धांव घेई । राहें विठोबाचे पायीं ॥ ४ ॥
तुका म्हणे जीवा । नको सोडूं या केशवा ॥ ५ ॥

૬

લેને લેને મારી વાણ, મીઠું વિઠ્ઠલનું નામ.
તમે લો રે આંખો સુખ, જુઓ વિઠ્ઠલનું મુખ.
તમે સાંભળો રે કાન, મારા વિઠ્ઠલનાં ગાન.
મન ત્યાં જ કર રે દોડ, ધર વિઠ્ઠલ ચરણજોડ.
તુકારામ જતાં જીવ, ન છોડીશ આ કેશવ.

૭

जरि मी नव्हतों पतित । तरि तूं पावन कैंचा येथ ॥ १ ॥
म्हणोनि माझें नाम आधीं । मग तूं पावन कृपानिधि ॥ २ ॥
लोहो महिमान परिसा । नाहीं तरी दगड कैसा ॥ ३ ॥
तुका म्हणे याचकभावें । कल्पतरु मान पावे ॥ ४ ॥

૭

જો હું ન હોત પતિત, તું ક્યાંથી પાવન ખ્યાત?
માટે મારું નામ આદે, પછી તું પાવન કૃપાનિધે. (ટેક)
લોહે મોટો સ્પર્શમણિ, નહિ તો પથ્થરની કણી.
તુકા યાચકને કામે, કલ્પતરુ માન પામે.

કિ૰ ઘ૰ મશરૂવાલા

# નાહક બુદ્ધિભેદ

જુલાઈ મહિનામાં સરદારશ્રી વલ્લભભાઈ ભાવનગર પ્રજાપરિષદની સભાને અંગે ત્યાં ગયા હતા ત્યારે ત્યાં શરૂ થતા 'હિંદુસ્તાની વર્ગની વિધિસરની જાહેરાત સરદાર પાસે કરાવવા અને (ત્યાંની) કૉલેજના વિદ્યાર્થીઓને સરદારના વ્યાખ્યાનનો લાભ આપવા' શામળદાસ કૉલેજના મોટા ઓરડામાં સભા ગોઠવી હતી. તે સભાનો હેવાલ 'ફૂલછાબ'માં આવેલો. તેમાં કહ્યું છે કે, કૉલેજના આચાર્ય શ્રી. શાહણી અંગ્રેજીમાં પ્રારંભમાં બોલ્યા હતા. સરદારશ્રીએ પોતાના ભાષણમાં આ વસ્તુની નોંધ લેતાં ટકોર કરી: "૨૭ વર્ષ સુધી તમારા આચાર્ય ગુજરાતમાં રહ્યા છતાં ગુજરાતીમાં બોલતાં શરમાય છે." અને એમ શરૂ કરીને તેમણે, પોતે કેમ હિંદી બોલતા થયા, તેનું રોચક વર્ણન કર્યું:

> "મહાત્માજીના હિંદમાં આવ્યા પછી જ્યારે હું સાચા જાહેર જીવનમાં પડ્યો, અને તેમના સિપાહી તરીકે તેમની સાથે જોડાયો, પછી ધીરે ધીરે તેમના સહવાસમાં મારી જીભ છૂટી, મને લખવા બોલવાની ટેવ પડી. હું ગુજરાતમાંથી બીજા પ્રાંતમાં જવા લાગ્યો ત્યારે મને ભાષાની મુશ્કેલી પડવા માંડી, (કેમ કે) બધી જનતા અંગ્રેજી કાંઈ સમજે નહિ."

એટલે એમણે હિંદુસ્તાનીનો જ આશરો લેવો રહ્યો:

> "પ્રદેશોમાં ફરતાં મને ગાંધીજીએ હિંદીમાં બોલવાનું શીખવ્યું. મેં તો મારી રીતે હાંક્યે રાખ્યું. મહારાષ્ટ્રમાં જેમ તેમ ગાડું ચલાવ્યું. પણ યુક્તપ્રાંતમાં તો પં. મોતીલાલજી જેવાની કફરૂ બોલવાનું હતું. તમારા આચાર્ય ગુજરાતી બોલતાં બીએ છે તેમ ત્યાં જો હું ડર્યો હોત તો મારા બાર વાગી જાત."

અને આ અનુભવનું રસિક વર્ણન આપી સરદારશ્રીએ અંતે વિદ્યાર્થીઓને સંબોધીને કહ્યું:

> "અંગ્રેજીમાં બોલવાનો વખત પૂરો થવા લાગ્યો છે. એ બોલવામાં અત્યારે ઇજ્જત દેખાય છે તે ભવિષ્યમાં નથી રહેવાની."

આ સીધી ને સર્વમાન્ય વાત પરથી, તા. ૩-૮-'૪૯ના 'જન્મભૂમિ'ના અંકમાં 'કલમ અને કિતાબ'-કાર 'અંગ્રેજી ભાષા વિરુદ્ધ રાષ્ટ્રભાષા' કહીને અંગ્રેજીનાં અસ્થાને ગુણગાન કરવા મંડી પડે છે, એ શાથી તે નથી સમજાતું.. એમને એમ લાગી ગયું કે, જાણે સરદારે અંગ્રેજીને હિંદી જીવનમાંથી જવાની જ વાત કરી! ભાવનગરમાં વર્ષોથી રહેવું ને ગુજરાતી વિદ્યાર્થીઓને ભણાવવા, છતાં ગુજરાતી બોલવાની હિંમત ન આવવી એ ટીકાપાત્ર નથી? અને તે મેળાવડામાં અંગ્રેજી બોલવાનું ઔચિત્ય નથી એ કેમ ન સમજાયું! જ્યાં આગળ સ્વભાષા કે રાષ્ટ્રભાષાનું બહુમાન કરવાનો પ્રસંગ હોય ત્યાં તે ન કરવામાં આવે તો, તેટલો ભાષાપ્રેમ કે રાષ્ટ્રપ્રેમ ઓછો જ ન અંકાવો જોઈએ? અને તેવે પ્રસંગે જો અંગ્રેજી કોઈ બોલે ને તેમાં રહેલા ઔચિત્યભંગ તરફ આંગળી ચીંધાય, તો તેથી 'અંગ્રેજી ભાષા બોલવી એટલે રાષ્ટ્રીય પાપ એવી માન્યતા ને એવી મનોદશા પણ નકામા દુરાગ્રહથી ભરેલી છે' — આવાં વાક્યો ઉચ્ચારવા તરફ વિચારધારા કેમ જઈ શકે? બલ્કે થવું તો ઊલટું જોઈતું હતું કે, અસ્થાને અંગ્રેજીનો ઉપયોગ એ જરૂર રાષ્ટ્રીય દ્રોહ છે; અને એથી ઊલટું કહેનારની મનોદશા ક્યાંક વિકૃત છે એમ ગણાય. ખેર.

વધારે દુઃખ તો ત્યારે થાય છે કે, આ જ વહેણમાં આગળ વધી 'કલમ અને કિતાબ'નાં આરંભલેખો અંગ્રેજીને વિશ્વભાષા વર્ણવીને, તેની 'સાંસ્કારિક ઉપાસના' કરવાનું અને 'સંસ્કારના પ્રહરીઓનું કર્તવ્ય' બતાવવાનું કહેવા ઊઠ્યો છે. આ કથનની અપ્રાસંગિકતા કે અપ્રસ્તુતતા તો એક બાજુએ રાખીએ. પરંતુ, નમ્રતાપૂર્વક કહેવું જોઈએ કે, આ વાંચતી વખતે અમને તેમાં કશી વિશાળ દૃષ્ટિની ઉદારતા પણ નથી જણાઈ; અને એ આટલા જ સાદા કારણથી કે, તેમાં સ્થાન અને પ્રમાણનો ખ્યાલ વીસરાઈને વાત થઈ છે.

આજકાલ જ્યારે સ્વભાષા અને રાષ્ટ્રભાષાની પુનઃપ્રતિષ્ઠાની વાત થાય છે, ત્યારે અમુક વર્ગોમાંથી

જે તેનો પ્રતિકાર થાય છે, તેની એક ખાસ શૈલી બંધાઈ ગઈ લાગે છે. તે પ્રતિકારીઓ, સ્વભાષા અને રાષ્ટ્રભાષાની પ્રતિષ્ઠા તો કરો, એમ કહેશે; પણ પછી જોરથી અંગ્રેજી 'વિશ્વભાષા' આગળ કરશે! તે 'રાજભાષા' છે એ પણ ખ્યાલ આ વર્ગે કરવો જોઈએ. અને તેથી તેની કેટલીક મોહિની છે એ પણ ભૂલવું ન જોઈએ. બાકી વિશ્વભાષાના રસિયાના ટકા કેટલા? 'કલમ અને કિતાબ'-કારે જે હાકલ કરી કે, 'વિશ્વભાષા તરીકે અંગ્રેજીની સાંસ્કારિક ઉપાસના આપણે કરવી રહેશે'—તેના સાંભળનાર કેટલા? આજ સુધી અંગ્રેજીની ઉપાસના (?) થઈ તેમાં પણ આવા ઉપાસકો કેટલા? અક્ષયત્ત જૂજજાજ. અંગ્રેજી જાણનાર જ ૧૦૦૦ માં એકલ દોકલ; તેમાંથી આવો આસ્વાદ લેનારા તો વળી વિરલ. એવા વિરલને નામે, આખા સમુદાયને માટેનું જે ઉદ્બોધન તેને વખોડવું એ ઊંધો ન્યાય છે. અથવા પેલી અંગ્રેજી કહેવત પ્રમાણે, 'Hard case makes a bad law' જેવી તે વાત થઈ. વિષમ વિરલ ધોરણ પરથી સર્વ માટે કાયદો ન કઢાય. સ્વભાષા ને રાષ્ટ્રભાષા તો સૌ કોઈને માટે છે. આજે તે બેઉને પાછી પ્રતિષ્ઠિત કરવી છે, જ્યારે અંગ્રેજી તો આજે અનધિકારે વધારેપડતી પ્રતિષ્ઠા પામે છે. ભાવનગરના મેળાવડામાં અંગ્રેજીનું કામ નહોતું. આજની અનેક શાળાઓમાં અંગ્રેજીએ જે સ્થાન પચાવ્યું છે તે તેને નથી ઘટતું: આવી અઘટિતતાઓથી જ કદાચ અંગ્રેજીની સાચી સેવા આજ ગૂંગળાતી હોય એમ પણ ન બને? કેમ કે, એની સાચી સેવા થતી હોત તો તેનો આસ્વાદ લેનારાઓએ પોતાની માતૃભાષાનાં સાહિત્ય સમૃદ્ધ કર્યાં હોત. આજે તો અંગ્રેજી ઉપલા વર્ણની વરણાગીની ભાષા અને રાજભાષા તરીકે મોટે ભાગે ઉપાસાય છે. જે વિરલ ઉપાસકોની ગરજ રાખી 'કલમ અને કિતાબ'-કાર એ હાથ ઊંચા કરી આપણને ચેતવે છે, તે ઉપાસકો અમર રહો. તેવા ઉપાસકો તો ફ્રેન્ચ, જર્મન, રશિયન, ચીની, જાપાની વગેરે અનેક ભાષાઓના પણ પ્રગટો. કેમ કે, આઝાદ હિંદના એલચીઓ સર્વ દેશોમાં જશે; તેના વેપારીઓ સર્વ ભૂમિઓ ખૂંદશે; તેના પ્રવાસીઓ જ્યાં ત્યાં ઘૂમતા હશે. અને તેના વિદ્યાર્થીઓ? તેઓ જગતની સર્વ વિદ્યાપીઠોમાં નહિ હોય કે? અને આપણે ત્યાં પણ બહારથી નહિ આવતા હોય કે? હિંદ જો પોતાનો ભૂતકાળ ભવિષ્યમાં પાછો પુનર્જીવિત કર્યો હશે, તો એની ભાષાઓ પણ બહાર નહિ ભણાતી હોય કે? ભારતની ભાવી સાંસ્કારિક જાહોજલાલીની સીમા કોઈ ન આંકે. તેમ આંકનાર તેના ભવિષ્યને બંધનમાં મૂકે છે. વર્તમાનમાં કામ કરનારાઓ આંખ પર એવાં પડળ ન આવવા દે. માતૃભાષા અને રાષ્ટ્રભાષાને પ્રતિષ્ઠા આપી પુનઃ ગૌરવ આપવામાં આવું કોઈ બંધન નથી નંખાતું. બલ્કે, જે સાંસ્કારિક જાહોજલાલીની જંખના આપણે સૌ કરીએ છીએ તેની પર પડેલાં બંધનોને તોડવાની વાત તેમાં રહી છે. દાનને વિષે સુભાષિત છે કે, दरिद्रं भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् । જ્યાં તંગી છે ત્યાં આપો, જેની પાસે હોય તેને ન આપો. એ જ રહસ્ય આજ આપણે ત્યાં ભાષાઓને અંગે યાદ રાખવા જેવું છે. જે ભાષાને જોઈએ તેના કરતાં વધારે ધ્યાન આજે અપાય છે, તેની પ્રત્યે ધ્યાન આપવું એ અપાત્રે દાન બરોબર છે. જ્યાં ધ્યાન આપવું જોઈએ ત્યાં નથી અપાતું તે માતૃદ્રોહ છે, સાચી કદરનો અભાવ છે, સત્ય પુરુષાર્થનો કોઈક ને કોઈક કારણે અણગમો છે. આ ન સમજાય તો વિચારનો ગોટાળો પણ કદાચ કારણરૂપ હોય. એને રૂપાળા લાગતા ન્યાયાભાસથી ન શણગારવો જોઈએ. એથી નાહકનો બુદ્ધિભેદ જ વધે છે; અંગ્રેજીની કે સ્વભાષાની કશાની સેવા નથી થતી. કઈ વસ્તુને પહેલી મૂકવી અથવા અનેક વસ્તુઓમાં કઈને કેટલો તે કેવો ભાર આપીએ છીએ, એ સમાજસંગઠનમાં બહુ મહત્ત્વનું છે. ભાષાઓના સંમેલન સમાન હિંદમાં તો એ વિશેષ મહત્ત્વનું છે. આમાં નાના મોટા પોતાના પૂર્વગ્રહોથી તણાઈ જવાની પણ ભીતિ રહે છે. સાચા રાષ્ટ્રપ્રેમ અને માનવપ્રેમ જ આપણા માર્ગદીપ હો.

મગનભાઈ દેસાઈ

# મનુષ્યની સર્વાંગીણ કેળવણી—૧

મનુષ્યની સર્વાંગીણ કેળવણી એટલે વળી શું? તથા સર્વાંગીણ કેળવણી પામેલો મનુષ્ય કેવો હોય?

**सर्वांगीण केळवणी एटले शुं ?**

સૌથી પ્રથમ તો, માનવજાતે એકત્રિત કરેલો સમગ્ર જ્ઞાનભંડાર તેણે પ્રાપ્ત કર્યો હોય. પરંતુ તેણે જો એટલું જ પ્રાપ્ત કર્યું હોય, તો તે અર્ધે રસ્તે જ પહોંચ્યો કહેવાય. તેના વિપુલ જ્ઞાનભંડાર ઉપરાંત તેણે તે જ્ઞાનને અમલમાં મૂકવાની અમોઘ આવડત મેળવી હોવી જોઈએ. ઘણી વાર આપણને જ્ઞાન અને બિન-આવડત જ ભેગાં રહેતાં જોવા મળે છે. આપણને થતી મોટામાં મોટી હાનિઓમાંની ઘણીના મૂળમાં આપણું અજ્ઞાન હોવાને બદલે આપણી બિન-આવડત જ રહેલી હોય છે. એવું કહેવામાં આવે છે કે, થોડા જ્ઞાનનો ઉપાય વધારે જ્ઞાન છે. પરંતુ એ બાબતમાં મને પોતાને તો શંકા છે. જ્ઞાનનો અર્થ જો માત્ર 'માહિતી' થતો હોય, તો તો એ કહેવત બરાબર છે. પરંતુ સર્વાંગીણ કેળવણી પામેલો માણસ તો પોતાના જ્ઞાનના પ્રમાણમાં વિશ્વાસપાત્રતા, હિંમત, ત્વરા અને કુશળતાની બાબતમાં પણ પૂરો હોય. તેની કાર્યશક્તિ ઘણી ભારે હોય, તથા તેનામાં બીજા પણ એવા અનેક ગુણો હોય કે જે વધુ માહિતી મેળવવામાત્રથી તેને પ્રાપ્ત ન જ થઈ શકે. આમ, સર્વાંગીણ કેળવણી પામેલા મનુષ્યનું વર્ણન એટલે વસ્તુતાએ દેવનું વર્ણન.

એક બીજો મુદ્દો પણ છે કે જેના તરફ કેળવણીકારો સામાન્ય રીતે દુર્લક્ષ કરે છે. સર્વાંગીણ કેળવણી પામેલો મનુષ્ય પૂરેપૂરા કેળવાયેલા મન ઉપરાંત પૂરેપૂરા કેળવાયેલા શરીરવાળો પણ હોવો જોઈએ. કેળવાયેલા શરીરનો અર્થ માત્ર નીરોગીતા અને બળ ઉપરાંત ઘણો વધારે છે; જોકે તેમાં તે બંનેનો સમાવેશ તો થાય છે જ. માત્ર નીરોગીતા અને બળનો તો નર્યા જ્ઞાનની પેઠે ગંભીર દુરુપયોગ પણ થઈ શકે. પરંતુ કેળવાયેલું શરીર તો નીરોગી અને સબળ હોવા ઉપરાંત તે બંને ઉપર સંપૂર્ણ કાબૂવાળું હોય છે, તથા તેમનો ઉપયોગ તે બહુ જ કરકસરથી તથા 'સુંદર' રીતે કરતું હોય છે. અર્થાત્ તે તેના માલિકને તેમ જ તેને જોનાર સૌને આનંદની ખાણ-રૂપ થઈ પડે છે. કોઈ પણ શહેરના રસ્તાઓમાં ફરતાં ટોળાંબંધ મનુષ્યોનું તમે નિરીક્ષણ કરશો, તો તમને નીરોગી દેખાતાં શરીર તો ઘણાંય જોવા મળશે; અને તેમાંનાં ઘણાં તો પહેલવાની કહી શકાય તેવાં પણ હશે. પરંતુ તે બધામાં 'કેળવાયેલાં' કહી શકાય તેવાં શરીર તમને જવલ્લે જ મળશે. તેવાં બિન-કેળવાયેલાં શરીરોમાં કેળવાયેલાં મન રહે છે એવું કહેવું એ વદતો-વ્યાઘાત જેવું છે. આપણાં મોટાં શહેરોમાં વસતાં એ બધાં બિન-કેળવાયેલાં શરીરોના જથ્થાઓને કારણે આજે આપણી સંસ્કૃતિ ભારે અનિષ્ટો સહન કરી રહી છે. એ અનિષ્ટોને ગમે તેટલી 'વ્યાખ્યાનમાળાઓ'ની યોજનાઓ દૂર નહિ જ કરી શકે, ભલે પછી તે વ્યાખ્યાનમાળાઓ આપવા માટે તમે સ્વર્ગના દેવદૂતો પકડી લાવો. તેવાં શરીરોને આપવામાં આવતી માનસિક કેળવણી વ્યર્થ જ જાય છે, કારણ કે તેને પચાવવા જેટલી હદે તે શરીરો કેળવાયાં હોતાં નથી.

થોડા દિવસ ઉપર કારખાનાઓ, તકલાદી મકાનો, કદરૂપી જાહેરખબરો અને એવી બધી કદ્રૂપતાઓના જોરથી થવા લાગેલા આક્રમણમાંથી આપણા દેશની સુંદર નિસર્ગ-ભૂમિને બચાવવાની યોજનાઓનો વિચાર કરવા એક સભા બોલાવવામાં આવી હતી. તેમાં એક વક્તાએ ઉચ્ચારેલું વાક્ય મારા મનમાં સચોટ ઠસી ગયું છે. તેણે કહ્યું કે, 'જ્યાં સુધી તમે તમારા દેશમાં રહેવા માટે સુંદર લોકો મેળવી ન શકો, ત્યાં સુધી તમારા દેશને સુંદર ન રાખી શકો.' આટલું કહીને તેણે 'સુંદર લોકો' એ શબ્દોની સમજૂતી આપી. તેના અભિપ્રાય મુજબ, 'સુંદર લોકો' એટલે એવા લોકો કે જેમનાં શરીર તેમનાં મન જેટલાં જ કેળવાયેલાં હોય; અર્થાત્, જેમની આંખ સૌંદર્યને નીરખી શકે તથા તેની સ્મિત સમજી શકે તેવી હોય; જેમના કાન સુરીલાપણું સાંભળવાને અને

બેસૂરાપણું પારખવાને ટેવાયા હોય; જેમના હાથ સુંદર કારીગરી કરી શકતા હોય, તથા જેઓ સર્વાંગે—અર્થાત્ મનથી તેમ જ શરીરથી—સત્ય, સૌંદર્ય અને શ્રેયને માર્ગે સર્જક પ્રવૃત્તિ કરવાને કેળવાયા હોય.

सर्वांगीण वि० तूटक केळवणी

જેનું શરીર પણ મન જેટલું જ કેળવાયેલું નથી તેવા મનુષ્યને હું પૂરેપૂરો કેળવાયેલો કહી શકતો જ નથી. અને તે કારણે જ મને પોતાને કેળવણીની હજુ કેટલી બધી જરૂર છે તેનું ભાન મને નિરંતર રહે છે. મારી 'પોતાની કેળવણી' કઈ બાબતમાં અધૂરી રહી છે તે હું હવે બરાબર જોઈ શકું છું. આપણાં માબાપને થતા ખર્ચની દૃષ્ટિએ જોઈએ તો તો તે કેળવણી બહુ સારી હતી એમ જ કહેવું જોઈએ. પરંતુ મનુષ્યની 'સર્વાંગીણ' કેળવણીની દૃષ્ટિએ જોઈએ તો તે છેક જ અધૂરી ગણાય. આપણા કેળવણીકારોને મનુષ્યના ભાગલા પાડી નાખીને જ પોતાનું કામ કરવાની આદત પડી છે, અને તેથી તેમની આખી પ્રક્રિયા તૂટક જ હોય છે. સૌથી પ્રથમ તો કેળવણીને જુદા જુદા 'વિષયો'માં ભાગી નાખવામાં આવે છે; પણ તે બધાનું એકીકરણ કરે એવો કોઈ હેતુ તેમની પાછળ હોતો નથી. હું અત્યારે ભૂતકાળમાં નજર કરું છું તો મને તરત જ દેખાય છે કે, કેટલાક વિષયો તો અમારે માટે 'વસ્તુશૂન્ય' જ હતા. તેઓ નરી પુસ્તકિયા કે માત્ર સાંભળેલી બાબતોની અલગ અલગ ઝૂડીઓ જ હતા, અને તેમને ટોપલાની માફક અમારા મનમાં સીંચવામાં આવ્યા હતા. શિક્ષકોનો એક વર્ગ શાળાના ઓરડામાં અમારાં મનને તાલીમ આપતો અને બીજો વર્ગ કે જે નર્યો અણઘડ હતો, તે અખાડામાં કે રમતના મેદાનમાં અમારાં શરીરને તાલીમ આપતો. એક ત્રીજો સદ્‌ગૃહસ્થ કે જે ધર્મશિક્ષક કહેવાતો, તે અમારાં ચારિત્ર્યને કેળવતો, અને સાંભળવા મુજબ, અમારા જીવાત્માઓની સંભાળ રાખતો, પરંતુ આ ત્રણે વર્ગોમાં બિલકુલ એકલક્ષીપણું નહોતું. માનસિકખાતું, શારીરિક ખાતું, ચારિત્રખાતું અને આધ્યાત્મિક ખાતું—એ બધાં ખાતાં વચ્ચે કશું જ સંગઠન નહોતું. શાળાના વર્ગો, રમતનાં મેદાનો, અને ધર્મપીઠ એ ત્રણ એકબીજાને મદદ કરવાને બદલે એકબીજાને નડતર કરતાં હતાં. આ બધી તૂટક પ્રક્રિયામાં એક જ બીના પ્રત્યે સળંગ દુર્લક્ષ કરવામાં આવતું; અને તે એ કે, વાસ્તવિક મનુષ્ય કે વાસ્તવિક બાળક તો મન, શરીર, ચારિત્ર, અને જીવાત્મા—એ બધાનો મળીને બનેલો છે. પેલા વ્યાખ્યાતાએ વર્ણવ્યા મુજબનો 'સુંદર' મનુષ્ય તૈયાર કરવાની દૃષ્ટિએ અમને કેળવવાનો પ્રયત્ન જ કરવામાં આવતો નહોતો. અમે વર્ગમાં, મેદાનમાં કે દેવળમાં જે કાંઈ ટુકડા તૂટક તૂટક શીખ્યા હોઈએ, તેમને અમારાથી બને તેટલા સાંધી લઈ, તેમનું એકીકરણ કરવાનું કામ અમારા ઉપર જ છોડવામાં આવ્યું હતું. અમારામાંના ઘણા એ એકીકરણ સાધવામાં નિષ્ફળ નીવડ્યા છે.

केळवणीनो अंतिम आदर्श

'સુંદર માણસો' તૈયાર કરવા એ જ કેળવણીનો અંતિમ આદર્શ હોવો જોઈએ. અલબત્ત, 'સુંદર માણસો' એ શબ્દો અહીં તેમના સાચા અર્થમાં જ સમજવાના છે; કારણ કે એ શબ્દો ખોટા અથવા ઉપરચોટિયા અર્થમાં સમજાવાનો બહુ સંભવ છે; બાકી, કેળવણીનું લક્ષ શું હોવું જોઈએ એ વસ્તુ દર્શાવવા માટે એ શબ્દો મારી જાણના બીજા કોઈ શબ્દો કરતાં વધુ યોગ્ય છે. અત્યાર સુધી એ લક્ષ, પૂરતી સ્પષ્ટતાથી, આપણા ખ્યાલમાં જ આવ્યું નથી. ધરતીના તળ ઉપર સુંદર મનુષ્યોની સંખ્યા વધારવી, આપણી જન્મભૂમિમાં તેઓની જ વસ્તી કરી મૂકવી, અને બીજા દેશોને પણ તેમની ભૂમિમાં એવું કરવામાં મદદ કરવી—એ વસ્તુને હું કેળવણીના અંતિમ પ્રયોજન તરીકે રજૂ કરું છું; આપણાં અન્ય ગૌણ પ્રયોજનોને તે બિંદુએ જ પહોંચવાનું છે.

કવિએ કહ્યું છે કે, "તમામ કુદરત કેવી મનોરંજક છે! માત્ર માણસ જ દુષ્ટ છે." આપણે તેથી પણ આગળ જઈને કહેવું જોઈએ કે, જ્યાં સુધી કુદરતમાં વાસ કરનારા માણસો દુષ્ટ હોય, ત્યાં સુધી કોઈ કુદરતી સૌંદર્ય વસ્તુનાએ આનંદ અર્પી.

શકે નહીં. આપણે આપણી આજુબાજુનાં તમામ માણસોને દુષ્ટ હોવાને કારણે ધરતીના તળ ઉપરથી હાંકી કાઢીએ, તોપણ, આપણે પોતે 'સુંદર' નહીં હોઈએ તો, કુદરતનું સૌંદર્ય આપણી નજરે ચડવાનું જ નથી : દુષ્ટ માણસ તેમાં સૌંદર્ય દેખી શકવાનો જ નથી. બહુ તો તે તેના તરફ નજર ફેંકશે, કે તેના સામું તાકી રહેશે, કે તેનો ફોટોગ્રાફ લેશે, કે તે વિસ્તારમાં તે પોતાની મોટરમાં સાઠ માઈલની ઝડપે દોડી વળશે; પણ તેની નજરે તે સ્થળનું સૌંદર્ય તો નહીં જ ચડે. જેવું સૌંદર્યની બાબતમાં છે, તેવું જ સત્યની બાબતમાં, શ્રેયની બાબતમાં, કે બીજી બાબતોમાં પણ છે. આપણે આપણા સમગ્ર વ્યક્તિત્વથી ઉત્તમ ન હોઈએ, તો ગમે તેવી શ્રેષ્ઠ ઉત્તમતાઓ પણ આપણે માટે ઉત્તમ નહીં રહે.

माणस अने तेनी परिस्थिति

એમ પણ કહેવામાં આવે છે કે, માણસનું ચારિત્ર્ય તેની આજુબાજુની પરિસ્થિતિ અને સંજોગો વડે ઘડાય છે. વિકાસવાદનો આ તો સામાન્યમાં સામાન્ય સિદ્ધાંત છે. તેમાં સત્યાંશ જરૂર છે; પરંતુ તે સંપૂર્ણ સત્ય નથી. એ સિદ્ધાંત બોલી જનારાઓ એમાં રહેલા એક મુદ્દા પ્રત્યે ઘણી વાર દુર્લક્ષ કરે છે કે, કોઈ પણ માણસની બાહ્ય પરિસ્થિતિનો સૌથી વધુ સક્રિય તથા અસરકારક ભાગ તેના સમકાલીન સહ-બંધુઓનો જ બનેલો હોય છે. તેની પરિસ્થિતિનો બીજો કોઈ અંશ તેના ઉપર આટલી નિકટતાથી, નિરંતર તેમ જ અસરકારક રીતે ક્રિયા નહીં જ કરતો હોય. તે પ્રમાણે તે પોતેય તે બધા ઉપર તેવી જ અસર પહોંચાડનાર પરિસ્થિતિનો અસરકારક અંશ છે. આ વસ્તુ સહેલાઈથી લક્ષ બહાર રહી જાય છે.

એનો અર્થ એ થયો કે, નિર્જન સ્થળમાં કોઈ માણસ સુંદરતા નહિ દાખવી શકે. પોતાની આસપાસના માણસો જો દુઃખી હોય, તો જેમ કોઈ માણસ સુખી ન થઈ શકે, તેમ માણસની આજુબાજુના લોકોનો મોટો ભાગ અસ્થિર, અવ્યવસ્થિત કે ગોઝારું જીવન જીવતો હોય, ત્યાં સુધી વ્યવસ્થા અને આત્મસંયમમાંથી નીપજતું સૌંદર્ય — કે જે, સુંદર મનુષ્યનો આત્મા છે,— તે સિદ્ધ થવું પણ અશક્ય જ છે. પોતાની મરજી ન હોવા છતાં મનુષ્ય પોતાની આસપાસની અવ્યવસ્થા અને હીનતાના પ્રવાહમાં સપડાય છે જ. તેના જીવન ઉપર આજુબાજુના બેસૂર જીવનના પડઘા પડે છે જ. આજનું માનવજીવન કેવું ક્ષુબ્ધ તથા અવ્યવસ્થિત બની ગયું છે તે બધા જ જાણે છે; અને જ્યાં ક્ષોભ તથા અવ્યવસ્થા છે, ત્યાં સૌંદર્ય હોવું સંભવિત નથી.

આ બાબતમાં આપણે કેળવણીકારોએ શું કહેવાનું છે? મને લાગે છે કે, આપણે તો આપણો ગુનો જ કબૂલ કરી લેવાનો છે.

केळवणीकारोनी भूल

અત્યારે જે વસ્તુસ્થિતિ ઊભી થઈ છે તેને માટે આપણે જ મોટે ભાગે જવાબદાર છીએ. અલબત્ત, આપણે તેને જાણીબૂજીને ઊભી કરી નથી કે તેમાં વધારો કર્યો નથી; પરંતુ આપણે તેને ઊભી થતી અટકાવવા માટે પણ કાંઈ જ કર્યું નથી. જ્યારથી કેળવણી સાર્વત્રિક બની છે, ત્યારથી આપણા હાથમાં પરિસ્થિતિની ચાવી આવી ગઈ છે; પરંતુ તે કૂંચીનો ઉપયોગ કરવા માટે જે દૃષ્ટિ જોઈએ અને જે આવડત જોઈએ એ આપણામાં નથી. મનુષ્ય જાણે મન, શરીર, ચારિત્ર, જીવાત્મા વગેરે છૂટા છૂટા ટુકડાઓનો બનેલો હોય એમ ગણીને આપણે ચાલ્યા છીએ. એટલું જ નહિ, તે ટુકડાઓના પણ જુદી જુદી શક્તિઓ અને વૃત્તિઓરૂપે કોણ જાણે પાછા કેટલાય પેટાવિભાગો આપણે પાડ્યા છે, અને માણસ જાણે તેમાંનો કોઈ પણ એક ટુકડો જ ન હોય, તેમ ગણીને આપણે લોકોને કેળવણી આપી છે. પરંતુ એ બધા ટુકડાઓ જેના વિના અર્થહીન બની જાય છે, તે આખા — વાસ્તવિક — મનુષ્યની કેળવણી પ્રત્યે આપણે દુર્લક્ષ જ કર્યું છે. એને કારણે જ લોકોને આપણે એવી સ્થિતિમાં લાવી મૂક્યા છે કે જ્યાં આધ્યાત્મિક અરાજકતા તેમના ઉપર ચડી જ વાગે.

આપણે આપણી ભૂલની કબૂલાત જ કરીને બેસી રહેવાનું નથી. તેનું આપણે પ્રાયશ્ચિત્ત પણ

**સુધારણાનું પ્રથમ પગથિયું**

કરવું જોઈએ, અને પછી તેની સુધારણા કરવી જોઈએ. તેને માટે પ્રથમ તો આપણે આપણી પોતાની કેળવણી હાથ ધરવી જોઈએ. મારી એવી સૂચના છે કે, આપણે સર્વાંગ માનવની કલ્પના નજર સામે રાખતાં શીખવાથી જ શરૂઆત કરીએ, અને બાળક તરીકે તેની કેળવણીના પ્રથમ પગથિયાથી માંડીને, પ્રૌઢ તરીકેની તેની કેળવણીના છેલ્લા પગથિયા સુધી તેનો ખ્યાલ ક્ષણવાર પણ ન ભૂલીએ. મનુષ્યના અનેક પેટા વિભાગો પાડી દઈ, તેમાંથી ગમે તેને વાસ્તવિક મનુષ્ય માની લઈને આપણે ચાલ્યા કરીએ, ત્યાં સુધી આપણે સંપૂર્ણ મનુષ્ય, કે જે હંમેશાં 'સુંદર' મનુષ્ય હોય છે, તેને ઊભો કરવાને બદલે, છૂટા છૂટા લબડતા અવયવોનું ઝૂમખું જ ઊભું કરીએ છીએ. તેમાંથી ઈશ્વરને પણ પોતાની પ્રતિકૃતિરૂપ રચેલા માનવને શોધતાં મુશ્કેલી પડે! એટલે આપણે પ્રથમ *પગથિયા તરીકે સર્વાંગ મનુષ્ય તરફ જ આપણા વિચારોને વાળતાં શીખીએ, અને તેને અથવા તેની કલ્પનાને કેળવણીની આખી વસ્તુનો ધ્રુવતારો માનીને ચાલીએ, તથા એ રીતે ધરતીના તળ ઉપર 'સુંદર મનુષ્યો' વધારવાનો પ્રશ્ન ઘણે અંશે હલ કરીએ.

ગોપાલદાસ પટેલ

# શબ્દોના વંશ

### તસ્કર – ઠક્કર – ઠાકોર

વ્યુત્પત્તિશાસ્ત્ર ઇતિહાસશાસ્ત્રનું અસાધારણ અંગ છે. કેટલીક વાર જે હકીકતો કથા સાહિત્ય શિલાલેખો વા પ્રાચીન ખંડેરો દ્વારા નથી કળી શકાતી તે હકીકતો સંબંધે વ્યુત્પત્તિશાસ્ત્ર વિશેષ પ્રકારનો પ્રકાશ નાખે છે.

ક્ષત્રિય, બ્રાહ્મણ, શ્રમણ, જિન, બુદ્ધ, સાધુ, શિવ વગેરે શબ્દોનો વાસ્તવિક અર્થ કેવો છે? તેમનો પ્રચલિત ઔપચારિક અર્થ કેવો? તે બે વચ્ચે કેવી જાતનું અંતર છે?

આ નીચે એક એવા શબ્દનો પરિચય કરાવવાનો છે, જે શબ્દના પ્રચલિત અર્થની સમાજમાં પ્રતિષ્ઠા છે ત્યારે તેનો વાસ્તવિક અર્થ તદ્દન જુદો છે! ગુજરાતી ભાષામાં ઠકરાત, ઠકરાઈ, ઠકરાણાં – ઠકરાળાં, ઠકરાણી, ઠકરાણો, ઠકરાતી, ઠકરાણું, ઠાકર – ઠાકરી, ઠાકરડો – ઠાકરડી, ઠાકરાં, ઠાકોર, ઠાકોરજી અને ઠક્કર વા ઠક્કુર એ બધા શબ્દો સુપ્રસિદ્ધ છે. ઠક્કર વા ઠક્કુર શબ્દનો ઉપયોગ એક અટક તરીકે થાય છે: ધના ઠક્કર, વસનજી ઠક્કુર. ઠાકોરજીનો અર્થ વિષ્ણુની મૂર્તિ છે. એટલે ઠાકોર શબ્દ ઠેઠ પરમાત્માના ભાવ સુધી પહોંચી ગયો છે. 'ઠાકોર'નો અર્થ દરબાર – રાજા – થાય છે: ગોંડળના ઠાકોર, રાજકોટના ઠાકોર, વળાના ઠાકોર, વગેરે. 'ઠાકરી', 'ઠકરાણી', 'ઠકરાણું' કે 'ઠકરાળાં' શબ્દો ઠાકોરની પત્નીના ભાવને સૂચવે છે — બીજી રીતે કહીએ તો એ શબ્દો રાજરાણીના સૂચક છે. ઠકરાત, ઠકરાઈ શબ્દો મોટાઈ, શેઠાઈ વા ઠાકોરના — રાજાના — વૈભવને સૂચવે છે. આ રીતે આ બધા શબ્દોનો અર્થ પરમાત્મા અને રાજા સુધી પહોંચી ગયો છે.

પણ વ્યુત્પત્તિશાસ્ત્ર તે વિષે જુદું જ કહે છે. 'ઠકરાત'થી માંડીને 'ઠાકોરજી' સુધીના બધા શબ્દોના મૂળમાં 'ઠક્કર' શબ્દ છે અને તેનું મૂળ 'તસ્કર' શબ્દમાં છે. પાણિનીય વ્યાકરણના વાર્તિક-કાર કાત્યાયને 'તસ્કર' શબ્દનો 'તત્ + કર'એ જાતનો પદચ્છેદ કરી બતાવ્યો છે. पारस्करप्रभृतीनि च संज्ञायाम् આ સૂત્રની સાથે "तद्–बृहतोः कर–पत्योः चोर–देवतयोः सुट् तलोपश्च [वार्तिकअंक – ३७१३ सिद्धांत-कौमुदी पृ० ६०६] ઉક્ત વાર્તિક છે. તેમાં વાર્તિકકાર કહે છે કે, 'तत् + कर' શબ્દનો જ્યારે 'ચોર' અર્થ થતો હોય ત્યારે 'तत्'ના 'त'નો લોપ કરવો અને લોપ કર્યા પછી બાકી રહેલા 'त' પાસે 'स्'ને ઉમેરવો. એ રીતે અક્ષરયોજના કરવાથી 'तस्कर' શબ્દ નીપજે છે. 'તસ્કર'ની પેઠે, 'बृहत्+पति' ઉપરથી વાર્તિકકાર બૃહસ્પતિ શબ્દને નિપજાવે છે અને તેનો પ્રયોગ 'દેવ' અર્થમાં જ કરવાની સૂચના કરે છે.

મહાભારતમાં* (વનપર્વ, અધ્યાય ૬૧, શ્લો. ૨) જણાવ્યા પ્રમાણે, 'तस्कर' શબ્દનો અસલ અર્થ 'ધાડપાડુની જાત' છે. અર્થાત્ 'ભિલ્લ' અને 'પુલિંદ' વગેરે શબ્દો જેમ અનાર્યજાતિના સૂચક છે, અને મૂળે સંસ્કૃત નથી, પણ અનાર્ય ભાષાના—દેશ્ય છે, તેમના પર સંસ્કૃત ભાષાનો ઢોળ ચડ્યો છે, તેમ પ્રસ્તુત 'તસ્કર' શબ્દ પણ અનાર્ય એવી ધાડપાડુ—લૂંટારુ—ની જાતનો બોધક છે અને મૂળે દેશ્ય શબ્દ પર ચઢેલા ઢોળરૂપ છે. 'तस्कर'નો અસલ અર્થ તો ઉપર્યુક્ત છે. તોપણ અમરસિંહ વગેરે પાછળના કોશકારોએ એ શબ્દને 'પુલિંદ'ની પેઠે જાતિવાચક તરીકે ન નોંધતાં માત્ર 'ચોર' અર્થમાં નોંધ્યો છે. તેનું કારણ એ કોશકારોના સમયમાં 'તસ્કર' જાતિના લોકો કાં તો આર્યજાતિમાં ભળી જઈ આધુનિક ઠાકોરો બની ગયા હોવા જોઈએ, અથવા એ કોશકારોને એ જાતિ વિષે સ્પષ્ટ ખ્યાલ ન આવ્યો હોય એવું કાંઈક હોઈ શકે. એ ગમે તેમ હો, પણ કોશકારોએ 'तस्कर' શબ્દનો જે રૂઢ એવો 'ચોર' અર્થ સૂચવ્યો છે તે અર્થ જ પ્રાચીન અને પારંપરિક છે. કોશકારોની સામે તો 'तत्+कर' ઉપરથી 'तस्कर' શબ્દની ઘટના હતી, છતાં તેમણે તેનો પદચ્છેદ પ્રમાણેનો વ્યુત્પન્ન અર્થ નથી આપ્યો અને 'ચોર' અર્થ આપ્યો છે તે, એ અર્થ પાછળના રહસ્યનો જ્ઞાપક છે અને તે રહસ્ય, મહાભારતમાં કહ્યા પ્રમાણે, તસ્કર જાતિની હયાતીરૂપ છે.

'तक्कर' 'थक्कर' વા 'ठक्कर' એવા વર્ણવિન્યાસવાળો મૂળ એ શબ્દ દેશ્ય છે અને અનાર્ય ભાષાનો છે. તેના ઉપર સંસ્કૃતનો ઢોળ ચડાવી વાર્તિકકારે તેને 'तस्कर' રૂપે કલ્પ્યો લાગે છે. नमोक्कार (नमस्कार), सक्कार (संस्कार), सक्कय (संस्कृत) વગેરે શબ્દોમાંના 'क्क'નું 'स्क' સાથે સામ્ય કલ્પાયું છે, તે પ્રમાણે 'तक्कर'ના 'क्क'નું પણ 'स्क' સાથે સામ્ય કલ્પાયું હોય અને તે દ્વારા 'तस्कर'ની ઘટના ઘટી હોય એ સંભવિત છે.

યશઃશેષ ઇતિહાસવિશારદ શ્રી. રાજવાડે મહાશય 'ઠાકર'ની વ્યુત્પત્તિ વિષે ચર્ચા કરતાં જણાવે છે કે—

"वस्तुतः पहातां 'तस्कर' हा शब्द मूळचा संस्कृत नाहीं, विंध्यपर्वतांतील डाकू लुटारू जातीचा वाचक अमूल त्या जातीच्या भाषेंतील म्हणजे म्लेच्छ उर्फ अनार्य भाषेंतील आहे"—(લેખસંગ્રહ ભાગ ૩, પૃ૦ ૨૫૮)

ઠક્કુર, ટાગોર, ટૅગોર આદિ રૂપો પણ મૂળે આ 'તસ્કર' શબ્દમાંથી જ છે.

આ જગાએ ખરેખર, વ્યુત્પત્તિશાસ્ત્ર સામ્યવાદી સિદ્ધાંતને અજબ સમર્થન આપે છે!

અ૦ બેચરદાસ દોશી

* મહાભારતમાં ઉક્ત સ્થળે કહ્યું છે કે—

"नानापक्षिगणाकीर्ण म्लेच्छ – तस्करसेवितम्"

અર્થાત્ "સતી દમયંતી એક એવા વનમાં પેઠી કે જેમાં પક્ષીઓનાં અનેક પ્રકારનાં ટોળાં રહેતાં હતાં તથા જે જંગલમાં મ્લેચ્છ લોકો અને તસ્કર લોકો વસતા હતા."

એ પ્રમાણે—

"अडवीसु भिल्ल – तक्कर – पुलिंद – सद्दूल – सद्दभीमासु"

એ રીતે એક પ્રાચીન જૈન સ્તોત્રમાં અટવીમાં રહેનારી જાત તરીકે ભિલ્લ, પુલિંદ અને તક્કર (તસ્કર)નો ઉલ્લેખ ઉપલબ્ધ છે.

## નવસારી

ઇ. સ. ૧૧૪૨માં 'કામદીન જરથોસ્ત નામનો ગોબેદ પોતાના બેશ કબીલા સાથે પહેલવહેલો નવસારીમાં આવી વસ્યો હતો.'

નવસારીના વડા દસ્તુરના કુટુંબમાં મળતા કેટલાક જૂના લેખોની ચોપડીમાં એક ઠેકાણે આ પ્રમાણે મળે છેઃ 'તે વાર પછી આપનો સને ૫૧૧ગો (એટલે ઈ. સ. ૧૧૪૨) કરવંદાન મહિનો તે દીન રોજે આપને નાગમંડલમો આવી મોકામ કીધો, અને એ જગોની આબોહવા જોઈ દસ્તૂરે કહીઊં જે કે જેવી આપનાં શારી (માજંદરાનની અસલી રાજધાની) ગામની હતી તે ગોશાલેની આબોહવા એ ગામની છે. માટે એ જગાનું નામ નવીશારી રાખો. તે દંનથી નવસારી નાગમંડલ લખાણઊ. બાકી આગોદર તો નાગમંડલ લખાતુંતું.'

('પારસી પ્રકાશ' પા. ૨ની ટીપમાંથી)

# અજાતશત્રુ લિંકન

## ૧—ગરીબની હાય

સ્વમાન, સ્વતંત્રતા અને સ્વધર્મ ખાતર માતૃભૂમિ સહિત સર્વસ્વનો ત્યાગ કરી, અનેક જોખમો અને સંકટોનો સામનો કરી, યુરોપના ધર્મવીરોએ અમેરિકાના વિરાટ ભૂખંડનો આશરો લીધો અને પોતાના શાશ્વતસંગ્રહની રક્ષા કરી. કાળાન્તરે તેમના જ વંશજો નિર્બંધ અર્થૈષણાને વશ થયા અને તે સંતોષવા ખાતર તેમણે એક ગરીબ, અજ્ઞાન અને રાંકડી પ્રજાનો શિકાર કર્યો — તેમનાં સ્વમાન, સ્વતંત્રતા અને સ્વધર્મ હણ્યાં. પરિણામે તેમણે પોતાની ભાવી પ્રજા માટે એક ભીષણ આપત્તિનાં બીજ રોપ્યાં.

યુરોપના આ ધર્મભીરુ વસાહતીઓએ અમેરિકાની ભૂમિ ઉપર પગ મૂક્યો ત્યારે તેમની એક બાજુએ નિરવધિ સાગર અને બીજી બાજુ દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરેલું નિબિડ અરણ્ય હતું. અરણ્ય હિંસક પશુઓથી અને તેથીયે વિશેષ હિંસક ઉરગોથી ભરપૂર હતું. આ ઉપરાંત ત્યાંના મૂળવતની 'રેડ ઇન્ડિયનો'નાં અમોઘ તાતાં તીરોનું જોખમ પણ ઓછું નહોતું. પણ તેમનાં જાનમાલને આ બધાં જોખમો હોવા છતાં, જેને માટે તેમણે દેશવટો લીધો હતો તે શાશ્વતસંગ્રહ સુરક્ષિત હોય ત્યાં સુધી પાછા ફરવાનો સવાલ જ નહોતો. એટલે આ બધાં જીવસાટનાં જોખમોની તેમણે ધીરજ અને હિંમતપૂર્વક બરદાસ્ત કરી; એ અફાટ અરણ્યનો વિશ્વાસ કરી આરણ્યક બન્યા; અને એક મહાન પ્રજાનો પાયો નાંખ્યો. વસતી વધતી ગઈ તેમ તેમ અરણ્ય ખસતું ગયું અને એક મહાન પ્રજાને જન્મ આપી છેવટે અદૃશ્ય થયું. હવે અમેરિકામાં જંગલને ઠેકાણે, દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી, ઠેર ઠેર પાકથી લચી રહેલાં સપાટ ખેતરોના પરો દેખાવા લાગ્યા. નવી ભૂમિએ ધાન્યની રેલંછેલ કરી મૂકી. પરંતુ લોભને કંઈ થોભ છે? અમેરિકાવાસીઓનું ધાન્યથી સમાધાન ન થયું; તેમને હવે ધનનો લોભ વળગ્યો. એને માટે તેમને એ કામદુધા ધરતીને વધારે દોહવી હતી. તેમ જ જંગલો સાફ કરી કપાસ અને તમાકુ જેવા આર્થિક પાકો વિશાળ પાયા ઉપર કરવા હતા. પરંતુ જમીનના વિસ્તારના પ્રમાણમાં તેમની વસતી એટલી અલ્પ હતી કે માત્ર તેમની મહેનતથી તો એ યોજના ફળીભૂત થાય એમ હતું જ નહિ. આથી તેમણે સોંઘી મજૂરી મેળવવા તપાસ કરવા માંડી. પોતાની મુરાદ પાર પાડવા તેમને એવા મજૂરોની જરૂર હતી કે જેઓ માણસ અને પશુ બંનેની ગરજ સારે અને જેમની પાસેથી રાત દિવસ કે ટાઢ તડકામાં પણ વિના સંકોચે ધાર્યું કામ લઈ શકાય. તપાસ કરતાં આફ્રિકાના ગરીબ હબસી આરણ્યકો પર તેમની એરી નજરે પડી અને તેમને તેમણે પોતાના લોભના શિકાર બનાવ્યા. આ કાર્યમાં ઇંગ્લંડના હૈયાસૂના ધનલોલુપ વેપારીઓએ તેમને મદદ કરી. એ વેપારીઓ આ અબોધ હબસીઓને ભોળવી, ફોસલાવી, અનેક પ્રકારની લાલચો આપી, વહાણમાં ખડકીને અમેરિકા રવાના કરવા લાગ્યા. આ છળની યુક્તિ નિષ્ફળ નીવડી ત્યારે તેમને જોરજુલમ અને બળજબરીથી પકડવામાં આવતા. હિંસક પશુઓને ચારે તરફથી ઘેરીને તેમનો શિકાર કરવામાં આવે છે તેમ હબસીઓનાં ગામોને ઘેરો ઘાલી તેમને પકડવામાં આવતા અને તેમના કુટુંબકબીલાથી હમેશને માટે વિખૂટા પાડી અમેરિકા રવાના કરવામાં આવતા. એક દેશના આરણ્યકોએ બીજા દેશના વર્ણાંતર પરંતુ તેમના જ જેટલા સ્વતંત્ર આરણ્યકોને પોતાના ગુલામ બનાવ્યા. આમ તેમણે લોહીનો વેપાર આરંભ્યો.

આ લોહીના વેપારનો આપણે ટૂંકમાં ઇતિહાસ તપાસીએ. અમેરિકાના વસાહતીઓએ પ્રથમ 'રેડ ઇન્ડિયનો'ને પકડીને તેમની પાસેથી મજૂરીનું કામ લેવા ધાર્યું. પરંતુ રેડ ઇન્ડિયન સ્વભાવે ચંચળ અને મનસ્વી. તે ધાર્યું કામ ન આપે અને લાગ જોઈને પોતાની ટોળીમાં પાછા નાસી જાય; અથવા કોઈ વાર પોતાના બંધનથી અકળાઈને માલિકનું ખૂન પણ

કરી બેસે. એટલે એ અખતરો નિષ્ફળ નીવડ્યો. આ પછી મેરીલેન્ડ, વર્જીનિયા અને પેન્સિલવેનિયાનાં સંસ્થાનોએ ઇંગ્લંડના કેદીઓને તથા યુરોપભરમાંથી મજૂરીનો કરાર કરી ગિરમીટિયા મજૂરો લાવીને કામ લેવાનો પ્રયોગ આદર્યો. પરંતુ આ ગોરા મજૂરો પણ ધાર્યું કામ આપવામાં નિષ્ફળ નીવડ્યા. એટલે એ પ્રયોગ પણ પડતો મુકાયો. આ પછી હબસીઓને કામમાં લેવાનો અખતરો કરવામાં આવ્યો. ઈ. સ. ૧૬૧૯માં પહેલવહેલા એક અંગ્રેજ સંસ્થાનમાં ડચ વેપારીઓ પાસેથી ૨૦ હબસીઓ ખરીદવામાં આવ્યા. આ લોકો પાસેથી સંસ્થાનવાસીઓ ધાર્યું કામ લઈ શક્યા. પછી તો હબસી ગુલામોની માગ ઉત્તરોત્તર વધતી જ ગઈ. પણ ડચ લોકો એનો વ્યવસ્થિત વેપાર કરનારા ન હતા, એટલે આ ધીકતો ધંધો અંગ્રેજ વેપારીઓના હાથમાં આવ્યો. થોડા જ વખતમાં તેમણે એ વેપારનો ઇજારો લઈ લીધો. આ પછી સતત દોઢસો વરસ સુધી આફ્રિકાના હબસીઓની આયાત અમેરિકામાં ચાલુ રહી. આવી રીતે આફ્રિકામાંથી લાવવામાં આવેલા હબસી ગુલામોની સંખ્યાનો ચોક્કસ આંકડો મળતો નથી. પરંતુ એવી ગણતરી કરવામાં આવી છે કે, આ દોઢસો વરસના ગાળામાં ઓછામાં ઓછા વીશ લાખ હબસીઓને અમેરિકામાં લાવવામાં આવ્યા હશે. ૧૭૯૦ની સાલમાં અમેરિકાની કુલ વસ્તીના ૧૯.૩ ટકા જેટલી તેમની વસ્તી હતી. ૧૮૬૧ની સાલમાં તેમને મુક્ત કરવામાં આવ્યા ત્યારે તેમની વસતી ચાળીસ લાખની હતી. આ ઉપરાંત તે પહેલાં મુક્ત કરવામાં આવેલા સ્વતંત્ર હબસીઓ પાંચ લાખ જેટલા હતા. મુક્ત થયા ત્યારે તેમની વસ્તી અમેરિકાની કુલ વસ્તીના ૧૪.૧ ટકા જેટલી હતી.

સ્વાતંત્ર્યના યુદ્ધ સુધી અમેરિકાનાં બધાં જ સંસ્થાનોમાં ગુલામીની પ્રથા પ્રચલિત હતી. પરંતુ ઉત્તરનાં સંસ્થાનોમાં એ પ્રથા ફાલી ન શકી. ત્યાંની આબોહવાને કારણે એ પ્રદેશ આર્થિક ખેતી માટે બહુ અનુકૂળ નહોતો. વળી એ વિભાગમાં ગોરા લોકોની વસ્તી પ્રમાણમાં વધારે હતી, અને ખેડવા લાયક જમીન તેમનામાં કંઈક સમાન ધોરણે વહેંચાયેલી હતી. આ નાની ખેતીમાં હબસી લોકોની અણઘડ મજૂરી પાલવી શકી નહિ. તેથી ઉત્તર વિભાગમાં માત્ર થોડા શ્રીમંતો જ પોતાના વૈભવ અને ઠાઠમાઠના ચિહ્ન તરીકે ગુલામો રાખતા. આથી ત્યાં સહેજે ગુલામોનો પ્રશ્ન ઉગ્ર અને આર્થિક ન થયો. તેથી લોકમત એ પ્રથાની વિરુદ્ધ થતાં ત્યાંના લોકોએ પોતાના ગુલામોને છૂટા કર્યા અથવા તો દક્ષિણના લોકોને વેચી દીધા. ઇંગ્લંડ જોડેના સ્વાતંત્ર્યયુદ્ધ પછી જ દક્ષિણમાં આ પ્રથાએ વધારે ઊંડી જડ ઘાલી. કારણ કે એ સમય પછી યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લંડમાં યંત્રોદ્યોગ અને કારખાનાંનો યુગ શરૂ થયો અને કાચા માલની અને ખાસ કરીને રૂની માગ અસાધારણ રીતે વધી પડી. આ માગને પહોંચી વળવા દક્ષિણના લોકોએ ગુલામોની મદદથી વિશાળ પાયા ઉપર કપાસ અને તમાકુની ખેતી કરવા માંડી અને ધનના ઢગલા કર્યા. વળી દક્ષિણની પરિસ્થિતિ પણ ઉત્તરથી સાવ ઊલટી હતી. ત્યાં ખેડવા લાયક જમીનના પ્રમાણમાં ગોરા લોકોની વસ્તી અલ્પ હતી. આથી સાહસિક ગોરાઓ હજારો એકર જમીન આરોપી સેંકડો ગુલામોને રોકી ખેતી કરવા લાગ્યા. ત્યાંની જમીન પણ એટલી ફળદ્રુપ નીવડી કે હબસી લોકોની અણઘડ મજૂરી અને તેને લીધે થતા અતિશય બગાડ છતાંયે માલિકોને ખેતીમાંથી અઢળક આવક થવા લાગી. કપાસ અને તમાકુના આ વિશાળ લાટ ઉપર જ હબસી ગુલામોની મજૂરી પાલવી શકી. પરંતુ દક્ષિણમાંયે બધા જ ગોરા વસાહતીઓ ગુલામો રાખવા સમર્થ નહોતા. દશ ગોરામાંથી માત્ર એક ગોરો ગુલામો રાખનાર હતો. આમ ઉત્તરને મુકાબલે દક્ષિણના ગોરાઓની આર્થિક સ્થિતિ અતિશય અસમાન હતી. અહીં તો એક બાજુ અઢળક સંપત્તિ સાથે હજારો ગુલામોની માલકી ધરાવતો ધનાઢ્ય ગોરાઓનો નાનો વર્ગ અને બીજી બાજુ જીવનનિર્વાહને અર્થે ખેતરોમાં જાતે મહેનતમજૂરી કરનાર ગરીબ ગોરાઓનો મોટો વર્ગ, એમ અતિશય અસમાન આર્થિક અને સામાજિક ધોરણોવાળા બે વર્ગો હતા. પણ વખત જતાં જમીનનો કસ ઘટ્યો અને પાક ઓછો

ઊતરવા લાગ્યો. આ પરિસ્થિતિમાં આ અસંખ્ય ગુલામો તેમના માલિકોને બોજારૂપ થઈ પડયા. પણ આ તેમને ફાયદો દેતો બોજો ટૂંકી દૃષ્ટિના માલિકોને વખતસર ન દેખાયો અને આપમેળે મરતી એ અનિષ્ટ પ્રથાને ટકાવવા તેમણે પોતાનું લોહી રેડ્યું. બાકી પરિસ્થિતિ એવી થતી જતી હતી કે, હબસી મજૂરી ઉપર ચણાયેલી દક્ષિણની આર્થિક ઇમારત થોડા વખતમાં પોતાના જ ભારથી એની મેળે પડી જાત.

એકંદરે ગુલામીની પ્રથાથી દક્ષિણને લાભના પ્રમાણમાં હાનિ જ વધારે થઈ. આ અનીતિમય પ્રથાથી તેમને પારાવાર નૈતિક નુકસાન થયું એ વાત જવા દઈએ તોપણ, એને લીધે આર્થિક અને સામાજિક નુકસાન થયું એ નાનુંસૂનું નથી. એથી તેમનો પુરુષાર્થ હણાયો અને તેમની દૃષ્ટિ કુંઠિત થઈ. ઉત્તરના લોકોએ ખેતી ઉપરાંત અનેક હુન્નરઉદ્યોગો ખીલવ્યા એમાં દક્ષિણના લોકો પાછળ પડયા. વળી ઉત્તરના લોકોમાં સહજ રીતે સમાનતાની ભાવના ખીલી તે લાંબા વખત સુધી દક્ષિણમાં પેદા થઈ શકી નહિ.

અમેરિકામાં આ પ્રથા ટકાવવા બ્રિટિશ સરકારે પણ સારી પેઠે ભાગ ભજવ્યો છે. અમેરિકામાં ગુલામી નાબૂદ થાય તો બ્રિટનના વેપારીઓની રોજી જોખમાય. આથી સંસ્થાનવાસીઓના વિરોધ છતાં બ્રિટને એ પ્રથા ચાલુ રાખવાનો આગ્રહ રાખ્યો. ૧૭૬૦ની સાલમાં સાઉથ કેરોલિના સંસ્થાને એ વરસ પછી નવા ગુલામો આયાત ન કરવાનો કાયદો કર્યો અને મંજૂરી માટે તે બ્રિટિશ સરકારને મોકલ્યો. બ્રિટિશ સરકારે એને મંજૂરી ન આપી એટલું જ નહિ, પણ બધાં સંસ્થાનોના ગવર્નરોને હુકમ કર્યો કે, ભવિષ્યમાં આવા કાયદા ધારાસભામાં રજૂ જ ન કરવા દેવા. 'કેમ્બ્રિજ મૉડર્ન હિસ્ટરી'નો ઇતિહાસકાર કહે છે કે, ગુલામીનો વેપાર બંધ કરવાને કે તેને મર્યાદિત કરવાને ઘડવામાં આવેલા દરેક કાયદાને બ્રિટિશ સરકારે નામંજૂર કર્યો અને સંસ્થાનોમાં ગુલામીની પ્રથાને બળજબરીથી ટકાવી રાખી.

બ્રિટનની પરાધીનતાની ધૂંસરી ફેંકી દીધા પછી અમેરિકામાં સ્વતંત્રતાનું જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું તેમાં 'સર્વ મનુષ્યો સમાન છે' એ સિદ્ધાંત મનુષ્યના મૂળભૂત હક તરીકે સ્વીકારવામાં આવ્યો હતો. ગુલામીની અન્યાયી પ્રથા આ સૂત્ર જોડે બંધબેસતી નથી એ જ્યૉર્જ વૉશિંગ્ટન, જેફરસન તથા બેંજામીન ફ્રેંકલીન વગેરે નવા પ્રજાસત્તાકના સર્જકો જોઈ શક્યા હતા અને તેનો અંત આણવાનો પ્રયત્ન પણ તેમણે કર્યો, પરંતુ એમાં તેમને સંજોગવશાત્ સફળતા ન મળી. ૧૭૮૭ની સાલમાં સંયુક્ત રાજ્યનું બંધારણ ઘડવા ફિલાડેલ્ફિયામાં લોકસભા મળી ત્યારે કેટલાંક દક્ષિણનાં સંસ્થાનોએ એવી શરત મૂકી કે, ગુલામીની પ્રથા જેમની તેમ રાખવામાં આવે તો જ તેઓ સંયુક્ત રાજ્યમાં જોડાવા તૈયાર છે. આથી ગુલામીનો પ્રશ્ન તે વખતે પડતો મુકાયો. પરંતુ પછી થોડા જ સમયમાં આ પ્રશ્ને અતિશય ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

હવે અમેરિકામાં આ ગુલામોને માણસ તરીકેના શા અધિકારો હતા અને ત્યાંના સમાજમાં તેમની શી દશા હતી તે જોઈએ. ગાય, બળદ અને ઘોડાની જેમ ગુલામ તેના માલિકની મિલકત ગણાય; માલિક મરજી પ્રમાણે ગમે ત્યારે અને ગમે ત્યાં તેને વેચી દઈ શકે. ગુલામ કોઈ પણ પ્રકારનાં હથિયાર ધારણ ન કરી શકે. દેશના રાજમાર્ગો ઉપર માલિકની લેખિત પરવાનગી કે ગોરા સાથી વિના પ્રવાસ ન કરી શકે. માલિકની લેખિત પરવાનગી અથવા ગોરા સાથી વિના તે પોતાના રહેઠાણના વાડાની બહાર ન જઈ શકે. ગુલામો એકઠા મળી ન શકે, સભા તો ન જ કરી શકે. ગુલામ અદાલતમાં સાક્ષી ન થઈ શકે. તેને વાંચતાં લખતાં શીખવાની કે શીખવવાની કાયદાથી બંધી! ગુલામ સ્ત્રી ઉપર બળાત્કાર એ ગુનો ન ગણાય; માત્ર તે બાઈના માલિકની મિલકત ઉપર ગેરકાયદે પ્રવેશ ગણાય! માલિક ધારે ત્યારે સંતતિ માટે હબસી સ્ત્રી પુરુષનો સંબંધ બળજબરીથી પણ કરાવી શકે. આ સ્થિતિમાં બાળકો માતાનાં ગણાય અને તેની માલકી માતાના માલિકની ગણાય. તેમના વીતકોની કથા આટલેથી પૂરી થતી નથી. આ અસહાય ગુલામો ઉપર જે અમાનુષી સિતમ ગુજર્યા, તેમને જે ભયંકર માનસિક અને શારીરિક યાતના વેઠવી પડી, એનું વર્ણન

આપવું અશક્ય છે. ટૂંકમાં વાણીની વર્ણનશક્તિ પણ હારે એવા અકથ્ય અને કારમા જુલમો માણસે માણસ ઉપર કર્યા. ગુલામીની પ્રથા તો ઇજિપ્ત, ગ્રીસ અને રોમના કાળથી ચાલી આવી હતી; પરંતુ ક્યાંયે તેમની સાથેના વર્તનમાં માણસાઈ આટલી હદે નીચી ઊતરી ન હતી. આ સ્થિતિથી અકળાઈને ગુલામોએ કેટલેક ઠેકાણે બંડો પણ કર્યાં અને કેટલાક ગોરાઓના જાન પણ લીધા. પછી તો ગોરાઓએ ભારે હત્યાકાંડ આદર્યો. કોઈ પણ પ્રકારના વિવેક વિના ગુનેગાર તેમ જ નિર્દોષ ગુલામોને ગાડાં નીચે ચદગી નાખવામાં આવ્યા, જીવતા બાળી મૂકવામાં આવ્યા કે ફાંસીએ લટકાવવામાં આવ્યા. આવાં અવિચારી બંડોથી તો ગુલામોએ પોતાનાં બંધનો જ વધારે મજબૂત કર્યાં.

આ અજ્ઞાન અને રંક ગુલામોની પરાધીનતા વસાહતી ખેડૂતો, ગુલામોની લેવડદેવડના ધંધામાં પડેલા આડતિયાઓ, ઈંગ્લંડના વેપારીઓ અને સંસ્થાનોના રાજતંત્રના જાગ્રત સ્વાર્થની અભેદ્ય દીવાલથી સુરક્ષિત હતી. આ ચતુર્વિધ નાગચૂડમાંથી તેમના છુટકારાનો કોઈ પણ આરો જણાતો નહોતો. સૃષ્ટિના અંતકાળ સુધી તેમની આ દશામાં ફેરફાર થાય એમ લાગતું નહોતું.

પણ ચાહે એટલો સબલ અને સુરક્ષિત અન્યાય કદી લાંબા વખત સુધી ટકી શકતો નથી, અને ન્યાયનો પક્ષ ગમે એટલો અબલ અને અરક્ષિત હોય છતાં તેનો જ છેવટે વિજય થાય છે. અમેરિકાની પ્રજામાં રામ વસ્યા અને ગુલામોના છુટકારાનાં બીજ સહૃદયી અમેરિકનોના હૃદયમાં રોપાયાં. ઉદારચરિત અમેરિકનોને આ ભીષણ અન્યાય કઠવા લાગ્યો; અને ગમે તે ભોગે તે મિટાવવા તેમણે સંકલ્પ કર્યો. પછી તો ગુલામોને પક્ષે સાહિત્યકારો ભળ્યા અને રાજપુરુષો ભળ્યા;. સમાજસુધારકો ભળ્યા અને ધર્મોપદેશકો પણ ભળ્યા. જોન બ્રાઉન જેવા ઉત્કટ ન્યાયપ્રેમી સજ્જને તો ગુલામોને છોડવવા બહારવટું ખેડ્યું, તેમાં પોતાના ત્રણ પુત્રોને હોમ્યા અને પોતે પણ ફાંસીને લાકડે લટક્યો. દેશભરમાં ઠેર ઠેર ગુલામીની પ્રથા સામે મંડળો સ્થપાયાં. ગુલામોને માલિકોના પંજામાંથી છોડાવી કૅનેડાની સ્વતંત્ર ભૂમિમાં નસાડી જવાને દેશમાં ઠેર ઠેર છૂપાં થાણાં સ્થપાયાં, અને એ કાર્યમાં અમેરિકાના અસંખ્ય જુવાનોએ પોતાની જિંદગીનો ભોગ આપ્યો. ધીરે ધીરે એ પ્રશ્ન એટલો તો ઉગ્ર બન્યો કે, અમેરિકાના રાજકારણના બીજા બધા પ્રશ્નો એની આગળ ગૌણ બની ગયા. કેટલીયે પેઢીનાં બલિદાન અને સ્વાર્થત્યાગથી પુનિત થયેલી અને કેટલીયે તડકીછાંયડી વેઠીને દૃઢ થયેલી અમેરિકાની એકતા આ પ્રશ્ને ભેદી નાંખી. અમેરિકાની એક અને અવિભાજ્ય પ્રજાના બે ભાગલા પડ્યા. ઉત્તરના લોકો ગમે તે ભોગે ગુલામી નાબૂદ કરવા અધીરા બન્યા. દક્ષિણના લોકોએ ગમે તે ભોગે તે ટકાવી રાખવા કમર કસી. ઉભય પક્ષે આંધળિયાં કર્યાં. જેઓ ગુલામીની પ્રથાના વિરોધી હતા અને તે નાબૂદ કરવા માગતા હતા, તેઓ ગુલામીના પક્ષકારોને પોતાના દુશ્મન માનવા લાગ્યા. પરિણામે ગુલામી ટકાવવાના પક્ષકારો તેમને ગુલામીના નહિ પણ પોતાના દુશ્મનો માનવા લાગ્યા. આમ ગુલામીનાં નહિ પણ રાષ્ટ્રના નાશનાં બીજ રોપાયાં. ઉભય પક્ષે એક-બીજા માટે એટલો દ્વેષ, ધિક્કાર, અને અનુદારતા કેળવ્યાં હતાં કે રાષ્ટ્ર પરની આ ભયંકર આપત્તિ કોઈથી દેખાઈ નહિ. ઉભય પક્ષે પરસ્પર વેરથી દોર-વાઈને, આંબાના ઝાડના જીવનરસને ચૂસી ખાતા વાંદાને કાપી ઝાડને સુરક્ષિત કરવાને બદલે ઝાડના મર્મભાગ ઉપર ઘા કર્યા. પરંતુ ગુલામોના અને રાષ્ટ્રના સદ્-ભાગ્યે આ કટોકટીની ઘડીએ અમેરિકામાં એક એવો અજાતશત્રુ પુરુષ પેદા થયો જેની અપાર માનવતા અને અચળ ન્યાયપરાયણતા, અગાધ ડહાપણ અને અમિત તિતિક્ષાએ આ આપત્તિ ટાળી, ગુલામોનો ઉદ્ધાર કર્યો, પોતાના રાષ્ટ્રને ઉગાર્યું અને તેની જોખમાયેલી એકતા અક્ષત રાખી. પરંતુ એના પહેલાં વેરનાં બીજ એવાં તો સજડ થયાં હતાં કે એનાં અસીમ સૌજન્ય અને પ્રકૃતિસિદ્ધ અવેરવૃત્તિ પણ ભાન ભૂલેલા પોતાના દેશબાંધવોનાં લોહી વહેતાં અટકાવવા અસમર્થ નીવડી. અમેરિકાનો આ તારણ-હાર તે અબ્રાહમ લિંકન. એની વાત હવે પછી.

મણિભાઈ ભ. દેસાઈ

# પહેલી વર્ધા-શિક્ષણ પરિષદ

વર્ધાશિક્ષણની પ્રથમ પરિષદ પૂના મુકામે એક એવા પ્રસંગ પર ભરાઈ હતી કે, એક બાજુ તેને ઓછાયામાં રહેવું પડ્યું તો બીજી બાજુથી એક લાભ પણ થયો. મહાસભાવાદી પ્રધાનમંડળોનાં રાજીનામાં આપવાની તૈયારીઓનું એ સપ્તાહ હતું. પરિષદ ઑક્ટોબરની ૨૯મી તારીખે ઊઘડી. શ્રી. ખેર સાહેબ પરિષદનું સ્વાગત કરવા જેટલું જ રોકાઈ શક્યા, અને તે જ રાતે પાછા મુંબઈ પહોંચ્યા, કેમ કે કાગીએ તેમને રાજીનામાં રજૂ કરવાં હતાં. બીજા પ્રાંતોમાં પણ આવા જ રંગ હતા. એથી કરીને ત્યાંથી જે પ્રધાનો આવવાના હતા તે — સરહદ પ્રાંત બાદ કરતાં — રોકાઈ ગયા. આવા બનાવો બનતા હોય ને સામે યુદ્ધની કાગળની તંગી ને મોંઘવારી હોય, તે વખતે છાપાંવાળા આ પરિષદ સામે શું કામ જુએ! નવાઈની વાત હતી કે, પરિષદના મંત્રીઓએ યોજેલી પોતા પૂરતી ગોઠવણ સિવાય ભાગ્યે જ કોઈ છાપાવાળાનો ખબરપત્રી તે પરિષદમાં ફરક્યો હોય.

આ તો પરિષદના પ્રસંગનો ગેરલાભ થયો. પરંતુ તેનો લાભ પણ હતો. ભાઈ દીવાનજી તેમના લેખમાં જણાવે છે તેમ, આ પરિષદમાં પ્રાંતોના સરકારી કેળવણી ખાતાંના અમલદારોએ ઠીક ઠીક હાજરી આપી હતી ને ભાગ પણ લીધો હતો. પ્રધાનમંડળ જાય તેથી તેઓની મનોવૃત્તિમાં ફરક પડી શકતો હતો. પરંતુ તેઓએ પોતાનું વલણ ખાસ બદલાયેલું હોય એમ જણાવવા નથી દીધું: અને પરિષદના દિવસોમાં ચાલતા બહારના મહાન ફેરફારોની અસર પણ તેના પર ઓછી જ થયેલી લાગી. એટલે કે, સરકારી અમલદારો પોતાનું નવું કામ નવી પરિસ્થિતિમાં પણ યથાશક્તિ યથામતિ ચલાવશે, એમ આશા રાખી શકાય. આ એક તે પ્રસંગને લીધે લેવા મળેલો લાભ ગણાય.

પરિષદની કાર્યવાહીની મારા પર પડેલી છાપ પણ, આ અંકમાં ભાઈ દિલખુશે રજૂ કરી છે, તેવી જ પડી છે એમ મારે નિખાલસભાવે કબૂલ કરવું જોઈએ. પરિષદનું આખું કામ વર્ધા-શિક્ષણના પ્રશ્નના ઉપરછલા થરોને જ સ્પર્શતું હતું એમ કહેવું જોઈએ. પ્રમુખ શ્રી. સૈયદીને પોતાના પ્રારંભિક નિવેદનમાં વિચારદૃષ્ટિ અને આદર્શો તથા પદ્ધતિ અને આયોજન વચ્ચે ભેદ પાડ્યો ત્યારે જ મને લાગ્યું કે, વર્ધા-યોજનાના આરંભકાળમાં કે જ્યારે નાં બધાં ગર્ભિતાંશો અને અર્થો તથા હેતુ વગેરે સ્પષ્ટ નથી થયાં, ત્યારે આવો વિચ્છેદ કરીને વિચારણા કરવી એ ભૂલ નથી? પરિષદના મંત્રીજીએ એક ચર્ચામાં કહ્યું કે, આપણો આદર્શ અને હેતુઓ તો સિદ્ધ છે, ત્યારે ઉપરની મારી બીતિ વળી વધી. અને પરિષદની કાર્યવાહી જોતાં એ અકારણ ન ઠરી. આખી કાર્યવાહીમાં એમ જ માનીને ચલાયું કે, જાણે આપણે તો ભિન્ન ભિન્ન વિષયોને ઉદ્યોગના અનુબંધમાં બેસાડવાની ચિંતા કરવાની છે, અને તે કરી શકે એવા શિક્ષકોની તાલીમની ચિંતા છે! આર્થિક બાજુએ કેટલાક તો એમ જ માનતા હતા કે, સરકારે પૈસા કાઢવા જોઈએ અને ઉત્પન્નની વાત છોડવી જોઈએ, કારણ કે તે કેળવણી નથી! નહિ તો, શિક્ષકોની તાલીમની ચર્ચામાં શિક્ષકે પોતે કેવા થવું જોઈશે, તેણે પોતા થકી કેવી મનોવૃત્તિની તૈયારી રાખવી જોઈશે, એની કશી ચર્ચા જ ન મળે; એટલું જ નહિ, એ ચર્ચા કદાચ અપ્રસ્તુત અને વેદિયામાં પણ ખપે એવું વાતાવરણ લાગતું હતું. તેથી આ૦ કૃપાલાનીએ અંતે ઉપસંહારમાં કહ્યું ત્યારે ઠીક લાગ્યું કે, શિક્ષકોની તાલીમમાં મુખ્ય વસ્તુ તો એ હોવી ઘટે કે, જે નાગરિકતાનો આદર્શ વર્ધા-યોજના સેવે છે એમાં તે માનનારો અને એ જીવવા મથનારો હોવો જોઈએ.

મને કોઈ પૂછે કે, આખી પરિષદમાં તમને કઈ વસ્તુ મહત્ત્વની લાગી? કઈ ચર્ચા બરોબર માર્મિક અને ઉપયોગી લાગી? ક્યા ઠરાવો તમને મહત્ત્વના લાગ્યા? — તો હું શું કહું તે હવે કહી જાઉં.

આખા દેશના કાર્યકર્તાઓ મળ્યા એ વસ્તુ પોતે જ એક મહત્ત્વની વાત હતી. અને એક જ વર્ષના ગાળામાં જે કામ થયેલું જોવા ને જાણવા મળ્યું તે ભવિષ્યને માટે ઉત્સાહદાયી હતું. થોડા જ દિવસ અગાઉ મુંબઈના શ્રી. નટરાજને એમના છાપામાં લખ્યું હતું કે, 'વર્ધા-યોજના તો હવે મરી ગઈ છે; એની વાત કરીને કોઈ નાહકની એની કિંમત ન વધારશો.' એ હસી કાઢવાની વાતના થોડા જ દિવસમાં મુંબઈ પાસે પૂનામાં દેશના શિક્ષકો અને સેવકો મળે, સરકારી વિદ્યાધિકારીઓ અને મધ્યસ્થ સરકારના શિક્ષણ-અમલદાર શ્રી. સાર્જન્ટ હાજરી આપે, અને દેશના આ મહત્ત્વના કામને કેમ આગળ ધપાવવું એ વિચારે, એ જ એક મહત્ત્વની વસ્તુ નથી બનતી?

પ્રારંભમાં આ૦ કૃપાલાનીનું વ્યાખ્યાન સુંદર હતું. તેમાં તેમણે આ યોજનાના આદર્શ અને આચાર કે

પદ્ધતિ વચ્ચે રહેલા અવિચ્છિન્ન ભેદ પર જે ભાર મૂક્યો તે સરસ હતો. દુઃખ એટલું જ રહી ગયું કે, તે પ્રારંભને પરિષદે બરોબર યાદ ન રાખ્યો. પ્રારંભ જેવું જ અંતનું કૃપાલાનીજીનું ટૂંકું વ્યાખ્યાન ઠીક સાવચેતી દેનારું હતું. તેમાં એમણે કરેલી આખી કાર્યવાહીની ટીકા યોગ્ય હતી.

પરંતુ એ તો પરિષદનો શણગાર ગણાય. પરિષદનાં વ્યાખ્યાનોમાં પ્રથમ સ્થાન વર્ધાના વયોવૃદ્ધ અને અનુભવી ખાદી-સેવક તથા શિક્ષણપ્રેમી શ્રી. જાજુજીના વ્યાખ્યાનને હું આપું. તેમણે શાંતિથી અને ગંભીરતાથી આ યોજનાની જે આર્થિક બાજુ રજૂ કરી તે માત્ર આર્થિક જ નહોતી, પણ આખા પ્રયોગના મૂળભૂત મહત્ત્વની હતી. લગભગ ૪૦ મિનિટ જેટલા સમયમાં તેમણે સૌને હિંદુસ્તાનીમાં જે ટૂંકું બ્યાન આપ્યું તે આખું જ એના નિવેદનમાં હવે પછી પ્રસિદ્ધ થશે એવી આશા રાખીએ.

આ કહું છું ત્યાં મને મનમાં વિચાર આવે છે, 'પરંતુ એ વ્યાખ્યાનનો હેવાલ પેલા અંગ્રેજી લઘુલિપિવાળાઓએ લીધો જ ક્યાં હશે? અને શ્રી. જાજુજીએ લખેલું વાંચ્યું નહોતું!' શ્રી. જાજુજીની પછી શ્રી. મોહનીએ પણ કીમતી આંકડા રજૂ કર્યા હતા. તે તો નિવેદનમાં આવશે, કેમ કે અંગ્રેજીમાં લખેલા તેમણે વાંચ્યા હતા.

શ્રી. જાજુજીએ કશી ચર્ચા નહોતી ઉપાડી. તેમણે તો ગંભીરતાથી પોતાનું મંતવ્ય માંડી બતાવ્યું હતું. કોઈ માર્મિક ચર્ચા ઊપડી હોય તો તેનું શ્રેય શ્રી. ભારતાનંદને જાય છે. તેમણે કહ્યું, "આ પરિષદની બધી ચર્ચા મને અન્યગામી લાગે છે. કેમ કે, ગાંધીજીની કલ્પનાને એમ હું નથી સમજ્યો કે, વિષયોને ઉદ્યોગના અનુબંધમાં કેમ શીખવવા, એ પ્રશ્ન મુખ્ય છે. પ્રશ્ન તો ઊલટો છે કે, ઉદ્યોગ શીખવવો અને તેની આસપાસ તેના અનુબંધમાં જે જે જ્ઞાન આપવું ઘટે તે સમગ્ર જ્ઞાન પણ આપવું. એમ કરતાં આપણે જીવનનું જરૂરી જ્ઞાન બાળકને આપી દીધું હશે; અને તો જ આપણે યોજનાના 'એસિડ ટેસ્ટ' ઇમ્તહાનને પણ પહોંચી વળી શકીશું" આ મુદ્દો શ્રી. ભારતાનંદે મૂક્યો એનો જ બધે ગરમાવો આવ્યો, કેમ કે સૌને લાગ્યું કે, આ વળી એક વાર નિરાંતે સુવાડેલું ભૂત પાછું ક્યાં ઊભું થયું! છતાં, એ જ છેવટે આ યોજનાનો 'એસિડ ટેસ્ટ'— તેની ખરી કસોટી થનાર છે એમ ગાંધીજીએ તો કહી જ મૂક્યું છે.

ઠરાવો ઉપર આવતાં હું નીચેના બે ઠરાવોને પ્રથમ મહત્ત્વના ગણાવું. અને તે એટલા જ સારુ કે, તે જો આચરાય તો વર્ધા-યોજનાની એક બે મૂળ વાતો સિદ્ધ થશે, ને તો જ તે કૃતાર્થ ક્રાંતિકારી પણ બનશે. એક ઠરાવમાં એમ કહેવામાં આવ્યું છે કે, શહેર અને ગામડા વચ્ચે યોજના પરત્વે કશો ભેદ કરવાની જરૂર નથી. આજ અનેક રૂપાળાં કારણો આગળ કરીને શહેરો તરફથી કહેવામાં આવે છે કે, ગામડાં માટેની આ યોજના છે તો શહેરો માટેની શી હોવી જોઈએ? એમાં મુખ્ય ફરક જે તેઓ કરાવવા માગે છે તે હાથઉદ્યોગનો — કે, તકલી રેંટિયાને બદલે બીજો ઉદ્યોગ ન રખાય? અલબત્ત, રાખી શકાય, અને એ યોજનામાં પણ અનેક સૂચવ્યા છે. પરંતુ, શ્રી. જાજુજીએ એમના મનનીય વ્યાખ્યાનમાં કહ્યું હતું તે સાવ સાચું છે કે, તમે અનુભવે જોશો કે તકલી પીંજણાદિ જ તમને ફાવશે ને આજ વ્યવહારુ પણ પડશે; માત્ર તમારે તે પ્રત્યેની શહેરી સૂગ જરા નરમ કરવી જોઈશે. શહેર અને ગામડાના ભેદમાં આજની કેળવણી પણ એક ઠીક ઠીક મોટાઈ ભોગવતો ભાગ ભજવે છે. વર્ધા-યોજના જો એના પર ફટકો મારી આપે તો હિંદ્સ્વરાજની તે અનુપમ સેવા કરશે.

એક બીજો ફરક શહેરો તરફથી મંગાય છે તે અંગ્રેજી બાબત. વર્ધા-યોજના સ્પષ્ટ કહે છે કે, ભણતરને પાંચમે વર્ષે હિંદુસ્તાની ભાષા શરૂ થાય — અંગ્રેજી નહીં: ૭ વર્ષની આ યોજનામાં અંગ્રેજી ન હોય. યોજનાની આ વસ્તુ ઘણા થોડાએ ધ્યાન પર લીધી છે. આશા તો એવી રખાય કે, તાલીમી સંઘ આની આવી ચોખ્ખી વિચારી વિચારીને દેશના કેળવણીતંત્ર સામે મૂકે. મધ્યસ્થ સરકારની વર્ધા-સમિતિએ સૂચવ્યું કે, ભણતરને ૫મે વર્ષે શાળાબદલી કરી શકાય. જો વર્ધા-શિક્ષણ જ સાર્વત્રિક કરવાનું છે તો શાળાબદલીનો અર્થ નથી રહેતો;— વિદ્યાર્થી એક વર્ધા-શાળામાંથી બીજીમાં જશે. પણ મધ્યસ્થ સરકારની સમિતિના ધ્યાનમાં આજની પ્રચલિત શાળાઓ અને તેમાં ચાલતું અંગ્રેજી જ હશે છે. વર્ધા-યોજનાના સંચાલકો આ ઉપરથી ચેતી શકતા હતા. પૂના પરિષદે તેથી સર્વાનુમતે ઠરાવ કર્યો છે કેઃ-

'આ પરિષદને બરોબર લાગે છે કે, હિંદની કેળવણીમાં ઘણું વહેલું અંગ્રેજીનું શિક્ષણ દાખલ થવાથી તેને અતિ સહન કરવું પડ્યું છે. એને એમ પણ દેખાય છે કે, વિદ્યાર્થીને પરભાષા મારફત ભણવાની ફરજ પાડવાથી તેને જે અન્યાય અને હાનિ થયાં છે એની તો વાત છોડો; પણ

શિક્ષણના માધ્યમ તરીકે હિંદની પ્રાંતીય ભાષાઓ ન વપરાવાથી તે ભાષાઓની વાહન થવાની શક્તિને ભારે ખમવું પડયું છે.

તેથી આ પરિષદ ભલામણ કરે છે કે, વર્ધા-શાળાઓમાં જ નહિ પણ દેશની બધી શાળાઓમાં, વિદ્યાર્થીએ ૭ વર્ષ સ્વભાષા દ્વારા શિક્ષણ મેળવ્યા સુધીમાં તેને અંગ્રેજી શીખવવામાં ન આવે એવો નિયમ થવો જોઈએ. અલબત્ત, અંગ્રેજી જેની માતૃભાષા છે તેને એ લાગુ નહીં પડે.'

મુંબઈ સરકારની વર્ધા-શિક્ષણ સમિતિએ આ વિચારની પહેલ કરી. પરંતુ આ વસ્તુ કેવી ક્રાંતિકારી છે તે એટલા પરથી જ સમજાઈ શકશે કે, મુંબઈની મહાસભાવાદી સરકારને પણ એનો અમલ અઘરો અને ઊંડાં પાણી ડહોળનારો લાગ્યો — તે સુધારો કરવાની તેમની હિંમત નથી ચાલી ! છતાં દેશના બધા સેવકોની પરિષદે એકમતે આ ઠરાવ કર્યો એ બીના નોંધપાત્ર છે. એ ઠરાવમાં વર્ધા-યોજનાની કસોટી પણ રહેલી છે. હું તો માનું છું કે, જો આ ઠરાવ પ્રમાણે શિક્ષણતંત્ર નહિ સુધારાય, તો પાયાની કેળવણીનો નવો કશો ખાસ અર્થ નહિ રહે. સરકારી ચોપડે આજ જેને 'વર્નાક્યુલર ફાઈનલ' કહેવાય છે તેને હવે પછી 'બેઝિક ફાઈનલ' કહેશે. પરંતુ બધું પાછું જૂનાની જેમ સુખે ચાલતું રહેશે. તાલીમી સંઘે આ ઠરાવનો અમલ કરાવવાની જવાબદારી લેવી જોઈએ. મને લાગે છે કે, જેમ અંગ્રેજી ભાષાના શિક્ષણની હિમાયતથી પગરણ થઈને આજનું શિક્ષણતંત્ર ઘડાયું, તેમ જ હવે પછી સ્વભાષા અને રાષ્ટ્રભાષાના શિક્ષણથી સ્વરાજની કેળવણી નિર્માશે. કોઈ એમ ન માની લે કે, અંગ્રેજી રદ જ કરવાની આમાં વાત રહેલી છે. પરિષદના ઠરાવમાં સ્પષ્ટ કહ્યું છે કે, ભણતરનાં પહેલાં ૭ વર્ષમાં અંગ્રેજી ન હોય. ત્યાર બાદના શિક્ષણનો વિચાર વર્ધા-યોજનાએ વિગતમાં નથી કર્યો. ત્યાર બાદ અંગ્રેજી સુખે આવે, તે હું માનું છું કે આવવું જોઈએ.

અંતે, એક મહત્ત્વની વસ્તુ કહીને આ પૂરું કરીશ. પરિષદની કાર્યવાહી હિંદુસ્તાનીમાં મોટે ભાગે ચાલી એમ ન કહેવાય. આ એક અક્ષમ્ય વસ્તુ ગણાવી જોઈએ. પરિષદના કેટલાય પ્રતિનિધિઓ અંગ્રેજી નહોતા જાણતા, હિંદુસ્તાની સૌ સમજી શકત. ૧૯૩૭માં ગાંધીજીએ વર્ધા પરિષદ વખતે સ્વભાષા કે રાષ્ટ્રભાષાનો જેવો આગ્રહ રાખ્યો હતો તેવો જો રાખવામાં આવ્યો હોત તો કશું નુકસાન ન થાત, બલ્કે આજ હજી ઘણાને નથી સમજાતો તેવો લાભ થાત. ગાંધીજીનો એ વેળાનો આગ્રહ શું ખાલી ઘેલું હતું એમ ? ના, અમુક ભાષાના ઉપર ભાર આપવો એ આજે ધાર્યા કરતાં પણ ક્રાંતિકારી મહત્ત્વ ધરાવે છે. આને કોઈ ચોખલિયાવેડાનું ઘેલું તો નહીં જ સમજે. એ પણ છે કે, આ ફેરફારની પાછળ આપણા અંગ્રેજી ન જાણનાર શિક્ષકોની દરકાર રહેલી છે. તેમને માટેની વાત તેમને સમજાય એ ભાષામાં હોવી જોઈએ એ સાવ સાદી વાત પણ આપણને કેમ નહીં સમજાતી હોય ? પરિષદમાં કેટલાક પ્રતિનિધિઓ તો એમ પણ વાત કરતા હતા કે, વર્ધા-શિક્ષણ પરિષદ ભાષાવાર ભરાય તો સારું નહીં ? તો વિચાર વધારે ફેલાશે, તેને અનુરૂપ ભાષા ખીલશે, અને જેમને આ કામ કરવાનું છે તેઓ પોતા થકી પણ એ પરિષદમાં ભાગ લેશે. આ છેલ્લી વસ્તુ થવા લાગે તો તરત વાતાવરણમાં ક્રાંતિનું માનસ જન્મશે. જે વિચાર પરભાષામાં જ ચાલે તેનો આચાર શી રીતે ઘડાઈ શકે ? તે પણ પરાયો જ રહેવાનો.

પરિષદે આ ઉપરાંત બીજા અનેક અભિપ્રાયો બાંધ્યા છે. તે બધા હજુ પ્રસિદ્ધ નથી થયા. પરિષદ તરફથી તેનો આખો હેવાલ બનતી ત્વરાએ બહાર પડવાનો છે. તે બહાર પડશે ત્યારે પ્રજા જોશે કે, આ પરિષદે કેટલું મહત્ત્વનું કામ કર્યું છે. આવતા વર્ષ દરમિયાન જો ઉપરની બે બાબતો વિષે પ્રચાર વધે તો આ પરિષદે પોતાની સફળતા સિદ્ધ કરી એમ ગણાશે. પરિષદમાં જે ઉત્સાહથી સરકારી અમલદારોએ ભાગ લીધો છે, તેમને હવે આ યોજનાનું કામ આગળ લેવાનું છે, કેમ કે પ્રધાનોએ પોતાની જવાબદારી, અન્ય કારણોને લઈને, છોડી છે — છોડવી પડી છે, અને તે હવે અમલદારોએ વહોરી છે.

પરિષદની બીજી અનેક વાતો અને વિગતો વર્ણન અને વિચાર માગી લે એવી છે. નવી જ ભાતના પ્રદર્શન જેવી મોટી વસ્તુની પણ વાત અહીં મેં નથી કરી. કાર્યવાહી એવી ભરચક હતી કે તેને ઝીણવટથી જોવાને માટે વખતે નહોતો;—એકાદ બે આંટા મારીને ઊડતી નજરે જ જોવા પામ્યો છું. આટલા લંબાણ પછી એ બધું છોડવું જોઈએ.

૧૪-૧૧-'૩૯ મગનભાઈ દેસાઈ

# વર્ધા યોજના અને પાઠ્યપુસ્તકો

શ્રી. તંત્રીજી,

સવિનય નિવેદન કરવાનું કે, વર્ધા યોજના પરત્વે જે જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેમાંની એક એ છે કે, બાળકો માટે જૂની શિક્ષણપદ્ધતિમાં જેમ પાઠ્યપુસ્તકો છે તેમ આ યોજનાના અભ્યાસક્રમ મુજબ પણ પાઠ્યપુસ્તકો તૈયાર કરવાં. પરંતુ મારો અભિપ્રાય એવો છે કે, એ યોજનાથી ચાલતી શાળાઓમાં પાઠ્યપુસ્તકો દાખલ કરવામાં આવશે કે પ્રત્યક્ષ જીવનના પ્રસંગો દ્વારા બાળકને કેળવણી આપવાનો વર્ધા યોજનાનો હેતુ છે તે માર્યો જશે, અને બાળકમાં જે પરિવર્તન થવાની આશા રાખીએ છીએ, તેમાં આપણે નિષ્ફળ નીવડીશું.

જે ભાઈ એમ માનતા હોય કે, નવી યોજનામાં પણ પાઠ્યપુસ્તકની જરૂર છે તે ભાઈઓ યોજનાના નીચે જણાવેલા નિયમો સાથે પાઠ્યપુસ્તકનો કેવી રીતે મેળ સાધી શકાય તે બતાવી આપશે તો સર્વ કોઈ ઉપકૃત થશે. નિયમો નીચે મુજબ છે :

(૧) ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો પુષ્કળ અવકાશ જોઈએ. (૨) અગત્યનાં માનવી પ્રવૃત્તિઓ અને હિતો સાથે સ્વાભાવિક સંબંધ હોવો જોઈએ. (૩) બીજા વિષયો શીખવવાની પદ્ધતિ ઉદ્યોગમાંથી સ્ફુરી જોઈએ. (૪) નિશાળમાં થયેલા કામનો સમાજના કામ સાથે નિકટનો સંબંધ બંધાવો જોઈએ. (૫) બાળકે બને તેટલું બધું જ્ઞાન પ્રત્યક્ષ અનુભવથી મેળવવું જોઈએ, અને તેનું નિરૂપણ કરવાની તેનામાં શક્તિ આવવી જોઈએ. (૬) બધા વિષયોનું સંકલન અને અનુસંધાન થવું જોઈએ. (૭) જીવન સાથેનો શિક્ષણનો ગાઢ સંબંધ રહેવો જોઈએ. (૮) ક્રિયા વાટે શિક્ષણ આપવાની પદ્ધતિ ચાલુ રહેવી જોઈએ. (૯) દરેક વ્યક્તિને પોતાની મેળે નવું શોધી તે અજમાવી જોવાની છૂટ હોવી જોઈએ. (૧૦) સામાજિક જવાબદારીની ભાવના ક્રિયાઓથી ખીલવવી જોઈએ.

એ વાત સત્ય છે કે, વર્ધા યોજનાના અભ્યાસક્રમમાં જણાવેલી બધી વિગતોની શિક્ષકોને માહિતી હોય નહિ, અને તેથી તેમની જાણ અને તેમના પોતાના ઉપયોગ માટે દરેક શ્રેણીના અભ્યાસક્રમની વિગતોની સંપૂર્ણ હકીકત, તથા તે શીખવવાને જોઈતાં સાધનોની સૂચના વગેરે બાબતોવાળાં પુસ્તકો તૈયાર કરવાં જરૂરનાં છે.

ત્યારે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શું બાળકોને કોઈ પણ જાતનાં પુસ્તકોની જરૂર નથી? ના, જરૂર તો છે. તેમને તે શ્રેણીને યોગ્ય બહારના સાહિત્યનાં પુસ્તકો વર્ગમાં દરરોજ અડધો કલાક વાંચવાનાં મળે, અથવા ઘેર વાંચવા લઈ જવા દેવામાં આવે તો તે યોગ્ય કહેવાય.

ઉપલી હકીકત તમારા ચોપાનિયામાં છાપી મને ઉપકૃત કરશો.

બેઝિક ટ્રેનિંગ સેન્ટર, લિ.
કતારગામ **ત્રિભુવનદાસ પાનવાલા**

[શ્રી. પાનવાળાએ એક મહત્ત્વનો મુદ્દો વેળાસર ઉઠાવ્યો છે. ચાલુ પાઠ્યપુસ્તકોને અંગે, આજની ચાલુ સ્થિતિમાં પણ, ઘણું ઘણું વિચારવાનું ઊભું થયું છે. તે વખતે નવી વર્ધા યોજનાએ પણ પોતાનું દૃષ્ટિબિંદુ વેળાસર વિચારી લેવું જોઈએ. આ યોજના પણ જો, જૂનીની જેમ, પાઠ્યપુસ્તકોના ઢગ જ ઢસરડવાના ઊભા કરે, તો એક બાબતમાં તો એણે આપોઆપ કરવો જોઈતો સુધારો ન કર્યો એમ કહેવાય.

પરંતુ, વર્ધા શિક્ષણપદ્ધતિનો પ્રયોગ આજ ચાલુ છે. કશું પણ નક્કી પગલું ભરતા પહેલાં, પ્રયોગકારોએ અને તેના સંચાલકોએ આ પ્રશ્નની ઝીણવટમાં ઊતરી છણાવટ કરવી જોઈએ. પાઠ્યપુસ્તકોના લેખકોએ પણ ત્યાં લગી જરા ખામોશ રાખવી જોઈશે. તેઓ પોતાના વિચારો દ્વારા પ્રયોગને મદદ કરવા તરફ વળે એ ઇષ્ટ છે. દરમિયાન, ભાઈ પાનવાળાએ આખો મુદ્દો, શિક્ષણદૃષ્ટિએ, સૌ રસવાળાઓ સામે હવે મૂક્યો છે. પ્રયોગકારો અને અનુભવીઓ તથા લેખકો તે પર પ્રકાશ પાડે. તંત્રી]

# વર્ધા-કેળવણીના પ્રયોગનાં ભયસ્થાનો

હિંદુસ્તાની તાલીમી સંઘ તરફથી પાયાની કેળવણી અંગેની પ્રથમ પરિષદ પૂનામાં ઑક્ટોબરના છેલ્લા અઠવાડિયામાં મળી હતી. મુંબઈની સરકારે એ પરિષદને આમંત્રણ આપેલું અને બધી વ્યવસ્થા સરકારના કેળવણી ખાતાએ સંભાળી લીધી હતી. તાલીમી સંઘના પ્રમુખ ડૉ. ઝાકીર હુસેનની ગેરહાજરીમાં કાશ્મીરના ડૉ. સૈયદીને પ્રમુખસ્થાન લીધું હતું. ચાર દિવસનો ભરચક કાર્યક્રમ પરિષદે રાખેલો. પરિષદ સાથે પ્રદર્શનની વ્યવસ્થા પણ થઈ હતી.

પરિષદમાં પ્રતિનિધિઓ તેમ જ પ્રેક્ષકો હાજર હતા. અત્યારે વર્ધા કેળવણીના પ્રયોગોનું સંચાલન મુખ્યતઃ સરકારી કેળવણીખાતા તરફથી થાય છે. આથી પરિષદમાં આવેલા પ્રતિનિધિઓ પૈકી ઘણા જુદા જુદા પ્રાંતોના કેળવણીખાતામાંથી આવેલા. ગુજરાત વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ, દિલ્લીની જામિયા મીલિયા વગેરે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓના કાર્યકરો પણ આવેલા. પરંતુ નિબંધવાચન, ભાષણો અને એ અંગે ઉપસ્થિત થતી ચર્ચાઓમાં મુખ્ય ભાગ કેળવણીખાતાના પ્રતિનિધિઓએ લીધેલો. પૂ. કાકાસાહેબ લખે છે તેમ, પૂ. ગાંધીજીના રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગોનો નિચોડ વર્ધા કેળવણીની પદ્ધતિમાં રહેલો છે. વર્ધા-શિક્ષણની આખીયે યોજના અને કલ્પના સંપૂર્ણ રીતે રાષ્ટ્રીય છે એટલું જ નહિ, પણ એ યોજના આજની કેળવણીમાં ધરમૂળથી ક્રાંતિ કરવા મથે છે. આવી યોજનાના પ્રથમ પ્રયોગો સરકારી કેળવણી ખાતાઓમાં થઈ રહ્યા છે એ એક નવાઈની વાત છે. જે કેળવણીખાતાઓને થોડા જ વર્ષ પર આપણી રાષ્ટ્રીય કેળવણી પ્રતિ ભારે સૂગ હતી, એ જ ખાતાઓમાં આજે એ જ રાષ્ટ્રીય કેળવણીની પ્રગતિમાન અને ક્રાંતિકારી યોજના પ્રતિ આટલો બધો ઉત્સાહ ઊભરાઈ આવે એ કંઈક અસ્વાભાવિક તો લાગે જ છે. પરિષદની ચારે દિવસોની ચર્ચાઓમાં અને ભાષણોમાં આ અસ્વાભાવિકતાનો પડઘો પડેલો જણાયો.

આચાર્ય કૃપાલાનીજીએ પરિષદના પ્રારંભિક ભાષણમાં તેમ જ છેવટના ઉપસંહારમાં પરિષદનું ધ્યાન આ અસ્વાભાવિકતા પર ખેંચેલું. સરકારી કેળવણીખાતાઓની વિશેષતા એ હોય છે કે, એના કાર્યકરો 'ચોકઠા'ના માનસથી ટેવાયેલા હોય છે. કંઈ પણ સુધારાવધારા પ્રચલિત પદ્ધતિમાં કરવાના આવે છે ત્યારે એ કાર્યકરો બાહ્ય પરિવર્તનો પર વધારે લક્ષ આપે છે — ફેરફારો કરે છે તેમાં ક્રાંતિની દૃષ્ટિ ઓછી હોય છે.

પરિષદમાં ઉત્સાહ હતો, કંઈક કરી બતાવવાની વૃત્તિ દેખાઈ આવતી હતી. એ પાછળ પરિશ્રમ અને મગજમારી પણ ઠીક લેવાયેલાં. વર્ધા-કેળવણીનાં જુદાં જુદાં અંગો વિષેની થયેલી ચર્ચાઓમાંથી જાણવાનું પણ ઠીક ઠીક મળેલું. પરંતુ મારા જોવાને તો વર્ધા-કેળવણીનાં ભયસ્થાનોનું જ વધુ દર્શન પરિષદ અને પ્રદર્શનમાં થયું. આ પરિષદનાં આ સંસ્મરણોમાં હું મુખ્યતઃ એ ભયસ્થાનો વિષે જ કંઈક લખવા માગું છું. આ સંસ્મરણોમાં આ દૃષ્ટિ રાખવા હું એટલા માટે પ્રેરાયો છું કે, એમ કરવાથી વર્ધા કેળવણીના પ્રયોગોમાં આપણે વધુ સાવચેત-સાવધાન અને જાગ્રત રહી શકીએ, અને મહાત્માજીની આ ભવ્ય ક્રાંતિકારી યોજનાનું રહસ્ય વધારે સારી રીતે સમજી લઈએ.

(૧) પરિષદમાં ચાલેલી ચર્ચાઓમાં અને એની સમગ્ર વ્યવસ્થા તેમ જ સંચાલનમાં જે વસ્તુએ મને વધારે અસ્વસ્થ બનાવ્યો તે આ છે :- વર્ધા-યોજના આજની કેળવણીમાં ક્રાંતિ કરવા મથે છે. એ કંઈ કેવળ પદ્ધતિઓમાં પરિવર્તનો કરવાનો પ્રયોગ નથી. ડૉલ્ટન પ્રથા, મૉંટેસોરી પદ્ધતિ કે પ્રોજેક્ટ યોજનાથી કંઈક જુદી રીતે વિચારાયેલી અને યોજાયેલી આ વર્ધા-યોજના છે. કેળવણીનો એ વિચાર કરે છે; પરંતુ તે કંઈ શાળા મહાવિદ્યાલયો કે વિદ્યાપીઠોમાં રહેલા વિદ્યાર્થીઓ અને અધ્યાપકોનો જ વિચાર નથી કરતી. બાળકના જીવનના સમગ્ર વિકાસમાં એ કેળવણીના પ્રયોગો ઉતારવા માગે છે અને એના પ્રયોગોમાં એ શાળા, સમાજ અને કુટુંબોને સાંકળી લેવા મથે છે. આથી આજની કેળવણી પદ્ધતિમાં જ માત્ર નહિ પરંતુ બાળકો, માબાપ અને શિક્ષકોના જીવનમાં તેમ જ સમાજની આખીયે રચનામાં એ યોજના ક્રાંતિ પ્રગટાવવા માગે છે. દુઃખદ વસ્તુ એ હતી કે, પરિષદની કાર્યવાહીમાં તેમ જ સંચાલનમાં આવી ક્રાંતિનાં આછાં પાતળાં પણ દર્શન થયાં નહિ. વર્ધા-કેળવણીએ ઉદ્યોગને પોતાના વાહન તરીકે સ્વીકાર્યું છે; પરંતુ ગાંધીજી ઘણી વાર ભાર મૂકીને જણાવે છે તેમ એ ઉદ્યોગ કેવળ હાથઉદ્યોગ અથવા ગ્રામઉદ્યોગ જ હોઈ શકે. આનો અર્થ એ થાય છે કે, ગાંધીજીની ગ્રામઉદ્યોગની સમગ્ર પ્રવૃત્તિમાં જે ગ્રામવૃત્તિનો આદર્શ રહેલો છે તે જ

આદર્શથી વર્ધા-કેળવણીના પ્રયોગો રંગાયેલા હોવા જોઈએ. ગ્રામવૃત્તિ એટલે ગ્રામજીવનમાં રહેલી સાદાઈ, સંયમ, પરિશ્રમ અને સમભાવના તેજસ્વી સંસ્કારોને પ્રજા-જીવનમાં વ્યાપક કરવાના પ્રયાસો. પરિષદની વ્યવસ્થામાં, તેના સંચાલનમાં તેમ જ તેની ચર્ચાઓમાં આ ગ્રામ-વૃત્તિનાં દર્શન ઓછામાં ઓછાં થયાં. પરિષદ પ્રથમ જ હતી, એનું સંચાલન કેળવણીખાતા હસ્તક હતું, અને પ્રતિનિધિઓ પણ મુખ્યતઃ એવા કેળવણીખાતાંઓના હતા. એટલે આ ક્ષતિ સ્વાભાવિક ભલે ગણાય. પરંતુ જો એ ક્ષતિ વિષે વર્ધા-પ્રયોગો કરનારા જાગ્રત નહિ રહે તો પદ્ધતિઓના બાહ્ય ફેરફારોમાં જ એના આદર્શો ખોવાઈ જશે: જીવન અને કેળવણી વચ્ચેની ભિન્નતા એવી ને એવી જ રહેશે.

(૨) વર્ધા-કેળવણીના પ્રયોગોનાં વિધવિધ અંગો પર ચર્ચાઓ થઈ, તેમાં પણ વિષયોનું શિક્ષણ કેમ આપવું, ઉદ્યોગો દ્વારા અમુક અમુક શાસ્ત્રોની માહિતી કેમ આપી દેવી, એ વિષે વધારેપડતો ભાર મૂકવામાં આવે છે. ગાંધીજીએ તો ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાના પ્રયોગો માટે એવો દાવો કર્યો છે કે, એમાં બાળકોનો સર્વાંગી વિકાસ થાય છે. જીવનવિકાસ એ કેળવણીનો અંતરાત્મા હોય તો વર્ધા-શિક્ષણના પ્રયોગોમાં એની સાધના સર્વોત્તમ રીતે થાય છે. પરંતુ અનુબંધો અને સમન્વયોનો ઉદ્દેશ જો કેવળ વિષયોનાં શિક્ષણ આપવાનો રહેશે, તો બાળકની સાચી શક્તિઓનો વિકાસ એ દ્વારા થશે જ એ શંકાસ્પદ છે. સ્વામી ભારતાનંદે અનુબંધોના થઈ રહેલા આ અતિરેક પર પરિષદનું ધ્યાન ખેંચ્યું ત્યારે એમના વિચારો ઘણાને આકરા લાગ્યા પરંતુ એમની ચેતવણીમાં ઘણું તથ્ય હતું. વાત એ છે કે, આજની બુદ્ધિવિલાસી કેળવણીના મોહ હજી ઊતર્યા નથી અને ઉદ્યોગ દ્વારા પણ એ જ વિષયોની માત્ર કેળવણી આપવાના પ્રપંચો થયા કરે છે. આમાં બાળકોની બુદ્ધિનો વિકાસ થશે જ એ નક્કી નથી. પરંતુ મોટો ભય તો એ રહે છે કે, બાળકની અનેકવિધ બીજી શક્તિઓના તેમ જ એના જીવનના અનેક સંસ્કારોના વિકાસ માટે આવા વિષય-પ્રધાન અનુબંધોમાં બહુ ઓછો અવકાશ રહેશે. ગાંધીજી ઘણી વખત વર્ધા-યોજનાને કેળવણીના ક્ષેત્રમાં અહિંસાના પ્રયોગ તરીકે વર્ણવે છે. માનવ જીવનમાં રહેલી ઉદાત્ત ભાવનાઓ અને સંસ્કારોનો વિકાસ કરવામાં આજની બધી કેળવણી નિષ્ફળ નીવડી છે. વર્ધા-યોજના એ સંસ્કારિતાને કેળવણીનું મુખ્ય અંગ રાખવા માગે છે. પરંતુ પરિષદની ચર્ચાઓમાં ભાગ્યે જ કોઈએ આ અતિ મહત્ત્વના વિષય પર સહેજ પણ ધ્યાન આપેલું. સ્વચ્છતા, સંઘબળ, સેવાભાવના, સંયમી જીવન, વ્યવસ્થિતતા અને સત્યનિષ્ઠા વગેરે અનેક સંસ્કારોનું વાતાવરણ વર્ધા-શાળાઓમાં કેટલા પ્રમાણમાં ખીલે છે એ પ્રશ્નની તો કોઈએ ચર્ચા જ કરી નહિ. આજે વર્ધા-પ્રયોગોમાં મોટો ભય એ રહે છે કે, નવી કેળવણીના આદર્શોને મધ્યબિંદુમાં રાખવાને બદલે જૂની કેળવણીના મુખ્યતઃ માહિતીના વિષયોને અનુકૂળ થઈ પડે એ રીતે વર્ધા-પ્રયોગોની રચના કરવાની ધમાલ થઈ રહી છે. ઉદ્યોગ દ્વારા આપવાની કેળવણીમાં અનુબંધોનો જો આ અર્થ થવાનો હોય, તો આજના બૌદ્ધિક શિક્ષણમાં અને આવા વિષય-લક્ષી અનુબંધોમાં ઝાઝો ફેર નહિ રહે.

(૩) પાઠ્યપુસ્તકો વિષે પરિષદમાં જે ચર્ચાઓ થઈ એમાં આ ભય વધારે સ્પષ્ટ થયો. વર્ધા-પ્રયોગોની ખૂબી એ છે કે, એમાં સ્વાભાવિકતા અથથી ઇતિ સુધી રહે છે; પ્રસંગાનુસાર પરિવર્તનો કરવાનો પૂર્ણ અવકાશ આ પ્રયોગોના સંચાલનમાં રહે છે. એટલે જ એમાં સ્વાભા-વિકતા જળવાઈ શકે છે. આજની કેળવણીનો મોટામાં મોટો દોષ એ છે કે, 'ચોકઠાં' અને વટહુકમો અને પરિપત્રોમાં એનો આત્મા ગૂંગળાઈ જાય છે. શિક્ષકોની શક્તિ વિષે એમાં ભારેમાં ભારે અવિશ્વાસ રહ્યો છે. પરિણામ એ આવે છે કે, કેળવણીના એ ચોકઠામાં તદ્દન સામાન્ય અને અલ્પશક્તિવાળા નમાલા શિક્ષકો નભી શકે છે. આથી જ આજની કેળવણીમાં શિક્ષકોની સ્વયંશક્તિનું અપમાન કરનારાં ઢગલાબંધ પાઠ્યપુસ્તકોના કિલ્લાઓમાં શિક્ષકો નિર્માલ્ય કેળવણીના પાઠો બાળકોના મગજમાં ઘુસાડી રહ્યા છે. પાઠ્યપુસ્તકો તો બાળકો, શિક્ષકો, વાતાવરણ અને રોજ રોજ ઉપસ્થિત થતા પ્રસંગોને ભૂલી જાય છે અને જ્ઞાન તેમ જ શિક્ષણને યાંત્રિક બનાવી દે છે. વર્ધા-કેળવણીમાં શિક્ષક જ હરે હંમેશ જીવંત અને જાગૃત પાઠ્યપુસ્તક રહે એવી અપેક્ષા રાખી છે. પરંતુ કેટલેક ઠેકાણે એવું વલણ દેખાઈ જાય છે કે, અમુક શિક્ષકોના અનુભવોને પાઠ્ય-પુસ્તકોમાં લેખનબદ્ધ કરી દેવા અને બીજા શિક્ષકો એનું જડ અનુકરણ કરે એવો આગ્રહ રાખવો. પાઠ્ય-પુસ્તકો અને ચોકઠાંને અનુકૂળ એવાં બીજાં જડ સાધનો વર્ધા-પ્રયોગોમાં જે દિવસે પ્રવેશ કરશે તે દિવસે એ નવી કેળવણીનો મૃત્યુઘંટ વાગી જશે એ વિષે શંકા જ નથી.

(૪) શિક્ષકોની તાલીમ કઈ રીતે ગોઠવવી એ વિષે પરિષદમાં સૌથી વધારે ચર્ચા થઈ હતી. પરંતુ એમાં

પણ તાલીમક્રમમાં મૂળ વસ્તુને તો ભૂલી જ જવામાં આવી હતી. શિક્ષકોને કેટલાં વર્ષો સુધી તાલીમ આપવી, એમાં હપતાઓ રાખવા કે નહિ, તાલીમશાળામાં કેટલો સમય આપવો — વગેરે પ્રશ્નોને બહુ મહત્ત્વ આપવામાં આવેલું. પરંતુ શિક્ષકોનું ચારિત્ર — એમના જીવનની રહેણીકરણી અને સંસ્કારિતા વિષે તો કોઈને કશું સૂઝ્યું જ ન હતું. શિક્ષકમાં શિક્ષકવૃત્તિ, બાળકપ્રેમ, સત્યનિષ્ઠા, સેવાવૃત્તિ, સંયમી જીવનની ટેવો, વગેરે વસ્તુઓ માટે યોગ્ય વાતાવરણ તાલીમવર્ગોમાં કઈ રીતે ખીલવવું, એ જ એમની બધીયે તાલીમનો મુખ્ય અને મહત્ત્વનો પ્રશ્ન છે. પરંતુ પરિષદમાં તો કોઈને એની પડી ન હતી. શિક્ષકોએ ખાદી અને ગ્રામઉદ્યોગને પોતાના જીવનમાં કેવું સ્થાન આપવું, કુટુંબમાં તેમ જ શાળામાં પ્રેમધર્મના પ્રયોગો કરી વિશ્વાસ અને પ્રામાણિકતાનું વાતાવરણ કઈ રીતે પ્રગટાવવું — એ પ્રશ્નો જ વર્ધા શિક્ષકની તાલીમમાં પ્રધાનસ્થાને શોભવે છે. અને છતાં પરિષદે ઘણો વખત તાલીમની નજીવી વિગતોમાં જ આપી દીધો.

(૫) પરિષદની ચર્ચાઓમાં વર્ધા-કેળવણીના પ્રયોગોની બીજી મહત્ત્વની બાબત પર તો બિલકુલ દુર્લક્ષ રાખવામાં આવેલું. આજની કેળવણીએ કેળવાયેલા વર્ગને એના કુટુંબ અને ગામથી વિખૂટો પાડી દીધો છે એટલું જ નહિ, પણ એ વર્ગમાં કુટુંબદ્રોહ અને સમાજદ્રોહની જ મલિન વૃત્તિઓ જ કેળવાતી જાય છે. ગ્રામઉદ્યોગો તેમ જ બાળકોના સામાજિક અને ભૌગોલિક વાતાવરણને કેળવણીનાં સાધનો રાખીને વર્ધા-યોજનાએ બાળકોની કેળવણીને કુટુંબ, ગામ અને સમાજના વાતાવરણને વધુ ને વધુ અનુકૂળ રાખવા ખાસ આગ્રહ રાખ્યો છે. શિક્ષકોએ બાળકોનાં માબાપ સાથે વધુ ને વધુ સંસર્ગમાં આવવું જોઈએ એ વસ્તુ પર તો પરિષદમાં કોઈને કંઈ કહેવાનું હતું જ નહિ. વર્ધા-શાળામાં કેળવાતાં બાળકો એમનાં ઘરોમાં કઈ રીતે વધારે ઉપયોગી થઈ પડે એ વિષય બહુ મહત્ત્વનો છે. અને છતાં પરિષદે એ વિષે કશી ચર્ચા કરી નહિ.

પરિષદનું વાતાવરણ આવું હતું. અને એમાં સ્પષ્ટ દેખાઈ આવતું કે, વર્ધા-કેળવણીના આદર્શોને કેળવણીની નજીવી વિગતોમાં ભૂલી જવામાં આવે છે. શિક્ષકો અને શિક્ષકોના તાલીમવર્ગો ચલાવનારા સંચાલકો વર્ધા-કેળવણીનાં આ ભયસ્થાનો વિષે જાગૃત નહિ રહે તો મહાત્માજીનો આ મહાન પ્રયોગ ભાગ્યે જ સફળ થાય એમ છે.

કરાચી, ૯-૧૧-'૩૯ **દિલખુશ દીવાનજી**

# અવલોકનકારોને

શ્રી તંત્રી, "શિક્ષણ અને સાહિત્ય,"

મારા આ પત્રથી તમને કે જે બીજાઓ વિષે હું ટીકા કરું તેમને ખોટું ન લાગે તે માટે પહેલેથી જ ખાતરી આપી દેવા ઇચ્છું છું કે, હું તમારા સૌનો ખરા જિગરથી હિતચિંતક છું.

અત્યાર સુધી મેં ઘણાક ગાંધીઘેલા લોકો જોયા છે ખરા. પણ મને લાગે છે કે, એ જમાતના લોકોની ઘેલછા દહાડે દહાડે વધતી જાય છે, અને ગાંધીઘેલાઓમાં કાકાઘેલા, મશરૂવાળાઘેલા પણ ઉમેરાતા જાય છે. વ્યક્તિઓમાં જ આ ઘેલછા રહેતી હોય તો તો સમજ્યા. પણ માસિકોમાં પણ તે ફેલાતી જાય છે.

શ્રી. મશરૂવાળાનાં પુસ્તકોના સારા અભ્યાસી તરીકે હું દાવો કરું તો તેમાં હું જરાયે અતિશયોક્તિ નથી કરતો, એ ખાતરી રાખજો. એટલું જ નહિ, પણ મશરૂવાળાના એક નિકટ મિત્ર તરીકે એ પોતાનાં લખાણો પાછળ જે મહેનત ઉઠાવે છે તેનો પણ હું સાક્ષી છું. એમના વિચારોમાં તથા લેખન-કળામાં રહેલા ગુણદોષોનું મેં બનતું નિરીક્ષણ કર્યું છે. એમનાં પુસ્તકો બહુ વંચાય અને ખપે તે મને મીઠુંયે લાગે છે. છતાં, એમના અવલોકનકારો પ્રત્યે મારી ફરિયાદ છે.

મને લાગે છે કે, ગાંધીઘેલાં પત્રો અને માસિકોને જે કાંઈ મશરૂવાળા, કાકાસાહેબ, નરહરિભાઈ, જુગતરામભાઈ વગેરેના હાથનું લખાયેલું હોય તેમના દોષો દેખાતા જ નથી: તટસ્થતાનો દેખાવ કરવા ખાતર કોઈ નાનકડી ભૂલ બતાવે તો ભલે. પણ 'સરવાળે, એમનાં પુસ્તકો પર ઉત્કૃષ્ટતાનો સિક્કો એમણે મારવો જ જોઈએ, એવો જાણે સંપ્રદાય બાંધવા માગતા હો, તેમ ભાસ થાય છે.

આટલા દિવસ આવાં માસિકોમાં હું 'પ્રસ્થાન' તથા 'ઊર્મિ'ને એ ધેલાઓમાં ગણતો. હવે, તમારા પહેલા જ અંક પરથી લાગે છે કે, તમે પણ એ પંક્તિમાં જ ભળશો. માટે હું તમને વેળાસર જ ચેતાવી દેવા ઇચ્છું છું. હું જાણું છું કે, નવજીવન પ્રકાશન મંદિરનાં ફળદાયી ઝાડો પૈકી મશરૂવાળા એક છે. પણ એ ફળો ગુણમાં ઘટી ન જાય, તે માટે એની મીઠાશની વાજબીથી વધારે કિંમત ન અંકાય એ મહત્ત્વનું છે.

તમે પહેલા જ અંકમાં શ્રી. મશરૂવાળાના 'કેળવણીના પાયા'નું અવલોકન કર્યું છે. તમારો એમના પ્રત્યેનો મોહ તમને ક્યાં સુધી ખેંચી જાય છે તે હું બતાવવા ઇચ્છું છું. તમે લખો છો, "કિશોરલાલભાઈ જીવનવીર છે, આત્માર્થી છે; તે અર્થે એમણે પોતાનું જીવન વલોવી નાંખેલું છે."

આ વાક્ય વાંચી મને ઘણું હસવું આવ્યું. જો પૂર્વાપર સંબંધ વિના આ વાક્ય મારા વાંચવામાં આવ્યું હોત, તો આને મેં કટાક્ષ-વાક્ય માન્યું હોત.

આપણા પરતંત્ર દેશમાં આજે વીરોનો રાફડો ફાટ્યો છે. દેશમાં કર્મવીર ગાંધીજી તો છે જ; ગુજરાતમાં વીર વલ્લભભાઈ છે; મુંબઈમાં વીર નરીમાન છે; વિદર્ભમાં વીર વામનરાવ છે; હવે મશરૂવાળાની પણ વીરોમાં ભરતી થાય છે એ જાણી વાહ વાહ કહેવાનું મન થાય છે. પણ, ભાઈ શ્રી, આ 'જીવનવીર' તે કેવા વીર, એ કાંઈ સમજાયું નહિ. એક વાત હું જાણું છું ખરો. મશરૂવાળાને નાનપણથી બે ચાર વર્ષે યમનાં બારણાં ખખડાવી આવવાની ટેવ છે. પણ યમ એમને સંઘરી શકતો નથી, અને પેલા નચિકેતાને કાઢી મૂક્યો તેમ કાઢી મૂકે છે, ત્યારે એમને જીવન પ્રત્યે પાછા ફરવું પડે છે. પણ એ હસતે મુખે ફરે છે કે રોતે મુખે ફરે છે તે તો એમને જ પૂછવું જોઈએ. શું આ અર્થમાં તો તમે એમને 'જીવનવીર' નથી કહ્યા? અને 'આત્માર્થી' 'આત્મા' શબ્દ 'સ્વ'ના પર્યાયરૂપે તો નથી વાપર્યો ને? એવી ગાળ તો તમે એમને ન જ દો તે હું જાણું છું. ત્યારે, 'આત્માર્થી' ન હોય એવું કયું પ્રાણી તમે જાયું છે કે જેથી શ્રી. મશરૂવાળાને માટે એ વિશેષણ ખાસ વાપરવાનું મન થયું? એ લેખકે રોગથી 'પોતાનું જીવન વલોવી નાંખેલું છે' એવું તો મારી જાણમાં છે; પણ 'આત્માર્થે' જીવન વલોવવાની કઈ રીત છે, તે એમનું જીવનશોધન વાંચતાંયે મને જડયું નથી.

'કેળવણીના પાયા'ના લેખકને 'ડૉક્ટરેટ'ની પદવી મળવી અસંભવનીય નથી એ હું સ્વીકારી લેવા તૈયાર છું; પણ તેનું કારણ એ છે કે, એ પદવી હવે એટલી મોંઘી રહી નથી. એમના મિત્ર તરીકે હું રાજી થાઉં છું કે એમના નબળા શરીર પર એવી કોઈ ડિગ્રીનો ભાર લદાયો નથી. નહિ તો એમના શરીર સાથે એમનું મગજ પણ નબળું પડવાની ધાસ્તી ઊભી થાત.

'ઊર્મિ'ના અવલોકનકાર આ પુસ્તકની ટચૂકડી નોંધમાં લખે છે કે, "કિશોરલાલભાઈની ભાષા પહેલાં કરતાં તો હવે ઘણી સરળ અને માધુર્યપૂર્ણ બની છે." મેં તો માન્યું હતું કે, ગુજરાતમાં માધુર્યથી તદ્દન અસ્પૃશ્ય રહેલા ઓછામાં ઓછા શ્રી. મશરૂવાળા તો એક છે જ. પણ જો હવે એમની ભાષા 'માધુર્યપૂર્ણ બની છે,' તો મને લાગે છે કે, ગુજરાતમાં જે નવાં માપ-તોલ દાખલ થયાં છે, તેમાં માધુર્યનો શેર ૮૦ તોલાને બદલે ૨૦ કે ૧૦ તોલાનો બની ગયો હોવો જોઈએ. કાલે ઊઠીને હવે એ વાંચવાનું રહ્યું કે, મશરૂવાળાનો અવાજ પણ બહુ મીઠો બની ગયો છે! વળી, આ અવલોકન વાંચીને મારી એટલી તો ખાતરી થઈ કે, અવલોકનકારોને પુસ્તકની આઠ લીટીની પ્રસ્તાવનાથી આગળ વાંચવાની જરૂર જ ભાસી નહિ. મશરૂવાળા લેખક અને નવજીવન પ્રકાશક પછી આગળ શું જોવાનું હોય?

નવેંબરના 'ઊર્મિ'માં એમના 'ગીતાધ્વનિ'નું અવલોકન છે. એમાંયે નીચેનાં અદ્ભુત વાક્યો છે: "શ્રી. કિશોરલાલભાઈને કાવ્યો વાંચવામાં બહુ રસ છે એ વાત બહુ લોકો નહિ જાણતા હોય. . . એમનું છંદ ઉપરનું પ્રભુત્વ પણ બહુ જોરદાર છે, તે આ ભાષાંતરથી જાણીને તો આશ્ચર્ય જ પામીએ છીએ.

પાંચ વર્ષ ઉપર આ ભાષાંતરની પહેલી આવૃત્તિ પ્રગટ થયેલી, પણ આ બીજી આવૃત્તિ એમના કહેવા પ્રમાણે નવો જ અનુવાદ છે."

કવિઓને મારી ભારપૂર્વક ચેતવણી છે કે, શ્રી. મશરૂવાળાના કાવ્યવાચનના શોખની વાત જાણી કોઈ ભુલાવામાં ન પડે અને પોતાનાં કાવ્યોને તેમના પર મોકલવાનો શ્રમ અને ખર્ચ ન ઉઠાવે. હમણાં 'પ્રસ્થાન'ના બે અંકોમાં શ્રી. ત્રિભુવનદાસ લુહારના 'શ્રી ખબરદારનું માર્ગદર્શન' નામના લેખમાં જે કાવ્યચર્ચા આવી છે, તેનો ત્રીજો ભાગ પણ જો શ્રી. મશરૂવાળા સમજી અને સમજાવી શકે તો હું એમને કાવ્યરસ ધરાવવા માટે ૩૩ ટકા ગુણ આપવા તૈયાર છું. હાલ થોકડાબંધ આવતાં સૉનેટોમાંથી હું ગમે તે સો સૉનેટો એમની પાસે મૂકવા તૈયાર છું. તેમાંથી જો એ ત્રીસના અર્થ બરાબર સમજી-સમજાવી શકે તો હું એમને કાવ્યરસિક કહેવા તૈયાર છું.

અને શું એમનું 'જોરદાર છંદ પરનું પ્રભુત્વ!' વીસ મહિના સુધી જેલમાં નિરાંતે બેસી, બીજા અનુવાદો પાસે રાખી, સાતસે શ્લોક તૈયાર કર્યા. છેલ્લું પ્રૂફ મળતાં સુધી તેમાં ફેરફાર કર્યા. તેમાં કેટલાયે શ્લોકોમાં કવિશ્રી નાનાલાલનાં ચરણો આખાં ને આખાં ઉપાડ્યાં. એમ 'ડુંગર ખોદીને ઉંદર' કાઢ્યો. પછી, છપાવ્યા પછી પાછા વાંચવા બેઠા, ત્યારે જોયું કે ગણતરી ન કરી શકાય એટલી ખામીઓ રહી ગઈ છે. મશરૂવાળાને નામે આવૃત્તિ ખપી તો ગઈ; પણ એમના ભલા વાચકોને બીજી આવૃત્તિ માટે ત્રણ વર્ષ ટળવળવું પડ્યું ત્યારે બીજી નવી જ આવૃત્તિ બહાર પડી! હવે જો ત્રીજી આવૃત્તિમાં ફરી પાછા ઓછામાં ઓછા વીસ શ્લોકમાં એ થોડાઘણા પણ સુધારા ન કરે તો હું મારું નામ છોડી દેવા તૈયાર છું. આ એમનું જોરદાર પ્રભુત્વ! શ્રી. ખબરદાર, જેમને પોતાનાં કાવ્યોમાં ભાગ્યે જ એક પણ છેકો મારવો પડે છે, તેઓ આ વાત જાણશે તો શ્રી. મશરૂવાળાના 'કવિ'પણા પર આફરીન થઈ જશે!

તંત્રીશ્રી, તમે લેકો સર્વે પુસ્તકોનાં અવલોકનો કરવાની જંજાળમાં ન પડતાં માત્ર તેની પહોંચ જ જાહેર રીતે સ્વીકારો તો ભલે; પણ અવલોકન કરો, તો જરા 'ભક્તાઈ'ને બાજૂએ મૂકીને કરો તો સારું.'

લિ૰ તમારો તેમ જ મશરૂવાળાનો

**સાચો હિતચિંતક**

તા. ક. હું આશા રાખું છું કે, 'પ્રસ્થાન', 'ઊર્મિ' તથા બીજા મશરૂવાળાઘેલાઓ પણ આ પત્રને પોતાને લખેલો માની લેશે.

[અમારા તેમ જ શ્રી. મશરૂવાળાના 'સાચા હિતચિંતક'ને ખાતરી આપું છું કે, અમને ખોટું નહિ લાગે, અને નિર્ભયતાથી તેઓ આની જેમ અમને આગળ પર પણ સાવધાન કરતા રહે.

આ પત્ર મેં 'કેળવણીના પાયા'ના અમારા અવલોકનકારને બતાવ્યો. તેમણે મને એમના વતી જે કહેવાનું જણાવ્યું તે ટૂંકમાં કહું છું. મારી જેમ તે પણ 'સાચા હિતચિંતક'નો આભાર માનીને કહે છે કે, 'તમે શ્રી. કિશોરલાલભાઈના 'નિકટ મિત્ર' હોઈ, તેમનું નિકટતાથી નિરીક્ષણ કરો છો એ તમારો લાભ કે ગેરલાભ મને નથી. અને કદાચ તેમના સન્મિત્ર તરીકે તમે એમને વખાણ્યા જ કરો એ તો ન શોભે — એમને માટે ભાગે તમે ચેતવતા જ રહેતા હશો; અને તેથી ચેતવણી-યોગ્ય વસ્તુઓ જ તમે ઝટ જુઓ એવી વૃત્તિ સહેજે બંધાય. તેથી અમારી તો આપને ભલામણ છે કે, ડુંગરને તમારે જરા દૂરથી જોવો જોઈએ — તો એનું રળિયામણાપણું જોઈ શકો. પાસેથી એની અસમાનતા જ જણાય; ને દૂર-દૃષ્ટિનું સમગ્રદર્શન ન મળે. અને રળિયામણાપણું ન જોવું એ જ ઓછો અવલોકનકારનો ધર્મ છે?

'પુસ્તકો વાંચીને અવલોકનો થવાં જોઈએ એ સાવ સાચું છે. અને વાંચીને જે મત બંધાય તે વિવેક અને વિનયથી સ્પષ્ટ કહેવો જોઈએ એમ કરતી વખતે પ્રકાશક કે લેખકની નામના આડે આવવા ન દેવી જોઈએ. છતાં કુલીનતા જેમ સમાજમાં, અભિજાતતા જેમ વ્યક્તિમાં, તેમ જ સંસ્થાઓમાં લબ્ધપ્રતિષ્ઠા જેવું રહેતું હોય છે, એ તો તમે માનો ને? જોકે, તેથી કરીને સંસ્થાઓ અને વ્યક્તિઓ, પ્રમાદી બની જઈને, ધોરણથી નીચે પણ પડી શકે છે એ કબૂલ કરું છું.

'શ્રી કિશોરલાલભાઈને નચિકેતા કરતાં ત્રિગુણો પુરુષાર્થ કર્યાનું શ્રેય આપવા છતાં, તમે કેમ એમની

કદર નથી કરી શકતા? એનું કારણ એ જ લાગે છે કે તમે 'નિકટ' છો. જીવનભર રોગ સામે ઝૂઝવા છતાં, મનની પ્રસન્નતાપૂર્વક અને જીવનનું વિચારપૂર્વક યોજેલું કાર્ય અક્ષત — ભલે યથાશક્તિ — કર્યા કરવું એ તો, તમે 'મિત્ર' હોઈને, જોયું છે ને? જો શબ્દોના કાંઈકે અર્થ હોય તો એને માટે મેં વાપરેલાં વાચકો ખોટાં નથી. છતાં કોઈનું ચેલું તો ન જ લાગવું જોઈએ એ તમારી શીખ સાચી છે. પણ, સાથે એટલું વીનવું કે, જ્યાં અમે ભૂલ જોઈએ ત્યાં કૃપા કરીને તટસ્થતા રાખવવાનો દેખાવ ન માનતા; અને ઘટતી કદર કે ગુણગાન કરીએ ત્યાં ઝટપટ ચેલું ન જોતા. કિશોરલાલભાઈની ભાટાઈ— કોઈની પણ ભાટાઈ મુદ્દલ ન શોભે. પણ એક પુસ્તકની કિંમત આંકવા તેના કર્તાના જીવન પર નજરે ન જાય એવો અવલોકન-સિદ્ધાંત તો આપ નથી માનતા ને?'

આમ એ અવલોકનકાર જણાવે છે તે ટૂંકમાં કહ્યું.

'ઊર્મિ'ના અવલોકનકારને આ પત્ર બતાવી શક્યા નથી. છપાયા પછી તે જોશે.

તંત્રી, શિ૦સા૦]

# વહેવારુ ખગોળ

## ૩

### અક્ષાંશસાધન

ખગોળની મદદથી સૂક્ષ્મ દિશાઓ કેવી રીતે જાણી શકાય, તે આપણે ગયા લેખમાં જોયું. હવે આ લેખમાં અક્ષાંશ અને આવતા લેખમાં રેખાંશ કાઢવાની રીત આપીશું. કોઈ પણ સ્થળના અક્ષાંશ અને રેખાંશ જાણવામાં આવે, તો તે સ્થળ પૃથ્વી ઉપર કયે ઠેકાણે આવ્યું તે આપણે ચોક્કસ રીતે જાણી શકીએ. ભૂગોળશાસ્ત્રીઓ આ જ પદ્ધતિએ નકશાઓ તૈયાર કરે છે. પણ જે કામ તેઓ યંત્રો અને તારાઓની મદદથી કરે છે તે કામ આપણે સૂર્યની છાયાથી કરીશું.

ગયા લેખમાં આપણે ઉત્તર-દક્ષિણ રેખા કાઢી. તે ખગોળમાં ખૂબ કામની છે. આ રેખાને ઉત્તર અને દક્ષિણ તરફ લંબાવવાથી તે ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાં થઈને જશે આને યામ્યોત્તર વૃત્ત કહે છે. આ અર્ધગોળાકાર લીટી છે. આપણે દોરેલી ઉત્તર-દક્ષિણ રેખા આ યામ્યોત્તર વૃત્તનો બહુ જ નાનો ભાગ હોવાથી આપણે તેને સીધી લીટી ગણીએ તેમાં કંઈ ખોટું નથી. આ યામ્યોત્તર રેખાથી દિશાઓ જણાય છે એટલું જ નહિ, પણ અક્ષાંશ, રેખાંશ અને વખત જાણવા માટે પણ આ લીટી ઉપયોગી છે, એ હવે આપણે જોઈશું.

બરાબર મધ્યાહ્ને સૂર્યના તાપમાં લાકડીની છાયા યામ્યોત્તર રેખા પર પડે છે. આ છાયાની લંબાઈ માપવાથી તે જગાના અક્ષાંશ માલૂમ પડે છે. પણ એક જ જગાએ મધ્યાહ્નછાયાની લંબાઈ જુદે જુદે દિવસે જુદી જુદી આવે છે. નીચેની રીતથી કોઈ પણ દિવસની મધ્યાહ્નછાયા પરથી તે જગાના અક્ષાંશ કાઢી શકાશે:

૧. ગયા લેખની પેઠે સપાટ જમીન પર એક લાકડી સીધી ઊભી ખોડો, અને જ્યારે સૂર્યના તાપમાં તેની છાયા યામ્યોત્તર રેખા પર પડે, ત્યારે તે છાયાની લંબાઈ અને જમીનની બહાર રહેલી લાકડીની લંબાઈ માપો. છાયાની લંબાઈને ૧૦૦૦ થી ગુણીને લાકડીની (જમીનની બહાર રહેલી) લંબાઈથી ભાગો. જે આવે તેને નતાંશસ્પર્શક કહો.

ઉદા૦ ૧૦ મી ડિસેંબરે ૪ ફૂ. ૨ ઇં. લાકડીની મધ્યાહ્નછાયા લાકડીની ઉત્તરે ૪ ફૂ. ૧ ઇં. પડી, તો તે જગાના અક્ષાંશ કાઢો.

૪ ફૂ. ૧ ઇં = ૪૯ ઇં. ૪ ફૂ. ૨ ઇં. = ૫૦ ઇં.

$\frac{૪૯ \times ૧૦૦૦}{૫૦}$ = ૯૮૦ નતાંશસ્પર્શક આવ્યો.

૨. આ લેખને છેડે આપેલા કોષ્ટક ૧લાની મદદથી, ઉપર આવેલા નતાંશસ્પર્શક પરથી અંશ અને કળામાં નતાંશ કાઢો. (૧ અંશ = ૬૦ કળા.)

કોષ્ટકની સમજણ: કોષ્ટકમાં ૦ અંશનો સ્પર્શક ૦, ૧ અંશનો ૧૭, એમ ૯ અંશનો સ્પર્શક ૧૫૮, પછી ૧૦+૦ = ૧૦ અંશનો સ્પર્શક ૧૭૬, ૧૦+૧ = ૧૧ અંશનો સ્પર્શક ૧૯૪, એમ ૪૦+૯ = ૪૯ અંશનો સ્પર્શક ૧૧૫૦, અહીં સુધી આપ્યું છે.

અંશ ઉપરાંત કળા હોય તો ૬૦ કળા=૧ અંશ એ હિસાબે ત્રિરાશિથી ગણિત કરવું.

ઉદા૦ ઉપરના ઉદાહરણમાં નતાંશસ્પર્શક ૯૮૦ આવ્યો છે. કોષ્ટકમાં ૪૦+૪=૪૪ અંશનો સ્પર્શક ૯૬૬ અને ૪૦+૫=૪૫ અંશનો સ્પર્શક ૧૦૦૦ આપ્યો છે. ૯૮૦−૯૬૬=૧૪ અને ૧૦૦૦−૯૬૬= ૩૪. આ ૩૪ ના તફાવતે ૬૦ કળા, તો ૧૪ને તફાવતે કેટલી કળા? આની ત્રિરાશિ કરતાં $\frac{૧૪ \times ૬૦}{૩૪}$=૨૫ કળા (લગભગ) આવી. તેથી નતાંશ=૪૪ અંશ ૨૫ કળા.

૩. હવે કોષ્ટક ૨જું જુઓ. તેમાં દરે કઅંગ્રેજી મહિનાની તા. ૧,૧૧ અને ૨૧નું ધ્રુવાન્તર આપેલું છે. તેની મદદથી, જે દિવસે છાયા લીધી હોય તે દિવસનું ધ્રુવાન્તર કાઢો. પછી જો છાયા લાકડીની ઉત્તરે પડતી હોય, તો નતાંશમાં ૯૦ અંશ ઉમેરી તેમાંથી ધ્રુવાન્તર બાદ કરવાથી અક્ષાંશ આવશે. પણ જો છાયા લાકડીની દક્ષિણે પડતી હોય, તો નતાંશ અને ધ્રુવાન્તરના સરવાળાને ૯૦ અંશમાંથી બાદ કરવાથી અક્ષાંશ આવશે. ગુજરાતમાં અમદાવાદની દક્ષિણે જૂન-જુલાઈમાં મધ્યાહ્નછાયા લાકડીની દક્ષિણે પડશે.

ઉદા૦ ઉપરના ઉદાહરણમાં ૧૦મી ડિસેમ્બરની છાયા છે. કોષ્ટકમાં ૧લી ડિસેમ્બરનું ધ્રુવાંતર ૧૧૧ અં. ૪૨ ક. છે, અને ૧૧મી ડિસેમ્બરનું ૧૧૨ અં. ૫૭ ક. છે. આ બેનો તફાવત ૧ અં. ૧૫ ક. =૭૫ ક. છે. ૧લી ડિસેંબર અને ૧૧મી ડિસેંબરનું અંતર ૧૦ દિવસ છે. હવે જો ૧૦ દિવસમાં ૭૫ ક.નો ફરક પડે, તો ૧લી અને ૧૦મી ડિસેમ્બરની વચ્ચેના ૯ દિવસમાં કેટલો ફરક પડે? આનો હિસાબ ત્રિરાશિથી કરતાં $\frac{૭૫ \times ૯}{૧૦}$=૬૮ ક.=૧ અં. ૮ ક.નો ફરક પડે. તેથી ધ્રુવાન્તર=૧૧૧ અં. ૪૨ ક.+૧ અં. ૮ ક.=૧૧૨ અં. ૫૦ ક. આવ્યું. છાયા લાકડીની ઉત્તરે પડે છે, તેથી અક્ષાંશ=૪૪ અં. ૨૫ ક.+૯૦ અં.−૧૧૨ અં. ૫૦ ક.=૨૧ અં. ૩૫ ક. આવ્યા.

કોઈ પણ દિવસે અક્ષાંશ કાઢવાની આ રીતને બને એટલી સહેલી અને ટૂંકી બનાવવા ખાતર કેટલુંક ઝીણું ગણિત છોડી દેવામાં આવ્યું છે. તેથી ઉપલા ગણિતમાં થોડી કળાઓનો ફરક આવવા સંભવ છે. પણ આ ગણિત અંશ પર્યંત સૂક્ષ્મ તો હંમેશાં આવશે જ. છતાં આખું ગણિત તો કળા પર્યંત જ કરવું, કારણ કે ગણિતમાં કળાઓ છોડી દેવાથી અંશમાં પણ ફરક આવવા સંભવ છે.

અક્ષાંશ કાઢવા માટે આખા વરસમાં સૌથી સારા દિવસો ડિસેમ્બરની ૨૧,૨૨ અને ૨૩ તારીખો છે. આ ત્રણમાંથી કોઈ પણ દિવસનું ધ્રુવાન્તર ૧૧૩ અં. ૨૭ ક. લઈને ગણિત કરવાથી અક્ષાંશ ખૂબ સૂક્ષ્મ આવશે.

હરિહર ભટ્ટ

### કોષ્ટક ૧લું: સ્પર્શક

| અંશ | | ૧૦+ | ૨૦+ | ૩૦+ | ૪૦+ |
|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧૭૬ | ૩૬૪ | ૫૭૭ | ૮૩૯ |
| ૧ | ૧૭ | ૧૯૪ | ૩૮૪ | ૬૦૧ | ૮૬૯ |
| ૨ | ૩૫ | ૨૧૩ | ૪૦૪ | ૬૨૫ | ૯૦૦ |
| ૩ | ૫૨ | ૨૩૧ | ૪૨૪ | ૬૪૯ | ૯૩૩ |
| ૪ | ૭૦ | ૨૪૯ | ૪૪૫ | ૬૭૫ | ૯૬૬ |
| ૫ | ૮૭ | ૨૬૮ | ૪૬૬ | ૭૦૦ | ૧,૦૦૦ |
| ૬ | ૧૦૫ | ૨૮૭ | ૪૮૮ | ૭૨૭ | ૧,૦૩૬ |
| ૭ | ૧૨૩ | ૩૦૬ | ૫૧૦ | ૭૫૪ | ૧,૦૭૨ |
| ૮ | ૧૪૧ | ૩૨૫ | ૫૩૨ | ૭૮૧ | ૧,૧૧૧ |
| ૯ | ૧૫૮ | ૩૪૪ | ૫૫૪ | ૮૧૦ | ૧,૧૫૦ |

### કોષ્ટક ૨જું: ધ્રુવાન્તર

| માસ | તા. ૧ | | તા. ૧૧ | | તા. ૨૧ | |
|---|---|---|---|---|---|---|
| | અંશ | કળા | અંશ | કળા | અંશ | કળા |
| જાન્યુઆરી | ૧૧૩ | ૪ | ૧૧૧ | ૫૫ | ૧૧૦ | ૪ |
| ફેબ્રુઆરી | ૧૦૭ | ૧૮ | ૧૦૪ | ૧૫ | ૧૦૦ | ૪૯ |
| માર્ચ | ૯૭ | ૫૧ | ૯૪ | ૦ | ૯૦ | ૦ |
| એપ્રિલ | ૮૫ | ૪૪ | ૮૧ | ૫૭ | ૭૮ | ૨૩ |
| મે | ૭૫ | ૯ | ૭૨ | ૧૮ | ૬૯ | ૫૮ |
| જૂન | ૬૮ | ૩ | ૬૬ | ૫૮ | ૬૬ | ૩૩ |
| જુલાઈ | ૬૬ | ૫૦ | ૬૭ | ૪૭ | ૬૯ | ૨૨ |
| ઑગસ્ટ | ૭૧ | ૪૭ | ૭૪ | ૩૦ | ૭૭ | ૩૮ |
| સપ્ટેમ્બર | ૮૧ | ૨૭ | ૮૫ | ૯ | ૯૦ | ૦ |
| ઑક્ટોબર | ૯૨ | ૫૪ | ૯૬ | ૪૫ | ૧૦૦ | ૨૬ |
| નવેમ્બર | ૧૦૪ | ૧૨ | ૧૦૭ | ૧૪ | ૧૦૯ | ૪૬ |
| ડિસેમ્બર | ૧૧૧ | ૪૨ | ૧૧૨ | ૫૭ | ૧૧૩ | ૨૭ |

# અહિંસાની કેળવણી

યુરોપમાં લડાઈ જાગી ત્યારથી એની વાત બધે જ સંભળાય છે. અભણ અને ભણેલા કે ભણતા સૌ એ જ વાત કરે છે. ગાડીમાં કે ગામડાંમાં લડાઈ એ સામાન્ય વાતનો પ્રસંગ થઈ પડી છે. આજ એને શરૂ થયે ત્રણ માસ પૂરા થશે.

તા. ૧લી સપ્ટેંબરે તે શરૂ થઈ. જર્મનીનું નામ તો ગઈ લડાઈ વખતે પણ ગામેગામ પહોંચેલું. પોલેન્ડ દેશ એ નવું નામ છે. જર્મનીએ ૧લી સપ્ટેંબરે આ દેશ પર ચડાઈ કરી. અને ત્યારથી યુરોપની લડાઈની શરૂઆત થઈ.

પોલેન્ડ જર્મનીનું પડોશી રાજ છે. ૧૯૧૯ની સાલ પહેલાં નકશા ઉપર એ સ્વતંત્ર દેશ તરીકે હયાત નહોતું. વિલાયત અને ફ્રાન્સ તથા તેમના દોસ્તોએ થઈને એ સાલમાં એને ઊભું કર્યું. અત્યાર સુધી એમની કુમકથી એ ટકી રહ્યું હતું.

જર્મનીએ એના ઉપર હલ્લો કર્યો તેથી વિલાયત અને ફ્રાન્સે વિચાર કર્યો કે, આપણે જર્મની જોડે લડવું જોઈએ. એટલે ત્રણ દહાડા પછી, તા. ૩જીને રોજ એમણે જર્મની જોડે લડાઈ જાહેર કરી. પણ એમનાથી પોલેન્ડમાં જઈને તેને મદદ કરી શકાય એવું છે નહીં. ત્યાં જતાં વચ્ચે અંતરાયો છે. તેથી ફ્રાન્સે પોતાની પડોશમાં જર્મનીની સરહદ છે ત્યાં લશ્કર મોકલ્યું. આ સરહદ પર જર્મનીએ જબરદસ્ત કિલ્લેબંધી કરી દીધી છે, તેથી તેને થોડીક નિરાંત હતી.

દરમિયાન, એણે પોલેન્ડ પર જોરઝપટથી એકધારો મારો ચલાવ્યો. જર્મનીનો પ્રમુખ હેર હિટલર જાતે ત્યાં લડવા ઊપડ્યો. પાણીના રેલાની પેઠે જર્મન લશ્કર પોલેન્ડ પર ફરી વળવા લાગ્યાં. પોલેન્ડના બે દોસ્તમાંથી કોઈ સીધી મદદે આવ્યું નહીં; હારતું હારતું પોલેન્ડ પાછું પડતું ગયું. છેવટે રાજ છોડીને તેના મુખ્ય સત્તાધીશો પડોશી રાજમાં નાઠા.

આ લાગ જોઈને પોલેન્ડનો બીજો પડોશી રશિયા જાગ્યો. તેણે પોતાની બાજુવાળો તેનો ભાગ પચાવી પાડ્યો. કોઈએ એની સામે આંગળીયે ઊંચી ન કરી એમ કહેવાય. આથમણી બાજુ જર્મની અને ઊગમણી બાજુ રશિયા, એમ બે પડોશી વચ્ચે પોલેન્ડનો કોળિયો કરાઈ ગયો! ખ્રિસ્તી ધર્મ કહે છે, "તમારા પડોશી પર પ્રેમ કરો." આ કેવો પડોશીપ્રેમ! પણ ઈશુએ માણસને એ કહ્યું હતું; રાજ્યોને ઓછું કહ્યું હતું!

પોલેન્ડ પડ્યું તો ખરું; પણ લડવામાં તે જબરું ગણાતું. લડવાનો સરસામાન તેની પાસે થોડો નહોતો. તેના સેનાપતિઓ કેળવાયેલા યોદ્ધાઓ હતા. છતાં જર્મની જેવા જબરા દેશ આગળ એનું શું ચાલે? એટલે, એ પડ્યું.

આ ઉપરથી ગાંધીજીએ એક સવાલ પૂછ્યો છે. દરેક પ્રૌઢે તે ગંભીરતાથી વિચારવો જોઈએ. કેમ કે એ સવાલમાં માણસજાતનું નસીબ સંતાયેલું છે. ગાંધીજી પૂછે છે, 'પોલેન્ડ જરૂર જબરું હતું. પણ તેથી એનું શું વળ્યું? તે હાર્યું જ; પાર વગરની ખુવારી થઈ તે થઈ જ. હવે જો

પોલેન્ડ હથિયાર ઉઠાવ્યા વગર જર્મનીની સામે અડગ ઊભું હોત તો? તો શું અત્યાર કરતાં વધારે બૂરા હાલ થાત એમ? આ રીતે અડગ ઊભેલા પોલેન્ડની બહાદુરી તો અપાર કહેવાત. તેવા અશસ્ત્ર પોલેન્ડને શું વધારે ખમવું પડત?'

અને ગાંધીજી ઉત્તર પણ આપે છે કે, શાંત ઊભેલાની કતલ કરતાં જર્મનોનાં દિલ કંપત; એમનો આત્મા જાગત; ઘણો સંભવ છે કે એમના હાથ ન ચાલત. એમાંનું કાંઈ પણ ન થાત; તોય ઇતિહાસ કહેત કે, અહિંસાને ખાતર કુરબાન થનાર પહેલવહેલા દેશ પોલેન્ડને ધન્ય છે. પરંતુ, માણસને મૂળમાં શ્રદ્ધા નથી કે અહિંસા જબરી છે. વિચારથી સૂઝે છે કે તે ખરી છે; પણ તેમ કરવા જતાં કાળજું કંપે છે, કેમ કે અહિંસા પર ઝૂઝનારી સેનાની કેળવણી આપણને મળી નથી. ગાંધીજી કેળવણી આપવા ઊભા છે; પણ શ્રદ્ધા વગર એમાં આપણે કેટલા ફાવી શકીએ?

રચનાત્મક કાર્યક્રમ આપણે માટે અહિંસાની કેળવણી તરીકે છે. પણ આપણે ક્યાં તેમાં ઉત્સાહ રાખીએ છીએ? આજ યુદ્ધની આફત આવી છે; છતાં તે વિષે કશી સતેજતા દેખાતી નથી. તેથી જ કદાચ આપણી શ્રદ્ધા પણ ખીલતી નથી એમ નહીં?

મ.

## જુલમી રાજ્ય

પોતાના પ્રાંતમાં માંહોમાંહેના ઝઘડાને લીધે અંધાધૂંધી વર્તી રહી, એટલે કૉન્ફ્યુશિયસ પોતાના થોડા શિષ્યો સાથે પાસેના 'ત્સી' રાજ્યમાં જવા નીકળ્યો. માર્ગમાં ડુંગરાળ અને વેરાન પ્રદેશમાં તેણે એક બાઈને કબર પાસે બેસીને રડતી દીઠી. તરત જ તેણે પોતાના શિષ્ય ત્સે-લૂને મોકલી તેનું રડવાનું કારણ પુછાવ્યું. પેલી બાઈએ કહ્યું, "મારા સસરાને અહીં એક વાઘે મારી નાખ્યા હતા, મારા ધણીને પણ; અને હમણાં મારા છોકરાની પણ એ જ દશા થઈ છે."

કૉન્ફ્યુશિયસે પૂછ્યું, "તો પછી તું આવી ભયાનક જગ્યાએ શું કામ પડી રહે છે?"

બાઈએ જવાબ દીધો,—"અહીં જુલમી રાજ્ય નથી માટે."

આ સાંભળી કૉન્ફ્યુશિયસે પોતાના શિષ્યોને કહ્યું, "બેટા, આ યાદ રાખજો. જુલમી રાજ્ય વાઘ કરતાં પણ ભયાનક છે!"

ન.

## રાજ્યનો પાયો

ત્સેકુંગે રાજ્ય સંબંધે પ્રશ્ન પૂછ્યો એટલે ભગવાન કૉન્ફ્યુશિયસે કહ્યું: "રાજ્યને ત્રણ વસ્તુ જરૂરની છે: પૂરતું અન્ન, પૂરતું લશ્કર, અને પ્રજાનો રાજામાં વિશ્વાસ."

ત્સેકુંગે કહ્યું, "જો આ ત્રણેન જ મળે એમ હોય અને એક વસ્તુ જતી કરવી પડે એમ હોય તો પહેલી કઈ જતી કરવી?"

ભગવાને કહ્યું, "લશ્કર."

ત્સેકુંગે ફરી પૂછ્યું, "અને બાકી રહેલી બેમાંથી પણ એક જતી કરવી પડે એમ હોય તો કઈ જતી કરવી?"

ભગવાને કહ્યું, "અન્ન. પુરાતન કાળથી મરણ તો માનવીને ચોંટેલું જ છે. પણ જો પ્રજાને રાજામાં વિશ્વાસ ન હોય તો રાજ્ય ટકે જ નહિ."

ન.

# ગામગોષ્ઠી—કૂવામાં હોય તો હવાડામાં!

બીજે દિવસે નિયમ પ્રમાણે પેલો વિદ્યાર્થી-શિક્ષક તકલી લઈને આવીને બેઠો. પેલા વાતોડિયા શેઠ પણ આવીને બેઠા હતા. નાના વિદ્યાર્થીઓ પૂણી અને તકલી સાથે કરામત કરીને તાર ખેંચવા મથતા હતા. વિદ્યાર્થી-શિક્ષકે વાત ઉપાડીઃ શેઠ સામું જોઈને કહ્યું:

સ૦—કેમ શેઠ ! હમણાં ધંધોરોજગાર કેવોક ચાલે છે?

જ૦—આ જુઓ જ છો ને! બેઠાબેઠ. દુકાને ઘરાકી હોય તો અહીં આવીને ગપ્પાં મારવા શાના બેસીએ?

સ૦—પણ તમારે ક્યાં દુકાન ઉપર આધાર છે? મારા સાંભળવા પ્રમાણે, તમારે તો ધીરધારનો ધંધો ધીકતો ચાલે છે. ખરી કમાણી તો એમાંથી થાય ને?

જ૦—એ વાત ખરી. પણ એ તો બધું અરસપરસ છે. દુકાને ઘરાકી મંદ હોય તો ધીરધારની આવક પણ મંદ જ હોય ને? ખેડૂતો ધીરેલા પૈસા આપી ન શકે તો જરૂરી વસ્તુઓ પણ શી રીતે ખરીદે? એટલે બન્ને રીતે ઠંડું જ છે.

સ૦—પણ ખેડૂત પાસે પૈસા ન હોય તો પણ તમે તમારું લેણું ઓછા જ છોડતા હશો?

જ૦—અમે તો ઘણુંય લેવા મથીએ. પણ ખેડૂતના ખેતરમાં કે કોઠીમાં હોય નહિ તો ક્યાંથી લઈએ? કૂવામાં હોય તો હવાડામાં આવે ને!

સ૦—હા ! સાચું. તમે ખરો મુદ્દો પકડ્યો. તમે તમારા ધંધાની આંટીઘૂંટી તો બરાબર સમજો છો. પરંતુ એ વસ્તુ સમાજની કે દેશની દૃષ્ટિએ વિચારવાની હોય ત્યારે તમે એ મુદ્દો ભૂલી જાઓ છો.

જ૦—ના ના. એમ કેવી રીતે? અમે તો બધી બાબત સરખી રીતે જ વિચારીએ છીએ.

સ૦—ના! જુઓ. જાઈ કાલે મેં કહ્યું હતું કે, દેશ ભિખારી તો આપણે પણ ભિખારી જ થવાના. તે બાબત કાલે તમને નહોતી સમજાઈ. દેશના ઉદ્યોગધંધાઓ પડી ભાંગે તો આપણે પણ ભિખારી થઈએ અને દેશના ઉદ્યોગો ખીલે તો આપણે પણ સુખી થઈએ, એ બાબત હું કાલે કહેતો હતો; અને એમ સમજાવતો હતો કે, પરદેશી કાપડ સસ્તું હોય તોપણ આપણે હરામ ગણવું જોઈએ. એટલું આપણે નહિ સમજીએ તો આપણે વધુ ને વધુ ભિખારી થતા જઈશું. ખેડૂતના ઘરમાં નથી તો જેમ તમારા ધીરેલા પૈસા પતતા નથી, ખેડૂતના ઘરમાં નથી તો જેમ તમારી દુકાને ઘરાકો આવતા નથી, તેમ જો દેશના ધંધારોજગાર મરી ગયા હશે તો તમારા હાથમાં શું આવવાનું છે? દુકાળ ચારે તરફ મનુષ્ય-જીવનને ભરખી રહ્યો હોય ત્યારે બધાય વર્ગના લોકો જેમ દુઃખી થાય છે, તેમ આપણા વેપારઉદ્યોગનો નાશ થવાથી સમસ્ત પ્રજા દુઃખી થાય છે, એ તમે પોતે આપેલા દાખલા ઉપરથી સહેજે સમજી શકશો.

વેપારઉદ્યોગના નાશની પ્રજાના જીવન ઉપર શી અસર થઈ છે તે વળી મોટો પ્રશ્ન છે. તેની વાતો કરીએ તો પાર ન આવે. પરંતુ ખેડૂત નવરો પડવાથી તમે જેમ નવરા પડ્યા છો, તેમ દેશના કારીગરો નવરા પડવાથી તેની માઠી અસર પણ આખા દેશ ઉપર થાય અને થઈ છે, તે દેખીતી વાત છે. તેના પુરાવા આપવાની જરૂર છે શું? પણ હવે ઊઠવાનો વખત થયો. જેજે.

વિઠ્ઠલદાસ કોઠારી

નોંધમાં દોરી શકાય એમ બતાવવા ? ત્રણ આના કિંમત વધારે લાગે છે.

'પત્રપેટી'માં ૧૭ પત્રોના નમૂના આપ્યા છે. છેલ્લો ૧૭મો પત્ર ૧૩ પાન જેવડો લાંબો છે ! તેની ટીકા લેખકના દિલમાં પણ કદાચ થઈ હોય એમ, તેમણે આરંભમાં નિવેદન કરી બચાવ કર્યો છે કે, ' બાળકો . . . નિરીક્ષણશક્તિનો કેવી રીતે ઉપયોગ કરી શકે અને અનેક પ્રકારની રસમય માહિતી એકત્ર કરી બીજાને એનો આસ્વાદ કેવી રીતે આપી શકે તે એને સમજાય એટલા માટે જ એ લાંબા પત્રને આ ચોપડીમાં સ્થાન આપેલું છે !' અને પત્રમાં સંવાદો વળી કોણ લખતું હશે ? આ પત્રોમાં તે પણ છે !

નોંધપોથીનો એ ઉદ્દેશ બતાવ્યો છે કે, 'નાનપણથી જ . . . નિરીક્ષણશક્તિને વેગ મળે અને બાળકો પોતપોતાની નોંધપોથી રાખી પોતાના અનુભવોની નોંધ રાખતાં થાય એ અર્થે આ નાનકડી ચોપડીની રચના કરેલી છે' કેવડી ઉંમરનાં બાળકો પાસેથી આ અપેક્ષા રખાય છે ?

પત્રો અને નોંધોમાં બાલોપયોગી શું છે, એમની શૈલી બાળકોને માર્ગદર્શક થશે કે કેમ, એનો વિચાર ઓછો જ થયો લાગે છે. નોંધ રાખવાનો વ્યાપાર મોટપણનો નથી ? ચોપડી જોતાં, પત્રો અને નોંધોના પ્રસંગ, બીનાઓ તથા ભાષા અને શૈલી બધાં જ મોટી ઉંમરને માટે છે. તે બધામાં બાલોપયોગિતા અર્પવા ખાસ કાંઈ વિચારપૂર્વક પ્રયત્ન કરાયો લાગતો નથી. જે ઉદ્દેશ બતાવ્યો છે તે જ જો સાધવો હોય તો તેનો માર્ગ આવી ચોપડી થઈ શકે કે કેમ એય પ્રશ્ન છે. આ તો એ નામે અમુક વાચન જ આપવામાં આવ્યું છે એમ કહેવાય લેખકને પણ લાગે છે કે, 'ચોપડી જરા મોટી વયનાં બાળકો — કિશોરોના ઉપયોગની છે.' પણ માળાનો ઉદ્દેશ ૯ થી ૧૬ સુધીની ઉંમરનાં બાળકોને માટેના વાચનનો છે, એમ જણાવી એ વાંધાને રદ કરે છે. નોંધ તથા પત્રમાં પસંદ કરેલા વિષયો અને નિરીક્ષણો મોટી ઉંમરના માણસ કે કૉલેજિયનને સૂઝે એવા છે. ભાષા પણ તેમની જ હોઈ શકે. એટલે આ બે પુસ્તકોને બાલપુસ્તક કહેવાં તો મુશ્કેલ જ છે. સંકલના તથા બાલોપયોગિતાની દૃષ્ટિએ અમને આ બે પુસ્તકો, ઉપરની માળા માટે કહી આવ્યા, એવી ટીકાને પાત્ર લાગે છે. બાલજીવનને જરૂરી પત્રો અને તેમને નોંધવા જેવી વાતો પ્રત્યક્ષ તેમના જીવનમાંથી મેળવીને, તેમની ભાષામાં ઓતપ્રોત થઈને લખાવી ઘટે. લેખકે એવો પ્રયત્ન કર્યો લાગતો નથી. તેથી આ પુસ્તકોને માટે કરેલો દાવો પણ દેહો પડે છે. શહેરનાં બાળકો વાંચ વાંચ કરવાને ટેવાયાં હોઈ, તે આ ચોપડીઓ કદાચ વાંચતાં હશે. પરંતુ જે કાયમી ઉદ્દેશને લઈને આ બે પુસ્તકોની રચના બતાવવામાં આવી છે તે તો સરે એમ નથી લાગતું. તેથી તેને માટે આ ચોપડીઓ પોષવા જેવી ન ગણાય.

**ચાલો ગામડામાં**—લેખક: સોમાભાઈ ભાવસાર. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. ૦-૪-૦. ૮+૫૨ પાન.

આ પુસ્તક ગુર્જર બાળગ્રંથાવલીના ત્રીજા વર્ષના ૮મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. શ્રી. જુગતરામભાઈ દવે તેના આમુખમાં કહે છે એમ, "આ ચોપડીને પાને પાને ગામડાનાં સ્તોત્રો ગાવામાં આવ્યાં છે." ગામડું કેવું છે એમ નહિ, તે કેવું હોવું જોઈએ, એવા આદર્શ રંગની પીંછીથી ચિત્ર ખેંચાયું છે. છેલ્લાં કેટલાક પાનાંમાં આજના ખરા ગામડાનો પણ થોડોક ચિતાર આપ્યો છે.

પુસ્તકની ભાષા કાંઈક અંશે અને જોડણી તેથી વધુ અંશે ફરિયાદપાત્ર છે. 'ઓ,' 'ઘરે' પ્રયોગો પ્રાંતીય ગણાય. બાળક કઈ ઉંમરનું કલ્પીને આ લખાણ છે ? જોડણીની ભૂલો ઘણી છે તે ન જ હોવી જોઈતી હતી.

ચિત્રો સારી સંખ્યામાં આપ્યાં છે. તેમાંનાં કેટલાંક બાળકને ગમે એવાં લાગે છે. સ્વ. શ્રી. ગીજુભાઈનું ચિત્ર બરોબર સારુ ન ઊઠતું તો આપવું નહોતું જોઈતું. ચિત્રોની પસંદગીમાં પણ હવે આપણે વધારે કાળજી લેવી જોઈએ. કેટલાંક ચિત્રમાં પ્રમાણ બરોબર નથી. જેમ કે ધોબીનું કપડું તેની શિલા પર પડશે ?

બાળકોને નિર્દોષ વાચન આપવા માટે આ પુસ્તક ચાલી શકે તેમાં આવતું વસ્તુ ઉપરની ચોપડીઓની વાતો જેવું દોષિત નથી જોકે, ઘણે ભાગે બાલસાહિત્યમાં જોવામાં આવે છે એમ, આ પણ કોરું વાચન જ લાગે છે. શહેરી બાળકને (કેમ કે, આ પણ શહેરી બાળકને માટે જ છે) ગામડું જોવા મન થાય એવો ઉમળકો આ વાંચીને થાય એવું લાગતું નથી. ફોરી કલ્પનાનાં ગપ્પાં કરતાં આ ચોપડીના વસ્તુની પસંદગી ઠીક ગણાય, એટલું જ. એટલે, ગ્રામવૃત્તિથી રંગાયેલાની કલમમાંથી નીતરની સહજપ્રેરણા તો એમાં ક્યાંથી જ હોય ?

મo

**પરાજય**: લેખક—ધૂમકેતુ. પ્રકાશક—ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ કિંમત ૩ ૨-૮-૦

કિશોર અવસ્થામાં 'સ્વપ્નશિલ્પી, થોડો તરંગી, કાંઈક એકાંતપ્રિય અને જરા શરમાળ.' એવો, વિધવા

માતાનો એકનો એક પુત્ર અભય, વારસામાં મળેલી પંડિતાઈની મહત્ત્વાકાંક્ષાને સેવતો અને પોષતો, યુવાવસ્થામાં માંડ પગ મૂકે છે, ત્યારે માતાના અવસાનથી ને કુટુંબની આર્થિક આપત્તિથી લાચાર બની, ગામડાની નિશાળમાં શિક્ષક બને છે. અટકી પડેલું ભણતર આગળ ચલાવી, યુનિવર્સિટીની પદવી મેળવી, સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવવાની આકાંક્ષા અને ક્યારેક બાળમિત્ર માલિની કે પાછળથી રેણુકાનો કાયમનો સહચાર મેળવી જીવન સ્થિર કરી કોઈ ગામડામાં રહી લોકસેવા દ્વારા ત્યાંના જીવનને • અને તેની સાથે જ પોતાના જીવનને સમૃદ્ધ કરવાની મુરાદ — આ બે વૃત્તિઓ તેને દ્વિધા બનાવે છે.

આ બેમાંથી સાચા જીવનવિકાસનો માર્ગ છોડી દઈ તે, રસ્કિન જેને 'જીવનમાં આગળ વધવું' કહે છે, તેનો રાહ પકડે છે. અને એ માર્ગે જતાં શહેરનું આરામી જીવન, કાંચન, અને કામિની એ ત્રિવિધ મોહજાળમાં ફસાઈ જાય છે અને સગવડ, સલામતી અને સામાજિક પ્રતિષ્ઠાને જ જીવન-સર્વસ્વ માનતો થઈ, બીકુ અને પ્રવાહપતિત બની, સાવ પુરુષાર્થહીન થાય છે. અને એ મોહનો સંપૂર્ણ ત્યાગ કર્યા પછી જ તે ફરી હતો તેવો જીવનોલ્લાસથી ઊભરાતો 'અભય' બની શકે છે. આ આ નવલકથાની પ્રધાન વસ્તુ છે, આ જ તેનો પ્રધાન સૂર છે. અને તે રજૂ કરવામાં શ્રી. ધૂમકેતુને સારો યશ મળ્યો છે એમ કહેવાય.

તેની સાથે જ આજના ગામડાનું ત્રાસ ઉપજાવે એવું યથાર્થ ચિત્ર દોરીને તેની પુનર્ઘટનાનું મંડાણ કેવી રીતે થઈ શકે તેની કલ્પના કુમારાનંદ અને મુરલીના ઉપકથાનક દ્વારા કર્તાએ બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

આ બન્ને કથા એકબીજી સાથે ઓતપ્રોત વણાયેલી લાગતી નથી — કેટલેક ઠેકાણે સમાંતર લીટીની જેમ વહેતી લાગે છે. આ ઉપકથાનું મંડાણ મોહક અને બોધક લાગે છે ખરું; પણ આખી વસ્તુની એકતાની દૃષ્ટિએ તેનો વધારેપડતો વિકાસ હાનિપ્રદ લાગે છે.

કુમારાનંદ અને મુરલીના કાર્યક્રમો સુંદર લાગે છે. 'સમાજ'સંસ્થા, 'આકાશી પુષ્પોનું ઉદ્યાન' (અનાથાશ્રમ), ગ્રામપંચાયત, સ્થાયી ફંડ વિના સંસ્થા (ખાસ કરીને ધર્મસંસ્થા) ચલાવવાની નીતિ, મિલકતને સમાજની માલિકીની કરવાના આગ્રહ કરતા માણસનું માનસ વધારે સામાજિક બને — તેમાંથી વ્યક્તિત્વ કમી થાય, ઇ૦ કલ્પનાઓ સરસ તો છે જ; પણ એ બધીની પાછળ કલ્પેલું કુમારાનંદનું વ્યક્તિત્વ તેટલું પ્રતીતિકર લાગતું નથી. 'ધર્મધ્વજ સમો ઊભો', 'મૂર્તિમાન ધર્મ જેવા' કુમારાનન્દ યથાર્થતઃ તેવા છે જ એવી પ્રતીતિ થતી નથી. એની ઊંચાઈ આલેખવામાં ક્યાંક ખામી રહી ગઈ હોય એમ લાગે છે

આ વાર્તા જમાવવામાં કર્તાને અકસ્માતોનો વધારેપડતો આશ્રય લેવો પડ્યો છે એ વસ્તુસંકલનાની દૃષ્ટિએ તો દોષ જ ગણાય અને તેથી વાચકની શ્રદ્ધાશક્તિને પણ ઘણી તાણ સહન કરવી પડે છે. આમાં માત્ર રેણુકાને સોહનલાલના પ્રસંગમાંથી બચાવવા માટે યોજાયેલો મીઠીનો અકસ્માત પ્રવેશ ક્ષમ્ય ગણાય ખરો. પ્રમદકુમાર સાથે પરિણીત રેણુકાને અભય સાથે પરણવાની છૂટ કર્તા પ્રથમથી જ આપી દે છે; તો પછી પ્રમદકુમારને સાવ ગાંડો બનાવી દઈ તેને મારી નાખવાની જરૂર ક્યાં રહી હતી? ગળે ફાંસો ખાઈ મરી. જનાર લક્ષ્મીના પાલવમાં રેણુકા અને અભયનું ફરી મિલન સૂચવતી ચિઠ્ઠી મૂકી એક કઢંગ કલ્પના ખડી કરી લક્ષ્મીના પાત્રને એટલા પૂરતું અવાસ્તવ બનાવ્યું છે.

અનિલાને માથે બાબરી રખાવી, તેને ચડ્ડી, મોજા અને ટૂંકી બાંયના કબજાનો 'નેવી બ્લ્યુ' ગણવેશ પહેરાવી, તેની આગળ ટેબલ ઉપર 'રાખરખાણી' (રાખદાની નહિ?) મુકાવી, તેના મોઢામાં સિગારેટ સાથે અભય માટે 'હલ્લો, યંગ મેન' જેવું સંબોધન મૂકી, કર્તાએ તેનું પાત્ર અતિરંજિત અને અવાસ્તવિક બનાવ્યું છે. આ બધું શી રીતે અને ક્યારે બન્યું? આ કઢંગ કલ્પનાનો આશ્રય લેવાની જરૂર પણ ક્યાં ઊભી થઈ?— એવો પ્રશ્ન વાચકના મનમાં ઊઠ્યા વિના રહેતો નથી. આ વસ્તુઓને આર્યવૃત્તિનો ઉપાસક કર્તા સાંખી શકતો નથી એ દેખીતું છે. પણ તેનો નિષેધ કરવાનો અહીં ક્યાં અવસર હતો?

'ટૂંકકેશી' (સ્વાભાવિક રીતે જ ટૂંકા વાળ હોય તેવા સ્ત્રી માટે પછી કયો શબ્દ યોજશો?) અને તેની સાથે જ જે પુરુષીકરણના ભાવો આવે છે તેથી યુક્ત દેશસેવિકાને ઠેકાણે સાચી રસિકતા અને સંસ્કારિતાથી પરિપ્લુત, મંગલ માતૃભાવથી યુક્ત મુરલી પુનર્રચનામાં વધારે ઉપયોગી થઈ શકે એ વસ્તુનો સ્વીકાર કરવામાં કશી મુશ્કેલી ન લાગવી જોઈએ.

બધાં પાત્રોની ચર્ચા આ નાના અવલોકનમાં ન જ થઈ શકે. પણ કર્તાએ પાત્રોની વિવિધતા આપણને સારી આપી છે ખરી. મંગલમૂર્તિ માલિની, વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને ખાનદાન નૃસિંહપ્રસાદ, તથા સાહસપ્રિય બહાદુર રણજિતનો ઉલ્લેખ કરવો જરૂરનો લાગે છે

આખી વાર્તાને ઉચ્ચ ભૂમિકા આપવામાં આ પાત્રો સારો ફાળો આપે છે.

'અજિતા'ની જેમ આ વાર્તામાં પણ વિચારસુમનો છૂટથી વેરાયેલાં છે. જીવુભાના કારમા કટાક્ષથી ઘવાયેલી લક્ષ્મી ગળે ફાંસો ખાય છે તે પ્રસંગનું વર્ણન (પૃ. ૩૦૫-૩૦૭) ધૂમકેતુના પ્રભાવી ગદ્યનો સુંદર નમૂનો છે, છતાં વિચાર અને ભાષાના ઓજસમાં અજિતાનું પલ્લું જ નીચે નમે એમ લાગે છે.

પ્રસ્તાવનામાં જેને કર્તા જીવનનો આનંદ કહે છે તેને જીવનનો ઉલ્લાસ કહેવો વધારે ઉચિત ગણાય.

'સાહિત્ય-કૃતિ દ્વારા લેખક હંમેશાં જનતા પાસે પોતાને અપનાવી લેવા માટે યાચકની જેમ ઊભો હોય એ વસ્તુ બરાબર નથી; ક્યારેક એની કૃતિ એ જનતાની શક્તિનું માપ કાઢનારી પારાનળી પણ હોઈ શકે'—એમ શ્રી. ધૂમકેતુ પ્રસ્તાવનામાં કહે છે. એટલે તે પારાનળી (પ્રસ્તુત કૃતિ 'પરાજય') સમાલોચકને તો શાની છોડે? તે ઉપરાંત 'કેમ લખવું એ તમે લેખકને શિખવાડો એના કરતાં કેમ વાંચવું અને કેમ વિચારવું એ તમે પોતે શીખો' એવું પણ તેમનું આહ્વાન છે. પણ સાહિત્યની પ્રતિષ્ઠા અને સ્વાતંત્ર્યની આવી આગ્રહભરી હિમાયત આ નવલકથાને પ્રસંગે કરીને ભવભૂતિ કે ગ્રેન અનિયનને પદે પહોંચવાની મનીષા વધારે પડતી લાગે છે.

હવે છેવટની એક સૂચના કર્તા પ્રકાશકોને કરવી અસ્થાને નહિ ગણાય. આ પુસ્તકો જો સાચે જ જનતાને નવ 'યુગદર્શન' કરાવવા માટે લખાતાં અને પ્રગટ થતાં હોય, તો જનતાના ખિસ્સા તરફ પણ ધ્યાન આપવું ઘટે. નહિ તો મુંબઈ અમદાવાદના ધનિકોની એદી ગૃહિણીઓના કેવળ મનોવિનોદને માટે જ આ વાર્તાઓનો ઉપયોગ થાય છે અને થવાનો. લોકભોગ્ય પુસ્તકોની પડતર કિંમતથી લગભગ ચાર ગણી કિંમત રાખવામાં શું ઔચિત્ય કે આવશ્યકતા છે તે સમજાતું નથી. **પાં.**

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે: **શ્રી મહર્ષિ**: ૦-૮-૦; પ્રકાશક: શ્રી. નિરંજનાનંદ સ્વામી સર્વાધિકારી, શ્રી. રમણાશ્રમ તિરૂવણ્ણમલૈ. **અપરાધી**: લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી, ૨-૮-૦; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. શ્રી. ઝવેરચંદ મેઘાણી ફુલછાબ કાર્યાલય, રાણપુર નાં નીચેનાં પુસ્તકો: **સમરાંગણ**: ૧-૮-૦; **રા' ગંગાજળિયો**: ૧-૮-૦; **વેવિશાળ**: ૧-૪-૦; **વસુંધરાનાં વહાલાં દવલાં**: ૧-૮-૦; **લોક સાહિત્ય પુ. ૧લું**: ૨-૦-૦. **સુશીલાનો દેવ**: અનુ. શ્રી. ગોપાળરાવ ભાગવત, ૨-૪-૦; પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **શરદબાબુની બાળવાતો**: અનુ. શ્રી. રમણલાલ સોની, ૧-૮-૦; પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **રાત પડતી હતી**: ગતિ પુ. ૩જું લેખક: નિરુ દેસાઈ, ૦-૮-૦ ગતિ-રેખા કાર્યાલય, અમદાવાદ. **કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ**: લેખક: મનુભાઈ જોધાણી, તરુણ ગ્રંથમાળા પુ. ૧૨મું, ૧-૮-૦; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

## 'નવજીવન'નાં નવાં પુસ્તકો

**ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન**: સ્વ૦ પંડિત ખરેના લેખોનો સંગ્રહ, ૧-૪-૦. **સમીસાંજનો ઉપદેશ**: શ્રી. દશવૈકાલિકસૂત્રનો છાયાનુવાદ. સંપા. ગોપાલદાસ પટેલ, ૦-૧૨-૦. **સારું ગામડું**: લેખક: બબલભાઈ મહેતા, આ૦ ગિદવાણી સ્મારકમાળાનું પુસ્તક ચોથું. ૦-૬-૦; **કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ**: સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના પુસ્તકનો અનુવાદ. કાકાસાહેબની પ્રસ્તાવના સાથે, અનુ૦ નગીનદાસ પારેખ

(આ છેલ્લું પુસ્તક તા. ૧૫મી ડિસેમ્બરે પ્રગટ થશે.)

ડેન્માર્કના એક ફિલસૂફે કહ્યું છે કે, "મનુષ્ય બોલતાં શીખ્યો તેમાં જેવી મહાન અને આશ્ચર્યજનક પ્રાપ્તિ એણે કરી છે એવી તો આખા એના જીવનકાળમાં મનુષ્યે નથી કરી." ડાર્વિનને પૂછવામાં આવ્યું કે, ક્યાં ત્રણ વર્ષમાં મનુષ્ય વધારેમાં વધારે શીખ્યો, ત્યારે તેણે જવાબ આપ્યો, "પહેલાં ત્રણ વર્ષ."

**ઑટો જેસ્પરસન**

# માસિક વિવેચન

## સામો પ્રશ્ન

યુરોપની યુદ્ધ-પરિસ્થિતિમાંથી આપણા દેશમાં એક ભારે પરિવર્તન હવે પરિણમી રહ્યું છે અને તે એ કે, મહાસભાને પ્રાંતોનું કારભારું છોડવું પડયું છે. ઉભય પક્ષે કેવી મીઠાશ અને સદ્‌ભાવનાથી આ અસહકારી પગલું ભરાયું છે એ સૌ કોઈ જાણે છે. રા. ખેરસાહેબે કહ્યું એ સાચું જ છે કે, તે આપણી અહિંસા-નીતિનાં જ મિષ્ટ ફળ છે.

સત્તાની ગાદી છોડવી એ અઘરી વાત છે એમ ઘણાને લાગતું હતું. મને લાગે છે, એથી અઘરું કામ તો જે શુભારંભો પ્રજાહિતાર્થે આદરાયા હતા એમને વચ્ચે લટકતા છોડવા એ છે. તેની આગળ સત્તાનો ત્યાગ કાંઈ જ સાલી શકે એમ નથી. સૌ કોઈને થશે, કેળવણી, દારૂનિષેધ, ખેડૂતસેવા, ગ્રામ-ખિલવણી વગેરે કામોનું હવે કેવું નસીબ ઊઘડશે? દરેક પ્રાંતના ગવર્નરે પ્રજાને ખાતરી આપી છે કે, પ્રજાહિતૈષી કાર્યો અક્ષત રાખવાની અમારી નેમ છે; એ બાબત કોઈ વિમાસણમાં ન પડે; અને સૌ સુધારકોની મદદ અને સહાનુભૂતિની આશા રાખી છે.

કેળવણીમાં મોટું કામ વર્ધા-શિક્ષણનો આરંભ કરાયો છે એ છે. આ કામનું શું થશે એ ખ્યાલ આવતાં, આ વર્ષના પ્રારંભમાં વર્ધામાં કેટલાક સરકારી અમલદારો (કેળવણીખાતાના) નો તાલીમ વર્ગ ચાલ્યો હતો તેનો એક પ્રસંગ યાદ આવે છે. આ વર્ગમાં મુંબઈ, ઓરિસા, મધ્યપ્રાંત, વગેરે પ્રાંતોના ઇન્સ્પેક્ટરો, અધ્યાપકો વગેરે આવ્યા હતા. તેમને પોતપોતાના પ્રાંતમાં અધ્યાપન મંદિરો વગેરે શરૂ કરવા પૂર્વે આવશ્યક તાલીમ લેવાની હતી. તે બધા તાલીમ લઈને આજ પોતાના પ્રાંતમાં વર્ધા-પ્રયોગ ચલાવી રહ્યા છે. સત્રને અંતે તેમનો વર્ગ ગાંધીજીને મળવા સેગાંવ ગયો હતો. તે મુલાકાતમાં પ્રશ્નોત્તરી રાખી હતી. તેમાં એક પ્રશ્ન આ હતો, "છેલ્લી પ્રમુખની ચૂંટણીને પરિણામે મહાસભાની નીતિ બદલાશે તો પાયાની કેળવણીની યોજનાનું શું થશે?"

ગાંધીજીએ એનો આવો ઉત્તર આપ્યો, "આ ભય અસ્થાને છે. મહાસભાની નીતિમાં ફેરફાર થશે એની વર્ધા-યોજના પર કશી અસર થવાની નથી. એની કાંઈ પણ અસર પડશે તો તે મોટા રાજકારણ ઉપર જ પડશે. તમે અહીં ત્રણ અઠવાડિયાંની તાલીમ લેવા આવ્યા છો, જેથી તમે પાછા જઈને તમારા વિદ્યાર્થીઓને વર્ધા-યોજનાને ધોરણે શિક્ષણ આપી શકો. તમારામાં એટલી શ્રદ્ધા હોવી જોઈએ કે આ યોજનાથી ધાર્યો હેતુ સરશે."

અને એમ વિવરણ કરી અંતે ટકોર કરી, "પણ આવા પ્રશ્નોથી મને સંતોષ નથી. એનો પાયાની શિક્ષણ-યોજના સાથે સીધો સંબંધ કશો નથી. એથી આપણે જરાયે આગળ વધતા નથી. . . ." (જુઓ 'હરિજન બંધુ' તા. ૨૬-૨-'૩૯)

આજ ખરેખર મહાસભાની નીતિ બદલાવાની સાથે પ્રધાનો નિવૃત્ત થયા છે. હવે પ્રજા જ એ સરકારી અમલદારોને પૂછે છે, "તમે આ પ્રયોગ વિષે હવે શી મતિથી કામ કરશો? એને તમે તારશો કે મારશો? હવે 'किं-कर' (શું કરીએ!)-વૃત્તિથી ચાલશે એ બરોબર નથી" પૂનાની વર્ધા-શિક્ષણ પરિષદમાં આ૦ કૃપાલાનીજીએ આ વસ્તુને ટકોરીને એક બહુ સાચી વાત કહી હતી કે, કેળવણીનું પણ આપણે ત્યાં એક ખાતું જ કરી નાંખ્યું છે. બાકી, એક મામૂલી શિક્ષક અને એક મોટો અધ્યાપક કે આચાર્ય સૌ પ્રતિષ્ઠામાં તો સરખા છે, કેમ કે સૌ એક જ પવિત્ર કાર્યને સરખા પ્રેમભાવથી વરેલા છે. એટલે, સરકાર પ્રત્યે 'किं-कर-वृत्ति' ન રાખતાં તેઓ યોજના પરત્વે સાફ વિરોધ કે ઉત્સાહપૂર્ણ સહમતી ધરાવે એ જ ઉભયતઃ શ્રેયસ્કર છે. હવે સરકાર બદલાઈ માટે બીજો રંગ થવો એ શિક્ષકને શોભતું નથી.

રાષ્ટ્રીય કેળવણીનું કામ દારૂનિષેધ જેટલું જ જૂનું છે. ગોખલે, ટિળક, સુરેંદ્રનાથ બેનરજી, લાલાજી, વગેરે આપણા સદ્‌ગત રાષ્ટ્રનાયકોએ પણ તેમના જમાનામાં રાષ્ટ્રીય કેળવણીનો વિચાર

કર્યો છે. તે જ પરંપરામાંથી આજની આપણી યોજનાઓ જન્મી છે. વર્ધા-યોજના ભલે ગાંધીજીએ સુઝાડી; પરંતુ તે સરકાર માટે જ વિચારાઈ હતી એ યાદ રાખવું જોઈએ. અને સરકારે તેને સ્વીકારી છે, એટલે હવે તે પ્રાંતોની સરકારોની બની છે. સરકારી અમલદારોએ અને કેળવણીખાતાંએ એને યશસ્વી અને સફળ કરવાની જવાબદારી ખુશીથી વહોરી છે. એમાં રાજકારણની ટૂંકી નજર નથી રખાઈ; પરંતુ યોજનાને ભવિષ્યનું હિંદ ઘડનારી તાકાત માનીને અપનાવવાનો પ્રામાણિક પ્રયત્ન એમાં હતો. એ કાંઈ ગાજરની પિપૂડી નથી કે ન વાગે તો ચાવી ખવાય. એટલે હવે તો પ્રશ્ન ઊલટો પુછાય કે, 'પ્રધાનો ગયા, હવે અમલદારોની શાહી શરૂ થઈ છે; તમે વર્ધા-યોજનાનું શું કરો છો?'

## શિક્ષણની 'ઉદ્યોગપદ્ધતિ'

'વર્ધા-યોજનાની નવીનતા એમાં રહેલી છે કે કેળવણી કોઈ ગ્રામઉદ્યોગ મારફતે આપવાની છે. એ હેતુ ચાલુ ભણતરમાં એકાદ ગ્રામઉદ્યોગ ઉમેરવાથી સધાવાનો નથી.' કારણ, શિક્ષણનું વાહન જ ઉદ્યોગ અહીં કલ્પ્યું છે. પરંતુ એ શિક્ષણમાં ઉદ્યોગ હોવાનો જ એ તો નક્કી જ. એટલે આ નવી શિક્ષણ-પદ્ધતિને આપણે 'ઉદ્યોગ-પદ્ધતિ' નામ આપવું જોઈએ.

એ પદ્ધતિને કાર્યમાં ઉતારવા માટે સમજાવતાં અને વિચારતાં ઝાકીર હુસેન કમિટીએ એની વ્યાખ્યા કરી અને તેમાં એણે એ પદ્ધતિનાં બે લક્ષણો બતાવ્યાં: 'કોરિલેશન' અને 'કોઓર્ડિનેશન'. ભણાવવાના વિષયો પરસ્પર સંબંધથી ખીલવવા જોઈએ. એ કરવાને માટે તે તે વિષયોનો ઉદ્યોગની સાથે જે અનુસંધાન કે અનુબંધ રહેલો છે તેનો ઉપયોગ કરવો. શિક્ષણશાસ્ત્રમાં આમ અનુબંધ જોયા વગર, ગમે તેમ છૂટક રીતે જે જ્ઞાન અપાય તો, ગીતાકારે કહી જ દીધું છે કે, તે જડ — તામસ પદ્ધતિ કહેવાય. 'કોરિલેશન' માટે આપણે 'અનુબંધ' અથવા 'અનુસંધાન' શબ્દ વાપરીએ તો તે બરોબર છે.

પરંતુ, ઉદ્યોગ-પદ્ધતિથી જીવનનું શિક્ષણ આપવાનું છે; તે જીવંત પદ્ધતિ હોય; જીવનની માફક એક વ્યવસ્થિત સમવાય તે હોય. શિક્ષણના અનેક વિષયોનો અનુબંધ પારખીને ખીલવવાની સાથે એમની એક-વ્યવસ્થિતિ સાધવી જોઈએ, કેમ કે શિક્ષણ જીવનના ઘડતર સારુ છે, નાગરિક ધર્મના આદર્શ માટે છે. આ પ્રકારનો હેતુ જોતાં, અનેક વિષયોનું અનુબદ્ધ શિક્ષણ એક સમન્વય — સમવાય બને છે. તેથી જ 'કોઓર્ડિનેશન'ને — સમવાય કે વ્યવસ્થિતિને ગાંધીજીની ઉદ્યોગ-પદ્ધતિનું બીજું અંગ ગણવું જોઈએ.

'સમવાય' અને 'અનુબંધ' આ નવી શિક્ષણ-પદ્ધતિનાં લક્ષણો છે. તે અન્ય પદ્ધતિઓમાં પણ હોઈ શકે છે; એટલે નવી પદ્ધતિનું નામ તેમાંના એકેના પરથી પાડવા કરતાં, પદ્ધતિના અનિવાર્ય ને વાહનરૂપ અંગ ઉદ્યોગ પરથી, શિક્ષણની ઉદ્યોગ-પદ્ધતિ, એવું પાડવું એ જ યોગ્ય અને વધારેમાં વધારે સૂચક અને સાચું છે. પુસ્તકો દ્વારા કામ કરતી 'પુસ્તકપદ્ધતિ', ભાષણ અને નોંધો લખાવીને કામ કરતી કૉલેજના અધ્યાપકોની 'ભાષણ કે લખાણ (અને પછીથી ગોખણ?) પદ્ધતિ'; તેમ જ ઉદ્યોગ દ્વારા કામ કરતી આ ઉદ્યોગ-પદ્ધતિ છે. વિદ્યાર્થીને કાંઈ જાણવા માટે પ્રત્યક્ષ જીવનમાં જઈને જોવા, નિહાળવા, તપાસવા, ચર્ચવા અને કરી જોવા પ્રેરે, તો આ ગાંધીજીની 'ઉદ્યોગ-પદ્ધતિ' સફળ થઈ ગણાય. આ પદ્ધતિએ કામ કરનાર શિક્ષણ-કલાકાર કોઈ વાર 'પ્રોજેક્ટ' પદ્ધતિથી, તો કોઈ વાર 'કેન્દ્ર'-પદ્ધતિથી, તો કોઈ વાર અનુબંધદૃષ્ટિએ તો કોઈ વાર સમવાય-માર્ગે પોતાનું કામ કરશે. એ બધી પદ્ધતિઓ એની કળાનું આયોજન છે. પણ તે જો ગાંધીજીની ઉદ્યોગ-પદ્ધતિએ કામ કરતો હશે તો તેના વાહનરૂપ ઉદ્યોગને તેનાથી નહિ છોડી શકાય. માટે તે ઉદ્યોગ-પદ્ધતિ યથાર્થનામા છે.

## પ્રજાકીય કેળવણી મંડળો

શ્રી. રમણલાલ સોનીએ લખેલી, મોડાસા કેળવણી મંડળની પ્રવૃત્તિનો પરિચય આપની પત્રિકા મળી છે, તેમાં આજના કેળવણીની પુનર્ઘટનાના કાળમાં નોંધ લેવા જેવી અનેક વાતો જોવા મળે છે. લગભગ નવ હજારની વસ્તીનું નાનું સરખું ગામ

સહકાર, લગની, અને ખંતથી કેટલું કામ કરી શકે એ આમાંથી ખાસ જોવા જેવું ગણાય. અને એવું કામ તો ગુજરાતમાં કેટલાંયે ગામોનાં નાનાં મોટાં પ્રજાકીય કેળવણી મંડળોએ કર્યું છે. ભાઈ સોનીની જેમ તેમણે પણ પોતાના કાર્યનો ઇતિહાસ ટૂંકામાં બહાર પાડવો જોઈએ.

પત્રિકા જણાવે છે કે:

"અંગ્રેજી રાજ્યના અમલ સાથે યુનિવર્સિટીઓની સ્થાપના થઈ અને રાજ્યાશ્રિત કેળવણીની શરૂઆત થઈ. . . . જીવનનિર્વાહ, વ્યવહાર અને જ્ઞાન માટે આ શિક્ષણની ઉપયોગિતા સ્વીકારાઈ અને ખાનગી તથા જાહેર સાહસોથી માધ્યમિક શિક્ષણ માટે ઠેર ઠેર શાળાઓ ઊઘડવા માંડી. ૧૮૫૯માં ત્યાં સુધરાઈની સ્થાપના થઈ ત્યાર પછી જાહેર હિતની નાની મોટી પ્રવૃત્તિઓમાં ગામના આગેવાનોનું ધ્યાન દોરાતું થયું હતું. અને ૧૮૯૬માં . . . ઊગતી પ્રજાને અંગ્રેજી શિક્ષણનો માર્ગ ચીંધવા અંગ્રેજી શાળા ઊઘડી."

૧૯૨૧માં અસહકારનો જમાનો આવ્યો ત્યારે ગુજરાતની અનેક સંસ્થાઓની જેમ, આ શાળા પણ સરકારથી સ્વતંત્ર થઈ, ગૂજરાત વિદ્યાપીઠ જોડે સંબંધ બાંધી પ્રજાશ્રિત બની હતી; અને અનેકની જેમ, ૧૯૨૫માં પાછી તે રાજ્યાશ્રય ખોળીને પોતાને જૂને સ્થાને ગોઠવાઈ ગઈ હતી. શાં કારણોથી આ બન્યું તેનો કાંઈ કે ઉલ્લેખ આજ આટલાં વર્ષો બાદ, પત્રિકામાં હોત તો એક કીમતી ઇતિહાસ જાણવા મળત.

આ ચાર વર્ષના પ્રજાશ્રયની અસર પત્રિકામાં આ પ્રમાણે વર્ણવી છે:

"સરકાર સાથે અસહકાર કરી રાષ્ટ્રીય સ્વરૂપ ધારણ કર્યું. વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રભાનની જાગૃતિ આણી, શિક્ષણમાં નવીન દૃષ્ટિ અને નવીન પ્રયોગો પ્રત્યે સહાનુભૂતિ આણી, હિંદી સંસ્કૃતિ અને હિંદી વિદ્યાકળા પ્રત્યે આદર જગવવામાં એણે મદદ કરી. પુસ્તકોનાં શિક્ષણ ઉપરાંત જીવન પર કાયમની છાપ મૂકી જાય તેવું શિક્ષણનું, સ્વાતંત્ર્યનું, અને ઉલ્લાસનું વાતાવરણ તેણે પેદા કર્યું. તેની એટલી બધી અસર થઈ કે આજે પણ શાળામાં એ બધું સ્વાભાવિક બની સચવાઈ રહ્યું છે."

ચાર વર્ષ જેટલા ગાળામાં જે શક્તિ તથા સ્ફુરણાએ આવડું ભારે પરિણામ આણી આપ્યું એને હવે જાગ્રત રૂપે સેવવાં જોઈએ. મેકોલેએ જે શિક્ષણ શરૂ કરી આપ્યું અને સરકારે જેને સતત સેવી સેવીને આજના રૂપે પહોંચાડ્યું, તે શિક્ષણને માટે હવે ફરવા કાળ આવી ગયો છે. મોડાસા કેળવણી મંડળનો આ હેવાલ વાંચતાં મનમાં એમ વિચાર આવે છે કે, જે પ્રેમ, ખંત તથા ધન ખર્ચીને મોડાસાના લોકે અભિમાન લેવા લાયક સંસ્થા ઘડી છે, તે બધું હવે નવા યુગની કેળવણી નિર્માણ કરવામાં ખર્ચે; ચાર પાંચ વર્ષમાં ચાખેલા રાષ્ટ્રીયત્વના સ્વાદને, હવે અનુકૂળ સંજોગો મળતાં નિર્વિઘ્ને ફરી જમાવે, તો કેળવણીમાં પુનર્ઘટના કરવાના હવે પછીના યુગમાં આવી પ્રજાકીય સંસ્થાઓએ પોતાનો ભાગ ભજવવાની ફરજ અદા કરી ગણાય.

## એક ધ્યાનપાત્ર પ્રયોગ

મોડાસાના કેળવણી મંડળથી નિરાળી ભાત પાડે એવી એક બીજી સંસ્થાનો પણ હેવાલ આની સાથે અમને મળ્યો છે. એ બે હેવાલોને સાથે વાંચવાથી, જાણે બે નવા યુગનાં ચિત્ર જોતા હોઈએ એવું લાગે છે. સુરત જિલ્લાના વેડછી સ્વરાજાશ્રમનું નામ આજ ગુજરાતમાં ઘણાને જાણીતું હોવું જોઈએ. ગુજરાતના પીઢ સેવક શ્રી. જુગતરામભાઈ દવે આજકાલ કરતાં ૧૫ વર્ષથી ચાલતી એ સંસ્થાનું સંચાલન કરી રહ્યા છે.

તે સંસ્થાનો ઈ. સ. ૧૯૩૮નો હેવાલ હમણાં બહાર પડ્યો છે. હિંદમાં નવી કેળવણીમાં રસ લેનાર દરેકને સ્વરાજની આ શિક્ષણસંસ્થાના આખા હેવાલનો અભ્યાસ કરવા અમારી ખાસ ભલામણ છે. પછાત ગણાતી રાનીપરજમાં નવજીવન રેડવાનું એનું કાર્ય છે. વર્ધા-યોજનારૂપી નવી કેળવણીમાં જેઓ કામ કરી રહ્યા છે તેઓ પણ આ હેવાલ જરૂર વાંચે, કેમ કે તે વાંચતાં તેઓ જોશે કે, જુગતરામભાઈની આ શાળા એમના જ કાર્યનો એક ધ્યાનપાત્ર પ્રયોગ છે.

## વધારે ધ્યાનની જરૂર

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને ખાસ અને ગુજરાતનાં ગ્રામ-પુસ્તકાલયોને સામાન્ય રીતે દોરવાના

નેમથી ચાલતા ‘પુસ્તકાલય’ માસિકના છેલ્લા અંકમાં પુસ્તકોની બે યાદીઓ આપવામાં આવી છે. એક યાદીમાં ‘શિષ્ટ વાચનમાં ઉપયોગી નીવડે તેવાં’ કરીને આપેલાં પુસ્તકો છે. અને તેને માટે આવા આગ્રહની નોંધ લખી છે કે, ‘એક પણ વ્યક્તિ એવી હોવી ન જોઈએ જે આ યાદીમાં આપેલાં પુસ્તકો વાંચ્યા વિના રહી ગયાં હોય.’ યાદી જોતાં, તેની પસંદગી પરત્વે આવી આગ્રહપાત્રતા અસ્થાને લાગે છે. એ યાદીમાં શ્રી. નાનાભાઈ ભટ્ટનું એકે પુસ્તક નથી એ કેવી બેહદી દુર્લક્ષતા! બીજી અનેક દૃષ્ટિઓથી જોતાં પણ, આ યાદી, ઉપર બતાવેલા આગ્રહને પાત્ર તો નથી જ. આવી સિફારશની સાથે અપાતી યાદીમાં વધારે ધ્યાન અને જવાબદારી હોવાં જોઈએ. માનું છું કે, યાદી આપનારે તેના એકેએક પુસ્તકને ઝીણવટથી જોયું તો હશે જ.

બીજી યાદી ૧૯૩૮–’૩૯માં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની આપી છે. તેમાં પણ ધ્યાનની ઊણપ જોઈ. ૧૯૨૭માં પ્રસિદ્ધ થયેલું પુસ્તક પણ એમાં જોયું! અને જો વાર્ષિક યાદી આપવી હોય તો ૧૯૩૮–’૩૯ કરતાં વધારે ચોક્સ નિર્દેશ કરવો ઘટે. દુઃખદ બીના તો એમાં એ જોઈ કે, યાદીમાં વિભાગો આપ્યા છે તેમાં ‘જીવનચરિત’માં ‘જેકિલ અને હાઈડ’ તથા ‘આવતી કાલનો પુરુષ’ જોયાં! ‘આંધળાનું ગાડું’’ બે વાર અપાયું છે! ક્યાંક એક બે જગાએ ખોટા કર્તા લખાયા છે. પુસ્તક અને પુસ્તકાલયને અંગેનું કામ પોતાનું ખાસ કરવા ચાહનારે આના કરતાં વધારે ધ્યાન આપવું ઘટે.

## ‘અર્થ’ જોઈએ

શેઠ લા૦ દ૦ કૉલેજના મકાનનું ઉદ્‌ઘાટન શ્રી. બાળાસાહેબ ખેરને શુભહસ્તે તા. ૧૮-૧૧-’૩૯ના રોજ થયું. શ્રી બાળાસાહેબ જેવા વિદ્યાપ્રેમી અને ધર્મભીરુ પુરુષને હસ્તે આ કાર્ય કરાવવા માટે કૉલેજના સંચાલકો સ્તુતિને પાત્ર છે.

આ પ્રસંગે પ્રારંભમાં જે વ્યાખ્યાનો થયાં તેમાં એક ને મુખ્ય સૂર એ હતો કે, અમે અહીં અમદાવાદમાં યુનિવર્સિટી—વિદ્યાપીઠ સ્થાપવાનાં સ્વપ્નો સેવીએ છીએ; અત્યાર સુધીમાં આ કર્યું, ને કર્યું, અમુક હાથવેંત છે, તમૂકની તૈયારી થઈ ચૂકી છે; આ બધા માટે અમને ‘અર્થ’ જોઈએ; તો યુનિવર્સિટી કરતાં વાર નથી.

અમદાવાદ પાસે ‘અર્થ’ છે એટલે કદાચ એ મળી શકે, જોકે એની પણ મુશ્કેલી જ છે. છતાં શ્રી. ખેરસાહેબે એમને અને અમદાવાદીઓને અને તે મારફત આખા ગુજરાતને ઠીક સંભળાવી દીધું કે, ‘અર્થ’ વગર યુનિવર્સિટી ન થઈ શકે, પરંતુ તે અર્થ એટલે વિદ્યાનો વ્યાસંગ, જીવનમાં આદર્શનિષ્ઠા અને તેની સિદ્ધિની તમન્ના, જ્ઞાનની બ્રાહ્મણોચિત ઉપાસના, એને વરેલા લોકનો ભેખ. એ અર્થ ઉત્પન્ન કરવા તપ જોઈએ, સ્વભાષાને માટે પ્રેમ જોઈએ, અધ્યાપકોમાં ગરીબાઈ ને નમ્રતા દ્વારા વિદ્યાતેજ જોઈએ. આ ‘અર્થ’ વગર પણ યુનિવર્સિટી નહિ થઈ શકે.

તેના વગર જુદી યુનિવર્સિટી જોઈએ પણ શું કામ? જો આપણે જૂને ચીલે ચાલીને ભાત ભાતની કૉલેજો કાઢવી હોય, તેમને ટોળે કરીને નામ પાડવું હોય કે આ ‘ગુજરાત યુનિવર્સિટી’ છે, તો નવું નાનું અને પરિણામે અવશ્ય નબળું ટોળું શું કામ કરવું? મુંબઈએ પોતા આસપાસ કરેલું ટોળું જ શું ખોટું છે? નવા કુલનાયક, નવા કુલપતિ, નવા પંડિત મહામહોપાધ્યાયો વગેરે ખરચાળ સામગ્રીમાં શું કામ પડવું? હા, એ બધામાં થોડો અહંભાવ પોષાય, કેટલુંક નબળુંસબળું નવું દેખાડવાનું કામ પણ થાય; પણ વસ્તુતાએ એ શા અર્થનું? કોઈ નવી ચીજના ઊગમ પાછળ નવી ભાવના જોઈએ, નવું દર્શન જોઈએ, તપપૂર્વક નવી સાધના જોઈએ; તો પછી જે ‘અર્થ’—ધન મળે તે ખરેખરા અર્થમાં આવે. પણ મૂળ જો અર્થ ન હોય તો પેલો ‘અર્થ’ કયા અર્થમાં આવશે?

પ્રાદેશિક વિદ્યાપીઠોની વાત, આજકાલ, પેલી પ્રાંતો જુદા પાડવા જેવી ને તેની સાથે સાથે થવા લાગી છે. પરંતુ પ્રાંતો જુદા પાડવા તો કાંઈક સહેલા છે, તેમાં કાંઈક અર્થ છે. મુખ્યત્વે ‘અર્થ’નો પ્રશ્ન તેમાં આડે છે. પરંતુ જૂને ચીલે ચાલીને

પ્રાંતવાર વિદ્યાપીઠો જુદી પાડવી ને તો સાવ નિરર્થક અનર્થ છે, એમ આપણે વેળાસર જોઈ લેવું જોઈએ. પૈસા પહેલાં આપણે એ નક્કી કરી લેવું જોઈએ કે, કઈ જાતની નવી વિદ્યાપીઠ આપણે જોઈએ છે. શ્રી. ખેરે એક વસ્તુ તો કહી જ કે, નવી વિદ્યાપીઠ સાંગોપાંગ પ્રાંતની સ્વભાષા મારફત શીખવે; સ્વભાષા પર ભાર મૂકવામાં કદી અતિશયતા થવાનો ભય નથી. આ એક કલમ પણ આપણી આ કૉલેજ અમલમાં મૂકી દેખાડશે? એના અધ્યાપકો યુવાન છે, ઉત્સાહી છે, એમ એમના આગેવાને કહ્યું. તેમણે આવો ઉત્સાહ ધરાવ્યો છે? તો તો શ્રી. ખેર પાસે તેઓ અંગ્રેજીમાં બોલે એવી માગણી થઈ એ ભયંકર લેખાયું હોત; શ્રી. ખેરને અંગ્રેજીમાં બોલવાની લાચારી ન વેઠવી પડત. એ પ્રકારની અરથાને માગણીને શ્રી. ખેર ઇનકારી શકતા હતા; પણ એ વળી બીજી વાત થઈ.

અહીં તો એટલું જ કહેવાની મારી મતલબ છે કે, ગુજરાતની ગુજરાતી વિદ્યાપીઠ રચવાનાં સ્વપ્નો સેવવા યોગ્ય છે એની ના નહિ; પણ તે અમદાવાદી 'અર્થ' માગીને નહિ; તે તેને કાળે મળશે, — શું કામ ન મળે? પણ વિદ્યાપીઠનો ખરો અર્થ પહેલો માગીએ, પહેલો રચીએ, પહેલી તેની તાકાત બતાવીએ અને તે ન હોય તો નમ્રતાથી આપણે કૉલેજો કાઢવી, તેને જૂની ઢબે છતાં સારી રીતે અને નમ્રતાથી અને નિરભિમાન બનીને ચલાવવી, અને મુંબઈના ટોળામાં સંતોષપૂર્વક રહેવું; કેમ કે તેમાંથી નીકળી જવાને માટે આપણને કશો અર્થ કે પ્રયોજન નથી જણાયાં. જેવું બીજ રોપીએ તેવું ઝાડ થાય: જે સ્વપ્નો સેવાય છે તે કયા બીજનાં ઝાડ જેવા, એ પ્રથમ અર્થનો વિચાર છે.

મ.

## આપણી ભાષા

હમણાં મારે અમદાવાદની એક શાળાના વાર્ષિક ઉત્સવમાં જવાનું થયું હતું. ત્યાં શાળાના સંચાલકો તરફથી જે છાપેલું નિવેદન વંચાયું હતું તેની ભાષાએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું. એ નિવેદન ગુજરાતી ભાષામાં લખાયેલું હતું. ખૂબ છટાથી એ વંચાયું હતું. પણ એ નિવેદનમાં અને એ ઉત્સવ દરમિયાન થયેલાં બીજાં નિવેદનો અને ભાષણોમાં વિના કારણે અંગ્રેજી શબ્દો એટલા બધા આવતા હતા કે ભાષાની ખીચડી થઈ જતી હતી. અહીં એ બે પાનાંના નિવેદનમાંથી થોડા વાક્યખંડો ઉતારું છું.

"મુંબઈની કેટલીક શાળાનાં આવાં Socials એ એક શિષ્ટ સમાજનો. . . . હવે તો Mixed Dramas કેળવણીની સંસ્થામાં પ્રચારમાં . . . પણ હવે તો Trained Teachers પણ અમારે ત્યાં . . . લગભગ અડધો સ્ટાફ Trained થઈ જશે . . . કેળવણીકારોનો મત તો એવો જ છે કે Coeducational Institutions માં ભણેલી છોકરીઓ . . . અમારી પદ્ધતિથી જ્યારે Cent per cent. નો આંક પહોંચીશું . . . શાળામાં Debates ની પ્રગતિ જોવી હોય તો બુધવારે છેલ્લા બે 'પીરિયડ' . . . બધા જ વિષયો ઉપર બાળકો Well-infromed રહે માટે અમે . . . હવેના બાળકને કૂપમંડૂક કે Bookish થવે પાલવે એમ નથી. . . . અત્યારની બાળક તરફના વર્તનની જુદી જુદી Theories અને . . . આ વર્ષથી અમે Uniform dress અને Games fee દાખલ કરી છે."

શિક્ષકોની બોલચાલની અને લખાણની ભાષાને બાળકો આદર્શ તરીકે સ્વીકારે છે, એટલે ભાષાશુદ્ધિની બાબતમાં શિક્ષક જાતે જેટલા જાગૃત રહે તેટલી જ સફળતા મળવાની છે. ભાષાશુદ્ધિ વિષેની ચીવટ કેવળ નોંધવહીઓ તપાસવામાં પુરાઈ રહે અને આખો દિવસ, ઉપર ઉતારી છે એવી ખીચડિયા ભાષા જ બાળકો સાંભળતાં રહે તો તેમની ભાષા સુધરવાની આશા બહુ ઓછી રહે છે. કોઈ પણ સંસ્થાને પોતાનું વાર્ષિક નિવેદન — જેમાં પોતાની સિદ્ધિઓ અને આકાંક્ષાઓની 'રોલ્ધરે' (આ નવો શબ્દ આ નિવેદનમાં જ યોજાયો છે) જાહેરાત કરવામાં આવી હોય તે પણ — આવી ભાષામાં પ્રગટ કરતાં સંકોચ થવો જોઈએ.

ન૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૧

જાન્યુઆરી

અંક ૪

નવજીવન, અમદાવાદ

૧૯૪૦

શિક્ષણ અને સાહિત્ય

જાન્યુઆરી, ૧૯૪૦

વર્ષ ૧ અંક ૪

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક-નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઓર્ડર ક્રોસ ન કરવા વિનંતી છે.

### લવાજમના દર

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય, પો. બૉક્સ ૧૦૫
અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧ – અંક ૪] અમદાવાદ [જાન્યુઆરી, ૧૯૪૦

## શું સ્વાધીનતા માટે લડાઈ આવશ્યક છે?

હિંદી 'પ્રદીપ' માસિકના તંત્રીએ આ સવાલ પર મારો જવાબ માગ્યો છે. તે માગણીને માન આપી જવાબ આપું છું.

લડાઈનો અર્થ જો 'મારામારી અને કાપાકાપી' એવો સંકુચિત કરીએ, તો એમ કહેવાને હરકત નથી કે, લડાઈ સ્વાધીનતા માટે અનિવાર્ય જ નથી. પણ એક વિશાળ અર્થમાં એ સદાય આવશ્યક છે એમ કહી શકાય. એ વિશાળ અર્થ તે આ:

કોઈ પણ પ્રજાને પોતાની સ્વાધીનતા મેળવવા અને ટકાવી રાખવા માટે કેટલાક ખાસ ગુણોની જરૂરિયાત રહે છે. જ્યારે એ ગુણો પ્રજામાંથી ઓછા થાય ત્યારે તે પ્રજા મોડી કે વહેલી નિર્બળ બની જાય છે અને પોતાનું સ્વાતંત્ર્ય ટકાવવા નાલાયક બને છે. પરિણામે, લડાઈ દ્વારા કે બીજાં સાધનો દ્વારા તે પ્રજા પોતા કરતાં તે ગુણોમાં ચઢિયાતી પ્રજાની અધીનતામાં ચાલી જાય છે. તે ગુણો કયા તે બતાવું.

જે પ્રજાનો સાદાઈ અને સંયમ પરથી વિશ્વાસ ઊઠી જાય છે અને એશઆરામ તથા સ્વચ્છંદ પ્રત્યે વળે છે, તે પ્રજા સ્વાધીનતા મેળવી શકતી નથી, અને સ્વાધીન હોય તો પરાધીન થઈ જાય છે.

જે પ્રજા એવી સાહસભીરુ અને દેહરખુ બની જાય છે, કે જોખમથી સદાયે દૂર રહેવામાં જ સલામતી માને છે તેની પણ તે જ દશા થાય છે.

જે પ્રજાના મોટેરા આજ્ઞાપાલન અને આજ્ઞાભંગની મર્યાદાઓનું વિવેકજ્ઞાન ખોઈ બેસે છે, તેના પણ એ જ હાલ થાય છે.

જે પ્રજામાં વ્યક્તિસ્વાતંત્ર્યની અને અંગત અભિલાષો પોષવાની એવી વિચિત્ર ભાવના ફેલાય છે, કે સમાજહિત પ્રત્યે તેને બેદરકાર બનાવે છે, તે પ્રજા બુદ્ધિ, વિજ્ઞાન અને સાધનસંપન્ન હોય તોયે સ્વાધીન રહી શકતી નથી.

જે પ્રજા કેવળ ગણતરીબાજ જ રહે છે અને યોગ્ય પ્રસંગે કાણુંમાં કાણુ બલિદાનો અને સંપત્તિનો ત્યાગ કરતાં અચકાય છે તે પ્રજા પરતંત્ર જ રહેવાની.

સ્વતંત્ર કે પરતંત્ર કોઈ પણ પ્રજામાં અંદરના ઝઘડા અને બુદ્ધિભેદ સ્વાધીનતાને વિઘ્નરૂપ છે.

વિચાર કરીશું તો જણાશે કે, આ દોષો દૂર કરવા કે ગુણો પ્રાપ્ત કરવા માટે કોઈ ને કોઈ જાતની બાહ્ય કે અંતરની (માનસિક) લડત સદૈવ ચાલુ રહે છે. એ ખૂનખાર હોય કે અહિંસક, તે તેના બીજા સંસ્કારો અને ઉપાદાનો પર આધાર રાખે છે. સ્વાધીનતા મેળવવા એ ગુણો પ્રાપ્ત કર્યે જ છૂટકો છે. સ્વાધીન થયા બાદ જેમ તરવારને હમેશાં સજેલી રાખવી જોઈએ અને તેથી વારંવાર ઘસવી જોઈએ, તેમ આ ગુણોને સદૈવ તાજા રાખવાને ઘસારો વેઠ્યા કરવો જોઈએ. એ ઘસારાને લડતનું નામ આપીએ તો તેવી લડાઈ સ્વાધીનતા માટે આવશ્યક છે.

યોગ્ય પ્રમાણમાં એ ગુણો પ્રજામાં ઊતરે તો તે પ્રજા કાપાકાપી વિનાયે સમાજના સુખ માટે જેટલી સ્વાધીનતા આવશ્યક છે તેટલી મેળવી લે, એમ મારો વિશ્વાસ છે. એથી ઊલટું, એ ગુણો વિના કાપાકાપી કરીનેયે તેમ ન કરી શકે.

શ્રી. રિચર્ડ ગ્રેગ 'The Power of Non-violence'માં (પા. ૮૭)* કહે છે તેમ, જીતનો આધાર શત્રુનો કેટલો વિનાશ કરી શકાયો તે પર નથી, પણ તેને આપણા પ્રત્યે કેટલો આદર અને પોતામાં કેટલો અવિશ્વાસ ઉત્પન્ન કરી શકીએ છીએ તે પર છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

* (વૉન ડર ગોલ્ત્ઝ કહે છે કે, 'શત્રુની સેનાઓનો નાશ કરવા કરતાં તેમની હિંમત કેમ તોડી શકાય એ વધારે અગત્યની વસ્તુ છે. જો તમે શત્રુના મનમાં એવી ખાતરી કરાવી દો કે તેની બાજી હાથમાંથી ગઈ છે, તો પછી તમારી જીત નિઃસંશય માનો')

# खणखोदी प्रश्नो

પ્રશ્ન—મારા ખયાલથી દરેક કામમાં બુદ્ધિ અને શરીર બંને કામ કરે છે. પછી આપણે કયા કામને શારીરિક શ્રમ સમજીએ અને કયાને માનસિક?

ઉત્તર—આશ્રમધર્મ પરત્વે તમે આ સવાલ પૂછ્યો છે એમ માનું છું. કર્મમાત્ર શરીરથી થાય છે, તેને હેતુપુરઃસર અને કુશલતાથી કરવામાં બુદ્ધિની મદદ લેવાય છે. જે કામ કરવામાં શરીર-શ્રમ વધારે નથી, હાથપગ બહુ વાપરવા પડતા નથી, એક ઠેકાણે અને છાયામાં અનુકૂળતાએ બેસીને કરવાનું હોય છે, તેને માનસિક શ્રમ કહેવાનો રિવાજ પડ્યો છે.

જેનું આપણે મૂલ્ય આપી શકીએ તેવાં કામો તો શારીરિક જ હોય છે. એવાં કામો આપણે જવાબદારીથી, પ્રેમથી અને ધર્મબુદ્ધિથી કરીએ તોપણ તે કામ તો શારીરિક જ ગણાય. એવાં કામમાં હૃદયનું, પ્રેમનું અને ધર્મબુદ્ધિનું અસ્તિત્વ છે એટલા ખાતર આપણે વિશેષ મૂલ્ય માગીએ, એમાં હીનતા છે, અધર્મ છે, આત્મઘાત છે.

હું બેદરકારી કરી શકત, ચોરી કરી શકત; તે ન કરી એટલા માટે મને વિશેષ મહેનતાણું આપો એમ કહીએ, તો આપનારો આપે, પણ લેનારે વિચાર કરવો જોઈએ.

પ્રશ્ન—મન, બુદ્ધિ, ચિત્ત, મસ્તિષ્ક અને હૃદય, આ બધું શું છે, અને તેમના ધર્મો (functions) શા છે?

ઉત્તર—મસ્તિષ્ક તો માથાની ખોપરીમાં રહેલી મગજશક્તિને કહે છે. તેની મદદ વડે જ સૂક્ષ્મ અથવા વ્યક્ત સંવેદનાઓ પોતાનો વ્યાપાર કરે છે. તેમાં જે વિચારશક્તિ છે તેને ચિત્ત કહે છે. તેના જે વિશિષ્ટ તરંગને મન કહે છે. તરંગના બધા ગુણધર્મો મનમાં દેખાય છે. તે તરંગોના હેતુને સ્થિર કરનાર નિશ્ચયાત્મક વ્યાપાર તે બુદ્ધિ. આ બધી સ્થૂલ વ્યાખ્યાઓ જેમ સૂઝી તેમ લખી છે. મન અને બુદ્ધિ બે વસ્તુની જ વ્યાખ્યા કરવી પડે છે.

હૃદયની વ્યાખ્યા કરવી બહુ મુશ્કેલ છે. લોકો માને છે કે હૃદય એટલે લાગણીઓ. એ લાગણીઓનો સંબંધ આંતરડાં સાથે છે અથવા લોહીના ખજાનારૂપ કલેજા સાથે છે એમ મનાય છે, પણ તેવું સિદ્ધ નથી થયું. લાગણીઓ પણ શરીરવ્યાપી હોય છે, અને ચિત્તનો જ તે એક વ્યાપાર છે. ગમોઅણગમો, પ્રેમ, દ્વેષ અથવા ઉપેક્ષા એ હૃદયનો વ્યાપાર છે એમ કહેવાય છે.

હું તો માનું છું કે, આત્મૌપમ્ય અથવા આત્મૈક્યનો અનુભવ કરવાની દરેકમાં જે ભૂખ હોય છે તે જ હૃદય છે. તે ભૂખ હોવાથી ક્રિયારૂપિણી છે, પ્રવાહરૂપ છે. એક આત્માનું બીજા આત્મા પ્રત્યે જે આકર્ષણ (attraction or response) તે જ હૃદય છે. આ વ્યાખ્યા તદ્દન નવી છે. તેથી કદાચ તમે તે સ્વીકારી નહિ શકો. મને તેમાં જ સમાધાન છે. ઉપનિષત્કારોએ હૃદયની નિરુક્તિ આપી છે—હૃદિ અયમ્। સત્ય જાણવાનું સાધન બુદ્ધિ નહિ પણ હૃદય છે, એમ પણ તેઓ કહે છે. હૃદય એ જ આત્મા છે એમ પણ કહેવા સુધી તેઓ જાય છે.

જે વસ્તુ બુદ્ધિથી જાણી તેનો જ જ્યારે હૃદયથી સ્વીકાર થાય છે ત્યારે એ જ્ઞાનાનુભવને સાક્ષાત્કાર કહે છે. અંગ્રેજીમાં સાક્ષાત્કારને realization કહે છે. તે સુંદર શબ્દ છે. જે બુદ્ધિને સાચું લાગ્યું તેને હૃદય દ્વારા જીવનમાં સાચું (real) બનાવવાની ક્રિયાને realize કહે છે. હૃદયની જ એ શક્તિ છે.

काका कालेलकर

# રાષ્ટ્રોનું મિશન

પરમેશ્વરની દુનિયામાં દરેક રાષ્ટ્રને કંઈ ને કંઈ મહાન સવાલનો ઉકેલ લાવવાનું સોંપેલું હોય છે. કેટલાંકને કૃપણ કુદરત પાસેથી લડી લડીને પોતાનો ખોરાક અને બીજી જરૂરિયાતની વસ્તુઓ મેળવવાનું અને અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ માણસ જીવી શકે છે એટલું જ નહિ, પણ કઠિનાઈને લીધે માણસ સામર્થ્યવાન થાય છે, એ સિદ્ધ કરી બતાવવાનું કામ હોય છે. કેટલાંકને દેશને કેદખાનાનું રૂપ આપનાર અને ચોતરફ દિનરાત ઘૂઘવનાર મોજાંઓને જ પોતાનું વાહન બનાવી, પુરુષાર્થી માણસને માટે દુનિયાનો એકે દેશ દૂર નથી, એ સિદ્ધ કરવાનો આદેશ મળેલો હોય છે. કેટલાંકને કાયદાનું સામ્રાજ્ય સ્થાપન કરવાનું કામ મળેલું છે, તો કેટલાંકને ભિન્ન ભિન્ન જાતિવાળી, ભિન્ન ભિન્ન સંસ્કૃતિવાળી પ્રજામાં સામ્યવાદી ધર્મ દ્વારા એકતા લાવવાનું કામ કરી બતાવવું પડે છે. દરેક જાતિની પરીક્ષા, ઈશ્વરે તે જાતિ આગળ મૂકેલા સવાલનો જવાબ તે કેવી રીતે આપે છે, એના ઉપર થાય છે. બીજી બાબતોની ઉપેક્ષા થાય તો ચાલે, પણ પોતાનો જે ખાસ સવાલ હોય તેનો ઉકેલ આખી રાષ્ટ્રીય શક્તિ અને બુદ્ધિસર્વસ્વ ખર્ચીને લાવવામાં આવે તો જ તે રાષ્ટ્ર, તે પ્રજા ટકી શકે છે અને પ્રતિષ્ઠા પામી શકે છે. એમ ન હોય તો વિનાશ અથવા અપ્રતિષ્ઠા એ સજા સરજેલી છે.

હિંદુસ્તાન આગળ આવો જાતીય સવાલ કયો છે? આ જગજૂના રાષ્ટ્ર આગળ સામાન્ય સવાલ નથી. હિંદુસ્તાનની આગળ જાતીય સવાલ જાતિનો જ છે. દુનિયામાં જેટલી સંસ્કૃતિઓ છે તે બધીનો સમન્વય કરવો, બધી જાતિઓ સુખેથી અને પ્રેમથી હળી મળીને રહી શકે એવો રસ્તો, એવી સમાજ-વ્યવસ્થા, એવું અદ્રોહી જીવન કેળવવું, એ હિંદુસ્તાનનું કામ છે. જે જાતિઓએ પોતાના સવાલ પ્રત્યે દુર્લક્ષ કર્યું તે દુનિયામાંથી નેસ્તનાબૂદ થઈ છે, એ ઇતિહાસ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. હિંદુસ્તાન હજી જીવે છે એ ઉપરથી જ અનુમાન થાય છે કે, અત્યાર સુધી હિંદુસ્તાને પોતાની કસોટીમાં થોડાઘણો યશ મેળવ્યો છે. પણ હિંદુસ્તાન આજે પ્રતિષ્ઠિત નથી, તેથી એમ કહેવું પડે છે કે, જાતિના પ્રશ્નનો ઉકેલ હિંદુસ્તાને આજના જમાનાને અનુસરીને અને દુનિયાની હાલની સ્થિતિને લાગુ પડે એવી રીતે હજી કરી બતાવવાનો છે.

જાતિનો સવાલ બધા દેશોમાં મહત્ત્વનો છે જ. યુરોપે આ સવાલનો ઉકેલ, ઝાઝો વિચાર કર્યા વગર, ચોખ્ખો ને ચટ લાવી મૂકેલો છે. યુરોપની પ્રજાઓ અંદર અંદર ગમે તેટલી લડે, તોપણ બહારની પ્રજાઓ યુરોપમાં બિલકુલ ન આવે એમાં બધીનો એકમત છે. તુર્કસ્તાનનો એક પગ યુરોપમાં છે — હતો, તે આખા યુરોપને કેટલો સાલતો, 'યુરોપના આ માંદા માણસ'ને મારી નાખવા કેટલીયે યુરોપીય પ્રજાઓ એક થઈ હતી. યુરોપ બહાર આ યુરોપિયન લોકોની નીતિ અત્યંત આસુરી છે. જર્મન તત્ત્વજ્ઞ નિટ્શે જે Superman અથવા પુરુષવ્યાઘ્ર કે વ્યાઘ્રપુરુષની કલ્પના કરે છે, તે જ જાતિ આપણે છીએ અને તેથી આપણને જ દુનિયાનો ઉપભોગ કરવાનો હક છે, એવો અહંકાર યુરોપની પ્રમુખ પ્રજાઓને વળગ્યો છે. અમેરિકામાં શ્વેતવર્ણનું અભિમાન છે, પણ યુરોપ જેટલું તીવ્ર દેશાભિમાન નથી. અમેરિકા-ખંડની વિશાળતા અને ત્યાંનો રાષ્ટ્રસંકર દેશાભિમાનનો વિઘાતક છે. જાતિના સવાલનો ઉકેલ લાવવાનો અમેરિકાનો પ્રકાર આવો છે: તમે ગમે તેટલા અમારે ત્યાં વસવા આવો, પણ તમારે અમારો સામાજિક આદર્શ સ્વીકારવો પડશે. રહેણીકરણીમાં, સંપત્તિના વિનિયોગમાં અમારા જેવા થાઓ તો જ અમારે ત્યાં આવો: આ જવાબ થયો ગોરી પ્રજાને. જાતિ વિષેનો બીજો સવાલ છે હબસી લોકોનો. આ ગૂંચવણ અમેરિકાએ પોતાની મેળે વહોરી લીધી છે. હિંદુસ્તાન ઉપરનું અંગ્રેજોનું રાજ્ય બાદ કરીએ તો હબસીની ગુલામગીરી જેટલો મહાન સામાજિક અન્યાય અને જાતીય પાપ બીજે ક્યાંય ન મળે. હબસીને દાસ્યમુક્ત કરેલા છે, પણ હજી અમેરિકામાં તેમને અંત્યજની પેઠે લેખવામાં આવે છે. અમેરિકાએ હબસીને લગભગ સમાજબહિષ્કૃત રાખીને ઈશ્વરનું ભારે અપમાન કર્યું છે, અને પોતાના વિનાશનું બીજ વાવ્યું છે.

ઇસ્લામે જાતિનો સવાલ બીજી જ રીતે હાથ ધર્યો છે, અને યુરોપ કરતાં વધારે ધાર્મિકતા એમાં રહેલી છે. એક વાર મુસલમાન થાઓ, પછી તમને સમાનતાના બધા હક મળે છે; પણ અત્યાર સુધી તો ઇસ્લામે બિનઇસ્લામી લોકોને માટે ઝાઝો ખ્યાલ કર્યો નથી. ઇસ્લામ એ એક જ ધર્મ સાચો છે, એ જ્યાં સુધી તેમનો ખ્યાલ રહ્યો ત્યાં સુધી દુનિયાને તેઓ શાંતિ આપી શકયા ન હતા.

હિંદુ જાતિનો ઉકેલ એથી ભિન્ન છે. શાંતિથી રહેવા માટે તમારે તમારું કશું છોડવું ન પડે, તમારી રહેણી તમને મુબારક હો, તમારી ધાર્મિક માન્યતા તમે ભલે જાળવી રાખો, તમારા સામાજિક રીતરિવાજો ગમે તેવા હોય, તમારો વર્ણ કયો છે એની અમને પરવા નથી. ફક્ત કોઈએ બીજા ઉપર હુમલો ન કરવો, પોતપોતાને સ્થાને સંતુષ્ટ રહેવું.

सर्वे भद्राणि पश्यन्तु।
मा कश्चिद्दुःखभाग्भवेत्।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति।—

તેટલી ઉદારતા તમારામાં હોય તો બસ છે. આ પણ શરત નથી. આ જો તમારે ગળે ન ઊતરે તોયે તમને સ્વાગત છે. અમે અમારી સહનશીલતાથી અહિંસા અને અદ્રોહનો પાઠ તમને ભણાવીશું. આ છે હિંદુસ્તાનનો માર્ગ.

આ માર્ગ પર જો આખા રાષ્ટ્રની શ્રદ્ધા બેસશે તો આપણી હયાતીમાં જ હિંદુસ્તાનની ભારેમાં ભારે કસોટી થવાની છે. અને હિંદુસ્તાન કાં તો મટી જશે અથવા દુનિયાને દોરવાનું મહદ્‌ભાગ્ય હિંદુસ્તાનને ભાગે આવશે.

काका कालेलकर

# અનુબંધ

આ, અંગ્રેજી 'Correlation' માટે, આ૦ કાકા સાહેબ કાલેલકરે મુદ્રિત કરેલો શબ્દ છે. વર્ધા યોજનામાં જ્ઞાન અને અનુભવના અનન્ત વિષયોનો સંબંધ એક બીજાની સાથે જોડીને શિક્ષણ આપવાનું સૂચવવામાં આવ્યું છે. તેને કેટલાક સમન્વય કહે છે. જુદા જુદા વિષયોનો માત્ર ઢગલો કરવાનો નથી; એ વિષયોના માત્ર છેડા એક બીજા જોડે વળગાડી દેવાનાયે નથી; દરેકનો સંબંધ દરેકની સાથે, એકાદ જાળની દોરીઓના જેવો, નહિ—એકાદ કપડાના તાણાવાણા જેવો, નહિ—પ્રાણીના દેહમાં વ્યાપી રહેલા જીવ જેવો. એવો સંબંધ દર્શાવવા કાકા સાહેબનો અનુબંધ શબ્દ ઘણો જ સમર્પક લાગે છે.

વર્ધા યોજનાની ચર્ચામાં વધારેમાં વધારે વાત કોઈ બાબતની થતી હોય અને છતાં ઓછામાં ઓછી સ્પષ્ટતા કોઈ બાબતની રહેતી હોય, તો તે આ અનુબંધ છે.

પૂજ્ય ગાંધીજીએ પોતાની મૂળ કલ્પના નીચેના શબ્દોમાં વર્ધાપરિષદમાં વ્યક્ત કરી હતી:

"હું જે વસ્તુ પર ખાસ ભાર મૂકું છું તે ઉદ્યોગ નથી, પણ ઉદ્યોગ દ્વારા કેળવણી છે. અક્ષરજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન વગેરે બધાનું જ્ઞાન ઉદ્યોગશિક્ષણ વાટે અપાવું જોઈએ."

"આનો ઇલાજ એ છે કે, કોઈ પણ હાથઉદ્યોગની આખી કળા ને તેનું આખું શાસ્ત્ર વ્યવહારુ શિક્ષણ દ્વારા શીખવવાં, અને એ ઉદ્યોગ વાટે કેળવણી આપવી. દાખલા તરીકે, તકલી ઉપર કાંતતાં શીખવવું હોય તો તેને અંગે રૂના અનેક પ્રકારો, હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોની જમીનના ભિન્ન ભિન્ન પ્રકારો, આ ઉદ્યોગના નાશનો ઇતિહાસ, એનાં રાજકીય કારણો (જેમાં હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઇતિહાસ આવે), ગણિત વગેરેનું જ્ઞાન આપવું આવશ્યક થઈ પડે."

પણ આ તો સાત કે દશ વર્ષના વિસ્તારમાં પથરાયેલ અભ્યાસક્રમનું અતિ સંક્ષિપ્ત વર્ણન થયું. રોજ રોજનું કામ વિચારનાર શિક્ષકને એટલાથી સંતોષ ન થઈ શકે. કરાંચીથી કલકત્તા અને કાશ્મીરથી રામેશ્વર એટલા વર્ણનથી હિંદુસ્તાનના અભ્યાસીને સંતોષ ન થાય. એ સ્થળોની વચ્ચે અનેક પ્રકારની વિવિધતાથી ભરેલા દેશો પડેલા છે. તેમ ઉપરના ટૂંકા વર્ણનની વચ્ચે અનેકરંગી વિષયો પડેલા છે.

વેડછી આશ્રમનો અધ્યાપન વર્ગ ચલાવતાં આ સંબંધી વિગતોમાં ઊતરવાનો અમે કંઈક પ્રયત્ન કર્યો છે, તેનો સાર અહીં મૂકવા ઇચ્છું છું.

૧. ઉદ્યોગો અને બીજી આવશ્યક અને જીવનને ઘડતામાં મદદરૂપ પ્રવૃત્તિઓ, એ જ્ઞાનનું મુખ્ય સાધન છે.

૨. ઈશ્વરની રચેલી કુદરત અને મનુષ્યનો રચેલો સમાજ, એ પણ જ્ઞાનનું બીજું અગત્યનું સાધન છે.

૩. આ બેનું અનુશીલન જ્ઞાનપૂર્વક અને ગુરુની દોરવણી નીચે જો થાય, તો વિદ્યાર્થીની ઉત્તમ કેળવણી થયા વિના ન જ રહે.

૪. જૂની પદ્ધતિની શાળાઓમાં શીખવવામાં આવે છે તેટલું વિદ્યાર્થીને આવડે તેમાં તો નવાઈ જ નહિ, પણ તેનાથી તો ઘણું વધારે આવડે.

૫. આજની શાળાઓમાં વધારેમાં વધારે ભાર ભાષા અને ગણિત ઉપર મૂકવામાં આવે છે. છતાં બેમાંથી એકેનો ઉપયોગ પણ સારી રીતે કરવાની શક્તિ થોડા જ વિદ્યાર્થીઓમાં આવે છે.

૬. ઉદ્યોગ આદિ પ્રવૃત્તિઓ, કુદરત અને સમાજ એ એવાં સાધનો છે કે આંખો મીંચીને વિદ્યાર્થી તેનું સેવન કરે તોપણ જ્ઞાન તેમાંથી ઊગે. છોડ ઉપર કંઈ ફૂલને બહારથી ચોટાડવું પડતું નથી કે રંગવું પણ પડતું નથી.

૭. છતાં શિક્ષકે તો યોજનાસર અનુબંધો વિચારવા જ ઘટે.

૮. તેણે ઉદ્યોગો અને જ્ઞાનનાં બીજાં સાધનોમાંથી ક્યા વિષયો પર વિદ્યાર્થીઓને શિક્ષણ આપવું છે તે પ્રથમ નક્કી કરી લેવું.

ધારો કે, તેને 'તકલી'નો વિષય લેવો છે, અથવા વધારે પેટા વિભાગ પાડીને 'સૂતર' અથવા 'કપાસ' અથવા 'ગતિચક્ર' અથવા 'કાંતણયજ્ઞ' એમાંનો એકાદ વિષય પસંદ કરવો છે. અથવા ધારો કે, તેને કુદરતમાંથી 'અગ્નિ' કે 'વરસાદ'નો અભ્યાસ કરાવવો છે. અથવા સમાજમાંથી 'મહેમાન' કે 'ગાય' કે 'લડાઈ' જેવા એકાદ વિષયનો અભ્યાસ વિદ્યાર્થીને કરાવવો છે.

૯. આ પસંદ કરેલા વિષયનો અનુબંધ તેણે શોધી કાઢવાનો રહેશે. અનુબંધની દરેક શાખાઓ અને દરેક શાખાની તેટલી જ ઉપશાખાઓ તરત તેની આંખ સામે તરવા લાગશે. આ પ્રમાણે પસંદ કરેલા વિષય ઉપર ૧૦૦ દિશામાંથી રોશની ફેંકાશે. અથવા બીજી રીતે કહીએ તો ૧૦૦ પ્રકારના પ્રશ્નો એ વિષય સંબંધમાં ઊઠશે અને જવાબો માગશે એ જવાબ દેતાં તે વિષયનો સર્વાંગસંપૂર્ણ અભ્યાસ થશે.

૧૦. અનુબંધની શાખાઓ અને ઉપશાખાઓ નીચે આપવામાં આવે છે આટલી શાખાઓ અને ઉપશાખાઓમાં અનુબંધરૂપી વૃક્ષ સમાપ્ત થાય છે એમ સૂચવવાનો ભાવ નથી. જીવન અને જ્ઞાન અનન્ત છે, અને તેથી જ અનુબન્ધની શાખાઓ પણ અનન્ત જ હોય. વળી, જે ક્રમ કે જે નામો આ શાખાઓનાં અહીં મૂક્યાં છે તે જ છેલ્લાં અને સૌથી સમર્પક છે એમ પણ કહેવાનો આશય નથી. બીજાં નામો અને ક્રમો સૂચવવાનો પૂરો અવકાશ છે. દરેક વિચારી શિક્ષક પોતાને અનુકૂળ બાજુએ ત્યાં ઊભો રહી તે તે વિષય નિહાળવાને સ્વતંત્ર છે.

૧૧. અનુબન્ધની શાખા-ઉપશાખા આપું તે સાથે જ એક અગત્યની ચેતવણી આપી દઉં. આ બધા એક બીજાથી સ્વતંત્ર વિષયો નથી, અને તેથી દરેકનો જુદો સમય અને દરેકનો જુદો શિક્ષક અને દરેકનાં જુદાં પાઠ્યપુસ્તકો — એવી જૂની ઘરેડમાં રખે કોઈ ચઢી જાય. આ તો એક અનુબન્ધની શાખાઓ છે, એક જીવતા દેહનાં અંગો છે. મોઢું ખાય છે અને આખું શરીર તૃપ્ત થાય છે; આંખ જુએ છે અને આખું શરીર આનંદિત થાય છે. કાર્યકુશળતા સધાય છે અને સાથે ભાષા પણ ખીલે છે, ભાષા ભણાતી જાય છે અને સાથે શાસ્ત્રો ઉકેલાય છે, શાસ્ત્રો ભણાતાં જાય છે ને સાથે ગણિત પાકું થતું જાય છે. આ તો અનુબંધની શાખાઓ છે, સમયપત્રકમાં વહેંચી નાખવાના વિષયો નથી.

૧૨. શિક્ષકો અને વિચારકો જુદા જુદા વિષયો ઉપર ૧૦૦ દિશામાંથી જોઈ જે દેખાય તેની નોંધ કરશે તો તેમને પોતાને જ ઘણું અદ્ભુત લાગશે અલબત્ત, તેણે વિદ્યાર્થીને તો નજર સામે રાખવાનો જ છે. બાળકને આંગળીએ ઝાલી ફરવા નીકળેલો બાપ તેને વીલો મૂકી પોતે દોડી ન શકે. શિક્ષકે પણ વિદ્યાર્થીને આંખ સામે રાખીને પોતાનો અનુબંધ તૈયાર કરવાનો છે. વિષય ભલે 'માતા' હશે, પણ પહેલા દરજ્જાનો શિક્ષક તે ઉપર એક અનુબંધ રચશે, જ્યારે સાતમા દરજ્જાનો શિક્ષક તદ્દન જુદો જ રચશે.

૧૩. જુદા જુદા વિષયો લેવા, જુદી જુદી ઉંમરના વિદ્યાર્થીઓ નજર સામે રાખવા, અને શાખા-ઉપશાખા સહિતના અનુબંધો એના ઉપર રચવા એ ખરેખર રસિક પ્રવૃત્તિ થઈ પડે તેમ છે વર્ધા-યોજનાની ખિલવણીમાં રસ લેનારાઓને આ પ્રવૃત્તિમાં જોડાવા નોતરું છું.

## શાખાઓ અને ઉપશાખાઓ

૧. शाखा : कार्यकुशलता.

ઉપશાખા : ૧. અભ્યાસના વિષયને અંગે કઈ કઈ ક્રિયાઓ જરૂરની છે અને તેને કેટલો સમય લાગે તે જાણવું. ૨. ક્રિયાઓનો અભ્યાસ પાડવો. ૩. ક્રિયાઓની નોંધ. ૪. ક્રિયાઓ કરતાં થતા ઉપાર્જનનો હિસાબ.

२. शाखा : औजारो.

ઉપશાખાઓ : ૧. અભ્યાસના વિષયમાં ઉપયોગી ઓજારો ઓળખવાં. ૨. તે વાપરતાં શીખવું. ૩. બનાવી શકાય તેવાં બનાવવાં. ૪. ઓજારોની પ્રગતિનો ઇતિહાસ.

३. शाखा : सेवा.

ઉપશાખા ૧. ગ્રામસફાઈ. સૂચનાઓ : ૧. મળસફાઈ, રસ્તાઓ અને ફળિયાંઓની સફાઈ. ૨. કૂવા, તળાવ વ૦ નવાણોની સફાઈ; ધર્મશાળા વ૦. ૩. જાહેર સ્થળોની સફાઈ; ખાડા પૂરવા, ચીલા પૂરવા વ૦.

ઉપશાખા ૨. સભા, મેળા વ૦ માં સફાઈ-વ્યવસ્થા.

ઉપશાખા ૩ ઝાડ રોપવાં.

ઉપશાખા ૪. પ્રૌઢશિક્ષણ. ૧. વાંચતાં લખતાં શીખવવું. ૨. કાંતવું વ૦ ઉદ્યોગો શીખવવા. ૩. પોતે શીખેલી વાર્તાઓ, શાસ્ત્રો વ૦ લોકોને કહેવાં. ૪. પુસ્તકો, છાપાંઓ વાંચી સંભળાવવાં. ૫. ગીતો શીખવવાં.

ઉપશાખા ૫. બાળકોની સેવા. સૂચનાઓ: ૧. નાહતાં ધોતાં શીખવવું. ૨. રમતો શીખવવી. ૩. મોટાં બાળકો નાનાંના અભ્યાસમાં મદદ કરે.

ઉપશાખા ૬. પહેરો. ગામ અને સીમના રક્ષણને માટે

૪. શાખા: ભાષા.

ઉપશાખા: ૧. ગદ્ય તથા પદ્ય સાહિત્યમાંથી પસંદગી ૨. શિક્ષકે પોતે સર્જેલું સાહિત્ય. ૩. વાર્તા, સંવાદ, વાતચીત, ભાષણ, નાટક ભજવવું. ૪. ભાષાશાસ્ત્ર

સૂચનાઓ: ભાષા ઘડવામાં નીચે જણાવ્યા છે તેવા વિષયોનો આધાર લેવો: ૧. ઉદ્યોગો ૨ વિજ્ઞાન- શાસ્ત્રો. ૩. ઘર, ગામ, દેશ. ૪. માણસ, પશુ, પક્ષી. ૫. સત્યાદિ ધર્મો. ૬. દયા આદિ ભાવનાઓ. ૭ ઇતિહાસ. ૮ રમતગમત.

૫. શાખા: ગણિત.

ઉપશાખાઓ: ૧. સંખ્યા. ૨. તોલ ૩. માપ ૪. કિંમત. ૫. સમય. ૬. ભૂમિતિ.

સૂચનાઓ: ૧. સંખ્યાઓ યાદ થતાં સુધી રોજ થોડી વાર બોલાવવી. ૨. તોલ, માપ અને ભૂમિતિનાં સાધનો સર્વ વિદ્યાર્થીઓ પોતાનાં બનાવી લે એમ કરવું. ૩. નીચેના દરજ્જાઓમાં અપૂર્ણાંક વજનો વ૦ થાય તેને આખાં ગણીને જ વ્યવહાર કરવો. ૪. કાંતણ વ૦ ઉદ્યોગોની નોંધો બાળકો જાતે રાખે.

૬. શાખા: સંગીત.

ઉપશાખાઓ: ૧. ધૂન (તાલ સાથે) ૨ ગુજરાતી તેમજ હિંદી ગીતો — સારા કવિઓના. ૩. ઉદ્યોગો વ. કામોને લગતાં ગીતો.

સૂચનાઓ: ૧. નીચલા દરજ્જાઓમાં આખાં ગીતો ન લેતાં બે ચાર પંક્તિઓ જ પસંદ કરી લેવી. ૨ ઉદ્યોગ અને બીજાં કામ કરતાં થોડો મર્યાદિત સમય ગીતો ગાઈ શકાય. પણ બરાબર તૈયાર થયેલાં ગીતો જ તે માટે પસંદ કરવાં.

૭. શાખા: સુલેખન તથા ચિત્રકળા.

ઉપશાખાઓ: ૧. પીંછીથી દોરવાનાં ચિત્રો. ૨. ભૂમિતિની આકૃતિઓ. ૩. સુલેખન—શબ્દો, સૂત્રો, સુભાષિતો, સૂચનાઓ. ૪. બાળકોનું પોતાનું સર્જેલું લખાણ.

સૂચનાઓ: ૧. વડવાઈ, બાવળનું દાતણ વ૦ જેવી વસ્તુઓમાંથી પીંછીઓ કરી લેવી. ૨. રંગો પણ ગામડી વસ્તુઓમાંથી બનાવી લેવા. (ચૂનો, હળદર, ધિલોડીનાં પાન (લીલો) વ૦ ૩. અક્ષરો પીંછીથી તેમ જ પેન્સિલથી લખાવવા.

૮. શાખા: શાસ્ત્રીય અભ્યાસ.

ઉપશાખાઓ: ૧. યંત્રશાસ્ત્ર. ૨ અર્થશાસ્ત્ર. ૩. સમાજ-શાસ્ત્ર અને રાજકારણ. ૪. આરોગ્યશાસ્ત્ર. ૫. શરીરશાસ્ત્ર. ૬. પ્રાણીશાસ્ત્ર. ૭. પદાર્થશાસ્ત્ર. ૮. ભૂગોળ, ખગોળ, ભૂસ્તર.

સૂચનાઓ: શાસ્ત્રોનાં નામોથી ભડકવાની જરૂર નથી. ઉદ્યોગ અને બીજી રોજની પ્રવૃત્તિઓ સમજપૂર્વક કરતાં એક કે બીજા શાસ્ત્રના પ્રશ્નો સ્વાભાવિક રીતે વિદ્યાર્થી અને શિક્ષકો સામે ખડા થાય જ છે.

૯. શાખા: પર્યટન.

ઉપશાખાઓ: ૧. ભૂગોળના અભ્યાસ માટે. ૨. ઇતિહાસના અભ્યાસ માટે. ૩. રમણીય સ્થાનો જોવા. ૪. કારીગરોનાં કામ જોવા. ૫. સંસ્થાઓ જોવા. ૬. મહાપુરુષોનાં દર્શન કરવા. ૭. વનસ્પતિ, પ્રાણી વ૦ ના અભ્યાસ માટે. ૮. સંગ્રહ યોગ્ય વસ્તુઓ વીણવા. ૯. લોકોના રીતરિવાજ જોવા. ૧૦. નગરરચનાનો અભ્યાસ કરવા. ૧૧. કેવળ ચાલવા ખાતર.

૧૦. શાખા: સંગ્રહ.

ઉપશાખાઓ: ૧. વનસ્પતિ સંબંધી ૨ પ્રાણીઓ સંબંધી. ૩. ઉદ્યોગોમાં બતાવેલી વસ્તુઓ. ૪. રંગબેરંગી પથ્થરો, ધાતુઓના મૂળ મસાલા, માટીના નમૂના. ૫. છાપાં વ૦ માં આવતાં ચિત્રો. ૬. કળાકારીગરીના નમૂના. ૭. જાતે તૈયાર કરેલાં સાધનો. જેવાં કે, પથ્થરોનાં વજનો, માપ, પટ્ટીઓ ને માપદોરીઓ, પ્રવાહી ભરવાનાં માપિયાં, ભૌમિતિક સાધનો, પીંછીઓ, કલમો, વ૦ ૮. ધૂળમાં મળતું ધન. જેવું કે, ચીંથરાં ધોઈને સંઘરવાં એક બાજુ કોરા કાગળોની નોટો બાંધવી. ફેંકી દીધેલાં કવર, તેને ફરીથી વાપરવા લાયક બનાવવાં, અથવા ખોલી નાખી અંદરની બાજુએ લખવામાં લેવાં. ફેંકી દીધેલ જોડા, હાડકાં વ૦ ખાતર માટે.

જુગતરામ દવે

કુદરતમાં કોઈ ઉન્નત વસ્તુ એવી નથી જે ક્ષણવારમાં નીચે ન આવી પડે. સૂર્ય મધ્યાકાશમાં પહોંચે છે કે તરત જ તે નમવા માંડે છે; જ્યારે ચંદ્ર સોળે કળાએ ખીલે છે કે તરત જ તે ક્ષીણ થવા માંડે છે. કીર્તિશિખરે ચઢવું એ રેતીના કણોનો ડુંગર રચવા જેટલું કપરું છે, અને વિપત્તિમાં પડવું એ તંગ કમાનના કડાળા જેટલું સહેલું છે

ચીની ચિત્રકાર કુ. કાઈ. ચીહ.

# સ્ત્રીકેળવણી અને ઉદ્યોગ

વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં ગાંધી જયંતી સપ્તાહમાં પ્રશ્નોત્તરી માટે એક દિવસ રાખ્યો હતો, તેમાં વિદ્યાલયની કેટલીક બહેનોએ મને નીચેના સારનો પ્રશ્ન કર્યો: "ગાંધીજી દળવું, ખાંડવું વગેરે ઘરના પાંચ યજ્ઞ માને છે. પણ, અમે તે કામ કરીએ તો અમારે બહારનાં કામ ન કરવાં એમ જ ને? અને ઘેર જેને આ કરવાં હશે તે કરશે; અહીં વિદ્યાલયમાં તે શું કામ કરીએ? — કરાવવાં? તેને બદલે વિદ્યાભ્યાસમાં તે વખત આપવો ઠીક નહિ?"

આ સવાલ બીજી સ્ત્રીશિક્ષણસંસ્થાઓમાં જ્યાં ઘરકામ અને ઉદ્યોગ દાખલ કર્યાં હશે ત્યાં પણ ઊઠતો જ હશે. વિદ્યાપીઠમાં પણ કેટલાક વખત સુધી વિદ્યાર્થીઓ એમ જ પૂછતા કે, 'આ વખત વાંચવામાં આપીએ તે સારું નહીં?'

વાત એમ છે કે, વિદ્યાભ્યાસ એટલે વાંચવું. સાથે વિચારવું એમ નહીં જ એમ ન કહો, તોય વાંચવા જોડે વિચારવું જ, એવું આજની પદ્ધતિમાં નથી. આજની પદ્ધતિમાં પરીક્ષા આ વાચનને નિયમે છે. એટલે વાંચવું એટલે યાદ રાખવું, પાઠ કરવું, ને ગોખવું એમ કદાચ સમજાય. પરંતુ, વાંચવું એટલે વિચારવું, મનન કરવું, એમ સ્વાભાવિક રીતે નથી સમજાતું. આવી સમજ લગભગ સાર્વત્રિક થવાને કારણે આજ જ્યારે ઉદ્યોગશિક્ષણ, ઉદ્યોગ દ્વારા શિક્ષણ, જાતમહેનત વગેરેની વાત થાય છે, ત્યારે અચૂક ઉપરના જેવો સવાલ સહેજે પુછાય છે.

અને આથી કરીને, જ્યાં ઉદ્યોગને શિક્ષણમાં સ્થાન અપાય છે ત્યાં શિક્ષકો ને વિદ્યાર્થીઓ એક દહાડિયા કે મજૂર જેવી જ લગભગ વૃત્તિ રાખીને કામ કરે છે: એ ક્રિયામાં શિક્ષણ અર્પવાની તાકાત એમને નથી જણાતી. વાચન કે લેખનથી જ શિક્ષણ સમજાય છે: ક્રિયાથી નથી દેખાતું. આવી મનોભાવના વ્યાપવાથી જ મહેનત પ્રત્યે અણગમો ને પછી નાનમની લાગણી જન્મતી ગઈ. આજે છોકરાઓ પોતાનાં કપડાં ધોતાં કે વાસણ માંજતાં પણ શરમાય છે, હીણપદ માને છે, નકામો કાલવ્યય સમજે છે.

પણ આ તો એક આખી કેળવણીને માટેનો ઉત્તર થયો. તેમાં છોકરા અને છોકરીઓ બેઉને લાગુ પડતી વસ્તુ રહી છે. આશા રાખીએ કે, વર્ધાયોજના જેમ જેમ વ્યાપતી જશે તેમ તેમ આ અફસોસકારક લાગણી મટતી જશે ને પાછા આપણા વિદ્યાર્થીઓ કુશળ હાથને પગવાળા થશે.

સ્ત્રી-કેળવણીને વિષે ખાસ એક વિચારવાનું રહે છે, અને તે મેં તે બહેનોને ઉત્તરરૂપે કહ્યું તે હવે ટૂંકમાં કહું. ગયા જમાનામાં છોકરીઓને ભણાવવાનું ઓછું હતું, ને હજી જોઈએ તે પ્રમાણમાં વધ્યું તો નથી; છતાં ગયા જમાનાની સરખામણીમાં જરૂર વધ્યું છે. તે જમાનાના વાલીઓ અને માબાપોને એક ડર હતો કે, અમુક ઉંમર પછી છોકરીને ઘર બહાર સુરક્ષિત મોકલી શકાશે? બાળલગ્ન પણ કારણ હતું. ગાંધીજીને પ્રતાપે એ ડર ઓસરતો ગયો; લોકોને હવે લાગે છે કે, છોકરીઓને સુરક્ષિત રીતે બહાર મોકલી શકાય; સમાજ પર એટલો વિશ્વાસ રાખી શકાય; સમાજ એવો બની શકે. અને ગાંધીયુગમાં સ્ત્રીઓ જે નિર્ભયતા બતાવતી ગઈ તેથી પણ આ ડર તો ગયો. હું અહીં માત્ર શહેરોની વાત નથી કરતો; તેમાં ગામડાંની પ્રજાનો પણ સમાવેશ કરીને કહું છું.

હવે બહેનો ભણવા લાગી છે. મોટી ઉંમર સુધી પણ ભણાવવાને માટે લોક તૈયાર થાય એમ છે. બાળલગ્નને સરકારી કાયદો હવે રોકે છે, લોકોમાં પણ તે ઓછાં થતાં જાય છે. હવે ડર બીજો ઊભો થવા લાગ્યો છે. અને તે એ છે કે, ભણવાથી આપણી છોકરીઓ પણ આ છોકરાઓની જેમ કામ છોડતી ને કામ ન જાણતી થશે તો? ભણવાને કારણે ઘેર બહુ કામ ન કરે, અમુક વખત જ બહુ તો કરે; આથી માતાની સાચી શાળામાં પણ કામની તાલીમ ઓછી મળે; અને જો શાળાઓ કામ કરવાની વૃત્તિ જ બગાડે, તો તો આપણાં ઘરમાં બાકી સ્ત્રી અને પુરુષ બેઉ હાથપગ વગરનાં થઈ રહે. એ તો ભારે મોટી આપત્તિ થઈ કહેવાય.

આ ભય જો આજનાં સ્ત્રી-વિદ્યાલયો સાચો પાડે, તો તેની વ્યાપક અસર તો અચૂક એ થાય કે, સામાન્ય લોકો પોતાની છોકરીઓને ભણાવતા અટકે. એટલે કે, નવે રૂપે પાછું સ્ત્રીશિક્ષણ વિઘ્નમાં

આવી પડે. તેથી આજનાં વિદ્યાલયોને માથે એક ખાસ જવાબદારી છે કે, સ્ત્રી-શિક્ષણના હિતમાં પણ — કેળવણીના હિતમાં તો છે જ — પરંતુ વિશેષ એક આ ખ્યાલથી, તેમણે કામ પરત્વે પોતાનું દૃષ્ટિબિંદુ કેળવવું ને દુરસ્ત કરવું જોઈએ, એમણે માબાપોના આ નવા ડરને ઊગતો જ ડામવો જોઈએ. તો જે નુકસાન રાષ્ટ્રના છોકરાઓને પહોંચ્યું છે તે આ નવી વધતી સ્ત્રી-કેળવણીને તો ન પહોંચે.

અને કામ કરવાની સાથે 'વિદ્યા શું કામ ન ભણાય? ગૃહઉદ્યોગોમાં બહેનો શું કામ શોધો ન કરે? શું કામ હલકી ઘંટીની શોધ આપણને બહેનોમાંથી કોઈ ન આપે? દળવા માટે અમુક લંબાઈનો પથ્થર કેમ? ગોળ ફેરવવાથી દળાય શી રીતે? વસ્તુને કૂટવી ને દળવી એ ક્રિયાઓમાં શો ફરક? દળી રહ્યે, ગાળો કાઢવા માટે લૂગડું ઘાલ્યે શી કરામત થાય છે? શાથી? — આ ને આવી આવી અનેક રસિક વાતો બહેનો કામ કરતાં કરતાં કેમ ન વિચારે? કેમ ન શોધે? એનું વિજ્ઞાન તેમને કેમ ન આવડે? વિદ્યાલયમાં ઉદ્યોગનો અર્થ આવો થવો જોઈએ. અને જાતમહેનત તો વિદ્યાર્થીએ કરવી જ જોઈએ. તો વિદ્યા તેજસ્વી બની શકે, એ હિંદની પ્રાચીન કેળવણીપદ્ધતિનો સાચો સિદ્ધાંત પણ ન ભૂલવો જોઈએ.

આ રીતે જો બહેનો વિદ્યાલયમાં પોતાનાં કામો કરે, તો પછી તેમાં ને વિદ્યાભ્યાસમાં તેમને વિરોધ નહિ પણ સુંદર અનુસંધાન ને મેળ લાગશે; મળેલી વિદ્યા મનન થઈને પાણી થશે; જીવનમાં જ તે ગોઠવાતી જશે, જેથી આજની જેમ મગજ પર ભારરૂપ નહીં લાગે. ગાંધીજીએ કાંતવા પીંજવાને અંગે કહેલું નીચેનું વાક્ય આપણી બધી જ ક્રિયાને લાગુ પાડીએ, તો તેવી ક્રિયાથી સ્વતંત્ર બહુ જ ઓછું શિક્ષણ લેવાનું બાકી રહે :

"મેં ઘણી વાર કહ્યું છે કે, ખાદી આર્થિક દૃષ્ટિએ સાબૂત છે તેની સાથે એ એક વિજ્ઞાન અને કાવ્ય પણ છે. . . ખાદીમાં એ શક્તિ છે એમ માનીએ તો પછી, કોઈ અજ્ઞાન ગરજવાન કારીગર જેમ રોટલાને માટે પરાણે લોઢે, પીંજે, કાંતે કે વણે, એવી રીતે આપણે એ બધી ક્રિયાઓ કરીએ એ ન ચાલે."

મગનભાઈ દેસાઈ

# તુકારામની વાણી

८

अनुतापें दोष। जाय न लागतां निमिष ॥ १ ॥
परि तो राहे विसावला । आदीं अवसानीं भला ॥ २ ॥
हें चि प्रायश्चित्त । अनुतापीं न्हाय चित्त ॥ ३ ॥
तुका म्हणे पापा । शिवों न ये अनुतापा ॥ ४ ॥

૮

અનુતાપે દોષ જાતાં ન લાગે નિમેષ. ૧
પણ રહેવો જોઈએ સ્થિર, આદિ-અંતયે ગંભીર. ૨
એ જ પ્રાયશ્ચિત્ત, અનુતાપે ન્હાય ચિત્ત. ૩
તુકારામ નહિ પાપ અડે થાતાં અનુતાપ. ૪

९

मनोमय पूजा । हे चि पढिये केशिराजा ॥ १ ॥
घेतो कल्पनेचा भोग । न मानेचि बाह्यरंग ॥ २ ॥
अंतरींचें जाणें । आदि वर्तमान खुणें ॥ ३ ॥
तुका म्हणे कुडें । कोठें सरे त्याच्या पुढें ॥ ४ ॥

૯

ભાવભરી ભક્તિ, હરિને તે જ વ્હાલી અતિ. ૧
ભોગ ભાવનો જ ખોળે, ન રીઝે બાહ્ય ડોળે. ૨
અંતરની જાણે, તેના ચરિત્ર પ્રમાણે. ૩
તુકારામની પાસ, જૂઠ ચાલે ક્યાંથી લેશ? ૪

१०

जाणे भक्तीचा जिव्हाळा । तो चि देवाचा पुतळा ॥ १ ॥
आणिक न ये माझ्या मना । हो कां पंडित शाहाणा ॥ २ ॥
नामरूपी जडलें चित्त । त्याचा दास मी अंकित ॥ ३ ॥
तुका म्हणे नवविध । भक्ति जाणे तो चि शुद्ध ॥ ४ ॥

૧૦

જાણે ભક્તિરસ વ્હાલો, તે જ ભાગ્યવાન ખરો. ૧
બીજો નહિ મારે મને, ભલે ડાહ્યો કે પંડિત. (ટેક) ૨
હરિ માંહી ચોટ્યું ચિત્ત, તેનો દાસ હું અંકિત. ૩
તુકારામ નવવિધ, ભક્તિ તે જ જાણે શુદ્ધ. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

# મનુષ્યની સર્વાંગીણ કેળવણી—૨

ગયા પ્રકરણમાં આપણે જોઈ આવ્યા કે, ઘણી વાર કેળવણીમાં આપણે મનુષ્યના સ્વરૂપ વિષેની આંશિક કલ્પનાથી જ ચાલીએ છીએ. હવે પ્રશ્ન એ છે કે, મનુષ્ય વિષે સર્વાંગસંપૂર્ણ ખ્યાલ આપણે ક્યાંથી મેળવવો ?

એ પ્રશ્નનો જવાબ જો આપણે માનવજીવનને લગતાં જુદાં જુદાં શાસ્ત્રો એક પછી એક તપાસીને મેળવવા જઈશું, તો આપણને હરગિજ તે મળવાનો નથી. પ્રથમ આપણે પ્રાણીવિજ્ઞાન તપાસી લઈએ, પછી શરીરવિજ્ઞાન, પછી મનોવિજ્ઞાન, પછી સમાજ-વિજ્ઞાન—એમ બધાં શાસ્ત્રો તપાસી લીધા બાદ, તેમાંથી મળેલી માહિતીનો સરવાળો કરીએ, તો મનુષ્યના સંપૂર્ણ સ્વરૂપનો ખ્યાલ આપણને મળી જાય, એમ બનવું અશક્ય છે. એ તો, અનેક વાજિંત્રોના સૂર મળીને નીપજતા સંગીતનો સંપૂર્ણ ખ્યાલ મેળવવા, પ્રથમ આપણે એક એક વાજિંત્રને જુદું જુદું સાંભળી લઈએ, તેના જેવું થાય. તેને માટે, તો આપણે બધો સાજ એક સાથે જ સાંભળવો જોઈએ. મનુષ્યની બાબતમાં પણ તેમ જ છે. શરીરવિજ્ઞાન, મનોવિજ્ઞાન વગેરે જુદાં જુદાં શાસ્ત્રોમાંથી એકઠા કરેલા ટુકડાઓ એક બીજા સાથે સાંધીને કે ચોટાડીને મેળવેલી મનુષ્ય વિષેની કલ્પના લઈને આપણે તેની કેળવણી યોજવા જઈએ, તો ભારે છબરડો જ વાળી મૂકીએ. આજે આપણામાંના કેટલાક વસ્તુતાએ તેમ જ કરે છે. આપણને તો માનવજીવનને લગતાં બધાં શાસ્ત્રોનો સમન્વય જોઈએ છે, અને તે જ વસ્તુ આપણને હજુ મળી નથી.

અર્વાચીન મનુષ્યને પૃથક્કરણ કરવાનું હોય છે, ત્યારે તે ભારે કુશળતા દાખવે છે—તેની હાલની તમામ કેળવણીનો ઝોક જ તે દિશામાં છે. પરંતુ, જ્યારે તેને સમન્વય કરવાનો આવે છે, ત્યારે તેનું અણઘડપણું દેખાઈ આવે છે. જાણે ત્યારે તેની આવડત જ તે ખોઈ બેઠો છે; જાણે તેની કેળવણીએ તેને તે વસ્તુ શીખવી જ નથી. પૃથક્કરણમાં જ તે પાવરધો છે. કોઈ વસ્તુના ટુકડા કરી નાખી, તે દરેક ટુકડાને નીરખવામાં તેની તોલે આવી શકે તેવું કોઈ અત્યાર સુધીમાં થયું નથી. પરંતુ તે ટુકડા તેને ફરી ગોઠવી આપવાનું કહો તો તેની અક્કલ બહેર મારી જાય છે.

તેમાંય જ્યારે આખા જગતમાં જગતથી જ બીજે નંબરે આવતા સમન્વયના સૌથી વધુ આકર્ષક નમૂનાઓરૂપ પોતાની જાત અને પોતાના માનવ-બંધુઓનો તે વિચાર કરતો હોય છે, ત્યારે તે જેવાં ગોથાં ખાય છે તેવાં તે બીજે ક્યાંય ખાતો નથી હોતો. તેને જો માત્ર શરીરનો જ વિચાર કરવાનો હોય, તો તો તે પોતાના પ્રાણીવિજ્ઞાન અને શરીર-વિજ્ઞાન વડે પહેલે નંબરે આવે છે. તેમ જ જો તેને માત્ર મનનો જ વિચાર કરવાનો હોય, તો તે પોતાના માનસશાસ્ત્ર વડે કદાચ તેથી ઊતરતે પરંતુ ઉપલે નંબરે જ આવે છે. પરંતુ, તેને તે ત્રણે વિજ્ઞાનો એકઠાં કરી, શરીર અને મનવાળા સમન્વિત મનુષ્ય વિષે કાંઈ પૂછો, તો ઘણુંખરું તો તમે શું કહો છો તે જ તે નહીં સમજી શકે. તેના મગજમાં તે ખ્યાલ ઘુસાડવા માટે તેના ઉપર શસ્ત્રક્રિયા કરવાની આવશ્યકતા હોય છે. સમન્વિત વસ્તુનો વિચાર કરવાની બાબતમાં પ્રાચીનો[1] અર્વાચીન મનુષ્યને ક્યાંય પાછો પાડી દે છે. તેઓની પાસે વસ્તુનું સમગ્ર, સમન્વિત સ્વરૂપ પકડી લેવાની ખાસ ઇંદ્રિય હતી. સમન્વયની બાબતમાં તેઓ એક્કા હતા. અર્વાચીન મનુષ્ય જો પોતાની પૃથક્કરણ કરવાની શક્તિની સાથે પ્રાચીનોની સમન્વય કરવાની શક્તિ મેળવી શકે, તો આપણે બધા જેનાં સ્વપ્નો સેવીએ છીએ તેવો સંપૂર્ણ મનુષ્ય તે બને. એક દિવસ તે તેવો જરૂર બનશે એવી મને ખાતરી છે. આ બધું ચોગરદમ ચાલતું પૃથક્કરણ ભવિષ્યમાં આવનારા મહાન સમન્વયની પૂર્વભૂમિકારૂપ છે; અને જ્યારે મનુષ્યની સર્વાંગીણ કેળવણીએ પોતાનું કામ પૂરું કર્યું હશે, ત્યારે તે સમન્વય જરૂર આવશે.

પ્રાચીનોની મુશ્કેલી તેમના પૃથક્કરણના દારિદ્ર્યમાં રહેલી હતી. તેમના સંગીતનો સાજ બહુ ઓછો હતો. તેમનાં વાજિંત્ર બહુ પ્રારંભિક દશાનાં, તથા મનુષ્યજીવનનું સંપૂર્ણ સંગીત પ્રગટ કરવાને પૂરતાં

---

૧. મૂળમાં પ્રાચીન ગ્રીક લોકોની વાત છે.

ન હતાં. પરંતુ જે બાબતમાં તેઓ ગરીબ હતા, તે બાબતમાં આપણે સારી પેઠે તવંગર છીએ. પૃથક્કરણ-પદ્ધતિથી પ્રાપ્ત કરેલાં આપણાં ભૌતિક શાસ્ત્રો વાજિંત્રોના એવા મોટા સમુદાયરૂપ છે, કે જેને માટે ગંધર્વરાજ પોતે પણ મગરૂર થઈ શકે. જ્યારે તે બધાં વાજિંત્રો એક સાથે સૂરની મિલાવટ કરતાં શીખશે, ત્યારે જે સંગીત પેદા થશે, તે જગતને માટે અપૂર્વ જ હશે.

એક સાદો દાખલો લઈએ. વસ્તુઓ વચ્ચે 'ભૌતિક' અને 'આધ્યાત્મિક' એવો ભેદ બધાને સુપરિચિત છે. એ ભેદ પૃથક્કરણે જ પેદા કર્યો છે. દુનિયાને તે અધવચથી સોંસરવી ચીરી નાખે છે. એક બાજુ જડ જગત રહી જાય છે, અને બીજી બાજુ ચેતન આત્મા, — જે બંને એક બીજાનાં તદ્દન વિરોધી છે. સંસ્કૃતિને પણ તે પ્રમાણે બે વિરોધી પ્રવાહોમાં વહેંચી નાખવામાં આવે છે: એક ભૌતિક શ્રેય તરફ વળતો, અને બીજો આધ્યાત્મિક શ્રેય તરફ વળતો. દુન્યવી સામ્રાજ્યને પણ તે 'ઈશ્વરી' અને '(સેતાનનું) અનીશ્વરી' એવા બે ભાગોમાં વહેંચી નાખે છે; અને આપણને તે બેમાંથી એકની તાબેદારી ઉઠાવવાનું ફરમાવે છે. પરિણામે, આપણામાંના ઘણા તે બેમાંથી એકેની તાબેદારી નથી ઉઠાવતા; અથવા ઉઠાવે છે તો પહેલાં એકની અને પછી બીજાની; અને એ રીતે તે બંનેને બને તેટલાં ભેગાં કરવાનો પ્રયત્ન કરે છે. તેનાં બીજાં પણ અનેક નામ છે અને અનેક સ્વરૂપ છે. એક તો વિજ્ઞાન અને ધર્મ વચ્ચેનો સુપરિચિત ભેદ, બીજો બુદ્ધિ અને શ્રદ્ધા વચ્ચેનો ભેદ; વળી જીવનના ગદ્યનો અને જીવનના કાવ્યનો ભેદ; કામકાજ અને રમતગમત વચ્ચેનો ભેદ; મજૂરી અને આરામ વચ્ચેનો ભેદ; રોજિંદા જીવનનિર્વાહ માટે ગાળવામાં આવતા કલાકો અને આત્માની મુક્તિ માટે ખર્ચાતા કે ખર્ચવા માટે ગણાતા કલાકો વચ્ચેનો ભેદ; તેમ જ અઠવાડિયામાં રવિવાર અને બાકીના દિવસો વચ્ચેનો ભેદ. એ બધા ભેદોને 'ઐહિક સામ્રાજ્ય' અને 'ઈશ્વરી સામ્રાજ્ય' એ બે પરસ્પર ઝઘડતા મુખ્ય ભેદોમાં આપણે સમાવી શકીએ. આ બધા ભેદો પૃથક્કરણે જ ઊભા કરેલા છે, અને એ પૃથક્કરણ સંગીન પણ છે. પરંતુ તેને પરિણામે નર્યો ગોટાળો જ ઊભો થાય છે.

પરંતુ, આ બાબતમાં સમન્વય આવીને પોતાનું મંતવ્ય રજૂ કરે છે, ત્યારે અર્વાચીન મનુષ્ય તેનો સ્વીકાર કરવામાં પાછળ પડી જાય છે એટલું જ નહીં, પણ તેનો અર્થ સમજવાની પણ તેની તૈયારી હોતી નથી. સમન્વય તો સ્પષ્ટ કહી દે છે કે, 'ઐહિક સામ્રાજ્ય' અને 'ઈશ્વરી સામ્રાજ્ય' એવી કોઈ વસ્તુઓ જ અસ્તિત્વમાં નથી; તે તો તમારી કલ્પનાઓ જ માત્ર છે; એટલે તે બે વચ્ચેનો વિરોધ પણ તમારાં મનનાં ભૂત વચ્ચેનો જ વિરોધ છે. તે બંનેને એકત્રિત રીતે ન સમજો, ત્યાં સુધી તે બંનેમાંથી કોઈ સાચું નથી.' જગતમાં બે સામ્રાજ્ય છે જ નહિ; પરંતુ ઇહલોક અને પરલોકનું સંયુક્ત સામ્રાજ્ય જ છે. મનુષ્ય તે સંયુક્ત સામ્રાજ્યનો નાગરિક છે. તે બેમાંથી કોઈ એકનો, કે પ્રથમ એકનો અને પછી બીજાનો, કે મુખ્યત્વે એકનો અને ગૌણ રીતે બીજાનો નાગરિક પણ તે નથી. તે બે આઘિયાં તમારી કલ્પનામાં જ છે. બાકી, બંને મળીને થતી સમગ્ર વસ્તુ જ સાચી છે, અને મનુષ્ય પણ તે સમગ્ર સંયુક્ત સામ્રાજ્યનો જ નાગરિક છે. તેથી ઊલટું, તમે જો એમ માનીને તેને કેળવણી આપો કે, શરીર પૂરતો તે ઐહિક સામ્રાજ્યનો અને તેના આત્મા પૂરતો તે ઈશ્વરી સામ્રાજ્યનો નાગરિક છે, તો તમે તેની કેળવણીમાં છબરડો જ વાળી મૂકવાના. તેને વિષે તેવી કલ્પના ઉપર રચાયેલી તમારી સંસ્કૃતિ પણ થોડા વખતમાં આધ્યાત્મિક દેવાળું કાઢશે અને ભૌતિક દેવાળું પણ કાઢશે, — જેવું આજે બન્યું જ છે.

થોડા સમય પહેલાં હું ઉત્તર તરફનાં શહેરોમાંથી એકમાં આવેલા એક મોટા કારખાનાની મુલાકાતે ગયો હતો. તેમાં સેંકડો જુવાન સ્ત્રીઓ કામ કરતી હતી. તેઓ જે છટાથી, કુશળતાથી અને કલ્લોલથી પોતાનું કામ કરતી હતી, તે જોઈ મારું ધ્યાન તરત ખેંચાયું, અને મેં મારી સાથે મને બધું બતાવવા માટે આવેલા વ્યવસ્થાપકને તે વિષે વાત પણ કરી. ત્યારે તેણે મને કહ્યું કે, 'અમારી મિલમાં અમે શારીરિક તાલીમનો વર્ગ રાખેલો છે, અને અમે રોજ સાંજે તે વર્ગમાં તેમને ચાલતાં શીખવીએ છીએ. તે વર્ગમાં આવવા તે બધી જ તૂટી પડે છે, અને તેમને ખૂબ જ મજા પડે છે. પરંતુ, નવાઈની વાત એ છે કે, અમે તેમને અવસ્થિત

રીતે ચાલતાં શીખવીએ છીએ, એટલે તેઓ બીજી વસ્તુઓ શીખવવાની પણ માગણી કરે છે. કેટલીક ગાવાનું શીખવા માગે છે, કેટલીક નાચવાનું શીખવા માગે છે, અને કેટલીક ચોપડીઓ માગે છે. તેમાંની ત્રણ તો કવિતા લખવા લાગી ગઈ છે. મારું માનવું છે કે, અંતે અમારે એક નાનુંસરખું વિદ્યાપીઠ જ ઊભું કરવું પડશે.'

તે મિલમાંથી હું મનુષ્યના સર્વાંગીણ સ્વરૂપ વિષે જ વિચાર કરતો બહાર નીકળ્યો, અને અત્યાર સુધી આપણે પ્રૌઢોના શિક્ષણની બાબતમાં જે કાર્યક્રમને અનુસરતા આવ્યા છીએ, તેથી જુદી જ જાતનો કાર્યક્રમ મારા મનમાં રચવા લાગી ગયો.

આપણે મનુષ્યને ઐહિક તેમ જ પારલૌકિક સંયુક્ત સામ્રાજ્યનો નાગરિક તો ઠરાવ્યો; પરંતુ ત્યાં તેનું કામકાજ શું હશે? તે સંયુક્ત સામ્રાજ્યના નાગરિક તરીકે આપણે તેનો ધંધો શો નક્કી કરવાના છીએ?

હું 'ધંધો' એ શબ્દ ઉપર ખાસ ભાર મૂકવા માગું છું. ઘણા જ વિશાળ અર્થમાં કહું તો, ધંધો શીખવવો એ જ કેળવણીનું સાચું કાર્ય છે. પરંતુ જે ધંધો આપણે માણસને શીખવવાનો છે, તે ધંધો તેના અમુક અંશને ખ્યાલમાં રાખીને નહીં, પણ તેનાં સર્વ અંગો ખ્યાલમાં રાખીને નક્કી કરવો જોઈએ. તો એવો ધંધો શો હોઈ શકે?

મારી સમજમાં આવે છે તે પ્રમાણે તો, તે ધંધો 'સર્જન'નો છે, અને તમે જો પૂછો કે શાનું સર્જન, તો હું કહીશ કે, 'વાસ્તવિક મૂલ્યોનું સર્જન'. સર્જન એ જ મનુષ્યની સર્વાંગીણ ક્રિયા છે— ઐહિક તેમ જ પારલૌકિક સામ્રાજ્યના નાગરિક તરીકે તેનો એ જ એક માત્ર ધંધો છે. તમે જો તેને સર્જન કરતાં ન શીખવો, તો તમે તેના ખાસ ધંધાની કેળવણી જ બાકી રાખો છો, જેથી તે પોતાને જોઈતા ને ખૂટતા કંઈક માટે હંમેશ બેચેન, દુઃખી અને અસંતુષ્ટ રહેવાનો. એ વસ્તુને આપણે કેટલીક વાર 'આત્મનિરૂપણની ઝંખના' કહીએ છીએ, અને તે છે પણ એ જ. પરંતુ આપણે હમેશ યાદ રાખવું જોઈએ કે, પોતાના જે આત્માનું નિરૂપણ ( self-expression ) તે ઝંખે છે, તે અમુક અંશનું નહીં, પણ સમગ્ર આત્માનું. અને તેને તે માત્ર સર્જન દ્વારા જ સાધી શકે.

ઘણા લોકો આજકાલ એવું માનવા લાગે છે કે, આપણે માણસને તમામ નિયંત્રણોમાંથી મુક્ત કરી દઈએ, એટલે તેનું આત્મનિરૂપણ આપોઆપ જ સધાઈ જશે. તેની આસપાસની બધી વાડો, બધી અટકાયતો, બધા નિષેધો અને બધી રૂઢિઓને તોડી નાખો, તથા તેને પોતાની મરજી મુજબ વર્તવાની સાર્વત્રિક છૂટ આપી દો, એટલે પોતાના જે આત્મનિરૂપણને તે ઝંખે છે, તે શરૂ થશે. મુક્તિનો એ જાતનો પંથ આજે બહુમાન્ય થઈ પડ્યો છે. લગ્ન– અને પ્રેમ– વિષયક ઘણા નવા સિદ્ધાંતો એ જ ભાષામાં રજૂ કરવામાં આવે છે, અને વસ્તુતાએ પણ તે અનુસાર પ્રયોગો શરૂ કરી દેવામાં આવ્યા છે.

એ મુક્તિનો સિદ્ધાંત છેક જ અર્થહીન નથી. માણસ ઘણા મોટા પ્રમાણમાં સ્વતંત્ર ન હોય, ત્યાં સુધી તે પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરી શકતો નથી. પરંતુ, સ્વદેશાભિમાનની પેઠે માત્ર સ્વાતંત્ર્ય પૂરતું નથી. માણસની આજુબાજુનાં બધાં નિયંત્રણોમાંથી તેને મુક્ત કરવા માત્રથી તેનો સર્જક આત્મા કદી સંતુષ્ટ થતો નથી. તેને તો તમારે કાંઈક સંગીન અને કરી બતાવવા જેવું કામ આપવું જોઈએ: તેને તમારે વાસ્તવિક સર્જનને કામે લગાડવો જોઈએ. તમે તેમ ન કરો, તો માત્ર સ્વતંત્ર બનેલો આત્મા બદ્ધ આત્મા કરતાં વધુ કંગાળ બનવાનો, અને તે સ્ત્રી કે પુરુષની દશા અંતે જઈને પહેલાં કરતાં વધુ ખરાબ થવાની. આવી અભાવાત્મક મુક્તિ પામેલા ઘણાય લોકોને હું ઓળખું છું. અને મેં જોયું છે કે, તેમાંના ઘણાખરાની દશા હાથ ધોઈ નાખવા જેવી થઈ ગઈ છે. તેમનું જીવન છિન્નભિન્ન થઈ જઈને નરી ગૂંચોની પરંપરારૂપ તથા તૂટેલા છેડાઓના જાળારૂપ બની ગયું છે.

મનુષ્યની સર્જક તરીકેની આવી સર્વાંગીણ કલ્પના આપણને માનવજીવનને લગતાં બધાં વિજ્ઞાનશાસ્ત્રોમાંથી એકમાં પણ મળતી નથી. પોતાની મેળે તો તે દરેક આપણને એવા નિર્ણય ઉપર જ લઈ જાય છે કે, માણસ એ તો એક પ્રકારનું યંત્ર છે.

આજનું માનસશાસ્ત્ર પણ આપણને એમ જ કહે છે: અને અહીં જ કહેતો જાઉં કે, માનવસ્વભાવ વિષે કાંઈ ખ્યાલ મેળવવા માટે મારે કોઈ એક જ શાસ્ત્રનો આધાર રાખવાનો હોય, તો માનસશાસ્ત્રને તો કદાચ હું છેક છેલ્લું જ પસંદ કરું. વૈજ્ઞાનિક શાસ્ત્રોના જલસામાં એક વાજિંત્ર તરીકે માનસશાસ્ત્રની આવશ્યકતા જરૂર છે; પરંતુ આજકાલ માનસ-શાસ્ત્રીઓ પોતાની તતૂડી જરા વધારે પડતા જોરથી ફૂંકવા લાગ્યા છે. માનસશાસ્ત્રી મનનું જે રીતે નિરૂપણ કરે છે તે રીતે જોતાં, મન એક જાતનું યંત્ર લાગે છે; અને શરીરશાસ્ત્રી જે રીતે શરીરને તપાસે છે તે રીતે જોતાં, શરીર બીજી જાતનું યંત્ર લાગે છે. પણ જ્યારે આપણે બંને વાર્તાઓ એકઠી કરીએ છીએ, અને બીજાં શાસ્ત્રો પણ જે વાર્તા કહેતાં હોય છે તેમની સાથે તેમને ગૂંથી દઈએ છીએ, ત્યારે આપણી આંખ આગળ જુદી જ મૂર્તિ ઊભી થાય છે; તે મૂર્તિ એક યંત્રની નહીં, પરંતુ જીવતી-જાગતી અર્થાત્ વાર્તા કહેનારની જ મૂર્તિ હોય એમ લાગે છે!

આપણે વિજ્ઞાન અને કળા વચ્ચે ભેદ પાડીએ છીએ. પરંતુ એ ભેદ ઉપરછલ્લો જ છે. બધાં વિજ્ઞાનોને તમે એક પછી એક, જુદાં જુદાં જ, વિચારો, ત્યારે તે ભેદ ઊભો થાય છે. પરંતુ તમે તે બધાંનું ભેગું સંગીત સાંભળો, તો જે સંપૂર્ણ ચીજ ઊભી થાય છે, તે તો એક એવું મહાન કળામય સંગીત હોય છે કે, જે મનુષ્યની કલ્પક શક્તિએ કદી નિપજાવ્યું નહીં હોય. તેને આપણે 'સત્ય'નું સંગીત કહી શકીએ. આખી દુનિયાનાં પણ સૌથી શ્રેષ્ઠ સંગીતોમાંનું તે એક છે; અને તેની પાછળ તેના સર્જકની મૂર્તિ ખડી છે. મનુષ્ય પોતાના સાચા સમગ્ર સ્વરૂપે એક સર્જક છે, એ વસ્તુની સાબિતી તો અંતે વિજ્ઞાન પોતે જ છે. મનુષ્યનો કોઈ એકાદો અંશ વિજ્ઞાન ઉપજાવી શક્યો ન હોત. કલ્પના વિનાની એકલી તેની બુદ્ધિ, કે શરીર વિનાનું તેનું એકલું મન વિજ્ઞાન રચી શક્યાં ન હોત.

એટલે, કેળવણી તો મનુષ્યને સર્જક થવા નિર્માયેલા પ્રાણી તરીકે સ્વીકારીને જ આગળ ચાલશે. મૂલ્યોના સર્જક તરીકેના તેના મહાન ધંધા માટે તેને સર્વાંગીણ કેળવણી આપવી એ આપણા વ્યવહારનો ધ્રુવતારો બનશે. આપણી બધી પદ્ધતિઓએ તે અંતિમ કસોટીએ ચડવાનું રહેશે, ભલે પછી તે બાળકો માટેની હો, પ્રૌઢો માટેની હો, અમુક વિષય માટેની હો, કે તમુક વિષય માટેની હો.

મનુષ્યની સર્વાંગીણ કેળવણીના ખ્યાલને કેળવણી-સુધારના મૂળભૂત સિદ્ધાંત તરીકે ઠસાવવાની જુમ્મેદારી આપણા જેવા લોકો, કે જેઓ પ્રૌઢોની કેળવણીના કામમાં પડેલા છે, તેઓને માથે જ છે; કારણ કે, પ્રૌઢ સ્ત્રી-પુરુષો સાથે કામ કરતાં કરતાં આપણને જ એ વાતનો તીવ્ર અનુભવ થયેલો છે કે, તેમની સર્જન કરવાની ઝંખના, જે પરિસ્થિતિ હેઠળ તેઓ જીવે છે તેને કારણે કેવી કચરાઈ જાય છે તથા નિષ્ફળ જાય છે, તેમ જ અત્યાર સુધી તેમને મળેલી કેળવણી દ્વારા તેને સંતોષવાનો કેવો થોડો પ્રયત્ન કરવામાં આવ્યો હોય છે. ખાસ કરીને આપણા વ્યવહારમાં મન અને શરીર, ભૌતિક અને આધ્યાત્મિક, એવા જે ખોટા ભેદો અત્યાર સુધી પ્રવર્તી રહ્યા છે, અને જેમને કારણે આપણે લોકોની લાયકાત છે કે નહીં તેનો વિચાર કર્યા વિના જ જ્ઞાન-પ્રચાર કરવાની ભૂલ કરી બેસીએ છીએ, તેમને દૂર કરવામાં આપણે ખાસ આગેવાની કરવાની છે.

હવે તમે મને જો એ પ્રશ્ન પૂછો કે, સ્ત્રીપુરુષમાં રહેલું સર્જક તત્ત્વ પ્રગટાવવાને માટે કયા હેતુનું આકર્ષણ એમના આગળ ધરી શકાય, તેમનામાંની કઈ પ્રેરક શક્તિ ઉપર આપણે આધાર રાખી શકીએ, તો હું તેનો એક જ જવાબ આપી શકું તેમ છું; પરંતુ તે જવાબ હું નિઃશંકપણે આપું છું કે, તે, દરેકમાં સ્વાભાવિક રીતે જ રહેલો સૌંદર્યપ્રેમ છે, કે જે આપણામાંના ઘણામાં દબાઈ જાય છે, ગૂંગળાઈ જાય છે, અને નિષ્ફળ જાય છે. એ ઊંડી અતૃપ્ત ભૂખ આજે કરોડો જીવનને દુઃખી દુઃખી કરી રહી છે; જોકે પોતાને શું થયું છે, તેનો તેમને આછો સરખો પણ ખ્યાલ નથી. જે કેળવણીકાર આ માર્ગે અખતરા કરવાનો પ્રયત્ન કરશે, તેને આશ્ચર્ય-કારક પરિણામો ભવિષ્યમાં મળવાનાં છે,—મેં તેમાંનાં કેટલાંક નજરે જોયાં પણ છે.

પરંતુ એ સૌંદર્યપ્રેમ, તેને વિષે વાતો કરીને, કે કળા ઉપર વ્યાખ્યાનો આપીને, આપણે લોકોમાં જાગ્રત કરી શકવાના નથી: નીતિ વિષે વાતો

કરવાથી આપણે લોકોને નીતિમાન કરી શકતા નથી તેમ. તેનો એકમાત્ર માર્ગ એ છે કે, આપણે તેમને એવું કાંઈ સર્જન કરવાને માર્ગે ચડાવી દઈએ, કે જેમાં આપણે જેની વાતો કરીએ છીએ તે કળા રહેલી હોય. એક વાર એ વસ્તુ ગમે તેના નીચેના છેડાથી શરૂ કરો, પછી તમે જોશો કે, પોતાના જ જોરથી તે આગળ ને આગળ વધ્યા કરે છે. લોકો પાસે શરૂઆત કરવા માટે બીજી કોઈ વસ્તુ ન હોય, તો તેમનાં શરીર તો છે જ. પોતાની મિલમાં સાંજના વર્ગોમાં માત્ર ચાલતાં શીખનારી પેલી છોકરીઓની બાબતમાં શું થયું હતું ?—"કેટલીક ગાવાનું શીખવા માગે છે, કેટલીક નાચવાનું શીખવા માગે છે; અને કેટલીક ચોપડીઓ માગે છે. તેમાંની ત્રણ તો કવિતા લખવા લાગી ગઈ છે." નવા સંસ્કારની શરૂઆત, એક નાની વિદ્યાપીઠનું બીજ, અને લલિત કળાઓનું હાથવેંતમાં દેખાતું પુનરુત્થાન – એ બધું ઊગવાની શરૂઆત તેમને 'ચાલતાં શીખવવામાંથી' થઈ હતી. તે વસ્તુમાંથી આપણે સૂચના લેવાની છે.

(એલ.પી.જૅક્સના અંગ્રેજી પરથી)

ગો૦ પ૦

# શબ્દોના વંશ

## 'તસ્કર – ઠક્કર – ઠાકોર'ની અનુપૂર્તિ

સંસ્કૃત વૈયાકરણોએ 'તત્+કર' એવો પદચ્છેદ કરીને 'तस्कर' અને 'तत्कर' એવાં બે પદો નિપજાવેલાં છે. 'तस्कर' પદ 'ચોર' અર્થમાં બતાવ્યું છે, ત્યારે 'तत्कर' પદનો કોઈ વિશેષ અર્થ તેઓએ જણાવ્યો નથી. તોપણ 'तत्कर' પદ કોઈ વિશેષ અર્થનું સૂચક હોવું જ જોઈએ. એ પદના અર્થ વિશે વિશેષ વિચારતાં, અને અતસ્કરવૃત્તિના અનેક લોકોના નામ સાથે (જેમ કે, ઠક્કરબાપા) ઉપયોગમાં આવતા 'ઠક્કર' પદનો સંયોગ જોતાં એમ ભાસે છે કે, 'तत्कर'[1] શબ્દ પણ, મૂળે तक्कर, थक्कर કે ठक्कर પદને સંસ્કૃતનો પાસ આપી નિપજાવેલો હોય. 'तक्कर' શબ્દ મૂળથી જાતિવાચક છે એ ધ્યાનમાં રાખવાનું છે. चमक्कार (चमत्कार), सक्कार (सत्कार) વગેરે પદોમાંના 'क्क'નું 'त्क' સાથે સામ્ય જણાય છે; તેમ 'तक्कर'ના 'क्क'નું 'त्क' સાથે સમાનપણું કલ્પી तक्कर (तत्कर) પદ નિપજાવેલું લાગે છે.

મૂળે ધાડપાડુની જાતિના तक्करो જ્યારે સુધરી ગયા, વિશિષ્ટ સંસ્કાર પામી જાતિગત ધાડપાડુપણું તજી દઈ આર્યસંસ્કાર પ્રમાણે પ્રમાણિકતાથી વર્તવા લાગ્યા, અને આર્યોમાં એકમેક થઈ ગયા, ત્યારેય તેમની જાતનો સૂચક શબ્દ તો 'तक्कर' જ હતો; પરંતુ સંસ્કૃતમાં તે 'तत्कर' રૂપે પ્રચલિત થયો અને तक्कर જાતિના જે લોકોએ પોતાનો મૂળ ધંધો કાયમ રાખ્યો તેઓ માટે તેમની જાતનો બોધક 'तक्कर' શબ્દ સંસ્કૃતમાં 'तस्कर' રૂપે પરિણામ પામ્યો. અને જ્યારે ધીમે ધીમે એ શબ્દનો જાત્યર્થ ઘસાતો ગયો ત્યારે એ 'तस्कर' પદ જાતિવાચક મટી માત્ર 'ચોર' અર્થમાં રૂઢ થયું.

ગયા અંકની નોંધમાં શ્રી. રાજવાડે મહાશયનો જે ઉતારો મેં ટાંકેલો છે તેમાં જ્યાં 'डाक' પદ છપાયું તેને 'एक' એમ સુધારીને વાંચવું.

બે૦ બેચરદાસ દોશી

---

૧. પાણિનીય વ્યાકરણ — અધ્યાય ૩ – પાદ ૨ સૂત્ર ૨૧માં 'तत्कर' પદની રચનાનો નિર્દેશ કરેલો છે: જુઓ કાશિકા પૃ૦ ૧૨૫. એ ઉપરાંત જ્યાં 'ચોર' અર્થ માટે 'तस्कर' પદની સિદ્ધિ બતાવી છે ત્યાં પણ 'અચોર' અર્થ માટે 'तत्कर' પદ આપેલું છે. કાશિકા પૃ૦ ૩૬૬–અ૦ ૬–૧–૧૫૭.

"तत्करः तत्करा चौर्ये तस्करः" (सिद्धहेम અ૦ ૫–૧–૧૦૧) તથા "तत् करोति तस्करः–चौरः, अन्यत्र तत्करः" (सिद्धहेम અં૦ ૩–૧–૪૮) એવો આચાર્ય હેમચંદ્રનો ઉલ્લેખ છે.

# વર્ધા-શિક્ષણ પ્રદર્શન—પૂના

થોડા દિવસ પહેલાં પૂનામાં વર્ધા-શિક્ષણ પરિષદ ભરાઈ ગઈ. એની સાથે સાથે ત્યાં એને અંગે એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.

છેલ્લા એક વર્ષમાં વર્ધા યોજના પ્રમાણે આખા દેશમાં જે જે પ્રયોગો થયા એ પ્રયોગોનો નિચોડ શો, એનો આછો પાતળો ખ્યાલ આવે એ માટે આ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. પ્રદર્શનની તૈયારી માટે જે સૂચનાઓ મોકલવામાં આવી હતી એમાં પણ ભાર દઈને કહેવામાં આવ્યું હતું કે, આ પ્રદર્શનમાં દેખાવ કરતાં સત્ય હકીકત ઉપર જ વધુ ભાર મુકાવો જોઈએ; આ પ્રયોગને અંગે દેશને ખૂણે ખૂણે બેસીને જે કાર્યકર્તાઓ કામ કરી રહ્યા છે એમને કાંઈક માર્ગદર્શક થઈ પડે, એવું આ પ્રદર્શન હોવું જોઈએ.

અને ખરેખર પ્રદર્શનને અંગે દિવસોની મહેનત પછી જે આંકડાઓ તથા તકતાઓ તૈયાર કરવામાં આવ્યા હતા તેનો બહુ બારીકાઈથી અભ્યાસ થવાની જરૂર હતી. પરંતુ, કેટલાક પ્રદર્શન જોવાની ઇચ્છાવાળા ભાઈઓ પણ સભાના ભાષણના કાર્યક્રમમાંથી ઊંચે નહોતા આવી શકતા. જો આપણે આવાં પ્રદર્શનોને સાચે જ મહત્ત્વનાં ગણતા હોઈએ, તો એનો અભ્યાસ કરવા માટે ફાજલ સમયની પણ ગણતરી કરવી જોઈએ.

બીજી એક વાત: આવી દૂર દૂરની સંસ્થાઓએ આણેલા નકશા, નમૂના વગેરેનું પ્રદર્શન ભરવાનું હોય, ત્યારે એ આખા પ્રદર્શનની સળંગસૂત્ર ગોઠવણ માટે એકાદ બાહોશ વ્યક્તિને ખાસ રોકવી જોઈએ. દરેક સંસ્થાની ચીજો ગોઠવતી વખતે તે તે સંસ્થાના પ્રતિનિધિની ઇચ્છા, સલાહ, સૂચના તેમ જ મદદ જરૂર માગવામાં આવે. પરંતુ, પ્રદર્શનની આખી વ્યવસ્થા તથા ગોઠવણ પાછળ નિશ્ચિત યોજના અને એકદૃષ્ટિ તો હોવી જ જોઈએ. એવું થાય તો કઈ ચીજને કેટલું મહત્ત્વ આપવું એનો વિવેક બરાબર સચવાય, અને પ્રદર્શન દ્વારા આપણે જે એક સળંગ કલ્પના રજૂ કરવા માગતા હોઈએ એ સચોટ રીતે રજૂ કરી શકાએ.

આ પ્રદર્શન મુખ્ય બે ભાગમાં ગોઠવ્યું હતું:

૧. સભાસ્થાનવાળા મુખ્ય ઓરડામાં દરેક શિક્ષક તાલીમ વર્ગના નમૂના, તકતા તથા આંકડાઓ રજૂ કરવામાં આવ્યા હતા.

૨. વર્ધા-શાળાના વિદ્યાર્થીઓના નમૂનાઓ બીજા જુદા જુદા નાના ઓરડાઓમાં ગોઠવવામાં આવ્યા હતા.

એક ત્રીજો વિભાગ તે જામિયા મીલિયાનો હતો. એમાં એના શિક્ષક તાલીમ કેન્દ્ર તથા તેની તાલીમ શાળા બન્નેનો સમાવેશ થતો હતો.

આ પ્રદર્શનની દરેક ચીજ કે ક્રિયાનું વર્ણન તો અહીં ન આપી શકું, પણ જે જે બાબતે મારું ધ્યાન ખેંચ્યું એ વિષે થોડું થોડું જણાવીશ.

મુખ્ય ઓરડામાં સામે હિંદુસ્તાનનો નકશો ચીતરવામાં આવ્યો હતો, અને એમાં જે જે જગ્યાએ શિક્ષક તાલીમ કેન્દ્ર તથા વર્ધા-શિક્ષણના પ્રયોગ ચાલતા હતા તે જુદા જુદા રંગો વડે બતાવવામાં આવ્યાં હતાં.

એક જગ્યાએ કપાસના છોડને મધ્યમાં રાખીને એની ચારે બાજુ કપાસ, રૂ, કપાસિયા, પૂણી, સૂતર, અને ખાદીને ક્રમશઃ એવી સુંદર રીતે ચક્રાકારે ગોઠવવામાં આવ્યાં હતાં કે, નાના બાળકને પણ કપાસમાંથી કાપડ બનતા પહેલાં એનાં કેવાં કેવાં રૂપાંતરો થાય છે એનો આબેહૂબ ખ્યાલ આવી જાય.

એક સ્થળે કાંતતી વખતે પડતા સૂતરના બગાડના ગૂંચામાંથી ટાંકણીઓ ખોસવાનું ઓસીકું, રમવાનાં રમકડાં તથા ખાદીના કાપડ ઉપર રંગબેરંગી નકશીવાળાં નામો બનાવવામાં આવ્યાં હતાં. જ્યારે કોઈ કોઈ જગ્યાએ કીમતી સૂતરને કાપી નાખીને એમાંથી ક્ષણિક શોભા બનાવવાના પણ પ્રયત્ન થયા હતા.

મુંજની તાંતવાળી રમકડા જેવી નાની પીંજણ, જે કલ્પનામાં પણ ન આવે એવું સ્વચ્છ પીંજી આપે અને સહેજે ૫૦-૬૦ આંકનું સૂતર કંતાય એવી પૂણી પૂરી પાડે, એ ક્રિયા તો જોવામાં અને કરવામાં મજા પડે તેમ છે.

કતારગામે શિક્ષકોની અભ્યાસ ઉપરાંત અન્ય સામાજિક પ્રવૃત્તિઓની નોંધ તથા નવરાશને વખતે બનાવેલી વસ્તુઓના નમૂના રજૂ કર્યા હતા.

વેડછી વિભાગમાં શાળામાં ભણતા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ ઘેર માબાપના કામકાજમાં કેટલી કેટલી મદદ કરે છે એના ક્રમવાર બહુ રમૂજી આલેખો રજૂ કરવામાં આવ્યા હતા. ઉદ્યોગ અને જ્ઞાનનું અનુસંધાન કરવા માટે શ્રી. જુગતરામભાઈએ ઘડી કાઢેલા કેટલાક પાઠો તથા એની પાછળ અપાતા 'સમયનું રંગચક્ર' એક નવી ભાત પાડતું હતું. વેડછી વિભાગનું એક ખાસ લક્ષણ તે તેની દરેક પ્રવૃત્તિ અને નમૂના પાછળ પડેલી ગ્રામવૃત્તિની છાપ, એ હતું.

વાલોડ વિભાગની વર્ધાશાળાઓમાં સૂતરની ઘટનું પ્રમાણ શરૂઆતથી નીચું છે, એ સારું લક્ષણ ગણાય. કાંતણને મૂળઉદ્યોગ તરીકે લેવો હોય તો સૂતરની ઘટના પ્રમાણ પર બરોબર નજર રાખી કાબૂ રાખવો જોઈએ. નહિ તો, કંતામણ મળે તે ઘટ જ ખાઈ જાય એવી ભીતિ છે; કદાચ ઊલટી ખોટ પણ આવી શકે. એટલે, વાલોડ વિભાગે ઘટ પર રાખેલો કાબૂ અનુકરણીય છે.

એ વિભાગે કમાણીના આંકડા પણ આપ્યા હતા. જૂનના મધ્યમાં ત્યાં પ્રયોગ શરૂ થયો. તેમાં પ્રથમ ત્રણ માસમાં બાળકોએ કાંતણમાંથી કેટલી કમાણી કરી, તેના આંકડા મૂકવામાં આવ્યા હતા. પ્રયોગમાંથી ઉત્પન્નની શક્યતા વિષે સાશંક લોક માટે તે ખાસ ધ્યાનપાત્ર ગણાય. એ પણ યાદ રાખવું ઘટે કે, બધાં બાળકો ૮-૯ વર્ષની ઉંમર અંદરનાં અને કાંતણ નહીં જાણનારાં હતાં

| | કુલ સંખ્યા | સરાસરી હાજરી | વિદ્યાર્થી દીઠ સરાસરી આવક |
|---|---|---|---|
| જુલાઈ | ૪૮૬ | ૩૬૩ | ૦-૧-૩ |
| ઑગસ્ટ | ૪૬૦ | ૩૯૫ | ૦-૧-૭ |
| સપ્ટેમ્બર | ૪૬૭ | ૩૭૯ | ૦-૧-૧૧ |

રોજ બે કલાક કાંતણકામ થતું હતું. આ ઉત્પન્ન ચોખ્ખું છે—એટલે કે, કાંતણમાં સો ટકા બગાડ ક્ષમ્ય ગણીને તેનાથી વધારે થયેલા બગાડની કિંમત વસૂલ કરી છે. એક બીજી કપાત નથી થઈ, તે કસ ને સમાનતા કસી લેવાનાં સાધનોને અભાવે.

થામણાની વર્ધા-શાળાના પ્રદર્શનવિભાગમાં શાળા અને ગ્રામ વચ્ચેનો સંબંધ પ્રત્યક્ષ દેખાઈ આવતો હતો. શાળાના ઉત્સવો એ જ ગામના ઉત્સવો. ગ્રામસફાઈ કે ગામડાની સામાન્ય તપાસ જેવાં કામોમાં વિદ્યાર્થીઓ કેવી મદદ કરી શકે, એ ગામની સામાન્ય તપાસનાં પત્રકો જોતાં જણાઈ આવતું હતું. બાળકોના સ્વાસ્થ્યની પ્રગતિના આંકડા ખાસ ધ્યાન ખેંચે તેવા હતા. બાળવર્ગના વિદ્યાર્થીના શરૂઆતના સૂતરમાંથી બનેલી ખાદીનો નમૂનો સુધ્ધાં અહીં જોવા મળ્યો. ઉદ્યોગના આંકડા અને આલેખો કેટલી ઝીણવટથી રાખી શકાય છે, એનો પણ આ વિભાગ એક નમૂનો હતો. પરંતુ, અહીંનું સૂતરની ઘટનું પ્રમાણ બહુ વખત સુધી ઊંચું ને ઊંચું રહ્યું છે એ ખૂંચે તેવું હતું. એક વર્ષના ઉત્પન્નના આંકડા જોતાં જણાતું હતું કે, શાળા પાછળ સાધનોમાં રોકાયેલા રૂ. ૬૦૦)નું ઉત્પન્ન, ઉદ્યોગ ખર્ચ બાદ કરતાં, ત્રણ કે ચાર વર્ષમાં વાળી આપી શકાશે.

અવિદ્યાના વિનય વિદ્યાલયની પ્રગતિ ઉપરથી સમાજવિદ્યાના પાઠો સુધી પહોંચી જવાની યુક્તિ પણ નવી હતી. વિદ્યાર્થીનું પહેલા પંદર દિવસનું સૂતર કેવી પ્રગતિ બતાવે એનો નમૂનો પણ ધ્યાન ખેંચતો હતો.

જામિયા મીલિયા વિભાગ એટલે પૂઠાના કામનો વિભાગ. નાના નાના વિદ્યાર્થીઓએ પણ પૂઠાના જે નમૂના બનાવ્યા હતા, એમાં સફાઈ અને કારીગરી ઝળકી ઊઠતી હતી. સામાન્ય માટી કે પાંદડાના રસમાંથી જુદા જુદા રંગ કાઢવા અને થોડી હિંમત વાપરીને કાગળ ઉપર મનોરંજક ભાત પાડી બતાવવી, એ આનંદ અને કળાનું કામ છે. પણ આ પૂઠાની ચીજો બનાવી બનાવીને વેચવી ક્યાં, એ એક મોટો કોયડો જ થઈ પડે એવું છે! જામિયા મીલિયાએ બાળકો માટે ઉર્દૂ જબાનમાં ઠીક પ્રમાણમાં સાહિત્ય તૈયાર કરી દીધું છે. એ વિભાગમાં કળા હતી, કારીગરી હતી, પણ વર્ધા યોજનાનું એક મહત્ત્વનું અંગ—ગ્રામવૃત્તિ—દેખાતું ન હતું.

આ પ્રદર્શનમાં દરેક વિભાગે છૂટક છૂટક જે પ્રયત્નો કરેલા એનું અલગ અલગ દર્શન થતું હતું. પ્રયોગ હોવાથી દરેક વિભાગનું સ્વતંત્ર દર્શન હોય એ સ્વાભાવિક હતું. પણ એમ છતાંય એ બધા વચ્ચે જે અણદીઠો ધાગો પરોવાયેલો હોવો જોઈએ એ ન હતો; તેથી એ દર્શનો એક સુન્દર માળા માફક શોભી નહોતાં ઊઠતાં. આંકડાઓની જ વાત કરું તો દરેક સંસ્થાએ ઉદ્યોગના આંકડા પોતપોતાની રીતે પોતાને ફાવે એવા ને એટલા રાખ્યા હતા. એકમાં ઘટ-કપાત નહોતી તો બીજામાં કસ-કપાત નહોતી. જો એ બધાં જ આંકડા એકધારા હોત તો સરખામણી કરવાનું બહુ સહેલું બની જાત. આને માટે તો હિંદુસ્તાની તાલીમી સંઘે એક ધોરણ નિશ્ચિત કરીને બધાને મોકલી આપવું જોઈએ.

પણ આ પ્રદર્શનની ખરી ખૂબી તો મને બપોરના ૧૨ થી ૪ સુધીમાં જે પ્રત્યક્ષ પાઠો અપાતા એમાં જણાઈ. આચાર્ય ભાગવત બાળવર્ગનાં નાનાં બાળકો પાસે એમને હસાવતા રમાડતા સમૂહમાં પીંજણની સાદડી ગૂંથાવે એમાં, કે એવાં નાનાં બાળકોને પીંજેલા રૂનો કયો પોલ શા માટે સારો એના શાસ્ત્રની સમજ પાડે એમાં હતી.

શ્રી. ખેર સાહેબે પ્રદર્શનમાં થામણા વિભાગ જોતી વખતે હસતાં હસતાં કહેલું કે, "ત્યાંના પેલા પીંજણ ધમધમાવતા છોકરાઓને લઈ આવવા હતા ને! અહીં તો એ જ બતાવવાનું હતું. બાળક ઉદ્યોગમાં કેટલો આનંદ લે છે એ આવા આંકડાઓથી ન બતાવી શકાય." અને એમની એ હસતાં હસતાં કરેલી સૂચના તદ્દન વાજબી લાગી. સાચું પ્રદર્શન ચિત્રો, આંકડા કે આલેખો નહિ પણ પેલો જીવતો જાગતો વર્ગ જ હોઈ શકે.

**બબલભાઈ મહેતા**

ઝૂંપડું બાંધવાને પૂરતો સમય નહોતો, આથી ટૉમસે ત્રણ બાજુએ બંધ અને એક બાજુ ખુલ્લો એવો કામચલાઉ માંડવો બાંધ્યો અને જમીન સાફ કરવાને કામે વળગ્યો. અહીં તેણે સાત વરસના એબને પણ કુહાડીની દીક્ષા આપી. મોટાં ઝાડ એ કાપતો અને નાનાં ઝાડ તથા ઝાંખરાં એબ કાપતો. આ પ્રસંગ વિષે લિંકને પોતે જણાવ્યું છે કે, 'એ સ્થળે તે વખતે ઘણાં રીંછ હતાં અને જંગલમાં હજી પણ બીજાં હિંસક પશુઓ હતાં. . . . વધારાનાં ઝાડ કાપી નાંખવાં એ મુખ્ય અને મહત્ત્વનું કામ હતું. હું ઉંમરે જોકે ઘણો નાનો હતો, પરંતુ ત્યાંની પરિસ્થિતિમાં કામ કરવા જેટલો મોટો હતો. તરત જ મારા હાથમાં કુહાડી આપવામાં આવી. એ દિવસથી માંડીને મારા તેવીસમા વરસ સુધી મેં એ અતિશય ઉપયોગી હથિયારનો ઉપયોગ કર્યો છે.' ખેતરમાં કામ ન હોય અથવા પિતા શિકારે જાય ત્યારે એબ બળતણ આણવું, નજીકના ઝરામાંથી પાણી આણવું, ગાયને ઘાસ નીરવું વગેરે ઘરકામમાં માતાને મદદ કરતો. રાત્રે તે હમેશ મુજબ વાચનપ્રિય માતાએ સંઘરી રાખેલાં પુસ્તકો તાપણીને અજવાળે વાંચતો.

શિયાળો પૂરો થતાં સુધીમાં ટૉમસે ઘર બાંધવા માટે જરૂરી લાકડાં પાટિયાં તૈયાર કર્યાં. ઘર માટેની બધી સામગ્રી તૈયાર થઈ ગઈ એટલે, ત્યાંના રિવાજ મુજબ, આસપાસના લોકોને તે બોલાવી લાવ્યો અને તેમની મદદથી એક દિવસમાં પોતાનું ઘર તૈયાર કર્યું. આ ઘર તેના આગલા ઘર કરતાં પ્રમાણમાં મોટું અને સગવડવાળું હતું. પરંતુ પ્રમાદી ટૉમસે તેને બારીબારણાં તો ન જ મૂક્યાં, તેમ જ ભોંયતળિયું પણ માટીનું જ રહેવા દીધું. વરસને અંતે ઘઉં મકાઈનો પાક સારો ઊતર્યો એટલે ટૉમસના કુટુંબનું જીવન આનંદપ્રદ અને કંઈક હળવું બન્યું. એબ હવે નવ વરસનો થયો હતો. ઉંમર વધતાં તેની જિજ્ઞાસા વધુ ને વધુ તીવ્ર થતી જતી હતી. બધાં એકઠાં મળી વાતો કરતાં હોય ત્યારે તે ટૉમસ અને નાન્સીને જાતજાતના અટપટા પ્રશ્નો પૂછતો. ટૉમસ તેના એકે પ્રશ્નનો જવાબ ન આપી શકતો, એટલે હસીને તે કોઈ વાર પોતાની કુહાડી તરફ અને કોઈ વાર નાન્સી તરફ આંગળી ચીંધતો; એમ સૂચવવા કે, કુહાડીના ઉપયોગ સિવાય હું બીજું કશું જાણતું નહિ, નાન્સી કંઈક વિશેષ જાણતી હોવાનો સંભવ છે તેને પૂછી જો. નાન્સી પણ એબના બધા સવાલોના જવાબ આપવા સમર્થ નહોતી; પરંતુ પોતાના દીકરાનું ચાતુર્ય જોઈ તેનું શોકપીડિત મુખ હર્ષથી મલકાતું અને તે એબ તરફ અનન્ય પ્રેમથી સ્થિર નજરે તાકી રહેતી — તેના ભગ્ન હૃદયમાં ઉજ્જ્વળ ભાવિની અનેક આશાઓ ઉદ્‌ભવતી.

એક દિવસ એબે કુતૂહલથી પિતાની બંદૂક ઉપાડી અને થોડે દૂર ફરતી બતક તરફ તાકી. ક્ષણ વારમાં તેણે તેને વીંધી નાખી. ટૉમસ પુત્રની આ સહજ કુશળતા જોઈ રાજી થયો અને તેના ભાવિ માટે નિશ્ચિંત થયો. અરણ્યમાં રહેવું અને બંદૂક વાપરતાં ન આવડે તો કેમ જિવાય? પરંતુ એબ તો દિગ્મૂઢ બની ગયો. થોડી વાર તરફડિયાં ખાઈ નિશ્ચેષ્ટ થયેલા પક્ષી તરફ તે શૂન્યમનસ્ક થઈ જોઈ રહ્યો. આ ક્ષણે તેના હૃદયમાં શી લાગણી ઉદ્‌ભવી, તેણે શી વેદના અનુભવી, એ આપણે નથી જાણતા; પરંતુ બંદૂક ધારણ કરવાનો તેના જીવનમાં આ પહેલો અને છેલ્લો પ્રસંગ હતો.

આમ બધાંના દિવસો આનંદમાં જતા હતા ત્યાં એક અણધારી આફત આવી પડી. પિજિયન ક્રીકમાં જીવલેણ મરકી ફાટી નીકળી. નાન્સી તેમાં ઝડપાઈ અને બધાંને શોકમાં ડુબાડી ચાલી ગઈ. એબને તેની ખોટ સૌથી વધારે સાલી, કારણ કે માતા ઉપર તેને અગાધ પ્રીતિ હતી. આથી માતા જતાં બાળક એબનું જીવન હમેશ માટે એકલવાયું અને વિષાદમય બની ગયું. જતાં જતાં માતા પોતાના મુખની ગ્લાનિ પુત્રના મુખ ઉપર અને તેની આંખોનું અકથ્ય દર્દ પુત્રની આંખોમાં અર્પતી ગઈ. આ દર્દભરી આંખોના કારુણ્યે જીવનભર અનેક વિરોધીઓના વિરોધ તથા વેરીઓનાં વેર શમાવ્યાં અને અસંખ્ય દુઃખીઓનાં દુઃખ મિટાવ્યાં. લિંકનના જીવન ઉપર તેની માતાની ચિરસ્થાયી અસર પડી હતી. પોતાની માતા વિષે તે હમેશાં કહેતો કે, 'ભગવાન મારી માતાનું કલ્યાણ કરો; હું જે કંઈ છું અને હજી પણ થવાની આકાંક્ષા રાખું છું, તે બધું મારી માતાને જ આભારી છે.'

બાર વરસની સારા ઉપર ઘરનો બધો ભાર આવી પડ્યો. એબ તેને ઘરકામમાં મદદ કરતો. આમ તેમનું ગાડું ગબડતું હતું. એવામાં એક દિવસ ટોમસ બાળકોને એકલાં મૂકી પિજિયન ક્રીકથી ચાલી નીકળ્યો. થોડા દિવસ પછી તે ચાર ઘોડાની સરસામાનથી ખીચોખીચ ભરેલી મોટી ગાડીમાં બેસીને પાછો આવ્યો. ગાડીમાં તેની સાથે પ્રૌઢ વયની એક હસમુખી બાઈ અને ત્રણ છોકરાં હતાં. ટોમસે આશ્ચર્યચકિત થયેલાં બાળકોને કહ્યું કે, 'હું તમારે માટે નવી મા લઈ આવ્યો છું.'

સેલી લિંકન (એબ્રહામની નવી મા) પોતાની સાથે ખુરસી, ટેબલ, સોફા, કપડાંથી ભરેલું કબાટ, ગાદલાં, ધાતુનાં વાસણો તથા છરીકાંટા વગેરે સામાન પણ લાવી હતી. આ બધી વસ્તુઓ એબે જિંદગીમાં પહેલી જ વાર જોઈ. સેલી હેતાળ, માયાળુ અને દૃઢ સંકલ્પવાળી સ્ત્રી હતી. તેણે નાન્સીનાં નમાયાં બાળકોને પ્રેમથી પોતાનાં કરી લીધાં અને અભેદભાવે પેટનાં છોકરાંની જેમ ઉછેર્યાં; તેમ જ તેણે ટોમસના તરંગી સ્વભાવમાં પણ સ્થિરતા આણી. એબને તેના પ્રત્યે ભારે મમતા બંધાઈ અને તે તેના જીવન પર્યંત ટકી. તે હમેશાં પોતાની ઓરમાન મા માટે આભારની લાગણી વ્યક્ત કરતો અને તેને ઉમદા સ્ત્રી તરીકે વર્ણવતો.

આવતાંની સાથે સેલીએ ઘરને વ્યવસ્થિત કરી દીધું. આજ સુધી બારીબારણાં વિના રહેલા ઘરને તેણે બારીબારણાં મુકાવ્યાં અને ગરમ કપડાં તૈયાર કરી બધાં બાળકોને પહેરાવ્યાં. અનાજનાં ફોતરાં અને પાંદડાંનાં ગાદલાંને બદલે પીંછાંનાં સુંવાળાં ગાદલાં તેણે તૈયાર કર્યાં. સેલી આવતાં ટોમસના કુટુંબની સિકલ બદલાઈ ગઈ. તે ભણેલી નહોતી, પણ ભણતરની કિંમત બરાબર સમજતી હતી. આથી પાસેના સ્થળે નિશાળ નીકળતાં બધાં બાળકોને તેણે નિશાળે મોકલવા માંડ્યાં. ઇન્ડિયાનાના વસવાટ દરમ્યાન એબને તેની સત્તર વરસની ઉમર સુધીમાં તૂટક તૂટક ત્રણ વખત નિશાળનો લાભ મળ્યો હતો. પણ પાછળથી તેણે પોતે જણાવ્યું છે કે, તેને બધું મળીને માંડ બાર માસનું શાળાનું શિક્ષણ મળ્યું હશે. બધાં બાળકોમાં એબને જ ભણતરનો શોખ હતો. સેલી આ જોઈ ગઈ અને તેના એ શોખને તેણે ઉત્તેજન આપ્યું. તે કહેતી કે, 'એબને નિશાળમાં તેમ જ ઘર આગળ વાંચવા તથા અભ્યાસ કરવા દેવા મેં મારા ધણીને વીનવ્યા. પ્રથમ તો આ વાત તેમને ગળે ન ઊતરી, પરંતુ પાછળથી તેમણે એ વાત કંઈક અંશે કબૂલ રાખી. તે વાંચતો હોય ત્યારે તેને તેમાં ખલેલ ન પહોંચે એની અમે ખાસ કાળજી રાખતાં.'

ઉંમર વધતી ગઈ તેમ તેમ એબની જિજ્ઞાસા તથા વાચનનો શોખ ઉત્તરોત્તર વધતાં જ ગયાં. જે કોઈ ચોપડી તેના હાથમાં આવે તેને તે વાંચી નાખતો. નાનપણમાં જ તેણે બાઈબલ, રૉબિન્સન ક્રૂઝો, પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ, ઈસપની વાતો, હેન્રી ક્લેનું જીવનચરિત્ર, જ્યૉર્જ વૉશિંગ્ટનનું જીવનચરિત્ર વગેરે પુસ્તકો વાંચી નાંખ્યાં હતાં. એક દિવસ એને ખબર પડી કે, દૂરની વસાહતમાં એક માણસ પાસે બીજા લેખકે લખેલું વૉશિંગ્ટનનું ચરિત્ર છે. લાગલો તે તેની પાસે પહોંચ્યો અને એ પુસ્તક માગી લાવ્યો. એક રાત્રે તાપણીના પ્રકાશથી વાંચીને પુસ્તક છાપરાની ફાટમાં ભરાવી તે સૂઈ ગયો. રાત્રે વરસાદ પડ્યો અને તે પુસ્તક પલળી ગયું. તરત જ એ પુસ્તક લઈ તે તેના માલિક પાસે પહોંચ્યો, અને ચોપડીને થયેલા નુકસાનની વાત કરી. માલિકે ત્રણ દિવસની મજૂરીની માગણી કરી. એબ ભારે ચતુર હતો. તેને નુકસાનીનું આ વળતર વધારે લાગ્યું. તેણે પ્રશ્ન કર્યો કે, ત્રણ દિવસની મજૂરી માત્ર નુકસાની પેટે કે આખા પુસ્તક પેટે? માલિકે જણાવ્યું કે, ત્રણ દિવસની મજૂરી કરો એટલે પુસ્તક તમારું. તેને ત્યાં ત્રણ દિવસની મજૂરી કરી એબે એ પુસ્તક પોતાનું કર્યું. નાનપણની પોતાની તીવ્ર જ્ઞાનપિપાસા વિષે લિંકને પોતે જ જણાવ્યું છે કે, 'હું સાવ બાળક હતો ત્યારે પણ કોઈ મારી જોડે મને ન સમજાય એવી રીતે વાતો કરે, ત્યારે હું કેવો ચિડાઈ જતો તે મને બરાબર યાદ છે. મને નથી લાગતું કે, જીવનભરમાં કદી પણ હું એ સિવાય બીજી કોઈ પણ બાબતમાં ગુસ્સે થયો હોઉં; પરંતુ એ વસ્તુ મને હમેશાં અસ્વસ્થ કરી મૂકતી. આજે પણ મને એ અસ્વસ્થ કરતી રહી છે. સાંજે પાડોશીઓ મારા પિતા જોડે વાતો કરતા તે મને ન સમજાતી તો કેમે કરી મને ઊંઘ ન આવતી, અને મને ન સમજાતી

વાતનો ચોક્કસ અર્થ શો છે તે સમજવા પ્રયત્ન કરતો મોડી રાત સુધી હું મારી સૂવાની ઓરડીમાં આંટા માર્યા કરતો. હું ઊંઘી જવા બહુ મથતો, પણ વાતનો મર્મ ન સમજાય ત્યાં સુધી કેમે કરી ઊંઘી ન શકતો; અને એ સમજાયા પછી પણ મારા મનમાં એને વારંવાર ઘૂંટતો, તથા એ વાત નાનું બાળક પણ સહેલાઈથી સમજી શકે એટલી સરળ ભાષામાં મારાથી રજૂ કરી શકાય ત્યાં સુધી મને સમાધાન થતું નહિ.'

[ ચાલુ ] મણિભાઈ દેસાઈ

# જોડણીનો પ્રશ્ન

જોડણીકોશની આજ સર્વમાન્ય થવા આવેલી જોડણી વિશે 'ઊર્મિ'ના બે અંકથી ચર્ચા પ્રસિદ્ધ થાય છે. 'ઊર્મિ'-કાર જો જોડણીની એ એકવાક્યતા સ્વીકારતા હોય, તો આ ચર્ચાને તેઓ અસ્થાને ગણત, અથવા છાપત તોપણ પોતા તરફથી ઉમેરત કે, જોડણીકોશ દ્વારા ગુજરાતને સાંપડેલી એકવાક્યતાને હવે સંભાળવી અને અપનાવવી એ જ ઠીક છે. પરંતુ, તેના એક સંપાદક જ ચર્ચાકાર છે અને એવું કહીને કે, 'ગાંધીજીનું વાક્ય * . . . કબૂલ રાખીને હું આજ લગી તો જોડણીકોશની જોડણીને જ અનુસર્યો છું.' એટલે 'ઊર્મિ' જોડણીકોશની જોડણી હવે નથી સ્વીકારતું એમ મનાય.

જોડણીનો પ્રશ્ન ગાંધીજીએ આજથી લગભગ ૧૫-૨૦ વર્ષ પર મન પર લીધો, અને તે કામની ગોઠવણ કરી. અને તે મુજબ કામ શરૂ કર્યું. તે વખતે તરત જ એક એવો સાક્ષરી વિરોધ થયો કે, જોડણીનો પ્રશ્ન બહુજનોનો નથી, તે તો સાક્ષરોનો છે; જોડણીમાં બહુજન શું સમજે! વાત સાચી છે; કયા શબ્દની કઈ જોડણી રાખવી એ ચર્ચા તેઓ ન સમજે. પણ, બહુજનની ભાષા અમુક ચોક્કસ રૂપે લખાય ને વંચાય એ બહુજનની ગરજ ખરી ને? એ ગરજ તો સાક્ષરોની પણ ખરી. પણ તેમને અન્ય પણ અનેક ગરજો રહી: બહુજનને તો એકવાક્ય જોડણી જોઈએ, તે કરી આપવી એ ભાષાપ્રેમીનું કામ છે.

કોણ જાણે શાથી, પણ સાક્ષરો તો સાહમારી જ કરે એવો કાંઈક અવગ્રહ લાગેલો દેખાય છે. જોડણીના એમના પ્રયત્નોમાંથી એકવાક્યતા ન જ ઝરી. કારણ કદાચ એ હોય કે, આવા પ્રશ્નો માત્ર સાક્ષરતા અને વ્યુત્પત્તિશાસ્ત્રના જ નથી; સમાજનાં અન્ય વ્યાપક કામોની જેમ આમાં પણ નિર્મમ થઈને છૂટછાટ મૂકવાની, બાંધછોડ કરવાની, ઉદાર કુનેહ પણ જોઈએ. ગાંધીજીએ તે બતાવીને માર્ગ સૂચવ્યો અને એ રાહે કામ કરતાં કદાચ કોઈએ નહીં કલ્પેલી એકવાક્યતા આજ જન્મી છે.

કોઈ પણ ભાષામાં એક સર્વમાન્ય વ્યુત્પત્તિ મળી શકે છે? કેટલીય વિદ્વત્તા ખર્ચાય ત્યારે તેમાં કદાચ કાંઈક નિશ્ચિતિ આવે. તે દશાએ પહોંચતાં વર્ષો લાગે. કેડ કસીને, તેના પ્રેમને જ ખાતર, મંડી પડે એવા પ્રતિભાવાન વિદ્વાનો જો નસીબમાં ન હોય, તો તે ન પણ બને. ત્યાં સુધી શું લેખકો જોડણી વગર બેસી રહે? કોઈ ભાષામાં એવું બન્યું છે? એટલે, જોડણીનો પ્રશ્ન વ્યુત્પત્તિશાસ્ત્રથી જરા નિરાળો પણ જોવો જોઈએ. એટલું જ નહિ, જો રૂઢ ને સર્વમાન્ય જોડણી મળતી હોય ને ચાલતી હોય, તો તેને માત્ર વ્યુત્પત્તિશુદ્ધિને જ ખાતર ઉથાપવામાં બહુ માલ નથી: વ્યુત્પત્તિકાર ને વૈયાકરણી રૂઢિને નામે તેની નોંધ લઈ લે, એટલે શાસ્ત્રશુદ્ધિના દેવો સંતુષ્ટ થઈ શકે છે. આગળ પડતી ભાષાઓમાં એમ જ બન્યું છે. પછીથી ક્યાંક કશું નવું કરવું જ જોઈએ એમ લાગે, તો ત્યાં નવો વિકલ્પ ઉમેરીને તેનો રસ્તો કઢાય છે. પ્રજામત એ વિકલ્પમાંથી છેવટે જેને અપનાવે તે રૂપ રહે; ઘસાઈ ગયેલું જીર્ણ રૂપ આગળ પર કોશકાર રદ કરે. જેમ કે, civilize, civilise જેવા શબ્દોમાં s, z નું અંગ્રેજીમાં.

વ્યુત્પત્તિ-દીપ જેટલો માર્ગ દેખાડે તેટલો ગયા પછી ત્યારે શું કરવું? તેને માટે શિષ્ટ લેખકોની રૂઢિ તથા શિષ્ટ બોલનારાનો ઉચ્ચાર જ આધાર રહે છે. અહીં પ્રશ્ન થશે કે શિષ્ટ કોને કહેવું? એનો ઉત્તર શબ્દબદ્ધ કરવો જેટલો અઘરો છે તેટલો વ્યવહારમાં અઘરો નથી. હું કબૂલ કરું છું કે, તેમાં તુક્કા ને તરંગો પણ ચાલી શકે છે. તો ભાષાઓની ઉત્પત્તિ, વિકાસ અને શબ્દસિદ્ધિમાં ક્યાં

* "હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી."—એ વાક્ય.

ઓછા હોય છે? જરા પણ ભાષાશાસ્ત્ર જાણનાર એ તો જાણે જ છે. તેથી નો તેના જેવો લૂખો વિષય પણ રસપ્રદ થઈ શકે છે. પણ એ વાત છોડીએ. શિષ્ટાશિષ્ટનો ઝઘડો ટળે તે સારુ, બહુમાન્ય થઈ શકે એ હમે કામ કરીને જોડણીકોશે તે પરત્વે પણ નિર્ણય કરીને એક રૂપ યા વિકલ્પ રાખવો ઘટે, ત્યાં વિકલ્પ યોજીને રસ્તો કરી આપ્યો છે.

આ ઉપરાંત એક બીજી મુશ્કેલી પણ જોડણીકારને તો છે. અને તે એ કે, ગમે તેટલું કરતાં છતાં પણ લિપિની સંપૂર્ણ ઉચ્ચારવાહિતા લગભગ અસાધ્ય છે;— સિવાય કે તમે જરૂર પ્રમાણે નવા અક્ષરો ઉમેરતા જ જાઓ, જે કદી બને એમ નથી. રોમન કરતાં નાગરી લિપિ વધારે શુદ્ધ, શાસ્ત્રીય ઉચ્ચારવાહી હોવા છતાં તે પણ ૧૦૦ ટકા નથી. તેથી લોક પોતાના જૂના અક્ષરોથી કામ લેતાં ટેવાય છે ને જરાતરા ઉચ્ચાર બગડે તોય બેદરકાર રહે છે ને નભાવી લે છે. બહુજનોનો માર્ગ એ જ હોઈ શકે.

આપણી જ લિપિને અંગે પ્રશ્ન લઈએ: જેમ કે, હશ્રુતિ અને યશ્રુતિ.

શ્રુતિ સ્પષ્ટ કરવી કેવી રીતે બને? સ્વ. નરસિંહરાવે 'હમે, હમારી' 'આંખ્ય' ઇ૦ રૂપો ચલાવ્યાં. તે ન ચાલ્યાં. 'અમ્હે'-પક્ષ પણ હતો. એ પક્ષ પણ કેમ ફાવે? તો તો જોડાક્ષરો જ કેટલા વધી પડે? અને જે શ્રુતિ છે ને લખ્યે ઓછી જ વાચ્ય થવાની હતી? આપણા 'ચ' 'જ' અને મરાઠી 'ચ' 'જ' ને લિપિથી શી રીતે પહોંચી વળાશે? આમાંથી છેવટે માર્ગ જ કાઢવો રહ્યો. જોડણીકોશે તેથી નિયમ આપ્યો કે, જોડાક્ષરથી તો તે વ્યક્ત ન કરવી; જોઈએ તો સ્પષ્ટ લખો, અથવા તો તેનો અધ્યાહાર રાખી ઉચ્ચારણ પર છોડો. આમ કહીને વિકલ્પો વધારવા એ પણ ઠીક નહિ: બનતી એકવાક્યતા આણવી જોઈએ. એટલે શિષ્ટતાની જેમ, એ નિયમને પણ કોશમાં શબ્દો દ્વારા વિશદ ને વ્યાખ્યાત કરી આપ્યો, જેથી કામ સરળ થઈ જાય.

સમાજના દરેક પ્રશ્નની જેમ આ જોડણીના પ્રશ્નમાં પણ કાંઈક તોડ આણવાનો ઉપાય તો જોઈએ જ. ચાંદગના ઘાની પેઠે વારંવાર ને જે આવે તે એને ઉખેડ્યા કરે તો શું થાય? એટલે, એક વાર એકવાક્યતા પર આવ્યા પછી એને અક્ષત રાખી, જે નાનાસૂના ફેરફારો કરવા જ જોઈએ એમ લાગે તે, એકવાક્યતાનું વાતાવરણ સંભાળીને, કરવા. પણ એ તો વિરલ અને અનિવાર્ય પ્રસંગે જ હોય. બાકી આ બાબતમાં શ્રી. નગીનદાસે મને બંગાળી જોડણી વિષે એક કહેવા જેવી હકીકત જણાવી તે જ સામાન્ય ન્યાય હોઈ શકે.

એકધારી જોડણીનો પ્રશ્ન આપણી બીજી પ્રાંતીય ભાષાઓમાં પણ ઓછોવત્તો છે. બંગાળીને અંગે તે પ્રશ્નનો ઉકેલ આણવા કલકત્તા યુનિવર્સિટીએ એક કમિશન નીમ્યું હતું. તેણે આપણે ત્યાંની જેમ સૌ વિદ્વાનોને મળીને કાંઈક નિયમો તારવ્યા. તે લઈને તેઓ કવિવર રવીન્દ્રનાથ પાસે પણ ગયા. તેમણે કહ્યું કે, 'આ કામ જો ઊકલે તો બહુ સારું થાય; આવા આવા મારા આગ્રહો છે; તમે તે સંઘરી શકો તો સંઘરો; ન સંઘરી શકો તો છોડજો. છેવટે જે ઠરાવ પર તમે આવશો તેને હું માન્ય કરીશ.' અને શ્રી. નગીનદાસ જણાવે છે કે, તેમણે પોતાનાં પુસ્તકોમાં જોડણીનો તે મુજબ ફેરફાર પણ હવે કરી લીધો છે.

પોતાના અતિ આગ્રહને કારણે, સંભવ છે કે, કવિવર જેમ કોઈ ન જ કરી શકે; તેવા પણ બહુજનમાન્યતાને ઉથાપે તો નહીં જ. નહિ તો તે નાહક બુદ્ધિભેદ જ ઊભો કરશે. તેવા લેખકો પોતાનો આગ્રહ પોતા પૂરતો સેવે તો તેટલા પ્રમાણમાં ઓછું નુકસાન તો થાય જ. એ બાબતમાં આપણા વિદ્વાન શ્રી. બ૦ ક૦ ઠા૦નો દાખલો યાદ આવે છે. વિદ્યાપીઠના 'કાવ્યપરિચય'માં લીધેલાં તેમનાં કાવ્યોની જોડણી એમણે સર્વમાન્ય જોડણીકોશ પ્રમાણે કરવા દેવા અમને છૂટ આપી.

પોતાના મતના તેવા આગ્રહીઓ પણ જો શુદ્ધિનો આગ્રહ નહીં રાખે, પોતાના ફરકને જ મર્યાદિત કરીને નહિ રહે, તો તેઓ તો કશું પોરસ નથી પાળતા એ તો સ્પષ્ટ થયું, પરંતુ અન્યને એકવાક્યતામાંથી ઉતારી પાડી પોતાની શિથિલતાનો ચેપ લગાડી ચોખ્ખી અસેવા કરશે એમાં શંકા નથી. જોડણીનો પ્રશ્ન છેવટે જઈને એકવાક્યતાનો છે. વારે વારે તેને ઉથાપ્યે જવાથી જ સાક્ષરો ગઈ પીસી સુધી કશું સાધી ન શક્યા. એ ભૂલ ફરી ન થાઓ. બહુજનની જે જરૂર છે તેને પ્રમાણી કામ સરળ કરવામાં જ સાક્ષરી ડહાપણ પણ છે.

મગનભાઈ દેસાઈ

# વહેવારુ ખગોળ—૪

## રેખાંશ અને કાલસાધન

કોઈ પણ દિવસે કોઈ પણ સ્થળે સૂર્યની મધ્યાહ્નછાયા પરથી તે સ્થળના અક્ષાંશ કેવી રીતે કાઢવા તે આપણે ગયા લેખમાં જોયું. એટલે હવે કોઈ પણ સ્થળના રેખાંશ કેવી રીતે કાઢવા એ પ્રશ્ન સ્વાભાવિક રીતે આવે છે. પણ રેખાંશ કાઢવા માટે પહેલાં સમય કેવી રીતે માપવામાં આવે છે એ સમજવું જરૂરનું છે, તેથી તે વિષય પહેલાં લેવો પડશે.

હિંદુસ્તાનમાં ઘણીખરી જગાએ હાલમાં સ્ટેન્ડર્ડ ટાઈમ વપરાય છે; રેલવે, તાર અને ટપાલ પણ આ જ સમય વાપરે છે. આ સમયનું ખરું નામ 'ઇંડિયન સ્ટેન્ડર્ડ ટાઈમ' (હિંદુસ્તાનનો પ્રમાણકાળ) છે. આ સમય ગ્રીનિચના સમય કરતાં ૫॥ કલાક વહેલો રાખવામાં આવ્યો છે; બીજી રીતે કહીએ તો, આ સમય ૮૨॥ રેખાંશવાળાં સ્થળોનો સમય છે.

આ સમય ઉપરાંત એક બીજો સમય પણ હિંદુસ્તાનનાં બે પાંચ શહેરોમાં વપરાય છે; તેને 'લોકલ ટાઈમ' અથવા 'મુંબઈ ટાઈમ', 'કલકત્તા ટાઈમ', વગેરે કહે છે. આ સમય દરેક સ્થળ માટે જુદો જુદો હોય છે; જેમ કે મુંબઈ ટાઈમ અને કલકત્તા ટાઈમ જુદા છે. આ સમયનું બરાબર નામ 'મીન લોકલ ટાઈમ' (મધ્યમ સ્થાનિક કાળ) છે. ટૂંકામાં તેને 'લોકલ ટાઈમ' (સ્થાનિક કાળ) કહે છે.

સ્થાનિક કાળ વિષે સામાન્ય સમજણ એવી છે કે, કોઈ પણ સ્થળે કોઈ પણ દિવસે મધ્યાહ્ને તે સ્થળનો સ્થાનિક કાળ ૧૨ વાગ્યાનો હોય છે. આ સમજણ લગભગ ખરી છે, પણ બરાબર ખરી નથી. નીચેનો પ્રયોગ કરવાથી આની ખાતરી થશે.

એક બરાબર વખત આપનારું, એટલે વહેલું કે મોડું ન જનારું, ઘડિયાળ લો અને કોઈ પણ દિવસે મધ્યાહ્ને, એટલે જ્યારે સૂર્યના તાપમાં લાકડીની છાયા પૃથ્વી પર દોરેલી યામ્યોત્તર રેખા પર પડે, ત્યારે તે ઘડિયાળને બરાબર ૧૨ કલાક પર મૂકો. એક અઠવાડિયા પછી ફરીને મધ્યાહ્ને તે ઘડિયાળમાં વખત જુઓ. થોડી મિનિટનો ફરક માલૂમ પડશે. જાન્યુઆરી, ફેબ્રુઆરી, જૂન, જુલાઈ, નવેંબર અને ડિસેંબર મહિનામાં ઘડિયાળ આગળ ગયેલું માલૂમ પડશે અને બાકીના મહિનાઓમાં તે પાછળ પડેલું જણાશે. આનું કારણ શું તે જોઈએ.

સૂર્ય સ્થિર છે, પણ પૃથ્વી ફરે છે, તેથી સૂર્ય ફરતો દેખાય છે. પૃથ્વીને બે ગતિ છે: એક ૨૪ કલાકમાં પોતાની ધરી પર, અને બીજી ૧ વર્ષમાં સૂર્યની આસપાસ. એમાંની પહેલી ગતિ એકસરખી છે, પણ બીજી એકસરખી નથી, એટલે પૃથ્વી સૂર્યની આસપાસ કોઈ વાર ધીમેથી તો કોઈ વાર જલદીથી ફરે છે. આથી બે મધ્યાહ્નની વચ્ચે કોઈ વાર થોડો, તો કોઈ વાર વધારે સમય જાય છે. પણ ઘડિયાળો તો હંમેશાં એકસરખી ગતિથી જ ચાલી શકે, તેથી વરસ દરમ્યાનની પૃથ્વીની સરાસરી ગતિને હિસાબે ઘડિયાળની ગતિ રાખવામાં આવી છે. ઘડિયાળની આ ગતિ નીચે મુજબ નક્કી કરવામાં આવે છે: આજના મધ્યાહ્નથી માંડીને આજથી ૩૬૫મા મધ્યાહ્ન સુધીમાં કુલ જેટલો સમય જાય તેના ૮૭૬૦મા ભાગની બરાબર ૧ કલાક લેવામાં આવ્યો છે. (૩૬૫×૨૪=૮૭૬૦). આ પ્રમાણે આવેલા ૧ કલાકના ૬૦મા ભાગને ૧ મિનિટ અને તેના ૬૦મા ભાગને ૧ સેકંડ ઠરાવી છે. આમ ઘડિયાળથી જણાતો વખત એ પૃથ્વીની વરસ દરમ્યાનની સરાસરી (મધ્યમ) ગતિ મુજબનો હોવાથી તેને 'મધ્યમ કાળ' (મીન ટાઈમ) કહે છે. બે મધ્યાહ્નની વચ્ચેનો સમય ઘડિયાળના ૨૪ કલાક કરતાં કોઈ વાર વધારે તો કોઈ વાર ઓછો શા માટે હોય છે, એ હવે સ્પષ્ટ થયું હશે.

આ લેખને છેડે કોષ્ટક ૩ જું આપેલું છે તે જુઓ. તેમાં દરેક અંગ્રેજી માસની ૧લી, ૧૧મી અને ૨૧મી તારીખે મધ્યાહ્નને મધ્યમ સ્થાનિક કાળ કેટલો હોય છે તે આપ્યું છે. તે ઉપરથી કોઈ પણ દિવસે મધ્યાહ્ને મ૦ સ્થા૦ કા૦ (મધ્યમ સ્થાનિક કાળ) કેટલો હશે તે જાણી શકાય છે અને તે પ્રમાણે મધ્યાહ્ને ઘડિયાળ મૂકવાથી તે ઘડિયાળ તે સ્થળનો મ૦ સ્થા૦ કા૦ બતાવશે.

હવે સ્ટેન્ડર્ડ ટાઈમ કાઢવાની રીત આપીએ છીએ. આપણે જોયું કે ૮૨॥ રેખાંશનો મ૦સ્થા૦કા૦ તે જ હિંદુસ્તાનનો સ્ટેન્ડર્ડ ટાઈમ છે. આથી

આપણી પાસે સ્ટૅ૰ ટા૰ (સ્ટૅન્ડર્ડ ટાઇમ) બતાવતું ઘડિયાળ હોય, તો આપણે કોઈ પણ સ્થળના રેખાંશ કાઢી શકીએ; અને આથી ઊલટું, જો કોઈ પણ સ્થળના રેખાંશ જાણવામાં હોય, તો સ્ટૅ૰ ટા૰ જાણી શકાય છે. ઉદાહરણો લેવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે.

ઉદા૰ ૧લું. અમદાવાદમાં જાન્યુઆરીની ૧૬મી તારીખે સૂર્યના તાપમાં લાકડીની છાયા યામ્યોત્તર રેખા પર પડી તે વખતે સ્ટૅ૰ ટા૰ ૧૨ ક. ૪૯ મિ. ૨૯ સે. હતો, તો અમદાવાદના રેખાંશ શોધી કાઢો.

કોષ્ટક ૩જામાં જાન્યુ. તા. ૧૧ અને ૨૧ના મધ્યાહ્નના મ૰ સ્થા૰ કા૰ અનુક્રમે ૧૨ ક. ૭ મિ. ૪૫ સે. અને ૧૨ ક. ૧૧ મિ. ૧૩ સે. આપેલ છે. તે ઉપરથી ત્રિરાશિની રીતે તા. ૧૬ના મધ્યાહ્નનો મ૰ સ્થા૰ કા૰ ૧૨ ક. ૯ મિ. ૨૯ સે. આવ્યો; પણ તે વખતનો સ્ટૅ૰ ટા૰ ૧૨ ક. ૪૯ મિ. ૨૯ સે. છે, તેથી મ૰ સ્થા૰ કા૰ એ સ્ટૅ૰ ટા૰ કરતાં ૪૦ મિ. પાછળ છે. ૪૦ મિનો ફરક રેખાંશના ૧૦ અંશે પડે છે (૨૪ કલાકમાં ૩૬૦ અંશને હિસાબે), અને સ્ટૅ૰ ટા૰ એ ૮૨॥ રેખાંશનો મ૰ સ્થા૰ કા૰ છે, તેથી ૮૨॥ – ૧૦=૭૨॥ એ અમદાવાદના રેખાંશ આવ્યા.

ઉદા૰ ૨જું. અમદાવાદના રેખાંશ ૭૨॥ છે, તો જાન્યુઆરીની ૧૬મી તારીખે લાકડીની છાયા યામ્યોત્તર રેખા પર પડે તે વખતે સ્ટૅ૰ ટા૰ કેટલો હશે?

આ ઉદાહરણ ૧લા ઉદાહરણથી ઊલટું છે. ૧લા ઉદાહરણ પ્રમાણે તા. ૧૬ જાન્યુ.ના મધ્યાહ્ને મ૰ સ્થા૰ કા૰ ૧૨ ક. ૯ મિ. ૨૯ સે. આવ્યો. સ્ટૅ૰ ટા૰ એ ૮૨॥ રેખાંશનો મ૰ સ્થા૰ કા૰ છે. ૮૨॥–૭૨॥=૧૦ રેખાંશના ફરકથી સમયમાં ૪૦ મિ.નો ફરક પડે (૨૪ કલાકમાં ૩૬૦ અંશને હિસાબે), તેથી ૧૨ ક. ૯ મિ. ૨૯ સે.+૪૦ મિ. =૧૨ ક. ૪૯ મિ. ૨૯ સે. એ અમદાવાદમાં તા. ૧૬ જાન્યુ.ના મધ્યાહ્નનો સ્ટૅ૰ ટા૰ આવ્યો.

આથી અમદાવાદમાં તા. ૧૬ જાન્યુઆરીએ મધ્યાહ્ને મ૰ સ્થા૰ કા૰ ૧૨ ક. ૯ મિ. ૨૯ સે. અને સ્ટૅ૰ ટા૰ ૧૨ ક. ૪૯ મિ. ૨૯ સે. છે, અને તે વખતે એ પ્રમાણે ઘડિયાળો મૂકવાથી તે ઘડિયાળો અનુક્રમે અમદાવાદનો મ૰ સ્થા૰ કા૰ અને સ્ટૅ૰ ટા૰ બતાવશે. આ બે ઘડિયાળોની વચ્ચે હંમેશાં ૪૦ મિનિટનો ફરક રહેશે.

હરિહર ભટ્ટ

કોષ્ટક ૩ જું: મધ્યાહ્નનો મધ્યમ સ્થાનિક કાળ

| | તા. ૧ | | | તા. ૧૧ | | | તા. ૨૧ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| માસ | ક. | મિ. | સે. | ક. | મિ. | સે. | ક. | મિ. | સે. |
| જાન્યુઆરી | ૧૨ | ૩ | ૧૯ | ૧૨ | ૭ | ૪૫ | ૧૨ | ૧૧ | ૧૩ |
| ફેબ્રુઆરી | ૧૨ | ૧૩ | ૩૭ | ૧૨ | ૧૪ | ૨૩ | ૧૨ | ૧૩ | ૫૦ |
| માર્ચ | ૧૨ | ૧૨ | ૩૮ | ૧૨ | ૧૦ | ૨૧ | ૧૨ | ૭ | ૩૧ |
| એપ્રિલ | ૧૨ | ૪ | ૧૧ | ૧૨ | ૧ | ૧૮ | ૧૧ | ૫૮ | ૫૨ |
| મે | ૧૧ | ૫૭ | ૮ | ૧૧ | ૫૬ | ૧૮ | ૧૧ | ૫૬ | ૨૩ |
| જૂન | ૧૧ | ૫૭ | ૩૨ | ૧૧ | ૫૯ | ૧૭ | ૧૨ | ૧ | ૨૩ |
| જુલાઈ | ૧૨ | ૩ | ૨૯ | ૧૨ | ૫ | ૧૨ | ૧૨ | ૬ | ૧૧ |
| આગસ્ટ | ૧૨ | ૬ | ૧૪ | ૧૨ | ૫ | ૧૩ | ૧૨ | ૩ | ૧૫ |
| સપ્ટેમ્બર | ૧૨ | ૦ | ૧૩ | ૧૧ | ૫૬ | ૫૪ | ૧૧ | ૫૩ | ૨૨ |
| ઑક્ટોબર | ૧૧ | ૪૯ | ૫૮ | ૧૧ | ૪૭ | ૦ | ૧૧ | ૪૪ | ૪૯ |
| નવેમ્બર | ૧૧ | ૪૩ | ૪૧ | ૧૧ | ૪૪ | ૧ | ૧૧ | ૪૫ | ૪૫ |
| ડિસેમ્બર | ૧૧ | ૪૮ | ૪૯ | ૧૧ | ૫૨ | ૫૮ | ૧૧ | ૫૭ | ૪૭ |

## निष्काम आमंत्रण

ગુજરીહાટ કહે છે:

બધા આવો. જેની પાસે આપવાનું હોય તે આવો, અને જેને કંઈ જોઈતું હોય તે પણ આવો. મિત્ર થઈને આવો, અને રાજી થઈને જાઓ. મારે ત્યાં બધા આવો, પણ કામ સર્યે કોઈ રહેશો મા. અને ૭ દિવસની શાંતિ આપો. એક દિવસ તમારી સેવા કરીશ. જે લાવો તે બધું આપી જ દો. કશું પાછું લઈ ન જતા, અને મારે માટે પણ કશું ન રાખતા.

આવનારને માથે એક જ શરત:

સાચો માલ લાવજો અને પારખીને લેજો. મિત્ર થઈને આવજો ને રાજી થઈને જજો.

काका कालेलकर

# યુદ્ધના દેશમાં

યુદ્ધ શરૂ થયા પછી આપણે ત્યાં છાપાંમાં એક વાદવિવાદ ઊઠ્યો હતો. એક પક્ષે કહ્યું, 'યુદ્ધ જાગ્યું તે સારું થયું. કાગળ, શાહી ઇ૦ની તંગીને કારણે કેટલુંય કચરા-સાહિત્ય છપાતું આપોઆપ મટશે, એ ફાયદો થશે.' પ્રતિપક્ષે કહ્યું, 'ના, ના; સાહિત્ય ઓછું શું કામ થાય? અને થશે તો તે દુઃખદ ગણાવું જોઈએ, કેમ કે નરસા સાથે સારું પણ નહીં રૂંધાય કે?'

આ ચર્ચા આપણી દૃષ્ટિ, દુરંદેશી, અને હિતાહિત-વિચારની દશાની પારાશીશી જેવી છે. કચરા-સાહિત્યને દૂર કરવા યુદ્ધ આવકારવું પડે શું કામ? કચરા-સાહિત્ય જ આર્થિક તંગીથી સપડાશે એવું સીધું નિગમન કેવી રીતે માની શકાય? અને જો કચરા-સાહિત્ય છે અને તે કોઈ પણ કારણે ટળે, તો તેને સાચવવાની પણ શી ચિંતા? વળી, યુદ્ધને ખાસ પ્રસંગે કયું સાહિત્ય ઇષ્ટાનિષ્ટ એની તો આમાં ચર્ચા જ ન મળે, એ કેવો વાદવિવાદ!

આ સંબંધે, અને સામાન્ય રીતે જીવનનાં બીજાં બધાં ક્ષેત્રોમાં, યુદ્ધના દેશમાં શી સ્થિતિ વર્તે છે તે તરફ જરા જોવા જેવું છે.

યુદ્ધ ફાટી નીકળતાં વિલાયતના વડા પ્રધાને દેશને ઉદ્‌બોધન કર્યું કે, "દેશનું સામાન્ય કામકાજ ચાલુ રહેવું જોઈએ." લંડન ટાઈમ્સની સાહિત્યપૂર્તિએ (તા. ૯-૯-'૩૯) લાંબો અગ્રલેખ લખ્યો, "પુસ્તકોનો પ્રવાહ ચાલુ રહેવો જોઈએ." અને એમાં જણાવ્યું, "દેશની સુરક્ષિતતા સારુ રંગભૂમિ, સિનેમા વગેરે મનોરંજનો બંધ કરવાનો ઠરાવ થયેલો હોવાથી, રાષ્ટ્રની પુસ્તકની ભૂખ ઊલટી વધી છે, તે પૂરી પાડવાનો નિશ્ચય છે. . . . પુસ્તકો તો રૂઝ આણનારી દવા છે; એમના કિલ્લાઓમાં નિઃશસ્ત્રીકરણ નહીં, ઊલટું શસ્ત્રધારણ હોવું જોઈએ. . . . એમાં યુદ્ધ અને રાજકારણ પર પુસ્તકો મુખ્ય થશે. . . . હળવું વાચન અને ખાસ તો બાળવાચન માટે પુસ્તકો ખાસ જરૂરનાં થવાનાં. અને અમારા ગયા યુદ્ધના અનુભવ પરથી કહી શકાય કે, કાવ્ય અને ફિલસૂફીનાં પુસ્તકો માટે માગ વધશે. . . . સાહિત્ય તો આજ, કાલ અને આવતી કાલના માનવ આત્માનું ચિંતન છે. અનિષ્ટથી ભાંગેલાં હૃદયને તે ફરી સાજાં કરી શકે છે. રાજકારણની કૃતિઓ કાળના વાયરા પર ફાવે છે ને કાળવશ થઈ અંત પામે છે; કળાની કૃતિ તો ચિરંતન છે."

આ તો થઈ પુસ્તકપ્રકાશનને અંગેની વાત. પરંતુ, જીવનમાં બધાં જ ક્ષેત્રોમાં યુદ્ધે જાગૃતિ, સાવચેતી, નિશ્ચય, સમયસૂચકતા, સહનશક્તિ, જાતમહેનત વગેરે ગુણો ખીલવ્યા છે. સામાન્ય વખતમાં ઘરનો વાડો ફૂલનો બાગ કરવામાં વપરાય, તેમાં ફૂજી કે બદારા નથી નંખાતા. આ લડાઈ આવી કે સૌ વિચારવા લાગી ગયા છે કે, ફૂલ જોતા રહેવાનો આ કાળ નથી. ગયા મહાયુદ્ધ વખતે જેમ વાડામાં શાકપાંદડું કરેલું, તેમ કરવું જોઈએ. આવી શાકભાજી કરવાને માટે જરૂરી સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે.

એવું જ મરઘાંબતકાંનું લોક કરે છે. અર્ધુંક ડઝન તે પાળ્યાં હોય તો વગર કશા ખર્ચે ને એંઠવાડ ખાઈ ગયાના વળતરમાં ઈંડાં આપે. એટલે લોકો તે ખરીદવા લાગ્યા છે. તે કઈ જાતનાં લેવાં, કયાં સારાં, વગેરેનું જ્ઞાન મેળવીને તેઓ ખરીદે છે.

તેઓ માંસાહારી લોક રહ્યા. એટલે જો જગા હોય તો ડુક્કર પણ પાળે. તે પણ કચરોકૂટો ફૂંદી ખાઈ તેમને ખાવા જોગ માંસ કરી આપે.

લોકોની આવી વ્યુત્પન્ન બુદ્ધિ પરિશ્રમ, જાતમહેનત, અને જવાબદારી સૂચવે છે. એવાં રાષ્ટ્રો યુદ્ધ જેવાં સાહસ ખેડી શકે.

લોકોના વાડા અને ઘરો તરફથી હવે શાળાઓ તરફ વળીએ. ત્યાં પણ આવી જ નિશ્ચય-બુદ્ધિ, સંકટ સામે એક હાથે થવાની તૈયારી, અને કશી કચકચ કે ક્લેશ વિના ઝપોઝપ અનુકૂળ થઈ જવાનો ઉત્સાહ જોવા મળે છે. ઇંગ્લંડની સરકારે પહેલો ઠરાવ તો એ કર્યો કે, ગીચ વસ્તીનાં શહેરો—મુખ્યત્વે લંડન—માંથી નાનાં બાળકો ને માતાઓને ખસેડી લેવાં જોઈએ. ખસેડીને ક્યાં લઈ જવાં? ઠરાવ થયો કે, ગ્રામપ્રદેશમાં જોગવાઈ પ્રમાણે તેમને ગોઠવી દેવાં. એટલે જોગવાઈ ક્યાં ક્યાં ને કેટલી છે તેનાં પત્રકો તૈયાર થયાં. પોતાના દેશનાં બાળકો તથા માતાઓને સ્વાગત આપવા ઘરો વિચારાયાં. લોકોએ પોતાના ઘરની સવડ પ્રમાણે મહેમાનો માગી લીધા. અને એમ કરીને લગભગ ૧૪ લાખની સંખ્યા, યુદ્ધ શરૂ થતાં વેંત, ત્રણ જ દિવસમાં આ 'સ્વાગતવિભાગો'માં મોકલી દેવામાં આવી! આવડી મોટી ઊથલપાથલમાં કાંઈક અગવડ, કાંઈક ગરબડ, કાંઈક બાધાઈ, અને અવ્યવસ્થા જરૂર થઈ છે, પણ સરવાળે એ કામ ભારે ગણાય.

આ કાંઈ જડ સરસામાન નથી કે ગમે ત્યાં ખડકી દેવાય. આ તો જીવંત બાળકો. તેમની કેળવણીનું શું? તેમની સુખાકારીનું શું? તેમના સમયનો સદુપયોગ શી રીતે થાય? કેળવણીખાતાએ એ સંજોગોમાં જેવી બની શકે એવી કેળવણીની જોગવાઈ કરી આપી. ગામે-ગામ જરૂર પ્રમાણે શિક્ષકો મોકલી આપ્યા એટલું જ નહિ, દેશમાં લગભગ ૫૦ મોટી શાળાની છાવણીઓ કાઢી;—દરેકમાં ૩૫૦ છોકરાં રહી શકે—ખાય, પીએ ને ભણે એવી. આવી છાવણીઓ, એકના ૨૨ હજાર પૌંડના ખર્ચથી, બાંધવામાં આવી.

વર્ધા યોજનાના ટીકાકારોએ જરા સમજવા જેવી એક વાત કહી આ વર્ણન પૂરું કરીશ. ગ્રામપ્રદેશમાં બાળકો ગયાં તેમને ખેતીવાડીમાં કામ કરવા લઈ જવામાં આવે છે. યુદ્ધને કારણે મોટાઓ ઓછા થયા, એટલે બાળકો તેમના જોગી મદદ આપે એય કીમતી ગણાય. ખેતરમાં બટાટા વીણવા, ગોડવા, ખોદવા તેમને લઈ જાય છે. ટાઈમ્સનો લેખક લખે છે કે, પોતાનાં ગ્યાસ-મોઢિયાં પાસે મૂકીને બાળકો કલ્લોલ કરતાં આ કામો કરે છે. ઇંગ્લંડની રાણી આ કામ કરતાં બાળકોને ખેતરમાં મળવા ગઈ એનું ચિત્ર હમણાં જોયું; એમની સાથે સાદું ગરીબને છાજે એવું ખાણું લીધું

હવે આ નવી નિશાળો ચાળે પડતી જઈ છે, એટલે કેળવણીખાતાએ આગળ વિચાર કર્યો છે અને એક હુકમ કાઢયો છે કે, દરેક શાળાએ પાસે જમીન મળે તો લઈ લેવી. લોકલ બોર્ડ એમાં મદદ કરશે. આ રીતે જમીન મેળવીને બાળકો તેમાં કામ કરીને કાંઈક ઉત્પન્ન કરશે એટલું જ નહિ, તે દ્વારા આનંદ અને કેળવણી મેળવશે, રાષ્ટ્રને બચાવવા માટે પોતાને સ્થાનેથી ફાળો આપશે.

વર્ધા કેળવણીના હાર્દમાં પણ એ વસ્તુ નથી ? બાળક પણ એક આર્થિક એકમ તો છે જ; તે કાંઈ રમકડું નથી કે માબાપ એને રમાડયા કરે. (સૌ માબાપ રમાડી પણ કયાં શકે છે!) બીજી બાજુથી જોતાં એને પણ પોતાનું સ્વતંત્ર જીવન છે જ; એ પોતાનો સમય કામમાં જ કાઢે છે, કેમ કે તેને જીવવું છે ને તે સારુ શીખવું છે. સાચો કેળવણીકાર અને રાષ્ટ્રસંગઠનકાર આ બે દૃષ્ટિઓ વણી લઈને યોજના વિચારે છે કે, એ બે દૃષ્ટિનો વિચ્છેદ નહીં પણ સમવાય ધ્યાનમાં લઈને રાષ્ટ્ર લાભ લઈ શકે. ઇંગ્લંડ યુદ્ધને નિમિત્તે તે વસ્તુ વિચારે છે. સમજીએ તો એ વસ્તુ તો શિક્ષણની યોજનામાં મૂળભૂત હોવી ઘટે. અને એ જ વસ્તુ વર્ધાયોજનાની મૌલિક નવીનતા છે: એ વિચારમાં એની અહિંસાદૃષ્ટિ રહેલી છે. અહિંસાનું યુદ્ધ એવી વસ્તુ છે કે તે સતત અને સનાતન ચાલે તો જ જગતમાંથી યુદ્ધ-હિંસાનો જુલમ ટળી શકે. યુદ્ધની કાપાકાપી તો કદી અહિંસા નથી જન્માવનારી; પરંતુ યુદ્ધના અનુભવમાંથી આવી આવી વસ્તુઓનું જ્ઞાન જો સદાને માટે માણસ સંઘરે, તો જરૂર યુદ્ધમાંથી પણ પાઠો મળી શકે. આપણો દેશ પણ આજ બરોબર લડે છે. તે લડાઈમાં દરેક જણે શું કરવું તે આપોઆપ સમજે છે? વિચારે છે? તેમ કરવા લાગે છે? એમ નથી થતુ તો એ જ આપણી જડતા છે, એમાં જ અહિંસાનો ઇન્કાર છે, અને હિંસામાં રહેલી જડ શ્રદ્ધા છુપાઈ રહેલી છે. યુદ્ધના દેશમાંથી પાઠો શીખીને એ જડ શ્રદ્ધા ટળે તો કેવું સારું?

મ૦

# પહેલી વર્ધા-શિક્ષણ પરિષદના ઠરાવો

ગયા અંકમાં પૂના પરિષદનું વર્ણન આપ્યું હતું. તે પરિષદે કરેલા ઠરાવો નીચે મુજબ છે:

૧. આ પરિષદ સમજે છે કે, હિંદુસ્તાનમાં અભ્યાસક્રમમાં અંગ્રેજી બહુ વહેલું દાખલ થવાને લીધે કેળવણીને ઘણી હાનિ થઈ છે. તે એ પણ સમજે છે કે, હિંદુસ્તાનની ભાષાઓ કેળવણીના વાહન તરીકે ન વપરાતી હોવાને લીધે, તેમને શિક્ષણના માધ્યમ તરીકે ઘણું નુકસાન વેઠવું પડયું છે; ને તે ઉપરાંત વિદ્યાર્થીઓને પરદેશી ભાષા મારફતે શિક્ષણ લેવાની ફરજ પડવાથી, તેમને જે અન્યાય ને હાનિ થાય છે તે જુદાં. તેથી આ પરિષદ એવો નિયમ કરવાની ભલામણ કરે છે કે, પાયાની કેળવણીની નિશાળોમાં જ નહીં પણ હિંદુસ્તાનની તમામ નિશાળોમાં વિદ્યાર્થીઓ સાત વરસનું નિયમિત શિક્ષણ માતૃભાષા વાટે મેળવે ત્યાં સુધી તેમને બિલકુલ અંગ્રેજી શીખવાવું જોઈએ નહીં. અલબત્ત, જેમની માતૃભાષા અંગ્રેજી હોય તેમને આ લાગુ પડતું નથી.

૨. પાયાની કેળવણીએ ગયાં બે વરસમાં એકધારી ને ઉત્સાહદાયક પ્રગતિ કરી છે. અને સરકારી તેમ જ ખાનગી શિક્ષકોએ તેમના પ્રયોગો ને અનુભવોના જે હેવાલો આપ્યા છે તે પરથી એવી આશા ઉપજે છે કે, આયોજનાથી યથાકાળે દેશની ચાલુ શિક્ષણપદ્ધતિમાં ક્રાંતિ થશે.

૩. પાયાની કેળવણીનું કામ દેશના ભાવીને માટે એટલા માર્મિક મહત્ત્વનું છે કે, તાત્કાળિક ભવિષ્યમાં ગમે તેવા રાજકીય ફેરફારો થાય તોપણ, આ કામ અખંડપણે ચાલુ રખાવું જોઈએ.

સાત વરસની પાયાની કેળવણી મફત, સાર્વત્રિક ને ફરજિયાત કરવામાં ઇમારતો તથા સાધનસામગ્રીનું તેમ જ બીજી જાતનું જે અઢળક ખરચ થશે તે મળી રહે એટલા સારુ, રાષ્ટ્રીય પુનર્ઘટનાની આ વધારેમાં વધારે મહત્ત્વની હિલચાલના કુલ ખર્ચમાંથી પોતાને ફાળે આવતો ભાગ ઉઠાવવાની મધ્યસ્થ સરકારની ફરજ છે.

૪. પાયાની કેળવણીના શિક્ષકોને ઓછામાં ઓછી એક વરસની તાલીમ અપાવી જોઈએ; અને એ એકસામટી અપાવી જોઈએ, ટૂંકા ટૂંકા સમયના ગાળા પાડીને નહીં.

૫. શિક્ષકોમાં 'ગામડાનું માનસ' પેદા કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ, જેથી તેઓ ગ્રામજીવનના ખાસ પ્રશ્નો સમભાવપૂર્વક સમજી શકે અને એનો ઉકેલ આણવાનો પ્રયત્ન કરી શકે.

૬. જે પ્રાંતોમાં પાયાની કેળવણીનો વિકાસ ત્વરિત વેગે થઈ રહ્યો છે ત્યાં, થોડાંક વરસમાં બને એટલી વધારે

ચાલુ નિશાળોને પાયાની કેળવણીની નિશાળોમાં ફેરવવાના હેતુથી, પાયાની કેળવણીની નિશાળોમાંથી કેટલીકને એકાગ્ર કાર્ય માટે પસંદ કરવી જોઈએ. ત્યાં શિક્ષણ યોગ્ય અંકુશ નીચે ને પ્રયોગને અનુકૂળ એવી સ્થિતિ પેદા કરીને આપવાનો પ્રબંધ કરવો જોઈએ, અને એ નિશાળોમાં આવેલાં પરિણામો બાકીની નિશાળોને જણાવવાં જોઈએ.

૭. ગામડાંના અને શહેરોના શિક્ષકોને જુદી જુદી સંસ્થાઓ નહીં પણ એક જ અધ્યાપન મંદિરમાં સાથે સાથે તાલીમ અપાવી જોઈએ, જેથી તેમનામાં બંને ક્ષેત્રને સમાન એવી રાષ્ટ્રીય દૃષ્ટિ ઉત્પન્ન થાય.

૮. અધ્યાપન મંદિરોમાં તેમ જ પાયાની કેળવણીની નિશાળોમાં કળાના શિક્ષણ પર યોગ્ય ભાર મુકાવો જોઈએ, જેથી ઉદ્યોગકામમાં એ એક અવિભાજ્ય અંશ બની જાય.

૯. પાયાની કેળવણીનાં જુદાં જુદાં અધ્યાપન મંદિરોમાં ને ટ્રેનિંગ કૉલેજોમાં મળતા વહેવારુ અનુભવ પરથી પાયાની કેળવણીના શિક્ષકો માટેની તાલીમનું શાસ્ત્ર હજુ ખીલવવાનું રહેલું છે.

૧૦. ગયાં બે વરસના કામના અનુભવે એટલી હકીકત બતાવી આપી છે કે, અનુબંધપદ્ધતિ દ્વારા શિક્ષણ આપી શકાય છે ને કેળવણીની દૃષ્ટિએ તે ઉપયોગી છે.

૧૧. પણ આ અનુબંધ જ્યાં જરૂર ન હોય ત્યાં પરાણે દાખલ ન કરાવો જોઈએ, અને શિક્ષણનો અનુબંધ કેવળ પાયાના ઉદ્યોગ સાથે જ નહીં પણ બાળકની ભૌતિક ને સામાજિક પરિસ્થિતિ જોડે પણ કરવો જોઈએ, કેમ કે એ પરિસ્થિતિ પણ આ કામ માટે એટલી જ ઉપયોગી નીવડવાનો સંભવ છે, અને એથી બાળકોના પાયાના જ્ઞાનમાં ઘણો સારો ને લાભદાયક એવો ઉમેરો થાય છે.

આ યોજનાની શિક્ષણની દૃષ્ટિએ જે શક્યતાઓ છે તેનો પૂરેપૂરો લાભ લેવાને માટે આપણા સામાન્ય શિક્ષકોને કારીગર તરીકેની પણ તાલીમ આપવી એ આવશ્યક છે; પાયાની કેળવણીની નિશાળોના કામમાં શિક્ષકોની જોડે કારીગરોને રાખવામાં આવે એથી ધાર્યો હેતુ નહીં સરે

૧૨. કોઈ પણ નિશાળ માટે પાયાના ઉદ્યોગની પસંદગી કરવામાં તે ગાળાના લોકોના મુખ્ય ધંધાનો વિચાર કરવો જોઈએ; અને કોઈ પણ ક્ષેત્રમાં દરેક ઉદ્યોગની આસપાસ કેટલી નિશાળો રચાવી જોઈએ તેનો નિશ્ચય કરવામાં તે ક્ષેત્રમાં જુદા જુદા ધંધા કેવી રીતે વહેંચાયેલા છે તે ધ્યાનમાં રાખવું જોઈએ.

૧૩. પાયાની કેળવણીનું તુલનાત્મક ખરચ ગણવામાં આપણે એ હકીકત લક્ષમાં રાખવી જોઈએ કે, આજે આપણી હાઇસ્કૂલોમાં જે શીખવાય છે તેમાંના મોટા ભાગનો સમાવેશ આ નવી નિશાળોમાં કરવાનું ધ્યેય રાખેલું છે

૧૪. બાળકોના ઉદ્યોગકામની જુદી જુદી નીપજ કેટલે અંશે બજારમાં વેચી શકાય એવી નીવડશે એનો ખરો ખ્યાલ બાંધવા માટે નિશાળની, આસપાસના ગાળાની, લોકલ બોર્ડ આદિ સ્થાનિક સંસ્થાઓની અને સરકારની તે તે વસ્તુની જરૂરિયાત કેટલી છે તે જાણી લેવું જોઈએ, ને તેનો અડસટ્ટો બાંધવો જોઈએ, ને એ અડસટ્ટો ધ્યાનમાં રાખીને પાયાની કેળવણીની વહેંચણી કરવી જોઈએ

૧૫. આ નિશાળોના રોજેરોજના કામ પર દેખરેખ રાખવાને ને તેનું અનુસંધાન કરવાને, દરેક નિયત ક્ષેત્રમાં નિશાળો માટે એક ખાસ નિરીક્ષક રાખવો એ ઇચ્છવા જેવું છે. પણ એક નિરીક્ષકના હાથ નીચેની નિશાળોની સંખ્યા એટલી મોટી ન હોવી જોઈએ કે જેથી સારી રીતે ને ફરી ફરી નિરીક્ષણ કરવાનું અશક્ય બની જાય. વળી એ નિરીક્ષકે અધ્યાપન મંદિરની સાથે પણ ગાઢ સંપર્કમાં રહેવું જોઈએ એ અધ્યાપન મંદિર પ્રયોગશાળારૂપે રહે, અને જુદાં જુદાં ધોરણો માટેના અભ્યાસક્રમની વિગતવાર યોજનાઓ રચે. આ નિરીક્ષક બનતા લગી શિક્ષક તેમ જ કુશળ કારીગર હોવો જોઈએ. પણ એવો નિરીક્ષક ન મળી શકે તો હાલ તુરતને માટે દરેક નિયત ક્ષેત્રમાં શિક્ષણ-નિરીક્ષક ઉપરાંત એક ઉદ્યોગ-નિરીક્ષક રખાવો જોઈએ.

('હ૦બં૦'માંથી) **આર્યનાયકમ**

## સંસ્કૃતિ-પ્રેમી રાજા

પહેલવહેલાં ધાતુનાં બીબાંની શોધ ચીનની ઉત્તરે આવેલા કોરિયા પ્રાંતમાં ૧૪૦૩માં થઈ હતી. કોરિયાના મહાન શહેનશાહ તાઈત્સુંગે તરત જ આ શોધને રાજ્ય-વ્યવસ્થામાં અને સંસ્કૃતિની જાળવણીમાં મદદકર્તા તરીકે વધાવી લીધી. તેણે કહ્યું: "જે માણસે રાજ્ય કરવું હોય તેને કાયદાનો અને પ્રાચીન શિષ્ટ સાહિત્યનો પરિચય હોવો જ જોઈએ. તો જ તે બહાર ન્યાયી વર્તન રાખી શકશે અને પોતાના અંતરમાં પણ શુદ્ધ ચારિત્ર્ય જાળવી શકશે, અને એ રીતે દેશમાં સુખ અને શાંતિ વર્તાવી શકશે. આપણા પૂર્વના પ્રદેશો સમુદ્રપાર આવેલા છે, અને ચીનથી આપણે ત્યાં બહુ ઓછાં પુસ્તકો આવે છે. શિલાછાપથી છાપેલાં પુસ્તકો ઘણી વાર દોષવાળાં હોય છે અને એ રીતે બધાં પુસ્તકો છાપવાં એ પણ અશક્ય વાત છે આથી હું એવી આજ્ઞા કરમાવું છું કે, અક્ષરો કાંસાના બનાવવા, અને મને જે કાંઈ હાથ આવે તે બધું છાપી નાખવું, કે જેથી એ પુસ્તકોમાં જે હોય તેની પરંપરા ચાલુ રહે. આ આપણને અનંત કાળ સુધી આશીર્વાદ સમાન થઈ પડશે પણ આનો ખર્ચ લોકો પાસે કરરૂપે ઉઘરાવવાનો નથી. હું અને મારાં કુટુંબીજનો તથા મારા જે મંત્રીઓની ઇચ્છા હોય તેઓ પોતાના ખાનગી ખાતામાંથી આ બધાનો ખર્ચ ઉપાડી લઈશું."

ન૦

# વિદ્યાર્થીઓની બેદરકારી

આજકાલ વિદ્યાર્થીવર્ગમાં પોતાના અભ્યાસ તથા પોતાની ફરજો અને જવાબદારીઓની બાબતમાં જે વિચિત્ર બેદરકારી પ્રવર્તતી જણાય છે તેનાં કારણોની શોધ કરતાં 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ની તા. ૩૧–૮–'૩૯ની શિક્ષણપૂર્તિમાં 'એક શિક્ષક' લખે છે તે તરફ, શિક્ષણનું શુભ ઇચ્છનારા સૌનું ધ્યાન ખેંચવા જેવું હોવાથી નીચે તેનો સાર કહી જાઉં છું.

શિક્ષક, વિદ્યાર્થી અને અભ્યાસક્રમ એ ત્રણની ત્રિપુટીમાં 'નવી કેળવણી'એ બાળકને પ્રધાનપદે બેસાડી દીધું છે. બાળક શાળામાં ભણે અને ખુશીથી ભણે તે માટે તેને ઉત્તેજન આપવા, હિંમત આપવા કે રાજી કરવા બનતું બધું કરવું જોઈએ. પરંતુ કેળવણીના આ નવા સિદ્ધાંતો મુજબ શિક્ષણ અપાતું હોવા છતાં, આજે એક પણ શિક્ષક એવો નહિ મળે કે જે શાળાના વિદ્યાર્થીઓની બેદરકારી વિષે ફરિયાદ નહીં કરતો હોય, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી. અને એ ફરિયાદમાં વજૂદ પણ છે. કારણ કે, તમારો પ્રાણ નિચોવીને તમે વર્ગમાં એકાદ ફકરો વિગતવાર અને મુદ્દાવાર સમજાવો, પરંતુ વિદ્યાર્થીઓ તરફથી જવાબમાં કાંઈ ઉત્સાહ કે ખુશીને બદલે નરી બેદરકારી કે વધુ જાણવાની નિરપેક્ષા જ બતાવવામાં આવે, ત્યારે સાચે જ અકળાઈ જવાય છે. અને આ બેદરકારી શાળાના અભ્યાસ પૂરતી જ નથી હોતી; પરંતુ મોટેરાઓ, સરખાઓ, નાનાઓ અને પોતાની જાત પ્રત્યે પણ તેઓ એવી જ ઉપેક્ષા બતાવતા હોય છે. આજના વિદ્યાર્થીમાં વિદ્યા પ્રત્યે જરાય આદર નથી; પોતે જે કાંઈ જાણવું જોઈએ તેમાંથી તે કેટલું ઓછું જાણતો હોય છે, છતાં તેની તેને કશી દરકાર હોતી નથી.

આવી વસ્તુસ્થિતિ જ નથી એમ કહેવું નકામું છે. તેમ જ આ ઉપેક્ષાબુદ્ધિ વસ્તુતાએ શાળામાં જ જાણ્યેઅજાણ્યે ઊભી કરવામાં આવે છે તથા ધીરે ધીરે પોષાતી ચાલે છે એ વાતની પણ ના પાડવી નકામી છે. શાળાના નીચલા વર્ગો કરતાં ઉપલા વર્ગોમાં આ ઉપેક્ષાબુદ્ધિનું વધતું જતું પ્રમાણ પણ એ વસ્તુને ટેકો આપે છે.

આને માટે કોણ જવાબદાર છે?

શાળાનો કાર્યક્રમ બાળકને રસપ્રદ કરવાનો નવો સિદ્ધાંત આ વસ્તુસ્થિતિ ઊભી કરવામાં સૌથી પ્રથમ જવાબદાર છે. આ સિદ્ધાંતના મૂળમાં રહેલો સાચો હેતુ માર્યો જાય તેટલી હદે તે સિદ્ધાંતનો અમલ કરવામાં આવ્યો છે.

नवी केळवणीनो सिद्धांत

શાળાના શિક્ષણમાં રસ ઊભો કરવો એનો અર્થ એ નથી કે, વિદ્યાર્થીના મનમાં એવો ખ્યાલ ઊભો થવા દેવો કે, દુનિયા નરી રસ અને મોજમજાથી જ ભરેલી છે, અને જીવનમાં ગંભીર એવું કશું જ નથી. અલબત્ત, બાળકને શરૂઆતથી જ અમુક વિષય પ્રત્યે અણગમો ઊભો ન થઈ જાય એ જરૂર શિક્ષકે જોવું જોઈએ; પરંતુ રસ ઊભો કરવાના સિદ્ધાંતમાં તેણે એટલા બધા બાનભૂલા ન થઈ જવું જોઈએ કે જેથી જીવન માટે બાળક યા મનુષ્યને તૈયાર કરવામાં જરૂરી એવા અગત્યના બીજા મુદ્દાઓ બાજુએ જ રહી જાય.

જાતમહેનત અને રસ બંને વચ્ચે યોગ્ય પ્રમાણ જાળવવામાં ન આવે તો તેનાં પરિણામ શાળાના કામ પ્રત્યે બેદરકારી કરતાં પણ વધુ ગંભીર આવવાનો સંભવ છે. તેથી કરીને કોઈ પણ કામ, અને ખાસ કરીને શરીરશ્રમવાળા કામ પ્રત્યે બાળકમાં એવો ખોટો ખ્યાલ ઊભો થતો જાય છે કે, શાળામાં કે ઘરમાં કાંઈ પણ મહેનત–મજૂરી કરવી એ હિણપત-ભરેલું છે. પરિણામે, સ્નેહસંમેલનો, ઉજાણીઓ અને પ્રવાસો વગેરે મનોરંજક કાર્યક્રમો બાદ કરીએ તો, શાળાના વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થિનીઓ કાંઈ પણ કામ કરવાની ના જ પાડે છે. અને જો તેઓ કાંઈ કરે પણ, તો તે એવું વેઠિયાવાડ જેવું હોય છે કે તેને રદ કરીને ફરી નવેસર જ કરવું પડે છે. તેમનામાં જાતમહેનતનું ગૌરવ ઊભું થવાને બદલે તેના પ્રત્યે અણગમો ઊભો થતો જાય છે.

વર્ગમાં વિદ્યાર્થીઓની બેદરકારી સામાન્ય રીતે ત્રીજા ધોરણથી ઉપરના વર્ગોમાં વધતી જતી દેખાય છે. અર્થાત્ જેમ જેમ જુવાની આવતી જાય છે તેમ તેમ તે વૃત્તિ વધતી જાય છે. આ મુદ્દો ધ્યાનમાં રાખીએ તો નાનપણથી શરૂ થયેલી રમતિયાળ-પણાની અને પ્રમાદી નિષ્ક્રિયતાની વૃત્તિ શાથી વધુ

દૃઢ તથા અટળ બને છે એ તરત દેખાઈ આવશે. યુવાનીની શરૂઆતમાં વિદ્યાર્થીના શરીર અને મનનો થતો અનેરો વિકાસ, તેને પરિણામે તેનામાં જાગતું અપૂર્વ આત્મભાન, તથા સાથે સાથે પ્રબળ બનતી જતી પોતાનો 'દેખાડ' કરવાની વૃત્તિ — આ બધાનું યોગ્ય ઘડતર હાથમાં ન લેવામાં આવતું હોવાથી જ તેઓ ઉપર વર્ણવેલી બેદરકારીની વૃત્તિને પોષવામાં અગત્યનો ભાગ ભજવે છે, એ સાચું નથી? જુવાન-વર્ગ હંમેશાં ગગનવિહારી અને ભાવનાશીલ હોય છે. તેથી તેના ચિત્તને કોઈ પણ વ્યવસાયમાં (અને જુવાનવર્ગનું કળા પ્રત્યેનું પ્રબળ વલણ ખ્યાલમાં રાખીને કહીએ તો, કોઈ પણ કળાના વ્યવસાયમાં) નિરંતર રોકાયેલું રાખવું જોઈએ. પરંતુ યુવા-વસ્થાની જોમવંત દશા વિષે પૂરતી સમજ ન હોવાને લીધે, તથા વિદ્યાર્થી જે પ્રકારની પ્રવૃત્તિ માટે તલસે છે તે પ્રકારની પ્રવૃત્તિ માટે શાળામાં પૂરતું ક્ષેત્ર ન હોવાને લીધે, આપણા જુવાનવર્ગની સ્વાભાવિક જરૂરિયાતો શાળામાં પૂરેપૂરી સંતોષાતી નથી. આમ વિકાસની આ અવસ્થાને યોગ્ય પ્રવૃત્તિને અભાવે તેનું મન ખાલી બની જાય છે, અને પછી તુચ્છ સુખોની પ્રમાદી કલ્પનાઓ ભણી વળી જાય છે.

યુવાનનું ખાલી પડેલું મન તથા યુવાવસ્થામાં સુલભ એવી સૌંદર્યની કામના એ બે મળીને

**ખાલી મન**

યુવાનમાં કામકાજ પ્રત્યે ભારે અણગમો ઊભો કરે છે. પછીથી એ ત્રણે થઈને વિદ્યાર્થીને ત્રમણા બળથી પોતાના પંજામાં જકડી લે છે. પ્રાશ્ચાત્ય પ્રજાઓ તથા મુખ અને શરીરની સુંદરતા એ સંસ્કાર અથવા સુધારાના આદર્શ બની જાય છે. આપણો જુવાન બાહ્ય ટાપટીપની બાબતમાં ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકાની હરીફાઈ કરવાના કોડ રાખે છે! અને કશા ઉચ્ચ આદર્શ વિનાનાં સંખ્યાબંધ માસિકો અને પત્રો તે બધા દેશોની તે બાબતમાં થતી પ્રગતિની ઝીણામાં ઝીણી વિગતો પૂરી પાડયાં કરે છે. પરિણામે, સૌંદર્ય અને 'સિનેમા' એ જ આ જગતનો સાર છે, તથા શાળા અને તેનો અભ્યાસ એ તો નાહક વળગેલી બલા છે, અને જ્યાં સુધી આપણા માર્ગમાં આડે ન આવે ત્યાં સુધી તેને વેઠી લેવાની છે, એવી માન્યતા આજના વિદ્યાર્થીવર્ગમાં જામતી જાય છે.

કૉલેજના વિદ્યાર્થીઓમાં પણ આવી જ મનોદશા પ્રવર્તે છે. ઉપરાંત, આજકાલની રાજકીય હિલચાલોને અનુરૂપ 'વ્યક્તિસ્વાતંત્ર્ય'નું ભૂત તેમને વળગ્યું હોય છે તે વધારામાં. આજનો આપણો કૉલેજનો જુવાન એક બાજુ નાનપણથી પોષાયેલી પ્રમાદી બેદરકારી અને ઉપરછલ્લા સૌંદર્યની ભાવનામય ભૂખ, અને બીજી બાજુ નવા જન્મેલા 'સ્વાતંત્ર્ય અને હક'ના તુંડમિજાજી વિચારોના કમનસીબ મિશ્રણરૂપ બની ગયો છે. 'સ્વાતંત્ર્ય' શબ્દ એવો રાસ્તો થઈ ગયો છે કે, દરેક જણ તેને માટે હક કરતો તથા તેનો વિરોધ કરનારને પડકાર કરતો આવે છે. 'સ્વાતંત્ર્ય' શબ્દ વસ્તુતાએ 'સ્વાશ્રય'ના પર્યાયરૂપ છે એ બાબતનું તેને ભાન સરખું હોતું નથી. માબાપ અથવા કુટુંબના આર્થિક પ્રશ્નો પ્રત્યે નિષ્ઠુર બેદરકારી દાખવીને પોતાના હક્કો — કે જે મોટે ભાગે આર્થિક હોય છે — તે આગળ કરે છે; જોકે બીજી બાજુ પરીક્ષા માટે તે આખી દુનિયાના આર્થિક પ્રશ્નોનો અભ્યાસ કરતો હોય છે.

આ જગાએ જ નિયમનના સિદ્ધાંતની આવશ્યકતા દેખાય છે. પરંતુ આજના જમાનામાં બાળક ઉપર 'નિયમન'ની વાત કરવી એ મૂર્ખાઈભરેલું કે હિણપતભરેલું મનાય છે. નવી કેળવણી તો 'સ્વતંત્ર વિકાસ'માં માનનારી છે. પરંતુ આ 'સ્વતંત્ર' વિકાસનો સિદ્ધાંત આપણને ભૂલવી રહ્યો છે. અલબત્ત, માબાપ તથા શિક્ષકે એ જરૂર જોવું જોઈએ કે, 'જે નાના સરખા જગતમાં બાળક ઊછરતું હોય તે જગત ઉચ્ચ પ્રકારના મનુષ્યત્વના ઘડતર માટે જરૂરી એવાં બધાં તત્ત્વોની બાબતમાં પૂરતું સમૃદ્ધ હોવું જોઈએ!' પરંતુ આપણે એ પણ જોવાનું છે કે, તેના જગતમાંથી ને ઘડતરને હાનિકારક તત્ત્વો બાદ થવાં જોઈએ કે કરવાં જોઈએ. સર પર્સી નન, કે જે કેળવણીની બાબતમાં પ્રમાણભૂત ગણાતા શ્રેષ્ઠ વિચારકોમાંના એક છે, તથા 'વ્યક્તિત્વ'ના સિદ્ધાંતના જે ભારે વકીલ છે, તે કહે છે કે, 'એવી મર્યાદા તો જીવનની અનિવાર્ય શરતોમાંની એક છે.' પરંતુ 'સ્વતંત્ર વિકાસ'ની આપણી ભૂલભરેલી સમજ તે સિદ્ધાંતને એટલી હદે લઈ જાય છે કે, તેની અંદર રહેલી 'અનિવાર્ય શરતો' પ્રત્યે દુર્લક્ષ થાય છે અને પરિણામે વિદ્યાર્થીવર્ગની બેદરકારી ઊભી થાય છે.

શે૦ ૫૦

# ગામગોષ્ઠી—૩

## ચરખાસંઘ અને મિલઉદ્યોગ

ત્રીજે દિવસે નિયમ પ્રમાણે બધા આવીને બેઠા. આજે કેટલાક નવા મોટેરા આવ્યા હતા. મોટેરા રોજ ઓછાવત્તા આવતા, પણ નાના વિદ્યાર્થીઓ નિયમસર આવતા. મોટેરાને વાતો સાંભળવામાં રસ પડતો, પરંતુ તકલી ચલાવવાની તેમને ઇચ્છા નહોતી થતી. તકલી કરતાં હોકો ફેરવવો તેમને વધારે પસંદ પડતો. પેલા વિદ્યાર્થી-શિક્ષકે આગલા દિવસની વાત ઉપાડી :

સ૦—કેમ શેઠ! બોલો! તમને આપણા દેશની ગરીબાઈ અને સ્વદેશી માલ વાપરવાની જરૂર વિષે હવે ખાતરી થાય છે કે નહિ?

શેઠ જરા માથું ખંજવાળતા ગણગણતે અવાજે બોલ્યા: 'ખાતરી તો થાય છે. સ્વદેશી તો વાપરવું જ જોઈએ ને? અને અમે તો વિલાયતી વાપરતા જ નથી. ક્યાંક કશુંક લાવવું પડે. બાકી જુઓ, અમે તો આ મલમલ વગેરે દેશી જ વાપરીએ છીએ, અને મારા બાપા તો ખાદી જ પહેરે છે.

સ૦—તમારા પિતાને મેં ખાદી પહેરતા તો જોયા નથી, અને તમારાં કપડાં પણ સ્વદેશી શી રીતે કહેવાય?

જ૦—કેમ! આ મલમલ દેશી મિલનું છે અને મારા બાપા પેલા ધના ઢેડ પાસેથી ખાદી લે છે.

સ૦—મલમલ દેશી મિલનું પણ સંચા ક્યાંના, કપાસ ક્યાંનો અને સૂતર ક્યાંનું તે જાણો છો? અને ઢેડ સૂતર ક્યાંથી લાવે છે?

જ૦—એ બધી અમને શી ખબર પડે?

સ૦—ત્યારે તમે એને ખાદી શી રીતે કહો છો? ખાદી તો હાથે કાંતેલા સૂતરમાંથી જે કાપડ હાથે વણાયું હોય તેને જ કહેવાય; અને વળી તે કાપડ ચરખાસંઘના નિયમ પ્રમાણે યોગ્ય મજૂરી ચૂકવીને તૈયાર થયેલું હોવું જોઈએ.

આ સાંભળી એક ભાઈ બોલી ઊઠ્યા, 'ચરખાસંઘ એ શું છે અને તે ક્યાં કામ કરે છે?'

જ૦—એ આખા દેશમાં ખાદીકામની દેખરેખ રાખનારી સંસ્થા છે. આમ તો એ સંઘ આપણી રાષ્ટ્રીય મહાસભાના આશરા હેઠળ કામ કરે છે, છતાં તેની વ્યવસ્થા વગેરે સ્વતંત્ર છે. તેની મુખ્ય કચેરી અમદાવાદમાં છે, અને તેની મારફત આખા દેશમાં ખાદીનું કામ થાય છે. પૂ. ગાંધીજીએ રેંટિયાની વાત પહેલવહેલી દક્ષિણ આફ્રિકામાં તેઓ હતા ત્યારે કરેલી. ત્યારે તેમણે રેંટિયો જોયો પણ નહોતો; પરંતુ તેમણે તે વિષે વાંચેલું, સાંભળેલું. તેમને હિંદની સ્થિતિનો અભ્યાસ અને વિચાર કરતાં રેંટિયો સૂઝ્યો. તે વિચાર તેમણે 'હિંદ સ્વરાજ્ય' નામના પોતાના પુસ્તકમાં રજૂ કર્યો. હિંદમાં આવ્યા પછી ૧૯૨૦ના અસહકાર વખતે તેમણે રેંટિયાની વાત ઉપાડી, ત્યારથી દિવસે દિવસે તેનો ફેલાવો થતો ગયો છે. તે કામ વ્યવસ્થિત રીતે ચલાવવા માટે ૧૯૨૫માં આ ચરખા સંઘની સ્થાપના કરવામાં આવી. તેની મારફત હિંદનાં લગભગ ૧૩૦૦૦ ગામડાંમાં ખાદીનું કામ થાય છે, અને દર વરસે લગભગ અડધા કરોડની ખાદી ઉત્પન્ન થાય છે. તે સંસ્થાએ કાંતવા, પીંજવા અને વણવા માટે મજૂરીના દર નક્કી કર્યા છે. એ મુજબ મજૂરીના દર અપાતા ન હોય તો તે ખાદી ન કહેવાય. મિલની વાત તો જુદી છે. તેમાં તો એક રૂપિયાના માલમાંથી ફક્ત ૪ આના જ

મજૂરોને મળે છે. તેનાં યંત્રોના પૈસા પરદેશ જાય છે અને તેમાંથી બીજા અનેક અનર્થો ઊભા થાય છે. હાથવણાટના કાપડમાં પણ પરદેશી અથવા મિલનું સૂતર વપરાય છે; તે ઉપરાંત તેમાં મજૂરીના દર ઉપર અંકુશ હોતો નથી. એટલે તમે જોઈ શકશો કે, ચરખાસંઘને ધોરણે તૈયાર થયેલું કાપડ જ ખાદી કહેવાય. તે સિવાયનું કાપડ એ ખાદી તો નથી, પણ હું તો એને સ્વદેશી પણ ન કહું.

સ૦—પણ તમે કહો છો કે ચરખાસંઘ તો આખા વરસમાં ફક્ત અડધા કરોડની ખાદી ઉત્પન્ન કરે છે. તેટલા કાપડથી આખા દેશને કાપડ શી રીતે પૂરું પડે? એટલે મિલનું કાપડ પણ વાપરવું જ જોઈએ ને? અને મિલોની મૂડી વગેરે આપણા દેશની જ છે. તે જો ભાંગી પડે તો આપણા દેશને જ નુકસાન નથી? તેના મજૂરો વગેરે ફાજલ પડશે તો બેકારી નહિ વધે?

જ૦—તમે તો એકસામટી બહુ વાતો પૂછી લીધી અને ઘણા મુદ્દા ઊભા કર્યા. તમને કોઈ મિલના હિમાયતીએ બરાબર ભણાવ્યા લાગે છે. મિલની વકીલાત તમે આટલી બધી ક્યાંથી જાણી આવ્યા?

સ૦—અમારા ગામનો એક છોકરો અમદાવાદની કૉલેજમાં ભણે છે, તે ગાંધી-વાદીઓની અને મૂડીવાદીઓની ઘણી વાતો કરે છે. એક વખતે તેણે અહીંના સેવા-સમાજમાં ભાષણ આપ્યું હતું તેમાં રશિયાના જેવી ક્રાન્તિ આપણા દેશમાં કરવી જોઈએ અને મૂડીદારોનો, જમીનદારોનો અને રાજાઓનો નાશ કરવો જોઈએ એમ કહ્યું હતું. ખાદીથી દેશનો ઉદ્ધાર થવાનો નથી અને યંત્રોથી જ કામ લેવું જોઈએ, એમ પણ તેણે કહ્યું હતું. તેમાં આ બાબત પણ એણે કહી હતી. તે આજે વાત નીકળી ત્યારે યાદ આવી.

સ૦—એ ભાઈ અહીં છે?

જ૦—ના. રજાઓમાં તેને અહીં રહેવું ગમતું નથી, એટલે રજાઓમાં પણ ઘણુંખરું તે અમદાવાદ રહે છે. કોઈ વખત ભાઈબંધ દોસ્તદારને ત્યાં જાય અગર મુંબઈ ફરવા જાય. હમણાં તો માંદો છે એટલે મસૂરી હવા ખાવા ગયો છે. એના મિત્રો પણ સાથે છે.

સ૦—એવી હવા ખાવી હોય અને ગામડાંમાં રહેવું ગમતું ન હોય તેને ખાદીની વાત શાની ગમે? તેમને તો એકે ધડાકે હિંદનાં સાત લાખ ગામડાંમાં વરાળવીજળી અને યંત્રો દાખલ કરી દેવાં છે અને ગામડાંને શહેરો બનાવી દેવાં છે. પણ એમ હવામાં વાતો કરવાથી કંઈ થતું નથી. લોકોના પ્રત્યક્ષ જીવનની સાથે મેળ બેસાડીને વાતો કરે તો કામની. બાકી તો ગપ્પાં મારવાં સહેલાં છે. કોઈને ક્યાં પોતાના મોજશોખ ઓછા કરવા છે? જરા ઇચ્છા થઈ એટલે ઊપડ્યા મુંબઈ. જરા નરમ થયા એટલે ચાલ્યા મસૂરી. આ ગામડાંમાં રખડે અને લોકોનાં સુખદુઃખ જુએ તો શું કરવું તેની ખબર પડે. તો જ ખાદીની જરૂર છે કે નહિ તે સમજાય. અમદાવાદ અને મુંબઈની કૉલેજોમાં અમન-ચમન ઉડાવતાં લોકોની ખરી જરૂરિયાતનો સાચો ખ્યાલ કદી ન આવે. અને જો રશિયા હિંદુસ્તાનમાં ઉતારવું હોય તો પહેલાં ઘેરથી જ શરૂઆત કરે ને! બાપા ખેડૂતોને ચૂસે છે, પોતે તે બાપદાદાની મિલકત ઉપર તાગડધિન્ના કરે છે, તે છોડી દે અને સામાન્ય માણસની માફક જીવન ગુજારે, તો હિંદુસ્તાનને શાની જરૂર છે તે સમજાશે. પણ તમે તો તેની વાત ઉપરથી અવનવા મુદ્દાઓ ઊભા કર્યા છે. તેની વાત તો વળી ફરી કરીશું. હાલ તો આવી વાતો કરનારા પોતે શું કરે છે તે સમજવા માટે મેં થોડુંક કહ્યું.

શેઠ બોલી ઊઠયા — પણ તમે ગાંધીવાળા પણ એવું કયાં નથી કરતા? બધેય જૂઠા લોકો તો હોય છે જ. પેલા ભાઈ ધોળી ટોપી પહેરે છે અને પેલા ખેડૂતના શરીર ઉપર આછું કપડું કે કોઠીમાં દાણો તો રહેવા દેતા નથી. બીજા એમના પાડોશી તો વારે'વારે ચિડાઈને છોકરાંને ધબોધબ ઠોકે છે અને અહિંસાની વાતો કરે છે. આવા તો કેટલાય હોય છે. જેવા એ ઢોંગી છે તેવા પેલા પણ ઢોંગી છે.

જ૦—તમારી વાત સાચી છે. કોઈ પણ કામ એવા ઢોંગી લોકોને લીધે જ આગળ વધતું નથી. ગાંધીજી કહે છે કે, આપણે સાચા અહિંસક હોઈએ તો હિંદુમુસ્લિમ કજિયા થાય જ નહિ. પણ વાત એમ છે કે, કેટલાક કહેવાતા મહાસભાવાદીઓ પણ મહાસભાની નીતિને વળગીને કામ કરતા નથી; ચૂંટણીએ વખતે અનેક ગોટાળા કરે છે, અને હાથમાં તંત્ર આવ્યું તો પોતાનો ઇજારો જ માની બેસે છે, ને પછી પોતાનો અધિકાર ટકાવી રાખવા કંઈ કંઈ ગરબડો ઊભી કરે છે. જેટલે અંશે આવી ગરબડો ઓછી થાય તેટલે અંશે મહાસભાનું કામ દીપે. અને આ નિયમ તો દરેક કામને લાગુ પડે છે. એટલે વિચાર અને વર્તનનો ભેદ ગાંધીવાદીઓમાં હોય તો તે પણ ખોટો છે. પણ આપણે તો વ્યક્તિઓના ગુણદોષ પર ઊતરી પડયા. યંત્રો અને હાથઉદ્યોગ, અથવા તો મિલ અને રેંટિયો, એ મુદ્દાની જ આપણે વાત કરવી જોઈએ, અને પેલા કોલેજિયનની વાત ઉપરથી તમે જે મુદ્દા ઊભા કર્યા છે તેનો, વ્યક્તિને બાજુએ રાખીને, તટસ્થ રીતે વિચાર કરવો જોઈએ. આજની વાત જરા લાંબી થઈ ગઈ. મોડું પણ થયું. આજ તો હવે રજા લઉં.

વિઠ્ઠલદાસ કોઠારી

# ખેડૂત માટે ગણોતનો કાયદો

[ મુંબઈ ધારાસભાએ પસાર કરેલો ગણોતનો કાયદો જે હાલ ગવર્નરની મંજૂરી માટે પડ્યો છે, તે અમલમાં આવ્યાથી ખેડૂતને કયા પ્રકારે લાભ થશે તે નીચેના સંવાદ ઉપરથી સમજાશે. ]

ચૂનીભાઈ — કેમ ડાહ્યાભાઈ, શું કરો છો? કેટલી જમીન ખેડો છો? સાંથે ખેડો છો કે ભાગે? ચાલુ સાલે કેટલો પાક આવશે?

ડાહ્યાભાઈ — અરે ભાઈ! અમારા ખેડૂતની વાત ન કરો. ટાઢતડકો સહન કરીએ, પહાડ ઉથલાવવા જેટલી મજૂરી કરીએ, તોપણ મહેનતાણા જેટલુંય મળતું નથી. કુદરત પણ ખેડૂત ઉપર રૂઠી છે. સાંથે ભાગે ખેડીએ તેમાં પણ પરવડતું નથી. અનાજના ભાવ નથી, એટલે સાંથ પણ પૂરેપૂરી ભરી શકાતી નથી. પચીસત્રીસ વર્ષથી જમીન સાંથે ભાગે ખેડીએ, તોપણ તે જમીન ઉપર અમારો કાયમનો હક નહિ. જ્યારે જમીનદાર ઇચ્છે અને માગે ત્યારે અમારે જમીનનો કબજો તેને પાછો સોંપી દેવો પડે. આ કારણથી તો ઘણી વખત મન દઈને કામ કરવાની ઇચ્છા થતી નથી. આ કારણથી અમને અને માલિક બન્નેને નુકસાન થાય છે, તે પણ અમે સમજીએ છીએ. જો અમને કાયમના ખેડૂત બનાવવામાં આવે તો મન દઈને કામ કરીએ, જમીન સુધારીએ, ખાતરપૂંજો ભરીએ અને વધારે પાક મેળવવા માટે મહેનત કરીએ.

ચૂનીભાઈ — તમારી વાત બરાબર છે. તેથી તો મહાસભાવાદી પ્રધાનોએ હમણાં ખેડૂતનો કાયદો પાસ કર્યો છે.

ડાહ્યાભાઈ—(આનંદમાં આવી જઈને) હેં! શો કાયદો થયો છે? મને સમજાવશો?

ચૂનીભાઈ—આપણા મહેસૂલી પ્રધાન ભાઈ મોરારજીભાઈ પહેલાં રેવન્યુ ખાતામાં અમલદાર હતા તે વખતથી ખેડૂતને કયાં કયાં દુઃખ છે, જમીનદાર ક્યારે અને શા માટે હેરાન કરે છે, તે એ બરાબર જાણે છે. એટલે કાયદો કરવામાં બધી બાજુઓ જોઈ લીધી છે. જે કોઈ જાતે જમીન ખેડતો હશે તેને જ આ કાયદાનો લાભ મળવાનો. તેમાં પહેલી કલમ એવી છે કે, જે ખેડૂત ૧૯૩૮ના જાન્યુઆરીની પહેલી તારીખે લાગલગાટ છ વર્ષ સુધી કોઈ પણ જમીનદારની જમીન ખેડતો હશે તે તેનો કાયમનો ખેડૂત ગણાશે. આ ઉપરાંત, જે કોઈ ખેડૂતે ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખે લાગલગાટ છ વર્ષ સુધી જમીનદારની જમીન ખેડી હશે, પણ તે મુદત પછી ખેડૂતને કાઢી મૂકવામાં આવ્યો હશે, તેવા ખેડૂતને જમીનનો કબજો પાછો સરકાર અપાવશે,—ખેડૂતની ઇચ્છા તે જમીન ખેડવાની હશે તો.

ડાહ્યાભાઈ—આ કાયદો તો બહુ સારો થયો. અને સાંથનું શું?

ચૂનીભાઈ—અધીરા ન થાઓ. જુઓ સાંભળો. તમને કાયમી ખેડહક મળ્યા પછી તમારે કેટલી સાંથ આપવી તે પણ નક્કી કરવામાં આવ્યું છે. ખેડૂત અને જમીનદાર બંને સમજીને સાંથનું ધોરણ નક્કી કરે. જો બંને જણ ન કરી શકે, તો તાલુકાનો મામલતદાર સાંથનું ધોરણ નક્કી કરશે. અને નક્કી કરેલી સાંથ દર વર્ષે માર્ચની ૩૧મી તારીખ સુધીમાં જમીનદારને આપી દેવી જોઈશે. જો તે મુદત સુધીમાં આપવામાં કસૂર થાય તો જમીનદાર ખેડહક પાછો લઈ લે.

ડાહ્યાભાઈ—આ પણ ઠીક થયું. કારણ, અમો ખેડૂતો નિયમિત રીતે જમીનદારને સાંથ નહોતા આપતા અને તેથી એકબીજાનાં મન ઊંચાં રહેતાં, તે હવે દૂર થશે. પણ અમે શરતો બધી પાળતા હોઈએ તોય જમીનદાર જમીન પાછી લઈ શકે ખરો કે?

ચૂનીભાઈ—હા, જમીનદાર જાતે અગર મજૂર મારફત ખેતી કરવા માગે તો જમીન પાછી લઈ શકે. પણ સાથે એક બીજી પેટા-કલમ છે કે, જમીન પાછી લીધા પછી એક વર્ષ દરમ્યાન જાતે ખેતી ન કરતો હોય અગર બાર વર્ષ દરમ્યાન કોઈ પણ વખતે જાતે અગર મજૂર મારફત ખેતી ન કરતો હોય, તો મૂળ ખેડનાર ખેડૂતને જમીન ખેડવા જોઈતી હશે તો સરકાર અપાવશે. આથી પરિણામ એ આવશે કે, સહેજ સહેજમાં જમીનદાર જમીન પાછી લઈ લેવાની ધમકી નહિ આપે.

ડાહ્યાભાઈ—જમીનદાર જમીન પાછી લે એ વાત સાચી; પણ અમે ખેડૂતોએ મહા મહેનતે ઝાડ ઉછેર્યાં હોય, ખાતરપૂંજો ભરીને જમીન સારી બનાવી હોય, ઝાંખરાં બોરડી વગેરે ખોદી કાઢીને જમીન સુધારી હોય, તેનું શું? તે માટે તો અમે સખત મહેનત કરી હોય અને પૈસો પણ ખર્ચ્યો હોય. જમીન ખેડવા લાયક થાય એટલે જમીનદાર પાછી લઈ લે, તો અમારા તો બાર વાગી જાય.

ચૂનીભાઈ—તમે અધીરા ન થાઓ. સરકારે એવી બધી ગલીકૂંચીઓનો પણ વિચાર કરી લઈને કાયદામાં જોગવાઈ કરી છે. ખેડૂતે જમીન સુધારી હોય, ઝાડ ઉછેર્યાં હોય, તે બધાની ગણતરી કરીને ખેડૂતને જમીનદાર પાસેથી તેનો બદલો અપાવવાનું સરકારે કાયદામાં નક્કી કર્યું છે. જમીનની કિંમત કેટલી વધી છે, જમીનમાંથી પાક કેટલો વધ્યો છે, કેટલો ખર્ચ કર્યો છે, સાંથમાં ઘટાડો કરીને ખેડૂતને રાહત આપી

હોય તો તે, એ બધાનો વિચાર કરીને જમીન સુધાર્યા બદલ ખેડૂતને જમીનદાર પાસેથી વળતર અપાવાશે.

ડાહ્યાભાઈ—તો તો ઠીક છે. અમારી મહેનત અને કરેલા ખર્ચ બદલ વળતર મળશે તો અમારે બોલવાનું નહિ રહે. અને અમારા કાયમી ખેડહક, મરી જઈએ તો, અમારા વારસોને મળે કે નહિ?

ચૂનીભાઈ—સરકારે એ પણ સ્પષ્ટ કર્યું છે કે, વારસ પણ કાયમી ખેડૂત ગણાશે.

ડાહ્યાભાઈ—બીજી એક વાત. દુષ્કાળ કે અતિવૃષ્ટિ જેવી આફતોમાં સરકાર અર્ધું જમીનમહેસૂલ લે છે કે મુલતવી રાખે છે કે માંડી વાળે છે. આનો લાભ જમીનદારને મળે છે, પણ તેના ખેડૂતને બિલકુલ મળતો નથી. આથી ખેડૂત દિવસે દિવસે ગરીબ થયો છે, તેનું કાયદામાં કંઈ છે કે?

ચૂનીભાઈ—તે પણ છે. મહેસૂલના કાયદા પ્રમાણે જે રીતે જમીનદારને રાહત મળે તેવી જ તેણે સાંથિયાને આપવી જોઈશે. જ્યાં ભાગની પદ્ધતિ હશે ત્યાં આ નિયમ લાગુ નહિ પાડી શકાય.

ડાહ્યાભાઈ—અને જમીનદારની જમીનમાં ઘર બાંધ્યું હોય તો જમીનદાર અમને તે ઘરમાંથી ખાલી કરાવી શકે?

ચૂનીભાઈ— ના. જો તમે તે ઘર તમારે ખર્ચે બંધાવ્યું હશે અને ભાડું આપવાનું જો ઠરાવેલું હશે ને તે નિયમિત રીતે આપતા હશો, તો તમને ઘરમાંથી કોઈથી કાઢી મૂકી શકાશે નહિ, અગર કાટમાલ ઉઠાવી લેવાનું પણ કોઈથી કહી શકાશે નહિ. પણ ઘરથાળની જમીન જમીનદાર વેચવા માગશે તો પ્રથમ પસંદગી તમને આપવામાં આવશે.

ડાહ્યાભાઈ—ખેડૂતને કનડવાની ખાતર અગર જમીનનો કબજો પાછો મેળવવાની ખાતર જમીનદાર, સાંથ આપવામાં વિલંબ થયો હોય તો, કોર્ટમાં અરજી આપે છે. અમે ખેડૂત રહ્યા, માલ વેચતાં જરા મોડું થાય અને તેથી સાંથ આપવામાં વિલંબ થાય એ સ્વાભાવિક છે. તો જમીનદાર જમીનનો કબજો પાછો મેળવી શકે ખરો?

ચૂનીભાઈ—હા, એક રીતે જમીનનો કબજો પાછો મેળવે. જો તમે સાંથ ન આપો તો તેમ બને. પણ કોર્ટમાં દાવો ચાલતો હોય તે વખતે સાંથની રકમ અને દાવાનું ખર્ચ કોર્ટમાં રજૂ કરો અગર પંદર દિવસમાં આપવાના જામીન આપો, તો કોર્ટ તમારી પાસેથી જમીનનો કબજો જમીનદારને નહિ અપાવે, એવું કાયદામાં નક્કી થયું છે. આ ઉપરાંત બીજી કલમ એ છે કે, ખેડૂત જ્યારે જમીનદારને સાંથના રૂપિયા આપે ત્યારે તેણે પાવતી આપવી. જો પાવતી ન આપે અને ખેડૂત ફરિયાદ કરે, તો જમીનદારનો સો રૂપિયા સુધી દંડ કરવામાં આવશે.

ડાહ્યાભાઈ—હવે એક છેલ્લો પ્રશ્ન પૂછી લઉં. કાયમના ખેડહકની વાત તો જૂના ખેડૂતો માટે લાભદાયક થઈ, પણ હવે જે નવા ગણવતપટા થવાના તે કેવા થવાના? તેને માટે કંઈ મુદત રાખી છે કે?

ચૂનીભાઈ—ન રાખી હોય તો આખોય કાયદો નકામો ન થઈ પડે? નવા ગણવતપટા દસ વર્ષના જ થશે. બોલો પછી કાંઈ?

ડાહ્યાભાઈ—ભાઈ ચૂનીભાઈ, જો કાયદાનું પાલન જમીનદાર અને ખેડૂત બંને સાફ દાનતથી કરશે તો કોઈને દુઃખ નહિ આવે. એકબીજા તરફ અણગમો પણ નહિ થાય. ખેડૂત અને જમીનદારનો સંબંધ મીઠો રહેશે. તમે ટૂંકામાં બધું સમજાવ્યું, તે માટે તમારો આભાર માનું છું.

રાવજીભાઈ નાથાભાઈ પટેલ

# ફેંસલાની જંગલી રીત

બે પડોશીઓમાં ઘરની કે જરજમીન વગેરેની લડાઈ થાય ત્યારે તેઓ તે શી રીતે પતવે છે? તેઓ રાજ્યની અદાલતે ચડે છે અથવા પંચ પાસે જાય છે. અદાલત કે પંચ તેમનો ન્યાય તોળી આપે છે. આ ઝઘડો ઘરમેળે પતવી આપે છે. આથી તેઓ મારામારી નથી કરતા. મારામારી કરે તો રાજનો ગુનો થયો ગણાય; તેને માટે શિક્ષા ખમવી પડે. અને રોજ સાથે રહેવું, પછી મારામારીનો રસ્તો કેમ ચાલે? તેથી મારામારીથી ફેંસલો કરવાની રીતને સુધરેલા લોક જંગલી રીત કહે છે.

એક રાજની પ્રજામાં આવી જંગલી રીત હવે નથી રહી. કોઈ રાજા એ રીત ન ટકવા દે. પરંતુ રાજ રાજ વચ્ચે શો ન્યાય છે? ત્યાં મારામારી કરીને પતવવાનો જંગલી રિવાજ જ હજી ચાલે છે. દુનિયાના બધા લોકોએ મળીને આમાં પણ હવે સુધારો કરવાનો છે.

ચાર માસ પર જર્મની આમ જ પોલંડ પર તડક્યું હતું. હવે રશિયા જાગ્યું છે. રશિયાને અડીને ફિનલૅન્ડ કરીને એક નાનો દેશ છે. તેની વસ્તી માંડ અર્ધા કરોડની પણ નથી. રશિયાના મુખ્ય શહેર લેનિનગ્રાડથી બારેક માઈલે તે રાજની હદ શરૂ થાય છે. એટલે રશિયાએ વિચાર્યું કે, આ તો ઠીક નહિ; આપણા શહેરની પાસે એ હોય તો આજ બાર માઈલથી ઉપર તો તોપગોળો જાય છે. તેથી એણે ફિનલૅંડ જોડે વાટાઘાટ શરૂ કરી. પણ તેમાં તે ન ફાવ્યું. એટલે તેણે હવે તેની પર ચડાઈ કરી છે, અને એ નાનું રાજ્ય રશિયા જેવડા મોટા રાજ્યના પંજામાં સપડાયું છે. હવે શું થાય છે તે જોવાનું છે. પણ આ બધું જે યુરોપમાં ચાલે છે તે પરથી એક મુદ્દો તો બરોબર તરી આવે છે: રાજ્ય રાજ્ય વચ્ચે પણ મારામારી કરી ઝઘડા પતવવાનો જંગલી ચાલ તો હવે જવો જોઈએ. લોક જો લોભ ન છોડે, પડોશીને પણ ન્યાય ન આપે, પોતાનું જ પહેલું પછી સૌનું—એ જ ન્યાયથી ચાલે, તો તો કાંઈ આરો દેખાતો નથી.

મ૦

## સાધુ પુરુષનાં લક્ષણો

સાધુ પુરુષ આટલી બાબતોમાં ખૂબ સાવધ રહે છે.

૧. આંખ વાપરતી વખતે સ્પષ્ટ જોવાની કાળજી રાખે છે.
૨. પોતાનો ચહેરો પ્રસન્ન રાખે છે.
૩. પોતાનું વર્તન માનભર્યું રાખે છે.
૪. પોતાની વાણી સત્યમય રાખે છે.
૫. પોતાનું કામ તે ધર્મબુદ્ધિથી કાળજીપૂર્વક કરે છે.
૬. જે બાબતમાં એને શંકા પડે છે તેને વિષે બીજાને પૂછે છે.
૭. જ્યારે ગુસ્સો ચડે ત્યારે ગુસ્સાને પરિણામે પોતે કેવી મુશ્કેલીમાં આવી પડશે તેનો વિચાર કરે છે.
૮. જ્યારે કંઈ લાભ થવાનો લાગે ત્યારે ન્યાય અને પ્રામાણિકતાનો વિચાર કરે છે.

—કૉન્ફ્યુશિયસ

## ગરવી ગુજરાતની વકીલાત

**ગુજરાતની અસ્મિતા**—કનૈયાલાલ મુનશી. પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદના મંત્રીઓ. કિં. ૦-૪-૦; પા. ૧૮૪ + ૬

'ગુજરાતની અસ્મિતા'નું આ શબ્દાંકિત ચલચિત્ર વાંચી કોઈ પણ ગુજરાતી કે ગુજરાતણને ઉત્સાહ, વિજય, અને અભિમાનનો પાનો ચડ્યા વગર નહિ રહે. શ્રી. મુનશીએ જે વિજય-મૂર્તિ ગુજરાત આ પાનાંમાં ચીતરી છે એ, ખરેખર, આપણ સૌ એ માતાનાં બાળકોની અસ્મિતા અને મમતાને પાત્ર છે જ. સાહિત્ય પરિષદના સંચાલકોને શ્રી. મુનશીના અભિનંદન માટે આ પુસ્તક બહાર પાડવાનું સૂઝ્યું એ સારું થયું. શ્રી. મુનશીએ ગુજરાતને પોતાના અક્ષર-જીવનથી જે કાંઈ કહેવા અર્પવા ઇચ્છ્યું હશે, એનો નિચોડ આટલાં સુવાચ્ય પાનાંમાં આવી જાય છે એમ કહું, તો એમની નવલકથા પર આફરીન વર્ગ તકરાર તો નહીં જ કરે એવી આશા છે. "આ 'અસ્મિતા' શબ્દ ૧૯૧૩-૧૪માં હું યોગસૂત્રમાંથી આપણા ઉપયોગમાં ખેંચી લાવ્યો" એટલું જ નહિ, એ શબ્દની વસ્તુ પર ત્યારથી "હું વિચાર કરું છું, અને એને પોષે એવી સામગ્રી એકઠી કરું છું"—આ શ્રી. મુનશીનો જ એકરાર છે. એમણે પોતાની નવલોમાં જે ગુજરાતી-ગુજરાતણોની કલ્પના-મૂર્તિઓ સર્જી છે એ આ અસ્મિતા સેવતાં અને શ્રી. મુનશીના વિજયશીલ અને ધાકધમાકવાળા જીવનાદર્શને દાખવતાં માનવીઓ છે: એમાં પણ શ્રી. મુનશીની અસ્મિતા-પારમિતાનું જ આરાધન જેવું ઘટે.

આ અસ્મિતા એટલે પ્રાંતીયતા? શ્રી. મુનશી ઠોકી ઠોકીને કહે છે કે, ના. "અમે જન્મે ગુજરાતી છીએ, અમે ગુજરાતી બોલીએ છીએ, અમારા સંસ્કાર ગુજરાતી છે, એમ આપણામાં ગુજરાતી અસ્મિતા આવતી નથી. અસ્મિતા જે મનોદશા સૂચવે છે તેનાં બે અંગ છે: 'હું છું.' અને 'હું જ રહેવા માગું છું.' એમાં એક વ્યક્તિત્વની સુરેખ કલ્પના અને એ વ્યક્તિત્વને હસ્તીમાં રાખવાનો સંકલ્પ બંને રહ્યાં છે. . . ." "મેં ફરી ફરી કહ્યું છે તેમ, ગુજરાત પ્રાંત નથી, માત્ર જનસમુદાય નથી, માત્ર સાંસ્કારિક વ્યક્તિ નથી; એ તો પેઢીધર ગુજરાતીઓએ સંકલ્પપૂર્વક સેવેલી, પેઢીએ પેઢીએ નવી સિદ્ધિ પામતી, સામુદાયિક ઇચ્છાશક્તિએ સબળ બનેલી જીવન-ભાવના છે. એ ભાવનાનું તીવ્ર ભાન એ ગુજરાતની અસ્મિતા."

આ ભાવના—પેઢીધરના આપણા વડવાઓની પુરુષાર્થ-પરંપરાઓની આ જીવંત મૂર્તિનું દર્શન, આકલન અને ઉજાગરણ—તે કઈ, એનો ચિતાર આ ચોપડીમાં આપવામાં આવ્યો છે. એ સંગ્રહ છે; મુનશીજીનાં લખાણોમાંથી કરેલું સંકલન છે. કહેવું જોઈએ કે સંકલનકાર તેમાં ફાવ્યા છે, કેમ કે આખું પુસ્તક જાણે સળંગ લખેલું હોય એવી છાપ પાડે છે.

આ ભાવનાના અનુશીલનનો પ્રારંભ મુનશીજી જેને 'નવ-આર્યાવર્ત'ની સ્થાપના કહે છે ત્યાંથી શરૂ થાય છે. આ પુરાણકાળનું ખરું ઇતિહાસ-ચિત્ર કદાચ અન્ય હોય એની એમને પરવા નથી; કેમ કે, એમને પોતાનું કલ્પનાચિત્ર ગમે છે, તે રચવા માટે આછો ઇતિહાસનો આધાર હોય તો એમને બસ છે. એટલે તે કબૂલ જ કરી લે છે, "આ સિદ્ધાંતો જેટલા કલ્પવા સરસ છે *તેટલા જ પુરવાર કરવા મુશ્કેલ છે.*" મુનશીજી છેવટે તો ઇતિહાસ-નવલકાર અને ખાસ તો વકીલ રહ્યા ને! ગુજરાતના ગૌરવની આ એમણે તૈયાર કરેલી 'બ્રીફ'—વકીલાત છે. તેમાંથી તેમનો આર્યસંસ્કૃતિ માટેનો પ્રેમ ચોખ્ખો તરી આવે છે.

આ નવ-આર્યાવર્તનું કાઠું આ રીતે રચાયું એમ મુનશીજી કહે છે: "(તેમાં) ભૃગુઓનાં સાહસ અને વ્યવહારકુશળતા હતાં; ભૃગુઓનાં શૌર્ય અને વ્યવસ્થા-શક્તિ હતાં; હૈહયોની વિજયાકાંક્ષા ને પ્રગતિસાધક ધર્મબંધનનો તિરસ્કાર (!) હતો; ને તેમાં શુદ્ધ આર્યોના સંસ્કાર ને ભાવનામયતા ભળ્યાં; અને આર્યોના બુદ્ધિપ્રભાવે ને સાંસ્કારિક અસ્મિતાએ બધાનું એકીકરણ કરી પ્રબલ વ્યક્તિત્વ પ્રગટાવ્યું. આર્ય દેશના સીમાડા પર પર-સંસ્કાર ખાળવાની ને સ્વસંસ્કાર શુદ્ધ કરવાની વેદી રચાઈ."

પછી આ વેદીમાં એ આહુતિ કેમ ને કેવી કેવી આવી ને બળી કે વિશુદ્ધ થઈ તેનું વર્ણન કરતાં મુનશીજીની કલમ મધ્યયુગમાં આવતાં જરા ખચકી લાગે છે. અહીં એમની કલ્પના એક સુરેખ ચિત્ર નથી આપતી, જેવું કે નવ-આર્યાવર્તની રચનામાં આપી શકે છે. 'મુસ્લિમોના આક્રમણના પ્રત્યાઘાત'માં ને એટલું જ કહે છે, "આખું આર્યાવર્ત સંસ્કારના સંરક્ષણ માટે તત્પર થયું. . . . સંરક્ષણવૃત્તિ એ જ જીવનનો મંત્ર થઈ રહ્યો." એક ધમકભેર ચાલતી પ્રજાનો આમ અચાનક પલટો શાથી થયો? વેદીની આગ હોલવાઈ એમ જ ને? મુનશીજી આ સ્પષ્ટ નથી કરતા; તેમનું ચલચિત્ર અહીં ફીકું પડે છે. મને લાગે છે, પ્રારંભ-યુગમાં આર્યોનો હાથ ઉપર જ હોવાથી, એમનો ઉચ્ચભાવ ને વિજયવૃત્તિ જ વધારે કેળવાયાં; તેમણે અલગ વાડાબંધી કેળવી; અલગ ધર્મ-પ્રથાઓ સંઘરી; એક પ્રકારનો મોટપ-ભાવ સંઘરી જડ થતા ગયા. એ સ્થિતિમાં, મુસ્લિમના એકેશ્વરવાદ અને

તેમના સ્વતંત્ર મિજાજ આગળ આર્યો મૂંઝાઈ પડયા. તેમને હારતી જતી પ્રજાનો જ અનુભવ હતો; તે પરથી તેમણે કદાચ આવનારાને એવા જ ફેંજ કલ્પી જડ આરામ ને કાંધ સેવવા માંડયાં હતાં. આર્યો પર મુસ્લિમ વિજય તેનું જ પરિણામ ન હતું? શ્રી. મુનશીએ આ આપણા ઇતિહાસનું ચિત્ર અધૂરું મૂક્યું છે.

આ યુગમાં 'સાંસ્કારિક અસહકાર' શરૂ થયો એમ એ બતાવે છે. "જીવંત પરસંસ્કારને જીવનક્રમમાંથી જાણે ખાતલ કર્યા હોય એવું માનસિક વાતાવરણ" જામ્યું; અને ભાષા ને સાહિત્ય સંસ્કૃત છાયામાં જ રહ્યું. એમ? ફારસી શબ્દો ત્યારે કઈ વેળા પૂસ્યા? અને મુસ્લિમ સંગીતની અસર? તથા મુસ્લિમો પણ આપણી નાતોની ફાચનીચતામાં રહેલી પ્રતિષ્ઠામાં તણાયા તે? અને એકેશ્વરવાદી સંતપરંપરા જાગી તે? સાવ અસહકાર જ ન કહી શકાય. મેં ઉપર કહ્યો તે મોટપભાવ જ કલ્પવો કદાચ વધારે સુરેખ અને સુસંગત નથી?

અર્વાચીન કાળમાં આવતાં અંગ્રેજી કેળવણીની નવ-શક્તિને પ્રાધાન્ય આપી મુનશીજી નવગુજરાતને આલેખે છે. નવગુજરાતનો ઉદય અહીં પણ ઓચિંતો બતાવે છે: એના ઉદયનાં કારણોમાં તે નથી પડતા. આર્યોની મૂળ પ્રેરણામાં જે નેમ અને આનંદનો ઉછાળો એ રેડી બતાવે છે, એ આ પછીના બે યુગોમાં નથી ટકયાં. ત્યાર બાદ તદ્દન ચાલુ જમાનાના વર્ણને આવતાં, એ એક પાછાં મુનશીજીની કલમમાં આવી જાય છે, એ તો સ્વાભાવિક જ હતું.

આ સંગ્રહના સંપાદકોએ એના પ્રારંભમાં મુનશીજી ઉપર એક નિબંધ જોડ્યો છે. એ નિબંધની શૈલી જરા વિચિત્ર લાગી. એક પછી એક આક્ષેપક જેવું કાંઈક કલ્પીને તેના બચાવ કરતા કરતા પાત્રને ચીતરવું એ સારું નથી લાગતું એના કરતાં એમણે મુનશીજીની ટૂંકી જીવનકથા જ કહી હોત તો સારું થાત. તો મુનશીજીના પુસ્તકને મુખ્ય સ્થાન રહેત અને પ્રારંભનો નિબંધ તેનો પૂરક બનત. છતાં, એ નિબંધ વાંચવા જેવો અને શ્રી. મુનશીને સમજવામા મદદરૂપ થશે.

પુસ્તકની છાપ સુંદર છે; સાદા કાગળ પર પણ રૂપાળી લાગતી આ આવૃત્તિની કિંમત પણ માત્ર ૪ આના રાખી છે. એક ફરિયાદ કરવાની છે. અને તે આપણી સાહિત્ય પરિષદ સામે જ છે તેથી તે વધારે જબરી બને છે. જોડણીનું કાંઈ ધોરણ જ નથી. એક જ શબ્દની ખરી ને ખોટી એક જોડણી જ્યારે હોય ત્યારે, તે ધોરણનો જ અભાવ બતાવે છે એમ ઠરે. આ પુસ્તકમાં ઘણું એવું જોવા મળે છે. વ્યાકરણની પણ બૂમો નથી મળતી એવું નથી. આ દોષ આવા પ્રકાશનને માટે અને આવા પ્રકાશકોને માટે તો અક્ષમ્ય જ છે.

૨-૧૦-'૩૯ મ૦

**જૂઈ અને કેતકી :** કર્તા : શ્રી. વિજયરાય ક. વૈદ્ય; પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ-૨. પાનાં ૩૧૩, કિંમત રૂા. ૨-૮-૦.

નવલકથાના જેવું નામ ધરાવતા આ પુસ્તકમાં આપણા જાણીતા વિવેચક શ્રી. વિજયરાય વૈદ્ય 'ઈ. સ. ૧૯૨૨ થી ૧૯૩૫ સુધીનાં તેર ચૌદ વર્ષ દરમિયાન લખેલાં વધુ ઓછાં વિસ્તૃત, સુંવાળાં અને કાંટાળાં ચોત્રીસ ગ્રંથવિવેચનો' સંગ્રહાયેલાં છે.

માસિકો માટે લખાતાં ગ્રંથવિવેચનોમાં બહુ ઓછાં એવાં હોય છે, જે પાછળથી પણ પુસ્તકાકારે પ્રગટ કરવાને લાયક રહે. જો વિવેચક તે તે કૃતિના મર્મને પકડી જીવનદૃષ્ટિએ તેની ચર્ચા કરે, કૃતિના સાહિત્યગુણને કાવ્યદૃષ્ટિએ મૂલવે, અને એવી ચર્ચામાં જીવનદૃષ્ટિ અને સાહિત્યદૃષ્ટિને લગતી થોડીકે મૂળગામી ચર્ચા આવતી હોય, જે વાચકની રસવૃત્તિને કેળવવામાં કે પરિશુદ્ધ કરવામાં કંઈક ઉપકારક નીવડે એવી હોય, તો તેવાં ગ્રંથવિવેચનો પુસ્તકરૂપે પ્રગટ થવાની લાયકાતવાળાં ગણાય. પ્રસ્તુત પુસ્તકમાં સંગ્રહાયેલાં વિવેચનોમાંથી બહુ ઓછાં અમને એટલી ગુણવત્તાવાળાં લાગ્યાં છે. જો શ્રી. વિજયરાયભાઈએ પોતે જ આ વિવેચનોને એ રીતે ચાળવાનો પ્રયત્ન કર્યો હોત, તો એટલા ઓછા લેખો રહી જાત કે પછી આ પુસ્તક છપાવવાપણું જ રહેત નહિ.

આખા પુસ્તકમાં એક જાતની ઉતાવળાપણાની છાપ નજરે પડે છે. લેખક જાણે ઊડતી નજર જ નાખતા જાય છે. અને એમાં વસ્તુના મર્મ સુધી પહોંચવા માટે જોઈતી સમાધિ ન સધાય, એ સમજી શકાય એમ છે. પરિણામે વિવેચન ઉપરછલ્લું અને છીછરું લાગે છે, અને આખું પુસ્તક વાંચી રહ્યા પછી મહેનતનો બદલો ન મળ્યાનો અસંતોષ મનમાં જાગે છે.

આ ઉતાવળ અને અસ્વસ્થતાને કારણે કેવાં વિધાનો થઈ ગયાં છે, તે બતાવવા અમારી નજરે પડેલાં બે ત્રણ ઉદાહરણો આપીએ છીએ:

૧. શ્રી. રવીન્દ્રનાથના 'માલિની' નાટકનો અવાચ્ય અનુવાદ વાંચ્યા વિના જ, અનુવાદક વિશ્વભારતીમાં રહેનાર ગુજરાતી છે અને મૂળ લેખક રવિબાબુ છે, એટલા ઉપરથી જ, એમણે શ્રદ્ધાપૂર્વક એને 'મનોમોહક' માની લીધો છે.

૨. શીખોના નિત્ય જાપના ધાર્મિક પુસ્તક 'જપજી'-ના અનુવાદને એમણે 'ગુરુ નાનકના સમયનું હિંદુ-મુસ્લિમ વાતાવરણ ધારતી વાર્તા' કહી છે! પુસ્તકના પાછલા ભાગમાં, 'જપજી' વિષે એક વાર લખતાં એ 'કવિતાની ચોપડી છે એમ મારાથી લખાઈ ગયેલું' એમ કહી, પોતાની ભૂલ સુધારી એને શુદ્ધ નિષ્પદ્ય(?) ગદ્યમાં લખાયેલું પુસ્તક કહ્યું છે. પણ એ વખતે પણ એમને યાદ નથી કે, પોતે પહેલાં એને પદ્યનું પુસ્તક

કહ્યું નથી, પણ વાર્તાનું પુસ્તક કહ્યું છે। માસિકમાં લખતાં તો જાણે એ લખાઈ ગયું, પણ પુસ્તકરૂપે છપાવતાં પણ એમના ધ્યાનમાં એ ન આવ્યું

૩. શ્રી. નાનાલાલની વિવેચનશક્તિની ચર્ચા કરતાં એમણે લખ્યું છે: 'જે પરમ શ્લાઘ્ય આત્મસંયમ બીજા કવિવિવેચકો — ગેટે, કૉલરિજ, આર્થર સાયમન, મિ. યેટ્સ, મિ. આલ્ફ્રેડ નોયઝ, મિ. જૉન ડ્રિંકવૉટર — આચરી શકે છે, તે રવિબાબુ કે નાનાલાલ નથી આચરી શકતા.' અહીં એમણે રવિબાબુનું નામ ખોટું લખ્યું છે, તે જોઈને આશ્ચર્ય થાય છે. રવિબાબુના વિવેચન-ગ્રંથોમાંનો એક 'પ્રાચીન સાહિત્ય' તો ગુજરાતીમાં ઊતરી ચૂકેલો છે; તેની બે આવૃત્તિઓ પણ થઈ ચૂકેલી છે, અને ત્રીજી થવાની તૈયારી છે. એમના બીજા વિવેચનગ્રંથો 'આધુનિક સાહિત્ય', 'લોકસાહિત્ય', 'સાહિત્ય', 'સાહિત્યેર પથે', અને 'છંદ' એટલા છે. એ વાંચી જોવાની અમો શ્રી વિજયરાયભાઈને નમ્રભાવે ભલામણ કરીએ છીએ.

શ્રી. કાકા સાહેબે કરેલી નિબંધની વ્યાખ્યાવાળા સુંદર ફકરાને બહાર લાવવા માટે અમો એમને ધન્યવાદ આપીએ છીએ.

અંતે, જે વિદ્યાર્થીઓ સાહિત્યના અભ્યાસને અંગે માસિકોમાં આવતાં અવલોકનો પણ વાંચતા હોય. તેમને અમો આ પુસ્તક પણ વાંચી જવાની ભલામણ કરીએ છીએ પુસ્તક આખું વાંચી જવાય એવું તો છે જ.

ન૦

**યુરોપની ભીતરમાં:** [પ્રયોજક, ચંદ્રભાઈ ભટ્ટ: પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, કિં. રૂ. બે]

જૉન ગંથર નામના એક નામાંકિત અમેરિકન પત્રકારે યુરોપની વર્તમાન પરિસ્થિતિ વિષે 'Inside Europe' નામનો એક મનોરંજક ગ્રંથ લખ્યો છે. એમાં તેમણે યુરોપના દેશોના પ્રધાન રાજપુરુષોના જીવનની આસપાસ યુરોપનો વર્તમાન રાજકીય ઇતિહાસ રજૂ કરવા પ્રયાસ કર્યો છે. હકીકતો રજૂ કરવાની એમની શૈલી એટલી છટાદાર અને આકર્ષક છે કે આખું પુસ્તક સાદ્યંત મનોહર નવલકથાની પેઠે વાંચી શકાય. આ કારણે ટૂંક મુદતમાં એ પુસ્તકની હજારો નકલો ખપી ગઈ અને યુરોપની ઘણીખરી ભાષામાં એના અનુવાદો પણ થઈ ગયા.

ઉપર જણાવ્યા પ્રમાણે, શ્રી. ગંથર એક પત્રકાર છે. પત્રકારની કળા એટલે વર્તમાન હકીકતોને આકર્ષક રીતે રજૂ કરવાની કળા. ગંથર સાહેબે પોતાના પુસ્તકમાં પત્રકારની કળાનો કુશળતાપૂર્વક ઉપયોગ કર્યો છે. આથી એના ઉપરથી આપણે કંઈક સાચાં અનુમાન બાંધી શકીએ એવી અવિતથ માહિતી આપણને એ પુસ્તકમાંથી ઓછી જ મળે છે. વિવેકી વાંચનાર સહેજે જોઈ શકે કે, હકીકતો સાથે એમણે પોતાના ગમાઅણગમાને પણ ઠીક ઠીક વણી લીધા છે. પુસ્તકનું નામ પણ એમની શૈલીને અનુરૂપ છે. 'Inside Europe'—'યુરોપની ભીતરમાં'—નામ ઉપરથી તો એવી અપેક્ષા જાગે છે કે, એમાં યુરોપના ભીતરમાં કાર્ય કરી રહેલાં અજ્ઞાત બળો ઉપર કંઈ પ્રકાશ પાડવામાં આવ્યો હશે. પરંતુ પુસ્તકમાં એવો કશો રહસ્યસ્ફોટ નથી. યુરોપના રાજકારણથી પરિચિત વાંચનારને જણાશે કે, પોતા કરતાં ગંથર સાહેબને યુરોપના ભીતર વિષે કોઈ ખાસ અવનવો પ્રકાશ લાધ્યો નથી. પરંતુ એટલું ખરું કે, એ ગ્રંથ વાંચવાથી જિજ્ઞાસુને યુરોપના કુટિલ અને ભીષણ રાજકારણની કંઈક ઝાંખી થશે ખરી.

આ ગ્રંથ વાંચ્યા પછી થોડા જ વખતમાં 'યુરોપની ભીતરમાં' વાંચવા મળ્યું. આખું પુસ્તક વાંચ્યા પછી પણ એ પુસ્તકને મૂળ પુસ્તક સાથે શો સંબંધ છે એ સમજાયું નહિ. પુસ્તકના 'પ્રયોજકે' તો એ નિર્ણય વાંચનારના વિવેક ઉપર જ છોડયો છે. પરંતુ પ્રકાશકે એ વિષે પોતાના નિવેદનમાં કંઈક પ્રકાશ પાડયો છે ખરો. નિવેદનમાં જણાવવામાં આવ્યું છે કે 'યુરોપની ભીતરમાં' એ 'Inside Europe'નું 'મુક્ત ભાષાન્તર' છે. સાચે જ આ પુસ્તક મૂળ પુસ્તકની શૈલી, તેનાં મંતવ્યો, અનુમાનો અને ધ્વનિથી 'મુક્ત' છે ખરું; પરંતુ તે એનું ભાષાન્તર છે એમ તો ન જ કહી શકાય. કારણ કે મૂળ પુસ્તકના કદથી લગભગ ચોથા ભાગના કદમાં તેની હકીકતો પ્રસ્તુત પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે. આથી તેને free translation એટલે અનુવાદ પણ ન કહી શકાય. 'સાચું' જોતાં એ મૂળ પુસ્તકનું કંગાળ, નિષ્ફળ અને વિતથ સારદોહન છે. એમાં હકીકતો હેતુપૂર્વક મૂળ પુસ્તક કરતાં જુદી જ રીતે રજૂ કરવામાં આવી હોય એમ લાગે છે, અને આમ તેના લેખકને જાણેઅજાણે પણ ભારે અન્યાય થયો છે. પુસ્તકની શૈલી પણ એકધારી નથી. કેટલેક ઠેકાણે તે બાલસાહિત્યના જેવી તરંગી અને વિનોદભરી છે અને કેટલેક ઠેકાણે અનુચિત કટાક્ષયુક્ત છે. અનેક ઠેકાણે વાક્યરચના ખોટી અને કઢંગી છે, અને જોડણીનું તો ઠેકાણું જ નથી.

આમ છતાં એ વિષયનાં આપણી ભાષામાં નહિ જેવાં પુસ્તકો હોઈને માત્ર ગુજરાતી જાણનાર વાચકવર્ગને તે કંઈક અંશે ઉપકારક થશે. ઉપર જણાવેલી વસ્તુઓ ધ્યાનમાં રાખીને વાંચનારને આ મહાયુદ્ધના સમયમાં એમાંથી યુરોપના જુદા જુદા દેશોની વર્તમાન રાજકીય આંટીઘૂંટીનો કંઈક ખ્યાલ આવશે ખરો.

મ૦ ભ૦ દેવ

# માસિક વિવેચન

## સ્વ૦ આચાર્ય રામદેવજી

આ૦ રામદેવજીથી ગુજરાત અજ્ઞાત ન ગણાય. ગુજરાત વિદ્યાપીઠના ઈ. સ. ૧૯૨૯ના પદવીદાન-સમારંભ વેળા તેઓ તેના મુખ્ય મહેમાન ને વ્યાખ્યાતા થઈને અહીં પધાર્યા હતા. તેમની ઓળખ એટલે રાષ્ટ્રીય કેળવણીના ઘડતરમાં ગુરુકુળ સંસ્થાના ફાળાનો ઇતિહાસ, એમ કહીએ તો ચાલે. સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ ૧૯૦૧–૨ માં કાંગડી ગુરુકુળ સ્થાપ્યું ત્યાર બાદ ત્રણેક વર્ષમાં તેમની સાથે જોડાનાર તેમના નિકટ સાથી એટલે આ૦ રામદેવજી. પ્રાચીન ઇતિહાસના તે અભ્યાસી હતા.

૧૯૩૧–૨ માં કાંગડીથી નિવૃત્ત થઈને આચાર્યજી ડહેરાદૂન કન્યાગુરુકુળને કામે લાગ્યા. થોડાક માસ પર જાણ્યું હતું કે, તેમને લકવો થયો છે. હમણાં ઉત્તરનાં છાપાંમાંથી જાણવા મળે છે કે, તા. ૯–૧૨–'૩૯ ને રોજ તેઓનો સ્વર્ગવાસ થયો છે. પ્રભુ એ રાષ્ટ્રસેવકના આત્માને શાંતિ અર્પો. જે સંસ્કારદાન અને શક્તિસંચાર ગુરુકુળસંસ્થાએ આપણા દેશને બક્ષિસ આપ્યાં છે, તે આ૦ રામદેવજી જેવા સેવાવ્રતધારીના અથાક શ્રમયુક્ત જીવનને આભારી છે. એમનું સેવાજીવન ઊગતી પેઢીને ઘડારૂપ થાઓ.

## કેટલાક પારિભાષિક શબ્દો

તાજેતરમાં આચાર્ય કૃપાલાનીએ વર્ધા-યોજના ઉપર એક પુસ્તક લખ્યું છે, અને એનું નામ આપ્યું છે 'The Latest Fad.'—ગાંધીજીનું છેલ્લું 'ફેડ'! અગાઉ એક વાર ગાંધીજીએ 'ફેડ' અને 'ફેડ'વાળા 'ફેડિસ્ટ' માટે ગુજરાતી પર્યાયો માગેલા. કોઈએ સૂચવેલો 'ધૂન' 'ધૂની'; અથવા તેને મળતા 'નાદ', 'નાદીલું'. પણ એ ગાંધીજીને નહિ ગમેલા. હવે કૃપાલાનીજીની ચોપડીએ પાછો એનો પર્યાય શો યોજવો એ પ્રશ્ન ઉઠાવ્યો છે.

'Stunt' અને 'Fad' એક નથી. 'Stunt' તો સાવ તુક્કો કે તૂત જ હોય; એમાં ખાલી જોર હોય; રજનું ગજ કરવાપણું પણ હોય. એને વાસ્તે તુક્કો કે તૂત શબ્દ ચાલે.

'ફેડ' એવું ખાલી તૂત નથી. એમાં માણસનું ધૂનીપણું જરૂર હોય છે. કશીક નાદ લાગ્યો હોય એની છાયા એમાં હોય છે. તેથી તેમાં તૂતનું જોર પણ હોય છે. પણ તે તૂત ન પણ હોય — તેમાં સત્યાંશ હોય. જેવો કે, ગાંધીજી, કૃપાલાનીજીના પુસ્તકની ચોપડીમાં રહેલો છે, એમ એની પ્રસ્તાવનામાં કહે છે. 'ફેડ' એ માણસને લાગેલા એક ઘેલા જેવું હોય છે; એક જાતની એ ઘેલછા છે. એને 'માટે 'ઘેલું' શબ્દ બરોબર છે. અને 'ફેડિસ્ટ' તે 'ઘેલો.' 'ફૂડ-ફેડિસ્ટ'—આહાર-ઘેલો, ચરખા-ઘેલો, એવા એના સમાસો પણ સહેજે બનાવી શકાશે. 'Fad'નો અંગ્રેજી પર્યાય 'Craze' એટલે 'ઘેલછા' જ થાય છે.

ગયા અંકના 'નવા વાચન'માં વિવેચકે 'રાખ-રખાણી' પર ટકોર કરી છે કે, તે શબ્દ વિચિત્ર છે, 'રાખદાની' યોગ્ય શબ્દ ગણાય. આ બરોબર છે. ચાદાની, પીકદાની તેમ 'રાખદાની.' 'રાખ-રખાણી'ના 'ર' 'ખ' ના પ્રાસથી ખેંચાઈ જવાની કશી જરૂર નથી. ચાની થાળીમાં ચાદાની સાથે બેસતી 'દૂધદાની' અને 'ખાંડદાની' પણ એમ જ ગોઠવી શકાય.

નવયુવતીઓ વાળ કપાવા લાગી એટલે અંગ્રેજી 'બૉબ્ડ હેર' માટે હવે પર્યાય જોઈએ. ઉપરોક્ત વિવેચકે 'ટૂંકકેશી' શબ્દ પર સુયોગ્ય ટીકા કરી છે. 'ટૂંકકેશી' જો બૉબ્ડ હેરવાળી, તો ખરેખર ટૂંકા કેશવાળાને શું કહેશો? 'ટૂંકકેશી' તો નહિ ચાલે. તો પછી? 'બૉબ'નો અંગ્રેજીમાં અર્થ છે, 'ખભે ન પહોંચે એમ ટૂંકાવેલા કેશ'; કે ક્રિયા હોય તો 'તેમ કેશ કાપવા'. તો આપણે તેને માટે 'બૉબ' અને 'બૉબવાળી', અને 'બોડું' કરાવવું' તેમ 'બૉબ કરાવવું' એવાં પ્રયોગો જ રાખીએ તો ન ચાલે? એ શબ્દની જરૂર હાલ તો શહેરોમાં જ અને અંગ્રેજી જાણનારમાં પડશે. અને જેમનો આચાર લીધો એમનો શબ્દ પણ સાથે લેવામાં બહુ વાંધો નથી.

મહાસભાએ 'કૉન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બ્લી'ની વાત કાઢી કે આપણાં છાપાંએ તેને માટે 'લોકપ્રતિનિધિ સભા' એવો વાચક યોજ્યો. કેટલાકે ટૂંકો અને વધારે સુંદર 'લોકસભા' શબ્દ વાપર્યો. 'મહાસભા' જોડે મેળ ખાય એવો 'લોકસભા' શબ્દ વધારે માફ છે, ટૂંકો છે અને પૂરેપૂરો સૂચક પણ છે.

'classical' અને 'romantic' શબ્દો અગાઉ એક અંકમાં વપરાયા હતા. તેમને માટે

અનુક્રમે 'ધીરોદાત્ત' અને 'રોમાંચક' શબ્દો સારા બંધબેસતા લાગે છે. એ શબ્દો વાપરવા લાગીએ તો તેમાં વ્યંજનાશક્તિ અર્પી શકાય.

### રોમન લિપિના ગોટાળા

'શિક્ષણ અને સાહિત્ય'ના પૂઠા ઉપર 'હર્મન' (Herman) કૈસર્લિંગ અને 'એલ્ડાઉસ' (Aldous) હક્સલીનાં નામ છપાયાં છે તે ઉચ્ચારશુદ્ધ નથી લખાયાં:-તે અનુક્રમે 'હેરમન' અને 'આલ્ડસ' હોવાં જોઈએ, એમ યુરોપીય ઉચ્ચારોથી પરિચિત એક યુવક મિત્રે કહ્યું. મને તે ભૂલોને માટે ખાસ શરમ ન લાગી. જ્યારે તે લખાયાં ત્યારે મને બીતિ હતી કે કદાચ આ ઉચ્ચારો ખોટા હોય; પરંતુ પાસે કોઈ જાણકાર નહિ હોવાથી, મારા અજ્ઞાનમાં તેમના જેવા ઉચ્ચાર મેં કલ્પ્યા તેવા લખ્યા. તે મિત્રે ભૂલ સુધારી તે બદલ આભાર માનું છું.

આની સાથે મને આપણા 'ખેડા'ની 'કેરા' (Kaira), 'ભરૂચ'ની (Broach) બ્રોચ, 'વડોદરા'ની 'બરોડા' વગેરે થયેલી દશા યાદ આવી. મને થયું, ફૅશનેબલ લોક જ નહિ, શુદ્ધ (!) અંગ્રેજીમાં લખવા માગનાર પણ આજ Kheda નહિ કરી શકે, 'Bharuch' કે 'Vadodra' નહિ કરી શકે, એ કેવી સ્થિતિ! એમાં શરમ નહિ, પણ આવડની ને દેશનની મોટાઈ! જર્મન 'નાઝી' મૂળે 'નાત્સી' હોવા છતાં અંગ્રેજી લિપિએ આપણે ત્યાં 'નાઝી' (Nazi) જ પ્રચલિત કર્યું છે ને? હવે 'નાત્સી' નહિ સુધારાય.

આની સાથે વળી એક ત્રીજી વસ્તુ યાદ આવી; ને ત્યારે તો હસવું જ આવ્યું. ડૉ. જ્વાલાપ્રસાદ, પી. એચ. ડી. (કેન્ટાબ) કરીને એક લેખકે 'ઇંડિયન રિવ્યૂ'માં એક-ભાષા અને એક-લિપિ પર લેખ લખ્યો છે, તેમાં તે હિંદુસ્તાનીની તો હિમાયત મંજૂર રાખે છે. પણ એક લિપિની બાબતમાં પશ્ચિમમાં ભણી આવેલા ઘણાનો પૂર્વગ્રહ તે બતાવે છે કે, રોમન લિપિ લેવી જોઈએ, કેમ કે તેમને એ લિપિ વધારેમાં વધારે યોગ્ય લાગે છે! મને થયું, યોગ્ય કેમ નહિ? નહિ તો, હું 'આલ્ડસ'નું 'એલ્ડાઉસ' શી રીતે કરત? અને આપણા 'ખેડા'ની 'કેરા' શી રીતે વલે થાત? અને તે કહે છે, આ લિપિના પ્રશ્નનો વિચાર લાગણીથી નહિ કરવો જોઈએ, બુદ્ધિથી કરવો જોઈએ. કબૂલ; પણ પૂર્વગૃહીત બુદ્ધિથી પણ ન થવો જોઈએ ને? એમને એ પણ ખબર હોય એમ લાગે છે કે, શુદ્ધ ઉચ્ચાર માટે રોમન લિપિ જોઈતું કામ નહિ દે. પણ પૂર્વગ્રહ કદી હારે નહિ; હારે તો પૂર્વગ્રહ શાનો? તે કહે છે, અનેક પ્રાણીવિદ્યાના પંડિતોએ સંજ્ઞા યોજી છે જેથી બધા ઉચ્ચારોને પહોંચી વળાય, અને છેવટે ઉચ્ચારણ શીખવું જ પડે છે ને! એટલે ગમે તેમ લિપિ હોય તોય ચાલે, એમ? ઉપરની મારી ભૂલોથી રોમન લિપિની બાબતમાં મને, નાગરી લિપિ રોમન કરતાં વધુ શાસ્ત્રીય અને શુદ્ધ છે, એનો એવો સચોટ પુરાવો મળી ગયો હતો કે, ડૉક્ટરના આ લેખને પામી જવામાં મને બહુ વાર ન લાગી.

### વકીલાતનો ધંધો

તા. ૫-૧૦-'૩૯ને રોજ મુંબઈમાં વકીલોની સરકારી કૉલેજનો પાયો નાંખતી વખતે વડા પ્રધાન શ્રી. ખેરસાહેબે વકીલોના ધંધા વિષે કહ્યું,

> "વકીલાતના ધંધાને દુનિયાના ઉમદામાં ઉમદા ધંધાઓમાંનો એક મેં હંમેશ માન્યો છે; કેટલાક તરફથી એને ચાલાકીનો ધંધો કહેવામાં આવે છે તે સામે વકીલોએ વિરોધ કરવો જોઈએ અને વિરોધ કરવાની સ્થિતિમાં તેઓ હોવા જોઈએ."

એ ધંધાની જેટલી નાલેશી અસહકાર-યુગમાં થઈ છે એટલી ને એવી જાહેર રીતે કદાચ કયારે પણ ન થઈ હોય. પણ એમાં ધંધા કરતાં અંગ્રેજ અદાલત પ્રત્યે મુખ્ય વિરોધ હતો. પરંતુ, એ સિવાય પણ લોકોમાં આ ધંધા વિષે આવી માન્યતા સામાન્યપણે છે એમાં શંકા નથી. મારા એક વડીલ મને કહેતા કે, વકીલના ધંધાના પાપમાં ન પડતો. અને તે પોતે સારા સફળ વકીલ હતા. એટલે વકીલો લૂખો વિરોધ જ કરે તેના કરતાં, નામ૦ ખેરસાહેબ ઉપર નાગરીમાં મૂકેલું કહે છે તેમાં સૌ સંમત થશે કે, વકીલો એવો વિરોધ કરવાની સ્થિતિ મેળવે. તો પછી વિરોધ કરવાની જરૂર પણ નહિ રહે.

'ટાઈમ્સ ઑફ ઇંડિયા'એ આ પ્રસંગ પર નોંધ લખતાં કહ્યું કે,

> "કાર્યની ટોચએ પહોંચવા માટે કાયદાની સીડી કરતાં વધારે સારું બીજું એકે પગથિયું નથી."

ગાંધીજી રાજકારણમાં આવ્યા ત્યારના સમયથી એમ લાગતું હતું કે, વકીલ દાક્તરો જેઓ જાહેર

જીવનને પચાવી બેઠા હતા તે હવે તેમનું નહીં રહે. અને ગાંધી-યુગમાં એમ બનેલું પણ જોયું. હવે પાછી જૂની પ્રણાલી પોતાનું માથું ઊંચું કરવા લાગી છે. કાયદો એ સમાજવિદ્યાઓમાં એક કીમતી વિદ્યા ને માનવંતો ધંધો છે એમ કહેવામાં કશી અડચણ નથી. પરંતુ, તેની કિંમત અને તેનું માન, જૂના ગ્રીસ રોમની જેમ, આપણે ઊભાં કરવાં જોઈએ. સ્વરાજમાં વકીલનો ધંધો કદાચ સંયમ માગશે; પણ કાયદાનું સ્વભાવામાં જ્ઞાન તો વધવું જોઈશે ને તેનું અનુશીલન કરનારા ધારાશાસ્ત્રીઓ પાકવા જોઈશે.

### દાક્તરની ફી

ગયા મહિનામાં અમદાવાદમાં ડૉ. મનુભાઈ ત્રિવેદીની પ્રયોગશાળા અને ચિકિત્સાલય સરદારશ્રી વલ્લભભાઈએ ખોલ્યાં, તે વેળા તેમણે એક વાત કરી તે દાક્તરી ધંધા માટે સંઘરવા જેવી ગણાય. તેમણે કહ્યું કે, મારા એક મિત્રે યુરોપમાં દવા કરાવી. તેની ફી અગાઉથી નક્કી નહોતી થઈ. ઉપચાર પત્યા બાદ તે મિત્રે ૪૦૦ પૌંડનો ચેક પેલા દાક્તરને ધર્યો. દાક્તરે કહ્યું કે, ૧૦૦ પૌંડ મારી ફી થાય, અને એટલા જ મને ખપે. પેલા મિત્રે બધા લેવા આગ્રહ કર્યો, ત્યારે પેલા દાક્તરે એમને ધર્માદાની પેટી દેખાડી. વધારાના પૈસા, તે ઇચ્છે તો, તેમાં નાંખી શકે છે, એમ કહ્યું!

### બાળકવિઓને

એક પ્રતિભાસંપન્ન શિક્ષક અને વિવેચક તથા કેળવણીકાર નીચે મુજબ એક પત્રમાં લખે છે :

> "હું——ગયો તે દિવસે ત્યાં ૩૭ કે ૪૭ના છોકરા એક હોડીની કવિતા હાવભાવ સાથે ગાતા હતા, અને હોંશથી. પણ આખા વર્ગમાંથી એક જણ જ એક વાર હોડીમાં બેઠેલો. દરિયો, હું ધારું છું કે, કોઈએ જોયેલો નહિ. નર્મદા જેવી મોટી નદી પણ નહિ. એ બાળકોને 'હલેસાં, હલેસાં, હલેસાં'ની 'કેવી મજાની મારી હોડી' ની શી કલ્પના આવી શકે?"

અને આમ મીઠી ટકોર કરીને તે આગળ લખે છે :

> "માટે સાચા ઉદ્યોગ સાથે સંબંધ ધરાવનારી કવિતાઓની ઘણીયે જરૂર છે.——(બાળકવિઓ) એ બધું આપે તો ઘણુંયે થાય."

વર્ધા-કેળવણી ઉદ્યોગની જેવી ઉપાસના માગે છે તેમાં આવી આવી અનેકવિધ સામગ્રી મળવી જોઈશે. તો જ તે કેળવણીના સાચા પાયા નાખી શકાશે. બાળકવિઓ અને બાળકોના શિક્ષક-કવિઓ આ માગણી ધ્યાન ઉપર લેશે? જ્યાં જ્યાં બાળકો ઉદ્યોગકામ કરે છે ત્યાં અમે જોયું છે કે, તેની સાથે સાથે તેમને કલ્લોલવાની સહજ ઊર્મિ થઈ આવે છે. તેને માટે ઉચિત કાવ્યોની શિક્ષકોને મોટી જરૂર છે. એ જરૂર પૂરવાનું કામ આપણા કવિઓને શિરે છે.

### વર્ધા-કેળવણીના શિક્ષકને

આજે પ્રાથમિક શાળાનો શિક્ષક એકભાષી જ છે—ગુજરાતી ઉપરાંત બીજી એકે ભાષા એના શિક્ષણમાં નથી આવતી, આ એક મોટો દોષ કહેવાય. એથી કરીને શિક્ષકની શિક્ષણ મેળવવાની શક્તિ મર્યાદિત અને ઊણી રહી જાય છે. એણે કાંઈ નહિ તો રાષ્ટ્રભાષા હિંદુસ્તાની તો શીખી લેવી જોઈએ. તો તેની આગળ એક નવો સાહિત્યભંડાર ખૂલશે. ને ઉપરાંત, બને તો એકાદ પ્રાંતીય ભાષા પણ શીખવી સારી અને સહેલી વાત છે. જેમ કે, ગુજરાતીએ પડોશની મરાઠી શીખવી ઠીક થાય. શાળાના પાંચમા વર્ષથી હવે હિંદુસ્તાની દાખલ થશે, એટલે આજની દશામાં કાંઈક સુધારો તો થશે.

આજ જેઓ હિંદુસ્તાની કે મરાઠી જાણતા હોય તેમને વાંચવા લાયક નીચેની ત્રણ માસિક પત્રિકાઓ છે. એક 'નયી તાલીમ' હિન્દુસ્તાની તાલીમી સંઘ, સેગાંવ, તરફથી વાર્ષિક રૂ. ૧ લવાજમથી નીકળે છે. બીજી 'સબકી બોલી' વર્ધાની રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી રૂ. ૧ લવાજમની માસિક પત્રિકા છે. તે બેઉ હિંદુસ્તાનીમાં ચાલે છે. ત્રીજું, 'વર્ધા-શિક્ષણ' તિલક વિદ્યાપીઠ, પૂના, તરફથી વાર્ષિક રૂ. દોઢ લવાજમથી મરાઠીમાં નીકળે છે. પોતાના શિક્ષણમાં સતત વધારો ઇચ્છતા—અને કયો સુશિક્ષક એ ન ઇચ્છે?—શિક્ષકોએ દ્વિ-ભાષી તો બનવું જ જોઈએ. અને તેમને માટે હિંદુસ્તાની સહેલી, સરળ અને જરૂરી પણ છે; તેના પ્રમાણમાં જોતાં, અંગ્રેજી શીખવું અશક્ય છે. ચાહે તો તેઓ સરકારી 'હિંદુસ્તાની શિક્ષક'ની પદવી પણ ટૂંક સમયમાં પામી શકે. આ બધાની શરત એક જ છે અને તે એ કે, શિક્ષકે એમ માનીને વર્તવું જોઈએ કે, તે આજીવન વિદ્યાર્થી પણ છે.

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાલદાસ પટેલ
નગીનદાસ પારેખ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૧

ફેબ્રુઆરી

નવજીવન, અમદાવાદ

૧૯૪૦

# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૪૦

વર્ષ ૧ અંક ૫

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, **શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય**, પો. બૉક્સ ૧૦૫
**અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧—અંક ૫] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૪૦

## સ્વતંત્રતા અને નિયમન

એક વિદ્યાર્થીએ નીચેનો સવાલ પૂછ્યો છે:

"આપણે સ્વતંત્રતામાં માનવાવાળા છીએ, છતાં શાળાઓમાં વિદ્યાર્થીઓના ઉપર વ્યવસ્થિત કામ કરાવવા નિયમનનો ભાર કેમ મૂકવામાં આવે છે? જો તેઓ સ્વતંત્રપણે કામ ન કરી શકતા હોય, તો તેમ થવાનું કારણ શું છે? એમને સ્વતંત્રપણે કામ કરતા કરવા એ કોની ફરજ છે?"

સ્વતંત્રતામાં માનવાનો અર્થ અરાજકતા કે અવ્યવસ્થામાં પણ માનવું એવો નથી. જે સ્વતંત્રતાને માટે આજે દેશ ચળવળ કરી રહ્યો છે; તે એક ખાસ પ્રકારની જ સ્વતંત્રતા માટે છે. દેશના કારભારોમાં દેશની બહારની પ્રજાઓની દખલગીરી ન હોય તેવી જાતની સ્વતંત્રતાનો આપણો પ્રયત્ન છે.

તે ઉપરાંત દેશનો કારભાર ચલાવતાં અમુક બાબતોમાં દરેક નાગરિકને તથા સમાજોને પોતાની ઇચ્છા મુજબ વર્તવાની સ્વતંત્રતા હોય એવું આપણે ઇચ્છીએ છીએ. એ બાબતો છોડીને બીજી બાબતોમાં નિયમન ન હોય એવો કોઈ ડાહ્યો માણસ ખ્યાલ કરતો નથી. એટલે કે, સ્વતંત્ર હિંદુસ્તાનમાંયે વ્યક્તિઓ તથા સમૂહો પર અનેક જાતનાં અંકુશો, ફરજિયાત કર્તવ્યો વગેરે રહેવાનાં જ.

જેમ દેશમાં, તેમ જ સંસ્થાઓમાંયે—એટલે કે નિશાળોમાંયે.

મુદ્રારાક્ષસના લેખકે સ્વતંત્રતાની સારી વ્યાખ્યા આપી છે: સ્વતંત્રતા એટલે સારાં કામ કરવાની સ્વતંત્રતા. ખોટું કરતાં, કર્તવ્યભ્રષ્ટ થતાં, ખાડામાં પડતાં રોકે તેવું નિયમન સ્વતંત્રતાને વિરોધી નથી.

મતલબ કે, નિયમન હોય જ નહિ એમ વ્યવસ્થિત સમાજ કે સંસ્થામાં બનવાનું નહિ. આજ્ઞા કરવાની અને ઉઠાવવાની ફરજો રહેવાની. જે સુધારા થઈ શકે તે આજ્ઞા કરવાની, કામ કરાવી લેવાની, તથા વ્યવસ્થા રાખવાની રીતમાં થાય. અણઘડ શિક્ષક નેતરથી રાખવા પ્રયત્ન કરે, મધ્યમ શિક્ષક લાલચ બતાવીને, અને ઉત્તમ શિક્ષક કળા અને પ્રેમ દ્વારા તેમ કરે. નિયમન ખૂંચે નહિ અથવા ઓછામાં ઓછું ખૂંચે એટલું સાધી શકાય.

છતાં નિયમન તે નિયમન હોવાનું જ; ક્યારેક તો ખૂંચે જ. પ્રેમનું હોય તોયે આળસુને ખૂંચ્યા વિના ન રહે; જડને પણ ખૂંચે; પોતાની બુદ્ધિનો અત્યંત ગર્વ હોય તેવાનેયે ખૂંચે; સ્વચ્છંદી, વ્યસની, ધાંધ લોકોને પણ ખૂંચે. તેઓ પોતાની સ્વતંત્રતા હણાય છે એમ કહેવાના જ.

શાળા કે સમાજમાં નિયમના ભંગ સામે જૂનો ઇલાજ શિક્ષાનો છે. જેમ શાળામાંથી શિક્ષાનો ધીમે ધીમે ત્યાગ થતો જાય છે, તેમ સમાજમાંથીયે થશે એમ આશા રાખીએ. નિયમનો ભંગ કરનારા કોઈક પ્રકારના રોગી છે, એમ માની તેમના વૈદક ઇલાજ કરવાનું યોજાય એમ બને. પણ એ વૈદક ઇલાજ લેવાનુંયે ફરજિયાત હશે, એટલે એ પણ બધાને ગમશે જ એમ ન કહેવાય. કામમાં આળસ કરનાર વિદ્યાર્થીઓ ઇસ્પિતાલમાં જવા કરતાં કદાચ નેતર ખાવાનું વધારે પસંદ કરે એમ બને.

બાળકો કે મોટાઓ સ્વતંત્રપણે રાજીખુશીથી પોતાની ફરજો બજાવી નથી શકતા તેનાં ઘણાં કારણો હોઈ શકે છે: દા. ત., કામ કરવાની ટેવનો અભાવ, શારીરિક કે માનસિક રોગ, હૃદય કે બુદ્ધિની જડતા, કોઈક ખરાબ આદત, કાંઈક સ્વાર્થ વગેરે. એમને સ્વતંત્રપણે કામ કરતાં કરવા એ ધ્યેય રાખીને નિયામકોએ વર્તવાનું રહ્યું. એ માટે કેવા ઉપાયો

યોજવા એનું શાસ્ત્ર ધીમે ધીમે ખેડાતું અને વિકાસ પામતું જાય છે.

વિદ્યાર્થીઓએ એક વાત જાણી લેવી જોઈએ: પરાણે નિયમ પળાવવા પડે એ સ્થિતિ કદી કોઈ શિક્ષકને કે અધિકારીને ગમતી નથી હોતી. પ્રેમ સિવાય કોઈ બીજી રીતનો અમલ કરનાર નિયામક પણ તેમ કરતાં કોઈ જાતનો આનંદ અનુભવતો નથી. નિયમ પળાવવાની આવશ્યકતાની ફરજમાંથી એને જે રીત સૂઝે છે કે આવડે છે તેનો તે અમલ કરે છે.

નિયમ તોડનારાઓને સ્વતંત્રપણે કામ કરતા કરવાની ફરજ કેવળ નિયામકોની નથી, પણ બરાબર નિયમ પાળનારાઓની—એટલે બીજા વિદ્યાર્થીઓ અને નાગરિકોની પણ છે. એક વિદ્યાર્થી સ્વતંત્રપણે કામ ન કરે તો તેને સુધારવામાં બીજા વિદ્યાર્થીઓએ પણ મદદ કરવાની જરૂર રહે છે.

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# समुद्रकिनारे

સમુદ્રકિનારે સવાર સાંજ નિયમિત ફરું છું. આજકાલ સમુદ્રની વિશેષ શોભા તો એના ઓટની છે. પાણી પાછળ હઠતાં હઠતાં લગભગ દૃષ્ટિના ક્ષેત્રની બહાર જાય છે, એટલે પૂનમની ભરતી અને આજકાલની ઓટ વચ્ચે ખાસું અડધા માઈલનું અંતર હોય છે, એમ કહું તો તેમાં અત્યોક્તિ જ થાય.

મેં એક નવી શોધ કરી છે: મોજાંઓ રેતીમાં ભાત પાડે છે, તે તિથિ પરત્વે જુદી જુદી હોય છે. ઋતુ પરત્વે પણ ભિન્નતા આવતી હશે. એનું મુખ્ય કારણ તો મોજાં પર અસર પાડનાર પવન. ખરું જોતાં એ બહારવટિયાને કાયદો હોય જ શાનો? પ્રાકૃતિક ભૂગોળમાં લખેલું હોય છે કે, સવારે જમીન જલદી ગરમ થવાથી જમીન પરની હવા પાતળી થઈ આકાશમાં જાય છે, અને સમુદ્ર પરની ઠંડી હવા જમીન તરફ ધસી આવે છે. પણ અહીં તો રોજ સવારે પવન ઉત્તર તરફથી દક્ષિણ તરફ વહ્યા જ કરે છે. એટલે એ પ્રાકૃતિક ભૂગોળના નિયમને એક કાટખૂણે કાપે છે. પ્રાકૃતિક ભૂગોળના નિયમ પ્રમાણે, સાંજે જમીન જલદી ઠંડી થાય છે, અને સમુદ્ર પોતાની ઉષ્ણતા ઝટ છોડતો નથી; તેથી પવન જમીનથી સમુદ્ર તરફ જવો જોઈએ. પણ અહીંનો પવન તો રોજ સાંજે આ નિયમની સામો થાય છે, અને પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે! અંગ્રેજ મહાકવિ મિલ્ટનનો સેતાન કહે છે કે, આપણો ધંધો તો ઈશ્વરની યોજના અને ઇચ્છા જાણી લઈ એથી ઊંધું ચાલવાનો છે; ઈશ્વર ધારે એથી ઊલટું કરવું અને કરાવવું એમાં જ આપણી કૃતકૃત્યતા રહેલી છે. અહીંનો પવન પણ મિલ્ટનના એ સેતાનની નિશાળમાં ભણેલો લાગે છે.

* * *

ઉનાળો, ચોમાસું, અને શિયાળો એમ વરસના જેમ ત્રણ ભાગ પડે છે, તેમ દિવસના પણ ત્રણ ભાગ પડે છે. માત્ર ક્રમ જુદો. દિવસના આઠ વાગ્યાથી સાંજના છ વાગ્યા સુધી ઉનાળો ગણાય, સાંજના છ વાગ્યાથી રાતના ત્રણ વાગ્યા સુધી શિયાળો ગણાય, અને ત્યાર પછીનો સવારનો ઝાકળનો વખત એ ચોમાસું. સમુદ્રવેળા પરનાં રેતીનાં મોજાંઓમાં પણ આવું જ કાંઈક દેખાય છે. એક દિવસે રેતીમાં લગભગ એક હાથ પહોળાં એવાં મોજાંઓની ભાત પડેલી અને એ મોટાં મોજાંની પહોળાઈની અંદર ત્રણ ત્રણ આંગળાંવાળાં નાનાં નાનાં મોજાંઓ હતાં. બીજે દિવસે એ બધું તૂટી ગયું અને ગુજરાત કાઠિયાવાડનાં મોટાં મોટાં ખેતરોમાં જેમ સીધા લાંબા દૂર ચાસ દેખાય છે, તેવી ભાત પડી ગઈ. ત્રીજે દિવસે એ રંગ પણ બદલાયો અને ખેડા જિલ્લામાં દિવાળી પર ગારથી લીંપે અને ઓકળી પાડે તેવી ભાત દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી બનેલી હોય. એની મજા જોવા માટે જ દૂર સુધી દોડવાનું મન થાય. પણ તેમ કરતાં પગ વની આવી ભાત તોડી નાંખીએ એ કેટલું અરસિક કામ છે, એમ પણ મનમાં આવે છે. જ્યાં જ્યાં સમુદ્રનું વહેણ બદલાય છે, ત્યાં ત્યાં ભાત પણ બદલાય છે. કોક કોક ઠેકાણે ભઠ્ઠીમાંથી રાખ કાઢી હોય એવી સ્લેટના રંગની વાદળી રેતી દેખાય, કોક કોક ઠેકાણે મોટા કાંકરા હોય. આ સપાટ મેદાનમાં વચ્ચે એક

એ ઠેકાણે ખેતરના ક્યારા જેવડા ખાડાઓ હોય છે, અને તેમાં પાણી રહી જાય છે. પણ તે કેટલું ઊંડું? માંડ ત્રણ ઇંચ; ના, બે જ ઇંચ હશે. પણ એનો ઉપયોગ ભારે થાય છે. એ ખાડાની પેલી પાર ઊભા રહીએ એટલે કિનારા પરનાં તાડ અને નાળિયેરીનાં ઝાડ અને આકાશનાં વાદળાં એ પાણીમાં પ્રતિબિંબિત થાય છે. જાણે ઓરડી ગામે પોતાને માટે એક અરીસો જ પગ પાસે મૂકયો હોય!

* * *

આવા વિશાળ પટ પર જ્યારે પાણી નથી હોતું ત્યારે ત્યાં રેતીમાંની કીટ-સૃષ્ટિ ઊભરાય છે. જુવાર બાજરીના દાણા જેવડાં અસંખ્ય ઈંડાંઓ આખો પટ ભરી મેલે છે, અસંખ્ય પગ તળે ચગદાઈ જાય; તોયે અસંખ્ય તો રહેવાનાં! અનંતમાંથી અનંત કાઢી લઈએ તોયે બાકી અનંત જ રહે છે એમ ગણિતશાસ્ત્ર કહે છે. पूर्णस्य पूर्ण आदाय पूर्ण एव अवशिष्यते।—એમ જાણીને આપણા ઋષિઓ પણ શાંત થયા. આખી સૃષ્ટિમાં જીવન અને મરણ વચ્ચે આ સનાતન શરત ચાલુ જ છે. જેમ ભરતી અને ઓટ, દિવસ અને રાત્રિ કોઈ કોઈનાથી હાર્યાં નથી, તેમ જીવન અને મરણ સરખાં જ ચાલુ છે. એક વગર બીજું સંભવે નહિ; બન્ને એક જ વસ્તુનાં બે પાસાં છે. જેમ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે તત્ત્વતઃ ભેદ નથી, તેમ જીવન અને મરણ વચ્ચે પણ ભેદ નથી જ. મરણમાંથી જીવન નીપજે છે અને જીવનમાંથી મરણ. અને અમરત્વ તો આ બંનેથી જુદું છે, પર છે.

* * *

આ મારા બગીચામાં મોગરાનાં ફૂલો ઊગે છે. વનમાળા સવારે ઊઠી કે, એનું પહેલું કામ ફૂલ વીણવાનું. સવારની પ્રાર્થના પહેલાં ફૂલો વીણીને બધાને એક બે એક બે આપવાં એ એનો આનંદ. હું એને ફૂલબાળા કહું છું. ફૂલો વીણતાં તેને કેટલી મજા પડતી હશે, અને અમને બધાને ફૂલોની મધુર વાસ ઊઠતાંવેંત મળે તે કેટલું સૌભાગ્ય! ફૂલોને પણ શું અમારા જેટલો જ આનંદ થતો હશે? બટકણી વસ્તુ તોડવામાં આપણને આનંદ આવે છે. એ વસ્તુને પણ તૂટી જતાં આનંદ આવતો હશે? નથી જ,-એમ કેમ કહેવાય? જો પ્રાથમિક જીવોને પોતાના શરીરના બે કકડા કરી પોતાનો વિસ્તાર કરવામાં આનંદ આવે છે, જો ઉમર લાયક કન્યાને માબાપનો આશરો છોડી પતિ સાથે સંબંધ બાંધવામાં આનંદ આવે છે, તો ફળોને પણ ઝાડ પરથી ખરી પડી માટીમાં દટાઈ જવામાં જીવનના સાર્થક્યનો આનંદ મળતો હશે. અને ફૂલોને પણ ઝાડથી પોતે સ્વરૂપતઃ તદ્દન ભિન્ન છે એમ જોઈ ખરી પડવામાં આનંદ કેમ આવતો નહિ હોય? પોતાને ઠેકાણે પોતાનું જીવન નિરર્થક છે, એમ જોયા પછી ખરી પડવું એમાં જ સમાધાન છે. નહિ તો અકળામણ જ રહેવાની.

પણ ખરી પડવું એ જુદી વાત છે, અને તોડવું એ જુદી વાત છે. કુદરતની રગેરગમાં જેમ જીવનનું તત્ત્વ પણ ભરેલું છે અને મરણનું તત્ત્વ પણ ભરેલું છે, તેમ જ હિંસાનું ને અહિંસાનું તત્ત્વ પણ કુદરતની રગેરગમાં વ્યાપેલું છે. હિંસા અને અહિંસામાંથી કોઈ પણ દેહધારી છૂટયું નથી. બીજાને મારીને પોતે જીવવું એમાં પોતા પ્રત્યે અહિંસા અને બીજા પ્રત્યે હિંસા છે. જ્યારે આપભોગથી બીજાને ઉગારવા એમાં બીજા પ્રત્યે અહિંસા છે. પહેલા પક્ષમાં હૃદય-ધર્મનો સંકોચ છે, બીજામાં એનો વિકાસ છે. હિંસા-અહિંસાના દ્વંદ્વનો આ બીજી રીતે ઉપયોગ કરવાથી અમરત્વ એટલે કે આત્મૌપમ્ય મળે છે.

* * *

સમુદ્રનાં મોજાંઓ કેટલાય સમુદ્રકીટને પોષે છે અને કેટલાયને મારે છે. ભરતીને કિનારે કરચલાના તૂટેલા હાથપગ એટલા બધા પડેલા હોય છે કે, ભારતીય યુદ્ધ, રુસો-જાપાન યુદ્ધ, યુરોપનું મહાયુદ્ધ, અને હવે પછી થનાર જગદ્વ્યાપી યુદ્ધ, આ બધાને સરવાળે જેટલી મનુષ્યહાનિ થાય તેના કરતાં આ ઊતરતી ન હોય. સાગરનાં મોજાંઓ તો તટસ્થ છે. એમને કશાનો હર્ષશોક નથી. સ્થૂળ નજરે જોતાં જાણે એમની પ્રવૃત્તિ અકારણ, નિર્હેતુક અને શૂન્યવાદી છે. પણ એની પાછળ પણ મહાન વિકાસનું તત્ત્વ રહેલું છે. અને એ વિકાસમાંથી જ અમર-આશાવાદી મોક્ષધર્મ પોતાનો રસ્તો શોધે છે. પ્રેમ જેમ મોતને તિરસ્કારે છે, તેમ મોક્ષધર્મ કાળને અવગણે છે. અતિદીર્ઘ કાળ પણ મોક્ષધર્મની વિસાતમાં નથી.

* * *

એક દિવસે અમે તરવડનાં વનમાં જઈ ચઢયા. પથરા, ખડક, રેતી, કાદવ અને ઝાડનાં મૂળિયાં, એની

એ વિવિધ ભૂમિમાં જીવોની એટલી બધી વસ્તી છે કે, એના પ્રમાણમાં જાવા બેટની મનુષ્યવસ્તી કાંઈ જ નથી. એમાં અમે એક વિચિત્ર પ્રાણી જોયું. ભાતના ઓસામણના રંગનો એક લાંબો Tape-worm કાદવમાં લંબાયમાન પડ્યો હતો. જાણે ગુંદરનો તાર. મેં લાકડી વતી એને ઊંચકવાનો પ્રયત્ન કર્યો. મને થયું કે એ વચમાં તૂટશે. પણ નહિ; એનો એક છેડો જમીનથી છૂટી ગયો અને એ લાકડી ઉપરથી લપસી ફરી પાણીમાં પડ્યો. એનો બીજો છેડો એક દરની અંદર ભરાઈ જતો હતો. થોડા વખત સુધી એ આખો સુત્રકીટ દરમાં જ જતો હતો. એટલામાં એના શરીરના અમુક ભાગની મરજી બદલાઈ. એ છેડો દરથી દૂર જવા લાગ્યો, અને બીજો છેડો અંદર ઘૂસવા માગતો હતો! પરિણામે વચલા ભાગ પર તાણ પડી. એ તાણ સ્પષ્ટ દેખાતી હતી. તાણ અસહ્ય થઈ ત્યારે દરમાંનો ભાગ બહાર આવવા રાજી થયો. તેથી તાણ મટી અને બહારનો છેડો ખુશી થઈને દોડવા લાગ્યો. એટલામાં અંદરનો છેડો ફરી અંદર ખેંચવા લાગ્યો. આ ઉપરથી મને એક મહત્ત્વનો વિચાર સૂઝ્યો, અથવા મેં કલ્પના બાંધી એમ કહી શકાય. મારા નિરીક્ષણ વિષે મને શંકા નથી; પણ મેં કરેલો એનો અર્થ જો સાચો હોય તો, એ પરથી એમ સિદ્ધ થાય છે કે, એ એક શરીરમાં ઇચ્છા કે સંકલ્પશક્તિની એકરૂપતા હજી જામી નથી. 'Unity of consciousness' પણ પૂરતી ન હોય. 'Unity of purpose and will' ક્યાંથી જ હોય?

વિકસિત જીવોમાં ચેતનાશક્તિ શરીર પૂરતી તો એકરૂપ હોય છે. બધી ઇંદ્રિયો પણ એકમતે એકબીજાની વહારે ધાય છે. પણ હૃદયની ઊર્મિઓમાં —વૃત્તિઓમાં Conscious and unconscious self માં—હજી એકતા ક્યાં આવી છે? તેથી જ 'Philip drunk' અને 'Philip sober' એ ભિન્ન વ્યક્તિઓ એક જ શરીરમાં વાસ કરે છે.

ન્યાત, રાષ્ટ્ર કે માનવી સમાજ પણ એક વિરાટ દેહ જ છે. પણ એમાં હજી હૃદય, લાગણી કે આદર્શની એકતા ઉદ્‌ભવી નથી. જે કાંઈ થોડો વિકાસ થાય છે તે પણ કાયમ ટકતો નથી. આમાંથી જ અંતે કે અનંતે વિશ્વાત્મૈક્ય પ્રગટ થવાનું છે. વિશ્વ-વ્યાપી ચૈતન્ય આખરે કાળની મદદથી જ કાળને પરાસ્ત કરશે. દરેક સચેતનના જીવનની જેટલી ઘડીઓ એ સાર્થકયની દિશામાં વહે છે તેટલી ઉપયુક્ત છે, અને જેટલી એ સાર્થકયથી પરાઙ્મુખ છે તેટલી વિફળ છે.

* * *

સમુદ્રને કાંઠે મરજાદ વેલ ઊગે છે. આ ખારી વનસ્પતિ છે વિચિત્ર. સમુદ્રનું પાણી વધારેમાં વધારે વધીને ક્યાં સુધી પહોંચી શકે છે, એ એને ખબર હોય છે. બસ, એ જ સરહદ ઉપર મરજાદ વેલ પોતાની છાવણી નાંખે છે. તેથી જ લોકોએ એનું નામ સમુદ્ર-મરજાદ એમ પાડ્યું છે. બહારવટિયા અથવા આફ્રિદી લોકો જેમ બે રાજની સરહદ ઉપર જ ફાલી શકે છે, તેમ આ સમુદ્ર-મરજાદ ખારી અને મીઠી જમીન વચ્ચે જ જીવી શકતી હશે. માછલાં કે ઢોર કોઈના એ કામની નથી. માણસને એનો ઉપયોગ કોક દિવસ સૂઝવાનો ખરો.

* * *

તરવડના વનમાં જીવતાં શંખલાં ઘણાં છે. તરવડનાં ઝાડનાં મૂળિયાં વાંકાંચૂકાં ફેલાયાં હોય અને વચ્ચે અલ્પસ્વલ્પ કોટરો બની ગયાં હોય ત્યાં આ શંખલાંઓ સંખ્યાબંધ રહે છે. આસપાસ કોઈ નથી એમ જાણીને (કોઈ એટલે બેપગા માણસ કે બગલાઓ) એ જ્યારે ચાલે છે, ત્યારે એની શંખલાની પાઘડી જોવા લાયક હોય છે, જાણે

'रंक चले शिर छत्र धराई.'

આ શંખલાની આ વિવરનગરીમાં આપણે નાના થઈને રહી જઈએ તો કેવું, એવો એક વિચાર આવ્યો. ભરતી આવે અને આખું તરુવરનું વન પાણીમાં ડૂબી જાય ત્યારે આપણી કેવી દશા થશે, એનો વિચાર કરતાં શેક્સપિયરના 'ટેમ્પેસ્ટ'માંની નીચલી લીટીઓ યાદ આવી:—

Full fathom five thy father lies;
Of his bones are coral made;
Those are pearls that were his eyes;
Nothing of him, that doth fade;
But doth suffer a sea-change;
Into something rich and strange;
Sea-nymphs hourly ring his knell;
Hark, now I hear them, ding-
dong, bell.

બોરડી, તા. ૧૩-૪-'૨૭ काका कालेलकर

# રાષ્ટ્રભાષાનો પ્રચાર અને પ્રચારક

[ દક્ષિણ ભારત હિન્દીપ્રચાર સભા, મદ્રાસ, ના ૧૦મા હિન્દીપ્રચારક સંમેલનના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાંથી. ]

હિન્દુસ્તાનીના પ્રચારથી દેશમાં જાગૃતિ કેટલી વધી ગઈ છે એ બાબતનાં પૂરતાં પ્રમાણો મને મારા પ્રવાસમાં મળે છે. હમણાં મૈસૂરનો પ્રવાસ કરતાં મને એક ઉદાહરણ મળ્યું, તે આપની આગળ મૂક્યા સિવાય હું રહી શકતો નથી. મારો પ્રવાસ તો મૈસૂર રાજ્યનો હતો; પરંતુ સાગરથી જોગના જગવિખ્યાત ધોધ જતાં રસ્તામાં થોડી બ્રિટિશ હદ પણ આવે છે. આ હદમાં એક બહુ નાનકડું ગામ છે—મનમને નામનું. ત્યાંના લોકોએ છાપામાં વાંચ્યું હતું કે, હું એમના ગામમાં થઈને જોગનો ધોધ જોવા જઈશ. સોપારી અને એલચીથી પેદા કરવાના પોતાના ધંધાના ચિહ્નસ્વરૂપે, તેમણે સોપારી એલચીના હાર મને આપ્યા અને હાથે લખેલ એક માનપત્ર આપ્યું. તે હિન્દુસ્તાનીમાં હતું. એની ભાષા પણ જોવા જેવી હતી. એમાંથી કેટલોક ભાગ અહીં જેમનો તેમ આપું છું:

"યહ ગાઁવ સગર તાલુક દક્ષિણ દિશામેં મૈસૂર ફ્રંટિયરકે નઝીક હૈ. ઇસકા જનસંખ્યા ૫૦૦–૬૦૦ સે હૈ. ગાઁવકે સબ લોગ કિસાન હૈં, ઉનકા ધંદા ખેતી ઔર કુલી કરકે પેટ ભરતે હૈં, પરંતુ કિસાન લોગોંકો અપના પેટ અચ્છે તરહસે બિલકુલ નહીં ભર્તા . . . ઇસ પ્રદેશમેં સુપારી બહુત પૈદા હોતી હૈ. ઇસકા બાજાર લેકર દલાલમહાશયોંકે સામને બિક્રી કર્કે હર લોક અપના સંસાર સામગ્રી ખરીદ કર્કે બાજારસે તુરંત લૌટના ચાહિયે. હં લોક દેનેકી સુપારીકી બાવ બહુત કમી હૈ. ચાવલ ગેહૂં મહંગી હૈ. ઇસ વક્તમેં દિન કૈસા કાટના? . . . . ઇસ દેશમેં એક સૌ પચાસ ઇંચ તક બર્સાત પડતા હૈં. ઇસ લિયે વર્ષાકાલમેં સુપારી રોગસે ગિર પડતે હૈં. ઇસ રોગકા નામ સુપારીકી કોળેરોગ કહતે હૈં. એક બાગમેં અજમાસ પંદ્દ બીસ હંડ્રેવેટ સુપારી પૈદા હોના થા. આજ કોળેરોગસે પાઁચસે હંડ્રેવેટ સુપારી મિલ સકતે હૈં. આપ મૈસૂર સત્યાગ્રહી લોગોંકો કઠિન કારાગરેમેં દર્શન દેકર જોગ ફોલ્સ દેખનેકે વિષે જાનેકી બાત મુઝે મિલી. ઇસ બાસ્તે મજ્કૂર કાંગ્રેસ કમિટી તરફસે આપકા સ્વાગત કર્તા હૂં."

આ માનપત્ર વાંચી સંભળાવનાર સજ્જનને મેં પૂછ્યું, 'આ કોણે લખ્યું?'

જવાબ—'મેં લખ્યું.'

'હિન્દી ક્યાં શીખ્યા?'

'બેલગામ જેલમાં કેટલાક મહિના હતો ત્યારે ત્યાં શીખ્યો.'

'અંગ્રેજી જાણો છો?'

'ના.'

'આ ગામમાં કોઈ અંગ્રેજી જાણનાર છે?'

'કોઈ નથી.'

'બેલગામ જેલ છોડ્યા પછી હિન્દીનો અભ્યાસ વધાર્યો છે શું?'

'ના, પણ વધારીશ.'

હવે જુઓ, નામમાત્રના હિન્દીના અભ્યાસથી આ સજ્જન આખા ગામની સ્થિતિ મને સંભળાવી શક્યા. આ ગામનો ખેડૂત માનપત્ર તૈયાર કરીને વાંચી શકે એટલું અંગ્રેજી થોડા મહિનામાં કેવી રીતે જાણી શકત? આપણે આપણા મનમાં નિશ્ચય કરી લઈએ તો ગામડે ગામડે હિન્દીનું વ્યાવહારિક જ્ઞાન એક વરસમાં આપી શકીએ. એનું કારણ તો સ્પષ્ટ છે. હિન્દી અને ઉર્દૂના ઘણા શબ્દો તો લોકો જાણે જ છે. આ જ માનપત્રમાં 'नज़ीक' શબ્દ જુઓ. ગુજરાતી, મરાઠી, કાનડી ભાષાઓમાં 'नज़दीक' શબ્દ ઘૂસતો ગયો છે; પણ વિકૃત રૂપમાં. બધા લોકો 'नजीक' જ બોલે છે. બીજો શબ્દ 'आज़मास' જુઓ. એ 'आज़मायश'નો અપભ્રંશ છે. તરફ ને બદલે તરફ લખ્યું છે. 'तरह' 'कमी' વગેરે શબ્દો પણ એમની બોલચાલની ભાષામાં છે જ. અને 'वर्षाकाल', 'रोग', 'संसार', 'सामग्री' વગેરે સંસ્કૃત શબ્દો હિન્દી અને બીજી ભાષાઓમાં સામાન્ય છે. Middlemenનાં કૃત્યો પર કટાક્ષ કરવા માટે 'दलाल महाशय' શબ્દ એમને કેવો યોગ્ય સૂઝ્યો છે!

૨

હવે પ્રચારકોને બે શબ્દો કહીને આ ભાષણ પૂરું કરીશ. આપનું કાર્ય અને આપની જવાબદારી બહુ મોટી છે. આપ કેવળ ભાષાના પ્રચારક નથી, પણ રાષ્ટ્રીયતાના પ્રચારક પણ છો.' ગામડાંઓમાં જઈને આપ ગ્રામસેવાના પ્રચારક બનો છો. વિદેશી પોશાક વિદેશી રીતે પહેરીને સિગરેટ ફૂંકતો કોઈ પ્રચારક મેં જોયો નથી એવો કોઈ પ્રચારક ખ્યાલમાં પણ આવી શકતો નથી. આપણો પ્રચારક કબીરનું આ વચન ધ્યાનમાં રાખીને પોતાને કામે નીકળશે :—

रूखा सूखा खाइकै, ठंडा पानी पीव।
देख विरानी चूपड़ी, मत ललचाये जीव॥

મનુ ભગવાને, મારા અભિપ્રાયે, પ્રચારકો માટે એક સુવર્ણમંત્ર આપ્યો છે :—

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं जलं पिबेत्।
सत्यपूतां वदेद्वाचं, मनःपूतं समाचरेत्॥

આ મંત્રના અક્ષર અને આત્માનું પાલન કરવામાં આવે તો આપણે આદર્શ પ્રચારક બની શકીએ. એનો ભાવ તો સ્પષ્ટ છે: આપણે જ્યાં જ્યાં જઈએ ત્યાં આપણી દૃષ્ટિ પવિત્ર નિર્મળ રાખીને પગલું માંડીએ. આહારમાં પણ સંયમ રાખીએ, કારણ કે જળ પણ વસ્ત્રપૂત પીવાનું કહ્યું છે. વાણી સત્યથી સુસંસ્કૃત હોય અને આચરણમાત્ર શુદ્ધ પવિત્ર વિચારનું પ્રતિબિંબ હોય.

આવા આદર્શ પ્રચારક બનવાનો આપણો પ્રયત્ન હમેશાં રહેશે, તો આપણું કાર્ય સુગમ બનશે, સ્વરાજનું કાર્ય, આપણે આપણા નાના નાના સ્વાર્થોનું રક્ષણ (Safeguard) કરવા માગીએ છીએ, તેથી મુશ્કેલ છે. કોઈ કહે છે, હિન્દી જોખમમાં છે; કોઈ કહે છે, ઉર્દૂ જોખમમાં છે; તો કોઈ તામિલ તેલુગુ જોખમમાં છે એમ જણાવે છે; પણ બધા એ ભૂલી જાય છે કે, તેઓ સ્વરાજને જોખમમાં નાખી રહ્યા છે. તેઓ બીજી બધી બાબતોની તો રક્ષા કરવા માગે છે, સ્વરાજની જ રક્ષા કરવા માગતા નથી. એવા સંકુચિત ભાવનો નાશ કરીને સ્વરાજની લગની દરેક જગ્યાએ પેદા કરવી એ શુદ્ધ, નિરભિમાન અને સરળ જીવનવાળા પ્રચારકનું કામ છે.

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

# અજાતશત્રુ લિંકન

૩ — ઘડતર (ચાલુ)

હવે એબમાં પોતાના વિચારો લેખન દ્વારા વ્યક્ત કરવાની વૃત્તિ જાગી. પણ કાગળ તો ત્યાં આગળ અતિ મૂલ્યવાન ચીજ; એનો બગાડ થાય એ કેમ પાલવે? આથી તે પ્રથમ પોતાના વિચારો કોલસા વડે લાકડાની પેટી ઉપર લખતો, અને તેને ખાતરી થાય કે પોતાનું મંતવ્ય બરાબર શબ્દબદ્ધ થયું છે, ત્યારે તે એ લખાણ કાળજીપૂર્વક કાગળ ઉપર ઉતારી લેતો. આ રીતે લિંકને ચોકસાઈથી વિચાર કરવાની અને તેને શબ્દબદ્ધ કરવાની કળા પ્રાપ્ત કરી. એક વખતે તેના કેટલાક સહાધ્યાયીઓ એક કાચબાની પીઠ ઉપર અગ્નિ સળગાવીને તેને પીડી રહ્યા હતા. આ જોઈ એબ ત્રાસી ઊઠ્યો અને ઘેર જઈ તેણે પ્રાણીઓ પ્રત્યે ક્રૂરતા વિરુદ્ધ નિબંધ લખ્યો. કોઈ ખાસ વિષય પરત્વે આ તેનું પ્રથમ લખાણ ગણાય. એ જ અરસામાં તેણે દારૂના વ્યસન વિરુદ્ધ પણ એક લાંબો નિબંધ લખ્યો હતો. આ વિચક્ષણ છોકરામાં મનુષ્ય તેમ જ પ્રાણીઓ ઉભય પ્રત્યે ઊંડો અને એકસરખો અનુરાગ હતો, અને તેમને મદદરૂપ થવાને તે નિરંતર તત્પર રહેતો. આ કાળમાં, તેથી જ તે હિમપ્રવાહમાં ડૂબતા એક કૂતરાને જીવને જોખમે બચાવે છે, અને કુસ્તીમાં પરાભવ પામી વિષમ પરિસ્થિતિમાં આવી પડેલા માણસને ઉગારે છે. તે એટલો બળવાન હતો કે, તેનો સામનો કરવાને કોઈ હિંમત કરતું નહિ. પણ એનું અતુલ અંગબળ તેણે કદી કોઈને પજવવામાં વાપર્યું જાણવામાં નથી. ગરીબાઈને કારણે તેને અનેક અન્યાયો વેઠવા પડ્યા હતા, અનેક કડવા ઘૂંટડા ગળે ઉતારવા પડ્યા હતા; તેથી અન્યાયના ભોગ બનેલાઓ પ્રત્યે એનામાં ઊંડી હમદર્દી જાગી હતી. આથી તે ગરીબ અને પીડિત લોકોનો

બેરુ બન્યો, અને તેમને સહાય કરવાને પોતાની બધી શક્તિ વાપરવાને તે હમેશાં તત્પર રહેતો.

દિવસે દિવસે એના અનુભવનું ક્ષેત્ર પણ વિશાળ થતું ગયું, જોકે તે આ પશ્ચિમના અરણ્ય પ્રદેશમાં જ મર્યાદિત હતું. કોઈ કોઈ વખત તે નજદીક આવેલી ઓહિયો નદીને કિનારે જતો. ત્યાં આગળ હમેશ અસાધારણ પ્રવૃત્તિ તેના જોવામાં આવતી. નદીના પ્રવાહમાં, ઝાડના થડને કોતરીને બનાવેલી નાની હોડીઓમાં કે તરાપા ઉપર માલ ભરીને દક્ષિણ તરફ જતા અનેક લોકો તેના જોવામાં આવતા. અહીં તેના જાણવામાં આવ્યું કે, ઘણીખરી હોડીઓ અને તરાપા ઓહિયોમાં થઈને વિશાળ મિસિસિપી નદીના પ્રવાહ દ્વારા ઠેઠ સમુદ્રકાંઠે આવેલાં દક્ષિણનાં સમૃદ્ધ શહેરો સુધી જતા અને ત્યાં પોતાનો માલ ઠાલવતા. વેપારીઓ તેમ જ ખેડૂતો પોતાનો માલ વેચવાને દક્ષિણ તરફ જ જતા, કારણ કે ત્યાં દરેક જાતના માલની પુષ્કળ માગ હતી અને ત્યાં જ માલના બદલામાં રોકડ નાણાં મળતાં. કાંઠે ઊભો ઊભો એબ દરેક પ્રવાસીને ત્યાંને વિષે અનેક પ્રશ્નો પૂછતો અને દક્ષિણની સમૃદ્ધ અને સ્વપ્નવત્ દુનિયાનો વિચાર કરતો કરતો તે ઘેર પાછો ફરતો.

સત્તર વરસની ઉંમરે તો એબ ૭ ફૂટ ચાર ઇંચ ઊંચો આદમી થઈ ગયો! તેનો પિતા હવે તેને મજૂરીના કામે મોકલવા લાગ્યો. લાકડાં ચીરવામાં તે એવો કુશળ હતો કે એ કામ માટે ઠેર ઠેરથી એની માગણી આવતી. કામ કરતાં કરતાં તે પોતાના સાથીઓને તરેહ તરેહની બોધક વાર્તાઓ, સૂચક દૃષ્ટાંતો અને રમૂજી ટુચકાઓ કહેતો. એકની એક વાર્તા, દૃષ્ટાંત કે ટુચકો પ્રસંગ અનુસાર ઘટતા ફેરફાર કરી તે અનેક વાર કહેતો. તેની આ ખાસિયત જીવન પર્યંત ટકી. અદાલતમાં વકીલાત કરતો હોય કે ધારાસભામાં ભાષણ કરતો હોય, જાહેર સભામાં બોલતો હોય કે પોતાના સાથીઓ જોડે વાતચીત કરતો હોય, ગમે ત્યારે અચૂક બધાંને તે વાર્તા, દૃષ્ટાંતો અને ટુચકાઓ સંભળાવતો, અને તે દ્વારા પોતાનું કથન વિશદ કરતો. બુદ્ધિબળ સાથે તેનામાં અંગબળ પણ પુષ્કળ હતું. લાકડાં ચીરવામાં કોઈ તેની બરાબરી કરી શકતું નહિ; તેમ જ કુસ્તીમાં પણ તે કોઈ પણ જુવાનને સહેલાઈથી ચીત કરી દેતો. તેની પ્રામાણિકતા અને નિર્મળ ચારિત્ર્ય આસપાસ બધે કહેવતરૂપ થઈ ગયાં હતાં. આમ દરેક રીતે તે પિજિયન ક્રીકમાં બહુ લોકપ્રિય થઈ પડ્યો અને ત્યાંના જુવાનોનો આગેવાન બન્યો.

એક દિવસ તે પાસેની અદાલતમાં ખૂનના આરોપીનો બચાવ કરવાને આવેલા અમેરિકાના એક નામાંકિત વકીલને સાંભળવા ગયો. વકીલનું બચાવનું ભાષણ સાંભળી તે છક થઈ ગયો. તેને પણ બોલવાની કળા ખીલવવાની ઇચ્છા થઈ. એટલે તે વારંવાર જંગલમાં જઈ ઝાડો સમક્ષ વ્યાખ્યાન આપી વક્તૃત્વના પાઠો લેવા લાગ્યો. આમાંથી તેને પોતાના સંસ્થાનના કાયદા જાણવાની ઇચ્છા થઈ. આથી તેણે ઇંડિયાના સંસ્થાનના કાયદાનું પુસ્તક મેળવ્યું અને તેમાંથી ઇંડિયાનાના કાયદા, યુનાઇટેડ સ્ટેટ્સનું રાજ્યબંધારણ તથા સ્વતંત્રતાના ઢંઢેરા-નામાનો પરિચય કર્યો. આમ સ્વયંસ્ફુર્તિથી તેણે કાયદાના અભ્યાસનો પાયો નાખ્યો.

આ રીતે મુગ્ધભાવે એબ પોતાને ઘડી રહ્યો હતો. પોતાની ફરતે પચાસ માઈલના વર્તુળમાં જેટલી ચોપડીઓ તેના હાથમાં આવી તે બધી તેણે ધ્યાનપૂર્વક વાંચી નાખી હતી. પણ હજી તેને પોતાના જીવનની દિશા સૂઝી નહોતી. હજી તેની દુનિયા પિજિયન ક્રીકની નાની વસાહતને ઓળંગી આગળ ગઈ નહોતી. બહારની દુનિયાથી હજી તે સાવ અજાણ હતો. એવામાં વિશાળ દુનિયાનો અનુભવ કરવાની તક એને સાંપડી.

જેન્ટ્રી નામના એક વેપારીએ એબ્રહામને પોતાનો માલ હોડીમાં ભરીને ન્યૂ ઓર્લેન્સ લઈ જવા નોતર્યો. તેણે સહર્ષ એ કામ સ્વીકાર્યું અને જેન્ટ્રીના પુત્ર સાથે માલથી ભરેલી નાનકડી હોડી ઓહિયો નદીમાં તરતી મૂકી. આ મુસાફરીમાં એણે નજરે તેને પોતાની માતૃભૂમિના લગભગ બે હજાર માઈલ જેટલા પટનાં દર્શન થયાં. આ પ્રથમ દેશદર્શનમાં તેને નવીન પ્રકારના લોકો, તેમના ભિન્ન રીતરિવાજો, તેમની અખૂટ સમૃદ્ધિ અને બાદશાહી વૈભવ તથા, ખાસ કરીને તેમની વિષમ સમાજવ્યવસ્થા—જેમાં અસંખ્ય માણસો પરાધીન દશામાં લોહીનું પાણી કરીને અહોરાત મજૂરી કરતા અને તેમની મજૂરીનાં

ફળનો સ્વાધીન ગોરાઓ યથેચ્છ ઉપભોગ કરતા— એ બધાનો અનુભવ થયો. અરણ્યની સમાનતામાં ઊછરેલા લિંકનના હૃદયમાં આ વિષમતાએ ભારે મંથન જગાવ્યું. રસ્તામાં તેણે તરેહ તરેહના લોકો, તેમનાં સમૃદ્ધ શહેરો, માઈલોના માઈલો સુધી ફેલાયેલાં પાકથી લચી રહેલાં ખેતરો જોયાં. ઓહિયોનાં પાણી મિસિસિપીના વિશાળ નદને મળ્યાં ત્યાં પહેલી જ વાર તેણે વરાળયંત્રથી ચાલતી માલથી ભરેલી સ્ટીમરો જોઈ. એ સ્ટીમરોમાં લોઢાની સાંકળથી જકડાયેલા ગુલામોનો સજીવ માલ પણ તેણે પહેલવહેલો જોયો. મુસાફરીના છેવટના ભાગમાં વિશાળ ખેતરોમાં કામ કરતાં હજારો ગુલામોનાં ઝૂંડ તેના જોવામાં આવ્યાં. આ જોઈ તેનું હૈયું કરુણાથી ભરાઈ આવ્યું, પણ ન્યૂ ઓર્લેન્સના ગુલામોના બજારે તો તેના મર્મ ઉપર કારી ઘા કર્યો. ગુલામ સ્ત્રીપુરુષોને બળજબરીથી હમેશ માટે તેમના કુટુંબથી વિખૂટાં પાડી દૂર દૂરના પ્રદેશમાં વેચી દેવાતાં જોઈ તે સમસમી ગયો. આ બજારે તેના મનમાં ગુલામીની પ્રથા માટે ભારે તિરસ્કાર પેદા કર્યો. પરંતુ એના સમભાવી હૃદયમાં ગુલામોના માલિકો પ્રત્યે કદી તિરસ્કાર ન ઉદ્‌ભવ્યો. તેણે જોયું કે ઘણાખરા માલિકો સામાન્ય માણસો જેટલા જ સજ્જન અને ન્યાયપરાયણ હતા, પરંતુ સંજોગવશાત્ પરંપરાપ્રાપ્ત અન્યાયી પ્રથાનું અનિષ્ટ તેઓ જોઈ શકતા નહોતા. અન્યાયી પ્રથા સામે, નહિ કે અન્યાયી માણસ સામે, આપણે વિરોધ કરવો જોઈએ, એ પ્રકારની અહિંસાવૃત્તિ છેવટ સુધી તેણે સાચવી હતી. ઉત્તરના સંકુચિત વૃત્તિના ઝનૂની સુધારકો તેમ ન કરી શક્યા. પરંતુ લિંકને અન્યાયી પ્રથા પ્રત્યેના પોતાના તિરસ્કારને દક્ષિણના ગુલામના માલિકોના તિરસ્કારમાં પરિણમવા ન દીધો.

દેશદર્શનના અનુભવથી સમૃદ્ધ થઈને ત્રણ માસ પછી એબ્રહામ પોતાને ઘેર પાછો આવ્યો; ત્યાં તેના પિતાએ પિજિયન ક્રીક છોડવાનો નિર્ણય કરી રાખ્યો હતો. તેણે પણ પિતાના નિર્ણયમાં સંમતિ આપી અને થોડા દિવસમાં જમીન તથા વધારાનો સરસામાન વેચી દઈ આખું કુટુંબ ઇલિનોઈ સંસ્થાનના મેકોન પરગણામાં વસવાટ માટે નીકળી પડ્યું. ત્યાં આગળ તેમનાં બીજાં સગાંસંબંધીઓ પણ રહેતાં હતાં. વાચન, અનુભવ અને પ્રવાસથી એની દૃષ્ટિ હવે વિશાળ થઈ હતી. નાનપણથી જ તે આપબળ ઉપર આધાર રાખતાં શીખ્યો હતો. આપબળે જ પ્રતિકૂળ સંજોગોમાં પણ તેણે વિદ્યા સંપાદન કરી હતી; અને પુસ્તકો કે બીજા કોઈની મદદ કરતાં અનુભવ, નિરીક્ષણ, પરીક્ષણ અને તુલનાથી પોતાનો જ્ઞાનભંડાર તેણે વધાર્યો હતો અને સચોટ કર્યો હતો. તેના પિતાની તેમ જ તે પ્રદેશના બીજા વસાહતીઓની પરિસ્થિતિ નિહાળી તે એવા અનુમાન ઉપર આવ્યો કે, પોતાનો વધુ વિકાસ સાધવાને માટે હવે તે સ્થળ અનુકૂળ નથી. વળી લાંબા પ્રવાસને લીધે હવે તેને પાંખ આવી હતી અને તેના પગ પણ છૂટા પડ્યા હતા. એટલે તેણે આપબળથી દુનિયામાં સ્વતંત્ર રીતે પોતાનું નસીબ અજમાવવાનો સંકલ્પ કર્યો. પરંતુ, નવા રહેઠાણમાં એકદમ કુટુંબને છોડી દેવું તેને રુચ્યું નહિ. એટલે રોકાઈને તેણે ખેડવા માટે જમીન તૈયાર કરવામાં અને નવું ઘર બાંધવામાં પિતાને મદદ કરી, અને બધું વ્યવસ્થિત થઈ ગયું એટલે હમેશ માટે પિતાનું ઘર છોડીને તે ચાલી નીકળ્યો. હવે તે સ્વતંત્ર રીતે મજૂરી કરીને પોતાનું ગુજરાન કરવા લાગ્યો. એવામાં તેની ન્યૂ ઓર્લેન્સની મુસાફરીની વાત ઓફટ નામના વેપારીના જાણવામાં આવી. આ ઉપરથી તેણે એબ્રહામ, તેના સાવકા ભાઈ જોન્સ્ટન અને તેના સગા જોન હેંક્સને, રોજના અડધા ડૉલરના પગારથી, હોડી મારફત પોતાનો માલ ન્યૂ ઓર્લેન્સ પહોંચાડવાના કામમાં રોક્યા.

આ વખતે તે ન્યૂ ઓર્લેન્સમાં વધારે દિવસ—એક માસ—રોકાયો. આ વસવાટ દરમ્યાન તેને ગુલામીની પ્રથાનો વધારે ઊંડો અને બીભત્સ અનુભવ થયો. એક દિવસ તે શહેરના ભવ્ય રાજમાર્ગ ઉપર ફરતો ફરતો ગુલામોના હાટ આગળ આવી પહોંચ્યો. ત્યાં તેણે વેચવા માટે રજૂ કરેલા સંખ્યાબંધ અર્ધનગ્ન પુરુષ અને સ્ત્રી ગુલામોનું કરુણ દૃશ્ય જોયું. નાસી ન જાય એટલા માટે દરેક ગુલામના પગ સાંકળથી જકડવામાં આવ્યા હતા. ભભકાદાર પોશાકમાં સજ્જ થયેલા વેપારીઓ હાથમાં ચાબુક પકડીને દમામથી ત્યાં ઊભા હતા. ઘરાક દરેકને બરાબર જોઈ શકે એટલા માટે, તેઓ પોતાની ચાબુકના ઇશારાથી ગુલામોને એક હારમાં ઊભા રહેવાને સૂચવતા

હતા, અને જે કોઈ વધારે કે ઓછી ત્વરાથી ચાલતો તેને ચાબુકના સપાટાથી યોગ્ય ગતિથી ચાલવાનો બોધ આપતા હતા. ગુલામોની આવી એક હારમાં ખૂબસૂરત 'મુલાટો' — હબસી સ્ત્રી અને ગોરા પુરુષથી થયેલું સંતાન — યુવતી હતી. એક ધનિક ગૃહસ્થ તેના ઉપર પ્રસન્ન થયો. વેપારીની સૂચનાથી તે સંકોચપૂર્વક હારમાંથી આગળ આવીને ઊભી. માંડ લાજ ઢાંકવા જેટલાં કપડાં પણ તેના અંગ ઉપર નહોતાં. તેના પગ પણ સાંકળથી જકડાયેલા હતા. ઘરાકને તેની ગતિનું લાલિત્ય બતાવવાને વેપારીએ આ અર્ધનગ્ન બાળા પાસે આમથી તેમ બેચાર આંટા મરાવ્યા. પછી તેણે તેના અનુપમ સૌંદર્યનું, તેની સુકોમળ દેહયષ્ટિનું, અને તેનાં ઘાટીલાં અંગઉપાંગોનું વિસ્તારથી વર્ણન કરતાં જણાવ્યું કે તે કુમારિકા છે; અને તેને ખરીદનારને ખરચેલાં નાણાંનું પૂરેપૂરું વળતર મળી રહેશે. અતિશય ખિન્ન થઈને લિંકન આ લોહીના બજારમાંથી ચાલી નીકળ્યો. પ્રવાસનો તેનો સાથી જોન હૅંક્સ આ પ્રસંગ વિષે જણાવે છે, 'તેનું હૃદય ઘવાયું, ને કશું બોલ્યો નહિ પણ મૌન રહ્યો, અને તેનો ચહેરો વિકૃત બની ગયો.' પાછા ફરતાં લિંકને પોતાનાથી બની શકે તો આ અમાનુષી પ્રથાનો સદંતર નાશ કરવાનો સંકલ્પ કર્યો.

ન્યૂ ઑર્લીન્સની લિંકનની કામગીરીથી ઑફૂટ ખૂબ પ્રસન્ન થયો અને તેણે તેને ન્યૂ સાલેમની પોતાની દુકાનમાં કારકુન તરીકે રાખી લીધો. ન્યૂ સાલેમની વસ્તી માંડ ૧૦૦ માણસોની હતી અને જોકે આસપાસના પ્રદેશના લોકો પણ ઑફૂટની દુકાને માલ ખરીદવા આવતા એ ખરું, છતાં એ પ્રદેશની અતિશય ગરીબાઈને કારણે એ દુકાને ઘરાકી ઓછી જ રહેતી. આ પરિસ્થિતિ લિંકનને ઠીક અનુકૂળ આવી. કારણ કે ઘરાકનું કામ પતવી, લાગલો તે કાપડનો તાકો માથા નીચે મૂકી, ગલ્લા ઉપર જ સૂતો સૂતો વાંચવા મંડી પડતો. ઑફૂટને પણ આ વાચનપ્રિય કારકુન બહુ ફાવી ગયો. દારૂ, બીડી કે બીજા કોઈ પણ વ્યસન વિનાનો અને પ્રામાણિક નોકર કોને ન ફાવે ? તેના મિલનસાર અને સાલસ સ્વભાવને કારણે, તેના સહવાસને ખાતર પણ ઘણા લોકો એ દુકાને આવતા. એ બધાને તે કોઈ વાર રમૂજી ટૂચકા કે વાતો કહેતો તો કોઈ વાર તેમને છાપું વાંચી સંભળાવતો અથવા દેશના રાજકારણની વાતો કહેતો. આમ લિંકનને લીધે ઑફૂટની દુકાન તે પ્રદેશના લોકોને ભેગા થવાનું મથક થઈ પડી. લિંકન તેની સચ્ચાઈ, પ્રામાણિકતા અને મળતાવડા સ્વભાવને કારણે આખા પ્રદેશમાં માનીતો થઈ પડ્યો અને 'પ્રામાણિક એબ' એવું તેનું નામ પડ્યું. પરંતુ એ અરસામાં લિંકનને એક આકરી કસોટીમાંથી પસાર થવું પડ્યું. ઑફૂટ પોતાના કારકૂનની પંડિતાઈ તેમ જ બાહુબળ માટે બહુ મગરૂર હતો. લોકોને તે કહેતો કે, લિંકન કલમ ચલાવવામાં કુશળ છે તેટલો જ કુસ્તીમાં પ્રતિસ્પર્ધીને ચીત કરવામાં પણ પ્રવીણ છે. પાસેની ક્લેઅર ગ્રૂવ નામની વસાહતમાં તોફાની છોકરાઓની એક ટોળી હતી. તેઓ પોતાની દાંડાઈથી આસપાસના લોકોને વારંવાર રંજાડતા અને નવા આવનારનું અચૂક પારખું કરતા. લિંકન વિષેની ઑફૂટની બડાશ તેમના સાંભળવામાં આવી. તેમની આખી ટોળી ઑફૂટની દુકાન આગળ ભેગી થઈ અને તેમના સરદાર આર્મસ્ટ્રૉંગે લિંકન પાસે કુસ્તી માટે માગણી કરી. આજ સુધી આર્મસ્ટ્રૉંગને કુસ્તીમાં કોઈ હરાવી શક્યું નહોતું, એટલે બધા માનતા હતા કે, તે લિંકનને સહજમાં હરાવશે અને ઑફૂટની દુકાન લૂંટાશે. પરંતુ, લિંકને તેને પોતાના વિશાળ બાહુથી પકડી જમીનથી અધ્ધર કર્યો અને જોતજોતામાં ભોંય પર પછાડ્યો. આર્મસ્ટ્રૉંગ લિંકનનું બળ પામી ગયો. તેણે તેની જોડે હાથ મિલાવ્યા અને જણાવ્યું કે, લિંકન જેવો સારો માણસ આખા પ્રદેશમાં શોધ્યો જડે એમ નથી. પરિણામે બંને નિકટના મિત્રો થયા અને લિંકન આખા પ્રદેશના જુવાનોનો આગેવાન બન્યો. લિંકન આર્મસ્ટ્રૉંગને ત્યાં વારંવાર જતો; તેની પત્ની હેના તેનાં કપડાં સાંધી આપતી અને નવી વાની બનાવી હોય ત્યારે તેને ખાસ બોલાવીને ખવડાવતી. લિંકન પણ તેનું કામકાજ કરી આપતો તથા તેના નાના પુત્રને હીંચકતો. વીસ વરસ પછી તે આ જૂની મૈત્રી અને મિત્રપત્નીનો નિર્વ્યાજ પ્રેમ સંભારીને, આર્મસ્ટ્રૉંગના પુત્રને ખૂનના આરોપમાંથી બચાવી, તેને ફાંસીની સજામાંથી ઉગારી, મિત્રઋણ અદા કરે છે.

એક દિવસ એક ઘરાકે, છ માઈલ દૂર વસતા એક ખેડૂત પાસે અંગ્રેજી વ્યાકરણ છે, એવા સમાચાર તેને આપ્યા. લિંકન ત્યાં જઈ તે ખેડૂત પાસેથી

વ્યાકરણ લઈ આવ્યો, અને પોતાની ભાષા વ્યાકરણ-શુદ્ધ કરવાનો પ્રયત્ન તેણે આદર્યો. એમાં તેણે ગ્રેહામ નામના તેના ઓળખીતા શિક્ષકની મદદ લીધી. એ શિક્ષકની મદદથી તેણે ગણિતનો અભ્યાસ પણ આરંભ્યો. આ અરસામાં તેને ગીબન નામના નામીચા અંગ્રેજ ઇતિહાસકારનો 'રોમન સામ્રાજ્યની પડતી અને વિનાશ' નામનો રોમના ઇતિહાસનો મહત્ત્વનો ગ્રંથ પણ કોઈ ઓળખીતા પાસેથી વાંચવા મળ્યો.

ઇલિનોઈ સંસ્થાનની ધારાસભાની ચૂંટણીનો સમય આવી પહોંચ્યો. ન્યૂ સાલેમના લોકોએ વિચાર કર્યો કે 'પ્રામાણિક એબ' કરતાં વધારે સારો તેમનો પ્રતિનિધિ કોણ હોઈ શકે? તેમણે લિંકનને ચૂંટણી માટે ઊભા રહેવા આગ્રહ કર્યો. મારી પાસે પૈસા નથી, નામના નથી, કે આ પ્રદેશમાં લાગવગ ધરાવતા પક્ષનો હું સભ્ય પણ નથી; મને કોણ મત આપશે? વગેરે અનેક સંકલ્પવિકલ્પ પછી મિત્રોના આગ્રહને વશ થઈ ચૂંટણી માટે તેણે ઉમેદવારી નોંધાવી. આ વખતે તેની ઉંમર તેવીસ વરસની હતી.

ઘેર ઘેર ફરીને તે દરેક મતદારને મળતો અને તેના ઉપર વિશ્વાસ હોય તો મત આપવાને વીનવતો. સાથે સાથે તે તેમને મજાની વાર્તા કે દૃષ્ટાંત પણ કહેતો અને દેશના રાજકારણથી પણ તેમને વાકેફ કરતો. સબળ છતાં કોઈ પણ મનુષ્ય કે પ્રાણીને કદી ઈજા ન કરનાર અને ભણેલગણેલો હોવા છતાં કશા પણ ગુમાન વિના હમેશાં સમાન ભાવે તેમની સાથે ભળનાર યુવાન પ્રત્યે લોકોને ભારે મમતા બંધાઈ હતી. તે કયા પક્ષનો છે અથવા ધારાસભામાં જઈને તે શું કરશે એવું કોઈ તેને પૂછતું નહિ, પણ બધા લોકો પોતાના સ્વજન જેવા 'પ્રામાણિક એબ'ને જ મત આપવાનો મનમાં સંકલ્પ કરતા.

ચૂંટણી માટે તેણે આવું જાહેરનામું બહાર પાડ્યું હતું: 'અતિશય ગરીબાઈમાં હું જન્મ્યો હતો અને આજે પણ દુનિયામાં મારી એ જ હાલત છે. મારી પાસે ધનદોલત નથી તેમ જ મારી ભલામણ કરનાર નામાંકિત સગાસંબંધી કે મિત્રો પણ નથી. આ પ્રદેશના સ્વતંત્ર મતદારો ઉપર જ મારો એકમાત્ર આધાર છે. જો હું ચૂંટાઈશ તો તેમનો અતિશય આભારી થઈશ અને તેમના અનુગ્રહનો બદલો વાળવા હું નિરંતર પ્રયત્નશીલ રહીશ. પરંતુ એ ભલા સજ્જનો તેમની વિવેકબુદ્ધિથી મને પાછળ રાખવાનું યોગ્ય ગણશે તોયે જીવનમાં નિરાશાથી હું એટલો તો પરિચિત છું કે એથી મને બહુ નામોશી નહિ લાગે.'

આ ચૂંટણીમાં લિંકન હાર્યો. પરંતુ ન્યૂ સાલેમ વિભાગમાં તેના વિરોધપક્ષની ભારે લાગવગ હતી છતાંયે ત્યાંથી એને કુલ ૨૨૩માંથી ૨૧૧ મત મળ્યા.

દરમ્યાન ઑફ્ફટની દુકાન પડી ભાગી અને લિંકન ધંધા વિનાનો થઈ ગયો. બેરી નામના ભાગીદાર સાથે તેણે દેવું કરીને એવી જ એક પડી ભાગેલી દુકાન ખરીદી સ્વતંત્ર ધંધો આરંભ્યો. પણ દુકાનનો એક ભાગીદાર દુકાન ચલાવવા કરતાં દારૂ પીવામાં અને બીજો વાંચવામાં મગ્ન રહેતો, એટલે દુકાન નધણિયાતા જેવી ચાલતી. થોડા જ વખતમાં બેરી અતિશય દારૂ પીવાને લીધે મરણ પામ્યો, અને અતિશય વાંચવાને કારણે લિંકન ભારે ખોટના ખાડામાં ઊતર્યો. દુકાનનો અને ખોટનો બધો બોજો તેના ઉપર આવી પડ્યો. પરંતુ, આ સમયે તેને થોડી કમાણીનું સાધન મળી ગયું. તેને ન્યૂ સાલેમના પોસ્ટમાસ્તરની જગ્યા મળી. એ જગ્યાનો પગાર નજીવો હતો, પરંતુ તેની કામગીરી પણ બહુ ભારે નહોતી. આઠ દિવસે એક દિવસ ટપાલ આવતી. વળી એ કામગીરીમાં તેને અનાયાસે એક લાભ થયો. ન્યૂ સાલેમમાં આવતાં બધાં છાપાં તેને પ્રથમ વાંચવા મળતાં. તે બધી ટપાલ પોતાની હેટમાં રાખતો અને ફરવા નીકળે ત્યારે કાગળ વહેંચી આવતો. ન્યૂ સાલેમના લોકો આ ભલા પોસ્ટમાસ્તર પાસે જ તેમના કાગળો વંચાવતા અને તેનો જવાબ પણ તેની પાસે જ લખાવતા.

કેલહૂન નામના તે પ્રદેશના મોજણીદારને મદદનીશની જરૂર પડી. તેણે લિંકનને પોતાની મદદમાં આવવા આમંત્રણ આપ્યું. આ નવું કામ લે તો લિંકનને તેમાંથી ઠીક કમાણી થાય એમ હતું; અને નાણાંની તેને અતિશય જરૂર હતી. પરંતુ કેલહૂન ડેમોક્રેટિક પક્ષનો ચુસ્ત અનુયાયી હતો અને લિંકન તે પક્ષનો કટ્ટર વિરોધી હતો. રોજી મેળવવા ખાતર પોતાની માન્યતાનો ભોગ આપવાનું લિંકનને અકારું લાગ્યું. પરંતુ કેલહૂને એ વિષે તેનો નિર્ભય કર્યો, એટલે તેણે એ કામ સ્વીકાર્યું. પોતાના એક શિક્ષક-મિત્રની મદદથી દોઢ માસ સુધી સતત મહેનત કરીને

તેણે માપણીનું કામ શીખી લીધું અને તેના નવા કામે વળગ્યો. આ કામને અંગે તેને આખા પ્રદેશમાં જમીન માપવાને ફરવું પડતું. તે જ્યાં જતો ત્યાં લોકોને અનેક રીતે મદદરૂપ થતો, તેમનાં સુખદુઃખમાં ભાગ લેતો, અને તેમને વાર્તાઓ અને દૃષ્ટાંતો કહી તેમનું મનોરંજન કરતો. આમ થોડા વખતમાં તે આખા પ્રદેશની જનતાનો માનીતો થઈ પડ્યો. પરિણામે ૧૮૩૪ની સાલમાં ઇલિનોઈની ધારાસભાની ચૂંટણીમાં ભારે બહુમતીથી તે ચૂંટાયો અને સતત્ આઠ વરસ એ પ્રદેશના લોકોનો ધારાસભામાં પ્રતિનિધિ રહ્યો.

એક દિવસ લિંકન પોતાની દુકાનમાં બેઠો હતો ત્યારે વસવાટ માટે પશ્ચિમ તરફ જતા એક ખેડૂતે માલથી ખીચોખીચ ભરેલું ગાડું ત્યાં ઊભું રાખ્યું. ગાડામાં ભાર વધારે હતો તે ઓછો કરવા ખેડૂતે એક કોઠી ખરીદવા લિંકનને આજીજી કરી. લિંકનને એ કોઠીની બિલકુલ જરૂર નહોતી. પણ મુસીબતમાં આવી પડેલા ખેડૂતની મુશ્કેલી દૂર કરવા દોઢ ડૉલર આપી તેણે એ કોઠી ખરીદી લીધી અને દુકાનના એક ખૂણામાં મૂકી. ઘણા દિવસ પછી દુકાન સાફ કરતી વખતે કચરાથી ભરેલી પેલી કોઠીને તેણે ઊંધી વાળી. એમાંથી તેને એક કીમતી ગ્રંથનાં ચાર પુસ્તકોની પ્રાપ્તિ થઈ. એ બ્લૅકસ્ટોન નામના મશહૂર અંગ્રેજ ધારાશાસ્ત્રીનો ઇંગ્લંડના કાયદા વિષેનો સુપ્રસિદ્ધ ગ્રંથ હતો. લિંકને આ પુસ્તકો પહેલાં કદી ન અનુભવેલા એટલા ભારે રસથી વાંચ્યાં. એ વિષે તે જણાવે છે, 'જેમ જેમ હું એ પુસ્તકો આગળ વાંચતો ગયો, તેમ તેમ મને એમાં વધુ ને વધુ રસ પડતો ગયો. જીવનભરમાં મારું મન બીજા કોઈ વિષયમાં આટલું તન્મય થયું નહોતું.' આ અરસામાં તેના એક મિત્ર પાસેથી શેકસપિયરનાં નાટકો અને બર્ન્સ કવિનાં કવિતાનાં પુસ્તકો મળ્યાં, તે પણ તેણે ભારે રસથી વાંચ્યાં.

ન્યૂ સાલેમથી વીસ માઈલ દૂર આવેલા સ્પ્રિંગફિલ્ડ નામના કસબામાં રહેતા સ્ટુઅર્ટ નામના વકીલ જોડે તેને મિત્રાચારી હતી. લિંકન અવારનવાર તેને ત્યાં જતો અને તેની પાસેથી કાયદાનાં પુસ્તકો લાવીને વાંચતો હતો. સ્ટુઅર્ટે તેને દુકાન બંધ કરી વકીલાતનો ધંધો કરવાનો આગ્રહ કર્યો અને તેને પોતાના મદદનીશ તરીકે રાખવાનું વચન આપ્યું. એ સમયે વકીલાતનો પરવાનો મેળવવો મુશ્કેલ નહોતો, અને લિંકને તો સારી પેઠે કાયદાનો અભ્યાસ કર્યો હતો. દુકાન ઉત્તરોત્તર ખોટમાં જતી હતી અને પોસ્ટમાસ્તર તથા મોજણીદારની કમાણીમાંથી તેનું પૂરું થતું નહોતું. એટલે તેણે દુકાન બંધ કરી સ્પ્રિંગફિલ્ડ જઈ સ્ટુઅર્ટ જોડે વકીલાત કરવાનો નિર્ણય કર્યો. તેને એટલું બધું દેવું થઈ ગયું હતું કે, વકીલ તરીકેની તેની ધીકતી કમાણીમાંથી પણ તે પતાવતાં તેને પંદર વરસ લાગ્યાં. વકીલાત કરવા માટે સ્પ્રિંગફિલ્ડ જતા પહેલાં તે પોતાના બધા લેણદારોને મળ્યો અને પોતાની કમાણીમાંથી માંડ આજીવિકા પૂરતું રાખી બધી બચત તેમને મોકલતા રહેવાનું વચન આપ્યું.

માથે કરના અસહ્ય બોજા સિવાય અકિંચન લિંકન મિત્રના માગી આણેલા ઘોડા ઉપર બેસીને દુનિયામાં ન્યાયની વકીલાત કરવાને અર્થે સ્પ્રિંગફિલ્ડ જવા નીકળી પડ્યો. હવે તે સારી પેઠે ઘડાઈ ચૂક્યો હતો; દુનિયાની લીલીસૂકી પણ તેણે જોઈ હતી અને તેની તડકીછાંયડી પણ તેણે ઠીક ઠીક વેઠી હતી. મળી શકે એટલાં બધાં પુસ્તકો તેણે ધ્યાનપૂર્વક વાંચ્યાં હતાં અને અનુભવ તેમ જ અવલોકન દ્વારા પુસ્તકોનું જ્ઞાન સમૃદ્ધ કર્યું હતું. પ્રકૃતિથી જ તે ન્યાયપરાયણ હતો પણ હવે સત્તાવીશ વરસની કઠિન સાધનાથી પ્રાપ્ત કરેલી સૉક્રેટીસના જેવી અવ્યાહત બુદ્ધિમત્તા અને અનન્ય સત્યનિષ્ઠા તેણે માનવસમાજના હિતને અર્થે વ્યાપક ન્યાય પ્રવર્તાવવામાં યોજી. વકીલાતના ધંધાના મર્યાદિત ક્ષેત્રમાં તેણે ન્યાયપરાયણતા દાખવી એટલું જ નહિ, પણ પોતાના દેશના રાજકારણમાં ન્યાયનું પલ્લું જોખમાતાં અડગ શૌર્યથી તેણે ન્યાયને પક્ષે ઝંપલાવ્યું અને શહીદ થયો.

મણિભાઈ દેસાઈ

# 'મૅટ્રિક ઓછા અંગ્રેજી'

"પ્રાથમિક શિક્ષણને હું સૌથી વધારે મહત્ત્વ આપું છું. મારી કલ્પના પ્રમાણે, એ શિક્ષણ અત્યારના મૅટ્રિકમાંથી અંગ્રેજી બાદ કરીએ એના જેટલું હોવું જોઈએ." એમ સૂચવીને ગાંધીજીએ જણાવ્યું કે, આટલું કામ ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિથી સાતેક વર્ષમાં થઈ શકે, કેમ કે પરભાષાના બોજાને લીધે કેટલોક સમય જરૂર બચે. પરંતુ તેમણે ચોખવટ કરી કે, સાત વર્ષ કે વધારે યા ઓછાં એ મારી સૂચનાનો અનિવાર્ય કે અફેર ભાગ ન માનતા; હું સૂચવું છું, મૅટ્રિક ઓછા અંગ્રેજી એટલું કામ કરવાનું; તે સારુ, જોઈએ તો, વધારે વર્ષ પણ લઈ શકાય.

વર્ધા કેળવણી પરિષદે વ્યવહારને ધ્યાનમાં લઈને વિચાર કરવાનો હતો. તેમને ફરજિયાત અને મફત શિક્ષણની માગણીને પણ ધ્યાનમાં રાખવાની હતી. તે પરિષદમાં પ્રાંતીય પ્રધાનો પણ હાજર હતા. એટલે, વર્ધાયોજના માટે કેટલાં વર્ષ રાખવાં એ વિચાર કરતાં, ઉપરની ગાંધીજીએ સૂચવેલી જરૂરને પ્રથમ ધ્યાન પર કદાચ ન લેવાઈ, એમ મને લાગે છે; પરંતુ વ્યવહારમાં ઉતારવા તરફ વળવું હોય તો શું કરવું, એ ખ્યાલ પ્રધાનપદે રહ્યો. અને પરિષદે ઠરાવ્યું કે, "સાત વર્ષ લગીની મફત અને ફરજિયાત કેળવણી રાષ્ટ્રવ્યાપી પાયા પર અપાવી જોઈએ." આ કામ પણ આજની સ્થિતિમાં અધરું છે. છતાં, જો પ્રાથમિક શિક્ષણ કાંઈ કે સફળ અને સંગીન કરવું હોય તો સાત વર્ષ તો બાળકે તે લેવું જ જોઈએ, એ અર્થ આ ઠરાવથી સ્પષ્ટ થાય છે. આજ પ્રાથમિક શિક્ષણનો ખર્ચ ઘણે ભાગે એળે જાય છે, તે, આ ઠરાવ જો અમલમાં આવે તો, સુધરે.

પરંતુ, એ સાત વર્ષમાં કેવું? [illegible] પ્રાથમિક કેળવણીથી જેટલું ઇચ્છ્યું—'[illegible]નાસું બહાર અંગ્રેજી બાદ કરીએ એના જેટલું'—તેટલું [illegible] હતું કેમ એ પ્રશ્ન રહે છે. ઝાકીર હુસેન કમિટીએ [illegible] છે. [illegible]સક્રમ ઘડી આપ્યો તે, અક્ષરશઃ જોતાં, 'મૅટ્રિક ઓછા અંગ્રેજી' નથી. તેમાં મૅટ્રિકનાં બીજગણિત, ભૂમિતિ, બીજી ભાષા સંસ્કૃત ઇ. નથી. તો સમાજવિદ્યાના અભ્યાસમાં કાંઈક વિશેષતા ઉમેરાઈ છે.

અભ્યાસક્રમના ધોરણનું આ જ સૂત્ર લઈને મુંબઈ સરકારની 'મોરે કમિટી'એ વર્ધાશાળા સામે 'લોકશાળા'ની નવી કલ્પના મૂકી છે. એ કમિટીનું નિવેદન આ નવી કલ્પેલી શાળાના અભ્યાસક્રમનું ધોરણ આ પ્રમાણે જણાવે છે:

> "સાત વર્ષની પ્રાથમિક કેળવણીથી આગળ ચાલુ ત્રણ વર્ષની સામાન્ય કેળવણી આપવી, અને તેનું ધોરણ મૅટ્રિક પરીક્ષામાંથી અંગ્રેજી બાદ કરતાં રહે એ હોય"

એનો અભ્યાસક્રમ પણ તે સમિતિએ પોતાના નિવેદનમાં આપ્યો છે. તેમણે પણ ચુસ્તપણે 'મૅટ્રિક – અંગ્રેજી' એ બાદબાકી કરી નથી. જેમ કે, તેમાં પણ સંસ્કૃત ફારસી નથી, જોકે બીજગણિત ભૂમિતિ છે, છતાં મૅટ્રિક કક્ષા કરતાં તેમને હળવાં કરેલાં છે; સંગીત ઉમેર્યું છે. મતલબ કે, 'મૅટ્રિક ઓછા અંગ્રેજી' સૂત્ર ગાંધીજીએ રજૂ કર્યું તેનો અર્થ ઝાકીર હુસેન સમિતિ અને મોરે સમિતિ જુદો જુદો કરે છે; અને મહત્ત્વનો ફેર એ પડે છે કે, પ્રથમ સમિતિ પોતાનું કામ ૭ વર્ષમાં યોજી બતાવે છે, બીજી સમિતિ ૭ ઉપર ૩ બીજાં વર્ષ માગે છે!

આથી સહેજે પ્રશ્ન થાય છે કે, આ વિરોધનું શું કરવું? એનો મેળ કેમ કરીને બેસાડવો? મુંબઈ સરકારે વર્ધાયોજના સ્વીકારી. વર્ધાયોજના 'મૅટ્રિક ઓછા અંગ્રેજી' ધોરણ સ્વીકારે છે, પણ ૭ વર્ષમાં તે સધાય એમ કહે છે. લોકશાળા ત્રણ વર્ષ આગળ ખેંચે છે. અને તે ત્રણ વર્ષનું કામ પ્રથમ ૭ વર્ષની વર્ધાયોજનાની પદ્ધતિ અને અભ્યાસક્રમ લઈને આગળ સળંગસૂત્ર ચાલશે એમ પણ નથી. જો બેઉ વસ્તુઓ ભેગી કરવી હોય તો ઓછામાં ઓછું આટલું તો ગોઠવવું જ જોઈએ કે, બેઉ પરસ્પર મેળથી એકસૂત્ર બને, વર્ધાયોજનાના સિદ્ધાંત પ્રમાણે આગળ ત્રણ વર્ષ ગોઠવાય.

અને એ પ્રશ્ન તો ઊભો રહે છે જ કે, પછીનાં લોકશાળાનાં આ ત્રણ વર્ષ ને નવી ઢબની માધ્યમિક કેળવણી તરફ જનારાં ગણવાં? એ માધ્યમિક શિક્ષણનાં વર્ષ તો ગણાય જ. તો એ વર્ષોનો મેળ ચાલુ હાઈસ્કૂલો જોડે શો? પ્રયોગ તરીકે ઉદ્યોગ દાખલ કરીને નવી હાઈસ્કૂલ સરકારે શરૂ કરી છે (જુઓ તે વિષે 'શિક્ષણ અને સાહિત્ય' અંક ૨, પા. ૫૬) તેને અને લોકશાળાને શો મેળ ખાશે? તે બેનો શો સંબંધ?

અનેકદિશ સુધારા વિચારાય અને ખાસ તો જ્યારે અમલમાં મુકાવા લાગે, ત્યારે તે બધાનાં અનુસંધાન અને સમન્વય પ્રથમ જરૂરનાં બને છે. એના વગર નવા રચાતા તંત્રની કલ્પના નથી આવતી. આ કલ્પનાની સ્પષ્ટતા શરૂથી કરી લેવાય તો ઠીક થાય.

મગનભાઈ દેસાઈ

# વર્ધાશાળા—બાળકોનું ઘર

સરકારી કેળવણી ખાતાએ વર્ધા કેળવણીના પ્રયોગનો પ્રારંભ કર્યો એ વાજબી હતું. પરંતુ એ પ્રયોગની ખરી ખૂબી તો સ્વતંત્ર ગ્રામસેવકના પ્રયોગમાંથી તરી આવી શકે. વર્ધાયોજના એટલે એમ કહો કે, એક અર્થમાં, બાળકો દ્વારા અને તેમની કેળવણી દ્વારા ગ્રામસેવા બંગાળના ખાદીભક્ત શ્રી. સતીશબાબુએ બંગાળના એક ગામડામાં આદરેલા આવા એક પ્રયોગનું સુંદર વર્ણન એમના 'રાષ્ટ્રવાણી' સાપ્તાહિકમાં આપ્યું છે તે નીચે ટૂંકમાં ઉતાર્યું છે.

બેએક માસ પર જ આ શાળા શરૂ કરી છે. તે ગામમાં આ પહેલી જ શાળા ઊઘડતી હતી. ૬થી ૧૦ વર્ષનાં બાળકો તેમાં લેવામાં આવ્યાં. અને સંચાલકે પહેલેથી જ માબાપોને ચોખ્ખું કહ્યું હતું કે, ઉદ્યોગ કરાવીશું; લેખનવાચનની સરખામણીમાં, તેને મહત્ત્વ આપીશું. શાળા બે હફ્તે રાખવામાં આવી છે — સવારથી બપોર સુધી, ને બે કલાકની રજા પછી સંધ્યાકાળ સુધી. બધા મળી નવ કલાક શાળા ચાલે છે.

કેટલાંક માબાપોએ આ શાળામાં છોકરાં મોકલવા હા પાડી ને પાંચ બાળકોથી તેની શરૂઆત થઈ. થોડા વખત પછી બીજાં ૪ વધ્યાં. આ ૯ માં બે જ કક્કો સરખો જાણતાં હતાં. તે પણ વાંચી શકતાં નહીં. બાકી બધાં સાવ નિરક્ષર જ હતાં.

નવ કલાકની શાળામાં સવાર સાંજનો નાસ્તો શાળાએ જ આપવો જોઈએ, એ ઉઘાડું છે. એમાં છોકરાંને શાળાનું આકર્ષણ પણ મળી રહે. સવારમાં શાળા ભરાય કે પહેલું કામ શિક્ષક નાસ્તો તૈયાર કરવાનું કરે. છોકરાં નાનાં, એટલે તેમાં જરાતરા મદદ કરી શકે; જાતે તે કામ સંભાળી લઈ ન શકે. નાસ્તો પરવારીને તકલીવર્ગ ચાલે; ત્યાર બાદ બાગકામ; ત્યાર પછી વાચન લેખન અને ગણિત. બપોરે પણ આ જ ક્રમે કામ ચાલે.

શરૂઆતમાં આ કામો માટે નિશ્ચિત સમયપત્રક રાખવામાં આવ્યું હતું પણ અનુભવે જોયું કે એમ ફાવતું નહોતું. કેમકે કલાક કાંત્યા પછી એકાદ બાળક થાકે અને આખા વર્ગને એનો ચેપ લાગે. એટલે કામ બદલ્યે જ પાછો રસ અને રંગ જામે. 'બદલ્યા વગર જ ખેંચ્યે રાખવામાં તો કામ વેતરા જેવું કે શિક્ષારૂપ થઈ જાય. એટલે સમયપત્રક છોડવું પડ્યું.'

આટલા કલાકની શાળામાં બાળક ટકે શી રીતે? —આમ કોઈ પૂછે. આ શાળામાંથી બાળક ઘેર જવા ઇચ્છે તો તેને રોકાતું નથી. શિક્ષક શાળાનું વાતાવરણ ઘર જેવું રાખે છે. તેથી, શરૂમાં કોઈ બાળક ઘેર જવા માગતું ને જતું, ત્યારે શિક્ષક તેમાં કાંઈ વાંધો કે ખોટું નહીં સમજતો. પણ એમાંથી જ એવી સ્થિતિ જન્મી છે કે, હવે બાળકો મજાથી નિશાળમાં રહે છે

કેટલાંક માબાપ કોઈ વાર બાળકને ઘેર કામ માટે રોકે એવું પણ બન્યા કરે છે. ગ્રામશાળાના શિક્ષકે આ વસ્તુ તો સાધારણ ગણીને ચાલવું જોઈએ. કાળે કરીને માબાપો અને બાળકો પણ શાળામાં જવાનું વધારે પસંદ કરતાં થાય એવી શાળા બનાવવાનું ધ્યેય રાખીને સંચાલકો ચાલે છે.

શાળાના વાતાવરણનો એક દાખલો જાણવા જેવો છે. શાળા સામે રોડાં ને ઈંટોનો એક ઢગ હતો તે ખસેડવાનો હતો. એક દહાડો શિક્ષક ને વિદ્યાર્થીઓ એ કામે વળગ્યા. નાનાં છોકરાં એક એક ઈંટ લઈ જાય, શિક્ષક વધારે લે. છોકરાંમાં સૌથી મોટો છોકરો ૧૦ વર્ષનો હતો, તેને થયું, 'આ ધીમું ધીમું નહિ ફાવે.' આ છોકરો ગામમાં વૈદ્ય તરીકે મનાતો. તેણે પોતાની મરજી અને આપ-આવડતે બે વાંસના લાંબા ટુકડા વચ્ચે નાની ચીપટો બાંધી ડોળી તૈયાર કરી. તેની ઉપર ૨૦ ઈંટો માય. હવે નાનાં છોકરાં ચપ ચપ એ ડોળી લાદી આપે. શિક્ષક અને પેલો ડોળીનો શોધક એ ઊંચકી જાય. આ યુક્તિથી આખી શાળાને નવસર્જનનો અને વેગયુક્ત કામનો કેવો અપાર આનંદ થયો હશે એ કલ્પવું સહેલું છે.

વર્ણનને અંતે સતીશબાબુ લખે છે, "હિંદના ઉદ્ધાર-કાર્યને માટે વર્ધા-શિક્ષણ યોજનાએ ભારે સમૃદ્ધ ક્ષેત્ર ઉઘાડી આપ્યું છે. આપણા સમાજતંત્ર પર વર્ધાશાળાની અસર ભારે જબરી થશે. અત્યારે અમારી આ શાળામાં હિંદુ-મુસ્લિમ બાબત કશો પ્રશ્ન નથી. સૌ સાથે કામ કરે છે, રમે છે ને જમે છે. શરૂમાં હિંદુ બાળકોએ સવારનો ભાતનો નાસ્તો સૌ સાથે લેવા ના પાડી. પણ બાળસ્વભાવમાં ઇષ્ટ ફેરફાર થતાં વાર લાગે! હવે સૌ સાથે જમે છે અને રાંધવામાં મદદ કરે છે.

"આટલા દહાડાનો અનુભવ સારા ભવિષ્યની આશા આપે છે. જો શાળા મંદ પડે, અમારી ધારણા પ્રમાણે સફળ ન થાય, તો તે અમારી નબળાઈને લીધે. બાળકો નિષ્ફળતાનું કારણ નહીં આપે — અમે કદાચ આપીએ. આમ અમારા વિચારો છે."

મ૦

# દેશપરદેશની કેળવણી

મહાસભાવાદી પ્રધાનમંડળોએ, આમ પ્રજાના હિત માટે, ત્રણ જાતનો કાર્યક્રમ ઉપાડ્યો હતો:—(૧) દારૂનિષેધ, (૨) કરજનિવારણ, (૩) નિરક્ષરતાનિવારણ. આ ત્રણે કામને જુદા જુદા પ્રાંતોમાં વેગ આપવા પ્રયત્ન થઈ રહ્યો છે. ગુજરાતમાં જુદાં જુદાં જિલ્લાઓ તરફથી નિરક્ષરતાનિવારણનું કામ ઉપાડી લેવામાં આવ્યું છે. શિક્ષકોને માટે તાલીમવર્ગો ચલાવવામાં આવે છે. શિક્ષકો સામાન્ય રીતે એમ જાણે છે કે, આપણા દેશમાં કે પ્રાંતમાં ભણેલાનું પ્રમાણ ખૂબ ઓછું છે. તે ખ્યાલ વધારે ચોકસ થાય અને તેનો તુલનાત્મક ખ્યાલ આવે એ હેતુથી, દેશપરદેશની કેળવણીને લગતી કેટલીક હકીકત એકઠી કરી છે, તે સામાન્ય વાચકને માટે પણ ઉપયોગી હોઈ અહીં આપવામાં આવી છે.

| | હિંદ | મુંબઈ ઇલાકો | બ્રિટિશ ગુજરાત |
|---|---|---|---|
| | લાખ | લાખ | લાખ |
| કુલ વસ્તી (૧૯૩૧) | ૩,૫૨૮ | ૧૮૦ | ૩૧ |
| ભણેલા પુરુષો (ટકા) | ૧૩.૨ | ૧૪.૩ | ૨૨ |
| ભણેલી સ્ત્રીઓ (ટકા) | ૨.૩ | ૨.૪ | ૪ |
| કુલ ભણતર (ટકા) | ૮.૦ | ૮ ૬ | ૧૩.૫ |

ભણેલા એટલે શાળાન્ત પરીક્ષા પસાર થયેલા કે મૅટ્રિક સુધી ભણેલા નહિ; પરંતુ વસ્તીગણતરી માટે ઠરાવેલા ધોરણ મુજબ, ફક્ત કાગળ લખતાં વાંચતાં આવડે તે બધાને ભણેલા ગણવામાં આવે છે. આ જાતના ભણતરનું પ્રમાણ અને દેશદેશાન્તરમાં કેળવણી માટે થતા ખરચનું પ્રમાણ નીચે મુજબ આવે છે:—

### કેળવણીનું પ્રમાણ અને ખર્ચ

| | લખતાં વાંચતાં જાણનારા | વસ્તીના માથા દીઠ કેળવણીનું ખર્ચ | કુલ વસ્તી- માંથી ભણતા વિદ્યાર્થીઓ |
|---|---|---|---|
| | (ટકા) | (રૂ.) | (ટકા) |
| અમેરિકા | ૯૪ ૫ | ૬૫ | ૨૩.૭ |
| ઇંગ્લંડ | ૯૪ | ૩૨ | ૧૮.૮ |
| જાપાન | ૯૯ ૭ | ૧૧ | ૧૯ |
| હિંદ | ૮ | ૧ | ૪ ૬ |

દુનિયાના આગળ પડતા દેશોમાં નિરક્ષરતાનું પ્રમાણ લગભગ નહિ જેવું છે. ત્યારે આપણે ત્યાં બહુ જ ઓછા લોકો પોતાની ભાષામાં કાગળ લખવા વાંચવા જેટલું પણ ભણેલા છે. તેનું મહત્ત્વનું કારણ એ છે કે, આપણા દેશમાં સરકાર કેળવણી પાછળ બહુ ઓછું ખરચ કરે છે, તે ઉપરના આંકડા બતાવે છે. સરકારની આવકમાંથી ઘણી મોટી રકમ લશ્કરી ખર્ચ અને મોટા ભારે પગારો આપવામાં ખરચાય છે. એટલે કેળવણી જેવાં પ્રજા-ઘડતરનાં કામો માટે જોઈએ તેટલા પૈસા ખરચાતા નથી. બીજા દેશોના પ્રમાણમાં પગારો અને લશ્કરી ખર્ચનું પ્રમાણ આપણે ત્યાં કેટલું ભારે છે તે જુઓ:

| | લશ્કરી ખર્ચ સરકારી ખર્ચના ટકા | પગારો પ્રજાની માથા દીઠ આવક સાથેનું પ્રમાણ | પ્રજાની માથા દીઠ આવક વાર્ષિક રૂ. |
|---|---|---|---|
| હિંદ | ૨૫ ૪ | ૯૬૦ ગણો | ૫૦ |
| અમેરિકા | ૧૪ | ૧૩ ,, | ૨,૦૫૩ |
| ઇંગ્લંડ | ૧૨.૬ | ૩૭ ,, | ૧,૦૯૨ |
| જર્મની | ૯ | ૨૪ ,, | ૬૩૬ |

હિંદ જેવા અજ્ઞાન દેશમાં કેળવણી માટે ખર્ચ વધુ કરવું જોઈએ અને પગારો તથા લશ્કરી ખરચ ઓછું હોવું જોઈએ, તેને બદલે આપણા દેશમાં ઊંધી પરિસ્થિતિ છે. પરિણામ એ આવ્યું છે કે, બાળકોની કેળવણી બગડે છે, નિશાળમાં જવા યોગ્ય બાળકોને કેળવણી આપવાની સગવડ નથી, અને તેથી મહામોટો સમુદાય મોટપણે પણ અભણ રહે છે.

હિંદમાં જે કંઈ રકમ ખરચાય છે તે કેવી રીતે ખરચાય છે અને તેનો લાભ કોને મળે છે તે જોઈએ. આ સમજવા માટે આપણે જુદા જુદા પ્રકારની કેળવણી લેતા વિદ્યાર્થીઓની સંખ્યા અને તે કેળવણી આપવા માટે થતું ખર્ચ જોવું જોઈએ.

### કેળવણીના ખર્ચની વહેંચણી

| | ભણતા વિદ્યાર્થી (સંખ્યા) હજારમાં | ખર્ચ રૂ. લાખમાં | વિદ્યાર્થીના ટકા | ખર્ચના ટકા |
|---|---|---|---|---|
| કૉલેજો | ૯૮ | ૨૫૨ | ૧ | ૧૦ |
| હાઈસ્કૂલો | ૧,૦૦૭ | ૫૩૬ | ૭ | ૨૦॥ |
| મિડલ સ્કૂલો | ૧,૩૧૪ | ૨૭૫ | ૧૦ | ૧૦॥ |
| પ્રાથમિક શાળાઓ | ૯,૮૦૬ | ૮૦૦ | ૭૫ | ૩૧ |
| ખાસશાળાઓ | ૨૫૪ | ૧૬૭ | ૨ | ૬ |
| અમાન્ય શાળાઓ | ૬૮૧ | — | ૫ | — |
| પરચૂરણ | — | ૫૮૩ | — | ૨૨ |
| | ૧૩,૧૬૦ | ૨,૬૧૬ | ૧૦૦ | ૧૦૦ |

ઉપરના આંકડામાં કેટલીક બાબતો ધ્યાન ખેંચે એવી છે. કૉલેજોમાં ભણતા ૧ ટકા વિદ્યાર્થીઓ માટે ૧૦ ટકા ખર્ચ થાય છે અને પ્રાથમિક શાળાઓમાં ભણતા ૭૫ ટકા માટે ૩૧ ટકા રકમ ખરચાય છે. બીજી નોંધવા જેવી હકીકત એ છે કે, પ્રાથમિક શાળામાં ૭૫ ભણતા

હોય તેમાંથી હાઈસ્કૂલ સુધી ૭ પહોંચે છે અને કૉલેજ સુધી તો ફક્ત ૧ ટકો પહોંચે છે! આપણા દેશની કેળવણી-નો વિચાર અને ખર્ચની વહેંચણી કઈ રીતે કરવાની જરૂર છે તેનો ખ્યાલ આપણને આ આંકડામાંથી મળે છે. ગાંધીજીની વર્ધા-કેળવણીની કલ્પના ૮૫ (૭૫+૧૦) ટકા વિદ્યાર્થીઓ માટે કરેલી છે, નહિ કે પેલા ૧ ટકા માટે.

હવે આપણે **મુંબઈ ઇલાકામાં કેળવણીની સ્થિતિ** કેવી છે તે જોઈએ. મુંબઈ ઇલાકામાં ૧૯૩૭-૩૮માં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા બતાવનારો કોઠો આ પ્રમાણે છે:

| વિભાગ | સંખ્યા |
|---|---|
| પ્રાથમિક શાળા | |
| પ્રથમ ચાર વર્ષ | ૧૦,૬૭,૬૦૬ |
| ઉત્તર ત્રણ વર્ષ | ૧,૨૩,૯૦૦ |
| | ૧૧,૯૧,૫૦૬ |
| માધ્યમિક શાળા | ૧,૩૮,૩૯૬ |
| ઉચ્ચ શિક્ષણ (બધી જાતનું) | ૧૪,૦૫૧ |

આ ઉપરાંત વિશેષ શિક્ષણની સંસ્થાઓમાં ભણતા વિદ્યાર્થીઓ ગણી લેતાં, આખા ઇલાકાની કુલ ભણનાર સંખ્યા ૧૪,૦૩,૪૦૧ છે. એટલે તે સંખ્યામાં,

| | |
|---|---|
| પ્રાથમિક શાળામાં | ૮૪.૯ ટકા |
| માધ્યમિક શાળામાં | ૯.૮ ટકા |
| ઉચ્ચ શિક્ષણમાં | ૧.૦ ટકા |
| અન્ય વિશેષ શિક્ષણમાં | ૧.૫ ટકા |
| સરકારી માન્યતા વગરની સંસ્થાઓમાં | ૨.૮ ટકા |

એ પ્રમાણે વહેંચાયેલા છે.

અને મુંબઈ ઇલાકાના ખર્ચની બાજુ જોઈએ તો નીચેનો કોઠો મળે છે:

| વિભાગ | હજારમાં ખર્ચ રૂ. | કુલના ટકા | કુલ વસ્તીના ટકા ભણનારા | માથા દીઠ ખર્ચ રૂ. |
|---|---|---|---|---|
| ઉચ્ચ શિક્ષણ | ૯૯૯ | ૬.૩ | .૦૮ | ૭૧ |
| માધ્યમિક | ૧,૮૯૧ | ૧૧.૯ | .૭૭ | ૧૪ |
| પ્રાથમિક | ૧૦,૦૩૧ | ૬૩.૨ | ૬.૬૫ | ૯ |
| વિશેષ | ૯૭૫ | ૬.૧ | ૧૨ | |

આ ખર્ચમાં મકાન, વ્યવસ્થા તથા નિરીક્ષણ વગેરે પેટે પડતું ખાતા-ખર્ચ નથી ગણ્યું. કેળવણીના કુલ ખર્ચના ૧૨.૫ ટકા તેમાં જાય છે.

ઉપરના આંકડા જોતાં અખિલ હિંદની સરખામણીમાં મુંબઈ ઇલાકાના આંકડાની ટકાવારીમાં થોડો થોડો ફેર આવે છે પરંતુ એકંદરે ઝાઝો ફેર નથી. ઉચ્ચ શિક્ષણ સુધી તો ફક્ત ૧.૦ટકો વિદ્યાર્થી પહોંચે છે, એ બન્નેમાં સામાન્ય છે. હવે મુંબઈ ઇલાકાની અને ખાસ કરીને ગુજરાતની સ્થિતિ જરા વધુ તપાસીએ.

| | મુંબઈ ઇલાકો | બ્રિટિશ ગુજરાત |
|---|---|---|
| ૬થી ૧૩ વરસ સુધીનાં પ્રાથમિક શાળામાં જવા યોગ્ય બાળકોમાંથી અભણ કેટલાં? | ૨૦ લાખ | ૩ લાખ |
| ૧૫ વરસ ઉપરનાં અભણ કેટલાં? | ૯૪ ,, | ૧૫॥ ,, |

મુંબઈ ઇલાકાનાં કુલ ૨૧,૪૮૪ ગામડાંમાંથી ૧૨,૪૮૮ ગામડાંમાં શાળા જ નથી. તેથી નિશાળે જવા યોગ્ય બાળકોના ૬૨.૫ ટકા અભણ રહે છે. એટલે નિશાળે જનાર દરેક એક બાળકે બીજાં બે અભણ રાખે છે. આ ઇલાકાની નિરક્ષરતા નાબૂદ કરવી હોય તો ૨૦ લાખ બાળકોને માટે શાળાઓની વ્યવસ્થા કરવી જોઈએ; અને વિદ્યાર્થી દીઠ ભણાવવાનું ખર્ચ સરેરાશ રૂ. ૧૩ આવે એમ ગણીએ, તો તે કામને માટે રૂ. ૨૬૦ લાખ જોઈએ. અને ૧૫ વરસ ઉપરનાં અભણ ૯૪ લાખ છે તેમને ભણાવવા માટે એક પ્રૌઢ દીઠ સરેરાશ રૂ. ૪ ખર્ચ આવે તો રૂ. ૩૭૬ લાખ જોઈએ.

ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાં ૧૫ વરસ ઉપરનાં અભણ સ્ત્રીપુરુષોની સંખ્યા નીચે મુજબ છે:

| જિલ્લો | કુલ વસ્તી (હજાર) | કુલ અભણ (હજાર) | ૧૫ વરસ ઉપરનાં અભણ (હજાર) |
|---|---|---|---|
| અમદાવાદ | ૯૨૪ | ૮૦૪ | ૪૭૯ |
| ભરૂચ | ૩૩૪ | ૨૭૨ | ૧૫૪ |
| ખેડા | ૭૪૨ | ૬૫૦ | ૩૮૦ |
| પંચમહાલ | ૪૫૪ | ૪૨૧ | ૨૨૬ |
| સુરત | ૬૯૪ | ૫૭૮ | ૩૨૫ |
| કુલ | ૩,૧૪૮ | ૨,૭૨૫ | ૧,૫૬૪ |

કુલ વસ્તીના ટકા ૮૬.૫ અને ૧૫ વરસ ઉપરની વસ્તીના ટકા ૮૨.૫.

એટલે બ્રિટિશ ગુજરાતનો પ્રશ્ન ત્રણ લાખ બાળકોને માટે શાળાઓ ખોલવાનો અને ૧૫॥ લાખ પંદર વરસ ઉપરનાં સ્ત્રીપુરુષોને પ્રૌઢ શિક્ષણ આપવાનો છે. પંદર વરસ નીચેનાં માટે તો શાળાઓ વધારવી જોઈએ. બાકીનાં મોટી ઉંમરનાં અભણને અક્ષરજ્ઞાન આપવાની વ્યવસ્થા કરવી હોય, તો કેવળ સરકાર ઉપર આધાર રાખવાથી નહિ થઈ શકે. જેઓને પ્રજાને પૈસે ભણવાની તક મળી છે તેમની ફરજ છે કે, ન ભણેલાને તેઓ ભણાવે. એવી લાગણી આપણાં ભણેલાંઓમાં શેરીએ શેરીએ અને ઘેર ઘેર દેખાશે ત્યારે જ પ્રૌઢશિક્ષણનું એ કામ થઈ શકશે. નિરક્ષરતાનો રાક્ષસ પૈસાથી હઠાવી શકાય એવી આપણા દેશમાં સ્થિતિ જ નથી. એટલે દરેક ભણેલાએ તે કામ ઉપાડી લેવું જોઈએ

'સંગ્રાહક'

# તુકારામની વાણી

## ११

बुडतां आवरीं । मज भवाचे सागरीं ॥ १ ॥
नको मानूं भार । पाहों दोषांचे डोंगर ॥ २ ॥
आहे तें सांभाळीं । तुझी कैसी ब्रीदावळी ॥ ३ ॥
तुका म्हणे दोषी । मी तों पातकांचा राशि ॥ ४ ॥

## ૧૧

ડૂબતો ઉગાર, મને ભવાબ્ધિ મોઝાર. ૧
ગણીશ ના ભાર, જોઈ દોષોનો પહાડ. ૨
છું તેવો તાર, તારું બિરદ વિચાર. ૩
તુકારામ ગુનેગાર, હું તો પાપનો ભંડાર. ૪

## १२

टिळा टोपी माळा देवाचें गवाळें ।
वागवी वोंगळें पोटा साठीं ॥ १ ॥
तुळसी खोवी कानीं दर्भ खोवी शेंडीं ।
लटिकी धरी वोंडी नासिकाची ॥ २ ॥
कीर्तनाचे वेळे रडे, पडे, लोळे ।
प्रेमेंविण गळे दाटताती ॥ ३ ॥
कथा करूनियां दावीं प्रेमकळा ।
अंतरीं जिव्हाळा कुकर्माचा ॥ ४ ॥
गोसाव्याच्या रूपें हेरी पर नारी ।
जयाच्या अंतरीं काम लोभ ॥ ५ ॥
तुका म्हणे ऐसे मायेचे मइंद ।
त्यापाशीं गोविंद नाहीं नाहीं ॥ ६ ॥

## ૧૨

ટીલું, ટોપી, માળા, દેવોનો ગવાળો,
રાખતો હહારો, પેટ કાજે. ૧
તુળસી ખોસે કાને, દર્ભ ખોસે શિખે,
વ્યર્થ ઝાલી રાખે નાસાદાંડી. ૨
કીર્તન ટાણે રડે, પડે, લોટે,
પ્રેમ વિણ કંઠે ગદ્‌ગદ થાય. ૩
કથા કરી દાખે પ્રેમકળા મસ,
અંદર ભર્યો રસ કુકર્મોનો. ૪
વેરાગીના વેશે પેખે પરનારી,
કામલોભે ભરી જેની વૃત્તિ. ૫
તુકારામ એવા માયાના ગુલામ,
તે પાસે રામ નહોયે નહોયે. ૬

## १३

कलियुगीं कवित्व करिती पाषांड ।
कुशल हे भांड बहु झाले ॥ १ ॥
द्रव्य, दारा चित्तीं प्रजांची आवडी ।
मुखें बडबडी कोरडाचि ॥ २ ॥
दंभ करी सोंग मानावया जग ।
मुखें बोले त्याग मनीं नाहीं ॥ ३ ॥
वेदाज्ञे करोनी न करिती स्वहित ।
नव्हती अलिप्त देहाहूनि ॥ ४ ॥
तुका म्हणे दंड साहील यमाचे ।
न करी जो वाचे बोले तैसें ॥ ५ ॥

## ૧૩

કળિયુગે કાવ્યે કરતા પાખંડ,
કુશળ એવા ભાંડ બહુ વધ્યા. ૧
દ્રવ્ય–દારા–પુત્ર ચિત્ત માંહી ઝંખે,
મુખે બહુ બકે કોરા વાદ. ૨
દંભે કરે વેશ છેતરવા જગ,
મોઢે બોલે ત્યાગ, મને ના જે. ૩
વેદાજ્ઞા ન પાળે, કરે ન સ્વહિત,
નહિયે અલિપ્ત દેહ થકી. ૪
તુકારામ તેને દંડ દેશે કાળ,
બોલે તેવી ચાલ જેની નહોય. ૫

## १४

अल्प माझी मति । म्हणोनि येतों काकुलती ॥ १ ॥
मज दाखवा दाखवा । तुज पाउलें केशवा ॥ २ ॥
धीर माझ्या मना । नाहीं नाहीं नारायणा ॥ ३ ॥
तुका म्हणे दया । मज करा अभागिया ॥ ४ ॥

## ૧૪

અલ્પ મારી મતિ, તેથી ગુજારું વીનતી. ૧
મને દાખવ, દાખવ, તારું ચરણ કેશવ. (ટેક) ૨
ધીરજ મારે મન, નથી નથી નારાયણ. ૩
તુકા અભાગિયા ઉપર, કરો દયા કરુણાકર. ૪

**કિ૦ ઘ૦ મશરૂવાળા**

# કેળવણીકાર ટૉલ્સ્ટૉય

ટૉલ્સ્ટૉયના જીવનચરિત્રકારો અને અભ્યાસીઓએ મોટે ભાગે તેમના આત્માના અને જીવનના કંઈક વધારે સ્વયંભૂ, પ્રાથમિક, સંમોહભર્યા અને કરુણ આવિર્ભાવો અને સ્વરૂપો તરફ જ આપણું ધ્યાન દોરી રાખ્યું છે. પણ કેળવણીકાર તરીકેની તેમની પ્રતિભા ઓછી નહોતી. કોઈ વાતનો પદ્ધતિસર અભ્યાસ કરવાની તેમની શક્તિ કેળવણીના ક્ષેત્રમાં પણ પ્રકાશી ઊઠી છે. યુવાનીથી માંડીને મૃત્યુ સુધી તેઓ કેળવણીની સમસ્યામાં હમેશ ઊંડો રસ ધરાવતા હતા. ઈ. સ. ૧૮૪૯મા કે જ્યારે તેમની વય માત્ર એકવીસ વર્ષની જ હતી, ત્યારે તો તેમણે એક શાળા ખોલી હતી. શિક્ષણશાસ્ત્રના ક્ષેત્રમાં તેમનું જીવન અન્ય ક્ષેત્ર કરતાં કંઈ વધારે સંપૂર્ણ એકરસતા દાખવે છે. કલા અને ફિલસૂફી વિષેના તેમના વિચારોમાં એક એવો દિવસ આવ્યો કે જ્યારે તે જે વિચારોને પૂજતા હતા તેનો ભોગ દેવાનું તેમને આવશ્યક લાગ્યું, પરંતુ તેમના કેળવણીવિષયક સિદ્ધાંતોમાં બહુ જ ઓછા ફેરફાર થયેલ જોવામાં આવે છે. આ સિદ્ધાંતોનો વિકાસ થઈ રહ્યો હતો તે સાચું, પરંતુ તેને અગ્નિપરીક્ષામાંથી પસાર થવું નથી પડ્યું કે તેમાં ક્રાંતિકારી ફેરફારો નથી થયા.

આ ભેદ સમજાવવો કઠિન નથી. ટૉલ્સ્ટૉય પોતાના આ કેળવણીવિષયક વિચારોના પ્રતાપે જ પ્રથમ જાગ્રત અને સ્વભાન થયા હતા. ટૉલ્સ્ટૉય બાળકોને બરાબર પિછાનતા હતા. બાળકના આંતરિક જીવનનાં વર્ણનો જ તેમની સાહિત્યમેધાનું પ્રથમ વસ્તુ બન્યાં હતાં. 'બાલ્ય અને યૌવન' એ સર્જનથી તેમનાં કાલ્પનિક લખાણોની હારમાળાનું ઉદ્‌ઘાટન થયું હતું. તદુપરાંત, આ પુસ્તક આત્મકથાના રૂપમાં હતું. લેખક પોતાની જાતનું જ મનોવિશ્લેષણ કરવાનો શોખ ધરાવનાર હોઈ, તેઓ સાધારણ રીતે આપણા જેવાના જીવનમાં ભુલાઈ જતા કે દબાઈ રહેતા બાલ્યકાળના અને યૌવનના નાના નાના અનુભવો, સંસ્કારો અને ભાવોનું ભવ્ય અને હૃબહૂ વર્ણન આપવા સમર્થ થઈ શક્યા તેમને તો માત્ર એ અવસ્થાનાં સ્મરણો ફરી યાદ લાવવાનાં હતાં. આ સ્મરણો તેમને કહેતાં કે, બાળકોનું આંતરિક જીવન સભર, સંપૂર્ણ અને વિસ્મયભર્યું છે, પરંતુ સાથોસાથ આછું અને અતિ લાગણીવશ પણ છે. ટૉલ્સ્ટૉય જાણતા હતા કે, આ સુખી જીવનઅવસ્થા ઘણી વાર અનુચ્ચારણીય યાતનાની 'પળો હોય છે.

આ વસ્તુથી જાણકાર હોઈ, તેઓ હમેશ બાળકોનો જુદી જુદી વ્યક્તિઓ તરીકે અભ્યાસ કરતા. તેમની નવલકથામાં જે બાળપાત્રો આવે છે તે જડવત્ નથી હોતાં; તે જેમ મોટેરાંઓના આત્માનો અભ્યાસ કરીને તેમના જીવનરસને સુંદર ઘાટમાં જમાવી આકાર આપે છે, તેવી જ રીતે બાળકો વિષે કરે છે.

ટૉલ્સ્ટૉય શિક્ષક તરીકે સક્રિય કાર્ય કરવા મંડી પડ્યા હતા. "મનુષ્યને સમજવો હોય તો તેના આત્માનો અભ્યાસ કરો," એ આદેશમાં શ્રદ્ધા રાખતા ટૉલ્સ્ટૉયે પોતાના વિદ્યાર્થીઓના જીવનનો અભ્યાસ દ્વારા બાળસ્વભાવનો અભ્યાસ જારી રાખ્યો હતો. કારણ કે, તેમને ખાતરી થઈ હતી કે, પ્રયોગો દ્વારા સિદ્ધ ન થયેલા એવા નિયમો અને પદ્ધતિઓ ઉપર રચાયેલી એક ઘરેડવાળી કેળવણીને સ્થાને પ્રયોગોથી સંશોધાયેલી પદ્ધતિવાળી કેળવણી દાખલ કરવી જરૂરી છે. અને આ જ કારણે શાળા એ તો બાળમાનસની પ્રયોગશાળા છે એમ તેઓ માનતા. આથી ટૉલ્સ્ટૉય ઉપર જોકે રુસો, ફ્રૉબેલ તેમ જ ડાઇસ્ટિરવેગ જેવા મહાન કેળવણીકારોની અસર હતી, તોપણ મોટે ભાગે તે પોતાને મળેલા શિક્ષક તરીકેના સ્વાનુભવથી જ દોરવાતા.

આ અનુભવ એટલે પોતાના ખેડૂતોના ગામ યાસ્નાયા પોલિયાનામાં તેઓ થોડા મદદનીશો સાથે ખેડૂતોનાં બાળકોને જેમાં ભણાવતા તે શાળા એક સજીવ વસ્તુ સમાન એ શાળા વિકાસ પામી ખીલી ઊઠી હતી. એના અનુભવને આધારે કેટલી સ્પષ્ટતાથી, પદ્ધતિસર અને યોગ્યતાથી પોતે કરેલ કેળવણીવિષયક પ્રયોગોની વ્યાખ્યાઓને તેમણે ચર્ચી છે, શિક્ષણશાસ્ત્રની પદ્ધતિઓની વિવેચના કરી છે, અને સ્થાપિત કેળવણીના કાયદા અને નિયમોનું સૂક્ષ્મ અવલોકન કરી તેને છણ્યા છે, અને પોતે દાખલ કરવા માગેલી પદ્ધતિઓને સમજાવી છે—એ બધુ આપણે જો જાણવું હોય તો યાસ્નાયા પોલિયાનાની શાળાનું મુખપત્ર "યાસ્નાયા પોલિયાના" આપણે વાંચવું જોઈએ. ખરેખર, એ લખાણોને કેળવણીવિષયક સાહિત્યની કલાકૃતિઓ તરીકે જ લેખવાં પડે તેમ છે.

ટૉલ્સ્ટૉયને પોતાના ધાર્મિક કસોટીકાળ પછી પોતે ઘડેલી સામાજિક યોજના સાથે પોતાની આ કેળવણીવિષયક રીતિઓને સાંકળી દેવાનું સરળ દેખાયું. કોઈ દિવસ નહોતું લાગ્યું તેટલું આ પછી તેમને કેળવણીનું મહત્ત્વ લાગવા માંડ્યું. કારણ કે તેમના દૃષ્ટિબિંદુએ હવે કેળવણી એ સામાજિક સુધારણાનું મુખ્ય સાધન બની રહી હતી. આ સુધારણાનું કાર્ય પ્રથમ બાળકોથી શરૂ કરવાથી, પ્રેમ અને સ્વેચ્છાના પાયા ઉપર રચાયેલા સમાજનું વિધાન શક્ય બની રહે તેમ હતું, એ તો તેમને

સ્પષ્ટ દેખાવા લાગ્યું હતું. ટૉલ્સ્ટૉય તેમના જીવનના તદ્દન ઉત્તરાર્ધમાં પોતાને ઘેર બાળકોને આમંત્રતા અને ભણાવતા. આમ સક્રિય અનુભવ લેવાનું તેમણે છેવટ સુધી છોડયું ન હતું, કારણ કે તેઓ માનતા કે કોઈ પણ વિષયમાં નિયમ કે સિદ્ધાંત બાંધતાં પહેલાં વાસ્તવિક અવલોકન કરવું જ જોઈએ. બીજી બાજુ, તેઓ પોતાના સ્વાનુભવમાંથી ક્યાસ કાઢીને દૃઢ મંતવ્યો બાંધતા પણ કોઈ દિવસ અટક્યા ન હતા. આ રીતને અનુસરતા તે સમય દરમ્યાન તેમણે કેળવણીના પ્રશ્નોને લગતા બહુમૂલ્ય પત્રો લખ્યા છે.

આ રીતે ટૉલ્સ્ટૉય એક મહાન કેળવણીકાર હતા. તેઓ શિક્ષણ માટે અગાધ પ્રેમ ધરાવતા, તેમાં દૃઢપણે માનતા, અને તે સુંદર પરિણામ ઉપજાવશે તેવી આશા સેવતા. વ્યાવહારિક જીવનના આઘાતપ્રત્યાઘાતોથી તેમનું મન હદથી વધારે વહેમી, ફિકર કરનારું અને આંચકો ખાનારું બની ગયું હતું, અને તે ઘણી વાર તેમને બેચેન બનાવી મૂકતું. ઘણી વાર આ બેચેની તેમના મિત્રવર્ગમાં પણ ફેલાઈ જતી. આવા એક સમયે તેમના મિત્ર પૉલ બિરુકોફે તેમને પૂછ્યું :

"શું તમે તમારા જીવનમાં કોઈ દિવસ સંપૂર્ણ શાંતિ કે સંતોષની લાગણી અનુભવી નથી, મિકોલેવિચ ?"

ટૉલ્સ્ટૉયે એક આહ નાંખીને, પછી કોઈ બાળકની માફક આનંદિત થઈને કહ્યું :

"અરે, હા ભાઈ! હું જ્યારે બાળકો સાથે તદ્રૂપ થઈ જાઉં છું ત્યારે મને બહુ આનંદ આવે છે."

**કાન્તિલાલ ત્રિભુવનદાસ ભટ્ટ**

# વર્ધા-શિક્ષણના સમન્વયો

આજની કેળવણીનો પ્રધાન સૂર બુદ્ધિનો વિકાસ છે; પરંતુ એમાં બુદ્ધિનો જે અર્થ કરવામાં આવે છે તે બુદ્ધિ જ છે, અથવા જેને વિકાસ કહેવામાં આવે છે તે વિકાસ જ છે, એ બંને વસ્તુ શંકાસ્પદ છે. એ કેળવણીમાં માનેલા બુદ્ધિવિકાસ માટે પુસ્તકોને મુખ્ય સાધન તરીકે સ્વીકારાયાં છે. એ દ્વારા અસંખ્ય વિષયોનું જ્ઞાન આપવામાં આવે તો બાળકનો બુદ્ધિવિકાસ થાય એમ માની લેવામાં આવે છે. "વિષયોનું જ્ઞાન" એનો અર્થ મુખ્યતઃ તે તે વિષયોની માહિતી આપી દેવી એ થાય છે. આપણી આજની કેળવણીની મોટી સંપત્તિ પુસ્તકો અને માહિતી છે, અને એમાં જે પારંગત થાય છે તેને આપણે શિક્ષિત કહીએ છીએ.

વર્ધા-કેળવણીના યોજકોએ પણ આ જ કેળવણી લીધી હતી. પરંતુ, અનુભવે એમને એની નિર્માલ્યતા જણાઈ આવી, એટલે એમણે એની સામે બંડ ઉઠાવ્યું છે. જેમણે આ જાતની ચાલુ કેળવણીનો વિચારપૂર્વક અભ્યાસ કર્યો છે તેમને તો ખાતરી થઈ ગઈ છે કે, એ કેળવણીએ પ્રજાજીવનને ચૂંથી નાંખ્યું છે અને સંસ્કારિતાનો હ્રાસ જ શરૂ કર્યો છે. "પુસ્તકો, વિષયો, જ્ઞાન, માહિતી, બુદ્ધિના ચમકારા" વગેરેને આજની વિદ્યાપીઠોમાં ભલે બહુ બહુ મહત્ત્વનું સ્થાન મળતું હશે. પરંતુ, યુનિવર્સિટીઓ દર વર્ષે હજારો વિદ્યાર્થીઓના રૂપમાં જે પરિપાક બહાર પાડે છે, તેનો આપણે વિચારપૂર્વક અભ્યાસ કરીએ, તો જણાઈ આવશે કે, એ પુસ્તકો, વિષયો, માહિતી, જ્ઞાન વગેરેએ શિક્ષિત વર્ગને નિર્માલ્ય કરી દેવામાં બહુ મોટો ભાગ ભજવ્યો છે.

વિચારવંત કેળવણીકારો શિક્ષિત વર્ગની આ નિર્માલ્યતાથી જાગ્રત થવા લાગ્યા, અને કેળવણીમાં રહેલાં દૂષિત તત્ત્વોને દૂર કરવા પ્રયાસો શરૂ થયા. બુદ્ધિના થતા અતિરેકના ઉપાય તરીકે ઉદ્યોગની કેળવણીને મહત્ત્વ મળવા માંડયું; સમાજની વિવિધ પ્રવૃત્તિઓ માટે પણ ઉદ્યોગ-કારીગરીની જરૂર તો રહે જ છે. એટલે શિક્ષણસંસ્થા સાથે ઉદ્યોગશાળાઓ પણ શરૂ થઈ. પરંતુ, તેથી પેલા બુદ્ધિવિકાસની વિદ્યાપીઠમાં ભણેલાના જીવનમાં કંઈ તેજ ન આવ્યું. કેટલાકે ચાલુ હુન્નર-વિદ્યાપીઠોનો આશ્રય લીધો. પરંતુ સમાજની પ્રતિષ્ઠા તો પેલી બુદ્ધિવિકાસની વિદ્યાપીઠમાં ભણેલાને જ મળતી રહી. આ સ્થિતિ પ્રતિ પણ કેટલાક વધુ જાગ્રત કેળવણીકારોને તીવ્ર અસંતોષ થવા માંડયો. ઉદ્યોગ-કારીગરી અને બુદ્ધિવિકાસનાં ભણતરો અલગ સંસ્થાઓમાં મળે તે એમને રુચ્યું નહિ. એમણે બંનેનો સમન્વય એક જ સંસ્થામાં કરવા વિચાર કર્યો. શાળામાં અમુક વખત ઉદ્યોગ અને અમુક વખત ભણતર

(વિષયોનું જ્ઞાન) એવું સમાધાન કરવામાં આવ્યું. પરંતુ ઉદ્યોગ અને ભણતર જુદાં જ એથી એ બે વચ્ચે ભિન્નતા તો રહી જ. અને આવી સંસ્થાઓમાં પણ પ્રતિષ્ઠા તો ભણતરને જ મળતી શિક્ષકો, સંચાલકો અને વિદ્યાર્થીઓ તેમ જ માબાપનાં આકર્ષણ સંસ્થાના ભણતર વિભાગ પ્રતિ જ રહેતાં. શ્રમનું જેમાં ગૌરવ છે અને સ્વાવલંબનનું જેમાં ખમીર પડેલું છે, એવા ઉદ્યોગોના શિક્ષણમાં કોઈને સાચો રસ હજી ન જાગ્યો. પરિણામે, ઉદ્યોગ-ભણતરના આ બાહ્ય સમન્વયનો અખતરો સાર્થક ન નીવડ્યો. એ અખતરામાં પણ કેટલાક વધુ જાગ્રત વિચારકોને અસંતોષ રહ્યો.

બુદ્ધિવિકાસ અને ઉદ્યોગના પરસ્પર સંબંધનો ઉકેલ કરવામાં વર્ધા-કેળવણીની યોજનાએ સૌથી આગળ પગલું લીધું છે. શિક્ષણનું તત્ત્વ ઉદ્યોગમાં હોય છે એની કલ્પના પણ કેળવણીકારોને થતી નહિ. પરિણામે, બુદ્ધિવિકાસની પાછળ ઉદ્યોગો ઘસડાયા કરતા. આજના કૃત્રિમ સમાજમાં બુદ્ધિજીવી અને શ્રમજીવી વચ્ચે જે પ્રતિષ્ઠા-ભેદ દેખાય છે તે જ પ્રતિષ્ઠા-ભેદ આજ સુધીના બુદ્ધિ-ઉદ્યોગના સમન્વયમાં હદ કરતો હતો. ઉદ્યોગમાં તેમ જ જીવનની કેટલીક પ્રવૃત્તિમાં શિક્ષણનું બહુ મોટું તત્ત્વ રહેલું છે એ જ વર્ધા-કેળવણીની મોટામાં મોટી શોધ છે—એ જ તેનું ક્રાંતિબીજ છે. ઉદ્યોગોમાં જે ઉત્પાદનશક્તિ અને સ્વાવલંબનનું તત્ત્વ રહેલાં છે, એ વર્ધા-કેળવણીના પ્રયોગોનાં અનિવાર્ય પરિણામ જરૂર છે. પરંતુ, એ તેનાં વિશિષ્ટ અંગો નથી; વર્ધા-કેળવણીના પ્રયોગો સફળ થાય છે તેની એકમાત્ર કસોટી પણ નથી. આ નવી કેળવણીના પ્રયોગોમાં જો ઉદ્યોગમાં તેમ જ જીવનની પ્રવૃત્તિઓમાં જે મહાન શિક્ષણતત્ત્વ રહેલું છે, તેનો સંપૂર્ણ અને સર્વગામી ઉપયોગ સ્વાભાવિક રીતે કરવાની કળા શિક્ષકો હસ્તગત ન કરે, તો આ પ્રયોગોમાં નિષ્ફળતા જ મળવાની છે. વર્ધા-કેળવણીનો દાવો એ છે કે, એમાં કલ્પેલી જાતના ઉદ્યોગો અને પ્રવૃત્તિઓ દ્વારા બાળકનો સર્વાંગી વિકાસ સ્વાભાવિક, સરળ અને સફળ થઈ રહે છે. આ દાવા પાછળ માન્યતા એ રહેલી છે કે, બુદ્ધિવિકાસ અથવા બાળકની બીજી શક્તિઓના વિકાસ માટે આજની પુસ્તકિયા કેળવણી તદ્દન નિષ્ફળ નીવડી છે—પુસ્તકોમાં કે વિષયોના માહિતીભંડારમાં બાળકના સર્વવિકાસનાં તત્ત્વો ભાગ્યે જ રહેલાં છે. ઉદ્યોગ અને પ્રવૃત્તિ એ જ પ્રાથમિક પાયાના શિક્ષણનાં સૌથી ઉત્તમ સાધનો છે અને એમાં શિક્ષણની—બાળ-વિકાસની—ભારેમાં ભારે સામગ્રી પડેલી છે. શિક્ષકો આ શિક્ષણતત્ત્વને સમજી લે તો બાળ-વિકાસનાં સર્વ અંગોને ધ્યાનમાં રાખી તેઓએ ઉદ્યોગો અને પ્રવૃત્તિઓનો શાસ્ત્રીય રીતે સમન્વય કરવો રહ્યો. પરિણામ એ આવશે કે, એ પ્રવૃત્તિઓ શાળાને સમન્વિત તો કરશે જ—ઉદ્યોગોના શિક્ષણમાં પણ વધુ વ્યવસ્થિતતા અને કુશળતા આવશે. ઉદ્યોગ કરનાર બાળકમાં પછી જડતા નહિ રહે—એનો રોજ રોજનો ઉદ્યોગ કૃત્રિમ ન રહેતાં જીવંત અને ઉત્સાહપ્રેરક નીવડશે.

પરંતુ, વર્ધા-કેળવણીની આ મહાન શોધ પ્રતિ આજના સંચાલકો અને શિક્ષકોનું પૂરું લક્ષ રહેતું નથી. હજી જૂની માહિતી- અને પુસ્તક- પ્રધાન કેળવણીનાં પ્રતિષ્ઠાભૂતો નવી કેળવણીના પ્રયોગોમાં ભમ્યા કરે છે. ઉદ્યોગમાં જ કેળવણીનાં બધાં તત્ત્વો રહ્યાં છે, એ વસ્તુ ભૂલી જઈ ઉદ્યોગો દ્વારા આજના પુસ્તકિયા જ્ઞાનભંડારમાં પડેલા વિવિધ વિષયોનું શિક્ષણ આ પ્રયોગોમાં કેમ આપવું, એની જ ચિંતા થયા કરે છે. વર્ધા-કેળવણીના પ્રયોગોમાં પણ હજી કેળવણીનો મુખ્ય અર્થ જૂનો બુદ્ધિવિકાસ થાય છે, એ પ્રતિ જ વધુ ઝોક અપાય છે. આથી બુદ્ધિવિકાસનો અર્થ પણ વિધવિધ વિષયોનું શિક્ષણ થાય છે. પરંતુ આપણે સમજી લેવાની જરૂર છે કે, ઉદ્યોગ કેળવણીનું વાહન છે, પરંતુ એ દ્વારા વિધવિધ વિષયોના સમન્વયો કરી બુદ્ધિવિકાસની નવે રૂપે ધમાલ કરવી એ કંઈ એ ઉદ્યોગવાહનનો અર્થ નથી. બાળકોના સાચા વિકાસ માટે તે જ જ્ઞાન અને તે જ વિષયો ઉપયોગી છે, જે એના જીવનનાં કાર્યોને (જેમાં ઉદ્યોગ પણ સમાઈ જાય છે) વધારે સારી રીતે અને સમજપૂર્વક કરવામાં મદદરૂપ થઈ પડે. જ્ઞાન, બુદ્ધિવિકાસ, વિષયશિક્ષણ કે એ દ્વારા થતો માહિતીસંચય, એ બધી કેળવણીની ભ્રમણાઓ છે. જીવનનું શ્રેય એ જ જીવનની સમૃદ્ધિ છે, અને એ સમૃદ્ધિને મદદરૂપ થઈ પડે એવી કાર્યશક્તિનો સર્વાંગી વિકાસ એ જ કેળવણીનું ધ્યેય

છે. વર્ધા-શિક્ષણમાં સમન્વયની જે કલ્પના કરી છે તે એ કાર્યશક્તિના વિકાસ અંગે જ છે. ઉદ્યોગ દ્વારા વિધવિધ વિષયોના સમન્વયો કેમ ગોઠવવા અને બાળકનું એ પ્રકારે જ્ઞાન કેમ વધારવું—એ વર્ધા-શિક્ષણનો અનર્થ છે. વર્ધા-શિક્ષણમાં રહેલા સમન્વયોનો અર્થ મને તો આવો લાગે છે: બાળક છે, એનામાં અનેક શક્તિઓ પડેલી છે, એમના વિકાસ માટે એ જાતે તો મંથન કરતું જ હોય છે. બાળકના જીવનમાં આવી પડતાં કાર્યો અને એને સ્વાભાવિક એવા ઉદ્યોગો—એની બધીય શક્તિઓને પ્રકટ કરવામાં તેમ જ તેનો વિકાસ કરવામાં સૌથી વધારે મદદરૂપ થઈ પડે છે. કાર્યશક્તિના વિકાસનાં એ જ સ્વાભાવિક, સહજ, સરળ અને સર્વોત્તમ સાધનો છે. વર્ધા-કેળવણીના પ્રયોગો કરનારા શિક્ષકોએ બાળકની આ વિધવિધ શક્તિઓની સાચી ઓળખાણ કરી લેવાની છે; એ શક્તિના વિકાસ માટે બાળકમાં જે ભૂખ પડેલી છે તેને પૂરી રીતે સમજી લેવાની હોય છે. બાળ-જીવનનાં એ વિકાસ-મંથનો અને એની ભૂખને લક્ષમાં રાખી જે ઉદ્યોગો અને સમન્વયો રચાય છે, તેમાં જ વર્ધા-કેળવણી અને સાચી કેળવણીનાં તેજ પ્રગટી ઊઠે છે. એ શિક્ષણમાં સ્વાભાવિકતા હોય છે, રસિકતા રહે છે, ઉત્સાહ પ્રગટે છે, શાસ્ત્રીયતા કેળવાય છે અને જીવનવિકાસનું ચૈતન્ય એમાં સદા સર્વદા વિલસી રહે છે. સમન્વય ઇતિહાસ, ગણિત, ભાષા કે વિજ્ઞાનના કરવાના નથી. ઉદ્યોગ અને પ્રવૃત્તિઓ દ્વારા થતા સમન્વયોનો સંબંધ કંઈ એ બધા માહિતીવિષયો સાથે નથી. બાળજીવનના વિકાસની ભૂમિકાઓ, એની ભૂખો, એનાં મંથનો, એની જોર કરતી શક્તિઓ વગેરેને સાંકળી લઈ એમાંથી જીવનવિકાસની જે કળા પ્રગટાવે છે, એ જ વર્ધા-કેળવણીનો સમન્વય છે.

આવા સમન્વયની કળા જે શિક્ષકને પ્રાપ્ત કરવી હોય તેને પ્રથમ તો આજના કહેવાતા બુદ્ધિવિકાસનાં વિષયશિક્ષણોને સાવ ભૂલી જ જવાં જોઈએ. સમન્વયની શોધ તો એણે બાળકના સ્વભાવમાં, એનાં વિકાસમંથનોમાં, એની આગળ સહજ રીતે આવી પડતા ઉદ્યોગો અને કાર્યોમાં કરવાની છે. બાળક પર પ્રેમ રાખી, એના મિત્ર બની, એનાં મંથનોને વિવેકપૂર્વક જે શિક્ષક સમજશે તે જ સાચો શિક્ષક થશે. એ કળા હાથ કરવા શિક્ષક પોતે જ બાળકના જીવનમાં અને એનાં કાર્યોમાં તન્મય થઈ જશે, એમાં ડગલે ને પગલે શાસ્ત્રીયતા અને કૌશલ્ય લાવવામાં જ પોતાની બધી શક્તિ શિક્ષક ખર્ચી નાખશે. શિક્ષક આટલું જ કરશે તો પેલા સમન્વયો એની મેળે એને જડતા જશે. બાળક આગળ મૂકેલા ઉદ્યોગો આપોઆપ વ્યવસ્થિત, શાસ્ત્રીય અને સ્વાશ્રયી થતા જશે. બાળકના જીવનનો વિકાસ તો પછી એ સમન્વયો અને એ ઉદ્યોગમાં સહજ થઈ પડશે.

આ રીતે વિચારતાં વર્ધાશિક્ષણના મુદ્દાઓ, મારી સમજ મુજબ, આ રહ્યા:—

(૧) જીવનનાં કાર્યો અને ઉદ્યોગોમાં જ સર્વ પ્રકારના શિક્ષણનું સૌથી મોટું તત્ત્વ પડેલું છે. એ જ વર્ધા-કેળવણીની મોટી શોધ છે.

(૨) કેળવણીનું વાહન પુસ્તકો અને પ્રવચનો મટી જાય છે. એનું સ્થાન ઉદ્યોગો અને પ્રવૃત્તિઓ લે છે.

(૩) કેળવણીનું વાહન ઉદ્યોગ અને કાર્યો છે, તો એના વિષયો ઇતિહાસ, ભૂગોળ, ગણિત કે એવા વિષયો નથી. સ્વયંવિકાસ માટે બાળક જે મંથનો કરે છે, એ મંથનો અને એની ભૂમિકાને સાંકળી લેનાર જે કાર્યો અને ઉદ્યોગોના સમન્વયો છે, તે જ આ નવી કેળવણીના સાચા વિષયો છે.

(૪) બાળકમાં રહેલી કાર્યશક્તિ અને સંસ્કારિતાની સાચી ઓળખ કરવા બાળકનો જે સાચો પ્રેમાળ મિત્ર બને છે અને એનાં વિકાસમંથનોને એનાં જીવનકાર્યો અને ઉદ્યોગો સાથે સ્વાભાવિક રીતે ગોઠવી દેવાની કળા જે ખીલવે છે, તે જ વર્ધાશિક્ષણનો સાચો શિક્ષક છે.

દિલખુશ દીવાનજી

જે માણસ જૂના બંધોને નકામા ગણીને તોડી નાખે છે, તેને ઊભરાતા પૂરથી થતાં નુકસાન વેઠવાં પડે છે.

કૉન્ફ્યુશિયસ

# લોકશિક્ષણમાં ભીંતપત્રોનું સ્થાન

લોકશિક્ષણમાં ભીંતપત્રોનો સુંદર ફાળો હોઈ શકે એ શરૂઆતમાં મારી કલ્પના બહાર હતું, કારણ કે લડત દરમ્યાન તેમ જ લડત સિવાયને વખતે પણ મેં ઘણે સ્થળે ભીંતપત્રોનો ઉપયોગ કરતાં દુરુપયોગ થતો વધુ જોયો હતો. એટલે મેં થામણામાં ભીંતપત્ર શરૂ કર્યું ત્યારે પણ મારું મન અચકાતું હતું. પણ મેં જોયું કે, લોકમાનસનો અભ્યાસ કરતો કરતો કોઈ સેવક નિશ્ચિત હેતુ ધ્યાનમાં રાખીને ક્રમે ક્રમે અને સંયમપૂર્વક પોતાના વિચારો પ્રજા સમક્ષ મૂકતો જાય, તો ભીંતપત્ર કોઈ સામયિક કરતાં પણ વધુ ઉપયોગી નીવડે છે એટલું જ નહિ, પણ ગ્રામસેવકના રોજિંદા કાર્યમાં એ એક બળવાન મિત્રની ગરજ સારે છે. મારો અનુભવ છે કે, ભીંતપત્ર હું પૂરું લખી રહું એ પહેલાં તો એ વાંચવા માટે નાના મોટા અને વૃદ્ધો પણ પાટિયાની આજુબાજુ ટોળે વળી જાય છે. આજે શુંયે જાણવાનું મળશે એવું કુતૂહલ દરેકના મનમાં હોય છે. કેટલાક તો રોજ પોતે નક્કી કરેલ સમયે ભીંતપત્ર વાંચી જવાનો નિયમ જ બાંધ્યો હોય છે.

શારીરિક સ્વચ્છતાના નિયમોથી માંડીને ગ્રામસફાઈના આદર્શ સુધીના, પાણી પીવાથી માંડીને ગામના તળાવ કૂવા સુધીના, અપશબ્દોના ત્યાગથી માંડીને ગીતા સુધીના, અને ભૂત ભવાયાથી માંડીને કેળવણીના આદર્શ સુધીના બધા વિષયો આ ભીંતપત્રોમાં ચર્ચાય છે. આપણા દેશનું દારિદ્રય, એ દૂર કરવામાં રેંટિયાનો ફાળો, ગાંધીજીની સત્ય અહિંસાની ફિલસૂફી, તેમ જ આપણા સામાજિક રિવાજો કે કુરિવાજોની છણાવટ પણ આ પત્રોમાં થાય છે. ગામ પરગામમાં કોઈ અસાધારણ બનાવ બન્યો હોય, કે કોઈ જાણવા જેવા મહેમાન ગામમાં એકાએક આવી ચડ્યા હોય, તો એ ખબર ઘેર ઘેર પહોંચાડવાનું ત્વરિત કામ પણ આ ભીંતપત્ર કરે છે.

અમારે ત્યાંના ઉત્સવોનો નવો લેબાસ અને કાર્યક્રમ પણ આ ભીંતપત્ર ઉપર જ ઘડાય છે. ગામલોકોમાં કશીક ગેરસમજૂત ફેલાઈ હોય, કોઈના મનમાં કશીક શંકા ભરાઈ બેઠી હોય, કે કોઈનો અસંતોષ ક્રોધ સુધી ભભૂકી ઊઠ્યો હોય, તો એનું નિવારણ પણ આ ભીંતપત્ર દ્વારા કરી શકાય છે.

વિદ્યાર્થીઓ પાસે તો શિક્ષક રોજ પહોંચે, પણ એમનાં માબાપ પાસે પહોંચવાનું એટલું સહેલું કે શક્ય નથી હોતું. શાળાના કામમાં માબાપની મદદ માગવી હોય કે ગ્રામસેવાના બીજા કોઈ કાર્યમાં ગામલોકોનો સાથ મેળવવો હોય, તો આ ભીંતપત્ર 'આપણું મોઢું' બનીને ઊભું રહે છે.

અમે ગામમાંથી ચાની પાંચેય હોટેલને વિદાય આપી તેમાં આ ભીંતપત્રોનાં આંકડા અને દલીલો આપી સમજાવતાં લખાણોનો ફાળો ઓછો ન ગણાય.

હા, કામ દેનારાં ભીંતપત્રોના ધ્યાનમાં રાખવા જેવા થોડા નિયમો પણ છે, એ જો ન પળાય તો ભીંતપત્ર મિત્ર કરતાં દુશ્મનની ગરજ સારે એવું પણ બને.

ભીંતપત્ર માટેના થોડા નિયમો :

૧. પાટિયું અક્ષર ઊઠે એવું સાફ અને આકર્ષક જોઈએ.

૨ એનું સ્થાન ગામની મધ્યમાં છતાં બધા નિરાંતે વાંચી શકે એવી જગ્યાએ જોઈએ.

૩. અક્ષર છૂટા, મરોડદાર અને પ્રસન્ન જોઈએ.

૪. લખાણ ટૂંકું, મુદ્દાસર અને હેતુપુરઃસરનું જોઈએ.

૫ લખાણ અંગત રાગદ્વેષથી પર હોવું જોઈએ.

૬. ગામ સમગ્રનો તથા ગામની પરિસ્થિતિનો ખ્યાલ નજર સામે રાખીને જ લખાણ લખાવું જોઈએ.

૭. લખવાનું નિયમિત અને નિશ્ચિત સમયે થવું જોઈએ.

૮. લખવાનું કામ એકહથ્થુ હોવું જોઈએ.

હવે હું થામણામાં લખાયેલાં સંખ્યાબંધ ભીંતપત્રોમાંથી થોડુંક નમૂના દાખલ નીચે આપું છું :

### ચાનું ખર્ચ

આપણે ત્યાં સોએ સાઠ માણસ ચા પીએ છે, તોયે એ નિમિત્તે આપણે દર વર્ષે રૂપિયા દસ હજારનું પાણી કરીએ છીએ.

| | દરરોજની વપરાશ | વાર્ષિક ખર્ચની કિંમત રૂા. |
|---|---|---|
| ખાંડ | ૬૦ શેર | ૩,૨૪૦ |
| ચા | ૨૩ શેર | ૪,૦૦૦ |
| દૂધ | ૮૦ શેર | ૧,૮૦૦ |
| દરરોજનું આ પાઈનું બળતણ ગણીએ તો | | ૧,૦૮૦ |
| | | કુલ ૧૦,૧૨૦ |

### બાળકના નખનો મેલ

કોઈ દરકારેય રાખતું નથી કે, બાળકની આંગળીએ નખ વધ્યા છે. અને તેમાં કાળો કાળો મેલ ભરાયેલો હોય છે. બાળક આખરે તો બાળક જ. એ ધૂળમાં રમવાનું, ગંદવાડમાં રમવાનું અને એવા જ નખ સાથેનાં આંગળાં મોંમાં નાખવાનું. આવો મેલ પેટમાં જવાથી ચરમ આદિ અનેક રોગો થાય છે. દરેક માબાપે અઠવાડિયે અઠવાડિયે પોતાના બાળકના નખ જોઈ જવા જોઈએ, અને વધી ગયા હોય તો કાપી નાખવા જોઈએ.

કાનમાં મેલ હોય તો તેનો ઉપાય શો લેશો ?

દર પંદર દિવસે તલના તેલને સહેજ ગરમ કરીને બબ્બે ટીપાં કાનમાં પાડજો.

### જીવચર્યા

મારા સાંભળવામાં આવ્યું છે કે, એકબે દિવસમાં આપણા ગામમાં જીવચર્યાનું જમણ થવાનું છે. માણસ પાસે બે પૈસાનો જીવ હોય તો સ્વાભાવિક છે કે, એને કોઈ ધર્મકાર્યમાં કે સમાજકલ્યાણના કાર્યમાં ખરતાં પહેલાં વાપરી જવાનું મન થાય. પણ આ એક દિવસના જમણમાં હજાર બારસો ખર્ચાઈ જશે. બીજે દિવસે એ કચરો થઈને જમીન ઉપર પડશે. એના કરતાં આખા ગામને કાયમનું સુખ વધે એવા કોઈ કાર્યમાં એ પૈસા શા માટે ન વાપરવા ?

### તિલકજયંતી

'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક છે' એવું આખી પ્રજાના દિલમાં કોતરનાર, દેશ માટે ભેખ લેનાર, અને સમસ્ત પ્રજાએ જેમને માન્ય ગણ્યા એવા લોકમાન્ય તિલક મહારાજની આવતી કાલે સંવત્સરી છે. ગાંધીજી આવ્યા ત્યાં સુધી આખા દેશની ધુરા જેમણે પોતાને ખભે વહી, અનેક વખત જેલની યાતનાઓ વેઠી અને છેક છેવટની ઘડી સુધી દેશ માટે ઝૂઝ્યા, એવા આપણા મહાન પુરુષની સંવત્સરી આવી છે પણ એ સંવત્સરી આપણે ત્યારે જ સાચી ઊજવી કહેવાય, જો એમના સળગતા જીવનમાંથી આપણે એકાદ પણ ચિનગારી ઉઠાવી લઈએ.

### સામાજિક વૃત્તિનો અભાવ

લાંબા પહોળા વેપાર કરનાર વેપારીએ પોતાની દુકાનનું નાનું સરખું આંગણું તો ચોખ્ખું રાખવું જોઈએ. ખરું જોતાં તો એમણે આખી બજાર નિયમિત વળાય એવી વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. એ એમને ભારે ન પડે. પણ એક દુકાનનો માલિક પોતાની દુકાનનો કચરો વાળીને વિદ્યાર્થીએ વાળેલી શેરીમાં ફેંકે અગર તો પોતાના આંગણાનો કચરો વાળીને સામાના આંગણામાં હડસેલી દે એ તો બહુ ગંદું. . . .

### એ ગળણું નહિ કહેવાય

આપણે સૌ માનીએ છીએ કે, પાણી ગાળીને પીવું જોઈએ; પણ આપણે કોઈ એ નથી જોતાં કે આપણો પાણી ગાળવાનો કકડો કેવો છે ! મહિનાઓનો મેલ ખાઈ ખાઈને દાટ બનેલો કે પાણીનો માર ખાઈ ખાઈને કાણો બની ગયેલો કકડો ગળણા તરીકે વાપર્યા કરીએ એનો શો અર્થ ?

કેટલીક બહેનો પોતાના સાલ્લાના જે છેડા વતી બાળકનું નાક સાફ કર્યું હોય એ જ છેડા વતી, જમવા બેસતી વખતે, થાળી ઘસી આપે છે. આમ કરવાથી થાળી સાફ ન થઈ, પણ ગંદી થઈ એ જ પ્રમાણે મેલું ગળણું વાપરવાથી પાણી ગળાતું નથી, પણ વધુ ગંદું બને છે.

આપણે જો સ્વચ્છતાને સાચી રીતે સમજી જઈએ તો આપણા રોજના વ્યવહારમાં થતી આવી બીજી અનેક ભૂલોમાંથી ઊગરી જઈએ.

### માબાપોને

વધારે નહિ તો તમે તમારા ઘરનો એક નાનો સરખો ખૂણો તમારા બાળકને ખાલી કરી આપજો, એમાં બે ત્રણ ખૂંટીઓ ઓટી આપજો; પછી જોજો કે એ ખૂણો કેવો ચોખ્ખો અને સુંદર રહે છે

પછી એનું પહેરણ શોધવા માટે બાળક તમારી પાસે નહિ આવે પછી પાટી પેન ખોળવા માટે બાળક તમારી તરફ નહિ દોડે. એની બધી વસ્તુઓ એ વ્યવસ્થિત અને સુંદર રીતે એના ખૂણામાં જ ગોઠવશે. એને ફાવશે ત્યારે એ લેશે અને એને ફાવશે ત્યારે એ મેલશે. એમાં જ એની કેળવણી છે.

### નાના મિત્રોને

દોસ્તો * તમને હમણાં ઢગલાં જુવારના સાંઠા ચૂસવામાં ઠીક મજા પડતી લાગે છે. દાંત અને મોઢું દુઃખવા આવે ત્યાં સુધી સાંઠા ચૂસો: ધરાઈ ધરાઈને ચૂસો. પણ મારી એક માગણી છે. ચૂસેલા સાંઠાના કૂચા ફાવે ત્યાં ન વેરો, પણ એક ખૂણામાં ઢગલી કરો અગર તો કચરાના ડબામાં નાખો. આમ કરવા જતાં તમારે એક જગ્યાએ બેસીને સાંઠા ચૂસવા પડશે, પણ એ રીતે આપણું ગામ કેવું ચોખ્ખું દેખાશે ?

બબલભાઈ મહેતા

શબ્દનો અર્થ સાથેનો સંયોગ સધાવાની ક્રિયા બાળક માટે એકાકી બનાવોની પરંપરાથી ચાલે છે. ઘણા શબ્દો તો તેના વાપર વેળાની વસ્તુસ્થિતિથી સમજાતા હોવાથી, સ્વાભાવિક છે કે તેમાંના ઘણાની સચોટ શબ્દશક્તિ તરસોતરત તેનાથી નથી પકડાતી. ૪ વર્ષ ૧૦ માસના એક છોકરાએ સાંભળ્યું કે એના બાપે રાજાને જોયો; એટલે એણે પૂછ્યું, "તે બાપુ, એને બેકુ તરફ માથું હતું ?"

ઓટો જેસ્પરસન

# શબ્દોના વંશ

હવેથી હું શ્રી. પ્રેમાનંદ કવિએ સ્વેચ્છ (સ્વર્ગસ્થ નવલરામભાઈ લક્ષ્મીરામભાઈ સંપાદિત ઈ. સ. ૧૮૭૧) 'મામેરું' નામના પુસ્તકમાંથી ચૂંટેલા શબ્દોના વંશ વિષે ક્રમવાર ચર્ચા કરીશ

## કડવું ૧ લું

**कडवुं**

ચાલુ ગુજરાતીમાં 'જથ્થો' કે 'સમૂહ'ના ભાવ માટે 'કડપલો' વા 'ખડકલો' શબ્દનો વ્યવહાર સુપ્રતીત છે.

દેશીનામમાલા વર્ગ ૨, ગા૦ ૧૩માં ("णिअरे कडप्प—" ઇત્યાદિ) 'નિકર'—'સમૂહ'અર્થ માટે 'કડપ્પ' શબ્દ નોંધાયેલો છે. તેનો આ 'સમૂહ' અર્થ તો મહાકવિ પુષ્પદંત (આશરે દસમો સૈકો) પણ સ્વીકારે છે ("कारकणाकडप्प"-ઇત્યાદિ-મહાપુરાણ, પૃ૦ ૧૨૮, પંક્તિ ૨).

ભાષાનો 'કડપલો' અને દેશ્ય 'કડપ્પ' બંને સમાન શબ્દો છે. 'સરખા રાગની અમુક કડીઓનો જથ્થો' એવા અર્થમાં 'કડવું' શબ્દ લગભગ ૭ સૈકાથી વપરાતો આવ્યો છે. તેરમા સૈકામાં રચાયેલો 'રેવંતગિરિરાસુ' ચાર 'કડવા'માં પૂરો થયેલો છે. એથી 'કડવું' પદમાં 'સમૂહ'નો ભાવ સર્વથા સ્પષ્ટ છે. આ રીતે જોતાં દેશ્ય 'કડપ્પ' અને ચાલુ 'કડવું' એ બે પદો વચ્ચે અર્થ અને અક્ષરની અપેક્ષાએ સમાનતાનો સ્વીકાર અબાધિત છે. કવિતા માટે વપરાયેલા 'કડવું' શબ્દનો ભાવ થોડો સંકુચિત થાય છે એ લક્ષ્યમાં રહે. कटप्रकम्–कडप्पकं–कडपउं–कडवउं–कडवुं.

એ જ રીતે 'કડપલો', 'કડબ' અને 'ખડકલો' શબ્દો પણ આ 'કડપ્પ'ના વંશજ છે. 'કડબ'માં 'સમૂહ'નો ભાવ તો છે પરંતુ તે ભાવ 'બાજરાજુવારના સૂકા સાંઠા' સુધી સીમિત છે.

'કડબ'ની પેઠે कटप्रः–कडप्पो–कडपो–गडवो–गरवो गरबी અને गडफो શબ્દ પણ સાધી શકાય એમ છે. 'ગરબો ગરબી' એટલે અમુક કડીઓવાળી સ્તુતિ કે ગૌરવ વગેરેની કવિતા. અને गडफो એટલે ગળામાંથી નીકળતો કફનો જથ્થો અથવા લોહીનો ગડફો.

'कडप्प' શબ્દ ઉપર નોંધ આપતાં આ૦ હેમચંદ્ર લખે છે કે: "कडप्पो 'कटप्र' शब्दभवोऽप्यस्ति स च कवीनां नातिप्रसिद्धः इति निबद्धः"—(દેશીનામ૦ પૃ૦ ૮૫); અર્થાત્, "'સમૂહ' અર્થનો દ્યોતક 'कटप्र' શબ્દ છે અને તે દ્વારા પ્રાકૃત 'कडप्प'ને સાધી શકાય એમ પણ છે. છતાં 'कटप्र' શબ્દ સંસ્કૃત કવિઓમાં વિશેષ પ્રસિદ્ધ નથી, તેથી જ તેને અહીં દેશ્યરૂપે સૂચવવો પડ્યો છે." હેમચંદ્રનો ઉક્ત ઉલ્લેખ 'कटप्र' શબ્દની સંસ્કૃતરૂપતા માટે સંવાદરૂપ છે.

અમરકોશમાં તેમ જ હેમચંદ્રના અભિધાનચિંતામણિકોશમાં જ્યાં 'સમૂહ'ના પર્યાયો ગણાવ્યા છે ત્યાં 'कटप्र' શબ્દનો ઉલ્લેખ નથી, પરંતુ 'कटप्र'ની સાથે બરાબર સરખાવી શકાય એવા 'कलाप' અને 'कदम्बक' શબ્દનો નિર્દેશ છે.[1] પાલિભાષાના 'अभिधानप्पदीपिका'[2] નામના શબ્દકોશમાં પણ 'कलाप' અને 'कदम्बक' પદોને 'સમૂહ'વાચકરૂપે નોંધેલાં છે. વર્ણવિકાર અને વાગ્વ્યાપારની અપેક્ષાએ વિચારતાં સ્પષ્ટ જાણી શકાય એમ છે કે, ઉક્ત 'कलाप' અને 'कदम्बक'ના મૂળમાં અતિપ્રાચીન એવો 'कडप्प' શબ્દ જ છે: कडप्प–कलप्प–कलाप। कडप्पक-कडंपक–कडंबक–कदम्बक અથવા कदंबक.

'કેશકલાપ', 'કલાકલાપ' વગેરે પ્રયોગોમાં 'કલાપ' શબ્દનો ઉપયોગ પ્રચલિત છે, "चतुर्भिः कलापकम्"[3] એ વાક્યનો 'कलापक' શબ્દ 'સમૂહ'નો સૂચક છે અને તે ચાર પદ્યના સમૂહને સૂચવે છે. કાવ્યોમાં

---

૧ "वृन्दं निकुरम्बं कदम्बकम्" — (અમર૦ કાં૦ ૨, શ્લો૦ ૪૦ સિંહાદિ વર્ગ). "कलापः ×× संहतौ अपि" — (અમર૦ કાં૦ ૩, નાનાર્થ વર્ગ, શ્લો૦ ૧૨૮).

અભિધાનચિંતામણિ કાંડ ૬, શ્લો૦ ૪૭ માં હેમચંદ્રે એ બન્ને શબ્દોને નોંધેલા છે.

૨. "पूगो जालं कदंबकं ×× कलापो जाल-संहतं" —(દુતિય મૂકંડ શ્લો૦ ૬૩૦–૬૩૧).

૩. 'एक–द्वि–त्रि–चतुश्छन्दोभिः मुक्तक-संदानितक–विशेषक–कलापकानि"—(કાવ્યાનુશાસન, અધ્યાય ૮, સૂત્ર ૧૧).

એ પ્રયોગ અતિ પ્રસિદ્ધ છે. હાથીના 'કંઠબંધ'[૪] માટે પણ 'કલાપક' શબ્દને કોશકારોએ નોંધેલો છે. 'કંઠબંધ' એટલે હાથીના કંઠમાં પહેરવાનું ઘરેણું—ઘૂઘરમાળા—એમાં પણ 'સમૂહ'નો ભાવ છે.

ઉપર 'कड़प्प' શબ્દની સાથે 'ગરઓ' 'ગરઈ' શબ્દોને સરખાવ્યા છે. પરંતુ અહીં એ ધ્યાનમાં રાખવાનું છે કે, गरवो गांधी કે गरवी गुजरात વગેરે પ્રયોગોમાં જે गरवो અને गरवी પદો આવેલાં છે, તેમની સાધના વળી ભિન્ન પ્રકારની છેઃ गुरुकः-गुरुओ—गरुओ—गरवो અને गुरुका—गुरुई—गरुई—गरवी એ રીતે 'गुरु' શબ્દ દ્વારા ઉક્ત गरवो અને गरवी પદોને લાવવાનાં છે. 'गुरु'નો અર્થ સુપ્રતીત છે. 'गरवा'ના અર્થમાં 'गिरुआ' પદ પણ વપરાયેલું છેઃ "गिरुआ रे गुण तुम तणा श्रीवर्धमान जिनराया रे।"—(વિનયવિજય—અઢારમો સૈકો).

અ૦ બેચરદાસ દોશી

૪. "कण्ठबन्धः कलापकः" — (અભિધાન-ચિંતામણિ કાંડ ૪, શ્લો૦ ૨૯૮).

૫. "गुरौ के वा" "गरुओ, गुरुओ"—(૮-૧-૧૦૯ હેમચન્દ્ર પ્રા૦ વ્યા૦). "गरुओ गुज्जरदेसो" (કુમારપાલપ્રતિબોધ પ્રથમ પ્રસ્તાવ, પૃ૦ ૩, શ્લો૦ ૩૭-સોમપ્રભ-તેરમો સૈકો).

# માનસિક ચિકિત્સાલય

એકેક માસ ઉપર અમદાવાદની એક હાઈસ્કૂલના પંચવાર્ષિક (?) સમારંભ વખતે તે શાળા તરફથી, વિદ્યાર્થીઓની માનસિક વિકૃતિઓની ચિકિત્સા માટે, એક ચિકિત્સાલય ખુલ્લું મૂકવાની પણ જાહેરાત કરવામાં આવી. ઉદ્ઘાટનકર્તાએ જણાવ્યું કે, ઉદ્યોગ અને માનસિક ચિકિત્સાલય એ બે વસ્તુઓ હવે દરેક પ્રગતિશીલ શાળાનાં આવશ્યક અંગો હોવાં જોઈએ. પૂ. ગાંધીજી દ્વારા શરૂ થયેલી ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાની ક્રાંતિકારક વસ્તુની સાથે જ. આ ચિકિત્સાની વસ્તુ રજૂ થતી જોઈ, બધાની નજર તે તરફ ખેંચાય એ સ્વાભાવિક છે.

કેળવણીખાતાએ અત્યાર આગમચ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરાવીને વિદ્યાર્થીની નીરોગિતા વિષે માહિતી મેળવવાની પોતાની ફરજ સ્વીકારી છે. તેમ, વિદ્યાર્થીઓની માનસિક વિકૃતિઓ, કે જે પણ શારીરિક વિકૃતિઓની પેઠે જ વિદ્યાર્થીના અભ્યાસમાં તેમ જ તેના સ્વાભાવિક સર્વાંગીણ વિકાસમાં આડે આવે તેમ હોય, તેમની તપાસ રાખવાનું પણ શાળાખાતું સ્વીકારે એ ઘણાને સ્વાભાવિક તેમ જ આવકાર લાયક પણ લાગે.

પરંતુ, માનસિક વૈદું એ શારીરિક વૈદ્ય કરતાં ઘણી જુદી વસ્તુ છે. શરીરરચના જેમ નિશ્ચિત તથા પ્રત્યક્ષ વસ્તુ છે, તેમ મનોરચના નથી. મનના સ્વરૂપ વિષે નિશ્ચિત જ્ઞાન આપણને પ્રાપ્ત થઈ જ ગયું છે તેમ ન કહેવાય. તેની અદમ્યતા અને અગમ્યતા એ તો જમાનાઓથી સંતો અને ભક્તો માટે પણ હતાશતાનો વિષય બનેલી છે. "મન તોહે કિસ બિધ કર સમજાઉં... ઘોડા હો તો લગામ લગાઉં, ચાબુક દે કર ચલાઉં"—એ શબ્દો કાંઈ એકાદ કબીરની જ મૂંઝવણ વ્યક્ત નથી કરતા. મનને તથા તેના નિયમોને જાણવા એટલે પોતાના આત્માને જાણવો; અને એ આત્મજ્ઞાન જ સૃષ્ટિની શરૂઆતથી માનવજાતિની શોધ તેમ જ હતાશતાનો વિષય રહ્યો નથી? ઉપનિષદની કેટલીય કથાઓ આ જ વસ્તુનાં રોચક બયાનો નથી? એટલે દરેક શાળામાં માનસિક ચિકિત્સાલય હોવું એનો અર્થ વસ્તુતાએ એ થયો કે, દરેક શાળામાં એક 'પૂર્ણજ્ઞાની' કે રૂઢ શબ્દ વાપરું તો 'આત્મજ્ઞાની' અર્થાત્ 'બ્રહ્મજ્ઞાની' હોવો.

તેથી કરીને, માનવ મન વિષે તમે બિલકુલ તુચ્છ તથા ઉપરછલી વ્યાખ્યા ન બાંધો, ત્યાં સુધી તેને લગતું નિશ્ચિત જ્ઞાન તમે એટલું બધું વ્યાપક ન કરી શકો, કે જેથી દરેક શાળામાં એક એક ચિકિત્સક પૂરો પાડી શકો. અને વસ્તુતાએ પણ, આવાં ચિકિત્સાલયોની વાત જ્યાં થતી હોય છે ત્યાં, ડૉ. ફ્રોઇડે પ્રવર્તાવેલા માનસ-પૃથક્કરણશાસ્ત્રે મનુષ્યના મન વિષે જે કાંઈ નિશ્ચિત (!) જ્ઞાન રજૂ કર્યું કહેવાય

છે, તે જ્ઞાન અને તેને લગતી ચિકિત્સાપદ્ધતિનો જ ખ્યાલ હોય છે. અને આ માસિકના જ એક અંકમાં જણાવી ગયા છીએ તે પ્રમાણે, ડૉ. ફ્રોઈડની પદ્ધતિ એ કોઈ નરી ચિકિત્સાપદ્ધતિ જ નથી; પરંતુ તે એક સ્વતંત્ર જીવનદર્શન છે. એ પદ્ધતિ તથા એ દર્શન આપોઆપ એવાં અરસપરસ સંકળાયેલાં છે—અને વસ્તુતાએ પણ ડૉ. ફ્રોઈડની ચિકિત્સાપદ્ધતિમાંથી જ તેમનું જીવનદર્શન પણ ઉદ્ભવેલું છે—કે, તેમની પદ્ધતિને તેમના જીવનદર્શનથી છૂટી પાડીને સ્વીકારવી એ અશક્ય વસ્તુ છે. એટલે, વિનયમંદિરની કક્ષાના યુવાન વિદ્યાર્થીઓ માટે 'માનસિક' ચિકિત્સાલય સ્થાપવાની વાત થાય, તથા તે પ્રવૃત્તિને વ્યાપક—અરે, સર્વવ્યાપક—કરવાનું વિચારવામાં આવે, ત્યારે પ્રજાએ અને કેળવણીપ્રેમીઓએ જરા ઊંડે ઊતરીને એ આખી વસ્તુનો એક વાર વિચાર કરી લેવો જોઈએ.

કારણ કે, માનસિક ચિકિત્સા એ એવી વસ્તુ છે કે, તે માત્ર નિદાન—પૃથક્કરણ—કરી આપીને જ ચરિતાર્થ નથી થઈ શકતી. શારીરિક ક્ષેત્રમાં તો શસ્ત્રક્રિયા દ્વારા 'ગાંઠ' દૂર કરી, એટલે બાકીનું જોડાણ શરીર પોતે જ કરી લે છે. પરંતુ માનસિક 'ગ્રંથી' તો વાસનાઓની યોગ્ય 'વ્યવસ્થા' ન થઈ શકવાથી જ બંધાઈ હોય છે; એટલે ચિકિત્સકે તે ગાંઠ ઉકેલવી પડે છે એટલું જ નહિ, પણ જે 'ગેરસમજ' કે 'અજ્ઞાન'ને કારણે એ ગાંઠ પડી હોય છે તે બધાંને પણ દૂર કરવાં પડે છે. અને માનસિક ક્ષેત્રમાં એક સમજ કે ગેરસમજ દૂર કરવી એનો અર્થ બીજી નવી સમજ ઊભી કરવી, એટલો જ થાય છે. એ નવી 'સમજ' ભવિષ્યમાં તે યુવક-યુવતીનો માર્ગ આ ગ્રંથીઓથી મોકળો કરી આપશે કે તેમને તેથી પણ વધુ ગંભીર અથડામણોમાં દોરી જઈ છેવટે ફરી પાછાં રોગ અથવા મૃત્યુના મુખમાં જ ધકેલી આપશે, એ જોઈ લેવું જોઈએ. અગાઉના અંકમાં દર્શાવ્યું છે તેમ, ડૉ. ફ્રોઈડનો જીવનસિદ્ધાંત તો, તેમના પોતાના કહ્યા પ્રમાણે, ભીષણ મારામારી અને મનુષ્યમાત્રના વિનાશ તરફ જ લઈ જાય છે.

અલબત્ત, શારીરિક યા માનસિક વિકૃતિનું મૂળ માનસિક કારણ તપાસવાની વસ્તુ ખોટી નથી; એટલું જ નહિ પણ તેને શિક્ષકોએ—તેમ જ તેથી પણ વધારે માબાપોએ—ધ્યાનમાં રાખવા જેવી છે. પરંતુ તે વસ્તુને તેથી વિશેષ મહત્ત્વ આપવા જેવું નથી. વિદ્યાર્થીનો જીવનપ્રવાહ વમળોમાં ગૂંચાયા સિવાય યોગ્ય માર્ગે વહી જાય એ જોવાની સૌની ફરજ છે. પરંતુ, તેથી વિદ્યાર્થીના ઊંડા વાસના-જીવન સાથે ચેડાં કર્યા કરવાં એ બહુ ભયંકર વસ્તુ છે. છોડવો બરાબર વિકસીને સુંદર ફૂલરૂપે પરિણમે તે માટે તેનાં મૂળ મજબૂત તથા નીરોગી રહેવાં જોઈએ એ વસ્તુની કોઈ ના નથી પાડતું. પરંતુ તેથી તેનાં મૂળને વારંવાર ખુલ્લાં કર્યા કરવાં, અથવા તે મૂળને જ મુખ્ય તથા અંતિમ વસ્તુ માનવી અને થડ, ડાળ, પાંદડાં તથા ફૂલ વગેરેને તે મૂળમાંથી નીપજેલાં કે તે મૂળનાં વિકૃતિરૂપ માનવાં, એ તો વનસ્પતિના ભૂમિ ઉપરના બાહ્ય ઉચ્ચ જીવનને ફરી 'માટી'માં મેળવવા જેવું જ થાય.

માનવજીવનમાં વાસનાઓનું સ્થાન પણ તેવું અને તેટલું જ છે. પરંતુ ડૉ. ફ્રોઈડ કહે છે તેમ, તે વાસનાઓને જ મુખ્ય તેમ જ અંતિમ વસ્તુ માનવી, અને બાકીની 'ઉચ્ચ' ગણાતી બધી વસ્તુઓને એ વાસનાઓમાંથી નીપજેલી કે વાસનાઓની વિકૃતિરૂપ માનવી, એ તો માનવજીવનને પશુ અથવા વનસ્પતિજીવન તરફ પાછું ધકેલવા જેવું થયું. કારણ કે, તે બે જીવનોમાં વાસનાઓ પ્રધાન તેમ જ અંતિમ વસ્તુઓ છે એમ કહી શકાય.

આ જગાએ પ્રશ્ન કરવામાં આવે કે, ડૉ. ફ્રોઈડની ચિકિત્સાપદ્ધતિ દ્વારા મનુષ્યજીવનની વાસ્તવિક વિકૃતિ જો દૂર થઈ શકતી હોય, તો તે પદ્ધતિ તેમ જ તેની પાછળની 'સમજ' એટલે અંશે સાચાં છે એમ સિદ્ધ નથી થતું?

પ્રથમ તો એ ધ્યાનમાં રાખવું જોઈએ કે, ડૉ. ફ્રોઈડની પદ્ધતિ સર્વ લોકોને માટે સમાન રીતે સફળ નથી નીવડતી. મુખ્યત્વે જે લોકો યંત્રયુગની અસર હેઠળ તથા ભૌતિક વિજ્ઞાનના ધર્મહીન સંસ્કારો હેઠળ ઊછર્યા હોય છે, અને તેથી જેઓને જીવન વિષેની યાંત્રિક સમજ જ વાસ્તવિક લાગે છે, તેઓ જ આ પદ્ધતિ વડે શાન્ત થતા દેખાય છે. ફ્રેંચ વગેરે જાતિઓમાં ડૉ. કૂની પદ્ધતિ જ સફળ નીવડે છે. તે પદ્ધતિ તો પૃથક્કરણપદ્ધતિને સ્વીકારતી જ નથી; તેને તો શરીરની કે મનની કોઈ પણ વિકૃતિ

દૂર કરવાની બાબતમાં મનની પોતાની ગુપ્ત શક્તિઓ ઉપર જ એટલો બધો વિશ્વાસ છે કે, દરદીના મનમાં સૂચનો દ્વારા નવી આશા કે નવો સંકલ્પ પ્રગટાવવા દ્વારા જ તે એ બધી વિકૃતિઓને દૂર કરી શકે છે. ઉપરાંત, અમેરિકામાં ડૉ. ફ્રૉઈડ કરતાં ઍડ્લરની પદ્ધતિ વધુ સફળ નીવડે છે; અને ઍડ્લરના સિદ્ધાંતો ડૉ. ફ્રૉઈડના સિદ્ધાંતોથી એટલા જુદા છે કે, તેને ફ્રૉઈડવાદીઓએ જમાત બહાર જ મૂક્યો છે. એટલે છેવટે તો દરેક ચિકિત્સા-પદ્ધતિની માફક ડૉ. ફ્રૉઈડની પદ્ધતિ પણ તેટલે જ અંશે સફળ નીવડે છે, જેટલે અંશે તે દરદીના મનમાં વાસ્તવિકતાનો ખ્યાલ ઊભો કરી શકે છે. શરીર જેવી નિશ્ચિત તથા યાંત્રિક વસ્તુની ચિકિત્સાની બાબતમાં જ આપણે નથી જોતા કે, તેમાં પણ જમાના દીઠ જુદી જુદી ફેશનો બદલાય છે, તથા જુદા જુદા જમાનાઓમાં જુદી જુદી ચિકિત્સાપદ્ધતિઓ પરિણામની દૃષ્ટિએ સરખી જ સફળ નીવડતી હોય છે? સમાજના ઉપરના અર્થાત્ ઉપરછલા વર્ગમાં કપડાંની નવી નવી ફેશનોની પેઠે જ નવી નવી ચિકિત્સાપદ્ધતિઓ પણ બદલાય છે; અને દરેક પદ્ધતિ, થોડા દિવસ બાદ નવીન મટી જતાં, ખોયરે પડતી જાય છે.

આ કહેવાનો અર્થ એ નથી કે, વૈદકશાસ્ત્રમાં વસ્તુતાએ 'ખરું' એવું કાંઈ જ નથી. જેટલે અંશે શરીર જડ–યાંત્રિક–નિશ્ચિત વસ્તુ છે, તેટલે અંશે વૈદકશાસ્ત્રમાં પણ વસ્તુતાએ 'ખરું' એવું કાંઈક છે. પરંતુ મનુષ્યનું શરીર મૂળ, તેમ જ અંતિમ વસ્તુ નથી, તેથી મન તેના ઉપર અમર્યાદ કાબૂ ધરાવે છે, અને પોતાની માન્યતા મુજબ શરીરમાં સર્જન કરવાની તેની શક્તિ પણ તેટલી જ છે. મનુષ્યનું મન તો શરીર કરતાં પણ ઓછી નિશ્ચિત અથવા જડ વસ્તુ છે; એટલે તો તેમાં જેવું માને તેવું થવાની શક્તિ શરીર કરતાં પણ વધારે છે. એટલે કોઈ પણ ચિકિત્સાપદ્ધતિની પરિણામની દૃષ્ટિએ સફળતા-નિષ્ફળતા ઉપરથી તે પદ્ધતિ પાછળની 'સમજ'ને વાસ્તવિક ગણવી એ મુશ્કેલ વસ્તુ છે.

અને, ઉપર જણાવ્યું તેમ, મનુષ્યના મનમાં માને તેવું થવાની આટલી બધી શક્તિ હોય, તો શિક્ષક તેમ જ વાલીની એ જોવાની ફરજ છે કે, કોઈ પણ બહાના હેઠળ વિદ્યાર્થીની એ શક્તિ સાથે કોઈ રમત ન કરી જાય. અને તેથી જ એક નિયમ કરી શકાય કે, કોઈ પણ માનસિક ચિકિત્સક પોતે તે જાતની ચિકિત્સાની આવશ્યકતાથી પર હોવો જોઈએ. નહીં તો, તે ચિકિત્સક વિદ્યાર્થીની 'ગ્રંથી'ઓ છોડવા જતાં પોતાની 'ગ્રંથી'ઓ જ તે વિદ્યાર્થીનામાં જાણ્યે-અજાણ્યે ઊભી કરશે. જે માણસ પોતે સર્વ પ્રકારની ગ્રંથીઓમાંથી મુક્ત થયો છે અને જેણે વાસનાજીવનનો પાર જોઈ લીધો છે, તે માણસ જ યુવાન વિદ્યાર્થીના વાસનાજીવનનું વૈદું કરી શકે. જૂના શબ્દોમાં કહીએ તો, માનસિક વૈદું એ ચિકિત્સા-વિશારદનું કામ નથી, પણ સંતનું—સદ્ગુરુનું—કામ છે.

ઉપરાંત, ઘણી વાર આવી ચિકિત્સામાં ચિકિત્સક દરદીની આવશ્યકતા. ઉપરાંત, પોતાના કુતૂહલનો માર્યો, ઘણો ઊંડો ઊતરવાનો પ્રયત્ન કરે છે. અને એ ભયસ્થાન આ પદ્ધતિની બાબતમાં સૌથી મોટું છે. કારણ કે, પેટમાં અણછતાં રહેલાં આંતરડાંમાં કાંઈક વિકૃતિ થાય તો તેમને બહાર કાઢી ઉપચાર કરવાની આવશ્યકતા ગમે તેટલી હોય, તોપણ તે આંતરડાંને જરૂર કરતાં વધારે ખુલ્લાં કરવાં, અથવા જરૂર કરતાં ઊંડો કાપ મૂકવો, એ જીવલેણ નીવડે છે. અને તો આખું જીવન અને તેનાં બધાં અંગો ગ્રંથીઓરૂપ જ છે. શરીર પોતે પણ ગ્રંથીઓના સમૂહરૂપ જ નથી? પરંતુ તેથી કરીને, ગ્રંથી છે માટે જ તેને વિકૃતિ માનવી, અથવા તેને પહોંચવા કે છોડી નાખવા પ્રયત્ન કરવો, એ તો વૈદું નથી પણ જલ્લાદપણું છે.

તેથી જે ચિકિત્સકને માત્ર ચિકિત્સા ઉપરાંત બીજો કોઈ પણ સ્વાર્થ નથી અથવા સહેજ પણ વધારે કુતૂહલ નથી, જીવનને રચનાર વિવિધ ગ્રંથીઓનું સ્વરૂપ અને સ્થાન જે બરાબર સમજે છે, અને તેથી કરીને જેને હાથે જરા પણ બિનજરૂરી કે ઊંડો કાપ પડવાનો નથી, તથા જેને બધું છૂટું કરતાં તેમ જ ફરી ગોઠવતાં પણ આવડે છે, તેને હાથે જ આ ચિકિત્સા કરાવી શકાય. એ ચિકિત્સા ગમે તેટલી આવશ્યક હોય, તથા ગમે તેટલી ઉપયોગી હોય, પરંતુ તેથી કરીને તેને છેક જ ઉપરછલી કે ઉપરચોટિયા બનાવી મૂકવી, એ તો વૈદોને બદલે ખૂનીઓ તૈયાર કરવા જેવું થશે.

ગોપાલદાસ પટેલ

# વહેવારુ ખગોળ—૫

## છાયાયંત્ર

સૂર્યના પ્રકાશથી પડતી છાયા પરથી સમય કેવી રીતે નક્કી કરવો તે આપણે ગયા અંકમાં જોયું. આને માટે આપણી રીત એ હતી કે મધ્યાહ્નની એટલે યામ્યોત્તર રેખા પર પડતી છાયા ઉપરથી ઘડિયાળમાં સમય મૂકવો, એટલે તે ઘડિયાળ ખરો વખત બતાવ્યા કરે. પણ આ અંકમાં આપણે ઘડિયાળ વગર, માત્ર છાયા પરથી સમય બતાવનાર યંત્ર બનાવવાની રીત આપીશું. આવાં કુદરતી ઘડિયાળોને છાયાયંત્ર કહે છે.

છાયાયંત્રો ઘણી જાતનાં હોય છે. અંહીં જે છાયાયંત્ર બનાવવાની રીત આપી છે તે બનાવવું બહુ સહેલું છે. કોઈ પણ વિદ્યાર્થી તે સહેલાઈથી બનાવી શકશે. વળી આ છાયાયંત્ર કોઈ પણ સ્થળને માટે કામ લાગશે, તેમ જ તેને એક જગાએથી બીજી જગાએ ફેરવી શકાશે.




છાયાયંત્ર
(કુદરતી ઘડિયાળ)

આ છાયાયંત્ર (જુઓ સાથેની આકૃતિ.) કોઈ પણ માપનું બનાવી શકાશે, પણ સાધારણ રીતે ૧૦ થી ૧૫ ઇંચ લાંબું અને તેટલું જ પહોળું લાકડાનું પાટિયું લઈને તેમાંથી તે બનાવવું ઠીક પડશે. ૫ થી ૭ ઇંચ સુધીની કોઈ પણ ત્રિજ્યા લઈ પાટિયા પર એક વર્તુળ દોરો અને તેને બરાબર સીધું કાપી કાઢો, જેથી પાટિયાની બંને બાજુએ સરખા માપનાં વર્તુળ રહે; આનું કારણ એ છે કે, આપણે પાટિયાની બંને બાજુનો ઉપયોગ કરવો પડશે. (આકૃતિમાં ચિત્ર-શાસ્ત્રના નિયમ પ્રમાણે લંબગોળ દોરેલ છે, પણ તે ગોળ જ છે.) આ બંને વર્તુળોના પરિધિ (કિનારી)ઓના ૨૪ સરખા ભાગ કરીને તે પર ૦, ૧, ૨, . . . . ૨૩ એમ આંકડા માંડો. વર્તુળના કેન્દ્ર (મધ્યબિંદુ) આગળ ૧૫-૧૫ અંશના ખૂણા કરવાથી વર્તુળના ૨૪ સરખા ભાગ થશે. આ ૦, ૧, ૨, વગેરે આંકડા ઘડિયાળમાં લખવામાં આવે છે તે દિશામાં પાટિયાની એક બાજુએ લખો અને તેના કરતાં ઊલટી દિશામાં બીજી બાજુએ લખો; જેમ કે, સાથેના ચિત્રમાં ઘડિયાળ કરતાં ઊલટી દિશામાં આ આંકડા લખ્યા છે. આ આંકડા કલાકના છે. ૫ થી ૨૦ સુધીના દરેક કલાકના ૧૨ સરખા ભાગ કરીને તે પર ૫, ૧૦, . . . . ૫૫ એ પ્રમાણે મિનિટોના આંકડા માંડો. (આ આંકડા આકૃતિમાં બતાવી શકાયા નથી.) ખરી રીતે કહીએ, તો ૨૧ થી ૨૩ અને ૦ થી ૪ એ કલાકોના આંકડા લખવાની પણ જરૂર નહોતી, કારણ કે સૂર્યની છાયા આ આંકડા પર ગુજરાતમાં કદી પડતી નથી.

હવે વર્તુળના કેન્દ્ર (મધ્યબિન્દુ)માં એક બારીક કાણું (આકૃતિમાં क બિંદુ) સીધું આરપાર પાડો. આ કાણું સીધું એટલે પાટિયાની સપાટીને બરાબર કાટખૂણે પડે તેની ખૂબ કાળજી રાખો. આ કાણામાં થઈને લગભગ ૨ ફૂટ લાંબી એક વાંસની કે લોઢાની (છત્રીની પણ ચાલશે) સળી પરોવો. આ સળી પોતાની મેળે કાણામાંથી સરકી જાય એટલી પાતળી ન હોવી જોઈએ, તેમ જ તેને સર-કાવવી હોય ત્યારે સરકાવી ન શકાય એટલી જાડી પણ ન હોવી જોઈએ. પાટિયાની જે બાજુએ કલાકના આંકડા ઘડિયાળની દિશામાં લખ્યા છે, તે બાજુ તરફ સળીની ગમે તેટલી લંબાઈ (આકૃતિમાં क ५ની લંબાઈ) રહે, પણ જે બાજુએ કલાકના આંકડા ઘડિયાળ કરતાં ઊલટી દિશામાં લખ્યા છે, તે બાજુ તરફ સળીની લંબાઈ (આકૃતિમાં क चની લંબાઈ) અમુક જ રાખવી જોઈએ. આ લંબાઈનું માપ નીચે પ્રમાણે છે:

જે જગાએ છાયાયંત્ર વાપરવાનું હોય તે જગાના અક્ષાંશનો સ્પર્શક આ માસિકના અંક ૩, પૃષ્ઠ ૧૦૭, કોષ્ટક ૧ લામાંથી કાઢો. આને 'ભાજક' કહો. છાયાયંત્રના વર્તુળની ત્રિજ્યાને (આકૃતિમાં ક ટ ને) ઇંચના દશાંશ સુધી માપીને તેને ૧૦૦૦થી ગુણો. જે આવે તેને 'ભાજ્ય' કહો. ભાજ્યને ભાજકથી ઇંચના દશાંશ સુધી ભાગો. જે ભાગાકાર આવે તેટલી લંબાઈ ક ચ ની રાખવાની છે, એટલે તે પ્રમાણે સળીને આગળપાછળ સરકાવી લેવાની છે.

ઉદા૦ ૧લું : અમદાવાદનું ૧ ફૂટ પહોળું છાયાયંત્ર બનાવો.

અમદાવાદના અક્ષાંશ ૨૩ છે. સ્પર્શકના કોષ્ટકમાં ૨૩ અંશનો સ્પર્શક ૪૨૪ આપેલો છે તે 'ભાજક' થશે. વર્તુળનો વ્યાસ ૧ ફૂટ રાખવાનો છે, તેથી ત્રિજ્યા (ક ટ) તેની અર્ધી એટલે ૬ ઇંચ થશે, તેને ૧૦૦૦થી ગુણવાથી ૬૦૦૦ આવ્યા તે 'ભાજ્ય' થશે. ભાજ્યને ભાજકથી ભાગવાથી ભાગાકાર ૧૪.૧ ઇંચ (લગભગ) આવ્યો તે ક ચ ની લંબાઈ આવી. પાટિયાની જે બાજુએ આંકડા ઘડિયાળ કરતાં ઊલટી દિશામાં લખ્યા છે તે બાજુ તરફ સળીની એટલે ક ચ ની લંબાઈ ૧૪.૧ રાખવાની છે. બાકીની સળીની (ક પ ની) લંબાઈ ગમે તેટલી રહે, પણ તે બહુ ટૂંકી ન રાખવી, કારણ કે જો તે બહુ ટૂંકી હશે, તો તેની છાયા વર્તુળની કિનારી પર લખેલા આંકડા સુધી પહોંચશે નહિ.

પાટિયાની એક બાજુએ જ્યાં ૦,૧,૨,૩, વગેરે આંકડા છે, તેની બરાબર પાછળ પાટિયાની બીજી બાજુએ અનુક્રમે ૦,૧,૨,૩, વગેરે આંકડા છે, તેથી એક બાજુએ આંકડા ઘડિયાળના આંકડાની દિશામાં આવશે અને બીજી બાજુએ તે તેના કરતાં ઊલટી દિશામાં આવશે એ સ્પષ્ટ છે.

હવે આ છાયાયંત્રનો ઉપયોગ કેવી રીતે કરવો તે કહીએ. આપણે જમીન પર યામ્યોત્તર રેખા દોરેલી છે. (આકૃતિમાં ઉ દ એ યામ્યોત્તર રેખા છે.) હવે વર્તુળને એવી રીતે મૂકો કે તે દિવસના મધ્યાહ્નનો સમય બતાવનાર બિંદુ સૌથી નીચે આવે અને યામ્યોત્તર રેખાને અડકે. પછી સળીના ચ છેડાને વર્તુળની દક્ષિણે યામ્યોત્તર રેખા પર મૂકો. મધ્યાહ્નનો સમય કાઢવાની રીત આ માસિકના અંક ૪, પૃષ્ઠ ૧૪૨–૩માં આપી છે. આમ કરવાથી ક ચ અથવા ક પ ની છાયા વર્તુળની કિનારીના જે બિંદુમાં થઈને જાય તે બિંદુ સમય બતાવશે. ૨૧મી માર્ચથી ૨૩મી સપ્ટેંબર સુધી પાટિયાની ઉત્તર તરફના ભાગમાં તડકો અને દક્ષિણ તરફના ભાગમાં છાંયડો પડશે અને તડકામાં ક પ ની છાયા સમય બતાવશે. વરસના બાકીના દિવસોમાં પાટિયાની દક્ષિણ તરફના ભાગમાં તડકો અને ઉત્તર તરફના ભાગમાં છાંયડો પડશે અને તડકામાં ક ચ ની છાયા સમય બતાવશે.

ઉદા૦ ૨જું: અમદાવાદમાં ૧૬મી જાન્યુઆરીએ છાયાયંત્ર ગોઠવો.

આ છાયાયંત્ર આપણે ઉદા૦ ૧લામાં તૈયાર કર્યું છે. આ માસિકના અંક ૪, પૃ. ૧૪૩, ઉદા૦ ૨જામાં બતાવ્યા પ્રમાણે અમદાવાદમાં ૧૬મી જાન્યુઆરીએ મધ્યાહ્નનો સ્ટા૦ ટા૦ ૧૨ ક. ૪૯ મિ. છે. એટલે આકૃતિમાં આ સમય બતાવનાર ટ બિંદુને સૌથી નીચે લાવી યામ્યોત્તર રેખા પર મૂકયું. સળીના ચ છેડાને ટ ની દક્ષિણ તરફ યામ્યોત્તર રેખા પર મૂકયો. ૧૬મી જાન્યુઆરીએ પાટિયાની ક ચ તરફની બાજુએ તડકો અને ક પ તરફની બાજુએ છાંયડો પડશે અને તડકામાં ક ચ ની છાયા સમય બતાવશે, જેમ કે ક ચ ની છાયા વર્તુળની કિનારીના ૧૬ કલાક બતાવનાર બિંદુમાં થઈને જાય ત્યારે સમય સ્ટા૦ ૧૬ કલાક એટલે સાંજના ૪ કલાક છે. (બપોર પછીના ૧, ૨, વગેરે કલાકોને રેલવેની પદ્ધતિ પ્રમાણે અનુક્રમે ૧૩, ૧૪, વગેરે કલાકો ગણ્યા છે. મધ્યાહ્ને એટલે ૧૨ ક. ૪૯ મિ. સમયે ક ચ ની છાયા ક ટ પર પડશે. આ છાયા આકૃતિમાં તૂટક લીટી (ક ટ)થી બતાવી છે.)

હવે એક જ બાબત રહે છે. છાયાયંત્રને યામ્યોત્તર રેખા પર મૂકવાનું છે એમ ઉપર કહ્યું છે. તેથી જો યામ્યોત્તર રેખા અગાઉથી દોરી રાખી ન હોય, તો શું કરવું એ સવાલ રહે છે. આવી સ્થિતિમાં માત્ર એક વખત ઘડિયાળની મદદ લેવી પડશે, તે આ પ્રમાણે :

મધ્યાહ્નનો સમય બતાવનાર (વર્તુળની કિનારીના) બિંદુને સૌથી નીચે લાવી જમીનને અડકતું રાખો. પછી ચ છેડાને વર્તુળની દક્ષિણ તરફ લઈ જઈ તેને ફેરવીને એવી જગાએ સ્થિર કરો કે જેથી છાયા-

યંત્રનો સમય ઘડિયાળના સમય સાથે બરાબર મળી રહે. આવી સ્થિતિમાં ચ અને ટ બિંદુઓ જ્યાં હોય ત્યાં નિશાની કરી તે બે બિંદુઓને જોડી દેવાથી યામ્યોત્તર રેખા આવશે. આ રેખા પર ગમે ત્યાં કોઈ પણ વખતે છાયાયંત્ર મૂકવાથી તે ખરો વખત આપશે.

આ ઉપરથી છાયાયંત્રનો એક બીજો ઉપયોગ પણ નીકળે છે, અને તે એ કે, જો ખરો વખત બતાવનારું ઘડિયાળ આપણી પાસે હોય, તો છાયાયંત્રની મદદથી દિશાઓ પણ જાણી શકાય.

હરિહર ભટ્ટ

# 'જગતની મોટામાં મોટી શાળા'

ચીનમાં ૧૯૩૬માં ૪૫ ઉંમર નીચેના પ્રૌઢ અભણોની ગણતરી ૨૦ કરોડ જેવડી, એટલે કે, ચીનની વસ્તીના લગભગ અર્ધ જેવડી હતી. ત્યારે ત્યાંના કેળવણીખાતાએ યોજના કરેલી કે, ૬ વર્ષમાં આ અભણ-સંખ્યાને ભણાવી નાખીશું. અત્યાર સુધીમાં ૧ કરોડ તેમાંથી ભણી ચૂક્યા છે. એટલે કે, ૧૯ કરોડ બાકી છે.

અત્યારે વરસેકથી ચીન જાપાન લડે છે. એટલે સ્વાભાવિક રીતે એમ માનવામાં આવે કે, પ્રૌઢ-શિક્ષણનું ઉપાડેલું એ કામ તેથી અટક્યું હશે. પણ, નવાઈની વાત છે કે, ઊલટું તે બે વર્ષમાં જ પતાવી શકાશે એવી ત્યાંના કેળવણીખાતાએ આશા બતાવી છે! જાપાન અને અજ્ઞાન જોડે એકસાથે લડવામાં એમને પરસ્પર વિરોધ નથી દેખાતો; બલ્કે લશ્કરી ખાતું પણ એમાં અનુકૂળ છે!

લડાઈ પહેલાં જે પ્રૌઢ વર્ગો ચાલતા તે ચાર માસના રખાતા. તેમાં આટલા વિષયો ભણાવાતા— ભાષા, અંકગણિત, સંગીત, ઇતિહાસ, ભૂગોળ, આરોગ્ય ને ઉદ્યોગ. લડાઈને કારણે કેળવણીખાતાએ જે ફેરફાર વિચાર્યો તે આ છે: (૧) વર્ગની અવધિ બે માસની કરીને તે વખતમાં કામ વધારે સંગીનતાથી કરવું. વર્ગ રોજ બે કલાક ચાલે ને વાર તહેવારની રજા પાળવામાં ન આવે. (૨) ભણતરના વિષયમાં ફેરફાર કરીને મુખ્યત્વે લડાઈને અંગે રાષ્ટ્રસંરક્ષણની જરૂરી વાતો શીખવવી; જેમ કે, રાષ્ટ્રગીતો, જાહેર સુખાકારી, વિમાની હુમલા સામે થવાના ઉપાય, અને વર્તમાન ખબરો. ભાષામાં ૧૨૦૦ જેટલા સાદા શબ્દો શીખવવા.

આ સહેલા અભ્યાસક્રમ માટે પાઠ્યપુસ્તકો સરકારે જ તૈયાર કરાવ્યાં છે ને દરેક પ્રાંતમાં તે ચાલે છે.

આ આખા કામ માટે ઉત્સાહ એવો છે કે, ક્વાંગસી નામના એક જ પ્રાંતમાં ૬૦૦૦ જેટલા શિક્ષકો કામ કરે છે! ૩૦ લાખ જેટલાં પાઠ્યપુસ્તકો તે પ્રાંત એકલામાં ખપ્યાં. તેની કુલ વસ્તી ૧૨૦ લાખ છે. ત્યાં હવે ૧૮ લાખ જ અભણ રહ્યા છે, જેમને ૧૨ માસમાં પહોંચી વળવા ધાર્યું છે.

ચીનમાં ફરજિયાત લશ્કરી તાલીમ આજ ચાલે છે. પ્રૌઢશિક્ષણનું આ કામ તેની આડે આવ્યા વગર ચલાવવામાં આવે છે. એવી ગોઠવણ કરવામાં આવી છે કે, પ્રૌઢ અભણને લશ્કરી તાલીમની સાથે જ બે કલાક તેની છાવણીમાં ભણાવવામાં આવે છે.

ચુંગિકન્ગ શહેરની વસ્તી ૫ લાખ છે. વડો સેનાપતિ, ત્યાંની સુધરાઈ, અને કેળવણીખાતું મળીને શહેરનું પ્રૌઢશિક્ષણ ત્યાં ચલાવે છે. વડા સેનાપતિને એમાં પણ પોતાનું જ કાર્ય દેખાય છે! વર્ગોનું પહેલું સત્ર પૂરું થયું તેમાં ૪૦૦૦ પાસ થઈ ગયા છે. હવે શહેરની સ્ત્રી-પોલીસે ઘેર ઘેર ફરી અભણ-ગણતરી કરી, તો દોઢ લાખ સંખ્યા મળી છે. એક વર્ષમાં આ સંખ્યાને તે સપાટી પાડવા ધારે છે! અને એનો ધડો બીજાં શહેરો પછી લેશે જ.

આવા ઉત્સાહથી જે પ્રજા મંડી શકે છે તે ૧૯૪૧માં આ અજ્ઞાન-રાક્ષસ જોડેની લડાઈમાં તો જીતશે જ એમાં શંકા છે? આવી શક્તિ અને ઉત્સાહોર્મિ ધરાવતો રાષ્ટ્ર એના અન્ય શત્રુઓને પણ પહોંચી જ વળી શકશે.

આ લેખની હકીકતો અંગ્રેજી માસિક 'મૉડર્ન રિવ્યુ'ના ઑગસ્ટ અંકમાંથી લીધી છે. તે લેખમાં ચીનને 'જગતની મોટામાં મોટી શાળા' કહી છે તે યથાર્થ જ છે. આ વિષે આજ હિંદ માટે શું કહેવાય!

# અત્યારે શું ચાલે છે

યુરોપમાં લડાઈ ચાલે છે અને આપણા દેશને પણ એમાં સંડોવવામાં આવ્યો છે. પણ અહીં તેની કશી નિશાની જણાય છે? બે વાતો બાદ કરીએ તો બધું પહેલાં જેવું જ ચાલતું નથી દેખાતું? આ બે વાતો તે આ: (૧) બજારમાં અનાજપાણીની મોંઘવારી ચાલે છે; (૨) મહાસભાના પ્રધાનો રાજ કરતા હતા તે તેમણે છોડી દીધું છે.

મોંઘવારીની બાબત પહેલી વિચારીએ. લડાઈ માટે દાણોપાણી ને બીજી હજારો ચીજો વિલાયતમાં જોઈએ સરકાર તે આપણી પાસેથી વિલાયતને માટે વેચાતી લઈ રાખે. તેથી કરીને કેટલીક તેજી આપોઆપ થાય. પરંતુ વેપારીઓ નાહકનો નફો ખાવા માટે પણ ભાવ વધારે છે. એમની આ નફાખોરીને રોકવા માટે સરકારને ચાંપતા ઉપાયો લેવા પડે છે.

હવે બીજી વાત વિચારીએ.

મહાસભાના પ્રધાનોએ પદ છોડ્યું ત્યાર પછી અંગ્રેજ સરકાર બીજા પ્રધાનો નીમી ન શકી. કારણ કે, ધારાસભામાં મહાસભાનો પક્ષ જ બળવાન હતો: પ્રજાએ ઘણા મતે મહાસભાવાદી સભ્યોને ચૂંટ્યા છે. બીજા પ્રધાનો ન નીમી શકાયા; પણ રાજ્ય તો ચાલવું જ જોઈએ. બંધારણમાં એને માટે એક કલમ મૂકી છે કે, કોઈ સંજોગોમાં મુશ્કેલી આવી પડે તો ગવર્નર રાજ્યની લગામ પોતાના હાથમાં લઈ શકે. એ કલમ મુજબ અત્યારે ગવર્નર કામ કરે છે; અને તે આશા રાખે છે કે, મહાસભાવાદી પ્રધાનો પાછા ગાદી પર આવશે.

મહાસભાવાદી પ્રધાનો ત્યારે કેમ નથી જતા? દરેક મતદારે અને ના-મતદારે સૌએ આ સવાલનો જવાબ જાણવો જોઈએ. આ સવાલ હિંદુ મુસલમાન કે ખ્રિસ્તી યહૂદીનો નથી: આ સવાલ આપણા દેશની દરેક કોમનો છે; એ એક મોટો રાષ્ટ્રીય સવાલ છે. વાત એમ છે કે, વિલાયત જર્મની સામે લડાઈમાં ઊતર્યું તે જ દહાડે વાઈસરોય સાહેબે દિલ્હીથી જાહેર કર્યું કે, હિંદ પણ જર્મની સામે છે. જર્મનીની નીતિ એવી ખરાબ છે કે આપણને તે ગમે એવી નથી. તેથી હિંદને એ લડાઈની સામે કશો નીતિનો વાંધો નથી. પણ એક બીજી વાત તેમાં રહેલી છે.

હિંદના પ્રાંતોની ધારાસભાઓમાં આ લડાઈની વાત ચર્ચવામાં આવી. મહાસભાવાદી ધારાસભાઓએ એવું કહ્યું કે, લડાઈ તો યુરોપને માટે ઠીક છે; હિંદને પણ તેમાં સંડોવ્યું, તો એ વિષે અમને પહેલેથી પૂછ્યું હોત તો સારું થાત; પણ હવે અમારે એક વાત પૂછવી છે કે, અમારા દેશને લડાઈમાં લીધો તે શા હેતુથી? યુરોપમાં પોલેન્ડ પર જર્મનીએ ચડાઈ કરીને તેની સ્વતંત્રતા છીનવી લીધી; તેથી તેને પાછી મેળવવા યુરોપમાં વિલાયત લડે છે. તો અમારા દેશને પણ સ્વતંત્રતા તો મેળવવાની છે. આ લડાઈને અંતે અમને તે મળશે? જો તેની ખાતરી અને પુરાવો આપો, તો તો હિંદીઓ રાજીખુશીથી યુરોપી યુદ્ધમાં તેમનાથી બને તેવી મદદ કરી શકે. આ પ્રકારના ખાતરી પુરાવા મહાસભાએ પણ માગ્યા ને દેશનાં બીજાં કેટલાંક મંડળોએ પણ માગ્યા. પરંતુ તેવું કાંઈ વિલાયતની સરકારે કે વાઈસરોયે આપ્યું નહિ. પછી, પ્રધાનો પ્રધાન રહીને કેવી રીતે કામ કરી શકે? રાજ્ય તરફથી લડાઈ જાહેર થઈ ને પોતે પ્રાંતની રાજ્યગાદી

પર હોય ને મદદ ન કરે, એ કેવું વિચિત્ર કહેવાય? એમ બને શી રીતે? એટલે, મહાસભાવાદી પ્રધાનોએ રાજનું કામ છોડી દીધું. પ્રજાનો મત ન હોય તો પછી સ્વરાજના પ્રધાનોથી ચોટી ન રહેવાય. એટલે એમણે પ્રધાનપદાં છોડી દીધાં અને પાછા પ્રજાને કામે વળગી ગયા.

આ પ્રમાણે આપણા દેશની સ્થિતિ આજે છે.

મ૦

# આટલું તો સમજજો

આપણે સ્વરાજ મેળવવા માગીએ છીએ. એ આપણો જન્મસિદ્ધ હક છે, એમ ટિળક મહારાજે આપણને શીખવ્યું છે. એ મેળવવાનું સાધન સત્ય અને અહિંસા જ હોય, એવો આપણે ઠરાવ કર્યો છે. આ બધું થયાથી ગામેગામ લોકોમાં સ્વરાજનો પ્રેમ જાગ્યો. પણ એ સ્વરાજ એટલે શું? વર્ષો ઉપર ગાંધીજીએ એ ટૂંકામાં સમજાવ્યું હતું કે, જેમ આપણા ઘરનું કારભારું આપણા જ હાથમાં હોય, પારકો તેમાં ન હોય, તેમ જ આપણા દેશનું આખું કારભારું આપણા લોકના હાથમાં હોવું જોઈએ; એટલે સ્વરાજ કહેવાય. આ સહેલી સમજાય એવી વાત થઈ.

હવે તમને કોઈ પૂછે, "ભાઈ, તમે બધા લોક એટલે કોણ? કોના હાથમાં હોય એમ તમે સમજ્યા?" તમે તરત ઉત્તર આપશો, "કેમ, અમે અમારા પ્રતિનિધિ ચૂંટીએ; અને તે બધાની સભા એ અમે જ થયા ને?"

બરોબર છે. આજ દુનિયામાં જે પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ ચાલે છે તેમાં એમ જ હોય. પ્રજા પોતાના પ્રતિનિધિ ચૂંટે; તેઓ મળીને પ્રજાના દેશનો વહીવટ કરે; જ્યારે પ્રજાને તે ન ગમે ત્યારે તેઓ છોડી દે અને પ્રજાના વિશ્વાસપાત્ર પ્રતિનિધિઓ ફરી નવેસર ચૂંટાય. પ્રજાનો વિશ્વાસ એ આ પદ્ધતિમાં મોટી ને મુખ્ય વાત છે. તે વિશ્વાસ જાણવાની રીત ચૂંટણી છે. ચૂંટણીને માટે મતાધિકાર જેટલો બને તેટલો બહોળો હોવો જોઈએ. સરસમાં સરસ મતાધિકાર એ કે જેમાં પુખ્ત ઉંમરનાં સૌ સ્ત્રીપુરુષોને મત આપવાનો અધિકાર હોય. આવા મતાધિકારને 'પુખ્ત મતાધિકાર' કહેવામાં આવે છે.

આ તો દેશના સામાન્ય રાજવહીવટને માટેની નીતિ થઈ. પણ કોઈ વાર દેશમાં કોઈ ખાસ એવો મોટો પ્રસંગ આવે છે કે તે વખતે તેને પહોંચી વળવાને માટે ખાસ રસ્તો લેવો પડે છે. ચાલો, આપણા જ દેશનો દાખલો લઈએ. આજે જ આપણે ત્યાં એવો ખાસ પ્રસંગ ઊભો થયો છે, તેથી તે દાખલો તરત સમજાશે.

આપણે સ્વરાજ માગીએ છીએ, તેથી વાઈસરૉયે દેશની અનેક કોમોના આગેવાનોને બોલાવ્યા. અને તેમની ભેગા મહાસભાના આગેવાનોને પણ બોલાવ્યા. તેમની બધાની જોડે વાતો કર્યા પછી વાઈસરૉયે રેડિયો મારફત જાહેર કર્યું કે, દેશમાં કોમ કોમ એક ન થાય અને કેવું સ્વરાજ જોઈએ છે તે વિષે એક વાત ન કરે ત્યાં સુધી શું કરીએ? માટે કોમ કોમ વચ્ચેના એ ઝઘડાનો નિકાલ આણો ને એક વાત પર આવો, તો કામ સહેલું થઈ જાય. વાઈસરૉયે આ તો આડી વાત કરી, કેમ કે એમની આગળ તો એમ માગણી કરી છે કે,

# નવું વાચન

## અનુવેશની અફળ કળા

**વસુંધરાનાં વહાલાં દવલાં**-શ્રી. ઝવેરચંદ મેઘાણી. કિં. ૧-૮-૦. 'ફૂલછાબ'નું ૧૯૩૭નું ભેટ-પુસ્તક, પાન ૨૫૦.

"સૌરાષ્ટ્રના મધ્યમ તેમ જ નીચલા થરો વચ્ચેના પડમાંથી" રસ ખેંચીને તૈયાર કરેલી આ વાત, આપણા લેખકોને સુલભ એવી, એક સામાજિક નવલ બની રહી છે. મધ્યમ થરના સડા અને દંભી મોભાનાં ભોગ બનતાં નીચલા થરનાં સ્ત્રી-પુરુષોની દશા વર્ણવવાનો એમાં આછો પ્રયત્ન લાગે છે.

આવી વાર્તા ગૂંથવાનું વસ્તુ લેખકને વિક્ટર હ્યૂગોના નવલરત્ન 'The Laughing Man' માંથી મળ્યું લાગે છે. તે પહેલાં શ્રી. મેઘાણીએ એક નાનકડી લઘુકથારૂપે હ્યૂગોની એ કથાનો ઉમરાવ-સભાનો રોમાંચક પ્રસંગ ઉતાર્યો હતો. આ લાંબી કથા એ વાર્તાનું વસ્તુ સોરઠી વેશે ઉતારવાનો પ્રયત્ન છે. વાર્તા સૌરાષ્ટ્રમાં મૂકવાને માટે તેમાં જરૂરી ફેરફારો કર્યા છે; મૂળનાં બેત્રણ કથાનકોને બદલે સ્થાનિક નવાં પ્રયોજીને વણ્યાં છે. હ્યૂગોની વાતમાંથી મદારી, હોઠકટો ને રીંછ એ ત્રણ પાત્રો ઉપરાંત કુરૂપપ્રેમી વિધવા રાણીનું પાત્ર પણ હ્યૂગોની 'જોશિયાના' પરથી જ ઘડેલું ગણાય. હ્યૂગોની વાર્તા અમીરો અને ઇંગ્લંડના અમીરી રાજકારભાર પર સચોટ પ્રહાર છે. શ્રી. મેઘાણીએ તે જગાએ કાઠી દરબારો આણ્યા છે; પણ એ એમની વાતનું મુખ્ય પ્રહાર-સ્થાન નથી. એમણે મધ્યમ વર્ગના જૂઠા મોભા અને પાપી દંભ પર શરસંધાન કર્યું છે. આ પ્રહારોમાં અસ્વાભાવિક અતિરેકની પીંછી લાગવા છતાં, વાર્તાપ્રવાહ સહ્ય બનવાનું કારણ એ છે કે, વાર્તાની મંગળમૂર્તિ સમાન મદારી અને તેનું તથા સ્ત્રી-અજારમાંથી તેનુંને પરણી લાવનાર લાલકાકો ખાનદાન છે, ટેકીલાં છે; તેથી કરીને બીજી રીતે દારુણ બનેલું વાર્તાચિત્ર નરમ પડે છે. લોહીના વેપારના કથાનકનો ઉમેરો સારો ચિતાર આપે છે.

સરવાળે જોતાં, વાર્તાનું વણાટ—વસ્તુગૂંથણી અદોષ નથી. તેમાં પાંખાપણું અને વખલ્લાના દોષ જણાય છે. અંગ્રેજી પરથી વસ્તુ લીધા પછી તેનો અનુવાદ કરવો જ વધારે સારો, અનુવેશ કરવો સારો નહિ, એમ આ ચોપડી વાંચ્યા પછી મૂળ વાંચી જોતાં લાગ્યું. (અહીં એટલું કહી દઉં કે, હ્યૂગોના એ પુસ્તકની જાણ આ ચોપડી પરથી જ થઈ ને તે મેં પછીથી વાંચ્યું છે.) ક્યાં મૂળની સર્વાંગસુંદરતા અને ક્યાં આ અનુવેશનું ગાંડાગળફાવાળું વણાટ! મૂળ વાત હ્યૂગોએ ઇંગ્લંડના સૈકાં-જૂના ઇતિહાસમાંથી વણી છે. કદાચ તેને અનુસરી શ્રી. મેઘાણીએ પોતાના ટૂંકા નિવેદનમાં એક વાક્ય મૂકી દીધું કે, "વાર્તાકાળ ૨૫-૩૦ વર્ષો પરના સૌરાષ્ટ્રનો છે", એટલે કે એક પેઢી અગાઉનો. તો પછી વાર્તામાં આંકફરક, ગાંધીયુગનો જેલમહેલ, નવી પેઢીમાં નીપજેલો પેલો જાહેરાતી નવજુવાન, વગેરે કઈ રીતે આવ્યાં? વેશાંતર કરવામાં કાલક્રમદોષની ભીતિ રહે જ, અને આ વાત તેની સાક્ષી પૂરે છે. બીજી ભીતિ રહે છે તે વાતના નાના નાના તાંતણા સુવ્યવસ્થિત મળ્યા વગર રહી જાય ને તેથી થતા રસભંગની. આ વાર્તામાં એ દોષ પણ લાગે છે. કૂતરીને ધાવવા લાગી જતા બાળકનું અસ્વાભાવિક કથાનક; હોઠને કાપી જ નાખી વધારે કામગારી વહોરતો સરજન (કેમ કે, સહેલું તો મલમપટ્ટો જ હતો; પણ તે કરાવે તો છોકરો હોઠકટો ન બને!); બાળકને ભૂલી પ્રતાપ શેઠ પૂરતું જ ઋણ ચૂકવી અલોપ થતી તેજુ; અનાથ-આશ્રમમાં કામ કરતો નિષ્ઠુર ને હોઠકટા પ્રત્યે કોઈ ખાસ ભાવ વગરનો સંચાલક પાછળથી સ્વપ્નમાં શી રીતે ઓથારવા લાગ્યો એ અણુસાંધ્યું અધ્ધર આલેખન; ડોસા મદારીને હોઠકટાનું કયું ગુહ્ય સંભાળવાનું હતું કે અંતે તેને રિબાવ્યો અને તે વચનભંગનો પસ્તાવો કરવા લાગ્યો? અને હોઠકટો છોકરો પ્રતાપની મિલકતનો વારસ થયો તે ક્યાંના કાયદાથી? આ બધી વિગતો અણસમજી વણાઈ ગઈ છે. મૂળ જોતાં તેનું કારણ કળાય છે. પણ એ બધામાં લંબાણથી પડવાનું આ ટૂંકી નોંધમાં સ્થાન નથી. એટલું કહેવું જોઈએ કે, આ અનુવેશમાં લેખકે બેધ્યાનીથી ઉતાવળ કરી હોય એવું લાગે છે; અને અનુવેશને બદલે જો મૂળનો સંક્ષેપમાં અનુવાદ કર્યો હોત તો વધારે સારું થાત. તો હ્યૂગોના એક નવલરત્નનો જ નહીં, આપણી રાજકર્તા પ્રજાના અમીર સમાજનો એક આબાદ ચિતાર આપણે મેળવી શકત. અને એ આપણી પ્રજાએ જાણવો જોઈએ એમાં શંકા નથી. પરભાષામાંની કોઈ ચીજ આપણને આકર્ષે તો તેનો સળંગ કે સંક્ષિપ્ત અનુવાદ એ જ સહજ અને સુયોગ્ય ગણાય. તેને બદલે, તેની વસ્તુ લઈ વેશાંતર કરવું (જેવું કે, શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ ટૉલ્સ્ટૉયના નાટકનું 'તિમિરમાં પ્રભા' કર્યું છે) એ ઓછું સહજ. અને અનુવેશ તો ત્રીજે નંબરે ગણાય. અનુવેશમાં લેખક કાંઈક પોતાપણું સમજી સ્વતંત્ર આલેખનનું ગૌરવ માણી શકે એમ? તો, મને લાગે છે કે, એ ઇષ્ટ મનોવૃત્તિ નથી. છતાં, અનુવેશ કરવો જ હોય તો મૂળને ખૂબ પચાવીને, સહજરૂપે તેનું તગપડું વસ્તુ મનમાંથી સ્ફુરવું જોઈએ; તાંતણા મેળવવાની સ્થિતિ ન હોવી ઘટે.

વાર્તા તો કોને વાંચવી ન ગમે? એ પૂરતી આ વાત સૌને ગમશે. તેમાંય આ વાતનું વસ્તુ તો ઉપલા થરોનો

ધિક્કાર અને નીચલા થરનાં ગરીબની હાય છે, અને એ આજની ફૅશનેબલ ભાવના છે. પરંતુ અનુવેશ તરીકેના એક સાહિત્ય-પ્રકાર તરીકે તથા પાત્રાલેખન અને વસ્તુ-વિધાનની દૃષ્ટિએ, આ કથા સફળ ન કહેવાય.

**અપરાધી** — શ્રી. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ-ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પા. ૩૮૨. કિં. ૨-૮-૦

'વસુંધરાનાં વહાલાં દવલાં'ની જેમ, આ પણ એક અનુવેશ છે., નવલ — નવી કથા નથી. મૂળ નવલકાર હૉલ કેઈન છે; તેમની વાતનું નામ છે, 'The Master of Man'. અનુવેશકાર આ બીના તેમના પુસ્તકને અંતે જણાવે છે, અને તે એટલા સારુ કે, 'વાચન કરતે કરતે આખે રસ્તે વાચકને એકને બદલે બે લેખકોનો વિચાર કર્યાં કરવો ન પડે.' મારે માટે કહી દઉં કે, 'અપરાધી' વાંચી તે પહેલાં મેં મૂળ વાત વાંચી નહોતી; તે મેં હમણાં આ સમાલોચના કરવા માટે વાંચી. તે પરથી મને ઉપરના પ્રથમ અનુવેશની સમાલોચનામાં આપેલો અભિપ્રાય વધુ સબળ લાગ્યો કે, પારકી વાતોના અનુવેશ કરવા એ બીજે નહીં, ત્રીજે નંબરે જ આવે. 'વહાલાં દવલાં'ના કરતાં આ વાતનું વણાટ સારું છે. છતાં ક્યાં મૂળ, અને ક્યાં આ એનો અનુવેશ! મૂળ વાત ટૉલ્સ્ટૉયના 'Resurrection' ('નવો અવતાર') જેવી ઉદાત્ત અને આબાદ ચીજ છે. એનાં નાનાંમોટાં બધાં પાત્રો પોતપોતાની ન્યારી ભાત પાડે છે. અને એ બધાં મળીને એક અનુપમ પાપોદ્ધારની કથા બને છે. આ અનુવેશમાં કાર્યની ગતિ છે, તેમાં વેગ છે, તેમાં દિશા પણ છે; પરંતુ તેનું હાર્દ, જે સૂક્ષ્મ પાત્રાલેખન ને મનોવિકાસ, એ નબળાં છે — અનુવેશમાં ઊતરી શક્યાં નથી. માત્ર એક સરસ્વતીનું પાત્ર સુરેખ ઉઠાવદાર છે; તેમાં વ્યક્તિત્વ આવ્યું છે. શિવરાજ, તેનો મિત્ર રામભાઈ, કે જે હૉલ કેઈનના હાથમાં આબાદ પાપમાનસનો ચિતાર આપે છે, તે અહીં ફીકા પડ્યા છે. રામભાઈનું અને ખેડુકન્યાનું આલેખન તો આખું જ આખું ગયું છે. શિવુભાના પિતાનું ચિત્ર સારું દોરાયું. પણ તેના નોકરને ખેડુકન્યાના પ્રસંગમાં આણીને લેખકે કશી જ રસ-નિષ્પત્તિ નથી સાધી: એ તો આલેખનવૃક્ષને ઠાલું જૂઠું ડાળું જ ઠોકી રાખ્યા જેવું લાગે છે. મૂળની બાઈ જેનેટને સ્થાને જો શિવુભાની કોઈ ફોઈ બેસાડી હોત તો?

અતિ ઝીણવટમાં જવાની જરૂર નથી. એટલું ફરી કહેવા જેવું છે કે, અનુવેશ ઊતરતી કળા લાગે છે. અને હૉલ કેઈનની એ દમદાર કથાનું વાતાવરણ જોતાં, આપણા લોકોને બહુ આત્મીય લાગે એવું એ હોવાથી, તેનો અનુવાદ (ભલે સંક્ષેપમાં) જ યોગ્ય થાત.

**વેવિશાળ** — શ્રી. ઝવેરચંદ મેઘાણી. 'ફૂલછાબ' કાર્યાલય, રાણપુર. કિં. ૧-૪-૦, પા. ૩૦૬

'ફૂલછાબ'ના અંકો પૂરવાને માટે હપતે હપતે લખાયેલી આ વાત છે. લેખક કહે છે કે, 'આંધળુકિયાં કરીને આ વાર્તા' દર અંકે છપાવતો હતો; અને આ પણ એક વાર્તાસર્જનની પદ્ધતિ છે, જે અગાઉથી વસ્તુ ગોઠવીને પછી વાર્તા આરંભવાની પદ્ધતિથી ભિન્ન છે. જાતે વાર્તા-લેખક નહિ હોવાથી, એ બેમાંથી કઈ પદ્ધતિ સારી કે સાચી ઠરી, એ જાતઅનુભવે ન કહી શકું. પરંતુ નિવેદનમાં એક બીજી વાત કહી છે તે આ એમની સર્જનપદ્ધતિની સામે જાય છે. તે કહે છે, "'વેવિશાળ'ની મુકરર કરેલી કિંમત હવે વિશેષ પાનાંનો બોજો ઊંચકી શકશે નહિ." એટલે આંખ ઊઘડી ને વાર્તા પૂરી કરી એમ? એમ વાર્તા અચાનક પૂરી થાય છે એ વસ્તુ સ્પષ્ટ દેખાય છે. હા, 'વેવિશાળનો પ્રસ્ફોટ કરીને ચૂપ થવું જોઈએ,' લગ્ન તથા પરિવારની પંચાતમાં પડવાનું નથી રહેતું, એ બધું ખરું. પરંતુ, તે પહેલાંની અધૂરી વાતોનું શું? પેલા વજ્ર-છાતી દેખાડેલા દીપાશેઠને તમાચો ખાઈને છૂ થતા જેવા શું કામ બતાવ્યા? ચંપક શેઠ એટલાથી એમને જતા કરે એ એના સ્વભાવ વિરુદ્ધ નથી? વિજયચંદ્ર કેસ કરવાની વાત કરે છે એ તો એની બેવકૂફી પણ માની લઈએ. વળી, નાના શેઠને બાયો, સ્ત્રીજીત બતાવવો અને એની સ્ત્રીને અધ્ધર મુંબઈ રાખવી એ પણ ભીનું સંકેલાયું છે એમ નથી લાગતું? બીજી રીતે રસદાર વાતમાં આવાં આવાં અધૂરાપણાં આંધળિયા-પદ્ધતિને કારણે કે પછી કિંમતના આડા આંકને લીધે છે, એ તો કોણ જાણે.

પણ, તેથી આ વાર્તાનો રસ એવો નથી ખંડાતો કે જેથી તે વાંચવી ન ગમે. કાર્ય ગતિપૂર્ણ છે, તેમાં ઝમક છે ને ધડાકાની ગાજવીજ છે; આ સાથે તેમાં પ્રેમ, મમતા અને સ્વજનતાનો પ્રસાદ પણ છે. સોરઠી વણિક સમાજનું મુંબઈગરું જીવન મઝેદાર આલેખાયું છે. પ્રાણજીવન અને ખુશાલભાઈ જેવા બે શક્તિશાળી માણસો પોતપોતાના સંજોગોમાં કેવા ફાલે, એ આ જોડીમાં સરસ જોવા મળે છે. નવું જીવન અને જૂનું 'દેશ'ના સંસ્કારોવાળું જીવન — બેઉને એક ઘરમાં બતાવી જે તાદૃશ ચિતાર આપ્યો છે એ પ્રશસ્ય છે. મુંબઈગરા જીવનનાં અનેકવિધ ચિત્રો જો વધારે વિશદ અને વિસ્તૃત કર્યાં હોત તો રસ-જમાવટ ખૂબ વધત. 'ભાભુ' — ચંપક શેઠની પત્નીનું તથા દીપા શેઠનું આલેખન ઉઠાવદાર ને સુરેખ છે. એમના જૂના સંસ્કારો ને તેની ધાર્મિકતાની ધૃતિ, ખાનદાની, દૃઢતા, વિવેક વગેરેમાં કશું ખાસ જૂનવાણી નથી લાગતું; બલ્કે, દીકરી પોતાની ઇચ્છાએ પરણે અને અન્યતઃ એમાં કશું વાંકું ન હોય તો એ વેવિશાળ સાચું, એવો અદ્યતન અભિપ્રાય એ બાઈ ધરાવે છે જ નહીં, પોતાના પતિ સામે જઈને પણ આચરી બતાવે છે. જૂના જમાનાનાં સ્ત્રીપુરુષોમાં આ પ્રકારની ચારિત્ર્યશક્તિ

હતી, જે આજના વિજયચંદ્રો ખોઈ બેઠા છે, જેને ચંપકલાલો હસે છે. શ્રી. મેઘાણીએ આ વસ્તુ આબાદ રજૂ કરી છે. અને એ આ કથાનું મહાન વસ્તુ છે. વેવિશાળ એટલે 'હતાં હતી'નાં મન માનવાં એ નહીં; એ હૃદયમિલનની સાથે બે કુટુંબ અને બે આદર્શોનું એકીકરણ અને ઉદાત્ત સંમિશ્રણ. અથવા વધારે ચોકસ કહું તો, એ સંમિશ્રણની ફલરૂપ ભૂમિકામાં હૃદયમિલનનાં બીજ વાવવાં તે. કેમ કે હૃદયમિલન તો પુરુષાર્થ છે, એ વસ્તુ કોઈ સ્થિતિ નથી; એ તો ગતિમાન અને ખીલતા સ્નેહ-ચારિત્ર્યનો પરિપાક છે. 'વેવિશાળ'નો એ અમર સંદેશો ગણાય. દુઃખ એટલું જ રહે છે કે, આ અમર સંદેશને ઝીલે એવી પ્રગલ્ભ વાત-ગૂંથણી નથી મળતી. શ્રી. મેઘાણીએ પાનાંનો ડર રાખ્યા વગર કલમ વહે જવા દેવી હતી. હપતે હપતે 'ફૂલછાબ'ની મર્યાદિત જગા જોઈને પણ વિશદતા બિચારી કોચવાઈ હશે ને?

શરૂમાં ઉપર લેખકના બે 'અનુવેશો' આપણે જોઈ ખાવ્યા, એવા 'અનુવેશ'ના બંધનમાંથી છૂટેલી કલમ કેવી સારી ફાવે એ આ ચોપડી સ્પષ્ટ બતાવે છે. 'વેવિશાળ' એક મજેદાર વાત છે. એની ખાનદાની એક સ્ત્રી-પાત્રને આભારી છે એ સુંદર વિધાન છે. જૂના સમૃદ્ધ વારસા પર નવો જમાનો લેખકે આબાદ સંયોજ્યો છે.

છેવટમાં, એક આડવાત: આ ત્રણ ચોપડીઓની કિંમત કેમ એકન્યોરાણે નથી? ૨૫૭ પાનની પહેલી ચોપડીનો ૧ા રૂપિયો; ૩૯૨ પાનની બીજીના ૨ા રૂપિયા! ૩૦૬ પાનની ત્રીજીનો ૧ા રૂપિયો!! વધુ ટીકા બિન-જરૂરી છે. મ૦

**राष्ट्रभाषा-परिचय – भाग १** : કર્તા: શ્રી. જેઠાલાલ જોષી; પ્રકાશક: એસ. બી. શાહની કંપની, અમદાવાદ. પાનાં ૧૪૮, કિં. રૂા. ૦–૧૦–૦.

ગુજરાતમાં રાષ્ટ્રભાષાનો અભ્યાસ દહાડે દિવસે વધતો જાય છે, એટલે એ અભ્યાસમાં મદદ કરે એવાં પુસ્તકો પણ પ્રગટ થતાં જાય છે. આવાં પુસ્તકો બે પ્રકારનાં હોઈ શકે: એક તો હિંદુસ્તાની વ્યાકરણનો સીધો પરિચય આપતાં, અને બીજાં ગુજરાતી વ્યાકરણ સાથે તુલના કરી હિન્દુસ્તાની વ્યાકરણની વિશેષતાઓ તરફ ધ્યાન દોરતાં. બીજા પ્રકારનાં પુસ્તકો જ વધારે ઉપયોગી નીવડે એ સમજી શકાય એવું છે. આ પુસ્તક પહેલા પ્રકારનું છે, પણ પુસ્તકના છેવટના ભાગમાં જોડણીની, લિંગની અને કેટલાક શબ્દોના પ્રયોગની વિશેષતા નોંધી છે, તે ઉપયોગી થશે. હિંદી બોલવા લખવા જતાં જે ભૂલો ગુજરાતીઓને હાથે થઈ જવાનો વધારે સંભવ છે, એ તરફ પણ ધ્યાન દોરવાની જરૂર છે. પુસ્તકમાં ક્રમિકતા ઠીક સચવાઈ છે, અને વાક્યો મોટે ભાગે ચાલુ રાષ્ટ્રજીવનને લગતાં પસંદ કર્યાં છે, એટલે વાચન કંટાળાભર્યું બની જતું નથી. પુસ્તકમાં વપરાયલી ગુજરાતી ભાષા સદોષ છે, તે નવી આવૃત્તિ વખતે કોઈ પાસે સુધરાવી લેવામાં આવે એવી અમારી સૂચના છે. ન.

**રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ** સંપાદક— મગનભાઈ દેસાઈ પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. ૧–૮–૦.

કોશ ભાષા અને સાહિત્યસમૃદ્ધિનું પરિચાયક અંગ છે સમૃદ્ધ ભાષાનો શબ્દભંડાર વિપુલ હોય છે. આજે રાષ્ટ્રભાષાનો શબ્દભંડાર લગભગ એક લાખ જેટલો છે. આપણી રાષ્ટ્રભાષામાં સંસ્કૃત, અરબી, ફારસી, તુર્કી, અંગ્રેજી, પોર્ટુગીઝ, પ્રાન્તીય દેશી શબ્દોનો સારો સંગ્રહ છે. બહારના શબ્દોને પચાવવાની કળા એ તો ભાષાની જીવન-શક્તિ છે રાષ્ટ્રભાષામાં આ શક્તિ યોગ્ય પ્રમાણમાં છે.

સર્જતા સાહિત્યમાં કે નિત્યના વ્યવહારમાં બધા શબ્દોનો એક સાથે ઉપયોગ નથી થતો. અમુક જ શબ્દો નિત્યના વ્યવહારમાં વપરાય છે. આવા નિત્ય વ્યવહારમાં આવતા શબ્દો અને તેના પર્યાયો ભાષા શીખનારાઓ માટે બહુ જ જરૂરી છે.

અહિન્દી-ભાષા-ભાષી પ્રાન્તો માટે આવા નિત્ય વ્યવહારના શબ્દસમૂહની ઘણી જ જરૂર છે; જોકે હિન્દી ઘણા લાંબા સમયથી દેશના મોટા ભાગમાં સહેલાઈથી સમજાતી ભાષા છે, છતાં તેનો વ્યવસ્થિત પ્રચાર અને અભ્યાસ આજે શરૂ થયો છે. આવા યોગ્ય અવસરે આપણી ગુજરાતી-ભાષા-ભાષી જનતા માટે એક સારા કોશની જરૂર હતી જ. આ જરૂરત 'રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ' પૂરી પાડે છે.

આ કોશમાં રાષ્ટ્રભાષાના સ્વરૂપને ધ્યાનમાં રાખી આવશ્યક અને આજે વ્યવહારમાં નિર્બાધપણે વપરાતા શબ્દોને સ્થાન આપવામાં આવ્યું છે. સંસ્કૃત, અરબી અને ફારસી શબ્દોનો એકત્ર શબ્દસમૂહ આમાં છે. સાહિત્યમાં આ બધા શબ્દોનો વ્યવહાર સર્વસામાન્ય છે. ઉર્દૂ શબ્દો માટે જુદા કોશની જરૂર રહેતી નથી. આ કોશ વર્તમાન સાહિત્યમાં વપરાતા શબ્દો માટે યોગ્ય સાધન છે. આમાં લગભગ ૧૫ હજાર જેટલા શબ્દો છે. આ કોશની મદદ વડે રાષ્ટ્રભાષા પ્રચારકાર્ય, મારી દૃષ્ટિએ, સુગમ બનવા પામ્યું છે. આ કોશ રાષ્ટ્રભાષા પ્રચારની ઊંચી પરીક્ષા 'કોવિદ' સુધીના પાઠ્યક્રમના અભ્યાસી માટે એક ઉમદા સાધન છે. આવા યોગ્ય સમયે ગુજરાતી જનતાની આવશ્યકતા પૂરી પાડવા માટે આપણે શ્રી. મગનભાઈ દેસાઈના આભારી છીએ. કોશનાં બાહ્ય આકાર અને મૂલ્ય વિષે તો એટલું જ કહીશું કે, આજે આપણા ગુજરાતમાં 'નવજીવન પ્રકાશન મંદિર' અજોડ છે.

અહીં એક તાત્કાલિક આવશ્યકતાનો નિર્દેશ કરવાની તક લઉં છું. આવા એક ગુજરાતી-હિન્દુસ્તાની કોશની પણ એટલી જ જરૂર છે. જે૦ જો૦

# માસિક વિવેચન

### ઉદ્યોગ અને વૈવિધ્યરસ

લખનૌમાં અખિલ ભારતીય શિક્ષણ પરિષદની ૧૫મી બેઠક નાતાલની રજાઓમાં મળી. શ્રી. સર્વ-પલ્લી રાધાકૃષ્ણન એના પ્રમુખ હતા. શિક્ષણનાં અનેક અંગોની ચર્ચા થઈ, તેમાં વર્ધાયોજનાની પણ ચર્ચા થઈ અને તેને મંજૂર રાખવામાં આવી.

આ તરફનાં છાપાંમાં એના બહુ ટૂંકા હેવાલ આવ્યા, એટલે તે બધી ચર્ચા ઝીણવટથી તો જાણી નથી શકાતી. પણ જે ટૂંક હેવાલ જોયો તે પરથી જોયું કે, તેના મુખ્ય ચર્ચક બનારસ યુનિવર્સિટીના અ૦ નારાયણ મેનન કરીને એક ભાઈ હતા. તેમણે ચર્ચામાં એક મુદ્દો ઉઠાવ્યો તે પરથી મને થોડાક મહિના પર વિદ્યાપીઠમાં ઇન્સ્પેક્ટરની કક્ષાના એક શિક્ષણ-અમલદાર આવેલા તે યાદ આવ્યા. એ અમલદાર મને કહે, "આ તકલી-ઉદ્યોગથી બાળકના મનને એકની એક વાત કર્યાનો કંટાળો નહીં આવે? નવી યોજનાની આ એક ભારે ખામી લાગે છે. તેથી તમે મને એનું પ્રત્યક્ષ થતું કામ બતાવો." હું એમને અમારા ઉદ્યોગ-મંદિરમાં લઈ ગયો ને ત્યાં કપાસ સૂકવવો, લૂડવો, સાફ કરવો, લોઢવો; પછી સાફ કરીને પીંજવું, પૂણી વાળવી, અનેક આસનોથી કાંતવું, અટેરણ પર ઉતારવું, એ બધી ક્રિયાઓ અને એ કરતાં વચ્ચે વચ્ચે સેવાનાં માપ, વજન, નોંધો વગેરે બતાવ્યું. નાનાં બાળકો કપડાનો ટુકડો પૂણીની જેમ વાળતાં શીખતાં હતાં તે બતાવ્યું. બાળકોનો પ્રત્યક્ષ આનંદ જોઈને, તથા અજાણ્યા ને બિનઅનુભવીને એક જ લાગતી ક્રિયામાં ઉપલું બધું વૈવિધ્ય જોઈને, તે. સરળચિત્ત અમલદારે કહ્યું, "મારું અજ્ઞાન જ હતું. ઉપરની દલીલ તો અજ્ઞાન ભણેલાનો વહેમ જ છે." બનારસના પ્રોફેસર આ અમલદારની જોડે તે બધું જોવામાં હોત તો, નીચે પ્રમાણે 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' એમની દલીલનો હેવાલ આપે છે તે ન આપવો પડત:

"વસ્તુ બનાવવાની તરેહ દ્વારા બાળકે આનંદ માણવો જોઈએ, પણ દરેક વેળા એણે તે નવી રીતે કરવું જોઈએ, નહિ તો કદાચ બાળકનું મગજ કુંઠિત થઈ જાય."

વૈવિધ્ય ન હોય તો બુદ્ધિ કુંઠિત થઈ જાય એ વિધાન પ્રશ્નપાત્ર છે, છતાં એ છોડીએ. પણ એક પ્રશ્ન પૂછવા મન થાય છે, "અધ્યાપકો એકનો એક વિષય વર્ષોથી શીખવે છે તેથી એમની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે શું?" અને જીવનમાં તપાસીને જોતાં, વૈવિધ્ય કરતાં એકવિધ ક્રિયાઓનું પાસું વધારે નથી જણાતું? તળિયે જઈને જોઈએ તો જણાય છે કે, જીવનધારક વસ્તુઓ એકધારી ને એકવિધ ચાલવાથી જ સપાટી પરનાં વૈવિધ્યોના ચસકા કેટલાક વર્ગ માણી શકે છે. આ વૈવિધ્ય-રસમીમાંસામાં પણ એક વર્ગ-ફિલસૂફી કેટલે અંશે છે એ તપાસવા જેવું છે. પરંતુ વર્ધા-યોજનાના ઉદ્યોગોમાં તો વૈવિધ્ય-રસ પણ અપાર છે. માનું છું કે, ઉપરોક્ત ચર્ચક પોતાની ખાદીની સૂગ તો આ શબ્દોમાં નહીં ઢાંકતા હોય.

### પદ્ધતિ પર અતિભાર

લખનૌની એ પરિષદમાં આચાર્ય શેષાદ્રિએ 'હિંદના શિક્ષણની પુનર્ઘટના' પર ચર્ચા કરતાં કહ્યું, "પદ્ધતિના પ્રશ્નો ગૌણ મહત્ત્વના ગણાવા જોઈએ." શિક્ષણક્ષેત્રમાં આ એક કીમતી ને મદદરૂપ ટીકા છે. શિક્ષકો અને કેળવણીકારોએ આ વિષે વિચાર કરવો જોઈએ. પદ્ધતિ પર અતિભાર એ બિનજરૂરી છે એટલું જ નહિ, આજે તો એ દ્વારા મહત્ત્વની ને મુખ્ય બાબતોમાં આંખ આડા કાન કરવાનું એ સાધન થઈ પડયું છે. અંતે જઈને જોતાં પદ્ધતિ એક કળા છે; તેનું વિજ્ઞાન શોધવા દ્વારા શિક્ષકને મદદરૂપ કેટલુંક પૃથક્કરણ આપણે જરૂર આપી શકીએ. પણ એને મર્યાદા છે. આજે તો પદ્ધતિની ચર્ચા એ જ જાણે કેળવણીના ક્ષેત્રને આવરી લે છે! વર્ધા શિક્ષણના સંચાલકોએ પણ આ ભયમાંથી બચવાનું છે.

### ધૂળમાંથી ધાન

હમણાં એક અંગ્રેજી છાપામાં વાંચ્યું કે, વિલાયતમાં દર વર્ષે કરોડો ટન કચરો સુધરાઈખાતું ભેગો કરે છે અને તેની પાછળ લગભગ કરોડ ઉપર પાઉંડ ખર્ચ કરે છે. તેથી ત્યાં પ્રશ્ન વિચારાયો કે, આ ખર્ચ લગભગ બિન-ઉપજાઉ જ છે કે તેમાંથી કશુંયે વળતર મળી શકે? તે છાપું જણાવે છે કે, હવે સરકારે

કચરામાંથી ઉપજાઉ વસ્તુઓ જુદી પાડવા માંડી છે ને તેમને ઉપયોગમાં આણશે. પહેલાં તે બધી ખાડા પૂરવામાં જ કામ લાગતી. તેને બદલે હવે તેમાંથી ધન નીપજશે. આ એક ભારે યંત્રોદ્યોગવાદી દેશની વાત છે.

આપણે ત્યાં શું ચાલે છે? આળસનું જો વજન કરી શકાતું હોય તો હિંદમાં પ્રવર્તતું આળસ કરોડો ટન થાય. એ કચરાથી માણસને ને તેના મનને કાટ જ ચડે છે. એટલે, તેમાંથી કાંઈક સાર–પાક ઉતારી શકાય એ સાવ સ્વાભાવિક અને પ્રામાણિક, આર્થિક તેમ જ નૈતિક પ્રશ્ન છે. તેનો ઉકેલ ગાંધીજીએ રેંટિયો અને ગ્રામોદ્યોગ આપ્યો. પણ યંત્રોદ્યોગના તરંગો ને તુક્કાથી શેખચલ્લી બની ગયેલા લોકની બુદ્ધિ, ગીતાના શબ્દમાં કહું તો, 'શ્રુતિવિપ્રતિપન્ન' થઈ ગઈ છે—યુરોપની મોટી મોટી વાતો સાંભળીને અવળી થઈ ગઈ છે. નહિ તો તેઓ તેનો વિરોધ ન કરત. ખરું જોતાં તો, પહેલું પગથિયું ચડનાર જ સીડી ચડી શકે. સાચા યંત્રોદ્યોગ હિંદમાં આવવાના હશે તો તેમણે પણ ગ્રામોદ્યોગ મારફતે જ આવવું પડશે; નહિ તો નર્યો મૂડીવાદી ચૂસણધર્મ જ નીપજશે, કે જેને દૂર કરવા પછી હિંસા જોઈએ, એમ પેલી 'શ્રુતિવિપ્રતિપન્ન' બુદ્ધિ કહેવા લાગશે.

### શિક્ષકનો આદર્શ

ડૉ. મૉન્ટેસોરીએ મદ્રાસના શિક્ષકો આગળના પોતાના એક વ્યાખ્યાનમાં હમણાં કહ્યું, "હું તમારી આગળ એ આદર્શ મૂકું છું કે, શિક્ષક એટલે બાળકનો સેવક." શિક્ષક હોય કે કોઈ પણ હોય, મનુષ્યનાં કાર્યમાત્ર સેવા હોવાં જોઈએ. જીવન પ્રત્યે એ વૃત્તિ ન હોવાથી જ આજના માનવસમાજનાં ઘણાંખરાં દુઃખો નીપજ્યાં છે. શિક્ષણક્ષેત્રમાં જોતાં કહી શકાય કે, શિક્ષકો પાસે એ સેવાવૃત્તિ નહીં હોવાથી આજના શિક્ષણમાં જીવન સાથે વિચ્છેદ જન્મ્યો છે. સામી બાજૂએ જોઈએ તો, વિદ્યાર્થીમાં પણ એના છાંટા ઊડવા લાગ્યા છે: વિદ્યાર્થીજીવન પણ આજ ઊતરતું જાય છે. એક હાઈસ્કૂલના છોકરાએ મને કહ્યું,—અને એ છોકરો બારેક વર્ષનો હતો,—'માસ્તર શાળામાંથી શાનો કાઢી મૂકે? ફી આપીએ છીએ.' અને એ જ ભાવ વધારે વ્યાપતો જાય છે.

બાળકનો સેવક થવું એટલે એનો હજૂરિયો કે ખુશામતિયો થવું એ અર્થ પણ રખે કોઈ કરી બેસે. આપણું એક જૂનું સુભાષિત છે કે, શિષ્યથી ગુરુ પરાજય ઇચ્છે; પણ તે તેને મોઢે તેની પ્રશંસા પણ ન કરે. આજ શિક્ષણપદ્ધતિમાં વિદ્યાર્થીઓની મુખ પ્રશંસા વધતી જાય છે. કેટલાક તેને એક ઉત્તેજક માનસબળ પણ માને છે. એવા વિચારો બેશક ઉપરનો સેવા-આદર્શ કદાચ ખુશામતમાં જ ખપે, એ ડરથી સંભાળવાની બહુ જરૂર છે

### સહશિક્ષણ

ઇંગ્લૅન્ડમાં ચાલતા સહશિક્ષણ વિષે નોંધ લખતાં એક વિલાયતી માસિકનો તંત્રી જણાવે છે:

> "સાદી હકીકત એ છે કે, સહશિક્ષણની બાબતમાં ઇંગ્લૅન્ડમાં કોઈ એકસૂત્ર વિચાર કે વ્યવસ્થિત વિચારી લીધેલી નીતિ નથી."

એમાં માત્ર આર્થિક સગવડ અને વ્યવસ્થાનો ફાયદો ને કરકસર મુખ્યત્વે જોવાયાં છે.

એટલે ત્યારે સહશિક્ષણમાં પણ આપણું શિક્ષણ-તંત્ર અંગ્રેજી ઢબનું જ અનુકરણ કરતું આવ્યું છે! કેમ કે આપણે ત્યાં પણ, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણસંસ્થાઓમાં ચાલતી સહશિક્ષણનીતિ આથી વધારે સમજણથી કે તેથી ઊંડા વિચારથી ચાલતી લાગતી નથી. આનાથી આપણી ચાલુ કેળવણીમાં થતા બગાડને બાજુએ રાખીએ તોપણ, એક મોટો વિચારવાનો પ્રશ્ન તો એ આવે છે કે, આપણા દેશની ખાસ સ્થિતિમાં આવા સહશિક્ષણથી કન્યાકેળવણીને કેટલુંક નુકસાન નથી થતું? કેમ કે બધાં માબાપો સહશિક્ષણ પસંદ કરે છે એમ ન કહેવાય.

આની સામે એમ કહે પણ નહિ ચાલે કે, તેવાં માબાપોના સામાજિક વિચારો આગળ વધવા જોઈએ. તે વિચારો વધે એમ કહેતા પહેલાં, સહશિક્ષણની જવાબદારી લઈ બેઠેલા શિક્ષકો, કેળવણીકારો અને શિક્ષણતંત્રીઓએ ઉપરની માત્ર વહીવટી બુદ્ધિ છોડી વધારે ઊંડા જવું જોઈશે: તેમણે પોતાની જવાબ-દારીથી માબાપોને નિર્ભય કરવાં જોઈશે. પરંતુ દેખાય છે તો એવું કે, કદાચ આ આખા પ્રશ્ન અને પરિ-સ્થિતિ પર શિક્ષકો અને કૉલેજોના અધ્યાપકો જોઈએ તેટલો કાબૂ જ કદાચ ન ધરાવતા હોય.

### સાચું હોય તો ભયંકર

કાબૂની આ બાબત વિચારતી વખતે, થોડાં અઠવાડિયાંથી અમદાવાદના 'પ્રજાબંધુ'માં કેટલાંક કૉલેજિયનો લેખ લખે છે, તે વિચારમાં નાંખે એવી અપાર હકીકતોથી ભરેલા છે.

આપણી કૉલેજોમાં સહશિક્ષણ ચાલે છે તે કોઈ સૈદ્ધાંતિક માન્યતાથી નહીં, પણ ઉપર જણાવેલી વ્યવસ્થાની કે આર્થિક સગવડ સારુ જ. તેનાં પરિણામ કેવાં આવી શકે, એ 'પ્રજાબંધુ'ના ઉપરોક્ત લેખોમાં કૉલેજિયનોએ દોરેલાં ચિત્ર પરથી ખ્યાલ આવે છે. તે ઉપર અફસોસ કરતાં તેમાં એક ભાઈ સાચું લખે છે કે, 'કૉલેજમાં યુવાન માનસ કયાં ઘસડાઈ રહ્યું છે તેનું આ એક દર્દભર્યું નાનું સરખું દૃશ્ય છે.' તે જણાવે છે,

"... કેટલાક (કૉલેજિયનો) પોતાને 'દાદા'માં ખપાવવા બનતા બધા જ પ્રયત્નો કરશે. આજે કૉલેજમાં એમનું સામ્રાજ્ય છે એમ કહું તો કાંઈ ખોટું નહિ. તેમની જીભને કાબૂ નથી, તેમના શબ્દો બેલગામ છે, તેમની ભાષા વિકૃતિ બેનમૂન છે, તેમની ધીંગામસ્તી અક્ષમ્ય અને અનહદ છે; તેમના પર કોઈનો કાબૂ હોય તેમ દેખાતું નથી."

અને આગળ તે કહે છે :

"તેમના તરફ પ્રોફેસર જોતા અને જાણતા હોવા છતાં પણ વારંવાર આંખમીંચામણાં કરે છે, કારણ કે તેઓ વિદ્યાર્થીઓમાં અળખામણા ('unpopular') થવા માગતા નથી, કારણ કે તેઓ પોતાની કીર્તિ ('popularity')નો આધાર વિદ્યાર્થીઓને ચાખડી રાખવામાં વારંવાર માનતા લાગે છે. તેઓ કાં તો પોતાને 'lenient'માં ખપાવવા માગે છે.... વારંવાર જણાય છે કે, ઘણા પ્રોફેસરોને છોકરાઓની દયા પર કામ કરવું પડે છે."

આ જો સાચું હોય તો અતિ ભયંકર કહેવાય. જો કૉલેજના અધ્યાપકો આ સ્થિતિ સામે લાચાર જ નહીં, એ સ્થિતિ માટે જવાબદાર વિદ્યાર્થીઓના ખુશામતિયા થઈ ગયા હોય, તો આ પરિસ્થિતિને પહોંચી વળશે કોણ ?

### શિસ્તમાં સિદ્ધાંતનો અભાવ

આપણા કેળવણીતંત્રના ત્રણ વાડામાં શિસ્ત પણ ત્રણ પ્રકારની ચાલતી લાગે છે. પ્રાથમિક શાળામાં અનાદર, ગાળ, મારઝૂડ વગેરે ચાલે; માધ્યમિક શાળામાં ગાળ, અનાદર કદાચ જાય, ને મારઝૂડ પૂરેપૂરી ન જાય; છતાં ત્યાં કાંઈક કાબૂ કે શિસ્ત સચવાય છે. જોકે, સાંભળ્યા પ્રમાણે, ત્યાં પણ વેપારી લોભને કારણે સંચાલકો વધારે વિદ્યાર્થી લાવનારને થાબડે છે, એ વાત ખરી છે ? હાઈસ્કૂલમાંથી કૉલેજમાં જાય એટલે એ 'જેન્ટલમેન' થાય, શિસ્ત ત્યાં હોવી એ જ વિચિત્ર લેખાય. આમ આપણા શિક્ષણતંત્રમાં શિસ્ત પણ બિચારી એકરૂપ કે કશા દૃઢ સિદ્ધાંત પર રચાયેલી નથી. આવું વાજું કોણ સુધારે ? કેળવણીનો વેપાર થવાથી દુનિયાના વેપાર જેવી જ કેળવણીની દશા થાય તો નવાઈ નહીં. કેળવણીકારોએ અને શિક્ષક પરિષદોએ સવેળા ચેતીને આ બાજુ ધ્યાન આપવા માંડવું જોઈએ.

### પૂના માધ્યમિક શિક્ષણ પરિષદ

પૂનાની અખિલ ભારતીય વર્ધા-શિક્ષણ પરિષદ પૂરી થયા પછી ત્રીજે દિવસે ત્યાં જ ઇલાકાની માધ્યમિક શાળાઓના શિક્ષકોની પરિષદ ભરાઈ હતી. તેના પ્રમુખ મુંબઈ યુનિવર્સિટીના કુલનાયક શ્રી. મસાણી હતા. છાપામાં આવેલા તેમના વ્યાખ્યાનના હેવાલમાંની અનેક વસ્તુઓમાં એક વસ્તુ જે ધ્યાનપાત્ર લાગી તે એ કે, તેમણે શિક્ષકોને જણાવ્યું કે, ભણેલાં ન ભણેલાં સૌ માબાપોને પણ કેળવવાની જરૂર છે : બાળકના શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ બાબતનું તેમનું અજ્ઞાન અને બેપરવાઈ ખરી કેળવણીમાં બાધક થાય છે. આ સાર સાચી વસ્તુ સાંભળનારા શિક્ષકોને થયું હશે કે, દુનિયામાં જે કાંઈ ખોટું હોય તે સુધારવાનું નાંખો શિક્ષકના સોંઘા માથા પર ! આવો મનોભાવ જાગ્રત થાય તે પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ રાખવા છતાં કહેવું તો જોઈએ જ કે, કેળવણીકારોએ એ જવાબદારી પણ લીધે જ છૂટકો છે; ધર્મ સિવાય સમાજનું બીજું એકે તંત્ર તે ન લઈ શકે. આપણા શિક્ષકોએ કેળવણીનો વ્યાપક અર્થ કરીને હવે પોતાના કામનો વિચાર કરવાનું શરૂ કરવું જોઈશે.

### પરિભાષા માટે માગણી

તે પરિષદે અનેક ઠરાવો કર્યા તેમાંના એક ઠરાવ પર જરા વિચાર કરવો અહીં પ્રસ્તુત છે. પરિષદે મુંબઈ યુનિવર્સિટીને ભલામણ કરી છે કે, માધ્યમિક શિક્ષણના વિષયો (જેવા કે, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન વગેરે) માટે તે પ્રાંતીય પરિભાષા નક્કી કરી આપે. આ

ઠરાવ કરીને માધ્યમિક શાળાના શિક્ષકોએ સ્વભાષા દ્વારા શિક્ષણને જે ટેકો આપ્યો છે તે સ્તુત્ય ગણાય. પણ તેમાં તેઓ યુનિવર્સિટી પર આંખ માંડીને ન બેસી રહે એવી અમારી નમ્ર વિનંતી છે. તે રસ્તે આ કામ નહિ ઊકલી શકે. યુનિવર્સિટીને આવાં કામો માટે ભાગ્યે જ નવરાશ કે પરવા છે; તે તે વિષયો ગુજરાતીમાં શીખવતા શિક્ષકોએ જ આ કામમાં પડીને પહેલ કરવી જોઈએ. તેમણે એ બાબતના પોતાના પ્રયત્નોને સંગઠિત કરવા જોઈએ અને એકવાક્યતા પર આવવું ઘટે.

આ બાબતમાં ગુજરાત વિદ્યાપીઠ મદદ કરવા તત્પર છે. તેની તરફથી 'ગણિતની પરિભાષા' બહાર પડી છે તે સૌ માધ્યમિક શિક્ષકો ન જાણતા હોય તો જણાવવા રજા લઉં છું. તેમાં માધ્યમિક શાળામાં શીખવાતા ગણિતને માટેની આખી પરિભાષા તૈયાર છે. તે જ ધોરણે હવે ગુજરાત વિનય મંદિરના શિક્ષકો પદાર્થ-વિજ્ઞાન, ભૂગોળ, અર્થશાસ્ત્ર, શરીરશાસ્ત્ર વગેરે માટે પરિભાષા વિચારે છે. વિનય મંદિરમાં બધું ગુજરાતી મારફતે જ શીખવાય છે, એટલે અમુક પરિભાષા તો ત્યાં ચાલુ છે જ. તે ઉપરાંત ગુજરાતીમાં મળતાં પુસ્તકોમાં વપરાયેલી પરિભાષા તારવીને તેઓ એકઠી કરે છે. જે શિક્ષકો પોતે કોઈ પરિભાષા વાપરતા હોય કે સૂચવવા માગતા હોય, તે વિદ્યાપીઠ પર મોકલી આપે. હિંદી, મરાઠી ઇ૦ પ્રાંતીય ભાષાના પ્રયત્નો પણ નજર સામે રાખવામાં આવશે. આમ આખા ક્ષેત્રની તપાસ કરીને, તેનું પરિણામ યથાકાળે પ્રજા આગળ મૂકવાનો વિદ્યાપીઠનો ઇરાદો છે. ગુજરાતના શિક્ષણપ્રેમીઓ અને ભાષાપ્રેમી શિક્ષકો તેમાં મદદ કરે એવી વિનંતી છે.

### 'Fad' નો પર્યાય

ગયા અંકમાં 'Fad' માટે 'ઘેલું' પર્યાય સૂચવ્યા બાબત, વાંકાનેરથી શ્રી. કામદાર લખે છે:

> "'મૉડર્ન રિવ્યુ'ના ઈ. સ. ૧૯૧૬ ના જુલાઈ અંકમાં સ્વ૦ લાલા લજપતરાયે 'અહિંસા પરમો ધર્મ: A truth or a fad' નામનો લેખ લખેલો. . . . શ્રી. પોપટલાલ પૂંજાભાઈ શાહે તે લેખનું ભાષાંતર કરેલ અને તેમાં "fad"ને માટે તેમણે 'ઘેલછા' શબ્દ વાપરેલો. . . ."

મ૦

### પા સદીની પ્રગતિ

સુરતની સાર્વજનિક સોસાયટીની પા સદીની ઉત્તરોત્તર પ્રગતિનો હેવાલ, તે સંસ્થાના રૌપ્ય મહોત્સવ પ્રસંગે, જનતાની જાણ ખાતર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. સુરત શહેર તેમ જ જિલ્લાની પ્રજાને માટે આ પ્રગતિ ગૌરવશાળી ગણાય. સ્વાર્થ સાથે લોકસેવા કરવાની ધગશવાળા સુરતના સેવકોના ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ જેવા અલ્પ આરંભમાંથી પચીસ વર્ષના ગાળામાં સાર્વજનિક સોસાયટીએ જે પ્રગતિ કરી છે એ પ્રશંસનીય છે. આજે એ સોસાયટીને હસ્તક બે કૉલેજો, ત્રણ હાઈસ્કૂલ, કન્યાઓ માટે એક હાઈસ્કૂલ, અને એક ઉદ્યોગશાળા છે.

ઍં૦ વ૦ સ્કૂલના આદ્ય સંસ્થાપક સદ્ગત શ્રી. ચૂનીલાલે શાહે તેને પોતાની મટાડી જનતાની કરી અને તેના નામને સાર્થક કર્યું. તેમના સ્વાર્થત્યાગથી જ સંસ્થાના ભાવિ વિકાસનાં બીજ વવાયાં. એ ઊગતી સંસ્થાને દી. બ. ચૂનીલાલ ગાંધી અને આચાર્ય શાહ જેવા સંચાલકોએ એકનિષ્ઠાથી ઉછેરી તેનો આજનો વિકાસ સાધ્યો. અને પ્રજા તરફથી સંસ્થાને જોઈતાં નાણાં મળતાં રહ્યાં છે, એ તેની લોકપ્રિયતાનો પુરાવો ગણાય.

કેળવણીની આવી આગળપડતી સંસ્થા પાસેથી જૂની ઘરેડે ચાલવા ઉપરાંત યુગબળને પારખી નવા રસ્તા પાડવાની પણ પ્રજા અપેક્ષા રાખે તો તે વધારે પડતી ન ગણાય. હિંદમાં કેળવણીનો પ્રશ્ન આજે સંક્રાંતિકાળમાંથી પસાર થાય છે. આજની કેળવણીની એકાંગિતા વિષે બે મત નથી. વળી, હિંદનો વિશાળ જનસમુદાય એવી નામની કેળવણીથી પણ વંચિત છે, એ પણ નિર્વિવાદ છે. એને સર્વાંગી અને સાર્વત્રિક કરીને કેળવણીની જ્યોત ગરીબની અંધારી ઝૂંપડી સુધી લઈ જવાનો મહાન પ્રયત્ન આજે હિંદભરમાં શરૂ થઈ ચૂક્યો છે. એમાં ઘટતો ફાળો આપવો એ કોઈ પણ કેળવણીની સંસ્થાના ક્ષેત્રની બહાર ન હોવું જોઈએ.

આ હેવાલ અંગ્રેજીમાં હોવાથી ગણ્યાગાંઠ્યા અંગ્રેજી જાણનાર સિવાય જાહેર જનતા આ સંસ્થા વિષેની જાણવા જેવી માહિતીથી વંચિત રહેશે, એ તો સંસ્થાના સંચાલકો પણ કબૂલ કરશે.

મ૦ બા૦ દે૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

તરામ દવે
ગોપાળદાસ પટેલ
નગીનદાસ પારેખ

મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
(વ્યવસ્થાપક)





વર્ષ ૧

માર્ચ — અંક ૬

નવજીવન, અમદાવાદ — ૧૯૪૦

# શિક્ષણ અને સાહિત્ય

માર્ચ, ૧૯૪૦

વર્ષ ૧ અંક ૬

## અનુક્રમણિકા




## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય, પો. બૉક્સ ૧૦૫
અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧–અંક ૬ ]  અમદાવાદ  [ માર્ચ, ૧૯૪૦

## ગુજરાતી જોડણી

જેવી અરાજકતા ગુજરાતી શબ્દોની જોડણી વિષે વર્તે છે એવી ભાગ્યે જ બીજી કોઈ ભાષામાં હશે. મરાઠીમાં નથી, બંગાળીમાં નથી, તામિલમાં નથી, ઉર્દૂમાં નથી. હિંદુસ્તાનની બીજી ભાષાઓમાં હોવાનું સાંભળ્યું નથી. યુરોપની ભાષાઓમાં તો નથી જ. જે ભાષાના શબ્દોની જોડણી બંધાઈ ન હોય તે ભાષાના બોલનારા જંગલી ન કહેવાય તો શું કહેવાય? મનુષ્ય જેમ આગળ વધે તેમ તેની ભાષા વધે જ છે. ભાષા ઉપરથી તેના બોલનારાની પરીક્ષા ઘણી બાબતમાં કરી શકાય છે. હુમ, મર, ટપર લખનારના જ્ઞાનની પરીક્ષા કરવામાં વાર ન લાગે.

આવા મારા વિચાર ભાષાને વિષે હોઈ, જ્યારે મગનભાઈએ મને નીચેની કાપલી મોકલી ત્યારે હું રાજી થયો.

"મુંબઈ સરકારના પ્રકાશન ખાતા તરફથી નીચે પ્રમાણેની યાદી બહાર પડી છે:

ગુજરાતી શબ્દોની સાચી જોડણી વિષે ગુજરાતમાં ઘણા વખતથી ચર્ચા ચાલી રહી છે. એને પરિણામે એ ભાષાના અભ્યાસમાં નડતી મુશ્કેલી દૂર કરવાના હેતુથી ગુજરાત વિદ્યાપીઠે, સામાન્ય રીતે સ્વીકારાયેલા અમુક સિદ્ધાંતોને આધારે, 'જોડણીકોશ' નામનો એક શબ્દકોશ પ્રગટ કર્યો છે. આ 'જોડણીકોશ'માં સ્વીકારાયેલી જોડણીનો ગુજરાત સાહિત્ય પરિષદ, મુંબઈ યુનિવર્સિટી તેમ જ ઘણાખરા ગુજરાતી પ્રકાશકો, વર્તમાનપત્રો અને સામયિકોએ પણ સ્વીકાર કર્યો છે. સર્વત્ર એક જ પ્રકારની જોડણી રહે, તેમ જ ભાષાના અભ્યાસમાં ચોકસાઈ સચવાય, એ હેતુથી મુંબઈ સરકાર એ જરૂરી અને ઇષ્ટ માને છે કે, 'જોડણીકોશ'માં નક્કી કરેલી સર્વસામાન્ય અને એક જ પ્રકારની જોડણી ઇલાકાની શિક્ષણસંસ્થાઓમાં અનુસરવામાં આવે. આ અનુસાર સરકારે એવો હુકમ બહાર પાડ્યો છે કે, ભવિષ્યમાં 'જોડણીકોશ'માં નક્કી કરાયેલી જોડણીને અનુસરે એવાં જ પુસ્તકોને પાઠ્યપુસ્તકોની મંજૂર થયેલી યાદીમાં મૂકવામાં આવશે."

મુંબઈ સરકારે આ નિર્ણય કરતાં વખત તો ઠીક લીધો, પણ છેવટે નિર્ણય કરી શક્યા તેને સારુ તેમને ધન્યવાદ ઘટે છે. મારી આશા છે કે, સહુ પત્રકારો અને લેખકો વિદ્યાપીઠના કોશને અનુસરશે. આમ તેઓ કરી શકે તેને સારુ વિદ્યાપીઠે તુરત સાધનો પૂરાં પાડવાં જોઈશે. દરેક ભાષાપ્રેમીના ખીસામાં કે તેની પાટલી ઉપર જેમ, અંગ્રેજી લખનો હોય તો, અંગ્રેજી કોશ હોય છે જ તેમ ગુજરાતી જોડણીકોશ હોવો જોઈએ. ગુજરાતી લેખકોને પોતાની ભાષાની શુદ્ધિને વિષે એટલો ગર્વ રહેવો જોઈએ; જેટલો અંગ્રેજોને પોતાની ભાષાને વિષે હોય છે. જે અંગ્રેજ શુદ્ધ જોડણીથી પોતાની ભાષા નહીં લખી શકે તે જંગલી ગણાશે. પણ અંગ્રેજને જવા દઈએ. આપણી અંગ્રેજી નિશાળોમાં ભણનારા જેટલી ચીવટ અંગ્રેજી જોડણી વિષે રાખે છે, જેટલી તેમને રાખવી પડે છે, એટલી આપણે સહુ પોતાની ભાષા વિષે કાં ન રાખીએ? વિદ્યાપીઠે આમ કરનારને સારુ તુરત સાધન પેદા કરવું જોઈએ. તેનો કોશ તો છે જ. પણ તેથીયે સાદો ને સસ્તો ખીસાકોશ થવો જોઈએ. મોજૂદ શબ્દકોશમાં બની શકે તેટલા શબ્દો ને તેના ટૂંકા અર્થો આપવાનો પ્રયત્ન થયો છે. ખીસાકોશમાં કેવળ જોડણી જ હોય તો બસ છે. તેમાંય બધા શબ્દોની જરૂર ન હોય. જેની જોડણી વિષે શંકાને જરા પણ સ્થાન હોય એટલા જ શબ્દો આપવા જોઈએ. નિયમાવલિ પૈસે બે પૈસે નોખી આપવી ઘટે છે. પણ નિયમાવલિ સમજવાની તસ્દી બધા લેશે એમ ન માનવું જોઈએ. લોકોને તો તૈયાર સામગ્રી જોઈએ. તે તો જોડણીકોશ જ પૂરી પાડી શકે.

'હરિજનબંધુ'  મોહનદાસ કરમચંદ ગાંધી

તા. ૪-૨-૧૯૪૦

# ગુજરાતી કેવી રીતે શીખવવું?

[લગભગ વીસેક વર્ષ પહેલાં, ગુજરાતી કેવી રીતે શીખવવું એ વિષે, સ્વ. શ્રી. કેશવલાલભાઈ ધ્રુવ સાથે મારે ચર્ચા થઈ હતી. એ ચર્ચા દરમ્યાન તેઓશ્રીએ આપેલી સૂચનાઓની તે વખતે મેં કરેલી નોંધમાંથી —નરહરિ પરીખ]

આપણી શાળાઓમાં ગુજરાતી શીખવવા પાછળ પૂરતું લક્ષ અપાતું નથી, એ શીખવવાની બરાબર પદ્ધતિ પણ ગોઠવાઈ નથી, વગેરેના જવાબમાં તેમણે જણાવ્યું:

એ મુશ્કેલી તો છે જ. અંગ્રેજી તો લગભગ પૂર્ણતાએ પહોંચેલી ભાષા છે. તેમાં જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવી જુદી જુદી શૈલીઓ છે. વિવિધ ભાવ દર્શાવવા અને વિવિધ પ્રસંગોનાં વર્ણન કરવા પણ વિવિધ શૈલીઓ છે. આપણી ગૂજરાતી ભાષા તો હજી ઘડાય છે. આપણા ગદ્યમાં કોઈ અમુક શૈલી હજી નિર્માણ નથી થઈ, અને પુસ્તકો તથા લેખો બહાર પડે છે તેમાં સારા અને વિદ્યાર્થીઓ સમજી શકે એવા થોડા હોય છે. આપણી પાસે મોટું સાધન વાચનમાળા છે. તેમાં દોષો ઘણા છે. વાચનમાળાનો જે મુખ્ય હેતુ—ભાષાને ક્રમવાર ચડતી રાખવાનો,—તે એમાં જળવાયો નથી. છતાં તે સિવાય બીજાં સાધન આપણી પાસે નથી, એટલે તેનાથી જ ચલાવવું પડશે. પણ વાચનમાળા બસ ન થાય. વધુ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવા ગદ્યસંગ્રહો રચાવા જોઈએ, જોકે આપણા ગદ્યસાહિત્યમાં વિદ્યાર્થીઓ જેમાંથી લાભ મેળવી શકે એવાં લખાણ થોડાં છે.

*　　　*　　　*

આપણા આધુનિક લેખકોની શૈલી વિષે, તથા વિદ્યાર્થીઓ માટેના ગદ્યસંગ્રહ સારુ શેમાંથી પસંદગી કરવી એ વાત થઈ રહ્યા પછી, કેમ શિખવાડવું એ વિષે વાત ચાલી.

*　　　*　　　*

વિદ્યાર્થીને અગાઉથી વાંચી લાવવાનું કહેવું નહિ. વિદ્યાર્થી વાંચી લાવેલો હોય છે તો તેનું વર્ગમાં પૂરેપૂરું ધ્યાન નથી રહેતું. જે આપણે ચલાવવું હોય તે પ્રથમ તો આપણે જ બહુ સરસ રીતે વાંચી સંભળાવવું. ત્યાર પછી આપણા વાચન ઉપર આપણે જ ટીકા કરવી અથવા વિદ્યાર્થી પાસે કરાવવી. આપણે ક્યાં ક્યાં અટક્યા, ક્યાં ક્યાં ભાર મૂક્યો, ક્યાં ક્યાં અવાજ હળવો કર્યો, ક્યાં ક્યાં મોટો કર્યો, ક્યાં મોં ઉપરનો ભાવ બદલ્યો, એ બધી બાબતો તરફ વિદ્યાર્થીનું લક્ષ ખેંચવું. એટલે વાચન-ની કળાનો તેને ખ્યાલ આવશે. ત્યાર પછી તેનો ભાવાર્થ વિદ્યાર્થીઓ કેટલો સમજ્યા છે તે તેમની પાસેથી જાણી લેવું. તે માટે જરૂર પડે તો બીજી વાર વાંચી જવું. ત્યાર પછી શબ્દાર્થમાં ઊતરવું. અઘરા શબ્દોના અર્થ આપણે કહેવાને બદલે પૂર્વાપર સંબંધ ઉપરથી જાણી શકાય એમ હોય ત્યાં તો વિદ્યાર્થી પાસેથી જ તે કઢાવવાનો પ્રયત્ન કરવો. સારા લેખકો-નો શબ્દોનો ભંડોળ બહુ મોટો હોય છે અને તેઓ ફરી ફરી એકનો એક શબ્દ નથી વાપરતા. વળી પોતે વાપરેલા અઘરા અથવા અપરિચિત શબ્દનો અર્થ ઘણી વાર આગળના જ વાક્યમાં તેઓ સમજાવે છે.*

આમ અર્થ શોધી કાઢવાની ટેવથી વિદ્યાર્થીને સ્વતંત્ર રીતે અભ્યાસ કરતાં પણ આવડશે. વિદ્યાર્થી અર્થ કહેવામાં બરાબર ચોકસાઈથી બોલે છે કે નહિ તે બરાબર તપાસવું. તેણે અર્થ એવી રીતે કહેવો જોઈએ કે, તેના બોલેલા શબ્દો વાક્યમાં અસલ શબ્દને બદલે મૂક્યા હોય તો વાક્ય ખોટું ન થાય. વળી લેખકના શબ્દોનું ઔચિત્ય સમજાવવા તરફ પણ લક્ષ આપવું. લેખકે અમુક શબ્દ સાભિપ્રાય વાપર્યો હશે અથવા ભાષાની છટા ખાતર વાપર્યો હશે ત્યાં તેનો સમાનાર્થ શબ્દ મૂકવાથી વાક્ય શોભશે નહિ, લેખકનો હેતુ સધાશે નહિ અથવા રસમાં ક્ષતિ થશે. આ તરફ ધ્યાન ખેંચવાથી ભાષાની છટા અને શૈલીના ગૌરવનો વિદ્યાર્થીને ખ્યાલ આપી શકાશે. પછી ભાષામાં અલંકાર હોય તે સમજાવવા. અલંકારનાં નામો તથા તેના સૂક્ષ્મ ભેદોમાં ઊતરવું નહિ. બધા

* બેકનનાં લખાણોમાં આવી રીતે શબ્દો આગલા વાક્યમાં સમજાવેલા હોય છે; આપણા કરણઘેલામાં પણ તેમ છે.

અલંકારો ચાર પાંચ મુખ્ય મુખ્ય વિભાગોમાં વહેંચી નાંખવા અને તેના ભેદ બતાવવા. જેમ કે, સમાનતા ઉપરથી યોજાયેલા ઉપમા, રૂપકાદિ; વિશેષ ઉપરથી સામાન્ય અને સામાન્ય ઉપરથી વિશેષ ઉપર યોજાયેલા દૃષ્ટાન્ત, અર્થાન્તરન્યાસાદિ. અલંકારનાં નામો કે ભેદો કરતાં તેમનું પ્રયોજન સમજાવવું વધારે જરૂરનું છે. તે માટે અલંકાર કાઢી નાંખીને વાંચવાનું કહેવું. અલંકાર વિના લેખકના કહેવાનો અર્થ કેવો અધૂરો રહે છે તે વિદ્યાર્થીઓ પાસે જ તપાસરાવવું. અલંકાર વાપર્યા વિના અર્થ પૂરેપૂરો કહેવાનું વિદ્યાર્થીને કહેવું. તેમ કરવા માટે કેટલું લંબાણ કરવું પડે છે તે બતાવવું અને તેમ કરવા છતાં, અલંકારની મદદ વડે જેટલી મનોહરતાથી અર્થ વ્યક્ત કરી શકાતો હતો, તેટલી મનોહરતાથી તો નથી જ થઈ શકતો એ બતાવવું. એટલે અર્થ પ્રકટ કરવામાં અલંકારનું પ્રયોજન શું છે તથા તે કેવી રીતે રસના પોષક થાય છે એ બંને સમજાવી શકાશે. પરંતુ ભાષાને ગૌરવવાળી અને સંક્ષેપમાં અર્થ પ્રકટ કરવાને સમર્થ કેમ બનાવી શકાય છે તે પૂરેપૂરું સમજવા માટે તો અલંકાર કરતાં પણ શબ્દશક્તિઓ — અભિધા, લક્ષણા, વ્યંજના — બરાબર સમજાવવાની જરૂર છે. શબ્દની જુદી જુદી શક્તિઓનો પાકો ખ્યાલ વિદ્યાર્થીઓને આવી જવો જોઈએ. શબ્દની વ્યુત્પત્તિ તરફ બહુ ધ્યાન આપવાની જરૂર નથી. વળી બધા જ શબ્દની વ્યુત્પત્તિ આપવાની પણ જરૂર નથી. પણ એક અર્થ બતાવનારા અનેક શબ્દો હોય ત્યાં અમુક શબ્દ લેખકે સાભિપ્રાય વાપર્યો હોય તો તેની વ્યુત્પત્તિ જરૂર આપવી. જેમ કે 'વિશ્વંભર પૂરે અન્ન', 'પશુપતાસ્ત્ર પશુપતિએ આપ્યું.' અહીં વિશ્વંભર અને પશુપતિની વ્યુત્પત્તિ સમજાવાથી એ શબ્દની ખૂબી સમજાય છે. વિશેષણો પણ સાભિપ્રાય હોય ત્યારે તેનો હેતુ સમજાવવો અને સાભિપ્રાય વિશેષણોથી ટૂંકામાં કેટલો અર્થ સમાવી શકાય છે તે બતાવવું.

આ ઉપરાંત, એક જ ધાતુમાંથી અનેક શબ્દો ઘડાયા હોય અને તેના રૂઢાર્થ જુદા થઈ ગયા હોય પણ તેનો ધાત્વર્થ સાથે સંબંધ જોડી શકાતો હોય, ત્યાં ધાતુ અને તે ઉપરથી બનેલા બીજા શબ્દો કહેવાથી વિદ્યાર્થીઓને આનંદ પડે છે અને ભાષાના બંધારણનો ખ્યાલ આવે છે. જેમ કે, યોગ, પ્રયોગ, ઉપયોગ, સંયોગ, વિયોગ, સુયોગ, દુર્યોગ; અથવા પ્રહાર, સંહાર, વિહાર, આહાર, નિહાર, ઉપહાર, પ્રતિહાર, ઉદ્ધાર.

આપણા વ્યાકરણનું હજી ઠેકાણું નથી પડયું ત્યાં સુધી તેની સૂક્ષ્મ ઝીણવટોમાં વિદ્યાર્થીઓને ન નાંખવા. અત્યાર સુધીમાં રચાયેલાં વ્યાકરણો અંગ્રેજી અને સંસ્કૃત ઉપરથી થયાં છે. કમળાશંકરભાઈએ મહેનત ખૂબ લીધી છે, પરંતુ તેમનું વ્યાકરણ ગુજરાતી ભાષાનું વ્યાકરણ ન કહેવાય. ગુજરાતી ભાષાનું વ્યાકરણ તો આપણી ભાષાનું બંધારણ, ભાષાનો સ્વભાવ, ભાષાની રૂઢિઓ એ બધા ઉપરથી રચાવું જોઈએ. પદચ્છેદની મુખ્ય મુખ્ય બાબતો કહેવી. પૃથક્કરણની ઉદ્દેશ્ય વિધેયવાળી પદ્ધતિ વિષે હજી મતભેદ છે. એટલે તેને બદલે વાક્યમાંથી ક્રિયાપદ શોધી કાઢી, ક્રિયાનાથ કોણ છે તે જોતાં શીખવવું; વાક્યમાંના શબ્દો કેટલા ક્રિયાપદ સાથે અને કેટલા ક્રિયાનાથ સાથે સંબંધ રાખે છે તે તપાસરાવવું; કર્મણિ કે કર્તરિ પ્રયોગની ઉપાધિમાં વિદ્યાર્થીઓને નાંખવાની જરૂર નથી. પેટા-વાક્યો મુખ્ય વાક્ય સાથે કેવા સંબંધથી જોડાયેલાં છે તે તપાસતાં પણ શીખવવું.

પિંગળમાં બહુ ઊંડા ઊતરવાની જરૂર નથી. અક્ષરમેળ અને માત્રામેળ છંદોનો ભેદ વિદ્યાર્થીઓએ જાણવો જોઈએ. સંસ્કૃત વૃત્તો અને છંદોની રચના તેમને સમજાવવી જોઈએ. આપણી દેશીઓમાં સાદા ઢાળ વગેરેની રચના બતાવી શકાય; તેમાં ઊંડા જતાં સંગીતના પ્રદેશમાં ઊતરવું પડે, પણ તે જરૂરનું નથી.

કવિતા શીખવવામાં વિશેષ એટલું કે, આપણામાં કવિતા એટલે તો તે ગવાય જ એવી માન્યતા છે તેને બદલે પાઠ્ય કવિતાની પ્રથા દાખલ કરવાની હવે જરૂર છે. ગેય હોય તેને પણ રાગડા તાણીને ગાવાને બદલે માત્ર અર્થ ઉપર ધ્યાન રાખીને વંચાવવી, તેથી અર્થ સમજવામાં અનુકૂળતા થશે. બીજું, કવિતાનો શબ્દશઃ અર્થ ગદ્યમાં કરાવવાની રીત બહુ સારી નથી. વિદ્યાર્થી કવિતા ખૂબ વાંચી જાય, પછી તે પોતાના ગદ્યમાં લખી લાવે, તેમાં એકાદ બે શબ્દ વધે, એકાદ બે ઘટે, કોઈ જગાએ ફેરફાર થાય તો ફિકર નહિ. આવી રીતે છૂટ આપીને લખાવવાથી વિદ્યાર્થીને સારા વિચારો સારી ભાષામાં મૂકવાનો મહાવરો પડશે અને કવિતાનો અર્થ પણ પાકો સમજાશે.

નિબંધમાં મુદ્દાસર લખવાની અને જરૂર વિનાના શબ્દો નહિ વાપરવાની ટેવ પાડવાની બહુ જરૂર છે. નિબંધ લખી લાવે એટલે વિદ્યાર્થીને કહેવું કે, અર્થને હાનિ પહોંચાડ્યા વિના દરેક વાક્યમાંથી જેટલા શબ્દો ઉપાડી શકાય તેટલા ઉપાડી લો. આમ પોતાની મેળે વિદ્યાર્થી ન કરી શકે તો તે પ્રમાણે નમૂના દાખલ કેટલાંક વાક્યો કરી આપવાં. આમ જરૂર વિનાના શબ્દો તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચાશે અને તેને ટૂંકમાં લખવાની ટેવ પડશે. કેટલીક વખત એકાદ વિશેષણથી કામ સરે તેમ હોય ત્યાં વિદ્યાર્થીઓ તે વિશેષણનો અર્થ બતાવવા પેટા-વાક્ય મૂકે છે અને વાક્યને ગૂંચવણિયું કરે છે, તેના તરફ ધ્યાન ખેંચવું અને તે સુધારવું. અટપટાં સંયુક્ત વાક્યો આપી તેનાં સાદાં વાક્યો, અર્થ સરળતાથી સમજી શકાય, તેવી રીતે લખી લાવવા આપવાં. ઘણાં સાદાં વાક્યો આપી તેનાં મિશ્ર અથવા સંયુક્ત વાક્યો બનાવી લખાણ ટૂંકું કરી લાવવા આપવું. સંસ્કૃત શબ્દો વિદ્યાર્થીઓ ખોટા અર્થમાં ન વાપરે એ ખાસ સંભાળવું. કેટલીક વાર સહેજ-સાજ ફેરફારવાળા જુદા જુદા અર્થના શબ્દો સંબંધે વિદ્યાર્થીઓના મનમાં ગૂંચવાડો હોય છે. (બે દિવસ ઉપર જ મારા વર્ગમાં એક બે વિદ્યાર્થીઓએ કારમી અને કારી વચ્ચે ગોટાળો કર્યો હતો. —ન૦) નિબંધ-તપાસતી વખતે, વિદ્યાર્થીઓએ તેવા શબ્દો ખોટા અર્થમાં વાપર્યા હોય તેના તરફ આખા વર્ગનું ધ્યાન ખેંચવું અને એવા બીજા જેટલા શબ્દો યાદ આવે તેટલા વર્ગમાં ચર્ચવા.

નરહરિ દ્વા૦ પરીખ

# તુકારામની વાણી

१५

धन्य भावशीळ । ज्याचें हृदय निर्मळ ॥ १ ॥
पूजी प्रतिमेचे देव । संत म्हणती तेथें भाव ॥ २ ॥
विधिनिषेध नेणती । एक निष्ठा धरूनि चित्तीं ॥ ३ ॥
तुका म्हणे तैसें देवा । होणें लागे त्यांच्या भावा ॥ ४ ॥

૧૫

ધન્ય ભાવશીલ, જેનું હૃદય નિર્મળ.
પૂજે પ્રતિમાના દેવ, સંત કહે તેમાં ભાવ.
વિધિનિષેધ નહિ જાણે, એકનિષ્ઠા ધારી મને.
તુકા થવું પડે દેવે, જેવો તેને ચિત્તે ભાવે.

१६

वाटुली पाहातां सिणले डोळुले ।
दाविसी पाउलें कैंवों डोळां ॥ १ ॥
तूं सत्य माउली कृपेची साउली ।
विठ्ठले पाहिली वास तुझी ॥ २ ॥
कां वा मोकलिलें कवणा निरविलें ।
कठिण कैसें झालें हृदय तुझें ॥ ३ ॥
तुका म्हणे .माझ्या आसावल्या बाहुल्या ।
तुज क्षेम द्याया पांडुरंगा ॥ ४ ॥

૧૬

વાટડી પેખતાં થાકી ગયાં નેણ,
દેખાડીશ ચરણ, ક્યારે, દેવ !
તું મારી માવડી, કૃપાની છાંયડી,
વિઠ્ઠલા વાટડી, જોઉં તારી.
કાં રે તરછોડ્યો ? દીધો કોને હાથે !
કઠણ કેમ હદે કર્યું તારું !
તુકારામ ભુજા ફરકતી મારી,
મળવા બાથ ભરી પાંડુરંગ

१७

तुम्हां ठावा होता देवा । माझे अंतरींचा हेवा ॥ १ ॥
होती कासावीस मुटका । तरी हे वैकुंठनायका ॥ २ ॥
नसतें सांभळिलें । जरी तुम्हीं आश्वासिलें ॥ ३ ॥
तुका म्हणे कृपाळुवा । बरवा कैला सांभाळावा ॥ ४ ॥

૧૭

તમે ન જાણત વિશ્વેશ, મારા અંતરની હોંશ. ૧
તો કેમ છૂટકો થાત, મારો વૈકુંઠના નાથ ? (૨ઃ) ૨
જો સંભાળ્યો ન હોત, નહિ આશ્વાસન દેત. ૩
તુકારામ, કૃપાનાથે, ઠીક ઝાલ્યો નહોત હાથે. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

# અનુબંધની કળા

## ૨. વિષયોની પસંદગી

ગયા લેખમાં આપણે જોઈ ગયા કે, કોઈ પણ વિષયનો અભ્યાસ કેવી રીતે શો શો દૃષ્ટિઓથી કરવો જોઈએ. આવો અભ્યાસ કરવા માટે યોગ્ય વિષયોની પસંદગી કરવી એ જ વર્ધાયોજનાનો અમલ કરવામાં અત્યંત મહત્ત્વની બાબત છે.

જૂની પદ્ધતિની શાળાઓમાં ભાષા, ગણિત, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ એ પ્રકારે વિષયોની પસંદગી કરવામાં આવે છે. ભાષાના પાઠોમાં ધર્મ, નીતિ, વિજ્ઞાન અને ક્વચિત્ ઉદ્યોગનું વાતાવરણ પણ જમાવવાનો પ્રયત્ન થતો જોવામાં આવે છે, પણ સાચાં વ્યાકરણશુદ્ધ વાક્યો કે લેખો વાંચતાં લખતાં આવડે એ જ તેમાં મૂળ ઉદ્દેશ હોય છે. પાઠોમાં આવતો ઉપદેશ કે ઉદ્યોગ કૃતિમાં ઉતારવા ઉપર લક્ષ મૂકવું આવશ્યક મનાતું નથી. ગણિતમાં તો તેવું વાતાવરણ જમાવવાનો ઉપરટપકાનો પ્રયત્ન પણ હજુ શરૂ થયેલો જોવામાં આવતો નથી. મોટા ભાગના દાખલાઓ કાં તો કેવળ કોરી સંખ્યાઓના હોય છે, અથવા તો પરદેશો અને શહેરોના વેપાર ધંધાઓને લગતા હોય છે. જૂની શાળાઓમાં ઉદ્યોગો સાથે વિદ્યાર્થીઓ કે શિક્ષકોને કશી લેવાદેવા જ હોતી નથી; અને આસપાસ ગ્રામ-ઉદ્યોગો તો ઘણા ચાલતા હોય છે છતાં તે પ્રત્યે સહાનુભૂતિની દૃષ્ટિ કેળવવામાં આવતી નથી એટલે ગણિતશિક્ષણમાં તેને પોષતું વાતાવરણ લાવવું કોઈને સૂઝી ન શકે એ સ્વાભાવિક છે.

એ જ રીતે વિજ્ઞાનશિક્ષણમાં પણ જૂની શાળાઓનું શિક્ષણ કેવળ તાત્ત્વિક નિયમો શીખવવા પૂરતું રહી જાય છે. ગામડાની શાળાઓમાં પ્રયોગ માટે સાધનો ભાગ્યે જ હોય છે, અને પ્રયોગો કરી બતાવવામાં આવે છે ત્યાં પણ વસ્તુઓના તાત્ત્વિક ધર્મો બતાવવા પૂરતા જ તે પ્રયોગો હોય છે. રોજના કામકાજમાં અને જીવનમાં લાગુ પાડી બતાવવાનો પ્રયત્ન ભાગ્યે જ હોય છે. આમ, દાખલા તરીકે, સ્વચ્છતાના નિયમોનો અભ્યાસ પાઠ્યપુસ્તકોમાં હવે સારા પ્રમાણમાં સ્થાન પામ્યો છે, છતાં તેના અમલ માટે વિદ્યાર્થીઓએ અને શિક્ષકોએ તે નિયમો આચરવાના છે એવી અપેક્ષા જૂની શાળાઓમાં રાખવામાં આવતી નથી.

ઇતિહાસ અને ભૂગોળનું શિક્ષણ પણ હકીકતો જાણવા પૂરતું હોય છે. આજુ જીવનની વધારે સારી સમજ પડે એ ખાતર તેની ગઈ ગુજરી વાતો જાણવી અને શોધવી, એના ઉપર જૂની શાળાઓમાં લક્ષ નથી. પાઠ્યપુસ્તકમાં આપવામાં આવતી રાજબાદશાહોની વંશાવળીઓ ઉપર ત્યાં લક્ષ અપાય છે, પણ વિદ્યાર્થીનું પોતાનું કુટુંબ, તેનું ગામ, તેનો સમાજ, તેને ત્યાંની કળા-કારીગરી, ઇત્યાદિની જૂની હકીકતો જાણવા શોધવાને ઉત્તેજન હોતું નથી. તે જ પ્રમાણે ભૂગોળમાં દેશપરદેશનાં સ્થળો વગેરેનાં નામો પાઠ્યપુસ્તકોમાં આવે છે કોઈ કોઈ વાર અદ્યતન રહેવા ઇચ્છતો શિક્ષક સ્થાનિક મહત્ત્વનાં સ્થળો પણ અભ્યાસક્રમમાં દાખલ કરે છે. પરંતુ શાળાનું જીવન એવું હોતું નથી કે, તેને અંગે કંઈક ભૂગોળનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર ઊભી થાય.

વર્ધા-યોજના પ્રમાણે ચાલતી નવી શાળાઓમાં વિષયોની પસંદગી કરવાની આ રીત ન હોઈ શકે એ તો દેખીતું છે. છતાં જૂની ટેવને લીધે તે જ રીત આવી જવાનો સંભવ છે, અને આવી જતી જોવામાં પણ આવે છે.

ઉદ્યોગશિક્ષણ ઉપર ભાર મૂકવા ખાતર ઉદ્યોગોનાં વર્ણનો, વાર્તાઓ, કાવ્યો જોડી કાઢવામાં આવે છે. સમાજ-વિદ્યા ઉપર ભાર મૂકવા ખાતર દેશપરદેશની જાતિઓનાં વર્ણનોના પાઠો જોડવામાં આવે છે. જૂનાં પાઠ્યપુસ્તકોમાં આ વસ્તુ કંઈક તાજગી આણે છે એ ખરું, પણ તે વર્ધા-યોજના થતી નથી. તે જૂની ઢબનું ભાષાશિક્ષણ જ થયું.

ઉદ્યોગ અને ઇતર આવશ્યક પ્રવૃત્તિઓ શાળાના જીવનમાં મુખ્ય સ્થાન ભોગવતી હોય અને તે સારી રીતે બુદ્ધિપૂર્વક તેમ જ હૃદયપૂર્વક થાય તે અર્થે ભાષા, ગણિત, વિજ્ઞાન વગેરેનો જરૂર પ્રમાણે ઉપયોગ કરવામાં આવે, ત્યારે તેને વર્ધા-યોજના પ્રમાણેનું શિક્ષણ કહી શકાય. તેમાં તુકલી જેવો મૂળઉદ્યોગ મુખ્ય સ્થાન ભોગવતો હોય, અને તે દ્વારા સર્વાંગી કેળવણી મળી રહે એ ખાતર કપાસથી માંડીને વણવા સુધીની સર્વ ક્રિયાઓમાં કુશળતા સિદ્ધ કરવી એ અભ્યાસક્રમની મુખ્ય પ્રવૃત્તિ હોય. અને તેમાં સંપૂર્ણતા મળે તે ખાતર તે અંગેનાં આવશ્યક સાહિત્યનો અભ્યાસ તેમ જ સર્જન, તેને લગતાં વિજ્ઞાન, ગણિતનો અભ્યાસ વગેરે યોગ્ય સ્થાને અને યોગ્ય પ્રમાણમાં આવશે. માત્ર અવારનવાર ખાદીનાં કોઈ મથકોનું અવલોકન કરી આવવું કે ખેતરોમાં જઈ ખેડૂતો કામ કરતા હોય તે કેડે હાથ દઈ જોઈ આવવું, અને પછી શાળાના ઓરડામાં બેસી તેનાં વર્ણનો વાંચવાં, લખવાં કે ગાવાં, એમાં વર્ધા-યોજનાનો આત્મા આવશે નહિ. એસ્કીમો કે કાફરાઓનાં વર્ણનો શાળામાં બેસીને વાંચવાં, તેનાં ચિત્રો જોવાં કે તેનાં નાટકો કરવાં, એટલું જ વર્ધા-યોજનાનું સમાજવિદ્યાનું શિક્ષણ ન હોઈ શકે,

આસપાસની હરિજન, રાનીપરજ કે તેવી જ દીનદલિત પ્રજાની સેવા, એને જ સમાજવિદ્યાના શિક્ષણનો પાયો બનાવવો જોઈએ. તે લોકોના વાસોમાં કોઈ વાર જઈને લટાર મારી આવવી અને પછી વર્ગમાં બેસી તેનાં ગીતો ગાવાં કે તેનાં વર્ણનો વાંચવાં લખવાં, એ સમાજવિદ્યા નથી. એ લોકો વચ્ચે જઈ તેમની સ્થિતિના આંકડાઓના કોઠા ભરી ચાલ્યા આવવું અને તેના ઉપર જાત જાતનાં ગણિત રચવાં, એ પણ સમાજવિદ્યાનું શિક્ષણ નથી. શાળાએ આવી પ્રજાની સેવાને પોતાના અભ્યાસક્રમમાં અગત્યનું અને નિયમિત સ્થાન આપવું જોઈએ. તેવી સેવાની પ્રવૃત્તિઓ જ્ઞાનપૂર્વક કરતાં ભાષા, ગણિત, વિજ્ઞાન આદિની મદદ યથાકાળે યથાપ્રમાણમાં લેવામાં આવશે જ.

આટલી પ્રસ્તાવના પછી વર્ધા-યોજનાની શાળાઓના અભ્યાસક્રમોમાં પસંદ કરવા યોગ્ય વિષયોની યાદી આ નીચે આપું છું:

**૧. રોજબરોજની આવશ્યક પ્રવૃત્તિઓ સાથે સંબંધ રાખતા વિષયો:**

૧. મળમૂત્ર-વિસર્જન, ૨. દાતણ કરવું, ૩. સ્નાન કરવું, ૪. કપડાં ધોવાં, ૫. ઝાડુ લગાવવું, ૬ ખાવું, ૭. વાસણ માંજવાં, ૮. પાણી ભરવું, વગેરે.

**૨. શાળાના ઉદ્યોગો સાથે સંબંધ ધરાવતા વિષયો:**

૧. તકલી, ૨. રૂ, ૩. સૂતર, ૪. કપાસ, ૫. કપાસનું ખેતર, ૬. ખાદી, ૭. રેંટિયો, ૮. ફાળકો, અટેરણ, ૯. પીંજણ, ૧૦. તાંત, ૧૧. ઘર્ષણ, ૧૨. ગતિચક્ર, ૧૩. તાણોવાણો, વગેરે.

**૩. ખેતીવાડીનાં બાલોચિત કામો સાથે સંબંધ ધરાવતા વિષયો:**

૧. નીંદવું, ૨. છોડ રોપવા, ૩. કોશ, ૪. હળ, ૫. બળદગાડું, ૬. ફૂલફળ, વગેરે

**૪. સફાઈનાં કામો સાથે સંબંધ રાખતા વિષયો:**

૧. ગ્રામસફાઈ, ૨. પાયખાના-સફાઈ, ૩. શાળાની સફાઈ, ૪. ખાતરનો ખાડો, વગેરે.

**૫. ગૃહ-ઉદ્યોગો સાથે સંબંધ ધરાવતા વિષયો:**

૧. ઘંટી, ૨. છાશ તાણવી, ૩. ખાંડવું, ૪. સોવું, ઝાડકવું, ૫. રસોઈ, વગેરે.

**૬. ગ્રામ ઉદ્યોગો સાથે સંબંધ ધરાવતા વિષયો:**

૧ કુંભાર, ૨ સુથાર, ૩. લુહાર, ૪. ચમાર, ૫. ગોવાળ, ૬ કડિયો, વગેરે.

**૭. પ્રાકૃતિક વિષયો:**

૧ શરીર, ૨. સૂર્ય, ચંદ્ર. તારા, ૩. નદી, તળાવ, ૪. દીવો, અગ્નિ, ૫. વાદળાં, વરસાદ, ૬. પાણી, હવા, પ્રકાશ, ૭. માટી, ધાતુ, ૮. ઝાડ, જનાવર વગેરે.

**૮. સામાજિક વિષયો:**

૧. માબાપ, ૨ ઘર, ૩. ગામ, દેશ, ૪. ગાય, બળદ, ૫ મહેમાન, ૬. ઝૂંપડી, ૭. ગામનો કૂવો, ૮. મંદિર, મસ્જિદ, શાળા, ધર્મશાળા વગેરે, ૯. પાળેલાં પશુપક્ષી, ૧૦. જંગલી પશુપક્ષી, ૧૧. ભીલ, હરિજન વ૦ જાતિઓ, ૧૨. હિંદુ, મુસલમાન આદિ જાતિઓ, ૧૩. ખેડૂત, મજૂર, કારીગર વ૦નાં ઘર, ૧૪. સભા, ઉત્સવ, મેળા, ૧૫ માંદગી, ૧૬. અન્ય દેશોના લોકો, ૧૭ પ્રાચીન કાળના લોકો, ૧૮. બાળકો, ૧૯. ગામના મોટા પુરુષો, ૨૦. દેશ અને જગતના મોટા પુરુષો.

જુગતરામ દવે

# ઉપાસના

સેવા એક જાતનો કર્મમાર્ગ છે. જે દિવસે પહેલ-વહેલા આપણે સેવા-જીવનમાં આવ્યા ત્યારે આપણા હૃદયમાં જે ભાવો ઊઠ્યા હતા એ તો, જો કર્મ-માર્ગ આપણે માટે કર્મ-યોગ બની જાય, તો જ કાયમ રહી શકે; તો જ આપણે સેવા-જીવનમાં આખર સુધી લાગી રહી શકીએ અને એ જીવનથી આપણી તેમ જ આપણા લોકની પણ પૂરી ભલાઈ થઈ શકે. મતલબ કે, કર્મમાર્ગને કર્મયોગ બનાવવો જોઈએ. એને સારુ અનાસક્તિ જરૂરી છે. રાગ-દ્વેષ, આગ્રહ, સંકુચિત મન વગેરે દ્વારા કરાતી સેવાથી પણ લોકોને કાંઈક ફાયદો થાય, પણ પૂરો ફાયદો ન થાય અને આપણા દિલમાં પણ આખર સુધી એકસરખો જુસ્સો ટકી ન શકે, અને આપણું ચારિત્ર્ય પણ આગળ ન વધે અને અંતે આપણને જીવનમાં સંતોષ પણ નહિ મળે.

ઈશ્વરાર્પણ-બુદ્ધિ વગર અનાસક્તિ આવતી નથી. ઈશ્વરાર્પણ-બુદ્ધિને માટે હરરોજ ઉપાસના, સત્સંગ, અને કોઈ પણ એક સદ્ગ્રંથનો નિયમિત પાઠ તદ્દન આવશ્યક છે.

આ ત્રણેનો ખ્યાલ રાખતા હોય એવા કાર્યકર્તા થોડી જગાએ જોવામાં આવે છે. જ્યાં આ ત્રણ ચાલુ નથી રહેતાં ત્યાં કાર્યકર્તાઓ જડ યંત્રવત્ કર્મ કરનારા, એટલે કે, એક જાતનો માત્ર ધંધો કરનારા બની જાય

છે. જેમ કે, શિક્ષક, નર્સ, દાક્તર વગેરેનું થયું છે. અંદર અંદર દ્વેષ, પક્ષાપક્ષી, ઝઘડા, સંકુચિતતા તથા જાહેર અને ખાનગી જિંદગીમાં જે તરેહ તરેહની ખરાબી પેદા થઈ છે અને જેમાં સેવકો પણ ફસાઈ જાય છે, તે બધાનું એક કારણ મને એ લાગે છે કે, ઉપાસના, સત્સંગ અને ધર્મગ્રંથના પાઠની કમી છે. માણસ ગમે તેવો મોટો કે કુશળ હોય, તોપણ તેને આની જરૂર હમેશાં છે, એના વગર કર્મમાર્ગમાં ધ્યેયથી નીચે પડવાનો બહુ જ ડર છે.

આ ત્રણ વસ્તુઓ—ઉપાસના, સત્સંગ અને સદ્‌ગ્રંથનો નિયમિત પાઠ—વધારે સ્પષ્ટ કરીને સમજાવું.

ઉપાસનાનો શબ્દાર્થ છે—પાસે બેસવું (ઉપ–નજીક; આસન–બેઠક). જેના જેવું જીવન બનાવવા આપણે ઇચ્છીએ છીએ તેના આપણે ઉપાસક થઈએ છીએ. આપણે જો ગાંધીજી જેવું જીવન બનાવવા માગીએ, તો આપણે ગાંધીજીના ઉપાસક થઈએ; અથવા જો રામ, કૃષ્ણ કે ઈશુ જેવું બનાવવા ચાહીએ, તો આપણે તેના ઉપાસક થઈએ. ઉપાસનાનો આ વિચાર વ્યક્તિ પરત્વે છે. કોઈ વ્યક્તિના ખ્યાલ વગર પણ ઉપાસના થઈ શકે છે. જેમ કે, આપણે જીવન સત્ય-અહિંસામય બનાવવા ઇચ્છીએ તો આપણે સત્ય-અહિંસાના ઉપાસક છીએ; બહાદુરીથી આપણે જીવનને ભરી દેવા માગીએ તો આપણે વીરતાના ઉપાસક છીએ. મતલબ કે, જીવનને જેવું રૂપ આપવા આપણે માગતા હોઈએ, તે જ આપણી ઉપાસના બને છે.

આ તો ઉપાસનાના શબ્દાર્થની વાત થઈ. વ્યવહારને માટે ઉપાસનાનો અર્થ છે જીવન અને જગત વિષેનો પાકો નિશ્ચય. આપણે રાત દહાડો તરેહવાર કામો, સેવાભાવથી કે સ્વાર્થથી કરીએ છીએ. જેઓ સ્વાર્થથી કરે છે તેમને તો કદાચ એ વિચાર પણ નથી કરવો પડતો કે, આપણે આ કામોમાં શું કામ મંડ્યા છીએ.

પરંતુ જેઓ એમ માને છે કે પોતે સેવાનું કામ કરે છે, તેમના અંતરમાં કોઈ કોઈ વાર એવો પ્રશ્ન થાય કે, આ જાતનું સેવામય જીવન ગાળવાનો હેતુ શો? જ્યારે પોતાના સેવાકાર્યમાં સફળતા દેખાતી નથી, જેમની સેવા કરવા માગીએ છીએ તેમની જ તરફથી મુશ્કેલીઓ ઊભી કરવામાં આવે છે, ત્યારે આશંકા થાય છે કે, આ બધી પંચાતમાં આપણે શું કામ પડ્યા? અંતે, આવી બધી સેવાઓનું રહસ્ય શું છે? આ આખું જીવન અને તેનો આખો કાર્યક્રમ કઈ તરફ જવા માટે છે?

જીવન અને જગત વિષેનો આપણા મનનો જે પાકો નિશ્ચય આ આશંકાઓનું સમાધાન કરે, તે જ આપણી ઉપાસના

ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે, "સંશયાત્માનો નાશ થાય છે. એને નથી આ લોકમાં સુખ મળતું, નથી પરલોકમાં સુખ મળતું." એટલે જે પાકું જ્ઞાન આપણો સંશય દૂર કરીને આપણને આપણા કર્મયોગમાં દૃઢ રાખે, એ જ્ઞાનનું નામ ઉપાસના છે.

આ રીતે ઉપાસના એક જ્ઞાનાત્મક પાકો નિશ્ચય છે. એ નિશ્ચયનું સ્વરૂપ આવી જાતનું હોય છે:—

આપણે અને આ બધો સંસાર એક મહાન સત્ય તત્ત્વ ('હકતાલા')થી પેદા થયા છીએ; એમાં જ જીવીએ છીએ અને એમાં જ વિલીન થઈએ છીએ. આ તત્ત્વ એક મહા જબરજસ્ત શક્તિ છે. એ નિરંતર ગતિમાન છે. એક ક્ષણ માટે પણ નિશ્ચળ નથી. તે જ્ઞાન, ક્રિયા, ગતિ, અને નામરૂપને પ્રગટ કરનારી છે. આ જગતનાં જડ-ચેતન સર્વમાં એ નિયમરૂપે નજરે પડે છે. મતલબ કે, આ શક્તિ કોઈ ને કોઈ નિયમથી ચાલે છે. દુનિયામાં કંઈ ભલાઈ જોવામાં આવે છે તો તે એક પ્રકારના નિયમોનું ફળ છે; કંઈ બૂરાઈ હોય છે તો તે પણ કોઈ ને કોઈ નિયમનું જ પરિણામ હોય છે. ભક્તોએ સાચું જ કહ્યું છે કે, તેના (અર્થાત્ નિયમના) હુકમ વગર એક સૂકું પાંદડું પણ પોતાની જગ્યાએથી હવામાં ઊડી નથી શકતું.

આમ, આખી દુનિયા એક સત્ય (હક) અને તેના નિયમ (હુકમ) પર ઊભી છે એવી મનની પાકી ધારણા, એ ઉપાસના છે. દુનિયામાં જે કંઈ ભલાઈ હોય છે તે ભલાઈના નિયમોને અનુસરીને હોય છે; બૂરાઈ હોય છે તે બૂરાઈના નિયમોને અનુસરીને, અથવા ભલાઈના નિયમો તોડવાને કારણે, હોય છે.

ખરું જોતાં આ પાકા નિશ્ચયનું નામ જ ઉપાસના છે. પરંતુ આ પાકો નિશ્ચય એકએ વાર ગોખવાથી થઈ જતો નથી. વૃક્ષમાં ધીરે ધીરે કળી, ફૂલ, કાચું ફળ અને પાકું ફળ તૈયાર થાય છે, એ જ રીતે

જીવનમાં આ નિશ્ચય ધીરે ધીરે પાકો થાય છે. પહેલાં તો કદાચ એનું અનુમાન જ થાય છે; પછી કંઈક આકલન (થોડો સ્પષ્ટ ખ્યાલ) થાય છે; પછી શ્રદ્ધા વધે છે. ત્યારે જેમ વૃક્ષમાં ફૂલ ખીલવા માંડે છે તેવી રીતે હૃદયમાં એક નવો પ્રકાશ ફેલાય છે. ત્યારે જે થોડું આકલન હતું તે ફળની પેઠે એ પ્રકાશમાં પાકે છે અને પાકો નિશ્ચય બની જાય છે.

વૃક્ષમાં જ્યાં સુધી કળી, ફૂલ, કાચું ફળ અને પાકું ફળ ક્રમશઃ તૈયાર થાય ત્યાં સુધી તેની દેખરેખ રાખવી પડે છે, તેવી રીતે આ નિશ્ચયને પાકો કરવા માટે પણ પોતાની દેખરેખ રાખવી આવશ્યક છે. આ દેખરેખને પણ ઉપાસના કહે છે. આ અર્થમાં ઉપાસનાનો અર્થ ઈશ્વરભક્તિ પણ થાય છે.

કેટલાક લોકોને ઈશ્વર વિષેનો આટલો જ ખ્યાલ, કે તે જીવન અને જગતનું મૂળ છે અને નિયમ ('હુકમ')રૂપે પ્રગટ છે,— ભક્તિ માટે પૂરતો થાય છે. એ જ ખ્યાલને સ્પષ્ટ અને પાકો કરતાં કરતાં તેઓ પોતાની ઉપાસના ચલાવે છે. પણ ઘણા લોકોને આવો સૂક્ષ્મ ખ્યાલ કરવો મુશ્કેલ લાગે છે. જેમ તરવા શીખનાર નવો ઉમેદવાર કોઈ હલકી અને પોલી ચીજને પકડીને જ તરી શકે છે, તે જ રીતે અનેક લોકો ઈશ્વરનો ખ્યાલ કોઈ સ્થૂલ રૂપ મારફતે જ કરી શકે છે. આમ કોઈ દેવતા, અવતાર, પયગમ્બર, ગુરુ વગેરેની ભક્તિ દ્વારા ઈશ્વરોપાસના કરવામાં આવે છે.

હિંદુધર્મમાં આ વિષે કંઈ આગ્રહ નથી. જેને જે રૂપ પ્રિય લાગે તેની મારફતે તે ઈશ્વરની ઉપાસના કરે.

रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

(ભિન્ન ભિન્ન પ્રકારની રુચિને કારણે ભિન્ન ભિન્ન સરળ અને કુટિલ રસ્તે ચાલનારા લોકો કેવળ તારી જ તરફ જઈ રહ્યા છે, કે જેવી રીતે બધી નદીઓ સમુદ્ર તરફ જ જાય છે.)

આ રીતે હિન્દુઓમાં ઉપાસના માટે કોઈ એક રૂપ નિશ્ચિત નથી. તોપણ ઉપાસના મારફતે જે આગળ વધવા માગે છે તેણે વિવેકથી ઉપાસના કરવી જરૂરી છે. એ વિવેક આ રીતનો જોઈએ:

૧. પોતાને માટે પોતાના દેવતાનું એક જ રૂપ નિશ્ચિત કરી લેવું જોઈએ. અનેક દેવતા, અવતાર વગેરેની ઉપાસનાથી ફાયદો નથી થતો.

૨. સ્વયંવરની પેઠે દેવતા, અવતાર વગેરેની શોધ કરવી બરાબર નથી. એના કરતાં, બાળપણથી જે પ્રતીકમાં શ્રદ્ધા બેસી ગઈ હોય તેની જ ઉપાસના કરવી એ વધારે સારું છે. માતૃભક્તિ અને પિતૃભક્તિ માટે આપણે આદર્શ માતાપિતાની શોધ કરીને તેમને માબાપ બનાવીને તેમની ભક્તિ કરતા નથી; પરંતુ જે બાળપણથી આપણાં માબાપ છે તેમના જ ઉપર પ્રેમ રાખીએ છીએ. ઈશ્વરસ્વરૂપના સંબંધમાં પણ તેમ જ છે.

"भावे कोउ सुन्दर कहो, भावे कोउ कारे ।
हमको यही रूप बिना और सकल खारे ॥"

એકનિષ્ઠાનો અર્થ એ બિલકુલ નથી કે, બીજાઓ તરફ એ અનાદરથી જુએ અથવા બોલે. પણ જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ પર જ પતિભાવથી પ્રેમ કરે છે અને અન્ય પુરુષો કેટલાય ગુણવાન અને સુંદર કેમ ન હોય, એમના પર આસક્ત નથી થતી, એ જ રીતે તે પોતાના ઇષ્ટ દેવની અનન્ય ભક્તિ કરે. વંદન કરવા લાયક અનેક વ્યક્તિઓ હોઈ શકે છે; ધ્યાન—ઉપાસના કરવા યોગ્ય એક જ હોવી જોઈએ.

૩. જેમને આ રીતે કોઈ દેવતા, અવતાર વગેરેમાં હજી સુધી શ્રદ્ધા ન બેઠી હોય અને જે કોઈ એકને પકડવા માગતા હોય, તેમને મારી સલાહ છે કે, દેવતાઓ કરતાં કોઈ અવતારની ઉપાસના વધારે સારી છે. અને દેવતાઓમાં સૂર્યની ઉપાસના બધા કરતાં સારી છે. અવતારોમાં કોઈ એક જ અવતાર પસંદ કરી લેવો એ સારું છે. અવતાર શબ્દ સામાન્ય અર્થમાં સમજવો: એટલે કે, એમાં તીર્થંકર, બુદ્ધ, મસીહ, પયગમ્બર વગેરે આવી જાય છે. તેઓ તેમના ચરિત્રથી સ્થૂળ અર્થમાં ઈશ્વર જેટલા જ પૂજ્ય છે. મહારાષ્ટ્રકવિ સંત તુકારામે કહ્યું છે:

जे का रंजले गांजले, त्यांसी म्हणे जो आपुले ।
तोचि साधु ओळखावा, देव तेथेंचि जाणावा ॥ध्रु०॥
मृदु सबाह्य नवनीत, तैसें सज्जनांचे चित्त ।
ज्यासि आपंगिता नाहीं, त्यासि धरी जो हृदयीं ॥
दया करणें जे पुत्रासी, तेचि दासा आणि दासी ।
तुका म्हणे सांगूं किती, तोचि भगवंताची मूर्ति ॥

(જેઓ દલિત અને પીડિત છે, તેમને જે અપનાવે છે, તેને જ સાધુ માનો; તે જ ઈશ્વર છે એમ જાણો. જેમ માખણ અંદર-બહાર નરમ હોય છે, એવું જ

સજ્જનોનું દિલ હોય છે. જેને કોઈનો આધાર નથી, તેને તે પોતાના હૃદયે લગાવે છે. જેવી પ્રીતિ પુત્ર પર હોય છે તેવી જ તે દાસ-દાસીઓ પર રાખે છે. તુકારામ કહે છે, વધારે શું કહું? એ જ ભગવાનની મૂર્તિ છે.)

૪. જે અવતાર પર શ્રદ્ધા બેસી જાય તેના જ ચરિત્ર-પાઠ, કીર્તન, નામ-જપન આદિમાં વધારે પ્રેમ લાગે છે. આ બધા ભક્તિના પ્રકાર છે. એમાં સ્તવન-કીર્તનથી નામ-જપન ઊંચું છે. નામ-જપનમાં ઊંચે સ્વરે જપવા કરતાં ધીમે સ્વરે જાપ કરવો એ સારું છે. તે કરતાં પણ મનમાં જ શ્વાસોચ્છ્વાસની સાથે સ્મરણ કરતા રહેવું એ વધારે સારું છે: એ જ ધ્યાન છે.

૫. જેની આપણે ઉપાસના કરીએ તેનાથી આપણી હસ્તી અલગ રહે એવી મનોભાવના કરતાં, તે જ એક રહે અને આપણે મટી જઈએ, તેમાં લીન થઈ જઈએ — એ મનોભાવના સરસ છે. આશ્રમભજનાવલિમાં "ટેક અપ માઈ લાઈફ"વાળા અંગ્રેજી ભજનમાં જે ભાવ છે તે આખો જ સુંદર છે. આપણું આખું જીવન, બધી સેવાઓ તેની પ્રસન્નતા માટે હોય: આ જ ઈશ્વરાર્પણ છે.

૬. સકામ ઉપાસના કરતાં નિષ્કામ, નિઃસ્વાર્થ ઉપાસના ઉત્તમ છે. તેનું અંતિમ ફળ ઈશ્વરના સત્ય સ્વરૂપનું જ્ઞાન છે, એ જ મુક્તિ છે.

**કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

(હિંદી 'सर्वोदय'માંથી)

# સહશિક્ષણ

## ૧
## સામાજિક આદર્શ અને શિક્ષણ

સહશિક્ષણના પ્રશ્નનું નિરાકરણ હજી થયું નથી. જે દેશોમાં સહશિક્ષણ સાર્વત્રિક છે ત્યાં પણ કેટલાક લોકો તે વિષે સાશંક છે. સ્વીડન અને નોર્વેમાં કેટલાક વખત સુધી સહશિક્ષણ ચલાવ્યા બાદ તે બંધ કરી દેવામાં આવ્યું છે એમ સંભળાય છે. એક તરફ લોકો સહશિક્ષણથી ડરે છે, અને બીજી તરફ સહશિક્ષણના નૈતિક લાભો પણ બતાવવામાં આવે છે. સહશિક્ષણ વગર દેશનાં યુવક યુવતીઓની કેળવણીની એક મહત્ત્વની બાજુ અપૂર્ણ રહી જાય છે, એમ પણ કહેવામાં આવે છે. અને એમ પણ કહેવામાં આવે છે કે, યુવક યુવતીઓ મળે છે ત્યાં બીજું કંઈ થતું હોય કે ન થતું હોય, શિક્ષણ તો નથી જ થતું એ નક્કી છે.

ઇંગ્લંડમાં જ્યારે સ્ત્રીઓને પાર્લામેન્ટમાં સભાસદ થવાનો અધિકાર નહોતો અને તે અધિકારની પ્રાપ્તિ માટે તેમની હિલચાલ શરૂ થઈ ત્યારે, વિરોધી લોકો એવી જ દલીલ કરતા કે, પાર્લામેન્ટના સભાગૃહમાં સ્ત્રીઓ અને પુરુષો સાથે બેસીને ચર્ચા કરવા માંડશે ત્યારે રાજકાજ તો બાજુએ રહી જશે અને ફક્ત પરસ્પર અનુનય ને આરાધનની વાતો ચાલશે.

મનુષ્યના ઇતિહાસમાં પ્રાયઃ એ જોવામાં આવ્યું છે કે, દરેક પરિવર્તનમાં જે મોટા મોટા લાભો બતાવવામાં આવે છે તે આગળ જતાં વાસ્તવિક નથી જણાતા, અને જે મોટા નુકસાનનો ડર બતાવવામાં આવે છે એટલું નુકસાન પણ નથી થતું. મનુષ્યસ્વભાવની ગતિ કંઈક વિચિત્ર છે. ગમે તેવી સ્થિતિ કેમ ન હોય, તેમાંથી તે પોતાનો રસ્તો કાઢે જ છે. કારણ કે મનુષ્યસ્વભાવ એકાએક ઊંચે ચઢવાને તૈયાર નથી હોતો, તેમ જ હમેશ માટે નીચે પડવાનું પણ પસંદ નથી કરતો. જે કંઈ પરિસ્થિતિ હોય એને અનુકૂળ રહીને પોતાના હમેશના સ્થાન પર તે સ્થિર થઈ જાય છે.

આથી જ અનુભવી સુધારકો કહે છે કે, જે કંઈ પરિવર્તન કરવું હોય તે એકદમ ન કરો, ધીમે ધીમે કરો. બધા જ સામાજિક સુધારાઓના સંબંધમાં (આસ્તેથી ઉતાવળ કરો) 'ફેસન લેન્ટે'નો ઉપદેશ ખાસ આપવામાં આવે છે. કોઈ સુધારો ગમે તેટલો આવશ્યક કેમ ન હોય, અને એના વગર ગમે તેટલું નુકસાન કેમ ન થતું હોય, તે માટે ઝડપથી દોડતાં પણ મનુષ્યસ્વભાવનો ખ્યાલ કરીને ગતિને જરા કાબૂમાં રાખવી જોઈએ.

સૌથી પહેલાં એ જાણી લેવું જરૂરી છે કે, આ

સહશિક્ષણના પ્રશ્નનું અસલી સ્વરૂપ શું છે?

છોકરા છોકરીઓ એક જ સ્કૂલમાં અને એક જ વર્ગમાં સાથે બેસીને ભણે તેને 'સહ-શિક્ષણ' કહે છે. આપણો સામાજિક સ્વભાવ એટલો બળવાન છે કે, જ્યાં સહશિક્ષણની પ્રથા છે ત્યાં પણ વર્ગમાં છોકરાઓ જુદા બેસે છે અને છોકરીઓ જુદી બેસે છે. સભામાં પણ જ્યાં સ્ત્રીપુરુષો ભેગાં થાય છે ત્યાં સ્ત્રીઓ માટે ખાસ જુદી જગ્યા હોય છે અને પુરુષો માટે જુદી હોય છે. ગમે ત્યાં સાથે મળીને બેસવાનો રિવાજ આપણા દેશમાં શરૂ નથી થયો.

છોકરા છોકરીઓ રહે પણ એક જ છાત્રાલયમાં, એવો રિવાજ ક્યાંયે શરૂ નથી થયો. અને મને ખબર છે ત્યાં સુધી, યુરોપ અમેરિકામાં પણ કોઈ જગ્યાએ એવી વ્યવસ્થા તો નથી કે, છોકરા છોકરીઓ એક જ છાત્રાલયમાં એકબીજાની પડોશમાં રહે. રશિયાની સ્થિતિ આપણે જાણતા નથી. વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓના 'સહજીવન'નો પ્રશ્ન હજી ઊઠયો જ નથી. હાલ તો પ્રશ્ન કેવળ 'સહ-શિક્ષણ'નો જ છે; 'સહ-વાસ'નો નહિ.

સહશિક્ષણનો સવાલ દરેક પ્રાંત અને દરેક જાતિ માટે એકસરખો નથી. જ્યાં પડદાનો રિવાજ છે ત્યાં સહશિક્ષણની કલ્પના પણ કદાચ કોઈ નહિ કરી શકે. જે સમાજમાં પડદાની પ્રથા નથી અને સ્ત્રીપુરુષ પોતપોતાની મર્યાદા સંભાળીને એકબીજાને મળી શકે છે અને વાતચીત કરી શકે છે ત્યાંનો સવાલ જુદો છે.

શાળામાં જો એક જ સમાજનાં છોકરા છોકરીઓ ભણવા આવતાં હોય તો તો આ સવાલ ઘણો સરળ થઈ જાય. જ્યાં પડદાની પ્રથા નથી ત્યાંની સહશિક્ષણ-સંસ્થામાં પડદાની પ્રથાવાળા સમાજના થોડા છોકરાઓ આવી જાય છે તો આખું વાતાવરણ બગડી જાય છે. પારસીઓની સહશિક્ષણ-સંસ્થામાં ગામડાના હિંદુ અથવા મુસલમાન છોકરા ભણવા જાય, તો એમની સ્થિતિ પણ કંઈક વિચિત્ર જેવી થઈ જાય છે. એટલે આપણે સહશિક્ષણનો વિચાર કરીએ ત્યારે આપણે એ વિચારવું જોઈએ કે, સંસ્થામાં આવનાર છોકરા છોકરીઓ ભિન્ન ભિન્ન સમાજનાં છે કે એક જ સમાજનાં?

આ રીતે સહશિક્ષણનો સવાલ નર્યો શિક્ષણ-વિષયક ન હોઈ સામાજિક છે, એ બાબત તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ.

સહશિક્ષણમાં શિક્ષણવિષયક દૃષ્ટિ જ ન હોય એવું તો નથી. સ્ત્રી અને પુરુષની ગ્રહણશક્તિ ભિન્ન હોય તો તેમને સાથે ભણાવવાથી લાભ છે કે હાનિ, એ જોવું જોઈએ. દરેક મનુષ્યને ગણિતબુદ્ધિ, તર્કબુદ્ધિ, કલારુચિ, ઇન્દ્રિયનિગ્રહ, યુદ્ધકૌશલ્ય આદિ અનેક બાબતોમાં પ્રવીણ બનાવવો આવશ્યક છે. આ બાબતોમાં સ્ત્રી અને પુરુષનો વિકાસક્રમ અને અનુશીલનની ઉત્કટતા એકસરખી હોય તો સહ-શિક્ષણમાં મુશ્કેલી નહિ પડે. થોડોઘણો ફરક હોય તો તેથી બંનેને લાભ જ છે, કારણ કે ચપળની સોબતથી મંદ પણ અમુક હદ સુધી ચપળ બની જાય છે. પરંતુ જો બંનેનું અંતર ન કાપી શકાય એવું હોય, તો બંનેનું સાથે ભણવું બંનેને માટે હાનિકારક છે.

સહશિક્ષણમાં ઉંમરના પ્રશ્નને પણ પોતાનું એક વિશેષ મહત્ત્વ છે. આ ઉંમરના પ્રશ્નનું પ્રાધાન્ય શિક્ષણની દૃષ્ટિએ પણ છે અને સામાજિક દૃષ્ટિએ પણ છે.

ઘણા શિક્ષણશાસ્ત્રીઓ કહેતા આવ્યા છે કે, બાળપણમાં દશ વર્ષ સુધી છોકરા અને છોકરીઓમાં ધ્યાન ખેંચે એવો કોઈ શારીરિક ભેદ નથી હોતો, અને એમના સ્વભાવમાં પણ લિંગભેદનું કંઈ મહત્ત્વ નથી હોતું. આથી દશ વર્ષ સુધી એટલે સંકુચિત પ્રાથમિક શિક્ષણ પૂરું થતાં સુધી છોકરા છોકરીઓને સાથે ભણવામાં કોઈ જાતનું જોખમ નથી એટલું જ નહિ, પણ એથી બધી રીતે લાભ જ છે. અને સહશિક્ષણની પ્રાથમિક સંસ્થાઓમાં ભણાવવાનું કામ સ્ત્રીઓના હાથમાં જ સોંપવામાં આવે તો એ આદર્શ સ્થિતિ થાય.

અમે પણ માનીએ છીએ કે, દેશભરમાં પ્રાથમિક શિક્ષણનું કાર્ય સ્ત્રીઓને જ સોંપવામાં આવે. (પ્રાથમિક શિક્ષણમાં કેવળ સ્ત્રીઓ જ શિક્ષિકાઓ હોય અથવા સ્ત્રી અને પુરુષ બંને ભણાવવાનું કામ કરે, એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે; પરંતુ એનું વિવેચન જુદું કરવું પડશે.)

જ્યારે છોકરા અને છોકરીઓ અઢાર કે વીસ વરસનાં થાય છે, ત્યારે તેઓ કામવિકાર શી વસ્તુ છે તે સારી રીતે સમજવા લાગે છે. સ્ત્રીપુરુષનું આકર્ષણ અને તેની જવાબદારી—બંને બાબતોનો તેમને ખ્યાલ હોય છે. આ સ્થિતિમાં પોતે પોતાની જાતને સંભાળી લેવી અથવા અધઃપાતને રસ્તે પડવું એ તેમની મરજીનો સવાલ છે. "જવાબદારીનો જેમને ખ્યાલ છે તેમને પૂર્ણ સ્વતંત્રતા આપવી જ જોઈએ. પછી તેનું પરિણામ ભલે ગમે તે આવો," એવું કહેનાર અને માનનાર પણ એક પક્ષ છે. આથી કૉલેજમાં છોકરા છોકરીઓ સાથે સાથે ભણે તેમાં એ પક્ષને કંઈ વાંધો નથી.

આની વિરુદ્ધ બીજો પક્ષ કહે છે કે, પોતાની જવાબદારીનો ખ્યાલ જેને છે તે બધા તેનું પાલન કરવાની શક્તિ નથી ધરાવતા ત્યાં સુધી, સમાજે તેમને સંભાળવા જોઈએ. બાળકોમાં જવાબદારીનો ખ્યાલ નથી હોતો તેથી માબાપ અને પાલક તેમના પર અંકુશ રાખે છે. એ જ રીતે સમાજનાં સામાન્ય સ્ત્રીપુરુષો પોતાની જવાબદારી સમજતાં છતાં તેને નિભાવવાની શક્તિ ધરાવતાં નથી, એટલે એમને માટે સામાજિક શિષ્ટાચાર અને નિયંત્રણ આવશ્યક છે; મનુષ્યની શક્તિ ઉપરાંત બોજો તેના પર નહિ નાખવો જોઈએ.

શિક્ષણમાં આપણે જેમ જેમ આગળ વધીએ છીએ તેમ તેમ શિક્ષણનું ખર્ચ પણ વધે છે. પુરુષો અને સ્ત્રીઓ માટે જુદી જુદી કૉલેજોની વ્યવસ્થા આપણા દેશને માટે તો લગભગ અશક્ય છે. દેશભરમાં સ્ત્રીઓ માટે બે ચાર કૉલેજો ખોલવાથી આ પ્રશ્નનો નિવેડો આવતો નથી. આખા દેશની છોકરીઓ એટલે દૂર ભણવા માટે જઈ પણ ન શકે. આ બધી બાબતોનો વિચાર કરતાં એ નિર્ણય પર આવવું પડે છે કે, કાં તો છોકરીઓ માટે કૉલેજનું શિક્ષણ જ બંધ કરી દેવામાં આવે અથવા તેમને પુરુષોની કૉલેજોમાં ભણવાની રજા આપવામાં આવે.

પ્રશ્ન ખાસ કરીને ઊઠે છે માધ્યમિક સંસ્થાઓનો, જ્યાં દસ અને અઢાર વર્ષની વચ્ચેની ઉંમરનાં છોકરા છોકરીઓ ભણી શકે છે. આ ઉંમરે છોકરા છોકરીઓમાં વિકારની જાગૃતિ હોઈ શકે છે; પરંતુ તેનો તેમને પૂરો ખ્યાલ નથી હોતો. તેમને પોતાના કર્તવ્યનું શિક્ષણ પણ આપી ન શકાય અને તેમને નિઃસંકોચ ભાવે હળતાં મળતાં રોકી પણ ન શકાય. એવી સ્થિતિમાં સહશિક્ષણનો પ્રયોગ કરવો એ કેટલી હદ સુધી ઉચિત છે, એ સૌથી મોટો સવાલ છે.

શિક્ષણની દૃષ્ટિએ એનો વિચાર કરતા પહેલાં સામાજિક દૃષ્ટિએ એ વિચારવો જોઈએ.

જે સમાજમાં પડદાની પ્રથા છે ત્યાંના લોકો ઘરમાં કઈ રીતે રહે છે તે આપણે જાણતા નથી. આ પડદાની પ્રથા એટલી કઢંગી અને અસંસ્કારી છે કે, ઘરમાં પણ એ લોકો એકબીજાથી મોં છુપાવે છે. આવા લોકોના જીવનક્રમનો વિચાર કરવાનું મન નથી થતું. હિંદુસ્તાનમાં કેટલાક એવા સમાજ છે, જે પોતાના કુટુંબની બહારના લોકોને ઘરમાં આવવા દેતા નથી અને પોતાના કુટુમ્બીઓ સાથે પરિચય વધારવા દેતા નથી. પરંતુ એક જ ખાનદાનના લોકો અને એમનાં બધાં સગાંસંબંધી એકબીજાથી કોઈ જાતનો પડદો રાખતાં નથી. આવા સમાજોમાં સદાચારની દૃઢતા પ્રાયઃ વધારેમાં વધારે જોવામાં આવે છે. કારણ કે ત્યાં બાળકોને મર્યાદિત સ્વતંત્રતા સાથે શીલરક્ષાનું શિક્ષણ પણ કુટુંબના વાતાવરણમાં જ મળતું રહે છે. જે સમાજમાં પડદાની પ્રથા છે તેનાં બાળકો માટે સહશિક્ષણનો પ્રયોગ સહેલો નથી. એમાં મુખ્ય મુશ્કેલી બાળકો તરફથી નહિ પણ શિક્ષકો તરફથી જ આવે છે.

સામાન્ય રીતે દરેક પરિસ્થિતિ માટે આ જ સિદ્ધાંત માની શકાય કે, સહશિક્ષણમાં જે મુશ્કેલી છે તે વધારેમાં વધારે શિક્ષકો તરફથી છે. કારણ કે તેમની પાસે મર્યાદિત સ્વતંત્રતા, સન્માન અને શીલ-રક્ષાનો કોઈ નિશ્ચિત અને સર્વમાન્ય આદર્શ નથી હોતો. જે આદર્શ શિક્ષક પોતે હજમ નથી કરી શક્યો તેનું સાચું વાતાવરણ તે કદી પેદા ન કરી શકે. યુરોપમાં હસ્તધૂનનનો રિવાજ છે, કોઈ કોઈ જગ્યાએ ચુંબનઆલિંગનનો પણ રિવાજ હોય છે. જેમને માટે આ સ્વાભાવિક છે તેઓ આ સમજી શકે છે, અને નભાવી પણ શકે છે. આપણા દેશમાં આપણે આવા રિવાજો દાખલ કરવા જઈએ તો આખો મામલો બગડી જાય. સહશિક્ષણનું પણ એમ જ છે.

જ્યાં સુધી આપણા દેશમાં સમાજસુધારાની

હિલચાલ શરૂ જ નહોતી થઈ, ત્યાં સુધી દરેક જાતિનો પોતાનો એક જુદો સારોખોટો આદર્શ નિશ્ચિત હતો. હવે એ સ્થિરતા તૂટી ગઈ છે. અને હવે જુદા જુદા સમાજોના જુદા જુદા આદર્શ ચલાવવા પણ દિવસે દિવસે મુશ્કેલ બનતા જશે. જે લોકો અસુધારક છે અને જેઓ કોઈ પણ આદર્શમાં વિશ્વાસ નથી કરતા, તે બંને પ્રગતિના વિરોધી છે. સામાજિક આદર્શોમાં કંઈક મર્યાદા અને સ્થિરતા જ સૌથી મોટી સામાજિક શક્તિ છે.

## ૨

## ગુરુગૃહ કે વરવહુ-શોધનું ક્ષેત્ર?

આજકાલ નવયુવકો તરફથી એક અત્યંત સ્વાભાવિક પણ વિચિત્ર દલીલ રજૂ કરવામાં આવે છે. તેઓ કહે છે: "હવે એ જમાનો વહી ગયો છે કે જ્યારે અમારા વિવાહ અમારાં માબાપ અથવા સગાંસંબંધી કે કુટુંબના પુરોહિતો ગોઠવી દેતા. હવે તો અમારે પોતાની સહચારિણી પોતે જ શોધવી જોઈશે. અને સહશિક્ષણની પ્રથા ન હોય ત્યાં સુધી અમે અમારા સમાજની છોકરીઓને કેવી રીતે ઓળખીએ, તેમની સાથે પરિચય કેવી રીતે વધારીએ અને એકબીજાને પસંદ પણ કેવી રીતે કરીએ?"

આ પ્રશ્નની સ્વાભાવિકતા તો સ્પષ્ટ જ છે. તેની વિચિત્રતા એમાં છે કે, નવયુવકો શિક્ષણસંસ્થાને જ પોતાની સહચારિણી શોધવાનું ક્ષેત્ર અને તક માની બેઠા છે. આપણો સામાજિક આદર્શ કહે છે કે, શિક્ષાલયોમાં વિકારી દૃષ્ટિ માટે અવકાશ જ નહિ રહેવો જોઈએ. વિકારી દૃષ્ટિ અને જ્ઞાનની ઉપાસના એ બેમાં કદી પણ મેળ જ ન હોઈ શકે. જો અધ્યયનકાળમાં છોકરા છોકરીઓ પરસ્પર અનુનય અને પ્રણયાલાપ કરવા માંડે અથવા વિવાહની દૃષ્ટિથી એકબીજાનું નિરીક્ષણ પરીક્ષણ કરવા માંડે, તો શિક્ષણનો તો અંત જ છે એમ સમજવું જોઈએ. પ્રાચીન કાળમાં જ્યારે અનેક છોકરા છોકરીઓ એક જ ગુરુ પાસે સાથે સાથે ભણતાં, ત્યારે એવો સામાજિક નિયમ જ હતો કે, એક ગુરુગૃહમાં ભણનાર છોકરા છોકરીઓનો સંબંધ ભાઈબહેનનો રહે; તેઓમાં લગ્ન થઈ જ શકતું નહિ. શિક્ષક અને વિદ્યાર્થિનીનો સંબંધ પિતાપુત્રીનો, અને વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓનો સંબંધ ગુરુ-ભાઈ અને ગુરુ-બહેનનો હોય, એ આદર્શ રાખીને શિક્ષણનું વાતાવરણ નિર્દોષ અને નિર્ભય બનાવવામાં આવ્યું હતું.

યુવકો અને યુવતીઓએ પોતાના શિક્ષણકાળમાં લગ્નનો વિચાર જ ન કરવો જોઈએ એટલું જ નહિ, પણ પોતાની ભાવી સહધર્મચારિણી કે સહધર્મચર શોધવાનો પ્રયત્ન પણ ત્યાં ન કરવો જોઈએ. શિક્ષણકાળ એને માટે અનુકૂળ નથી અને વિદ્યાલય કંઈ પતિ કે પત્ની શોધવાનું ક્ષેત્ર નથી.

જો સમાજ એમ માનતો હોય કે, યુવક યુવતીઓએ પોતપોતાના સાથી શોધી લેવા એ ઇષ્ટ અને ઉચિત છે, અથવા અપરિહાર્ય છે, તો સમાજે પોતાના જીવનમાં — વિદ્યાલયોમાં નહિ — એવા પ્રસંગો નિર્માણ કરવા જોઈએ કે જ્યારે છોકરાછોકરીઓ અત્યંત શુદ્ધ, પ્રસન્ન અને ખુલ્લી પરિસ્થિતિમાં એકબીજાના પરિચયમાં આવી શકે. યુરોપમાં જ્યારે કુટુંબનાં બધાં માણસો રવિવારે દેવળમાં ઉપાસના માટે જાય છે ત્યારે ત્યાં મોટેરાંઓ જે વખતે આંખો બંધ કરીને ભગવાનનું ધ્યાન કરે છે, તે વખતે યુવક અને યુવતીઓ એ ભક્તિના વાતાવરણમાં એકબીજાને ઇશારા કરવાની કોશિશ કરે છે, એમ કહેવાય છે. આપણી શાળાઓ એવાં દેવળોનું સ્થાન લઈ લે એ આપણે સર્વથા અનુચિત માનીએ છીએ. જો સમાજમાં યુવક યુવતીઓને એકબીજાના પરિચયમાં આવવા સ્વાભાવિક અને શુદ્ધ તક નથી જ અપાતી, તે સમાજમાં સહશિક્ષણની પ્રથા ચલાવવી જ ન જોઈએ; કેમ કે એથી નથી વિવાહના સવાલનો કંઈ નિર્ણય થઈ શકતો અને નથી શિક્ષણનું વાતાવરણ નિર્દોષ રહી શકતું.

નવયુવકો પોતાની વૈવાહિક મુશ્કેલીઓ બીજી ગમે તે રીતે ટાળવાનો વિચાર કરે, પણ તેમણે વિદ્યાલયોને આ અપવિત્ર દૃષ્ટિના આક્રમણથી સુરક્ષિત રાખવાં જોઈએ.

(હિન્દી 'सर्वोदय' માંથી) काका कालेलकर

# આપણા દેશનું પંચક

આપણા દેશને, એટલે કે આપણાં ગામડાંને, સમાન વ્યાપકતાથી સંતાપી રહ્યાં હોય એવાં દુઃખો ગણાવવાં હોય, તો તેમાં નીચેનાં આગળની ઓળમાં આવે એવાં કહેવાય:

૧. અસ્વચ્છતા અને અનારોગ્ય
૨. અજ્ઞાન અને અભણતા
૩. બેકારી અને ભૂખ તથા આળસ
૪. અશસ્ત્રતા અને અસહાયવૃત્તિ
૫. પરરાજ્ય

આ ગણતરીમાં પરરાજ્યના દુઃખને મેં અંતે મૂકયું છે તેથી કદાચ કેટલાકને નવાઈ લાગશે. તેમ જ આપણી અશસ્ત્રતાને દુઃખ ગણ્યું છે તેય કદાચ કેટલાકને વિચિત્ર લાગશે. પરંતુ મેં તેમને અંતે મૂકયાં છે તે એ અભિપ્રાયે કે, તે દુઃખોનું તાત્કાલિક નિવારણ અમુક અંશે આપણા જ હાથની વાત છે એમ નથી. પરંતુ શરૂઆતમાં મૂકેલાં ત્રણ દુઃખો પ્રજા ધારે તો ઠીક ઠીક પ્રમાણમાં તત્કાળ દૂર કરી શકે છે. જોકે, પ્રજાકીય કોઈ પણ દુઃખો તેવા સંકલ્પ વગર નથી જ ખસતાં. છતાં તે દૂર કરવામાં કેટલીક સ્વાધીનતા અને શીઘ્રતા રહેલી છે. ઉપરની યાદી તે હિસાબે ઊતરતા પ્રમાણમાં લાગશે.

પહેલું દુઃખ આપણે સ્વાધીન છે અને ધારીએ તો ઝટ દૂર કરી શકીએ. તેમ કરવા માટે જ્ઞાન જોઈએ, એની ઊણપ નથી;—એ જ્ઞાન પ્રમાણે કાર્યની ઊણપ છે. છતાં જ્ઞાનની ઊણપ હોય તો તેની ભરપાઈ કરી શકાય. એ જ્ઞાન પહોંચાડવા આજ અક્ષરજ્ઞાન મોટામાં મોટું ને ઝડપી સાધન મનાય છે. પરિભ્રમણ કરતા લોકસેવક સભા સંન્યાસીઓ એ કામ આજ દઈ શકે એમ નથી. અજ્ઞાન અને અભણતાનું બીજું દુઃખ પહેલા કરતાં કાંઈક પરવશતામાં પડેલું છે. છતાં, પ્રજા સંકલ્પ જ કરે તો આજ ઘણાને લાગે છે તે કરતાં ઓછા સમયમાં ને ઓછે ખરચે એ કામ ઉપાડીને કાંઈક યશસ્વી કરી શકાય એમ છે.

બેકારી અને ભૂખ તથા આળસનું ત્રીજું દરદ પોતે જ ત્રિઅંગી છે. બેકારી, ભૂખ અને આળસ દરેક એક એક અલગ દરદ જ થઈ શકે એવી શક્તિવાળાં છે. આપણે ભાગે એ ત્રણે છે અને એ ત્રણે પરસ્પર સહાયથી જીવતાં રહે છે. ગાંધીજીની કૃપાએ, આ મોટામાં મોટું અને મધ્યસ્થ દરદ હલ કરી શકાય એવી સુસ્થિતિમાં આપણે છીએ. પણ આળસનું દરદ શું કરવું? એ જ એક મોટા વ્યાધિથી પ્રથમ બે દરદો પણ ફાવી શકે છે. આળસમાંથી સૌ દરદો સાંપડી શકે. એક ઉદ્યોગ એવી વિભૂતિ છે કે જેને શ્રી વરી શકે.

અશસ્ત્રતા સાથે અસહાયવૃત્તિ હોવી જ જોઈએ એવું કાંઈ નથી. કેમ કે શસ્ત્ર જ કાંઈ બહાદુરીનું લક્ષણ નથી. અને એ વસ્તુ ગાંધીજીએ તો હવે પદાર્થપાઠ આપીને શીખવી છે. એટલે આ બે દરદોને એકમાં ગણવા છતાં એને અવિચ્છિન્ન ગણવાનાં નથી. પહેલું અશસ્ત્રતાનું દરદ તો સ્વાધીન ઉપાયવાળું નથી. પરાયી સરકારે પોતાની સલામતીને ખાતર આપણી પર નાખેલું એ દરદ છે. પણ, અસહાયવૃત્તિનો ઇલાજ જરૂર થઈ શકે છે. અને એ ઉપાય ગાંધીજીએ બતાવ્યો છે: કે આપણાં જે દરદ છે તેમાંનાં જેટલાંને આપણે આપણી જાતે, આપણા પુરુષાર્થથી, આપણી સમૂહવ્યાપી શક્તિ અને મહેનતથી દૂર કરી શકીએ, તેટલાંને દૂર કરવા મંડવું. તો તેમાંથી આપણે આપણી પામર અસહાયતાને તો કાઢી જ શકીશું; અને તે રીતે દરદમુક્ત બનવાથી, અશસ્ત્ર છતાં સબળ બનવાના જ. કારણ કે, અંતે આપણી અશસ્ત્રતા કે આપણે માટે લાંછનરૂપ જે પરરાજ્યની હસ્તી છે, તે આપણા સમાજશરીરને વળગેલાં દરદોને જ લઈને છે. એટલે કે, આપણું છેલ્લું પાંચમું દરદ તો તેની ઉપરનાં ચાર દરદોના સમવાયરૂપે રહેલું છે. અને સીધી રીતે કાઢવાનો ઉપાય એટલે જ અંશે આપણે સ્વાધીન છે, કે જેટલે અંશે ઉપરનાં એનાં કારણરૂપ જે ચાર દરદો તેમનો ઉપાય આપણા કબજામાં છે. એ ચાર દરદો આપણે દૂર કરી શકીએ છીએ, એમાં જ આઝાદ હિંદની આશાઓ પણ છુપાયેલી છે.

આ પાંચ દરદોને લોકશિક્ષકે બરોબર યાદ રાખવાં જોઈએ. એ પંચવિધ દરદોના ઉપાયમાં આપણી રાષ્ટ્રશક્તિ ભરેલી છે: એ પંચવિધ દરદોના ટકાવમાં આપણા રાષ્ટ્રશરીરનો હ્રાસ થઈ રહ્યો છે. લોકશિક્ષણ કે કેળવણીનો સાચો પાયો આ સમજથી નંખાવો જોઈએ. તો જ તે પ્રજાકીય કહી શકાશે; તો જ તેને રાષ્ટ્રીય પ્રયત્ન માની શકાશે.

મ૦

# લોકશાસન—સર્વોત્તમ રાજ્યપદ્ધતિ

દુનિયાના સુધરેલા ગણાતા દેશોમાં લોકશાસનનો પ્રશ્ન હવે ચર્ચાનો વિષય નથી રહ્યો, પણ રાજકારણના મૂળભૂત અને સાર્વત્રિક સિદ્ધાંત તરીકે સ્વીકારાઈ ગયેલો છે. [સંહતિવાદ (fascism) કે નાઝીવાદને અહીં લોક-કલ્યાણકારી કે સ્થાયી રાજ્યપદ્ધતિ તરીકે ગણવામાં આવી નથી.] લોકશાસન એટલે કોઈ એક વ્યક્તિ કે વર્ગનું નહિ, પણ દેશની સમગ્ર જનતાનું—બહુજન-સમાજનું—શાસન. લોકશાસનના સિદ્ધાંતની પાછળ મનુષ્યમાત્રની સમાનતાનો ઉદાર સિદ્ધાંત ગૃહીત છે. એ સમાનતા તે યાંત્રિક કે જડ સમાનતા નહિ, પણ જીવંત અથવા સચેત સમાનતા. પ્રકૃતિવશાત્ એક માણસ સબળ અને બીજો દુર્બળ, એક બુદ્ધિમાન અને બીજો મંદબુદ્ધિ, તથા સંજોગ- કે પરિસ્થિતિ-વશાત્ એક માણસ તવંગર અને બીજો ગરીબ, એક બહુશ્રુત અને બીજો અલ્પજ્ઞ ભલે હોય; પણ જેને કારણે માણસ ઇતર પ્રાણીઓથી જુદો પડે છે તે મનુષ્યત્વ સંસારની પ્રત્યેક વ્યક્તિમાં સમાન અને સળંગ-સૂત્ર છે, અને તે સમાન પ્રતિષ્ઠાનું અધિકારી છે. એ દૃષ્ટિથી, ગમે એટલો બુદ્ધિમાન, બળવાન, તવંગર કે બહુશ્રુત માણસ બીજા કોઈ પણ માણસ કરતાં ચડતો કે ઊતરતો નથી પણ સમાન છે. મનુષ્યની આ મૌલિક અને જન્મસિદ્ધ સમાનતાને કારણે સમાજની પ્રત્યેક વ્યક્તિની દેશના કાયદા સમક્ષ સમાન પ્રતિષ્ઠા હોવી જોઈએ એટલું જ નહિ, પણ એ કાયદા ઘડવામાં તેમ જ તેનો અમલ કરવામાં દેશની દરેક વ્યક્તિનો પ્રત્યક્ષ કે પરોક્ષ પણ સમાન હિસ્સો હોવો જોઈએ; અથવા તો તેમાં તેની સીધી કે આડકતરી સંમતિ કે સહકાર હોવાં જોઈએ. લોકશાસનમાં રાજસત્તા કોઈ એક વ્યક્તિ કે વર્ગમાં કેન્દ્રિત ન થતાં સમગ્ર પ્રજાવ્યાપી થાય છે અને તે સમસ્ત પ્રજાનો કદી ન છીનવી શકાય એવો સહિયારો વારસો બને છે. આથી નિઃશંક એમ કહી શકાય કે, લોકશાસન એટલે સ્વયંશાસન અથવા સ્વરાજ.

પ્રાચીન કાળમાં, મનુષ્યના સમાજજીવનની પ્રાથમિક દશામાં સંપૂર્ણ લોકશાસન પ્રવર્તતું હતું, એની ઇતિહાસ સાક્ષી પૂરે છે: ઇસવીસનના આરંભની સદીઓમાં જર્મનીનાં જંગલોમાં વસતા સ્વતંત્રતા-પ્રિય ટ્યૂટન લોકોની દરેક શાખાઓમાં પણ તેમના ગોપજીવનના મર્યાદિત વ્યાપારોની મહત્ત્વની બાબતોનો નિર્ણય કરવામાં તે તે શાખાના પુખ્ત વયના પુરુષોની સંમતિ લેવામાં આવતી. ઈ.સ. પૂ. ગ્રીસનાં ઘણાંખરાં નગરરાજ્યોનો વહીવટ તે તે શહેરનો નાગરિકસમુદાય જ ચલાવતો. ઍથેન્સમાં તો લોકશાસનનો સિદ્ધાંત એટલી હદ સુધી લઈ જવામાં આવ્યો હતો કે, રાજ્યના સર્વોપરી હોદ્દા ઉપર અને ન્યાયાસન ઉપર ઍથેન્સના કોઈ પણ નાગરિકની, ચૂંટણીથી નહિ પણ ચિઠ્ઠીથી નિમણૂક કરવામાં આવતી. ઇંગ્લંડ અને ફ્રાન્સના ઇતિહાસમાં પણ દેશના રાજ્યવહીવટ ઉપર અંકુશ મૂકનારી લોકસંસ્થાઓના ઉલ્લેખ મળી આવે છે. હિંદની પુરાણી રાજ્યવ્યવસ્થાને યુરોપિયન ઇતિ-હાસકારોએ તેમના અજ્ઞાનથી સાવ આપખુદ વર્ણવી છે. પણ પ્રાચીન કાળમાં પૌર તેમ જ જાનપદ લોકસંસ્થાઓનો અને રાજ્યના પુરોહિતનો સમ્રાટ ઉપર સચોટ કાબૂ હતો એ નિર્વિવાદ છે. હિમાલયના પ્રદેશનાં આપણાં પ્રાચીન ગણરાજ્યો તો લોકશાસનના ઉત્તમ નમૂનારૂપ ગણાય. આમ પ્રાચીનકાળમાં અને ત્યાર પછી પણ રાજ્યવહીવટમાં લોકશાસનનું તત્ત્વ વત્તાઓછા પ્રમાણમાં હતું એ ખરું. વળી ઇંગ્લંડ જેવા દેશમાં રાજાની નિરંકુશ સત્તા સામે ઝઘડીને લોકોએ તેને મર્યાદિત કરી હતી એ વાત પણ સાચી. પરંતુ અઢારમી સદીના ઉત્તરાર્ધ પહેલાં, રાજકારણના મૂળભૂત અને સાર્વત્રિક સિદ્ધાંત તરીકે લોકશાસનનો સ્વીકાર થયો નહોતો. ત્યાં સુધી તો રાજા કે, અમીરવર્ગ અથવા મૂડીદાર વર્ગ શાસન કરવાનો પોતાને દૈવાર્પિત અધિકાર છે એમ જ માનતો; અને તેમના સિવાયના બાકીના બહુજન-સમાજને 'દેવાનાં પશુઃ' તરીકે જ ગણતો. આ દૈવસિદ્ધ શાસક વર્ગની રાજરમતમાં બહુજનસમાજની તો શેતરંજનાં પ્યાદાં જેવી જ ગણતરી હતી.

અઢારમી સદીમાં ફ્રાંસના તત્ત્વજ્ઞ રૂસોએ જગતને લોકશાસનનો પેગામ આપ્યો અને રાજ્યશાસનમાં વ્યક્તિ કે વર્ગને બદલે સમગ્ર બહુજનસમાજની પ્રતિષ્ઠા કરી. રૂસો ઓલિયો માણસ હતો. તેને શાળા કે કૉલેજની કેળવણી મળી નહોતી. પણ જીવનભર તે લોકોમાં રખડ્યો, તેમનામાં તેમના જેવો થઈને રહ્યો, તેમનાં સુખદુઃખ જાણ્યાં અને અનુભવ્યાં.

આમ લોકો સાથેના જીવંત સંસર્ગથી તેમની આકાંક્ષા, તેમનું સામર્થ્ય અને તેમના અધિકારોનો તેને સાક્ષાત્કાર થયો અને તે 'સામાજિક કરાર' નામના અમર નિબંધમાં તેણે પ્રગટ કર્યો તેમાં તેણે એવું પ્રતિપાદન કર્યું કે, પ્રત્યેક વ્યક્તિના ઘટકથી બનેલા સમગ્ર જન-સમૂહમાંથી જ દેશની સર્વોપરી રાજ્યસત્તાનો ઉગમ છે, અને તે રાજ્યસત્તાનું છેવટનું નિધાન પણ સમગ્ર જનસમૂહ જ છે. આમ તેણે રાજા કે કોઈ એક વર્ગના શાસન કરવાના દૈવાર્પિત કે પરંપરાગત હકને ભારે સપાટો લગાવ્યો અને પરિણામે નિર્મૂળ કર્યો. આ નિબંધે યુરોપ અને અમેરિકાના લોકસમુદાયને મંત્રમુગ્ધ કરી મૂક્યા અને તેમને પોતાના અધિકારો પ્રાપ્ત કરવા જાગ્રત અને કટિબદ્ધ કર્યા. પરિણામે યુરોપ અને અમેરિકાના દેશોમાં ઠેર ઠેર ક્રાંતિ થઈ અને ધીરે ધીરે બધે લોકશાસનના સિદ્ધાંતનો વધુ ને વધુ પ્રમાણમાં અમલ થતો ગયો.

અશોક જેવા ધર્મસમ્રાટના અમલમાં અથવા પ્લેટોના ધર્મરાજ્યમાં કલ્પેલા સાધુચરિત શાસકોના વહીવટમાં લોકશાસન કરતાં લોકકલ્યાણ વધારે સધાય એ બનવા જોગ છે. પરંતુ અશોક જેવા ધર્મસમ્રાટો દુનિયામાં કેટલા થયા છે? અને પ્લેટોના સાધુચરિત શાસકો તો હજુ તેની કલ્પનામાં જ રહ્યા છે. રોમન શહેનશાહ માર્કસ ઑરેલિયસનાં ઉદાત્ત ચિંતનો આજે પણ મનુષ્યના આત્માને ઉન્નત કરે છે, પણ એ તત્ત્વજ્ઞાની સમ્રાટનું શાસન અપવાદરહિત હતું એમ કોણ કહી શકે? આમ જનતાના ક્ષણિક નહિ પણ ચિરંતન હિતની દૃષ્ટિએ, બીજી કોઈ પણ રાજ્યપદ્ધતિ કરતાં લોકશાસન વધુ અનુકૂળ અને સલામત છે એટલું જ નહિ, પણ એમાં જ બહુજનસમાજની પ્રતિષ્ઠા પણ સુરક્ષિત છે. એ બરોબર ચલાવી જાણવામાં એમની ઉત્તરોત્તર કેળવણી પણ છે, ને તેથી તે પ્રથા સૌને ઉપકારક, સંતોષપ્રદ અને સમાધાનકારક પણ બની શકે છે.

પરંતુ, આ ઉપરથી કોઈ એમ માનવાની ભૂલ ન કરે કે, લોકશાસન સર્વાંગસંપૂર્ણ અને દોષરહિત રાજ્ય-પદ્ધતિ છે અથવા એમાં ભૂલો થવાનો જરાયે સંભવ નથી. બનવા જોગ છે કે, એમાં ભૂલો થવાનો વધારે સંભવ હોય. પરંતુ એ પદ્ધતિમાં જ એ ભૂલો સુધારવાનો પણ સૌથી વધુ અવકાશ છે, અને તેથી જ લોકહિત અને લોકપ્રગતિની દૃષ્ટિએ એ પદ્ધતિ સૌથી ઉત્તમ મનાઈ છે. પરંતુ જો સફળ થવા માટે અનુ-કૂળ ભૂમિકા ન હોય તો, કોઈ પણ ઉદાર સિદ્ધાંત કે ઉત્તમ પદ્ધતિ માત્ર તેના ઔદાર્ય કે ઉત્તમતાને કારણે ફલદાયી નથી થઈ શકતી. લોકશાસનને ઉપકારક ભૂમિકા કઈ અને તેને સફળ કરવા માટે કઈ અનિવાર્ય શરતો પૂરી પડવી જોઈએ તે વિષે હવે પછી વિચારીશું.

મણિભાઈ દેસાઈ

# સ્વાતંત્ર્ય-પ્રેમી વીર કાવા લુહાર

ઈરાનના પ્રખ્યાત શાહ જમશેદે પોતાના અમલના પ્રારંભમાં તો ન્યાયથી રાજ ચલાવી પ્રજાને ખૂબ સુખી અને સમૃદ્ધ બનાવી તથા પોતાનું રાજ્ય પણ ખૂબ વિસ્તાર્યું. વળી સુતરાઉ અને રેશમી વસ્ત્રો બનાવવાનું, નદી અને દરિયાને માર્ગે સફરો ખેડવાનું પણ એના જ સમયમાં શરૂ થયું. દરિયામાંથી મોતી કાઢવાનું શરૂ થતાં રાજ્યની સંપત્તિ ખૂબ વધી અને સાથે સાથે શરાબની શોધ થતાં વિલાસિતા અને છાક આવ્યાં. આ બધાને પરિણામે પાછળથી એ રાજા ખૂબ વિલાસી અને અહંકારી થઈ ગયો અને એણે ઈશ્વરને સ્થાને પોતાની જ પૂજા કરવાની આજ્ઞા જાહેર કરી. ન્યાય, દયા, સાદાઈ અને સદાચાર વીસરાઈ ગયાં અને પ્રજામાં અસંતોષ જાગવા લાગ્યો. આનો લાભ લઈ પડોશી રાજ્યનો જુલમી રાજા જોહાક ઈરાન ઉપર ચડી આવ્યો અને તેણે દેશ કબજે કરી લીધો.

જોહાક ઈરાનની ગાદી ઉપર આવતાં ચારે કોર દુષ્ટતાની આણ વર્તી રહી. તેણે મેલી વિદ્યાને અને મૂર્તિપૂજાને ઉત્તેજન આપ્યું અને માનવબલિનો પણ પ્રચાર કર્યો. આમ એ વિદેશી જુલમગાર રાજાના અમલથી આખો દેશ ત્રાસી ઊઠ્યો અને દેશમાં બધે એની વિરુદ્ધ ઉશ્કેરણી શરૂ થઈ.

આ જ અરસામાં જમશેદનો વંશજ પુરતોરા જોહાકને હાથે માર્યો ગયો, એટલે તેની પત્ની પોતાના એકના એક ધાવણા પુત્ર ફરેદુનને એક ખેડૂતને સોંપી ભાગી ગઈ. ખેડૂતે એ બાળકને ત્રણ વરસ સુધી ગાયના દૂધ ઉપર ઉછેર્યો.

પણ જોહાક આ રાજવંશી બાળકની શોધ કર્યા જ કરતો હતો. કારણ કે, પ્રાચીન રાજવંશનો નાનો અંકુર પણ હોય ત્યાં સુધી તે ચિંતામુક્ત ન જ થઈ શકે. જોહાકને કંઈક બાતમી મળી હોય એવો વહેમ પડતાં, ફરેદુનની માતા આવીને બાળકને લઈને અલબુર્ઝ પહાડ ઉપર ચાલી ગઈ. ત્યાં એક વિરક્ત પુરુષ રહેતો હતો, તેણે એ બાળકને પોતાની પાસે રાખ્યો અને તેને ભણાવી ગણાવી મોટો કર્યો. એ સાધુ પાસે રહીને ફરેદુન વિદ્યામાં અને યુદ્ધકળામાં નિપુણ થયો.

આમ ફરેદુન સોળ વરસનો થયો એ અરસામાં કાવા નામના લુહારે જોહાક સામે બંડ ઉઠાવ્યું. તેણે પોતાના દેશ ઉપર સત્તા જમાવી બેઠેલા એ વિદેશી રાજા વિરુદ્ધ લોકલાગણી ખૂબ ઉશ્કેરી અને એ પરદેશી સત્તાને તોડી પાડવા માટે લોકોને સંગઠિત કર્યા. સામાન્ય પ્રજાજનોમાંથી લશ્કર ઊભું કરી તેણે જોહાક સામે યુદ્ધ જાહેર કર્યું. પોતે કામ કરતો ત્યારે તણખાથી બચવા જે ચામડું પહેરતો, તેને જ ભાલાની અણીએ લટકાવી દઈ તેણે પોતાનો ઝંડો બનાવી દીધો અને લોકોને મોખરે રહી તેણે બહાદુરીથી લડત ચલાવવા માંડી. ધીમે ધીમે તેણે ત્રણેક આંતો તો જોહાકના હાથમાંથી લઈ પણ લીધા અને પછી તે પોતાના દેશના રાજવંશના હકદાર વારસ ફરેદુનની શોધમાં નીકળ્યો. શોધતાં શોધતાં અલબુર્ઝ પહાડ ઉપર એ ફરેદુનને મળ્યો અને તેને એણે રાજા તરીકે જાહેર કર્યો.

ત્યાર પછી તે ફરેદુનને લઈને જોહાકની રાજધાની બેત-અલ-મુકદ્દસ તરફ ઊપડ્યો. માર્ગમાં બગદાદ આગળ દિજલા નદી આડી આવી. ત્યાંના વહાણવટીએ એ લોકોને પાર ઉતારવાની ના પાડી. પણ ફરેદુન ભારે સાહસિક હતો. તેણે જરા પણ ગભરાયા વિના પોતાનો ઘોડો પહેલો નદીમાં નાખ્યો, એટલે આખું લશ્કર તેની પૂંઠે પૂંઠે નદી ઓળંગી ગયું. એ લોકો જ્યારે બેત-અલ-મુકદ્દસ પહોંચ્યા ત્યારે જોહાક ફરેદુનની શોધમાં જ હિંદુસ્તાનને માર્ગે ઊપડી ચૂકેલો હતો. એમણે થોડી જ વારમાં શહેર કબજે કર્યું, જોહાકે કેદમાં પૂરેલી જમશેદની બે બહેનોને મુક્ત કરી, અને શહેરમાં ફરેદુનની આણ વર્તાવી.

આ વાતની ખબર પડતાં જ જોહાક પાછો ફર્યો અને પોતાના લશ્કર સાથે મારતે ઘોડે રાજધાની તરફ ધસ્યો. નગર પાસે જ બે લશ્કરનો ભેટો થયો. શહેરના લોકો પણ જોહાકથી એટલા કંટાળી ગયેલા હતા કે તેમણે પણ છાપરે અને કોટને કાંગરે ચડી, ઈંટ, પથરા, તીર, તરવાર જે હાથ આવ્યું તે લઈને જોહાકના લશ્કર ઉપર ફેંકવા માંડ્યું. તુમુલ યુદ્ધ જામ્યું. ધૂળના ગોટેગોટા ઊડવા લાગ્યા. આકાશ આખું છવાઈ ગયું. પણ થોડી જ વારમાં જોહાકના માણસો શહેરીઓ સાથે ભળી ગયા અને જોહાકને એકલા ભાગી જવું પડ્યું.

આમ છતાં તેણે ફરેદુનનું છૂપી રીતે ખૂન કરવાનો નિશ્ચય કર્યો. તે રાતે છૂપે વેશે દોરડાની મદદથી મહેલના કોટ ઉપર ચડી ગયો. ત્યાંથી તેણે જમશેદની બહેનને ફરેદુન સાથે બેઠેલી જોઈ. તેનો ક્રોધ એકદમ ભભૂકી ઊઠ્યો. તેણે નાગણની જીભ જેવી લોહીતરસી કટાર કાઢી અને એ બંનેનો ઘાત કરવા દોરડાની મદદથી નીચે ઊતરવા લાગ્યો. જેવો તે કોટ ઉપરથી નીચે ઊતર્યો કે તરત જ ફરેદુન ત્યાં ધસી ગયો. પોતાની જબરદસ્ત ગદાના એક જ ઘાથી તેણે તેનો ટોપ છૂંદી નાખ્યો. જોહાક ચકરી ખાઈને ભોંય ઉપર પડ્યો. ફરેદુન બીજો ઘા કરવા જતો હતો ત્યાં ફિરસ્તાની વાણી સંભળાઈ કે, 'હજી એની મરણ-ઘડી આવી નથી. તું એને મારીશ નહિ, પણ ડુંગરની ખીણમાં કેદ પૂરી રાખજે.' આ સાંભળી ફરેદુને સિંહના ચામડાનું દોરડું કરાવી તેના વડે તેને જકડીને બાંધ્યો અને ઊંટ ઉપર નાખીને દમાવંદ પર્વત ઉપર લઈ જઈ એક ભયંકર ખીણમાં તેને પૂરી રાખ્યો.

આ પછી ફરેદુને કાવાને મોટું સૈન્ય આપીને રોમ તરફના દેશો જીતવા મોકલ્યો. સતત વીસ વરસ સુધી યુદ્ધો કરી તેણે અનેક દેશો જીતી ફરેદુનને ચરણે ધર્યા. એની આ કીમતી સેવાઓની કદર કરીને ફરેદુને એને ઈરાનથી આઝર-બૈજાન સુધીના પ્રદેશની હાકેમી

બક્ષી અને એના મૃત્યુ પછી એ પ્રદેશ એના પુત્રોને વહેંચી આપ્યો. આ ઉપરાંત એના ચામડાના ઝંડાને હીરામાણેકથી મઢીને તેને જ શહેનશાહી ઝંડા તરીકે અપનાવી લીધો અને ઇતિહાસમાં તે 'દરફશે કાવાની' (યાને 'કાવાનો ઝંડો') તરીકે વિખ્યાત થયો, અને જ્યાં સુધી ઈરાનમાં પારસીઓની શહેનશાહત રહી ત્યાં સુધી આ વાવટો કાયમ રહ્યો. આખરે જ્યારે ઈ. સ. ૬૪૩માં મુસલમાનોએ યઝદેઝર્દ શહરિયારને હરાવ્યો ત્યારે પારસી શહેનશાહત સાથે તે ઝંડો પણ મુસલમાનોના હાથમાં ગયો.

નગીનદાસ પારેખ

# બાલવાડીનો પ્રયોગ

માર, બીક અને લાલચ એ ત્રણ બાજુના હલ્લામાંથી નાના બાળકને બચાવવા માટે ડૉ. મૉન્ટેસૉરીનું નામ જગમશહૂર થઈ ગયું છે. બાળક એ કાચની શીશી નથી કે બહારથી પાણી રેડીને એ ભરી દઈ શકાય. એ તો બિડાયેલું કમળ છે. એક માળીની કાળજીથી જો એને ઉછેરવામાં આવે તો એક પૂર્ણ વિકસિત કુસુમ માફક એ ખીલી નીકળશે અને એમાંથી આખા જગતમાં વ્યાપી જાય એવી મીઠી સૌરભ ફેલાશે. આ નવી કલ્પના એમણે કેળવણીના ક્ષેત્રમાં મૂકી એટલું જ નહિ, પણ એને જોરશોરથી ફેલાવી.

શિક્ષક જ્ઞાનનો ભંડાર છે અને એણે એ વિદ્યાર્થીઓમાં ભરી દેવાનું છે; અગર તો માટીના લોચાને જેમ કુંભાર ગૂંદી ગૂંદીને કેળવે છે અને એમાંથી મુલાયમ ઘાટ ઘડી કાઢે છે, એમ શિક્ષકે બાળકને મારીને, ડરાવીને કે લલચાવીને ઘાટ આપવાનો છે. આવી કલ્પનાઓ ખોટી ભ્રમણા છે. બાળકમાં બધી જ શક્તિઓ થોડે ઘણે અંશે સુષુપ્ત દશામાં પડેલી જ હોય છે. શિક્ષકનું કામ એ શક્તિઓને જાગ્રત કરવાનું છે, એ શક્તિઓ જાગ્રત થાય એવી તક આપવાનું છે.

આ જાતનો વિચાર આપણે ત્યાં ગુજરાતમાં સ્વ૦ ગિજુભાઈએ ફેલાવ્યો. એ માટે આખું ગુજરાત એમનું ઋણી છે. એમની પ્રેરણાથી ગુજરાતમાં બાળકેળવણીનો નવો યુગ શરૂ થયો. એમણે પોતે તો બાળકોની સાચી વકીલાત કરી, પણ એવી વકીલાત કરે એવા શિક્ષકોનો એક નવો વર્ગ પણ પેદા કર્યો. અને આજે આપણે ત્યાં બાળકેળવણીનું કામ ઠીક ઠીક ચાલી રહ્યું છે

આપણે ત્યાંનાં ઘણાખરાં માબાપ કેળવણી શી ચીજ છે એ જ જાણતાં નથી હોતાં. એટલે બાળક રમે, કૂદે કે પ્રશ્ન પૂછે એથી પણ એમને કંટાળો આવે છે. પછી પ્રવાસ, પર્યટન કે વાતચીત કરી કરાવીને જ્ઞાન આપવાની વાત તો ક્યાં જ રહે!

આજે માબાપ બાળકને પાંચ છ વર્ષની ઉમ્મરે શાળામાં બેસાડી દે છે. પણ જો એમનું ચાલે તો એ તો ત્રણ વર્ષની ઉમ્મરે પણ સોટી ચમચમાવતા અને ડોળા ધુરકાવતા શિક્ષકના કેદખાનામાં એમના કુમળા બાળકને હડસેલી મૂકે, પછી ભલે એ બાળક રૂંધાઈ જાય, એનો વિકાસ રૂંધાઈ જાય. કારણ કે, માબાપ તો નાના બાળકની બલામાંથી છૂટવા માગે છે. એમને વારે ઘડીએ સવાલ પૂછે, પાણી માગે, ખાવાનું માગે, એવી પજવણી એમનાથી નથી વેઠાતી. તેથી ૨॥ થી ૫ વર્ષનાં બાળકો માટે બાલમંદિરની યોજના કાઢીને સ્વ. ગિજુભાઈએ બાલજગત ઉપર અમી વરસાવી છે.

આમ છતાં બાલમંદિરોની ચાલુ પદ્ધતિમાં મને ક્યાંક ખૂંચ રહેલી જણાય છે. મને લાગે છે કે, જો એ ખૂંચ ન કાઢવામાં આવે તો, જે અસંતોષ આજે ચાલુ કેળવણી વિષે જાગ્યો છે એ જ જાતનો અસંતોષ થોડાં વર્ષોમાં બાલમંદિરો વિષે પણ જાગે.

આપણો દેશ એટલો ગરીબ છે કે એમાં ખર્ચાળ બાલમંદિરો ધોળા હાથી જ થઈ પડવાનાં. જે માબાપ બાજરી બાવટાના રોટલા ઉપર ટીપું ઘીનો છાંટો નથી લઈ શકતાં, કે જેમને પોતાને તો શું પણ બાળકને પણ પહેરાવવા માટે પૂરતાં કપડાં નથી મળતાં, એ એના બાળકને મહિને બે રૂપિયા કે એક રૂપિયો આપીને બાલમંદિરમાં શી રીતે મોકલી શકે?

એમ છતાંય જો આપણે આ જ ઢબનાં ખર્ચાળ બાલમંદિરો ચલાવ્યે રાખીએ તો એનો અર્થ એટલો જ થયો કે, આપણે થોડા પૈસાદાર માબાપનાં બાળકોને કેળવવા ઇચ્છીએ છીએ, એટલું જ નહિ પણ, આ રીતે પૈસાદાર અને ગરીબ વચ્ચે ન દૂર કરી શકાય એવું એક મોટું અંતર વધારતા જવાના છીએ, જેમાં આખા સમાજનું અનિષ્ટ જ છે.

આ હાલતમાં બાલમંદિરના દરેક સંચાલક કે શિક્ષકની ફરજ છે કે, એમણે ગામડાનાં ગરીબ બાળકો પણ આ નવી કેળવણીનો લાભ ઉઠાવી શકે એવી કોઈ સસ્તી, સરળ અને સુંદર પદ્ધતિ શોધી કાઢવી જોઈએ; અને મારી કલ્પના પ્રમાણે એ અશક્ય નથી.

અમારે ત્યાં થામણામાં એનો એક પ્રયોગ શરૂ કર્યો છે અને થોડા વખતમાં જ એણે ઠીક આશા બંધાવી કહેવાય. આ વર્ગનું નામ અમે બાલવાડી રાખ્યું છે.

૬ વર્ષથી નાના બાળકને અમારી ગ્રામશાળામાં દાખલ કરવાનો અમારો નિયમ છે. મેં જોયું કે માબાપને તો એવડાં બાળકોની પડી જ નથી, આવાં નાનાં બાળકો સામાન્ય શાળામાં જાય તો એથી વર્ગના બીજા વિદ્યાર્થીઓની પ્રગતિમાં તો વિક્ષેપ આવે જ, પણ એ નાનાં બાળકોનો તો વિકાસ જ રૂંધાઈ જાય. જો એ શાળાએ નથી જતો તો છાણમૂતરમાં રખડે છે, ફાવે તેવી ગંદી ભાષા અને ગંદી રીતભાત શીખે છે, અને એના જીવનનો પાયો જ ખોટી રીતે મંડાય છે. માસિક એક આનો ફી આપવી પડે એ પણ જ્યાં ભારે પડે છે ત્યાં રૂપિયો કે બે રૂપિયાની તો વાત જ શી?

આ બાલવાડી માટે મકાન જોઈએ. હાલમાં તો મેં અમારે ત્યાંના એક એકાંત મેદાનમાં લીમડા નીચે લીંપીને એક ચોરસ ચોતરો બનાવી કાઢ્યો છે. આ બાલવાડીની પહેલા દિવસની સંખ્યા ચાર હતી. એ વધીને ૪૫ થઈ આજે સરેરાશ હાજર સંખ્યા ૩૦ રહે છે.

પહેલો એક મહિનો તો આ બાલવાડીનો શિક્ષક હું જ બની બેઠો. મારી સાથે મેં મારા એક વિદ્યાર્થીમિત્રને પણ ભેળવ્યો. એને આ બાલવાડીમાં ઠીક રસ પડવા લાગ્યો અને આજે બાલવાડીનો સાચો સંચાલક તો એ મિત્ર જ છે. એના રોજના કામમાંથી આ જાતની બે ત્રણ કલાકની રસિક સેવા આપવી એને બહુ ભારે નથી પડતી. આજે અમારી બાલવાડી એક આકર્ષણનું સાધન બની ગઈ છે.

આ બાલવાડીનો સમય અમે ૧૧ થી ૧।। સુધીનો રાખ્યો છે. એ અઢી કલાકમાં અમે એમની પાસે સાત જાતની પ્રવૃત્તિઓ મૂકીએ છીએ :

૧. શરીર, કપડાં તથા સ્થાનની સ્વચ્છતા.
૨. ગીત ગાવાં તથા ગવડાવવાં.
૩. વાર્તાશ્રવણ તથા વાર્તાકથન.
૪. વાતચીત દ્વારા ભાષાશુદ્ધિ.
૫. શરીરને કસરત મળે તેવી તથા ઇંદ્રિયો કેળવાય એવી રમતો રમવી રમાડવી.
૬. રમતો દ્વારા ગણતરી કરતાં શીખવવું.
૭. સમૂહમાં બેસી નાસ્તો કરવો કરાવવો.

બાલવાડીને શરૂ થયાં આજે બે માસ થયા. હજુ એમાં બીજા ઘણા સુધારા થવાનો અવકાશ છે. પણ આ બે મહિનામાં જ અમે જોઈ શક્યા છીએ કે, બાળકો નાહી ધોઈને, દાતણ કરીને અને સ્વચ્છ કપડાં પહેરીને આવતાં થયાં છે. એ વ્યવસ્થિત રીતે શાંતિની રમત રમતાં થયાં છે. રમત રમતમાં ગણતરી ગણતાં થયાં છે, ગીતો ગાઈ શકે છે, એમની તૂટીફૂટી ભાષામાં વાતવાર્તા કહી શકે છે, કેમ ખાવું, કેમ પીવું, કેમ પીરસવું વગેરે શીખવા લાગ્યાં છે. એમનામાં સામાજિક વૃત્તિ ખીલતી જાય છે.

અમે આજ સુધીમાં બાલવાડી અંગે શાં શાં સાધનો વસાવ્યાં છે એ પણ ગણાવી જાઉં તો મને લાગે છે કે કાંઈક માર્ગદર્શક થઈ પડશે. ૧૦૦-૧૫૦ દીવાસળીનાં ખોખાં ઉઘરાવ્યાં, એક ખોબો ભરીને ચણોઠી મંગાવી લીધી, ૧૦૦-૨૫ કોડીઓ તથા છિપોલીઓ વીણી મંગાવી. ૨૫-૩૦ જાતનાં પીંછાં વીણી લાવ્યા, ફૂલડી ભરીને ચચૂકા મંગાવ્યા, રમતગમત માટે લાકડાના ત્રણ વળા ખોડી એના ઉપર દોરડાના હીંચકા બાંધી આપ્યા. માટીમાંથી જુદી જુદી જાતના ક્રમબદ્ધ આકારો બનાવી કાઢ્યા. છાપાંમાંથી થોડાં ચિત્રો કાપી કાઢ્યાં. સૂંઢિયાની સળીઓ મંગાવી લીધી. નકામાં છાપાંમાંથી કાતર વતી આકારો ઉપજાવી કાઢ્યા. આ ઉપરાંત માટીનાં ૩૦-૩૫ રામપાત્ર મંગાવી લીધાં, બે ડોલ અને એક માટીનો ગોળો મંગાવ્યો. ૩૦ પ્યાલા ખરીદ્યા અને હાથ લૂછવા માટે ખાદીના ત્રણ કકડા મંગાવ્યા.

આવી જ બીજી ઘણી રમતો અને ઘણાં સાધનો આપોઆપ ઊભાં થશે એવી મારી ખાતરી છે.

નાસ્તા માટે વિદ્યાર્થી દીઠ માસિક એક આનો લેવામાં આવે છે. આ ખર્ચી ખૂટી પડે છે ત્યારે ગામલોક પાસેથી રોજનો બે આનાનો નાસ્તો સહેજે મેળવી લેવાય છે.

આમાં તો મેં અશાસ્ત્રીય ઢબની બાલવાડીનું એક ચિત્ર આપ્યું. પણ આ શાખાનો કોઈ શાસ્ત્રી જો આ કામ હાથમાં લઈ લે તો મને લાગે છે કે, એ આપણા હાથમાં એક શાસ્ત્ર પણ આપી દે. આપણે જો બાલકેળવણીને સાર્વત્રિક કરવા માગતા હોઈએ તો આવી આવી કોઈ નવી યુક્તિઓ શોધી જ કાઢવી પડશે. આપણી આજની સ્થિતિમાં બાલમંદિરનો સાચો અને ગામેગામનો પ્રચાર, એના સિદ્ધાન્તોની સાથે સાદાઈ અને સસ્તાપણાનો મેળ ખવડાવીને જ આપણે કરી શકવાના છીએ, એ એક સમજી લેવા જેવી વાત છે.

બબલભાઈ મહેતા

# માતૃભાષાની આરાધના

થોડાં વખત ઉપર મુંબઈના કેટલાક પ્રખ્યાત દાક્તરો (ડૉ. જીવરાજ મહેતા તેમાંના એક હતા.) ડૉ. ગિલ્ડર પ્રધાન હતા ત્યારે તેમની પાસે ગયા હતા અને નિવેદન કર્યું હતું કે, દાક્તરીના અભ્યાસનું માધ્યમ સ્વભાષા કરવી જોઈએ. અને તેમ કરવા માટે એક કારણ એ પણ બતાવ્યું હતું કે, સ્વભાષામાં ભણેલો દાક્તર તેના દરદીની સાથે વધારે આત્મીયતા સાધી શકશે. અને એવા પ્રકારની આત્મીયતા પોતે પણ એક માનસિક દવારૂપ છે, એમ કહેવું જોઈએ. હવે આ નિવેદનને 'ઇંડિયન મેડિકલ ઍસોસિયેશન'ના સેવાર્થી મંત્રી ડૉ. કિરણશંકર રાયે પણ સમર્થન આપ્યું છે. એટલે કે, મુંબઈના દાક્તરોના આ અભિપ્રાયને દેશમાંથી પણ સમર્થન મળ્યું છે.

ડૉ. ગિલ્ડરે આ નિવેદનને શાંતિથી સાંભળી લઈને જણાવ્યું કે,' એને ઘટતું ધ્યાન આપીશ; મુશ્કેલી એક પરિભાષા અને પાઠ્યપુસ્તકોની છે; છતાં એ બાબત વિચાર કરીશ.' કેટલાક લોકને એમ પણ ભય લાગે છે કે, સ્વભાષા જો માધ્યમ થાય તો કદાચ અભ્યાસનું ધોરણ નીચે ન ઊતરી જાય ? નવા પ્રયાણમાં આવી અને એને મળતી ભીતિઓ તો ઊપજવાની જ; નવીનતા કેટલાંક હૃદય પર આવી જ રીતે અસર કરે છે. છતાં એ ભીતિ-વર્ગ પણ સ્વભાષાના માધ્યમને આવકારપાત્ર સુધારો તો માને છે. મતલબ કે, આ કરવા જેવા કામને કઈ રીતે પહોંચી વળવું એનો માર્ગ જ શોધવાનો પ્રશ્ન હવે છે.

એક બીજી વસ્તુ પણ વિચારી લેવાની છે અને તે ડૉ. ગિલ્ડરે બતાવેલી અડચણની : કે પરિભાષા અને પાઠ્યપુસ્તકોનું શું કરવું ? પહેલી વસ્તુ તો એમાં એ સમજી લેવી જોઈએ કે, જો હાથ જોડીને બેઠા રહીએ તો આ બાબત આજથી ૧૦૦ વર્ષ પછી પણ આ ને આ જ સ્થિતિમાં રહેવાની. એટલે, એ ઊણપને કાર્યની રુકાવટ તરીકે ન જ ગણી શકાય. ઇંગ્લન્ડમાં પણ જ્યારે લૅટિનમાં શીખવાતું ને પછી અંગ્રેજીમાં શરૂ કર્યું, ત્યારે આમ જ મુશ્કેલી નડી હશે. જાપાન ટર્કીને પણ એમ જ નડતર આવ્યું હશે. એમાંથી બોધ એટલો જ નીકળે છે કે, એથી બીનીને બેસી ન રહેવાય અને એની સામે તત્પર થયેલાને માટે એ નડતર ન ઓળંગી શકાય એવું નથી.

આ સાદો વિચાર ન સૂઝવાને બદલે એમાં મોટો ભય લાગવાનું કારણ આપણી અંગ્રેજી માધ્યમવાળી કેળવણી જ છે, એ જરાક વિચારતાં તરત જણાશે. અંગ્રેજી પરાયી ભાષા છે ને તે મારફત સાધેલું ભણતર પરાયું જ રહે છે, સ્વશક્તિ અને સ્વભાવનાં મૂળમાં જઈને તે સિંચન નથી કરી શકતું, એ આપણે ન સમજ્યા. બલ્કે, આપણને અંગ્રેજી વિષે એક પ્રકારની મોહિની લાગી અને તેને માટે બિન-અંગ્રેજી ભણતર કરતાં એક પ્રકારનો ઉચ્ચભાવ (Superiority complex) મનમાં વસ્યો. તેથી, અંગ્રેજી માધ્યમ દૂર કરવાની વાતમાં જે મહત્ત્વ રહેલું છે તે જ કેટલાકને તો નથી સમજાતું.

પરાયા રહેતા ભણતરથી સ્વભાષામાં ને સ્વભાવમાં તે ન ઊતર્યું. ઘરમાં તે ન વ્યાપ્યું. દરદીને પણ તે ન અડી શક્યું એમ જે દાક્તરોએ જણાવ્યું તે સાવ સાચી વાત છે. તેથી કરીને તેની પરિભાષા જે આપોઆપ યોજાત, આપોઆપ પ્રગટ થાત, તે ક્યાંથી થાય ? અને બીજી ને મોટી ભૂલ તો આપણી યુનિવર્સિટીએ કરી છે. અને તે આયુર્વેદનો એણે કરેલો તિરસ્કાર. યુનિવર્સિટીએ શું કામ એ વિદ્યાને પોતાને ત્યાં સ્થાન ન આપ્યું ! M. B. B. S. થનાર છ છ વર્ષ કૉલેજમાં ગાળે, છતાં દેશની વૈદક વિદ્યાનો થોડો પણ પરિચય ન મેળવે, એ શું કામ તેણે સહી લીધું ? એ જો ન સહી લીધું હોત, આયુર્વેદ પણ આપણો M. B. B S. જાણતો હોત, તો પરિભાષાનો સવાલ કાંઈક સહેલો હોત. વિદ્યાની બીજી શાખાઓમાં આવા પ્રકારનું પૂર્વ પશ્ચિમનું મિશ્રણ થયું છે, પ્રભાવશાળી અધ્યાપકોએ ક્યાંક તેમનું સુશ્લિષ્ટ સંમિશ્રન પણ સાધ્યું છે અને એક સુમેળ ચીજ ઉપજાવી છે. વૈદકમાં પણ એમ થઈ શકત. પણ એ જ આપણને લાગેલો અંગ્રેજી કેળવણીનો શાપ એમાં પણ આડો આવ્યો, અને જે રીતે વિદ્યોપાસના થવી જોઈતી હતી તે રીતે થવા દેવામાં ન આવી.

પણ, હવે જાગ્યા ત્યાંથી સવાર અને ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું જોઈએ. ગઈગુજરી રોવાને માટે નથી હોતી, પણ તેમાંથી નવી અને સાચી દિશા શોધી તે તરફ પ્રયાણ કરવાને માટે હોય છે. એથી,

મુંબઈના દાક્તરોનું નિવેદન આપણે માટે સાચી દિશા બતાવનારું છે. સ્વભાષાભિમાની દાક્તરો, વૈદો તથા શિક્ષકો પોતાની ભાષામાં વૈદક વિદ્યાને હવે ઉતારે. પરિભાષાની ખાલી ને નાહક ચિંતા કરી કરીને અધીં થઈ જવાની જરૂર નથી. ભાષા એવી સુસાધ્ય દેવી છે કે તે એનું વરદાન તરત આપશે: આપણે માત્ર એના પ્રત્યેની અનન્યતા સેવવી જોઈએ. તો ન કલ્પી શકીએ એટલા ટૂંક વખતમાં તે ધાર્યાં ફળ દેશે જ. જરૂર છે માત્ર અનન્ય સ્વભાષાભક્તિની અને નિષ્ઠાપૂર્વક તેની સેવાની. પરંતુ આપણી માધ્યમિક શાળાઓ પણ હજી સ્વભાષાના માધ્યમને પૂરેપૂરું અપનાવતી નથી એ કેવી નિષ્ઠા કહેવાય? 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' એ સૂત્ર સ્વરાજ-સિદ્ધિને પણ અધ્યાત્મસિદ્ધિ જેટલું જ લાગુ પડે છે. સૌ કોઈ પોતપોતાના કર્મથી જો સ્વાતંત્ર્યદેવીનું અર્ચન કરે તો માનવીને માટે સિદ્ધિ તો સહેલી છે. શિક્ષકો અને કેળવણીકારો એવું અર્ચન કરશે?

મ૦

# ફૂલોનું ગધ

માળીની દુકાને કે સ્ટેશન પર ફૂલો વેચાતાં મેં નહોતાં જોયાં એમ નહીં, પણ તે વખતે કદીય મને એવું આશ્ચર્ય નહીં થયેલું, જેવું કે ફૂલની ગાંસડી માથે લઈને જતી ગામડાની એક બહેનને જોઈને થયું.

ગામડાનાં ભાઈબહેનો એ રસ્તેથી શાકભાજીનાં પોટલાં માથે મૂકીને શહેરમાં જતાં ઘણી વાર જોતો. આજ અચાનક ફૂલનું પોટલું એક બહેનને માથે જોયું! શાકભાજીના પોટલાની જેમ જ એ બરાબર કરીને બાંધેલું હતું. એ ઊંચકનાર બહેન હતી એ કાંઈ તે ફૂલનું પોટલું હતું માટે જ હતી એવું કાંઈ ન લાગ્યું. એ તો એના ખેતરનું બીજું ઉત્પન્ન હોત તો તેય ઊંચકીને એમ જ લઈ જાત. આજ એનો પુરુષ કોઈ બીજે કામે રોકાયો હશે. એને તો શાકેય વેચવું ને ફૂલેય વેચવાં, લાકડાંય વેચવાં અને અનાજેય વેચવાં: હાડકાં તોડીને તેમાંથી એને તો જીવન-પ્રદ અન્ન જોઈએ.

પણ શહેરીઓને? કવિઓને? માન આપનાર અને લેનાર મહાજનોને? ગજરા ને વેણી બાંધનાર બહેનોને? દેવને? અથવા કહો કે એના પૂજારી અને પૂજકોને? એ બધાં તો એ ફૂલવાળીને નાણાં ચૂકવી કાવ્યરસ લેશે, શૃંગાર સજશે, ભક્તિ બતાવશે, આદરમાન ઊજવશે—સૌ કોઈ એમાંથી ફૂલોનું કાવ્ય કાઢશે. આ જોઈને કેટલાક કહેશે, કાદવમાંથી કમળ નીપજ્યું! પણ કયો કાદવ અને કયું કમળ એ સહેલાઈથી સૂઝે, છતાં ઝટ માની નથી શકાતું. હાડકાં તોડનાર, પરસેવો ઉતારનાર ફૂલોનો ખેડૂત કાવ્ય કરે છે? કે પોતાને ત્યાં ઘણાંય ઊછળતાંમાંથી બે દોઢિયાં ફેંકી દઈ તેમાંથી અનૃતનો કાવ્યરસ વહાવનાર પેલો શહેરી?

ફૂલોનો આ વેપાર ચાલે એના કરતાં રામકૃષ્ણ પરમહંસ જેવી વૃત્તિ સૌ કોઈ રાખે, તો શું થાય? ધરતીમાં જ્યાં તે ફૂલ ઊગ્યું ત્યાં જ શું તે એના ને આપણા સૌના ઇષ્ટની કે આરાધ્યની પૂજા નથી કરતું? પણ શહેરની ધરતી ક્યાં એવાં ફૂલ ઊગવા પણ નવરી કે ઉઘાડી રહેવા દેવામાં આવે છે? એટલે એમણે તો પૈસા આપીનેય આ ધરતીનાં સુકોમળ આનંદબાળનાં દર્શન ખરીદવાં પડે છે. તો પછી ધરતીનાં બાળ સમાં ખેડૂલોક તેમને શું કામ ન વેચે પણ? માત્ર એને એના પરસેવાનો આનંદ માણવાની શક્તિ હોવી જોઈએ. એનાં ફૂલ વેચાતાં લેનાર એના પરસેવાનો પૂરો ભાવ આપે તો સૌ સરખો આનંદ લૂંટી શકે. પણ આનંદની એવી વહેંચણી આજ થતી નથી. ત્યાં સુધી તો ફૂલોની ગાંસડીઓ બંધાશે ને વેચાશે. બાકી, આકાશના રંગ વેચાતા નથી તેમ આ ધરતીના સુરભિ-રંગ શું કામ વેચાય? એમનાં દર્શન જ્યાં ત્યાં જો મળી શકે તો જ રામકૃષ્ણની વૃત્તિ કદાચ કેળવી શકાય. ત્યાં લગી તો, એવું જ ચાલવાનું કે "આપણે આપણા ધર્મ સંભાળવા"—શહેરી એવો જ રહેશે કે ફૂલોનું ગધ તે નહીં પારખે ને તેનાં પદ કરશે અને રાચશે.

'મધુવૃત્તિ'

# જીવનનિર્વાહ અને જીવનવિકાસ

આજનાં સ્ત્રીપુરુષો જેવાં છે તેવાં તેમને બનાવનાર સારી યા નરસી અનેક અસરોમાં, તેઓ જે અનેક ધંધાઓ વડે પોતાનો જીવનનિર્વાહ કરે છે, તેમની અસર મુખ્ય છે, એ નિર્વિવાદ છે. આ વસ્તુ છૂટાં છૂટાં સ્ત્રીપુરુષો માટે જ સાચી છે એમ નથી, પરંતુ આખી પ્રજાઓ, સમાજો, સંસ્કૃતિઓ અને ઐતિહાસિક યુગો માટે પણ સાચી છે. અર્વાચીન સંસ્કૃતિની ઉત્તમતા અથવા કનિષ્ઠતા પણ, જે જાતના ઉદ્યોગથી તે પોતાનો જીવનનિર્વાહ કરે છે, તેના વડે જ મુખ્યત્વે નિશ્ચિત થાય છે.

અલબત્ત, એ ઉદ્યોગનાં વિશિષ્ટ રૂપો અનેક હોવાનાં; તેમાં કોલસા ખોદનારથી માંડીને કળાકાર સુધીના, કસાઈથી માંડીને વડા પ્રધાન સુધીના, તથા નરી પુનરાવૃત્તિ ભરી છેક જ હલકી જડ મજૂરીથી માંડીને બારીકમાં બારીક, સુંદર તથા જવાબદારી ભરેલી કારીગરી સુધીના પ્રકારોનો સમાવેશ થવાનો. તેમ છતાં દરેક સમાજ કે સંસ્કૃતિ જે વિવિધ ઉદ્યોગો વડે જીવનનિર્વાહ કરતાં હોય છે, તેમનું કાંઈ ને કાંઈ એક સામાન્ય સ્વરૂપ હોય છે. અને તેને જુદું નામ પણ મળે છે. આજનો આપણો જમાનો યંત્રોદ્યોગ વડે જીવનારો હોઈ તે 'યંત્રોદ્યોગી' જમાનો કહેવાય.

જેમ બકરાં કાપનાર કસાઈને સારો યા નરસો બનાવનાર કારણોમાં ગળાં રેંસ્યા કરવાનું તેનું કામ મુખ્ય કારણરૂપ છે, તે પ્રમાણે આપણા જમાનાની સારી યા નરસી વિશેષતાઓ પણ, તે જે 'ઉદ્યોગ' વડે પોતાનો નિર્વાહ કરે છે અને જીવતો રહે છે, તેની વિશેષતાઓને જ આભારી હોવાની. જો તે ઉદ્યોગ યંત્રપ્રધાન અથવા વાણિજ્યપ્રધાન હોય, તો તે જમાનાના સમગ્ર જીવન ઉપર — અરે, તેની સંસ્કૃતિ અને તેની ધર્મભાવના ઉપર પણ — તેવી જ છાપ પડવાની. તેથી ઊલટું, જો તે ઉદ્યોગ ઉત્તમતાની ઉપાસનાના ધ્યેયથી પ્રેરાયેલો હોય, તો તેની અસર માનવજીવન અને માનવચારિત્ર ઉપર પડવાની.

અલબત્ત, માણસ ઉપર ધંધારોજગારની મુખ્ય અસર ઉપરાંત બીજી પણ અનેક અસરો કામ કરે છે જ, અને તેમાંની કેટલીક ખૂબ અગત્યની પણ છે. જેમ કે, આજીવિકા કમાઈ લીધા બાદ જે માર્ગે તે પોતાનો ફુરસદનો વખત ગાળે, તેની અસર પણ લક્ષમાં લેવા જેવી છે. કોઈ પણ સંસ્કૃતિની ઉત્તમતાની સાચી કસોટી, તે પોતાના ફુરસદના સમયનો જે ઉપયોગ કરે છે, તેના ઉપરથી થઈ શકે છે, એમ જે કહેવામાં આવ્યું છે તે સાચું છે. પરંતુ ફુરસદના સમયનો ઉપયોગ, મોટે ભાગે, આજીવિકા કમાવામાં ગાળેલા સમય વડે જ નિશ્ચિત થતો હોય છે. માણસ આજીવિકા કમાવા માટે જે કરે છે તેની અસર આજીવિકા કમાયા બાદ તે જે કંઈ કરે છે, તેની ઉપર પણ થાય છે. કસાઈ અને કળાકાર પોતાની ફુરસદનો સમય એક જ રીતે નહીં ગાળી શકે. અને કસાઈ પાસે કળાકારની જ રીતે ફુરસદનો સમય ગળાવવાનો પ્રયત્ન વ્યર્થ છે. આખો દિવસ બકરાં કાપ્યા પછી, તે સૂર્યાસ્તની શોભા નિહાળવા કે કાવ્યરસ માણવા નહીં જ બેસી શકે; પરંતુ તેનું 'કાવ્ય ચિંતન' છાકટો બનવા દ્વારા કે તકરારમાં પાસેના પડોશીને છરી ખોસી દેવા દ્વારા જ થશે. આમ જીવનનો આરામ માણવાની રીત જીવનની આજીવિકા કમાવાની રીત સાથે સળંગ સંકળાયેલી હોવાથી જ એમ કહી શકાય છે કે, કોઈ પણ સંસ્કૃતિની ઉત્તમતાની પરીક્ષા તે પોતાના આરામનો સમય શી રીતે ગાળે છે, તે ઉપરથી થઈ શકે છે. આરામના સમયમાં જે જમાનો ગમાર બનતો હોય, તે જમાનો જે ઉદ્યોગ વડે આજીવિકા કમાય છે તે ઉદ્યોગમાં જ તેને ગમાર બનાવે તેવું કે તેને મળતું કાંઈક અવશ્ય હોવું જોઈએ, એવું અનુમાન આપણે જરૂર તારવી શકીએ.

માનવચારિત્ર ઘડનારાં સારાં યા નરસાં કારણોમાં તેમના રોજના કામકાજરૂપી મુખ્ય કારણ ઉપરાંત બીજું કારણ કેળવણી છે. એ બહુ સબળ કારણ છે, એમાં શંકા નથી; પરંતુ આજીવિકારૂપી મુખ્ય કારણ તેનાથી વિપરીત અસર પાડતું હોય, ત્યારે કેળવણી પોતાની નવી કાંઈ જ અસર પાડી શકતી નથી. માણસ પોતાની આજીવિકા જે મજૂરી વડે કમાતો હોય, તે મજૂરી એવા પ્રકારની હોય કે જેથી તેની બુદ્ધિ જડ બની જાય તથા તેનું ચારિત્ર પતિત થઈ જાય, તો પછી કેળવણી ગમે તેટલું કરે તોપણ તેને જ્ઞાનવાન કે ચારિત્રવાન નહિ જ બનાવી શકે. એ જ

વસ્તુ ધર્મ તથા 'સંસ્કૃતિ' માટે પણ સાચી છે. જ્ઞાન તેમ જ ચારિત્રની બાબતમાં (જોકે, તે બંને જુદી વસ્તુઓ નથી જ) સારાં પરિણામ નિપજાવવાં હોય, તો 'ઉદ્યોગ' અને કેળવણીએ સાથે મળીને કામ લેવું જોઈએ. જ્યારે જ્યારે તે બે વિરોધી દિશામાં કામ કરતાં હોય છે, ત્યારે ત્યારે ભૌતિક તેમ જ આધ્યાત્મિક સંસ્કૃતિનો (અલબત્ત, તે બંને પણ ભિન્ન નથી) બગડવા કાળ આવ્યો છે એમ જ જાણવું. ગમે તેવા ઊંચા ખ્યાલથી પ્રેરાયેલી કેળવણી પણ લોકોનાં મન અને ચારિત્ર ઉપર તેમના ધંધારોજગારે પાડેલી અસર નાબૂદ કરવાનો પ્રયત્ન કરવા જશે, તો તે ખત્તા જ ખાશે; કારણ કે ધંધારોજગાર દ્વારા પડતી અસર તેના કરતાં વધુ વ્યાપક અને બળવાન હોય છે. બહુ બહુ તો લોકોને તે તેમના રોજના કામકાજ માટે નાલાયક બનાવી મૂકશે અને બીજા કશા માટે લાયક કરવાનું તો તેનાથી બનશે નહિ. કેળવણીની આજની પદ્ધતિ સામે એ જ આક્ષેપ કરવામાં આવે છે, અને તે છેક જ અકારણ નથી.

તે જ પ્રમાણે, માણસમાં કાંઈક પરિપૂર્તિરૂપે, 'ફાયદાકારક કંઈક' નવી — વધારાની ચીજ તરીકે કેળવણી કશું ઉમેરવા જશે, તોપણ તે વધારે સફળ નીવડવાની નથી. કારણ કે, જે માણસ પોતાની આજીવિકા એવા ઉદ્યોગ વડે કમાય છે કે જે તેના મનુષ્યત્વને સંતોષી શકતો નથી, તેવા માણસની ઊણપ દૂર કરવા તમે વધારાનું જે કાંઈ બહારથી ઉમેરવા જશો, તેનાથી એ જ પરિણામ આવશે કે, તે પોતાના ધંધા તરફ ભેદભાવ રાખતો થઈ જશે, અને એ રીતે પોતાની 'આજીવિકા' કમાનાર તરીકેની તેની કુશળતા ઓછી થઈ જશે. અને તે તો સોનાનું ઈંડું મૂકનારી મરઘીને જ મારી નાખવા જેવું થયું; કારણ કે માણસની આજીવિકા એ તો ગમે તેમ તોય તેનું જીવન છે; અને તેનું જ તથ્ય જો મટી જાય, તો પછી કેળવણી પોતાની ક્રિયા જ શાના ઉપર કરે ?

સમાજશાસ્ત્રીઓ માટે આ મુદ્દો અતિ અગત્યનો છે, જોકે તેનો ઉલ્લેખ ભાગ્યે જ ક્યાંક થતો દેખાય છે. माणस आजीविका द्वारा पोताना जे जीवननो निर्वाह साधे છે, ते जीवननी साची किंमत, तेणे ते आजीविका जे धंधा द्वारा प्राप्त करी होय छे, तेनी साची किंमत जेटली ज होय छे. જે ધંધો કે ઉદ્યોગ માણસના મનુષ્યત્વને દરિદ્ર, ઠીંગુજી કે ભૂખે મરતું કરી મૂકે, તે ધંધા કે ઉદ્યોગ દ્વારા પોતાના મનુષ્યત્વને સંતોષી શકે તેવું જીવન ન જ જીવી શકાય. જે ધંધો-રોજગાર તે માણસને પોતાને પણ રસદાયક થઈ પડતો ન હોય, તેમ જ સામાજિક દૃષ્ટિએ તેના જાતિબંધુઓને પણ ઉપયોગી ન હોય, તેના દ્વારા તેણે પોષેલું 'જીવન' પણ તેવું જ અરસિક કે નિરુપયોગી બનવાનું. કામકાજ પરવાર્યા પછી, તેની ફુરસદના વખતની મોજમજાઓ પણ તેના ઉદ્યોગ-ધંધામાં રહેલી અર્થ-હીનતા, ઉદ્દેશહીનતા, બુદ્ધિહીનતા અને જડતાની છાપવાળી જ હોવાની, તથા તેમનું સ્વરૂપ પણ તેટલું જ નિઃસત્ત્વ કરનારું હોવાનું. ઉપરાંત, તેના જીવનનો જ મોટો ભાગ તે ઉદ્યોગ દ્વારા આજીવિકા કમાવામાં ગાળેલાં અર્થહીન વર્ષો જેટલો અગાઉથી જ ખરચાઈ ગયો હશે એ તો જુદું જ. તેથી ઊલટું, જે માણસ પોતાના કામકાજમાં આનંદ પ્રાપ્ત કરી શકે છે, તેને તે કામ કરવાની ક્રિયા દરમ્યાન જ સારી રીતે જીવવાનું આપોઆપ મળી જાય છે એટલું જ નહિ, પણ કામકાજ દરમ્યાન માણસાઈ દાખવ્યા બાદ, ફુરસદના વખતમાં તેને પશુ બનવાનું ગમે એવો સંભવ પણ ઓછો છે. આમ, આપણા જીવનનો 'નિર્વાહ' કરવા આપણે કરેલું કામકાજ, અને તે દ્વારા નિર્વાહિત થયેલા 'જીવન' વચ્ચે ભેદ જ નથી. કારણ કે, આપણે 'કમાતા' હોઈએ છીએ તે આખા સમય દરમ્યાન 'જીવતા' પણ હોઈએ છીએ; એટલે જો આપણે સારી રીતે કે સુખે જીવવું હોય, તો આપણે તે સમય દરમ્યાન સારી રીતે કે સુખે જીવવું જોઈએ. તેમ જ એ વાત પણ સાચી છે કે, આપણે જીવતા હોઈએ છીએ, તે આખા સમય દરમ્યાન કાંઈ ને કાંઈ કમાતા પણ હોઈએ છીએ; ભલે પછી તે કમાણી નવરા બેઠા નખોદ વાળવારૂપ કે ખત્તા ખાવારૂપ જ હોય. આજીવિકા કમાવી અને જીવન જીવવું એ બે જુદી જુદી વસ્તુઓ કે ક્રિયાઓ નથી. તેઓ તો એક જ સળંગ ક્રિયાને જુદી જુદી દૃષ્ટિએ જોવાથી મળેલાં બે નામો છે.

જેવું વ્યક્તિનું તેવું જ સમાજનું કે સંસ્કૃતિનું પણ જાણવું. 'રોટી' કમાવી એ સમાજનું કે સંસ્કૃતિનું પણ પ્રાથમિક તથા વ્યાપક 'કામ' છે. જે સંસ્કૃતિઓ પોતાની આજીવિકા કમાવાની ના

પાડે છે, અથવા તેમ કરવાને અશક્તિમાન બની જાય છે, તેમને માટે આ જગતમાં સ્થાન જ નથી; વિશ્વના અટલ નિયમો તેમનો તરત નાશ કરી નાખે છે. ઇતિહાસ-સાગરના કિનારાઓ આ વસ્તુ ભૂલેલી સંસ્કૃતિઓના અવશેષોથી પથરાયેલા છે. 'રોટી' કમાવી તે વસ્તુ જ સંસ્કૃતિની બીજી બધી પ્રવૃત્તિઓનો આવશ્યક પાયો અને આધાર છે. તેથી કરીને એક વ્યક્તિ તરીકે આખી સંસ્કૃતિ જો કદી પણ પ્રાર્થના કરે, તો તેની પ્રથમ પ્રાર્થના હંમેશાં એ જ હોવાની કે, 'અમને અમારી રોજની રોટી આજે આપ.'

વાચક જો આ સ્થળે મને યાદ દેવરાવે કે, માણસને તેના શરીરની પેઠે તેના આત્મા માટે પણ ખોરાક જોઈએ, તો તેનો જવાબ મારી પાસે છે. તેના આધ્યાત્મિક આહારની જાત પણ, જે રીતે તે તેની રોજની 'રોટી' કમાવાનું કામ કરે છે, તેના ઉપર જ આધાર રાખે છે. કોઈ સંસ્કૃતિની 'રોટી' કમાવાને લગતી પ્રવૃત્તિ જો તેના આધ્યાત્મિક પોષણમાં પણ કશો ફાળો નહીં આપતી હોય, તો ગમે તેટલી સમાજ-સુધારણાઓ, રાજકીય ફિલસૂફીઓ અને ધાર્મિક પુનરુત્થાનો હોવા છતાં, તેનો આત્મા ભૂખે જ મરી જવાનો; અને તેને જીવતો રાખવા જે ઔષધો, ઉત્તેજકો અને ઉદ્દીપનો યોજવામાં આવશે, તેમનાથી તેની આધ્યાત્મિક અવનતિની ક્રિયા જ વધુ વેગવંત બનવાની. 'રોટી' કમાવી અને આધ્યાત્મિક ઉન્નતિ કરવી એ બે સ્વતંત્ર જુદી ક્રિયાઓ નથી — ખાસ કરીને જ્યારે સંસ્કૃતિના આત્માની વાત થતી હોય ત્યારે. કોઈ પણ સંસ્કૃતિ જે માર્ગે પોતાની રોજની 'રોટી' મેળવે છે, તે માર્ગે જ પોતાનો આધ્યાત્મિક વિકાસ પણ સાધે છે. આજકાલ જોવામાં આવતી આત્માના ઉદ્ધાર માટેની હિલચાલો નજીવાં પરિણામો નિપજાવી શકે છે, તેનું મુખ્ય કારણ આ પ્રાથમિક સત્ય તરફ કરાતું દુર્લક્ષ જ છે.

આધ્યાત્મિક વિકાસ, રોટી મેળવવાની ક્રિયા કરતાં જુદી વધારાની વસ્તુ છે એમ માનવાથી, તથા આધ્યાત્મિક અને ઐહિક વસ્તુઓ વચ્ચે કશો સંબંધ ન જોવાથી, અને પરિણામે વ્યવહારમાં તે બે વચ્ચે ઊભા થયેલા છૂટાછેડાથી આપણને પારાવાર નુકસાન થયું છે. રોજના વ્યવહારરૂપી મૂળમાંથી આધ્યાત્મિક વસ્તુને તોડી નાખો, એટલે તે નિષ્પ્રાણ જ થઈ જાય. બીજી બાજુ આધ્યાત્મિકતાનો વિચ્છેદ થવાથી રોજનો વ્યવહાર પણ વણસી જાય છે. ઝાડ ઉપરની ડાળીઓ કાપી નાખો, તો જમીનની અંદરનાં મૂળ પણ ખવાવા લાગે છે, છાલ ઉપર ફૂગ વળવા માંડે છે, તથા ઉધઈ વગેરે વિનાશક જીવજંતુનો વાસ થવા લાગે છે. એ રીતે તમારી આત્મોદ્ધારની ક્રિયાને રોટી માટેની મજૂરીની ક્રિયાથી જુદી પાડી દેશો, તો એક છેડે ઉદ્ધાર પામતા આત્માઓની સંખ્યા ઓછી થઈ જશે અને તેમનો ઉદ્ધાર પણ નામની જ વસ્તુ બની જશે, તથા બીજે છેડે, મેળવવી 'રોટી' પણ બેસ્વાદ, અપથ્ય, ભેળસેળવાળી અને કદાચ પ્રાણઘાતક બની જશે. તેની પેદાશ કદાચ ખૂબ વધી ગઈ હશે, પરંતુ તેની જાત ઊતરી ગઈ હશે, તથા તેનો ઉપયોગ પણ તમા વિનાનો તથા મૂર્ખાઈભરી રીતે થતો હશે. તે વધુ ને વધુ પ્રમાણમાં સ્વાદ માટેની મીઠાઈઓ, અને જીભને સળવળાટ કરાવે તેવી મસાલેદાર વાનીઓનું રૂપ ધારણ કરતી જશે. અર્થાત્, જેઓની જીભ બગડી ગઈ છે, જેમની પાચનશક્તિ મંદ પડી ગઈ છે, અને તેથી જેઓ પોતાનો રોજનો આહાર મસાલાઓ ચડાવ્યા વિના કે ખાંડ ભેળવ્યા વિના ખાઈ શકતા નથી, તેઓના સ્વાદની વસ્તુ બનતી જશે. હું અહીં માત્ર ખાવાની 'મીઠાઈ'ની વાત નથી કરતો, એ કહેવાની વિચક્ષણ વાચકને જરૂર નહિ હોય. આજે આપણો આખો ઔદ્યોગિક સુધારો ધીમે ધીમે જીવનની આવશ્યકતાઓથી ભિન્ન એવી આ 'મીઠાઈઓ'ને જ મોટા પ્રમાણમાં તૈયાર કરવા માટેની પ્રવૃત્તિરૂપ બનતો જાય એવો ભય ઊભો થયો છે. આજે એ 'મીઠાઈઓ' જ આપણો ઇષ્ટદેવ બની બેઠી છે. કોઈ પણ મોટા શહેરના બજારના રસ્તા ઉપર જરા ફરવા નીકળો; દુકાનોની બારીઓમાં જે વસ્તુઓ વેચવા માટે શણગારીને ગોઠવેલી હોય છે તે તરફ નજર કરો; અથવા તો શેરબજારમાં વિવિધ ઉદ્યોગોના શેરોના ભાવો ઉપર નજર કરો, તથા જીવનની જરૂરિયાતો પેદા કરનાર ઉદ્યોગોના શેરોના ભાવોને જીવનના શોખની વસ્તુઓ પેદા કરનાર ઉદ્યોગોના શેરોના ભાવ સાથે સરખાવો; તો તમને તરત જણાશે કે, ઘઉંનો બજાર 'નરમ' છે, પણ સિગારેટનો 'તેજ' છે; રૂનો બજાર 'નીચો' છે, પણ બનાવટી રેશમનો 'તેજ' છે; કોલસા, લોઢું, અને પોલાદનાં બજાર 'નરમ' છે, પણ સિનેમા,

ગ્રામોફોન, અને પેટંટ દવાઓનાં બજાર 'તેજ' છે. મેં એમ પણ સાંભળ્યું છે કે, સંતતિનિરોધક સાધનોનું બજાર પણ ગરમાગરમ રહે છે. એક બાજુ એ ઉદ્યોગ ધીકતો ચાલે છે, તથા તેને સરકારી મદદની જરૂર પણ નથી; જ્યારે બીજી બાજુ ઘણુાય ખેડૂતો પોતાના શાહુકારોને વ્યાજ પણ ભરી શકતા નથી, અને સરકાર પાસેથી મદદની આશા રાખે છે. એ ધંધો પણ આ જમાનાના લક્ષણરૂપે છે, તથા આપણી ભવિષ્યની પ્રજા — જો તે ઉદ્યોગ તેને થોડીઘણી પણ જીવતી રહેવા દેશે તો — તે વિષે શું ધારશે, એ જાણવાનું કતૂહલ રોકી શકાતું નથી.

આ બધા વિચારોથી આપણને પેલું ગંભીર પણ સહેલાઈથી ભુલાઈ જતું સત્ય ફરી યાદ આવે છે કે; જગતની દરેક વસ્તુ એકબીજા સાથે ગાઢ સંકળાયેલી છે. દરેકમાં બીજાનું પ્રતિબિંબ પડે છે, તથા દરેક ઉપર બીજાની અસર થાય છે. એકની પુષ્ટિથી બીજાને પણ પુષ્ટિ મળે છે, અને એકની ક્ષીણતાની અસર બીજા ઉપર થાય છે. કોઈ પણ જમાનો જીવનના ફુરસદના સમયમાં મૂર્ખ કે બેજવાબદાર બની જાય, તો તેના કામના સમયમાં પણ તે અચૂક તેટલી મૂર્ખતા કે બેજવાબદારી દાખવવાનો. ફુરસદના વખતમાં જો તે 'મીઠાઈ઼ઓ' જ ખાધા કરે, તો તેની મજૂરીનો મોટો ભાગ તે પેદા કરવામાં જ જવાનો. તેજ પ્રમાણે, કામકાજના દિવસોમાં તે જે માર્ગ કાપે છે, તે જો ઊંડે અંધારખીણમાં જ જતો હોય, તો રજાને દિવસે ઊલટું ચાલવા છતાં પ્રકાશમાં તે વધારે દૂર નહીં આવી શકે; અને વસ્તુતાએ કદાચ બીજા નામથી પેલા મૂળ રસ્તા ઉપર જ તે ટહેલતો રહેશે.

તેથી ઊલટું, રોજની રોટી માટેની મજૂરી વખતે તે જેટલે અંશે ઉત્તમ કાર્ય કરતો હશે, કે ઉત્તમતાની સિદ્ધિમાં જેટલો સમય ગાળતો હશે, તેની અસર તેના સામાન્ય જીવન ઉપર પણ તેટલા પ્રમાણમાં થવાની, અને તેના આત્માનો — કહો કે સંસ્કૃતિના આત્માનો — ઉદ્ધાર પણ તેટલે અંશે સધાવાનો.

આ પ્રકારે જીવનની સળંગસૂત્રતાના સિદ્ધાંત ઉપર રચાયેલી કેળવણી જ આજના જમાનાની મોટામાં મોટી જરૂરિયાત છે. તેણે પોતાનું કામ માણસના જીવનનાં શરૂઆતનાં જ અમુક વર્ષો સુધી જ મર્યાદિત થતું જોવાને બદલે તેના આખા જીવન સુધી વ્યાપેલું જોવાનું છે. કારણ કે, માણસોના ધંધારોજગાર જો એવા હોય કે જેથી તેમની માનવતા ક્ષીણ થતી હોય કે વિપરીત બની જતી હોય, તો તે ધંધાઓ માટે તેમને કેળવીને તૈયાર કરતી શાળાઓ અને કૉલેજો વસ્તુતાએ સેતાનનું કામ જ કરે છે, એમ કહેવું જોઈએ. શાળાનું મકાન છોડયા બાદ માણસ જે ધંધારોજગાર વડે આજીવિકા ચલાવવાનો છે, તેમને પણ શિક્ષણતંત્રે પોતાના 'પછીના વર્ગો' રૂપ જ ગણવા જોઈએ. અર્થાત્ તેનું ધ્યેય સ્ત્રીપુરુષોને પોતપોતાના જુદા જુદા ધંધાઓ માટે તૈયાર કરવાનું જ ન હોય. પરંતુ તેનો અંતિમ આદર્શ તો જગતના ઉદ્યોગોને પણ ધીરે ધીરે વિશ્વ-વિદ્યાલયના રૂપમાં ફેરવી નાંખવાનો હોય. બીજા શબ્દોમાં કહીએ તો, તેનો આદર્શ ધીરે ધીરે એવી સ્થિતિ ઊભી કરવાનો હોય, કે જેમાં રોટી માટેની મજૂરી અને આત્મોદ્ધારની સાધના એ બે વસ્તુઓ આજની પેઠે જુદી જુદી તથા મોટે ભાગે વિરોધી રહેવાને બદલે એક જ ચાલુ ક્રિયારૂપ બની જાય.

આ કલ્પના પ્રમાણે કેળવણી અમુક વિભાગીય વસ્તુ મટી જાય છે; અર્થાત્ તે જીવનનાં શરૂઆતનાં અમુક વર્ષો પૂરતી જ નથી રહેતી, તેમ જ સમાજના અમુક ખાસ વર્ગ દ્વારા ચલાવાતી વસ્તુ પણ નથી રહેતી. ને તો હવે નાગરિકના જન્મથી માંડીને તેના મરણ સુધી વ્યાપતી, તથા આખા સમાજ દ્વારા ઉપાડાતી એક ભારે સાધનારૂપ વસ્તુ બની જાય છે. સમાજની સઘળી ઉચ્ચ શક્તિઓ, દરેક શહેરના તમામ ખાસ માણસો, તથા દરેક નાગરિકનાં 'મત અને લાગવગ' હવે તેને કામે જ લાગવાં જોઈએ. કારણ કે અહીં આપણે ધંધાદારી કેળવણીની વાત નથી કરતા, પણ એક એવા પ્રયત્નની વાત કરીએ છીએ, કે જેનો ઉદ્દેશ ધંધારોજગારને જ કેળવણીનું સાધન બનાવવાનો છે.

આ કલ્પના એકદમ જરા વિચિત્ર લાગે તેવી છે, તેમ જ તેને પાર પાડવામાં હિમાલય જેટલી મુશ્કેલીઓનો સામનો કરવાનો છે, એની ના નથી. પરંતુ આપણી આખી સંસ્કૃતિનું ભાવી, આપણે એ મુશ્કેલીઓનો સામનો કરવામાં જે હિંમત દાખવીશું અને તેમની પાર જોનારી નજર મેળવીએ, તેના ઉપર તોળાઈ રહ્યું છે, એ વસ્તુ પણ એટલી જ સાચી છે.

[પ્રો. જૅક્સના અંગ્રેજી ઉપરથી] **ગોપાલદાસ પટેલ**

# વહેવારુ ખગોળ—૬

## સૂર્યોદય અને સૂર્યાસ્ત

કોઈ પણ સ્થળે કોઈ પણ દિવસે સૂર્યોદય અને સૂર્યાસ્ત કયે સમયે થશે એનું જ્ઞાન આપણા રોજના વહેવારમાં ખૂબ ઉપયોગી છે, તેથી તે અહીં આપીએ છીએ.

અમદાવાદ ગુજરાતના લગભગ મધ્ય ભાગમાં આવ્યું છે, તેથી અમદાવાદના સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો અમે નીચે કોષ્ટક ૪ થામાં આપ્યા છે. (કચ્છ-કાઠિયાવાડ સહિત) ગુજરાતના કોઈ પણ સ્થળના સમયો અને આ સમયોની વચ્ચે રેખાંશના ફરકને લીધે લગભગ ।। કલાક અને અક્ષાંશના ફરકને લીધે બીજી પાંચેક મિનિટનો ફરક આવશે. આટલો ફરક ચલાવી લેવો ન હોય અને બરાબર સમય જોઈતો હોય, તો તેની રીત આ પ્રમાણે છે:

ઉપર જણાવ્યા મુજબ સૂર્યોદય અને સૂર્યાસ્તમાં ફરક પડવાનાં બે કારણ છે: (૧) રેખાંશ અને (૨) અક્ષાંશ.

૧. રેખાંશને લીધે પડતો ફરક: અમદાવાદના રેખાંશ ૭૨।। છે. કોઈ સ્થળના રેખાંશ ૭૨।। કરતાં વધારે હોય તો ત્યાં સૂર્ય અમદાવાદ કરતાં વહેલો ઊગે અને આથમે, અને કોઈ સ્થળના રેખાંશ ૭૨।। કરતાં ઓછા હોય તો ત્યાં સૂર્ય અમદાવાદ કરતાં મોડો ઊગે અને આથમે. આ ફરક ૧ અંશે ૪ મિનિટનો છે.

ઉદા૦ ૧લું: દ્વારકામાં ૩જી જુલાઈના સૂર્યોદય અને સૂર્યાસ્ત કાઢો.

કોષ્ટક ૪ થામાં અમદાવાદમાં ૧લી જુલાઈનો સૂર્યોદય સ્ટૅ૦ ૫ ક. ૫૮ મિ. અને ૧૧મી જુલાઈનો સૂર્યોદય ૬ ક. ૨ મિ. આપ્યો છે. તેથી ત્રિરાશિને હિસાબે ૩ જી જુલાઈનો સૂર્યોદય ૫ ક. ૫૯ મિ. આવ્યો. અમદાવાદના રેખાંશ ૭૨।। માંથી દ્વારકાના રેખાંશ ૬૯ બાદ કરવાથી ૩।। અંશ આવ્યા. ૧ અંશે ૪ મિનિટને હિસાબે આ ઉપરથી ૧૪ મિનિટ આવી, તે અમદાવાદના સૂર્યોદય ૫ ક. ૫૯ મિ. માં ઉમેરવાથી દ્વારકાનો સૂર્યોદય સ્ટૅ૦ ૬ ક. ૧૩ મિ. આવ્યો. આમાં અક્ષાંશનો ફરક હિસાબમાં લીધો નથી.

તે જ પ્રમાણે સૂર્યાસ્ત માટે, કોષ્ટક ૪ થામાં અમદાવાદનો ૧ લી જુલાઈનો સૂર્યાસ્ત સ્ટૅ૦ ૧૯ ક. ૨૯ મિ. અને ૧૧ મી જુલાઈનો સૂર્યાસ્ત સ્ટૅ૦ ૧૯ ક. ૨૮ મિ. આપ્યો છે. તેથી ત્રિરાશિને હિસાબે ૩ જી જુલાઈનો સૂર્યાસ્ત ૧૯ ક. ૨૯ મિ. આવ્યો. આમાં સૂર્યોદયની પ્રમાણે જ ૧૪ મિ. ઉમેરવાથી દ્વારકાનો સૂર્યાસ્ત સ્ટૅ૦ ૧૯ ક. ૪૩ મિ. આવ્યો. આમાં અક્ષાંશનો ફરક હિસાબમાં લીધો નથી. ૧૯ ક. એટલે સાંજના ૭ ક. (બપોરના ૧૨ પછીના ૧, ૨, વગેરે કલાકોને રેલવે પ્રમાણે અનુક્રમે ૧૩, ૧૪, વગેરે ગણ્યા છે.)

૨. અક્ષાંશને લીધે પડતો ફરક: આ ફરક ગુજરાત માટે પાંચેક મિનિટ કરતાં વધારે આવતો નથી. તેથી બહુ સૂક્ષ્મતાની જરૂર ન હોય, તો તેને છોડી શકાય. આનો હિસાબ નીચે પ્રમાણે છે:

ઇષ્ટ સ્થળના અક્ષાંશ કલા પર્યંત લઈ તેની અને ૨૩ અંશની બાદબાકી કરો. બાદબાકીની કલા કરીને તેને 'ગુણ્ય' કહો.

પછી ૧. ઇષ્ટ દિવસ ૨૧ મી માર્ચ અને ૨૧ મી જૂનની વચ્ચે હોય તો ૨૧ મી માર્ચથી ઇષ્ટ દિવસ સુધીના દિવસોને 'ગુણક' કહો.

૨. ઇષ્ટ દિવસ ૨૧મી જૂન અને ૨૧મી સપ્ટેમ્બરની વચ્ચે હોય તો ઇષ્ટ દિવસથી ૨૧મી સપ્ટેમ્બર સુધીના દિવસોને 'ગુણક' કહો.

૩. ઇષ્ટ દિવસ ૨૧ મી સપ્ટેમ્બર અને ૨૧મી ડિસેમ્બરની વચ્ચે હોય તો ૨૧મી સપ્ટેમ્બરથી ઇષ્ટ દિવસ સુધીના દિવસોને 'ગુણક' કહો.

૪. ઇષ્ટ દિવસ ૨૧ મી ડિસેમ્બરથી ૨૧ મી માર્ચ સુધીમાં હોય તો ઇષ્ટ દિવસથી ૨૧મી માર્ચ સુધીના દિવસોને 'ગુણક' કહો.

પછી 'ગુણ્ય' અને 'ગુણક'ના ગુણાકારને ૩૦૦૦ થી ભાગતાં જે આવે તેટલી મિનિટ સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયમાં ઉમેરવાની કે બાદ કરવાની છે તે નીચે પ્રમાણે :

૧. ઇષ્ટ સ્થળના અક્ષાંશ ૨૩ કરતાં વધારે હોય અને ઇષ્ટ દિવસ ૨૧મી માર્ચ અને ૨૧મી સપ્ટેમ્બરની વચ્ચે હોય, તો ઉક્ત મિનિટ સૂર્યોદયમાંથી બાદ કરવી અને સૂર્યાસ્તમાં ઉમેરવી.

૨. ઇષ્ટ સ્થળના અક્ષાંશ ૨૩ કરતાં વધારે હોય અને ઇષ્ટ દિવસ ૨૧મી સપ્ટેંબર અને ૨૧મી માર્ચની વચ્ચે હોય, તો ઉક્ત મિનિટ સૂર્યોદયમાં ઉમેરવી અને સૂર્યાસ્તમાંથી બાદ કરવી.

૩. ઇષ્ટ સ્થળના અક્ષાંશ ૨૩ કરતાં ઓછા હોય અને ઇષ્ટ દિવસ ૨૧મી માર્ચ અને ૨૧મી સપ્ટેંબરની વચ્ચે હોય, તો ઉક્ત મિનિટ સૂર્યોદયમાં ઉમેરવી અને સૂર્યાસ્તમાંથી બાદ કરવી.

૪. ઇષ્ટ સ્થળના અક્ષાંશ ૨૩ કરતાં ઓછા હોય અને ઇષ્ટ દિવસ ૨૧મી સપ્ટેંબર અને ૨૧મી માર્ચની વચ્ચે હોય, તો ઉક્ત મિનિટ સૂર્યોદયમાંથી બાદ કરવી અને સૂર્યાસ્તમાં ઉમેરવી.

ઉદા૦ ઉપલા ઉદાહરણમાં દ્વારકાના અક્ષાંશ ૨૨ અં. ૨૨ ક. છે, તેને ૨૩ અં.માંથી બાદ કરતાં ૩૮ ક. આવી, તે 'ગુણ્ય.'

ઇષ્ટ દિવસ ૩૭ જુલાઈ તે ૨૧મી જૂન અને ૨૧મી સપ્ટેંબરની વચ્ચે છે, તેથી કલમ ૨૭ પ્રમાણે ૩૭ જુલાઈથી ૨૧મી સપ્ટેંબર સુધીના ૮૦ દિવસ તે 'ગુણક.'

હવે, $\frac{\text{ગુણ્ય}\times\text{ગુણક}}{૩૦૦૦}=\frac{૩૮\times૮૦}{૩૦૦૦}\approx$ ૧ મિ. લગભગ.

ઇષ્ટ સ્થળના અક્ષાંશ ૨૩ કરતાં ઓછા છે અને ઇષ્ટ દિવસ ૨૧મી માર્ચ અને ૨૧મી સપ્ટેંબરની વચ્ચે છે, તેથી કલમ ૩૭ પ્રમાણે ૧ મિ. સૂર્યોદયમાં ઉમેરવાની અને સૂર્યાસ્તમાંથી બાદ કરવાની છે. ઉપર આવેલા સૂર્યોદય અને સૂર્યાસ્ત અનુક્રમે સ્ટૅ૦ ૬ ક. ૧૩ મિ. અને ૧૯ ક. ૪૩ મિ. છે, તેથી દ્વારકામાં ૩૭ જુલાઈના સૂર્યોદય અને સૂર્યાસ્તના સૂક્ષ્મ સમયો અનુક્રમે સ્ટૅ૦ ૬ ક. ૧૪ મિ. અને ૧૯ ક. ૪૨ મિ. છે.

આ સમયો સૂર્ય અર્ધો ઊગ્યો અને આથમ્યો હોય તે વખતના છે. અર્ધો સૂર્ય ઊગતાં કે આથમતાં ૧ મિનિટ લાગે છે, તેથી ઉપલા ઉદાહરણમાં ૬ ક. ૧૩ મિનિટે સૂર્ય ઊગવા માંડશે અને ૬ ક. ૧૫ મિનિટે પૂરો ઊગી રહેશે, તેમ જ ૧૯ ક. ૪૧ મિનિટે સૂર્ય આથમવા માંડશે અને ૧૯ ક. ૪૩ મિનિટે પૂરો આથમી રહેશે.

સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે ઉપર પ્રમાણે આવેલા સમયો ઘડિયાળમાં મૂકી શકાય, તેથી આ ગણિત સમયસાધન માટે પણ ઉપયોગી છે.

હરિહર ભટ્ટ

કોષ્ટક ૪થું : અમદાવાદના સૂર્યોદય અને સૂર્યાસ્ત (સ્ટૅન્ડર્ડ ટાઇમ)

| | તા. ૧ | | તા. ૧૧ | | તા. ૨૧ | |
|---|---|---|---|---|---|---|
| | સૂર્યોદય | સૂર્યાસ્ત | સૂર્યોદય | સૂર્યાસ્ત | સૂર્યોદય | સૂર્યાસ્ત |
| માસ | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. |
| જાન્યુઆરી | ૭-૨૨ | ૧૮—૫ | ૭-૨૫ | ૧૮-૧૧ | ૭-૨૪ | ૧૮-૧૯ |
| ફેબ્રુઆરી | ૭-૨૧ | ૧૮-૨૭ | ૭-૧૭ | ૧૮-૩૨ | ૭-૧૦ | ૧૮-૩૮ |
| માર્ચ | ૭—૪ | ૧૮-૪૨ | ૬-૫૫ | ૧૮-૪૬ | ૬-૪૫ | ૧૮-૫૦ |
| એપ્રિલ | ૬-૩૪ | ૧૮-૫૪ | ૬-૨૫ | ૧૮-૫૮ | ૬-૧૬ | ૧૯—૨ |
| મે | ૬—૮ | ૧૯—૬ | ૬—૨ | ૧૯-૧૧ | ૫-૫૮ | ૧૯-૧૬ |
| જૂન | ૫-૫૫ | ૧૯-૨૦ | ૫-૫૪ | ૧૯-૨૫ | ૫-૫૫ | ૧૯-૨૮ |
| જુલાઈ | ૫-૫૮ | ૧૯-૨૯ | ૬—૨ | ૧૯-૨૮ | ૬—૬ | ૧૯-૨૬ |
| ઑગસ્ટ | ૬-૧૧ | ૧૯-૨૧ | ૬-૧૫ | ૧૯-૧૫ | ૬-૧૯ | ૧૯—૭ |
| સપ્ટેમ્બર | ૬-૨૩ | ૧૮-૫૭ | ૬-૨૬ | ૧૮-૪૭ | ૬-૨૯ | ૧૮-૩૭ |
| ઑક્ટોબર | ૬-૩૩ | ૧૮-૨૭ | ૬-૩૬ | ૧૮-૧૮ | ૬-૪૦ | ૧૮—૯ |
| નવેમ્બર | ૬-૪૬ | ૧૮—૧ | ૬-૫૧ | ૧૭-૫૭ | ૬-૫૮ | ૧૭-૫૩ |
| ડિસેમ્બર | ૭—૫ | ૧૭-૫૨ | ૭-૧૨ | ૧૭-૫૫ | ૭-૧૭ | ૧૭-૫૯ |

# મહાત્મા કૉન્ફૂશિયસ

દુનિયામાં પોતાનો સુધારો આજ હજારો વર્ષો સુધી સાચવી રાખનાર બે દેશો છે: એક આપણો હિંદુસ્તાન અને બીજો ચીન. ચીનદેશ બૌદ્ધધર્મી છે એમ આપણે સામાન્ય રીતે જાણીએ છીએ. પરંતુ બૌદ્ધધર્મ ચીનની પેદાશ નથી; એ ધર્મ તો આપણે ત્યાંથી ચીનમાં ગયો હતો. તે અગાઉ ચીનમાં પોતાનો ધર્મ હતો. અને એ ધર્મનો મૂળ પુરુષ બુદ્ધનો સમકાલીન એક મહાપુરુષ હતો. તેનું ચીની નામ કૉન-ફુત્ઝે છે. પણ યુરોપમાં તે ચીની નામનું લૅટિન રૂપ કૉન્ફૂશિયસ થયું અને અંગ્રેજી પરથી બધે આજ તે ચાલુ થયું છે.

કૉન્ફૂશિયસનો જન્મ એક મોટા અમીર કુટુંબમાં ઈ. સ. પૂ. ૫૫૦-૧માં થયો હતો. કૉન્ફૂશિયસ તેના પિતાનો ઘડપણનો દીકરો હતો. તેના જન્મ પછી ત્રીજે વરસે બાપ ગુજરી ગયા, એટલે કૉન્ફૂશિયસને ઉછેરીને મોટો કરવાનો ભાર તેની માતાએ વહ્યો. તેમનું ખાનદાન ઊંચું હતું, પણ ઘરની સ્થિતિ સારી નહોતી. એટલે, કામ કરવા જેવડો થતાં જ કૉન્ફૂશિયસને ધંધે લાગવું પડ્યું હતું. તેથી હુન્નરકળા પર એનો હાથ બહુ સારો બેઠો હતો. વિદ્યા ભણવાનો શોખ તેને પંદર વર્ષે થયો, અને છેવટે જીવનમાં એણે વિદ્યાઓ ભણવી અને ભણાવવી એ જ કામ પસંદ કર્યું. આ પ્રકારનું શિક્ષકજીવન તેણે તેના બાવીસમા વર્ષથી શરૂ કર્યું. જિંદગીભરમાં એણે ૩૦૦૦ શિષ્યો તૈયાર કર્યા, જેમાંના ૭૦-૮૦ તો નામાંકિત વિદ્વાનો ગણાતા હતા.

તે વખતે ચીનમાં એક બીજો મહાપુરુષ પણ હતો. તેની ખ્યાતિ આજ કૉન્ફૂશિયસ જેટલી નથી; છતાં તે પણ ચીનનો એક નામીચો મહાપુરુષ ગણાય છે. તેનું ચીની નામ લાઓ-ત્ઝે છે; તેને લૅટિનમાં લાઓશિયસ કહે છે. પરંતુ અંગ્રેજીમાં લાઓ-ત્ઝે જ ચાલે છે, તે પરથી તે નામ જ પ્રચલિત થયું છે. આ માણસ કૉન્ફૂશિયસ કરતાં ઉંમરે મોટો હતો. તેનો જીવનકાળ ઈ. સ. પૂ. ૬૦૪થી ૫૧૭ સુધીનો ગણાય છે. એટલે કે, તે કૉન્ફૂશિયસથી ૫૩-૪ વર્ષ મોટો હતો. આ માણસ પરથી પણ એક ધર્મસંપ્રદાય ચીનમાં ચાલ્યો છે. તેનું નામ 'તાઓ'-ધર્મ છે. 'તાઓ' એ ચીની શબ્દ છે; અને તેનો અર્થ બ્રહ્મ અથવા વિશ્વમાં બધે વ્યાપેલું સૂક્ષ્મ તત્ત્વ, એવો થાય છે. તે પરથી તમે કલ્પી શકશો કે, લાઓ-ત્ઝે જ્ઞાન અને તત્ત્વચિંતન પર વધારે જોર દેનારો હતો. કૉન્ફૂશિયસ તેથી જુદી જાતનું માનનારો હતો. આ બે મહાપુરુષો એક વાર મળ્યા ત્યારે તેમની વચ્ચે થયેલા સંવાદ પરથી એમનો આ ભેદ સરસ સમજાશે.

લાઓ-ત્ઝે ચીની બાદશાહના દફતરી તરીકે કામ કરતો હતો. કૉન્ફૂશિયસને જૂના ગ્રંથો અને જૂની વિદ્યાઓ ભણવાનો ભારે શોખ હતો; રાષ્ટ્રના પુનરુત્થાનને માટે એને એ આવશ્યક માનતો. તેથી અને લાઓ-ત્ઝેની મહાજ્ઞાની ફિલસૂફ તરીકેની નામના સાંભળી, તે એમનાં દર્શને એક વાર ગયો; અને જઈને પોતે શું કરે છે તેની વાત તેને કરી. તે પરથી લાઓ-ત્ઝેએ તેને કહ્યું, 'ભલા માણસ, આ તારો પ્રયત્ન મિથ્યા છે. જેમને વિષે તું વાતો કરે છે તે માણસો તો મરી પરવાર્યા; એમનાં અસ્થિ આજ ધૂળમાં મળી ગયાં. તું તો તારું મિથ્યાભિમાન ત્યજ અને તારી અનેક વાસનાઓ છોડ. ખરો પુરુષાર્થ તો તાઓ— બ્રહ્મને અંતરમાં શોધવાનો છે.'

કૉન્ફૂશિયસને ગૂઢ તત્ત્વ તરફ બહુ આ-

કર્યું નહોતું. તેને તો લોકસેવા જ ગમતી. પિતા પુત્ર, પતિ પત્ની, રાજા પ્રજા, ભાઈ ભાઈ, મિત્ર મિત્ર — એમણે પોતપોતાની વચ્ચે કયો નીતિધર્મ પાળવો જોઈએ, એવો સદાચારધર્મ જ મહત્ત્વની વસ્તુ છે, એમ તે કહેતો. રાજા-પ્રજાએ સુખી થવાને માટે સાચો કુટુંબધર્મ, સાચો સમાજધર્મ, સાચો રાજધર્મ શો છે તે જાણીને આચરવો જોઈએ. આ ધર્મનો તે ઉપદેશ આપતો. જે રાજા આ ધર્મ પ્રમાણે વર્તવા અને રાજતંત્ર ચલાવવા તૈયાર હોય, તેના રાજમાં તે રહેતો અને તે કાર્યમાં તેને પોતે જાનને જોખમે પણ મદદ કરતો. જે રાજ્ય એને ધર્મભ્રષ્ટ લાગતું, તેનો ત્યાગ કરીને તે ચાલ્યો જતો.

આપણા દેશની જેમ, કૉન્ફૂશિયસના વખતમાં ચીનમાં પણ સંન્યાસપંથી લોકો હતા. પરંતુ લોકસંગ્રહ જ સાચો માર્ગ છે એમ કૉન્ફૂશિયસ માનતો. એક વાર પોતાના શિષ્યો સાથે પ્રવાસમાં હતો ત્યારે રસ્તામાં એક નદી આવી. એક શિષ્યને તેણે કહ્યું, 'બેટા, પેલા ખેતરમાં કોઈ માણસ દેખાય છે તેને જઈને પૂછી આવ કે, નદી ક્યાંથી પાર કરી શકાશે ?' પેલો માણસ સંન્યાસ-પંથી હતો. તેણે કૉન્ફૂશિયસના શિષ્યને ઓળખ્યો ને કૉન્ફૂશિયસને ટોણો મારવાનો લાગ જોઈને કહ્યું, "રાજ્ય પર અંધાધૂંધીની રેલ ચડી આવી છે ને કોઈ તેને કાબૂમાં આણી શકતું નથી. તારો ગુરુ એક રાજવીએ ન માન્યું તો બીજાને ત્યાં જાય છે; એવા ભટકણને અનુસરવા કરતાં દુનિયાથી અલગ બેસનારનો અનુયાયી તું થાય એ સારું નહિ ?"

શિષ્યે આવીને આ જવાબ ગુરુને કહ્યો. ગુરુ બોલ્યા, 'દુનિયાથી અલગ થઈને પશુપક્ષી જોડે સંગ બાંધવો, એ તો અશક્ય છે. પશુ-પક્ષીને અને આપણે શો સંબંધ ! સંકટમાં સબડતાં માણસો છોડીને હું બીજા કોની જોડે સંબંધ બાંધું ? બધે પ્રસરેલી અંધાધૂંધી તો મારી પાસે મહેનત માગે છે. જો રાજ્યમાં સુનીતિ ચાલતી હોય, તો તેને સુધારવા માટે મારી મહેનતની જરૂર ન પડત.' મૅન્સિયસ કરીને એક બીજો ચીની મહાપુરુષ થઈ ગયો, તે કૉન્ફૂશિયસનો અનુયાયી હતો. તે કાળમાં કેવો જમાનો હતો તે વર્ણવતાં તેણે લખ્યું છે, 'જગત ખુવાર થવા બેઠું હતું; સત્ય સિદ્ધાંતોનો નાશ થયો હતો. અવળી સમજની ડાચાકૂટ અને જુલમનું જોર વધ્યું હતું. પ્રધાનો રાજાનું અને પુત્રો પિતાનું ખૂન કરતા. આ બધું જોઈને કૉન્ફૂશિયસ ભડક્યા અને એમણે સુધારાનો ઝંડો ફરકાવ્યો.'

એમના જીવનકાળમાં કૉન્ફૂશિયસનું કામ એટલી બધી કદર પામ્યું નહોતું. પરંતુ મરણ પછી થોડા જ કાળમાં ચીની પ્રજાએ એને 'પરિપૂર્ણ, પ્રતાપી, પુણ્યશ્લોક' એવાં ગૌરવ-શાળી વિશેષણો આપ્યાં; ચીની બાદશાહોએ તેનું સન્માન અને ગૌરવ કર્યું. ચીનનો આ લોકપ્રિય મહાત્મા ચીની પ્રજાના રાષ્ટ્રપિતા સમાન છે. ચીનની પ્રાચીન સંસ્કૃતિ સમજીને એણે ચીનનો અમર આત્મા ઘડ્યો છે. આજ અઢી હજાર વર્ષ બાદ પણ, એના દેશભાઈ-ઓનાં હૃદયમાં એ અમર છે. અને એ બધાં હૃદયપૂર્વક નીચેની કડીઓ હમેશ ગાતાં આવ્યાં છે:

'કૉન્ફૂશિયસ, કૉન્ફૂશિયસ;
કેવો મહાન એ હતો !
એની પહેલાં કોઈ કૉન્ફૂશિયસ નહોતો;
તેની પછી કોઈ થયું નથી.
કૉન્ફૂશિયસ, કૉન્ફૂશિયસ;
એ કેવો મહાન હતો !'

# ગામગોષ્ઠી—૫

## લોકોપયોગી કામો

ફરી બધા મળ્યા ત્યારે શેઠ આવીને બેઠા હતા. પણ આગલા દિવસની વાત પ્રમાણે મુખી આવ્યા નહોતા. વિદ્યાર્થી-શિક્ષકે શેઠને પૂછ્યું, 'કેમ શેઠ? કાંઈ મુખી જણાતા નથી!'

શેઠ—એમનો શો વિશ્વાસ! એ તો કાલે હોકો પીવા વળી આવી ચઢ્યા'તા. બાકી એમને તમારી વાતોમાં શો રસ?

વિ૦—પણ આજેય હોકો પીવા બોલાવોને! થોડી વાતો કરીશું.

શે૦—તેમને બોલાવવા વળી કોણ જાય? આવવું હોય તો આવે.

વિ૦—ના! ના! બોલાવો તો ખરા. તમે ન જાઓ તો બીજા કોઈને મોકલો. મારે આ ગામની વસ્તી, ધંધા, જમીન, ખેતી, કેળવણી વગેરેની બીજી હકીકત પણ પૂછવી છે. મુખી આવશે તો તે કામ પણ થશે.

શે૦—અલ્યા મગા! જા મુખીને કહે કે તમને હોકો પીવા બોલાવે છે.

મુખી થોડી વારે આવ્યા, એટલે વિદ્યાર્થીએ વાત ઉપાડી: 'મારે આ ગામની કેટલીક હકીકત જોઈએ છે તે તમે આપશોને?'

જરા વિચારમાં પડીને મુખી બોલ્યા, 'શાની હકીકત?'

વિ૦—ગામની વસ્તી, જમીન વગેરે સંબંધી. તેમાં તમને કંઈ વાંધો નહિ આવે. એ તો જગજાહેર વસ્તુ છે. આખા હિંદુસ્તાનના અને પ્રાંતોના વિગતવાર આંકડા તો સરકારી રિપોર્ટોમાંથી તૈયાર મળે છે. પણ ગામવાર છાપેલા ન મળે એ તમારી પાસેથી જોઈએ છે.

મુ૦—હા! ભલે. ઘેર આવીને નોંધી લેજો. પણ ભાઈસા'બ, કાંઈ છાપેછાપે ચઢાવતા નહિ.

વિ૦—ના! ના! છાપાથી શું કામ ગભરાઓ છો? આ તો અમારી જાણ માટે અને અભ્યાસ માટે છે. અને છાપાંમાં આવે તેમાં તમને શો વાંધો આવે? સરકાર તે આંકડાનાં તો પુસ્તકો છપાવે છે. દરેક દેશી રાજ્ય પોતપોતાના રાજ્યની હકીકત બહાર પાડે છે. તો ગામની હકીકત બહાર પડે એમાં નુકસાન શું? ગામવાર હકીકત છપાવતાં ઘણું ખર્ચ થઈ જાય. બાકી વસ્તીની સંખ્યા કે ગામની જમીન, ઢોર અને ભણતાં છોકરાંની સંખ્યામાં ખાનગી શું છે?

મુ૦—હા! હા! ઠીક. તમારે જોઈએ તે પૂછી જજો. પણ અમને વાંધો આવે એવું કંઈ કરશો નહિ.

વિ૦—ગામની હકીકત આપવાથી તમને વાંધો આવે એવું તો કંઈ નહિ બને. પણ અમારા આવવાથી ગામનાં છોકરાં ખાદી પહેરતાં થાય કે સફાઈ કરતાં થાય તો?

મુ૦—એમાં અમને શું નુકસાન છે? સફાઈ કરશે તો ગામ ચોખ્ખું રહેશે.

વિ૦—ત્યારે તમે એમાં સાથ આપોને! આ શેઠ છે, તમે છો. એવા બધા ગામના મોટા લોકો એ કામ ઉપાડે તો ગામની સિકલ ઘડીમાં ફરી જાય અને નાનાં મોટાં બધાં એ કામ કરવા લાગી જાય.

મુ૦—ભાઈ! એ આપણું કામ નહિ. એ તો ઊંરાં કરે કે ગામનો ભંગી કરે. ગામના લોકો કહે તો એક ભંગી વસાવીએ અને બધા તેને કંઈક બાંધી આપે. અમારાથી એ સાવરણો ઝાલીને ન ફરાય.

વિ૦—પણ પેલા તમારી નજીકના ગામના ગોર, દુકાનદાર અને મુખી બધાય તે કામ કરે છે, તેથી ગામ કેવું ચોખ્ખું રહે છે તે જોયું

છે ને? તમે પણ એમ કરો તો તમારું ગામ પણ સ્વચ્છ રહે.

મુ૦—ભાઈ, એ વાત છોડો. આપણાથી એ બને નહિ.

વિ૦—તમે તો કાંતી શકો નહિ, ખાદી પહેરો નહિ, સફાઈ કરો નહિ, ત્યારે તમે કરો શું? સુખી થયા છો તો કંઈક તો લોકોપયોગી કામ કરો.

મુ૦—બીજું તમે બતાવો તે કરું. બે ગાઉનો ફેરો ખાવો હોય તો ખાઈ આવું. અડધી રાતે ગામનું કામ હોય તો કરું. પણ આવું કામ અમારાથી ન બને

વિ૦—તો તમારા ગામના તળાવમાં પાણી નથી, કૂવો પડું પડું થઈ રહ્યો છે; માતાની દેરી પર કૂતરાં ફરે છે; ચોમાસામાં ગામની ચારે બાજુ પાણી ભરાય છે; રસ્તાનું ઠેકાણું નથી. એનું કંઈક કરો. અને વળી આ ગામમાં હોટેલ પેઠી છે, સંચો પેઠો છે, ગામનું દૂધ શહેરમાં ચઢે છે, એનો કંઈક ઉપાય કરો. કરવા માગો તો એવું એવું તો ઘણુંય થઈ શકે.

મુ૦—તમે દૂધ ભરવાની વાત કરો છો, પણ અમે દૂધ ન ભરીએ તો અમારું ગામ ઊભું જ ન રહે. આજે ગામમાંથી ૪૦ મણ દૂધ ચઢે છે. તેના પૈસાથી તો અમારું પરચૂરણ ખરચ નીકળે છે.

વિ૦—પણ એનું ઘી કરીને વેચો તો?

મુ૦—ઘી તો ઘરમાં વપરાઈ જાય અને દૂધ ભરીએ નહિ તો દૂધ પણ રફેદફે થઈ જાય.

વિ૦—કેમ? શી રીતે રફેદફે થાય?

મુ૦—ઘરમાં છોકરાં ખાઈ જાય અને પૈસા બંધ બેસે નહિ.

વિ૦—એટલે કે, છોકરાંના મોઢામાંથી કાઢીને તમે શહેરમાં દૂધ ભરો છો એમાં તમને લાભ લાગે છે, અને છોકરાં દૂધ ખાય એમાં નુકસાન લાગે છે?

મુ૦—નુકસાન તો ન લાગે. છોકરાં ખાય તે કોને ન ગમે? પણ પૈસાની તાણાતાણ હોય, ખેતીમાં બરકત ન હોય, બીજો કંઈ ધંધો ન હોય, ત્યારે કરે શું?

વિ૦—તમે તો કાલે લોકોને કાંતવા પીંજવા ઉપરાંત બીજા ધંધા આપવાની વાત કરતા હતા. તો ખેડૂતો ઘેર બેઠાં ફુરસદને વખતે કરી શકે એવો કંઈ ધંધો દાખલ કરો.

મુ૦—અરે! એવા ધંધા તો ક્યાં છે? ઘેર બેઠાં ફુરસદને વખતે તો અમે શું કરી શકીએ? બહુ બહુ તો કોઈને વખત હોય તો શહેરમાં મજૂરીએ જાય.

વિ૦—શહેરમાં એવી મજૂરી મળે ખરી કે? તમારી આજુબાજુનાં ગામડાંવાળા બધા શહેરમાં દોડે તો કેટલાને રોજી મળે?

મુ૦—કોઈ વખત મળે, બાકી તો ધક્કો ખાઈને પાછા પણ આવવું પડે.

વચ્ચે શેઠ બોલી ઊઠ્યા: 'અરે! એ મજૂરીની વાત જવા દોને! એમાં તો શું મળે છે? શહેરમાં કદાચ થોડી મજૂરી મળે તેમાં વળ્યું શું? થોડા પૈસા કમાય તો ત્યાં ને ત્યાં ચા, બીડી અને સિનેમામાં પાણી થાય. એમાં ઘરનાં છોકરાંનો શો દી વળે? એ તો હાથમાં પૈસા આવે એટલે કમાયા લાગે, પણ છેવટે બધું પાણી!'

વિ૦—તો દૂધના ધંધામાં પણ એવું જ નથી થતું? વધારે પૈસા હાથમાં આવ્યા લાગે, પણ તારણ કાઢો તો નુકસાન જ જણાય. દૂધ ભરવાનાં માપ મોટાં હોય, કોઈ કોઈ વખત પૈસા ઘલાઈ જાય, અને શહેરમાં પૈસા વપરાઈ જાય. એ બધું જોતાં દૂધના પૈસામાંથી છેવટે છોકરાંના પેટમાં બહુ ઓછું આવે છે. એના કરતાં તો છોકરાં દૂધ ખાય અને વધે તે દૂધનું ઘી કરે તો વધારે લાભ થાય. બધુંય ઘી કરે તોય દૂધ નહિ તો જીવનપોષક

છાશ તો ખાવા મળે. દૂધ ભરવામાં તો પૈસા દેખીને લોકો લોભાય છે, છોકરાંના મોંમાંથી દૂધથી પડાવી લે છે, અને છેવટે શહેરની કમાણી બધી શહેરમાં જ સમાય છે. હા! જે લોકો એક કરતાં વધારે ભેંસો રાખતા હોય અને દૂધનો ધંધો કરતા હોય, તેમને એ ધંધો કરવો ફાવે. બાકી તો જેમની પાસે એક જ દૂઝણું ઢોર હોય તેને તો દૂધ વેચવામાં કાંઈ ન મળે. અને તમારા ગામમાં બબ્બે ચાર ચાર ભેંસો તો કેટલાને ઘેર છે?

મુ૦—બેચાર ભેંસોવાળા તો લગભગ કોઈ નહિ. અને કોઈને હોય તોપણ બે ભેંસો સાથે દૂઝણી તો ભાગ્યે જ હોય.

વિ૦—ત્યારે ઉપર ઉપરથી જોવાને બદલે જરા ઊંડા ઊતરીને જોશો તો જણાશે કે, એક જ દૂઝણા ઢોરવાળાને દૂધ ભરવામાં લાભ નથી પણ નુકસાન છે. એટલે તમારું ગામ દૂધના ધંધાને આધારે ઊભું છે એ બરાબર નથી. ઉપર ઉપરથી થોડાં દોઢિયાં લોકોના હાથમાં દેખાય, પણ ખરી રીતે તેને વધારે લાભ થાય છે એમ નથી. ઊલટું, તેનાં છોકરાં છાશ દૂધ વિનાનાં રહે છે તે ભારે નુકસાન ગણાય.

શે૦—ભાઈ! તમે તો ભારે માથાઝીક કરનારા છો. તમે છો નાના, પણ ભલભલા મખી સાથે પણ બોલવામાં તો ટક્કર લો તેવા છો! તમારી બધીય વાત ખરી. પણ આ ગામને દૂધ ભરવાનો જે ચસકો બાઝ્યો છે તે છૂટવાનો નથી. બધા આજે દેખીતા લાભથી આકર્ષાય છે. ઊંડા ઊતરીને કોણ વિચાર કરે છે? અને ગામડાના લોક તો એવા જ!.

વિ૦—તેથી જ આપણો દેશ ઊંચો આવતો નથી. બધા પરદેશી મોહક વસ્તુઓ પાછળ પડ્યા છે, અને તેથી દેશને અને આડકતરી રીતે દરેક વ્યક્તિને કેટલું નુકસાન થાય છે તે જોતા નથી. પરંતુ આપણે આપણું ખરું હિત જોતાં શીખવું જોઈએ, અને ગામડાંને આવી રીતે જે નુકસાન થાય છે તે બંધ કરવું જોઈએ. જુઓને, તમારા ગામમાં પીઠું પણ છે. કેટલાક લોકો ગાંડા થઈને ત્યાં પીવા જતા હશે અને શરીર, મન અને પૈસાનું પાણી કરતા હશે. એમને દેખીતો આનંદ જણાય છે, પરંતુ તેમને અને ગામને તેથી કેટલું નુકસાન થાય છે તે કોણ જુએ છે? પીનારા કદાચ ન જોઈ શકે તો ગામે તેમને સમજાવવા જોઈએ. ભેગા મળીને ઠરાવ કરવો જોઈએ. અને પીઠું ગામમાંથી કાઢવું જોઈએ.

શે૦—એ બધું કોણ કરે અને શી રીતે થાય?

વિ૦—મુખી અને તમે બધા ધારો તો જરૂર થઈ શકે. મુખી ઇચ્છતા હોય તો તેની વાત આપણે ફરી મળીશું ત્યારે કરીશું.

વિઠ્ઠલદાસ કોઠારી

જે જાણે છે, તે એને (ઋત) વિષે કશું બોલતો નથી, જે એને વિષે બોલે છે, તે કશું જાણતો નથી. જે એ જાણે છે તે તો પોતાનું મોઢું બંધ જ રાખશે અને નાકનાં નસકોરાં બંધ કરી દેશે.

—કૉન્ફ્યુશિયસ

# પાઠ્યપુસ્તક-પ્રથા અને વર્ધા-યોજના

આજે કહેવાતા બૌદ્ધિક વિકાસની કેળવણીમાં ઉપયોગી અને નિરુપયોગી વિષયોનો ખીચડો છે; અને તેથી અભ્યાસક્રમના 'અનુબંધ' વગરના પરસ્પરવિરોધી વિષયોનો જ તેમાં ભેળસંભેળ થયેલો છે. પ્રાથમિક કેળવણીમાં એ ખીચડો નથી, છતાં માત્ર પ્રયોગહીનતાને કારણે એમાં વિકૃતિ આવી છે, અને માધ્યમિક શિક્ષણમાં તો એ ખીચડો છે જ.

એટલે આવી જાતની કેળવણીમાં ગોખણપટ્ટીને વધારે ઉત્તેજવામાં આવે અને તેને લીધે પાઠ્યપુસ્તકો પર જ બધો આધાર રહે એ સ્વાભાવિક છે. વળી માધ્યમિક શિક્ષણ પરત્વે તો એવું એક ખાસ કારણ અંગ્રેજી ભાષા ફરજિયાત શીખવાની છે તે તેમ જ તે દ્વારા શિક્ષણ તે પણ છે. હમણાં હમણાં શિક્ષણ અને પરીક્ષણ માતૃભાષા દ્વારા જ થાય એવો વિકલ્પ રખાયો છે, પણ તેમાંયે પ્રશ્નપત્રો તો અંગ્રેજીમાં જ રહે, એવો અશાસ્ત્રીય દુરાગ્રહ તો ચાલુ જ છે. એટલે પણ ગોખણને અને પાઠ્યપુસ્તકોને ઉત્તેજન મળી રહે છે.

મૅટ્રિક ભણનાર વિદ્યાર્થી પ્રત્યેક વિષય પર કેટલી 'નોટ્સ,' 'ગાઇડ્સ અને 'કીઝ' વાંચે છે, અને તૈયાર કરેલી પ્રશ્નોત્તરી કેટલો ભાગ ભજવે છે, તે આજ કોઈથી અજાણ્યું નથી. વળી આ બધી 'નોંધો,' 'દિશાસૂચિકાઓ' અને 'કૂંચીઓ' ઉપરાંત પાઠ્યપુસ્તકો તો જુદાં જ. આ ઉપરથી સહજ જ ખ્યાલ આવશે કે પુસ્તકો પર કેટલો આધાર છે.

આજની પ્રાથમિક તેમ જ માધ્યમિક કેળવણીમાં ત્રણ રીતો પ્રચલિત છે. એ રીતો ગોખણપટ્ટીની છે. સૈદ્ધાંતિક (Theoretical) ગોખણ, પ્રશ્નોત્તરીનું ગોખણ અને નોંધપોથીમાં ઉતરાવાય તેનું ગોખણ. છેક પહેલાં બીજાં પ્રાથમિક ધોરણોમાં પણ "અર્થની નોટો"નો રાફડો ફાટ્યો છે. જોકે ઘણા શિક્ષકબંધુઓ સ્મરણશક્તિને અને સ્વતંત્ર બુદ્ધિવિકાસને હાનિકારક આવી પ્રથાને નાપસંદ કરીને પોતાની સ્વતંત્ર રીતો અજમાવે છે, તોપણ જ્યાં પહેલેથી જ પરીક્ષા અને પરિણામના માત્ર ટકા પર જ ટકટકારો કરવાનો હોય ત્યાં, અને "અર્થની નોટો" ગોખાવીને જ જ્યાં પરીક્ષા લેવાની છાનીછપની કે છતી અછતી રૂઢિ પડી ગઈ હોય ત્યાં, એવા પ્રયાસનું ગજું કેટલું?

અલબત્ત કથિત-પાઠ, પ્રત્યક્ષપાઠ અને કેન્દ્રાનુસારી પદ્ધતિ પર ખૂબ જ ધ્યાન આપવાનું શિક્ષકોને કહેવામાં આવે છે; પણ હાથપગ હલાવ્યા વગરની અપ્રાયોગિક પ્રથા આગળ એ શસ્ત્રો પણ બૂઠાં થઈ જાય છે.

આમ શિક્ષણ, પરીક્ષણ, નિરીક્ષણ એ સર્વમાં કૃત્રિમતાનું જ સામ્રાજ્ય હોવાથી ગોખણપટ્ટીને અતિ મહત્ત્વ જાણ્યે અજાણ્યે પણ અપાઈ ગયું છે, દેવાઈ રહ્યું છે, અને તેને લીધે પાઠ્યપુસ્તકોનું વજન એટલું બધું વધી પડ્યું છે કે, તેના વિના વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકોની દશા ઘોડી વિનાનાં અપંગ જન જેવી થઈ પડી છે.

વર્ધાયોજનામાં પાઠ્યપુસ્તકને તદ્દન ગૌણ પદ અપાયું છે એમ સ્પષ્ટ દેખાય છે, અને તેનાં કારણો પણ સહેજે કલ્પી શકાય તેમ છે:—

૧. વર્ધાયોજના ખાસ કરીને "હિંદનાં શરીર ગામડાં"ને માટે યોજાયેલી છે, પણ તે હિંદનાં "ગૂમડાં શહેરો" માટે ઘડાયેલી નથી.

૨. ઉદ્યોગ દ્વારા અપાતી કેળવણીમાં પ્રત્યક્ષ પાઠ અને પ્રયોગ મુખ્ય ભાગ ભજવે, એટલે પણ પાઠ્ય-પુસ્તકની જરૂર તેમાં ઓછી જ પડે.

૩ ગ્રામજનતા મોંઘાં અને જરૂર વગરનાં પાઠ્ય-પુસ્તકો વસાવી શકે નહિ.

૪. વળી પાઠ્યપુસ્તક પર જ આધાર રાખનાર વિદ્યાર્થીઓ પુસ્તકિયા બને, એટલે તે વ્યવહારુ ન બને અને તેમના જીવનનો રાષ્ટ્રજીવન સાથે મેળ ખાય નહિ. તેથી પણ પાઠ્યપુસ્તકોની ઓછી જરૂર રહે.

વળી પાઠ્યપુસ્તક પર આધાર રાખવાથી બીજાએ તૈયાર કરેલ, ચાવેલ ચાવવા જેવું થાય છે. તેમાં સ્વાદ ક્યાંથી હોય અને તે પોષક પણ કેમ બની શકે? સ્વાશ્રયી સ્વાનુભવમાં જે મીઠાશ આવે તે અનુભવ વગરના પ્રયોગહીન પરાશ્રયમાં ક્યાંથી આવે?

આમ પાઠ્યપુસ્તકની અગત્ય વર્ધાયોજનામાં અલ્પ હોવા છતાં પણ, તેની બહુ થોડી જરૂરિયાત તો ઊભી જ રહે છે. પણ એ જરૂરિયાત ભારરૂપ થવાને બદલે મદદરૂપ થઈ પડે એવી છે.

માત્ર ધંધાદારી ઔદ્યોગિક દૃષ્ટિએ જ જો શિક્ષણ આપવાનું હોત તો પાઠ્યપુસ્તકની જરૂરિયાત રહેત નહિ, અથવા નજીવી રહેત. પણ વર્ધાયોજનાએ હાથપગને પ્રાધાન્ય આપીને મનને કે મગજને અવગણ્યું નથી. તે તો ઉદ્યોગ દ્વારા, શરીરના પ્રત્યેક અવયવ મારફત, દરેક ઇંદ્રિય વડે, મનનો બુદ્ધિનો વિકાસ ઇચ્છે છે; એટલે જે માનસિક કેળવણી શ્રમપ્રિયતાને અને શરીર-વિકાસને અંતરાયરૂપ થઈ પડે છે, તે મહેનતપૂર્વ કેળવવામાં સહાયભૂત થાય, એવો વર્ધાયોજનાનો આશય દેખાય છે, એવી મારી નમ્ર સમજણ છે.

આમ હોવાથી તે યોજનામાં પાઠ્યપુસ્તકોની જરૂર તો પડવાની. તે જરૂરનો વિચાર બે દૃષ્ટિએ કરવાનો રહ્યો: શિક્ષકની દૃષ્ટિએ તેમ જ વિદ્યાર્થીની નજરે.

શિક્ષકને સિદ્ધાંતની દૃષ્ટિએ પ્રત્યેક વિષયમાં કાંઈ ને કાંઈ સિદ્ધાંત શીખવવાનો હોય, અને તે પ્રયોગ દ્વારા શીખવે; પણ તે ઉપરાંત તે પોતે સંદર્ભ-પુસ્તકોમાંથી તેમ જ જે વિષય શીખવવાનો હોય તેના ખાસ પુસ્તકમાંથી કેટલીક માહિતી અને કેટલીક જાણવા જેવી બાબતો પોતે શીખી લે અને જાણી લે.

એટલા પૂરતી શિક્ષકને માટે સહાય-પુસ્તક—જો તેને એ નામ આપીએ તો—ની જરૂર ખરી જ. પણ આનો અર્થ એમ નથી કે તે પણ પુસ્તકમાંથી લઈને બધું આપે. તે પોતાની મેળે પણ નવી નવી યુક્તિઓ અને નવી માહિતી શોધી કાઢે અને તે વિદ્યાર્થી આગળ મૂકે. આમ શિક્ષકની નોંધપોથી પણ એક પાઠ્યપુસ્તક બની રહે.

ઉપરાંત, ઇતિહાસ તેમ જ ભૂગોળ, સમાજશાસ્ત્ર વગેરે વિષયોમાં સ્થાનિક વર્તમાન માહિતી તો પ્રયોગ દ્વારા અપાય. તેને લગતી ગુજરાત કે હિંદ સંબંધી માહિતી વળી બની શકે તો પ્રવાસ કે પર્યટન દ્વારા પણ અપાય. પણ તેને લગતી અન્ય દેશોની માહિતી કેવી રીતે અપાય? તેને માટે તો પુસ્તક જ જોઈએ.

જેમ કે કપાસની હકીકતમાં તેને માટે અનુકૂળ જમીન, આબોહવા વગેરે સંબંધે તો સ્થાનિક સગવડ હોય ત્યાં પ્રત્યક્ષ શિક્ષણ આપી શકાય. પણ એવા સંયોગો પૃથ્વીમાં બીજે ક્યાં ક્યાં છે? ક્યાં ક્યાં કપાસ થાય છે? ક્યાં ક્યાં કેવા કેવા સંયોગો છે? એ બધા પ્રશ્નો ઊઠે તેનું નિરાકરણ કરવા માટે તો પાઠ્યપુસ્તક—માહિતી પુસ્તક—જોઈએ. કેવી કેવી જાતનો કપાસ પૃથ્વી પર થાય છે, ને ક્યાં ક્યાં અને કેવા કેવા સંયોગોમાં થાય છે, તે બધી માહિતી માટે પાઠ્યપુસ્તકની જરૂર રહે. પણ તે પણ શિક્ષક માટે સહાય-ગ્રંથ તરીકે જ.

હવે વિદ્યાર્થીની નજરે જોઈશું તો જણાશે કે, તેમને માટે તો પ્રયોગ અને શિક્ષક પોતે જ પાઠ્યપુસ્તક બની રહે છે. છતાં વળી શિક્ષકની નોંધપોથી અને વિદ્યાર્થીની પ્રયોગપોથી બંને પાઠ્યપુસ્તકની ગરજ સારે.

વળી ગણિત માટે પણ પાઠ્યપુસ્તકની જરૂર રહે. પણ જો શિક્ષક તેમાં પણ વ્યવહારુ દાખલા બનાવીને આપે તો તેની અગત્ય પણ નથી. ભાષા માટે અને ઇતર વાચન માટે પણ પાઠ્યપુસ્તકની અગત્ય છે જ.

આમ વર્ધા શિક્ષણ યોજનામાં પાઠ્યપુસ્તકની અગત્ય અલ્પમાં અલ્પ છે. યોજક મહાશયોએ પાઠ્યપુસ્તકની અગત્ય સ્વીકારી છે, અને તે વાંચવાની સલાહ પણ છે; વળી તેની રચના માટે પણ સૂચન છે. આમ હોવા છતાં યોજના પરથી એટલું સ્પષ્ટ દેખાઈ આવે છે કે, આ યોજનામાં પાઠ્યપુસ્તક શિક્ષક કે વિદ્યાર્થીની થોડી નહિ બને

**પોપટલાલ પૂં॰ શાહ**

# કેળવણીના ત્રણ સિદ્ધાંતો

કેળવણીના જુદા જુદા ત્રણ સિદ્ધાંતો છે, તે ત્રણેના હિમાયતીઓ આજ મળે છે. એમાંનો પહેલો સિદ્ધાંત એમ માને છે કે, કેળવણીનો એકમાત્ર હેતુ એ છે કે વિકાસની તકો પૂરી પાડવી અને તે અટકાવતારી અસરો દૂર કરવી. બીજો સિદ્ધાંત એમ માનનારો છે કે, વ્યક્તિને સંસ્કારો આપવા અને એની શક્તિઓ ખીલી શકે તેટલી ખીલવવી એ એનો હેતુ છે. ત્રીજો સિદ્ધાંત એમ માને છે કે, કેળવણીનો વિચાર વ્યક્તિના સંબંધ કરતાં સમાજ સાથેના સંબંધમાં થવો જોઈએ; કેળવણીનું કામ ઉપયોગી નાગરિકો તૈયાર કરવાનું છે. આ ત્રણ સિદ્ધાંતોમાંનો પહેલો સૌથી નવો ને ત્રીજો સૌથી જૂનો છે. બીજો ને ત્રીજો સિદ્ધાંત એક બાબતમાં સમાન-દૃષ્ટિ છે કે કેળવણી કાંઈક પ્રત્યક્ષ આપી શકે છે, જ્યારે પહેલો સિદ્ધાંત એમ માને છે કે તેનું કામ કેવળ નકારાત્મક છે. વ્યવહારમાં કેળવણીનું કામ, આખું ને આખું કે પૂરેપૂરું, આ ત્રણમાંથી એકે સિદ્ધાંત અનુસાર નથી ચાલતું. વ્યવહારમાં જોવા મળતા દરેક શિક્ષણતંત્રમાં આ ત્રણે ઓછેવત્તે અંશે મળે છે. મને લાગે છે, એમાંનો એકે સિદ્ધાંત પોતે એકલો થઈને પૂરો નથી એ સ્પષ્ટ છે; સાચા શિક્ષણતંત્રની પસંદગી ત્રણે સિદ્ધાંતોને ઘટતા પ્રમાણમાં મેળવીને લેવા પર મોટે ભાગે આધાર રાખે છે.

**બર્ટ્રાન્ડ રસેલ**

# નવું વાચન

## પ્રાથમિક શાળામાં પાઠ્યપુસ્તકો

'શિક્ષણ અને સાહિત્ય'ના એક અંકમાં એક ભાઈએ વર્ધાયોજના પ્રમાણે પાઠ્યપુસ્તકો જોઈએ કે નહિ, એ પ્રશ્ન ઉઠાવ્યો છે અને પોતાનો સ્પષ્ટ મત જણાવ્યો છે કે, ન જોઈએ; નહિ તો વર્ધાયોજનાની મૂળ શક્તિ જે જીવનસંપર્ક અને જીવંત શિક્ષણપદ્ધતિ છે તે મારી જશે. આ આખા સવાલની ચર્ચા તો નહીં, પરંતુ પ્રાથમિક શાળા માટે કરીને મળેલાં કેટલાંક પુસ્તકો પરથી એનો થોડો ખ્યાલ આપોઆપ કરવાપણું આવે છે. નીચે સમાલોચાયેલાં પુસ્તકોની જાતનાં તો જરૂરનાં નથી એમ કહેવામાં કશી મુશ્કેલી નથી.

**ગણિતપ્રવેશિકા :** યોજક સોમાભાઈ કાશાભાઈ પટેલ. કિં. ૦-૩-૬

'બાળકોને ૧૦૦ સુધીનું સમજણપૂર્વક સંખ્યાજ્ઞાન થાય અને સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકારના ક્ષેત્રમાં તેઓનો સમજણપૂર્વક પ્રવેશ થાય,' એવી જાતનો ઇરાદો યોજકે આ પુસ્તક તૈયાર કરવામાં રાખ્યો છે અને પોતાના નિવેદનમાં તે જણાવે છે કે, 'બાળકો જાતે કામ કરીને શીખે એ નવી કેળવણીના મુખ્ય સિદ્ધાંતો પૈકીનો એક સિદ્ધાંત છે. તેથી આ પુસ્તક બાળકને જાતે કામ કરવાનું મળે એ રીતે યોજાયું છે.' એટલે, એમણે શું કર્યું છે કે, લાલ, વાદળી, વગેરે રંગનાં બિંદુઓ કે લંબચોરસો ગોઠવીને તે ગણવા, ગણીને લખવા, જોઈને ભાગ પાડવા, વગેરે 'करना' માટે આ ચોપડીમા ચિત્રો કે કોઠા કરી આપ્યા છે. અને તેની સાથે '૬૦ ને ૧ =૬૧ એકસઠ' એ ઢબે સંખ્યાવાચન બતાવ્યું છે. ગુણાકાર કરાવવા માટે, જેમ કે, ચાર ચારની બે ઓળોમાં ૮ બિંદુ ગોઠવ્યાં છે ને નીચે '૪×૨ =' એમ લખ્યું છે. આ પ્રકારે આ પ્રવેશિકા તૈયાર કરવામાં આવી છે. ૨૮ પાનની અંદર એ પૂરી થાય છે ને પૂઠા પર શાળાના એક વર્ગનું કલ્પનાચિત્ર પાડયું છે. કિંમત ૩ા આના વેપારી દૃષ્ટિએ કદાચ વધારે નહીં હોય, પણ હવે પછી જે દૃષ્ટિએ કાંઈક કહેવા માગું છું તે રીતે જોતાં તે મોંઘી જ નહિ, પણ ઘાતક છે એમ જણાશે. મારી એ દૃષ્ટિ માત્ર આ જ પુસ્તકને અંગે નથી, પણ એના જેવાં બીજાં એને મળતાં અનેક પુસ્તકો માટે છે. આ ગણિતની પ્રવેશિકા જોઈને લાગે છે કે, આવા પ્રયત્નોની નેમ બહુ સારી હોવા છતાં, એમના બનાવનારાઓ બાળકોને મદદરૂપ થવા ઇચ્છવા છતાં, એમની આગળ લાલબત્તી જ ધરવી જોઈએ.

લેખક જો ક્રિયા દ્વારા કેળવણીના સિદ્ધાંતને માન આપવા માગતા હોય તો, તેમણે જે પદ્ધતિ યોજી છે એ ક્રિયાની ન ગણાય. એ પણ જૂની પુસ્તકિયા પદ્ધતિનું જ એક મોહક રૂપ માત્ર છે, એમ સ્પષ્ટ લાગે છે. ક્રિયાની પાછળ તેને અંગે એક જાતની સ્વતઃ સ્ફુરતી માગણી રહેલી હોય છે કે અમુક કરો. દાખલા તરીકે, બાળક પૂણી લે છે; તેણે કેટલી લેી એ સ્વતઃસ્ફુરતો પ્રશ્ન છે— બાળક તે પૂછશે. તે નિમિત્તે અપાતો ઉત્તર બાળકને ગણિતમાં પ્રવેશ કરાવનારી સાચી પદ્ધતિ છે, અને તે પદ્ધતિ ગાંધીજીના 'ઉદ્યોગ દ્વારા શિક્ષણ' એ સૂત્રનો આત્મા છે. એને ક્રિયા કહેવાય; યોજક જેને ક્રિયા બતાવે છે એ નહિ. તેથી, 'બાળકને જાતે કામ કરવાનું મળે એ રીતનું' આ પુસ્તક ન મનાય. બહુ તો, એમ કહો કે, સંખ્યાનો ખ્યાલ આપવા સારુ આજ શિક્ષકો કદાચ કશો પ્રયત્ન કર્યા વગર સંખ્યાનાં વાચકો ગોખાવ્યાં કરે છે, તેને બદલે સંખ્યા એ ગણતરી અને વ્યવહારમાં વાપરવાની અને તે મારફતે શીખવવાની વસ્તુ છે, એમ આ પુસ્તક કહેવા માગે છે. પણ એ કહેવા માટે બાળકોને માટે શું કામ આ ચોપડી જોઈએ? બહુ તો, એવી કાંઈક સૂચના સમજાવતી ચોપડી શિક્ષકોને માટે હોય; અધ્યાપનના પુસ્તકમાં એનું વિવરણ હોય; અધ્યાપન મંદિરો એ બધી શિક્ષણકળાની યુક્તિઓ તેમના વિદ્યાર્થીઓને શીખવે. બાળકોને — અને નાનાં પ્રાથમિક શાળાનાં બાળકોને તો ખાસ — પુસ્તકની જરૂર નથી, સારા સમજણા અને ખંતીલા તથા બાળપ્રેમી શિક્ષકની જરૂર છે. ગમે તેવાં રૂપાળાં પુસ્તકો એની ઊણપ દૂર કરી શકનાર નથી. ઊલટું, આવાં પુસ્તકો તો, શિક્ષણને નામે, ખોટા ખરચો અને પછી પાઠ્યપુસ્તકોની પસંદગીના પ્રશ્નો જ ઊભા કરે છે. શિક્ષક જો જડ જ રહે તો કેળવણીમાં કોઈ રીતે તે પુસ્તકો ગુણ ઉમેરી શકતાં નથી.

આ પુસ્તક ગુજરાતનાં બાળકોને જો ગણિત શીખવા લેવું પડે, તો ગુજરાતે કેટલો ખર્ચ વેઠવો પડે? આ પુસ્તક ૧ લા વર્ષ માટે માનીએ તો, આજ ૧ લા વર્ષમાં ૨ લાખ ઉપરાંત છોકરાં ભણે છે. માનો કે, એટલી સંખ્યામાં આ ચોપડી લેવાય તો ૧ આનો કિંમત પડે તોય રૂ. ૧૨-૧૩ હજાર ખર્ચ એક જ ચોપડી પાછળ થયો. પણ એ ખર્ચથી શો ફાયદો? અને એમ જ જો બાપાને માટે પણ ખરીદાવો, તો પ્રશ્ન ક્યાં જઈને અટકે!

માટે, પ્રાથમિક શાળાઓનાં શરૂનાં ચાર પાંચ વર્ષ તો જો માત્ર વાચનમાળા જ હોય અને બાકીનું જ્ઞાન યોગ્ય રીતે તાલીમ પામેલા શિક્ષકો મોઢે આપે, કામ કરાવીને આપે, કુદરત દેખાડીને આપે, સેવાનાં કામો

યોજીને આપે, તો જ બરોબર થાય, તો જ આજની એકાંગ-પદ્ધતિ ટળીને, જેવું બાળક છે તેવી સર્વાંગ-પદ્ધતિથી કામ લઈ શકાય. અને તે પદ્ધતિ તે ગાંધીજીની ઉદ્યોગ-પદ્ધતિ છે. એ પદ્ધતિમાં તો બાળકો માટે આ પુસ્તકને ભાગ્યે જ સ્થાન આપી શકાય એમ માનું છું.

**ચાલો લખીએ:** ભાગ ૧-૬.

ઉપર વર્ણવેલી 'ગણિતપ્રવેશિકા' જેવા જ કાંઈક ખ્યાલથી લખાયેલી 'ચાલો લખીએ' નામથી પ્રસિદ્ધ થયેલી 'સચિત્ર બાળલેખનમાળા'ના છ મણકા આ અગાઉ મેં જોયા હતા. તે માળા જણાવે છે કે, "આપણું ભણતર બાળકોને પોતાના સ્વતંત્ર વિચારો સાદી ભાષામાં દર્શાવવાને (પણ દર્શાવવા એટલે લખવા જ? કે પછી કહી પણ શકાય? અને તે કામ વાતચીત દ્વારા થાય કે ન થાય?) શક્તિમાન કરતું નથી. . . . . હવેના આગળ-પડતા શિક્ષણશાસ્ત્રીઓનો એવો મત છે કે, પ્રાથમિક શાળાની શરૂઆતથી બાળકને તેની ઉંમર અને તેના માનસની ભૂમિકા ધ્યાનમાં રાખી, લેખનકામ આપી શકાય એટલું જ નહિ, પણ તે મારફત તેનામાં રહેલી નૈસર્ગિક શક્તિઓ ખીલવી શકાય, તેને પોતાના સ્વતંત્ર વિચારો પ્રદર્શિત કરવાની તક અપાય, તેની ભાવનાઓને ખીલવાનો અવકાશ અપાય, . . . . આ હેતુ ધ્યાનમાં રાખી આ લેખનમાળાની યોજના કરી છે."

શિક્ષણશાસ્ત્રીઓના એ મતને માની લઈએ તોપણ, તેમાંથી આવી લેખનમાળાની હયાતીનું પ્રમાણ નથી મળતું. ચિત્રોથી જે સાધવા તાકયું છે તે કુશળ શિક્ષક પ્રત્યક્ષ ક્રિયાઓ દ્વારા સાધી શકે; અને જે લખાણ શરૂઆતમાં બાળક કરી શકે એ વધારે સારી રીતે વાતચીતથી કહી શકે. શિક્ષણનું—અને શરૂઆતમાં તો ખાસ—મુખ્ય એક અંગ ઉચ્ચારશુદ્ધિ છે, આજ એ તરફ લગભગ બેધ્યાન જ બધા છે એમ કહેવાય. આ પ્રકારનું ધ્યાન શરૂનાં વર્ષોમાં આપવું જોઈએ, નહિ તો ઉચ્ચારણની ટેવો જીભમાં જડાઈ ગયા પછી તે કાઢવી મુશ્કેલ પડે છે. જે ઉદ્દેશો આ માળાકારોએ ઉપર બતાવ્યા છે, એ વાતચીતથી સારા સધાય. અને ઉપરાંત લેખન આપવું જ હોય તો પ્રશ્નરૂપે લખાવવું અને તેના લેખિત ઉત્તર મેળવવા. આવા પ્રશ્નોને માટે છાપેલા પુસ્તકને યોજી શિક્ષકને અપંગ કરવો, બાળકના શિક્ષણમાં કૃત્રિમતા આણવી, માબાપને ખર્ચ વધારવો, એ ઇષ્ટ લાગતું નથી.

પણ કહેવામાં આવે છે કે, એવા કુશળ શિક્ષકો ક્યાં છે? એનો ટૂંકો ઉત્તર એ જ છે કે, એવા નથી તો સરકારે કરવા જોઈએ; આવાં પુસ્તકોથી એવા શિક્ષકોની અવેજ જરાય સધાવાની નથી. ઉપર કહ્યું એમ, આ પુસ્તક પણ કોપી કાઢવાની જેમ એક ઔપચારિક વિધિ થઈ જશે. કેમ કે, સરકારી ઇન્સ્પેક્ટરો એ જુએ તો એમાં ભૂલ તો ન જ હોવી જોઈએ, એ પ્રાથમિક શિક્ષકો બરોબર સમજે છે. તેથી, આવાં પુસ્તકો યોજનારા તે દ્વારા જે સહજ સધાશે એમ માને છે તે, આજના શિક્ષણતંત્રમાં, સાવ ભૂંસાઈ જ જાય છે.

આ પુસ્તકોમાં જે ભાષાશિક્ષણના કીમિયા યોજ્યા છે તેવા કીમિયા અધ્યાપનમંદિરોમાં શીખવવા જોઈએ. શબ્દોની અનેક રમતો આપણા શિક્ષકોને બતાવવી. તેઓ પછી પોતાનાં ઉત્સાહ, ખંત, અને શક્તિ અનુસાર, શિક્ષણકામમાં વાપરશે. પુસ્તકો દ્વારા એ સાધવાનું સૂઝે છે તે આજની આપણી પુસ્તક-પદ્ધતિને લીધે જ.

એટલે દેશની નવી કેળવણીમાં તો આવાં પુસ્તકો બાળકો માટે નહિ જોઈએ. આવી વસ્તુઓ તો કેળવણીનાં માસિકોમાં, અધ્યાપન મંદિરોમાં, શિક્ષક પરિષદોમાં, તાલીમવર્ગોમાં ને એવાં અન્ય સ્થળોએ ચર્ચાવી જોઈએ, વિચારાવી જોઈએ, તેના પદાર્થપાઠો અપાવા જોઈએ. આ ચોપડીઓએ બનાવી દીધું છે એમ, એગનું ચોકઠું બનાવવાથી થાયું ફળ નહિ આવે.

અહીં એટલી ચોખવટ કરી લઉં કે, અહીં જે મત રજૂ કરવામાં આવ્યા છે તે આ સમાલોચનાનાં પુસ્તક પૂરતા જ નથી, પરંતુ એ જાતનાં અન્ય પુસ્તકોને પણ લાગુ પડે છે. આ પુસ્તકો તો એ મતને વ્યક્ત કરવાનાં નિમિત્ત માત્ર છે.

એમ જણાવીને હવે હું આ પુસ્તકો વિષે બેચાર વાતો જે સુધારવા જેવી લાગી તે અંતમાં કહીશ. આ પુસ્તકો શહેરોની સમૃદ્ધ નિશાળોમાં કદાચ ચાલતાં હશે. જોકે એમને પણ એ જરૂરનાં છે કે ખાસ ફાયદો કરશે એમ નથી. છતાંત શિક્ષકની મૌખિક પદ્ધતિ જડ પુસ્તકની છાપેલી પદ્ધતિથી કદી અવેજાઈ શકે નહીં.

'ગણિતપ્રવેશિકા'માં જે બિંદુના કોઠા આપ્યા છે તે આંખને ગમતા નથી; બાળકને ગણવા માટે આકર્ષે એવા નથી. અને એ આંખને કડે એવા છે. આંગળીથી ધારણ રાખીને ગણે તો જ ફાવે. દશ દશની ઓળ મૂકી છે તે સરળતા છે; અને એવી ઓળો કેટલી એમ એ કોઈ બાળક ગણી લે તો સીધો ગુણાકારના ખ્યાલ પર જઈ શકે. પરંતુ, એ તો વળી વિશેષ વાત રહી. દાખલા તરીકે, પા. ૧૭ પર લાલ રંગમાં મૂકેલાં બિંદુ કોઈ રમ્ય ચિત્ર નથી લાગતું. પૂઠા પરના ચિત્રનો ખર્ચ ન કર્યો હોય તો ન ચાલે?

લેખનની ચોપડીઓમાં જોડણી અશુદ્ધ હોય એ કેમ નભી શકે? અંગ્રેજીમાં આવાં પુસ્તકો આવે છે એ પરથી ગુજરાતીમાં કરી આપવા જેવું કેટલુંક તો લાગે છે. ગુજરાતી ભાષાની સ્વતંત્ર દૃષ્ટી ગણીને તેને માટે મૌલિક પ્રયત્નની છાપ આ પુસ્તકોમાંથી પડતી નથી. ચિત્રની આછી રૂપરેખા દોરી આપી, તેની નકલ કરવામાંથી જો

સર્જનશક્તિ જાગે, તો આ ગોઠવી આપેલા પ્રશ્નો કે ખાલી ખાનાંવાળાં વાક્યો પરથી નવસર્જન શક્તિ જાગી શકે. બાળકોને ખાલી ખાનાં પૂરતી વખતે કદાચ સંતાકૂકડી જેવો આનંદ આવશે એમ લાગે છે. એ ખાનાપૂરી આ યુક્તિની આકર્ષકતા છે. પણ એક વાર આ ચોપડીથી પરવારેલો છોકરો આગળ એવી રમતો યોજશે? યોજી શકશે? અને પછી આ ચોપડી તો, લખાઈ ચૂકેલી નોટબુક જેવી, નકામી જ ને?

મને લાગે છે કે, આવા પ્રકારની ચોપડીઓ શિક્ષણદૃષ્ટિએ બિનજરૂરી અને માબાપ માટે અનિષ્ટ બોજારૂપ છે.

મ૦

**ગુલે પોલાંડ:** અનુવાદક: શ્રી. ઉમાશંકર જોષી; પ્રકાશક: કુમાર કાર્યાલય, અમદાવાદ. કિં. ૧-૦-૦

પોલાંડના મહાકવિ મિત્સકિએવિચને રશિયનોએ પોલાંડમાંથી દેશવટો દીધો હતો એ દેશવટા દરમિયાન ભટકતા ભટકતા તેઓ ક્રીમિયા જઈ ચડ્યા, અને ત્યાંની ભવ્ય નિસર્ગશ્રી અને ઇસ્લામી સંસ્કૃતિના અવશેષો નિહાળી એમને જે સંવેદનો થયાં, તે તેમણે અઢાર સૉનેટની એક સૉનેટમાળામાં વ્યક્ત કર્યાં. થોડા જ સમયમાં યુરોપની ઘણીખરી ભાષાઓમાં એ સૉનેટમાળાના અનુવાદો થઈ ગયા. અંગ્રેજીમાં તો એના પાંચેક જાણે અનુવાદ કર્યા છે. આપણા યુવાન કવિ શ્રી. ઉમાશંકરે એનો જ અનુવાદ આ નામે ગુજરાત સમક્ષ રજૂ કર્યો છે.

યુરોપમાં થયેલી એની ખ્યાતિ સાંભળી આપણા મનમાં જે અપેક્ષા જાગે છે, તે એ માળા વાંચ્યા પછી પુરાતી નથી. પણ એનો અર્થ એવો નથી કે, એમાં સારી કવિતા નથી; છે, અને તે જ હું બતાવવા માગું છું.

આ સૉનેટમાળા પ્રધાનતઃ પ્રાકૃતિક દૃશ્યો આલેખતી કવિતા છે. કવિએ જોયેલાં નિસર્ગસૌંદર્યનાં દૃશ્યો કોઈ સાચા સૌંદર્યપિપાસુ કલાકારની દૃષ્ટિએ ઝડપી લઈ આપણી નજર સમક્ષ તાદૃશ ખડાં કર્યાં છે, એ વસ્તુ જ કવિની શક્તિનો ખ્યાલ આપવા પૂરતી છે. વળી એમાં જે થોડે ઠેકાણે ચિંતન આવે છે, તે પણ સુંદર ચોટદાર રીતે વ્યક્ત થયેલું છે. આપણે થોડાં ઉદાહરણો જોઈએ

કવિ સંધ્યા સમયે ગાડામાં બેસી ઘાસના સાગર સમાં વિશાળ ખેતરોમાં થઈને જતા હોય છે, તે સમયની શાંતિનું વર્ણન જુઓ:

'વિરતિ! સ્વર હું ક્રૌંચો કેરો સુણું સ્ફુરતો ઊંચે,
જહીં ન પહોંચે દૃષ્ટિ તીણી ગરુડ તણીય; ને
ભ્રમરકળીની માંહોમાંહે સુણું રસગોઠડી;
સરપ સરતો ઘાસે ગૂંથી ગયો મહીં તે સુણું.
પ્રસરતી બધે શાંતિ જાણે સુણી શકું દૂરના
[સ્વર ઘર] થકી આવંતા;

અહીં 'વિરતિ' એટલે નિરતબ્ધતા — શાંતિ — અર્થ લેવાનો છે, એ ઝટ સમજાતું નથી. એટલે આ ચિત્ર અનુભવવામાં વિલંબ થાય છે, એ અનુવાદનો દોષ છે.

એક જ લીટીમાં તોફાને ચડેલા સમુદ્રનો ઘોષ સાંભળો:

'સમુદ્ર ગરજંત રુદ્ર કરી ઘોષ ગંભીર કો;'

અને આ તોફાનને લીધે અંકુશમાં ન રહેલું વહાણ કેવું ઊપડે છે:

'. . . તહીં તો જહાજ છૂટી, સહેજ રોલે, ઢળે,
છલંગ ભરી વાવડા પર દબાવી પાંખો ઊડે.

[ સ્થિરોહયન ]માં દીપે ચાસની મેધને રોક થી!'

નીલ આકાશમાં એકલ વાદળીનું ચિત્ર જુઓ:

'નીલા વ્યોમે ધવલ ઝૂલતી વાદળી કો અટૂલી,
જાણે અંતઃપુરરમણી કો પ્રેમિકા શોકડૂબી,
હૈયાસૂના પ્રણયી નયનોએ વિસારે મૂકેલી.'

એકાએક ચમકતી વીજળીનો વેગ જુઓ:

'ઊંચે વિદ્યુત્ વિકટ ફરકે, તેગ એં તીખી જો! જો!
અરબી સ્વારો સમ તૂટી પડે;'

બાલાકલાવાના કિલ્લાનાં ખંડેરો જોઈ કાઢેલા ઉદ્ગારો સાંભળો:

'ઓ રંક રોમ, તવ ખંડિત ગૌરવો સૌ.
આજે ઢળ્યા ગઢ, હતા તવ ગર્વ પૂર્વે;

*

આ અક્ષરો સ્ફટિક પે વહતા વડાઈ,
ને ભગ્ન શસ્ત્ર પર શૌર્યની સ્વર્ણગાથા;
સૌંદર્યના કણ વિખેરી હસંત કાલ,
ને સોહની રચયિતાનીય કથમાલા.

ગ્રીકો ગયા સ્ફટિક શોભન થંભ રોપી
રોમે વળી મુગલનાં દળ આંહીં રોક્યાં;
ઇસ્લામીએ પછી નમાજ નિહાળી પૂર્વે.
આજે હવે ઘુવડગીધ પસારી પાંખ
કૃષ્ણધ્વજ સમ શિરે ફેરકન્ત ક્રૂર.
જાણ્યા થશે પુર પડે મૃતપુંજ કેરા'

આમાં છેલ્લાં બે વાક્યો જોડી નથી દીધાં તેથી, કાળી ધજાઓ શહેરનાં મરી પરવારેલાં માનવીઓ માટે શોક દર્શાવવા માટે છે, એવો અર્થ સ્ફુરતો નથી.

છેવટે જયુઈદાના ખડક પરથી કરેલું સાગરનિરીક્ષણ પણ જુઓ:

'જોયા કરું ખડક કઠ્ઠરને અઢેલી:
લેતા પછાડ જળલોઢ પ્રચંડજોમ.
ને દૂર સાગરજલે સ્ફુરતાં નિહાળું
કલ્લાસનાં અદ્ભુત રંજધનુની લીલા.
તાણી રહું ખડક ઊર્ધ્વ શિરે ઉભાને
ઝૂકંત સાયર ચમૂ સમ ઊર્મિમાલા,
જે શીકરો ધવલ ફેનિલ વેરી તીરે
ખૂણે ખૂણે મૂકતી મૌક્તિક ઓટવેળા.

હવે કવિ ! જવ વસંત જુવાનીઝંઝા,
ને ચિત્તમાં બહત ઊર્મિતુફાન ઘેરાં,
અંતે પ્રસારી નિજ મૂકી જતાં પછાડી,
વીણા ઉપાડ તવ તું ! રસમૌક્તિકો ત્યાં
હોશે અમૂલ્ય ઉર-ગહ્વરમાં પડેલાં,
વર્ષોની શુભ્ર સુવિશુદ્ધ કમાણી કેરાં.'

આ વાકયમાં કર્તા 'તું' સરતચૂકથી બે વાર મુકાયો છે એટલે વાક્ય કથળ્યું છે. અને છેલ્લા ભાગમાં 'કમાણી' શબ્દથી મૂળ 'crown'નો અર્થ આવતો નથી. જુઓ અંગ્રેજી પંક્તિઓ :

Pick up your lute! Upon it undefiled
You'll find song-pearls that your heart-deeps retain,
The crown the years have brought you white and chaste.

ઉપર ઉતારેલા ખંડો ઉપરથી આ અનુવાદનો સામાન્ય ખ્યાલ આવી જશે. એની ભાષા વધારેપડતી સંસ્કૃતમય અને ભારે હોવાને લીધે, પ્રત્યેક સૉનેટની નીચેનું ટૂંકું તંતુ પકડાવનારું વિવરણ વાંચ્યા વિના પૂરો આસ્વાદ લઈ શકાતો નથી, એ દુઃખની વાત છે. આમ છતાં જે કોઈ એક વાર મહેનત લઈ આ સૉનેટમાલા બરાબર સમજી લેશે, તેને એમાંથી મહેનતનો બદલો મળી રહેશે.

આ અનુવાદ પાછળ ભાઈશ્રી કમાશંકરે લીધેલી મહેનતનો મને ખ્યાલ છે : એટલે અંતે એટલું કહેવાનું મન થાય છે કે, થોડે થોડે ગાળે એમને જ્યારે આવી કસબ કસરત કરવાનું મન થાય ત્યારે આના કરતાં વિશેષ સત્ત્વશાળી કૃતિ પસંદ કરવામાં આવે તો સારું.

પુસ્તકના પાછલા ભાગમાં જોડેલો સૉનેટના બંધારણ અને તેના ઇતિહાસ વિષેનો ૪૪ પાનાંનો અભ્યાસપૂર્ણ નિબંધ, એ પણ આ પુસ્તકનો મહત્ત્વનો ભાગ છે. આપણા નવા કાવ્યસાહિત્યમાં સૉનેટે પોતાનું સ્થાન જમાવ્યું છે, એટલે સાહિત્યના દરેક અભ્યાસીને અને શિક્ષકને પણ આ નિબંધ ઉપકારક થઈ પડશે. સૉનેટને લગતા બધા જ પ્રશ્નોની છણાવટ એમણે ખૂબ સ્પષ્ટતાથી કરી છે, અને પોતાના નિર્ણયો પણ અસંદિગ્ધ ભાષામાં વ્યક્ત કર્યા છે. એમણે સૉનેટને લાયક છંદોમાં અનુષ્ટુપને પણ ગણાવ્યો છે. પણ આ પુસ્તકમાં જે એક સૉનેટ એમણે અનુષ્ટુપમાં રચ્યું છે, તે મને આખા પુસ્તકમાં નબળામાં નબળો લાગ્યો છે. એ તે અનુષ્ટુપ સૉનેટ માટે અનુકૂળ નથી માટે એમ થયું છે કે બીજા કોઈ કારણથી, એ વિચારવું જોઈએ.

કાવ્યો છપાવવામાં જોડણી બાબત કોઈ નિયમ અનુસરાયો લાગતો નથી, એ બરાબર નથી.

પુસ્તકની કિંમત જરા વધારે લાગે છે. ન૦

**હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો** : પૃ. ૨૮૦; રૂ. ૧-૧૨-૦. **ગ્રામમાતા અને બીજાં કાવ્યો** : પૃ. ૧૭૬; રૂ. ૦-૧૩-૦; સંપાદક : શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી; પ્રકાશક: શ્રી. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ.

કલાપીનાં કાવ્યોના આ બે સંગ્રહોમાં કલાપીનાં બધાં જ સારાં તેમ જ લેવા જાણવા જેવાં કાવ્યોનો સમાવેશ થઈ જાય છે. ને બંને સંગ્રહોમાં આપેલા કલાપીના જીવન અને કવન વિષેના લેખો ને માર્ગસૂચક નોંધો સંપાદકની ગુજરાતીના અધ્યાપક તરીકેની ખ્યાતિને છાજે એવાં સૂચક ને અભ્યાસોપયોગી છે. પરંતુ જોડણીની બાબતમાં 'જોડણીકોશ'ના જન્મ પૂર્વેની અરાજકતા — તદ્ભવ ને તત્સમ બંને પ્રકારના શબ્દોમાં — ચાલુ રખાઈ છે એ, સારી રસોઈમાં કાંકરીની જેમ ખૂંચે એવી છે.

'તેમને આંખમાં ખીલ હતા', એમ લખવાને બદલે 'કૅન્યુલેશન્સ એટલે ખીલ હતા', અને મુખપૃષ્ઠ પર આપણો સાદો સીધો ગુજરાતી શબ્દ વાપરવાને બદલે 'Edited by' એમ લખવું, એ લેખકની સંસ્કારિતાને ઝાંખપ લગાડે એવું મનાવું જોઈએ.

માધ્યમિક શાળાઓમાં કવિતાશિક્ષણ કોઈ એક કવિને લઈને ચલાવાતું નથી ને ચલાવવાની જરૂર પણ નથી; તેમ જ કૉલેજોમાં આખો કવિ જ અભ્યાસનીય છે, કેવળ એનાં પ્રણયકાવ્યો જ નહિ. એ દૃષ્ટિએ થોડાંક કાવ્યો ઘટાડીને બંને સંગ્રહને ભેળવી દેવાય ને દોઢેક રૂપિયામાં એક લઘુ કેકારવ જ પ્રગટ કરી શકાય, તો એની ઉપયોગિતા વધુ સાર્વત્રિક ન થાય ?

ચૂ૦

મને હોદ્દો મળ્યો નથી એની મને પડી નથી, પણ હું હોદ્દાને લાયક શી રીતે થઈશ એનો જ હું વિચાર કરું છું. મારી નામના નથી થઈ એની મને ચિંતા નથી, પણ મારી નામના થાય એવી લાયકાત મેળવવાની જ મારી ઝંખના હોય છે.

—કૉન્ફ્યુશિયસ

# માસિક વિવેચન

### જોડણી માટે ખીસાકોશ

આ અંકમાં પૂ૦ ગાંધીજીનો 'ગુજરાતી જોડણી' પર લેખ છે, તે તરફ સૌ વાચકોનું ધ્યાન જશે જ. તે લેખમાં તેઓશ્રી વિદ્યાપીઠને એક સૂચના કરે છે કે, માત્ર જોડણીની દૃષ્ટિએ શબ્દો પસંદ કરી, તેનો એક નાનકડો ખીસાકોશ હવે વિદ્યાપીઠે બહાર પાડવો જોઈએ. આ કોશનું જોડણીની દૃષ્ટિએ સંપાદન કરવું હોય તો અર્થકોશની ગરજ તો તેનાથી ન સરી શકે, ન કોઈ તેવી આશા રાખે. આ મર્યાદામાં રહીને જો ખીસાકોશનું સંપાદન થાય, તો તે કામ ઝટ પણ થઈ શકે એટલું જ નહિ, તેની કિંમત પણ ઘણી ઓછી કરી શકાય. વિદ્યાપીઠ આ કામ તરત હાથ પર લેવા માગે છે, એટલે સૌ ભાષાપ્રેમીઓ અને શિક્ષકોને આ અતિ ઉપયોગી કોશને માટે બહુ વાટ નહિ જોવી પડે.

જોડણીના નિયમોની પત્રિકા જેમને જોઈએ તેઓ ટપાલખર્ચની ત્રણ પૈસાની ટિકિટ બીડીને વિદ્યાપીઠ કાર્યાલય, અમદાવાદ, પાસેથી મેળવી શકશે.

### કેટલાક પારિભાષિક શબ્દો

રમતમાં 'out' અને 'foul' વારંવાર વપરાય છે. આ ઉપયોગ શું કામ કરવો? રમતોમાં 'out' કે 'foul' થવું એ કાંઈ નવી ચીજ નથી. 'out' માટે 'બાદ' અને 'foul' માટે 'ભૂલ' શબ્દ ચલાવવા જેવા છે.

'Volley-ball' શાળાઓમાં રમાય છે. 'મારદડી' પરથી સૂઝે છે કે, એ રમતને 'મારદડો' કહેવાથી બરોબર કામ ચાલે. 'મારદડો' રમનારાઓ તે વાપરે તો ચાલતાં તેને વાર નહિ લાગે.

દારૂબંધી આવી એટલે પીઠાં જઈને 'રિક્રિયેશન સેન્ટરો' ઊઘડવા લાગ્યાં છે. આ અઘરા શબ્દને માટે એક મિત્રે પર્યાય માગ્યો છે. ખરો પર્યાય તો તે સ્થાનોના ભોગી મજૂરો જ આપી શકે. પણ તેમને સૂચવવો હોય તો નીચેના શબ્દો બંધબેસતા લાગે છે: 'આનંદાશ્રમ'; 'મોજખાનું'; રંજન કરવાની જગા — 'રંજની'; એ સ્થાનોને 'વિહાર' કે 'વિસામો' પણ કેમ ન કહેવાય?

### સ્વચ્છતા અને બાળકો

મારા એક શહેરી મિત્રનાં નાનાં બાળકો શહેરમાં ભણતાં હતાં. દાક્તરે સલાહ આપી કે, બાળકોને જો ગામડામાં ઘેર મોકલી આપો ને ત્યાં ભણે એમ ગોઠવો, તો તેમની તબિયતને ફાયદો છે; નહિ તો મુંબઈમાં એમની આંખોને તો પહેલું નુકસાન થશે. તે પરથી એ મિત્રે બાળકોને પોતાને ઘેર મોકલ્યાં ને ત્યાં તેઓ હવે ભણે છે.

એક વાર મને એ મિત્ર મળ્યા ત્યારે મેં બાળકોની ખબર પૂછી: "કેમ બાળકોને કેમ ફાવે છે? મુંબઈ છોડી જવું અઘરું તો નથી લાગ્યું ને?" બાળકોની માતાએ કહ્યું: "ના તેઓ તો લહેર કરે છે. પત્ર પણ આવે છે. અને એમાં લખે છે, 'જુઓ મમ્મી, અહીં તો કેવી લહેર છે! ત્યાં હતા ત્યારે તમારો ત્રાસ હતો કે, દહાડામાં ત્રણ ત્રણ વાર કપડાં બદલવાં પડતાં! અને રમવા જવાનું તો ક્યાંય ન મળે! માળા પરથી નીચે ઊતરવામાં પણ રજા મેળવવી પડે. અને દૂર તો જવાય જ નહિ! રવિવારે દૂર લઈ જવા કરગરવું પડતું! અહીં તો સવારે કપડાં બદલ્યાં તે સાંજ સુધી ચાલે; રમવાની તો લહેર. દાદાને કહીને ચાલ્યા, પછી ગમે ત્યાં રમવા જવામાં વાંધો નહી. અહીં તો ખરી મજા છે. તમારું મુંબઈ તો હવે ગમતું જ નથી."

### શહેરી સ્વચ્છતા

આ પરથી મને અંગ્રેજ કેળવણીકાર રસેલનો નીચેનો વિચાર યાદ આવ્યો:

"મારે કહેવું જોઈએ કે, પૈસાદાર માબાપનાં ઘણાંખરાં છોકરાં જરા વધારેપડતાં સ્વચ્છ રખાય છે. માબાપ એ વિષે એમ બચાવ કરે છે કે, સ્વચ્છતા આરોગ્યપ્રદ છે. પરંતુ તે વધારેપડતી આચરવામાં હેતુ હોય છે મોટાઈનો વટ અને વરણાગીવેડા. તમે બે બાળકો જુઓ ને તેમાંનું એક સ્વચ્છ ને બીજું ગંદુ હશે તો તમે એમ માનવા તરફ વળશો કે, ચોખ્ખા બાળકના બાપની આવક ગંદાના કરતાં વધારે હશે. પરિણામે, વરણાગી-પ્રિય માબાપો પોતાનાં બાળકોને બહુ જ સ્વચ્છ રાખવા મથશે આ ભયંકર જુલમ છે; બાળકો કરે તો સારું એવી અનેક ક્રિયાઓમાં એ વચ્ચે આવે છે. તંદુરસ્તીની દૃષ્ટિએ, ઠીક છે કે બાળક

દિવસમાં બે વાર ચોખ્ખું થાય: સવારે ઊઠે પછી ને રાતે સૂતા પહેલાં. આ બે દુઃખની ઘડીઓની વચ્ચેના સમયમાં તેમણે જ્યાં ત્યાં સ્વૈરતા ફરવું જોઈએ; આમ તેમ જગત જુએ, કપડાં ખરડે, ને મોઢા પર તેમના ધૂળવાળા હાથ પણ લપરડે. આ મજાઓ છીનવી લેવી એટલે એમની નવું નવું કરવાની, નવું નવું શોધવાની, અને ઉપયોગી રીતોએ પોતાનાં પાંગોઠાં વાપરવાની એમની ઊર્મિને ઓછી કરવા જેવું થાય. . . . . આરોગ્ય અને સ્વચ્છતાની બાબતમાં ચાલુ (એટલે કે ઇંગ્લન્ડની) ઘરેડની કેળવણી સ્વાતંત્ર્ય પર અતિ ઘણી મર્યાદા મૂકે છે, છતાં આરોગ્યને અર્થે કાંઈક મર્યાદાની તો જરૂર છે."

## શહેરો વિ૦ ગામડાં

વિલાયતને માટે લખાયેલું આ વર્ણન આપણાં શહેરોમાં કેટલેક અંશે લાગુ પડે છે. ત્યાંનાં માબાપો જ નહિ, ત્યાંની શાળાઓ પણ આ વરણાગીમાં વધારો જ કરે છે, કેમ કે તેઓ પણ એ જ વટ-વરણાગીના શહેરી રોગને વશ હોય છે. હવે સામી બાજુએ આપણી ગામડાંની શાળાઓ જુઓ તો ત્યાં ઊલટી જ સ્થિતિ પ્રવર્તે છે. શહેરી અતિરેકની સમાન માત્રામાં ત્યાં અવજ્ઞા હોય છે. બાળકનાં દાતણ, હાજતો કે કપડાં કશા વિષે માબાપ કાળજીથી સુઘડતા કે સુવ્યવસ્થિતતા સંભાળતાં નથી. મોટા ભાગનાં તો એ જાણતાંય નથી હોતાં; જાણે તોય તે કરવા માટે ચપટીક પણ ધનની છૂટ જોઈએ તે પણ નથી. છતાં, આ સ્વચ્છતાની બાબતમાં ધનની નહિવત્ જરૂર છે: જ્યાં સ્વચ્છતાને વટ-વરણાગી જોડે ભેળવાય છે, ત્યાં જ એ ખરચાળ બને છે. બાકી તો જરાક સ્વચ્છતાનું જ્ઞાન અને તેને માટે કાળજીભર્યો પ્રયત્ન હોય તો ઘણું થઈ શકે. કેટલાંય ગામોમાં પૂરતી પાણીનીય સવડ નથી હોતી, એ તો હાડમારી જ ગણાય, જે પ્રજાકીય સરકારોને માટે હીણપદ ગણાય. તેમાં પણ સહકારથી લોક ઘણું કરી શકે. પરંતુ એ પ્રશ્ન પ્રૌઢ કેળવણીનો થયો.

## સ્વચ્છતા અને શિક્ષણ

એ રાજકીય અને પ્રૌઢોના પ્રશ્નો છોડીને આપણે ગામડાંની બાળકેળવણીને અંગેનો અહીં વિચાર કરવો જોઈએ. ચાલુ ગ્રામશાળાઓ, એકડા ઘૂંટાવવા અને જેને અક્ષરજ્ઞાન કહેવામાં આવે છે તે થોડુંક આપવું, એ જ પોતાનું કામ સમજે છે. કોક દિવસે કદાચ ડિપોટી આવવાના હોય કે એવો બીજો નિરીક્ષણનો દિવસ હોય, ત્યારે ગ્રામશિક્ષક શાળા તથા વર્ગ અને બાળકોની સુવ્યવસ્થા, સુઘડતા અને ટાપટીપ તરફ ધ્યાન આપે. ત્યારે બાળકો નવાં કે સ્વચ્છ કપડાં પહેરે; ન પહેર્યાં હોય તો શિક્ષક તેને ઘેર પાછો કાઢીને પહેરી આવવા કહે. આથી કરીને સફાઈ, સ્વચ્છતા, વગેરેનું શિક્ષણ શાળાનું કામ છે એમ નથી થઈ શકતું, ન કોઈ તેમ માનતું પણ.

## વર્ધાયોજનાની દૃષ્ટિએ

વર્ધા-શાળાની શિક્ષણ-કલ્પના આથી જુદી જ છે. તેમાં અક્ષરજ્ઞાન એ શિક્ષણનું સાધન મનાયું છે. પણ એનો હેતુ અને પરિણામ તો બાળજીવનની સમૃદ્ધિ છે. બાળક જીવનમાં રસપૂર્વક જોડાઈ શકે તે સારુ આવશ્યક ક્રિયાઓ શીખે, તેને અનુબદ્ધ આવડતો મેળવી લે, તેને સર્વસુંદર કરવા માટે વ્યવસ્થિતતા શીખે, ઇંદ્રિયો કેળવે, અને ઉત્તમ ફળ લાવી બતાવે. તે કરવા સારુ તે જડ કારીગરીને જ અપનાવે એ ન ચાલે: ને ક્રિયાની સાથે સંબંધ ધરાવતી બધી વિદ્યાઓને તે માત્રામાં અને તે અનુબંધમાં બરાબર શીખે, અને એમ કરીને એ ક્રિયાઓની જોડે જ એ વિદ્યાઓને વણી લે. આ ક્રિયાઓને જ ગાંધીજીએ ઉદ્યોગ નામ આપ્યું છે અને તે દ્વારાની શિક્ષણ-પદ્ધતિ એ એમની શિક્ષણની નવી 'ઉદ્યોગ-પદ્ધતિ' છે. તેથી કરીને વર્ધાશાળા પોતાના ગામનાં ગંદાં બાળકોને સાફ કરવાં એ એક સફાઈ, સ્વચ્છતા અને સુઘડતા શીખવવાનો સ્વાભાવિક પ્રસંગ સમજે છે: તેને તે પોતાના શિક્ષણકાર્યની સેવામાં ઝટ ઝડપી લે છે. જૂની અક્ષરજ્ઞાનની ગોખણ-પદ્ધતિમાં પડેલા શિક્ષકોને કદાચ આ જાતની ઉદ્યોગ-પદ્ધતિ એક નકામી લપ લાગે. કદાચ કોક કહેશે, એ અમારું કામ નથી, માબાપોનું છે. આ જ શિક્ષકોને એ પણ કહેવામાં આવે છે અને તેઓ તેમ કરવા ચાહે છે કે, શિક્ષકોએ શાળા સાથે માબાપોનો સંપર્ક સાધવો જોઈએ! તો પછી આ ગંદાં બાળકોને નવડાવવાં ધોવડાવવાં અને તે રીતની ઉદ્યોગ-પદ્ધતિથી જ માબાપોનો જીવંત અને પ્રેમપાત્ર સંપર્ક સાધવો એ લપ શી રીતે? જૂની ઘરેડના શિક્ષકે શિક્ષણ વિષેના પોતાના વિચારો અહીં આગળ જ સુધારવાની જરૂર છે. વર્ધાશિક્ષણ-યોજનાની ઉદ્યોગ-પદ્ધતિ આવી આવી જરા જરા જેવી લાગતી જ ક્રાંતિ દ્વારા પોતાના

મહાન રાષ્ટ્રીય ધ્યેયને પહોંચી વળી, વર્તમાન શિક્ષણ-તંત્રને નવેસર ને ધરમૂળથી ફરી ઘડવાનું કામ કરવા તાકે છે.

## લોકશાસન અને શિક્ષણ

લંડન 'ટાઇમ્સ'ના કેળવણી અંકમાં શિક્ષણ અને લોકશાસન પર ચર્ચા કરતી નીચે મુજબની એક નોંધ છે:

"આખો સમાજ એક આધ્યાત્મિક સંગઠન છે એવું દર્શન એમને ક્યાંથી મળશે? ચોપડાં દ્વારા અપાતી નાગરિક ધર્મની વિદ્યા એ જરૂરને પૂરી નથી કરી શકતી. એનાથી જ્ઞાન અને કોઈ વાર કદાચ જરા કૃત્રિમ અનુભવ, બહુ તો, મળે છે. પણ, જરૂર તો છે, સાથે મળીને, બધી વર્ણોના બધા જુવાનિયાઓ સેવાનો અનુભવ લે એની . . . જરૂર છે એક એની તાલીમની યોજનાની કે જે તાલીમ શિક્ષણતંત્રનો એક કાયમી ભાગ બની શકે. તે સાચા અર્થમાં પ્રભાવીય હોવી જોઈએ; પણ સેવાનું કામ પણ ફરજિયાત અને સમાજને ઉપયોગી હોવું જોઈએ. . . ૧૮ વર્ષના જુવાનિયાઓને માટે સેવા-કાર્યોની છાવણીઓની રાષ્ટ્રવ્યાપી યોજના જો થાય, તો તેની અસર બધા વર્ગો પર સુંદર પડે, પરસ્પરની ગેરસમજો દૂર થાય, પોતાના દેશના ભિન્ન ભિન્ન પ્રદેશોની સંસ્કૃતિઓનો પરિચય મળે, અને એ રીતે આમ જનતાની સામાન્ય કક્ષા નીચે ઊતરવાને બદલે ઉપર આવે. . "

રાષ્ટ્ર કે સમાજનું ઐક્ય એક આધ્યાત્મિક દર્શનની વસ્તુ છે, સાધના છે. અનેક ભેદો, અનેક હિતાહિતો, અનેક રંગરાગો, એ બધાની મધ્યમાં વસતી એકતા જોવાનું કામ સૂક્ષ્મ છે. એમ જ સમજો કે, એ પણ એક પ્રકારનો રાષ્ટ્રીય આત્મસાક્ષાત્કાર છે. એને માટે પણ સાધના જોઈએ. જેમ વેદ વાંચ્યાથી આત્મા ન જડે, ખંત અને અભ્યાસ હોય તો એની પંડિતાઈ કદાચ આવે, તેમ જ પુસ્તકો વાંચ્યાથી આ રાષ્ટ્રદર્શનનું પણ બને છે. રાષ્ટ્રનું ઐક્ય મુખથી કહેનારાઓમાં ઝીણામોટા જે પૂર્વગ્રહો હોય છે તે તો બંધાયેલા જ રહે છે; તેથી રાગદ્વેષને પ્રસંગે તે બધા પાંગરે છે—રાષ્ટ્રૈક્યનું આત્મદર્શન વિક્ષેપાઈ જાય છે. એમ ન બને તે તો ક્યારે કે જો તે દર્શનની સાધના કરી હોય, હૃદય-ગ્રંથીઓની જેમ જ એ પૂર્વગ્રહોની ગાંઠોને છેદી હોય. આને માટે સાધનાક્રમ જોઈએ છે, આરાધના જોઈએ છે. ટાઇમ્સનો નોંધલેખક સાચું કહે છે કે, એ શક્તિ સેવામાં રહેલી છે. પણ એ સેવા સમગ્ર રાષ્ટ્રપુરુષની ને સૌએ સાથે મળીને કરવાની હોવી જોઈએ. આ મર્યાદા મહત્ત્વની છે. એ ન હોય તો ધાર્યું ફળ નહિ મળે.

## વર્ધાયોજના એક સાધના

વર્ધાયોજનાનું શિક્ષણ આખું આ દૃષ્ટિએ તપાસીએ તો એમ નથી લાગતું કે, એ આ જાતની એક સાધના જ છે? 'ક્રિયા દ્વારા કેળવણી' એ એનો સિદ્ધાંત છે. પણ એ ક્રિયા ઉપજાઊ અને રાષ્ટ્રહિતની હોવી જોઈએ, એટલે કે અમુક રાષ્ટ્રહિતના ગુણવાળી તે સેવા હોવી જોઈએ. સામાજિક વિદ્યાની એ યોજનાની વાતનું રહસ્ય આ રાષ્ટ્રપુરુષનું દર્શન કરાવવું એ છે. એ માત્ર શાબ્દિક ન હોય, ન હોઈ શકે; તેથી કરીને તેની જ સાથે પ્રત્યક્ષ ક્રિયા—સેવાનો યોગ સાધ્યો છે. આ દૃષ્ટિએ જો આ યોજનાને વિચારાય, તો તે સમગ્ર યોજના જ એક સાર્વભૌમ ધર્મશિક્ષણ જેવી બની જાય છે. અહીંયાં ધર્મનો ઉદારમાં ઉદાર અર્થ લેવાનો છે.

યોજનાના પ્રયોગકારોએ આ ભાવના ધ્યાનમાં રાખીને પોતાના કાર્યની નાનીમોટી ગૂંચો અને મૂંઝવણોનો ઉકેલ કરવો જોઈએ. તે વિના કદાચ ઉકેલ ન મળે એમ પણ બને. વર્ધાયોજનાના શિક્ષકો આ ભાવના તો પોતાની કરી લીધી હશે. એની તાલીમનું ખરું રહસ્ય આ ભાવના છે; ઉદ્યોગનું અનુસંધાન ઇત્યાદિ નિયમો તો એ ભાવનાનું શરીરમાત્ર છે.

મ૦

માણસનું ચારિત્ર્ય કાવ્યથી ઘડાય છે, આચારથી વિકસે છે અને સંગીતથી પૂર્ણતાને પામે છે.

કૉન્ફ્યુશિયસ

# શિક્ષણ અને સાહિત્ય

એપ્રિલ, ૧૯૪૦

વર્ષ ૧ અંક ૭


## અનુક્રમણિકા




## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, **શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય**, પો. બૉક્સ ૧૦૫
અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧–અંક ૭]　　　　અમદાવાદ　　　　[એપ્રિલ, ૧૯૪૦


## वर्धा-योजनानुं हार्द: अनुबंध

### ૫

મોટા મોટા શિક્ષણશાસ્ત્રીઓ પણ માની બેઠા છે કે, 'અનુબંધની કળા બહુ દુઃસાધ્ય છે; એમાં પ્રતિભાશાળી જ દિશાદર્શન કરી શકે અને જેની પાસે અસાધારણ કલ્પનાવૈભવ છે એ જ લોકો અનુબંધપદ્ધતિ સફળ કરી બતાવી શકે.' આમાંથી પરિણામ એ આવ્યું છે કે, લોકો જેમાંથી કંઈ ને કંઈ આવક થાય એવા રાષ્ટ્રોપયોગી ઉદ્યોગ શીખવાની વાત તો સમજી શકે છે, પરંતુ તેની સાથે સાથે જેટલો સમય મળે તેટલામાં પુસ્તકિયા ભણતર થશે એવી એમની અપેક્ષા હોય છે. પરંતુ, ગાંધીજી જ્યારે કહે છે કે એ વર્ધા શિક્ષણ નથી, ત્યારે તેઓ બહુ સંશયમાં પડી જાય છે. આજ સુધી કોઈએ ઉદ્યોગના શિક્ષણ મારફતે બીજા વિષય પણ શીખવી બતાવ્યા નથી, એટલે લોકોને અનુબંધપદ્ધતિના શિક્ષણ પર વિશ્વાસ જ બેસતો નથી. જ્યાં અધ્યાપકોને તૈયાર કરવામાં આવે છે ત્યાં કોઈ કોઈ જગ્યાએ સંસ્થાના સંચાલકો પોતાના વિદ્યાર્થીઓને કહે છે કે, 'આ બાબતમાં નથી અમે પોતે કંઈ જાણતા, નથી તમે જાણતા; એટલે તમે લોકો સાથે બેસીને માંહોમાંહે વિચારી લો અને અનુબંધની પદ્ધતિ શોધી લો.' આ વિદ્યાર્થી-શિક્ષકો પણ ગામડામાં જઈને ત્યાંના પોતાના બાળ વિદ્યાર્થીઓને જો કહે કે, 'તમે પણ જાતે જ અનુબંધ શોધી લો,' તો શું આશ્ચર્ય? જેવું સાંભળ્યું તેવું કહ્યું અને છૂટ્યા!

એટલે અનુબંધી શિક્ષણના કેટલાક પાઠ તૈયાર કરવામાં આવે એટલું જ નહિ, પણ તે પાઠો છાપીને જ્યાં પાયાની કેળવણીનો પ્રયોગ ચાલતો હોય અથવા ચાલવાની સંભાવના હોય ત્યાં મોકલવામાં આવે એ જરૂરનું છે. આમ કરવા પહેલાં અનુબંધી શિક્ષણપદ્ધતિ અહીં જરા વધારે સ્પષ્ટ કરવી જોઈએ.

ધારો કે બાઈબલમાં પ્રવીણ કોઈ મિશનરી પાસે આપણે રસ્કિન શીખવા માગીએ છીએ. રસ્કિનના વિચાર ઉમદા હોય છે અને તેની લેખનશૈલી અંગ્રેજી ભાષામાં અસાધારણ સુંદર માનવામાં આવે છે. આપણને તો રસ્કિનના વિચાર અને તેની ભાષાશૈલી સાથે જ સંબંધ છે; પરંતુ રસ્કિનના બાળપણમાં તેની માતાએ તેને બાઈબલ ભણાવ્યું હતું અને એટલી સારી રીતે યાદ કરાવ્યું હતું કે, રસ્કિનની ભાષામાં બાઈબલના શબ્દ, બાઈબલના શબ્દ-પ્રયોગ અને બાઈબલના ઉલ્લેખ જ્યાં ત્યાં વેરાયેલા નજરે પડે છે. હવે, જો રસ્કિનને સારી રીતે સમજવો હોય તો, જ્યાં જ્યાં બાઈબલનો ઉલ્લેખ આવે છે ત્યાં બાઈબલનો એટલો ભાગ તો સમજી જ લેવો જોઈએ. આખું બાઈબલ વાંચવાનો આપણો ઉદ્દેશ નથી. ફક્ત જ્યાં અને જેટલી બાબતની ચર્ચા આવી હોય તેટલી જ સારી રીતે સમજવી છે. આ રીતે બાઈબલનું રીતસરનું વાચન નહિ થાય; પરંતુ રસ્કિન લેખક જ એવો છે કે, બાઈબલની મહત્ત્વની એવી કોઈક જ બાબત હશે જે એના પુસ્તકમાં આવવી રહી ગઈ હશે. પરિણામ એ આવશે કે, આપણે રસ્કિન પૂરો કરતાં કરતાં બાઈબલના પણ ઠામચલાઉ પંડિત બની જઈશું. અને આટલું બાઈબલ વાંચવામાં આપણને કંઈ બોજો પણ નહિ લાગે. બાઈબલનો કોઈ ભાગ રહી ગયો તો ભલે. બીજા કોઈ લેખકનું અંગ્રેજી પુસ્તક વાંચતાં તે ભાગનો ઉલ્લેખ આવી ગયો તો ત્યાં તે ભાગ વાંચી લઈશું. અને બાઈબલનો કોઈ ભાગ કોઈ પણ જગ્યાએ ન આવે તો, જેની કોઈ જગ્યાએ ચર્ચા જ નથી આવતી તેના જ્ઞાન વગર જ આપણે રહી જઈએ તોપણ હરકત નહિ. તેની કિંમત પણ શી? એટલો ભાગ આપણને શીખવવા માટે, આપણા મિશનરી શિક્ષક તે ભાગનો રસ્કિન સાથે જબરદસ્તીથી અનુબંધ બેસાડી દે, એ પણ આપણે પસંદ નહિ કરીએ.

આ ઉદાહરણથી અનુબંધની પદ્ધતિ અને એની મર્યાદાનો ખ્યાલ આવી જશે. આપણા સંસ્કૃત ગ્રંથોના ટીકાકાર પણ ટીકા લખતાં થોડેઘણે અંશે અનુબંધ-પદ્ધતિથી જ કામ લે છે. જ્યાં જે બાબતનો ઉલ્લેખ

આવ્યો, ત્યાં તેનું પૂરેપૂરું વિવરણ કરીને આગળ ચાલ્યા. આ રીતે વ્યાકરણ, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર જ નહિ, પણ સંગીત, વૈદક, કર્મકાંડ, યુદ્ધશાસ્ત્ર, રાજનીતિ બધું જ થોડું થોડું આવી જાય છે. અને ટીકાની મદદથી ભણનાર વિદ્યાર્થી પોતાના વિષયનો સર્વજ્ઞ અને બાકીની બધી બાબતોમાં બહુશ્રુત થઈ જાય છે. અનુબંધની મર્યાદા છોડીને ઈધર તીધરની અસંબદ્ધ બાબતો ટીકામાં ઘુસાડી દેનાર ટીકાકારની હાંસી થતી. જે ટીકાકાર પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરવાના ઉદ્દેશથી અર્થહીન બાબતો વાચક સામે મૂકતો તે અપ્રતિષ્ઠિત થઈ જતો. કાલિદાસના સાહિત્ય પર ટીકા લખનાર મલ્લિનાથે શરૂઆતમાં જ પ્રતિજ્ઞા કરી છે:

"नाऽमूलं लिख्यते किंचित्
नानपेक्षितमुच्यते ॥"

આ ટીકાકારોમાંના ઘણાખરા અનેક શાસ્ત્રોમાં પારંગત હતા અને પોતાની ટીકા દ્વારા અધ્યયનશીલ વિદ્યાર્થીઓને એ બધાં શાસ્ત્રોનું થોડું થોડું જ્ઞાન અનુબંધપદ્ધતિથી આપી દેતા હતા.

મહાભારત ગ્રંથ પણ અનુબંધ પદ્ધતિનો જ એક નમૂનો છે. જ્યાં જે બાબતનો ઉલ્લેખ આવ્યો ત્યાં એ વિસ્તારથી સમજાવી દીધી. એમ તો મહાભારત કેવળ ભારતીય યુદ્ધનું વર્ણન માત્ર છે. પરંતુ એમાં અનુબંધ દ્વારા એ યુગની ભારતીય સંસ્કૃતિનું પૂરેપૂરું ચિત્ર, એનાં બધાં અંગઉપાંગો સહિત, આલેખવામાં આવ્યું છે. એ જમાનાની યુદ્ધનીતિ, રાજનીતિ, ધર્મચર્ચા, તીર્થાટન, લોકકથાઓ, રાજવંશાવળી, પ્રમાણશાસ્ત્ર, ભૂરચના, સ્વર્ગલોક વગેરે દુનિયાભરની બાબતોની ચર્ચા એમાં આવી જાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ — આ ચાર પુરુષાર્થોનાં અનેકવિધ શાસ્ત્રો એમાં આવી જાય છે. અને તે પણ અનુબંધ સાથે અને પ્રમાણસર. આજે પણ જ્યારે આપણે કોઈ અભિજાત ગ્રંથનું અધ્યયન કરીએ છીએ, ત્યારે અધ્યાપક પોતાની ટીકા દ્વારા એ ગ્રંથના વિષયની અને, એની અંદર આવેલા ઉલ્લેખોના અનુબંધને આધારે, અનેક વિષયોની અને સાહિત્યની માહિતી આપણને આપી દે છે.

ટિપ્પણી અથવા ટીકા લખનાર અધ્યાપક જ્યારે કોઈ મોટા પુસ્તકાલયમાં જઈને બેસે છે, ત્યારે તે પોતાના પુસ્તકનો અનુબંધ આખા પુસ્તકાલયમાં અનેક જગ્યાએથી શોધે છે અને એ રીતે પોતાનો પાઠ્ય વિષય ઉદ્દીપિત કરી દે છે

જ્યારે રેનાનને ઈસા મસીહનું જીવનચરિત્ર લખવું હતું ત્યારે તેણે જેરુસેલમ જઈને ઈસુના જીવન સાથે જે જે બાબતોનો સંબંધ હતો તે બધી જોઈ લીધી. જ્યારે અનાતોલ-ફ્રાન્સે પોતાની 'થાઈ' નામની નવલકથા લખી, ત્યારે તેણે રોમન ઇતિહાસ અને ખ્રિસ્તી ધર્મનો બધો પ્રારંભિક ઇતિહાસ, જેને તે પોતાની કથા સાથે અનુબદ્ધ કરવાનો હતો, તે વાંચી લીધો હતો. જ્યારે જ્યોર્જ ઇલિયટને 'રોમોલા' લખવું હતું ત્યારે તેણે સેવેનારોલાના સમયનો બધો ઇતિહાસ વાંચી નાખ્યો એટલું જ નહિ, પણ એ જમાનામાં જે ઉત્સવ ઊજવવામાં આવતા તેની સૂક્ષ્મમાં સૂક્ષ્મ માહિતી મેળવી. જ્યારે તે સમયનું લોક-જીવન ઇલિયટને પ્રત્યક્ષ થયું, ત્યારે જ તેણે 'રોમોલા' જેવી નવલકથા સજીવ કરી દીધી. હવે જ્યોર્જ ઇલિયટનું નામ ઇતિહાસકાર તરીકે ક્યાંયે મશહૂર નથી તેને કેવળ પોતાની એક નવલકથા કોઈ ઐતિહાસિક કાળ-ખંડમાં વાવવી હતી અને સજીવ બનાવવી હતી. એટલા માટે તેણે નવલકથાના કથાનક સાથે જે જે બાબતોનો અનુબંધ બેસતો હતો તે બાબતોને ઘણા જ ઉત્સાહ અને પ્રેમથી અપનાવી લીધી.

આજે જનતા કહી શકે છે કે, ઇતિહાસકાર પણ ન કરી શકે તેટલો જ્યોર્જ ઇલિયટે સેવેનારોલાનો સમય આપણે માટે પ્રત્યક્ષ કર્યો છે. શેક્સપિયર અને ટેનિસન વિષે પણ આમ જ કહી શકાય. લોર્ડ મેકોલે જેવા ઇતિહાસકારે એકરાર કર્યો છે કે, ઇંગ્લંડના ઇતિહાસનું કાંઈ તેને જેવું શેક્સપિયરમાં મળ્યું તેવું ઇતિહાસ-ગ્રંથોમાં ન મળ્યું.

જે જ્ઞાન અનુબંધપદ્ધતિથી લેવા અથવા આપવામાં આવે છે તે સહેલાઈથી હજમ થઈ જાય છે. ક્યારેય ભારરૂપ લાગતું નથી અને કામપરત્વે ઉપસ્થિત રહીને પ્રાણશક્તિ વધારે છે.

હવે અમે નવી વસ્તુ એટલી જ કરી છે કે, અનુબંધની સંસ્કારિતા કેવળ ઉજળિયાત લોકોને જ નહિ પણ ટાઢ-તડકા અને વરસાદપાણીમાં કામ કરનાર શ્રમજીવીઓ, જેમની સંખ્યા ૮૦ ટકા કરતાં પણ વધારે છે, તેમને પણ સુલભ થાય. બધું આવશ્યક જ્ઞાન અને સંસ્કારિતા જ્યારે હુન્નર-ઉદ્યોગ સાથે સંબદ્ધ થશે, ત્યારે તે શ્રમ-જીવીઓ માટે સુલભ થશે. શિક્ષણને બહાને શ્રમજીવી-ઓને શ્રમવિમુખ કરીને પરોપજીવી ઉજળિયાતોની સંખ્યા વધારવી, એ હિંદુસ્તાન માટે આત્મહત્યાનો માર્ગ છે. અને શ્રમજીવીઓને વિદ્યા અને સંસ્કારથી વંચિત રાખવા એ તો પ્રથમ કોટિનો સમાજદ્રોહ છે.

બન્નેમાંથી બચવા માટે દેશના કરોડો લોકોને આજીવિકા, જ્ઞાન અને કૌશલ્ય આપીને તેમની સાથે બાકીનું બધું જ્ઞાન અનુબદ્ધ કરવાની પદ્ધતિ અમે શોધી કાઢી છે.

(હિંદી 'सर्वोदय'માંથી) काका कालेलकर

# વર્ધા-શિક્ષણનો એક નમૂનો

મારા ઘરની બારી સામે એક સુકાઈ ગયેલા ઝાડનું થડ ઊભું હતું. ગઈ કાલે સવારે ઘરધણીના નોકરે એક સાથીની મદદથી તેને પાડયું, અને બપોરે બાર વાગ્યા સુધીમાં કરવતથી વાઢી તેના મોટા મોટા કડકા પાડયા. એની સાથે એની પત્ની અને પાંચેક વર્ષનો છોકરો પણ આવેલાં હતાં. પત્નીએ લાકડાં ઉપાડી જવામાં સાથ દીધો; બાર વાગ્યે પરવાર્યાં ત્યારે લાંબી કરવત પણ એ જ ઉપાડી ગઈ. જે ત્રણ ચાર કલાક આ કામમાં ગયા, તેટલો વખત પેલો છોકરો પણ સાથે રહી કાંઈક કાંઈક કર્યા કરતો હતો. નાનાં છોડિયાં ઊડતાં તે ઉપાડીને એ એક ઠેકાણે કરતો; સાથે કરવત ચાલતી તેની મજા પણ જોતો. બાર વાગ્યે નોકરે કરવત હાથમાંથી મૂકી કે તરત તેણે તેને બે હાથે ઘસડીને લાકડાના એક ગોળવા ઉપર ચડાવીને ટેકવી. કરવતના દાંતા પહેલાં ઉપલી બાજૂ રાખ્યા. પછી કાંઈક વિચાર આવ્યો, તેથી ફેરવીને નીચેની બાજૂ પર કર્યા. વળી કાંઈક વિચાર આવ્યો, તેથી ગોળવા પરથી ઉતારી વ્યવસ્થિત રીતે જમીન પર સુવાડી. પછી પાસે પડેલી દોરીને હાથમાં લીધી, અને તેને વીંટાળીને હાથમાં લઈ લીધી. આ બધું એણે જાતે જ કર્યું, કોઈના કહેવાથી નહિ. ઊલટું, એ જ સાથે સાથે કાંઈક બોલતો જતો હતો.

એ આમ કરતો હતો, તેટલામાં નોકરે કરવતને પત્નીને માથે ચડાવી, અને એક મોટું લાકડું સાથીને માથે ચડાવ્યું. પછી સર્વે પોતાના ઘર તરફ વિદાય થયાં.

નોકર ને તેની પત્ની અભણ હતાં. બાળકને પોતાના કામ સાથે કાંઈક શિક્ષણ આપે એ એમને માટે શક્ય નહોતું. કાંઈક શીખશે એ દૃષ્ટિથી તેમણે એને સાથે આણ્યો જ નહિ હોય. એ તો માની પાછળ પાછળ આવ્યો હશે. પણ એને માબાપના કામમાં રસ પડયો. એ કામ એમના જીવન સાથે સંબંધ ધરાવે છે અને કોઈક રીતે જરૂરી છે એમ પણ એ કળી ગયો હશે જ. એટલે એણે માબાપના કામનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યું, અને પોતાની બાળસમજ પ્રમાણે તેમાં રસપૂર્વક ભાગ લીધો. આથી એ ત્રણ-ચાર કલાક માબાપને હેરાન કર્યા વિના ત્યાં ટકયો એટલું જ નહિ, પણ ઊલટું પોતાની નાની નાની ક્રિયાઓ અને બોલીથી માબાપનો શ્રમ પણ હર્યો.

આ જ વસ્તુને શાસ્ત્રીય રીતે ગોઠવીએ એટલે તે વિદ્યા બને, અને તેમાંથી વર્ધા-શિક્ષણનું શાસ્ત્ર નિર્માણ થાય.

વર્ધા, ૧૯-૩-'૪૦ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# ચીનના પહેલા પાંચ પાદશાહો

જુદા જુદા દેશના કે જુદા જુદા ધર્મના લોકોમાં સૃષ્ટિની ઉત્પત્તિ વિષે જુદી જુદી માન્યતાઓ પ્રચલિત હોય છે. ચીનના લોકોમાં એવી માન્યતા છે કે, સૌથી પહેલાં પાન-કુ નામે એક માણસ અવતર્યો હતો. તેણે અઢાર હજાર વર્ષો સુધી સતત પરિશ્રમ કરીને સૃષ્ટિની રચના કરી. સૌથી પહેલાં તેણે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, આકાશ અને પૃથ્વી બનાવ્યાં. આ કામ ચાલતું હતું તે દરમિયાન તે રોજ રોજ ૭ ૭ ફૂટ ઊંચો વધતો જતો હતો. આખરે જ્યારે સૃષ્ટિનું કાર્ય ઈ. સ. પૂર્વે ૨૨ લાખ, ૨૯ હજાર વર્ષ ઉપર પૂરું થયું ત્યારે તે મરણ પામ્યો. અને તેના માથામાંથી પર્વતો બન્યા, શ્વાસોચ્છ્વાસમાંથી વાયુ અને વાદળાં બન્યાં, શબ્દમાંથી મેઘગર્જના બની, હાથપગમાંથી ચાર દિશાઓ બની, લોહીમાંથી નદીઓ બની, માંસમાંથી માટી બની, દાઢીમાંથી નક્ષત્રો અને રાશિમંડળ બન્યાં, ચામડી અને વાળમાંથી વૃક્ષો અને ઔષધિઓ બન્યાં, દાંત, હાડકાં અને મજ્જામાંથી અનુક્રમે ધાતુઓ, ખડકો અને રત્નો બન્યાં, પરસેવામાંથી વરસાદ બન્યો, અને શરીર પરની જિવાતોમાંથી માણસો પેદા થયાં. એ માણસો પશુ જેવાં જ હતાં: તેઓ ચામડાં પહેરતાં, કાચું માંસ ખાતાં અને માત્ર પોતાની માતાને જ ઓળખતાં,

પિતાને ઓળખતાં નહિ. આવું ઘણાં વરસો સુધી ચાલ્યું.

પણ ત્યાર પછી ઈ. સ. પૂર્વે ૨૮૫૨માં ફૂ હી નામે પહેલો બાદશાહ થયો. એ પોતે તેમ જ એની રાણી બંને ખૂબ સંસ્કારી હતાં. તેમણે લોકોમાં લગ્નનો ચાલ શરૂ કરાવ્યો અને લગ્ન સંબંધે જે અવ્યવસ્થા ચાલતી હતી. તેનો અંત આણ્યો. એ રાજા પોતે જબરો શિકારી હતો અને શિકારનો એને ભારે શોખ હતો. એ વખતે લોકોને શિકાર માટે પશુઓ પૂંઠે ખૂબ રખડવું પડતું હતું. આખો દિવસ રઝળપાટ કરે ત્યારે દહાડાને છેડે માંડ ખાવા પૂરતું મળે એવી સ્થિતિ હતી. એવામાં આ રાજાએ દોરીથી ફાંસલા ગૂંથવાની યુક્તિ શોધી કાઢી, અને લોકોને શીખવી. એટલે પછી લોકો જંગલમાં અને વગડામાં આવા ફાંસલા ગોઠવવા લાગ્યા. આને પરિણામે ઘણી મહેનત અને રખડપટ્ટી ઓછી થઈ ગઈ. ઉપરાંત એના વખત સુધી લોકો એક એક માછલી જ પકડવાનું જાણતા. તેને બદલે એણે માછલી પકડવા માટે પણ ઝીણી દોરીની જાળ ગૂંથી અને લોકોને પણ તેવી જાળ ગૂંથતાં શીખવ્યું. આથી માછલી પકડવા માટે કલાકોના કલાકો હાથમાં લાકડી લઈને બેસી રહેવાની જરૂર રહી નહિ. નદીમાં કે સરોવરમાં જાળ ગોઠવી દીધી એટલે પત્યું. અમુક વખત પછી પાછા આવીને જાળ કાઢે એટલે માછલાંથી ભરેલી હોય. આ બે શોધોને લીધે લોકોનો ઘણો વખત બચવા પામ્યો.

આમ ખોરાક મેળવવાની સહેલી રીતો શોધ્યા પછી ફૂ હીએ લોકોને રાંધતાં શીખવ્યું. એના વખત સુધી લોકો કાચું જ માંસ ખાતા હતા, તેને બદલે એણે અગ્નિ ઉપર શેકીને ખાવાનું શીખવ્યું. વળી એની રાણીને સંગીતનો ખૂબ શોખ હતો. તેણે કેટલાંક વાજિંત્રો પણ બનાવ્યાં હતાં, અને લોકોને પણ એવાં વાજિંત્રો બનાવી વગાડતાં શીખવ્યું હતું.

ઈ. સ. પૂર્વે ૨૭૩૭માં એનું અવસાન થયું એટલે શેન નુંગ નામનો બાદશાહ ગાદીએ આવ્યો. એ વખતે રાજાનો દીકરો જ રાજા બને એવો રિવાજ નહોતો. દેશમાંથી કોઈ લાયક માણસને રાજા પસંદ કરે અને રાજાના અવસાન પછી તે ગાદીએ આવે એવો રિવાજ હતો. આ શેન નુંગ ચીનમાં 'દૈવી ખેડૂત'ને નામે પણ ઓળખાય છે, કારણ ખેતીની શરૂઆત કરનાર, લોકોને ખેતી કરતાં શીખવનાર એ હતો. જો હળ ન હોય અને બધી જમીન કેવળ કોદાળાથી જ ખોદવાની હોય, તો ખેતી કરતાં કેટલી મુશીબત પડે, એ તમે સહેજે કલ્પી શકશો. આ રાજાના વખત સુધી લોકો એ રીતે જ થોડી ઘણી ખેતી કરતા હશે. પણ પછી આ રાજાએ કોદાળાનો હાથો ખૂબ લાંબો બનાવ્યો અને તેને એક છેડે બીજું વાંકું લાકડું બાંધી બળદ જોડી શકાય એવી યોજના કરી. આમ પહેલવહેલું હળ તૈયાર થયું. હળની શોધને લીધે ખેતીમાં બળદના બળનો ઉપયોગ થવા લાગ્યો અને ખેતી એકદમ વધી ગઈ.

પણ એટલી જમીન ક્યાં હતી? ચારે કોર મોટાં મોટાં જંગલો આવેલાં હતાં. એટલે ખેતી માટે જમીન કાઢવા એણે જંગલો બાળવાનું શરૂ કર્યું. મોટાં મોટાં જંગલોમાં આગ લગાડી તેણે ખેતી માટે જમીન સાફ કરી, એટલા માટે એને 'અગ્નિદેવ' પણ કહે છે. આમ નવી મળેલી જમીન ઉપર લોકો હળ વડે ખેતી કરવા લાગ્યા. પણ ગમે એટલી સારી ખેડ કરી હોય, ગમે એટલું સારું વાવેતર કર્યું હોય, છતાં જો વખતોવખત નકામા છોડ અને ઘાસની નીંદણી ન કરવામાં આવે, તો અનાજ સારું થાય નહિ. એ નીંદવાનું કામ પણ એ જ રાજાએ લોકોને બતાવ્યું. ખેતીના કામમાં એ ખૂબ રસ લેતો. પોતે નવા નવા પ્રયોગો કરતો, એટલે એને જુદી જુદી વનસ્પતિઓનું અને તેમના ગુણદોષનું સારું જ્ઞાન હતું. એને આધારે જે જે વનસ્પતિઓ ઔષધિ તરીકે ઉપયોગમાં આવે એવી લાગી તેને વિષે તેણે લોકોને માહિતી આપી.

આ ઉપરાંત નુંગે બીજું મહત્ત્વનું કામ એ કર્યું કે, તેણે બજારો ભરવાનું શરૂ કર્યું. અમુક અમુક દિવસે બપોરે લોકો પોતપોતાની વસ્તુઓ લઈને નક્કી કરેલે ઠેકાણે ભેગા થાય અને પોતાને જે વસ્તુ જોઈતી હોય તે ખરીદે અને પોતાની પાસે જે વધારાની હોય તે વસ્તુ વેચે. તે વખતે કાંઈ નાણાનું ચલણ નહોતું, એટલે સૌ પોતાનો માલ આપી બદલામાં બીજાનો માલ લેતા. આમ વસ્તુની અદલાબદલી — વિનિમય — કરીને તેઓ પોતાનો વહેવાર ચલાવતા.

જમીનમાંથી કાચી ધાતુઓ કાઢી તેને શુદ્ધ કરવાની શરૂઆત પણ એના રાજ્યમાં જ થઈ હતી

એમ કહેવાય છે, જોકે ધાતુનો બહોળો ઉપયોગ તો એના પછી આવેલા કીંગ ટી રાજાના વખતમાં શરૂ થયો.

ચીનનો ત્રીજો બાદશાહ કીંગ ટી ઈ. સ. પૂર્વે ૨૬૯૭માં ગાદીએ આવ્યો. એના સમયમાં ધાતુઓ કાઢવાનું કામ વધારે જોરથી ચાલ્યું. જેમ જેમ ધાતુઓ વધારે પ્રમાણમાં નીકળતી ગઈ, તેમ તેમ તેની વપરાશ પણ વધવા લાગી. પહેલાં તો લોકોએ હથિયારો બનાવવામાં ધાતુ વાપરવા માંડી. પછી તો રોજ વાપરવાનાં વાસણો, જે અત્યાર સુધી માટીનાં જ બનાવતા હતા, તે પણ ધાતુનાં બનાવવા લાગ્યા. અને થોડા જ વખતમાં લોકો માટીનાં ઘરોને બદલે ઈંટનાં પાકાં મકાનો બાંધતા પણ થઈ ગયા.

આગલા રાજાએ બજાર ભરવાનું તો શરૂ કર્યું, પણ લોકોને માલ લાવવા લઈ જવાની ખૂબ મુસ્કેલી હતી. રસ્તામાં આડી નદી આવતી હોય તો તે ઓળંગવાની તો વાત જ શી કરવી? એટલે જ્યાં સુધી વાહનની અને વ્યવહારની કંઈ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી વેપાર જામે નહિ, એમ સમજાતાં રાજા આ મુસ્કેલીનો શો ઉપાય કરવો તેનો વિચાર કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તેને ઝાડના થડમાંથી કોતરીને હોડકાં બનાવવાનું સૂઝયું અને એણે એવાં હોડકાં બનાવરાવ્યાં પણ ખરાં. ચીનમાં વાંસ તો ખૂબ જ થાય છે, એટલે વાંસનાં હલેસાં બનાવ્યાં. આમ એક મોટી મુસ્કેલીનો નિકાલ આવી ગયો અને લોકો નદીમાર્ગે આવજા તથા માલની લાવ-લઈજા કરવા લાગ્યા. પણ હજી જમીન પર કાંઈ સારું વાહન હતું નહિ. એનો ઉપાય વિચારતાં વિચારતાં પૈડાંની શોધ થઈ. પૈડાં શોધાયાં એટલે ગાડાં અને રથ બનાવતાં કેટલી વાર? ગાડાં અને રથ બન્યાં એટલે માલની લાવ-લઈજા કરવામાં અને લશ્કરી કામોમાં તેનો ઉપયોગ થવા લાગ્યો.

એવું કહેવાય છે કે, એ રાજાની રાણીએ રેશમના કીડા ઉછેરવાનું શરૂ કર્યું, અને દેશની સ્ત્રીઓને પણ તેણે એ કામ શીખવ્યું. આમ કીડા ઉછેરવાનું શરૂ થયું એટલે પછી સાથોસાથ જ રેશમનાં વસ્ત્રો બનાવવાનું પણ શરૂ થયું. આમ રેશમી વસ્ત્રો વાપરવાની શરૂઆત પણ એ જ રાજાના સમયમાં થઈ.

આ સિવાય એ રાજાએ ગ્રહનક્ષત્રોની ગતિનું નિરીક્ષણ કરવા માટે એક વેધશાળા બંધાવી, અને એવાં નિરીક્ષણોને આધારે દેશનાં ચાલુ પંચાંગોમાં જે કાંઈ ભૂલો પેસી ગયેલી હતી તે સુધરાવવાનો એણે પ્રયત્ન કર્યો. ખેતી કરનારી પ્રજાનું પંચાંગ બરાબર ન હોય, ઋતુઓ ક્યારે બદલાવાની છે એનું ચોક્કસ જ્ઞાન ન હોય, એ ન પાલવે.

એના સમય સુધી લોકો અનાજ આખું જ રાંધતા હશે એમ લાગે છે. કારણ, અનાજને વાટીને ભૂકો કરવા માટે ખલદસ્તાની શોધ કરનાર પણ એ જ હતો. આજે તો આપણે ઘંટીનો દળેલો લોટ ખાઈએ છીએ. પણ જ્યારે લોકો અનાજ કેવળ ખલદસ્તાથી જ વાટીને વાપરતા હશે, ત્યારે તે કેવો હશે અને કેટલી મહેનતે તૈયાર થતો હશે, એ તો જેણે અગિયારશને દિવસે શિંગોડાંનો લોટ ખાંડીને તેનો શીરો કરી ખાધો હશે તે સહેજે કલ્પી શકશે. આજે તો હવે હાથઘંટીને બદલે બળદથી ચાલતા ઘંટ અને યંત્રથી ચાલતી ઘંટીઓ પણ શરૂ થઈ ગઈ છે, એટલે આપણને આ ખલદસ્તાની શોધ તદ્દન નજીવી લાગે; પણ પ્રગતિ બધી એમ પગલે પગલે જ થાય છે.

કીંગ ટીના અવસાન પછી ઈ. સ. પૂર્વે ૨૩૫૬માં યાઓ નામે ચોથો બાદશાહ ગાદીએ આવ્યો. એ ખૂબ ભલો અને પ્રજાને પુત્રની પેઠે પાળનારો હતો. પોતાની પ્રજાના સામાન્ય માણસોથી વધારે સુખસગવડ પોતે ન ભોગવવી, એવા વિચારથી એ પોતે ખૂબ સાદાઈથી રહેતો. એ હમેશાં પીળી ટોપી અને કાળું પહેરણ પહેરતો. પોતે રાજા હોવા છતાં કપડાં ઉપર કદી જરીકામ કરાવતો નહિ, હીરા માણેક વગેરે ઝવેરાત પહેરતો નહિ, એટલું જ નહિ પણ રેશમી વસ્ત્રો સુધ્ધાં એ વાપરતો નહિ. ઉનાળામાં એ સુતરાઉ કપડાં પહેરતો અને શિયાળામાં મૃગચર્મનાં કપડાં પહેરતો. એનું રહેવાનું મકાન પણ ખૂબ સાદું હતું. ઉપરનું છાજ પણ બરાબર કાપેલું નહોતું. ઘરના થાંભલા પણ કોતરણી વિનાના તદ્દન સાદા જ હતા. ખોરાકમાં તે મોટે ભાગે સાદી કાંજી લેતો અને જમવા માટે માટીનાં વાસણો અને લાકડાનો ચમચો વાપરતો.

એણે પોતાના મહેલ બહાર એક નગારું મુકાવ્યું હતું. જો કોઈ પ્રજાજનને કાંઈ ફરિયાદ કરવી હોય

તો તે આ નગારું વગાડે એટલે રાજા બહાર આવે અને તેની વાત સાંભળે. વળી એ પ્રમાણે એણે પોતાના આંગણામાં એક પાટિયું પણ મુકાવ્યું હતું. જો કોઈ માણસે રાજકાજ સંબંધે કાંઈ સૂચના કરવી હોય તો તે આ પાટિયા ઉપર લખી જાય, અને રાજા રોજ સાંજે પાટિયા ઉપરનું લખાણ વાંચી લે અને આવેલી સૂચનાનો વિચાર કરી કરવો ઘટે તેવો ફેરફાર કરે.

આટલા ઉપરથી તમને સમજાયું હશે કે એ રાજા કેટલો બધો પ્રજાવત્સલ હતો. આવો રાજા પ્રજાના હિતનો વિચાર કરી, પોતાની હયાતીમાં જ કોઈ લાયક માણસને પસંદ કરી, તેને રાજકાજની તાલીમ આપી પાવરધો કરે એમાં શી નવાઈ! એણે શન નામના એક માણસને પસંદ કરી તેને પોતાની બે પુત્રીઓ પરણાવી. આપણે ત્યાં પુત્રી પરણે એટલે સાસરે જાય એવો રિવાજ છે, પણ તે જમાનામાં ચીનમાં એવો રિવાજ હતો કે પરણે એટલે પુરુષ સાસરે જાય. આમ શન એને ત્યાં રહેવા આવ્યો એટલે એણે તેને રાજકાજનાં કામોમાં પલોટવા માંડ્યો અને બધી રીતે માહિતગાર બનાવ્યો. એના મરણ પછી એ શન જ ગાદીએ આવ્યો.

પાંચમો બાદશાહ શન ઈ. સ. પૂર્વે ૨૨૫૮ માં ગાદીએ આવ્યો. એની પહેલાંના બાદશાહોએ અનેક લોકોપયોગી શોધો કરી હતી તેમ એણે પણ એ કામ આગળ ચાલુ રાખ્યું. એણે રાજ્યમાં બધે સરખાં વજન વપરાય એવી વ્યવસ્થા કરી. આવી વ્યવસ્થા વિના વેપારમાં ભાવતાલ નક્કી કરવામાં અને સામાન્ય વહેવાર ચલાવવામાં પણ કેટલી અગવડ પડે, એનો ખ્યાલ તમને સહેજે આવી શકશે

એના વખતમાં એક માણસે ડાંગરનો દારૂ બનાવવાનું શોધી કાઢ્યું. એ માણસને તો થયું હશે કે મેં ભારે શોધ કરી છે, એટલે એ તો દારૂનો કટોરો લઈને બાદશાહને ભેટ ધરવા ગયો. બાદશાહે કટોરો લઈ એવા તો જોરથી જમીન ઉપર ઝીક્યો કે તેના ટુકડેટુકડા ઊડી ગયા. એણે એ વખતે ઉચ્ચારેલાં વચનો આજે પણ આપણે સંભારવા જેવાં છે. એણે કહ્યું, “આને લીધે કોઈ દિવસ કોઈ રાજાને રાજ્ય ખોવાનો વારો આવશે.” તે આટલાથી જ અટક્યો નહિ; તેણે એ દારૂ શોધનાર માણસને પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો અને પોતાના રાજ્યમાં દારૂની સખત બંધી ફરમાવી દીધી.

વિદ્યાર્થીઓને જાણીને આનંદ થાય એવો પણ એક સુધારો એ રાજાએ કર્યો હતો. ચીનમાં શાળામાં ભણતાં બાળકોને મારવા માટે શિક્ષકો ખૂબ લાંબા ચાબુક રાખતા, કે જેથી પોતાની જગ્યાએ બેઠાં બેઠાં છેલ્લી હારમાં બેઠેલા છોકરાને પણ ફટકાવી શકાય. આ રાજાએ આ ક્રૂરતા ઓછી કરવાના ઇરાદાથી આ ચાબુકની લંબાઈ કાયદાથી ઓછી કરાવી નાખી. મારને તદ્દન બંધ તો એ ન કરાવી શક્યો, પણ પછી વારે વારે ઊઠવાની આળસે અથવા છોકરાને પાસે બોલાવવાની આળસે જેટલી હિંસા ટળે એટલી તો એણે ટાળી. તે જમાનાના વિદ્યાર્થીઓએ જરૂર એ રાજાને ખરા દિલથી આશીર્વાદ આપ્યા હશે.

એના વખતમાં હોઆંગહો (પીતજલા) નદીમાં જબ્બર પૂર આવ્યાં હતાં, અને આખો પ્રદેશ જળજળ બંબાકાર થઈ ગયો હતો. આખા પ્રદેશ ઉપર ફરી વળેલાં પાણી પાછાં સમુદ્રમાં કાઢયા વિના ખેતી કે બીજું કશું થઈ શકે એવું રહ્યું નહોતું. આ આફત ટાળવા માટે રાજાએ ક્વાન નામના માણસને બોલાવ્યો. પણ તે એ પાણી પાછાં વાળી શક્યો નહિ. આથી એણે યૂ નામના બીજા એક માણસને એ કામ સોંપ્યું. તેણે લોકોના સહકારથી નવ વરસ સુધી સતત ભારે જહેમત ઉઠાવી અનેક નહેરો અને ખાઈઓ ખોદી બધું પાણી પાછું સમુદ્રમાં વાળ્યું અને આખા દેશને એક ભારે આફતમાંથી ઉગાર્યો. એની આ સેવાથી લોકો એના ઉપર એટલા તો ખુશ થઈ ગયા કે, જ્યારે ઈ. સ. પૂર્વે ૨૨૦૫માં શનનું અવસાન થયું ત્યારે તેમણે એને જ ગાદી ઉપર બેસાડ્યો.

નગીનદાસ પારેખ

આકાશ અનંત છે અને પૃથ્વી સનાતન છે. એમની અજરામરતાનું શું ગૂઢ હશે? તેમને સ્વાર્થ નથી, તેથી શું તેઓ અજરઅમર સનાતન નથી?

લાઓત્સે

# આપણાં બાળકોની શારીરિક સ્થિતિ

ગુજરાતી પ્રજાનું શારીરિક બંધારણ વખણાતું નથી, અને ગુજરાતના 'પાપડિયા પહેલવાનો' શરીર-સંપત્તિના વિષયમાં કાંઈ પણ કરી શક્યા નથી. હિંદી લશ્કરની ભરતીમાં ગુજરાતીઓનું નામ જોવામાં આવતું નથી. ગુજરાતી શેઠિયાઓને પોતાની માલમિલકતના રક્ષણ માટે ભૈયા, પઠાણો અને આરબો કે ગુરખાઓનો આશ્રય લેવો પડે છે.

શારીરિક સંપત્તિના વિષય ઉપર ધ્યાન ખેંચનારા અને કામ કરનારાની સંખ્યા છેક નાની છે. શ્રીયુત છોટાલાલ પુરાણી અને તેમના ભાઈ અંબાલાલ પુરાણીની અખાડા અને વ્યાયામશાળા સંબંધી અને તેમને હાથે સ્થપાયેલા ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની પ્રવૃત્તિ ઘણાં વર્ષથી ચાલુ છે. તે છતાં હજુ જોઈએ તેટલાં સુધારાનાં ચિહ્નો દેખાતાં નથી. "સમાલોચક" માસિકના જુલાઈ ૧૯૧૯ના અંકમાં આ વિષે મેં ચર્ચા કરીને 'ગુજરાતીઓની શારીરિક નિર્ધનતાની વ્યવસ્થાપૂર્વક તપાસ' કરવાને માટે આગ્રહપૂર્વક સૂચના કરી હતી; પણ ત્યાર પછી બહુ કાર્ય થયું હોય તેમ જણાતું નથી, અને હજુ આ વિષયમાં જોઈએ તેટલી જાગૃતિ આવી નથી. અમદાવાદ મ્યુનિસિપાલિટીના છેલ્લા વર્ષના રિપોર્ટમાં બાળકોની શારીરિક તપાસ અને વ્યાયામ-વિદ્યાલયની સ્થાપના વિષે ખાસ ઉલ્લેખ છે. આ પ્રવૃત્તિના પરિણામે આ વિષયમાં વધુ ઉત્તેજન અને રસ ઉત્પન્ન થાય એમ આશા રખાય છે. છેલ્લાં થોડાંએક વર્ષથી મુંબઈ યુનિવર્સિટી તરફથી કરવામાં આવતી શારીરિક અને દાક્તરી તપાસને અંગે ઘણી અગત્યની અને ચોંકાવનારી વિગતો બહાર પડી છે. આ સંબંધી એક નોંધ Journal of Gujarat Research Society ના જાન્યુઆરી ૧૯૩૯ના અંકમાં મેં પ્રગટ કરી હતી. બીજા એક વર્ષની વૈદકીય તપાસના આંકડા બહાર પડ્યા છે, અને તેમાં ગુજરાતી વિદ્યાર્થીઓની સ્થિતિ એટલી બધી ખરાબ થતી જણાય છે કે, આ વિષે ફરીથી શિક્ષણ-સંસ્થાઓનું ધ્યાન ખેંચવાની મને જરૂર લાગે છે.

સાધારણ રીતે યુરોપ કે અમેરિકાના દેશોની પ્રજાનાં બાળકો અને વિદ્યાર્થીઓનું શારીરિક બંધારણ હિંદ અને ખાસ કરીને ગુજરાતના વિદ્યાર્થીઓના કરતાં ચઢિયાતું હોય એ સમજી શકાય એમ છે. પરંતુ એક જ દેશમાં અને સાથે રહેતા ભણતા વિદ્યાર્થીઓના શરીરના માપની સરખામણીમાં જ્યારે ગુજરાતીઓ નીચા ઊતરે ત્યારે વિદ્યાર્થીઓને શરમાવા જેવું થાય છે, એટલું જ નહીં પણ તેમનાં શિક્ષકો અને માબાપને પણ પોતાની જુમ્મેદારીનું ભાન નથી તે સ્પષ્ટ થાય છે. મુંબઈ યુનિવર્સિટી તરફથી નીમવામાં આવેલા આ વિષયના નિષ્ણાત વિદ્વાનોએ વિદ્યાર્થીઓના ત્રણ વિભાગ પાડ્યા છે. રોગિષ્ઠ વિદ્યાર્થીઓને ત્રીજા વિભાગમાં, નબળા વિદ્યાર્થીઓને બીજા વિભાગમાં અને સશક્ત અને સાધારણ વિદ્યાર્થીઓને ૧લા વિભાગમાં મૂકવામાં આવે છે. ગુજરાતની કૉલેજોમાંથી ફક્ત ૩૦ કે ૪૦ ટકા જેટલા જ વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમાં મૂકવા લાયક હોય છે. પણ બીજી કૉલેજોમાં આવિદ્યાર્થીઓની સંખ્યા વધારે હોય છે. આ વિષે નીચેના આંકડાઓ સચોટ રીતે હકીકત રજૂ કરે છે. તેમાં ખાસ ધ્યાનમાં લેવા જેવી વાત તો એ છે કે, ગુજરાતની કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીની શારીરિક સ્થિતિ એક વર્ષમાં વધુ ખરાબ થઈ છે.

| | ૧૯૩૭–૩૮ ૧લા વર્ગના વિદ્યાર્થીના ટકા | ૧૯૩૮–૩૯ ૧લા વર્ગના વિદ્યાર્થીના ટકા |
|---|---|---|
| ગુજરાત કૉલેજ, અમદાવાદ | ૩૯.૯ | ૨૭.૮ |
| અમદાવાદ કૉલેજ ઑફ કૉમર્સ | ૪૦.૮ | ૨૯.૨ |
| એલ. ડી. કૉલેજ, અમદાવાદ | ૩૮.૫ | ૨૬.૦ |
| ભાવનગર કૉલેજ | ૪૦.૦ | ૩૮.૫ |
| જૂનાગઢ કૉલેજ | ૫૦.૦ | ૪૭.૦ |
| બરોડા કૉલેજ | ૫૧.૩ | ૫૧.૩ |
| ગો. સુ. મેડિકલ કૉલેજ, મુંબઈ | ૫૭.૭ | ૬૩.૮ |
| નાસીક કૉલેજ | ૪૭.૨ | ૫૯.૦ |
| ફર્ગ્યુસન કૉલેજ | ૫૭.૦ | ૬૦.૨ |

યુનિવર્સિટીના મેડિકલ ઑફિસર ડૉ. ગાડગીલના અભિપ્રાય પ્રમાણે, અમદાવાદની કૉલેજના વિદ્યાર્થીની શારીરિક સ્થિતિના માપના આંકડા તૈયાર કરનારા ડૉક્ટરોની બેદરકારીને લીધે, તેમની ઉપર બહુ આધાર રાખી શકાય તેમ નથી. પરંતુ મુખ્ય વાત તો એ છે કે, તેમની શારીરિક સ્થિતિ ગયે વર્ષે પણ ખરાબ હતી અને હજુ પણ તેમાં સુધારા થયાનાં ચિહ્ન દેખાતાં નથી. મેડિકલ અને વરોદરાની કૉલેજોમાં કાંઈક સુધારો જોવામાં આવે છે અને તેને માટે કૉલેજના અધિકારીઓને ધન્યવાદ ઘટે છે. બીજી કૉલેજના અધિકારીઓ આ વિષયમાં રસ લે અને પોતાને સોંપવામાં આવેલા વિદ્યાર્થીની ફક્ત માનસિક ખિલવણી ઉપર ધ્યાન આપવા ઉપરાંત શારીરિક ખિલવણી ઉપર ધ્યાન આપે, તો થોડાં વર્ષમાં સુધારો થઈ શકે છે, તે વરોદરા કૉલેજના દાખલા ઉપરથી સ્પષ્ટ થાય છે.

જેવી કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓની સ્થિતિ છે તેવી જ શાળાઓમાં ભણતા બાળકોની સ્થિતિ છે, એ મુંબઈ મ્યુનિસિપાલિટીના દાક્તરી અમલદારના રિપોર્ટ ઉપરથી જાણી શકાય છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી ડૉ. એલ. કે. શાસ્ત્રી અને બીજા ડૉક્ટરોએ કરેલી તપાસના

પરિણામે જણાયું છે કે, ફક્ત ૨૫ ટકા જેટલાં જ બાળકો સ્વચ્છ અને તંદુરસ્ત ગણી શકાય અને બાકીનાં ૭૫ ટકા રોગિષ્ઠ કે અશક્ત હોય છે. તેમની ઊંચાઈ, વજન, અને બીજાં શારીરિક માપ ધોરણ કરતાં ઘણાં ઓછાં છે. તેમણે આ આદર્શ ધોરણ કઈ પદ્ધતિસર નિર્માણ કર્યું છે તે સ્પષ્ટ નથી. આપણા દેશની જુદી જુદી જાતિઓ માટે શરીરના માપનાં ધોરણ જુદાં હોય તે સ્વાભાવિક છે. આ સ્વાભાવિક ભેદ ધ્યાનમાં લઈને સરેરાશ માપ ઉપરથી સાધારણ (Normal) માપ નક્કી કરવું જોઈએ અને પછી આ માપને આદર્શ (Standard) માપ સુધી ચઢાવવું જોઈએ. આ પ્રમાણે યોજના અને પદ્ધતિસર કામ થાય તો જ પ્રજાના શરીરનો વિકાસ યોગ્ય રીતે સાધી શકાય. આખા ગુજરાતમાં આ પ્રમાણે પદ્ધતિસર કામ થાય તેને માટે નીચેની યોજના શાળાના અધિકારીઓ સમક્ષ મૂકવાની જરૂર જોઉં છું.

૧. દરેક શાળામાં દરેક બાળકના શરીરનાં માપ વર્ષમાં એક વખત એક જ શિક્ષકના હાથે એક જ પદ્ધતિ પ્રમાણે નીચેની વિગતો સાથેના પત્રકમાં લેવાં:—

ઉંમર ઊંચાઈ વજન. છાતીનું માપ શ્વાસ લઈને. શ્વાસ કાઢીને.

કમરનું માપ. પગના સ્નાયુનું માપ. હાથના સ્નાયુનું માપ

૨. આ જ પત્રકનું એક પાનું એક બાળક માટે પાંચથી દસ વર્ષ માટે રાખવાથી તેની શારીરિક સ્થિતિમાં શો ફેરફાર થાય છે તે જોઈ શકાશે.

૩. આ જ પત્રકના બીજા પાનામાં એક જ ઉંમરનાં બધાં બાળકોનાં માપ લખીને, તેનો સરવાળો કરીને અને બાળકોની સંખ્યાથી ભાગીને, દરેક ઉંમરે બાળકનું સરેરાશ માપ શું આવે છે તે નિર્ણય કરવો

૪. આ સરેરાશમાં દર વર્ષે સુધારો થવો જોઈએ, અને તે સુધારો સાધવામાં શિક્ષકો, બાળકો, અને બાળકોના ખોરાક ઉપર ધ્યાન રાખનાર માતપિતાઓનો સહકાર સાધવો જોઈએ. દરેક શાળામાં આ સરેરાશ માપમાં દર વર્ષે સુધારો કરનાર બાળકને ઇનામ કે ચાંદ આપવા અને આખી શાળામાં સારી પ્રગતિ કરનારને એક 'શિલ્ડ' કે 'ટ્રોફી' આપવી.

૫. આ પ્રમાણે વ્યક્તિઓને શરીર સુધારવાનું ઉત્તેજન મળશે, એટલું જ નહિ પણ શાળાઓની સરેરાશ ઊંચી રાખવાના પ્રયત્નથી સમૂહગત ઉત્તેજન મળવાથી આખી પ્રજાનું શરીર વીસ પચીસ વર્ષમાં સુધરવાનો સંભવ છે.

ઉપરની યોજનામાં સહકાર આપવાને તૈયાર શાખાઓ, સંસ્થાઓ, અને અન્ય વ્યક્તિઓને મારી સાથે પત્રવ્યવહાર કરવાની વિનંતિ છે. સમગ્ર ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના જિલ્લાવાર, અને હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, યહૂદી વગેરેના કોમવાર આંકડાઓ ભેગા કરીને તે ઉપરથી દેશની પ્રજામાત્રની તંદુરસ્તીનાં ધોરણો નક્કી કરવાનું કામ મેં માથે લીધું છે. અંગ્રેજ, અમેરિકન કે બીજી પ્રજાઓની સરખામણીમાં આપણી પ્રજાને નબળી ગણવામાં આવે છે, તે વિચાર-પ્રણાલિકામાં ભૂલ રહેવા સંભવ છે. દરેક પ્રજાનું કદ, ઊંચાઈ કે બંધારણ તેની જાતિની ઉપર આધાર રાખે છે. તેમાં કસરત કે કેળવણીથી વધઘટ થઈ શકે છે; તેનો અંદાજ સમજીને પ્રજાની શારીરિક કેળવણીના ઉપાયો યોજવાનું કામ ઘણું અગત્યનું છે. આ વિષયમાં ખરા દિલથી કામ કરનારને અને વિશ્વાસપાત્ર આંકડા મેળવી આપનારને તેમ જ શરીર સુધારનાર બાળકોને પારિતોષિક આપવાને માટે નાણાં આપવાની ગોઠવણ પણ થવાથી ઘણા લાભ થઈ શકે એમ છે. આ પ્રમાણે પારિતોષિક આપવાની યોજનાથી એક જ વર્ષમાં સ્પષ્ટ લાભ થાય છે, એ દિલ્હી ગુજરાતી સમાજના અનુભવથી કહી શકાય. નીચેના આંકડા ઉપરથી વ્યક્ત થશે કે, જરા સંભાળ લેવાય અને બાળકોને સહેજ ઉત્તેજન આપવામાં આવે, તો શરીર-સુધારણાનાં ચિહ્નો દેખાઈ આવે છે. આશા છે કે, દિલ્હી ગુજરાતી સમાજના શાળાના સંચાલકોએ જેવી રીતે આ દિશામાં સહકાર આપ્યો છે, તેવો જ સહકાર બીજી શાળાઓના સંચાલકો ત્વરાથી આપશે.

દિલ્હી ગુજરાતી સમાજ શાળાના વિદ્યાર્થીઓ – છોકરાઓ

| ઉંમર | સંખ્યા | વર્ષ | સરેરાશ ઊંચાઈ | સરેરાશ વજન | છાતી શ્વાસ લઈને | છાતી શ્વાસ કાઢીને | હાથના સ્નાયુ | પગના સ્નાયુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ૭ | ૧૯૩૮ | ૪૧.૭ | ૩૪ ૦ | ૨૧.૦ | ૨૦.૦ | ૬.૧ | ૮.૦ |
| | ૬ | ૧૯૩૯ | ૪૩.૦ | ૩૬.૫ | ૨૧.૭ | ૨૦.૪ | ૬.૨ | ૮.૧૨ |
| ૭ | ૪ | ૧૯૩૮ | ૪૫.૦ | ૩૮.૭૫ | ૨૨.૫ | ૨૧.૭૫ | ૬.૦ | ૮.૨૫ |
| | ૧૬ | ૧૯૩૯ | ૪૪.૫ | ૩૯ ૫ | ૨૨.૫ | ૨૦.૧ | ૬.૫ | ૮.૪ |
| ૮ | ૧૬ | ૧૯૩૮ | ૪૬.૪ | ૪૨ ૦ | ૨૨.૫ | ૨૧.૫ | ૬.૩ | ૮.૫ |
| | ૭ | ૧૯૩૯ | ૪૬.૬ | ૪૧ ૭ | ૨૩.૦ | ૨૧.૪ | ૬.૫ | ૮.૬ |
| ૯ | ૮ | ૧૯૩૮ | ૪૭.૩ | ૪૩.૪ | ૨૩.૨ | ૨૨.૩ | ૬.૪ | ૮.૬ |
| | ૧૫ | ૧૯૩૯ | ૫૧.૦ | ૪૮.૩ | | ૨૨.૫ | ૬.૭ | ૯ ૦ |
| ૧૦ | ૭ | ૧૯૩૮ | ૪૮.૫ | ૪૬.૫ | ૨૩.૬ | ૨૨.૩ | ૬.૬ | ૮.૯ |
| | ૯ | ૧૯૩૯ | ૪૯.૬ | ૪૯.૦ | ૨૪.૧ | ૨૨.૫ | ૬.૮ | ૯.૧ |
| ૧૧ | ૪ | ૧૯૩૮ | ૫૨.૭ | ૫૭.૦ | ૨૫.૪ | ૨૩.૬ | ૬.૯ | ૯.૯ |
| | ૪ | ૧૯૩૯ | ૫૧.૭ | ૫૩.૫ | ૨૪.૮ | ૨૩.૩ | ૭.૩ | ૯.૩ |
| ૧૨ | ૧ | ૧૯૩૮ | ૬૦.૦ | ૮૦ ૦ | ૨૭.૫ | ૨૫.૫ | ૭.૫ | ૧૧.૫ |
| | ૧ | ૧૯૩૯ | ૫૩.૦ | ૬૬.૫ | ૨૬.૦ | ૨૫.૩ | ૭ ૮ | ૧૦.૫ |
| ૧૩ | ૧ | ૧૯૩૮ | ૫૬ ૦ | ૮૧.૯ | ૨૯ ૨ | ૨૮.૪ | ૮.૭૬ | ૧૧.૨૫ |

ઉપરના આંકડા ઉપરથી બીજું એટલું સિદ્ધ થાય છે કે, બાળકોની કેવળ શારીરિક કે વૈદકીય તપાસ કરવા ઉપરાંત સમૂહોની સરેરાશ ગણતરી વધારે ઉપયોગી અને કાર્યસાધક ગણી શકાય. આપણી શાળાઓમાં આ વિષે ઘણી માહિતી ફરીછવાઈ પડેલી છે, પરંતુ તેનો સામુદાયિક ઉપયોગ કરવાને અને તેમાંથી આખી પ્રજાની શારીરિક ઉન્નતિનું ધોરણ નક્કી કરવાને માટે સતત પ્રયાસની જરૂર છે.

લલિતકુંજ, ખાર, પોપટલાલ ગોવિંદલાલ શાહ
મુંબઈ ૨૧
તા ૧૧-૩-'૪૦

# વહેવારુ ખગોળ—૭

## સિંહાવલોકન

સૂર્યની મદદથી આપણે જે બાબતો જાણી શકીએ, તે બધી હવે આપણે પૂરી કરી છે. આપણે આગળ જઈએ તે પહેલાં અત્યાર સુધીમાં આપણે જે જાણ્યું તે પર ફરીને નજર કરી જવી ઠીક પડશે. સૂર્યની છાયા પરથી સમય, દિશા, અક્ષાંશ, રેખાંશ, સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો આપણે જાણ્યા. આમાં માત્ર રેખાંશ કાઢવા માટે આપણે ઘડિયાળની મદદ લીધી છે. બીજી કોઈ બાબતમાં સૂર્યની છાયા સિવાય કોઈ વસ્તુની મદદ આપણે લીધી નથી.

રેખાંશ વસ્તુ જ એવી છે કે તે ઘડિયાળની મદદ વગર જાણી શકાય જ નહિ, કારણ કે અક્ષાંશ કુદરતી વસ્તુ છે, ત્યારે રેખાંશ કૃત્રિમ વસ્તુ છે. પૃથ્વી પોતાની ધરી પર દિવસમાં એક આંટો ફરે છે, તેથી ધરીના બે છેડા એટલે બે ધ્રુવ, તે બન્નેની બરાબર વચ્ચે આવેલું વિષુવવૃત્ત, અને વિષુવવૃત્તથી કોઈ પણ જગાનું ઉત્તર દક્ષિણ અંતર એટલે અક્ષાંશ. આ બધું કુદરતે જ નક્કી કરી આપ્યું છે; તેમાં માણસ કંઈ પણ ફેરફાર કરી શકે એમ નથી. પણ રેખાંશનું આવું નથી. પૃથ્વી પરની કોઈ પણ જગાના રેખાંશ શૂન્ય તરીકે લઈ શકાય અને તેને અનુસરીને પૃથ્વીની બધી જગાના રેખાંશ કાઢી શકાય. જે જગાના રેખાંશ શૂન્ય ગણવામાં આવે, તે જગાથી બીજી કોઈ પણ જગાનું પૂર્વ કે પશ્ચિમ અંતર તે જ આ બીજી જગાના રેખાંશ. આ અંતર માઈલમાં અથવા કલાકમાં માપીને તેના અંશ કરવાથી રેખાંશ આવે. માઈલમાં માપવાનું કામ ખૂબ મહેનતવાળું છે, પણ તાર અને રેડિયોના આજના જમાનામાં કોઈ પણ એક જ ક્ષણે બે જગાઓના સ્થાનિક સમયો (જે અગાઉથી આકાશીય પદાર્થો પરથી સ્વતંત્ર રીતે નક્કી કરવામાં આવ્યા હોય છે તે) તેને સરખાવીને તે બે જગાના રેખાંશ વચ્ચેનો ફરક જાણી શકાય છે, અને આ બે જગામાંથી એક જગાના રેખાંશ અગાઉથી જાણવામાં હોય, તો બીજી જગાના રેખાંશ નક્કી કરી શકાય છે.

આમ રેખાંશ કાઢવાનું કામ ઘડિયાળ વગર થઈ શકે એવું નથી જ, તેથી તેને માટે આપણે ઘડિયાળ વાપરી છે. પણ બીજી કોઈ બાબત નક્કી કરવા માટે આપણે ઘડિયાળ વાપરી નથી એટલું જ નહિ, પણ આકાશના પદાર્થોની ગતિ પરથી જ દુનિયાનાં બધાં ઘડિયાળોની ગતિ નક્કી કરવામાં આવે છે, તેથી આપણે પણ સૂર્યની છાયા પરથી ઘડિયાળમાં સમય મૂકવાની રીત આપી છે. વિશેષમાં એક વાત રહે છે, અને તે એ કે, જો આપણી પાસે અગાઉથી બરાબર મેળવેલું ઘડિયાળ હોય, તો સૂર્યની છાયાને બદલે તે ઘડિયાળ પરથી જ અક્ષાંશ, રેખાંશ અને દિશા જાણી શકાય છે. અને તેની પણ રીત આપણે આપી છે.

આ લેખમાળાના બીજા લેખમાં જણાવ્યું હતું તે પ્રમાણે, આ વિષયોને આપણા જૂના ગ્રંથોમાં ત્રિપ્રશ્ન કહ્યો છેઃ ત્રિપ્રશ્ન એટલે દિક્ (દિશા), દેશ (અક્ષાંશ અને રેખાંશ) અને કાલ. અત્યારના ખગોળ અને ભૂગોળના વિદ્વાનો પણ આજનાં સૂક્ષ્મ યંત્રોની મદદથી આ વિષયોમાં ખગોળનો ઉપયોગ કરે છે. જમીનમાપણી અને તે ઉપરથી ભૂગોળના નકશા બનાવવા, ઘડિયાળોને નિયમિત રાખવાં, ભરદરિયે આગબોટ ચલાવવાની દિશા નક્કી કરવી, વગેરે રોજનાં વહેવારુ કામકાજ ખગોળની મદદ વગર બની શકતાં નથી; અને વિમાનો વધારે પ્રગતિ કરશે ત્યારે તેને પણ ખગોળની મદદ લેવી પડશે.

ખગોળશાસ્ત્રનો અભ્યાસ બુદ્ધિને તીવ્ર બનાવે છે, શોધકશક્તિનો વિકાસ કરે છે, કલ્પનાશક્તિને વિશાળ બનાવે છે, જગતની અનંતતા અને માનવની અલ્પતા સમજાવે છે, આકાશની દિવ્ય જ્યોતિઓનાં દર્શનથી હૃદયને સાત્ત્વિક આનંદથી છલકાવી દે છે, અને ઐહિક જગતની મર્યાદાઓ ભુલાવીને મનુષ્યને આધ્યાત્મિક પ્રદેશોમાં પહોંચાડી દે છે. એ જ આ શાસ્ત્રનો મનુષ્ય પરનો મોટામાં મોટો ઉપકાર છે અને તેની આગળ અગાઉ ગણાવેલા વહેવારુ લાભ અત્યંત તુચ્છ છે. તેથી જ્યારે કોઈ લેખક આ શાસ્ત્રની વિશાળ મર્યાદાઓમાં ઘૂમતો હોય, ત્યારે તે સામાન્ય વાચકની ઉપેક્ષા કરીને અલ્પસંખ્યક વિદ્વાનોને માટે શાસ્ત્રીય સાહિત્ય રચે છે એમ કહેવું એ યોગ્ય નથી; કારણ કે આપણો બધાંનો અનુભવ છે કે, આ કહેવાતા 'શાસ્ત્રીય' વિષયોની ટાંકીનું પાણી અનેક નળ વાટે થઈને સમાજના સૌથી નીચેના થરમાં પહોંચી જાય છે.

આમ છતાં પણ આ શાસ્ત્રના બૌદ્ધિક અને આધ્યાત્મિક લાભોને એક બાજુ ઉપર રાખીને, તેના રોજબરોજના વહેવારુ ઉપયોગ ઉપર લખવાનું આ લેખમાળામાં અમે સ્વીકાર્યું છે. અને તેમ છતાં આ લેખમાળાનો ઉપયોગ અમુક સંખ્યા જ કરશે એ પણ દેખીતું છે. આમાં વાચક કે લેખક કોઈનો દોષ નથી. દરેક વિષયની પોતપોતાની મર્યાદાઓ હોય છે; અને લેખકમાં પોતાના વિષયને રસિક કરવાની ગમે તેટલી શક્તિ હોય, તોપણ એ મર્યાદાની બહાર તે જઈ શકતો નથી. શાસ્ત્રીય વિષયોને રસિક બનાવવા માટે પશ્ચિમમાં સમર્થ લેખકોએ શાસ્ત્રીય વિષયોને ગૂંથીને નવલકથાઓ લખી છે, પણ આ નવલકથાઓ પ્રણયની નવલકથાઓ જેટલી કદી નહિ વંચાય. આ લેખમાળા છ મહિના લખ્યા પછી અને હજુ પણ આને આગળ ચલાવવાની છે તે પહેલાં આટલો ખુલાસો કરવાની જરૂર અમને લાગી છે, જેથી આ બાબતમાં કંઈ ગેરસમજણ થવા ન પામે, અને જો થઈ હોય તો નીકળી જાય.

### ચંદ્ર

આટલી સ્પષ્ટતા કર્યા પછી હવે આપણે આગળ ચાલીએ. સૂર્ય પછી સ્વાભાવિક રીતે જ ચંદ્ર લઈશું. પણ ચંદ્રની ગતિ બહુ અનિયમિત છે. ચંદ્ર પરથી સમય વગેરે સહેલાઈથી જાણી શકાતાં નથી. ચંદ્રકળાનાં ક્ષયવૃદ્ધિ અત્યંત જાણીતી બાબત હોવાથી તે વિષે કંઈ કહેવાની જરૂર નથી. છતાં આકાશનું આપણું અવલોકન કેટલું કાળજી વિનાનું હોય છે તેનો એક દાખલો આપીએ. સુદ અગિયારશે અને વદ અગિયારશે ચંદ્રનો કઈ તરફનો ભાગ ખંડિત હોય છે તે વિષે બહુ થોડા લોકો બરાબર જાણતા હશે. સુદમાં પૂર્વ તરફનો અને વદમાં પશ્ચિમ તરફનો ચંદ્રનો ભાગ ખંડિત હોય છે અને તેના કરતાં ઊલટી દિશાનો ભાગ બરાબર ગોળાકાર હોય છે.

રાતે ચંદ્ર ક્યારે ઊગશે અથવા આથમશે એ જાણવું રોજના વહેવાર માટે બહુ ઉપયોગી છે. એટલું તો બધા જાણતા હશે કે, સુદમાં ચંદ્ર સાંજે આકાશમાં ઊગેલો જ હોય છે, પણ સવાર થતાં પહેલાં તે આથમી જાય છે; પણ વદમાં તે રાતે મોડો ઊગે છે અને ઠેઠ સવાર સુધી આથમતો નથી. અમાસે ચંદ્ર બિલકુલ દેખાતો નથી અને પૂનમે તે બરાબર સાંજે ઊગી આખી રાત પ્રકાશી બરાબર સવારે આથમી જાય છે. કોઈ પણ તિથિએ ચંદ્ર ઊગવા કે આથમવાનો સમય બરાબર કાઢવો એ બહુ અઘરું છે, પણ એ સમય સુમારે કાઢવો એ બહુ સહેલું છે. અહીં આપણે એટલું યાદ રાખવાની જરૂર છે કે, સુદમાં ચંદ્ર આથમવાનો અને વદમાં ચંદ્ર ઊગવાનો વખત જાણવાની જ આપણને જરૂર છે. આ હિસાબ એવો છે કે સુદની તિથિના આંકડાને બમણો કરવાથી જે આવે તેટલી ઘડી રાત જાય, એટલે કે સૂર્યાસ્ત પછી તેટલી ઘડી જાય, ત્યારે ચંદ્ર આથમે; અને વદની તિથિના આંકડાને બમણો કરવાથી જે આવે તેટલી ઘડી રાત જાય, એટલે કે સૂર્યાસ્ત પછી તેટલી ઘડી જાય, ત્યારે ચંદ્ર ઊગે. સૂર્યાસ્તનો સમય કાઢવાની રીત ગયા લેખમાં આપી છે. દાખલા તરીકે, સુદ અગિયારશે સૂર્યાસ્ત પછી ૨૨ ઘડી, એટલે ૮ કલાક ૪૮ મિનિટ વીત્યે, ચંદ્ર આથમશે, પણ વદ અગિયારશે સૂર્યાસ્ત પછી ૮ કલાક ૪૮ મિનિટ વીત્યે ચંદ્ર ઊગશે. આ હિસાબ ગામડાના લોકો જાણે છે. પણ આ પ્રમાણે આવતો સમય બહુ સ્થૂળ આવે છે એ યાદ રાખવું.

હરિહર ભટ્ટ

# અજાતશત્રુ લિંકન

## ૪. ન્યાયની વકીલાત

સ્પ્રિંગફિલ્ડમાં આવીને લિંકને સ્પીડ નામના વેપારીની દુકાને પોતાનો ઘોડો ઊભો રાખ્યો. દુકાનમાં જઈ તેણે સ્પીડને એક ખાટલો, શેતરંજી અને ચાદરની કિંમત પૂછી. સ્પીડે દરેક વસ્તુની કિંમત ગણીને સત્તર ડૉલરનો અંદાજ કહ્યો. આ દરમ્યાન લિંકન ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. સત્તર ડૉલરનો અંદાજ સાંભળી તેણે કહ્યું, 'સ્પીડ, તમારો અંદાજ બિલકુલ વાજબી છે એમાં શક નથી, પરંતુ આજે તો મારી પાસે એક દમડી પણ નથી. આવતી નાતાલને વાયદે આટલી વસ્તુઓ મને ઉધાર આપશો? એક બીજી વસ્તુની પણ તમને જાણ કરવી જોઈએ. હું અહીં વકીલાતનો ધંધો કરવાને આવ્યો છું. તેમાં સફળ થઈશ તો ખચૂસ તમારું લેણું વખતસર પતાવીશ. પણ આજે હું એવી નાદાર હાલતમાં છું કે, એ ધંધામાં નિષ્ફળ નીવડ્યો તો, હું નથી ધારતો કે, એ પૈસા તમને કદી પાછા આપી શકું.' લિંકનની પારદર્શક નિખાલસતા અને તેના ચહેરાના ગહન કારુણ્યે સ્પીડના હૃદયમાં તેના પ્રત્યે ઊંડો સમભાવ જાગ્રત કર્યો. તેણે કહ્યું, 'આ દુકાનનો માળ તદ્દન ખાલી છે અને મારો પલંગ પણ મોટો છે. જો તમને વાંધો ન હોય તો આપણે બંને માટે અહીં પૂરતી સગવડ છે.' લિંકન માળ ઉપર ચઢી બધું જોઈ આવ્યો. આ અજાણ્યા માણસે તેના પ્રત્યે બતાવેલી અપાર મમતાથી તે ગળગળો થઈ ગયો. ગદ્ગદ કંઠે તેણે સ્પીડના ઉદાર અને સ્નેહભીના આમંત્રણનો આભારવશ થઈ સ્વીકાર કર્યો. આ ઘડીથી સ્પીડ જોડેની તેની આજીવન મૈત્રીની અતૂટ ગાંઠ બંધાઈ. દુનિયામાં એકમાત્ર આ સમાનશીલ મિત્ર આગળ જ લિંકને પોતાનું હૃદય ખોલ્યું, અને સુખદુઃખની વાતો કરી પોતાના અંતરની વ્યથા કંઈક હળવી કરી હતી. લિંકન સાથેની તેની આ પ્રથમ મુલાકાતનું બયાન કરતાં સ્પીડે પાછળથી જણાવ્યું હતું કે, એ મુલાકાત પહેલાં કે તે પછી પણ લિંકનના જેવો ગમગીન ચહેરો કદી તેના જોવામાં આવ્યો નહોતો.

સ્પ્રિંગફિલ્ડમાં આવ્યે ત્રણ અઠવાડિયાં પછી લિંકને સ્ટુઅર્ટ જોડે વકીલાતનો આરંભ કર્યો. જીવનમાં તેને માટે આ તદ્દન નવીન પ્રકારનો અનુભવ હતો. આજ સુધીનું એનું જીવન ઘણુંખરું રખડપટ્ટીનું હતું. એમાં વખતની જરાયે કિંમત નહોતી અને નિયમિતતાની તો એથીયે ઓછી. તે પોતાના કંઈ અગત્યના કામે નીકળ્યો હોય અને રસ્તામાં કોઈ વિધવા ડોસીને લાકડાં ચીરનારની જરૂર હોય કે કોઈ ગરીબ ખેડૂતને કંઈક મદદની જરૂર હોય, તો કામ કામની જગ્યાએ રહેતું અને લિંકન મદદ કરવાને ત્યાં અચૂક થોભ્યો જ હોય. જેમને મદદની જરૂર હોય તેમને સહાય કરવી એથી વિશેષ અગત્યનું કામ કયું? અને કાળ તો અનંત છે એટલે પોતાનું કામ આજને બદલે કાલે થાય તો શું ખાટુંમોળું થઈ જવાનું હતું? આમ, પ્રકૃતિથી જ પરગજુ અને પોતાના હિતને વિષે બેપરવા લિંકનને જુદી જ જાતના અને તેની પ્રકૃતિથી કાંઈક ઊલટી પ્રકૃતિના ધંધા જોડે મેળ બેસાડવાનો હતો. એ ધંધામાં તો વખતસર ઑફિસે જવાનું, વખતસર અસીલોના કેસ તૈયાર કરવાના અને નિયમિત રીતે વખતસર કોરટમાં હાજર થવાનું. વળી, આ ઉપરાંત સામાન્ય રીતે, કઠિન કેસો જીતવા અનેક પ્રકારના કાવાદાવા કરવાના, પોલીસો પાસેથી કેસને અંગેની મહત્ત્વની માહિતી મેળવવા તથા સામા પક્ષના સાક્ષીઓને ફોડવા લાંચરુશવત આપવાની, અને ધંધો હંમેશ ધીકતો ચાલુ રાખવાને કજિયાદલાલો મારફત નાની નાની તકરારો ઘરમેળે પતાવવાને બદલે લોકોને કોરટે જવાને ઉશ્કેરવાના. આવી વિષમ પરિસ્થિતિમાંથી લિંકનને પોતાનો માર્ગ કાઢવાનો હતો. આ પરિસ્થિતિમાં તે કંઈક અંશે વકીલાતના ધંધાને અનુકૂળ થયો અને ઘણે અંશે એ ધંધાને તેણે પોતાને અનુકૂળ કર્યો. ખંતપૂર્વક તેણે નિયમિતતા કેળવી, અને વખતસર અસીલોના કેસ તૈયાર કરવાની અને કોરટમાં હાજર થવાની ટેવ પાડી. પણ એ ધંધાનાં ગલીચ પ્રલોભનોને તે કદી વશ ન થયો; તેમ જ તેની હીન પ્રણાલીથી તે સદંતર અળગો રહ્યો. તેની સ્થિતિ અતિશય

કંગાલ હતી; અને તેને માથે એટલું બધું કરજ હતું કે, ધંધામાં સફળ થવું એ તેને માટે જીવનમરણનો સવાલ હતો. પરંતુ આ વિકટ સંજોગોમાં પણ એણે પૈસાને પહેલી પસંદગી ન આપી. તેમ જ પૈસાને બદલે સત્ય, ન્યાય કે પ્રામાણિકતાનો વિનિમય કદી પણ ન કર્યો. શું પૈસા એટલા બધા કીમતી અને પ્રામાણિકતા, ન્યાયપરાયણતા તથા ભ્રાતૃભાવ એટલાં બધાં ક્ષુલ્લક કે પૈસાને સારુ તેમનો વિક્રય કરવો? લિંકને જીવનમાં કદી પણ આવો અવળો અને હીન સોદો ન કર્યો. તેણે નાણાંની નહિ પણ ન્યાયની વકીલાત કરી અને તેમાં સંપૂર્ણ ફતેહ મેળવી.

લિંકનને કાયદાની બારીકાઈનો ઉપયોગ કરવામાં કે તેની છટકબારીનો લાભ લેવામાં જરાયે રસ નહોતો. સાચા પક્ષને ન્યાય મેળવી આપવા માટે કાયદાનો ઉપયોગ કરવામાં જ તેને રસ હતો. તેના ધંધાના સાથીઓ તથા ન્યાયાધીશોએ લિંકન વિષેના અનુભવો આપતાં જણાવ્યું છે કે, કેસની સત્યતાની તેને ખાતરી થઈ કે તેની પ્રતિભા ઝળકી ઊઠતી. પછી તે કેસ ગમે એટલો અટપટો કે આંટીઘૂંટીવાળો હોય તોપણ તેની રજૂઆત તે એટલી બાહોશીથી અને તેનું સમર્થન એટલી સચોટતાથી કરતો કે તે સાંભળી બધા છક થઈ જતા. પણ કેસની સત્યતા વિષે તેને સહેજ પણ શંકા પડી કે તેનો ઉત્સાહ સાવ મંદ પડી જતો અને તેની કુશાગ્ર બુદ્ધિ પણ કુંઠિત થઈ જતી. એક વખતે તે કોરટમાં કેસની રજૂઆત કરતો હતો ત્યાં એકાએક તેને તેની અસત્યતાની પાકી ખાતરી થઈ ગઈ. તે કેસ ત્યાં ને ત્યાં પડતો મૂકી તેણે કોરટમાંથી દોટ મૂકી અને પોતાના ઉતારાની વીશીમાં ચાલ્યો ગયો. લિંકનના આ વિચિત્ર વર્તનથી ન્યાયાધીશ તથા કોરટમાં હાજર રહેલા બધાને આશ્ચર્ય થયું. તેમને લાગ્યું કે લિંકન ગાંડો થઈ ગયો કે શું! થોડી વાર પછી ન્યાયાધીશે તેને બોલાવવાને માણસ મોકલ્યો. લિંકને પોતાના અસભ્ય વર્તન માટે ન્યાયાધીશની [illegible] કે, મારા હાથ એટલા [illegible], એવા કલુષિત હાથે હું [illegible] એમ નથી, [illegible]

કેસ બીજા વકીલને આપી દીધો અને જણાવ્યું કે, 'એ માણસ ગુનેગાર છે, એનો બચાવ હું ન કરી શકું.' આમ છતાં વકીલાતના ધંધામાં તેની વધુ ને વધુ પ્રગતિ થતી ગઈ અને પરિણામે તેની કમાણી પણ વધતી ગઈ; પરંતુ તેની પ્રામાણિકતા અને ઉદારતા એથી પણ વિશેષ વધતાં ગયાં.

એક અસીલ ૬૦૦ ડૉલરનો દાવો કરાવવાને તેની પાસે આવ્યો. લિંકને તેને કહ્યું કે, 'કાયદો તમારી તરફેણમાં છે અને એ કેસ જીતીને તમારા ૬૦૦ ડૉલર હું ખચીત તમને મેળવી આપી શકું. પરંતુ એમ કરતાં એક પ્રામાણિક કુટુંબ ઉપર ભારે આપત્તિ લાવવામાં હું ભાગીદાર બનું, એ મારાથી ન બને.' એટલે તમારો કેસ અને તેની ફીને જતાં કરવાનું જ હું વધારે પસંદ કરું છું. પણ કશુંયે દામ લીધા વિના તમને હું એક સલાહ આપું કે, તમે પાછા ઘેર જાઓ અને ૬૦૦ ડૉલર મેળવવાનો બીજો વધારે પ્રામાણિક ઉપાય વિચારી કાઢો.' આમ લિંકને એક ગરીબ કુટુંબને દુઃખમાં ઉતારવા કરતાં પોતાની ફી જતી કરવાનું વધારે પસંદ કર્યું. એક ધનિક એક ગરીબ માણસ પાસે અઢી ડૉલર માગતો હતો. તે માણસ એવી કંગાળ હાલતમાં હતો કે ફૂટી બદામ આપવાની પણ તેની ગુંજાશ નહોતી. આ રકમ વસૂલ કરવાને કેસ મંડાવવા તે ધનિક લિંકન પાસે આવ્યો. તેણે તેને પોતાની જીદ છોડી દઈ એ રકમ જતી કરવા સમજાવ્યો, અને કહ્યું કે કેસ કરવા જતાં તો વસૂલ કરવાની રકમ કરતાં કેટલુંયે વધારે ખરચ થશે. પણ પેલો ધનિક એકનો બે ન જ થયો. તેને તો પેલા બિચારા ગરીબ ઉપર વેર લેવું હતું. લિંકને તેની પાસે ફીના દશ ડૉલર માગ્યા. એમાંથી અડધા પેલા ગરીબને આપી તેની પાસે પેલા માગનારને અઢી ડૉલર આપી દેવડાવ્યા. આમ એ કેસનો નિવેડો આણી પેલા ગરીબ માણસને તેણે આફતમાંથી ઉગાર્યો.

ધંધામાં સફળતા મળતાં સામાન્ય રીતે બને છે તેમ, લિંકનનો પોતાનાં ગરીબ માનવબંધુઓ પ્રત્યેના સમભાવનો અખૂટ ઝરો સુકાયો નહિ પણ વધુ ને વધુ વિશાળ થતો ગયો અને પ્રબળ વેગથી વહેવા લાગ્યો. જીવનના આરંભમાં તેને અતિશય હાડમારી વેઠવી પડી હતી, રોજી મેળવવા તેને બારે મથામણ કરવી પડી હતી, અને કોઈની પણ સહાય વિના

એકલે હાથે તેને દુનિયામાં પોતાનો માર્ગ કરવો પડ્યો હતો. પરંતુ જીવનના આ કઠોર અનુભવોએ તેની કોમળ લાગણીઓ અને ઉદાર ભાવનાઓને ઊગતી મોડવાને બદલે પોષી અને પલ્લવિત કરી; તથા જીવનમાં તેને મળેલી સફળતાએ તેમને ફલદાયી કરી.

તેની ફી પણ ઘણી જ માફકસરની હતી. દાવાની રકમ ગમે એટલી મોટી હોય, પણ પોતાની મહેનતના પ્રમાણમાં જ તે ફી લેતો. એક ૬૦૦ ડોલરના કેસમાં તેણે માત્ર સાડા ત્રણ ડોલરની ફી લીધી હતી. એક હોટેલના માલિકે કાયદાનાં કાગળિયાં તૈયાર કરી આપવા બદલ તેને પચીસ ડોલર મોકલાવ્યા. લિંકને તેને ૧૦ ડોલર પાછા મોકલી આપતાં જણાવ્યું કે, 'તમારા પૈસાને વિષે તમે વધારે પડતા ઉદાર જણાઓ છો અને મારી તમે બહુ ભારે કિંમત આંકતા લાગો છો. મારા કામને માટે પંદર ડોલર બહુ થઈ ગયા. માટે દશ ડોલર તમને પાછા મોકલું છું.' પરંતુ કોઈ ધનિક તેની અવગણના કરીને ઓછું દામ આપે તે તે કદી સાંખતો નહિ. એક રેલવે કંપનીના લાખો ડોલરના દાવામાં તે વકીલ હતો. સામે પક્ષે અમેરિકાના નામાંકિત અને બાહોશ વકીલો રોકયા હતા. આમ છતાં લિંકન તે કેસ જીત્યો. આને માટે લિંકને કંપની ઉપર ૨૦૦૦ ડોલરનું બિલ મોકલાવ્યું. પણ કંપનીએ માત્ર ૨૦૦ ડોલર મોકલ્યા અને વધારામાં જણાવ્યું કે, તમે માગેલી ફી તો પ્રથમ પંક્તિના વકીલને જ મળી શકે. આથી લિંકને કંપની ઉપર ફી માટે ૫૦૦૦ ડોલરનો કેસ માંડયો અને તે જીતી એ રકમ વસૂલ કરી.

તે સમયે વરસમાં ૭ માસ કોરટ દેશમાં મુખ્ય મુખ્ય કસબાઓમાં ફરતી રહેતી. કોરટ સાથે વકીલોને પણ આખા પ્રદેશમાં પ્રવાસ કરવો પડતો. સ્પ્રિંગફિલ્ડના ગીચ મહોલ્લામાં આવેલી પોતાની બંધિયાર ઑફિસમાં પુરાઈ રહેવા કરતાં વસંતની વનશ્રીથી શોભાયમાન અને સુવાસિત ઇલિનોયના માર્ગો ઉપર પ્રવાસ કરવાનું લિંકનને ખૂબ પસંદ હતું. ન્યાયાધીશ અને વકીલો એક સાથે જ ગાડામાં કે ઘોડેસવાર થઈને પ્રવાસ કરતા લિંકન પણ કંતાનની જૂની થેલી અને હાથા વિનાની દોરાથી બાંધેલી જૂની છત્રી લઈને એ સંઘમાં જોડાતો. બધા એક જ વીશીમાં ઊતરતા અને બાર વાગ્યે કોરટ ઊઘડે ત્યારે બધા સાથે જ ત્યાં હાજર થતા. અહીં ઘણીખરી ફરિયાદો જમીનની તકરારો, મારામારી અને ચોરીને અંગેની હતી. ફરિયાદ લઈ આવનાર ગરીબ ખેડૂતોને લિંકનના સાથી વકીલો નિર્દય રીતે નિચોવતા. સાંજ પડ્યે બધા વીશીમાં ભેગા થતા. અહીં ન્યાયાધીશ, વકીલો, ફરિયાદીના પક્ષના માણસો અને આરોપીના પક્ષના માણસો બધા કશા ભેદભાવ વિના લિંકનના ટેબલ આગળ એકઠા થતા અને આ વિચક્ષણ પુરુષની જાદુઈ અસરથી દિવસની તકરારો અને વેરઝેર ભૂલીને તેની રમૂજી અને આનંદપ્રદ વાતો સાંભળવામાં તન્મય થઈ જતા. લિંકન આવ્યાની ખબર પડતાં આસપાસના ગરીબ ખેડૂતો અચૂક તેને મળવા વીશી આગળ એકઠા થતા. તે પોતાનો રમૂજી ટુચકાઓનો અને હાસ્યરસભરી વાર્તાઓનો અખૂટ ભંડાર તેમની આગળ ઠાલવતો, અને પાંસળી હાલી ઊઠે ત્યાં સુધી તેમને હસાવી તેમનાં દુઃખ તથા ચિંતા ભુલાવતો. ખેડૂતોને લિંકનનો સારી પેઠે પરિચય હતો, કારણ કે આ પહેલાં તે કેટલીયે વાર ત્યાં આવ્યો હતો અને પ્રસંગ પડયે કોઈને ખેતીના કામમાં તો કોઈને લાકડાં વહેરવામાં મદદ કરી હતી અથવા કોઈની ગાય દોહી આપી હતી. વકીલ થવાથી પોતે સામાન્ય ખેડૂતોથી કંઈક ભિન્ન છે એવી જુદાઈ કે ચડિયાતાપણાની પ્રતીતિ તેને કદી નહોતી થઈ. ઇલિનોયના લોકોએ પણ તેમના આ સાચા વકીલને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું. લિંકન પ્રમુખ ચૂંટાયો ત્યારે દેશના કેળવાયેલા અને આગળ પડતા લોકો આશ્ચર્યચકિત થઈ ગયા હતા કે, આવો તેમનાથી સાવ અજાણ્યો માણસ અમેરિકાના પ્રમુખપદે કયાંથી ચૂંટાયો. પણ દેશના સામાન્ય લોકો તેને સારી પેઠે ઓળખતા થઈ ગયા હતા. અમેરિકાના રાજકારણમાં લિંકને મેળવેલો અસાધારણ વિજય તેણે લોકહૃદયમાં મેળવેલા સ્થાનને જ આભારી હતો. તેના પરિચયમાં આવેલા ન્યાયાધીશો અને તેના સાથી વકીલો પણ તેનું હીર પારખી તેના હિમાયતી થયા અને તેને પ્રમુખ તરીકે ચૂંટવામાં ભારે મદદકર્તા નીવડયા.

રાત્રે તે પોતાના સાથીઓ જોડે ઘણી વાર ગુલામી વિષે લંબાણથી ચર્ચા કરતો તો કોઈ વાર તેમની જોડે શેતરંજની રમત રમતો. બધા ઊંઘી ગયા

પછી રાતની શાન્તિમાં યુક્લિડની ભૂમિતિનાં પ્રમેયો વાંચવામાં કે તેના કૂટપ્રશ્નો ઉકેલવામાં તે તલ્લીન થઈ જતો. જ્ઞાનની કેવી અતૃપ્ત તરસ અને તે છિપાવવા કેવો અનવરત પુરુષાર્થ! સવારમાં તેનો કોઈ સાથી વહેલો જાગી ઊઠે તો ઘણી વાર તેને લિંકન રાત્રે જે સ્થિતિમાં બેઠો હતો તે જ સ્થિતિમાં ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયેલો માલૂમ પડતો. દિવસભરના પરિશ્રમ પછી તેનાં થાકેલાં અંગો અને શ્રમિત મનને રાત્રે આરામ આપવાને બદલે તે શાના વિચારમાં ડૂબી જતો હશે? આ વખતે પોતાનાં સ્ખલનશીલ માનવ-બંધુઓની ન્યૂનતા વિષે તે વિચાર કરતો હશે? કે ગુલામીના અન્યાયને કારણે ભાવિમાં પોતાના દેશ ઉપર આવી પડનારી ભીષણ આપત્તિની તેને આગાહી થવાથી તેને ટાળવાના ઉપાયો શોધવામાં તે લીન થતો હશે? તેનાં આ ગંભીર ચિંતનોનો વિષય શો હતો તે વિષે આપણે કશું જાણતા નથી. પરંતુ એટલું ખરું કે, જ્યારે પણ તે એકલો પડતો ત્યારે તે ઊંડા વિચારમાં ગરકાવ થઈ જતો. लोकोत्तराणाम् चेतांसि को हि विज्ञातुमर्हति ।

એક દિવસ ડફ આર્મસ્ટ્રૉંગ નામના માણસની ખૂનના આરોપસર ધરપકડ થઈ છે એવા ખબર તેણે છાપામાં વાંચ્યા. કેસની વિગત વાંચતાં તેને જણાયું કે આરોપી સાવ નિર્દોષ છે. તપાસ કરતાં તેને ખબર પડી કે, ન્યૂ સાલેમમાં જેની સાથે પોતે કુસ્તી કરી હતી અને પછી દિલોજાન દોસ્ત થયા હતા તે જેક આર્મસ્ટ્રૉંગનો એ પુત્ર થાય. જેક તથા તેની સ્નેહાળ પત્ની હેનાનાં વીસ વરસ પહેલાંનાં મીઠાં સ્મરણો તેની નજર આગળ ખડાં થયાં. જેક તો ક્યારનોયે વિદેહ થયો હતો, એટલે લિંકને તેની વિધવા હેના ઉપર પત્ર લખી તેના દુઃખમાં પોતાની ઊંડી સહાનુભૂતિ દર્શાવી; તે ઘરબાર વિનાનો હતો ત્યારે કશા પણ વળતરની અપેક્ષા વિના તેણે પોતાના ઘરમાં પ્રેમપૂર્વક આશ્રય આપ્યો હતો તેની યાદ આપી; એ ઉપકારોનો કદી પણ બદલો વાળી શકાય એમ નથી તે જણાવ્યું, અને તેના એક મામૂલી વળતર તરીકે ડફના બચાવ માટે કોરટમાં ઊભા રહેવાની ઇચ્છા દર્શાવી. ડફનો કેસ ચાલ્યો ત્યારે તેની મા હેના પણ કોરટમાં હાજર હતી. સાક્ષીઓ એક પછી એક જાણે ખૂનનો બનાવ તેમની નજર સમક્ષ બની રહ્યો હોય એટલી સચોટતાથી પુરાવા આપ્યે જતા હતા. ડફ નિર્દોષ ઠરે એવી કોરટમાં કોઈને પણ આશા રહી નહોતી. તેની મા હેના તો પુરાવા સાંભળીને ડૂસકે ડૂસકે રડી રહી હતી. લિંકને તેની પાસે જઈ આશ્વાસન આપ્યું કે, તારો દીકરો સાંજ પહેલાં મુક્ત થશે. એક બીજો સાક્ષી પાંજરામાં આવી ઊભો. તેણે તો એટલે સુધી કહ્યું કે, મરનારના માથા ઉપર લાકડીનો ફટકો મારતાં તેણે ડફને નજરોનજર જોયો હતો! લિંકને તેને પૂછ્યું, 'બનાવ કયે વખતે બન્યો હતો?' સાક્ષીએ કહ્યું, 'રાત્રે અગિયાર વાગ્યે.' 'રાત્રે અગિયાર વાગ્યે તમે ડફને ફટકો મારતાં કેવી રીતે જોઈ શક્યા?' સાક્ષીએ જણાવ્યું કે, તે વખતે ચંદ્ર મધ્ય આકાશમાં પ્રકાશતો હતો. લિંકને પંચાંગ મંગાવ્યું અને તે જોયા પછી તેણે બચાવનું ભાષણ શરૂ કર્યું. તેણે એક પછી એક બધા સાક્ષીની ચાલબાજી ઉઘાડી પાડી અને છેવટે ન્યાયાધીશને પંચાંગ બતાવી જણાવ્યું કે, બનાવ બન્યો તે દિવસે અગિયાર વાગ્યે ચંદ્ર ભાગ્યે જ ક્ષિતિજ ઉપર પણ હોઈ શકે. ડફ સાંજ પહેલાં નિર્દોષ ઠરી મુક્ત થયો. લિંકનની ન્યાયની વકીલાતનાં આવાં આવાં કેટલાંયે સુભગ ઉદાહરણો હજી આપી શકાય. પરંતુ હવે વધુ લંબાણ ન કરતાં, તેણે નવા વકીલોને આપેલો અનુભવપૂત બોધ અહીં ઉતારી આ પ્રકરણ બંધ કરીશું.

'જ્યાં જ્યાં તમારાથી બની શકે ત્યાં ત્યાં લોકોને સમાધાન કરવાને સમજાવજો. તેમને ચેતવજો કે, ઘણીખરી વખત દેખીતો જીતનાર પણ પૈસા અને વખતની બરબાદી ગણતાં પરિણામે ખરેખરો હારનાર નીવડે છે. સુલેહ કરાવનાર તરીકે જ વકીલને સજ્જન બનવાની વધુ સારી તક મળે છે. આમ છતાં પણ તેને પૂરતું કામ મળી રહેશે.

'લોકોને કોરટનો રસ્તો કદી પણ બતાવશો નહિ. એવું કરનાર કરતાં વધુ ખરાબ માણસ દુનિયામાં મળવો મુશ્કેલ છે. નિયમ તરીકે આગળથી આખી ફી કદી ન લેશો, એટલું જ નહિ પણ, થોડી બાના પૂરતી રકમ કરતાં વધુ ન લેશો. આગળથી પૂરી ફી મળી ગયા છતાં પણ કેસને વિષે અને અસીલ વિષે પહેલાં જેટલી જ નિષ્ઠા જળવાઈ રહે એ બીના સામાન્ય મનુષ્ય માટે અતિશય કપરી છે.'

વકીલો માટે લિંકનનો આ બોધ આજે પણ કેટલો પ્રસ્તુત છે? તેણે પોતે તો જીવનમાં આ બોધનું અક્ષરશઃ પાલન કર્યું અને વકીલાતના ધંધાને અજવાળ્યો.

તેની દેખરેખ નીચે કાયદાનો અભ્યાસ કરવા ઇચ્છતા એક યુવાનને લિંકને શિખામણ આપી હતી, તે આજે પણ વિદ્યાર્થીવર્ગને પ્રેરણાદાયક થઈ પડશે:

'વકીલ થવાનો તમે દઢ નિશ્ચય કર્યો હોય તો જાણજો કે, એ દિશામાં તમે અડધી ઉપરાંત મજલ કાપી છે. પછી તમે કોઈની દેખરેખ નીચે વાંચો કે એકલા વાંચો એ વસ્તુ ગૌણ છે. મેં તો કોઈનીયે મદદ વિના વાંચ્યું હતું. જોઈતાં પુસ્તકો મેળવી તે વાંચો અને તેના મહત્ત્વના મુદ્દાઓ બરાબર સમજાય ત્યાં સુધી તેનો અભ્યાસ કરો. એ જ વસ્તુ મહત્ત્વની છે. અભ્યાસ કરતી વેળા તમે કોઈ શહેરમાં હો એ પણ મહત્ત્વનું નથી. મેં તો ન્યૂ સાલેમમાં અભ્યાસ કર્યો હતો. એની વસ્તી માંડ ત્રણ સો માણસની હશે. હમેશાં એટલું લક્ષમાં રાખો કે, સફળ થવાનો તમારો દઢ સંકલ્પ એ બીજી કોઈ પણ વસ્તુ કરતાં સૌથી વધારે મહત્ત્વનો છે.'

મણિભાઈ ભ. દેસાઈ

# પ્રૌઢ શિક્ષણ માટે તાલીમ

કોઈ પણ કામ પદ્ધતિસર કરવા માટે પૂર્વતાલીમની જરૂર છે. એ દૃષ્ટિએ ગયે વર્ષે ઘણા તાલીમવર્ગો ચાલ્યા હતા. કોઈ વર્ગો ચાર છ માસ માટે હતા ત્યારે કોઈ વર્ગો થોડાં અઠવાડિયાં માટે હતા. સામાન્ય રીતે શિક્ષકો અને વિદ્યાર્થીઓ વરસ દરમિયાન પોતપોતાના કામમાં રોકાયેલા હોય, એટલે આ કામ રજાઓના દિવસોમાં ગોઠવવામાં આવે છે. ગુજરાતમાં વ્યાયામ-પ્રચાર માટેનાં કેન્દ્રો આ રીતે ઘણાં વરસોથી ચાલે છે. ગયે વરસે ઉનાળાની રજાઓમાં પ્રૌઢશિક્ષણની તાલીમ આપવા માટે જુદા જુદા જિલ્લાઓમાં વર્ગો કાઢવામાં આવ્યા હતા. તેવો એક વર્ગ અમદાવાદ જિલ્લાના શિક્ષકોને માટે ગુજરાત વિદ્યાપીઠમાં કાઢવામાં આવ્યો હતો. તે વર્ગના કામકાજની અને અનુભવની નોંધ અહીં ઉતારવામાં આવી છે.

પ્રૌઢ શિક્ષણમાં સામાન્ય રીતે નિરક્ષરતાનિવારણનો ખ્યાલ રહેલો છે. પરંતુ, ગરીબને જેમ પૈસા મળવાથી તે ખરેખર સુખી નથી થતો, તેમ અભણને કેવળ લખવા-વાંચવાનું શીખવવાથી તેને ખરો લાભ નથી થતો. ગરીબના હાથમાં પૈસા આપતાં તે પૈસા કેમ વાપરવા તેનો ખ્યાલ આપવાની જેમ જરૂર છે, તેમ અભણને વાંચતાં લખતાં કરતાંની સાથે તેવા ભણતરનો કેવી રીતે ઉપયોગ કરવો તે પણ શીખવવાની જરૂર છે. અક્ષરજ્ઞાન એ ખરી રીતે સાધન છે. સાધ્ય તો જીવનની સુધારણા છે એટલે પ્રૌઢ શિક્ષણની તાલીમનું કામ કેવળ અક્ષરજ્ઞાન આપવા પૂરતું નહિ, પરંતુ જીવનસુધારની તાલીમ આપવાની દૃષ્ટિએ યોજવું જોઈએ. આ વાતની તાલીમ શક્ય હોય તોય થોડા દિવસોમાં ન આપી શકાય. છતાંય જેટલો સમય મળે તે સમયનો ઉપરની દૃષ્ટિએ ઉપયોગ કરવો જોઈએ. પ્રૌઢ શિક્ષણ સમિતિ તરફથી જે અભ્યાસ-ક્રમ તૈયાર કરવામાં આવ્યો છે તે આ દૃષ્ટિએ યોજાયેલો છે. આ તાલીમવર્ગનું કામ પણ એ જ દૃષ્ટિએ ગોઠવાયું હતું.

આ વર્ગ તા. ૮મી મેથી ૧૪મી મે ૧૯૩૯ સુધી સાત દિવસ સુધી ચાલ્યો હતો. તેનો અમદાવાદ જિલ્લાના જુદા જુદા તાલુકાઓમાંથી ૬૧ ભાઈઓએ લાભ લીધો હતો. ઘણાખરા ભાઈઓ શાળાઓના શિક્ષકો હતા અને પોત-પોતાના ગામમાં પ્રૌઢ શિક્ષણનું કામ કરતા હતા અથવા શરૂ કરવા ઇચ્છતા હતા. તેમનો દૈનિક કાર્યક્રમ નીચે પ્રમાણે મુખ્ય વિભાગોમાં વહેંચવામાં આવ્યો હતો:

૧. સમૂહજીવન

૨. સામુદાયિક સફાઈ

૩. કાંતણ

૪. પ્રૌઢોને શિક્ષણ આપવા વિષે પ્રત્યક્ષ વર્ગો અને વ્યાખ્યાનો

૫. સામાન્ય જ્ઞાનનાં વ્યાખ્યાનો

આ રીતે પ્રૌઢોને શિક્ષણ આપવા વિષે આખા કાર્યક્રમમાં એક વિભાગ હતો, તે ઉપરાંત સામાન્ય-જ્ઞાનનાં વ્યાખ્યાનો, નિયમબદ્ધ જીવનનો અનુભવ, સ્વચ્છતા અને સફાઈની સમજણ, અને જાતે કામ કરવાની તાલીમ એ મહત્ત્વનાં અંગ હતાં.

સમયપત્રક નીચે પ્રમાણે રાખવામાં આવ્યું હતું:

સવારે ૫—૦ થી ૫-૪૦ શૌચાદિ

૫-૪૦ થી ૬—૦ નાસ્તો

૬—૦ થી ૬-૩૦ સામુદાયિક સફાઈ

૬-૩૦ થી ૮—૦ અંગત સફાઈ, સ્નાન
૮—૦ થી ૧૦-૩૦ વ્યાખ્યાનો
૧૦-૩૦ થી ૨—૦ ભોજન, સ્વાધ્યાય
૨—૦ થી ૩—૦ પ્રાયોગિક વર્ગ, સંગીત
૩—૦ થી ૪—૦ તકલીકાંતણ
૪—૦ થી ૫—૦ વ્યાખ્યાન
૫—૦ થી ૬—૦ રમતગમત
૬—૦ થી ૭—૦ ભોજન
૭—૦ થી ૮—૦ ઉપાસના, સમાચારકથન, વાર્તાલાપ
૮—૦ થી ૯—૦ સંગીત, રાત્રિશાળા મુલાકાત

સંગીત અને પ્રાયોગિક વર્ગો માટે ૬૧ ની ટુકડી ઘણી મોટી પડે એટલે બે ટુકડીઓ પાડવામાં આવી હતી અને તેના વર્ગો વારાફરતી ચાલતા હતા. અઠવાડિયા દરમિયાન ચાર સાદાં ભજનો કરાવવામાં આવ્યાં હતાં. ત્રણ દિવસ રોજ સવાર સાંજ ધ્વજવંદન રાખવામાં આવ્યું હતું અને તે દ્વારા તેનો વિધિ, મહત્ત્વ અને ગીતોનો પરિચય કરાવવામાં આવ્યો હતો. તકલી કાંતવાનું લગભગ બધા સારી રીતે શીખી શકયા હતા. કેટલાક ફુરસદના વખતમાં પણ વધારે મહાવરો કરતા. એ રીતે અઠવાડિયામાં દરેકે સરેરાશ ૩૮૦ તાર કાંત્યા હતા. તેમાં પોણા ભાગના ભાઈઓ નવેસર જ શીખનાર હતા. તેમની સાથે ખાદી અને ગૃહઉદ્યોગો વિષે વાતો પણ કરવામાં આવી હતી.

વર્ગોની વહેંચણી નીચે મુજબ કરવામાં આવી હતી. દરેક સમય ૪૦ મિનિટનો હતો.

સમય
૪ વાચન કેમ શીખવવું ?
૪ ગણિત કેમ શીખવવું ?
૪ પસંદ કરેલાં પુસ્તકોનો પરિચય
૨ અભ્યાસક્રમની ચર્ચા
૬ સંગીત
૧ વર્તમાન સમાચાર કેમ કહેવા ?

નીચે મુજબ સામાન્ય જ્ઞાનનાં વ્યાખ્યાનો રાખવામાં આવ્યાં હતાં. તેનો સમય એકેક કલાકનો હતો. દરેક વ્યાખ્યાનને અંતે થોડો સમય પ્રશ્નો માટે આપવામાં આવ્યો હતો.

**વ્યાખ્યાનો**

૧. પ્રૌઢ શિક્ષણની પદ્ધતિઓ
૨. દેશપરદેશની કેળવણીનું પ્રમાણ અને ખર્ચ
૩. ગ્રામસ્વચ્છતા અને આરોગ્ય
૪. સ્ત્રીઓના પ્રશ્નો
૫. ગામડાંના સામાજિક પ્રશ્નો
૬. ખાદી અને ગૃહઉદ્યોગો
૭. વહેમોનું વિજ્ઞાન
૮. ગ્રામ-સાહિત્ય
૯. પ્રૌઢ શાળામાં સંગીત
૧૦. ગ્રામપંચાયતો
૧૧. વ્યવહાર ઉપયોગી કાયદાઓ
૧૨. દેશના જુદા જુદા પક્ષો

શરૂઆતમાં ઉદ્‌ઘાટન વખતે પ્રારંભિક વ્યાખ્યાન શ્રી. નરહરિભાઈ પરીખે આપ્યું હતું. તેમાં તેમણે પ્રૌઢ શિક્ષણના કામને અંગે ધ્યાનમાં રાખવા જેવી મહત્ત્વની બાબતો ઉપર વિવેચન કર્યું હતું, અને શિક્ષકોને કાયમી માર્ગદર્શન થાય એવી સૂચનાઓ આપી હતી. પૂર્ણાહુતિ વખતે આપણા પ્રાંતની ધારાસભાના પ્રમુખ નામદાર શ્રી. માવલંકર સાહેબે શિક્ષકોના કાર્ય વિષે વિવેચન કર્યું હતું અને રાષ્ટ્રીય જીવનમાં ખાદીના મહત્ત્વ વિષે સમજૂતી આપી હતી. એક દિવસ અમદાવાદ જિલ્લાની શાળાઓના અધિકારી શ્રી. હીરાલાલ ધોધારી સાથે વાતચીત ગોઠવવામાં આવી હતી. તે દરમિયાન તેમણે શિક્ષકોને પ્રૌઢ શિક્ષણના કાર્યમાં નડતી કેટલીક મુશ્કેલીઓના ખુલાસા કર્યા હતા અને તે કામ કેવી રીતે કરવું તેની સમજણ આપી હતી.

બધાને જમવા માટે વિદ્યાપીઠના છાત્રાલયને રસોડે વ્યવસ્થા કરવામાં આવી હતી. રોજનું ખર્ચ છ આના આવ્યું હતું. સામુદાયિક સફાઈ રોજ અડધો કલાક વિદ્યાપીઠનાં મકાનો અને ચોગાનમાં રાખી હતી. એક દિવસ બાજુના ગામ ઉસમાનપુરમાં ગ્રામસફાઈ રાખવામાં આવી હતી. બધાએ મળી આખું ગામ સાફ કરી દીધું હતું. કેટલાક ભાઈ ઓને નવાનવી આ કામ કરતાં સંકોચ થતો હતો. પણ ઘણાઓએ તે કામ ઉત્સાહપૂર્વક કર્યું હતું.

આ વર્ગમાં કોઈ બહેનો માટે વ્યવસ્થા નહોતી એ એક ઊણપ ગણાય. પુરુષો કરતાં સ્ત્રીઓમાં નિરક્ષરતાનું પ્રમાણ ઘણું વધારે છે અને સ્ત્રીઓમાં એ કામ પુરુષો નહિ કરી શકે, એટલે બની શકે તેટલી વધારે સ્ત્રીઓ તે કામ ઉપાડી લે એ ખાસ જરૂરી છે. આ દૃષ્ટિએ ભણાવી શકે તેવી સ્ત્રીઓને આ કામની તાલીમ આપવાની ખાસ જરૂર છે.

આ વર્ગ શહેરની નજીક હતો એટલે ગામડાંની સફાઈ કે ગામડાંનાં ફળિયાંમાં ફરીને કામ કરવાની સગવડ નહોતી. પરંતુ બધાય શિક્ષકો ગામડાંમાંથી આવેલા હતા અને ગામડાંના વાતાવરણથી વાકેફ હતા, એટલે કામ કેવી રીતે કરવું તે વિષે તેમને માહિતી અને સમજણ આપવામાં આવે તો પૂરતું ગણાય. તેનો અમલ તેઓ ઇચ્છા અને શક્તિ અનુસાર ગામડાંમાં કરી શકે છે.

આવા વર્ગો કોઈ ગામડામાં ગમે ત્યાં ગોઠવવા કરતાં કોઈ ચાલુ શિક્ષણ સંસ્થામાં ગોઠવવામાં આવે તો બધું કામ સરળતાથી ગોઠવી શકાય છે. રજામાં સંસ્થા બંધ હોય એટલે તેની બધી વ્યવસ્થાનો લાભ મળી શકે છે. વર્ગો

અને વ્યાખ્યાનો સહેજે ગોઠવી શકાય છે; જોકે રજામાં કામ કરનાર સંસ્થાના માણસોને રજાઓનો ભોગ આપવો પડે છે અને કેટલાક માણસોને રજાઓમાં પણ રોકાઈ રહેવું પડે છે.

વિદ્યાપીઠમાં પ્રૌઢ બહેનો અને ભાઈઓ માટે તાજેતરમાં શિક્ષણવર્ગો શરૂ થયેલા હોવાથી, પ્રાયોગિક વર્ગો માટે અનાયાસે સારી સગવડ મળી ગઈ હતી. એક દિવસ નવરંગપુરાની રાત્રિશાળાની મુલાકાતે બધા ગયા હતા.

કોઈ કોઈ તાલીમવર્ગમાં જાતે રાંધવાનું રાખવામાં આવ્યું હતું. અહીં તે શક્ય નહોતું. મોટા સમૂહમાં ભેગા રહેવાનું હોય અને કોઈને રાંધતાં આવડતું પણ ન હોય એ સ્થિતિમાં એ વ્યવસ્થા બરાબર ચલાવવામાં મુશ્કેલી પડે છે. કાચું પાકું રંધાય એટલે કોઈ માંદા પણ પડે. એટલે એ બાબત ઉપર ભાર મૂકી શકાય તેમ નથી. પીરસવાનું, વાસણ સાફ કરવાનું, શાક સમારવાનું, અનાજ સાફ કરવાનું, એવું એવું કામ જાતે કરી લે તો બસ છે. વિશેષમાં, જે કોઈ નવું કામ કે નવો વિચાર તેમની આગળ મૂકવામાં આવે તેની બુદ્ધિપૂર્વક સમજણ તેમને સ્પષ્ટતાથી આપવી જોઈએ અને તે વિચાર તેમના મગજમાં ઠસાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. ખાલી ક્રિયા કરાવવી તે પૂરતું નથી. તે કદાચ નકામી પણ થાય. પ્રત્યક્ષ ક્રિયાની સાથે બુદ્ધિપૂર્વક સમજણ હોવી જ જોઈએ. દરેક કામને માટે આ બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ અને દરેક કાર્યક્રમ પાછળની વિચારસરણી બરાબર સમજાવવી જોઈએ.

શિક્ષકોને પ્રૌઢોના માનસ વિષે ખાસ કહેવાની જરૂર છે. પ્રાથમિક શાળામાં શિક્ષકો અમુક રીતે કામ કરવાને ટેવાયેલા હોય છે, તે જ પદ્ધતિએ પ્રૌઢો સાથે કામ લે તો કામ નિષ્ફળ જાય અને એક વખત ભણવા આવેલા ભાગી જાય. પ્રૌઢોને ભણવાની ઇચ્છા નથી હોતી, ઇચ્છા હોય તો ધીરજ નથી હોતી, અને ધીરજ હોય તોપણ વિશ્વાસ નથી હોતો. કોઈમાં એકનો તો કોઈમાં બીજાનો કે કોઈમાં ત્રીજાનો અથવા ત્રણેનો અભાવ હોય છે. એ સ્થિતિમાં ધીરજથી અને પ્રેમપૂર્વક કામ લેવું જોઈએ અને તોછડાઈથી કે અવિવેકથી જરા પણ નહિ વર્તવું જોઈએ. સમજૂતી અને દાખલા પણ બાળકોની દૃષ્ટિએ નહિ પણ પ્રૌઢોની દૃષ્ટિએ આપવાં જોઈએ. આ બધી બાબતો તરફ શિક્ષકોનું ખાસ લક્ષ ખેંચવાની જરૂર છે. તેની ઉપર જેટલો ભાર અપાય તેટલો ઓછો છે. વર્ગોની સફળતાનો આધાર શિક્ષકોનો ઉત્સાહ અને કામ કરવાની પદ્ધતિ ઉપર ખાસ કરીને રહેલો છે.

વર્ગને માટે પૂર્વતૈયારીની જરૂર તરફ પણ શિક્ષકોનું ધ્યાન ખેંચવાની જરૂર છે. પ્રાથમિક શાળાઓના વર્ગો માટે કોઈ શિક્ષક ભાગ્યે જ તૈયારી કરે છે. નાનાં છોકરાંને ભણાવવા માટે તૈયારીની જરૂર ન હોય એમ માનીને તેઓ ચાલે છે. વર્ગમાં જઈને બેસે, ચોપડી ઉઘાડે અને જેમ ફાવ્યું તેમ ભણાવે, આમ સામાન્ય રીતે ચાલે છે. પગારની ખાતર ખાલી વેઠ ઉતારવાની હોય તો એમ જ ચાલે. પરંતુ એ કામ પ્રત્યેના પ્રેમથી દોરાઈને સમજપૂર્વક અને ઉત્સાહથી તે કામ કરવું હોય તો તે જુદી રીતે થવું જોઈએ. વર્ગને માટે બને તેટલી અગાઉથી તૈયારી કરવી જોઈએ. કોઈ વાર્તા વાંચવાની હોય તો અગાઉથી પોતે વાંચીને પસંદ કરેલી હોવી જોઈએ. વર્તમાન સમાચાર કહેવાના હોય તો અગાઉથી પોતે નોંધ કરેલી હોવી જોઈએ. પાઠોને અંગે નવા નવા, સહેલા, ઘરગથ્થુ વપરાશના અને ધંધાને અંગે વપરાતા શબ્દો શોધી કાઢવા જોઈએ. ગણિત માટે પ્રત્યક્ષ વ્યવહારમાં ઉપયોગી થાય એવા દાખલા યોજવા જોઈએ. આવી પૂર્વતૈયારીની અગત્ય ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ.

આ રીતે વિવિધ રીતે જેટલું કામ સફળતાથી થઈ શકે તેટલી એ તાલીમવર્ગની સફળતા ગણાય. વિશેષમાં, જીવનસુધારની પ્રવૃત્તિને અંગે અઠવાડિયામાં કેટલું આપી શકાય છે, તેની બુદ્ધિપૂર્વકની સમજણ કેટલી આપી શકાય છે, તે મહત્ત્વની વસ્તુ છે. એક અઠવાડિયું અમુક રીતે રહે તે કરતાં તેનો જીવનભરનો ચેપ લઈને જાય એ મહત્ત્વની વસ્તુ છે. આ કામ આ વર્ગમાં કેટલું થઈ શક્યું છે તે કહેવું મુશ્કેલ છે. પણ આવા વર્ગો એ દૃષ્ટિથી ચાલે તો જ એની ઉપયોગિતા છે.

આ વર્ગોમાં થોડા દિવસમાં તાલીમ મળે છે તે મહત્ત્વની હોઈ તેનો પ્રચાર કરવા જેવો છે. આ દૃષ્ટિએ ખેડા જિલ્લામાં ઉત્તરસંડામાં વિદ્યાર્થીઓને માટે જે તાલીમવર્ગ ચલાવવામાં આવ્યો હતો તે ધ્યાન ખેંચે એવો છે તે ત્રણ જ દિવસ માટે હતો. પણ તે વર્ગો વધુ વખત ચલાવી શકાય; અગર શક્ય હોય ત્યાં થોડા થોડા *વિદ્યાર્થીઓ છાવણી નાખીને કોઈ ગામમાં* રહે, શિક્ષકો પણ સાથે રહે, બધા જાતે બધું કામ કરે, સફાઈ કરે અને વર્ગો ચલાવે, તો ઉત્તમ જાતની તાલીમ મળે. તેમને માટે કેટલાંક વ્યાખ્યાનોનો ક્રમ રાખ્યો હોય તો કામ અને તાલીમ સાથે તેમના સામાન્ય જ્ઞાનના ભંડોળમાં પણ વધારો થાય. આ રીતે શાળા મહાશાળામાં જે નથી મળતું તે યુવાન વિદ્યાર્થીઓને રજાના વખતમાં મળી રહે અને આજની કેળવણીની ખોટ પુરાય. તાલીમને નામે ફરજિયાત લશ્કરી તાલીમ આપીને બીજા દેશો યુદ્ધની તૈયારી માટે જે કરી રહ્યા છે, તે આપણે લોકસેવા કરાવીને કરી શકીએ. તાલીમવર્ગોનો આ રીતે પ્રચાર થાય એટલું જ નહિ. પણ યુવાન વિદ્યાર્થીઓને અતિ આવશ્યક તાલીમ મળે

'સંપાદક'

# કાંતણનો ઉદ્યોગ અને સ્વભાષા

વર્ધા યોજનામાં હાથઉદ્યોગ દ્વારા બૌદ્ધિક જ્ઞાન આપવાની જે મૂળભૂત કલ્પના રહેલી છે, તેની બાબતમાં ઘણા લોકો શંકાશીલ છે. બીજા વિષયોને બાજુએ રાખી ભાષાવિષય પૂરતું કહીએ તો, ભાષાની બાબતમાં કોઈ પણ મુશ્કેલી લાગવાનું કારણ નથી. ભાષા એ માણસની ખાસ સંપત્તિ છે અને તેની ઉત્પત્તિ જ ક્રિયા માટે થયેલી છે. મનુષ્યેતર પ્રાણીઓમાં ક્રિયા ભલે ચાલુ હોય, પણ તે તેની સહજપ્રેરણાને પરિણામે હોય છે. મનુષ્યમાં એ સ્થિતિ રહેતી નથી. મનુષ્યેતર સૃષ્ટિમાં ધુમાતી જીવન-જ્યોતિ મનુષ્યસૃષ્ટિમાં પ્રજ્વલિત અને પ્રકાશમાન થાય છે. મનુષ્યની સાવ પ્રાથમિક દશામાં પણ આ જ્યોતિ નજરે પડે છે. પોતાની જીવનયાત્રા ચલાવવા માટે માણસને કુદરત સાથે અવિરત સંગ્રામ ચલાવવો પડે છે, અને તેથી કુદરતની વિવિધ વસ્તુઓ સાથે તેનો પરિચય થાય છે. અને આ પરિચય શરૂઆતમાં મોટે ભાગે બાહ્યક્રિયાત્મક હોવાથી, તેની પ્રાથમિક ભાષા ક્રિયાઓને આશ્રયે જ પોષાય છે. મનોવિશ્લેષણવાદીઓ માને છે કે, કામેચ્છા તૃપ્ત કરવાના સાધન તરીકે ભાષા કે શબ્દો પ્રથમ અસ્તિત્વમાં આવ્યા હોવા જોઈએ. ભાષાશાસ્ત્રીઓ એમ કહે છે કે, ઉદ્યોગ માટે પ્રથમ ભાષા કે વાણીનો ઉદય થયો. સામાન્યતઃ માણસમાં કામેચ્છા જાગ્રત થવા પહેલાં જ કેવળ જીવવા માટે તેને ઉદ્યોગ કરવાની જરૂર પડે છે. તેથી વાણીનો કામેચ્છા કરતાં ઉદ્યોગ સાથેનો સંબંધ વધારે પુરાતન અને વધારે સ્વાભાવિક માનવો ઘટે.

ભાષામાં ક્રિયાને પ્રાધાન્ય છે એ વસ્તુનું નિરુક્તકારે પણ પ્રતિપાદન કરેલું છે. ભાષાના બધા શબ્દો ક્રિયા ઉપરથી કે મૂળ ધાતુઓ ઉપરથી બનેલા છે. યાસ્કાચાર્યનો આ સિદ્ધાન્ત સમાજશાસ્ત્રની દૃષ્ટિએ પણ પુરવાર થાય છે. માણસ પોતે ક્રિયા કરતો કરતો કુદરતની વિવિધ વસ્તુઓ સાથે જ્યારે પરિચય સાધે છે, ત્યારે પણ તે તે વસ્તુઓમાં રહેલું ક્રિયાનું સ્વરૂપ ઓળખીને જ તે તેમ કરી શકે છે. કુદરતની વસ્તુઓને વ્યવહારને અંગે ઓળખવી પડે છે અને તેટલા માટે જ તેમને જુદાં જુદાં નામ આપવાની જરૂર ઊભી થાય છે. વસ્તુઓમાં રહેલા જુદા જુદા ગુણો આ વ્યવહારને કારણે જ વ્યક્ત થાય છે અને આ ગુણો ઉપરથી જ વસ્તુ વસ્તુ વચ્ચે ભેદ પાડવાની શક્તિ મનુષ્ય મેળવે છે. ક્રિયાદર્શક પદ વિના વાક્ય પૂરું થઈ શકતું નથી એ તો આપણે જાણીએ જ છીએ. એ ઉપરથી પણ, ભાષાનો અને ક્રિયાનો સંબંધ કેટલો અભેદ્ય છે, તે બરાબર સમજાય છે.

બાળક જ્યારે બોલવા માંડે છે ત્યારે તેની ભાષા તેને પોતાના વ્યવહારમાંથી જ મળે છે. જે વ્યક્તિઓ કે વસ્તુઓનું પોતાના વ્યવહારને અંગે તેને કામ પડે છે, તે વ્યક્તિઓ કે વસ્તુઓને નામ આપવાનું તેનું કામ શરૂ થાય છે; અને ક્રિયા ઉપરથી તેનો શબ્દકોશ બનવા માંડે છે. અને બાળકો સાથે વાત કરતાં મોટેરાઓને પણ તે જ શબ્દ-કોશનો આશ્રય લેવો પડે છે. દા. ત. મોટરના ભૂંગળાના અવાજ ઉપરથી તેને પમ્ પમ્ નામથી તેઓ ઓળખાવે છે, બિલાડીના મ્યાંઉ શબ્દ ઉપરથી તે બિલાડીને 'મ્યાંઉ' નામથી, તથા કૂતરાને 'તૂ તૂ' કરીને બોલાવાય છે તેથી તે કૂતરાને તૂતૂ નામથી ઓળખાવે છે. એટલું જ નહિ પણ, આ વસ્તુ ખ્યાલમાં રાખીને જ આપણે બાળક સાથે બધો વ્યવહાર કરીએ છીએ. વસ્તુસ્થિતિ જો આવી છે તો, છ સાત વર્ષના બાળકને જ્યારે શાળામાં શીખવવા માંડીએ છીએ ત્યારે જ આ સિદ્ધાન્તને એકાએક કેમ વિસારી દેવામાં આવે છે? પરિચિત ક્રિયાઓ દ્વારા જ તેમની ભાષા સમૃદ્ધ થયા કરે એવો પ્રબંધ શાળામાં જરૂર થવો જોઈએ. ક્રિયાના ક્ષેત્રના વિસ્તાર સાથે જ તેમનો શબ્દકોશ પણ સમૃદ્ધ થશે. આજ સુધી શિક્ષણ-માં અક્ષરજ્ઞાનને વધારે પડતું મહત્ત્વ અપાયાથી બાળકોનું ભાષાજ્ઞાન અધૂરું અને સામર્થ્યહીન થયું છે. ભાષામાં ક્રિયાને જે સ્વાભાવિક સ્થાન છે તે ઓળખીને અક્ષરજ્ઞાનને વધારે પડતું મહત્ત્વ ન અપાવું જોઈએ. અનેક જાતની સ્વાભાવિક અને ઉપયોગી ક્રિયાઓમાં બાળકોનો પ્રવેશ કરાવી, તેમનો તે સાથે સારો પરિચય થતાં, તેને વાણી દ્વારા પ્રકાશિત કે વ્યક્ત કરતાં શીખવવું જોઈએ. બાળકોની વાક્શક્તિ સારી પેઠે પ્રગલ્ભ થાય તે પહેલાં તેમને અક્ષરજ્ઞાનની જંજાળમાં ઉતારવાં, એ તેમને ભાષાની બાબતમાં પંગુ બનાવવા સમાન છે. વર્ધા યોજનામાં સ્વભાષાની કેળવણીની બાબતમાં આ બન્ને તત્ત્વો સ્પષ્ટ-પણે કહેવામાં આવેલાં છે.

સાધારણપણે કોઈ પણ હાથઉદ્યોગ દ્વારા બાળકોની ભાષા વિકસિત કરી શકાય. કારણ, ગમે તે હાથઉદ્યોગ લો, તેની આસપાસની કુદરત અને સમાજ સાથે તેનો સંબંધ હોવાનો જ, અને બાળકના જીવનમાં જેટલી વસ્તુઓ સાથે સંબંધ આવે છે તે બધી કોઈ પણ હાથઉદ્યોગ દ્વારા પ્રકાશિત થઈ શકે છે. એક કાંતણનો ઉદ્યોગ લઈએ તો તે દ્વારા પણ બાળકોને આવશ્યક તેટલી ભાષા શીખવી શકાય. અન્ન અને વસ્ત્ર માણસની પ્રાથમિક જરૂરિયાતો છે અને માનવી સમાજનો આખો ઇતિહાસ આ બે સાથે વિલક્ષણ રીતે વણાયેલો છે. કાંતણના ઉદ્યોગની શરૂઆત કપાસની ખેતીથી થાય છે. કપાસની અનેક જાતો છે. તેના નમૂના નિશાળની આસપાસ વાવી શકાય. કપાસની ખેતી કરતાં જમીન,

હવા, પાણી, દિવસ, રાત, જુદી જુદી ઋતુઓ સાથે સંબંધ આવવાનો જ. ખેડવું, ખાતર આપવું, વાવણી કરવી ઇ૦ ક્રિયાઓ તો કરવી પડવાની જ. કપાસનો છોડ આવ્યો એટલે તેની સાથે તેનાં પાન, ફૂલ તથા કાલાં આવે જ. તેમના વિવિધ આકાર, વર્ણ, સ્પર્શ, ગંધ, સ્વાદ વગેરે ગુણોનો પણ પરિચય થાય. આ બધાના સમાન વસ્તુઓ સાથેના સાધર્મ્યનો તથા ભિન્ન વસ્તુઓ સાથેના વૈધર્મ્યનો પણ વિચાર કરવો પડવાનો જ. આ બધાનું બુદ્ધિથી આકલન કરી તેમને વાણી દ્વારા વ્યક્ત કરવું એટલે ભાષાનો વિષય જ થયો ને? કપાસની શોધ થઈ તે પહેલાં માણસો ઝાડની છાલ, પ્રાણીઓનાં ચામડાં ઇત્યાદિનો કેવી રીતે ઉપયોગ કરતા, તે મેળવતાં તેમને કેટલાં કષ્ટ ઉઠાવવાં પડતાં, એની માહિતી આપવા જતાં ભાષાવિષય જ સમૃદ્ધ થવાનો. કપાસની શોધથી મનુષ્ય-જીવનમાં સ્વચ્છતા અને પવિત્રતા ઇ૦ ગુણો દાખલ થયા, હિંસાવૃત્તિ ઓછી થઈ ને અહિંસાવૃત્તિનો વિકાસ થયો ઇ૦ જ્ઞાન બાળકના ભાષાજ્ઞાનમાં પણ ઉમેરો જ કરશે. કપાસનો પાક તૈયાર થયા પછી લોઢવું, પીંજવું, કાંતવું, વણવું, ઇત્યાદિ ક્રિયાઓ આ ઉદ્યોગમાં આવે જ. રંગવાની તથા સીવવાની ક્રિયા સાથે આ વસ્તુનો પ્રશ્ન પૂરો થયો કહેવાય. કપાસ સાથે જ રેશમ અને ઊનનો પણ વિચાર થાય જ. અને તેને લીધે ફરી વિવિધ પ્રકારની માહિતી વિદ્યાર્થીને મળવાની. લોઢવું અને પીંજવું, કાંતવું અને વણવું, એમાં પણ વિવિધ પ્રક્રિયાઓ સમાયેલી છે. સુથારી, લુહારીકામ, યંત્રશાસ્ત્ર ઇ૦ વિષયોનો તેની સાથે નિકટનો સંબંધ હોવાથી, ઉદ્યોગ કરતાર વિદ્યાર્થીને આ બધા વિષયોનો પરિચય કેળવવો પડવાનો. તેથી તેમની ભાષા વધારે વ્યાપક અને જીવનના વિવિધ પ્રદેશોને સ્પર્શ કરતી થશે. ભાષાનો વિષય બધી વિદ્યાઓનો અને કૃતિઓનો સંગ્રહકોશ જ છે. કાવ્ય, કથા ઇ૦ સાહિત્ય અને છંદ, વ્યાકરણ ઇ૦ શાસ્ત્રો એ જ કેવળ ભાષાવિષય નથી. હાલ ભાષાવિષયની વ્યાપ્તિ ખૂબ સંકુચિત થયેલી હોવાથી, કાંતણના ઉદ્યોગમાંથી સ્વભાષાનું શિક્ષણ કેવી રીતે આપી શકાશે, એવી શંકા ઊઠી શકે છે. પણ જીવનનો બધો વ્યવહાર એ જ સ્વભાષાનું ક્ષેત્ર છે એટલું યાદ રાખવામાં આવે, તો આવી શંકાને સ્થાન ન રહે. ઉપર દિગ્દર્શિત કરેલા કાંતણના ઉદ્યોગની વ્યાપ્તિમાં હજી ઘણો ઉમેરો કરવાને અવકાશ છે. કાપડની વિવિધ જાતો, જુદા જુદા સમાજના પહેરવેશો, વેપારમાં કાપડનું સ્થાન, અને તેને લીધે હિંદુસ્તાનના ઇતિહાસમાં બનેલી આર્થિક અને રાજકીય ઘટનાઓ ઇ૦ વસ્તુઓનો પણ તેમાં સમાવેશ કરવો જોઈએ. આ બધી વસ્તુઓ ધ્યાનમાં લેવામાં આવે તો, કાંતણના ઉદ્યોગમાંથી સ્વભાષા કેટલી શીખવી શકાય, તેનો સારો ખ્યાલ આવી શકશે. ઉપર જણાવેલા બધા વિષયોમાંથી રસમય અને નાટ્યપૂર્ણ એવા પ્રસંગો વીણી કાઢી સાહિત્યની ભૂખ પણ સારી રીતે તૃપ્ત કરી શકાશે.

ભાષા વિષય શીખવવો એટલે લખતાં વાંચતાં શીખવવું એવો પણ ઘણી વખત અર્થ કરવામાં આવે છે. વાસ્તવિક રીતે આ કંઈ તેનો ખરો અર્થ નથી. જીવનના બધા વ્યવહારને વાણી દ્વારા પ્રકાશિત કરવો એ તેનો સાચો અર્થ. અને એ પ્રકાશ સત્યપૂર્ણ, સૌંદર્યમય અને જીવનની શુદ્ધિને પ્રેરક એવો હોવો જોઈએ. કેવળ લિપિ-જ્ઞાનથી અથવા અવ્યવસ્થિત વાચનથી આ વસ્તુ ન બની શકે. લેખન વાચનને ભાષાવિષયમાં જરૂર સ્થાન છે જ, પણ વર્ધા યોજનામાં વિદ્યાર્થીઓને અક્ષરપરિચય શરૂઆતમાં જ ન કરાવતાં, તેમની વાક્શક્તિ સારી રીતે પ્રગલ્ભ થાય તેટલા માટે વાણીનો ઉપયોગ કરાવવાનું કહેલું છે. તેમની વાણી શુદ્ધ, સ્પષ્ટ, પરિણામકારક અને ચોક્કસ કરવા તરફ વધારે ધ્યાન અપાય, તો તેમનું લેખન વાચન પણ અનાયાસે સુધરે છે એવો અનુભવ છે; તેથી લેખન વાચન શીખવતી વખતે પણ બાળકોની વાણીમાં ઉપર જણાવેલા મહત્ત્વના ગુણો નિર્માણ થાય તે તરફ શિક્ષકોએ ખાસ ધ્યાન આપવું જોઈએ.

વાક્શક્તિના પૂરા વિકાસ માટે જરૂરી એવી પ્રાથમિક તૈયારી થઈ રહ્યા પછી બાળકોને અક્ષરપરિચય કરાવવો. તે માટે પ્રથમ વાચન શીખવવું; પછી કેટલેક દિવસે લેખનની શરૂઆત કરવી. અક્ષરલેખન શીખવતા પહેલાં બાળકોને પરિચિત એવી વસ્તુઓનું રેખન કરતાં શીખવવું ઇષ્ટ છે. કારણ વર્ણલિપિ એ મોઢે ઉચ્ચારાતા વર્ણોની ચિત્રમાળા જ છે. મૂર્ત પદાર્થોનું રેખન આવડી ગયા પછી અમૂર્ત એવા વર્ણોનું રેખન સુલભ થશે. પ્રથમ ભાષણ અને રેખન; પછી વાચન અને છેવટે લેખન—એવો ક્રમ રાખવો જોઈએ. નાનાં બાળકો માટે જે બાળપોથી તૈયાર કરવાની તે, કેળવણીના માધ્યમ કે વાહન તરીકે જે પાયાનો ઉદ્યોગ પસંદ કરવામાં આવ્યો હોય, તેને આધારે કરવામાં આવે એ ઇષ્ટ છે. આવી રીતે જુદી જુદી અનેક બાળ-પોથીઓ રચી શકાય. તકલીનો મૂળ ઉદ્યોગ લઈ તેની એક બાળપોથી સહેજે રચી શકાય. કપાસના છોડ, પાંદડાં, કાલાંથી માંડી તકલીના સૂતરનું વજન અને તકલીપેટી સુધીની વિવિધ ક્રિયાઓ અને વસ્તુઓનાં નામ સાથે તેમાં સો ઉપર શબ્દો તદ્દન પ્રાથમિક અવસ્થામાં પણ શીખવી શકાય. પછી પહેલી ચોપડીમાં છોકરાઓને પરિચિત એવી કેટલીક લોકકથાઓ, સ્વચ્છતા, આરોગ્ય, આહાર ઇ. વિષેના પાઠો, લોકગીતો, તથા રાષ્ટ્રગીતો તેમ જ આગળ જતાં રાષ્ટ્રીય વિભૂતિઓનાં ચરિત્રો, ઐતિહાસિક અને પૌરાણિક કથાઓનો પણ સમાવેશ કરી શકાય. અને આ બધા વિષયો તકલી રેંટિયાના ઉદ્યોગની આસપાસ

જરૂર વણી શકાય. આમ પછીના વર્ગોમાં પણ કાંતણના ઉદ્યોગ સાથે વિવિધ વિષયોનું જ્ઞાન આપી શકાય.

વ્યાકરણવિષયક માહિતી આપતી વખતે કાંતણના ઉદ્યોગમાં આવતી વિવિધ વસ્તુઓ અને ક્રિયાઓનો સારો ઉપયોગ કરી શકાય. નામ, વિશેષણ, ક્રિયાપદ ઇ૦ની કલ્પના વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ કામ કરતા હોય ત્યારે સહેજે આપી શકાય તેમ છે. વ્યાકરણ કેવળ ભાષાને હોય છે એ કલ્પના ભૂલભરેલી છે. વ્યાકરણ એ ભાષાની મીમાંસા છે, અને ભાષા જીવન ઉપર રચાયેલી છે; તેથી વ્યાકરણનો સંબંધ પણ વસ્તુતઃ જીવનના વ્યવહાર સાથે જ હોય છે. આ સંબંધ વિદ્યાર્થીઓના બરાબર ખ્યાલમાં આવી જાય તો વ્યાકરણ વિષય રૂક્ષ અને ક્લિષ્ટ લાગવાને બદલે તે સરસ અને સરળ માલૂમ પડશે.

ભાષા એ એક માણસોએ નિર્માણ કરેલા સાંકેતિક શબ્દોની સૃષ્ટિ જ છે. આ સૃષ્ટિનો પ્રત્યક્ષ સત્ય સૃષ્ટિની સાથે નિત્યસંબંધ હોય તોપણ શબ્દ અને તેમના વાચ્ય પદાર્થ ભિન્ન ભિન્ન છે. આ ભેદ વિદ્યાર્થીઓને બરાબર સમજાવવો જોઈએ. પ્રત્યક્ષ વસ્તુ, કલ્પનાથી આંખ આગળ આપણે ખડી કરેલી તેની મૂર્તિ, અને તેનું દોરેલું ચિત્ર એ ત્રણેય ભિન્ન વસ્તુઓ છે. આપણે વાણીથી ઉચ્ચારીએ છીએ તે શબ્દ વસ્તુનો માત્ર પ્રતિનિધિ છે; તેમ જ વાણીથી ઉચ્ચારાતો શબ્દ અને કલમ વતી કાગળ ઉપર લખાતો શબ્દ એમાં પણ ભેદ છે લખેલા કે ઉચ્ચારેલા શબ્દમાં સાચું જીવન નથી. તે તો આ બન્નેથી પર છે. પણ તે આપણને હમેશ પ્રત્યક્ષ રૂપે પ્રાપ્ત થાય તેવું છે. આ સર્વેન્દ્રિયગમ્ય એવા જીવનનો દ્રોહ કરી આપણે વાણી કે લિપિને સર્વસ્વ માનતા થઈએ છીએ, ત્યારે જ સાચી ભાષાથી આપણે દૂર જઈએ છીએ, અને પરિણામે ખોટા શબ્દો અને કાલ્પનિક મનોરાજ્યો ઊભાં કરવા લાગીએ છીએ. આવા સાહિત્યમાં ગૂઢતા, અસત્ય અને દુર્બળતા ઇ૦ દોષો આવે જ, અને પરિણામે બધું સાહિત્ય પાંગળું બને છે. જો સમાજ પોતાના હાથ વડે જીવનના પ્રત્યક્ષ ક્ષેત્રમાં ક્રિયાશીલ રહે, તો તેની આવી દશા થવી કદાપિ સંભવિત નથી તેથી વર્ધા-યોજનામાંથી જે સમાજમાનસ જન્મશે તેની ભાષા જીવનને વફાદાર હશે, અને તેનું સાહિત્ય જીવનને આનંદ અને ઉલ્લાસ આપશે એટલું જ નહિ, પણ પુરુષાર્થને પણ પ્રેરક બનશે

(મરાઠી 'વર્ધા શિક્ષણ'માંથી) આ૦ ભાગવત

# તુકારામની વાણી

## ૧૮

तुटे भवरोग । संचितक्रियमाणभोग ॥ १ ॥
ऐसें विठोबाचें नाम । उच्चारितां खंडे जन्म ॥ २ ॥
वसों न सके पाप । जाय त्रिविध तो ताप ॥ ३ ॥
तुका म्हणे माया । होय दासी लागे पायां ॥ ४ ॥

## ૧૮

તૂટે ભવરોગ, સંચિત ક્રિયમાણ ભોગ. ૧
એવું વિઠોબાનું નામ, લેતાં ટળે ફરી જન્મ. (ટેક) ૨
વસી શકે નહિ પાપ, જાય ત્રિવિધ સંતાપ. ૩
દાસી થઈને પ્રણામ કરે માયા, તુકારામ. ૪

## ૧૯

सोडिला संसार । माया तयावरी फार ॥ १ ॥
धांवे चाले मागों मागें । सुखदु:ख साहे अंगें ॥ २ ॥
यानें घ्यावें नाम । तिसीं करणें त्याचें काम ॥ ३ ॥
तुका म्हणे भोळी । विठाई कृपेची कोंवळी ॥ ४ ॥

## ૧૯

મૂકે જે સંસાર, કૃપા તે પર અપાર. ૧
દોડે ચાલે કેડે કેડે, સુખ-દુઃખ જાતે ખેડે. (ટેક) ૨
આણે લેવું એનું નામ, તેણે કરવું તેનું કામ. ૩
તુકારામ કહે ભોળી, વિઠાઈ* કૃપાની પૂતળી. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

* વિઠ્ઠલ રૂપી માતા. મહારાષ્ટ્રના સંતોએ ઈશ્વરને અનેક ઠેકાણે માતાની ઉપમા આપેલી છે. તુકારામે તો આ બાબતમાં પરાકાષ્ઠા જ કરી છે.

# શાળામાં રસોપાસના

[એક અનુભવી અને વિદ્વાન શિક્ષકે ઉપરના મથાળાથી એક લાંબું ચર્ચાપત્ર મોકલ્યું છે. તેમાં એમણે એક એવો વ્યાપક પરિણામકારી મુદ્દો ચર્ચ્યો છે કે, તે આખું જ ચર્ચાપત્ર અહીં ઉતારવું જોઈએ, કે જેથી એના મુદ્દાને વાચકો બરાબર સમજી શકે. ચર્ચાકારે પોતાનું નામઠામ મને આપ્યું છે; પરંતુ તે પ્રગટ કર્યા વગર જ પ્રસ્તુત પ્રશ્નની ચર્ચા સરળ થઈ શકશે એમ માની, તે પ્રગટ કર્યું નથી. વાચકોને મારી વિનંતી છે કે, મુદ્દાના તથ્ય ઉપર તેઓ ધ્યાન આપે, અને ચર્ચાકારે જે ગંભીર જવાબદારીથી અને શુભ નિષ્ઠાથી એ રજૂ કર્યો છે તેને અનુરૂપ તેની ચર્ચા કરે. મુદ્દાસર અને ટૂંકમાં પોતાનું મંતવ્ય લખી મોકલવા શિક્ષકો, કેળવણીકારો, અને માબાપોને તથા અન્ય શિક્ષણપ્રેમીઓને મારી વિનંતી છે.

તંત્રી, શિ૦ સા૦]

શ્રી. તંત્રી,

'શિક્ષણ અને સાહિત્ય',

હું વરસોથી શિક્ષકનું કામ કરું છું. તે કામને અંગે મારા મનમાં એક પ્રશ્ન લાંબા વખત થયાં ઘોળાયા કરે છે. તેનો ઉકેલ આપના માસિકપત્ર દ્વારા હું મેળવી શકીશ એવી આશાથી, આ જરા લાંબો પત્ર આપને લખવા પ્રેરાયો છું.

હું કેટલાક વખતથી જોતો આવ્યો છું કે, વર્ષોવર્ષ વિદ્યાર્થીઓ વર્ગમાં ચાલતા ભણતરની બાબતમાં ન સમજાય તેવી રીતે લાપરવા બનતા જાય છે. જેમ જેમ તેમને તેમનો વિષય કાળજીથી, ખંતપૂર્વક તથા શક્ય તેટલી તમામ મહેનત લઈને શીખવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેમ તેમ પોતાનો વિષય ન શીખવાની તેમની વૃત્તિ પણ વધતી જાય છે. સાહિત્ય, સંગીત, કે ઇતિહાસ-ભૂગોળની વાતો જેવા 'રસિક' વિષયોની બાબતમાં કદાચ શિક્ષકોને આથી જુદો અનુભવ થતો હશે. પરંતુ મન-બુદ્ધિને કસે તેવા ગણિત, વ્યાકરણ વગેરે વિષયોની બાબતમાં એમ જરૂર કહી શકાય કે, તેઓ તે વિષયો શીખવા માટે તેમની કુમળી આંગળી હલાવવા જેટલી ગરજ પણ બતાવતા નથી.

કદાચ એવો જવાબ આપવામાં આવે કે, એ વિષય શીખવવાની પદ્ધતિમાં કાંઈ દોષ હશે, અથવા તો શિક્ષકમાં પોતામાં કાંઈ દોષ હશે. પણ હું અહીં નિષ્ઠાપૂર્વક, હોંસથી તથા વિચારપૂર્વક પોતાનું કામ કરવા ઇચ્છતા શિક્ષકની દૃષ્ટિએ વાત કરું છું. અલબત્ત, બીજો એક જવાબ પણ આપી દેવામાં આવે છે કે, વિદ્યાર્થીને જ્યાં સુધી કોઈ વિષય શીખવાની તમન્ના ન થાય, કે તેને તેમાં રસ ન પડે, ત્યાં સુધી તેને તે વિષયનું—ભલે પછી આપણે તેને ગમે તેટલો ઉપયોગી માનતા હોઈએ તોપણ—શિક્ષણ આપવાની પ્રવૃત્તિ કરવી એ જ ભૂલભરેલું છે. આજે સર્વત્ર આપવામાં આવતો આ જવાબ લક્ષમાં હોવાથી જ હું આ પત્ર આપને લખવા પ્રેરાયો છું.

મારો પ્રશ્ન એ છે કે, વિદ્યાર્થીને ગમે તેટલું જ અને તેને ગમે તેવું જ શિક્ષણ આપવું જોઈએ એ સિદ્ધાંત કેળવણી અને સમાજની દૃષ્ટિએ યોગ્ય છે? નાના બાળકને કે અણસમજુ વિદ્યાર્થીને પોતાનું શિક્ષણ તથા તેની વિગતો નક્કી કરવા દેવાં જોઈએ એવું આપ માનો છો? સમાજમાં જો મનુષ્યને મનગમતું જ કરવાની છૂટ મળવાની ન હોય, અને સમાજના ધારણ-પોષણ માટે તેમ જ હોવું યોગ્ય પણ હોય, તો પછી બાળકની પ્રારંભિક કેળવણીમાં તેથી ઊલટી વસ્તુ અથવા રીત સ્વીકારવી, અને કુમળા બાળકને તેના ગમા-અણગમાને વધારે પડતું મહત્ત્વ આપતું કરી મૂકવું અથવા થવા દેવું એ યોગ્ય છે?

જો એ બરાબર ન હોય, તો પછી જે કાંઈ વિષયો આપણે કિશોર વયના વિદ્યાર્થી માટે શીખવા યોગ્ય માન્યા, તે વિષયો તેણે શીખવાના જ છે એ વસ્તુ ઉપર આપણે અડી રહેવું ન જોઈએ? પરંતુ તે વખતે સામો પ્રશ્ન ઊભો થાય છે કે, વિદ્યાર્થીને ન ગમતી વસ્તુ તેની પાસે કરાવવામાં આપણે હિંસા નથી આચરતા? અને ધારો કે તેની પાસે આપણે બળાત્કારે એ વસ્તુ કરાવીએ, તોપણ તેની વૃત્તિઓ કચરાવાથી તેના શરીર-મનમાં વિકૃતિઓ નહીં ઊભી થાય?

આ પ્રશ્નને વિષે આગળ થોડો વિચાર કરતાં મને થયું કે, આ પ્રશ્નને આ રીતે છેડવાથી ગોળ ચક્રાવામાં જ ફર્યા કરવાનું થશે. આજના વિદ્યાર્થીની કોઈ પણ મહેનતનું કામ ન કરવાની વૃત્તિને જો આપણે સ્વાભાવિક કે 'normal' માની લઈએ, તો પછી તેને ન ગમતો વિષય શીખવવામાં નુકસાન ખરું કે નહીં', એવા સામા પ્રશ્નનો જવાબ આપવો જ પડવાનો. પરંતુ, તેના કરતાં વિદ્યાર્થીમાં આ રીતે ધીરજના, મહેનતના, અને ખંતના વિષયને કે તેવા કોઈ કામને ન આવકારવાની જે વૃત્તિ ઊભી થઈ છે, તે પોતે જ પ્રારંભની કોઈ ભૂલનું પરિણામ છે કે કેમ, તે જ આપણે જો નક્કી કરવા બેસીએ, તો આ પ્રશ્નનો કાંઈક ચોક્કસ જવાબ આપણે મેળવી શકીએ.

તો હવે પ્રશ્ન એ છે કે, આજનો વિદ્યાર્થી આવો બેજવાબદાર, હરામ હાડકાંનો તથા કુમળો-કાંગલો કેમ બની જતો લાગે છે? નથી તેને તેનાં માબાપનો પણ ખ્યાલ, કે જેમના પૈસા તે વગર સંકોચે નિરર્થક બગાડે છે; કે નથી તેને કોઈ પ્રકારના ભવિષ્યનો ખ્યાલ, કે જેને સારુ તે કાંઈ વ્યવસ્થિત કે હેતુપુરઃસર પ્રવૃત્તિ કરે. મને જો જરા સ્પષ્ટ શબ્દોમાં કહેવા દો તો, તે એક વિચિત્ર પ્રકારનું 'parasite' છે, કે જેની પેદાશ તાજેતરમાં જ થઈ છે; અને એની ઉત્પત્તિ અને વિકાસનો ઇતિહાસ તપાસવાનો પ્રયત્ન કરવામાં આવે તો કેળવણી અને સમાજની દૃષ્ટિએ મહત્ત્વના તથા ગંભીર એવા કેટલાક મુદ્દાઓ જરૂર તરી આવે. આ પત્રમાં એક રીતે આ પ્રશ્નનો મેં વિચારેલો ઉકેલ જ આપની આગળ રજૂ કરીને તે બાબતમાં આપનો તથા બીજા કેળવણીકારોનો અભિપ્રાય હું જાણવા માગું છું.

મારું એવું માનવું છે કે, જ્યારથી આપણે ત્યાં બાલમંદિરો અને કેળવણીની 'નવી પદ્ધતિ'નો ઊહાપોહ તથા અમલ શરૂ થયાં છે, ત્યારથી જ આ નવા 'parasite' વર્ગની પેદાશ શરૂ થઈ છે વિદ્યાર્થી પ્રત્યે શિક્ષકની ખાસ ફરજ છે, તથા શિક્ષકે પોતાના કાર્યમાં એકનિષ્ઠ રહેવું જોઈએ, એ બાબત ઉપર ભાર મૂકવામાં આવે ત્યાં સુધી તો બધું બરાબર છે. એ સ્વતઃસિદ્ધ બાબત ઉપર નવો ભાર મૂકવો પડયો એ તો પરદેશી અમલ નીચે ઊભી થયેલી અસામાન્ય પરિસ્થિતિને કારણે. પરંતુ નવા કેળવણીકારો તો ત્યાંથી આગળ જઈને, વિદ્યાર્થીના ઘડતરમાં તથા શિક્ષણના આદર્શમાં જ ઊથલપાથલ કરી મૂકે છે તેઓએ શાળામા રસોપાસનાનો એક ક્રાંતિકારી તથા કેળવણી અને સમાજની દૃષ્ટિએ ગંભીર પરિણામો લાવનાર યુગ શરૂ કર્યો છે 'વિદ્યાર્થીને રસ આપો,' 'તેને રસ ન પડતો હોય તેવું તેની પાસે કાંઈ ન કરાવો, નહીં તો પરાણે લાદેલી તે વસ્તુથી (repression થી) તેના શરીર અને મનમાં વિકૃતિઓ ઊભી થશે,' ઇ૦ ...મો શરૂ કરવામાં આવી છે. પરંતુ વસ્તુતાએ, સહજ-સ્ફૂર્તિ અને અંતઃસ્ફૂર્તિના ઓઠા હેઠળ તેઓએ એક પ્રકારની નેર્વીર્યે રસોપાસના શરૂ કરાવી દીધી છે. નવા માનસશાસ્ત્રના અર્ધદગ્ધ સિદ્ધાંતોને ક્રાંતિકારી નવા સિદ્ધાંતો તરીકે જેવા ને તેવા ઝટ સ્વીકારી લેવામાં તેમણે કેળવણીની દૃષ્ટિએ ગંભીર ભૂલ કરી છે.

પરિણામ એ આવ્યું છે કે, નાનપણથી જ બાળકને શાળામાં કે ઘરમાં કશું સક્રિયપણે સાધવાની ટેવ જ પડતી નથી. રસ એ તો કોઈ ઉપયોગી કાર્ય સારી રીતે મહેનતપૂર્વક કરવાથી ઊભી થતી વસ્તુ છે, એ તે સમજી શકતું જ નથી. તેને તો વગર મહેનતે બેઠાં બેઠાં રસ મળ્યે જાય એવું જોઈએ છે. એટલે માત્ર રસ માણવા સિવાય બીજા કોઈ પણ મહેનતના કે ઉપયોગી કામને વળગવાની ટેવ જ પડતી નથી. પરિણામે, તેની કર્તૃત્વશક્તિને ભોગે તેની ભોગશક્તિ બેહદ વધી જાય છે— વિકૃત બની જાય છે. અને શાળા કે જે તેની કર્તૃત્વશક્તિને —મહેનત મજૂરી દ્વારા તેની શરીરમનની શક્તિઓને— વિકસાવવાનું સ્થળ હોવી જોઈએ, તે જ તેની કર્તૃત્વશક્તિને અને અંગમહેનતની વૃત્તિને ગૂંગળાવનાર સ્થળ બની જાય છે

વળી એ વસ્તુ તો ઉઘાડી છે કે, રસ કે સુખ ભોગવવાની વૃત્તિને કશી મર્યાદા જ નથી; પરંતુ રસ કે સુખનાં સાધન ઉત્પન્ન કરવાને તો મર્યાદા હોય છે. પરંતુ રસનાં સાધન કે રસ ઉત્પન્ન કરવાની જવાબદારીથી રસ ભોગવવાની વૃત્તિને જે આપોઆપ મર્યાદા મળી જાય છે, તે આ નવા બાળકમાં આવતી જ નથી. પછી તો થોડા વખતમાં જ શિક્ષક તેમ જ માબાપ બાળકની આ નિત્ય વધતી જતી અમર્યાદ ભોગવૃત્તિને જોઈએ તેટલો રસ કે સુખ પૂરાં પાડી શકવાને અસમર્થ નીવડે છે. અને તે દરમ્યાન બાળકે પોતે રસ કે સુખ જાતે પેદા કરવાની શક્તિ તો પ્રાપ્ત નથી કરી હોતી, અથવા તો ગુમાવી દીધી હોય છે. એટલે માધ્યમિક શાળામાં આવતાં જ તેને તેનું આખું જીવન નિરર્થક 'ખાલી' લાગે છે. કારણ કે માધ્યમિક શાળા તો યુનિવર્સિટીની પરીક્ષાને અથવા અમુક હેતુને ખ્યાલમાં રાખીને ચાલતી વસ્તુ છે; તે શાળામાં બાળકને રસ પડે તેટલું જ શીખવવાનો કે તેને રસ પૂરો પાડવાનો આદર્શ હોતો જ નથી. શાળાના કામ સાથે તો તેની પ્રવૃત્તિઓ અને વૃત્તિઓનો મેળ રહેતો નથી; એટલે 'ખાલી' જગામાં વાસ કરનારાં 'ભૂત' આવી આવીને તેના મગજમાં ભરાવા લાગે છે. અને નાનપણથી જ તેનામાં સારી પેઠે ઠાંસવામાં આવેલી 'રાજકુમારીઓ' અને 'પરીઓ' તેના મનાંગણમાં ખેલવાનું શરૂ કરે છે. શાળાનો 'નીરસ' અભ્યાસક્રમ તેને ઝેર જેવો લાગે છે. નજીક આવતો દેખાતો જીવનકલહ પણ તેને પુરુષાર્થને માર્ગે પ્રેરવાને બદલે ઊલટો સ્વપ્નસૃષ્ટિમાં વિહરતો કરી મૂકે છે, અથવા તો નવલકથાઓ કે સિનેમા-નાટકોના પરી-પરિગ્રહણમાં રાચતો કરી મૂકે છે. આખી શાળામાં જો તેને કોઈ બાબતમાં ઉત્સાહ રહેતો હોય તો કદાચ નાટ્યપ્રયોગો અને ઉત્સવો ઊજવવામાં; કાંઈ પણ વાંચવાનો ઉત્સાહ રહેતો હોય તો તે નવલકથાઓ અને નાટકો વાંચવામાં; અને જીવનમાં કાંઈ થવાનો ખ્યાલ રહેતો હોય તો કોઈ નવલકથાનો કાલ્પનિક નાયક અથવા તો સિનેમા કે રંગભૂમિનો 'સ્ટાર' થવાનો.

પરંતુ સમાજની દૃષ્ટિએ તેનું બીજું અનિષ્ટ પરિણામ એ આવે છે કે, નાનપણથી તે વગર મહેનતે રસ ભોગવવાનું

અને પ્રાપ્ત કરવાનું શીખ્યો હોવાથી, જીવનમાં જ્યારે તે પ્રવેશ કરે છે, ત્યારે પણ વગર મહેનતે રસ અથવા રસનાં સાધનો મળે એવા જ ઉપાયો તે શોધે છે. અને તે કારણે તે ગમે તેવા ધંધા કરતાં કે સ્વીકારતાં પણ અચકાતો નથી. તે વખતે તેને સારાખોટાનો, માનાપમાનનો પણ ખ્યાલ રહેતો નથી. અમુક ધંધો સામાજિક, નૈતિક કે રાષ્ટ્રિય દૃષ્ટિએ યોગ્ય કહેવાય કે નહિ, તે વિચારવાની પણ તેની વૃત્તિ રહેતી નથી. જેમાં થોડી મહેનતે વધારે કમાણી થઈ શકતી હોય તેવો ગમે તે ધંધો તેને આકર્ષી શકે છે.

પણ એવા ધંધા મેળવવામાં સફળ નીવડનારા તો બહુ ઓછા જ હોવાના. બાકીનાને તો બહુ ઓછાં રસસાધનો પ્રાપ્ત થઈ શકે તેવી જ આજીવિકા મળવાની. મહેનત-મજૂરીથી પ્રમાણિક આજીવિકા મેળવવા પ્રત્યે તો તેને અણગમો જ રહેવાનો; કારણ કે નાનપણથી આદરેલી રસોપાસનાથી તેની જાતમહેનત કરવાની વૃત્તિ જ કુંઠિત થઈ ગઈ હોય છે. એટલે પછી, અંગમહેનત ન કરવી પડે એવી ગમે તેવી હલકા પ્રકારની પણ નોકરી તરફ જ તેનું વલણ રહેવાનું. તેટલા પગારમાં તે પોતાની રસવૃત્તિને થોડીઘણી પણ સંતોષી શકે તેવી સ્થિતિ તો હોય જ નહીં; પરિણામે તે, ધનવાન લોકો કે જેમની પાસે તેને જોઈતું ધન તે જુએ છે, તેમનો દ્રોહી અર્થાત્ 'સોશ્યાલિસ્ટ' બનવાનો. જે સમાજવ્યવસ્થા કે વર્ગવ્યવસ્થા તેને વિના મહેનતે અથવા ઓછી મહેનતે જોઈતાં રસસાધનો પ્રાપ્ત નથી થવા દેતી, તે વ્યવસ્થાનો તે કટ્ટર દુશ્મન બને છે. આમ એક બાજુ કંગાળ-પૂર્ણિત નોકરી પણ કર્યા કરવાની દીનતા, અને બીજી બાજુ ધનવાનોનો અને સમાજવ્યવસ્થાનો કટ્ટર દ્વેષ—આવા મિશ્રણવાળું એક વિચિત્ર પ્રાણી સમાજમાં ઊભું થાય છે. તેની કામનાઓની જ્વાળા હંમેશાં અતૃપ્ત રહેતી હોવાથી, તેમાંથી નીપજેલા દ્વેષાગ્નિમાં તે સારાય જગતને બાળી નાખવા આતુર હોય છે. સમાજની દૃષ્ટિએ આ કેવું વિઘાતક પરિણામ છે ?

આ વસ્તુસ્થિતિ તથા તેનું નિદાન જો સાચાં હોય, તો ધરમૂળથી તેમનો ઉપાય આદરવો જોઈએ. તેને બદલે માધ્યમિક શાળાને પણ રસોપાસનાની ફિલસૂફીની દૃષ્ટિએ હળવી તથા વિદ્યાર્થીને 'રસ પડે' તેવા અને તેટલા અભ્યાસક્રમોવાળી બનાવી નાખવા ઇચ્છીએ, તો આપણે બાલમંદિરમાંથી શરૂ થયેલા રોગને વધુ પ્રબળતર બનાવવાના જ અપરાધી બનીએ. તેમ જ પ્રારંભિક કેળવણીમાં રસોપાસના રહેવા દઈએ, પરંતુ માધ્યમિક શાળામાં કડક બની, યોગ્ય લાગતા અભ્યાસક્રમો અને વિષયો કાયમ રાખીએ, તો વિદ્યાર્થીને નાહક કુભવવાના દોષમાં પડીએ. એટલે આનો ઉપાય આ આખી રસફિલસૂફીને આમૂલ ફરી તપાસીને તેનાં મૂલ્ય અને ઉપયોગ વિષે સ્પષ્ટ શબ્દોમાં નિર્ણય આપવામાં રહેલો છે, એવું મારું નમ્ર માનવું છે.

મને આશા છે કે આપના માસિક દ્વારા આ પ્રશ્નની વિશેષ છણણી તથા સાચો ફેંસલો સાધવામાં આપ મદદગાર થશો.

લિ૰ એક શિક્ષક

# શબ્દોના વંશ

## સમરું; કહું

સમરું—સ્મરણ કરું છું—યાદ કરું છું. 'સમરું'માં મૂળ પ્રકૃતિ 'समर्' છે અને 'उं' પહેલા પુરુષના એકવચનનો પ્રત્યય છે. સંસ્કૃત ભાષામાં 'સ્મરણ' અર્થ માટે 'स्मृ'[1] ધાતુનો પ્રયોગ પ્રચલિત છે. સં૰—स्मरति, स्मरामि. પ્રા૰—सुमरति, सुमरामि વગેરે ક્રિયાપદોમાં વપરાયેલું સં૰—स्मर् પ્રા૰—सुमर् અને ભાષાનું 'समर्' એ બધાં સમાન અંગો છે.

સંયુક્ત અક્ષરો વિશેષ સરળતાથી બોલી શકાય એ માટે તેમની શરૂઆતમાં[2] કે વચ્ચે[3] સ્વરનું ઉમેરણ કરવાની પ્રથા સનાતન છે. સંયુક્ત અક્ષરોની વચમાં ક્યાંય 'અ'[4], ક્યાંય 'ઇ'[5], ક્યાંય 'ઈ'[6] અને ક્યાંય 'ઉ'નું[7] ઉમેરણ થાય છે. વ્યાકરણની પરિભાષા પ્રમાણે એવું ઉમેરણ 'स्वरभक्ति'[8] કહેવાય છે.

શબ્દમાં જે અક્ષરનો ધ્વનિ સબળ હોય તેને અનુસારે સ્વરભક્તિ[9] થાય છે; કેટલાંક[10] પદોમાં તેમના બોલનારનાં ઉચ્ચારણસ્થાન (કંઠાદિ) વગેરેને અનુસારે અથવા માત્ર ગતાનુગતિક[11] પરંપરા કે અનુકરણને અનુસારે સ્વરભક્તિ પ્રવર્તે છે. વેદોમાં[12] વપરાયેલા પ્રયોગોમાં પણ આવી સ્વરભક્તિ થયેલી છે, માટે જ તેને સનાતન પ્રથાની કોટિમાં મૂકી છે.

એ અતિપ્રાચીન સ્વરભક્તિના સિદ્ધાંત પ્રમાણે વિશ્લેષણ કરતાં સ્પષ્ટ જણાય એમ છે કે સં૰—स्मर्,

પ્રા૦– सुमर् અને ગુજરાતી समर् એ ત્રણે ધાતુઓ સમાન છે.

આટલી હકીકત તો 'समरुं'માંની મૂળ પ્રકૃતિ 'समर्' માટે થઈ. હવે તેને લાગેલા 'उं' પ્રત્યય સંબંધી વિચાર કરીએ: સં૦-पचामि, नमामि ક્રિયાપદોમાંનો અંતિમ 'मि' પ્રથમપુરુષના (પ્રથમપુરુષ એટલે હું કે અમે) એકવચનનો સૂચક છે અને पचामः, नमामः માંનો અંતિમ 'मः' પ્રથમપુરુષના બહુવચનનો વાચક છે. સંસ્કૃતની પેઠે પ્રાકૃતભાષાઓમાં (પાલિ, પ્રાકૃત, શૌરસેની, પૈશાચી, માગધી, અર્ધમાગધી) પણ 'मि' અને 'मो'નો પ્રયોગ પ્રચલિત છે. માત્ર લોકભાષામાં 'मि'ને બદલે 'उं'[13] અને 'मो'ને બદલે 'हुं'નો[14] પ્રયોગ હોઈ તે એનાથી જુદો ભાસે છે.

ઉક્ત 'मि' 'मः' 'मो' 'उं' અને 'हुं'નાં મૂળ વિશે વિદ્વાનોમાં ભિન્ન ભિન્ન મતો છે.

अस्ति, असि, अस्मि, सन्ति, स्थ, स्मः વગેરે 'अस्'[15] ધાતુનાં રૂપોમાં જણાતાં અંતિમ 'ति', 'सि', 'मि', 'अन्ति', 'थ' અને 'म.' માંના 'मि' અને 'मः'માં ઉક્ત 'मि' અને 'मो'નાં મૂળ છે એમ કેટલાક વિદ્વાનો કહે છે ત્યારે બીજા કેટલાક ભાષાશાસ્ત્ર-વિશારદો કહે છે કે, પ્રથમપુરુષના અર્થે વપરાતા સર્વનામ 'अस्मद्'નાં રૂપોમાં તે 'मि' અને 'मो'નાં મૂળ છે. 'अस्मद्' સર્વનામનાં પ્રાકૃતભાષામાં (એકવચન) 'म्मि'[16], 'अम्मि', 'अम्हि', 'हं' 'अहं' અને 'अहयं' રૂપો થાય છે, (આ રૂપોમાં સં૦ 'अहम्' વા 'अहकम्' બંને આવી ગયાં છે.) તથા (બહુવ૦) 'मो'[17], 'अम्हो' વગેરે થાય છે.

વિદ્વાનોના ઉપર્યુક્ત બંને મતો સંગ્રાહ્ય છે અને એ રીતે જોતાં 'हं', 'अहं' કે 'अहयं' સાથે પ્રાચીન લોકભાષાના 'उं' અને 'हुं' એ બંને પ્રત્યયોને સરખાવી શકાય એમ છે. આચાર્ય હેમચંદ્ર લોકભાષામાં પ્રથમપુરુષ એકવચન માટે વપરાતા 'हउं'ની[18] નોંધ લે છે, તે શબ્દ પણ 'हं', 'अहं' કે 'अहयं' સાથે સરખાવાય એવો છે. ચાલુ સર્વનામ 'हुं' (હિંદી 'मैं'[19])ના મૂળમાં ઉક્ત 'हउं' છે.

જ્યાં સુધી કોઈ ખાસ બાધક પ્રમાણ ન મળે ત્યાં સુધી અહીં જણાવેલી 'उं'ની નિષ્પત્તિ અબાધિત છે. તાત્પર્ય એ કે, 'समर्' ધાતુને પ્રથમપુરુષસૂચક 'अहयं' મૂલક 'उं' સર્વનામ લાગેલું છે અને તે દ્વારા 'સ્મરણ કરું છું' અર્થનું 'समरुं' રૂપ નીપજ્યું છે.

ભાષામાં પ્રચલિત सांभरवुं (सं+स्मर्–संम्हर–सांभर), संभारवुं (सं+स्मार्–संम्हार–संभार्), संभाळवुं[20] (सं+स्मर् શેષ પૂર્વવત્), હિંદી सम्हलना[21] કે संभलना (सं+स्मर् ,, ), सरत (स्मृति–स्मरति–सरत्य–सरत), अनासूरती (अनु+आ+स्मृति) ધ્યાલ બહાર. भलामण[22] (स्मर्–मर्–मल–स्मारण–म्हारावण–भरावण–भलामण), भरभलामण. (આ પદમાં भर અને भल બંને ધાતુ વપરાયા છે.) संभारणुं (संस्मारणम्–संम्हारणयं–संम्हारणउं–संभारणुं)–યાદગીરી રાખનારું. सुमरण કે सुमिरण[23] (स्मरण), वीसरवुं (वि+स्मर–विसर), विसारवुं (वि+स्मार्–विसार) વગેરે પદોનું મૂળ ઉક્ત 'स्मर्' ધાતુમાં છે. लढण (२४लढ्+अन्) ટેવ. આ શબ્દમાં પણ વારંવાર સ્મરણનો ભાવ છે. એથી સ્મરણ અર્થના 'लढ' ધાતુ ઉપરથી આ શબ્દને સાધવો જોઈએ, અથવા 'બોલવા' અર્થના 'रट' ધાતુ દ્વારા 'रटन' અને તે દ્વારા 'लढण' નીપજે. પરંતુ 'रट' ધાતુનો અર્થ 'કલહ કરવો' છે, એ જોતાં 'ટેવ' અર્થનો 'લઢણ' 'रट' દ્વારા ન આવી શકે. ભાષામાં 'लढवुं' (લવા લઢવી) ક્રિયાપદ છે તે પણ ઉક્ત 'लढ' ધાતુમૂલક છે. 'लढ' ધાતુ દેશ્ય છે અને તેના મૂળની ખબર નથી પડતી.

**कहुं** — કહું છું–બોલું છું. 'कहुं' પદમાં મૂળ 'कह्' ધાતુ છે અને 'उं' પ્રત્યય છે. સં૦–कथ्[25], પ્રા૦–कह, શૌર૦ कध એ ત્રણે પદો એકમૂલક છે. 'थ'નું 'ध' ઉચ્ચારણ વેદોના[26] પ્રયોગોમાં પણ મળે છે, એટલે તે ઘણું પ્રાચીન છે. 'કહેવું, કહાણી, કહેણ,' ઇ૦ રૂપો કાઠિયાવાડમાં 'કેવું, કાણી, કેણ,' મુજબ અનુક્રમે બોલાય છે, તેનું મૂળ પ્રસ્તુત 'कह' પદ જ છે.

બેચરદાસ દોશી

## ટિપ્પણ

૧. "स्मृ चिन्तायाम्"— ધાતુપાઠ.

૨. 'स्त्री'નું પ્રાકૃત ઉચ્ચારણ 'इत्थी' છે તેમાં આદિમાં 'इ' ઉમેરાયો છે: "स्त्रिया इत्थी"— ૮।૨।૧૩૦। હેમચંદ્ર.

૩. रत्न – रतन. क्रिया – किरिया. स्वप्न – सिविण વગેરે પદોમાં સ્વરનું ઉમેરણ સંયુક્તોની વચ્ચે થયેલું છે. જુઓ હેમચંદ્ર ૮–૨–૧૦૦ થી ૮–૨–૧૧૫ સુધી.

૪. 'रत्न'–'रतन'માં अ.

૫. 'श्री'–'सिरी'માં इ.

૬. 'ज्या'–'जीआ'માં ई.

૭. 'मूर्ख'–'मुरुक्ख'માં उ. — હેમચંદ્ર પૂર્વ પ્રમાણે.

૮. 'स्वरभक्ति'નો શબ્દાર્થ 'સ્વર વડે ભાગ' એવો સમજવાનો છે. स्वरेण – स्वर द्वारा, भक्तिः – भागः, – स्वरभक्तिः ।

૯. स्मर – सुमर. 'स्मर'માં 'મ'નો ધ્વનિ સભર છે. 'म' ઓષ્ઠસ્થાનીય અક્ષર છે એટલે તેના પ્રભાવથી ઓષ્ઠસ્થાનીય 'उ' સ્વર તેમાં ભળી ગયો છે. અર્થાત્ 'स्मर्'નું ઉચ્ચારણ કરનાર 'મ'નો ધ્વનિ કાઢતાં જ સાથે 'મ'થી પૂર્વે 'ઉ'નો ધ્વનિ કાઢે છે. आदर्शः – आयरिस – आरिसो (મોં જોવાનો કાચ). 'आदर्श'માં અંતિમ 'श' સભર છે. 'श' તાલવ્ય છે. એટલે તેનો ધ્વનિ થતાં તેની પૂર્વે તાલવ્ય 'इ' મોંમાંથી આપોઆપ નીકળી જાય છે.

૧૦–૧૧. प्लुष्ट – पिलुट्ठ; म्लान – मिलाण; अम्ल – अंबिल વગેરે ધ્વનિઓ બોલનારાઓનાં વિવિધ પ્રકારનાં ઉચ્ચારણસ્થાનોને આભારી હોય એમ જણાય છે. અથવા ગતાનુગતિક પણ હોય.

૧૨. तन्वःનું વૈદિક ઉચ્ચારણ तनुवः. स्वर्गः – सुवर्गः. राज्या – राज्रिया. सहृदयः – सहृदियः. જુઓ આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા પૃ૦ ૨૦૬ – સ્વરભક્તિ.

૧૩. "अन्त्यत्रयस्य-आद्यस्य उं" — ૮।૪।૩૮૫। હેમચંદ્ર.

૧૪. "बहुत्वे हुं" — ૮।૪।૩૮૬। હેમચંદ્ર.

૧૫. "असूङ् भुवि" — ધાતુપાઠ – હેમચંદ્ર.

૧૬. જુઓ હેમચંદ્ર — ૮।૩।૧૦૫. ઉક્ત 'अम्मि' કે 'अम्हि' દ્વારા સંસ્કૃતનો 'मि' લાવીએ તો જ 'गच्छामि' વગેરે પ્રયોગોમાં 'मि'ની પૂર્વના 'અ'નો 'આ' કરવાનું વિધાન સંગત લાગે છે.

૧૭. જુઓ હેમચંદ્ર — ૮।૩।૧૦૬.

૧૮. "सौ अस्मदो हउं" — હેમચંદ્ર ૮।૪।૩૭૫.

૧૯. 'मैं' એ પ્રથમા વિભક્તિ છે અને તેનું મૂળ 'અસ્મદ્'ના પ્રથમા એકવચન 'म्मि' વા 'अम्मि'માં છે.

૨૦. 'संभाळवुं' ક્રિયાપદમાં પ્રધાન ભાવ 'સ્મરણ'-નો જ છે.

૨૧. 'सम्हलना' ક્રિયાપદમાં પણ 'સરત રાખવી –ધ્યાન રાખવું'નો જ પ્રધાન ભાવ છે અને તે જ 'स्मृ' ધાતુનો અર્થ છે.

૨૨. હેમચંદ્ર કહે છે કે, 'स्मर्'ને બદલે (૮–૪–૭૪) झर, झूर, भर, भल, लढ, विम्हर, सुमर, पयर, म्हर, सर અને पम्हुस એટલા ધાતુઓ વપરાય છે. આમાં જણાવેલા भर, भल, सुमर, म्हर અને सर એ તો 'स्मर'નાં જ ભિન્ન ભિન્ન ઉચ્ચારણો છે. स्मर – म्हर – भर – भल. स्मर – सुमर. स्मर – सर. આમાંના 'भल' ધાતુના પ્રેરકરૂપ भलावण દ્વારા 'भलामण' શબ્દ આવ્યો છે. 'स्मर्' ધાતુનું પ્રેરક ભાવવાચક નામ 'स्मारण', તેનું પ્રાકૃત म्हरावण અને તે દ્વારા भलामण શબ્દ આવે છે. 'स्मारण' એટલે 'યાદી આપવી'. 'भलामण'માં એ ભાવ સ્પષ્ટ છે.

૨૩. 'सुमिरण'માં બોલનારનાં ઉચ્ચારણસ્થાનોને લીધે 'म'નો 'मि' થયો છે એમ લાગે છે.

૨૪. હેમચંદ્ર તો 'स्मर्'ના આદેશરૂપે 'लढ'ને નોંધે છે (જુઓ ટિપ્પણ ૨૨મું) પણ તે સંગત નથી. 'स्मर्' અને 'लढ' વચ્ચે કોઈ પ્રકારે વર્ણપરિવર્તનની દૃષ્ટિએ મેળ બેસતો નથી. તે બે વચ્ચે એકલું અર્થસામ્ય છે પણ તેટલા માત્રથી 'लढ' 'स्मर'માંથી ન આવી શકે. હેમચંદ્રના કહેવાનો આશય એમ હોય કે, 'स्मर्' અને 'लढ' સમાન અર્થવાળા છે, તો તે બરાબર છે.

૨૫. "कथण् वाक्यप्रबन्धे" — ધાતુપાઠ.

૨૬. माधव – माघव જેવાં અનેક પદો વેદમાં વપરાયેલાં છે. જુઓ આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા પૃ૦ ૨૦૬.

**યથા રાજા તથા પ્રજા**

'રાજાનું વર્તન પવન જેવું છે; પ્રજાનું વર્તન ઘાસ જેવું છે. જેમનો પવન વાય તેમનું ઘાસ વળે છે.'

કૉન્ફ્યૂશિયસ

# ડૉ. મૉન્ટેસોરીનાં બે પ્રવચનો

[તા. ૭-૩-'૪૦ના રોજ ગૂર્જરાત વિદ્યાપીઠની મુલાકાતે આવ્યાં ત્યારે અને બીજે દિવસે, તા. ૮-૩-'૪૦ને રોજ હરિજન આશ્રમના બાળમંદિરનું મકાન ખુલ્લું મૂક્યું ત્યારે કરેલાં બે વ્યાખ્યાનો અનુક્રમે પહેલું ને બીજું એમ કરીને નીચે આપેલાં છે. તંત્રી, શિ૦ સા૦]

૧

"મારું હૃદય અત્યારે જે ભાવો અનુભવી રહ્યું છે એ શબ્દોથી વ્યક્ત કરી શકું એમ નથી. એને તમારા આગળ કેવી રીતે રજૂ કરવા એ હું જાણતી નથી. મહાત્મા ગાંધીજી તમારા નાયક છે, તમારી સંસ્થાના સંસ્થાપક છે; એટલું જ નહિ, એ મહાન જીવનસર્જક છે. તમારા જીવનમાં એ મહત્તા ભોગવે છે. મારા જીવનમાં પણ એવી જ મહત્તા ભોગવે છે. ઘણાં વર્ષોથી હું એમને જાણું છું, એમની પ્રવૃત્તિઓ અને લડતોનો અભ્યાસ કરતી રહી છું. રાષ્ટ્રનું જીવન ઘડવાને સારુ, રાષ્ટ્રીય કેળવણી નિર્માણ કરવા સારુ, ગાંધીજીએ આ સંસ્થાને જન્મ આપ્યો છે. એવી સંસ્થાની મુલાકાત આજ હું લઉં છું એ મારા જીવનમાં એક ઐતિહાસિક દિવસ છે. હું એવી મુલાકાત પામી છું એ જ્યારે કેટલાક લોક જાણશે, ત્યારે સાચે જ એ મારી અદેખાઈ કરશે. આ મારા હૃદયનો ભાવ છે; આ અત્યારે મારા હૃદયમાં વસેલી ભાવના છે. એને છાજે એવી રીતે વ્યક્ત કરવા હું એક મિનિટ મૌન સેવું છું. (એક મિનિટને માટે મૌન)

"આમ તમને, બાળકો, બાળકોના શિક્ષકો, એમનાં માબાપ, અને મોટેરાં સૌને અહીં આસપાસ વીંટળાઈને બેઠેલાં જોઈને, મને મારું ગાંધીજી સાથેનું લંડનમાં થયેલું પ્રથમ મિલન યાદ આવે છે. આમ જ અમે સૌ એ મહાત્મા આસપાસ વીંટળાઈને બેઠાં હતાં. મારી શાળાઓનાં બાળકો, મારા શિક્ષકો, બાળકોનાં માબાપ—સૌ અમે એ મહાન પુરુષને વીંટીને એમને આવકાર આપવા બેઠાં હતાં. પણ એ આવકાર સામાન્ય જેવો જોવામાં આવે છે એવો નહોતો. અમે સૌ જ મૂક હતાં અને ગાંધીજી પણ મૌનથી એમની તકલી ફેરવતા હતા. કોઈ કશો શબ્દ કાઢતું નથી! સૌ મૌનથી સામે જોઈ રહ્યાં છે! આમ અમારું મૂક સ્વાગત પૂરું થયે ગાંધીજી ઊઠ્યા, બહાર ગયા; સૌ એમને વીંટળાઈ વળીને સાથે બહાર ગયાં! એ અમારું મિલન એમ પૂરું થયું. એ મિલનની મારી સ્મૃતિ મારા હૃદયમાં અંકિત છે; એ મારી પ્રેરણા બન્યું છે. આજનું આ સંમેલન જોઈ મને એ યાદ આવ્યું,—જાણે ફરી એ અનુભવ કર્યો!

"તમે મારે માટે જે સ્તુતિના બોલ કહ્યા છે એને માટે હું તમારી આભારી છું. અને ગાંધીજીએ પોતાનો સહર્ષ આવકાર પાઠવ્યો છે, એને માટે મને અભિમાન ઊપજે છે.

"મારા સ્વાગતમાં જે કહ્યું તેમાં મારી પાસેથી જે માગણી કરવામાં આવી, તે બાબત હું આટલું જ કહી શકું કે, તમારા પૂજ્ય નેતા પ્રત્યેના પ્રેમ અને આદરમાં, અને તેમને જરૂર હોય તો આજ્ઞાંકિતતામાં હું તમારી સાથે જ છું. પ્રભુ તમારી અભિલાષાઓ તથા પ્રયત્નોમાં બરકત પૂરે; એના આશીર્વાદ તમારા પર ઊતરો."

૨

"ગાંધીના ઘરમાં હું આવી છું તે મારા જીવનની એક ધન્ય ક્ષણ છે. ગાંધીના જીવનનું આ સ્મારક જોતાં મારા ઉપર ભારે અસર થઈ છે. અત્યારે મારું હૃદય ભારથી એટલું ભરાઈ ગયું છે કે હું બોલી શકતી નથી. હું માનું છું કે, તમને પણ મારા જેવા જ ભાવ થતા હશે. મને અહીં બોલાવવામાં આવી છે તે હું મોટું માન સમજું છું, અને આપણા સેવાગુરુ, નેતા અને સંતનું આ સ્મારક ખુલ્લું જાહેર કરું છું.

"મહાત્મા ગાંધી જેવા નેતા કેળવણીની આટલી બધી ખેવના કરે છે એ એક સુંદર, મહત્ત્વની અને સૂચક બીના છે. ગાંધીજીની ચળવળની આસપાસ બાળકો હમેશાં રોજે મળે છે. એમની ચળવળમાં બાળકોને સ્થાન છે. આ જમાનાની એ નિશાની છે. વળી ગાંધી એક એવા પુરુષ છે જે સ્ત્રીઓના ગૌરવનો, સ્વાધીનતાનો અને કેળવણીનો ઉપદેશ આપે છે.

# ખેડૂત ઋણ રાહતનો કાયદો

[મહાસભાવાદી પ્રધાનોએ કરેલા કલ્યાણકારી કાયદાઓમાં ખેડૂતોનાં દેવાં પતવવાનો કાયદો ભારે મહત્ત્વનો ગણાય. ૮૨ કલમના એ મોટા કાયદાની મહત્ત્વની બાબતો સંવાદરૂપે નીચે સમજાવી છે, તે સૌને આવશ્યક માહિતી આપનારી નીવડશે આ તેનો પહેલો હપતો છે.]

૧

ડાહ્યાભાઈ—કેમ ચૂનીભાઈ, પછી પેલા ગણોત-કાયદાનું શું થયું? હવે ક્યારે એનો અમલ શરૂ થશે?

ચૂની૦—અરે ભાઈ, આપણે તે ઓછાં વિઘ્નો છે? કાયદાને હજી વડા લાટ સાહેબ મંજૂરી જ ક્યાં આપે છે? પ્રજાકીય પ્રધાનો નથી, એટલે તાલુકદારો અને જમીનદારોને લાગ મળ્યો દેખાય છે. ટૂંકમાં, ખેડૂતના ભાણામાં ધૂળ ના નંખાય તો સારું.

પણ બીજો એક એવા જ ફાયદાનો કાયદો મંજૂર પણ થઈ ગયો છે. કહો તો એની વાત કરું.

ડા૦—જરૂર કરો. અમને, નહિ તો, બીજું કોણ કરનાર હતું?

ચૂ૦—જુઓ, આ કાયદો પણ પ્રધાનોએ નીકળતાં નીકળતાં કરી લીધો ને લાટ સાહેબે મંજૂર પણ રાખ્યો.

ડા૦—ત્યારે તો તે અમલમાં આવશે હવે.

ચૂ૦—એનો અમલ શરૂ કરવાનું સરકાર જાહેર કરે ત્યારથી થશે. એ કાયદામાં મુંબઈ બેટ અને શહેર બાકાત રાખ્યાં છે.

ડા૦—ત્યારે મુંબઈમાં ખેડૂતો પણ ક્યાં છે? હવે કાયદાની વાત કરો.

ચૂ૦—આ કાયદાનું નામ છે 'ખેડૂત ઋણ રાહત કાયદો.' જેઓ ખરેખરા ખેડૂતો છે તે દેવાંના ભારથી કચડાઈ જાય છે; મોંઘામૂલો પાક પાણીને મૂલે તેમને વેચી દેવો પડે છે. આવી દશા જમાનાથી ચાલતી આવે છે. સરકારે એને અંગે પારાવાર વિચારો કર્યા છે. છેવટે, મહાસભાવાદી પ્રધાનોએ એ બધા અનુભવો પરથી આ કાયદો ઘડ્યો છે. એનો લાભ દેવાદાર ખેડૂતને મળી શકશે.

ડા૦—પણ તમે ખરેખરા ખેડૂત કહો છો એ વળી શું? બધા ખેડૂત ખરેખરા નહીં?

ચૂ૦—હા, એ મુદ્દો બરોબર છે. ખરેખરો ખેડૂત એટલે જાતે ખેડતો ખેડૂત જાતે ખેડવામાં તેના કુટુંબીઓ હોય, નોકરો રાખી દેખરેખ પોતે રાખતો હોય, તો ચાલે. અને કાયદો એ ચોખવટ કરે છે કે, ૧લી એપ્રિલ ૧૯૩૭ પહેલાંનો જાતે ખેડતો હશે તે કાયદાનો લાભ લઈ શકશે. તે તારીખે જાતે ખેડતો હોય, પણ પછી એ જમીનનો કબજો તેની પાસે ન હોય, છતાં આ કાયદાનો અમલ શરૂ થાય ત્યારે પાછો જાતે ખેડતો થઈ ગયો હોય, તોય તે લાભ લઈ શકશે.

ડા૦—એ સમજ્યો. હવે એવા ખેડૂતને દેવાદાર ગણી કાયદાનો લાભ ક્યારે મળી શકે તે સમજાવો.

ચૂ૦—દેવું ન હોય એ તો દેવાદાર ન ગણાય એ ઉઘાડું છે. ઉપર કહ્યો એવો તે સાચો ખેડૂત હોય એ પહેલી વાત. ઉપરાંત, ખેતી અને જાતમજૂરી સિવાયની તેની બીજી આવક સામાન્ય રીતે તેની કુલ વાર્ષિક આવકના ૨૦ ટકાથી વધારે નહીં હોવી જોઈએ, અથવા રૂ. ૩૦૦થી વધારે નહીં હોવી જોઈએ. બેમાંથી જે આંકડો મોટો હોય તે ગણવાનો. કુટુંબનું સહિયારું ચાલતું હોય તો તે કુટુંબ

દેવાદાર ગણાય, ને તેમાંથી એકાદ જણ પણ જાતે ખેડનારું હોવું જોઈએ, અને તેમની બીજી આવક ૨૦ ટકાથી વધારે ન હોય અથવા ૫૦૦થી વધારે ન હોય. એ બેમાંથી મોટો આંકડો જે હોય તે ગણવાનો.

ડા૦—અને દેવાની કાંઈ મર્યાદા ખરી, કે ગમે તેટલું દેવું પતવાશે?

સૂ૦—ગમે તેટલું દેવું તો કેમ ચાલે? સામાન્ય સાધનના ખેડૂતને દેવું કેટલુંક મોટું હોઈ હોઈને હોય? છતાં કાયદામાં મર્યાદા આંકી છે કે, ૧૯૩૯ના જાનેવારીની ૧લી તારીખે ૧૫૦૦૦થી વધારે દેવું ન હોય તેનું પતવી આપવામાં આવશે.

ડા૦—સમજ્યો. હવે સરકાર શી રીતે કામ ઉપાડશે તે કહો

સૂ૦—કાયદાનો અમલ શરૂ કરવાનું જાહેર કર્યા પછી સરકાર સવડ પ્રમાણે લત્તા પાડી ઋણપતાવટનાં બોર્ડ નીમશે. તે તે લત્તામાં આવતા પહેલા વર્ગના મુનસફની દેખરેખ નીચે એને કામ કરવાનું.

આ બોર્ડમાં સરકાર ચાહે તો પેન્શનર સરકારી અમલદારને એકલાને નીમે અને તેની મદદમાં વધારેમાં વધારે ચાર મદદગાર એસેસરો નીમે. એમ ન કરે અને સરકાર ૩ થી ૫ સભ્યોનું પણ બોર્ડ નીમે.

આવું બોર્ડ જાણે એક કોરટ હોય એમ જ ગણાશે. એની પાસે આવતા દેવા-પતાવટના કેસો ચૂકવવામાં એને કુલ સત્તા આપવામાં આવી છે. અને એનો ફેંસલો કોરટના ફેંસલા જેવો જ ગણાશે.

ડા૦—એ તો જબરી સત્તા! કોક વાર તેઓ ઊંધું બાફી મારે કે કાચું કાપે તો?

સૂ૦—એની ચિંતા પણ કાયદામાં કરી લીધી છે. દેવાદારને કે લેણદારને લાગે કે, ફેંસલો આપવામાં કશી અઘટિતતા થઈ છે, કેસ કાયદેસર બરોબર નથી ચલાવવામાં આવ્યો, કે કાયદાના અર્થમાં કે સાક્ષીમાં કાંઈ ભૂલ થઈ છે, તો બેમાંથી ગમે તે આસામી અપીલ કરી શકે; જો રૂ. ૫૦૦૦ની અંદરનો ફેંસલો હોય તો તે લત્તાના પહેલા વર્ગના મુનસફને ત્યાં, અને રૂ. ૫૦૦૦ ઉપરનો હોય તો તે લત્તાની જિલ્લા કોરટમાં અપીલ કરવાની. બોર્ડના ચુકાદા પછી ૬૦ દિવસમાં આવી અપીલ કરી દેવી જોઈએ. આ અપીલ પર પાછી અપીલ કરવાની છૂટ નહિ રહે.

વગવસીલો દૂર રાખવા સારુ એક એવો નિયમ જ કાયદામાં કર્યો છે કે, જે કેસમાં બોર્ડના સભ્ય કે તેના ભાગીદારને સીધી કે આડકતરી રીતે કાંઈ લેવાદેવા હોય, તે કેસમાં તે સભ્ય બોર્ડમાં કામ નહિ કરી શકે. એટલે, તે પૂરતો તે માણસ બોર્ડનો સભ્ય મટી જશે.

છતાં કાંઈ ગરબડ લાગે, ને તે પુરવાર કરી શકાય, તો તે આધારે અપીલ કરી શકાશે.

ડા૦—આમ હોય તો બોર્ડ તરફની ફરિયાદ તો ન રહે. હવે આગળ કહો.

સૂ૦—લેણદાર દેવાદારને શું કરવાનું રહેશે તે હવે કહું. ઋણ પતાવટ બોર્ડ સ્થપાયા પછી ૧૮ માસની અંદર, લેણદાર કે દેણદાર બોર્ડને અરજી કરી શકે કે, અમારું લેણું કે દેણું (જે હોય તે) અમને પતવી આપો. આવી અરજી સાથે કાયદા પ્રમાણે કોર્ટ ફી ભરવી પડશે. અરજીની અંદર દેવાદારે પોતાનું સઘળું દેવું, ખેતીની જમીનની વિગત, જાતે ખેડે છે કે કેમ તે, ખેતીની આવક અને ખેતી વિના બીજી આવક આગલા વર્ષમાં જે હોય તે જણાવવી પડશે. આ ઉપરાંત તેણે દેવાનો ઇતિહાસ વ્યાજ કેટલું, મુદ્દલ કેટલું લીધું, વ્યાજનો દર કેટલો, બીજાના દેવા પેટે જામીન હોય તો તે, સ્થાવર અને જંગમ મિલકત, મુંબઈ પ્રાંતની બહારની મિલકત જો હોય તો,

મિલકતની કિંમત, ક્યાં ક્યાં તે મિલકત આવેલી છે, ગીરો અગર તેની ઉપર બીજા હક હોય, કોઈ ભાગીદાર હોય તો તેનાં નામ, મિલકત બીજાને નામે ફેરફાર કરી હોય તો તેનું નામ, અને સરનામું, સઘળું જણાવવું જોઈશે.

અને કાયમી બધો ઉકેલ થઈ જાય તે સારુ, કોઈ અરજી કરે ન કરે કે કાંઈક છુપાવે કે કહે ન કહે તેવી બધી કસરો દૂર કરવા સારુ, કાયદામાં એક સામાન્ય કલમ એવી છે કે, કાયદો અમલમાં આવ્યા પછી લેણદાર ઇચ્છે તો દેણદારને અને દેણદાર ઇચ્છે તો લેણદારને લેખિત નોટિસ આપે કે, તમારા લેણા કે દેણાનો ચોખ્ખો હિસાબ બોર્ડ આગળ રજૂ કરો. આવી નોટિસની નકલ દરેકે બોર્ડને મોકલી આપવી જોઈએ. નોટિસ મળ્યા પછી એક માસમાં લેણદારે યા બે માસમાં દેણદારે બોર્ડને લેખિત હિસાબ આપવો જોઈએ. અને એની નકલ સામાવાળાને પહોંચાડવી જોઈએ. પછી સરકાર માની લેશે કે, દેવાને અંગે પતાવટ માગનારાઓએ નોંધણી કરાવી છે.

ડા૦—બધી ગોઠવણ તો સારી છે. પણ કોરટની કડાકૂટ તો ખરી જ. એના કરતાં તો ઘરમેળે પતાવટ જ સારી એ સામે તો કાયદો ન આવી શકે ને?

ચૂ૦—કોઈ કાયદો માંહોમાંહે પતાવટ સામે તો આવી જ ન શકે. આ કાયદામાં ઘરમેળે પતાવટનો પણ વિચાર કરી લેવામાં આવ્યો છે આવી પતાવટો પણ છેવટે કાયમી રૂપ લે તે સારુ, કાયદો કહે છે કે, એવી પતાવટ થયા પછી ૩૦ દિવસની અંદર બોર્ડને અરજી કરી તે રજિષ્ટર કરાવી દેવી. એમ કરતી વખતે બોર્ડ દેવાદારના હિતમાં તે તપાસી જોવા હકદાર છે.

બોર્ડને પતાવટના કેસની અરજી કર્યા બાદ પણ જો તમે અંદરઅંદર પતવી શકો, અને બોર્ડને લાગે કે દેણદારે રાજીખુશીથી અને પોતાનો લાભ જોઈને પતાવ્યું છે, તો બોર્ડ એને પણ રજિષ્ટર કરી લઈ ફેંસલો નોંધી લેશે.

આ બે રીતે ઘરમેળે પતાવટ કરી શકાય. તેથી જુદી રીતે કરવામાં આવે તો આ કાયદો કહે છે કે ફોક ગણાશે.

ડા૦—પણ કોઈને બીજી રીત કરવી પડે પણ શું કામ?

ચૂ૦—સમજુ ને સીધા લોકને માટે બરોબર છે. પરંતુ, કાયદો કરનારે તો બધી પાસની ચોખવટ કરવી જોઈએ ને?

ડા૦—એ તો ખરું. આ બધું તમે સમજાવ્યું એ તો બરોબર ગોઠવેલું લાગે છે. એક વાત હવે કહો: અમારે તો સરકાર અને સહકારી મંડળીનાં પણ દેવાં છે ને? એ આમાં આવે કે નહિ?

ચૂ૦—સરકારનાં કે મંડળીનાં દેવાંના હિસાબ તો ચોખ્ખા જ હોય. એટલે, શાહુકારોનાં દેવાં પેઠે એની પતાવટ કરવાની ન હોય. પરંતુ, ખેડૂતની પતાવટ માટેની અરજી આવતાં, બોર્ડ કલેક્ટરને, મંડળીઓના અધિકારીને નોટિસ આપશે કે, તમારું લેણું કેટલું છે તે જણાવો. તેઓ આ રકમ જણાવે તેની સાથે એમ પણ જણાવશે કે, અમે આટલી રકમની એમાંથી છૂટ મૂકી શકીશું. પણ કાયદેસર એ છૂટ મૂકવા બંધાયા છે એમ નથી પણ સરકારનો હેતુ આ કાયદાથી ખેડૂતને બનતી રાહત આપવાનો છે. એટલે તેમનાં બીજાં ખાતાં પણ એ દૃષ્ટિ રાખી બનતી રાહત આપશે જ એમ માનવું જોઈએ.

ડા૦—કાયદાનો હેતુ તો તમે કહો છો એવો લાગે છે. પણ બોર્ડ બરોબર તપાસ કરે ત્યારે

ને? એને બધું સોંપ્યું એટલે બધો આધાર એની પર ગયો ને?

ચૂ૦—એ વાત તો ખરી. પણ તમે એમ ન સમજતા કે, આટલાથી કાયદો પૂરો થયો. કાયદાનો ખરો ભાગ તો હવે આવે છે. હિસાબ કેવી રીતે તપાસવા? કેટલે જૂનેથી હિસાબ લેવા? વ્યાજ શું આકારવું? મુદ્દલ શું ગણવું? ગીરોનું શું કરવું? ખેડૂત કેટલું પતવી શકે? તેની સ્થિતિ શી રીતે આકારવી? તેને કાંધાં કરી આપવાં કે કેમ? આ બધું કાયદામાં વિચારવામાં આવ્યું છે. અને એ તો તમારે જાણવા જેવું છે!

ડા૦—મેં તો જાણ્યું કે આટલામાં પૂરું થઈ ગયું!

ચૂ૦—ના ના; ખરો ભાગ તો હવે આવે છે. એની વાત આવતી વખતે હવે કરીશ.

રાવજીભાઈ નાથાભાઈ પટેલ

# ગામગોષ્ઠી—૬

## પક્ષાપક્ષીનું ઝેર

બીજે દિવસે બધા આવીને બેઠા, તેવામાં કંઈક અવાજ સંભળાયો. બાજુના વાસમાં કોઈ લડતા હોય તેવો ઘોંઘાટ થતો હતો. તેવામાં મુખી કંઈ બબડતા બબડતા તે વાસમાંથી નીકળ્યા. શેઠે તેમને બોલાવ્યા અને પૂછ્યું, 'કેમ, મખી! શું છે? કોણ લડી પડ્યા?'

મુ૦—અરે! જુઓને. પેલો છગલો ક્યાંયથી હાથમાં પૈસા આવ્યા, એટલે પીઠામાં જઈને દારૂ પી આવ્યો, અને હવે વાસમાં બેફાટ ફાવે તેમ બોલે છે. નથી નાનું જોતો કે નથી મોટું જોતો. એની બૈરીને પણ સારી પેઠે ધીબી અને વાસવાળા છોડાવવા ગયા એટલે તેમને ભાંડવા મંડ્યો. હજુય ફાવે તેમ બોલે છે. હવે તો જરા ખોખરો કરીને એક ઘરમાં પૂર્યો છે અને બધાંને છૂટાં પાડ્યાં છે.

વિ૦—મુખી! તમારા ગામમાં આવા પીનારા કેટલા હશે?

મુ૦—તે તો શી ખબર? ઘણાય પીતા હશે. તેનો આંકડો કોણે ગણ્યો છે? પણ પીનારા હશે ત્યારે જ આ પીઠું ચાલે છેને!

વિ૦—અહીં તો બાજુનાં ગામોમાંથી પણ લોકો પીવા આવતા જણાય છે.

મુ૦—આવે જ છે તો. તેમને શી રીતે રોકાય? પીઠું હોય એટલે નજીક પડે તે બધાય આવે.

વિ૦—ત્યારે તમે પીઠું બંધ કરાવોને! એટલે બધા આપોઆપ આવતા બંધ થઈ જશે.

મુ૦—એમ શી રીતે બને?

વિ૦—કેમ શી રીતે? ગામમાં સંપ હોય અને મોટેરાંનો ગામના લોકો પર અંકુશ હોય તો બધુંય બને. તમે ગામ ભેગું કરો અને ઠરાવ કરો કે, અમારા ગામમાં પીઠું ન જોઈએ, અને સરકારને અરજી કરો કે, પીઠું ઉઠાવી લો. પછી જે પીએ તેને મહાજનનો ગુનેગાર ગણો.

મુ૦—પણ ગામમાં વળી સંપ ક્યાં બળ્યો છે? સંપ હોત તો કહેવું'તું શું? હું ગામ બોલાવું એટલે કેટલાક તો આવે જ નહિ, અને શરમના માર્યા આવે તોપણ કામ થવા દે નહિ.

વિ૦—ત્યારે પહેલાં તો એ ભાગલા જ સાંધોને!

મુ૦—એ કંઈ સહેલું કામ છે?

વિ૦—હા! તમારા જેવા ધારે તો થઈ શકે. તમે બધાને ભેગા કરીને સમજાવો કે, ભાઈ આમ શું કરવા પક્ષો પાડો છો? આપણે

શું વહેંચી લેવાનું છે ? એકબીજા સલાહ સંપ કરો અને ભેગા મળીને કામ કરો.

વચ્ચે શેઠ કહે—પણ કોને સમજાવે ? મુખી પોતે જ એના આગેવાન છે ને ! આ બે સાલ પર મખીપણું લેવાનું હતું, ત્યારે મતાદારો મખીપણા માટે લડયા, પૈસાનું પાણી કર્યું, અને હવે એકબીજાનું કાપી નાંખે છે. અને ત્યારથી ગામનું કોઈ કામ ભેગા મળીને થતું નથી. મખી પહેલા સમજે અને નમતું મૂકે તો બધું ઠેકાણે પડી જાય.

વિ૦—લો ! મુખી ! આ તો બધું તમારા પર આવ્યુ. તમે સમજો તો બધું રાગે પડી જાય. તમે કહો છો કે, જરૂર પડે તો ગામનું અડધી રાતે કામ કરું. તો આ ધોળા દહાડાનું કામ છે તે કરોને ! ગામને નુકસાન થાય છે તો તમારા પક્ષો સમેટી લો.

મુ૦—એ તો ભાઈ ભારે સવાલ છે. એ કજિયાનાં મૂળ ઊંડાં છે. એ એમ જલદી સંધાય એમ નથી.

વિ૦—પણ સાંધવું તમારા હાથમાં છેને ! મૂળ ઊંડાં હોય, પણ તમારા દિલમાં વસી જાય કે આ ઝઘડો ન જોઈએ તો કોણ કજિયો કરશે ? બે લડવા માગશે તો કજિયો થશેને ? તમારે ગામનું કામ ભેગા મળીને કરવું હોય તો તમે સમજી જાઓ તો બસ !

મુ૦—એ તો ગામેગામ એવી સ્થિતિ છે. અહીં મખીપણાનો ઝઘડો છે તો બીજે ગામ વળી બીજું કંઈ હશે. હું મારો કજિયો પતાવું તેથી કંઈ ગામમાં કાયમી સંપ થવાનો નથી.

વિ૦—એ વાત સાચી. આપણા લોહીમાં પક્ષાપક્ષી અને વેરઝેર ભરેલાં છે, એટલે નાની નાની બાબતોમાં સામા મોરચા માંડીને બેસીએ છીએ. પેલા ગામમાં એક શેઠના છોકરાને માસ્તરે ઉપલા ધોરણમાં ન ચડાવ્યો, એટલે શેઠ માસ્તરની વિરુદ્ધ જ બોલે છે, હમણાં શાળાનો મેળાવડો હતો તેમાંય કામ રાગે પડવા ન દીધું. બાજુના ગામમાં એક જણે રસ્તા પરથી ઝાડ કાપ્યું તેની મુખીએ ફરિયાદ કરી, એટલે તે ભાઈ મુખી સામે લોકોને ઉશ્કેરે છે. આમ નાની અંગત બાબતોમાંથી કેટલાક લોકો ગામડાંમાં તડ પાડી બેસે છે. છતાંય તમારા જેવા સમજે અને નમતું આપે તો એની અસર થયા વગર ન રહે. સાચા દિલથી કરેલું કામ નિષ્ફળ જતું નથી એવું ધર્મવાક્ય છે. એવી શ્રદ્ધાથી તમે તમારું કામ કરો તો ગામના વાતાવરણ ઉપર તેની જરૂર અસર થાય.

વચમાં શેઠ કહે — અરે ! તમે નકામી માથાઝીક શું કામ કરો છો ? એમ મખી નમતું મૂકે તોપણ એ કજિયો શી રીતે હોલાય ? તેમણે લડીને મખીપણું લીધું. હવે એ નમતું મૂકે તેથી શું વળે ? પોતાને જોઈતું'તું તે મળી ગયા પછી તો બધાય માણસો સમાધાન કરવા તૈયાર થાય. એ તો મખીપણું છોડે અથવા તો ભવિષ્યને માટે કાંઈક બાંયધરી આપે તો એ ઝઘડો પતે.

વિ૦—જે કાંઈ કરવું ઘટે તે કરવું જોઈએ અને એ ઝઘડો પતાવવો જોઈએ. આપણાં ગામડાંના કુસંપને લીધે આપણું ઘણું કામ બગડે છેઃ લોહીનું પાણી થાય છે અને ગામનું એકે કામ થતું નથી. પરિણામે આખા ગામને નુકસાન થાય છે. આખા ગામના હિતનો વિચાર કરીને એ બાબતનો તોડ કાઢવો જોઈએ. આપણે ભૂતકાળમાં એ રીતે ઘણું સહન કર્યું છે અને ગુલામી વહોરી છે. આપણા દેશમાં મુસલમાનો ફાવ્યા કે અંગ્રેજો ફાવ્યા તે પણ આપણા અંદર અંદરના કુસંપને લીધે. હિંદમાંથી રજપૂતોનું રાજ્ય ગયું અંદર અંદરના કુસંપને લીધે. પૃથ્વીરાજ

મહાબળિયો હતો છતાં હારી ગયો, કારણ કે તેને તેના મસિયાઈ ભાઈ સાથે ઝઘડો હતો. એવા એવા તો ઇતિહાસમાં અનેક દાખલા છે, તે બતાવે છે કે આપણે કુસંપથી ઘણું ગુમાવ્યું છે. તેને લીધે મારા તમારા જેવા કુસંપ કરનારને નુકસાન થવા કરતાં આખા દેશને ઘણું વધારે નુકસાન થયું છે. આજે પણ અંદર અંદરના કુસંપને લીધે આપણે એકત્ર મળીને પરદેશી સરકાર સામે લડી શકતા નથી અને દેશ ગુલામ રહે છે. દરેક પોતપોતાના રાગદ્વેષ અને સ્વાર્થની દૃષ્ટિએ વર્તે છે. આખા સમાજની કે દેશની દૃષ્ટિએ વિચાર કરનારા અને તે પ્રમાણે વર્તન કરનારા બહુ ઓછા છે. આપણા દેશનું આ ભારે કલંક છે. તેને આપણે કાઢવું જ જોઈએ. તેની શરૂઆત આપણે ગામડાંના ઝઘડા બંધ કરીને અને એકત્ર મળીને પરસ્પર સહકારથી કામ કરતા થઈને કરવી જોઈએ.

મુ૦— ભાઈ! તમે માનો છો તેટલું એ સહેલું નથી.

વિ૦— મુરબ્બી! દુનિયામાં સહેલું તો કશુંય નથી. કોઈ પણ સુધારો સહન કર્યા વગર થતો નથી. તમે એક પછી એક બધીયે વાતોમાં મુશ્કેલી બતાવો છો તો પછી શું થઈ શકે? ખાદીનું ન બને, સફાઈનું ન બને, પીઠું કાઢવાનું ન બને, ગામમાં સંપ ન થઈ શકે, તો પછી તમે શું કરી શકો તે તમે જ કહોને!

મુ૦— અમે બહુ બહુ તો આ ગામમાં સહકારી મંડળી કાઢી છે તેના જેવું કંઈ કરી શકીએ.

એટલામાં શેઠ બોલી ઊઠયા :— અહીં તમારી સહકારી મંડળીથી શું થવાનું છે? એ તો તમારે બધાને પૈસા વહેંચી ખાવાનો ધંધો છે. મંડળીને નામે લોકોનો વાણિયા સાથેનો સંબંધ બંધ કરાવો છો અને પાછું વાણિયા પાસે ગયા વગર તો છૂટકો નથી થતો.

વિ૦— આ તો તમે નવી વાત કહી. મારે તમારી સહકારી મંડળી વિષે વધારે જાણવું છે. સહકારી મંડળી એ દેખીતી રીતે ઉત્તમ વસ્તુ છે, પણ આપણા દેશમાં એનું કામકાજ બરાબર ચાલતું નથી, એવું મેં સાંભળ્યું છે. તમારે ત્યાં એનો વહીવટ કેવી રીતે ચાલે છે તે મારે જાણવું છે, તો મહેરબાની કરીને ગામની બીજી હકીકતની સાથે તમારી મંડળીની હકીકત પણ આપશો.

મુ૦— ભાઈ! તમને હકીકત આપવામાં તો કાંઈ વાંધો નથી. પણ એ બધું જાહેર કરી દો તો અમારે ને તમારે ન બને.

વિ૦— પણ સહકારી મંડળીના ચોપડા તો કોઈ પણ સભ્ય જોઈ શકે છે અને સભ્ય થવાનો અધિકાર તો ગામના કોઈ પણ ખેડૂતને હોય છે ને?

શેઠ— એ બધી વાત કાગળ ઉપર સાચી, પણ તેનો લાભ અમુક જ માણસોને મળે અને તે બધું ખાનગી જ રહેવાનું.

વિ૦— ખાનગી હોય તો ભલે, મુખી! તમને કોઈ રીતે વાંધો નહિ આવે એટલો વિશ્વાસ રાખજો અને સહકારી મંડળીની વાત ફરી મળો ત્યારે જરૂર કરશો.

વિઠ્ઠલદાસ કોઠારી




સરિતાની પવનલહરીઓએ મને પ્રેર્યો;
ગિરિશિખરચુંબી ચંદ્રે મને મધ પાયું;
ઘેનમાં હું કુસુમો આગળ આળોટી પડયો,
આકાશ મારો ઓછાડ ને ભૂમિ મારું ઓશીકું!

(૧૨મા સૈકાનું એક ચીની કાવ્ય)

# નવું વાચન

૧. **સુવાસચંદ્ર** અનુ૦ શ્રીમતી ઉષાદેવી દલાલ; પ્રકાશક, ચંદ્રકાંત જીવનલાલ મહેતા, અમદાવાદ અને મુંબઈ, કિં. ૨–૮–૦

૨. **બિન્દુ** અનુ૦ ચંદ્રકાંત મહેતા અને મનુભાઈ જોધાણી; પ્રકાશક: જીવનલાલ ઍન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ, કિં. ૦–૮–૦

૩. **શરદબાબુની બાળવાર્તા** અનુ૦ રમણલાલ પી. સોની; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

શ્રી. મહાદેવભાઈએ શરદબાબુની વાર્તાઓનો સ્વાદ ગુજરાતને ચખાડ્યા બાદ, ગુજરાતી વાચકો શરદબાબુની બીજી નવલકથાઓના અનુવાદો માટે ઉત્સુક થઈ રહ્યા હતા. એ વસ્તુસ્થિતિનો લાભ કે ગેરલાભ જુદા જુદા અનુવાદકો અને પ્રકાશકો લેવાનું ચૂક્યા નથી. નામનું જ બંગાળી જાણનારા, અથવા નામનું જ ગુજરાતી જાણનારા, અથવા બંગાળી તેમ જ ગુજરાતી પૂરતું ન જાણનારા અનુવાદકોનાં પુસ્તકો ઠીક ઠીક મોંઘી કિંમતે પણ વેચાઈ જતાં જોઈ, જુદા જુદા પ્રકાશકોએ હવે એ ને એ ચોપડીના બબ્બે અને ત્રણ ત્રણ અનુવાદો જુદે જુદે નામે પ્રસિદ્ધ કરવા માંડ્યા છે.

ઉપર જણાવેલ ત્રણમાંથી પહેલા બે અનુવાદો, એ પ્રમાણે, એક અનુવાદ બહાર પડી ગયા પછી જુદા નામથી બહાર પાડેલા અનુવાદો છે. 'સુવાસચંદ્ર' જે ચોપડીનો અનુવાદ છે, તેનો મૂળ બંગાળી 'વિપ્રદાસ' નામથી એક સારો અનુવાદ બહાર પડી ગયો છે. આ નવા અનુવાદને શરદબાબુની ચોપડીનો અનુવાદ કહેતાં પણ વિચાર કરવો પડે તેમ છે. અનુવાદકે મૂળના વાક્યે વાક્યે ફેરફાર, વિસ્તાર કે ભૂલો સારી પેઠે કર્યાં છે; અને તે પણ એવી રીતે કે જેથી મૂળ લેખકની તમામ ખૂબી, આશય કે અસર સદંતર માર્યાં જાય. કેટલીયે જગાએ આવશ્યક વાક્યોનો અનુવાદ કરવો છોડી દીધો છે, તથા કેટલીયે જગાએ નવાં વાક્યો ઉમેર્યાં છે. પરંતુ તેથી મૂળની ખૂબી નષ્ટ કરવાનું પ્રયોજન જ સિદ્ધ થયું છે. સારા લેખકની શબ્દચિત્રણની શૈલી સાથે પરિચય થવાથી ગુજરાતી ભાષાને જે લાભ થાય, કે ઉમદા કલાકૃતિ સેવન કરવાથી વાચકને જે લાભ થાય, તે બંને પ્રયોજનો આ જાતના કહેવાતા અનુવાદોથી માર્યાં જાય છે. અનુવાદક બંગાળી બહેનને અમારી વિનંતિ છે કે, તે જો ગુજરાતી ભાષાની અને જનતાની સેવા કરવાનો ઇરાદો રાખે જ છે, તો આ જાતના અનુવાદો કરવાને બદલે મૂળને વફાદાર રહીને જ અનુવાદ કરે.

બીજા પુસ્તક 'બિન્દુ' માં ઉપર જણાવેલા અનુવાદો જેટલા ફેરફારો અનુવાદકે નથી કર્યાં પરંતુ ક્યાંક ક્યાંક નવા શબ્દોના વ્યર્થ ઉમેરા, તથા ક્યાંક ક્યાંક મૂળ બંગાળી વાક્ય ન સમજવાથી અનુવાદમાં વાળેલા છબરડાથી આખો અનુવાદ દૂષિત છે. સારા ચિત્રકારના ચિત્રમાં એક જ વધુ લીટો કે ટપકું ઉમેરો એટલે આખાની ખૂબી મારી જાય છે. સારા ગ્રંથકારના શબ્દો પણ ચિત્રની રેખા કે રંગ જેવા હોય છે. તેમાં તમે મરજી મુજબ નવા શબ્દો ઉમેરો કે અમુક જગાએ અમુક શબ્દો છોડી દો, અથવા તેમનો વિપરીત અર્થ કરો, એટલે આખું ચિત્ર બગડી જાય.

બીજી ભાષાઓની સુંદર કલાકૃતિઓને બગાડીને ગુજરાતી ભાષામાં લાવવાથી સરવાળે ગુજરાતને જ નુકસાન થવાનું છે, એ વસ્તુ અનુવાદકો અને પ્રકાશકો સમજી જાય તો ?

ત્રીજું પુસ્તક શરદબાબુની 'બાળવાર્તા' નું છે. આ અનુવાદ પહેલી વાર પ્રસિદ્ધ થાય છે; તથા અનુવાદક પણ શરદબાબુની નવલકથાઓના સારા અનુવાદકોમાંના એક છે. પરંતુ તેમાંની કુલ પાંચ વાર્તામાંથી, અનુવાદક કહે છે તેમ, 'એકાદ બે સિવાય', એટલે કુલ બે કે ત્રણ વાર્તા જ બાળકો માટે શરદબાબુએ કદાચ લખી હશે. બાકીની તો અનુવાદકે શરદબાબુની નવલકથાઓમાંથી કે બીજે ક્યાંકથી અમુક પ્રસંગો પસંદ કરી યોજી કાઢી છે. બાળકો આ બધી જ વાર્તાઓનું રસબિંદુ સમજી શકે કે તેનો રસ માણી શકે એમ કહી શકાતું નથી. પહેલી વાર્તાના એક પ્રસંગનો આખો રસ જે વાક્ય ઉપર આધાર રાખે છે, તેનો અનુવાદ અનુવાદકે 'લોહી જામી ગયું છે' એ શબ્દોથી કર્યો છે. ગુજરાતી બાળકો એ વાક્યનો અભિપ્રેત અર્થ ભાગ્યે જ સમજી શકે. તે ઉપરાંત, મૂળની કે અનુવાદની ભાષા તેમ જ વિચારો ઘણે ઠેકાણે બાળકો માટેના કે બાળકો સમજી શકે તેવા નથી. 'બકરો ઉત્સર્ગિત થઈ..... યૂપકાષ્ઠમાં પડ્યો' આ ભાષા કે વિચાર ગુજરાતી બાળકો સમજી શકે? અને કપાઈને 'કાષ્ઠમાં' પડવું એટલે શું? વળી, 'આ ડૉમેસના ગોર લોકો! પ્રધાન થવાની તેમને કેટલી ઉગ્ર વાસના હોય છે! અને છતાં નિસ્પૃહતાના ઢાંકણ નીચે તે છુપાવવા કેટલી ચાતુરી કરે છે! કાયદો ઘડતી વખતે જેમણે તેમનો એક અક્ષરે સાંભળ્યો નહીં', તેમની જ સાથે આજે અર્થ સંબંધી કેવી જીવ સટોસટની લડાઈ,'— એ જાતનો વિચાર કૂતરાની સીધી સાદી વાતમાં અચાનક આવી પડે, એ બાળવાર્તાને યોગ્ય કહેવાય?

હા, આજકાલ ગુજરાતીમાં ઢગલાબંધ પ્રસિદ્ધ થતાં બાળકો માટેનાં પુસ્તકોનાં બે લક્ષણ આ 'બાળવાર્તા'-

માં છે ખરાં. અને તે પાર વગરનાં નિરર્થક ચિત્રો, અને પરિણામે વસ્તુના પ્રમાણમાં પુસ્તકની અતિશય ભારે કિંમત. ચિત્રોમાં પણ હાથ જ્યાં વસ્તુને પકડતા હોય છે ત્યાં કોઈ વિચિત્ર જ સંયોગસંબંધ થતો દેખાય છે!

ગો.

**વળામણાં** લેખક: શ્રી. પન્નાલાલ પટેલ. પ્રકાશક: જયંતી દલાલ, ગતિગ્રંથમાળા, અમદાવાદ. કિં. ૯ આના.

આ એક સફળ વાર્તાને માટે તેના લેખક અને પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. ગામડાના જીવનનો તાદૃશ ચિતાર આપતી આ કથા તે જીવનમાં રહેલી એબો તથા ઊણપો અને તેની જ સાથે તેમાં રહેલી શક્તિઓને જીવંત સુમેળરૂપે આલેખે છે. તેમ કરી શકવાનું કારણ એ લાગે છે કે, લેખકે તે જીવન જોયું લાગે છે એમ જ નહિ, તેને સરળતાથી આલેખવાની નિર્વ્યાજ કળા પણ તેમનામાં દેખાય છે. પહેલે પાનેથી તે વાત માંડે છે તે, પ્રકરણો ને ખંડોની કશી ખટપટ વગર, એક લહકથી છેલ્લા (૧૩૬ મા) પાન સુધી પહોંચાડે છે અને સાથે તેના વાચકને પણ લેતી જાય છે.

વાસ્તવિકતાને નામે આજકાલ નરી કામરાચના કે ચીતરી ચડે એવી ચીજોને કળાને નામે ખપવવામાં આવે છે. આ વાર્તાની વાસ્તવિકતા તેવા પ્રકારની નથી. આ જ પ્રકાશકે આ વાતની અગાઉ 'ખોલકી'ના શારીરિક ને માનસિક ગળફા કાઢતી ગંદકી પ્રસિદ્ધ કરી હતી, તે ઉપર વર્ણવેલી વાસ્તવિકતાનો નમૂનો ગણાય. વાસ્તવિકતા એ સર્વલક્ષી (*objective*) વસ્તુ છે અને એ રીતે તે કળામાં ઊતરે છે, એમ રખે કોઈ માને કે મનાવે. કારણ કે, કળાકારનો પ્રયત્ન જ સ્વલક્ષી છે: તે અમુક હકીકતો કે વાસ્તવિકતાને **પસંદ કરે છે,** પોતાની કળાનો વિષય કરવા માટે વીણે છે અને વર્ણવે છે; આ વ્યાપારથી તે સર્વલક્ષી મટી જાય છે. કહેવાતી વાસ્તવિકતાથી માત્ર ફરક એ રહે છે કે, તેમાં હકીકતો સાવ કાલ્પનિક નથી લીધી; લેખક એનું મનોરાજ્ય જ નર્યું નથી ચીતરતો; એ વસ્તુ વર્તમાન જીવનમાંથી મળી શકે છે. એટલે દરજ્જે એને કાલ્પનિકથી ભિન્ન પાડવાને માટે ભલે તેને વાસ્તવિક કહેવાય; જોકે તે પણ સાપેક્ષ વિધાન જ છે. પણ તે જીવનકથાંની જેમ વાસ્તવિક નથી જ; અનેક વાસ્તવિકતાઓને કથાકાર પોતાના આદર્શ દ્વારા, પોતાની કળા ને કલ્પના દ્વારા સાંકળે છે, એમાં એની વાસ્તવિકતા તેટલે અંશે ટળે છે.

આ કથા, લાંચ, લોભ અને લોહીના વેપાર જેવી સમાજની ગલીચ વસ્તુને પોતામાં વણવા છતાં, નિર્મળતા અને ઉદાત્તતા સંભાળી રાખે છે; તદ્દન અબુદ્ધિમાં ખપે એવા ગ્રામીણ વહેમને આધારે—અને એ વહેમ હોવો એ સાવ સહજ માનસિક વ્યાપાર છે—એ દુષ્ટતાઓમાંથી વાર્તામાં મંગળ પલટો સાધે છે; ગામડાની નાતોના કાવાદાવા, ખટપટ વગેરેના રાજકારણને પણ એમાં વણી લે છે. અને આ બધો સંભાર આટલાં જ પાનાંમાં આલેખવા છતાં, કથામાં અધૂરાપણાની લાગણી નથી રહેતી.

અંતે, બે શબ્દો પુસ્તકના બાહ્ય રૂપરંગને અંગે. તેને 'સુશોભન' તો ન જ કહી શકાય. સાહિત્યની ચીજને કંઈક તેને અનુરૂપ છટા હોવી જોઈએ, તેથી ઊલટું જ આમાં છે. જોડણીનું અરાજક એમાં ઉમેરો કરે છે. અને એમ કરીનેય ચોપડીને સસ્તી કરી તો ન જ કહેવાય, કેમ કે તેનાં રૂપરંગ જોતાં આઠ આના કિંમત બહુ છે. આ ટીકા આપણા આજકાલ પ્રસિદ્ધ થતા ઘણા ભાગના વાર્તાસાહિત્યને લાગુ પડે છે, તેથી એનો બચાવ નથી થઈ શકતો. આવાં પ્રકાશનોમાં આગળ પાછળ જોવામાં આવતો જાહેરાતોનો જુમખો આમાં નથી સાંધ્યો એ વળી ઠીક છે. બાંધણી સીધા ટાંકાની સસ્તી કરી હોવાથી છપાણુ દબાય છે. પાનાનો નિર્દેશ રાખવા પટી જોડવા જેટલી ઝીણવટની જોડે આવી બધી ઊણપો વિચિત્ર શંભુમેળા જેવી લાગે છે. પૂઠા પરના ચિત્રનાં યુવાનયુવતીની મુદ્રા, પ્રસાધન, છટા ઇ૦ ગ્રામીણ નથી, પણ શહેરી છે, એ બીના વાર્તાનાં ગ્રામીણ પાત્રોથી અસંગત ન ગણાય?

**શ્રી. મહર્ષિ** પ્રકાશક: સ્વામી નિરંજનાનંદ, રમણાશ્રમના સર્વાધિકારી, તિરુવણ્ણમલાઈ. પા ૬૬, કિંમત ૮ આના, ૧૨૦ ગિત્રો સહિત.

દક્ષિણમાં આજ બે પુરુષો પૂર્વ-પશ્ચિમના બેક સાધકોનું ઠીક ઠીક આકર્ષણ કરે છે: એક શ્રી. અરવિંદ ઘોષ, બીજા શ્રી. રમણ મહર્ષિ. અને આ આકર્ષણ પંડિત, ન-પંડિત તથા નવી કેળવણીમાં તૈયાર થયેલ વિજ્ઞાન-બુદ્ધિને પણ અસર કરે છે, તે બતાવે છે કે, અધ્યાત્મ-ક્ષેત્ર અને શ્રદ્ધાબુદ્ધિ વિજ્ઞાન તથા પાંડિત્ય સાથે અસંગત તો નથી જ. શ્રી. અરવિંદ તો પશ્ચિમની ઉત્તમોત્તમ કેળવણી ને સંસ્કારો પામેલા પુરુષ છે. શ્રી. રમણ મહર્ષિ એથી વંચિત જ છે એમ નહીં, માત્ર પ્રાથમિક દરજ્જાનું શિક્ષણ જ પામેલા તે કહેવાય. તેમનું આ નાનકડું જીવન વાંચતાં એમની પ્રતિભા શ્રી રામકૃષ્ણ પરમહંસની યાદ આપે છે.

આ જીવનકથા એમના કોઈ ભક્તે મૂળ અંગ્રેજીમાં લખેલી તે પરથી ગુજરાતીમાં ઉતારી છે. તેની હકીકતો આપવામાં જે દૃષ્ટિ રખાઈ છે, તે ભક્તની છે; એટલે સામાન્ય શ્રદ્ધા વગર એ વાંચવામાં કેટલીક પ્રકૃતિને મઝા ન પડે, એવો ભય છે. એમની ટૂંકી જીવનકથા આ અગાઉ ગુજરાતીમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે. (જુઓ પ્રસ્થાન પુ૦ ૨૭, અંક ૧, પા. ૧૧) અને તેની સાથે એમનો 'ઉપદેશસાર' પણ પ્રસિદ્ધ થયો છે, જે બેક એક

પુસ્તિકારૂપે 'ઉપદેશસાર' નામથી, રમણાશ્રમે બહાર પાડયાં છે. જિજ્ઞાસુ વાચકે એ જોવાં ઘટે.

આ કથા વાંચતાં એક વસ્તુ તરફ ધ્યાન ગયા વગર નથી રહેતું, તે શ્રી. રમણ મહર્ષિની અદષ્ટ અને દર્શનાર્થી પર આપોઆપ થતી મનાતી અસર કે પડતા પ્રભાવનું વર્ણન. આવી જ જાતનું કથન શ્રી અરવિંદના ભક્તો પણ એમના ગુરુ વિષે કહે છે. આં શું હશે? એને એક અન્ય-લક્ષી કે બાહ્ય શક્તિ માનવી એ તો ભૂલ જ લાગે છે. એમ માની મનાવીને જ પંથો કે સંપ્રદાયો ફૂટે છે. આવી અસર થવાના મૂળમાં સાધકનાં પોતાનાં શ્રદ્ધા અને સ્વાર્પણનું પરાવર્તન કે પડઘો રહેલાં છે, અને તે અર્થમાં તે મૂળે સ્વલક્ષી શક્તિ છે, એમ માનવામાં જ યોગ્યતા દેખાય છે. નહિ તો, આ જાતની અસર કે પ્રભાવ સૌ દર્શનાર્થી પર થવી જોઈએ, જે નથી થતી

આ સંતના જીવનમાં સામાન્ય દૃષ્ટિએ જેને કાર્ય કહેવામાં આવે છે તેવું ઓછું છે. તેમની ખાસિયતો, સ્વભાવ, શિષ્યમંડળ, ઉપદેશનાં તત્ત્વો વગેરે કશાની ચર્ચા આ કથામાં નથી. આ તો એક નાનકડો નિબંધ માત્ર છે, તેમાં મહર્ષિનો આછો પરિચય આપ્યો છે, અને ૧૨૦ જેટલાં ચિત્રો આપવામાં આવ્યાં છે. મહર્ષિ વિષે ટૂંકમાં જાણવા માગનાર સામાન્ય જિજ્ઞાસુ આ ચોપડી જુએ, તો તેને પ્રારંભિક સંતોષ મળી રહે. મ૦

**સંસ્કૃતિનાં વહેણ:** લેખક: ચન્દ્રભાઈ કા. ભટ્ટ. સુલભ ગ્રંથમાળા પુસ્તક ૧લું. પ્રકાશક: ભારતી પ્રકાશન મંદિર. કિ. રૂા. ૧–૮–૦. પૃષ્ઠ ૬+૩૫૫ (પાકું પૂંઠું રૂા. ૧–૧૨–૦).

અમેરિકાના એક પ્રસિદ્ધ વિદ્વાન વિલ ડૂરાં (Will Durant)ના 'Story of Civilization'ના પ્રથમ ખંડ 'Our Oriental Heritage'નો, પ્રકાશકના કહેવા પ્રમાણે, આ એક 'સ્વતંત્ર અનુવાદ' છે મૂળ પુસ્તક (Our Oriental Heritage) રૉયલ કદનાં ૧૦૦૦ જેટલાં પૃષ્ઠનું છે. તેમાં પહેલાં ૧૦૦–૧૨૫ પાનાંના ઉપોદ્દ્ઘાતમાં ડૂરાંએ મનુષ્યની સાવ પ્રાથમિક કે જંગલી અવસ્થાથી માંડીને માણસનો ધીમે ધીમે વિકાસ કેવી રીતે થયો, અને આજની સાંસ્કૃતિક અવસ્થાએ તે કેવી રીતે પહોંચ્યો, તેની સંસ્કૃતિમાં વિવિધ અંગો—ધર્મ, સમાજતંત્ર, કાયદો, કુટુંબ વગેરે સંસ્થાઓ, નૈતિક આચાર. વિજ્ઞાન, કળા ઇ૦ કેવી રીતે ખીલ્યાં, તેની ચર્ચા કરતો એક સુંદર નિબંધ આપ્યો છે. આ પછીનાં પ્રકરણોમાં પૌર્વાત્ય દેશોનો ઇતિહાસ, સંસ્કૃતિવિકાસ વગેરેનાં શબ્દચિત્રો દેશવાર પ્રકરણમાં આપ્યાં છે. આ જ પદ્ધતિથી આખી દુનિયાની વિવિધ સંસ્કૃતિઓનો ઇતિહાસ આપવાની ડૂરાંની યોજના છે. પ્રસ્તુત પ્રથમ ખંડ ૧૯૩૫માં પ્રસિદ્ધ થયા પછી પાંચ વરસે તાજેતરમાં The Story of Greece નામથી બીજો ખંડ ડૂરાંએ બહાર પાડયો છે.

એક એકહથ્થુ સફળ પ્રયત્ન તરીકે ડૂરાંનું આ કામ ધ્યાન ખેંચે તેવું છે જ. પણ તે ઉપરાંત, દુનિયાના ઇતિહાસના નામથી લખાયેલાં પુસ્તકોમાં આજ સુધી પૂર્વના દેશોને જે નહિ જેવું સ્થાન આપવામાં આવ્યું છે તેમાં ડૂરાંએ ભારે સુધારો કર્યો છે, અને તેમ કરી પૂર્વના દેશોની સંસ્કૃતિ, ધર્મ, ઇતિહાસ ઇ૦ તરફ દુનિયાના સૌ કોઈનું ધ્યાન ખેંચ્યું છે. એ દૃષ્ટિએ પણ ડૂરાંનો આ ગ્રંથ મહત્ત્વનો છે.

આ મહાન ગ્રંથનો ગુજરાતીમાં અનુવાદ—પછી તે ભલે સંક્ષેપમાં હોય—થયેલો જોઈ કોને આવકારવાનું મન ન થાય? પણ પ્રસ્તુત પ્રયત્નને તેમ કરતાં સંકોચ થાય છે, એમ દુઃખથી કહેવું પડે છે. જે નમ્રતા, ધીરજ, પ્રયત્નશીલતા, વિવેકબુદ્ધિ, ચોકસાઈ તથા પ્રામાણિકતા ડૂરાં પોતાના ગ્રંથમાં પદે પદે બતાવે છે, તે બધાની બાબતમાં આ 'સ્વતંત્ર અનુવાદક' ઉદાસીનતા બતાવે છે. ડૂરાંની મૂળ કલ્પના, તેને લેખનમાં ઉતારવાની શૈલી, તેની કળા, એ બધાનો વિચાર કરતાં એમ જ લાગે કે, કોઈ પવિત્ર ભૂમિ ઉપર જવા માટે 'विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम' જેવી ભાવનાથી તે પોતાનું કાર્ય હાથ ધરે છે. રખેને કોઈ દેશ, રાષ્ટ્ર કે સમાજને અન્યાય થાય! તેથી ડગલે ને પગલે તે પ્રમાણભૂત ગ્રંથોનો આધાર લે છે. (અલબત્ત, હિન્દની બાબતમાં કેટલીક જગ્યાએ હવે કાલગ્રસ્ત થયેલા આધારો તેણે ટાંકયા છે ખરા પણ આટલા મોટા ગ્રંથમાં તે નજીવા ગણાય તેવા છે.)

પણ પ્રસ્તુત અનુવાદકને એવી કશી ઝીણવટ, ખંત, પ્રામાણિકતા કે નમ્રતાની કાંઈ પડી લાગતી નથી. તે માટે જાણે એમની પાસે ધીરજ જ નથી! એક કલમને ગોદે ધર્મ, નીતિ કે ફિલસૂફીને સાફ કરવામાં તે પુરુષાર્થ માને છે પોતાનું—અનુવાદકનું—કામ છોડી દઈ તેઓ પોતાના અર્ધદગ્ધ છીંટ-વૈજ્ઞાનિક ખ્યાલો ડૂરાંને નામે ઠેકઠેકાણે ઘુસાડી દે છે, અને તેની વાચકને કશી સૂચના આપ્યા વિના જ! નથી તેનો પ્રસ્તાવનામાં વિસ્તૃત ખુલાસો. (આવી જગાએ આવશ્યક ગણાય એવી પ્રસ્તાવના ન આપવાનું જ અનુવાદકે યોગ્ય ધાર્યું છે.) કે નથી કોઈ ઠેકાણે ટીપણીઓ મૂકી! 'સ્વતંત્ર અનુવાદ' એ કોઈ નવી જ વસ્તુ આજકાલ ગુજરાતી સાહિત્યમાં દાખલ થવા બેઠી છે 'સ્વતંત્ર'નો અર્થ અહીં તો સ્વૈર જ કરેલો દેખાય છે અથવા 'ડૂરાંથી સ્વતંત્ર' એવો તેનો અર્થ કરવો કે શું? આવી 'સ્વાતંત્ર્ય'પ્રિયતાને કારણે આખા પુસ્તકને અનુવાદકે અવિશ્વસનીયતાના દોષથી દૂષિત અને દુષ્ટ બનાવ્યું છે. જ્યાં ડૂરાંનું લખાણ રીતસર રજૂ

કરવામાં આવ્યું છે ત્યાં તે ફરાંનું જ છે કે કેમ, એવી શંકા ઉત્પન્ન થાય છે. આને માટે તો અનુવાદકે યોજેલી સ્વૈરાચારી ભાષા પણ કેટલેક અંશે જવાબદાર ગણાય. તેથી જગતસંસ્કૃતિનાં વહેણોનો નવેસર પરિચય કરવા માગતા વાચકોને આ પુસ્તકની ભલામણ કરવી જોખમકારક લાગે છે. જેમણે એ વિષયનો થોડોક પૂર્વપરિચય મેળવેલો હશે, તેમને જોઈતી સૂચના કે ચેતવણી ઉપરના લખાણમાં આવી જ જાય છે.

આ અનુવાદ વાંચ્યા પછી એક સવાલ તો એ ઊભો થાય છે કે, આ કૃતિ કોને માટે છે ? અંગ્રેજી જાણનારાઓ તો મૂળ પુસ્તક વાંચવાનું જ પસંદ કરશે એમાં શંકા નથી. કેવળ ગુજરાતી જાણનારા આ પુસ્તકની અંગ્રેજી-ગુજરાતી ભાષા* કેટલીયે જગ્યાએ સમજી શકશે નહિ, એટલું જ નહિ, પણ કોઈ ગુજરાતીપ્રેમી અંગ્રેજી જાણનાર વાચક આવા સમાજશાસ્ત્રીય ગ્રંથમાંથી થોડાક ગુજરાતી પારિભાષિક શબ્દો ખોળવા મથશે તો તેમાં પણ તેને નિરાશા જ થશે. પુસ્તકની ભાષા જ્યાં કેવળ વાર્તા-કથન નથી ત્યાં સરળ અને અર્થવાહી નથી. કેટલેય ઠેકાણે અંગ્રેજી વાક્યરચના ને ઢબ ગુજરાતી ઉપર લાદેલી છે. ગુજરાતી પર્યાયોની યોજના સાવ તરંગી, અણઘડ અને અનર્થપ્રતિપાદક છે. વિશેષનામોના ઉચ્ચાર કઢંગા પસંદ કરેલા છે. અધૂરામાં પૂરું પ્રૂફો જોવામાં પૂરતી કાળજી રખાઈ નથી. જોડણીનું તો પૂછવું જ શું ?

કાળની દૃષ્ટિએ વિચિત્ર ભૂલો થઈ છે. બનિંયરને સાતમા સૈકામાં હિન્દમાં આણ્યો છે; ૧૦૮ ઉપનિષદો બધાં જ ઈ. સ. પૂર્વે પાંચમા સૈકા સુધીમાં પૂરાં કરાવ્યાં છે; (આ ભૂલ જોકે ફરાંએ ટાંકેલા આધારને લીધે થઈ છે) ગુપ્તોને બમણો રાજ્યકાળ આપ્યો છે; કનિષ્કને ગુપ્તોનો સમકાલીન બતાવ્યો છે !

અનુક્રમણિકા પણ બરાબર નથી પ્રકરણોનાં નામોમાં ભૂલો છે.

સર્વત્ર કામાર્થનો ખેલ જોવા તરફ અનુવાદક વધારે પડતા લલચાયા છે; અને તેથી બીજા બે પુરુષાર્થોનો ડગલે ને પગલે નિષેધ કરવો એ જ તેમનું કામ થઈ જાય છે.

'સંસ્કૃતિનાં વહેણ'ના ભારેખમ નામથી વાચકના મનમાં જે અપેક્ષા ઊપજે છે તે જરાય સંતોષાતી નથી એ દુઃખની વાત છે. પોતાની કૃતિની આવી વિકૃતિ થયેલી જાણી પાતાલનિવાસી ફરાને શું થશે તેની કલ્પના જ કરવી ઘટે. અહીં પ્રકાશકને એટલી સૂચના આપવાની જરૂર લાગે છે કે લેખક કે અનુવાદક જેટલી જ, બલ્કે તેમનાથી વધારે, જવાબદારી આ બાબતમાં તેમની છે એ તરફ તેઓ વધારે ધ્યાન આપે તો આવી વિકૃત કૃતિઓ જનતા ઉપર લદાતી અટકે.

હજી પણ કોઈ સમૃદ્ધ સાહિત્યસંસ્થા ફરાંના મૂળ ગ્રંથનો વિસ્તૃત અનુવાદ કરાવી ગુજરાતને પરિચય કરાવે, તો તેણે ગુજરાતી આલમની ભારે સેવા કરી ગણાશે.

. પાં૦

* અનુવાદકની ભાષાના કેટલાક નમૂના આ રહ્યા :

૧. "સળગતો યુવાન...રણભૂમિમાં વંટોળિયો બનતો હતો."

૨. "સ્ત્રીને ત્રણ આજ્ઞાધારકતામાં ધકેલી દેવામાં આવી"

૩ "તેઓ પોતાના બાપદાદાઓની માન્યતાઓને સવાલો પૂછવા લાગ્યા."

૪. "ચામડાના સિક્કા...કાગળની નોટોના સર્જક બન્યા."

૫ "ભૂત-પૂજા" (ancestor-worship).

૬. "જીવનની સકારણતાને સાદાઈ અને શિસ્ત પ્રબોધતો કન્ફ્યૂશિયસનો ધર્મ."

૭. "પાઈ (π)ની કિંમતમાં આપણે ૪૦૦૦ વર્ષમાં ૩.૧૬ થી ૩.૧૪-૧૬ વધ્યા છીએ." (હવે આગળ ક્યારે વધીશું ?)

૮. 'ઉપનિષદ'ની વ્યુત્પત્તિ 'ઉપ+ષદ્'.

૯. "એ લોકજીવનના પીડિત સંજોગો જવાબ માગતા હતા."

૧૦. "તે રસ્તાઓને ખૂબ સરસ રીતે માપવામાં આવતા."

૧૧. 'ખદબદતી પ્રજાઓ' (a motley of nations) વાંચી છાણમાં ખદબદતા જંતુઓની જ સામાન્ય વાચકને કલ્પના આવે તો નવાઈ નહિ.

"ઉન્નતિના પ્રયત્નમાં આપણે શિખરે ન પહોંચીએ તો ચિંતા કરવા જેવું નથી હોતું. કારણ, મહત્ત્વની વસ્તુ દાવ ખેલવો એ છે, કેટલા દાવ આપણે જીત્યા એ નહિ. આપણું કામ દાવ કરવાનું છે, કોઈ પાસે કરાવી લેવાનું નહિ"

—રાધાકૃષ્ણન

# માસિક વિવેચન

## કેળવણી અને હકીકત

રાષ્ટ્રીય કેળવણીની ચળવળ શરૂ થઈ ત્યારે કેટલાક તાર્કિકો તેનો વિરોધ કરતા, "શું રાષ્ટ્રીય કેળવણીમાં ૨ + ૨ = ૪ નહિ? '$H_2O$'= પાણી નહિ?" વર્ષો બાદ હમણાં થોડાક વખત ઉપર શ્રી. રાધાકૃષ્ણન જેવા તલસ્પર્શી વિચારક પણ આવી વિચિત્ર દલીલમાં ફસાઈ પડ્યા લાગે છે. થોડા વખત પર લખનૌમાં મળેલી અખિલ ભારતીય શિક્ષણ પરિષદ વખતે તેમણે કહેલું વાંચવા મળે છે કે, 'કેળવણીની બાબતમાં કશું રાષ્ટ્રીય એવું નથી. મજૂરવાદી ગણિત કે નાઝી રસાયન યા યહૂદી પદાર્થવિજ્ઞાન જેવી કોઈ વસ્તુ નથી.'

આ તર્કનું સામેથી એક પ્રશ્ન દ્વારા તરત નિરસન કરી શકાય: "શું ૨ + ૨ = ૪, $H_2O$ = પાણી એ બધું શીખવવું એ જ તમે કેળવણી માનો છો?" એ જ જો કેળવણી હોય, તો તેનું 'રાષ્ટ્રીય' વિશેષણ નકામું ખરું. પણ કોઈ વિચારક માણસે માત્ર એવી હકીકતોને 'કેળવણી' નથી કહી. કેળવણી તો એ બધી હકીકતો અને અન્ય સાધનો દ્વારા સધાતી મનુષ્યની સર્વાંગીણ તાલીમ છે. અને જેમ 'હિંદુ જીવનદૃષ્ટિ', 'ગ્રીક જીવનદૃષ્ટિ', તથા તેવાં જ સંસ્કૃતિઓનાં વિશેષ રૂપો ગણાય છે, તેમ કેળવણીને પણ રાષ્ટ્રીય વિશેષણ યોગ્યતાપૂર્વક લાગવાનું અને લગાડી શકાય. દરેક રાષ્ટ્ર પોતાના સાચા આત્માને વ્યક્ત કરવા પોતપોતાની વિશિષ્ટ નીતિ-રીતિએ જ કામ કરશે. ઉત્તરધ્રુવમાં વિષુવવૃત્તનું ભૂગોળશાસ્ત્ર કે રસાયન નહિ ખીલે; તે તે મુલક પોતાની વિશિષ્ટ માગ કે જરૂર વિચારી તેની દિશા લેવી જોઈશે. સાર્વભૌમ હકીકતો તો બધે જ સરખી છે, કેમ કે સર્વ મનુષ્યો એક જ પ્રકૃતિમાતાનાં સંતાન છીએ

આ દૃષ્ટિએ વિચારતાં, કેળવણીને રાષ્ટ્રીય કહેવામાં જ સાર્થક્ય છે; ઊલટું, તેને આંતરરાષ્ટ્રીય કે સાર્વભૌમ કહેવાથી ગોટાળો થશે. અને આપણી સ્થિતિ જોતાં, આપણા દેશની કેળવણીના મહત્ત્વના પ્રશ્નોની આંખ આડા કાન કરવા જેવો ભ્રમ નીપજશે.

## કેળવણી અને પદ્ધતિ

કેળવણી અને હકીકત વચ્ચેના ભ્રામક ગોટાળા પેઠે બીજો એક ગોટાળો કેળવણી અને પદ્ધતિ વચ્ચે ઘણી વાર થાય છે. કેળવણીમાં શિક્ષણની પદ્ધતિનો વિચાર હોય છે; પરંતુ કેળવણી એ પદ્ધતિ જ માત્ર નથી. પદ્ધતિ એ શિક્ષણશાસ્ત્રનો વિષય છે; કેળવણી એ સમાજશાસ્ત્રનો, જીવનશાસ્ત્રોનો વિષય છે. એ એક દર્શન છે, જીવનનું ઘડતર છે. રાષ્ટ્રીય કેળવણીનું અથવા ગાંધીજીની વર્ધા યોજનાનું રહસ્ય કે સાર્થક્ય માત્ર અમુક શિક્ષણપદ્ધતિ પર નથી, જોકે તેમને અનુરૂપ પદ્ધતિ હોવી, શોધાવી જોઈએ છે. પરંતુ, એમની વિશિષ્ટતા એમની પાછળના રાષ્ટ્રદર્શનમાં રહેલી છે, જીવનની નિષ્ઠામાં રહેલી છે, સંસ્કૃતિના આદર્શમાં રહેલી છે. મતલબ કે, કેળવણી એ પદ્ધતિ તથા હકીકતોને વાપરે છે, પણ તેમાં પર્યાપ્ત નથી થતી.

## અવળી ઇતિહાસદૃષ્ટિ

ઉપરની 'રાષ્ટ્રીય કેળવણી' વિષેની દલીલબાજી જેવી એક અન્ય ક્ષેત્રની દલીલ એવા પ્રકારની ને એટલી જ જૂની છે. ગાંધીજીએ ૧૯૨૦માં કહ્યું કે, સૂતરને તાંતણે સ્વરાજ લાવી શકાય, ત્યારે કેટલાક પઢત-પંડિતોએ દલીલ કરી, "જ્યારે સ્વરાજ અંગ્રેજોએ આપણી પાસેથી હર્યું, ત્યારે તો સૂતરનો તાંતણો અને ખાદી હતાં છતાં તે ગયું. તો પછી હવે તે કેવી રીતે તેમનાથી આવી શકશે?"

છાપાં જણાવે છે કે, ૨૦ વર્ષે પાછી આ વાસી દલીલ શ્રી. સુભાષ બાબુએ જાગ્રત કરી છે. કેળવણીની પેલી દલીલ જેવી જ ભ્રામક આ છે. એનો સીધોસટ ઉત્તર એ જ છે કે, "સૂતર ખાદી હતાં ને આપણે એમને સંભાળી રાખી શક્યા ત્યાં સુધી સ્વરાજ રહ્યું; અંગ્રેજોએ આપણા ઉદ્યોગોના નાશ પર પોતાના રચ્યા અને આપણે એ ઘાતક નીતિને વશ થયા. તેથી, અને નહિ કે ખાદી કે સૂતર હોવા છતાં, (કેમ કે તે ગયાં તેની સાથે જ સ્વરાજ પણ ગયું છે.) સ્વરાજ ગયું. હવે જો પાછા આપણી

સંગઠનની અને રાષ્ટ્રભક્તિની શક્તિથી તે પુનઃસ્થાપિત કરીએ, તો જરૂર સ્વરાજદેવી પાછાં પધારે, ઇગ્લન્ડનો લોભ છૂટે, અને તેની સાથે તેને અહીં રહેવાનું એકમાત્ર કારણ ટળે."

આવી સાદી વસ્તુ પણ ન સૂઝવાનું કારણ અવળી ઇતિહાસદૃષ્ટિ કે તેની મચડામચડી જ લાગે છે.

## ક્યાંક ભારે ભૂલ છે

છાપાં જણાવે છે કે, સુરત કૉલેજમાં ઇન્ટરમાં ભણતા એક ૨૧ વર્ષના નવજુવાને રેલગાડી નીચે પડીને આપઘાત કર્યો. લાશ જોડે ડાયરી મળી તેમાં લખ્યું હતું કે, મગજની નબળાઈ અને અનિદ્રાને લીધે હું જીવનનો અંત આણું છું. અને આવા આપઘાતો અવારનવાર બીજા પણ જાણ્યા છે. ભરજુવાનીમાં અને ઇન્ટર સુધી શિક્ષણ લેતા આવેલા ઊછળતા હોવા જોઈતા લોહિયાળા યુવાનને આમ જિંદગી ખોવી પડે, એ પરથી સંસ્કૃતિના ચોકિયાતોએ ચેતવું જોઈએ કે ક્યાંક ભારે ભૂલ થાય છે. જેના પૂર્વજોએ આદેશ આપ્યો કે, 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः', એના વંશજો ૨૧ જ વર્ષમાં મગજ નબળું કરી મૂકે અને અનિદ્રાધીન થાય, એ તે કેવું જીવન! કેવું શિક્ષણ! કેવો સમાજ! એ મરનાર જુવાન કરતાં વધારે જવાબદારી આપણા સમાજની, આપણા શિક્ષણતંત્રની, તેના સંચાલકો અને શિક્ષકોની, અને એનાં માબાપ તથા વડીલોની પણ છે. રામાયણકારે બતાવ્યું છે કે, પિતા પહેલાં પુત્ર મર્યો એ રાજપાપને લઈને, એમાં આ ગંભીર સામાજિક જવાબદારીનું તત્ત્વ રહેલું છે. આવા દાખલા પરથી આપણે સવેળા ચેતી જવું જોઈએ.

## 'Foul' અને 'Out'

આ બે શબ્દોને માટે, ગયા અંકમાં મેં અનુક્રમે 'ભૂલ' અને 'બાદ' પર્યાયો સૂચવ્યા હતા. કરાંચીથી શ્રી. દુષ્યંત પંડ્યા તે બાબત લખે છે:

> "હાલારમાં અને કદાચ ગુજરાતમાં બીજે ઘણે ઠેકાણે 'માર' (out) અને 'અંચી' (foul) એ બે શબ્દો વપરાય છે. . . તો આ બે ચલણી શબ્દોને મૂકી નવા બનાવવાની જરૂર નથી."

'Out'ને માટે 'બાદ' શબ્દ ૧૯૨૧–૨૨ના જમાનાથી જાણું છું. એ નવો નથી સૂચવ્યો. એને માટે 'માર' શબ્દ ચાલતો હોય તો તે બેલાશક ચાલુ રહે. મારે કહેવાનું એટલું જ કે, 'out'ને 'બાદ' કરવો જોઈએ. પછી તે કામ 'બાદ' કરી શકે તો તે કરે યા 'માર' કરી શકે તો તે કરે.

'Foul'માં રમતના નિયમોના ઉલ્લંઘનનો મુખ્ય ભાવ છે. તે ઉલ્લંઘન અજાણમાં થાય ત્યારે તે અણચી ન ગણાય; તે રમનારની ભૂલ જ છે. થયેલી ભૂલ વિષે રમનાર વાંકું બોલે કે જૂઠું બોલે ત્યારે તે અણચી ગણાય. આપણી રમતોમાં સામાન્ય રીતે મધ્યસ્થ નથી હોતા, તેથી અણચીના પ્રસંગો બને છે. તેવી રીતે રમાતી રમતોમાં Foul એ અણચી જ નીપજી રહે છે. પણ હવે તો વ્યવસ્થિત રમાતી રમતોમાં મધ્યસ્થ હોય છે. તેથી કોઈ રમનારો તેમાં સામાન્ય રીતે અણચી નથી કરી શકતો. ત્યાં આગળ સાધારણતઃ નિયમની ભૂલ થાય, અને મધ્યસ્થ કે રમનાર તે વખતે 'ભૂલ' એમ પોકારે, તો બસ થાય. 'અણચી' એ રમનાર પરત્વે તેની નૈતિકતાનું વર્ણન છે. આજકાલ શિષ્ટ ગણાતી રમતપદ્ધતિમાં એ ટકી ન શકે. ત્યાં તો નિયમ-ભંગની ભૂલ જ સંભવે અને એ 'ભૂલ' શબ્દથી બરોબર વાચ્ય થઈ શકે.

## બાળશિક્ષણસત્ર

મૅડમ મૉન્ટેસોરી તા. ૬ થી ૮ માર્ચ, એટલે કે ત્રણ દિવસ અમદાવાદમાં આવી ગયાં એ, ખરેખર, એક નાનકડું બાળશિક્ષણસત્ર જ ઊજવાઈ ગયું ગણાય. ગુજરાતભરમાંથી બાળ-શિક્ષકો તે દિવસોમાં એમનાં આદ્ય-ગુરુને દર્શને ભેગાં થયાં હતાં. ત્રણ દિવસના ભરચક કાર્યક્રમને ૭૦ વર્ષની વયે પણ મૉન્ટેસોરી પહોંચી વળ્યાં એ બારે વસ્તુ ગણાય. આ દિવસોમાં અમદાવાદમાં બે વ્યાખ્યાનો અને એક પ્રશ્નોત્તરી થઈ; તે ઉપરાંત બાળકોનું એક સંમેલન થયું, તેમનાં નાનકડાં સર્જનકાર્યોનું એક પ્રદર્શન થયું; અને સૌથી મોટું તો એ કે, અનેક બાળ-શિક્ષકોએ આ પ્રતિભાવાન બાળ-શિક્ષિકાનાં આંખ ભરી ભરીને દર્શન કર્યાં.

આ કાર્યક્રમો ઉપરાંત, તેઓશ્રી એક દિવસ વિદ્યાપીઠમાં આવ્યાં અને એક દિવસ હરિજન આશ્રમના બાલમંદિરનું નવું મકાન ખોલવા ગયાં. ગાંધીજીની આ બે સંસ્થાઓ જોઈ એમના મનમાં

અવર્ણ્ય ભાવભક્તિ જાગતી જેમણે જોઈ હશે, તે એ સભાઓને કદી નહિ ભૂલે.

### ધડો લેવા લાયક

બાલશિક્ષણસત્રનો આખો સમારંભ સ્વભાષામાં ઊજવાયો એ ધડો લેવા લાયક બીના ગણાય. મૉન્ટેસોરીની સ્વભાષાભક્તિ ભારે ગણાય. અંગ્રેજી તે સમજે છે; કાંઈક બોલી પણ જાણે છે. પરંતુ તે સ્વભાષામાં બોલવાનું જ પસંદ કરે છે. એનો ચેપ અહીંના સ્વાગતમંડળને લાગવો જ જોઈએ. બધાં માનપત્રો તથા વ્યાખ્યાનાદિ ગુજરાતીમાં થયાં, અને મૉન્ટેસોરી પણ સ્વભાષામાં જ બોલ્યાં. તેનો અંગ્રેજી અનુવાદ, અને ક્યાંક ગુજરાતી અનુવાદ સભાને કહેવામાં આવતા; ગુજરાતીમાંથી અંગ્રેજી કરીને કહેવા જેવા ભાગો મૉન્ટેસોરીને જણાવવામાં આવતા. આ યોજના આગળને માટે અનુસરવા જેવી ગણાય.

### મૅડમ મૉન્ટેસોરીને વિનંતી

તા. ૭–૩–'૪૦ને રોજ મૅડમ મૉન્ટેસોરી વિદ્યાપીઠમાં પધાર્યાં તે વખતે તેના મહામાત્રે કરેલા સ્વાગત-નિવેદનમાં મૅડમ મૉન્ટેસોરીને નીચેની વિનંતી કરી હતી :

"વિદ્યા દ્વારા મુક્તિ એ અમારું બિરદ છે. અમારા કુલપતિ પૂ૦શ્રી ગાંધીજીની જેમ, આપ એમ માનનારાં છો કે, માનવઆત્માનો સાચો ઉદ્ધાર વિદ્યાથી જ થઈ શકે, અને એનો એકમાત્ર રસ્તો પ્રેમ અને સ્વતંત્ર સર્જન કે રચનાત્મક કાર્યો છે. આપના શિક્ષણનું હાર્દ એ છે એમ અમે સમજીએ છીએ એ પ્રેમમંત્રનું આપે બાલકેળવણીમાં સતત અનુશીલન કરીને જગતને તે વિષયમાં દોરવણી આપી છે. એને માટે જગત આપનું હમેશનું ઋણી રહેશે. આપનો એ મંત્ર અમારે ત્યાં પણ પહોંચ્યો છે એ અમારાં સદ્ભાગ્ય ગણાય.

"અમારા દેશની સ્થિતિ અન્ય સ્વતંત્ર દેશો કરતાં જરા જુદી છે. જગતમાં સર્વત્ર પ્રવર્તેલાં શિક્ષણને નામેનાં બંધનો ઉપરાંત, અમારા આખા જીવનને રૂંધતાં પરરાજ્યની પરતંત્રતાનાં બંધનો પણ અમે ઉઠાવીએ છીએ. તેને પહેલાં દૂર કર્યા વગર અમારો આરો નથી એમ જોતાં, અમારા પૂ૦ નાયકે પોતાનું પ્રથમ ધ્યાન જુવાન અને પુખ્તને કેળવવા તરફ વાળ્યું. પણ બાળક તો ભાવીનો પિતા છે; તેને ભૂલીને કેમ ચલાય? એ બાબતમાં અમે વેળાસર જાગ્યા છીએ. અને એવા સુઅવસરે આપ અમારા દેશમાં પધાર્યાં છો એ કેવી આનંદની વાત છે!

"અમારો દેશ ગરીબ છે. કેળવણી તો ક્યાં રહી!— કરોડોને રોટલાના, એટલે કે રોટલા માટે મજૂરીના પણ વખા પડે છે. પણ કેળવણી પણ મન આત્માનો ખોરાક જ છે ને? તેને પણ કેમ છોડી શકાય? તેથી કરીને અમારા દેશનો પ્રશ્ન સાદા શિક્ષણનો જ નથી; પરરાજ્ય અને પરસંસ્કૃતિના પ્રમાદમાં પડેલા દેશને કેળવણી દ્વારા જગાડવાનો છે. એની પદ્ધતિની અમારે શોધ કરવાની છે. એ પ્રશ્નને અનુરૂપ અને એવી વ્યાપક રીત અમારે જોઈએ છે. આપની આર્ષ પ્રતિભાથી અમને એ માર્ગ બતાવો. આપ અહીં લાંબું રહેવા ઇચ્છો છો જાણી કોને આનંદ નહીં થાય? એ વસવાટમાં અમારા દેશને નિહાળીને, આપના વિપુલ જ્ઞાનભંડારમાંથી અમને એ બાબત સલાહ આપો. ગુજરાત તરફથી આપને વિદ્યાપીઠની એ પ્રાર્થના છે"

### બાળશિક્ષણ અને ઉદ્યોગ

સાબરમતી હરિજનાશ્રમમાં બાળમંદિરનું મકાન મૅડમ મૉન્ટેસોરીને હાથે ખુલ્લું મુકાયું, તે વખતે શ્રી. નરહરિભાઈ પરીખે કરેલા નિવેદનમાંથી નીચેનો ભાગ શિક્ષણપ્રેમીઓને જણાવવા જેવો છે :

"ગાંધીજીનાં રચનાત્મક કામોમાં રાષ્ટ્રીય કેળવણીને હમેશાં અગત્યનું સ્થાન મળેલું છે. આ ભૂમિ ઉપર તેઓશ્રીની પ્રેરણા નીચે વર્ષો સુધી રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગો ચાલ્યા છે. એ પ્રયોગોમાં ગ્રામોદ્યોગો અને જાત-મહેનતનો મહિમા સદા સ્વીકારવામાં આવ્યો છે. એ પ્રયોગોના નિષ્કર્ષરૂપે જ ગાંધીજીને જડી આવ્યું અને તે તેમણે જગત આગળ મૂક્યું કે, પસંદ કરેલા હાથ-ઉદ્યોગો દ્વારા જ અને બહારથી લાદેલાં બંધનો અને દખલગીરીથી મુક્ત એવા વાતાવરણમાં જ બાળકોની કેળવણી થવી જોઈએ. આશ્રમના કારીગરો અને કાર્યકર્તાઓ, જેમાં મુખ્યત્વે હરિજનો છે, તેમનાં બાળકો માટે આ બાલમંદિર ચલાવવામાં આવે છે. આ અમારો પ્રયોગ નાનો છે અને તેમાં અમે વિશેષ કાંઈ સાધી શક્યા નથી; જોકે અમારી આકાંક્ષા તો એવી છે કે, બાળકોનાં ઘરો જે ઉદ્યોગોથી ગાજે છે તે ઉદ્યોગોને લગતી નાની નાની ક્રિયાઓ દ્વારા જ આ બાળકોને અમે કેળવણી આપીએ. અમારી નાની તકલીનું રમકડું ઉત્પાદક હોવાની સાથે આનંદદાયક છે અને તેથી જ કેળવણીના પહેલા સાધન તરીકે બાળકોના હાથમાં અમે તે મૂકીએ છીએ.

"અમારા દેશમાં સ્વચ્છતાની વૃત્તિ હજુ ઘણી ઓછી ખીલેલી છે, એ અમારે શરમ સાથે કબૂલ કરવું જોઈએ. નાહવું ધોવું અને સાફસૂફી કરવી એવાં કામો દ્વારા પણ અમે કેળવણી આપવાનો પ્રયત્ન કરીએ છીએ."

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ
ગોપાળદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી)
નગીનદાસ પારેખ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૧

૨

નવજીવન, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

## એપ્રિલ, ૧૯૪૦

વર્ષ ૧ — અંક ૮

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક, **શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય, પો. બૉક્સ ૧૦૫**
**અમદાવાદ**

## 'નવજીવન'નાં નવાં પુસ્તકો

**ભારતસેવક ગોખલે**: જુગતરામ દવે (કાકાસાહેબની પ્રસ્તાવના સાથે); કિં. ૧-૮-૦.

**વિદાય વેળાએ**: ખલિલ જિબ્રાનકૃત 'ધ પ્રૉફેટ'નો અનુવાદ. અનુવાદક: કિશોરલાલ મશરૂવાળા; કિં ૦-૮-૦

**સ્મરણયાત્રા**: કાકા કાલેલકર (સુધારાવધારાવાળી નવી આવૃત્તિ); કિં. ૧-૮-૦.

**શ્રીમદ્ભાગવત**: (ગુજરાતી છાયાનુવાદ) સંપાદક: ગોપાળદાસ પટેલ; કિં. ૧-૮-૦.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧–અંક ૮] અમદાવાદ [મે, ૧૯૪૦

## કેળવણીની સફળતાની બે શરતો

[ એક શિક્ષકસંમેલન આગળનું વ્યાખ્યાન ]

હું માનું છું કે, તમને કેળવણીમાં રસ છે, કેળવણીનાં ધ્યેય અને ઉદ્દેશ તમે જાણો છો. તમે અનુભવથી જાણતા હશો કે, કોઈ પણ કેળવણીને સફળ થવા માટે બે વસ્તુની જરૂર છે. સૌથી પહેલાં શિક્ષણ અથવા કેળવણીનો કોઈ આદર્શ હોવો જોઈએ. એ શિક્ષણથી કેવી જાતના નાગરિકો તૈયાર થશે એનો આધાર આ આદર્શ પર જ છે. આ આદર્શ જો નિશ્ચિત અને યોગ્ય ન હોય, તો કેળવણી અસરકારક નથી થઈ શકતી. ધ્યેય નિશ્ચિત ન હોય તો કેળવણીમાં કંઈ તત્ત્વ રહેતું નથી અને તેમાંથી કંઈ પ્રેરણા મળી શકતી નથી. આવી નિર્જીવ કેળવણીથી ઉન્નતિ શક્ય નથી. એવી કેળવણીમાં વિદ્યાર્થીઓના માનસિક વિકાસને માટે બહુ ઓછો અવકાશ હોય છે.

કેળવણીને અસરકારક થવામાં બીજી આવશ્યક વસ્તુ છે તે પ્રણાલી અથવા પદ્ધતિ. ધ્યેય ઉચિત હોય તોપણ પદ્ધતિના દોષને લીધે આપણે એમાંથી પૂરો લાભ લઈ શકતા નથી, આપણા ધ્યેયને પ્રાપ્ત કરી શકતા નથી. અને કોઈ પણ રીતે તે પ્રાપ્ત કરવામાં સફળ થઈએ તોપણ ધ્યેય સુધી પહોંચવામાં ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે.

આ બંને દૃષ્ટિએ હાલની કેળવણીને તપાસવાથી આપણને જણાય છે કે એમાં ઘણી ત્રુટીઓ છે. વર્તમાન કેળવણીનો કોઈ આદર્શ નથી, કોઈ ઉદ્દેશ નથી. એ કઈ જાતના નાગરિકો તૈયાર કરવા માગે છે તે નિશ્ચિત રૂપે કહી શકાય નહિ. હા, એક વાત ચોખ્ખી છે. આ કેળવણી 'ઇસ્ટ ઇન્ડિયા કંપની'ની ભેટ છે. તેની જ જરૂરિયાત પ્રમાણે એની રૂપરેખા તૈયાર કરવામાં આવી છે. ઇસ્ટ ઇન્ડિયા કંપનીને સસ્તા કલાગરા નોકરોની જરૂર હતી, જે અંગ્રેજ અમલદારોને આધીન રહીને એમની નીતિ પર અમલ કરતાં ઑફિસનું કામ સરસ રીતે ચલાવી શકે. એ શિક્ષણનો આ જ આશય હતો, આ જ તેની પ્રેરણા હતી. આ જ કારણે એ કેળવણી આપણી જિન્દગીની વાસ્તવિક આવશ્યકતાઓથી દિવસે દિવસે દૂર ભાગતી ગઈ, અને તેણે આપણને પૂરા ગુલામ બનાવી મૂકયા.

શિક્ષણનું ધ્યેય આપણાં ધર્મ, સંસ્કૃતિ અને સભ્યતા અનુસાર હોવું જોઈએ, એ કહેવાની જરૂર નથી; નહિ તો બધી કેળવણી નિર્જીવ અને નકામી બની જશે. પ્રાચીન કાળમાં પણ રાષ્ટ્રીય આવશ્યકતા અને સ્વભાવ પ્રમાણે શિક્ષણ આપવામાં આવતું હતું. ગ્રીસનાં સ્પાર્ટા અને એથેન્સની શિક્ષણપ્રણાલી ભિન્ન ભિન્ન પ્રકારની હતી. સ્પાર્ટા પહાડી પ્રદેશોથી ઘેરાયેલો મુલક છે, એટલે ત્યાં લશ્કરી શિક્ષણ વધારે આપવામાં આવતું હતું. એથેન્સ સમુદ્રકિનારે છે, તેથી ત્યાં નૌકાશિક્ષણ વધારે અપાતું હતું. પ્રાચીન કાળમાં ચીન, જાપાન અને હિંદુસ્તાનમાં પણ આ જ પ્રમાણે હતું. સમયની ગતિ સાથે શિક્ષણનો આદર્શ પણ બદલાય છે. રશિયામાં રાજક્રાંતિ થઈ, એટલે કેળવણીની પદ્ધતિ બદલાઈ ગઈ. પણ હિંદુસ્તાનમાં હજી પણ એ જ પુરાણો રાગ છે. ૮૦–૮૫ વરસ પહેલાં જે પદ્ધતિ શરૂ કરવામાં આવી હતી એને જ આજે પણ કોઈ પણ ફેરફાર સિવાય ચાલુ રાખવામાં

આવે છે. તેથી હિંદુસ્તાનની કેળવણી સમયથી પાછળ પડેલી છે એમ કહેવાય છે. એ આપણને નવો ઉત્સાહ, નવી પ્રેરણા અને નવો દૃષ્ટિકોણ નથી આપતી. આપણા શિક્ષકો શિક્ષણ આપે છે, લખાવવા વંચાવવાનું કામ કરે છે, પણ તેમને પોતાના કામમાં કંઈ ઉત્સાહ હોતો નથી, એમના મનમાં કંઈ ઉમંગ પેદા થતો નથી. કારણ કે, આ કેળવણીમાં કોઈ પાયાનો સિદ્ધાંત નથી, ઊંચે ચડાવનારી કોઈ પ્રેરણા, કોઈ આદર્શ નથી. એમને પગાર મળે છે અને પગાર લેવા માટે ભણાવવાનું આવશ્યક થઈ પડે છે. વિદ્યાર્થીઓને પણ કોઈ બીજા પ્રકારની કેળવણી મળતી નથી, એટલે આ શાળાઓમાં દાખલ થવાની ફરજ પડે છે. જરા આ પદ્ધતિ સાથે આપણી પ્રાચીન કાળની પદ્ધતિની તુલના તો કરો. તે સમયના શિક્ષકો પગાર માટે વિદ્યા નહોતા આપતા, પણ વિદ્યાનું દાન કરતા હતા. એમને એ વિદ્યાદાનથી અંતરનો આનંદ પ્રાપ્ત થતો હતો, કારણ કે એમાં તેઓ પોતાની શક્તિઓનો વિકાસ જોતા હતા.

આજે તો શિક્ષણની વિધિ એથીયે પડતી દશામાં છે. કેળવણીનો જીવન સાથે કોઈ સંબંધ રહ્યો નથી. એ ફક્ત પુસ્તકિયા શિક્ષણ થઈ ગયું છે. વિદ્યાર્થીઓ પોપટની પેઠે ગોખણપટ્ટી કરીને પરીક્ષાઓ પાસ કરે છે. તેઓ શાળા અને કૉલેજોની ચર્ચાપરિષદોમાં વાદવિવાદ કરી શકે છે. પરંતુ વર્તમાન સમસ્યાઓ પરનો તેમનો વાદવિવાદ પુસ્તકિયા હોય છે. જીવનની કઠોર વાસ્તવિકતા સાથે એમને કંઈ સંબંધ હોતો નથી. તેઓ શબ્દો જાણે છે, પણ શબ્દો કઈ વસ્તુનું પ્રતીક છે, કઈ ચીજોનાં નામ છે, તેની જાણ એમને ઓછી છે. આવા વિદ્યાર્થીઓ જ્યારે ભણીને તૈયાર થાય છે ત્યારે જાણે તેઓ આ દુનિયાના જીવ જ નથી એવા લાગે છે.

આથી મહાત્માજીએ પોતાની પાયાની કેળવણીમાં આદર્શ અને વિધિ બંનેનો ખ્યાલ રાખ્યો છે. એમણે એવી પદ્ધતિ કાઢી છે, જેને જીવન અને તેની વાસ્તવિકતા સાથે સંબંધ છે. મારી જાણ પ્રમાણે, મહાત્માજીએ કેળવણીનો કોઈ ઇતિહાસ વાંચ્યો નથી, પરંતુ તેમણે પોતાનો દેશ, પોતાની જાતિ અને જિંદગી જોઈ છે, એનું અધ્યયન કર્યું છે; તેથી તેઓ આવી પદ્ધતિ માટે પ્રેરણા મેળવી શક્યા. આ શિક્ષણપ્રણાલીનો આધાર વ્યાવહારિક અને વૈજ્ઞાનિક છે. પ્રાચીન કાળથી માણસ એ રીતે જ્ઞાન પ્રાપ્ત કરતો આવ્યો છે. પહેલાં તે પોતાની ચારે બાજુની સૃષ્ટિ જુએ છે, અને પછી તેમાં ફેરફાર કરવાની કોશિશ કરે છે. એ કોશિશમાં તેને પોતાના હાથપગ અને બીજી ઇન્દ્રિયોનો ઉપયોગ કરવો પડે છે. જેમ જેમ તે પ્રકૃતિને વધારે જુએ છે અને પોતાના હાથપગ હલાવે છે, તેમ તેમ તેનું જ્ઞાન વધતું જાય છે. એમ કરતાં એને જણાયું કે, મનુષ્ય એવાં કાર્ય કરી શકે છે જે પશુ નથી કરી શકતાં. તેથી તેણે વિચાર્યું કે, આ 'હું' કોણ છું? અહીંથી જ માણસની આત્મજ્ઞાનની શોધ શરૂ થઈ: આ જ તેના સર્વ ધર્મોનો ઉદ્‌ગમ છે.

પછી એકલા એકલા કામ કરતાં તેણે જોયું કે, આ રીતે તે પોતાનું કામ પૂરું ન કરી શકે. કાર્ય પૂરું કરવા માટે એને બીજાની સહાયતાની જરૂર પડે છે. એનું પરિણામ એ આવ્યું કે, એને પારસ્પરિક સહકાર અને વ્યવહારના પ્રકારોની શોધ કરવી પડી. પ્રકૃતિ સાથેના સંઘર્ષથી જ બધું જ્ઞાન-વિજ્ઞાન, દર્શન-નીતિ અને ધર્મ ધીમે ધીમે ઉત્પન્ન થયાં અને તેમનો વિકાસ થયો. આ જ સંઘર્ષમાંથી તેણે ભૌતિક વિજ્ઞાનના પ્રારંભિક સિદ્ધાંતો શોધ્યા, અને એ સિદ્ધાંતોનું અધિક વિકસિત રૂપ જ દર્શનજ્ઞાન થયું. આ રીતે તેણે સામાજિક નીતિશાસ્ત્ર તથા રાજનૈતિક સિદ્ધાંતો નિર્માણ કર્યા. આથી આપણે જોઈએ છીએ કે, કુદરત અને જીવનથી જ દુનિયાની બધી વિદ્યાની ઉત્પત્તિ થઈ છે. માણસ કુદરતને લે છે. કુદરત પાસેથી સામગ્રી લઈને પોતાની બુદ્ધિ, કળા અને કુશળતા અનુસાર તેને એક નવું સુંદર રૂપ આપી દે છે. ઈશ્વર સર્જન કરે છે. આથી મનુષ્ય ઈશ્વરવત્ છે. અને આ જ ઈશ્વરત્વ અથવા દેવત્વ પ્રાપ્ત કરવું એ જ આપણી સૌથી મહાન કેળવણી છે, સૌથી મહાન આદર્શ છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, મહાત્માજીના સિદ્ધાંતો અને આ શિક્ષણપદ્ધતિમાં શો મેળ છે. આ સમજવા માટે મહાત્માજીની ફિલસૂફી પર જરા ધ્યાન આપવું જોઈશે. મહાત્માજી માને છે કે, મનુષ્ય મનુષ્ય છે, એ કેવળ માટીનું પૂતળું નથી. એનામાં આત્મા પણ છે. એની ઉત્પત્તિ અને એનો અંત બંને

દૈવિક અને આધ્યાત્મિક છે. આ વાત સાચી હોય તો તમે મનુષ્યને મનુષ્યત્વથી દૂર કરીને તેને પશુ ન બનાવી શકો. માણસનું અંતિમ લક્ષ્ય પોતાનામાં જ નિહિત છે. તેને કોઈ બીજી વસ્તુ પ્રાપ્ત કરવા માટેનું માધ્યમ ન બનાવી શકાય. તે પોતે જ સાધ્ય છે, સાધન નથી. આવી સ્થિતિમાં મહાત્માજીનું કહેવું છે કે, આપણે કોઈ પણ માણસનું શોષણ ન કરી શકીએ. સમાજવાદ અને ગાંધીવાદમાં ફક્ત આ જ ફરક છે. સમાજવાદ મનુષ્યની સમાનતામાં માને છે. સમાજવાદ અનુસાર કોઈ એક વર્ગ કોઈ બીજા વર્ગને દબાવી ન શકે, કારણ કે એ અન્યાય છે. ગાંધીજી આથી પણ આગળ વધીને કહે છે કે, શોષણ કરવું તે ફક્ત અન્યાય જ નહિ પણ મનુષ્યના આત્માનું અપમાન કરવા બરાબર છે. મનુષ્યનો આત્મા અમર છે. એને દબાવીને, એના પર અત્યાચાર કરીને તેનો નાશ કરી શકાતો નથી. એ તો શાશ્વત છે અને શાશ્વત જ રહેશે.

ગાંધીજીની શિક્ષણયોજનાનો ઉદ્દેશ મનુષ્ય અને મનુષ્યત્વની આ દૈવી વિભૂતિ જ શોધી કાઢવાનો અને તેને વિકસિત કરવાનો છે. આ રીતે, તેઓની પદ્ધતિ કોઈ પણ આદર્શ શિક્ષણયોજનાની બંને શરતો — શિક્ષણનો ઉદ્દેશ મહાન હોય અને જાતિની સંસ્કૃતિને અનુરૂપ હોય તથા તેની પ્રણાલી સ્વાભાવિક અને વૈજ્ઞાનિક હોય — એને પૂરી કરે છે.

('નઈ તાલીમ', ૧ જુલાઈ, ૧૯૩૯)

આ૦ કૃપાલાની

# તુકારામની વાણી

૨૦

बैसों खेळूं जेवूं । तेथें नाम तुझे गाऊं ॥ १ ॥
रामकृष्ण नाम माळा । घालूं ओवुनियां गळां ॥ २ ॥
विश्वास हा धरूं । नाम बळकट करूं ॥ ३ ॥
तुका म्हणे आतां । जीवन शरणागतां ॥ ४ ॥

२१

अक्षयी तें झालें । आतां न मोडे रचिलें ॥ १ ॥
पाया पडिला खोले ठायीं । तेथें पुढें चाली नाहीं ॥ २ ॥
होतें विखुरलें । ताळा जमे झडती आलें ॥ ३ ॥
तुका म्हणे बोली । पुढें कुंठितचि झाली ॥ ४ ॥

२२

तुझे थोर थोर । भक्त करिती विचार ॥ १ ॥
जपतपादि साधनें । मज चिंतवेना मनें ॥ २ ॥
करुणावचनें । म्यां भाकावीं तुम्हां दीनें ॥ ३ ॥
तुका म्हणे घेई । माझें थोडें फार ठायीं ॥ ४ ॥

२३

मुक्त कासया म्हणावें । बंधन तें नाहीं ठावें ॥ १ ॥
सुखें करितों कीर्तन । भय विसरलें मन ॥ २ ॥
देखिजे ना नास । घालूं कोणा वरी कास ॥ ३ ॥
तुका म्हणे साहे । देव आहे तैसा आहे ॥ ४ ॥

૨૦

બેસશું, રમશું, ખાશું, તહીં નામ તારું ગાશું. ૧
રામકૃષ્ણ નામ માળા ધારી, શોભાડશું ગળાં.× ૨
વિશ્વાસ એ ધરશું, નામ બળવાન કરશું. ૩
તુકારામનું જીવન, હવે રહ્યું તારે શરણ. ૪

૨૧

અક્ષય તે થયું, હવે તૂટે ન રચેલું. ૧
પડ્યો ઠેકાણે પાય, આગે જગ્યા નહિ ક્યાંય. ૨
મળ્યું વીખરેલું, મારું સરવૈયું જડયું. ૩
તુકારામની વાણી, હવે ખૂટી અંત પામી. ૪

૨૨

તારા પરમ પરમ, ભક્ત વિચારે મરમ. ૧
જપ તપાદિ સાધને,— હુંથી ચિંતાય ના મને. (ટેક) ૨
કરુણા વચન, તને ભાખું હું તો દીન. ૩
તુકારામનું માનો, મારું થોડું ઝાઝું જાણો. ૪

૨૩

મુક્ત શાને કહાવું નહિ બંધન હું જાણું ? ૧
સુખે કરું હું કીર્તન, ભય વીસરી ગયું મન. (ટેક) ૨
દેખું ના વિનાશ, ઝાલું કોને ધરી આશ ? ૩
તુકો કહે સત્ય, દેવ એકરૂપે નિત્ય. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

× અક્ષરશઃ અનુવાદ—'પરોવી ગળે પહેરશું'—એવો થાય.

# માણસની સ્વાભાવિક અહિંસાવૃત્તિ

૧

ઘણાં વરસ વીતી ગયાં. ૧૯૨૨ કે '૨૩માં હું અમલનેરની તત્ત્વજ્ઞાનસંસ્થા જોવા ગયો હતો. હાલ પરલોકવાસી મહારાષ્ટ્રના એક પ્રસિદ્ધ અધ્યાપક તે વખતે ત્યાં કામ કરતા હતા. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો સૂક્ષ્મ અભ્યાસ કરીને, તે દ્વારા પૌર્વાત્ય તત્ત્વજ્ઞાન–ખાસ કરીને વેદાન્ત–પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન કરતાં કેટલું બધું શ્રેષ્ઠ તેમ જ પૂર્ણ છે એ બતાવી આપવાનો અહીંના વિદ્વાનોનો પ્રયત્ન છે, એમ તેમણે મને જણાવ્યું. સંસ્થાની સારી પેઠે માહિતી આપ્યા પછી તેમણે સત્યાગ્રહાશ્રમ વિષે મારી પાસે પૂછપરછ કરી. પછી તેઓ બોલ્યા, 'જુઓ, હું સાચું કહું છું. ચિડાશો નહિ. તમારી આ અહિંસા અમારે ગળે જરાય નથી ઊતરતી. ગાંધીજીની આ ઘેલછા છે; એ માનવસ્વભાવની વિરુદ્ધ છે.' ઇત્યાદિ.

આખી મહારાષ્ટ્ર જનતાનો આવો જ મત ન હોય તોયે જે સુશિક્ષિત વર્ગે આજ સુધી મહારાષ્ટ્રનો લોકમત ઘડવાનું તેમ જ તેની આગેવાનીનું કામ કર્યું છે તેના પ્રતિનિધિરૂપ ઉપરનો મત છે એમ માનવામાં વાંધો નથી.

આ વિદ્વાન વર્ગે સાહિત્યિક તેમ જ તાર્કિક બન્ને શક્તિઓનો કુશળતાપૂર્વક ઉપયોગ કરીને પોતાના મતનો પ્રચાર કરવાની કળા સારી પેઠે હસ્તગત કરેલી છે. તેથી આનાથી ભિન્ન મતમાં લોકોની શ્રદ્ધા ઉપજાવવી હોય તો આ વિદ્વાન વર્ગના માનસમાં જ ક્રાન્તિ થાય તેમ કરવું જોઈએ. જ્યાં સુધી આપણે તેમનું મતપરિવર્તન કરાવી શકતા નથી ત્યાં સુધી સામાન્ય જનસ્વભાવ જુદી જાતનો અને અહિંસા-શક્તિને અનુકૂળ હોય તોપણ લોકોને નિઃશંક બનાવી શકાશે નહિ, કારણ કે ચિત્તની બધી શક્તિઓનો એવો સ્વભાવ જ હોય છે કે સાશંક અવસ્થામાં તેઓ પોતાનું પૂરેપૂરું બળવાન સ્વરૂપ પ્રગટ કરી શકતી નથી. કારણ, જેવી રીતે કોઈ નીરોગી શરીરમાં રોગના જંતુ દાખલ કરવાનું જેટલું સહેલું છે તેટલું કોઈ શરીરમાંથી તેમને ઉખેડવાનું સહેલું થતું નથી, તેવી જ રીતે શંકા ઉપજાવવાનું કામ જેટલું સહેલું છે તેટલું તેનું નિરાકરણ કરવાનું નથી. તેને માટે કેવળ સાહિત્યિક અને તાર્કિક કળા પૂરતી થતી નથી પણ વખતોવખત પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવીને તથા પ્રત્યક્ષ અનુભવ દ્વારા ગળે ઉતારીને, લોકોની વૃત્તિઓને નવા સંસ્કાર આપી તેમને નવી દિશા તરફ વાળવાની જરૂર હોય છે. એટલે આ કામ માટે અહિંસાશક્તિની હિમાયત કરનારા સાહિત્યકાર કે તર્કશાસ્ત્રીઓ કરતાં એ શક્તિના કુશળ સેનાપતિઓનો વધારે ઉપયોગ થાય છે. તેમણે પોતાના અહિંસાના પ્રયોગો દ્વારા વિદ્વાનોનું મતપરિવર્તન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેમાં તેઓ સફળ થશે જ એમ ન કહી શકાય. કારણ, બચપણથી એક વાર બનેલો મત સાધારણપણે બદલાતો નથી. મત બદલાય તોય સ્વભાવ બદલાતો નથી, અને બદલવાનો પ્રયત્ન કરનારા વિષે અણગમો પેદા થવાનોયે સંભવ રહે છે. સવાલ કેવળ મત પૂરતો નહિ, પણ સ્વભાવનોયે તેમાં સમાવેશ થતો હોવાથી મતપરિવર્તન કરાવવા પ્રયત્ન કરનાર પ્રત્યે રીસ પણ ચઢે છે; પણ ચાલુ પેઢીના વિદ્વાનોનો મત ન બદલાય તોય અહિંસાના સફળ પ્રયોગ નવી પેઢીના લોકોને નવી દિશા તરફ વાળવા માટે ઉપયોગી થશે અને આમ જનતાની બુદ્ધિને તો તે જલદી માન્ય થવા લાગશે.

એટલે મારું કહેવું એમ છે કે, અહિંસા થોડી ઘણી પણ જેમને ગળે ઊતરી છે તેમણે જે વિદ્વાનોને ગળે તે નથી ઊતરતી તેમનું મતપરિવર્તન સાહિત્ય કે તર્કશાસ્ત્રથી કરાવવાની ભાંજગડમાં ન પડતાં, પોતાની અહિંસાના સફળ પ્રયોગ કરી બતાવવા તથા ઊછરતી પેઢીમાં અહિંસાવૃત્તિ પેદા કરવાના પ્રયત્નો કરવા. એક કાળ એવો હતો કે જ્યારે પૃથ્વી પોતાની તેમ જ સૂર્યની આસપાસ ફરે છે એમ કહેનાર લોકોને વિદ્વાનો પણ પાગલ માનતા, હવાથી ભારે વસ્તુઓનું બનેલું વિમાન હવામાં ઊડી શકે એ વાત એક વખતના વિજ્ઞાનશાસ્ત્રીઓ અશક્ય માનતા. તેવી જ રીતે અહિંસા સામાન્ય માનવસ્વભાવને પ્રતિકૂળ છે, વિકાસવાદી વિજ્ઞાનશાસ્ત્રીઓએ પ્રતિપાદન કરેલી પ્રાણિમાત્રમાં રહેલી આત્મરક્ષણની પ્રેરણામાંથી જ હિંસાનો જન્મ થયેલો હોઈ અહિંસા કુદરતનીયે વિરુદ્ધ છે, આવા આવા અભિપ્રાયો માનસશાસ્ત્રીઓ,

વિજ્ઞાનશાસ્ત્રીઓ વગેરે ગમે તેટલા જોરથી પ્રગટ કરે, તોય જેમને તેમાં દૃઢ વિશ્વાસ છે તેમણે શાંતપણે પોતાના અનુભવને માર્ગે ધીમે ધીમે આગળ વધવું જોઈએ.

૨

જેમ દરેક માણુસનો એક વિશિષ્ટ સ્વભાવ હોય છે, તેમ જુદા જુદા સમાજોના પણ એવા ભિન્નભિન્ન સ્વભાવો હોય છે, એમ કહેવાનો રિવાજ આજકાલ ખૂબ વધતો જાય છે. મહારાષ્ટ્રીય સ્વભાવ અમુક જાતનો, ગુજરાતી અમુક જાતનો, બંગાળી લોકો આવા, કાનડી આ જાતના, મુસલમાન હોય તો આવો તો હોવાનો જ, એવી એવી રીતે આપણે હાલમાં ખૂબ ભાર દઈને બોલતા થયા છીએ. ગુજરાતીઓ મહારાષ્ટ્રીઓ વિષે અથવા મહારાષ્ટ્રીઓ ગુજરાતીઓ વિષે અમુક જાતના ખ્યાલ બાંધે એ અલ્પ અનુભવનું પરિણામ છે. ડાહ્યા માણુસોએ આવા ખ્યાલો ફેલાવવા ન જોઈએ અને પોતાના પ્રાન્તના લોકોની આવી સમજણો દૂર કરવાના પ્રયત્નો કરવા જોઈએ. આવી ગેરસમજોને લીધે પ્રાન્ત પ્રાન્ત વચ્ચે તિરસ્કાર પેદા થાય છે; અને છતાંય આવા અભિપ્રાયો ઉપરછલ્લા જ હોય છે. તેથી આક્ષેપિત સમાજના લોકોના સ્વભાવમાં કાંઈ ફેરફાર તો થઈ શકતો નથી. દાખલા તરીકે, મહારાષ્ટ્રમાં એવી માન્યતા હોય કે ગુજરાતી લોકો ભાવનાપ્રધાન હોય છે, અથવા દેશસ્થોમાં માનતા હોય કે કોંકણસ્થો ભાવનાશૂન્ય હોય છે, અથવા તો કોંકણસ્થોની એવી માન્યતા હોય કે દેશસ્થ લોકો અવ્યવસ્થિત હોય છે; તો તેથી જે ગુજરાતીઓ વ્યવહારકુશળ હશે, જે કોંકણસ્થો ભાવનાપ્રધાન હશે, અથવા તો જે દેશસ્થો વ્યવસ્થિત હશે તેમના સ્વભાવમાં કોઈ ફેરફાર થવાનો સંભવ ભાગ્યે જ ઊભો થવાનો.

એથીયે આગળ જઈ, જ્યારે કોઈ સમાજના લેખકો કે વક્તાઓ પોતાના સમાજના લોકો વિષે એમ કહેવા માંડે છે કે અમે તો આવા, અમુક વાત અમને માન્ય થશે ને અમુક નહિ જ થાય, અમારા લોહીમાં અમુક ગુણ રહેલો છે ને અમુક નથી, અમારી પરંપરા જ અમુક જાતની છે ત્યારે તે એક ભયંકર બાબત બને છે. કારણ આવી વાતો ફરી ફરી કહેતા રહેવાથી તે સાંભળનારાઓના સ્વભાવમાં એ સંસ્કાર ન હોય તોય તે તેમના મનમાં ધીમે ધીમે ઘર કરે છે. ગાંધીજી ગુજરાતી છે તેથી અમને માન્ય નથી; અહિંસા ભાવનામય છે તેથી તે અમને ન ખપે; લોકમાન્યે અહિંસાનું પ્રતિપાદન કર્યું નથી એટલે અમારે તે ન જોઈએ; સમર્થ રામદાસના રાજકારણમાં હિંસા તેમ જ મુસલમાનોના દ્વેષને સ્થાન હતું તેથી અહિંસા કે ઐક્યની વાતો અમે ન સાંભળીએ; તુકારામ મહારાજે પણ દુષ્ટોનો નાશ કરવા છૂટ આપી છે તેથી અમારા પ્રાન્તને અહિંસા કબૂલ ન જ થાય; અહિંસા એ તો જૈન તથા બૌદ્ધ લોકોની છે, હિંદુઓની નથી એટલે તે અમારે માટે નથી; એવા એવા સંસ્કાર મન ઉપર સતત પાડવામાં આવે તો અહિંસાવૃત્તિ નિર્માણ થઈ શકે અને યોગ્ય હોય તોયે ચિત્તમાં તેનાં મૂળ ચોંટી ન શકે.

માટે, સમજુ માણુસોએ કોઈ પણ સદ્ અસદ્ વૃત્તિને પ્રાન્તીય સ્વભાવ બનાવવાનો પ્રયત્ન કરવો યોગ્ય નથી. જો હિંસા જ યોગ્ય હોય તો તે મહારાષ્ટ્રમાં જ સ્થિર થયે નહિ ચાલે; જો અહિંસા જ યોગ્ય હોય તો તેનો એકલા ગુજરાતમાં વિકાસ થયે નહિ ચાલે. હિંસા, અહિંસા કે બન્નેનું પ્રમાણસર મિશ્રણ—એમાંથી જે કંઈ માનવોન્નતિને પોષક હોય તે દરેક માણુસમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ. હિંસા—અહિંસા, દયા—ક્રોધ, ક્ષમા—દંડ ઇત્યાદિ મનની વૃત્તિઓ છે, ક્રિયાઓ નથી. વૃત્તિમાં વ્યક્તિગત વિશેષતા—ઓછાવત્તાપણું—હોઈ શકે; પણ ભૌગોલિક કે જાતિને કારણે વિશેષતા ન હોવી જોઈએ; કંઈ નહિ તો તેની વિશેષતા ઉપજાવવાનો પ્રયત્ન તો ન જ કરવો જોઈએ. ક્રિયાની બાબતમાં તેમ કરી શકાય: દાખલા તરીકે, દરિયાકાંઠે રહેનારા લોકોમાં પરંપરાગત નૌકાકૌશલ્ય નિર્માણ થાય તો તેમાં દોષ નથી; દેશના અંદરના ભાગમાં રહેનારા લોકોમાં કૃષિકૌશલ્ય નિર્માણ કરવાનો પ્રયત્ન કરવામાં બાધ નથી. પણ અહિંસા, શૌર્ય, ભય, ઉદારતા, કૃપણતા વગેરે ગુણોની વૃત્તિઓ સર્વત્ર સરખી જ વિકસિત થાય એ ઇષ્ટ છે.

સારાંશમાં કહેવાનું એ કે અહિંસા હીન વૃત્તિ હોય તો તે ક્યાંય ન રહેવી જોઈએ; જો ઉદાત્ત હોય તો મહારાષ્ટ્રમાં તેને માટે પ્રયત્ન ન કર્યો હોય તો હવે પછી તે કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

પ્રાન્તીય અભિમાનને વશ થઈ તેનો નિષેધ કરવો નથી તર્કશુદ્ધ કે નથી સ્વાર્થસાધક.

૩

કામ, ક્રોધ, લોભ, ભય ઇત્યાદિની જેમ અહિંસા, દયા, ક્ષમા, ઔદાર્ય, એ પણ પ્રાણીમાત્રમાં કુદરતી રીતે જ રહેલી વૃત્તિઓ છે. જેનામાં અહિંસાનો લેશમાત્ર નથી એવો એકે પ્રાણી કદી જન્મ્યો નથી. સાથે સાથે જ હું એ પણ કબૂલ કરીશ કે હિંસાવૃત્તિ વિનાનો પ્રાણી પણ જન્મ્યો નથી.

મનુષ્યેતર પ્રાણીઓમાંથી દરેક યોનિમાં આ વિવિધ વૃત્તિઓનો વિકાસ કોઈ પણ એક જ વિશેષ રીતે થયેલો છે. આ ગાય ગરીબ છે, આ મારકણી છે—એવા એવા વ્યક્તિગત ભેદ જોવામાં આવે છે ખરા; પણ સાધારણપણે આ ભેદો મર્યાદિત ક્ષેત્રમાં હોય છે. માણસે જે પ્રાણીઓને પાળ્યાં છે તેમનામાં જ ઘણું કરીને આવા વ્યક્તિગત ભેદ પેદા થાય છે. કાગડો, ચકલી, લોંકડી, સમળી ઇત્યાદિ માણસે પરતંત્ર ન બનાવેલાં પ્રાણીઓમાં તેમના જાતિસ્વભાવ જ જોવામાં આવે છે. ખાસ ધ્યાન ખેંચે એવા વૈયક્તિક સ્વભાવભેદ તો નથી જ હોતા.

પણ માણસની વાત જુદી છે. અહીં દરેક વ્યક્તિ તેમ જ દરેક ભૌગોલિક, રાજકીય, ધાર્મિક અગર જાતીય સંબંધને લીધે જોડાયેલા માનવસમૂહે આ વૃત્તિઓનો વિકાસ કે હ્રાસ જુદા જુદા પ્રમાણમાં કરેલો જોવામાં આવે છે. માણસ કેવળ કુદરતને વશ નહિ રહેલો હોવાથી તે પ્રયત્નપૂર્વક પોતાની વૃત્તિઓમાં ફેરફાર કરતો રહે છે.

આમ હોવા છતાં પણ, એક પેઢીમાં કે એક વ્યક્તિના જીવનમાં એવો ફરક અમુક મર્યાદામાં જ તે ઉપજાવી શકે છે. પ્રકૃતિધર્મ સંપૂર્ણપણે ફેરવી શકાતો નથી. તેથી જ ગીતાકારને કહેવું પડ્યું છે કે,

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

અને અર્જુનનો જાતિસ્વભાવ ઓળખીને તેમને કહેવું પડ્યું કે:

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥

તાત્પર્ય કે, માણસમાં જુદા જુદા સ્વભાવ અને વૃત્તિઓ નિર્માણ કરવાના પ્રયત્નો પ્રાચીન કાળથી દરેક સમાજમાં સતત ચાલુ છે, તોપણ કોઈ એક મર્યાદિત કાળમાં અથવા તો એક વ્યક્તિમાં એવા પ્રયત્નને મર્યાદિત યશ જ મળી શકે છે. સંસ્કૃતિ, સંસ્કારધર્મ, શિક્ષણ, તાલીમ, 'સિવિલિઝેશન', 'કલ્ચર' વગેરે આ પ્રયત્નનાં જ બીજાં નામ છે.

આ પ્રયત્નોને બીજી એક મર્યાદા છે. સંસાર બદલવાના ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તોય વૃત્તિઓનો સમૂળ ઉચ્છેદ કરવો કદાપિ શક્ય નથી. એટલે અહિંસા જો માનવસ્વભાવની મૂળભૂત વૃત્તિ હશે તો તો તેનો કોઈ પણ વ્યક્તિમાંથી કે સમાજમાંથી અત્યંત ઉચ્છેદ શક્ય નથી. પલ્લવિત સ્વરૂપમાં ન હોય ત્યારે પણ બીજરૂપે તો તે રહેવાની જ. તેનો વેલો વિશાળ ક્ષેત્રમાં ન ફેલાય તો નાનકડા ક્ષેત્રમાં ફેલાશે; તેને મોટાં ફળ ન બેસે તો નાનાં બેસશે; કોઈ પેઢીમાં સાવ નષ્ટ થયા જેવો લાગે તો બીજી પેઢીમાં ફૂલેલો ફાલેલો દેખાશે; પણ સાવ અહિંસાશૂન્ય વ્યક્તિ કે સમાજ નિર્માણ કરવો અશક્ય છે. જો હિંસા પણ એવી જ રીતે મૂળભૂત વૃત્તિ હોય તો એને વિષે પણ આ જ કહેવું પડશે.

ત્યારે હવે, પ્રથમ જોવાનું એ કે, હિંસા અને અહિંસા એ બેમાંથી માણસની મૂળભૂત વૃત્તિ કઈ? અને બન્ને એની મૂળભૂત વૃત્તિઓ હોય તો તેમનો મેળ શી રીતે બેસાડવો?

આ શોધી કાઢવા માટે અહિંસા-હિંસા એ શબ્દોનો ચોક્કસ અર્થ કરવો જરૂરનું છે. નહિ તો ઘણીખરી ચર્ચા વ્યર્થ જવાનો સંભવ છે.

બીજરૂપે જોતાં અહિંસા એટલે પોતાની શારીરિક, વાચિક અથવા તો માનસિક ઇચ્છાઓ, કલ્પનાઓ, આદર્શો, સુખસગવડ, જરૂરિયાતો વગેરેને દાબી દઈ પારકા જીવને સુખ મળે અથવા તેના દુઃખનું નિવારણ થાય તે માટે સંતોષપૂર્વક પોતે ઘસાવાની વૃત્તિ; અને હિંસા એટલે પારકા જીવની શારીરિક, વાચિક કે માનસિક ઇચ્છાઓ, કલ્પનાઓ વગેરેની પરવા કર્યા વિના પોતાને માટે જ સુખ મેળવવાની અથવા તો પોતાનું દુઃખનિવારણ કરવાની વૃત્તિ.

આમાં બે વસ્તુઓ રહેલી છે. અહિંસામાં બીજા માટે પોતે ઘસાઈ છૂટવાની અને તેમાં સમાધાન માનવાની સ્પષ્ટ માનસિક વૃત્તિ રહેલી છે, હિંસામાં બીજાને દુઃખ આપવાની કે થાય તેમ ઇચ્છવાની સ્પષ્ટ વૃત્તિ હોવી જ જોઈએ એમ નથી; માત્ર પોતાને સુખ મળે, દુઃખ ન થાય, અને તેથી બીજાના સુખદુઃખની પરવા ન હોવી એટલું જ રહેલું છે. પહેલીમાં સ્પષ્ટ ભાવના જાતે ઘસાવાની, બીજીમાં સ્પષ્ટ ભાવના સ્વાર્થસિદ્ધિની–જીવનાભિલાષાની–છે. જ્યારે જીવનાભિલાષા સહેલાઈથી સિદ્ધ થતી નથી તે વખતે આ બેપરવાઈમાંથી જ કઠોરતા જન્મે છે. જીવનને પ્રતિકૂળ પરિસ્થિતિઓને પરિણામે પ્રાણીમાત્રમાં થયેલી આ વિકૃતિ છે. તેની હંમેશાં આવશ્યકતા ન હોવાથી તે પ્રાણીસ્વભાવ છે એમ કહી શકાય નહિ.

કોઈ પ્રાણી જ્યારે બીજા પ્રાણી વિષે ઉદાસીન અથવા કઠોર થાય છે ત્યારે તે હિંસક બને છે. જ્યારે તે બીજાને માટે મોહ, કારુણ્ય અથવા બીજી કોઈ ભાવનાથી પ્રેરાઈને, પોતાની ઉદાસીનતા કે કઠોરતાનો ત્યાગ કરી તેને માટે દરકાર કરવા લાગે છે ત્યારે તે અહિંસક બને છે. દરેક પ્રાણીમાં આ બંને વૃત્તિઓ કુદરતી રીતે જ રહેલી છે. પારકા માટે કષ્ટ વેઠવાની વૃત્તિનો નિસર્ગતઃ અભાવ હોત, ને પાછળથી કેળવીને પ્રાપ્ત કરેલી હોત, તો જગતમાં પ્રાણીસૃષ્ટિ અસ્તિત્વમાં જ ન આવત. પ્રાણીમાત્ર પોતાનાં અપત્યો માટે, ઘણી વાર પોતાની જાતિ તથા બાંધવો માટે, અને ક્યારેક તો બીજી જાતિઓ માટે પણ નિત્ય અને નૈમિત્તિકપણે પોતે ઘસારો સહન કરે છે, અને તેથી જ જીવોનું સર્જન તથા પાલન શક્ય બને છે. જે યોનિઓમાં સમૂહજીવનનો વિકાસ થયેલો છે તેમનામાં આ વૃત્તિ વિશેષ પ્રમાણમાં પોષાઈ છે. માણસ તેમાંનો જ એક છે.

એક રીતે જોતાં મનુષ્યેતર પ્રાણીમાં સ્વાર્થસિદ્ધિની વૃત્તિ કરતાં પારકા માટે ત્યાગ કરવાની વૃત્તિ વધારે બળવાન છે એમ જણાશે. સ્વાર્થસિદ્ધિ માટે તેઓ બીજા જીવોનો નાશ કરે છે ખરાં, પણ તેમાં ખૂબ મર્યાદા હોય છે. કોક વખત એક જ જાતની બે વ્યક્તિઓ વચ્ચે ઝઘડો થતાં તેઓ એકબીજાને મારી પણ નાખશે; પણ હિંસ્ર પ્રાણીઓમાં પણ એવું ક્યાંય નહિ જણાય કે એક જ યોનિની બે ટોળીઓ એકબીજી ઉપર હુમલો કરી યુદ્ધ કરી રહી છે. એક જાતના ઉંદર બીજી જાતના ઉંદરોનો કદાચ સંહાર કરતા હશે, પણ એક જ યોનિના ઉંદરોની એક ટોળી સ્વયોનિની બીજી ટોળી સાથે દલબદ્ધ થઈને લડતી નથી. એટલે કે મનુષ્યેતર પ્રાણીના જીવનમાં સાધારણ-પણે વ્યક્તિગત હિંસા જોવામાં આવે છે. પોતાનાથી ભિન્ન યોનિના પ્રાણીઓનો નાશ કરવાના હેતુથી કોક વખત હિંસાનું તાત્કાલિક સંગઠન પણ નજરે પડે છે; પણ સામાન્યપણે હિંસક સંગઠન–સંગઠિત હિંસા–જોવામાં આવતું નથી.

પણ સમૂહજીવન જીવનારાં બધાં પ્રાણીઓમાં ઓછાવત્તા પ્રમાણમાં પણ અહિંસક સંગઠન હોય છે જ. અહિંસાવૃત્તિનો વિકાસ થયા પછી જ સમૂહજીવન ગાળવાની પ્રાણીઓમાં પાત્રતા આવે છે એમ કહો, યા તો કોઈ પણ કારણે સમૂહજીવન ગાળવાની વાસના પેદા થયા પછી અહિંસક સંગઠનની આવશ્યકતા લાગવા માંડે છે એમ કહો, અહિંસાનું સંગઠન અને સમાજજીવન એ બન્નેનો અરસપરસ સમવાય સંબંધ છે એમ પ્રાણીજીવનનું નિરીક્ષણ કરતાં ચોક્કસ જણાઈ આવશે.

અહિંસક સંગઠનની બાબતમાં માણસ કોઈ અપવાદરૂપ પ્રાણી છે એમ નથી. માણસ તદ્દન જંગલી અવસ્થામાં હોય અથવા અત્યન્ત અદ્યતન સુધરેલી સ્થિતિમાં હોય, તોપણ એક વ્યક્તિ બીજી વ્યક્તિને માટે તેમ જ કુટુંબને માટે, કુટુંબ જાતિ માટે, જાતિ રાષ્ટ્ર માટે અને રાષ્ટ્ર અખિલ માનવ-સમાજ માટે વિવેકપૂર્વક અથવા ભાવનાપૂર્વક ત્યાગ કરે–કષ્ટ વેઠે–તો જ સમાજ તરીકે જીવી શકાય. વ્યવસ્થિત સમાજની સ્થાપના એટલે જ અહિંસક સંગઠન એમ કહેવાને હરકત નથી.

પણ માણસ અને બીજાં પ્રાણીઓમાં એક મોટો ભેદ રહેલો છે. જે પ્રાણીઓને માણસે પાળીને પોતાના કબજામાં લીધાં છે તે સિવાયનાં બીજાં બધાં પ્રાણીઓ કેવળ પ્રાકૃત છે; પ્રકૃતિની પ્રેરણાને વશ થઈ તેઓ વર્તે છે તેમ જ તેના નિયમોને અધીન થઈને રહે છે. સ્વપ્રકૃતિ કે બાહ્ય પ્રકૃતિને બદલવાનો તેઓ પ્રયત્ન કરતાં નથી. માણસ પણ પ્રકૃતિની પ્રેરણા અને નિયમોને આખરે તો વશ છે જ; પણ

સ્વ અને બાહ્ય પ્રકૃતિ તે અંશતઃ ફેરવી શકે છે ખરો. તે ફેરફાર વિકૃત અને સંસ્કૃત બન્ને પ્રકારના હોય છે. એટલે માણસ પ્રાકૃત, વિકૃત અને સંસ્કૃત એમ ત્રિવિધ પ્રાણી છે. ત્રણ ગુણોની જેમ પ્રકૃતિ, વિકૃતિ અને સંસ્કૃતિ આ ત્રણે દરેક મનુષ્યમાં ઓછાવત્તા પ્રમાણમાં હોય જ છે.

આને લીધે માણસનું વર્તન દરેક બાબતમાં બીજાં પ્રાણીઓના વર્તનથી જુદું પડે છે. દાખલા તરીકે, અગાઉ કહ્યું તેમ બીજાં પ્રાણીઓમાં નૈમિત્તિક અપવાદ બાદ કરતાં બીજી રીતે હિંસક સંગઠન હોતું નથી. જીવનાભિલાષા હોવા છતાં પણ સ્વજાતિ-શત્રુત્વ સાધારણપણે નથી હોતું; ઊલટું, અહિંસક સંગઠન દ્વારા જ જીવનનું ધારણ-પોષણ વિશેષ સારી રીતે થઈ શકે છે એવી તેમની શ્રદ્ધા હોય એમ તેમનાં વર્તન ઉપરથી દેખાય છે. પોતાનું ખાદ્ય પ્રાણી છોડી બીજા જીવોને મારી નાંખવાની તેમનામાં સાધારણપણે વૃત્તિ પેદા થતી નથી. પણ માણસમાં જેવી રીતે અહિંસક સંગઠનનો વિકાસ થયેલો છે તેવી જ રીતે હિંસક સંગઠનનો પણ સારી પેઠે વિકાસ થયેલો છે. અને સ્વયોનિશત્રુત્વની વિકૃતિ ઉગ્ર રૂપમાં પ્રગટ થયેલી હોવાથી એ સંગઠન કેવળ ખાદ્ય અથવા પીડક પ્રાણીઓના સંહાર પૂરતું મર્યાદિત ન રહેતાં નિર્દોષ પ્રાણીઓનો સંહાર તેમ જ સ્વયોનિસંહાર સુધી પહોંચ્યું છે.

હિંસક સંગઠનનો એટલે કે યુદ્ધની તૈયારીનો જે પ્રશ્ન આપણી આગળ આજે છે તેનું એક જ કારણ છે, અને તે એ છે કે સ્વયોનિશત્રુત્વ માણસમાં ભયંકર પ્રમાણમાં છે. હજારો વર્ષના અનુશીલનથી એ ગુણ માણસમાં દૃઢ થઈ ગયેલો છે. પણ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, એ ગુણ ગમે તેટલો પ્રાચીન હોય તોયે તેમાં પ્રકૃતિની સંસ્કૃતિ થયેલી નથી પણ વિકૃતિ જ થયેલી છે. જેવી રીતે ક્ષય અને કોઢ માણસમાં વેદકાળથી જોવામાં આવતા હોય તોયે તે વિકાર જ કહેવાશે અને નિર્મૂળ કરવાને જ પાત્ર ગણાશે, તેવી રીતે સ્વયોનિશત્રુત્વ આદમ અને હવાના જમાનાથી માણસમાં ઉત્પન્ન થયેલું હોય તોયે તે વિકાર જ છે અને તેનું ઉન્મૂલન કરવું એ સંસ્કૃતિનું કામ છે.

મરાઠી 'પુરુષાર્થ' માસિકમાંથી

(અપૂર્ણ) કિશોરલાલ ધ. મશરૂવાળા

# શિવનાથ અને ઈબ

કલકત્તા આવતાં જતાં અનેક નદીઓની મુલાકાત થાય છે. આ પ્રદેશનો ઇતિહાસ જાણતો નથી, એની શરમ આવે છે. અહીંના લોકો કેટલા સરળ અને ભલા લાગે છે! તેમણે જે મનુષ્યસંહારની લીલા કરી હોત તો તેમનું નામ ઇતિહાસમાં અમર થયું હોત. કેટલાક મરીને અમર થાય છે; કેટલાકનાં નામ મારનાર તરીકે અમર થાય છે. મલિક કફૂર, કાલા પહાડ વગેરે લોકો બીજી કોટીમાં ગણાય.

આ નદીઓને કિનારે લડાઈઓ થઈ હોય તો હું જાણતો નથી. તેથી મારે મન આ નદીઓનાં જળ અત્યારે તો વિશેષ પવિત્ર છે. ચર્મણ્વતીએ યજ્ઞપશુનાં લોહીનો લાલ રંગ ધારણ કર્યો, સોણ અને ગંગાએ સમ્રાટોનાં મહત્ત્વાકાંક્ષી રક્તોને પચાવ્યાં. આ નદીઓએ પણ એમ જ કર્યું હોય તો નવાઈ નથી. પણ જ્યાં સુધી હું જાણતો નથી ત્યાં સુધી અનિશ્ચયનો લાભ એમને આપું છું.

પણ આ નદીઓને કિનારે ઘણા સાધુઓએ જરૂર તપ કર્યું હશે અને કૃતજ્ઞતાપૂર્વક એમણે એમને માટે સ્તોત્રો ગાયાં હશે. એ પણ હું જાણતો નથી. અને છતાં કહું છું કે હું ભારતવાસી છું!

* * *

દુર્ગ ગયો હતો ત્યારે શિવનાથ નદીની સહેજ-સાજ ઓળખાણ થઈ. ગોંડ, ભીલ વગેરે પર્વતીય જાતિઓની એ માતા છે. આખા છત્તીસગઢની તો એ રત્નમદાયિની છે. એની કરુણ કથા ચિત્તને ગમગીન કરનારી છે. પુણ્યસલિલા નદીની કહાણી આવી હોય? પણ નદી શું કરે! વિજયી આર્યોએ જો કથા રચી હોત તો એમાં ઉલ્લાસનું તત્ત્વ જરી

આવત. આ તો હારેલી, દબાયેલી અને મૂંઝાયેલી કોમનાં સંસ્મરણો વહનારી નદી! એની કહાણીઓ એવી જ ગમગીની-ભરી હોવાની.

* * *

કલકત્તાની વાટે શિવનાથ ફરી ફરી મળે છે અને કહે છે: રાજાઓના અને સાધુઓના ઇતિહાસથી સંતોષ નહિ માનતા. વિજેતાઓના અને સમ્રાટોના ઇતિહાસમાં લોકહૃદય ન મળે. બ્રાહ્મણ અને શ્રમણ, મુલ્લાં અને મિશનરી, કોઈએ જેમની પીડ જાણી નથી એવા આ પહાડી લોકોના દર્દનું અધ્યયન કરવાની દીક્ષા તને આપું છું. લેવાની હિંમત છે?

હિંદુસ્તાનને એક કરવાના ઉદ્દેશથી હિંદુસ્તાનીનો પ્રચાર કરી રહ્યો છું. એ જ કાજે હમણાં પૂના જઈ આવ્યો, એ જ કાજે રામગઢ જવા ઊપડ્યો છું. ત્યાંની કોંગ્રેસમાં તમામ પ્રાંતોના લોકો આવશે. ગાંધીજીના આગ્રહને કારણે કોંગ્રેસો હવે ગામડાંઓમાં ભરાવા લાગી છે. તે બધું સારું છે. પણ શું રામગઢમાં આ પર્વતીય લોકો આવશે? બિહારના 'સા-થાલ' અને 'હો' વખતે આવે તો આવે, પણ આ શિવનાથના પુત્રો આવશે કે નહિ, કોણ જાણે?

* * *

આજે સવારથી અનેક નદીઓ જોઈ. લાંબા લાંબા પહોળા પથરાવાળી નદી પણ જોઈ અને કાદવવાળી નદી પણ જોઈ. જેને કિનારે એકે ઝાડ નથી એવી નદી પણ જોઈ, અને જેણે એક બાજુ ઝાડોની એક જાડી દીવાલ ઊભી કરી છે એવી નદી પણ જોઈ. ધોળા ધોળા બગલાઓ એના પટમાં કાદવ પર પોતાનાં પગલાંઓની ભાત પાડતા હતા. પણ એ ચરણ-લિપિમાંથી હું કશો ઇતિહાસ પામી ન શક્યો, કોઈ દંતકથાઓ ઉકેલી ન શક્યો. નદી આશાએ લખતી જાય છે અને નિરાશાથી એ લેખ ભૂંસી નાખતી જાય છે. અને નવા વાચકોની રાહ દેખતી રહે છે.

અમે ઝારસુગુડા જંક્શન પાસે જઈએ છીએ. એક નાનકડું સ્ટેશન નજીક આવે છે. એટલામાં અમારા રસ્તા તળેથી વહેતી એક સુંદર નદી અમે જોઈ. નદીમાત્ર સુંદર હોય જ છે, પણ આ નદીમાં અસાધારણ રૂપાળી ભાત પાડવાની કળા દેખાઈ. પાણીના સ્રોતમાં વમળો પેદા થતાં હશે. લીલ બાઝીને પાણીને વિશેષ રૂપ મળતું હશે. ઉપરથી એ બધી ભાત જોઈ મને રવીન્દ્રનાથનાં ચિત્રો યાદ આવ્યાં. આ નદીની ભાત પણ કશું બોલ્યા વગર, કશો બોધ આપ્યા વગર હૃદય સુધી પહોંચતી હતી અને ત્યાં પોતાની કાયમની છાપ પાડતી હતી. એનું નામ સાચી કળા!

પણ આ નદીનું નામ શું? પરિચય થાય અને નામ ન જડે એ કેવી વિચિત્ર સ્થિતિ! એટલામાં 'ઈબ' સ્ટેશન આવ્યું. અમે લોકોને પૂછ્યું કે આ નદીનું નામ શું? તેમણે કહ્યું 'ઈબ.' ત્યારે નદીના નામ પરથી જ સ્ટેશનનું નામ પડ્યું છે. તેમાં ઔચિત્ય નથી એમ કોણ કહી શકે? પણ મનમાં શંકા આવી ખરી. આ ઠેકાણે 'ભેડેન' કરીને એક નદી 'ઈબ'ને મળે છે. અને સ્ટેશન તો 'ભેડેન'ને કિનારે છે. 'ઈબ' જરા મોટી છે, એટલા ખાતર 'ભેડેન'ને અન્યાય કરી એનું નામ સ્ટેશનને ન આપ્યું. 'ભેડેન' કંઈ નાનીસૂની નદી નથી, ખાસી પહોળી છે. દૂરથી આવે છે. પણ કશા ગર્વ વગર પોતાનાં પાણી 'ઈબ'ને સોંપી દઈ પોતાના નામનો પણ આગ્રહ રાખતી નથી. મેં 'ઈબ'ને કહ્યું, 'જો, ઉદારતામાં આ ભેડેન તારા કરતાં શ્રેષ્ઠ છે કે નહિ?' 'ઈબે' જરાક સરખું ભાતવાળું સ્મિત કરીને કહ્યું, "તે તો તમે માણસો જ જાણો. 'ભેડેને' પોતાનું નામ છોડી દઈ પોતાનાં નીર મને સોંપ્યાં એની ઉદારતાનાં વખાણ કરવા કરતાં એની પાસેથી એ જ દીક્ષા લેવી અને એના જેવું જ થવું એ મને વધારે ઠીક લાગે છે. હું એનાં અને મારાં નીર ભેગાં કરી મહાનદીને સોંપવા, આ જુઓ, સંબલપુર ચાલી. ત્યાં હું મારું નામ પણ છોડી દેવાની છું. આમ ઉત્તરોત્તર નામરૂપનો ત્યાગ કરવાથી જ અમને બધાંને મહાનદીનું મહત્ત્વ પ્રાપ્ત થયું છે, અને એ પણ સાગરને અર્પણ કરવા માટે જ છે."

અને જતાં જતાં 'ઈબે' એક લીટી અનુષ્ટુપ છંદમાં ગાઈ બતાવી:

सर्वे महत्त्वं इच्छन्ति कुलं तत् अवसीदति ।
सर्वे यत्र विनेतारः राष्ट्रं तत् नाशं आप्नुयात् ॥

* * *

'ઈબ'નો એ સંદેશો લઈ હું રામગઢ ગયો.

काका कालेलकर

# કેળવણી અને પ્રજાતંત્ર

કહેવાય છે કે, ઇંગ્લંડના સામ્રાજ્યના ટકાવનારા તેની 'પબ્લિક સ્કૂલો'માં તૈયાર થાય છે: ઈટન, હેરો, રુગ્બીમાં તૈયાર થઈને જે નવજુવાનો બહાર પડે છે, તે તેના સામ્રાજ્યને નભાવવામાં જે ગુણો જરૂરી છે તે કેળવીને નીકળે છે. એ શિક્ષણપદ્ધતિ, એટલા પૂરતી, સફળ થઈ મનાય છે. કેટલાંક વર્ષથી એના અનુકરણમાં અહીંયાં પણ 'પબ્લિક સ્કૂલો' નીકળવા લાગી છે. પૈસાદાર વર્ગોના છોકરાઓ જ ત્યાં જઈ શકે એવો ત્યાંનો ખર્ચ હોય છે. તેવા વર્ગો જ જેને જીરવી શકે એવી ત્યાંની ખર્ચાળ જીવનપદ્ધતિ રખાય છે. તેની પદ્ધતિમાં ઊછરેલો નવજુવાન તેવી પદ્ધતિ ચાલુ રાખવા માટે લાલસુ કે મહાકાંક્ષી થાય, એક પ્રકારનો અન્ય પ્રત્યે તુચ્છ-ભાવ કેળવે, પોતાને માટે ઉચ્ચભાવ કેળવે, એ એની પાછળ કદાચ વિચારાયેલી માનસ-પ્રક્રિયા હશે. એમ પણ મનાય છે કે, પેઢીધર ઊતરેલા ગુણો અમુક વર્ણોમાં હોય છે; તે વર્ણો તેને અનુરૂપ અમુક કામો ખાસ કરીને કરી શકે. તે વર્ણોને રાષ્ટ્રનાં તે કામો માટે તૈયાર કરવામાં રાષ્ટ્રશક્તિની કરકસર, કાર્યદક્ષતા અને ડહાપણ રહેલું છે. આવા પ્રકારનો વર્ણવાદ (aristocracy) ઇંગ્લંડની 'પબ્લિક સ્કૂલો'માં કેળવાતો આવ્યો છે. જતે દહાડે એ વર્ણવાદ લોહી પરથી જઈને પૈસા પર આવ્યો છે એ વળી જુદી વાત. એ તો આજના વણિક્યુગની બલિહારી ગણાય. પરંતુ, અમુક જાતના ઉચ્ચભાવથી પ્રેરાઈને આ સ્કૂલો પોતાની અલગ ભાત રાખે છે એટલી વાત સ્પષ્ટ છે. એમ સમજો કે, તે એક પ્રકારની 'રાજકુમાર કોલેજ' બને છે. રાજકોટની રાજકુમાર કોલેજ માત્ર રાજકુમારોને માટે નહીં, પણ અન્ય રાજની કે ધનાઢ્ય લોકોને માટે પણ હવે પરિવર્તન પામી છે, એ આ બે પ્રકારની સંસ્થાઓ વચ્ચેના સામ્યનું સૂચક જ છે ને!

આવા પ્રકારની શાળાઓ પ્રજાતંત્રમાં બંધબેસે ખરી? એ શાળાઓ જે વર્ણવાદમાં માનતી લાગે છે એમાં જન્મથી વર્ણ નક્કી થાય એ જાતનો સિદ્ધાંત રહેલો નથી લાગતો? પણ, પ્રજાતંત્ર એ તો કદી માની જ કેવી રીતે શકે? હરકોઈ નાગરિક સમાન છે અને પોતપોતાને કર્મે કરીને કોઈ પણ પદે જઈ શકે છે, એ એનું મુખ્ય લક્ષણ નથી?

જર્મનીમાં હમણાં 'હિટલર સ્કૂલો' નીકળવા લાગી છે. આ એક ત્યાંનો નવો પ્રયોગ છે. તેની પાછળ ઇંગ્લંડની પબ્લિક સ્કૂલ જેવી કલ્પના નથી. હિટલર સ્કૂલમાં સૌ વર્ણ આવે અને ત્યાં તાલીમ પામીને પોતપોતાને કામે પાછા જાય: ખેડૂત તેના ખેતર પર જાય, વાણિયો તેના ધંધા પર જાય, એમ તેની પાછળ ભાવના રાખવામાં આવી છે.

આપણી સામાન્ય સરકારી શાળાઓ આ ઉપરની દૃષ્ટિએ વિચારતાં કઈ જાતની ભાત પાડનારી લાગે છે? પ્રાથમિક શાળાઓ તરફ જોઈએ તો ત્યાં કોઈ ખાસ વિશિષ્ટતા નજરે નથી આવતી. હા, એક વિશિષ્ટતા છે ખરી; અત્યાર સુધી સવર્ણો હરિજનોને તેમાંથી દૂર રાખતા હતા, અને એ લક્ષણ એક-સમાન રૂપે તે શાળાઓમાં રહેલું ખરું. તે ઉપરાંત એકસમાન લક્ષણ જો જોવું હોય તો તેમનું લગભગ સમાન ઢબનું રેઢિયાળપણું. પણ તે કોઈ કેળવેલું લક્ષણ ન કહેવાય; એ તો એની અનેક ઊણપોનું એકત્રિત પરિણામ માત્ર જ છે.

માધ્યમિક શાળાઓ ઉપર આવતાં, હરિજનને ત્યાંથી દૂર જ રખાતો એવું ન કહી શકાય. ગયા જમાનામાં તે એટલે સુધી આવતો જ નહીં, પા આવતો તો કોઈ રડ્યોખડ્યો ૧૦૦માં એકાદ; પણ તેનું કારણ ધન. આજે આખું કેળવણીતંત્ર જ ધનવાનને માટે ખુલ્લું છે એ એક મોટી પ્રજાકીયતા-વિરોધી નવીનતા છે. પરંતુ, પ્રાથમિક શિક્ષણ જ હજી ફરજિયાત અને મફત નથી થઈ શક્યું, ત્યાં માધ્યમિકને માટે એવી આશા ક્યાંથી જ રાખી શકાય?

આમ છતાં, માધ્યમિક શાળાઓ પોતાનો એક વર્ણવાદ જરૂર ઊભો કરે છે, અને તે અંગ્રેજીને આધારે. અહીં અંગ્રેજી ભાષા શિખાશે, રાજભાષા શીખશો તો રાજની નોકરીનાં દ્વાર તમારે માટે ખૂલશે, એ જાતની એની ઘોષણા જરૂર નવી ભાત પાડે છે. એને કારણે એકસમાન ઢબે સ્વભાષાની અવગણના, અંગ્રેજીનું અભિમાન, અને પરિણામે, બહુ-

નારના મનમાં એક પ્રકારનો ગુપ્ત ઓછપ-ભાવ કેળવાય છે. પરીક્ષા-પદ્ધતિએ એમાં પોતાનો ઉમેરો એ કરી આપ્યો છે કે, સંગીન અભ્યાસ અને અભ્યાસક વૃત્તિ કેળવવાને બદલે પરીક્ષાએ ગોખણ અને જેમ-તેમ-કરીને-પાસ-થાઓ વૃત્તિ ઊભાં કર્યાં છે.

આ માધ્યમિક શાળામાં વળી એક ભેદ હવે ઉત્પન્ન થવા લાગ્યો છે અને તે ખાસ કરીને શહેરોમાં જોવા મળે છે. તે ભેદ પણ અંગ્રેજીને આશરે જ ઊભો થયો છે. આ નવી જાતની શાળા હિંદી બાળકને પ્રારંભથી જ અંગ્રેજી શીખવે છે, અને વર્ણવાદી કે પૈસાદાર કુટુંબો તે શાળાનો આશરો લે છે. એક પ્રકારની અલગતા સેવવી એ વર્ણવાદનું રહસ્ય લાગે છે. આ શાળાઓમાં જઈને એવી અલગતા સહેજે સેવી શકાય છે. તેનાં દ્વાર પૈસાથી જ ખૂલી શકે છે, એટલે સમાજના પૈસાવાળા વર્ગો જ ત્યાં જઈ શકે છે અને ત્યાંથી કેળવાઈને પાછા પૈસાના આવરાનાં કામોને રોકી કે પચાવી લે છે. આમ ચંડાળ-ચક્રમાં વર્ણવાદ ચાલે છે.

આ બધું જે ચાલે છે તે ખોટું છે કે ખરું છે એ તપાસવાનો અહીં મુદ્દો નથી; તેમ તપાસવું કદાચ અઘરું પણ છે. પણ એક વસ્તુ તેમાંથી જરૂર જોવી ઘટે છે કે, આ શિક્ષણતંત્ર પ્રજાતંત્ર ખીલવવા માગનારને પોસાય ખરું? હમણાં હમણાં યુરોપના પ્રજાકીય દેશોમાં આ વિચાર બહુ જોરથી જાગ્યો છે. હમણાં થોડા વખત ઉપર અમેરિકામાં એક શિક્ષણ પરિષદ મળેલી તેનો ચર્ચાનો મુખ્ય વિષય આ જ હતો કે, પ્રજાતંત્રના નાગરિક તૈયાર કરવા માટે વિદ્યાર્થીને કઈ તાલીમ ને કઈ રીતે આપવી જોઈએ. પ્રજાતંત્ર આજ જોખમમાં છે, તે વખતે આ જાતનો વિચાર સૂઝે એ સહજ બનવા જોગ છે. આપણે પણ પ્રજાતંત્ર માગીએ છીએ. તેથી કેળવણીની પુનર્ઘટનામાં આ ખ્યાલ આપણે માટે પણ કરી લેવા જેવો ગણાય. આ પ્રશ્ન અતિ વિસ્તૃત અને અનેક ક્ષેત્રોમાં વ્યાપેલો છે. એક ટૂંકા લેખની મર્યાદામાં એને સમાવી દેવો એ બની ન શકે. અહીં તો આ એક મહત્ત્વના મુદ્દા તરફ ધ્યાન જ ખેંચ્યું છે. વિચારકો અને સમાજસંગઠનકારો તથા શિક્ષકો એ મુદ્દાને વધારે ચર્ચે અને ખીલવે એવી આશા છે.

મગનભાઈ દેસાઈ

# वर्धा-योजनानुं हार्द: अनुबंध

## ६

કામ કરતાં કરતાં ધનની જેમ જેમ જરૂર પડે તેમ તેમ આપણે ધન એકઠું કરતા જઈએ અને તે ખર્ચતા જઈએ, એ સ્વાભાવિક સ્થિતિ છે. આવા ધનનો ભાર કદી જણાતો નથી.

ભૂખ જેટલું ખાઈને કામે લાગ્યા, થાક્યા એટલે કંઈક આરામ લીધો; ફરી ભૂખ લાગી એટલે પાછું ખાધું અને વળી પાછા કામે લાગ્યા: આ સ્વાભાવિક સ્થિતિ છે. આમ કરવાથી સ્વાસ્થ્ય સારું રહે છે, શક્તિ વધે છે, પુરુષાર્થ સિદ્ધ થાય છે, તેમ જ પેટ પર, લોહી પર અને મગજ પર કંઈ બોજો પડતો નથી. મિતાહારનું આ રહસ્ય દરેક જાણે છે. મિતધનાર્જનનું રહસ્ય હજી માણસના ધ્યાનમાં આવ્યું નથી; એટલે એ વગર વિચાર્યે અને અધીરાઈથી ધન કમાતો જાય છે અને ધન-રોગથી પીડિત રહે છે.

પેટમાં વધારે ખોરાક ઠાંસી દેવાથી તે ત્યાં સડવા માંડે છે અને સ્વાસ્થ્યને બગાડી મૂકે છે. ખીસામાં ઘણું વધારે ધન ભરી દેવાથી લૂંટાવાનો ડર પેદા થાય છે; અને મગજમાં ધનનો કૃત્રિમ ખ્યાલ જામી જવાથી મગજ પણ બગડી જાય છે.

જ્ઞાનનો જ્યારે અત્યાહાર થાય છે અને અપચો થાય છે ત્યારે તેનાથી શું શું નુકસાન થાય છે, તેનો ખ્યાલ માણસજાતને હજી સુધી આવ્યો નથી.

આવશ્યકતા કેવળ જ્ઞાનવૃદ્ધિની નહિ, પણ જીવન-સમૃદ્ધિની છે. જીવન જેમ જેમ સમૃદ્ધ થતું જાય છે તેમ તેમ જ્ઞાનની ભૂખ વધતી જાય છે, અને આ રીતે જીવન-સમૃદ્ધિના હેતુથી જે જ્ઞાન મેળવવામાં આવે છે તે બોજારૂપ થતું નથી, પણ જીવનપુષ્ટિ, જીવનતુષ્ટિ અને પુરુષાર્થને વધારતું રહે છે.

શિક્ષણશાસ્ત્રીઓને આ બાબત વારે વારે કહેવાની જરૂર છે; એટલે ઉપરનું પુનરાવર્તન કર્યું છે. આ દૃષ્ટિ કદાચ તદ્દન નવી છે એટલે એ ફરી ફરી કહેવી જોઈએ.

આજ સુધીના શિક્ષણશાસ્ત્રીઓ માનતા કે કેળવણીનું ધ્યેય જ્ઞાનવૃદ્ધિ છે. ત્યાર પછી આ ધ્યેયમાં સુધારો કરીને કહેવા લાગ્યા કે, કેળવણીનું ધ્યેય જ્ઞાનસમૃદ્ધિ તો છે જ, પરંતુ તેની સાથે સાથે સંસ્કારિતા વધારવી એ પણ છે; કારણ કે ત્યારે જ માણસ પ્રભાવશાળી બને છે અને નેતૃત્વના ગુણો પ્રગટ કરે છે.

રાજસત્તાના દિવસો વીતી ગયા અને લોકસત્તાના દિવસો આવ્યા, એટલે કેળવણીના ઉદ્દેશમાં બીજો એક

વસ્તુ જોડી દેવામાં આવી. તે એ કે, કેળવણી દ્વારા કૌશલ્ય વધવું જોઈએ અને ધન કમાવાની શક્તિ પણ આવવી જોઈએ. આ પરિવર્તન તરફ પણ આપણે ધ્યાન આપવું જોઈએ. ઉદ્દેશ્યમાં આ સુધારો થયા પછી ઉજળિયાતોની સંસ્કારિતાની પ્રતિષ્ઠા કંઈક ઘટી ગઈ છે. પરંતુ હવે આપણે સમજી લેવું જોઈએ કે, કેળવણીનું ધ્યેય પ્રધાનતઃ જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ હોય એ જ ઉચિત છે.

'જીવન માટે કેળવણી' એટલું જ નહિ, પરંતુ 'જીવન દ્વારા કેળવણી અને કેળવણી દ્વારા જીવન'—એ જ આપણું સૂત્ર હોવું જોઈએ.

વિદ્યામંદિરમાં શું શીખવવામાં આવે છે એના કરતાં ત્યાં કેવું જીવન જિવાય છે, એ સવાલ વધારે મહત્ત્વનો છે. જે પાયાની હાથકારીગરી આપણે પસંદ કરીએ છીએ તે જો આપણા જીવન સાથે વણી લેવામાં આવે, અથવા આપણી પાયાની હાથકારીગરીના તાણા પર આપણું સમગ્ર જીવન વણી લેવામાં આવે, તો આપણી કેળવણી અને આપણું જીવન બંને કૃતાર્થ થશે, ઉત્પાદક કામ સાથે આપણે કયા કયા વિષયો અનુબદ્ધ કરી શકીએ છીએ એ જોવા કરતાં એ પરિશ્રમ સાથે આપણે કેટલી જીવન-સમૃદ્ધિ અનુબદ્ધ કરી શકીએ છીએ, એ જોવું જોઈએ. પછી આ જીવનસમૃદ્ધિ જ કહી દેશે કે, શું શીખવું છે અને કેટલું શીખવું છે.

આપણી કેળવણીમાં અમુક અમુક વિષયો આવશ્યક છે, એ આપણે પહેલેથી નક્કી કરી દીધું અને પછી એ બધા વિષયોનો પરિશ્રમ સાથે અનુબંધ કરવા નીકળ્યા. આ ખોટો ક્રમ થયો. દેશની અને વિશિષ્ટ સમાજની આજની સ્થિતિમાં દરેક વ્યક્તિનું અને દરેક સમાજનું જીવન કેવું છે અને એને કયું રૂપ આપવું છે, એ ક્યાં સુધી લઈ જવું છે, અને કેટલી જીવનસમૃદ્ધિ આપણે સિદ્ધ કરી શકીએ એમ છીએ, એ આપણે વિચાર્યું હોત તો પાયાની હાથકારીગરી નક્કી કરવામાં પણ આપણને મુશ્કેલી ન પડત, અને તેની સાથે કયું કયું જ્ઞાન, કયું કયું કૌશલ્ય અને કઈ કઈ સંસ્કારિતા અનુબદ્ધ કરવી છે, એ નક્કી કરવામાં પણ આપણને મુશ્કેલી ન પડત. એક સૂત્રના રૂપમાં કહેવું હોય તો—'આપણે કેળવણીમાં જ્ઞાન-દૃષ્ટિ છોડીને જીવનદૃષ્ટિ ધારણ કરવી જોઈએ અને હિંમત-પૂર્વક તેનું અનુસરણ કરવું જોઈએ.' જે શિક્ષકો જીવન-દરિદ્રી છે તેઓ વર્ધા-યોજનાના સફળ શિક્ષકો નહિ થઈ શકે; પછી તે ગમે તેટલાં વિદ્વાન અને અનુબંધની કળાના કોવિદ કેમ ન હોય. જે શિક્ષકો જીવન-વીર છે, જીવન-કુશળ છે, જીવન-સમૃદ્ધ છે, તેમનો પ્રભાવ સમાજ પર એની મેળે જ પડે છે, અને એમની મારફતે અપાતી કેળવણી જીવનજાગૃતિ માટે પૂરતી હોય છે.

કેળવણીની વર્તમાન પદ્ધતિમાં અને આની પદ્ધતિમાં જે ફેર છે તે એક ઉદાહરણથી આપણે સારી રીતે સ્પષ્ટ કરી શકીએ. જે શિક્ષકો ખુશમિજાજ છે અને જેમની પાસે જીવનદૃષ્ટિ છે તેમને વિષે પ્રાયઃ એવી ફરિયાદ હોય છે કે, તેઓ પોતાના વર્ગમાં વિષયાન્તર બહુ કરે છે.

જેમની બુદ્ધિનું કંઈ ઠેકાણું જ નથી, જે થોડો આધાર મળતાં જ ક્યાંના ક્યાં ઊતરી પડે છે અને પોતાનું ધ્યેય ભૂલીને ભટક્યા જ જાય છે, એવા વિહગવૃત્તિ શિક્ષકો કોઈ પસંદ નહિ કરે. તેઓ તો પક્ષીની પેઠે એક વિષય પરથી બીજા વિષય પર અને ત્યાંથી કોઈ ત્રીજી બાબત પર ઊડતા જ જશે. અંગ્રેજીમાં જેને 'નૉન્સેન્સ હ્રાઇમ્સ' કહે છે તેવું વિષયાન્તર કરનારને તો શિક્ષકનું કામ સોંપવું જ ન જોઈએ

પરંતુ જે સફળ શિક્ષક છે, વિદ્વાન અને બહુશ્રુત પણ છે, એમના ઇષ્ટ વિષયાન્તરની આપણે વાત કરીએ છીએ. જે મુખ્ય અધ્યાપકો વિષયપરાયણ, પાઠ્યક્રમપરાયણ અને પરીક્ષાપરાયણ છે, તેમને આવા પ્રતિભાશાળી શિક્ષકોનું વિષયાન્તર હમેશાં ખટકે છે. અને ઘણી વાર આવા શિક્ષકો લાચાર થઈને પોતાના પ્રિય વિદ્યાર્થીઓને ઘેર બોલાવીને સ્વતંત્રપણે શીખવે છે.

વર્ધા-યોજના આવા શિક્ષકોને સ્વતંત્રતા આપે છે અને તેમના પર યોગ્ય નિયંત્રણ પણ નાખે છે. પોતાનો મૂળ વિષય લઈને તેની સાથે બીજી જેટલી બાબતો અનુબદ્ધ થઈ શકે તે તો તેઓ જરૂર ચલાવે. એવા વિષયાન્તર માટે તેમને કોઈ ઠપકો નહિ આપે, બલ્કે ધન્યવાદ જ આપશે. પણ જ્યાં અનુબંધની સંભાવના નથી અને મૂળ વિષયની પ્રધાનતા નથી, એવી વાતો તેમણે છોડી દેવી જોઈએ.

મરાઠીમાં એક કહેવત છે—'હરિદાસની કથા મૂળ વચન પર.' આ કહેવત સમજવા માટે મહારાષ્ટ્રના એક ખાસ રિવાજનું જ્ઞાન જોઈએ. મહારાષ્ટ્રના 'હરિદાસ' અથવા 'કથાકાર' રામાયણ, મહાભારત, વેદાંગ, પુરાણ આદિ ધાર્મિક ગ્રંથોમાં અને કથા-સાહિત્યમાં પ્રવીણ હોય છે. સંગીત અને કાવ્યમાં પણ તેમની સારી પહોંચ હોય છે. તેઓ મંદિરમાં જઈને કથા કરે છે ત્યારે પ્રથમ કોઈ ધર્મવચન અથવા કોઈ સંતનું જીવનસૂત્ર લઈને તે પર પ્રવચન કરે છે. જે પૂર્વરંગ અથવા બ્રહ્મનિરૂપણ કહેવાય છે તેમાં મૂળ વચનને ઉદ્દીપિત કરવા માટે દુનિયાભરની વાતો તેઓ લાવે છે. પછી ઉત્તર-રંગનો પ્રારંભ થાય છે, તેમાં એ જ વચનની સિદ્ધિને માટે તેઓ કોઈ કથા અથવા આખ્યાનનો વિસ્તાર કરે છે, અને તેમાં નવ રસોનો સાક્ષાત્કાર કરાવે છે. હરિદાસની સફળતા એમાં છે કે, એ જે કંઈ વિષયાન્તર કરે તેનો મૂળ વચન સાથે અનુબંધ એ બતાવતો જાય. ચોમાસાના ચાર મહિના સુધી હરિદાસની કથા સાંભળીને શ્રોતાઓને

અનેકાનેક વિષયોનું જીવનસ્પર્શી જ્ઞાન થઈ જાય છે. એક વિદ્વાન હરિદાસના સહવાસથી આખો સમાજ બહુશ્રુત, ધર્મજ્ઞ અને રસિક બને છે. બન્નેમાં શિક્ષણદૃષ્ટિ થોડી જ હોય છે, જીવનદૃષ્ટિ પ્રધાન હોય છે; બલકે આજના આદર્શની કસોટીથી તેને એકાંગી કહેવી જોઈએ.

આ બધાં ઉદાહરણોથી વાચકોને એટલો ખ્યાલ આવ્યો હશે કે અનુબંધ કોઈ અનોખી ચીજ નથી. એનું શાસ્ત્ર પણ ગૂઢ નથી. જીવનમાં સર્વત્ર અનુબંધ ભરેલો છે, તેથી આપણે અનુબંધપદ્ધતિમાં આખું જીવન ભરી દઈ શકીએ છીએ.

હવે, પાયાની કેળવણીના જુદા જુદા હાથઉદ્યોગો લઈને આપણે કયા કયા અનુબંધો ઊભા કરી શકીએ એનાં પ્રત્યક્ષ ઉદાહરણ આપવાં જોઈએ. એ સિવાય શિક્ષકોને પૂરું દિશાદર્શન નહિ થાય.

કાકા કાલેલકર

# પ્રૌઢશિક્ષણનો એક પ્રકાર

પ્રૌઢશિક્ષણ શબ્દ સાથે જ આપણા મનમાં અક્ષરજ્ઞાન આપતા એક રાત્રિવર્ગનું ચિત્ર સામાન્ય રીતે ખડું થાય છે. અને ખરેખર, અક્ષરજ્ઞાન એ પ્રૌઢશિક્ષણનું એક તરત દેખાઈ આવે એવું સ્થૂલ રૂપ છે. વહેલું કે મોડું આપણે પ્રજાને એ આપવું જ પડશે. પણ આજની પરિસ્થિતિમાં એવો વર્ગ પૂરતો નથી લાગતો. થાકી ગયેલો અને કંટાળેલો શિક્ષક અને એથીયે વધુ થાકેલા અને અનિયમિત આવતા વિદ્યાર્થીઓના એ વર્ગમાં એકથી માંડીને ૫૦–૬૦ સુધીની સંખ્યાના ભરતીઓટ દેખાય છે. અને પરિણામ જોઈએ છીએ તો બહુ નથી દેખાતું.

આ સ્થિતિમાં આપણા પ્રૌઢશિક્ષણના કામનું રૂપાન્તર વિચારવું જોઈએ. ભલે એક શિક્ષક પાસે એક જ વિદ્યાર્થી હોય, પણ એ શિક્ષક અને વિદ્યાર્થીના જીવનમાં એ શિક્ષણથી રસ ઉમેરાવો જોઈએ એનાં જ્ઞાન અને માહિતીમાં તો વધારો થાય, પણ એની રહેણીકરણીમાં પણ ફેરફાર થવો જોઈએ આવા ઝૂંપડીએ ફરી શિક્ષણ આપનાર શિક્ષકના વિદ્યાર્થીઓ ભલે વર્ષ આખરે ૬–૮ જ થાય, પણ એ સાચા વિદ્યાર્થીઓ થશે એથી વિદ્યાર્થી અને શિક્ષક બન્નેને સંતોષ થશે, ખર્ચનો સવાલ નહિ રહે, અને પ્રૌઢશિક્ષણ આગળ વધશે એ તો એક નિર્વિવાદ વાત છે.

અમારે ત્યાં થામણામાં પ્રૌઢશિક્ષણના સામાન્ય ઢબના વર્ગો શરૂ કરેલા એમાંનો એક તો આજે પણ ચાલે છે. પણ એ વર્ગની વાત હું આજે નથી કહેવાનો.

એ વખતે સરકારી પ્રૌઢશિક્ષણની યોજના શરૂ નહોતી થઈ. અમે અહીં વર્ધા યોજનાનો પ્રયોગ શરૂ કર્યો એની સાથે જ ગામના લોકો સાથેનો સંપર્ક ચાલુ રાખવા માટે શું કરવું એ પ્રશ્ન અમારી સામે ખડો થયો. એમાંથી અમારે ત્યાંની સાંજની સમૂહ-પ્રાર્થના શરૂ થઈ. તેની ટૂંકમાં માહિતી અહીં આપું.

શરૂઆતમાં અમે ગીતાધ્વનિમાંથી કેટલાક શ્લોકો બોલીએ છીએ. ત્યાર પછી એકાદ સુંદર ભજન ગાઈએ છીએ અગર ઝિલાવીએ છીએ અને અન્તમાં ધૂન ગાઈએ છીએ. ત્યાર બાદ પ્રસંગોચિત વાર્તા કહેવામાં આવે છે. કોઈ વખતે સુંદર પુસ્તકોમાંથી ચૂંટી કાઢેલા ફકરા વાંચી સંભળાવવામાં આવે છે, અને કોઈ વખત ગામમાં કોઈ ખાસ પ્રસંગ બન્યો હોય અગર ગ્રામકાર્ય અંગે કાંઈ કહેવાની જરૂર જણાય તો એ અંગેની સૂચના કરવામાં આવે છે. આ જાતની વિવિધ સામગ્રી દ્વારા અમે લોકકેળવણીનાં અનેક અંગોને સ્પર્શીએ છીએ એમાં ધર્મશિક્ષણ, સમાજકારણ વગેરે અનેક વસ્તુઓ આવે છે. ત્યાર બાદ વર્તમાનપત્રોમાંથી દેશ અને દુનિયાના રોજના સમાચાર સંભળાવવામાં આવે છે આ ઉપરાંત અવારનવાર મહેમાનો આવે એમની સાથેનો વાર્તાલાપ, તથા અઠવાડિયે એક દિવસ અંતકડી, લોકગીતો કે ઉખાણાં જેવા મનોરંજનના કાર્યક્રમ પણ ગોઠવવામાં આવે છે.

આ પ્રાર્થનામાં બહેનો પણ આવે છે અને ભાઈઓ પણ આવે છે. નાના સાત વર્ષના બાળકથી માંડીને ૬૦ વર્ષના વૃદ્ધ સુધીના લોકો આવે છે. પ્રસંગાનુસાર દરેકના રસ સચવાય છે. જેમ સમુદ્રમાં ભરતીઓટ આવે એમ આ પ્રાર્થનામંદિરમાં પણ ભરતીઓટ આવે છે. શિયાળાની ટાઢનો ચમકારો કે ચોમાસાની હેલી અમારી સંખ્યાને ૫–૭ની પણ કરી મૂકે છે અને નવરાશના દિવસો કે કોઈ ખાસ મહેમાનનું આગમન એ સંખ્યાને ૫૦૦–૭૦૦ સુધી પણ પહોંચાડે છે સરેરાશ હાજરી ૭૫ની ગણાય.

આ પ્રાર્થના માટે અમને એક સુંદર સ્થાન મળી ગયું છે. ગામ વચ્ચોવચ્ચ છતાં એકાંત સચવાય એવું અમારે ત્યાં એક નાનું સરખું રમતનું મેદાન છે ત્યાં અમે રેતી પથરાવી છે. રોજ સાંજે ઋતુ પ્રમાણે સાત અગર સાડા સાતે અમારી પ્રાર્થનાનો ઘંટ વાગે છે. આ પ્રાર્થનાનું કેટલાકને તો વ્યસન જેવું થયું છે. એટલે તે ચોકમાં આવીને પૂછશે કે, 'કેમ પ્રાર્થનાનો ઘંટ વાગી ગયો કે શું?' ઘંટ વાગે કે તરત નાના બાળકો 'ચાલો પ્રાર્થનામાં'ની કિકિયારીઓ કરતાં દોડે છે.

આ પ્રાર્થનાવર્ગ આશરે નવ સુધી ચાલે છે. આ વર્ગ શરૂ થયાને આજે દોઢ વર્ષ થયું, પણ એકેય દિવસે એણે રજા નથી પાળી અમારા ગામનાં અનેક કામો ઉકેલવામાં તથા અમારો વર્ધા-યોજનાનો પ્રયોગ આગળ ધપાવવામાં આ વર્ગે કંઈક ને કંઈક ફાળો આપ્યો છે અને આજે પણ આપે છે.

આ પ્રાર્થનાવર્ગને પણ એક તરેહનો પ્રૌઢશિક્ષણનો વર્ગ ગણવો જોઈએ

બબલભાઈ મહેતા

# કેળવણી અને કામમીમાંસા

કેળવણીના ક્ષેત્રમાં કામમીમાંસાની બાબતમાં આજકાલ ખૂબ જ અસંતોષકારક પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. તે પદ્ધતિ મુજબ કામમીમાંસાને એક જુદું પ્રકરણ અર્થાત્ એક જુદો 'વિષય' બનાવવામાં આવે છે, અને પછી તે 'પ્રશ્ન'ને છણવાના વિશિષ્ટ માર્ગો યોજવામાં આવે છે. આપણી કેળવણીની આજની પદ્ધતિનો મુખ્ય દોષ જ એ છે કે, તે પોતાનું કામ તૂટક રીતે કરે છે. આખી કેળવણીને તે જુદા જુદા અસંખ્ય 'વિષયો'માં ભાગી નાખે છે. તે વિષયોને પણ એક બીજાથી એવા નોખા નોખા કલ્પવામાં આવે છે કે જેથી સર્વાંગીણ મનુષ્યની જરૂરિયાતોની કલ્પના જ નજર સામે રહેતી નથી; તેથી જ્યારે કેળવણી પૂરી થાય છે, ત્યારે માણસ પોતે સર્વાંગીણતાની દૃષ્ટિએ બિનકેળવાયેલો જ રહી જાય છે. પરંતુ જ્યારે કામમીમાંસાને પણ વિષયોની યાદીમાં જુદી મૂકવામાં આવે છે, અને તેને કેળવણીનો એક અલગ વિષય ગણવામાં આવે છે, ત્યારે તો આ પદ્ધતિ ખાસ હાનિકારક નીવડે છે કારણ કે, તેમ કરવાથી તે વસ્તુને એવું પ્રાધાન્ય મળી જાય છે કે જે ચોખ્ખું હાનિકારક તથા આપણા મૂળ પ્રયોજનને જ મારી નાખનારું નીવડે છે. એટલું જ નહિ, પણ જે યુવકયુવતીઓના કામ-વ્યાપાર તેમના અન્ય જીવન-વ્યાપારોમાં બરાબર ગોઠવાઈ ગયા હોતા નથી, તેઓ ઉપર તેની ખૂબ જ માઠી અસર થાય છે. કોઈ બાબતમાં પણ મનુષ્યની સર્વાંગીણ દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર હોય, તો તે આ બાબતમાં જ છે

હું પોતે તો એમ માનું છું કે, કેળવણી આ બાબતમાં કાંઈ પણ કરી શકે તો એટલું જ કે, મનુષ્યનું સમગ્ર જીવન જે ઉપાયો વડે પ્રાણવાન બની જાય, તે ઉપાયો વ્યવસ્થિત રીતે યોજે જે માણસનું જીવન નિષ્પ્રાણ બની ગયું હોય છે, તેની કામવૃત્તિ અવશ્ય વિકૃત બની જાય છે. આપણી અત્યારની કેળવણીની પદ્ધતિ એ વસ્તુને ઊભી થતી રોકવામાં કાંઈ જ મદદ નથી કરતી, પરંતુ તેમાં વધારો થાય તેવું ઘણુંય કરે છે. જે સમાજની વ્યક્તિઓનાં શરીર અને મન છેક જ ઊતરતી કોટીનાં બની ગયાં હોય તે સમાજમાં કામવિકારની બદીને વધતી રોકવાનો કોઈ માર્ગ જ નથી. જે સમાજમાં પ્રાણશક્તિનો પ્રવાહ પૂરજોશમાં ઉત્તમતાની ઉપાસનાને માર્ગે વહી રહ્યો હોય, તે સમાજમાં જ નીરોગી કામજીવન સંભવી શકે. સમાજમાં તે સ્થિતિ ઊભી કરવી, અર્થાત્ લોકોનાં શરીર અને મનને ઉત્તમ કોટીનાં બનાવવાં, એ જ કેળવણીનું કામ છે. તે સિદ્ધ કરવા જતાં જ કામવાસનાના કોયડાનું આપોઆપ નિરાકરણ આવી જશે.

વ્યક્તિના જીવનમાં કે સંસ્કૃતિના ઇતિહાસમાં પ્રેરક બળ તરીકે કામ-વાસનાનું અસ્તિત્વ સર્વત્ર જોવામાં આવે છે, તે કાં તો તેમની પ્રગતિને આગળ ધપાવતી હોય છે, કે તેમની અધોગતિને વેગીલી બનાવતી હોય છે. તેના કરતાં વધુ સમર્થ શક્તિ બીજી કોઈ નથી પરંતુ તે તેટલી જ ઉદ્દંડ પણ છે. વિજ્ઞાન, નીતિ, કે ધર્મ એ કશાનું જરા સરખું નિયંત્રણ તે સાંખી શકતી નથી. ગમે તેવાં નિયંત્રણોને તે સહેજ પણ ખબર પડવા દીધા વિના જ ગમે ત્યારે ઉરાડી મૂકે છે. જેને કાબૂમાં લાવવામાં ધર્મ અને નીતિ નિષ્ફળ નીવડયાં છે, તેને 'કામ-વિજ્ઞાન'રૂપે અપાતી વૈજ્ઞાનિક માહિતી કાબૂમાં લાવી શકશે એવો ખ્યાલ અત્યારે બહુ પ્રચારમાં આવ્યો છે; પરંતુ તે એક ભ્રમણા જ છે કામીના અંતરમાં ભભૂકી ઊઠેલી જ્વાળાને રોકવી એ પ્રબળ આંધીને કે ઊંડા ધરતીકંપને રોકવા જેવું લગભગ અશક્ય છે. તેનો ઉદય વિશ્વના ઊંડાણમાંથી થયો હોય છે, અને તેમાં કુદરતની નાડીનું જોમ ધબકી રહ્યું હોય છે. માણસે યોજી રાખેલી સારામાં સારી યોજનાઓને ઘડીમાં હતી-ન-હતી કરી નાખવાને તેનાં પૂર અણધાર્યાં જ ઊછળી આવે છે. તેમની આગળ વિજ્ઞાન ક્ષણવાર પણ ઊભું રહી શકે તેમ નથી. કળા કદાચ તેના જુવાળને સૌંદર્યોપાસનાની દિશામાં વાળી દઈ શકે,—અને એમાં જ કદાચ આપણે માટે આશા બાકી રહે છે. પરંતુ વિજ્ઞાન તો તેની સામે કાયર જ નીવડે છે.

આપણે એ વસ્તુ બરાબર સમજીશું, ત્યારે આપણે પણ 'સંતતિનિયંત્રણના શાસ્ત્ર' પાછળ ઓછા પડીશું. અને સ્ત્રી કે પુરુષ જે કળા વડે પોતાની સમગ્ર જાત ઉપર સંપૂર્ણ કાબૂ મેળવે, તે કળાની પાછળ વધારે પડીશું. આપણે ચોક્કસ ખાતરી રાખવી જોઈએ કે, વિજ્ઞાન કે ધર્મ જ્યારે માનવજીવનમાંથી કામ-વાસનાના પ્રશ્નને નોખો પાડી, જીવનના એક અલગ ખાતા તરીકે તેનો નોખો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેઓ તે પ્રશ્નને દલીલબાજીનો વિષય બનાવી મૂકીને તેનાં અનિષ્ટો ઊલટાં વધારી મૂકે છે. કારણ કે, કામ-વાસનાને જ્યારે દલીલબાજીનો વિષય બનાવી મૂકવામાં આવે છે, ત્યારે તેનાં જોખમો સૌથી વધુ ગંભીર બની જાય છે. પોતાની આસપાસ સહેજ પણ નજર કરનારને એ વસ્તુ તરત જણાઈ આવશે. એ રીતે એ પ્રશ્નને છાપવા જતાં તો આખી સંસ્કૃતિ વિનાશના ખાડામાં ઊતરી જાય તો નવાઈ નહીં.

મેં બીજા એક પ્રસંગે જણાવ્યું છે કે, એક અર્થમાં આપણે મૃત્યુ જેટલો ઓછો વિચાર બીજા કશાનો નથી કરતા; પરંતુ બીજા અર્થમાં આપણે તેનો વિચાર કરતાં

કદી થોભતા પણ નથી. આપણી વિચારક્રિયાના બંધારણમાં જ મૃત્યુનું ભાન પરોવાયેલું હોય છે. આપણી બધી વિચારણા મૃત્યુથી અંત પામતા જીવનને અનુલક્ષીને જ થતી હોય છે; અને તે અનુસાર જ તેનું સ્વરૂપ ઘડાયું હોય છે; જોકે સામાન્ય રીતે આપણે તેનાથી અણજાણ હોઈએ છીએ. આપણામાંના કેટલાક 'ઝડપી' જીવન જીવતા હશે, અને બીજા કેટલાક 'ધીમેથી ચાલવા'માં જ ડહાપણ માનતા હશે. પરંતુ બંને રીતોમાં કાળની મર્યાદાનું ભાન ન હોય, તો તેમનો કશો અર્થ જ ન રહે કે એમાંથી એકને પસંદ કરવાનું કાંઈ કારણ જ ન રહે. એ અર્થમાં બધા માણસો મૃત્યુ કરતાં વધારે બીજા કશાનો વિચાર નથી કરતા, એમ કહી શકાય.

એ જ વસ્તુ થોડાક ફેરફાર સાથે કામ-ભોગની બાબતમાં પણ લાગુ પાડી શકાય. સ્ત્રીપુરુષો હંમેશાં મૃત્યુનો વિચાર જેમ નિરંતર નથી કરતાં, તેમ કામ-ભોગનો પણ વિચાર નથી કર્યા કરતાં. અલબત્ત, વૃદ્ધાવસ્થા દરમ્યાન જેમ કેટલાક સમય એવા આવે છે કે જ્યારે મૃત્યુનો ખ્યાલ ઉપર તરી આવીને કલ્પનાનું આખું ક્ષેત્ર રોકી લે છે, તેમ મોટે ભાગે જુવાનીમાં એવા ગાળા જરૂર આવે છે કે જ્યારે કામ-ભોગના વિચારો ઉપર તરી આવીને આખા માનસક્ષેત્રને આવરી લે છે. કોઈ તો, સ્પિનોઝાએ મૃત્યુને માટે કહ્યું હતું તેમ, કામ-ભોગની બાબતમાં એમ પણ કહેવાની હિંમત કરે કે, ડાહ્યો માણસ તેનો ઓછામાં ઓછો વિચાર કરે છે. પરંતુ એ કથનના દરેક શબ્દની વ્યાખ્યા બહુ ચોકસાઈથી કરવી જોઈએ; અને અંતે તે કથન જે 'ડાહ્યા' માણસોને લાગુ કરવાનું છે, તેવા ડાહ્યા માણસો બાકી જ ન રહે, એવું બનવાનો પણ સંભવ છે. કારણ કે, તપસ્વી પણ કામીના જેટલો જ — કદાચ તેનાથી પણ વધારે, તે વસ્તુનો વિચાર કરતો હોય છે; જોકે, તેનો વિચાર જુદા પ્રકારનો હોય છે. અને કામવાસનાના સર્વવ્યાપી સામ્રાજ્યની અવગણના કરનારો નીતિવાદી, તેનો વિરોધ કરવામાં, તપસ્વી કરતાં ઓછું ડહાપણ બતાવતો હશે, તથા તેને વશ થવામાં કામી જેટલી જ મૂર્ખતા બતાવતો હશે. કોઈ સ્ત્રી કે પુરુષ કામવાસના વિષે બહુ જ થોડો વિચાર કરે છે, તેમ જ તેને પાપ ગણીને તિરસ્કારે છે, માટે તે 'ડાહ્યો' છે એમ માની શકાય નહીં.

ઉપરાંત, મહાન નાટ્યકારો, તેમ જ બીજા પણ અસંખ્ય કળાકારોને 'ડાહ્યા' માણસોના વર્ગમાંથી બાતલ કરવા પડે. તેઓએ કામવાસનાને પડતી મૂકી નથી, તેમ જ તેને હીન પણ બનાવી નથી. તેમની શ્રેષ્ઠ કૃતિઓમાં[1] તેઓએ તેનું સારી પેઠે નિરૂપણ કર્યું હોય છે. જોકે તેઓએ તે નિરૂપણ હંમેશાં તેને મૃત્યુ સાથે ગાઢપણે સંકળાયેલી રાખીને કર્યું હોય છે, અને એ રીતે તેને રહસ્ય તથા સૌંદર્યની ઉદાત્તતા અર્પી ઉન્નત બનાવી મૂકી હોય છે. કામ-વાસનાનું નિરૂપણ કરતા આજના નવલકથાકારો ઉન્નતીકરણની એ કળા ગુમાવી બેઠા હોય એમ લાગે છે. મારી એવી સૂચના છે કે, કામ-વાસનાના જોખમકારક તથા તોફાની મહાસાગરમાં પોતાનું નાવ હંકારવામાં દિશાસૂચન મેળવવા માટે કેળવણીએ નીતિવાદીઓ કે વૈજ્ઞાનિકો કરતાં આવા શ્રેષ્ઠ કળાકારો તરફ નજર કરવી જોઈએ.

કામવાસનાના પ્રશ્ન પરત્વે બે છેક જ જુદાં કે વિરોધી વલણ સ્વીકારાતાં માલૂમ પડે છે. તેનાથી તે પ્રશ્ન કેળવણીને માટે સૌથી વધુ કઠિન નહિ તોય લગભગ તેવો બની ગયો છે. પરંતુ તેથી કરીને કેળવણી તે પ્રશ્નને પડતો મૂકે, તો પછી 'જીવન માટે તૈયારી' કહેવાવાના તેના દાવાનું શું થાય?

એક બાજુ કામવાસનાને સર્વ પાપોનું મૂળ માનવાનું વલણ અથવા મનોવૃત્તિ દેખાય છે. તે વલણવાળા લોકોને મન 'અનીતિ' શબ્દનો અર્થ જ 'કામ-વાસના' થાય છે તેઓ તે વાસના સામે ભીષણ સંગ્રામ ચલાવી તેને કચડી નાખવાના વિચારતા હોય છે.

બીજી બાજુ, એથી ઊલટું વલણ કામવાસનાના બળને માણસના સર્વોત્તમ ગુણોની ખિલવણીમાં અથવા તેના અંતિમ ધ્યેયની સાધનામાં અનિવાર્ય સહાયક ગણવાનું છે આ બંને વલણો કામવાસનાના બળને જોખમકારક ગણવાની બાબતમાં તો એકમત છે. પરંતુ પહેલા વર્ગના લોકો તેને અસાધ્ય દુશ્મન માનીને તેનો નાશ કરવાનું ઇચ્છે છે; જ્યારે બીજા વર્ગના લોકો તેને 'ઉપયોગી દુશ્મન' ગણીને તેને પોતાના પક્ષમાં વાળી લેવાનું ઇચ્છે છે. આપણું આજનું શિક્ષણશાસ્ત્ર એ બે અભિપ્રાયોની વચમાં જ ખડું રહ્યું છે. બીજા વર્ગના અભિપ્રાય તરફ તે શંકાશીલ ચિત્તે વળતું દેખાય છે; પરંતુ પહેલા તરફ છેક જ પીઠ ફેરવી લેવાની તેની હિંમત નથી.

સમાજે આ પ્રબળ શક્તિને કાબૂમાં લાવવા માટે જે જે પ્રયત્નો કર્યા છે તેમાં તેણે મુખ્યત્વે ત્રણ શસ્ત્રોનો ઉપયોગ કર્યો છે: સામાજિક મનાઈ, નીતિનિયમની દોરવણી, અને વિજ્ઞાનબુદ્ધિ. કામવાસનાના પ્રલોભન સામે ટકી રહેવાની શક્તિની દૃષ્ટિએ વિચારીએ તો, સૌથી પ્રબળ શસ્ત્ર સામાજિક મનાઈ છે; અને વિજ્ઞાન સૌથી નબળું છે. જ્યારે જ્યારે કામવાસનાની શક્તિને વિજ્ઞાનના અંકુશ હેઠળ લાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, ત્યારે ત્યારે અંધાધૂંધી જ મચી છે, અને જો સામાજિક મનાઈની શક્તિ સદંતર પાયમાલીને રોકવા જેટલી પ્રબળ ન રહી

1. જેવી કે સોફોકલ્સનું 'Antigone', ડાન્ટેનું 'Divine Comedy', શેક્સપિયરનું 'Othello', અને ગેટેનું 'Faust.'

હોત, તો પરિણામ છેક જ વિઘાતક આવ્યું હોત. નીતિનિયમનો ઉપાય પણ કામવાસનાની બાબતમાં હતાશાના ઉપાય જેવો લાગે છે: જ્યારે વાસનાનું તોફાન ચાલતું હોય છે, ત્યારે તેનો અવાજ સંભળાતો પણ નથી; અને તેના કરુણ અંજામો સામે તે જરાય અસરકારક નીવડતો નથી. પરંતુ તે ત્રણ શસ્ત્રોમાંથી કોઈ એકલું કે તે ત્રણે ભેગાં મળીને પણ કામવાસનાની શક્તિને કાબૂમાં લાવી શક્યાં નથી. સામાજિક મનાઈ ભલે પ્રબળ હોય, નીતિનિયમ ભલે હતાશાના હોય, અને વિજ્ઞાન ભલે નબળું હોય, પરંતુ કામવાસના તે ત્રણે કરતાં પ્રબળ છે. તે ત્રણમાંથી દરેકને કારણે કેટલીય પાયમાલી અને કેટલુંય દુઃખ નીપજ્યાં છે. પરંતુ મને પોતાને લાગ્યું છે કે, સામાજિક મનાઈને વશ થવાથી નીપજતાં દુઃખો આ બાબતમાં સરવાળે ગમે તેટલાં મોટાં હશે, તોપણ વિજ્ઞાન જ્યારે આ પ્રશ્નમાં માથું મારવાનું શરૂ કરીને તેને હાથમાં લીધાનો દાવો કરે છે, ત્યારે જે દુઃખો નીપજે છે તેમની સરખામણીમાં તો તે મનાઈનાં દુઃખો ક્યાંય નાનાં છે.

જોકે, અહીં એટલું ઉમેરવું જોઈએ કે. આ પ્રશ્નની બાબતમાં વિજ્ઞાન અથવા શાસ્ત્રીય જ્ઞાનને નામે ઓળખાતું ઘણુંય તે નામને લાયક હોતું નથી. તે માહિતી જેમનાં ભેજાંમાંથી નીકળી હોય છે, તેમનાં ભેજાંમાં, તેમ જ પરણેલા કે કુંવારાના ભલા માટે એ બધી બાબતો સમજાવનારાં પુસ્તકોમાં, એ બાબતોના વૈજ્ઞાનિકપણા વિષે ગમે તેવો દાવો કરવામાં આવતો હોય; પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે, વૈજ્ઞાનિકના અભ્યાસગૃહમાંથી પરાં અને ચાલીઓ સુધી પહોંચતા સુધીમાં, તથા આત્મસંયમની તાલીમ જ ન પામેલા લોકો દ્વારા તેનો અમલ થતા સુધીમાં તો તેનું વૈજ્ઞાનિકપણું સારી પેઠે ચળાઈ ગયું હોય છે, તથા બીજી અનેક બાબતો સાથે મિશ્રિત થઈ ગયું હોય છે. જુવાનના દિલમાં જ્યારે કામ-વાસનાનું તોફાન ઊપડયું હોય છે, ત્યારે તેની વીજળીને જમીનમાં ઉતારી દેવામાં સામાજિક મનાઈ તથા તેની સાથે ભળેલા કુદરતી શક્તિઓ દ્વારા થનારી સજાના ભયો, વૈજ્ઞાનિક સલાહોના સ્મરણ કરતાં વધારે અસરકારક નીવડે છે. ઉપરાંત, વૈજ્ઞાનિક સલાહો ચોક્કસ શી છે, તે પણ હજુ સુધી સ્પષ્ટ થયું નથી. જુદી જુદી વૈજ્ઞાનિક માહિતીઓના ખીચડા જેવી જ તે બધી દેખાય છે; તેમાંની દરેક અમુક તાત્કાલિક જરૂરિયાત પૂરી જ વિચારાઈ હોય છે; પરંતુ સમગ્ર માનવજીવનના રહસ્ય વિષે કોઈ નિયામક કલ્પના દ્વારા તેમનું એકીકરણ થયેલું હોતું નથી.

૨

તો પછી આ મુશ્કેલ પ્રશ્નની બાબતમાં કેળવણી શું કરી શકે?

આ પ્રશ્નને લગતી જેટલી પદ્ધતિઓ મારા જાણવામાં છે, તે બધામાંથી પોતાનું પ્રયોજન સિદ્ધ કરવામાં ઓછામાં ઓછી સફળ નીવડે તેવી પદ્ધતિ હોય, તો તે કામમીમાંસાને યુવાનોને આપવાના શિક્ષણનો એક અલગ 'વિષય' બનાવવાની પદ્ધતિ છે. કેળવણી એ તો એક પછી એક ચર્ચવાના જુદા જુદા 'વિષયો'ની બનેલી વસ્તુ છે, એ જાતની ઉપર જણાવેલી કમનસીબ કલ્પના પ્રચારમાં ન હોત તો, પોતાની સાન ઠેકાણે હોય તેવા કોઈ માણસને એ જાતની પદ્ધતિ ન સૂઝી હોત. એ કમનસીબ કલ્પનાએ આપણને આ બાબતમાં જેટલા અવળે માર્ગે ચડાવ્યા છે, તેટલા બીજા કોઈ દાખલામાં નથી ચડાવ્યા (કદાચ ધર્મશિક્ષણને પણ એમાં ઉમેરી લેવું જોઈએ.) માનવશિક્ષણના સૌથી અગત્યના મુદ્દાઓને 'વિષયો' બનાવીને કદી શીખવી શકાય નહીં; તેમનું શિક્ષણ આડકતરી રીતે જ સંભવી શકે. જે કેળવણીકાર એટલું નથી સમજતો કે, જે મુખ્ય પ્રયોજનો પોતે સિદ્ધ કરવા ઇચ્છે છે તેમને તેના સમયપત્રકમાંની 'વિષયો'ની યાદીમાં સ્થાન જ ન હોઈ શકે, તેને પોતાના ધંધાની બારાખડી પણ નથી આવડતી એમ જ કહેવું જોઈએ ધર્મ પછી કામમીમાંસા પણ એ બાબતનો મુખ્ય દાખલો છે.

આપણે તેને 'વિષય' તરીકે ભલે સ્થાન ન આપીએ; પરંતુ તેથી એમ નથી માની લેવાનું કે, તેને આપણે આપણા ખ્યાલમાંથી જ કાઢી નાખવાની છે. ડાહ્યો કેળવણીકાર તેને પોતાનાં મનઃચક્ષુ સામે તો રાખે જ છે પરંતુ તેને વિષે તે બની શકે તેટલું ઓછું બોલે છે 'કામશાસ્ત્ર બાબત પૂરેપૂરી તેમ જ નિખાલસ' ચર્ચા કરવાથી વિદ્યાર્થીઓને કામવાસનાની વિકૃતિઓમાંથી બચાવી શકાશે, એ માન્યતા મને એક મહાભયાનક ભ્રમણા લાગે છે, એ મારે કબૂલ કરવું જોઈએ. તેમ જ એવી 'પૂરેપૂરી તેમ જ નિખાલસ' ચર્ચા કરવાની જવાબદારી જેમને માથે હોય, તેવાં શિક્ષક કે શિક્ષિકાની દશામાં મુકાવા હું પોતે તો કદી તૈયાર ન થાઉં. એ વસ્તુ જ એવી છે કે, એની ચર્ચામાત્ર—અને ખાસ કરીને વયમાં આવેલા વિદ્યાર્થીઓ સાથેની ચર્ચા—તેમને આડકતરી રીતે સૂચનરૂપ જ થઈ પડે છે. એની 'ગુહ્ય'તા કેટલેક અંશે એમાં જ રહેલી છે. એની 'ચર્ચા'થી એક જાતનું કુતૂહલ શમે છે, તો બીજી જાતનું કુતૂહલ ઊભું થાય છે. પોતાના શિક્ષકની દોરવણી હેઠળ (એ શિક્ષક જાતે પણ ભયમુક્ત ભાગ્યે જ હોઈ શકે,) કામશાસ્ત્રમાં વિશારદ થયેલો, તથા વનસ્પતિમાં બીજારોપણથી માંડીને આખો 'વિષય' જેને કંઠસ્થ થઈ ગયો છે, તેવો યુવાન બરાબર સમજતો હોય છે કે, તેની એ બધી માહિતી પ્રત્યક્ષ પ્રયોગ વિના છેક જ અધૂરી છે. અને સંભવ તો એવો છે કે, એ પ્રત્યક્ષ પ્રયોગ કરી જોવામાં તે વધુ ઢીલ નહીં જ કરે. શિક્ષકોએ એને એ બાબત વિષે પૂરેપૂરી માહિતી આપી જ છે કે

કેમ, તે વિષે પણ તેને સંદેહ રહ્યા કરે છે. તેમાંય જ્યારે તે વસ્તુની નીતિમત્તા કે અનીતિમત્તા ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો હોય છે, ત્યારે તો તે હંમેશા શંકાશીલ રહે છે. તેવા દાખલામાં તો તે પ્રત્યક્ષ પ્રયોગની ભૂમિકાએ વધુ જલદી પહોંચી જવાનો અને ખાતરી કરી લેવાનો કે, તેના શિક્ષકોએ તેને ઊઠાં ભણાવ્યાં છે કે કેમ. વિજ્ઞાનની બીજી શાખાઓમાં તો શિક્ષણ આપતી વખતે શીખવેલો પાઠ પૂરો કરવાને તથા તેનું રહસ્ય વિદ્યાર્થીના મનમાં બરાબર ઠસાવવા માટે પ્રત્યક્ષ પ્રયોગની આવશ્યકતા ખાસ સ્વીકારવામાં આવે છે. વિદ્યાર્થીને ગણિતની જે રીત શીખવવામાં આવી હોય, તેના દાખલા તેણે જાતે ગણી જોવા જોઈએ; જે વસ્તુનું સ્વરૂપ તેને વર્ણવી બતાવવામાં આવ્યું હોય, તેનું તેણે જાતે નિરીક્ષણ કરવું જોઈએ તથા તેની આકૃતિઓ કે નકલો તૈયાર કરવી જોઈએ; વર્ગમાં જે શીખવવામાં આવ્યું હોય, તેની તેણે પ્રયોગશાળામાં જઈને ખાતરી કરી લેવી જોઈએ; તથા પોતાના જ્ઞાનને તેણે નિશાળ બહાર કસી જોવું જોઈએ, વગેરે. પરંતુ કામ-શાસ્ત્રની બાબતમાં તો શિક્ષક પ્રત્યક્ષ પ્રયોગના મુદ્દા આગળ જ આવીને એકદમ અટકી જાય છે. તેનો ઇરાદો જ તે બાબતનો પ્રત્યક્ષ પ્રયોગ કરવાની વૃત્તિને ઉત્તેજન આપવાનો હોવાને બદલે રોકવાનો હોય છે. અને ખરો ભય તો એ છે કે, તે ઇચ્છે છે તે કરતાં જલદી, તથા તે નથી ઇચ્છતો તેવા માર્ગે, વિદ્યાર્થી એ ત્રુટિ પૂરી કરી લેશે. ઑક્સિજનના ગુણો કે અન્નની પાચનક્રિયા સમજાવતી વખતે શિક્ષક જેમ 'ઠંડા લોહી' જોડે કામ લેતો હોય છે તેવું અહીં નથી હોતું. અહીં તો તે પ્રત્યક્ષ પ્રયોગ માટે ઊકળી રહેલા લોહી સાથે કામ લેતો હોય છે: તે તો અગ્નિ સાથે ખેલ ખેલતો હોય છે.

શિક્ષકને માટે જે ભય રહેલો છે, તે વિસ્તારથી વર્ણવવાની જરૂર નથી. એક જ મુદ્દો બસ થશે. કામવિકારની બાબતમાં તમે કદી પૂરેપૂરા નિખાલસ નહિ થઈ શકો. પરંતુ આ બાબત એવી છે કે, તમે મનમાં સહેજ પણ ચોરી રાખીને વાત કરો છો એવો જરાક પણ સંશય જુવાનોને આવ્યો—અને એવી ચોરી જુવાનો જલદી પકડી પાડે છે—તેની સાથે જ સારા પરિણામની આશા મારી જાય છે. ધર્મની બાબતમાં પણ એવું જ છે

૩

હવે, કેળવણીએ આ બાબતમાં શું કરવું જોઈએ, તેનો કંઈક વિચાર કરીએ. કામભોગનું રહસ્ય સમજાવતા પહેલાં લોહી નીકળે ત્યાં સુધી યુવક-યુવતીને ચાબુકથી ફટકારવાનો કેટલાક જંગલી લોકોમાં વિધિ છે. તેમાંથી આપણે એક સૂચના અવશ્ય મેળવી શકીએ. હું એમ નથી સૂચવવા માગતો કે, યુવક-યુવતીઓને આ રહસ્ય સમજાવતાં પહેલાં, તેમની ચામડી ચિરાઈ જાય ત્યાં સુધી ફટકારવાં જોઈએ; જોકે, તેનાથી પણ વધુ કારમી પદ્ધતિઓ જગતમાં જાણીતી છે. પરંતુ એ વિધિના ઓછામાં ઓછા-ત્રણ મુદ્દાઓની પાછળ સાચો સિદ્ધાંત રહેલો છે, એમ મને લાગે છે.

સંભોગની ક્રિયાને એક ભારે રહસ્યરૂપ ગણવાનો સિદ્ધાંત સાચો છે, એમ મને લાગે છે. એ વસ્તુ અગમ્ય છે, એ અર્થમાં તે રહસ્યરૂપ નથી; પરંતુ તે રહસ્ય સમજનારમાં ઉચ્ચ કોટીની વીરતા અને બીજો જન્મ પામવાનું દ્વિજત્વ જોઈએ, એ અર્થમાં તે રહસ્યરૂપ છે. ઉપર ઉલ્લેખેલા વિધિમાં સંભોગક્રિયાના રહસ્ય પછી તરત જ મૃત્યુ અથવા અમરતાનું રહસ્ય સમજાવવાની વાત આવે છે. તે રહસ્ય જાણવા ઇચ્છનારમાં જે લાયકાત જોઈએ, તે જ લાયકાત સંભોગક્રિયાનું રહસ્ય સમજનારમાં પણ હોવી જોઈએ. તેથી કરીને જ્યારે એ ક્રિયાનું છેક છેવટની હદ સુધીનું પૃથક્કરણ કરી નાખીને તેને વનસ્પતિના બીજારોપણની જેમ, કે મરઘીનાં ઈંડાંની ઉત્પત્તિની જેમ 'સાદી અને કુદરતી' ક્રિયા તરીકે જુવાનો આગળ રજૂ કરવામાં આવે છે, ત્યારે તેનું સાચું સ્વરૂપ સમજવામાં આવતું જ નથી, અને તેનો દુરુપયોગ જ થાય છે. ઉપરાંત, સંભોગક્રિયા વખતે સ્ત્રીપુરુષ વનસ્પતિ, પક્ષી કે પશુઓની કોટીની ક્રિયા નથી કરતાં, પરંતુ તેમની પ્રેમક્રીડા જુદી જ ભૂમિકા ઉપર ચાલવી જોઈએ, એ વસ્તુની તીખી યાદ ચાબુક વડે દેવરાવવાનો સિદ્ધાંત પણ સાચો છે. કારણ કે, એક મહાન રહસ્ય-તરીકે સંભોગક્રિયાનું સાચું મહત્ત્વ જાળવી રાખીએ, તો જ ઉચ્ચ પ્રકારનાં માનવપ્રાણીઓની ઉત્પત્તિ સિદ્ધ થવાની કાંઈક પણ સંભાવના છે. સોટીના ચમચમાટ વડે તાલીમ નહીં પામેલાં એવાં—નર્યું ભોગસુખ શોધનારાં નિકૃષ્ટ કોટીનાં પ્રાણીઓને સહેલું કામ-વિજ્ઞાન શીખવી દીધાથી તે વસ્તુ નહીં જ સિદ્ધ થાય. મને લાગે છે કે, એ બાબતમાં ભવિષ્યની પ્રજાને પણ કંઈ લેવા-દેવા છે. ઉદ્દંડ સંભોગક્રિયાની આડ-પેદાશ તરીકે ઉત્પન્ન થયેલાં બાળકો પુખ્ત ઉંમરે નિકૃષ્ટ કોટીનાં માત-પિતા જ બની શકે.

આ જાતની વિચારણાથી આપણે કાંઈક સૂચનો જ મેળવી શકીએ છીએ, વિશેષ નહીં. પરંતુ, કેળવણીએ જે માર્ગ અખત્યાર કરવો જોઈએ, તેનું કંઈ વધુ ચોક્કસ નિરૂપણ આપણે કરી શકીએ તેમ છીએ કે નહીં?

મિ. આર્કિન સ્મિથે લખેલી એક નાની ચોપડીમાં* માણસના સ્વભાવ વિષે કેટલાંક વિધાનો કરેલાં છે. કેળવણીના ક્ષેત્રમાં કામ કરનાર દરેક જણે તે વિચારવા જેવાં છે. તેમાંય આપણા પ્રસ્તુત મુદ્દાની બાબતમાં તો

* 'Esquisses de Philosophic Critique.'

વખતના શિક્ષકો અત્યારની જેમ માત્ર પામર–'વેદિયા' નહીં હોય, પરંતુ વહીવટી કામ પણ કરતા હશે અને તેથી જ શિક્ષકો માટે પણ 'મહેતો' શબ્દ વપરાયો હશે.

સંસ્કૃત ભાષામાં 'રાજાનો પ્રધાન' અર્થ માટે 'પ્રધાન' અને 'મહામાત્ર'[1] એમ બે શબ્દો છે. મહામાત્ર–મહામત્ત અને એ દ્વારા 'મહેતો' મુહત્તા વગેરે શબ્દો આવેલા છે.

વ્યુત્પત્તિની શુદ્ધતા માટે બે તત્ત્વો ખાસ ધ્યાનમાં રાખવાનાં છે: અક્ષરસામ્ય અને અર્થસામ્ય. 'મહામાત્ર' દ્વારા 'મહેતો' લાવીએ તો જ એ બંને તત્ત્વો સુઘટિત રહે છે. અને સં. મહત્–મોટો દ્વારા 'મહેતો'ને લાવીએ તો અર્થસામ્યનું તત્ત્વ વિઘટિત થાય છે. સંસ્કૃતભાષામાં 'મહત્'[2] શબ્દનો પ્રયોગ એક પણ સ્થાને 'પ્રધાન – કારભારી' અર્થે હજુ સુધી જણાયો નથી, ફક્ત તેનો 'વિશાળ' અર્થ જ પ્રતીત છે.

'તણું'નું મૂળ સંસ્કૃતમાં વપરાતા પુરાતન, અદ્યતન વગેરે પદો સાથે જોડાયેલા અને સંબંધદ્યોતક 'તન' પ્રત્યય સાથે છે.

કોઈ મહાશય आत्मनः – अत्तनो (ષષ્ઠી)ના 'તન' સાથે તેનો સંબંધ કલ્પે છે તે સર્વથા ભ્રાંત છે. આ ભ્રાંતિ પણ માત્ર 'અક્ષરસામ્ય'ને વળગવાથી થવા પામી છે. 'अत्तनो' પદનું વિશ્લેષણ કરીએ તો જણાશે કે, તેમાં મૂળ 'अत्तन्' પ્રકૃતિ છે અને ષષ્ઠીસૂચક 'ओ' પ્રત્યય છે. આમ હોવાથી 'अत्तन्'ના 'तन्' અંશમાં ષષ્ઠીને દર્શાવવાનું સામર્થ્ય જ ક્યાં છે? એ સામર્થ્ય તો માત્ર 'अत्तन्'ને લાગેલા 'ओ' પ્રત્યયમાં જ છે અને 'ओ' દ્વારા પ્રસ્તુત ષષ્ઠીદર્શક 'तन'ને લવાય જ કેમ? હેમચંદ્રે[3] નિર્દેશેલો 'तन' અને 'पुरातन'નો 'तन' એ બંને સમાનમૂલક અને સમાનાર્થક છે.

'महेताह तणउं – महेता तणुं અને मेता तणुं' આ રીતે ક્રમવિકાસ છે. 'महेताह'નો અંતિમ 'ह' ષષ્ઠીનો સૂચક છે અને વખત જતાં તે પોતાનો સંબંધ અર્થ બતાવવા અસમર્થ થતાં તેને સંબંધસૂચક 'तन' લાગેલો છે: જેમ કે 'अम्हहं तणा'[4] પદમાં 'अम्हहं'નો અંતિમ 'हं' ષષ્ઠીનો પ્રત્યય છે, છતાં તેને સંબંધદર્શક 'तन' ફરી વાર લાગેલો છે. जसुकेरउं પ્રયોગમાં પણ 'जसु'નો 'सु' ષષ્ઠીનો બોધક છે, છતાં તેને સંબંધદર્શક 'केर' ફરી વાર લાગેલો છે.

'महेतातणुं' શબ્દ 'मामेरुं'નું વિશેષણ છે. "मनमुदा कहुं मामेरुं महेतातणुं रे" આ પ્રકારનો વાક્યસંદર્ભ છે. કવિ કહે છે કે, "મહેતાનું મામેરું મનની મોજથી કહું છું."

ઉક્ત સંદર્ભમાં 'કહું' ક્રિયાપદ છે, તેનું કર્મ 'મામેરું' છે, એટલે 'મામેરું' શબ્દ બીજી વિભક્તિમાં છે અને 'महेतातणुं' પદ 'मामेरुं'નું વિશેષણ છે માટે તે પણ બીજી વિભક્તિનું છે. 'तन' પદ જેને લાગેલું હોય તે વિશેષણ જ હોય છે અને તેથી તેનાં વિભક્તિ, વચન અને જાતિ તેના વિશેષ્ય પ્રમાણે જ રહે છે.

तनकम्–तणउं–तणुं એ રીતે 'तणुं'નું ક્રમપરિવર્તન છે. જેમ રાષ્ટ્રીય, રાજકીય, પરકીય, આત્મીય, એતદ્દેશીય વગેરે પદોમાંનો અંતિમ 'ईय' વા 'कीय' સંબંધદર્શક છે અને 'ईय' વા 'कीय' પ્રત્યયવાળાં પદો વિશેષણરૂપ છે, તેમ 'तण' છેડાવાળાં પદો વિષે પણ સમજવાનું છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, જેમ સંસ્કૃત પ્રાકૃત વગેરે ભાષાઓમાં[5] ષષ્ઠીદર્શક એક ખાસ એવો પ્રત્યય છે, જે લાગ્યા પછી થયેલું પદ તદ્દન સ્વતંત્ર રહે છે, પરંતુ તેના વિશેષ્ય પ્રમાણે ફરતું નથી, તેવું લોકભાષામાં નથી. લોકભાષામાં તો 'રાજાનો પુરુષ'માં 'રાજાનો' પ્રથમા વિભક્તિમાં છે પરંતુ તેનો 'નો' સંબંધનો ભાવ બતાવે છે. એ જ પ્રમાણે 'રાજાના પુરુષને જોઉં છું' એમાં 'રાજાના' પદ બીજી વિભક્તિમાં છે. જેમ અહીં 'मामेरुं महेतातणुं'માં 'महेतातणुं' બીજી વિભક્તિમાં છે. એ રીતે 'तण' પ્રત્યયવાળું પદ, સાતે વિભક્તિમાં આવી શકે છે એ ધ્યાનમાં રાખવું. અને વિદ્યાર્થીઓને ભાષાનું વ્યાકરણ શીખવતાં પણ 'तण' વિષે ઉક્ત પ્રકારે સમજાવવું, એ વિશેષ સત્ય છે.

અ૦ બેચરદાસ દોશી

---

૧. "महामात्राः प्रधानानि" — અમરકોશ, ક્ષત્રિયવર્ગ, દ્વિતીય કાંડ, શ્લોક ૫. महामात्राः प्रधानानि द्वे मुख्यानां राजसहायानाम्" અમરકોશ ટીકા. તથા અભિધાનચિંતામણિ ૩, મર્ત્યકાંડ, શ્લો૦૪. ૩૮

૨. "विशालं पृथुलं महत्"— અમરકોશ, તૃતીય કાંડ, –વિશેષ્યનિઘ્નવર્ગ, શ્લો૦ ૬૦. તથા અભિધાનચિંતામણિ ૬, સામાન્યકાંડ, શ્લો૦ ૬૬.

૩. જુઓ ૮–૪–૪૨૨ "संबन्धिनः केर–तणौ."

૪. જુઓ ટિપ્પણ ૩ જું.

૫. रामस्य, हरेः, मतेः, भानोः, पत्युः कर्तुः, वाचः, मधुनः વગેરે બધાં એવાં વિશેષણરૂપ નથી કે જેની જાતિ, વચન અને વિભક્તિ તેના વિશેષ્ય પ્રમાણે બદલાય.

# ગણરાજ્ય કે પ્રજાતંત્રની મૂળશક્તિ

**યુધિષ્ઠિર પૂછે છે:**

"હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! ગણરાજ્યો કેવી રીતે વૃદ્ધિ પામે અને છિન્નભિન્ન ન થઈ જાય, તે વસ્તુ તમે મને કહો. કેવી રીતે વર્તવાથી ગણો પોતાના શત્રુઓને વશ ન થાય તથા નવા નવા મિત્રો પ્રાપ્ત કરે, એ વસ્તુ હું આપની પાસેથી વિગતવાર સાંભળવા ઇચ્છું છું." [૬-૯]

**ભીષ્મ કહે છે:**

"હે ભરતશ્રેષ્ઠ! ગણોમાં શું, કુળોમાં શું કે રાજાઓમાં શું, લોભ અને અસહિષ્ણુતા જ વેરઝેરનું કારણ થઈ પડે છે. એક જણ પહેલાં લોભ કરવા લાગે છે; પછી ટૂંક સમયમાં જ તે અસહિષ્ણુ બની જાય છે. એ રીતે અસહિષ્ણુ બનેલા બે પક્ષો હરકેરાઈ જઈને જાસૂસી, મંત્રણા, લશ્કરી તૈયારી, સામ, દામ, ભેદ તથા જાન-માલનો ભય વગેરે ઉપાયો દ્વારા એકબીજાને તોડી પાડવાનો પ્રયત્ન કરે છે. [૧૦-૨]

"ગણો હંમેશાં સમૂહ-ભાવનાથી જ ટકી રહે છે; તેઓમાં જ્યાં પોતપોતાનું તાકવાની વૃત્તિ ઊભી થઈ કે તેઓમાં ફાટફૂટ પડી જાય છે; ત્યારબાદ એકબીજાથી ભયભીત બની તેઓ દુશ્મનોના હાથમાં જઈને પડે છે. ફાટફૂટ જ ગણોના વિનાશનું કારણ છે; ફાટફૂટથી જ તેઓ શત્રુઓ વડે સહેલાઈથી જિતાઈ જાય છે. માટે ગણોએ તો હંમેશાં સમૂહ-ભાવનાથી જ વર્તવું જોઈએ. [૧૩-૪]

"જ્યાં સુધી તેઓ સમૂહ-ભાવનાથી બળ તથા પૌરુષ દાખવે છે, ત્યાં સુધી તેઓ અર્થપ્રાપ્તિ પણ કરી શકે છે, તથા બીજાઓ પણ તેમની મૈત્રી કરે છે. [૧૫]

"જ્યાં સુધી ગણના લોકો અરસપરસ એકબીજાનું કહેવું ખુલ્લા દિલથી સાંભળે છે, તથા અંગત સ્વાર્થ તાકતા નથી, ત્યાં સુધી તેઓ સર્વ પ્રકારે સુખી થાય છે, તથા જ્ઞાનવૃદ્ધ પુરુષો તેમની પ્રશંસા કરે છે. [૧૬]

"જ્યાં સુધી તેઓ શાસ્ત્ર પ્રમાણે સર્વ વ્યવહારો સ્થાપે છે, તથા તે વ્યવહારો વિષે ચુકાદાઓ આપવા ધર્મિષ્ઠ પુરુષોને મુકરર કરે છે, અને તેમના ચુકાદાઓનું યથાવત્ પાલન કરે છે, ત્યાં સુધી તે ઉત્તમ ગણો વૃદ્ધિ પામે છે. [૧૭]

"જે ગણમાં પુત્રો અને ભાઈઓને પણ શરમ રાખ્યા વિના શિક્ષા કરવામાં આવે છે, તથા તેમને હંમેશાં યથોચિત કેળવણી આપવામાં આવે છે, અને બરોબર કેળવાયા બાદ જ તેમનો સ્વીકાર કરવામાં આવે છે, તે ઉત્તમ ગણો વૃદ્ધિ પામે છે. [૧૮]

"જે ગણો ચાર પુરુષો દ્વારા આંતરબાહ્ય વસ્તુસ્થિતિ જાણવામાં, તે અનુસાર મંત્રણાઓ કરવામાં તથા ખજાનો ભરપૂર રાખવામાં હંમેશાં પ્રયત્નશીલ રહે છે, તે ગણો, હે મહાબાહુ! બધી રીતે વૃદ્ધિ પામે છે. [૧૯]

"જે ગણો ડાહ્યા પુરુષોને, વીર પુરુષોને, ઉત્સાહી પુરુષોને, તથા પોતાનાં કર્મોમાં સ્થિરતાથી પ્રયત્ન કરનારા પુરુષોને હંમેશાં અપ્રમાદીપણે માન આપે છે, તે ગણો વૃદ્ધિ પામે છે. [૨૦]

"કારણ કે, હે રાજા! દ્રવ્યવાન, શૂરવીર, શસ્ત્રજ્ઞ અને શાસ્ત્રજ્ઞ પુરુષો ગમે તેવી વિપત્તિમાં ફસેલા ગણોને પણ બચાવી લે છે. ક્રોધ, ભેદ, ભય, દંડ, કર્ષણ, નિગ્રહ અને વધ એ કારણોથી ગણો તરત વિપત્તિમાં આવી પડે છે. [૨૧-૨]

"માટે હે રાજા! ગણના ડાહ્યા પુરુષોનું ખાસ માન જાળવવું જોઈએ. ગણોનું અસ્તિત્વ જ મોટે ભાગે તેમના ઉપર નિર્ભર છે. [૨૩]

"હે પરંતપ! ગણના હિતને લગતી ખાસ મંત્રણાઓ તથા ચાર પુરુષોથી મળેલી બાતમીઓ ગણના બધા લોકોને સંભળાવવાની જરૂર નથી; મુખ્ય મુખ્ય આગેવાનો જ અંદરોઅંદર મળીને એ બધું વિચારે. [૨૪-૫]

"જે ગણના લોકો એકબીજાથી જુદા જ આપમેળે બધું કરવા જાય છે, તેઓના સર્વ અર્થો નાશ પામે છે, અને સર્વ અનર્થો ઊભા થાય છે. માટે ડાહ્યા પુરુષોએ તરત જ તેમને વારવા જોઈએ. [૨૬-૭]

"કુળના વૃદ્ધ પુરુષો કુળમાં ઊભા થયેલા કલહો પ્રત્યે બેદરકાર રહે, તો ગોત્રનો નાશ થાય છે, અને અંતે આખા ગણમાં પણ ફાટફૂટનું કારણ થઈ પડે છે. [૨૮]

"હે રાજા! આંતરિક ભયથી જ ખરું બચવાનું છે; બહારનો ભય તો કાંઈ વિસાતમાં નથી. કારણ કે આંતરિક ભય તો તરત જ મૂળિયાં છેદી નાખે છે. [૨૯]

"સમાન જાતિ તથા કુળના હોવા છતાં ક્રોધથી, મોહથી, કે સ્વાભાવિક લોભથી જે ગણના લોકો અકસ્માત્ પરસ્પર બોલવાનું છોડી દે છે, તે ગણનો પરાભવ નજીક છે. [૩૦]

"શત્રુઓ ગણોને પોતાના ઉદ્યોગ વડે, બુદ્ધિ વડે, રૂપ વડે કે દ્રવ્ય વડે ભેદી નથી શકતા; પરંતુ ગણના લોકોમાં પોતામાં જ ફાટફૂટ પડે કે લોભ પેદા થાય, તો તેઓ તરત ભેદાઈ જાય છે. માટે ગણરાજ્યના લોકો માટે સમૂહ-ભાવના જ પરમ શરણરૂપ છે. [૩૧-૨]"

**[શાંતિપર્વ, અ૦ ૧૦૭.]**

# વહેવારુ ખગોળ—૮

## નક્ષત્રો

નક્ષત્ર એટલે સ્થિર તારા. સંસ્કૃતમાં તેનો અર્થ 'જે ફરતું નથી તે' એવો થાય છે. પૃથ્વી પોતાની ધરી પર એક દિવસમાં એક આંટો ફરે છે, તેથી આકાશનો દરેક પદાર્થ ઊગતો, આથમતો અને એક દિવસમાં પૃથ્વીની આસપાસ એક આંટો ફરતો દેખાય છે. પણ આવા ફરવાની વાત અહીં નથી. આવા ફરવા ઉપરાંત આકાશના કેટલાક પદાર્થો સ્થિર તારાઓની વચ્ચે થઈને ખસતા માલૂમ પડે છે, તે ફરવાની વાત અહીં છે. સૂર્ય, ખરું કહીએ તો, ફરતો નથી, પણ પૃથ્વી સૂર્યની આસપાસ એક વરસમાં એક આંટો ફરે છે, તેથી સૂર્ય તારાઓમાં થઈને એક વરસમાં એક આંટો ફરતો દેખાય છે, તેથી સૂર્યને નક્ષત્ર ગણવામાં આવતો નથી; અને ચંદ્ર, મંગળ, વગેરે તો ખરેખર ફરે છે જ, તેથી ચંદ્ર, મંગળ, વગેરેને પણ નક્ષત્ર કહેવામાં આવતા નથી. સ્થિર તારો એક હોય, તોપણ તેને નક્ષત્ર કહી શકાય. પણ ઘણીખરી વખત સ્થિર તારાઓના સમુદાયને નક્ષત્ર કહેવામાં આવે છે. નક્ષત્ર શબ્દનો આ વિશાળ અર્થ થયો. પણ ઘણીખરી વાર આ શબ્દ તેના વધારે સાંકડા અર્થમાં વપરાય છે. આ સાંકડા અર્થમાં અશ્વિનીથી રેવતી સુધીના ૨૭ તારા-સમૂહોને નક્ષત્ર કહેવામાં આવે છે.

આ ૨૭ નક્ષત્રો શું છે, તેઓ ૨૭ જ શા માટે છે, તેઓની ગણતરી ક્યાં, ક્યારે અને કેવી રીતે શરૂ થઈ, વગેરે જાણતો બહુ મનોરંજક છે એટલું જ નહિ, પણ તેનો ઇતિહાસ સમજવાથી હિંદુસ્તાનનો છેલ્લાં ૭ સાત હજાર વર્ષનો ઇતિહાસ ઊકલે છે. લોકમાન્ય તિલક મહારાજનાં 'મૃગશીર્ષ' વગેરે પુસ્તકો આનાં દષ્ટાંતો છે. વળી ઘણીયે પૌરાણિક કથાઓ ઐતિહાસિક બનાવો કે કલ્પિત વાર્તાઓ નથી, પણ આકાશના પદાર્થોની અમુક સ્થિતિનાં વર્ણનો છે, એમ પણ આપણને સમજાય છે. પણ આપણે આ ઐતિહાસિક વિષયમાં અહીં નહિ ઊતરીએ; માત્ર આ નક્ષત્રો શું છે અને અત્યારે આપણને તેઓનો શો ઉપયોગ થઈ શકે તેની જ ચર્ચા કરીશું.

ચંદ્ર પૃથ્વીની આસપાસ ૨૭⅓ દિવસમાં એક આંટો ફરે છે, તેથી એક દિવસમાં તે આકાશનો લગભગ ૨૭મો ભાગ તારાઓમાં થઈને કાપતો દેખાય છે. આકાશનો ૨૭મો ભાગ સમજતી વખતે એટલું યાદ રાખવું કે, કોઈ પણ વખતે આપણને આકાશનો જેટલો ભાગ દેખાય છે તે અર્ધું આકાશ છે. આકાશનો જેવો અર્ધગોળ ઘુમ્મટ આપણને કોઈ પણ વખતે દેખાય છે, તેવો બીજો અર્ધગોળ આપણા ક્ષિતિજની નીચે છે એવી કલ્પના કરવાથી જે આખો ગોળ બને છે તેને આખું આકાશ કહેવામાં આવે છે. આ આખા આકાશ ઉપર એક કલ્પિત વર્તુળ દોરવામાં આવ્યું છે, તેને क्रान्तिवृत्त કહે છે. આ વર્તુળની લગભગમાં સૂર્ય, ચંદ્ર અને મંગળ, વગેરે બધા ગ્રહો ફરતા દેખાય છે. ચંદ્ર આ વર્તુળ ૨૭ દિવસમાં પૂરું કરે છે, તેથી તે દરરોજ આ વર્તુળનો ૨૭મો ભાગ ફરે છે. ચંદ્ર દરરોજ આ વર્તુળનો જેટલો ભાગ ફરે છે તેને એક નક્ષત્ર કહે છે, તેથી ચંદ્ર ૨૭ દિવસમાં બધાં નક્ષત્રો ફરી રહે છે.

કેટલીક વખત નક્ષત્રો ૨૭ને બદલે ૨૮ ગણવામાં આવે છે તેનું કારણ હવે સમજાયું હશે. ઉપર કહ્યું છે કે, ચંદ્રને આખું ક્રાંતિવૃત્ત ફરવામાં બરાબર ૨૭ નહિ, પણ ૨૭⅓ દિવસ લાગે છે, તેથી ત્રણ મહિને ૧ દિવસનો ફેર પડે, તેથી જૂના વખતમાં કેટલીક વખત ૨૭ને બદલે ૨૮ નક્ષત્રો ગણવામાં આવતાં હતાં. વધારાનું ૧ નક્ષત્ર અભિજિત ગણાતું હતું. પણ હાલમાં તો નક્ષત્રો ૨૭ જ ગણવામાં આવે છે. તે નીચે પ્રમાણે છે:

૧. અશ્વિની, ૨. ભરણી, ૩. કૃત્તિકા, ૪. રોહિણી, ૫. મૃગશીર્ષ, ૬. આર્દ્રા, ૭. પુનર્વસુ, ૮. પુષ્ય, ૯. આશ્લેષા, ૧૦. મઘા, ૧૧. પૂર્વા ફાલ્ગુની, ૧૨. ઉત્તરા ફાલ્ગુની, ૧૩. હસ્ત, ૧૪. ચિત્રા, ૧૫. સ્વાતિ, ૧૬. વિશાખા, ૧૭. અનુરાધા, ૧૮. જ્યેષ્ઠા, ૧૯. મૂળ, ૨૦. પૂર્વાષાઢા, ૨૧. ઉત્તરાષાઢા, ૨૨. શ્રવણ, ૨૩. ધનિષ્ઠા, ૨૪. શતતારા, ૨૫. પૂર્વા ભાદ્રપદા, ૨૬. ઉત્તરા ભાદ્રપદા, ૨૭. રેવતી.

અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે, ઉપલાં નક્ષત્રોનાં નામો બે અર્થમાં વપરાય છે. એક તો ઉપર કહ્યા પ્રમાણે ક્રાંતિવૃત્તનો ૨૭મો ભાગ, જે અર્થ માત્ર ગણિત માટે છે. આ અર્થમાં બધાં નક્ષત્રો સરખી લંબાઈનાં છે. આને વિભાગાત્મક નક્ષત્રો કહે છે. બીજો અર્થ તે આકાશમાં દેખાતા આ નામના તારાપુંજો. આને તારાત્મક નક્ષત્રો કહે છે. આ નક્ષત્રો (એટલે તારાઓના સમૂહો) સરખી લંબાઈનાં પણ નથી અને સરખે અંતરે આવેલાં પણ નથી. ચિત્રા, સ્વાતિ જેવાં કેટલાંક નક્ષત્રોમાં એકેક જ તારો છે, ત્યારે રેવતી જેવાં કેટલાંક નક્ષત્રોમાં બહુ તારા છે. જે વિભાગ (વિભાગાત્મક નક્ષત્ર)ની પાસે જે તારાપુંજ આવ્યો તે તારાપુંજ પરથી તે વિભાગનું નામ પાડવામાં આવ્યું છે. જેમ રેલવે સ્ટેશનોનાં નામ તેની નજીકના ગામ પરથી પાડવામાં આવે છે તેના જેવું જ આ છે. આ સત્તાવીસેય નક્ષત્રોને ઓળખનાર પાસેથી તે ઓળખી લેવાં, અને તેમ ન બને તો પછી લેખ ૧લામાં જણાવ્યા પ્રમાણે 'આકાશદર્શન' કે 'જ્યોતિર્વિલાસ' પુસ્તકની મદદથી તે ઓળખી લેવાં.

પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં એક આંટો ફરે છે, તેથી આ ૨૭ નક્ષત્રો ૨૪ કલાકમાં વારાફરતી એક પછી એક ઊગે છે, યામ્યોત્તર વૃત્ત પર આવે છે અને આથમે છે. યામ્યોત્તર વૃત્ત એટલે ક્ષિતિજ પરનું ઉત્તર દિશાનું બિંદુ, ધ્રુવનો તારો, ખસ્વસ્તિક (આપણા માથા પરનું બિંદુ) અને ક્ષિતિજ પરનું દક્ષિણ દિશાનું બિંદુ—આ ચાર બિંદુમાંથી પસાર થતું અર્ધવર્તુળ, એમ અગાઉ આવી ગયું છે. આ ઉપરથી જણાય છે કે ઊગવા, યામ્યોત્તર થવા કે આથમવા માટે એક નક્ષત્રને લગભગ એક કલાક લાગે છે.

આપણા મહિનાઓનાં નામ એવી રીતે પાડવામાં આવ્યાં છે કે જે મહિનાની પૂનમે કૃત્તિકામાં ચંદ્ર હોય તે કાર્તિક, મૃગશીર્ષમાં હોય તે માર્ગશીર્ષ, પુષ્યમાં હોય તે પોષ, મઘામાં હોય તે માઘ, ઉત્તરા ફાલ્ગુનીમાં હોય તે ફાલ્ગુન, ચિત્રામાં હોય તે ચૈત્ર, વિશાખામાં હોય તે વૈશાખ, જ્યેષ્ઠામાં હોય તે જ્યેષ્ઠ, પૂર્વાષાઢામાં હોય તે આષાઢ, શ્રવણમાં હોય તે શ્રાવણ, પૂર્વા ભાદ્રપદામાં હોય તે ભાદ્રપદ અને અશ્વિનીમાં હોય તે આશ્વિન.

આપણું પંચાંગ આકાશની બાબતમાં એટલું શાસ્ત્રીય છે કે, અમુક માસની અમુક તિથિનો અમુક સમય આપણને જણાવવામાં આવ્યો હોય, તો તેટલા પરથી જ તે સમયનો આકાશનો નકશો આપણે દોરી શકીએ, એટલે તે સમયે કયું નક્ષત્ર ઊગતું હશે, કયું આથમતું હશે, કયું યામ્યોત્તર પર હશે, તે આપણે કહી શકીએ. અને ૨૭ નક્ષત્રોના સંબંધમાં બીજા તારાઓ ક્યાં ક્યાં આવ્યા છે તે પણ જો આપણે જાણતા હોઈએ, તો તે સમયનો આખા આકાશનો નકશો આપણે દોરી શકીએ. આવી કોઈ વ્યવસ્થા યુરોપના પંચાંગમાં નથી. વળી અમુક માસની અમુક તિથિએ આકાશના દેખાવ પરથી તે વખતે કેટલા વાગ્યા હશે એ પણ આપણે કહી શકીએ. આ બંને પ્રકારના હિસાબો સૂક્ષ્મ રીતે ખરા નથી, પણ લગભગ ખરા છે. છતાં એકાદ કલાક કરતાં કે એકાદ નક્ષત્ર કરતાં વધારે ફરક સામાન્ય રીતે તેમાં આવતો નથી.

ઉદા૦ ૧લું: સં. ૧૯૯૬ના જેઠ વદ ૧૩ની રાતના સ્ટેન્ડર્ડ ૧૦ વાગ્યે દ્વારકામાં આકાશનો દેખાવ કેવો હશે?

જેઠ મહિનાની પૂનમે ચંદ્ર જ્યેષ્ઠા નક્ષત્રમાં હોય છે. તેથી વદ તેરશે જ્યેષ્ઠાથી તેરમા નક્ષત્રમાં એટલે રોહિણી નક્ષત્રમાં ચંદ્ર હશે. ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે, વદ તેરશની રાતે ૧૩ × ૨ = ૨૬ ઘડી = ૧૦ ક. ૨૪ મિ. સૂર્યાસ્ત પછી વીતશે ત્યારે ચંદ્ર ઊગશે. આ દિવસે તારીખ ૩૦ જુલાઈ છે અને આ તારીખે દ્વારકામાં સૂર્યાસ્ત ૧૯ ક. ૪૨ મિ. છે, એમ ૬ઠ્ઠા લેખમાં જણાવ્યું છે. તેથી ૧૯ ક. ૪૨ મિ. પછી ૧૦ ક. ૨૪ મિ. એટલે ૩૦ ક. ૬ મિ. એટલે ૬ ક. ૬ મિ. સવારને વખતે ચંદ્ર ઊગશે અને ચંદ્ર રોહિણીમાં હોવાથી રોહિણી પણ તે જ વખતે ઊગશે. રાતના ૧૦ વાગ્યાનો સમય તે સવારના ૬ વાગ્યાની પહેલાં ૮ કલાકે છે. ૨૪ કલાકમાં ૨૭ નક્ષત્રને હિસાબે ૮ કલાકમાં ૯ નક્ષત્ર ઊગે, તેથી રાતના ૧૦ વાગ્યે રોહિણીની પહેલાંનું ૯ મું નક્ષત્ર એટલે શ્રવણ ઊગતું હશે, તેનાથી ૧૪ મું એટલે આશ્લેષા આથમતું હશે અને શ્રવણથી ૭ મું એટલે

ભરણી યામ્યોત્તર વૃત્ત ઉપર હશે, એટલે ધ્રુવના તારાની સામે જોઈને મોંને ઊંચું કરવાથી ભરણી દેખાશે.

ઉદા૦ ૨૩મું: સં. ૧૯૯૬ ના જેઠ વદી ૧૩ ની રાતે દ્વારકામાં ધ્રુવના તારાની સામે જોઈને મોં ઊંચું કરવાથી ભરણી નક્ષત્ર દેખાયું, તો તે વખતે કેટલા વાગ્યા હશે?

આ ઉદાહરણ ૧ લા કરતાં ઊલટું છે. ભરણી યામ્યોત્તર પર છે તેથી તેની પહેલાંનું ૭ મું એટલે શ્રવણ ઊગે છે. ચંદ્ર રોહિણીમાં છે, તેથી ચંદ્રની સાથે રોહિણી સવારના ૬ વાગ્યે ઊગશે. શ્રવણ એ રોહિણીની પહેલાં ૯મું નક્ષત્ર છે અને ૨૭ નક્ષત્રના ૨૪ કલાકને હિસાબે ૯ નક્ષત્ર ઊગતાં ૮ કલાક લાગે, તેથી સવારના ૬ વાગ્યાની પહેલાં ૮ કલાક એટલે રાતના ૧૦ વાગ્યાનો સમય છે.

હરિહર ભટ્ટ

# ખડા રહો કરી અફર નિરધાર

[પાપનો પ્રતિકાર]

ખડા રહો કરી અફર નિરધાર,
ભરી ઉર શાંતિ-પ્રેમ અપાર;
ઊભું વન અભંગ ગાઢ ગભીર,
નીરવ, ત્યમ ઊભા રહો થઈ ધીર:
સ્થિર અદબ-ભર છાતી ને વળી અડગ નજર-ભરી આંખ,
અજિત જંગનાં અચૂક અસ્ત્ર એ ધરી રહી વણ ઝાંખ,
ખડા રહો કરી અફર નિરધાર,
ભરી ઉર શાંતિ-પ્રેમ અપાર.

પછી ભલે દોડાવે ઘોડા, જાલિમ તમ પર ક્રૂર,
હિંમત કરીને ચગદે તમને, વહે લોહીનાં પૂર:
ફડ ફડ ચાબુકને ફટકારે,
દડ દડ લોહી ખંજરધારે,
હાથ, અંગ, પગ વાઢે કાપે,
ત્રાસ ભલે મનગમતો આપે;
છતાં પણ શાંત અતૂટ અપાર,
ઊભા રહો કરી અફર નિરધાર.

દૃઢ અને સ્થિર દૃષ્ટિ ધારી,
અડગ અદબ છાતી પર વાળી,
ભય નહિવત્ થી,
એથીયે ઓછા અચરતથી,
કતલચર જાલિમ સામી સૌ રાખો દૃષ્ટિ પ્રશાંત,
ક્રોધ ઝનૂન મરી જઈ તેનું, જ્યાં લગી થાય ન શાંત:

ખડા રહો કરી અફર નિરધાર,
ધરી ઉર શાંતિ-પ્રેમ અપાર.
ભોંઠપથી ભૂમિ ખોતરતે,
ભારે પગલે તે પરવરશે—
પાછો હઠશે,
આવ્યો ત્યાં તે પાછો ફરશે.
મોઢે તેને તપેલ રાતે શરમ શેરડે, બોલ
બોલી ઊઠશે, જુલ્મે રેડ્યું આવી રક્ત અબોલ:
ખડા રહો કરી અફર નિરધાર,
ભરી ઉર શાંતિ-પ્રેમ અપાર.

નિદ્રાને ખંખેરી નાંખી,
અસંખ્ય થઈ બળ અજેય રાખી,
સિંહ ઊઠે જ્યમ,
ઊભા થાઓ સૌ સબળ તમે ત્યમ:
તમે અનેક છો,
જુલ્મી થોડા, જુલ્મ એકલો:
ઊઠો, બંધન-બેડી તોડો, ખંખેરી દો વીર,
નીંદરતે તન ઝાકળ બાઝી જ્યમ ખંખેરો ધીર:
ખડા રહો કરી અફર નિરધાર,
ભરી ઉર શાંતિ-પ્રેમ અપાર. *

પોપટલાલ પુ૦ શાહ

* કવિવર શેલીના 'Mask of Anarchy' નામક, શ્રી. રાધાકૃષ્ણનના 'મહાત્મા ગાંધી'માં આપેલા (પા૦ ૧૩૬) કાવ્યનો અનુવાદ.

# પ્રાચીન ઈજિપ્તનો સદાચાર

ઇજિપ્તમાં પ્રાચીન કાળમાં માણસે પાળવાના સદાચારની એક વર્ગીકૃત યાદી તૈયાર કરવામાં આવેલી હતી. તેમાં સાત વર્ગો પાડી દરેકને લગતા પાંચ પાંચ નિયમો દર્શાવવામાં આવેલા હતા. એમાંનો એક નિયમ આજે આપણને મળતો નથી. બાકીના ૩૪ નિયમો વર્ગવાર નીચે ઉતાર્યા છે.

જ્યારે કોઈ રાજા કે સરદારનું અવસાન થતું ત્યારે તેને કબરમાં દાટવામાં આવતો હતો. એવી પ્રાચીન કબરો હમણાં જ્યારે ખોલવામાં આવી ત્યારે તેની ભીંતો ઉપરથી આવા અનેક લેખો મળી આવ્યા છે. એ ઉપરથી લાગે છે કે મરનાર માણસ, પોતે કોઈ અઘટિત કર્મ કર્યાં નથી, એવું નિવેદન ઈશ્વર આગળ કરતો હશે અને આ લખાણ પણ એનો જ એક ભાગ હશે.

આ નિયમો આમ પાંચ પાંચના ઝૂમખામાં રચેલા છે, એનો હેતુ યાદ રાખવામાં મદદ થાય એવી યોજના સાધવાનો હશે. પાંચ સુધીની સંખ્યા આંગળીને વેઢે પણ ગણી શકાય. શાળામાં બાળકોને આ નિયમો શીખવાતા હશે એવું પણ ઇતિહાસકારો માને છે.

### क સામાન્ય ચારિત્ર્ય

૧. મેં કોઈ માણસને નુકસાન કર્યું નથી.
૨. ઢોરોને દુઃખ દીધું નથી.
૩. ન્યાયને સ્થાને પાપ આચર્યું નથી.
૪. દુષ્ટતા જાણી કે આચરી નથી.
૫. મેં કદી મારી ફરજનું ઉલ્લંઘન કર્યું નથી.

### ख સદ્વ્યવહાર

૧. (કુટુંબના) વડીલ સમક્ષ ફરિયાદ જાય એવું મેં કર્યું નથી.

૨. ઈશ્વરને શાપ દીધા નથી.

૩. કોઈને દુઃખ દીધું નથી, કોઈને ગરીબ બનાવ્યા નથી.

૪. ઈશ્વરને ન ગમે એવું કંઈ કર્યું નથી.

૫. પોતાના શેઠની વાત કાને ન ધરે એવું નોકરને સમજાવ્યું નથી.

### ग અહિંસા

૧. કોઈને માંદા પાડચા નથી.
૨. રડાવ્યા નથી.
૩. મારી નાખ્યા નથી.
૪. મારવાની આજ્ઞા આપી નથી.
૫. કોઈને લૂંટયા નથી.

### घ ધાર્મિક આચાર

૧. મંદિરમાં ધરાવાતું અન્ન ઓછું કર્યું નથી.
૨. દેવનો પ્રસાદ લૂંટયો નથી.
૩. મૃતનું અન્ન ઉપાડી ગયો નથી.
૪. ગ્રામ દેવતાના મંદિરમાં વ્યભિચાર કર્યો નથી.
૫. ,, ,, મારી દેહને અપવિત્ર કરી નથી.

### च વેપારમાં પ્રમાણિકતા

૧. મેં અનાજનું માપ નાનું કર્યું નથી.
૨. બીજી વસ્તુઓ ઓછી આપી નથી.
૩. ખેતરની માપણીમાં છેતરપિંડી કરી નથી.
૪. કાટલાં ખોટાં કર્યાં નથી.
૫. ત્રાજવાં ખોટાં રાખી કોઈને છેતર્યાં નથી.

### छ હકની રક્ષા

૧. બાળકના મોંમાંથી દૂધ ઝૂંટવી લીધું નથી.

૨. ગોચરમાંથી ઢોરોને હાંકી કાઢયાં નથી.

૩. મંદિરની જમીન ઉપર પંખીને જાળમાં પકડયાં નથી.

૪. મંદિરના તળાવમાંથી માછલાં પકડયાં નથી.

### ज વ્યવહારમાં અટકાયત ન કરવી

૧. મેં ઋતુમાં પાણી પાછાં વાળ્યાં નથી; વહેતાં પાણીને બંધ બાંધી રોકયાં નથી.

૨. શ્વાસ લેવા ઉપર આવેલા હિપોપોટેમસને માર્યું નથી.

૩. આહારના વિધિનિષેધોનું ઉલ્લંઘન કર્યું નથી.

૪. ઢોરોને કે પવિત્ર પ્રાણીઓને હાંકી કાઢયાં નથી.

૫. ઈશ્વરના પ્રાકટયને રોકયું નથી.

ન૦

# પગાર અને સેવા

અસહકાર-યુગમાં જે રીતની સેવાપદ્ધતિ ચાલી તે પરથી એક એવો ખ્યાલ બંધાયો છે કે, સેવા કરે તે પગાર ન લે. 'સેવાભાવી'નો અર્થ જ એવો થવા લાગ્યો છે કે, પગાર લીધા વગર કામ કરનારો! પગાર ન લેનાર કાંઈક મુક્ત રહીને કામ કરી શકે છે, બેજવાબદાર પણ બની શકે છે; તે પગાર નથી લેતો તેથી તેને ટોકી ન શકાય એમ પણ કદાચ ઉપરીઓને લાગે છે. આ વસ્તુસ્થિતિ તો સેવાભાવની નથી જ એમ કહેતાં કશી વાર ન લાગવી જોઈએ. છતાં જાહેર જીવનમાં આવા આવા આડા ભાવો નીપજવા પામ્યા છે, એ તો સૌ સમાજસેવકો કબૂલ કરશે. એ ત્યાજ્ય છે એમાં કાંઈ સંદેહ નથી.

અસહકાર-યુગની શરૂ શરૂમાં એક વાર ગાંધીજીએ લખેલું યાદ આવે છે કે, સેવકે પેટ પૂરતી સેવકાઈ લેવી એ યોગ્ય જ છે એમ નહિ, એ તેણે લેવી જોઈએ, અને સરદાર વલ્લભભાઈ પણ એમ કરે તેમાં કશું ખોટું નથી. વાત એમ છે કે, સેવા અસેવાનો સંબંધ પગાર કે મહેનતાણા સાથે નથી, ન હોવો જોઈએ. સરકારની પગાર-નીતિ ભ્રષ્ટ હોવાથી જ આ અનિષ્ટ સંબંધ લોકોના મનમાં બંધાયો છે એમ લાગે છે. સરકારી ધોરણમાં પગારને પ્રતિષ્ઠા જોડે સાંધી આપ્યો છે; પગારની મર્યાદા જ નથી રાખી; દેશની આર્થિક સ્થિતિ જોતાં જેને ખરેખર લૂંટ જ કહેવાય એવડા મોટા પગારો અપાય છે. એને લઈને સરકારી નોકરોનું દૃષ્ટિબિંદુ પણ સેવકનું ન રહેતાં પગારખાઉનું અનાયાસે બની જાય છે; તેઓ કહેવાય છે તો (સિવિલ સર્વન્ટ) પ્રજા-સેવકો, પરંતુ પોતાને માને છે પ્રજાની પર અમલ કરનારાઓ; પ્રજાસેવકોથી તેઓ પોતાને ભિન્ન માને છે. આ અનિષ્ટ અને નીતિઘાતક પરિણામ આવવાનું કારણ એક જ છે અને તે એ કે, આપણું રાજતંત્ર પ્રજાસત્તાક નથી, તે નોકરશાહી છે. અને તેમાંથી ઉપરનું માનસ સહેજે કેળવાયું છે.

હવે જ્યારે પ્રજાસત્તાક રાજ્યપ્રથા આપણે કેળવવા લાગ્યા છીએ, ત્યારે આ વિચારો ધરમૂળથી બદલાવા જોઈએ. સેવકને તેની સેવકાઈનો—પગારનો અધિકાર છે. પગાર લેવા છતાં તેણે સેવક બનવાનું છે. એટલે કે, તે પોતાના કાર્યમાં સેવા રહેલી છે તે સમજે; પોતે એક ફરજ સમજીને પોતાની નોકરી કરે; તે કામચોર કે વખતચોર ન બને; પ્રામાણિક ભાવે અને નેક નીયત રાખીને પોતાને સોંપેલું કામ કરે; પોતાની નોકરીના કાર્ય દ્વારા તે પોતાની જીવનશક્તિ અને સાધનાબળ ખીલવે. તે તો ત્યારે જ બને કે જ્યારે પોતાના કાર્યમાં સેવક રસ રેડે, ઉમંગ બતાવે—તેમાં એની કર્તવ્યબુદ્ધિ હોય. સેવકો જો આ મનોદશાવાળા બને તો તેથી કાંઈ જ તે ખોતા નથી, બલ્કે મેળવે છે. તેમનો પગાર તેથી ઓછો નહિ થાય; પણ ઉપરાંતમાં તેમને જીવનમાં રસ પડશે. સરકારી કામો પર રખાતા નિરીક્ષણનું ખર્ચ પણ ઘટશે નહિ? અને લાંચરુશવત? મજૂર પર મુકાદમ રાખવો પડે એવી સ્થિતિ આજે તો ઘણાં સરકારી ખાતાંમાં જોવામાં આવે છે. આનું કારણ એક જ છે અને તે એ કે, નોકરો પોતાની સેવાવૃત્તિ નથી જાળવતા; તેમને વિષે કામચોરી અને વખતચોરીની બીક રખાઈ છે. સેવાવૃત્તિ ગરીબીને વરેલા આ યુગના પ્રજાસેવકોની જ માલિકીની નથી. તેઓની એ વૃત્તિ તો ત્યાગવૃત્તિ ગણાય. તેવી ત્યાગબુદ્ધિ ન હોવા છતાં સેવાવૃત્તિ હોઈ શકે છે. અને તેનાં મુખ્ય લક્ષણ છે કર્તવ્યપરાયણતા, પ્રામાણિકતા, સત્યનિષ્ઠા અને નમ્રતા. આ ગુણો કોઈ રીતે પગારના વિરોધી નથી. પગાર અને સેવા વચ્ચે કશો વિરોધ ન હોવો જોઈએ. આજ જે જોવામાં કે બનાવવામાં આવે છે તે આપણા દેશની ખાસ પરિસ્થિતિ જ છે, અને એ પરિસ્થિતિ સુધારવી ઘટે છે.

મગનભાઈ દેસાઈ

ક્રાંતિ તો આપણે ત્યાં આવી ગઈ છે. ભારતવર્ષમાં છેલ્લાં ત્રણ હજાર વર્ષમાં ન થયેલી એવી ક્રાંતિ થવાની છે. પણ તે કોને હાથે? ક્રાંતિ ક્રાંતિ કહે છે તેમને હાથે? કોણ જાણે. સૂર્યોદય પહેલાં ઘણા મરઘાઓ અવાજ કરે છે, પણ સૂર્યોદયના સ્વાગત માટે સવેળા ઊપડે છે ફક્ત ચંડોળ પક્ષીઓ જ. અને ચંડોળ પક્ષીઓ ગગનમાં ઊંચે ગયા વગર બોલતાં નથી.

- काका कालेलकर

# ખેડૂત ઋણ રાહતનો કાયદો

૨

ડાહ્યાભાઈ—ભાઈ, પેલી દેવાના કાયદાની વાત હવે આગળ સમજાવશો?

ચૂનીભાઈ—જરૂર. આપણે કાયદાનું બહારનું રૂપ તો સમજી ગયા. હવે તેની મુખ્ય વાત પર આવીએ. આ બહુ ઝીણવટવાળી વાત છે. છતાં તેની આછી રૂપરેખા તો સમજવી જોઈએ. પતાવટ બોર્ડ કેવી રીતે તપાસ કરશે તે તમને પહેલું કહું.

લેણદેવડની શરૂઆતથી જ બધી તપાસ કરવી જોઈએ એ તો ઉઘાડું છે. પણ એમાં એક મર્યાદા મૂકી છે કે, ૨૦ વર્ષથી વધુ જૂની લેવડદેવડ હોય તેવા કેસમાં, વીસ વર્ષ પહેલાં જે લેણદાર દેણદારે હિસાબ ચોખ્ખો કર્યો હોય અને એની પર બેઉની સહીઓ હોય, તો તે હિસાબ પાકો ગણીને ત્યાંથી આગળ તપાસ કરવી.

ડા૦—આ મર્યાદા રાખવાથી થોડીક તપાસ ઓછી થાય ખરી. છતાં અમારા ખેડૂતોની લેવડદેવડ જ ભારે ગંઝટિયા વહેવાર છે. એમાં જો વાજબી તોડ કઢાય તો જ અમને તો ફાયદો થાય.

ચૂ૦—બરોબર છે. તેથી તો કાયદો ઝીણી ઝીણી વાતોમાંથી એકે છોડી નથી દેતો. જુઓ, હિસાબ તપાસવામાં:

૧. મુદ્દલ અને વ્યાજનો હિસાબ જુદો લેવાશે.

૨. શાહુકારે કંઈ રોકડ રકમ કે સામાન આપ્યાં હશે તે મુદ્દલ ખાતે ઉધારવામાં આવશે.

૩. દેવાદારે હુકમનામા પેટે આપવાને કબૂલ કરેલી કોઈ રકમથી વધુ રકમ મુદ્દલ ખાતે ઉધારવામાં આવશે નહિ.

૪. ચઢી ગયેલું વ્યાજ મુદ્દલ ખાતે ઉધારાશે નહિ.

આ તો સામાન્ય લાગુ પડતી વાતો થઈ. તે ઉપરાંત એક બાબત છે તે હવે કહું.

૧૯૩૧ના જાનેવારીની ૧લી પહેલાંની અને ત્યાર પછીની લેવડદેવડો, એમ બે તફા પાડવામાં આવશે. ૧૯૩૧ની ૧લી તારીખ અગાઉની લેવડદેવડની ઉપર પ્રમાણે તપાસ કરી તે ઉપર વધારેમાં વધારે ૧૨ ટકા વ્યાજ ગણાશે. જો વ્યાજ બાબત ઓછા ટકાનો કરાર હશે તો તે ગણાશે. આ પ્રમાણે તા. ૧લી જાનેવારી, ૧૯૩૧, ને દિવસે વ્યાજ અને મુદ્દલનો જે હિસાબ નીકળશે, તે દરેકમાંથી ૪૦ ટકા કપાત કરવામાં આવશે. જો લેવડદેવડ ૧૯૩૦ના જાનેવારીની ૧લીથી શરૂ થતી હોય, તો કપાતના ટકા ૪૦ નહિ, ૩૦ ગણવામાં આવશે. આમાં કોઈ કોરટનું હુકમનામું આડે નહિ આવી શકે.

૧૯૩૧માં આમ નક્કી કરેલી મુદ્દલની રકમ પ્રમાણે, પતાવટની અરજીની તારીખ સુધી તે પેટે ૯ ટકા કે ઓછાનો કરાર હોય તો ઓછા ટકા વ્યાજ ગણાશે.

ડા૦—આ તો સારી વાત થઈ. ૧૯૩૦ પહેલાં ભાવતાલના ફરકની કસર આથી મટી જશે. હવે ૧૯૩૧ પછીનાં લેણાં માટે કહો.

ચૂ૦—૧૯૩૧ના જાનેવારીની ૧લીથી કે ત્યાર પછી શરૂ થતી લેવડદેવડને તપાસીને તેની પર વધારેમાં વધારે નવ ટકા વ્યાજ ગણાશે. કરાર જો ઓછા ટકાનો હશે તો તે ગણાશે.

એ પણ ચોખવટ કરવામાં આવી છે કે, વ્યાજ બધે સાદું જ ગણવું. અને ગણતરી કરતાં જો મુદ્દલ કરતાં વ્યાજ વધી જાય, તો

દેવા તરીકે દામદુપટ જ ગણાય. વધારેની વ્યાજની રકમ રદ થાય.

જ્યાં મિલકત ગીરો મૂકેલી હશે ત્યાં તેમાંથી કેટલો નફો મળ્યો છે તે જો બોર્ડ નક્કી કરી ન શકે તો તેનું યોગ્ય ભાડું આકારી તે રકમ નફા તરીકે ગણશે.

જે વર્ષે સરકારે જમીન-મહેસૂલમાં કાયદા પ્રમાણે છૂટછાટ આપી હશે, તે વર્ષના હિસાબ નક્કી કરતી વખતે ભાડામાં છૂટછાટ મજરે ગણવામાં આવશે.

ડા૦—આ તો સારો ફોડ પાડીને ઘડયું છે. પણ ચૂનીભાઈ, ગીરો આપ્યા છતાં વેચાણ કરાવી લીધું હોય તો?

ચૂ૦—હા, એની તમે ખાતરી કરી આપો તો ઋણ-પતાવટ બોર્ડ તેને ગીરો જ ગણશે. પણ ૧૯૨૭ના જાનેવારીની ૧લી પહેલાં થયેલાં વેચાણ કે ગીરો વગેરેને આ નહિ લાગુ પડે. અથવા કોર્ટે કોઈ ખતને વિષે વેચાણખત તરીકે હુકમનામું કર્યું હોય, તેને પણ આ કલમ નહીં લાગુ પડે. અથવા તા. ૧૫-૨-૧૯૩૯ સુધીમાં જો કોઈ ત્રાહિતે વેચાણ કરી લીધું હશે, તો તેને પણ આ કલમ નહીં લાગે.

ડા૦—એ તો બરાબર. કોર્ટે નક્કી કર્યું પછી એ ખરું માનીને જ બોર્ડ ચાલશેને?

ચૂ૦—કોર્ટે કોઈ દેવાની રકમ ને વ્યાજ બાબત હુકમનામું કર્યું હોય તો તે રકમનો આંકડો પણ માની લેવો એમ કહ્યું છે. માત્ર વ્યાજના ટકા, કપાત ટકા વગેરે મેં શરૂમાં કહ્યું એમ જ ગણાશે. એ રકમને અંગે ફરી તપાસ કરવાની જરૂર નહિ ગણાય.

ડા૦—તપાસમાં કોઈ લેણદાર પોતાના હિતવિરુદ્ધનાં કાગળિયાં દબાવી રાખે તો?

ચૂ૦—બોર્ડને ખરેખર જો એમ લાગે કે, લેણદાર પાસે કાગળો છે પણ નથી બતાવતો, તો બોર્ડ એમ જ માનીને ચાલશે કે, જાણે એ કાગળો લેણદારની સામે જ પડનારા છે.

ડા૦—તો તો ન દેખાડવામાં ફાયદો નથી. તપાસ વખતે વકીલ રાખવાનો તો ખરોને?

ચૂ૦—ના; વકીલનું ખર્ચ શું કામ? કાયદો સાફ કહે છે કે, લેણદાર કે દેણદાર કોઈનો વકીલ આવી નહિ શકે. એક અપવાદ રાખ્યો છે: બોર્ડને તપાસમાં એમ લાગે કે, કોઈ પક્ષ પોતાની વાત બરોબર રજૂ નથી કરી શકતો, અને બરોબર ન્યાય તોળવા માટે તેને વકીલ રાખવા દેવો જોઈએ, તો તેને ખર્ચે વકીલ રોકવાને બોર્ડ રજા આપશે. સામાન્ય કાયદામાં સ્ત્રીને પોતાના અવેજી મારફત હાજર રહેવાની છૂટ છે, તે અહીં પણ રહેશે.

ડા૦—આ તો બહુ સારી વાત થઈ. હવે દેવું આપવાનું નક્કી કરવાની વાત કરો.

ચૂ૦—પહેલી વાત તો એ ઠરાવવાની હોય કે, દેણદારની મિલકત કેટલી છે. આ આંકડો ઠરાવવામાં સામાન્ય કોર્ટના હુકમનામાની બજવણીમાં જે જે બાકાત રખાય છે તે બધું આ આંકડામાંથી પણ બાકાત રખાશે.

બીજું, સરકારી દેવા પેટે કે ચાલુ વર્ષના મહેસૂલ પેટે કાયદેસર જે સ્થાવર મિલકત પર તેનો હક ગણાય છે, તેની કિંમત પણ મિલકતના કુલ આંકડાની ગણતરીમાંથી બાદ થશે.

ઉપરાંત, તા. ૧-૧-૧૯૩૯ પછી ખેતી-ખર્ચને સારુ જે દેવું કર્યું હોય તેની રકમ પણ કુલ મિલકતમાંથી બાદ કરાશે.

ત્યાર પછી જે રકમ રહે તે પરથી એ દેણદારની ચૂકવવાની શક્તિનું માપ મળી રહેશે. મિલકતની કિંમત ઠરાવવા માટે સરકાર બજારભાવ વગેરેનો વિચાર કરીને ધારાધોરણ નક્કી કરી આપશે.

ડા૦—એ તો ઠીક. પણ જો મિલકત જ દેવાથી ઓછી ઊતરે તો શું?

ચૂ૦—એ તો બનવાનું જ. એનો તોડ જો ન હોય તો કાયદો શા કામનો? કાયદા પ્રમાણે ગણતાં જે મિલકત આવે તેના પ્રમાણમાં ઋણ-પતાવટ બોર્ડ બધાં દેવાંની રકમ ઓછી આકારી દેશે. મિલકતની કિંમત ગણ્યા પછી, ચૂકવવા બાબત નિયમ એ છે કે, દેવાદારની સ્થાવર મિલકતના ૮૦ ટકા જેટલું દેવું ભરવાની તેની શક્તિ ગણાશે. સ્થાવર મિલકત ઉપરાંત બીજી મિલકતમાંથી આવક થતી હોય તો તેની કિંમત, અગર તેની કિંમત ન ગણી શકાય તો તેની આવક પરથી તે મિલકતનું છ. ટકા વ્યાજ ગણતાં જે મુદ્દલ થાય તે રકમ ગણાશે.

ડા૦—હુકમનામાંના દેવામાં ઘટાડો કરવા બાબત કાયદામાં કંઈ જોગવાઈ કરવામાં આવી છે?

ચૂ૦—હા, હુકમનામાનું દેવું હોય છતાં પણ તેમાંય દેવું આપવાની શક્તિ પ્રમાણે ઘટાડો કરવામાં આવશે.

કેટલાક દેવાદાર એવા છે કે દેવું ન આપવું પડે તે માટે પોતાની મિલકત બીજા ઉપર ચઢાવી દે છે અગર લેણદારને હરાવવા અગર પજવવા ભારણ કરે છે. જો દેવાદારે સાચે જ એમ કર્યું હશે તો તેવા કરાર રદ કરવામાં આવશે.

ડા૦—હવે કોને ક્યારે દેવું ચૂકવવું અને કેવી રીતે તે સમજાવો.

ચૂ૦—બોર્ડ પોતાનો ચુકાદો આપશે તેમાં જ આ બધી હકીકત ચોખ્ખી કરશે. મિલકતની આકારણી, દેવાની રકમ, પ્રકાર વગેરે બધાનો એમાં ફોડ અપાશે. અને પહેલું દેવું કોને આપવું તેનો ક્રમ સરકારે આમ નક્કી કર્યો છે: (૧) સરકારી દેવું, (૨) લોકલ બોર્ડનું દેવું, (૩) કાયદો અમલમાં આવ્યા પછી પાક તૈયાર કરવા લોન આપી હોય તે દેવું, (૪) ૧૯૩૯ના જાન્યુઆરીની પહેલી પછી પાક તૈયાર કરવા રકમ આપવામાં આવી હોય તો તે, (૫) સધ્ધર દેવું, (૬) જે લેણું મુલતવી રહેલા જમીન મહેસૂલ માફક વસૂલ કરવાનું હોય તે, (૭) સહકારી મંડળીનું દેવું, (૮) સધ્ધર નહિ એવું દેવું.

ઉપરાંત, કેટલા હપતાથી દેવું વસૂલ કરવું તેય નક્કી કરવામાં આવશે. વધારેમાં વધારે ૨૫ હપતા કરી શકાશે. હપતાની રકમ નક્કી કરતા પહેલાં વાર્ષિક ચોખ્ખી આવક કેટલી છે તે નક્કી કરવામાં આવશે. અને હપતાની રકમ ચોખ્ખી આવક કરતાં વધી નહિ જાય.

ડા૦—દેવાદારની વાર્ષિક ચોખ્ખી આવક કેવી રીતે ગણવામાં આવશે?

ચૂ૦—દેવાદારની કુલ આવકમાંથી તેના કુટુંબના પોષણનું ખર્ચ જતાં જે રકમ રહે તે અને સરકારનું, લોકલ બોર્ડનું કે પાક પકવવા કરેલું દેવું આપતાં જે બાકી રહે, તે વાર્ષિક ચોખ્ખી આવક ગણાશે.

ડા૦—સમજ્યો. પણ મિલકત તો સધ્ધર દેવા પેટે આડમાં પડી હોય. તે છૂટે નહિ તો પતવે શું?

ચૂ૦—બરોબર છે. બોર્ડને સત્તા છે કે, મુદત થયા ન થયાના કે દેવાની પતાવટ ન થયાના કશા વાંધા વગર, બોર્ડ તેને આડમાંથી છોડવી શકશે.

ડા૦—અને બોર્ડ ફેંસલામાં દેવાની નક્કી રકમ વગેરે વિગતો લખે. પણ પતે ત્યાં સુધીનું વ્યાજ મળે કે નહિ?

ચૂ૦—મળે જ. તેનો દર સરકાર નક્કી કરે તે. પણ તે સાદા વ્યાજે ૬ ટકાથી વધારે નહિ હોય.

ડા૦—એ સમજાયું. કોઈ દેણદાર એકદમ પતવવા માગે ને લેણદારો રોકડ મળે તે લઈ લેવા ખુશી હોય તો?

ચૂ૦—તો બોર્ડ લેણદારોને બોલાવીને પૂછશે કે, દેણદારની સ્થાવર મિલકતના ૫૦ ટકા જેટલામાં તમારું ફેંસલા પ્રમાણેનું દેવું માંડી વાળશો? જો તેઓ હા કહે તો સરકાર તે મિલકત પેટે હામી બનીને સરકારી બોન્ડ કરી આપશે અને તેને માટે બેન્ક વગેરેની જોગવાઈ વિચારી લેશે.

ડા૦—તો તો સારું કહેવાય. અને હપતા ભરનારો કદાચ નબળા વરસમાં આવી જાય તો?

ચૂ૦—તેને માટે કાયદો કહે છે કે, મહેસૂલ મુલતવી રહે કે માફ થાય તે મુજબ હપતાનું પણ કરાશે.

ડા૦—કાયદો તો ત્યારે સારો કહેવાય. પણ લોક સીધા ન રહે ને છાની સંતલસો કરી કાયદાનો ગેરલાભ પણ ન લે?

ચૂ૦—હા, એ ભય પણ ખરો જ. પતાવટના કામ દરમિયાન ક્યારે પણ બોર્ડને જો લાગે કે, કોઈ લેણદાર સાથે દેણદારે છાની સંતલસ કરી બીજા લેણદારોને નુકસાન થાય એવી રીતે કાયદાનો ગેરલાભ લેવા ગરબડ કરી છે, તો દેણદારની મિલકતના ૮૦ ટકાના પ્રમાણમાં જે પતાવટ કરવાની રાહત છે તેને બોર્ડ રદ કરશે. જાણી જોઈને મિલકત ખોટી બતાવી હોય કે ન બતાવી હોય તેવા દેણદારને પણ આ રાહત નહીં મળે; પણ અજ્ઞાનથી એ ભૂલ થઈ હશે તો તે સુધારીને ફેંસલો ફરી અપાશે.

બીજી બે શિક્ષાને પાત્ર વાતો પણ છે તે ભેગી જ કહી દઉં. દેવાની તપાસમાં કોઈ શખસ જાણી જોઈને ખોટી હકીકત કે દસ્તાવેજ રજૂ કરે, તો તેને ૬ માસની સજા ને દંડ પણ કરાય.

વળી, જો કોઈ દેવાદાર, ફેંસલો મળ્યા પછી, ખબર આપ્યા વગર, ઊભા પાક પર દેવું કરે કે પારકાને નામે તે ચડાવી દે, તો તેને પણ ૬ માસની સજા ને રૂ. ૫૦૦ સુધી દંડ કરાશે.

ડા૦—એ શિક્ષા વધારે ન કહેવાય. કાયદાનું હવે કંઈ બાકી રહે છે?

ચૂ૦—હા, હજુ બે ત્રણ મુદ્દા બાકી છે. તપાસ દરમ્યાન બોર્ડને એમ લાગે કે, દેવાદાર ઘટાડેલું દેવું અને વાર્ષિક હપતા ભરવા પણ અશક્ત છે, તો બોર્ડ દેવાદારને નાદાર ઠરાવી શકશે. અથવા ફેંસલા પ્રમાણે હપતા વસૂલ કરવાનું જે કોર્ટને સોંપવામાં આવ્યું હોય તે કોર્ટ, લાગલગાટ બે હપતા અગર કોઈ પણ ત્રણ હપતા જંગમ મિલકત વેચીને વસૂલ કરી શકે તેમ નથી, તો કોર્ટ તે દેવાદારને નાદાર ઠરાવી શકશે. દેવાદારને નાદાર ઠરાવ્યા પછી બોર્ડ અગર કોર્ટ તેની અર્ધી મિલકત વેચી લેણદારોને ચૂકવશે. જો અર્ધી મિલકત વેચ્યા પછી બાકી રહી તે મિલકત નહેર ઉપરની ૬ એકર જમીન અથવા ૧૮ એકર જમીન અગર રૂ. ૩૦) ના આકારવાળી જમીનથી વધારે હોય, તો તે વધારાની મિલકત પણ નાદારી પેટે વેચી નંખાશે. આવી નાદારી સામાન્ય કોર્ટની રીતની જ ગણાશે.

ડા૦—આ વાત તો જરૂરની ખરી. પણ એમાં તો ખેડૂતની આબરૂ જાય!

ચૂ૦—તમે કહો છો એમાં વજૂદ છે. પણ ખેડૂતે એ કડવો ઘૂંટડો પીને પણ દેવામાંથી છૂટવું સારું. વરસોથી ખેડૂતે સહ્યું છે; તેને અન્યાય થયો છે. તેથી તે કાંઈ ખરેખર નાદાર ન ગણાય. એને જો ન્યાય મળ્યો હોત તો તે દેવામાં પડત જ શું કામ? એટલે ખેડૂતની આબરૂ તો ન બગડે.

કાયદામાં તો બધી બાજુનો વિચાર કરી લઈને જોગવાઈ રાખી છે. હવે લોકો સમજીને તેનો લાભ લે એમ સૌ ઇચ્છે.

અને બીજી બાજુથી લોકોએ પોતાની ખર્ચની ટેવો પણ સુધારવી જોઈએ. તો કાયમી લાભ થાય. સરકારે તો દેવાનું બધું ચોખ્ખું કરી નાંખવા પાકો બંદોબસ્ત વિચાર્યો છે, એમ કહેવાય.

ડાo — હા, એમાં તો ફેર નહીં. પણ હવે બોર્ડ સ્થપાય ત્યારે વાત.

ચૂo — હા, એ મોટી વાત છે. કેમ કે, આવાં મોટાં કામોને સારી રીતે ને બરોબર પૂરાં પાડવાનું કામ પ્રજાકીય સરકાર નિશ્ચિંતીથી કરી શકે. પણ આજે તો નોકરશાહી પાછી રાજ કરતી થઈ ગઈ છે. એ આવા મોટા કામને ઉપાડે એવો સંભવ ઓછો. તોપણ આ કાયદાથી ખેડૂતો સ્વરાજની કેળવણી તો લેતા થઈ જશે, કેમ કે સ્વરાજ જોઈએ છે તે આવાં આવાં મોટાં કામો પાર ઉતારવાને માટે.

ડાo — સાચું છે. કાયદો થાય ને જો તે અમલમાં ન મુકાય તો આંધળાને પણ લાગે જ.

ચૂo — ચાલો ત્યારે હવે રજા લઉં. આ કાયદો સૌને સમજાવજો.

ડાo — જરૂર. તમે લીધેલી તસ્દીને માટે આભાર માનું છું.

રાવજીભાઈ નાથાભાઈ પટેલ

# ગામગોષ્ઠી — ૭

## સહકારી મંડળી

આજે તો મુખી વહેલા આવી ગયા હતા અને ગામના બેચાર માણસો સાથે વાતો કરતા હતા. વિદ્યાર્થીએ આવતાં વેંત પૂછયું, 'ઓહો! મુખી, તમે તો આજે કંઈ વહેલા આવી ગયા છો એ શું?'

મુo—અમે કંઈ તમારો વખત સાચવીને નથી આવ્યા. એ તો અમારી 'શિશોટી' બાબતમાં થોડી પૂછપરછ કરવાની હતી એટલે અહીં ભેગા થયા'તા.

વિo—'શિશોટી' એ શું?

મુo—નહિ કાલે તમે પૂછતા'તા, એ અમારી મંડળી.

વિo—કઈ મંડળી? તમારી સહકારી મંડળી? એની વળી શી તપાસ ચાલે છે?

મુo—આ વિભાગમાં ઘણી મંડળીઓનું દેવું વધી ગયું છે અને કોઈ દેવું ભરી શકતું નથી, એટલે સરકારે તેની તપાસ કરાવી છે. તેનો તોડજોડ કરીને તેનો કંઈક નિકાલ કરવાનો છે.

વિo—તમારી મંડળીનું પણ એવું જ છે કે?

મુo—છેક એવું નહિ, પણ એનુંય કામ તો બરાબર ચાલતું નથી.

વિo—એનું શું કારણ?

મુo—કોણ જાણે? કામ તો બરાબર કરીએ છીએ. પણ સરકારી ધારાધોરણો અમને ફાવતાં નથી. અને બધા એ વસ્તુ ઓછા સમજે છે?

વચ્ચે એક ડોસા કહે: અમને ખેતીના કામ માટે જ પૈસા મળે અને બીજાં સારાં નરસાં કામે તો અમારે બીજાનું મોં ઉઘડાવવું પડે, ત્યારે વાણિયો શો ખોટો?

મુo—પણ વાણિયો તો લૂંટે છે ને? તેનું તો વ્યાજ ભરી ભરીને ઊંચા જ આવતા નથી. ત્યારે મંડળી એમ લૂંટતી તો નથી ને?

ડૉ૦—હા, એ સાચું, પણ વાણિયાને ત્યાં તો ગમે ત્યારે પૈસા મળે. ખરાબ વરસ હોય ને મોડું વહેલું થાય તો જરા કરગરીએ તો સાંભળે. ત્યારે આ 'શિશોટી'માં તો કાયદો એ કાયદો. અને વાણિયાનાં વ્યાજ અમારા વખતમાં તો ઓછાં હતાં. આ શેઠને ત્યાં જ અમારું બાપદાદાનું ખાતું આઠ આના વ્યાજનું હતું. એ તો હવે વ્યાજ વધી ગયાં.

વચ્ચે શેઠ કહે: વ્યાજ વધે નહિ તો શું થાય? સરકાર બધી મિલકતનો કાબૂ કરી બેસે પછી વાણિયો શામાંથી લે? પહેલાં તો ખેડૂત આખો વાણિયાને ત્યાં હતો. એને વિશ્વાસ હતો કે ગમે ત્યારે મારા પૈસા જવાના નથી. ખેડૂત પાસે કંઈ મિલકત હોય અને વધારામાં એકબીજાના બોલનો વિશ્વાસ હોય. હવે તો નવા નવા કાયદા થયા. હિસાબ બરાબર કરાવ્યો ન હોય તો પૈસા ડૂબે; હિસાબની મુદત વીતી જાય તો દાવો ચાલે નહિ, અને દાવો કરે તોપણ ખેડૂતની મિલકત ઉપર સરકારનો અને મંડળીનો પહેલો હક ગણાય. આવાં આવાં બંધનો ઊભાં થયાં. પછી વાણિયો પહેલાંની માફક શી રીતે ધીરે?

ડૉ૦—પણ, લો! અમે આ 'શિશોટી' બંધ કરીએ. તમે પહેલાંની માફક પૈસા ધીરશો?

શે૦— એ તો મારા બાપા જાણે.

ડૉ૦—પણ તમે હવે ક્યાં નાના છો? બે છોકરાંના બાપ થયા. તમે હવે દુકાનનો વહીવટ હાથમાં લો અને ગામમાં પહેલાંની માફક ધીરો.

શે૦—પણ બાપા છે ત્યાં સુધી મારાથી કંઈ થાય નહિ.

મુ૦— એ તો હજુ છોકરું છે. એનાથી કંઈ બને નહિ. પણ આપણે આ સરકારનું પૂછણું આવ્યું છે તેનો જ વિચાર કરોને!

ડૉ૦—એનો શો વિચાર કરવાનો? સરકાર દેવું ઓછું કરે તો રફતે રફતે સૌ થોડું થોડું ભરે.

વિ૦—પણ મુખી! તમારી આ મંડળીને સજીવન કરીને બરાબર ચલાવતા કેમ નથી? એને બરાબર ખીલવો તો ઘણો લાભ થાય.

મુ૦— એ કંઈ એકલા માણસનું કામ નથી. બધાય સરખા સમજતા હોય અને કોઈનીયે ખોટી શરમ રાખ્યા વગર કામ કરતા હોય તો બરાબર કામ થાય.

વિ૦—પણ તમે એવી જ રીતે કામ ચલાવોને!

મુ૦— એ તો થાય ત્યારે ખરું. હાલ તો કંઈ થાય તેવું લાગતું નથી.

વિ૦— તો મંડળી બંધ થાય ત્યારે પાછા વાણિયાને ત્યાં જ જવાનાને?

મુ૦— હાજ તો! મેલ કરવત મોચીના મોચી!

વિ૦—પણ આ સહકારી મંડળી જેવી ઉત્તમ વસ્તુ તમારે ત્યાં કેમ બરાબર ચાલતી નથી એનો કંઈ તમે વિચાર કર્યો છે?

ડોસા૦ — એ બધાં અમારાં જ પાપ અને થોડુંક સરકારનું ડીંડવાણું. અમને લોકોને એમના નિયમો ફાવતા નથી અને એ લોકો બધા નિયમોથી કામ લે. એમના અમલદારો આવે તે જાણે અમારા ઉપર રોફ ચલાવવા. કંઈ સમજાવે નહિ કરે નહિ અને નિયમોની જ વાતો કરે. જેમાં તેમાં નિયમ આગળ ધરે. અમારી સ્થિતિ તો જુએ નહિ. ધડ લઈને જમીન ટાંચમાં લે.

વચ્ચે શેઠ કહે: પણ મંડળીના મેમ્બરો ગમે તેમ પૈસા વહેંચી ખાઓ છો એનીયે વાત કરોને!

ડૉ૦— હા! એય સાચું. અમે કહીએ છીએને કે એ બધાં અમારાં જ પાપ.

વિ૦— મુખી! તમે કેમ કંઈ બોલતા નથી? તમને તો મંડળીના કામમાં રસ છે. તો આ એક કામ હાથમાં લઈને એને બરાબર દીપાવોને!

મુ૦— એ ખરું! પણ એક હાથે તાળી પડતી નથી. અમે બધા અણુસમજુ, સરકારી ધારાધોરણો કડક, અને અમલદારોનો સહકાર નહિ; એટલે બધી રીતે સુધારો ન થાય તો એ કામ ચાલે નહિ. તમારા જેવા માણસો ગામડાંમાં આવીને રહે અને એ કામ હાથમાં લે, તો કંઈ બરાબર ચાલે. બાકી અમારું તો એ ગજું નથી. અત્યારે તો સવાલ એ છે કે, આ કાચી પડેલી મંડળીઓનું કામ શી રીતે પતાવવું. એનું પતે અને પછી નવેસર ઊભું થાય ત્યારે ખરું!

વિ૦— એમાં આ શેઠિયાઓ કંઈ વિરોધ કરે છે ખરા?

મુ૦— એમનો ધંધો જાય એટલે એમને પણ લાગે તો ખરું જ ને! પણ એમને ક્યાં એક ધંધો છે? એ તો દુકાન કરે, દલાલી કરે, ગમે તે કરે. અને મંડળી બધાને ઓછી પહોંચી વળવાની હતી? એમનું ધીરધારનું કામ થોડુંઘણું તો ચાલ્યા કરવાનું, એટલે એમને કંઈ બીવાનું કારણ નથી.

વિ૦— ત્યારે આ હાલનું કામ પતે એટલે એને નવેસર સજીવન કરવાનો પ્રયત્ન કરો તો સારી વાત છે.

ડો૦— એ મખી અને અમારા જેવાથી કંઈ બને નહિ. એ તો તમારા જેવાનું કામ.

વિ૦— ત્યારે આ વાતમાં કંઈ ભલીવાર આવે તેમ લાગતું નથી. બધી વાતમાં છેવટે નકારથી ગાડું અટકે છે. ઘાંચીની ઘાણીની માફક બધીયે વાત હતી ત્યાં ને ત્યાં આવીને અટકે છે. આપણા દેશનું આ જ મોટું દુર્ભાગ્ય છેને? આ થાય નહિ, તે થાય નહિ, અને ગાંધીજી જેવા જે કરવાનું કહે તે ગમે નહિ. એ રીતે તો આપણે કોઈ દિવસ આગળ વધી શકીએ નહિ. આપણને જે વસ્તુ સારી લાગતી હોય, જે વસ્તુ આપણને ગમતી હોય, તે આપણે પ્રમાણિકપણે અને શક્તિ પ્રમાણે કરતા થઈ જવું જોઈએ. નાહ્યા તેટલું પુણ્ય. જેટલું થાય તેટલું લાભમાં ગણવાનું. કાંઠે ઊભા રહીને જોયા કરીએ તો કાંઈ કામમાં ન આવે. માટે આ બાબત જરા વિચાર કરજો અને ગામનું કંઈક ભલું થાય તેમ કરજો. તમે બધા તમને સારું લાગે એવું કોઈ પણ કામ જીવ મૂકીને કરતા થઈ જાઓ તો સારું. તેથી તમનેય લાભ છે અને ગામનેય લાભ છે. ઠીક! આજે તો રજા લઉં.

વિઠ્ઠલદાસ કોઠારી

---

હિંદુધર્મને ધર્માન્તર કરાવવાની જરૂર નથી. હિંદુધર્મ એ એક એકલવાયો અસહિષ્ણુ ધર્મ નથી. એ તો સંસ્કારભેદ તેમ જ અધિકારભેદમાં માનનાર એક ધર્મકુટુંબ છે—અવિભક્ત અને વિશાળ ધર્મકુટુંબ છે. એમાં વળી ધર્માન્તર કરવા કોઈને નોતરવાપણું હોય જ શાનું? હિંદુધર્મ હૃદયાન્તર કરવામાં માને છે, એ દ્વિજ હોઈ બધાને દ્વિજ બનાવવા માગે છે. सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः। બધા જ ધર્મો કુટુંબી થઈને અહીં રહી શકે છે. દુનિયામાં આજ સુધી ધર્માન્તર કરાવનારા મિશનરીઓ બધે ફેલાયા છે. હવે હિંદુધર્મે ધર્માન્તરવિરોધી મિશનરીઓ જ્યાં ત્યાં ફેલાવવા જોઈએ. એમનો વિરોધ થશે, એમની હત્યા થશે. પણ એ દ્વારા જ જગત વિચારશીલ થશે.

काका कालेलकर

# માસિક વિવેચન

## દીનબંધુ એન્ડ્રૂઝ

દીનબંધુના સ્વર્ગવાસના ખબર સાંભળી એક મિત્રે કહ્યું તે સાવ સાચું છે કે, 'અંગ્રેજ પ્રજા પર ક્રોધ આવે તો દીનબંધુનું સ્મરણ કરતાંવેંત તે ઓગળી જાય; એવા ખાનદાન અને ઉદાર દિલના એ અંગ્રેજ માનવસેવક હતા.' દીનબંધુનું જીવન એટલે પવિત્રતા, સેવાપરાયણતા, ભૂતદયા, અને વ્યાપક સહાનુભૂતિનો એક અતૂટ ઝરો. એમના જીવનના પ્રારંભથી જ એમણે નક્કી કરી લીધું હતું કે, મારે ઈશુ ખ્રિસ્તનું અનુસરણ કરવું છે. એ મહાન સંકલ્પને તે આમરણ વફાદાર રહ્યા. તેને ખાતર તે રંગ, રાગ અને જાતિ તથા દેશનાં માનવી બંધનો સામે ઝૂઝ્યા અને જીત્યા. એક પાદરી અધ્યાપક તરીકે આપણા દેશમાં એમણે જીવનનો પ્રારંભ આજથી ૩૫ વર્ષ પર કર્યો. પણ આવતાંવેંત ત પામી ગયા કે, ખ્રિસ્તને નામે કામ કરનારા તેને ધન્કારીને જ વર્તે છે કે શું ? નાનામોટા અનેક પ્રસંગોમાંથી તે જોઈ ગયા કે, એ સંજોગોમાં પાદરી જીવન તો અશક્ય છે. અને તેની સાથે તેઓ પાદરીપણાનાં બંધનથી મુક્ત થયા; અને જે દેશની ખ્રિસ્તના નામ પર સેવા કરવાને માટે આવ્યા હતા, એની સાચી સેવા શરૂ કરી. ધર્મપરિવર્તન કરવાને મિષે આવેલા પોતે જ ધર્મની નવી દૃષ્ટિ અહીંથી લાભતા ગયા.

કહેવાય છે કે, જીવનમાં સન્મિત્ર મળવા જેવું પરમ સદ્ભાગ્ય ભાગ્યે જ બીજું છે. શ્રી. એન્ડ્રૂઝ આ સદ્ભાગ્યના પરમ ભાગી હતા. એમના મિત્રોમાં આચાર્ય રુદ્ર, હકીમ અજમલખાન, સ્વામી શ્રદ્ધાનંદજી, અને એવા બીજા અનેક ક્ષેત્રોનાં નામાંકિત નામો ગણાવાય એમ છે. કવિવર રવીન્દ્રનાથ અને ગાંધીજીની એમની દોસ્તી તો સૌ કોઈ જાણે છે. અને આવા વિશાળ મિત્રમંડળની સુવાસને છાજે એવું કામ તેમણે પોતાનું કર્યું હતું. જ્યાં જ્યાં તેમણે દુઃખ જોયું ત્યાં ત્યાં તે દોડી ગયા છે. તેમાં તેમણે ધર્મ, રાજકારણ કે વર્ણ યા જાતિની વાડો માની નથી. તેમાંય તેમનું જ કહેવાય એવું કામ તો પરદેશવાસી હિંદીઓનું દુઃખનિવારણ છે. ઊંડે ઊંડે તેમને લાગતું કે, આ દુઃખ હિંદીઓને ગોરાઓની અ-ખ્રિસ્તી રંગદ્વેષની લાગણીથી જ ખમવું પડે છે. એ અણછાજતું ધર્મલાંછન ધોવા આખા જગતને એ પોતાનું પરગણું સમજી ખૂંદતા રહ્યા. અને એ કાર્યે જ એમને આપણી જનતાએ 'દીનબંધુ'નું વહાલસોયું ઉપનામ આપ્યું. એવા પ્રેમાળ, દીનબંધુ આત્માનું પુણ્યશ્લોક સ્મરણ કરીએ અને એમણે જે દેશપર, જાતિપર તથા ધર્મપર દૃષ્ટિથી સેવા કરી તેનો પાઠ આપણે સંઘરીએ.

## નવજન્મની વેદના

ભારે ઊથલપાથલ માગતા જમાનામાં આજ આપણે જીવીએ છીએ. આજના સમયને કેટલાક લોક '૫૭ના જમાના સાથે સરખાવે છે. તે સમયે એક મોટી રાજક્રાંતિ થઈ તે એ કે, વેપારીઓની કંપની સરકાર જઈને અંગ્રેજ રાણીનું રાજ સ્થપાયું. તે જમાનાની આપણી રાષ્ટ્રીય ભાવના ધર્મમૂલક અને સંસ્કૃતિપ્રધાન હતી. કંપની સરકારની અવ્યવસ્થિત રાજનીતિથી લોકો એ ભાવનાની સુરક્ષિતતા વિષે સાશંક બન્યા હતા. '૫૭ના ઉછાળા પાછળ જે પ્રજાકીય બળ હતું તે આ સાશંકતાનું હતું, એમ આપણે કહી શકીએ. તે બળે ધાર્યું કરાવ્યું, કેમ કે '૫૭ પછી સ્થાપાયેલી નવી સરકારે ઢંઢેરો પિટાવીને જણાવ્યું કે, હિંદનાં ધાર્મિક તથા સાંમાજિક રૂઢિ, રીતરિવાજોમાં સરકાર દખલ નહીં દે. એટલી ખાતરી મળવાથી પ્રજાકીય રોષ શમ્યો અને આધુનિક અંગ્રેજી રાજનો પ્રારંભ થયો.

આ નવા રાજ્યે જાણ્યેઅજાણ્યે એક બીજી ક્રાંતિ ઊભી કરી. પ્રાચીન ધર્મ-અને સંસ્કૃતિ-મૂલક રાષ્ટ્રભાવના પાયા ઉપર ચપટીક ભણેલામાં યુરોપી ઢબનો પ્રજાકીય રાષ્ટ્રભાવ એણે ઉપજાવ્યો, અને એમાંથી હિંદ દેશ એક રાષ્ટ્ર તરીકે પોતાની અસ્મિતા જોતો ગયો, ખીલવતો ગયો, અને પરરાજની પીડા તેને સાલવા લાગી. એ રાષ્ટ્રભાવ જાતિવિશેષ કે ધર્મવિશેષ નથી; એ ભાવ રાષ્ટ્રની આખી પ્રજાની એકતા ચાહે છે. એ ભાવના હવે પોતાનું ખોળિયું માગે છે. એનો જન્મ થાય તે માટે આખી પરિસ્થિતિ આજ પાછી આમૂલ રાજક્રાંતિ માગી રહી છે. '૫૭નો જમાનો પારખીને અંગ્રેજ મુત્સદ્દીઓ

એનયુ પેઢી સુધી કામ દઈ શકે એવું કાર્યસૂત્ર ગોઠવી શકયા. આજ હવે એ સૂત્રો અધૂરાં અને કામ નહીં દઈ શકનારાં થઈ પડ્યાં છે. છતાં પેઢીઓની પડી ગયેલી ટેવો અને ઘડાયેલો વિશ્વાસ એમાં ક્રાંતિ કરતાં એમને રોકે છે.

બીજી બાજુ હિંદી પ્રજામાં પણ કેટલાકને એમ લાગે છે કે, પ્રજાકીય રાષ્ટ્રભાવનું ધોરણ નહીં ફાવે! આ મત ખાસ કરીને આજ મુસલમાનોમાં કેળવાય છે. નાનક અને કબીરના જમાનાથી શરૂ થયેલો એકતાનો જમાનો ઔરંગઝેબે ઉથલાવ્યો, અને તેનો મેલ ધોઈ કાઢીએ ત્યાં તો લાભસાધુ ત્રીજો પક્ષ આપણી વચ્ચે પડ્યો, અને તેણે એ ચાલુ વિકાસમાર્ગને રૂંધ્યો. એ રુંધનના અવશેષરૂપ આ હિંદી પ્રજાના ભાગલાનો મત ગણાય. પરંતુ, ઇતિહાસ કહે છે કે, અવશેષોમાં નવનિર્માણની તાકાત નથી હોતી; તેઓ તો ઇતિહાસનાં સ્મૃતિ-ચિહ્નો જ હોય છે.

આવું જ એક સ્મૃતિચિહ્ન તે આપણાં સેંકડો રજવાડાં ગણાય. તેઓ પણ આ જમાનામાં પોતાની આળસ મરડીને સૂઝે છે એવું ઝૂડવા લાગ્યાં છે. ખરેખર, ઇતિહાસના અભ્યાસીઓને બહુ રસ પડે એવો આ જમાનો છે. પરંતુ, ઇતિહાસ એટલું તો અચૂક કહે છે કે, હિંદમાં ૧૮૫૭ પછીથી ચાલુ કરેલા તંત્રમાં ધરમૂળથી ક્રાંતિ થવી જ જોઈશે. અત્યારે દેખાતી ભ્રમણાઓ અને ઘેલછાઓની વેદનાઓ એ નવજન્મની જ વેદનાઓ નથી ? ઉદાર સહાનુભૂતિ અને દરેલ તથા ઇતિહાસપૂત બુદ્ધિ અને તદનુરૂપ એકાગ્ર કાર્ય જો હશે, તો આ વેદનાઓ સહ્ય બની તેમાંથી 'સોનાનો સૂરજ' જ ઊગશે.

## પ્રૌઢ શિક્ષણ કાર્યનો વાર્ષિક હેવાલ

ગૂજરાત વિભાગની પ્રૌઢ શિક્ષણ સમિતિનું તા. ૧-૧૦-'૩૮થી તા. ૩૦-૯-'૩૯ સુધીના એક વર્ષના કાર્યનું નિવેદન અમને મળ્યું છે. તેમાંની વિગતો તરફ સૌનું ધ્યાન ખેંચવા જેવું ગણાય. વર્ષ દરમ્યાન આ સમિતિએ ૬ બેઠકો કરી. તેમાં અનેકવિધ કુલ ૮૮ ઠરાવો કર્યા. તે દ્વારા ગૂજરાત-ભરમાં આ નવા કામને તેણે થાળે પાડ્યું એટલું જ નહિ, એ કામને વેગ અને જોર આપ્યાં, જે નીચેની વિગતોથી તરત દેખાશે.

પ્રચારાર્થે કુલ ૧,૫૦૦ રૂા. જેટલું ખર્ચ કરી ૯ પત્રિકાઓ પ્રસિદ્ધ કરી; અને લોકપોથી તથા લોકકક્કો જેવી કાયમી સામગ્રી તૈયાર કરી કામને સરળતા કરી આપી. વ્યવસ્થિત અભ્યાસક્રમ ગોઠવી શિક્ષકો માટે સૂચનાઓ સાથે એક પત્રિકા પ્રસિદ્ધ થઈ, તેથી છૂટાછવાયા પડેલા સૌ સેવકો એકધારું કામ કરી શક્યા, ને આ નવી પ્રવૃત્તિમાં આપોઆપ સંગઠિતતા આવી શકી. ઉપરાંત, શિક્ષકોને માટે તાલીમવર્ગોની પણ વ્યવસ્થા કરવામાં આવી. હેવાલના વર્ષ દરમિયાન કુલ ૭ તાલીમવર્ગો ચલાવવામાં આવ્યા, તેમાં ૩૪૫ શિક્ષકોએ પ્રૌઢ શિક્ષણની તાલીમ લીધી. પ્રાંતના દરેક જિલ્લામાં આ વર્ગની ગોઠવણ થઈ હતી.

સમિતિએ પ્રૌઢ શિક્ષણના કામને માટે જિલ્લા-વાર પેટાસમિતિઓ નીમી હતી. સુરત અને અમદાવાદ શહેરને સ્વતંત્ર વિભાગ ગણી તેમની અલગ શહેર-સમિતિઓ રાખી હતી. સરકાર-ચોપડે કુલ ૧,૫૦૦ જેટલા પ્રૌઢ શિક્ષણના કાર્યકર્તાઓ ને ૭ સંસ્થાઓ નોંધાયાં હતાં.

દેશનું પ્રૌઢ શિક્ષણનું કામ વિદ્યાર્થીઓ એકલા, જો ધારે તો, પાર પાડી શકે. તેમને એની લગની લાગવી જોઈએ. એ હેતુથી સમિતિએ રજાઓમાં નાની નાની છાવણીઓ ખોલી, તેમાં કામ કરવાને માટે વિદ્યાર્થીઓની ટુકડીઓ મૂકી હતી. રજાઓમાં ૨૦-૩૦ દિવસ સુધી, કુલ ૬૫ છાવણીઓમાં ૨૪૬ 'સાક્ષરતા-સૈનિકો'એ કામ કર્યું હતું. હવે પછી આ વર્ષે રજાઓ આવે છે, ત્યારે વિદ્યાર્થીઓ શું કરવાના છે ?

જિલ્લાઓના નોંધાયેલા કાર્યકર્તાઓએ વર્ગો ચલાવી કેટલાને 'સાક્ષર' કર્યા એના આંકડા આ નિવેદનમાં નથી. પણ શહેર-વિભાગના એ આંકડા છે ને તરફ હવે વળીએ. અમદાવાદ શહેરની પ્રૌઢ સમિતિએ, મજૂર મહાજને, મિલમાલિક મંડળ તથા મ્યુનિસિપાલિટીએ થઈને કુલ ૧૪૮ વર્ગોમાં ૫,૪૫૬ પ્રૌઢને ભણાવ્યા. સુરતની સમિતિએ ૪૮ વર્ગોમાં વર્ષ દરમિયાન ૧,૧૭૨ જણને ભણાવ્યા.

અંતે નિવેદનમાં બે વાતો વિશેષ નોંધ તરીકે મૂકી છે તે કહેવા જેવી ગણાય : પ્રૌઢ શિક્ષણનું કાર્ય સ્કૂલબોર્ડોને હસ્તક મૂકવામાં આવે તો તે ઉત્તમ રીતે થાય એમ કહ્યું છે. અને ગૂજરાતની બધી જિલ્લા

સ્કૂલબોર્ડ એ ભાર ઉપાડવા તત્પર છે. એટલે હેવાલના વર્ષ દરમિયાન સમિતિએ એ જાતની ભલામણ સરકારને કરી હતી. હવે એ ભલામણ સ્વીકારાઈ છે અને સ્કૂલબોર્ડને આ કામ સોંપવાને અંગે નિયમો ઇત્યાદિ ઘડાયાં છે, એ હેવાલના વર્ષ પછીની વાત ગણાય.

વર્ષ દરમ્યાન પ્રૌઢ શિક્ષણની વાંચનાલય અને પુસ્તકાલય જેવી મહત્ત્વની પ્રવૃત્તિમાં, ઇચ્છા છતાં, કાંઈ કરી ન શકાયું તેનું કારણ, હેવાલ જણાવે છે કે, એ પ્રવૃત્તિને મદદ આપવાનાં ધારાધોરણ સરકારે નક્કી ન કર્યાં, એટલે કેટલાક જિલ્લાઓમાં ઉપાડેલાં ઉઘરાણાંની રકમો પણ પરત કરવી પડી હતી.

આમ, પ્રૌઢ શિક્ષણ સમિતિએ પ્રચાર અને પ્રત્યક્ષ કાર્યમાં ઠીક કામ કરી બતાવ્યું છે. મોટું તો તેણે એ કર્યું કે, આ નવા કામને તેણે ગુજરાતમાં સરસ ઉઠાવ આપ્યો ને તેમાં રસ જમાવ્યો.

## ગુ. વ. સો. નો કાયાપલટો

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં સેવાર્થી મંત્રીએ બહાર પાડ્યું છે કે, તા. ૨૮–૪–'૪૦ને રોજ સોસાયટીની એક ખાસ સામાન્ય સભા મળશે અને તેમાં આખા બંધારણ તથા ધારાધોરણોમાં કેટલાક સુધારાવધારા વિચારવામાં આવશે. ૯૦ વર્ષ ઉપરની થયેલી આ સંસ્થાએ નવા યુગને અનુકૂળ થવાને માટે આવા પ્રકારનો વિચાર કરવા ધાર્યું છે તે ધન્યપાત્ર ગણાય. સોસાયટીના નામથી માંડીને તેનો ઉદ્દેશ અને કામકાજ કરવાનાં ધારાધોરણોની બધી જ બાબતમાં સુધારાઓ વિચારવામાં આવનાર છે. આશા રાખીએ કે, સોસાયટીના સભ્યો તેને બીજાં ૧૦૦ વર્ષ ચાલે એવી કાયા ઘડી આપશે. પરંતુ એની શરત એ છે કે, તેમણે પોતાનું જૂનવાણીપણું છોડીને હિંમત અને જોશની સાથે નવા વિચારો અને નવી મહેચ્છાઓને ઓળખવી જ નહિ, આદરવી અને અપનાવવી જોઈશે. એમ નહિ થાય તો, તેઓ પોતાની સંસ્થાને નાદકર્ના કાળનાં મોજાં જેમ ખેંચે તેમ ખેંચાવા ફેંકી દે, એવું જ થઈ રહેશે. એના સંસ્થાપકોએ કલ્પ્યો પણ નહીં હોય એવા જમાનામાં આજે આપણે [illegible] એ ખ્યાલને આગળ રાખીને સોસાયટીની [illegible] ... એમ આખું ગુજરાત એના સં[illegible] ... રાખે.

## વર્ધાયોજનામાં ઉદ્યોગકામ

આજકાલ કપાસની ઋતુ છે. એટલે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સવારના ખેતરોમાં કપાસ વીણવા જાય છે. વીણેલા કપાસના ઢગ જોઈને બાળવર્ગનાં નાનાં બાળકોને તેમાં ભૂસકા મારવાનું અને આળોટવાનું મન થાય છે. કપાસ બગડે એ દલીલ કે શિખામણ ત્યાં આગળ બહુ કામ નથી દેતી.

બાળવર્ગનાં બાળકો કપાસ અને કપાસિયો (તેઓ તેને 'બીયો' કહે છે.) તથા તેને વળગેલું રૂ નિહાળવા ચાહે છે. એટલે એમને કપાસ સાફ કરવાનું આપવામાં આવે છે. શું વીણવું, શું નકામું છે, પાંદડી ક્યાંથી આવી, તેને કેમ કાઢી નાંખવી, એ બાબતો સમજતાં હવે તેમને વાર નથી લાગતી.

ઉદ્યોગ-વર્ગ શરૂ થાય કે તેઓ સાફ કરવાનો કપાસ લેવાને માટે પડાપડી કરે છે. કચરો વધારે આવે છે કે ઓછો, કયા પ્રકારનો આવે છે, તેની તેઓ ચર્ચા કરે છે. અને કેટલો વિણાયો તેની હરીફાઈ તો ચાલે જ. વીણેલું કચરું પાછું ભેગું ન થઈ જાય, નહિ તો કરેલી મહેનત એળે જાય, તેથી પગ નીચે કચરું દબાવવાની ચીવટ રાખે છે.

કેટલો કપાસ વીણ્યો તેનો ખ્યાલ આવે તથા ટિકિટ-બારી આગળ થતી પડાપડીની અવ્યવસ્થા બાળકોને આપોઆપ સમજાય, તેથી વર્ગ-શિક્ષક એમ કરે છે કે, કાંટાથી દરેકને અમુક તોલા કપાસ આપે છે. બાળકો તે ધ્યાન રાખે છે, જોખવામાં મદદ કરે છે. અને જોખાતો જાય તેમ તેમ બાળકોને તે પીરસવામાં આવે છે.

કપાસ સાફ કરવો એ એક સાવ સાદી ને પ્રાથમિક છતાં તદ્દન જરૂરી ક્રિયા છે. પૂણીની સ્વચ્છતાનો આધાર એના પર રહે છે. એટલી જ ક્રિયા પણ વ્યવસ્થિત રીતે અને ક્રમવાર તથા પદ્ધતિસર કરાવવામાં આવે, તો તેમાં કેટલી શિક્ષણ-ક્ષમતા રહેલી છે, એ આટલા પરથી સહેજે દેખાશે. કેટલાક વર્ધા-શિક્ષકો ઉદ્યોગના સમયને આરામ સમજી બેસે એવી ભીતિ થવાને પૂરું કારણ છે. ઉપરના ટૂંકા વર્ણન પરથી તેઓ જુએ છે કે, અક્ષરજ્ઞાનનો વર્ગ ચલાવવા કરતાંય વધારે જાગૃતિ અને હોશિયારી તથા સાવચેતીની જરૂર ઉદ્યોગ-વર્ગ ચલાવવામાં છે. કારણ કે, ઉદ્યોગ-વર્ગ એટલે અમુક કામ ગમે તેમ

કસકવાનો સમય નથી; પરંતુ તે કામ કરવાને માટે બીજી વિદ્યાઓ તથા આવડતો વિષે જે જે ધ્યાન પહોંચાડવાનું છે, તે બધુંય ઉદ્યોગની ક્રિયાની સાથે રહેલું છે. એ ધ્યાન ન પહોંચાડવામાં આવે તો ઉદ્યોગ દ્વારા કશું જ નહિ સાધી શકાય; ઊલટું, કદાચ કાચા માલને ધૂળ જેવો કરવાની જ કારવાઈ એ થઈ રહે.

## સરકારી પાઠ્યપુસ્તક સમિતિ

પાઠ્યપુસ્તકોના આખા પ્રશ્નનો વિચાર કરી તેને અંગે સાંગોપાંગ સૂચનાઓ કરવાને માટે મહાસભાવાદી સરકારે એક સમિતિ નીમી હતી, જેને વિષે આ માસિકમાં અગાઉ એક અંકમાં (જુઓ અંક ૧લો, પાનું ૨૪) જણાવ્યું હતું. વાચનમાળાને અંગેની ઉપર જણાવેલી બીના આ સમિતિએ ઠરાવ્યા પ્રમાણે હોય, એ તો બનવા જેવું નથી; કારણ કે, એ સમિતિને એવું કશું કરવાપણું છે નહિ. વળી એ સમિતિ હજી પોતાનો વિચાર પૂરો નથી કરી રહી. તે અગાઉ જ પોતાની વાચનમાળા રદ કરીને સરકારી કેળવણી ખાતાએ આ સમિતિના કામને કાંઈક ગૂંચવ્યું છે એમ નહિ?

વળી, આ સમિતિના સરકારી અને બિન-સરકારી સભ્યો એકમત નથી થઈ શક્યા એમ લાગે છે; કેમ કે, મહત્ત્વના કેટલાક બિન-સરકારી સભ્યોએ રાજીનામાં આપ્યાં છે એવી વાત બહાર આવી છે. સમિતિની નિમણૂકનું પ્રયોજન જો પ્રજામત જાણવાનું હોય,—અને એ જ હોઈ શકે, કેમ કે અમલદારી મત તો સરકાર પાસે માગ્યો મળે એમ જ છે,— તો પછી પ્રજાકીય સભ્યોના જવા બાદ જે કાંઈ કામ તે સમિતિ કરે ને દૂષિત નહિ તોય નકામું તો નીવડે જ, કેમ કે પ્રજામત જાણવાનું સમિતિનું પ્રયોજન જ માર્યું જાય. આવા સંજોગોમાં આ સમિતિએ પોતાના કાર્યને સ્થગિત રાખવું જ ઠીક યા પ્રજામતને પાછો મેળવી લેવો જોઈએ, એમ નહિ?

## રણજિત ચંદ્રકની પ્રતિષ્ઠા

આ સાલનો રણજિત સાહિત્ય ચંદ્રક શ્રી. ઉમાશંકર જોશીને આપવાનો ઠરાવ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ બહુમતીએ કર્યો, એમ છાપાંમાંથી જાણવા મળે છે. આ ચંદ્રક કોને આપવો એની કોઈ સર્વવિદિત નીતિરીતિ કે પદ્ધતિ હોય તો તેની ખબર નથી. જે વર્ષમાં તે ચંદ્રક અપાય એ વર્ષની જ કોઈ સાહિત્યકૃતિને માટે આપવાની મર્યાદા છે કે કેમ, એ પણ ખબર નથી. આવા સંજોગોમાં 'જન્મભૂમિ'ના 'ક૦ કિ૦' કાર સાચું કહે છે કે, 'ચંદ્રકની નવાજેશ વ્યક્તિઓનાં નામો વચ્ચેની સ્પર્ધાને પાત્ર બને એ વિચાર ગમતો નથી. કેટલીક વસ્તુઓ એવી પવિત્ર ગણાવી જોઈએ કે તેના પર મતગણતરીની પીંખાપીંખ સારી નહિ. એથી ધીમે ધીમે મનોમાલિન્ય જન્મે ને ચંદ્રકની પ્રતિષ્ઠા ઘટે.'

સાહિત્યક્ષેત્રમાં નાનાં મોટાં માનાપમાનો બીજાં ક્ષેત્રો કરતાં ઝટ અને બહુ દાખવે છે એ જોતાં, ચંદ્રકની પ્રતિષ્ઠાને ખાતર પણ તે આપવાની કાંઈક બાંધી નીતિરીતિ હોવી ઘટે. અમે નીચેની બે ત્રણ વસ્તુ નમ્રભાવે સૂચવવા જેવી માનીએ છીએ: (૧) ચંદ્રક આપવાને માટે વિષયોની ક્રમબદ્ધતા જાહેર કરવી જોઈએ. (૨) આપવાના વર્ષ દરમિયાન, નિશ્ચિત વિષયનાં પ્રસિદ્ધ થયેલાં બધાં પુસ્તકોમાંથી શ્રેષ્ઠને ચંદ્રક આપવો જોઈએ. (૩) શ્રેષ્ઠતા નક્કી કરવાને માટે તે વિષયના તદ્વિદોની પરીક્ષક-સમિતિ નીમવી જ જોઈએ, જેથી હાથ ગણવાની જાડી રીત ન લેવી પડે. આટલું તો તાત્કાલિક થવું ઘટે. તો જ ચંદ્રકની પ્રતિષ્ઠા ઉત્તરોત્તર વધતા જવાની આશા રાખી શકાય.

આ સૂચના પરથી, કોઈ આ વર્ષના ચંદ્રક-દાનની પસંદગી પર અમે કશીય ટીકા કરીએ છીએ એમ રખે માની બેસે. ભાઈ ઉમાશંકરને ચંદ્રક માટે પસંદ કરવા માટે સભાને અને એમને ધન્યવાદ ઘટે છે.

## કેટલાક ગુજરાતી પર્યાયો

એક વિદ્યાર્થી નીચેના શબ્દોને માટે ગુજરાતી પર્યાયો પૂછે છે:

ગાડીનો 'ક્રોસ'; 'ક્રોસિંગ'; 'ક્રિકેટ', 'મૅચ', 'ગોલ', 'ફૂટબૉલ', 'રટંપ'. ઘણાખરા શબ્દો રમતના છે. ક્રિકેટ, ફૂટબૉલ, અને એ બે રમતોની 'મૅચ' એ શબ્દો તો, મને લાગે છે કે, ભાષામાં તત્સમ રૂપે જ સ્થાન પામ્યા છે, એમ માનવું જોઈએ. પરંતુ બીજી રમતોની 'મૅચ' નહિ, પણ હરીફાઈ, સ્પર્ધા, શરત વગેરે આપોઆપ કહેવાય છે. એટલે 'મૅચ'ને, એ શબ્દ જે બે રમતો મારફત રૂઢ થયો છે, તે પૂરતો સમજાશે, એમ લાગે છે.

'ગોલ' માટે દેશી શબ્દ 'પોયું' છે જ. જુઓ જોડણીકોશ. તેને રૂઢ કરી શકાય.

'સ્ટૅપ' માટે અમારા જમાનામાં 'ખલવું' શબ્દ જ વપરાતો. આજ પણ એ શબ્દ કામ દઈ શકે છે.

અંતે રહે છે ગાડીનો 'ક્રૉસ' થાય છે તે. 'બે ગાડીઓ ક્યાં મળે છે?' એમ કહેવાથી આખો ભાવ આવી જાય છે. રેલવેના 'ક્રૉસિંગ'ને માટે 'ફાટક' શબ્દ આપણે બોલીએ જ છીએ. એક બીજા અર્થમાં પણ 'ક્રૉસિંગ' વપરાય છે—"મેલ અને લોકલનું 'ક્રૉસિંગ' ક્યાં થશે?" આને માટે તો એમ કહી શકાય—'મેલ અને લોકલ ક્યાં મળશે?' 'ક્રૉસ, ક્રૉસિંગ' જેવા શબ્દો પારિભાષિક ન કહેવાય. એમને માટે તો પર્યાયો યોજવાનું જ હોઈ શકે. 'મળવું' ક્રિયાપદ દ્વારા એ સહેજે બની શકે છે.

**જોડણીની કેટલીક ભૂલો**

એક ભાઈ લખે છે, 'જાગૃત' લખાય છે એ, સંસ્કૃત પ્રમાણે, ખોટું છે; 'જાગ્રત' ખરું. આ વાત બરોબર છે. પણ 'જાગૃત' એટલું રૂઢ થઈ ગયું છે કે, રૂઢિને ખાતર જોડણીકોશકારોને, તેને સંસ્કૃત કહ્યા વગર પણ, દાખલ કરવું પડ્યું છે. શુદ્ધ સંસ્કૃત પર આગ્રહ રાખનારાઓ 'જાગ્રત' લખે. અને ક્રમે ક્રમે જો ગુજરાત તે જ લખતું થઈ જાય તો, અંગ્રેજી 'civilise' 'civilize' ના વિકલ્પમાં હવે પાછલો જ રહ્યો છે તેમ, આગળ પર કોશકારો 'જાગૃત' રદ કરી શકશે. કદાચ આપણી 'ઋ'ને 'ર' પેઠે બોલવાની ટેવ પરથી વહેમાઈને, 'ર' નો 'ઋ' કરી, ખરા 'જાગ્રત'નું ખોટું 'જાગૃત' થઈ ગયું હશે?

એક ભાઈ 'બિચારા'ની દયા ખાઈને કહે છે કે, 'બિચારા'ને 'બીચારું' શું કામ લખવું? જ્યાં વિકલ્પ હોય ત્યાં બેઉ પક્ષને સંતોષ થવો જોઈએ; તેની ખાસ ફરિયાદ ન હોય. 'બીચારું' રૂપ ફારસી તત્સમ માની તેમાં દીર્ઘ 'બી' સ્વીકારાઈ લાગે છે. ફારસી રૂપ 'બેચારઃ' તો છે. 'બીચારઃ' પણ શુદ્ધ છે કે કેમ એ વિષે કોઈ ફારસી વિશેષજ્ઞ પ્રકાશ પાડશે?

પ્રામાણિકપણે શુદ્ધ જોડણી લખવા ઇચ્છના કેટલાક લેખકો માત્ર ગેરસમજથી કેટલીક ભૂલ કરતા લાગે છે; જેમ કે, 'શરૂ' 'શરૂઆત'. અરબી 'શુરૂઅ' પરથી હોવાથી 'શરૂ' 'શરૂઆત' માન્ય થયું છે. એક જમાનામાં જ્યારે એક 'રૂ' જ લખાતું હતું ત્યારે સૌ 'શરૂ' જ લખતા અને વ્યુત્પત્તિથી પણ એ માન્ય કરાય એવું હતું. પણ જોડણીકોશે 'રુ' દાખલ કર્યો અને તેના નિયમ પ્રમાણે શબ્દનો અંત્ય ઉ હ્રસ્વ રાખવો, તેથી કેટલાક 'શરુ' એવી પ્રામાણિક ભૂલ કરે છે. પણ તે 'શરૂ' જ જોઈએ.

આવી જ ભૂલથી ફારસી 'જુદા' પરથી બનેલો 'જુદું' શબ્દ તત્સમ હોઈ હ્રસ્વ છે, તેને કેટલાક 'જૂદું' કરે છે, તે 'જુદું' જોઈએ.

કેટલાકને શંકા પડી છે કે 'વેર'માં હશ્રુતિ છે! આ તો કોઈ પ્રાંતીય કે ખોટા ઉચ્ચારનો વહેમ લાગે છે. સં. 'વૈર' પરથી તે છે અને તેથી તેનો 'ઍ' ઉચ્ચાર છે. એમાં ક્યાંય હશ્રુતિ નથી. અને એથી ઊલટું, 'બહેન'માં [सं. भगिनी, प्रा. बहिणी, हिं. बहिन, म. बहीण] હશ્રુતિ નહિવત્ જણાઈ છે! ના, તેમાં બરોબર હશ્રુતિ છે, જે 'બનેવી'માં પણ છે, પરંતુ તેના લંબાણથી તે સ્થાનાન્તર થઈ 'ને'માં બોલાય છે; અને 'હ' ન લખવામાં જોડણીની સહેલાઈ સાથે રૂઢિમાન્યતા પણ છે. કાઠિયાવાડમાં 'બહેન'ની હશ્રુતિ સ્પષ્ટ નથી ઉચ્ચારાતી એમ ત્યાંના મિત્રો કહે છે.

ભૂતકૃદંત 'થયેલું' 'ગયેલું' વગેરેમાં યકાર શું કામ, એવી શંકા થઈ છે. 'એલું' પ્રત્યય લગાવવાથી જ યશ્રુતિ ઉમેરાઈ છે, એ ઉચ્ચારશુદ્ધ છે; અને તે વ્યુત્પત્તિશુદ્ધ પણ છે. વ્યંજનાન્ત ધાતુમાં યશ્રુતિની જરૂર નથી. દા૦ ત૦ લખેલું, કરેલું ૪૦. પણ સ્વરાન્તમાં જોઈએ. પ્રશ્ન પછી એટલો જ રહ્યો કે તે વ્યક્ત કરવી કે નહિ. જ્યાં ત્યાં વિકલ્પો કરવા એ કાંઈ સારી વ્યવસ્થા તો ન જ લેખાય. જોડણીકોશે ય વ્યક્ત કરવાનું સૂચવ્યું છે, અને તે યોગ્યતાપૂર્વક. [આ યશ્રુતિની ઉત્પત્તિ વિષે જુઓ કમળાશંકરનું બૃહદ્વ્યાકરણ પા. ૨૬૬ તથા કૃદંત-ચર્ચાનું પ્રકરણ પા૦ ૨૧૮-૯.]

'ત્રણ વાગ્યે, છ વાગ્યે' ૪૦ માં કેટલાક 'વાગે' લખે છે, એ વ્યાકરણ પ્રમાણેય ભૂલ છે. 'કર્યે, ગયે, ખાધે, નાચ્યે' ૪૦ની જેમ 'વાગ્યે' શુદ્ધ છે.

**સુધારો**

'શિ૦ સા૦' ના ગયા અંકમાં પા. ૨૭૩માં નીચે એક ચીની કાવ્યનો અનુવાદ આપ્યો છે, તેમાં પહેલી લીટી નીચે મુજબ સુધારીને વાંચવી :

'સરિતાની પવનલહરીઓએ મને ગાવાને પ્રેર્યો.'

'ગાવાને' પદ છાપવામાં રહી ગયું હતું.

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ

ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)

નગીનદાસ પારેખ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૧ — અંક ૯

જૂન — નવજીવન, અમદાવાદ — ૧૯૪૦

વર્ષ ૧ અંક ૯

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાંનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧—અંક ૯] અમદાવાદ [જૂન, ૧૯૪૦

## નવી કેળવણીનો કોલ

નવી કેળવણી નવી જિંદગીનો સંદેશ છે. પણ કેવી જાતની નવી જિંદગી? દેશના ધારાધોરણમાં પલટો કરાવનારા જેની આશા આપે છે એવી નવી જિંદગી નહિ. ધારાધોરણમાં પલટો થવાથી આપણા માર્ગની એક રૂકાવટ જરૂર દૂર થશે અને આગળ ચાલવું સહેલું થશે. પરંતુ ઘણા સારા ધારાધોરણવાળા દેશ પણ બીજા દેશોને બરબાદ કરે છે અને પોતાની આબાદી માટે બીજાનાં ઘર ઉજાડે છે, એવી નવી જિંદગી પણ નહિ કે જેમાં પૈસા કમાવાનું સહેલું થઈ જશે. કારણ કે, પૈસાથી આરામ પણ ખરીદાય છે અને રોગ પણ ખરીદાય છે. આપણે જે નવી જિંદગી જોઈએ છે તે ફક્ત પેટ ભરવાની વ્યવસ્થા માત્ર નહિ હોય; કારણ કે માણસ ફક્ત રોટીથી જીવતો નથી; અને એમ પણ બને છે કે, પોતાનું પેટ ભરવા બીજાઓને ભૂખે મારવામાં આવે છે. આ નવી જિંદગી દુનિયાને એવી રીતે નહિ બદલે કે જેના બદલાવાથી માણસ સારો થઈ જાય.. પરંતુ એ માણસને એવી રીતે બદલશે અને તૈયાર કરશે કે જેથી તેની દુનિયા પોતાની મેળે જ બદલાઈ જાય. એ આંખને એવું તેજ આપશે કે જ્યાં જુએ ત્યાં પ્રકાશ થઈ જાય. એ હાથને એવી સફાઈ આપશે જે દિલને પણ સાફ બનાવી દે. એ મજૂરીના પરસેવાના ટીપાંને મોતી બનાવી દેશે. એ સાચા, સારા અને ધારેલું કરીને જ છોડે એવા અટલ માણસો તૈયાર કરશે કે જેઓ ભલાઈના સાથી અને બૂરાઈના દુશ્મન હશે, જેઓ પોતાની વાત ભારપૂર્વક કહી શકે અને બીજાની વાત ધીરજથી સાંભળી શકે, જેઓ પોતાના પગ પર ઊભા રહી શકે અને બીજાને આધારરૂપ પણ થઈ શકે.

મેં નવી કેળવણીને નવી જિંદગીનો સંદેશ કહ્યો, પણ એથી પૂરતી સ્પષ્ટતા નથી થઈ. એ નવી જિંદગીનો કોલ પણ છે. આ એવો કોલ છે કે જો તે પૂરો થાય તો સંતોષ, સ્વમાન, મેળ અને આઝાદી—બધું પ્રાપ્ત થઈ જાય. પણ આ કોલ કોણે આપ્યો અને કોને આપ્યો? એ કોલ આપણે નવી કેળવણીનું કામ કરનારા એકબીજાને આપીએ છીએ અને આપણા દેશની નવી પેઢીને આપીએ છીએ. આપણાં વિદ્યાલયોમાં અમે માણસની સૂરત એવી બગડતી જોઈ છે કે રોવું આવી જાય. કોઈક જગ્યાએ જોયું કે, માથું એટલું મોટું થઈ ગયું છે કે જેથી હાથ પગ સુકાઈ ગયા છે; કોઈ જગ્યાએ હાથપગ મજબૂત જોયા તો માથું ખાલી અને આંખો આંધળી જોઈ. માણસના આ જ રોગ જિંદગીના અસલ રોગ છે. અને આપણે નવી કેળવણીનું કામ કરનારા એકબીજાને કોલ આપીએ છીએ કે, સાથે મળીને અને એકબીજાને મદદ કરીને સુડોળ શરીર, જાગ્રત હૃદય, વિચાર કરનારું મગજ અને પોતાની અને સમાજની સુધારણાના સાચા શોખવાળા નવજુવાનો પેદા કરીશું; અને જ્યારે નવજુવાનો તૈયાર થઈને આ કામ પોતાના હાથમાં લઈ લે અને આપણને આરામ લેવાની રજા આપે ત્યારે જ દમ લઈશું.

'નઈ તાલીમ'માંથી ઝાકીર હુસેન

# શિક્ષકના માનસનો વિચાર

"શિક્ષકની આગળ પડેલું કઠણ કામ તે આ છે: દરેક બાળકના મનોબંધારણનાં વિશેષ લક્ષણો પારખવાં; એના અણુઘડાયેલા માનસમાં શું ચાલી રહ્યું છે તે વિષે, નાનકડી નિશાનીઓ પરથી, અનુમાન કરવું; યોગ્ય અને પૂરતો પ્રેમ તેના પર દાખવવો અને તેની જ સાથોસાથ અસરકારક પ્રમાણમાં તેની ઉપર કાબૂ પણ ધરાવવો. શિક્ષકના આવા કઠણ કામનો જ્યારે વિચાર કરવામાં આવે છે, ત્યારે મનમાં એમ થયા વગર રહેતું જ નથી કે, મનોવિશ્લેષણના જ્ઞાનનો સારો પાયો એની પાસે હોવો એ શિક્ષકના ધંધાની એકમાત્ર અને પૂરતી તૈયારી છે. એને સારુ, સારામાં સારુ એણે એ કરવા જેવું છે કે, પોતાના જ માનસનું વિશ્લેષણ મેળવવું; કારણ કે, અંતે જોતાં, અંગત જાતઅનુભવ વગર વિશ્લેષણ-વિદ્યા ઉપર કાબૂ ન આવી શકે. બાળકોના જ માનસના વિશ્લેષણ કરતાં શિક્ષકો અને કેળવણીકારોના પોતાના જ માનસનું પૃથક્કરણ એ વધારે વ્યવહારુ છે, અને મનના રોગો સામે ઔષધની સુરક્ષારૂપ દેખાય છે; અને તેનો અમલ કરવામાં કશાં એવાં ભારે વિઘ્નો નથી."

સિગ્મંડ ફ્રૉઈડ

શિક્ષણમાં માનસશાસ્ત્રનો વિચાર ખૂબ થાય છે. પરંતુ તેમાં મોટે ભાગે અને મુખ્યત્વે બાળક કે વિદ્યાર્થીના માનસનો જ વધારે વિચાર થાય છે; તેથી તે વધારેપડતો અને પરાયો પણ થઈ જાય છે એમ લાગે છે. શિક્ષણની ચેતનક્રિયા માત્ર શિષ્ય પર જ આધાર નથી રાખતી; શિક્ષક પણ તેમાં એટલો જ ભાગ ભજવે છે, કદાચ વધારે ભજવતો હશે. અને કેળવણીશાસ્ત્રીઓ એના ભાગને વધારેપડતો ઠરાવે તોય વાંધો નથી, કેમ કે તેથી તેમને એટલું તો સ્વીકારવું પડશે કે, શિક્ષકનું પણ માનસશાસ્ત્ર વિચારવા જેવું છે.

બાળક કે વિદ્યાર્થીની જાતો જોઈને જેમ તેમના નક્શા પડાય છે, કે એક નમૂનો કલ્પીને એના માનસનો નિરપેક્ષ વિચાર કરવામાં આવે છે, તેમ શિક્ષકને પણ એવા શાસ્ત્રીય સાંણસામાં ન લઈ શકાય? અને એમ એનો નિરપેક્ષ નમૂનો ગોઠવી લઈને તેના માનસનું ઝીણવટથી નિરૂપણ ન થઈ શકે?—ન થવું જોઈએ? મને લાગે છે કે, આ દિશામાં પણ સંશોધન અને શક્ય હોય તો શાસ્ત્રરચનાની જરૂર છે. બાળકના માનસને થોડી વાર છોડીને એ તરફ જો આપણા શાસ્ત્રીઓ વળે તો બીજી રીતે પણ ઘણો લાભ થાય એમ છે.

એક લાભ તો પ્રત્યક્ષ દેખાય જ છે કે, શિક્ષકના માનસનો વિચાર કરતી વખતે તે કયા રાષ્ટ્રનો છે, કઈ કેળવણી અને કેવા સંસ્કાર પામ્યો છે, કેવા જ્ઞાનનો રસિયો છે, કેવા આદર્શવાળો છે, એવા એવા અનેક પ્રશ્નો વિચારવા પડશે. એટલે કે, બાળ-માનસશાસ્ત્રમાં જે એક પ્રકારની નીરંગ૦ (છતાં શાસ્ત્રીય કહેવાતી) અન્વેષણપદ્ધતિ છે, તે તો અહીં નહીં જ ચાલે. એટલે, આ સંશોધનમાં વ્યવહારુ કાંઈક ફાયદો થશે.

શિક્ષકનો ધંધો કરવા માગનારને માટે કાંઈક લાયકાતનો વિચાર આવશ્યક છે. પરંતુ તે બાબત આજ કેટલું ધ્યાન અપાય છે? શિક્ષકો ધંધામાં દાખલ થાય છે એ તે ધંધાના કોઈ પ્રેમને લીધે! એને માટે કશો ખાસ પ્રયત્ન કરીને તૈયાર થયા છે કે થવા ઇચ્છા ધરાવે છે તે સારુ? આ પ્રશ્નનો ઉત્તર નક્કી ના જ મળશે. છતાં, એમ તો નથી જ કે, શિક્ષકને માટે અમુક લાયકાત નથી જોઈતી. જેમ કે, સરકારી 'મોરે' કમિટીએ પોતાના નિવેદનમાં શિક્ષકની લાયકાત વર્ણવી છે કે, તેને બાળકો પ્રત્યે સ્વાભાવિક પ્રેમ હોય, ધંધા માટે પ્રેમ હોય, એ તો ખરું. ઉપરાંત તે જણાવે છે કે, તેનામાં વ્યાપક રાષ્ટ્રીય દૃષ્ટિ હોવી જોઈએ, સંકુચિત કોમી કે નાતજાતની દૃષ્ટિના પૂર્વગ્રહો ન હોવા જોઈએ. અને છેવટે તે કહે છે, 'શિક્ષક જે બાળકોને ભણાવશે તેમનાં મન તથા જીવન ઉપર એ શિક્ષકના વ્યક્તિત્વની, એના ચારિત્ર્યની, એની દૃષ્ટિની ભારે જબરી અસર થયા વગર નહિ જ રહે.' આટલી વસ્તુઓ બાદ તે કમિટી કહે છે કે, ઉપરાંત તે શિક્ષક પાસે સંગીન સામાન્યજ્ઞાનની મૂડી હોવી જોઈએ. એટલે, શિક્ષકની લાયકાત વિષે વિચાર કરવાની જરૂરિયાત મહત્ત્વની વસ્તુ છે. પરંતુ આજની દશા જોઈએ તો લાયકાતનો વિચાર શિક્ષકોને અને એમના ઉપરીઓને

વેદિયાવેડા કે અવ્યવહારુ આદર્શ-વેડા લાગે છે. એ વિષેની કશી પણ વાત કે ચર્ચા નીકળે છે ત્યારે ઝટ દઈને પેટની લાગેલી વેઠ બતાવવામાં આવે છે; જાણે કે પેલી લાયકાત પોતે મેળવે તો પેટની વેઠ વધી જવાની ન હોય! કોઈ તો વળી કહે છે, 'સરકારી તંત્રને તમે જાણતા નથી. તમારા સેવાના ક્ષેત્રમાં આવી વાતો શોભે. સરકારી નોકરીમાં તો એવું કરવા જઈએ તો વગરફોગટના મરી જઈએ.' વગેરે.

આવું જોઈએ છીએ ત્યારે વિચાર આવે છે, જે યોજનામાં શિક્ષક પાસે અમુક ગુણોની આશા રખાઈ છે, જે યોજના તો જ જીવંત શક્તિ બની શકશે, તેનું આવા વાતાવરણમાં ત્યારે શું થશે? જે નાગરિકનો આદર્શ વર્ધા યોજનામાં મૂકયો છે એ આદર્શને ચાહનારા ને યથાશક્તિ અપનાવનારા શિક્ષકો ન હોય તો આખી યોજના જ નિષ્પ્રાણ ન થઈ રહે? આજ શિક્ષકનું કામ અમુક ભણાવી દઈને પરીક્ષામાં પરિણામ બતાવવું, જે પરથી એના ડિપોટી એની તારીફ કે ટીકા કરે, અને એમ મજેથી ખાતું ચાલે, એટલું છે. ભણાવવાની પદ્ધતિ એને આવડે એટલી ગરજ મનાઈ છે; ઉપરાંત કશો વિચાર નથી કરાયો. એવા તંત્રમાં ટેવાયેલું ખાતા-માનસ આ યોજનાને પણ એવા કોઈક બીબામાં નહીં ઉતારે? એ વિષે ભીતિ તો રહે જ છે, એમાં શંકા નથી. એનો ઉપાય એક જ છે અને તે એ કે, હવે શિક્ષણ-શાસ્ત્રીઓએ શિક્ષકના માનસનો પણ વિચાર કરવા લાગવું જોઈએ. શિક્ષકસંઘો આવા વિચારો કરે; તે પોતાના પગાર-વધારા, પ્રોવિડન્ટ ફંડ, અને એવી જ ચર્ચાઓએ અટકી ન રહે. પોતાની ધંધાદારી લાયકાત વધારવાનો પણ વિચાર હવે આપણ શિક્ષકોએ કરવો જોઈશે. અને એવી લાયકાત વધારવાને માટે જે માનસવિશ્લેષણ, માનસપરીક્ષા, અને આંતરજાગૃતિ રાખવાં પડશે, તથા તે મુજબ જીવનને ઘડતા જવું પડશે, તેમાંથી જ સાચી અને શિક્ષકના ધંધાને માટે આવશ્યક તૈયારીરૂપ ચિત્તવિદ્યા મળી શકશે. આજે અધ્યાપન મંદિરોમાં જે ચિત્ત-વિદ્યાને નામે શીખવાય છે એ ખાલી મનને ત્રાસદાયી જ અને પરાયું ભણતર થઈ પડે છે. એ વિદ્યાનો ઉપયોગ જાણે બાળકને જ માટે હોય અને સર્વને માટે નહીં, એમ પોતપોતાની મેળે સૌ સમજી બેસે છે. એ વિદ્યામાં બાળકને બિચારાને પ્રયોગશાળાના એક પૈંદા જેવો ગણી લેવાય છે. એના આત્મા તથા મનઃશક્તિ વિષે વધારેપડતા ચોકસ ખ્યાલો કે અનુમાનો કરવામાં આવે છે; અને પછી ભયંકર તો એ છે કે, એવાં અપ્રમાણ અનુમાનો ઉપર ખેલો ખેલવામાં આવે છે. બાળકોની મનઃશક્તિની અજમાયશોનાં ચોકઠાં પણ વિચારવામાં આવે છે, અને એ ચોકઠાં પ્રમાણે બાળકોની શક્તિના કયાસ કરીને તક્તા પડાય છે. આ બધું આજે કેળવણીમાં માનસ-શાસ્ત્રને નામે ચાલે છે. આવાં પાયા વગરનાં અને પોતાની જાતને સાચવીને કરાતાં તરકટો જોઈ, અખાએ એને જ મળતાં અધ્યાત્મક્ષેત્રનાં તરકટો માટે કહેલો અંધારકૂપ શબ્દ યાદ આવે છે. એ કૂપનો દીવો એક જ છે અને તે આત્મવિશ્લેષણ; પોતાની જાત-પરીક્ષા. જે શિક્ષક પોતે પોતાના જીવનના ઘડતરમાં જાગ્રત નથી, તે માનસશાસ્ત્ર શીખીનેય શું જાણવાનો કે સમજવાનો હતો? આજના શિક્ષકની કેળવણીમાં માનસશાસ્ત્ર એક અનિવાર્ય વિષય મનાયું છે; પરંતુ, આજનું શિક્ષણ બાળકોના માનસનું ઘડતર કરવાને યોજાયેલું છે, એમ કહી શકાય? એને એક ખાતા જેવું કરી મુકાયું છે એ તેવા દાવાને ખોટો જ નથી ઠરાવતું?

આ લખાણ લખ્યા પછી એક મિત્રે આ લેખને મથાળે મૂકેલું ફ્રૉઈડનું વાકય દેખાડયું, તે આ બાબત કેવું સચોટ કથન છે? પોતાના માનસને જાણનાર માણસ જ કદાચ પારકાનું મન જાણી શકે તો શકે. તેથી ફ્રૉઈડ એને વધારે વ્યવહારુ કહે છે; પણ ખાસ તો એને સુરક્ષિત માર્ગ કહે છે, એ તરફ હું શિક્ષકોનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. આપણે તો એમ માનીએ છીએ શું, પ્રત્યક્ષ અનુભવીએ છીએ કે, પોતાનું જ મન પોતે જ બરોબર નથી જાણી શકતા, તો પારકાનું તો કયાં જ રહ્યું! છતાં, શિક્ષણને નામે ચાલતા વ્યાપારમાં, માનસ-શાસ્ત્રને નામે પારકાનાં મન જ જાણવાની અને દોરવાની પણ ધૃષ્ટતા ખેડાય છે. તે વખતે આ એક આવશ્યક વસ્તુ થઈ પડે છે કે, તેની પૂર્વ-શરત પોતાનું માનસ જાણવું એ છે. અને એનું ખેડાણ એ પણ શિક્ષણની એક આવશ્યક તૈયારી છે.'

**મગનભાઈ દેસાઈ**

# સર્વધર્મી સંસ્કૃતિનાં મૂળ

હું જ્યારે જ્યારે અહીં* આવ્યો છું ત્યારે ત્યારે મેં પ્રસન્નતા અનુભવી છે. આજે પણ હું ખૂબ પ્રસન્નતા અનુભવી રહ્યો છું.

અહીંના કામની માહિતી મને વાર્ષિક હેવાલો મારફતે અને કાંતણના આંકડાઓ મારફતે મળ્યા કરે છે. અને જ્યારે જ્યારે એ માહિતી મને મળે છે ત્યારે ધ્યાનપૂર્વક હું તે વાંચુ છું. એ ઉપરથી હું એટલું તો જોઈ શકયો છું કે અહીં કાંતણનો વિસ્તાર ખૂબ થયો છે. બાળકો કાંતણ તરફ ધગશ ધરાવે છે અને ચીવટથી કાંતે છે એ આનંદની વાત છે. જ્યારે હું મારી મુસાફરીનો હિસાબ ગાંધીજીને આપીશ ત્યારે તેમને અહીંની વાત કરીશ. ગાંધીજીને કાંતણ પ્રત્યે ખૂબ રસ તો છે જ, પણ તેમની પાસે જ્યારે નક્કર ભાષા અને ચોક્કસ આંકડા રજૂ કરવામાં આવે છે ત્યારે તેઓ ખૂબ રાજી થાય છે. કારણ કે જેઓ સંગીન કામ કરે છે તે જ આંકડા રાખી શકે છે. એવા આંકડામાંથી મને પણ પ્રેરણા મળે છે.

મારે માટે હમણાં એમ કહેવામાં આવ્યું કે મારામાંથી પ્રેરણા મળો. પરંતુ આ સંસ્થાનો તો મંત્ર જ 'आत्मदीपो भव ।' છે. જ્યારે જ્યારે હું અહીંનો દેવાલ જોઉં છું અને તેની ઉપર आत्मदीपो भवनું સૂત્ર વાંચુ છું ત્યારે ત્યારે મને એમ લાગે છે કે જે કાર્ય અહીં આત્મવિશ્વાસથી અને આંતરપ્રેરણાથી શરૂ કરવામાં આવ્યું છે તેની પાછળ આધ્યાત્મિક વૃત્તિ રહેલી છે. એવી આધ્યાત્મિક વૃત્તિ વિના કોઈ પણ કામ સારી રીતે થઈ શકે નહિ અને લાંબો કાળ ટકે પણ નહિ. ભગવાન બુદ્ધે કેવળ આત્મવિશ્વાસ અને આત્મબળ વડે જ આત્મસાક્ષાત્કાર કર્યો હતો. ગામડા ગામમાં આવાં કામ કરતાં ઘણી કઠણાઈનો સામનો કરવો પડે છે, પણ જેઓ આ રીતે આધ્યાત્મિક વૃત્તિથી કામ કરે છે તેઓ આમ કઠણાઈઓને ઓળંગી જાય છે.

હું અહીંની કળામાં પણ એ જ વૃત્તિ જોઈ રહ્યો છું, અને તેથી આ કળા એ માત્ર વિલાસ નથી પણ કળાનો વિકાસ છે. કળાના આવા વિકાસમાંથી જે અકૃત્રિમ વાતાવરણ પેદા થયેલું છે તે જોઈને હું રાજી થયો છું.

* * *

અત્યારે જગતમાં અનેક જાતના ફેરફારો થઈ રહ્યા છે. અને તેમાં હિન્દુસ્તાન કઈ દિશાએ જશે એની ચિંતા ઘણા જણને થાય છે. જે દેશો સ્વતંત્ર છે તે અત્યારે જુદી જુદી જાતના નવા પ્રયોગો કરી રહ્યા છે. આપણે પણ એ સંક્રાન્તિકાળમાંથી પસાર થઈએ છીએ. આપણી પાસે જૂની આધ્યાત્મિક મુડી છે, પણ જેઓ માત્ર ભૂતકાળ તરફ જ નજર રાખી રહે છે અને તેને જ વળગી રહે છે તે ભૂતના ઉપાસક છે. એની ઉપાસનાથી માણસ આંધળો બની જાય છે, એની નજર ટૂંકી થઈ જાય છે, અને પારકાનું કમાયેલું ખાનાર માણસની જેમ એ જડ — આળસુ — બની જાય છે. જૂનું એટલું સારું કહીને તેને જ સંઘરીને બેસી રહેવાની વૃત્તિ સારી નથી. માણસે દુનિયાની બધી સારી વસ્તુઓને અને શુભ તત્ત્વોને સત્કારતાં શીખવું જોઈએ. પોતાના ભવિષ્યના ધ્યેયને ભૂલ્યા વિના જે ભૂતકાળને ધ્યાનમાં રાખીને ચાલે છે તે જ આગળ વધી શકે છે. જે ભૂતકાળને વફાદાર છે, વર્તમાનમાં જીવે છે અને ભવિષ્ય તરફ પ્રયાણ કરે છે તે જ આસ્તિક છે અને તે જ ધાર્મિક પણ છે.

વેદકાળમાં રામ-કૃષ્ણની ઉપાસના ન હતી અને ત્યારે આપણા દેશમાં જ્ઞાતિઓના વાડા પણ નહોતા. રામ, કૃષ્ણની ઉપાસના પાછળથી શરૂ થઈ અને જ્ઞાતિઓ પણ પાછળથી જ ઉત્પન્ન થઈ. આજે અનેક નાતો પેદા થઈ છે તેથી પરસ્પર ભેદભાવ વધ્યો છે. આ ભેદભાવ ટાળવા માટે આપણે આજે એ પેટા નાતોના વાડા તોડવા પડશે. હિન્દુધર્મનો વિકાસ એ જ રીતે જૂનું તોડીને નવાનું સર્જન કરતાં કરતાં અને સારું હોય તે સત્કારવાથી થયો છે. એક વડમાંથી જેમ અનેક વડવાઈઓ નીકળીને તેનું વિશાળ વટવૃક્ષ થાય છે તેમ હિન્દુધર્મ પણ જીર્ણ છોડીને નવું સ્વીકારતાં-

*શ્રી. હાદાસાહેબે નૂતન ગ્રામ વિદ્યાલય, ગંભીરામાં પ્રાર્થના પછી કરેલું પ્રવચન. તા. ૨૬-૧-૧૯૪૦

સત્કારતાં શાખ્યો-ફૂલ્યો છે. હિંદુધર્મ તો અશ્વત્થ છે. તેનો વિકાસ થવાનો નથી એમ જે માને છે તે તેનો દ્રોહ કરે છે. હવે આજે એવો કાળ આવી લાગ્યો છે કે જ્યારે હિંદુધર્મ ફરી જાગૃત બનીને જીવશે. કારણ કે હિંદુધર્મે આજ સુધીના ઇતિહાસથી એમ બતાવી આપ્યું છે કે દુનિયાના બધા ધર્મો ઈશ્વરના જ ઉપાસક છે અને તેથી સર્વ ધર્મો એક જ કુટુમ્બી છે. ધર્મોમાં પરસ્પર યુદ્ધ જ ન હોય. માણસ માણસ સાથે વખતે લડે પણ ધર્મ કદી ન લડે. કોઈ ધર્મે આપણને લડતાં શીખવ્યું નથી. ધર્મમાત્ર આત્માના વિકાસ અર્થે છે, ઈશ્વરપ્રાપ્તિ માટે છે; અને જે પ્રજા આ સિદ્ધાન્ત સ્વીકારે છે તે જ જગતમાં બન્ધુત્વ વધારે છે. હું કેટલાક ખ્રિસ્તી પાદરીઓને પૂછું છું ત્યારે થોડીક શરમથી પોતાનો ધર્મ જ સાચો છે એમ કહે છે. એમ છતાં પણ તેમને હવે આપણી આ ધર્મકુટુંબની વાત સાચી લાગવા માંડી છે. હું તેમને કહું છું કે જો તમે હિન્દની યાત્રાએ આવ્યા છો તો પોતાનું જ સાચું એવી ભાવના છોડી દો અને હિંદુધર્મ પાસેથી એટલું તો શીખો જ કે બધા ધર્મો અંતે તો એક જ છે, અને તેમનું અંતિમ લક્ષ્ય ઈશ્વરપ્રાપ્તિ છે.

અત્યારે આપણા દેશમાં સર્વ ધર્મનો સમન્વય કરનાર નવી સંસ્કૃતિ પેદા થઈ રહી છે. આપણે ત્યાં આજ સુધીમાં જગતની જેટલી પ્રજાઓ અને જેટલા ધર્મો આવ્યા તેમને સહુને પોતામાં સમાવીને હિન્દી સંસ્કૃતિ પુષ્ટ બની છે. અને એમ છતાં હિંદી સંસ્કૃતિએ પોતાનું મૂળ નથી છોડ્યું. આજના કઠિન કાળમાં જ્યારે જગતની અન્ય પ્રજાઓ હિંસક સાધનો વડે એકબીજાનો વિનાશ કરી રહી છે ત્યારે આપણે એક એવી અમર સભ્યતા ઘડવાની છે કે, જેના વડે આખું વિશ્વ શાન્તિ અને સ્વાતંત્ર્ય અનુભવે, તથા હિંસક યુદ્ધો અને પરસ્પરના શોષણનો અન્ત આવે.

આપણે બીજી પ્રજા ઉપર પ્રભુત્વ મેળવવાની, તેમની સંસ્કૃતિ કે ધર્મનો નાશ કરવાની વૃત્તિ કદી દાખવી જ નથી. દરેક પ્રજાનાં અને ધર્મનાં શુભ તત્ત્વોને આપણે હમેશાં સત્કાર્યાં છે અને પોતાની સાંસ્કૃતિક સમૃદ્ધિમાં વધારો જ કર્યો છે. આમ કરવાથી આર્ય સંસ્કૃતિ પુષ્ટ બની છે અને હવે આપણે તેને પરિપૂર્ણ કરવાની છે. જો આપણે આ વિશાળ અને જાગ્રત દષ્ટિથી આજે વર્તીશું તો તેમાંથી એક એવી મહાન સંસ્કૃતિ પેદા થશે કે જેની આગળ હિમાલયનું સર્વોચ્ચ શિખર પણ નાનું લાગશે.

* * *

બાળકેળવણીના મૂળમાં હું આ બધાં તત્ત્વોનો વિકાસ જોઉં છું. તેથી જ માનું છું કે બાળકેળવણી લઈ બેઠેલા લોકો ઉપર ઈશ્વરનો વરદ હસ્ત હમેશાં હોય છે. એ જ લોકો માનવજાત ઉપર વિશ્વાસ રાખીને ભાવિ પ્રત્યે પ્રયાણ આદરે છે. આ જ લોકો બાળકોમાં ઈશ્વરનો વાસ જુએ છે અને બાળકોની સેવા દ્વારા ઈશ્વરની સેવા કરે છે — ઈશ્વરી યોજના અને ઇચ્છાઓને ફલીભૂત કરે છે. જેમણે આવું પવિત્ર કામ હાથમાં લીધું છે તેમને સફળતા મળો. ગાંધીજીએ એ જ આશાઉમેદથી વર્ધા યોજનાની અમૂલ્ય ભેટ પોતાના જીવનના ઉત્તરાર્ધમાં જગતને ચરણે ધરી છે. તેમની આજ સુધીની બીજી ભેટો કરતાં વર્ધા યોજનાની આ ભેટ સહુથી મોટી અને પરિપક્વ ભેટ છે. સર્વધર્મ સંસ્કૃતિના મૂળમાં નક્કર બીજ હોવું જોઈએ અને તેમાંથી અમર સંસ્કૃતિ પેદા થવી જોઈએ. આ બીજ વર્ધા યોજનાની અંદર પડેલું છે. એ તમે બરાબર સમજો અને બાળકોની आंतर प्रवृत्ति कर्म द्वारा થાય એમ કરો. માત્ર શબ્દોનો વિલાસ નહીં કરતા અને બાળકોને માત્ર ચોપડીઓમાં નહીં રોકી રાખતા. તેમને કુદરતનું અને જીવંત વસ્તુઓનું નિરીક્ષણ-પરીક્ષણ કરવા દેજો. કારણ કે એ ચીજો ઈશ્વરે જ પેદા કરી છે. બાળકો એ આજના યુગનાં ફૂલ છે, તેમાંથી જ ફળ તૈયાર થશે. માટે આ કામ કરનારે પ્રેમપૂર્વક અને યોગવૃત્તિથી તેનું રહસ્ય સમજી લેવું જોઈએ અને તેમાંથી અખૂટ પ્રેરણા મેળવવી જોઈએ.

સાધનને સાધ્ય માની બેસવાની ભૂલ એ દુનિયાદારીનું રહસ્ય છે.

— ડીન ઇન્જ

# માણસની સ્વાભાવિક અહિંસાવૃત્તિ

૪

ઉપરનું આખું વિવેચન માન્ય કરતાંય વાચકના મનમાં એક પ્રશ્ન ઊઠવાનો સંભવ રહે છે. જે બીજા માટે સમાધાનપૂર્વક કષ્ટ વેઠે છે તેને વિષે અમારે કશું કહેવાપણું નથી; પણ એક બાજુએ સ્વાર્થતૃપ્તિના વિકૃત વિકાસની અને બીજી બાજુએ સમાધાનપૂર્વક નહિ પણ લાચારીથી કષ્ટ સહન કરવાની પરિસ્થિતિ હોય ત્યારે તે સ્થિતિને પ્રાકૃત કે સંસ્કૃત એમાંથી એકે વિશેષણ લાગુ કરી શકાય નહિ. તેને વિકૃતિ જ કહેવી પડશે. તમારી જ વ્યાખ્યા મુજબ એમાં સહન કરવાપણું છે પણ સમાધાન નથી, તેથી તેને અહિંસા નામ ન આપી શકાય. તેને ભય, લાચારી કે બીજું ગમે તે નામ આપો; પણ તે વિકૃતિ છે એટલું કબૂલ કરવું જ પડશે. આવી રીતે જ્યારે બન્ને પક્ષે વિકૃતિ હોય ત્યારે ન્યાય જેવો એક વિવેક કરવાની જરૂર પડે છે. તે વિવેક નિઃસ્વાર્થી માણસને સ્વાર્થસાધુ પક્ષનું નિયમન કરવા તથા પીડિત પક્ષને મદદ કરવા પ્રેરે છે. ચકલી બિલાડીનું ભક્ષ્ય છે તેથી બિલાડી ચકલીને પકડે તો તેમાં વાસ્તવિકપણે બિલાડી ઉપર ચિડાવાને કે તેમના ઝઘડામાં પડવાને કશું કારણ ન હોઈ શકે. પણ ચકલી રાજીખુશીથી બિલાડીનું ભક્ષ્ય નથી થતી એટલું આપણે ચોક્કસ જાણીએ છીએ. તે તો નિરુપાયે પોતાની પ્રાણહાનિ સહન કરે છે. તેથી આપણામાં એક ન્યાયવૃત્તિ ઉત્પન્ન થાય છે અને ચકલીને છોડાવવા માટે બિલાડીનું નિયમન કરવા તે આપણને પ્રેરે છે. તેમાં બિલાડીને ક્યારેક આપણો સપાટો પણ સહન કરવો પડે છે. વિવેકથી વિચાર કરીએ છીએ ત્યારે બિલાડી ઉપર ચિડાવાનું કશું કારણ દેખાતું નથી.

બિલાડીની પણ દયા આવે છે; તોપણ ફરી એવો જ પ્રસંગ ઊભો થતાં આપણે તે વખતે પણ એવી રીતે જ વર્તવાના. કારણ, સબળ અને નિર્બળ વચ્ચે પોતપોતાની સ્વાર્થી વૃત્તિને લીધે સંઘર્ષ ઉત્પન્ન થતાં સબળ પક્ષનું નિયમન કરી નિર્બળને સહાય કરવાની એક બળવાન વૃત્તિ આપણામાં રહેલી છે. એને અહિંસા કહેવી કે હિંસા? અને કોઈ ઉપાયે કરીને બિલાડીને હાર ખવાડી સ્વસંરક્ષણ કરવાનું બળ આપણે અથવા ચકલી પેદા કરી શકીએ તો તે બળને વિકૃતિ શા માટે ગણવી? આપણે અથવા ચકલીઓ વધારે સંસ્કારી થયાં છીએ એમ શા માટે ન માનવું?

અહીં બિલાડી અને ચકલી ભિન્ન યોનિનાં પ્રાણીઓ છે ખરાં. તેમને માટે જુદો કાયદો અને માણસ માણસ વચ્ચેના સંબંધ માટે કાયદો જુદો એમ કદાચ તમે કહેશો. પણ એમ શા માટે? જો માણસોમાં કોઈ એક વ્યક્તિ અથવા સમૂહ બિલાડી જેવો બને અને બીજો ચકલી જેવો બને તો ત્યાં પણ એ જ કાયદો શા સારુ લાગુ ન કરાય? માટે તમારી અહિંસા-હિંસાના વર્ગીકરણમાં ન્યાયવૃત્તિનું સ્થાન ક્યાં છે તે સ્પષ્ટ કરો.

આનો હવે આપણે વિચાર કરીએ.

વિચાર કરતાં જણાશે કે ન્યાયવૃત્તિ એ માત્ર એક માનુષી વૃત્તિ છે. બીજાં પ્રકૃતિવશ પ્રાણીઓમાં ન્યાયવૃત્તિ જેવી કોઈ સ્વતંત્ર પ્રેરણા નથી; પણ બધાં પ્રાણીઓમાં સહાયવૃત્તિ કરીને એક પ્રેરણા છે. પોતે કષ્ટ વેઠીને પણ સ્વયોનિમાંના કે ભિન્ન યોનિમાંના પ્રાણીઓને મદદ કરવી, એ પ્રાણીમાત્રમાં રહેલી એક વૃત્તિ છે. તેના જ માનુષી રૂપને આપણે ન્યાયવૃત્તિને નામે ઓળખીએ છીએ. સારાંશમાં ન્યાયવૃત્તિ એ પ્રાણીમાત્રમાં રહેલી સહાયવૃત્તિનું જ એક રૂપ છે.

સહાયવૃત્તિના ક્ષેત્રમાં વ્યક્તિ કેવળ એકલી આવી શકતી નથી. બીજી વ્યક્તિઓ કે બીજાં પ્રાણીઓ સાથે તે આવી શકે છે. માત્ર પોતાને માટે મહેનત કરવામાં સહાયવૃત્તિ રહેલી નથી પણ તેમાં જીવનાભિલાષા — પ્રકૃતિધર્મગત હિંસા — છે. પારકા માટે મહેનત કરવી એ સહાયવૃત્તિ; તેમાં સમાધાનપૂર્વક પોતે ઘસાવાની વૃત્તિ હોવાથી તે અહિંસાના ક્ષેત્રમાં આવે છે.

પણ બીજી બધી વૃત્તિઓની જેમ જ સહાયવૃત્તિ પણ માનવયોનિમાં વિકૃત અને સંસ્કૃત બન્ને રૂપમાં પરિણામ પામી છે. ન્યાયવૃત્તિને અહિંસક કે હિંસક ઠરાવવાનો આમાં મુદ્દો નથી, પણ તેનાં પ્રાકૃત, સંસ્કૃત તેમ જ વિકૃત રૂપો ક્યાં છે તે જોવાનો છે ન્યાયવૃત્તિ-સહાયવૃત્તિ — અહિંસાથી ભિન્ન નથી તેથી અહિંસાની શુદ્ધિ-વિકાસ-સંસ્કૃતિમાં જ ન્યાયવૃત્તિનો પણ વિકાસ રહેલો છે

તેથી આ વિષય અહીં છોડી દઈ અહિંસક અને હિંસક સંગઠનના મૂળ પ્રશ્ન તરફ વળીએ.

૫

આ બાબતમાં વાચકોની દૃષ્ટિ નીચે મુજબ હોઈ શકે છે: તમારું આ બધું વિવેચન ખારો કે માની લઈએ. હવે અમારો સવાલ એ છે કે તમારા કહેવા મુજબ સ્વયોનિશત્રુત્વ વિકાર હોય તોય તે આજે માનવસમાજમાં અત્યન્ત દૃઢ થયેલો છે, તેથી કોઈ માનવી ટોળીઓ અમારી ઉપર હુમલો કરતી આવે એવી ધાસ્તીમાં અમારે રહેવું પડે છે. તે ટોળીઓમાં જુદા સંસ્કાર પેદા કરવાનું સાધન પણ અમારી પાસે નથી. તેમના આગેવાનો તો

તેમનો એ વિકાર પોષવાના જ તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે અને નિર્બળ ટોળીઓનો સંહાર કરવાની તૈયારીઓ કરતા હોય છે. આવી પરિસ્થિતિમાં બળવાન હિંસક સંગઠન કર્યા વિના અમારે પણ બીજો કયો માર્ગ છે?

આજે જ જો આ પ્રશ્ન પ્રત્યક્ષ વ્યવહારના વિષય તરીકે આપણી આગળ આવે તો, એટલે કે આજે જ જો આપણને સાચેસાચ સંપૂર્ણ સ્વરાજ્ય મળી જાય અને દેશનું ભલું બૂરું કરવાની છૂટ આપણને મળી જાય તો, દેશના રક્ષણ માટે હાલ પૂરતું તો ઓછાવત્તા પ્રમાણમાં હિંસક સંગઠન કરવાની આપણને જરૂર પડશે; કારણ દેશના રક્ષણ માટે જે વિશિષ્ટ અહિંસક સંગઠનની જરૂર છે તેની હજી આપણે તૈયારી કરી શક્યા નથી. તેથી જેવી રીતે આજની પ્રાન્તીય મહાસભા-સરકારોને પોલીસની નિત્ય અને લશ્કરની નૈમિત્તિક મદદ લેવી પડે છે અને એ રીતે હિંસક સામગ્રી સંગઠિત સ્વરૂપમાં તૈયાર રાખવી પડે છે, તેવી રીતે આજે જ સ્વરાજ્ય મળી જાય તો અખિલ ભારતીય મહાસભા-સરકારને પણ, ભલે પછી તેનું ધ્યેય અહિંસાનું હોય તોપણ, તેમ જ કરવું પડશે.

પણ આ સવાલ આજે આપણી આગળ વ્યવહારના વિષય તરીકે આવેલો નથી. આજે જેમને શિરે દેશ-રક્ષણની જવાબદારી છે તેમનો મત આ બાબતમાં એટલો નિશ્ચિત છે કે આખું હિંદુસ્તાન હિંસક સાધનોનો એક-મતે નિષેધ કરે અને એ રીતે તેમના કામમાં વિક્ષેપ કરે, તોય તેઓ પોતાના સ્વાર્થની ખાતર હિંદુસ્તાનને પરકીય આક્રમણથી સુરક્ષિત રાખવા બધા જરૂરી ઉપાયો યોજશે

આથી તેનો આજે જ કેવી રીતે ઉકેલ આણી શકાય એ રીતે આ સવાલ આપણી આગળ પ્રસ્તુત નથી. પણ ભવિષ્યમાં અહિંસક રીતે તેનો ઉકેલ આણવો હોય તો તે શક્ય છે કે નહિ અને જો શક્ય હોય તો તેમ કરવા માટે આજથી જ કયા ઉપાય લેવા જોઈએ તેનો વિચાર કરવાનો છે.

આ દૃષ્ટિથી હવે આપણે આનો વિચાર કરીએ. એક મહત્ત્વની વાત આ બાબતમાં ધ્યાનમાં લેવા જેવી છે. અને તે એ છે કે જેટલા પ્રમાણમાં કોઈ પ્રજાનું અહિંસક સંગઠન બળવાન હોય તેટલા જ પ્રમાણમાં તેનું હિંસક સંગઠન પણ બળવાન થઈ શકે. અહિંસાનું સંગઠન નબળું હોય તો હિંસાનું સંગઠન પણ નબળું જ રહેશે. સામાન્ય ભાષામાં કહી શકાય કે જેટલા પ્રમાણમાં કોઈ એક પ્રજા સુસંગઠિત, વ્યવસ્થિત, સ્વાવલંબી અને એક-દિલ હશે તેટલા જ પ્રમાણમાં બીજી પ્રજાનો સામનો કરવા માટે તે સુસંગઠિત, વ્યવસ્થિત અને એકદિલ બની શકશે. જે પ્રજામાં કુસંપ, અવ્યવસ્થિતપણું, પરાવલંબન, બહુશાખબુદ્ધિ વગેરે હશે તે બળવાન હિંસક સંગઠન પણ કરી શકશે નહિ. હિંદુઓને મુસલમાનો સાથે, મુસલમાનોને હિંદુઓ સાથે, અથવા બધા હિંદીઓને અંગ્રેજો સાથે, અથવા તો આખા બ્રિટિશ સામ્રાજ્યને જાપાન, જર્મની વગેરે સાથે હિંસક ઉપાયોથી કામ લેવું હોય તોપણ પોતપોતાના ધ્યેય મુજબ બધા હિંદુઓએ, બધા મુસલમાનોએ, બધા હિન્દીઓએ તેમ જ સામ્રાજ્યમાંની બધી પ્રજાઓએ નિષ્ઠાપૂર્વક એકદિલ થવું જોઈએ. હિંદુઓમાં કુસંપ હોય, મુસલમાનોમાં કુસંપ હોય, હિંદીઓમાં કુસંપ હોય અથવા તો સામ્રાજ્યની વિવિધ પ્રજાઓમાં અંદર અંદર વિરોધ કે કુસંપ હોય, તો તેઓ શત્રુની વિરુદ્ધ બળવાન હિંસક સંગઠન પણ કરી શકશે નહિ.

ટૂંકમાં કહેવાનું કે જેવી રીતે અસત્યને કોઈ સ્વતંત્ર પ્રતિષ્ઠા નથી, અંશતઃ પણ સત્યના આધારને લીધે જ તે નિર્માણ થાય છે, તેવી જ રીતે હિંસક સંગઠનને પણ સ્વતંત્ર પ્રતિષ્ઠા નથી. અહિંસક સંગઠનના આધાર ઉપર જ તે ઊભું કરી શકાય છે.

એટલે એક વાત નિર્વિવાદ સ્વીકારવી જોઈએ કે સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી અફઘાનિસ્તાન, રશિયા, જર્મની, જાપાન વગેરે માટે હિંસક સાધનો રાખવાની આપણને જરૂર પડો કે ન પડો, આપણા દેશનું મજબૂત અહિંસક સંગઠન કરવાની જરૂર તો છે જ. તે વિના હિંસાનું પણ બળવાન સંગઠન કરી શકાશે નહિ, તેમ જ કોઈ વિશેષ પ્રકારનું અહિંસક સંગઠન પણ કરી શકાશે નહિ.

હિંસક સંગઠન એટલે યુદ્ધની સામગ્રી તથા તાલીમ, અને ચારિત્ર્યવાન લશ્કર એમ આપણે સમજીએ છીએ. આમાં યુદ્ધનું સાહિત્ય કેટલું અને કઈ જાતનું હોવું જોઈએ તે તો તે તે વખતની વૈજ્ઞાનિક શોધખોળ ઉપર આધાર રાખે છે. આખરે તો તે નિર્જીવ સાધન જ ગણાય અને તેમાં સવાલ માત્ર પૈસાનો અને શસ્ત્રાસ્ત્રોના ભંડારો ભરવાનો જ છે; પણ લશ્કર એક જીવન્ત સાધન છે અને તે યોગ્ય તાલીમ મેળવેલું હોય એ મહત્ત્વની વસ્તુ છે. બધાં અદ્યતન સાધનો હોવા છતાં શિસ્તપાલન કરનારા તેમ જ તાલીમ મેળવેલા નિષ્ઠાવાન માણસો ન હોય તો વિજય મળવો અશક્ય છે.

કોઈ પણ દેશમાં આવા સૈનિકોની સંખ્યા સામાન્ય લોકસંખ્યાના એક નાનકડા ભાગ જેટલી જ હોય છે. યુદ્ધ ચાલુ હોય ત્યારે પણ પ્રત્યક્ષ લડવાના કામમાં રોકાયેલા અથવા તો સેના સાથે રહેનારા માણસોની સંખ્યા બહુ મોટી નથી હોતી, તેનાથી ઘણી મોટી સંખ્યા (સૈનિકેતર સિવિલિયન્સની) પોતપોતાને ઘેર જ હોય છે. આ સૈનિકેતર વર્ગ અનેક રીતે જાતે ઘસાઈને, ત્યાગ કરીને, અનેક જાતની અગવડો વેઠીને અને બધી જાતનાં કામો ચાલુ રાખીને સૈનિકોને મદદ કરે છે. સૈનિક વર્ગમાં

તો કેવળ હૃષ્ટપુષ્ટ યુવાનો જ સાધારણપણે હોય છે, બાકીની બધી આબાલવૃદ્ધ જનતા અહિંસક સંગઠન દ્વારા પણ હિંસામાં શ્રદ્ધા હોવાથી યુદ્ધ ચલાવવાના કામમાં સહાય આપે છે. સૈનિકેતર જનતાની જાતે કષ્ટ વેઠીને મદદ કરવાની તૈયારીને લીધે જ મોટે ભાગે યુદ્ધમાં યશ મેળવવાનું શક્ય બને છે. સૈનિકેતર જનતાનું આવું અહિંસક સંગઠન હિંસક યુદ્ધ માટે પણ અનિવાર્ય છે.

આંકડા તપાસતાં જણાશે કે સેંકડે પચીસ માણસોનો પણ હિંસાના પ્રત્યક્ષ કામમાં ઉપયોગ થતો નથી; પણ આ પચીસ જુવાનોને કોક વખતે ખૂન કરવા પ્રવૃત્ત કરી શકાય તેટલા માટે જાણે હિંસા એ જ સદા સર્વકાળ જીવનનિર્વાહની ચાવી છે એવો વિકાર સમાજના માનસમાં ઉપજાવવાની આપણને ફરજ પડે છે; બચપણથી જ સાંભળતાં મન પડે એવી યુદ્ધની કથાઓ રચી, શત્રુ મનાતા લોકો વિષે અત્યંત દ્વેષ પેદા થાય એવી ખરી-ખોટી વાતો કહી, સર્વત્ર દ્વેષબુદ્ધિથી વ્યાપેલું વાતાવરણ જમાવવું પડે છે. અને આ બધા ખટાટોપનો ઉદ્દેશ શો? એટલો જ કે ઉમેદવાર યુવાનોનો એક એવો વર્ગ તૈયાર થાય કે જે શત્રુપક્ષના જેટલા માણસો તેના હાથમાં સપડાય તે બધા ઉપર બધી જાતના અત્યાચારો કરવા પ્રવૃત્ત થાય અને માણસમાં સ્વયોનિશત્રુત્વની વિકૃતિ જીવતી જાગતી રહે. આ વિકૃતિ નિસર્ગવિરુદ્ધ, નીતિવિરુદ્ધ, ધર્મવિરુદ્ધ તેમ જ અધ્યાત્મવિરુદ્ધ છે.

હવે એમ માનો કે મોટા પ્રમાણ ઉપર હિંસા કરવા માટે પ્રજામાં જે અહિંસક સંગઠનની જરૂર પડે છે તે બધું આપણે પૂરેપૂરું કરીએ છીએ. આખી જનતામાં ઐક્ય સ્થાપીએ છીએ, આપસઆપસમાંના ધાર્મિક, પ્રાન્તીય, જાતીય કે આર્થિક ઝઘડા તથા અન્યાય દૂર કરીએ છીએ; પ્રજાને સ્વાવલંબનથી પોતાનાં કામ પાર પાડવાની તાલીમ તેમ જ પ્રેરણા આપીએ છીએ; સંયમ અને ઉદ્યોગપરાયણતાની ટેવો પાડીએ છીએ; એકબીજાને માટે જાતે ઘસાઈ છૂટવાની નૈસર્ગિક વૃત્તિનું સિંચન કરી, તેનું અનુશીલન કરી, તેને પોષીએ છીએ; બીજાં પ્રાણીઓ કરતાં સ્મૃતિ, તર્ક, વિવેક, ભાષા વગેરેની જે ખાસ બક્ષિસો માણસને મળેલી છે તેનો ઉપયોગ માનવજાતિની કોઈ એક નાનકડી ટોળીના ભોગવિલાસની સિદ્ધિ માટે કંઈ કરવાનો નથી પણ સમગ્ર માનવજાતિનું તેમ જ બીજાં પ્રાણીઓનું પણ હિત તે દ્વારા સધાવું જોઈએ, એવા સંસ્કાર આપ્યા કરીએ છીએ તો આટલું કર્યાં પછી હિંસક રાજ્યો જેમ હિંસક સેના માટે વિકારવશ પ્રજામાંથી કેટલાક શૂર અને સાહસિક સૈનિકોની ભરતી કરવાની આશા રાખે છે તેમ આવી સંસ્કારી પ્રજામાંથી કેટલાક શૂર અને સાહસિક પણ અહિંસક સૈનિકોની ભરતી કરવાની આશા આપણે શા સારુ ન રાખી શકીએ?

'युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च'ની વૃત્તિવાળા શૂરાઓની તો બન્ને પક્ષે સરખી જ જરૂર રહેશે; સ્વદેશ-ભક્તિ બન્ને ઠેકાણે સરખી જ જોઈશે. પણ શત્રુ ગણાતી પ્રજા ઉપર દ્વેષબુદ્ધિથી વિકૃત થઈ હિંસક સૈન્યને તૂટી પડવું પડે છે તેને ઠેકાણે અહિંસક સૈન્યને શત્રુ વિષે કારુણ્ય, દયા તેમ જ તેને માટે જાતે ઘસાઈ છૂટવાની વૃત્તિ પોતાનામાં કેળવવી પડશે. યોગ્ય રીતે પ્રયત્ન થાય તો આ શા માટે શક્ય ન બને?

શૌર્ય કંઈ હિંસાને ઠેકાણે રહેલો તેનો અંગભૂત ગુણ નથી. તે એક સ્વતંત્ર વૃત્તિ છે અને હિંસક તેમ જ અહિંસક બન્નેમાં હોઈ શકે છે. આપણા દેશના સંતોએ જમાનાઓ પહેલાં આ વસ્તુ ઓળખેલી છે.

सती, शूर अरु संतका, तिनोंका एक तार।
जरे, मरे, सुख परहरे, तब रीझे किरतार॥
तब रीझे किरतार, सबे संसार सहावे।
नहीं तो होत खुवार, हार जीत सबही जावे॥
दाखत ब्रह्मानंद महादृढ अचल मतीका।
तिनोंका एक तार, शूर, अरु संत, सतीका॥

મરાઠી 'पुरुषार्थ' માસિકમાંથી

(અપૂર્ણ) કિશોરલાલ ઘ. મશરૂવાળા

નવલકથાઓનો તો આજે ધો ચાલ્યો છે. એ વાંચવાનો એક રોગ થઈ પડ્યો છે. કાગડાની છત્રીની જેમ એ બહાર પડ્યે જાય છે. નવલકથા કેમ લખાય છે તે જાણવું હોય તો તમને ઘણું સંભળાવી શકું એમ છું. પણ એનો ચિતાર સભ્ય સ્ત્રીપુરુષોની આગળ ન આપી શકાય. કલ્પનાના ઘોડા તો ગમે ત્યાં જઈ શકે; એને કશા અંકુશ નથી. પણ આપણને એ નવલકથાઓ વિના ચાલી શકે એમ છે. ગુજરાતી ભાષા નવલકથા વિના રાંડીરાંડ થવાની નથી.

૧૨મી સાહિત્ય પરિષદના વ્યાખ્યાનમાંથી —ગાંધીજી

# વ્યાપક લોકસેવાના માર્ગો

[ગ્રામસેવકોને સૂચનાઓરૂપે શ્રી. નરહરિભાઈએ તૈયાર કરેલો નીચેનો લેખ કેળવણીની દૃષ્ટિએ ઉપયોગી હોઈ અહીં તે ઉતાર્યો છે. કેટલાક લોક રચનાત્મક કાર્યનો અર્થ નથી કળી શકતા. તેમને પણ આ સૂચનાઓનો સમન્વિત વિચાર કરવા વિનંતી છે. એમાંથી તેઓ જોઈ શકશે કે, વ્યાપક લોકસેવાના માર્ગો એ જ રચનાત્મક કાર્યક્રમ છે. એ કાર્યક્રમ જીવન વિષે અને કાર્યપદ્ધતિ વિષે એક પ્રકારની શિસ્ત, વ્યવસ્થા અને સમન્વિત એકદૃષ્ટિ માગે છે. આ સૂચનાઓ તે બાબતમાં પણ સૂચક નીવડશે. તંત્રી, શિ૦સા૦]

**૧. જીવન વિષે**

૧. આખા દિવસનો કાર્યક્રમ ઘડવો.

૨. ખોરાક, કપડાં તથા બીજી રહેણીકરણીમાં સાદાઈ રાખવી.

૩. ઓછે ખર્ચે બરાબર પૌષ્ટિક ખોરાક મળી રહે તેવી રીતે પ્રયોગો કરી પોતાનો ખોરાક નક્કી કરવો.

૪. હાથે ખાંડેલા ચોખા તથા હાથે દળેલા લોટનો પોતાના ઘર પૂરતો તો આગ્રહ રાખવો જ. બની શકે તો ગાયનાં ઘીદૂધ વાપરવાં.

૫. પોતાનાં કપડાં પોતે જ કાંતેલા સૂતરમાંથી બનાવી લેવાનો પ્રયત્ન હોવો જોઈએ

૬. દેશી વસ્તુઓ અને શક્ય હોય ત્યાં તો ગ્રામઉદ્યોગની ચીજો જ વાપરવાનો આગ્રહ રાખવો જોઈએ.

૭. શરીરસ્વાસ્થ્ય સચવાય તે માટે આરોગ્યવર્ધક ટેવો તથા વ્યાયામને જીવનમાં યોગ્ય સ્થાન આપવું.

૮. અસ્પૃશ્યતાનિવારણ તો કરવાનું છે જ; પણ માણસ માણસ વચ્ચે ઉચ્ચનીચનો ભેદભાવ (દા. ત. સ્ત્રીઓ તરફનો તુચ્છભાવ, છોકરાછોકરી વચ્ચેનો ભેદભાવ, નોકરચાકર તરફનું વર્તન) સમાજમાં જોવામાં આવે છે તે આપણામાંથી નીકળી જવો જોઈએ.

૯. સાંસારિક સુધારામાં ગ્રામસેવક સૌની મોખરે હોવો જોઈએ. જેમ કે, બારમાંતેરમાં, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, ખોટાં ખર્ચો ઇત્યાદિ પોતે તો ન જ કરે, પણ એવા પ્રસંગોમાં ભાગ ન લે અને શક્ય હોય ત્યાં વિરોધ કરે.

૧૦. જેમ ગ્રામસેવક યજ્ઞાર્થે કાંતે છે એમ એણે યજ્ઞાર્થે રોજ થોડી ગ્રામસફાઈ પણ કરવી જોઈએ.

૧૧. માણસ પોતાના જીવનમાં અને કાર્યમાં સ્ફૂર્તિવાળો રહી શકે એ માટે એને બાહ્ય મદદ કરતાં અંદરની મદદ વધુ ઉપયોગી થઈ પડે છે અને એ જ સાચી મદદ હોય છે. એટલે એ આંતરિક શક્તિ કેળવવા માટે તથા પોતાનું ઘડતર કરવા માટે ગ્રામસેવક ઈશ્વરમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળો હોવો જોઈએ. તેણે યોગ્ય વાચનચિંતન રાખવું જોઈએ, તથા પ્રેરણા આપે એવા પુરુષોનો સહવાસ મેળવવો જોઈએ.

**૨. સ્વાધ્યાય**

૧. આપણા દેશની રાષ્ટ્રીય જાગૃતિના ઇતિહાસથી તથા અત્યારના સામાજિક, આર્થિક તથા રાજદ્વારી પ્રશ્નોથી માહિતગાર રહેવા માટે તેમ જ સમાજમાં પરિવર્તન કરનારાં કયાં કયાં બળો આજે કામ કરી રહ્યાં છે અને સમાજની પુનર્ઘટના કયા ધોરણ પર થવી જોઈએ એ બરાબર સમજવા માટે, યોગ્ય તથા નિયમિત વાચન કરવું તથા વિચાર કરવો.

૨. સ્વચ્છતા તથા આરોગ્યસંરક્ષણના સિદ્ધાંતો તેમ જ અકસ્માત આદિના તાત્કાલિક ઉપાયો તથા સસ્તી ઘરગથ્થુ દવાઓનો ઉપયોગ પણ એણે જાણી લેવો જોઈએ.

૩ નિયમિત કાંતવાનું તો હોય જ, પણ રેંટિયા વિષેની યાંત્રિક માહિતી તથા તેનું અર્થશાસ્ત્ર પણ સમજી લેવું જોઈએ.

૪. હિંદુસ્તાનનું વ્યવહારોપયોગી જ્ઞાન મેળવી લેવું જોઈએ.

**૩. પ્રવૃત્તિ અને કાર્યપદ્ધતિ**

૧. પૂજ્ય ગાંધીજીએ સૂચવેલા સત્ય અહિંસાના સિદ્ધાંતો પ્રમાણે જ જનતાની સેવા કરવી એ આપણા ગ્રામસેવકનો ઉદ્દેશ છે.

૨ ગ્રામસેવકે પોતાની બધી પ્રવૃત્તિઓ કેળવણીની દૃષ્ટિએ જ ચલાવવી જોઈએ. ગમે તેમ કરીને કામ ઉકેલી નાખવું અગર અમુક કરી કરાવી નાખવું એટલો એનો હેતુ ન હોય, પણ દરેક વસ્તુ લોકો બરાબર સમજીને કરતા થાય એવો તેનો પ્રયત્ન હોવો જોઈએ.

૩. ગામનાં કામો કરતાં કરતાં ગામલોકોનો વધારેમાં વધારે સહકાર તથા સાથ મેળવવાની કળા ગ્રામસેવકે સાધવી જ જોઈએ.

૪. ગ્રામસેવકે હંમેશાં નિષ્પક્ષ રહેવું જોઈએ. જો એ કોઈ પણ પક્ષનો બની જશે તો એનું કામ ઘડીભર આગળ વધેલું જણાવા છતાં કામ કરવાની લાયકાત એ ખોઈ બેસશે. ગ્રામસેવકે પોતાની સેવા તથા વર્તન દ્વારા લોકોમાં એવો ખ્યાલ પેદા કરવો જોઈએ કે, આ માણસ જે કાંઈ કરે એ સમાજના હિત ખાતર જ કરે, એમાં એનો કે

કોઈ ખાસ વ્યક્તિ કે મંડળનો સ્વાર્થ તો નહિ જ હોય.

૫. ગ્રામસેવકની કાર્યપદ્ધતિ માત્ર કહીને કરાવવાની નહિ પણ જાતે કામ કરીને કરાવવાની હોવી જોઈએ.

૬. ગ્રામસેવકને નીચેની બધી પ્રવૃત્તિઓમાં રસ હોવો જોઈએ અને એનું જીવન એ બધી પ્રવૃત્તિઓને પોષક હોવું જોઈએ; પરંતુ એમાંની એક કે બે પ્રવૃત્તિઓમાં તો એણે નિષ્ણાત બની જવું જોઈએ.

(૧) ખાદી
(૨) ગ્રામસફાઈ
(૩) શિક્ષણ
(૪) અસ્પૃશ્યતાનિવારણ
(૫) ખેતીસુધાર તથા સહકાર
(૬) ગ્રામઉદ્યોગ તથા ગૃહઉદ્યોગ
(૭) શારીરિક તાલીમ

(૧) ખાદી

ક. વસ્ત્રસ્વાવલંબી કુટુંબો તૈયાર કરવાં.

ખ. મજૂરી આપીને સૂતર તૈયાર કરાવવું.

ગ. વણાટનું કેન્દ્ર ચલાવવું.

ઘ. રેંટિયાસરંજામ તૈયાર કરાવવો અગર પૂરો પાડવો.

(૨) ગ્રામસફાઈ

ક. ગ્રામસફાઈની ભાવના સમાજજીવનના દરેક અંગમાં ફેલાવવા પ્રયત્ન કરવો.

ખ. ગામની શેરીઓ, જાહેર કૂવા, તળાવો, જાહેર બજાર, મુતરડીઓ તથા ગટરોની સફાઈની યોજના ઘડવી તથા તેના અમલ માટેની વ્યવસ્થા પેદા કરવી

ગ રોગ પેદા કરનારાં જંતુઓનો અભ્યાસ કરવો તથા એને લગતા જ્ઞાનનો સમાજમાં ફેલાવો કરવો.

ઘ. તમામ પ્રકારના કચરાની એવી વ્યવસ્થા કરવી કે જેથી ગંદકી અટકે અને કચરો, ખાતર આદિ ઉપયોગી કામમાં ખપ લાગે.

ઙ. ગ્રામરચના તથા મકાનરચનાની પરિસ્થિતિ પ્રમાણે કલ્પના ઘડી, શક્ય તેટલા ફેરફારો કરવા કરાવવા. મનુષ્યના તથા ઢોરના આરોગ્યનો બધી દૃષ્ટિએ વિચાર કરવો તથા તેના ઉપાયો યોજવા.

ચ ગ્રામપંચાયત સ્થાપવા માટેનું યોગ્ય વાતાવરણ તૈયાર કરવું તથા એના નિયમોનો અભ્યાસ કરી એ માટે ગ્રામ્ય લોકમત કેળવવો તેમ જ એ માટેની લાયક વ્યક્તિઓને તૈયાર કરવી

(૩) શિક્ષણ

ક. શાળાનું શિક્ષણ.

ખ. પ્રૌઢશિક્ષણ—અક્ષરજ્ઞાનના વર્ગો દ્વારા, વર્તમાનપત્રો તથા સારાં પુસ્તકો વાંચી સંભળાવીને, ભીંતપત્રો લખીને, ઉત્સવો તથા મનોરંજનના નવા નવા કાર્યક્રમો ઘડી કાઢીને, પુસ્તકાલય તથા વાચનાલયનો ફેલાવો કરીને, સભા આખ્યાન દ્વારા વગેરે.

ગ. વિદ્યાર્થીપ્રવૃત્તિ—અભ્યાસગૃહ દ્વારા, રમતગમતના મેળાવડા દ્વારા, પર્યટનો તથા પ્રવાસો દ્વારા, સ્વયંસેવકદળ દ્વારા વગેરે.

(૪) અસ્પૃશ્યતાનિવારણ

ક. હરિજનવાસની મુલાકાત, સફાઈ વગેરે.

ખ. હરિજનોમાં રાહતકામ; દા. ત. શિક્ષણ, દવા, ઋણનિવારણ, કુટેવો ટાળવી વગેરે.

ગ. શાળાઓમાં હરિજન વિદ્યાર્થીઓને દાખલ કરાવવા.

ઘ કૂવા આદિ સાર્વજનિક સ્થળોનો હરિજનો ઉપયોગ કરી શકે એવું બન્ને બાજુએ વાતાવરણ ઉત્પન્ન કરવું.

ઙ. હરિજનોના ધંધાઓને ઉત્તેજન આપવું તથા એમાં સુધારા થાય એવા પ્રયત્નો કરવા.

(૫) ખેતીસુધાર તથા સહકાર

ખાતર, ઢોર, બી, કૂવા, વાવેતર વગેરે ખેતી અંગેના મુખ્ય મુદ્દાઓમાં કયા કયા સુધારા થઈ શકે એનો અભ્યાસ કરી પ્રજામાં ફેલાવો કરવો, તથા એ સહેલું બનાવવા માટે સહકારી ખેતી, સહકારી મંડળીઓ, સહકારી ભંડારો તથા સહકારી બૅન્કોની ધીરે ધીરે સ્થાપના કરવી.

(૬) ગ્રામઉદ્યોગ તથા ગૃહઉદ્યોગ

ગામમાં જૂના વખતમાં કયા કયા ગ્રામઉદ્યોગો હતા? તે સજીવન થઈ શકે તેમ છે કે નહિ? તથા નવી ઊભી થયેલી જરૂરિયાતોને પહોંચી વળવા માટે નવા કયા ગ્રામઉદ્યોગો કે ગૃહઉદ્યોગો દાખલ કરી શકાય તેમ છે? આ બધાનો અભ્યાસ કરવો તથા તેના માર્ગો શોધવા.

ગ્રામઉદ્યોગો શા માટે નાશ પામ્યા? તેની અવેજીમાં આપણે નવા આપી શકીએ કે નહિ એનો વિચાર કરવો.

ગ્રામજીવન સંગઠિત થાય એવા આચારવિચારોનો પ્રચાર તથા અમલ કરવા માટે બધા જ પ્રયત્નો કરવા.

(૭) શારીરિક તાલીમ

ક. કવાયત, કસરત, આસન, રમતો વગેરે.

ખ. ઉત્પાદક શ્રમ તથા તેનું મહત્ત્વ.

ગ. શરીરરચનાનું સામાન્ય જ્ઞાન.

ઘ. અકસ્માત વગેરેના તાત્કાલિક ઇલાજો.

ઙ. સ્વયંસેવકદળ: ચોકી, આગ હોલવવી, આકસ્મિક સંકટનિવારણ; દા૦ ત૦ રેલ, રોગચાળો વગેરે.

ચ. ઘરગથ્થુ દવાઓ.

છ. શરીરસ્વાસ્થ્યના મહત્ત્વનો પ્રચાર.

નરહરિભાઈ પરીખ

# તહેવારો અને શિક્ષણ

સમાજમાં જુદા જુદા હેતુથી જુદી જુદી જાતના તહેવારો વખતોવખત ઊજવવામાં આવે છે ખાસ કરીને આપણે ત્યાં હિંદુ સમાજમાં તહેવારોની સંખ્યા સારી પેઠે મોટી છે. આ તહેવારોને પ્રસંગે શાળાઓમાં રજા પાડવામાં આવે છે. વાસ્તવિક રીતે આ તહેવારો દ્વારા વિદ્યાર્થીઓને બહુ સારી જાતનું જીવનશિક્ષણ આપી શકાય તેમ છે. તહેવાર એ એક સામાજિક સંસ્થા છે અને સમાજના વિકાસ માટે આવશ્યક એવી વિવિધ વૃત્તિઓનું પોષણ અને સંવર્ધન કરવા માટે તેની ઉત્પત્તિ થયેલી છે. જીવન સાથે સમન્વય સાધવાનો પ્રયત્ન કરતી વર્ધા-યોજનામાં તો શિક્ષણની દૃષ્ટિએ તહેવારો તરફ ખાસ ધ્યાન આપવું ઘટે. કારણ તહેવારોને કેન્દ્રમાં રાખી તેમની આસપાસ શિક્ષણનાં વિવિધ અંગોની સ્વાભાવિક ગૂંથણી કરી શકાય તેમ છે.

સમાજનો આખો ઇતિહાસ તહેવારોની આસપાસ ગૂંથાયેલો છે. ચૈત્રી અને કાર્તિકી પડવા શાલિવાહન તથા વિક્રમાદિત્યના પ્રતાપનું સ્મરણ કરાવે છે. શ્રાવણની પૂર્ણિમા તથા વિજયાદશમીના તહેવારો જલ ઉપર તથા સ્થલ ઉપર પ્રસ્થાન કરવાને માટે સુમુહૂર્તો ગણાય. શ્રાવણી અને ઋષિપંચમી જેવા તહેવારો વૈદિક પરંપરાની સ્મૃતિ કાયમ રાખે છે. રામનવમી, જન્માષ્ટમી વગેરે ધાર્મિક ઉત્સવોમાં ઇતિહાસ સાથે અધ્યાત્મનું મિલન થયેલું છે. શિવાજી મહારાજની જયન્તી, તિલક પુણ્યતિથિ, ગાંધી-જયંતી ઇત્યાદિમાં રહેલી રાષ્ટ્રીય દૃષ્ટિ તો સ્પષ્ટ જ છે.

ઇતિહાસની જેમ જ કુદરતનો પણ તહેવારો સાથે નિકટનો સંબંધ છે. દિવાળી અને હોળીના તહેવારો શરદ અને વસંત ઋતુના તહેવારો છે. મકરસંક્રાન્તિ સૂર્યના ઉત્તરાયણનો ઉત્સવ છે. નાગપાંચમ, ગણેશચતુર્થી, નવરાત્રિ વગેરે તહેવારોમાં સામાજિક તથા પૌરાણિક તત્ત્વોનું મિશ્રણ છે. વટપૂર્ણિમા, કેવડાત્રીજ વગેરે તહેવારોમાં સ્ત્રીજીવનનો વિચાર પ્રમુખ છે. આષાઢી અને કાર્તિકી એકાદશી તથા મહાશિવરાત્રીની આસપાસ ભક્તિ અને મુક્તિની ગૂંથણી કરવામાં આવેલી છે.

આ ઉપરાંત જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ તથા રામદાસની પુણ્યતિથિઓના ઉત્સવો મહારાષ્ટ્રમાં મોટા સમારંભ સાથે ઊજવવામાં આવે છે. આ હિંદુઓના તહેવારો ઉપરાંત અન્યધર્મીઓના તહેવારો પણ છે જ. રાષ્ટ્રીય ઉત્થાનના આ જમાનામાં તેમનો પણ આપણે સારો ઉપયોગ કરી શકીએ. ઇસ્લામની બે ઈદો, મોહરમ તથા પેગંબરજયન્તીના તહેવારો દ્વારા ઇસ્લામમાં રહેલી શ્રદ્ધા, ભક્તિ અને કુરબાની વગેરે વૃત્તિઓનું દર્શન આપણે જરૂર કરી શકીએ.

ઇસ્ટર અને નાતાલ એ ખ્રિસ્તી ધર્મના આપણા પરિચિત તહેવારો છે. તેમના દ્વારા ઈસુ ખ્રિસ્તના પ્રેમ-ધર્મનો પરિચય આપણે કરી શકીએ. આ ઉપરાંત મહાવીર, શંકરાચાર્ય, બુદ્ધની જયન્તીઓ, વ્યાસની ગુરુ-પૂર્ણિમા, ગીતાજયન્તી અને ભીષ્માષ્ટમી જેવા તહેવારો સંસ્કૃતિ અને કેળવણીની દૃષ્ટિથી અવશ્ય ઊજવવા જેવા છે.

સંસ્કૃતિની પરંપરાનું રક્ષણ કરવું, અને સમાજને પુરુષાર્થની પ્રેરણા આપવી એ તહેવારોનો મુખ્ય ઉદ્દેશ છે. વિવેકદૃષ્ટિનો લોપ થવાથી હાલ આપણા તહેવારોમાં વિશેષ સત્ત્વ દેખાતું નથી. આળસ અને વિલાસથી તહેવારોનું સ્વરૂપ મલિન થયેલું છે. કેવળ યાંત્રિક જડતા અને પામર વહેમ તેમાં દેખાય છે. સમાજસંજીવનના એક પ્રભાવી ઉપચાર તરીકે તેનો ઉપયોગ કરવો હોય તો તેમનું નવું સંસ્કરણ કરવું જોઈએ. વર્ધા-યોજનાની શાળાઓ દ્વારા આ કામ સહેજે થઈ શકે. તહેવારોને દિવસે સામાજિક કાર્યક્રમો યોજીને વિદ્યાર્થીઓ અને ગ્રામ-વાસીઓને નવી દૃષ્ટિ આપી શકાય, અને તે દ્વારા આખા સમાજમાં નવો ઉત્સાહ પેદા કરી શકાય.

તહેવારને દિવસે શાળાઓમાં રજા હોય છે. પણ આ રજાઓનો કેળવણીની દૃષ્ટિએ જ ઉપયોગ કરવાનો શિક્ષકોએ આગ્રહ રાખવો જોઈએ. સામાજિક જીવનને આવશ્યક એવી વિવિધ વૃત્તિઓનું શિક્ષણ તહેવારો દ્વારા વિદ્યાર્થીઓને આપી શકાય. મંદિરો, જાત્રાનાં સ્થળો, જલસ્થાનો વગેરેની સફાઈ કેમ કરવી, તથા તેમનો યોગ્ય ઉપયોગ કેમ કરવો, તેનું જ્ઞાન સમાજને આપવું. હાલ તહેવારોમાં જે દુરાચાર દાખલ થયા છે તે બધા ખંખેરી નાખવા જોઈએ. આહારવિહારની બાબતમાં કઈ શાસ્ત્રીય મર્યાદાઓ પાળવી જોઈએ તેની માહિતી આપવી. દારૂનું વ્યસન તેમ જ હિંસાત્મક બલિદાન જેવી બદીઓ દૂર કરવાને પ્રયત્ન કરવો. મરદાની તથા સાત્ત્વિક વિનોદની રમતગમતો, ભજન કીર્તન, વ્યાખ્યાન, પ્રવચન વગેરે કાર્ય-ક્રમ યોજવા. આથી કરીને સમાજના બધા જ લોકોને કેળવણીનો લાભ મળશે, વિદ્યાર્થીઓને સમાજ સાથે પરિચય થશે, અને સ્વભાષાનું સારું જ્ઞાન થશે. કારણ, જુદા જુદા તહેવારોમાં જુદી જુદી કથાઓ, કવિતાઓ તેમ જ સામાજિક પરિવર્તનો ઇતિહાસ તો આવેલો હોય છે જ. એથી તહેવારો દ્વારા વિદ્યાર્થીઓને બૌદ્ધિક શિક્ષણ પણ સારી પેઠે આપી શકાય.

(મરાઠી 'વર્ધા-શિક્ષણ'માંથી) અ૰ સ૰ ન૰ ભાગવત

# અજાતશત્રુ લિંકન

## ૫. રાજકારણ

આપણે આગળ જોઈ ગયા કે, ન્યૂ સાલેમ વિભાગના લોકોએ ૧૮૩૪ની સાલમાં લિંકનને ઇલિનોય સંસ્થાનની ધારાસભામાં ભારે બહુમતીથી પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટી મોકલ્યો હતો. ત્રણ વરસ પછી તે એ સ્થાન છોડીને સ્પ્રિંગફિલ્ડમાં રહેવા ગયો, છતાંયે ન્યૂ સાલેમના કદરદાન મતદારોએ સતત આઠ વરસ સુધી તેને પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટ્યો. પરંતુ લિંકને હવે વકીલ તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી હતી, એટલે 'વિગ' પક્ષના એના મિત્રોએ તેને ૧૮૪૬ની સાલમાં કૉંગ્રેસના ઉમેદવાર તરીકે ઊભો કર્યો. આ ચૂંટણીના પરિણામથી તેના પક્ષકારો તેમ જ વિરોધીઓ તાજૂબ થઈ ગયા. ઇલિનોય સંસ્થાનમાં એ પહેલાં 'વિગ' પક્ષનો કોઈ પણ ઉમેદવાર લિંકન જેટલી બહુમતીથી ચૂંટાયો નહોતો.

ઇલિનોયની ધારાસભાની લિંકનની કારકિર્દીમાં ખાસ જાણવા જેવી બીના તેણે ગુલામીની પ્રથાનો કરેલો વિરોધ એ છે. એ સંસ્થાન દક્ષિણનાં ગુલામી સંસ્થાનોની સરહદ ઉપર આવેલું હોવાથી, ગુલામી પ્રથા તરફ ત્યાંના લોકોની સહાનુભૂતિ હતી. દેશભરમાં ગુલામી વિરુદ્ધ ચળવળ ચાલી રહી હતી અને તેની અસર ઇલિનોયમાં પણ થવા પામી હતી. આથી ત્યાંની ધારાસભાએ ગુલામીની પ્રથાનું સમર્થન કરતો અને ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી જતી તેની વિરુદ્ધની ચળવળને વખોડતો ઠરાવ મોટી બહુમતીથી પસાર કર્યો. લિંકન જાણતો હતો કે તેની તરફેણમાં કોઈ નથી, છતાં એ ઠરાવનો તેણે સખત વિરોધ કર્યો અને પ્રસંગ પ્રાપ્ત થતાં ગુલામીની પ્રથાને ફટકો મારવાના તેણે ન્યૂ ઑર્લિન્સમાં કરેલા સંકલ્પનું પાલન કર્યું. એની તરફેણમાં મત આપનાર માત્ર એક જ સભ્ય નીકળ્યો. પરંતુ એ કૃત્યના બદલામાં આગામી ચૂંટણી વખતે તેણે પોતાની બેઠક ગુમાવી.

કૉંગ્રેસમાં પણ લાભાલાભનો કે જયાજયનો વિચાર કર્યા વિના તે ન્યાયને પક્ષે ઊભો રહ્યો. નવો પ્રદેશ મેળવવાના લોભથી અમેરિકાએ મેક્સિકો સામે યુદ્ધ જાહેર કર્યું હતું. અમેરિકાનો લોકમત પણ એ લડાઈની તરફેણમાં હતો. પરંતુ સરકારના એ અન્યાયી પગલાનો લિંકને સખત વિરોધ કર્યો અને પ્રજાની ઇતરાજી વહોરી. આ ઉપરાંત અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન અને તેની આસપાસના પ્રદેશમાંથી, ત્યાંના લોકોની સંમતિ લઈને અને માલિકોને વળતર આપીને, ગુલામી પ્રથા બંધ કરવાનું બિલ તેણે તૈયાર કર્યું. પરંતુ વૉશિંગ્ટનના રાજદ્વારી પુરુષો એ સમયે એ પ્રશ્ન વિષે એટલા બેપરવા હતા કે લિંકનનું એ બિલ ધારાસભામાં રજૂ પણ ન થઈ શક્યું.

બે વરસ પૂરાં થયાં અને કૉંગ્રેસના સભ્ય તરીકેની તેની મુદત પણ પૂરી થઈ. વૉશિંગ્ટનના તેના બે વરસના વસવાટ દરમ્યાન તે ત્યાંની રાજરમત અને કાવાદાવાથી સારી પેઠે કંટાળ્યો. એ વાતાવરણમાં તેને પોતાની કાર્યદિશા ન સૂઝી. તે ધંધાદારી રાજદ્વારી નહોતો. આથી કૉંગ્રેસની તેની મુદત પૂરી થતાં તે રાજકારણમાંથી નિવૃત્ત થયો અને પાછો વકીલાતના ધંધામાં જોડાયો. પરંતુ તેની એ નિવૃત્તિ લાંબો કાળ ન ટકી. એ દરમ્યાન દેશમાં એવા અવનવા બનાવો બન્યા કે જેથી એક છેડાથી બીજા છેડા સુધી આખો દેશ ખળભળી ઊઠ્યો અને સંયુક્તરાજ્યની એકતા જોખમમાં આવી પડી. આ કટોકટીની ઘડીએ લિંકનને તેના જીવનકાર્યની દિશા જડી અને પોતાના દેશને વિનાશને માર્ગે જતો રોકવા તેણે કમર કસી.

આ કટોકટી ગુલામીના પ્રશ્ન ઉપર ઊભી થઈ હતી. એ પ્રથાથી અમેરિકાને કેટલી લાભહાનિ થઈ એનો અંદાજ કાઢવો મુશ્કેલ છે; પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે, એ પ્રથા ટકી ત્યાં સુધી અમેરિકાના રાજકારણમાં તેણે અનેક ઉત્પાતો મચાવ્યા, ખુનામરકી કરી, અને અંતે આખા દેશને આંતરવિગ્રહમાં સંડોવી લોહીની નીક વહેવડાવી. એ અમાનુષી પ્રથા રદ કર્યા પછી જ અમેરિકાએ કાયમી શાંતિ અનુભવી, તેનો આધુનિક વિકાસ સાધ્યો, અને પોતે એક અખંડ અને અવિભાજ્ય રાષ્ટ્ર બન્યું.

અમેરિકાનું સંયુક્તરાજ્ય સ્થપાયું ત્યારે વૉશિંગ્ટન અને જેફરસન જેવા રાષ્ટ્રનાયકોએ એ અમાનુષી પ્રથા બંધ કરવાને અથાગ પ્રયત્ન કર્યો

હતો, પરંતુ દક્ષિણનાં ૭ સંસ્થાનો કેમે કરી એમાં સંમત ન થયાં. એટલે એ વાત તેમને નિરુપાયે પડતી મૂકવી પડી. આમ ગુલામીના પ્રશ્ન ઉપર ઉત્તર અને દક્ષિણના લોકો વચ્ચે આરંભથી જ ઘર્ષણ શરૂ થયેલું. વખત જતાં ઉત્તરમાં ગુલામી સામેનો વિરોધ વધારે ને વધારે ઉગ્ર થતો ગયો. આથી દક્ષિણનાં ગુલામી-વાળાં સંસ્થાનોના લોકો ગભરાયા. તેમને લાગ્યું કે, મધ્યસ્થ સરકારમાં ઉત્તરનાં ગુલામીરહિત સંસ્થાનોની બહુમતી હોવાથી મોડાવહેલા તેઓ કાયદાથી ગુલામી બંધ કરી દેશે; એના કરતાં સંયુક્તરાજ્યમાંથી જ છૂટા થઈ જવું શું ખોટું? ગુલામોને છૂટા કરવા તેમને પાલવે એમ નહોતું, કારણ કે તેમની જાહોજલાલી અને વૈભવનો આધાર એ રાંક ગુલામોની મજૂરી ઉપર હતો. આ પરિસ્થિતિમાં સંયુક્ત રાજ્યની એકતા ટકાવી રાખવા ઉત્તરના લોકોએ દક્ષિણના લોકો જોડે સમાધાન કરવાની તત્પરતા બતાવી. એ મુજબ ૧૮૨૦ની સાલમાં મધ્યસ્થ ધારાસભામાં એક કાયદો કરીને, ૩૬°૩૦' અક્ષાંશ સુધીના પ્રદેશમાં ગુલામી સંસ્થાનો સ્થાપવાની દક્ષિણના લોકોને છૂટ આપવામાં આવી. આ કાયદા પ્રમાણે મિસુરીને ગુલામી સંસ્થાન તરીકે સંયુક્તરાજ્યમાં દાખલ કરવામાં આવ્યું. આથી એ કાયદો મિસુરી-કરાર તરીકે ઓળખાયો. પરંતુ આ ગોઠવણ પણ બહુ લાંબો વખત ન ટકી. મિસુરી-કરારથી નક્કી થયેલી હદ સુધીનો બધો પ્રદેશ થોડા જ વખતમાં વસાઈ ગયો અને નવાં ગુલામી સંસ્થાનો વસાવવા માટે દક્ષિણના લોકો પાસે બિલકુલ જમીન રહી નહિ, જ્યારે ઉત્તરના લોકો પાસે તો ગુલામી-રહિત સંસ્થાનો વસાવવા માટે હજી અખૂટ પ્રદેશ પડ્યો હતો. આ સ્થિતિમાં તો મધ્યસ્થ સરકારમાં ગુલામી-વિરોધી સંસ્થાનોની બહુમતી થાય અને એ રીતે ગુલામીની પ્રથા ઉપર હમેશાં તરવાર લટકતી રહે. આ હમેશનો ભય ટાળવા કોઈ પણ પ્રકારે મિસુરી-કરારનો ભંગ કરી ગુલામી માટે નવો પ્રદેશ મેળવવા દક્ષિણના લોકો પેરવી કરવા લાગ્યા. તેમની આ મેલી રમતમાં, પ્રમુખ થવાના લોભે, ડગલાસ નામના એક બારે સાહસિક અને અતિશય મહત્ત્વાકાંક્ષી પુરુષે મહત્ત્વનો ભાગ ભજવ્યો અને એ રીતે તે લિંકનનો પ્રતિસ્પર્ધી બન્યો.

કેન્સાસ અને નેબ્રાસ્કા નામનાં બે સંસ્થાનો સંયુક્ત-રાજ્યમાં જોડાવા માગતાં હતાં. આ પરિસ્થિતિમાં ડગલાસની કાકદૃષ્ટિએ પ્રમુખપદ માટે દક્ષિણના લોકોના મત જીતી લેવાની ઉમદા તક ભાળી. એ બંને સંસ્થાનોને સંયુક્તરાજ્યમાં દાખલ કરતી વખતે ડગલાસે પોતાની લાગવગ વાપરી સેનેટમાં એવો કાયદો પસાર કરાવ્યો કે, પોતાના પ્રદેશમાં ગુલામી દાખલ કરવી કે નહિ એનો નિર્ણય તે તે સંસ્થાનના વસાહતીઓએ કરવો. આ મિસુરી-કરારનો દેખીતો ભંગ હતો, કારણ કે એ બે સંસ્થાનો મિસુરી-કરારથી નક્કી થયેલી હદની ઉત્તરે આવેલાં હોવાથી એમાં ગુલામી રાખવા ન રાખવાનો નિર્ણય કરવાનો સવાલ જ અસ્થાને હતો. ઉત્તરમાં આ કાયદા સામે અમેરિકાએ કદી ન અનુભવેલો એવો ઉગ્ર વિરોધ અને દક્ષિણના લોકો સામે અતિશય રોષ ફાટી નીકળ્યો. વળી એ જ અરસામાં તેમને માટે દાઝ્યા ઉપર ડામ જેવો બીજો પણ એક ગંભીર બનાવ બન્યો, જેણે ઉત્તરના લોકોની રહીસહી ધીરજ પણ ખૂટાડી.

દક્ષિણનો એક ગોરો ડ્રેડ સ્કોટ નામના પોતાના ગુલામને લઈને ઉત્તરના ગુલામી-રહિત સંસ્થાનમાં રહેવા આવ્યો હતો. પોતે ગુલામી-રહિત સંસ્થાનમાં રહેલો હોવાથી તેને ગુલામીમાંથી મુક્ત કરવો જોઈએ એવો ડ્રેડ સ્કોટે અદાલતમાં દાવો કર્યો. અમેરિકાની વડી અદાલતે તેનો એ દાવો રદ કરી એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, ગુલામ એ વ્યક્તિ નથી પણ તેના માલિકની જંગમ મિલકત છે, એટલે એને કોઈ પણ કાયદો લાગુ ન કરી શકાય. આ ચુકાદાથી તો ઉત્તરમાં ગમે ત્યાં ગુલામો રાખવાની કાયદેસર છૂટ મળી ગઈ અને ગુલામીના વિસ્તારનો માર્ગ સરળ અને મોકળો થઈ ગયો. મિસુરી-કરારના ભંગ અને આ ચુકાદાથી લિંકનનો ન્યાયનિષ્ઠ આત્મા કકળી ઊઠ્યો. તેણે જોયું કે એ બંને બનાવો અમેરિકાના રાજ્ય-બંધારણનો દેખીતો ભંગ કરનારી છે. આથી પોતાના દેશના બંધારણની રક્ષા ખાતર તેણે રાજકારણમાં ઝંપલાવ્યું, અને આખા દેશને ઉદ્દેશીને પોકાર કર્યો કે, 'આપસમાં તડ પડી હોય એવું ઘર લાંબો કાળ ટકી શકે નહિ.' કટોકટીની ઘડીએ બાઈબલના આ મશહૂર વાક્યના લિંકને કરેલા પોકારના પડઘા આખા દેશમાં ફરી વળ્યા અને લોકોને નજીક આવતી

જતી આફત વિષે વિચાર કરતા કરી મૂકયા. તેણે આગળ ઉમેર્યું કે, 'ઘર પડી ભાગે એ હું નથી ઇચ્છતો, પણ એમાં તડ પડતી અટકે એ હું જરૂર ઇચ્છું છું. . . . હું માનું છું કે અર્ધું ગુલામીવાળું અને અર્ધું ગુલામી વિનાનું એવું રાજ્ય હમેશ માટે ન જ ટકી શકે.' દેશભરમાંથી તેની આ હાકલને જવાબ મળ્યો: તેની આસપાસ સ્વાતંત્ર્યપ્રેમી લોકો એકઠા થયા અને એ રીતે 'રિપબ્લિકન પાર્ટી' નામના મહાન પક્ષનો જન્મ થયો.

પોતાના બિલ સામે ભારે વિરોધ ફાટી નીકળ્યો હતો તેને શાંત પાડવા અને સેનેટની તેની મુદત પૂરી થવા આવી હતી એટલે પોતાને ફરીથી સેનેટર તરીકે ચૂંટવાનો પ્રચાર કરવા ડગલાસ ઇલિનોય સંસ્થાનમાં આવ્યો. લિંકન તેની ચાલબાજીનો જવાબ આપવા તૈયાર જ હતો. ઇલિનોયમાં ઠેર ઠેર મોટી સભાઓ થઈ અને તેમાં લિંકન અને ડગલાસ વચ્ચે ભારે વાદવિવાદ થયા. આ વાદવિવાદમાં લિંકને પોતાના બુદ્ધિપ્રભાવથી ડગલાસની શબ્દજાળ છેદી નાખી તેનો સ્વાર્થી હેતુ ઉઘાડો પાડયો. આ ચર્ચાઓને દેશભરમાં ખૂબ જાહેરાત મળી અને ટૂંક સમયમાં લિંકન આખા અમેરિકામાં જાણીતો થઈ ગયો. આરંભમાં તો ડગલાસે લિંકન તરફ કંઈક મુરબ્બીપણાનો, કંઈક ઉપેક્ષાનો અને તોછડાઈભર્યો વર્તાવ રાખ્યો. પરંતુ થોડા જ વખતમાં તે લિંકનની શક્તિ અને મહત્તા પામી ગયો અને જણાવ્યું કે, 'સેનેટના સમગ્ર વિરોધપક્ષ કરતાંયે તમે ગુલામી વિષે વધારે જાણો છો. મિ. લિંકન, અહીં આગળ તમે મને સેનેટના એકત્ર વિરોધપક્ષ કરતાંયે વધારે તકલીફ આપી છે.'

ગુલામીની પ્રથાને લિંકન અમાનુષી અને નીતિવિરુદ્ધ માનતો અને તેથી તેને તે અંતરથી ધિક્કારતો હતો. એ વિષે તે કહે છે, 'આ દુનિયાનો ન્યાય તો, આપ એવું જગત, એ છે. એટલે જેણે ગુલામ બનવું નથી તેણે બીજાને ગુલામ ન બનાવવાની બાબતમાં સંમત થવું જોઈએ. જે બીજાની સ્વતંત્રતા નકારે છે તે પોતાની સ્વતંત્રતાનો પણ અધિકારી નથી.' આમ છતાં પોતાના આ અંગત અભિપ્રાયને તે પોતાના રાજકારણમાં આડે આવવા દેતો નથી, કારણ કે દક્ષિણનાં સંસ્થાનોમાં ગુલામો રાખવાનો હક દેશના રાજ્યબંધારણમાં જ કબૂલ રાખવામાં આવેલો હતો. તેમનો એ હક કબૂલ રાખીને ડગલાસના કેન્સાસ-નેબ્રાસ્કા બિલથી નવાં દાખલ થનારાં સંસ્થાનોમાં પણ એ અનિષ્ટ દાખલ કરવાના જોખમ વિષે તે કહે છે, 'રસ્તામાં ઝેરી સાપ જતો મારા જોવામાં આવે તો કોઈ પણ માણસ કહેશે કે, તરત જે કંઈ હાથમાં આવે તે વડે તેને તત્કાળ મારી નાંખવો જોઈએ. પરંતુ મારા પાડોશીનાં બાળકોની પથારીમાં સાપ પડેલો મારા જોવામાં આવે, અને તેમનાં છોકરાંની બાબતમાં કોઈ પણ સંજોગોમાં મારે વચ્ચે પડવું નહિ એવા ગંભીર કરારથી હું તેની જોડે બંધાયો હોઉં, તો પરિસ્થિતિ કંઈક જુદી થાય છે. પણ પથારી નવી બનાવવાની હોય અને બાળકોને તેમાં સુવાડવા લઈ જવાનાં હોય, ત્યારે મને કહેવામાં આવે કે બાળકો સાથે સુવાડવા માટે થોડાં સાપોલિયાં પણ પથારીમાં લઈ જાઓ, તો એ પરિસ્થિતિમાં મારે શો નિર્ણય કરવો જોઈએ એ વિષે કોઈ પણ માણસ બેમત ન જ હોઈ શકે.'

સાથે સાથે તે ઉત્તરના ઝનૂની અને ગુલામીના અંધ વિરોધીઓને પણ રોકડું સંભળાવતાં ચૂકતો નહિ. તેમને ઉદ્દેશીને તે કહે છે, 'દક્ષિણના લોકો વિષે મને મુદ્દલ પૂર્વગ્રહ નથી. તેમના સંજોગોમાં આપણે જેવા હોત તેવા જ તેઓ આજે છે. ગુલામીની પ્રથાની હસ્તી તેમના પ્રદેશમાં ચાલી આવી ન હોત તો તેઓ તેને નવેસરથી દાખલ ન કરત. જો આજે એ પ્રથા આપણે ત્યાં હોત તો આપણે પણ તેનો તત્કાળ ત્યાગ ન જ કરત. ઉત્તર અને દક્ષિણના સામાન્ય લોકો વિષે મારો આ અભિપ્રાય છે.'

પોતાના કેન્સાસ-નેબ્રાસ્કા બિલને વિષે ડગલાસે એવું વિધાન કર્યું કે, એ તો લોકશાસનના ઉદાર સિદ્ધાંત ઉપર રચાયેલું છે. ગુલામી રાખવી કે ન રાખવી એ નક્કી કરવાનું એમાં તે તે સંસ્થાનના વસાહતીઓની મુનસફી ઉપર છોડવામાં આવ્યું છે. ડગલાસની આ ચાલબાજી ઉઘાડી પાડતાં લિંકને જણાવ્યું કે, 'લોકશાસન એટલે પોતાનું શાસન, પોતે જ કરવાનો પ્રજાનો અધિકાર. સેનેટર ડગલાસે એની શોધ કરી છે! લોકશાસનનો સિદ્ધાંત તો કેન્સાસ-નેબ્રાસ્કા બિલનો ઘડનાર જન્મ્યો તે પહેલાં જમાનાઓથી જાણીતો હતો. . . . તો પછી ડગલાસે શી

નવી શોધ કરી છે તે તપાસીએ. કેન્સાસ–નેબ્રાસ્કાના વસાહતીઓનો પોતાનું શાસન કરવાનો, અને તે ઉપરાંત તેઓ ઇચ્છે તો, સંખ્યાબંધ હબસીઓ ઉપર પણ શાસન કરવાનો અધિકાર છે એ શોધ તેમણે કરી છે ? દેખીતી રીતે એ શોધ પણ તેમની નથી, કારણ કે છ વરસ પહેલાં જનરલ કેસે એ જ સિદ્ધાંતનું પ્રતિપાદન કરેલું છે. પણ જનરલ કેસને તેમના આ સિદ્ધાંતને લોકશાસનનું નામ આપવાની મતિ નહોતી સૂઝી; હબસીઓ ઉપર શાસન કરવાનો હક એ લોકશાસન છે એમ કહેવા જેટલી નફટાઈ તેમનામાં ન હતી. . . . હવે હું તમને સેનેટર ડગલાસની શોધ શી છે તે જણાવીશ. તેમણે એવી શોધ કરી છે કે, કેન્સાસ અને નેબ્રાસ્કામાં હબસીઓ પેદા કરવા અને તેમને ફટકારવા એ લોકશાસન છે.'

બીજા એક પ્રસંગે એ વિષે લિંકન કહે છે, 'ખરી રીતે ડગલસના લોકશાસનના સિદ્ધાંતના મૂળમાં શું છે ? . . . . તે એ છે કે, સિદ્ધાંત તરીકે એક માણસ બીજાને ગુલામ બનાવવા ચાહે તો તેને કે એવા બીજા કોઈ પણ માણસને તેનો વિરોધ કરવાનો અધિકાર નથી. . . . . . સેનેટર ડગલાસને તો બીજાની ગુલામી વિષે કંઈ જ પડી નથી. તેમનો સ્વભાવ જ એ રીતે ઘડાયો છે કે, તેમની પીઠ ઉપર ફટકો પડે તો તેમને ઈજા થાય, પરંતુ બીજા કોઈની પીઠ ઉપર પડેલો ફટકો તેમને ઈજા કરી શકતો નથી.'

સેનેટની આગામી ચૂંટણી માટે નવા સ્થપાયેલા 'રિપબ્લિકન' પક્ષ તરફથી લિંકનને ડગલાસ સામે ઊભો કરવામાં આવ્યો હતો. આ ચૂંટણીજંગની અનેક સભાઓમાં લિંકને ડગલાસને એવો તો માત કર્યો હતો કે એ ચૂંટણી પ્રજાને કરવાની હોત તો તે બહુ ભારે બહુમતીથી ચૂંટાઈ જાત. પરંતુ સેનેટરની ચૂંટણી કરવાનો હક સંસ્થાનોની ધારાસભાના સભ્યોનો હતો. અને ધારાસભામાં ડગલાસની લાગવગ વધારે હતી, એટલે તે ચૂંટાયો અને લિંકન હાર્યો; પરંતુ આ પરિણામથી તે જરાયે નિરાશ ન થયો. પોતાના મિત્રોને તેણે જણાવ્યું કે ડગલાસ સેનેટર ભલે ચૂંટાયો, પણ મોટી રમતમાં–એટલે કે પ્રમુખ થવામાં–તે હારી જવાનો.

લિંકન અને ડગલાસ વચ્ચે થયેલી ચર્ચાઓએ આખા દેશનું લક્ષ ખેંચ્યું અને અલ્પ સમયમાં લિંકન આખા અમેરિકામાં જાણીતો થઈ ગયો અને દેશના આગેવાન અને દીર્ઘદર્શી રાજપુરુષ તરીકે તેની ગણના થવા લાગી. હવે તેને ઠેરઠેરથી ભાષણો આપવા માટે આમંત્રણ મળવા લાગ્યાં અને તે જ્યાં ગયો ત્યાં પોતાની સચ્ચાઈ, નિખાલસતા, ધ્યેય-પરાયણતા અને ગમે તે ભોગે દેશને જોખમમાંથી ઉગારવાની ધગશથી તેણે લોકોનાં હૃદય જીતી લીધાં. લિંકનને કારણે 'રિપબ્લિકન' પક્ષે પણ અસાધારણ પ્રગતિ સાધી. આ રીતે તેને ન્યૂ યૉર્ક શહેર તરફથી ભાષણ માટે આમંત્રણ મળ્યું. ત્યાં આગળ કૂપર ઇન્સ્ટિટયૂટ નામના સુપ્રસિદ્ધ હૉલમાં તેનું ભાષણ રાખવામાં આવ્યું હતું. તેનું ભાષણ સાંભળવાને મોટા મોટા રાજપુરુષો, નામાંકિત વકીલો, સુપ્રસિદ્ધ સાહિત્યકારો, ન્યાયાધીશો અને પત્રકારો વગેરે આવ્યા હતા. આવા પ્રતિષ્ઠિત, સુશિક્ષિત અને સંસ્કારી શ્રોતાઓ સમક્ષ બોલવાનો લિંકનને આ પ્રથમ પ્રસંગ હતો. તેમની સમક્ષ બોલતાં પ્રથમ તેણે ભારે મૂંઝવણ અનુભવી, પણ ધીરે ધીરે તેણે પોતાનું દૃષ્ટિબિંદુ એટલી સરળતા, સ્પષ્ટતા અને સહૃદયતાથી રજૂ કર્યું કે બધા શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈ ગયા. લિંકનનું આ કૂપર ઇન્સ્ટિટયૂટનું ભાષણ ઇતિહાસમાં અમર થઈ ગયું છે. એ એક જ ભાષણે લિંકનનું અમેરિકાના ભાવિ પ્રમુખ તરીકેનું સ્થાન નિશ્ચિત કર્યું.

આગામી ચૂંટણી વખતે પ્રમુખ માટે પોતાનો ઉમેદવાર નક્કી કરવાને સમગ્ર 'રિપબ્લિકન' પક્ષની પરિષદ મળી ત્યારે સેવર્ડ અને ચેઈઝ નામના બે બાહોશ પુરુષો લિંકનના હરીફ હતા. લિંકન કરતાં તેઓ વધારે કેળવણી પામેલા હતા, વધુ ધનવાન હતા, વધુ લાગવગ ધરાવતા હતા; રાજકારણનો તેમને વિશાળ અને ઊંડો અનુભવ હતો. પણ લિંકન લોકનાયક હતો, લોકહૃદયમાં તેણે અચળ સ્થાન પ્રાપ્ત કર્યું હતું, અને આવી પડેલી ભીષણ કટોકટીમાંથી દેશને સુરક્ષિત પાર ઉતારવા માટે જરૂરી દીર્ઘદૃષ્ટિ, ડહાપણ અને ઔદાર્ય તેનામાં હતાં. રિપબ્લિકન પક્ષે તેને જ પ્રમુખપદ માટેના ઉમેદવાર તરીકે ચૂંટી કાઢ્યો.

ડગલાસ વિષે લિંકને કરેલી આગાહી અક્ષરશઃ સાચી પડી. ઉત્તરના લોકો તો એના ગુલામીની તરફેણના વલણથી દુભાયા જ હતા, પણ તેમને રીઝવવા માટે તેણે ગુલામીની બાબતમાં કેટલાક

દ્રિઅર્થી ઉદ્‌ગારો કાઢ્યા હતા, તેથી દક્ષિણના લોકો ચોંકી ઊઠ્યા અને તેના પ્રત્યે શંકાની નજરે જોવા લાગ્યા. આથી પ્રમુખપદ માટે પોતાનો ઉમેદવાર નક્કી કરતી વખતે ડગલાસ ઉપર વિશ્વાસ ન રાખતાં તેમણે પોતાનો સ્વતંત્ર ઉમેદવાર ઊભો કર્યો. 'વિગ' પક્ષે પણ પોતાનો અલગ ઉમેદવાર ઊભો કર્યો. આમ એ વખતે પ્રમુખપદ માટે ડગલાસ સહિત ચાર ઉમેદવાર હતા, તેમાં લિંકન બહુ ભારે બહુમતીથી પ્રમુખ ચૂંટાયો.

પ્રમુખની જગ્યા લેવા જતા પહેલાં તે પોતાની સ્નેહાળ અપરમાને મળવા ગયો. ત્યાં આગળ પોતાના જૂના મિત્રોને ભાવથી ભેટ્યો અને જુવાનીનાં સ્મરણો તાજાં કર્યાં. તેની વૃદ્ધ માતા અને મિત્ર-પત્ની હૅનાએ તેને અશ્રુભીની આંખે વિદાય આપી, કારણ કે લિંકનને માથે ભારે ભય ઝઝૂમી રહ્યો છે એવો તેમને અંદેશો હતો. 'હૅના, તે લોકો મને મારી નાખશે તો તો હું અમર થઈ જવાનો,' હસતાં હસતાં આમ કહેતો તે તેમનાથી છૂટો પડ્યો.

વૉશિંગ્ટન જવાને આગલે દિવસે તે પોતાની સ્પ્રિંગફિલ્ડની ઑફિસની છેલ્લી મુલાકાતે ગયો. પોતાને જરૂરી કાગળો તેણે એકઠા કર્યા અને પછી તે પોતાના ચિરપરિચિત સોફા ઉપર લાંબો થઈને સૂતો. થોડી વાર સુધી તે અનિમેષ નયને મકાનની છત તરફ જોઈ રહ્યો, પછી પોતાના ભાગીદાર હર્ડનને ઉદ્દેશીને બોલ્યો,

'બિલી, (હર્ડનને તે આ ટૂંકા નામથી જ બોલાવતો.) આપણે કેટલા વખતથી સાથે રહીએ છીએ?'

'લગભગ સોળ વરસથી.'

'એ દરમ્યાન આપણે કદી ઊંચે સાદે બોલ્યા છીએ ખરા?'

'ના, કદી નહિ.'

પછી જરૂરી કાગળનો થોકડો લઈને તે ઑફિસમાંથી નીકળ્યો. પણ એક ડગલું આગળ ભરતાં જ તે થંભ્યો અને પાછો ફરી જર્જરિત થઈ ગયેલા ઑફિસના પાટિયા તરફ આંગળી ચીંધીને બોલ્યો, 'બિલી, એને ત્યાં આગળ જેમનું તેમ લટકતું રહેવા દેજે અને આપણા અસીલોને કહેજે કે પ્રમુખની ચૂંટણીથી લિંકન અને હર્ડનની પેઢીમાં કશો ફેરફાર થતો નથી. હું જીવ્યો તો થોડા વખત પછી અહીં પાછો આવીશ અને જાણે કંઈ જ બન્યું નથી એમ આપણે પાછા વકીલાતને ધંધે વળગીશું.'

બીજે દિવસે વહેલી સવારે તે વૉશિંગ્ટન જવાને સ્ટેશન ઉપર પહોંચ્યો ત્યારે ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. લિંકનને વળાવવા આખું સ્પ્રિંગફિલ્ડ સ્ટેશન ઉપર ઊલટ્યું હતું. જનતાનો આ નિરપેક્ષ પ્રેમ જોઈ તેનું હૈયું ભરાઈ આવ્યું અને તેની આંખ ભીની થઈ. ડબ્બાના પાટિયા ઉપર ઊભો રહી આ માનવસમુદાયને ઉદ્દેશીને તે બોલ્યો:

'મિત્રો! આ છૂટા પડતી વખતની મારી શોકની લાગણી મારી સ્થિતિમાં ન મુકાયો હોય તે કોઈ સમજી શકે એમ નથી. આ સ્થળ, અને અહીંના લોકોની મમતા તથા ભલાઈનો હું સર્વ પ્રકારે ઋણી છું. પા સદી સુધી હું અહીં રહ્યો છું અને જુવાન મટી વૃદ્ધ થયો છું. અહીં જ મારાં બાળકો જન્મ્યાં અને એક તો અહીંની જ ભૂમિમાં સૂતું છે. વૉશિંગ્ટન કરતાંયે વધારે ભારે જવાબદારી લઈને હવે હું અહીંથી જાઉં છું. હું અહીં ક્યારે આવીશ અથવા કદીયે પાછો આવીશ કે કેમ એ તો ભગવાન જાણે. જે દૈવી શક્તિનો તેને સહાય આશરો હતો તેની સહાય વિના હું સફળ થઈ શકું નહિ. તેનો આશરો મળ્યે હું કદી નિષ્ફળ ન થાઉં. જે મારી સાથે આવે અને છતાં તમારી સાથે પણ રહે, તેમ જ જે નિરંતર સર્વવ્યાપી છે તેના ઉપર યકીન રાખીને આપણે આશા રાખીએ કે હજી સૌ રૂડાં વાનાં થશે. તેને આશરે હું તમને સોંપું છું અને ઇચ્છું છું કે તમારી પ્રાર્થનામાં મને પણ તમે તેને આશરે સોંપજો. તમને સૌને હું પ્રેમપૂર્વક વિદાય આપું છું.'

કહે છે કે સત્તા ભલભલા માણસોને પણ દૂષિત કરે છે. અમેરિકાની સમગ્ર પ્રજાનું ભાવિ હવે લિંકનના હાથમાં આવી પડ્યું; સાથે અનિયંત્રિત સત્તા પણ તેના હાથમાં આવી. કારણ કે અમેરિકાના પ્રમુખને લગભગ આપખુદ રાજા જેટલી સત્તા કાયદાથી આપવામાં આવી છે. પરંતુ એ સત્તાનું રસાયણ લિંકનની પ્રકૃતિને વિષમ કરવાને અસમર્થ નીવડ્યું. એના સ્વભાવની મીઠાશ અને નમ્રતા, દીનદુઃખી માટેની એની ઊંડી હમદર્દી, દોષ લેખાય એટલી હદ સુધી પહોંચી જતું એનું અદમ્ય પરગજુપણું, વર્ણ અને વર્ગના ભેદવિભેદો એનો એકસરખો સમભાવ, એની અસાધ્ય ઉદાસીનતા અને વિરોધીઓ પ્રત્યેની એની અનિવાર્ય અવૈરવૃત્તિ એણે છેવટ સુધી જાળવી રાખ્યાં —અથવા કહો કે જળવાઈ રહ્યાં, કારણ કે એ બધાં એનામાં પ્રયત્નસાધ્ય નહિ પણ સહજ હતાં.

મણિભાઈ ભ૦ દેસાઈ

# 'મારી માતાએ બે જણ્યા'

એ પવિત્ર અને ગંભીર પ્રસંગને ૨૬ વરસનો—લગભગ એક પેઢીનો—ગાળો વીતી ગયો છે, છતાં જાણે કાલે સવારે જ તે પ્રસંગ બન્યો હોય તેમ તેના સ્મરણના અપૂર્વ આનંદથી હજી પણ રોમાંચ અનુભવું છું. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડતનો છેલ્લો તબક્કો વીતી ગયો હતો. સમાધાની થઈ ગઈ હતી. દેશભરમાં હિંદીઓએ વિજય-ઉત્સવ ઊજવ્યો હતો. દક્ષિણ આફ્રિકાનું વાતાવરણ સ્વચ્છ થયું હતું. સત્યાગ્રહની લડત પછી તે ભૂમિનું વાતાવરણ શુદ્ધ થાય, બન્ને પક્ષો વચ્ચેનાં વેરઝેર નાશ પામે, મુહોબ્બત વધે, વિશ્વાસ વધે અને હૃદયની ઉદારતાથી અરસપરસ વર્તાવ થાય; એ સર્વ સત્યાગ્રહની લડતનું સ્વાભાવિક પરિણામ છે. એવા શુદ્ધ વાતાવરણમાં દક્ષિણ આફ્રિકાની યુનિયન પાર્લામેન્ટે 'ઇન્ડિયન રિલીફ ઍક્ટ' પસાર કર્યો. ત્યાર બાદ જનરલ સ્મટ્સ અને જનરલ બોથા સાથેની ગાંધીજીની મુલાકાતો બહુ જ નિખાલસ, પ્રેમપૂર્ણ અને મિત્રતાભરી હતી. આવા શુદ્ધ વાતાવરણમાં ગાંધીજીએ હિંદમાતાનો સાદ સાંભળ્યો, જાણે કે માતૃભૂમિ તેમને સાદ કરી રહી હોય કે, 'તું અહીં આવ.' તે કેટલીક વખત બોલી જતા કે, 'હવે તો માતાની ગોદમાં જઈને પડવાની તાલાવેલી મને થઈ છે. મારો આત્મા હિંદુસ્તાન જવા તલપી રહ્યો છે.' આ સમયે સ્વર્ગસ્થ ગોખલેજી ઇંગ્લંડ હતા. તેમની તબિયત ત્યાં સારી નહોતી, તેથી તે ડૉક્ટરની સારવાર નીચે હતા. તેમનો સંદેશો આવ્યો કે, દેશ જતા પહેલાં ગાંધીજીએ તેમને ઇંગ્લંડમાં મળી જવું. ત્યારથી શિષ્યના હૃદયમાં ગુરુનાં દર્શન કરી તેમનો આદેશ લેવાની વૃત્તિ જાગી. ફિનિક્સ આશ્રમના વિદ્યાર્થીઓએ શ્રી. મગનલાલ ગાંધી અને શ્રી. મગનભાઈ પટેલની દેખરેખ નીચે દેશમાં જવું, ગાંધીજીએ ઇંગ્લંડ જવું, અને શ્રી. છગનલાલ ગાંધી, ઇમામસાહેબ, શ્રી. પ્રાગજી દેસાઈ અને મારે એમ ચાર જણે ફિનિક્સ રહેવું એવો નિર્ણય થયો. આ નિર્ણય પછી તો દેશગમનની તૈયારીઓ ચાલવા માંડી.

સને ૧૯૧૪નો જૂન માસ છે,—ચોક્સ તારીખનું મને સ્મરણ નથી. ફિનિક્સ બારે પ્રવૃત્તિમાં જણાય છે. સૌ કોઈ પોતપોતાની તૈયારી કરે છે. લાંબા સમય સુધી જે સ્થળમાં જે ભૂમિમાં રહ્યા ત્યાંથી શું લેવું અને શું ન લેવું તેની ભાંજગડમાં સૌ કોઈ પડ્યા છે. બપોરના અઢી વાગ્યાની ગાડીમાં જવા માટે, તે પહેલાં ફિનિક્સ સ્ટેશને પહોંચવાને આશ્રમમાંથી એક વાગ્યે નીકળી જવું જોઈએ. ઘડિયાળમાં બાર વાગ્યા. મુખ્ય નિવાસસ્થાને બધા ભેગા થવા લાગ્યા. બધાયે આવી ગયા. હિંદુ, મુસલમાન, અને ખ્રિસ્તી, ગુજરાતી, મદ્રાસી, હિંદુસ્તાની, અને યુરોપિયન, બધાયે એક કેન્દ્રની જાણે ત્રિજ્યાઓ હોય તેમ ગાંધીજી પાસે ભેગા થયા. શાન્તિ પથરાઈ અને એક મધુર – મીઠો – આહ્લાદજનક સૂર નીકળ્યો:

'દુઃખિયાનો વિસામો રે, માડી તારી ઝૂંપડી.
રણવગડાનો વાસો રે, માડી તારી ઝૂંપડી,'

સ્વર્ગસ્થ રણજિતરામ વાવાભાઈ રચિત આ ભક્તિભાવપૂર્ણ ગીત એક બહેને શરૂ કર્યું. બધાંએ તેને ઉપાડી લીધું. આ ગીત બધાને એટલું પરિચિત હતું કે ગુજરાતી ભાષા નહીં જાણનાર પણ તેનો ભાવ જાણતાં હતાં અને કેટલાંક તો ગાઈ પણ શકતાં હતાં. તે સમયનું શાંત, ગંભીર, પવિત્ર વાતાવરણ, વહાલી ફિનિક્સ આશ્રમની તપોભૂમિના વિયોગથી હૃદયને થતાં ક્ષોભ અને દુઃખ, માતૃભૂમિ હિંદની ગોદમાં આળોટવાની મીઠી મધુરી આતુરતા; અને તે સાથે – દુઃખિયાના વિસામા સમી માડીની ઝૂંપડી, રણવગડાના વાસા સમી માડીની ઝૂંપડી, આંધળિયાને લાકડી સમી માડીની ઝૂંપડી, પોતાનાં બાલુડાંનું આછી જાડી રાબડીથી પોષણ કરતી માડીની ઝૂંપડી — આવા આવા અનેક વહાલસોયા અને અર્થસૂચક શબ્દોથી ભરપૂર ભક્તિભાવપૂર્ણ ગીત ગાતાં ગાતાં પ્રેમાશ્રુ ટપક્યાં. ગીત પૂર્ણ થયું. અવિરત શાન્તિ છવાઈ. એક મિનિટ. અને પછી? પછી એક દીર્ઘ શ્વાસ સંભળાયો—પછી આત્માના ઊંડાણમાંથી 'હે રામ' એ ઉચ્ચાર સંભળાયો. અને પછી આકાશવાણી જેવી વાણી સંભળાઈ તેનો સાર આ રહ્યો: 'આજે હું દુઃખ અને આનંદ મિશ્રિત લાગણી અનુભવું છું. આ ભૂમિ છોડતાં મને દુઃખ થાય છે, આ તો મારા જીવનનું સાધનાસ્થાન, તેને

મારાથી કેમ છોડાય ? છતાં છોડવું પડે છે તે મને અસહ્ય લાગે છે. સાથે સાથે દેશના કિનારાનાં દર્શન કરવાની તાલાવેલી વધતી જાય છે. એક બાજુ સાધનાસ્થળને તજવાનું દુઃખ, બીજી બાજુ માતાને ખોળે જઈ પડવાની આતુરતા અને તેથી પ્રાપ્ત થતો આનંદ. આ બન્ને લાગણીઓ વચ્ચે મારું હૃદય ઝોલાં ખાય છે. ખબર નથી કે શું સારું. હું તો પ્રભુનો દોર્યો દોરાઉં છું. જઉં છું તો ખરો, પણ ખાલી હાથે. માતાને ચરણે ભેટ ધરવા જેવું મારી પાસે શું છે ? છતાં પ્રભુએ આપેલી આ જાતને અર્પણ કરવા પ્રયત્ન કરીશ. તમે બધા જેઓ દેશમાં જાઓ છો તેઓ અહીંના જીવનની ધરેડ ચૂકશો નહીં, અને ત્યાં જુદી જ ભાત પાડજો: જેઓ અહીં રહો છો તેઓ પ્રયત્નશીલ રહી ફિનિકસના આદર્શને વળગી રહી તેને શોભાવજો.'

પછી શું ? તેમની નજીકમાં બાળકો બેઠાં હતાં. તેઓ એક પછી એક ઊઠ્યાં અને ગાંધીજીને પગે લાગ્યાં. કોઈને માથે હાથ મૂક્યો, કોઈનો બરડો થાબડ્યો, કોઈને મીઠી લપડાક લગાવી, કોઈને અમૃતિયું આપ્યું. પછી મોટેરાંઓનો વારો આવ્યો. 'તમે સંયમ પાળજો', 'તમારા વિષેની મારી આશા પૂરી કરજો', 'ફિનિકસને શોભાવજો', વગેરે ઉદ્ગારોથી સર્વને વિદાય આપી. અને પછી ? શ્રી. ઇમામ સાહેબનો વારો આવ્યો. ગાંધીજી ઊભા થયા. હાથ પહોળા કર્યા. ઇમામ સાહેબ ગાંધીજીના હૈયા સાથે લપાઈ ગયા. ગાંધીજીએ તેમને હૈયા સાથે ચાંપ્યા, અને બોલ્યા. શું ? 'ઇમામ સાહેબ, મારી માતાએ બે જણ્યા, એક હું અને બીજા તમે.' સર્વનાં હૃદયને વિહ્વળ બનાવવાને, તેમાં અનેક ઊર્મિઓ જગવવાને એટલું વાક્ય બસ હતું. સર્વ કોઈની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. ઇમામ સાહેબે તો હર્ષઘેલા થઈ ગાંધીજીના હાથ ચૂમવા માંડ્યા, તેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. થોડી ક્ષણો તો જાણે બન્ને પ્રેમઘેલા થઈ ગયા હોય તેમ વારંવાર ભેટ્યા, અને પછી બન્ને છૂટા પડ્યા.

આ ક્ષણના વાતાવરણનું હું વર્ણન કરી શકતો નથી: મારી ગુંજાશ નથી. એ શાન્તિ, એ ગંભીરતા, એ પવિત્રતા, અને એ પ્રેમનાં દર્શન બીજે ક્યાં થાય ! જ્યાં તે દર્શન થાય ત્યાં પરમ તીર્થ ગણાય. જે તેનાં દર્શન કરે તે પરમ ધન્યભાગી ગણાય !

**રાવજીભાઈ મણિભાઈ પટેલ**

# તુકારામની વાણી

२४

काय नव्हे करितां तुज । आतां राखे माझी लाज ॥ १ ॥
मी तों अपराधाची राशी । शिखा अंगुष्ठ तों पाशीं ॥ २ ॥
त्राहें, त्राहें, त्राहें । मज कृपादृष्टी पाहें ॥ ३ ॥
तुका म्हणे देवा । सत्य घ्यावी आतां सेवा ॥ ४ ॥

૨૪

કરવા શું ના તને શક્ય, હવે રાખ મારી પત. ૧
હું તો અપરાધોનો નિધિ, નખથી શિખા સુધી. (ટેક) ૨
ત્રાહે, ત્રાહે, ત્રાહે, હું પર કૃપાદૃષ્ટિ વહે. ૩
તુકો કહે, દેવ, સત્ય અંગીકારો સેવ. ૪

२५

क्रियामति-हीन । एक मी गा तुझें दीन ॥ १ ॥
देवा करावा सांभाळ । वारीं माझी तळमळ ॥ २ ॥
नको माझे ठायीं । गुणदोष घालूं कांहीं ॥ ३ ॥
अपराधांच्या कोटी । तुका म्हणे घाली पोटीं ॥ ४ ॥

૨૫

ક્રિયામતિ-હીન, એક તારો છું હું દીન. (ટેક) ૧
પ્રભુ, લેજે તું સંભાળ, મારી હાર હૈયાઝાળ. ૨
ગુણદોષ કંઈ, મારા સંભળાવતો નહિ. ૩
કોટિ દોષ મારા વેઠ, તુકા, રાખી મોટું પેટ. ૪

२६

न सोडवे अन्न । मज न सेववे वन ॥ १ ॥
म्हणउनी नारायणा । कींव भाकितो करुणा ॥ २ ॥
नाहीं अधिकार । कांहीं घोकाया अक्षर ॥ ३ ॥
तुका म्हणे थोडें । आयुष्य वेंचे अवघें कोडें ॥ ४ ॥

૨૬

ન ત્યજાયે અન્ન, હુંથી સેવાય ના વન. ૧
માટે, નારાયણા, દીન યાચું હું કરુણા. (ટેક) ૨
નથી અધિકાર, કંઈ ગોખવા અક્ષર. ૩
તુકા કોકડું ભૂંડું, મારું આયુષ એળે જતું. ૪

**કિ૦ ઘ૦ મશરૂવાળા**

# અબુબક્ર અસ્સિદ્દિક

'કેટલાક લોકો ધારે છે કે પયગંબર ગુજરી ગયા છે. હું ખુદાના કસમથી કહું છું કે, એ ગુજરી ગયા નથી, પરંતુ ઈસુની જેમ એ સ્વર્ગની સફરે ગયા છે ને થોડા જ વખતમાં પાછા આવશે. એ ગુજરી ગયા છે એમ કહે છે એમના હાથપગ હું કાપી નાખીશ. મારી હાજરીમાં જે એવો હરફ કાઢશે એનું માથું હું ધડથી જુદું કરીશ.'—ઉઘાડી તલવારે ઊભેલા હજરત ઉમર બોલ્યા.

કાળજું વીંધી નાંખે એવા આ સમાચાર મળતાં અબુબક્ર પેગંબર સાહેબની મરણ-પથારી આગળ આવી પહોંચ્યા. ને પથારીમાં તો હવે મડદું જ પડ્યું રહ્યું છે એની ખાતરી થતાં, એમણે પોતાના ગુરુવરના એ મૃત દેહને ચુંબન કર્યું ને બોલ્યા: 'જીવનમાં ને મરણમાં તમારી મધુરતા તો એ ને એ જ છે.'

પછી ખંડ બહાર આવીને ઉમરને એમણે બેસી જવા ને શાંત થવા કહ્યું. પણ એ ન બેઠા. લોકોનું ટોળું ઉમરને છોડી અબુબક્રને ફરી વળ્યું. ને એ બોલ્યા:

'જેઓ મહમદને ભજે છે તેમને હું કહું છું કે મહમદ ગુજરી ગયા છે. પણ જેઓ ખુદાને ભજે છે તેમને હું કહું છું કે ખુદા જીવે છે અને અમર છે. . . . અને મહમદ કોણ હતા? ખુદાના પેગંબર સિવાય વધુ કશું જ નહિ! એમની પૂર્વે બીજા પેગંબરો આવ્યા છે ને ગયા છે. મહમદ મરણના કુદરતી માર્ગે સિધાવે એથી શું તમે પાછા પથ્થર પૂજતા થઈ જશો? કોઈ જો એમ કરશે તો યાદ રાખજો કે, ખુદાને એ જરા પણ ઈજા પહોંચાડી શકવાનો નથી.'

આ શબ્દોની ભારે અસર થઈ ને લોકો શાંત પડ્યા. આટલું કહીને સત્યવાન અબુબક્ર (અસ્સિદ્દિક-નો અર્થ સત્યવાન જ છે.) મદીનામાં ત્યાંના મૂળ વતનીઓ મહમદની જગાએ કોને રાજ્યસત્તા પર નીમવો એની ભાંજગડમાં પડ્યા હતા ત્યાં ગયા. મદીનાના લોકોને થયું હતું કે, 'મહમદ સાહેબ અને એમના હિજરતીઓને તો આપણે રક્ષણ આપેલું. આપણા શહેરમાં હવે હિજરતીઓ શેના રાજ્ય કરે? મહમદ સાહેબની વાત જુદી હતી.' પણ એ લોકોમાં પક્ષ હતા એટલે અંદર અંદર સત્તા માટે તકરાર થઈ, ને એ વખતે દાખવેલા વાણી ને બુદ્ધિના કૌશલ્યને પરિણામે અબુબક્રને જ અર્ધી સત્તા આપી ખલીફ ચૂંટવામાં આવ્યા.

એમનો જન્મ ઈ. સ. ૫૮૭માં મક્કામાં થયેલો. જાતે એ કુરેશ ખાનદાનના હતા. સગાઈની દૃષ્ટિએ તે મહમદ સાહેબના સસરા હતા. પેગંબર સાહેબના જીવન દરમિયાન એમના મોંમાંથી જે વાત નીકળતી તેની સત્યતા પુરવાર કરનારાઓ ને સ્વીકારનારાઓમાં તે સૌથી મોખરે હતા. મુસલમાન થયા પહેલાં પણ એ દારૂને અડતા નહિ ને મૂર્તિપૂજા કરતા નહિ. વાત એમ બનેલી કે, એક દિવસ એમના પિતા એમને મૂર્તિ આગળ લઈ ગયા ને દંડવત કરવા કહ્યું. એમણે દંડવત કર્યા, પણ પિતાની પૂંઠ થઈ એટલે એમણે મૂર્તિને કહ્યું, 'હું ભૂખ્યો છું, મને ખાવાનું આપ.' પણ કાંઈ જવાબ ન મળ્યો. પછી એમણે કહ્યું, 'હું નાગો છું, મને પહેરવાનું આપ.' પણ એનો પણ કાંઈ જ જવાબ ન મળ્યો. આથી એ ચિડાયા ને મૂર્તિ પર પથ્થર ફેંકી ચાલતા થયા.

ધંધે એ મોટા વેપારી હતા. શાભરમાં—યમનથી સિરિયા સુધી—એમનો વેપાર ચાલતો હતો. ને આવક પણ એટલી જ સારી હતી. એ મુસલમાન થયા ત્યારે એમની પાસે ૪૦,૦૦૦ 'દિરહમ' હતા, એટલે લગભગ ૮,૦૦૦ રૂપિયાના ને માલિક હતા. ઇસ્લામની સેવામાં એટલા ઉદાર હાથે ખર્ચ કર્યું હતું કે હિજરત વખતે એમની પાસે એમાંના ફક્ત હજારેક રૂપિયા જ બાકી હતા.

એક વખત પેગંબર સાહેબે ઇસ્લામીઓને પીડનાર પર ચડાઈ કરવા માટે પોતાના અનુયાયીઓ પાસે નાણાં માગ્યાં, ત્યારે હજરત ઉમરે પોતાની અર્ધી દોલત આપી દીધી ને ધાર્યું કે આજે હું અબુબક્ર કરતાં ચડી જઈશ. પણ પછી એમને ખબર પડી કે, અબુબક્ર તો પોતાનું સર્વસ્વ આપી ચૂક્યા હતા!

મદીનાના એક પરામાં રહેતી એક ગરીબ આંધળી ડોસીની સેવા કરવા હજરત ઉમર રોજ રાતે ત્યાં જતા. એક દિવસ એમને જણાયું કે, આજ તો

મારા પહેલાં કોઈ આવીને એની દાકો કરી ગયું છે ને જોઈતું બધું સાધન પહોંચાડી ગયું છે. આ નવો ને મારાથી પણ પહેલો પહોંચી જનાર સેવક વળી કોણ છે એ જાણવા બીજે દિવસે એ બહુ વહેલા આવીને તપાસ રાખવા લાગ્યા. થોડી જ વારમાં જોયું તો એ બીજું કોઈ નહિ પણ ખલીફ અબુબક્ર પોતે હતા.

ધર્મબદલો કરનાર પર એ જમાનામાં ભારે જુલમો ગુજરતા. તેમાં ગુલામો ધર્મ બદલે-તો તો પછી પૂછવું જ શું? એમને તો જીવવું જ ભારે પડી જાય ને? અબુબક્ર આવા ગુલામોને ખરીદી લેતા ને જુલમમાંથી છોડાવતા.

એક દિવસ પેગંબર સાહેબે સવારની નિમાજ પછી એકત્ર થયેલા સાથીઓને સવાલ કર્યો, 'આજે કોણે ભૂખ્યાંને અન્ન આપ્યું છે ને નાગાંને વસ્ત્ર આપ્યાં છે? આજે કોણે માંદાંની બરદાસ કરી છે?' આખા મંડળમાં આ ત્રણે સવાલના જવાબમાં હા કહી શકનાર માત્ર અબુબક્ર જ હતા.

ખલીફ થયા પછી પણ દીનદુઃખિયાંની દાઝ જાણનાર આ પુરુષના જીવનમાં કે વર્તનમાં કાંઈ ફરક પડ્યો હોય તો તે એ જ કે, પોતાના હોદ્દાના અભિમાનમાં પોતે કોઈને અન્યાય ન કરી બેસે, અરે એક પણ બિનજરૂરી કઠોર શબ્દથી કોઈનું દિલ ન દૂભવે, એ માટે વિશેષ કાળજી રાખતા. ચર્ચાના વેગમાં એક દિવસ એક જણને એમણે એકાદ વધારેપડતું વેણ કહી દીધેલું તે બદલ એમણે તરત એની માફી માગી લીધી એટલું જ નહિ, એને જવાબમાં જે સામાં વેણ મારવાં હોય તે મારવા દીધેલાં.

એમની સાદગીનો પાર નહોતો. ખલીફ હોવા છતાં એ એક સામાન્ય માણસ તરીકે જ રહેતા. આડોશપાડોશમાં બકરીઓ દોહતી છોડીઓને દોહવામાં પણ એ મદદ કરતા. સાદો પોશાક પહેરતા, સાદો ખોરાક ખાતા ને સાદા ઘરમાં જ રહેતા. બારણે એક ચોકીદાર સરખો સત્તાનો દેખાવ પણ એ રાખતા નહિ. સિરિયા પર ચડાઈ કરવા લશ્કર લઈને જતા એક સેનાપતિને વિદાય આપવા જતાં, સેનાપતિ ઘોડા પર સવાર થયેલો હતો; પણ પોતે એની જોડે પગપાળા જ જતા હતા. સેનાપતિએ કાં તો ઘોડા પર સવારી કરવા કાં તો પોતાને ઘોડા પરથી ઊતરી જઈ પગપાળા ચાલવા દેવા બહુ બહુ વિનંતી કરી, પણ એમણે એક પણ ન સાંભળી. ઊલટું, એ બોલ્યા, 'હું અલ્લાના રાહમાં જ ચાલું છું.'

તે બહુ વિદ્વાન હતા. આખું કુરાન એમને મોઢે હતું. નિમાજ વખતે ઇમામનું કામ પેગંબર સાહેબ એમને આપતા. વક્તૃત્વની શક્તિ એમની ભારે હતી. એમનાં પ્રવચનો શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દેતાં. અરબસ્તાનની જુદી જુદી ટોળીઓ ને વંશોના પૂર્વકાલીન ઇતિહાસનું પણ એ ભારે જ્ઞાન ધરાવતા ને ઘણી વાર ન્યાય તોળવામાં એમને એ બહુ ઉપયોગી નીવડતું. સ્વપ્નોનો અર્થ સ્પષ્ટ કરવાની પણ એ ખાસ કુશળતા ધરાવતા.

એક બાજુ એ ફૂલના જેવા કોમળ હૃદયવાળા દયાળુ પુરુષ હતા, તેવા જ ફરજ બજાવવામાં વજ્રથી પણ કઠોર, દૃઢ ને બહાદુર હતા. ઇસ્લામની પહેલી લડાઈમાં પેગંબર સાહેબ પર દુશ્મને જ્યારે હુમલો કરેલો, ત્યારે એમણે ભારે બહાદુરીથી ને કુશળતાથી એમના અંગરક્ષક તરીકે કામ કરેલું.

પેગંબર સાહેબના અવસાન પછી રાજસત્તાની લગામ એમણે જ્યારે હાથમાં લીધી ત્યારે ચોપાસ બંડ ફાટી નીકળ્યાં હતાં. ભાવો નાચ્યો એટલે બોદલી નાચી, એ ન્યાયે કેટલાય હોશિયાર માણસોએ પોતે પેગંબરપણાના ઢોંગ આદર્યા હતા, ને નવા નવા ચેલા મૂડવા માંડ્યા હતા. અબુબક્રે આ ધર્મ અને રાજ્ય સામેનાં બેવડાં બંડ ભારે હિમ્મતથી દાબી દીધાં. એક લેખકે આનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કે, અબુબક્રે જે દક્ષતા ને શાણપણ આ બંડો બેસાડી દેવામાં દાખવ્યાં એ ન દાખવ્યાં હોત તો ઇસ્લામ પોતાના બચપણમાં જ નામશેષ થઈ જાત.

અઢી વર્ષની ટૂંકી પણ ઉજ્જવળ કારકિર્દી પછી એક સાધારણ માંદગીમાં જ એમણે દેહત્યાગ કર્યો.

ચૂનીલાલ બારોટ

# સંસ્કૃતિની સનાતનતા

[એક પ્રશ્નનો ઉત્તર]

["હિન્દુસ્તાનની સંસ્કૃતિ હજી ટકી છે જ્યારે ગ્રીક, રોમન કે ઇજિપ્શિયન સંસ્કૃતિ નષ્ટ થઈ છે એમ આપણે કહીએ છીએ ત્યારે એનો અર્થ શો?" આ જાતના પ્રશ્નના ઉત્તરમાં લખેલો પત્ર.]

હવે તમારા પ્રશ્નનો જવાબ આપું. જેમ શ્રી. રાધાકૃષ્ણને 'Hindu View of Life' કરીને ચોપડી લખી છે, તે જ રીતે એમના પહેલાં The Greek View of Life' કરીને એક ચોપડી ઘણું કરીને શ્રી ડિકિન્સને લખી છે. (વિદ્યાપીઠમાં એ ચોપડી છે.) એ જોશો તો ગ્રીક સંસ્કૃતિનો ખ્યાલ તમને આવશે. એ જીવનનો આદર્શ, એ જીવનદષ્ટિ, જીવનવ્યવસ્થા અને સમાધાન જ્યાં સુધી ગ્રીક લોકોમાં હતાં ત્યાં સુધી ગ્રીક સંસ્કૃતિ જીવી. આજે એ લોકોએ એ વસ્તુનો ત્યાગ કર્યો છે. એ પરંપરા ટકાવી જો એમણે એમાં ફેરફાર કર્યો હોત તો આપણે કહેત કે ગ્રીક સંસ્કૃતિ જીવે છે.

ખ્રિસ્તી લોકોએ યહૂદી જીવનદષ્ટિનો સમૂળગો ત્યાગ ન કર્યો પણ યહૂદી ધર્મગ્રંથનો Old Testament તરીકે સ્વીકાર કર્યો. એ સ્થિતિ ટકી ત્યાં સુધી ખ્રિસ્તીઓ દ્વારા પણ યહૂદી સંસ્કૃતિ જીવિત રહી હતી. આજના ક્રિશ્ચિયનો Old Testament કે New Testament કોઈને જ સાચું જોતાં માનતા નથી. છતાં ખ્રિસ્તનો ઉપદેશ, અમુક હદ સુધી, એમનામાં જીવે છે.

મિશ્ર દેશની — ઇજિપ્તની — સંસ્કૃતિ એટલે એમની પિરામિડકાલની જીવનવ્યવસ્થા અને જીવનદષ્ટિ એ સંસ્કૃતિ કાંઈ ફેંકી દેવા જેવી ન હતી. એમની વચ્ચે પણ વર્ણવ્યવસ્થા હતી.

પણ ઇજિપ્તમાં ઇસ્લામે અને ખ્રિસ્તી ધર્મે પ્રવેશ કર્યો. આજે ઇજિપ્શિયન પ્રજા છે, એ જીવતી પણ છે. ત્રણ ખંડના કેંદ્રમાં હોવાથી, આગળ જતાં દુનિયા ઉપર ભારે પ્રભાવ પણ પાડશે, પણ પ્રાચીન મિશ્ર દેશની સંસ્કૃતિની એ વારસ નથી.

Readeનું 'માર્ટિર્ડમ ઓફ મૅન' જો વાંચશો તો પ્રારંભમાં જ એમણે જૂની મિશ્ર સંસ્કૃતિનો સહેજસાજ ખ્યાલ આપ્યો છે. હૉલ કેનની નવલકથા 'ધ વ્હાઇટ પ્રૉફેટ' વાંચશો તો આજના ઇજિપ્શિયન લોકોની મહત્ત્વાકાંક્ષાનો કંઈક ખ્યાલ આવશે. અને ખાતરી થશે કે એ પ્રજા જુદી અને આ પ્રજા જુદી, જોકે લોહીની દૃષ્ટિએ પરંપરા એક જ હશે.

'સ્ટોરી ઑફ નેશન સિરીઝ'માં ઇજિપ્ત વિષે જે ચોપડી છે તે વાંચવાથી પણ હું કહું એ વાત સ્પષ્ટ થશે. જવાહરલાલની પ્રાચીન ઝલક મેં નથી વાંચી. છતાં માનું છું કે એ પરથી પણ તમને ખ્યાલ આવી શકે.

હિન્દુસ્તાનમાં જે લોકોએ હિન્દુધર્મ છોડ્યો છે તે લોકો પણ ધારે તો ભારતીય સંસ્કૃતિ ટકાવી શકે. હિન્દુધર્મની અંદર જે ભારતીય જીવનદષ્ટિ રહેલી છે તે છોડ્યા વગર માણસ મુસલમાન અથવા ખ્રિસ્તી થઈ શકે છે, એટલું જ નહિ પણ તે ભારતીય જીવનદષ્ટિની ધરતી પર, માણસ ઇસ્લામની કે વિશ્વાસી ધર્મની ભાત પાડવા માંગે તો એ બન્ને ધર્મ વધારે ઊજળા થશે અને તેની અસર હિન્દુસ્તાન બહારના ખ્રિસ્તી અને મુસલમાન લોકો ઉપર અવશ્ય થશે. પણ જો હિંદુસ્તાનના મુસલમાનો અને ખ્રિસ્તીઓ અને સામ્યવાદીઓ ભારતીય જીવનદષ્ટિને તિલાંજલી આપશે તો ઇન્ડિયાનું અભિમાન રાખતા છતાં તેઓ હિન્દુસ્તાની સંસ્કૃતિની ઘોર ખોદશે.

તમારો બીજો સવાલ વ્યાપક છે. સંસ્કૃતિનાં મુખ્ય અંગો કયાં કહેવાય, સંસ્કૃતિનું હાર્દ શું, વગેરે સવાલો ઘણા મહત્ત્વના છે. પણ તે વિષે લખવા જેટલો આજે વખત નથી. આટલો પણ જવાબ ન આપું તો વખતે રહી જાય તે બીકે વખત ચોરીને આ કાગળ લખ્યો છે.

ઉપરના વિવેચનમાં સંસ્કૃતિનાં મુખ્ય અંગોનો ઉલ્લેખ આવી જ ગયો છે. જીવનદષ્ટિ, જીવનવ્યવસ્થા, જીવનનો આદર્શ અને જીવનનું સમાધાન એ સંસ્કૃતિનાં મુખ્ય અંગો છે. તમે તમારી કલ્પના ચલાવીને આ વાક્યના અસ્થિપંજરમાં ગમે તેટલો માવો ભરી રાખશો.

સર રાધાકૃષ્ણનની 'કલ્કી' ચોપડી હમણાં હમણાં જ (ગુજરાતીમાં) બહાર પડી છે, એમાં

આધુનિક સંસ્કૃતિનાં અંગો ખીજી રીતે વર્ણવ્યાં છે. કુટુંબવ્યવસ્થા, નાણાંવ્યવસ્થા, રાજદ્વારી સંગઠન, આંતરરાષ્ટ્રીય સંબંધ, ધર્મ (જેને હું જીવનવ્યવસ્થા અને સમાધાન કહું છું તે) વગેરે સંસ્કૃતિનાં અંગોનું એમણે વિવેચન કર્યું છે. એ ચોપડીની મારી પ્રસ્તાવના તમે વાંચી હશે જ.

'જીવનસંસ્કૃતિ'માં પણ તમારા પ્રશ્નોનો જવાબ મળી જાય છે. સ્વતંત્ર રીતે પણ અવકાશે તમને ફરી વાર લખીશ.

કાકા કાલેલકર

# ટકાઉ સ્વરાજના સાત નિયમો

મગધની પાસે વજ્જી લોકોનું બળવાન પ્રજાસત્તાક રાજ્ય હતું. એક વખત મગધના રાજા અજાતશત્રુને વજ્જી લોકો ઉપર હુમલો કરી, તેમનું રાજ્ય જીતી લેવાનો વિચાર થયો. તેણે પોતાના અમાત્ય વસ્સકાર બ્રાહ્મણને કહ્યું: તમે ભગવાન બુદ્ધ પાસે જાઓ, અને મારા નમસ્કાર તેમને જણાવી તેમને કહો કે, 'મગધરાજ અજાતશત્રુ હવે વજ્જી લોકો ઉપર હુમલો કરવાની ઇચ્છા રાખે છે.' આટલું કહ્યા બાદ, ભગવાન જે કહે તે ધ્યાનપૂર્વક સાંભળીને અહીં આવીને મને કહેજો.

વસ્સકાર બ્રાહ્મણ મગધરાજની આજ્ઞા માથે ચડાવી બુદ્ધ પાસે ગયો, અને તેમને નમસ્કાર કરી અજાતશત્રુ રાજાનો વિચાર કહી સંભળાવ્યો.

આ વખતે આનંદ નામનો બુદ્ધનો પ્રિય શિષ્ય તેમની પાછળ ઊભો ઊભો વાયુ ઢોળતો હતો. ભગવાને આનંદને પૂછ્યું: કેમ આનંદ, વજ્જીઓ વારંવાર સંમેલન કરે છે, તથા એ સંમેલનમાં લગભગ બધાય એકઠા થાય છે, એમ તેં સાંભળ્યું છે ને?

આનંદે કહ્યું: હા ભગવન!

બુદ્ધે કહ્યું: હે આનંદ' જ્યાં લગી વજ્જીઓ વારંવાર ભેગા મળતા રહી એકત્ર રહેશે, ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

વળી, આનંદ: તેં એમ પણ સાંભળ્યું છે ને કે, સંમેલનમાં પણ વજ્જીઓ સઘળા સાથે જ બેસે છે, સાથે જ ઊઠે છે, અને સાથે જ કામ કરે છે?

આનંદ: હા ભગવન!

બુદ્ધ: હે આનંદ! જ્યાં સુધી વજ્જીઓ એમ કરશે, ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહીં થાય.

વારુ, આનંદ' તેં એમ સાંભળ્યું છે ને કે, વજ્જીઓ જે કાયદો પોતે ન કરેલો હોય તેને અમલમાં નથી મૂકતા અને જે કાયદો પોતે ઘડ્યાં હોય તેનો ભંગ નથી કરતા?

આનંદ: હા ભગવન'

બુદ્ધ: હે આનંદ! જ્યાં સુધી વજ્જીઓ એમ કર્યા કરશે, ત્યાં સુધી તેઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

વળી, હે આનંદ! તેં એમ પણ સાંભળ્યું છે ને કે, વજ્જીઓ પોતાના વડીલોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે, અને તેમનું કહ્યું માને છે?

આનંદ: હા ભગવન!

બુદ્ધ: હે આનંદ! જ્યાં સુધી વજ્જીઓ એમ કર્યા કરશે, ત્યાં સુધી તેઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

વળી, હે આનંદ, તેં એમ પણ સાંભળ્યું છે ને કે, વજ્જીઓ પરસ્ત્રીઓને કે કુમારિકાઓને ઉપાડી નથી જતા, પરંતુ તેમને પોતાની મા તથા બહેન સમાન ગણે છે?

આનંદ: હા ભગવન!

બુદ્ધ: હે આનંદ! જ્યાં સુધી વજ્જીઓ એમ કર્યા કરશે, ત્યાં સુધી તેઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

વળી, હે આનંદ! તેં એમ પણ સાંભળ્યું છે ને કે, વજ્જીઓ પોતાનાં દેવમંદિરોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે, તથા પરાપૂર્વથી તે મંદિરોમાં અપાતા આવેલા ધાર્મિક બલિ આપવામાં બેદરકાર નથી રહેતા?

આનંદ: હા ભગવન!

બુદ્ધ: હે આનંદ! જ્યાં સુધી વજ્જીઓ એમ કર્યા કરશે, ત્યાં સુધી તેઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

વળી, હે આનંદ! તેં એમ પણ સાંભળ્યું છે ને કે, વજ્જીઓએ સાધુસંતોના યોગ્ય રક્ષણ માટે તથા તેમને યોગ્ય આશ્રય આપવા માટે બંદોબસ્ત કરેલો છે, કે જેથી દૂરથી સાધુસંતો પોતાના દેશમાં આવે?

આનંદ: હા ભગવન!

બુદ્ધ: હે આનંદ! જ્યાં સુધી વજ્જીઓ એમ કર્યા કરશે, ત્યાં સુધી તેઓની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.

પછી બુદ્ધે વસ્સકાર બ્રાહ્મણને કહ્યું: હે બ્રાહ્મણ! હું એક વખત વજ્જી લોકોના નગર પાસેના એક દેવમંદિરમાં રહેતો હતો; ત્યારે મેં તેમને આ સાત કલ્યાણકારી ધર્મોનો બોધ આપ્યો હતો. જ્યાં લગી તેઓમાં આ સાત ધર્મો હશે ત્યાં સુધી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહીં થાય.

આ સાંભળી વસ્સકારે કહ્યું: હે ગૌતમ! આ સાતમાંના એક પણ ધર્મ વડે વજ્જીઓની ઉન્નતિ જ થાય, અવનતિ નહીં થાય; તો પછી આ સાતે કલ્યાણકારી ધર્મો એકઠા હોય, ત્યારે પૂછવું જ શું?

[બૌદ્ધ સાહિત્ય પરથી] ગો૦ પ૦

# ગામડામાં રેડિયોપ્રચાર

હિંદનાં ગામડાંમાં રેડિયોનો યુગ ભાગ્યે જ શરૂ પણ થયો છે. સંજોગવશાત્ જે ગામડિયાઓ શહેરોમાં કે મેળા વખતે રેડિયોયંત્ર જોવા પામ્યા હોય કે તેવાઓની પડોશમાં રહેનારાઓએ તેમની પાસેથી સાંભળ્યું હોય, એવા લોકો બાદ કરો તો બાકી રહેતી બધી ગ્રામજનતાને તો આ રેડિયોયુગની ઝાંખી સરખી નથી થઈ; તો પછી તેના આવવા વિષેની કશી આશા બંધાવી એ તો ક્યાં જ રહી?

અનેક પ્રકારનાં કારણોને લઈને આ હિલચાલ હિંદમાં—અને ખાસ કરીને ગામડાંમાં—ધીમી ચાલે છે. પહેલું કારણ તો એ કે, આપણા લોક ભયંકર ગરીબ હાલતમાં છે. તેઓમાંનો રાઈ જેટલો જૂજજૂજ ભાગ જ રેડિયોયંત્ર ખરીદી શકે એમ છે. બીજું, ખરીદવા જેટલી સધ્ધરતાવાળા એ અલ્પસંખ્ય વર્ગમાં પણ ઘણા એવા છે કે જેઓ રેડિયો ખરીદવાનો લાભ સમજવા જેટલું શિક્ષણ પણ નથી ધરાવતા; અથવા તો તે યંત્રથી મળતાં મનોરંજન કે શિક્ષણ મેળવવાની એમને ઇચ્છા થાય એવી એમની રસજ્ઞતા પણ નથી હોતી. ત્રીજું, બહુ જ થોડા હિંદીઓ એવા છે કે જે ગમે તેવો અનઘડ પણ રેડિયો પોતાને માટે બનાવી લેવાની યાંત્રિક આવડવાળા કે તેમ કરવાના ઉત્સાહવાળા હોય; અથવા તો પોતે ખરીદ્યો હોય તે બગડે ત્યારે તેને સુધારીને ચાલુ કરી બરોબર વાપરી જાણવાની શક્તિવાળા હોય.

ગ્રામજનતા માટે, ખરેખર, કહી શકાય કે, માણસે જો રેડિયો પોતાને ખર્ચે લેવાનો હોય તો લાંબા સમય સુધી તો રેડિયોથી થતા લાભો એમનાથી તો તદ્દન દૂર જ રહેવાના. મુંબઈ ને બીજે ક્યાંક સસ્તો રેડિયો બનાવવા મથવામાં આવે છે, છતાં પણ એમ જ થવાનું એવી મને ભીતિ છે. કેમ કે, એક નિયમ જ સમજો કે, ગ્રામવાસીઓ પર દેવાં અને બીજા બોજા એવા તો લદાયેલા છે કે, સસ્તા રેડિયો બને તે પણ તેમની ખરીદશક્તિમાં સમાઈ શકવાના નથી.

. મુશ્કેલીની પરંપરા આટલેથી અટકતી નથી. સસ્તો કે ગમે તેવો રેડિયો હો, તે બગડે તો તેનું સાદામાં સાદું પ્રાથમિક સમારકામ પણ કરી શકે એવા માણસો, સામાન્ય રીતે, ગામડામાં નહિ મળે. અગણિત યુગોથી એમનું કામ સાદામાં સાદાં ઓજારોથી ચાલતું આવ્યું છે અને એમની યંત્રવિદ્યાની શક્તિ કેળવવા કાંઈ જ કરવામાં નથી આવ્યું.

એમ નથી કે એવી શક્તિ એમનામાં ખૂટે છે. પોતાની સહી ન કરી જાણે, પણ દેખાવે સુંદર તથા રચનામાં પૂરી એવી રાઈફલ બનાવી આપે, એવા એક લુહારને હું જાણું છું. સુતારવર્ગ, અને ખાસ કરીને શીખો તથા હિમાલયની તળેટીના માણસો, વીજળીના ધંધામાં સહેજે ફાવે છે. પરંતુ, આપણી કેળવણીનું તંત્ર એટલું બધું અધૂરું અને ઊણપવાળું છે, અને શહેર તથા ગામડાં વચ્ચે એવી તો ઘસીને ચોખ્ખી ફાટ પડેલી છે, કે તેથી ગ્રામજનતાને, પોતાની છૂપી શક્તિને, પોતાની જરૂરોના કાંઈક પ્રમાણમાં ખીલવીને આનંદ માણવાની અને કાર્ય કરવાની પોતાની શક્તિમાં વધારો કરવાની તક જ નથી મળવા દેવામાં આવી.

શહેર અને ગામડા વચ્ચે હિંદમાં જે ગાળો પડી ગયો છે, તેનાથી રેડિયોનો પ્રશ્ન ગૂંચવણમાં પડે છે. સ્થૂલ રીતે તો બેઉ નજીક જ છે; પરંતુ સંસ્કાર અને માનસ જોતાં ગામડિયો અને શહેરી બે જણ પોતપોતાની નિરનિરાળી જ દુનિયાના વાસીઓ છે.

દુનિયાના દરેક દેશમાં શહેરનો વાસી પોતાના ગ્રામવાસી સગાને હસે છે, એ વાત ખરી છે. . . શહેરવાસી પોતાના કેળવેલા રસો અને સુધરેલી રીતભાતોનું અભિમાન કરે છે. સામી બાજૂથી, તેનો ગ્રામવાસી સગો 'શહેરી'ને કૃત્રિમ કહેવા સુધી પણ પહોંચે છે. અમેરિકામાં ને યુરોપના ઘણા દેશોમાં ઝડપી વાહનોની સવડથી આ બે વર્ગો ભેગા મળવા લાગ્યા છે; ગામડામાં ભણતર, છાપાં વાંચવાની ટેવ ને એવી વાતો, શહેર ને ગામડાનો એ ભેદ ભૂંસવા તરફ અસર કરે છે.

પરંતુ હિંદમાં આનાથી જુદી દશા છે. ગામડાંમાંથી શહેર તરફ ખેંચાઈ આવેલી વસ્તીએ સંગીતનો શહેરી આસ્વાદ કેળવ્યો કે ન કેળવ્યો હોય, પરંતુ ગામડાંને વળગીને રહેલા મોટા વિશાળ જનસમુદાયને તો, શહેરોમાં વસતા રેડિયો-શ્રોતાને ગમતી જે રસપદ્ધતિ, તેની એ જનસમુદાયને નહિ જેવી જ કદર હોય છે, અને સમજ તો હોતી નથી એમાં શંકા નથી. તાજેતરમાં મને થયેલા એક અનુભવથી આ વાત મારા મન પર બરોબર અંકાઈ ગઈ છે.

દક્ષિણ પંજાબનાં કેટલાંક ગામડાંમાં રેડિયો સાથે એક લારી ફરતી હતી ત્યારે હું તે ગામડાંમાં ગયો હતો. જ્યાં જઉં ત્યાં ગ્રામવાસીઓ મારી ગાડીને ઘેરી વળતા, ત્યારે એકતોની જોડે છૂટથી હું વાતો કરતો ને એમને માટે ખાસ ગોઠવેલા મનોરંજનમાં એમને કેવી મજા પડે છે તે જાણવા સવાલો પૂછતો.

એક ધોળી દાઢીએ જવાબ આપ્યો, "મજા પડી એમ પૂછો છો, સાહેબ? શામાં મજા પડી પૂછો છો?"

મેં કહ્યું, "કેમ? સંગીતમાં? તમને સંગીત ના ગમ્યું?"

તેણે કહ્યું, "તમે તો શહેરી શોખોવાળા થઈ ગયા ને દુનિયા જોયેલા છો; તમે ભલે એને સંગીત કહો, અમે તો ન કહીએ."

"ત્યારે તમે એને શું કહો ?" ડાહ્યો ડાહ્યો જેવા મેં પૂછ્યું.

ડોસાએ ભારપૂર્વક કહ્યું, "હું એને ક્ષા-ક્ષા, લે-લે, ચા-ચા, ચે-ચે, કહું. એમાં જરાય સંગીત જ ક્યાં છે ? નથી એમાં આનંદ કે નથી મસ્તીની મજા. અરે, એ તો સૂરેલ પણ ક્યાં છે ?"

એ શું કહેવા ઇચ્છતો હતો તે હું તરત સમજી ગયો. અમેરિકામાં જેને 'hifalutin' કહે છે એવું એ સંગીત હતું; એને ગામડિયાઓ સમજી ન શકે. ભલે ને તમે તે કેવી ભારે કળા વાપરીને ઉપજાવો, પણ કંપ કે આલાપ સમજવા જેવો એનો કાન નહોતો. હકીકતમાં તે તેને ક્લિષ્ટ—કૃત્રિમ જ માનતો.

* * *

ખાસ 'ભૂમિજનો' માટે કાર્યક્રમો કેટલીક જગાએ ગોઠવાય છે, તેનાથી આ આખા પ્રશ્નનો અમુક જ ભાગ ઉકેલાય છે. એમાં સફળતા તો જ મળે, જો એની સાથે એવી પણ યોજના કરી શકાય કે જે દ્વારા ગ્રામજનતા રેડિયો લઈ પણ શકે. ઉપર કહી આવ્યો કે, સસ્તામાં સસ્તો રેડિયો પણ, આજે તો અને હજી પણ કેટલાક સમય સુધી, ગ્રામજનતાની આર્થિક સ્થિતિના ગજા ઉપરવટની વાત છે. રેડિયો સાંભળવાની ઇચ્છા એમનામાં છે એમ માની લો,—જોકે એ માનવું જ અધરું છે,—તોપણ બધા એકઠા થઈ સહિયારો રેડિયો રાખે એવી સહકારની ભાવના પણ એમનામાં એટલી મજબૂત નથી.

[અંગ્રેજી પરથી] સંત નિહાલસિંહ

# વહેવારુ ખગોળ—૯

## પ્રકીર્ણ

આકાશના પદાર્થો પરથી સમય, દિશા, અક્ષાંશ, રેખાંશ, વગેરે કાઢવાના ઉદ્દેશથી આ લેખમાળા આપણે શરૂ કરી હતી. દૂરબીન વગેરે યંત્રસામગ્રીની મદદ વિના ફક્ત ઘરગથ્થુ સાધનો વડે આકાશના પદાર્થો પરથી અને ખાસ કરીને સૂર્યની છાયા પરથી સમય, દિશા અને અક્ષાંશ-રેખાંશ કેવી રીતે જાણી શકાય તે આપણે જોયું. સાદાં સાધનો વડે આ વિષયોમાં જાણી શકાય એવું કંઈ હવે બાકી રહેતું નથી, તેથી આ લેખમાળાનો ઉપયોગ હવે સહેજ જુદી રીતે કરીશું, પણ વિષયના નિરૂપણનું ધોરણ જે છે તે જ રાખીશું. એટલે વાચક સામાન્ય શિક્ષણવાળો અને સામાન્ય સાધનોવાળો છે એ ખ્યાલમાં રાખીને વિષયની શાસ્ત્રીયતામાં ઊતરીશું નહિ, તેમ જ ખર્ચાળ યંત્રોનો ઉપયોગ કરવો પડે એવા પ્રયોગો બતાવીશું નહિ. હિંદુસ્તાનનાં સામાન્ય માણસો કેટલું ખગોળ જાણે છે, તેને માટે કયાં પુસ્તકો વાપરે છે, હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રમાં ક્યારે કેટલો વિકાસ થયો, હાલ તેની શી સ્થિતિ છે, તેના વિકાસ માટે શું કરવું જોઈએ, દુનિયાના બીજા દેશો ખગોળશાસ્ત્રમાં કેટલા આગળ વધેલા છે, તેઓ આ શાસ્ત્રનો શો ઉપયોગ કરે છે, તથા તેને આગળ વધારવા કયા પ્રયત્નો કરે છે, વગેરે અનેક બાબતો જાણવા જેવી છે. આ વિષયો એટલા બધા છે અને દરેક વિષય એટલા વિસ્તારવાળો છે કે, આમાંથી બહુ જ થોડા વિષયોની બહુ જ પ્રાથમિક ચર્ચા કરીને આપણે સંતોષ માનવો પડશે.

આ વિષયો સમજવા માટે સૌથી પહેલાં તો આપણે ભારતીય ખગોળશાસ્ત્રનું સ્વરૂપ સમજવું પડશે. તે સિવાય હિંદુસ્તાનનાં કરોડો માણસોની આ વિષયમાં પ્રગતિ નહિ કરાવી શકીએ. અર્વાચીન વિજ્ઞાનની મદદ વગર તો એક ડગલું પણ આપણે ચાલી શકીશું નહિ. ખગોળના વૈજ્ઞાનિક જ્ઞાન માટે સામાન્ય માણસો સમજી શકે એવાં પુસ્તકો, નકશા, સંગ્રહ-સ્થાનો અને વેધશાળાઓ તો જોઈશે જ. પણ સાથે સાથે એ પણ આપણે યાદ રાખવું પડશે કે, આ શાસ્ત્રમાં આપણી અત્યારની અવનતિ માત્ર છેલ્લાં એક હજાર વર્ષની છે. અને હિંદુસ્તાનના ખગોળ-શાસ્ત્રનો ઇતિહાસ છેલ્લાં છ સાત હજાર વર્ષનો ઉપલબ્ધ છે. આ વર્ષો દરમ્યાન તે કોઈ પણ દેશ કરતાં આ વિષયમાં પાછળ નહોતો, એટલું તેને વિષે ઓછામાં ઓછું કહી શકાય. આ બધાં વર્ષોમાં તેણે પોતાની એક સ્વતંત્ર પદ્ધતિ ખીલવી છે અને તે અત્યંત શાસ્ત્રીય છે, એ આપણે ગયા લેખમાં જોયું. આ પદ્ધતિનો લોકોને ઓછોવત્તો પરિચય છે અને લોકોના ધાર્મિક અને સામાજિક જીવન સાથે એ પદ્ધતિનો ઘનિષ્ઠ સંબંધ છે. જે પદ્ધતિનો આટલો પાયો તૈયાર છે એ જ પદ્ધતિ પર લોકોને સહેલાઈથી આગળ લઈ શકીશું એ દેખીતું છે. તેની સાથે એ

પણ જરૂરનું છે કે, આપણી આ જૂની પદ્ધતિને આજના વિજ્ઞાનના નવીન પાયા પર મૂકવી પડશે. હિંદુસ્તાનની ખગોળપદ્ધતિ અને પશ્ચિમનું ખગોળ-વિજ્ઞાન એ બંનેને જે જાણતો હશે, તે જ આ કામ કરી શકશે. હિંદુસ્તાનના સુશિક્ષિત લોકો પશ્ચિમનું ખગોળવિજ્ઞાન જાણે છે, પણ હિંદુસ્તાનની પદ્ધતિથી અજ્ઞાન છે. હિંદુસ્તાનના વિદ્વાન જોષીઓ હિંદુસ્તાનની પદ્ધતિ જાણે છે, પણ પશ્ચિમના વિજ્ઞાનથી એટલા અજ્ઞાન છે કે દિવસ અને રાત કેવી રીતે થાય છે એટલું પણ એ જાણતા નથી. આ સ્થિતિમાં હિંદુસ્તાનના સુશિક્ષિત લોકોએ ભારતીય ખગોળ-શાસ્ત્રનો અભ્યાસ કરી તેનો ઉદ્ધાર કરવો એ જ એક માર્ગ રહે છે. આ દિશામાં ગુજરાતમાં કંઈ જ કામ થયું નથી. આપણા પડોશી મહારાષ્ટ્રમાં ઘણું કામ થયું છે. લોકમાન્યના ગણિતગુરુ ડેક્કન કૉલેજના પ્રોફેસર સ્વ. કેરોપંત છત્રેથી માંડીને ફર્ગ્યુસન કૉલેજના પ્રોફેસર સ્વ. વિશ્વનાથ બળવંત નાયક સુધી ઘણા વિદ્વાનોએ અત્યંત પરિશ્રમ કર્યો છે અને હજુ કરે છે. ભારતીય ખગોળશાસ્ત્રની સુધારણામાં લોકમાન્યનો ફાળો હિંદુસ્તાનમાં અદ્વિતીય છે.

લોકોને ભારતીય ખગોળપદ્ધતિનો પરિચય કરાવતું સૌથી વ્યાપક સાધન આપણું પંચાંગ છે. હિંદુસ્તાનમાં કરોડો માણસો દર વરસે લાખો પંચાંગો વાપરે છે. લોકો પંચાંગોનો ઉપયોગ એકાદશી વગેરે ધાર્મિક વ્રતોના કે દિવાળી જેવા સામાજિક ઉત્સવોના દિવસો જોવા માટે અથવા ફલજ્યોતિષ માટે કરે છે. પંચાંગમાં આપેલી બધી બાબતો આકાશમાં ગ્રહોના સ્થાન પરથી નક્કી કરેલી હોય છે. પણ આકાશમાં ગ્રહોનું સ્થાન સમજવા જેટલું જ્ઞાન જોશીઓનું પણ હોતું નથી, ત્યારે સામાન્ય મનુષ્યની તો વાત જ શી? પંચાંગમાં જે આંકડા લખેલા દેખાય છે, તે આકાશમાં ગ્રહોનું સ્થાન બતાવે છે. એટલે આપણે બે કામ કરવાનાં રહે છે: એક તો આ આંકડાઓનો ખગોળવિષયક અર્થ સમજવાનું અને લોકોને સમજાવવાનું; અને બીજું આ આંકડાઓ જે ગણિત પ્રમાણે આપવામાં આવે છે તે ગણિતમાં ભૂલો છે તે સુધારવાનું. ખગોળશાસ્ત્રીઓ હંમેશાં આકાશમાં જોયા કરે છે અને પોતાના ગણિતમાં અને આકાશમાં ફરક આવતો હોય, તો પોતાના ગણિતને સુધારી લે છે. આપણે પણ જૂના વખતમાં આમ જ કરતા. પણ વરાહમિહિરના સમય (ઈ. સ. ૫૦૦) પછી, એટલે છેલ્લાં દોઢ હજાર વરસમાં આ કામ કોઈએ કર્યું નથી. વરાહમિહિર એ આપણો છેલ્લો ખગોળસંશોધક હતો. ભાસ્કરાચાર્યે બહુ જ સરસ પદ્ધતિથી સાદા સરવાળાથી માંડીને, બીજ-ગણિત, માપકરણ અને ખગોળગણિત ગોઠવ્યાં; પણ ખગોળના આંકડા તો તેણે જૂના જ રાખ્યા છે, તેમાં તેણે કંઈ સુધારો કર્યો નથી. ભાસ્કરાચાર્ય બારમા સૈકામાં થયા. ત્યાર પછી ઈ. સ. ૧૫૦૦માં ગણેશદૈવજ્ઞ થયા, એમણે ખગોળગણિત ખૂબ સરળ બનાવ્યું. પણ થોડા આંકડાઓમાં નજીવો ફેરફાર કરવા સિવાય એમણે પણ કંઈ સુધારો કર્યો નથી. આ સુધારણાનું કામ છેલ્લાં સો વરસમાં અંગ્રેજી શિક્ષણના પરિણામે થયું છે. પણ આપણા જોશીઓના તેમ જ લોકોના અજ્ઞાનને લીધે તે કામ આગળ ચાલતું નથી.

આમ છતાં આ કાર્યનો દોષ આપણા સુશિક્ષિત લોકોનો છે. બી. એ.માં ગણિતને ઐચ્છિક વિષય તરીકે લઈ તેના એક અંગ તરીકે પશ્ચિમના ખગોળને ઘણા લોકો શીખ્યા છે. તેમાંથી થોડાઓએ પણ હિંદુસ્તાનની ખગોળપદ્ધતિ શીખી લઈ તેને સુધારવા-નો પ્રયત્ન કર્યો હોત, તો આ પ્રશ્નનો નિકાલ ક્યારનો થઈ ગયો હોત. ભારતીય ખગોળશાસ્ત્ર એ આપણો મૂલ્યવાન વારસો છે.. એ તરફનું આપણું દુર્લક્ષ ખરેખર શોચનીય છે.

આ દુર્લક્ષનું એક કારણ એ છે કે, પંચાંગનો ઉપયોગ લોકો ધર્મકૃત્યો અને ફલજ્યોતિષ માટે કરે છે અને આ બંને વિષયોમાં સુશિક્ષિતોને શ્રદ્ધા હોતી નથી. ધર્મકૃત્ય કે ફલજ્યોતિષ અયોગ્ય કે હાનિકારક હોય, તો તે બાબતમાં લોકોમાં સુધારો કરવાનું કામ ધાર્મિક અને સામાજિક સુધારકોનું છે. પણ ખગોળશાસ્ત્ર તો પ્રત્યક્ષ અને નિઃશંક રીતે સત્ય જ છે. તેને સુધારવાનું કામ શા માટે છોડી દેવું જોઈએ? પશ્ચિમમાં પણ હજુ કેટલાક લોકો ફલજ્યોતિષમાં માને છે. પણ તેઓ ફલજ્યોતિષ માટે જે ગણિતનો ઉપયોગ કરે છે તે ખગોળશાસ્ત્રાનુસાર સાચું હોય છે.

આપણા લોકોને ખગોળશાસ્ત્રમાં રસ લેતા

કરવાનો અને તેઓમાં આ શાસ્ત્રનું જ્ઞાન વધારવાનો સાચો સારો ઉપાય તેઓને પંચાંગ સમજતા કરવાનો છે. પણ તેને માટે પહેલાં તો એ પંચાંગો શુદ્ધ થવાં જોઈએ. અત્યારે તો પંચાંગમાં બતાવેલી જગાએ આકાશમાં જોઈએ છીએ, તો ત્યાં ગ્રહ હોતો નથી. એટલે પંચાંગના ગણિતની સુધારણાનું કામ તો કરવું જ પડશે, જેથી પંચાંગમાં આપેલી ગ્રહસ્થિતિ આકાશ સાથે મળી રહે અને પંચાંગ ખગોળશાસ્ત્રના અભ્યાસ માટે ઉપયોગી થાય. પછી પંચાંગનો ઉપયોગ જેને ખગોળ માટે કરવો હોય તે તેમ કરે અને ધર્મકૃત્ય કે ફલજ્યોતિષ માટે કરવો હોય તે તેમ કરે; ગણિતસુધારકને તેની સાથે કંઈ સંબંધ નથી. અત્યારે તો લોકોના હાથમાં જે પંચાંગ છે તેમાં લખેલા આંકડા કોઈ પણ સુધરેલા દેશનો માણસ જુએ, તો તે આ દેશના ગણિતજ્ઞો માટે બહુ જ હલકો અભિપ્રાય બાંધે આપણે ગણિતજ્ઞો દેશમાં હયાત છતાં જો લોકો આવા ખોટા ગણિતવાળાં પંચાંગો વાપરતા હોય, તો તેની શરમ આપણને જ હોવી જોઈએ.

કંઈક આવી લાગણીથી પ્રેરાઈ આજથી પંદરેક વર્ષ પહેલાં મેં 'પ્રત્યક્ષ પંચાંગ' શરૂ કરેલું. પણ છસાત વર્ષ ચલાવ્યા પછી અંગત સંજોગોની પ્રતિકૂળતાને લીધે તે બંધ કરવું પડેલું. હવે બની શકે તો ફરીને તેના પ્રકાશન માટે કંઈક સંગીન યોજના કરીને તેને એકાદ વર્ષમાં શરૂ કરવા ધારું છું. પણ આવું કોઈ સુધરેલું પંચાંગ અત્યારે આપણા હાથમાં નથી તેને લીધે આપણે અત્યારે બેસી રહેવાની જરૂર નથી. જે પંચાંગ હાલમાં લોકો વાપરે છે તેને જ લઈને તેમાં ક્યાં કેટલો ફેર આવે છે તે સમજી લઈશું, તો તે આકાશ સાથે બરાબર તો નહિ, પણ લગભગ મળી રહેશે અને તે કામચલાઉ બનશે. પણ તે પહેલાં આપણા પંચાંગમાં આપેલી બાબતોનો ખગોળની દૃષ્ટિએ શો અર્થ છે તે આપણે સમજી લેવું પડશે અને આ કામ આપણે આવતા લેખમાં કરીશું.

હરિહર ભટ્ટ

## आत्मानी कल्पना

આત્માની કલ્પના કરવી એ બહુ મુશ્કેલ છે. યોગયુક્ત પરિવ્રાડ અને રણમાં સામેથી ઘવાયેલો વીર બંને સૂર્યમંડળ ભેદીને જાય છે; એટલે ક્યાં જતા હશે? એમને તો આત્માનું જ દર્શન થતું હશે. દરેક વીરકર્મ આત્માનું કંઈક દર્શન — કંઈક ઝાંખી — મળવાથી જ શક્ય બને છે. કેમ કે એ આત્માની જ શક્તિ છે. વહાલામાં વહાલું જીવન વેરફી નાખવાની શક્તિ આત્મામાંથી જ ફૂરાવી શકે છે. સર્વસ્વનો ત્યાગ નિરાશાથી થઈ જ ન શકે. અથવા નિરાશાથી ગયો હોય અને સાચો ત્યાગ હોય તો એ વિફળ નથી જવાનો દરેક વાક્ય પછી જેમ પૂર્ણવિરામ આવે છે તેમ દરેક સત્કૃતિને પરિણામે આત્માનું દર્શન થાય જ છે. ભોજન પછીની તૃપ્તિ એ જો આનંદકર હોય તો સત્કાર્ય પછીની શાંતિ આત્મદર્શનકર હોય જ.

એક વાર લાગ્યું કે સદ્ભાવ એટલે જ આત્મા, તટસ્થતા એટલે જ આત્મા, પરમ શ્રદ્ધા એટલે જ આત્મા. છતાં દરેક માણસમાં સદ્ભાવ નથી હોતો, પણ આત્મા તો સર્વવ્યાપી છે, સર્વાન્તર્યામી છે. સદ્ભાવને જ આત્મા કેમ કહેવાય? આત્મા સર્વવ્યાપી છે, પણ સર્વત્ર સરખો પ્રગટ થયો નથી. એ દરેક ઠેકાણે છે એ વિષે શંકા નથી. જેને આપણે સદ્ભાવશૂન્ય ગણીએ છીએ, જે દુર્જનતામાં જ આનંદ માને છે એવો માણસ પણ દુર્જનતાનો પૂજક નથી હોતો. એ દુર્જનતાનો દાસ હોય છે, દોસ્ત હોય છે. આપણે સમભાવપૂર્વક તપાસીએ તો દુર્જન માણસ પાસે પણ દુર્જનતાની મર્યાદા હોય છે. આથી વધારે ન જ જવું એવું કાંઈક ધોરણ એનીપાસે હોય જ છે. હું પૂં એવા કરતાં વધારે દુર્જન નથી એનો આનંદ અથવા સમાધાન દરેકના હૃદયમાં વસે છે. જો વસ્તુસ્થિતિના ક્ષેત્ર કરતાં શક્યતાનું ક્ષેત્ર અમર્યાદ મોટું હોય તો દરેક માણસ આત્માર્થી જ ગણાય. અને સદ્ભાવ એ જ આત્મા એમ સ્પષ્ટ કહી શકાય.

સદ્ભાવનું વ્યાપક સ્વરૂપ જાણવું જોઈએ.

काका कालेलकर

# નાનાં રાષ્ટ્રોની યુદ્ધનીતિ

હિટલરે કેટલો મોટો અત્યાચાર કર્યો છે! શાંતિપ્રિય નૉર્વે પર આક્રમણ કરીને એણે એ દેશ કબજે કરી લીધો. નૉર્વેના લોકોનો કાંઈ પણ દોષ નહોતો. તેઓ પાગલ થવાની ના પાડતા હતા એ જ એમનો દોષ હતો. એમનું તટસ્થ રહેવું ન તો ઇંગ્લંડને પસંદ હતું, ન જર્મનીને. જબરદસ્ત લોકોનો એક સિદ્ધાંત અંગ્રેજી ભાષામાં બહુ સુંદર શબ્દોમાં વ્યક્ત કર્યો છે: 'Those who are not with us, are against us.' (જેઓ અમારી સાથે નથી તેઓ અમારી વિરુદ્ધ છે.) સત્તાભક્તો આમાં પણ થોડો સુધારો કરીને કહે છે: Those who are not under us, are against us. (જેઓ અમારે તાબે નથી તેઓ અમારા દુશ્મનો છે.) નૉર્વેના કરુણ કાળમાં પણ ચર્ચીલ સાહેબ તેની મશ્કરી કર્યા વગર ન રહી શક્યા. તે કહે છે કે, 'અમે જ્યારે કહેતા હતા ત્યારે તમે અમારી સાથે ન જોડાયા. તમે તટસ્થ રહેવાનું સ્વીકાર્યું. હવે ભોગવો એનાં ફળ.' હિટલર પણ એમને કહેતો હશે, 'તમારું તટસ્થ રહેવું અમારે માટે જોખમકારક છે. તમે તટસ્થ રહી જ ન શકો. ઇંગ્લંડ આત્મરક્ષાને માટે તમારા પર આક્રમણ કર્યા વગર ન રહી શકે. જુઓ, તમારા સમુદ્રમાં તેઓ સુરંગો પાથરવા લાગ્યા છે. હવે તમારી તટસ્થતા ક્યાં રહી? આ દુનિયા કાં તો ઈશ્વરની રહે અને કાં તો સેતાનની. એમાં ત્રીજો કોઈ રહી ન શકે. કાં તો અમારે આધીન થઈ જાઓ અથવા અમારા વિરોધમાં રહો.'

આખી દુનિયાનો શસ્ત્રવાદ એકે અવાજે કહે છે, 'Woe to the neutrals!' (તટસ્થોના બૂરા હાલ છે!) અને દુનિયાભરના સરમુખત્યારો એનો પડઘો પાડતા કહે છે, 'Woe to the small nationalities, that dream of an independent existence.' (જે નાના નાના દેશો સ્વતંત્ર રહેવા માગે છે તેમનું મોત છે!)

આપણે પણ જરા આપણા દેશનો ઇતિહાસ જોઈએ. પ્રાચીન ઇતિહાસ નહિ, અંગ્રેજોના આગમન પછીનો.

અંગ્રેજોને પોતાનું લશ્કર સિંધમાં થઈને લઈ જવું હતું. સિંધ ત્યાંના મીરોનો સ્વતંત્ર મુલક હતો. અંગ્રેજોને પોતાનું લશ્કર સિંધમાં થઈને લઈ જવાનો કશો જ અધિકાર નહોતો. સિંધના મીરોએ અંગ્રેજોનું કંઈ પણ નુકસાન નહોતું કર્યું. તેમણે અંગ્રેજોને કહ્યું, 'તમારા ઝઘડામાં અમારે નથી પડવું. અમારે તટસ્થ જ રહેવું છે.' પરંતુ અંગ્રેજોને પોતાની ફોજ લઈ જ જવી હતી. તેમણે કહ્યું કે, 'જો તમે અમારી આક્રમણકારી નીતિમાં મદદ ન કરો તો તમે અમારા દુશ્મન છો.' અંગ્રેજોએ સર ચાર્લ્સ નેપિયરને હુકમ આપ્યો કે તે સિંધ પર હુમલો કરી દે અને તે પ્રાંત પર હમેશ માટે કબજો પણ કરી લે. અંગ્રેજો જબરદસ્તીથી પોતાનું લશ્કર લઈ જાત અને સિંધના મીરોને કહેત, 'માફ કરજો, રાજનીતિમાં ન્યાય અન્યાય હમેશાં નથી જોઈ શકાતો. અમે જબરદસ્તી તો કરી; પણ હવે અમારું કામ થઈ ચૂક્યું છે. તમારું સિંધ હોઇયાં કરવાનું અમને કંઈ કારણ નથી. તમે તમારા દેશમાં સુખશાંતિથી રાજ કરી શકો છો.' — તો પણ આપણે એમની વાત સમજી શકત. પરંતુ બહાનું મળતાં જ — બલકે અસલ વાત તો એ હતી કે બહાનું નહિ પણ લાગ મળતાં જ — સર ચાર્લ્સ નેપિયરે સિંધ પર કબજો જમાવી દીધો. એ બિચારો ફોજનો અધિકારી રહ્યો.

Theirs not to question why
Theirs not to make reply.

એને બહુ ખરાબ લાગ્યું, પણ એણે સિંધ પર કબજો તો કર્યો જ. તેને હવે સરકારને એમ લખવું હતું કે સિંધ મારા હાથમાં આવી ગયું છે. તેમાં તેણે લિપિનો લાભ લઈને પોતાના દિલનું દર્દ પણ વ્યક્ત કર્યું. I have Sind મેં સિંધ હસ્તગત કર્યું છે લખવાને બદલે એણે લખ્યું I have sin'ed મેં પાપ કર્યું છે.

કોઈ પણ અંગ્રેજ અમલદાર અથવા ઇતિહાસકાર આ અત્યાચારનું સમર્થન નથી કરી શક્યો. થોડા નિર્લજ્જ લેખકો લખે છે કે અમારા અત્યાચારના પરિણામે સિંધના લોકોને સારી રાજવ્યવસ્થા મળી ગઈ, આ જ સિંધ લૂંટવાનું સમર્થન છે.

યુરોપનું વર્તમાન યુદ્ધ હજી પૂરું તો નથી થયું. જો ફ્રાન્સ અથવા ઇંગ્લંડ આક્રમણને રસ્તે અને સભ્યતાઈની શરુઆતથી બેલ્જિયમનો પાસેથી એમનો

'મામુ' શબ્દના ત્રણ અર્થ જોડણીકોશમાં બતાવેલા છે: ૧. બાપની મા, ૨. ભાભી. ૩. મોટાકાકાની વહુ–દાદી. આમાં બતાવેલો બીજો અર્થ 'ભાભી' એટલે 'ભાઈની વહુ' જ હોય તો તેનો સંબંધ 'भ्रातृवधू' શબ્દ સાથે ઘટાવી શકાય: भ्रातृवधू–भातवधू–भायवहू–भावहू–मामू–मामु. અને 'બાપની મા' તથા 'મોટાકાકાની વહુ' એવા અર્થમાં વળી તેની જુદી વ્યુત્પત્તિ છે.

આ માટે 'મામો' શબ્દનું પૃથક્કરણ કરવું આવશ્યક છે. જે પુરુષ વિશેષ વૃદ્ધ હોઈ પિતાને સ્થાને–વડીલને સ્થાને મનાતો હોય તેવો કોઈ પણ પુરુષ (ગમે તે નાતનો કે વર્ગનો) 'મામો' શબ્દથી સૂચવાય છે. જોડણીકોશમાં 'મામો' ના બે અર્થ બતાવ્યા છે: ૧. કણબી, ૨. જડસો. આ જોતાં આપણને એવો ભાસ થવાનો સંભવ ખરો કે, મુખ્યપણે 'મામો' શબ્દ 'કણબી'નો જ વાચક છે કાઠિયાવાડની તળપદી બોલીમાં માત્ર કણબી જ નહીં, પરંતુ વાણિયા, બ્રાહ્મણ, રજપૂત, ભરવાડ, કોળી વગેરે કોઈ પણ નાતનો ઘરડો માણસ, 'મામો' શબ્દનો અર્થ છે; અને તે શબ્દનો પ્રયોગ વિશેષે કરીને કણબી, રજપૂત, ભરવાડ વગેરે નાતોમાં પ્રચલિત છે. ગામડામાં વાણિયા બ્રાહ્મણ એ શબ્દને ન બોલે એમ નહીં, પણ વિરલ.

સંસ્કૃત કોશોમાં જે શબ્દો 'पिता' અર્થ માટે નોંધેલા છે; તેમાં वप्तृ અને वप्प શબ્દો પણ આવેલા છે. દેશીકોશકારે[૪] 'पिता' અર્થ માટે 'बप्प' શબ્દ સૂચવેલો છે. वप्तृ, वप्प અને बप्प એ ત્રણે એકબીજાને તદ્દન મળતા છે. ભાષાનો 'બાપ'[૧૦] શબ્દ वप्तृ, वप्प કે बप्प સાથે સંબંધ ધરાવે છે. જેને આપણે 'મામો' કહીએ છીએ તે પણ પિતૃસ્થાનાપન્ન વડીલ જેવો છે. એ અર્થ જોતાં ઉક્ત बप्प સાથે मामो નો સંબંધ સ્પષ્ટ છે: बप्पओ–अप्पओ–मापओ–मावओ–मावो–मामो. 'मामो'નો પ્રધાન અર્થ 'પિતા-સમાન' છે અને ગૌણ અર્થ ગમે તે વડીલ છે. वप्तवधू–वप्तवधू–बप्पवहू–बापवहू–बाववहू–बावहू–मावहू–मामू–मामु આ રીતે આવેલા 'મામુ' શબ્દનો પ્રધાન અર્થ 'પિતૃસ્થાનાપન્ન પુરુષની સ્ત્રી' થાય અને ગૌણ અર્થ ગમે તે વડીલની પત્ની થાય.

અહીં મારી સમજ પ્રમાણે મામી, મામો અને મામુ શબ્દની ઘટના નિરુક્તની પદ્ધતિએ જણાવી છે. આ જાતની વ્યુત્પત્તિ માટે મારી પાસે પ્રબળ સંવાદક પ્રમાણ તેમ બીજો કોઈ ઉલ્લેખ નથી. કિંતુ અર્થસંકલના અને અક્ષરઘટનાની દૃષ્ટિએ મેં ઉક્ત કલ્પનાઓ કરી છે. સંભવ છે કે આ કલ્પનાઓ અસંગત પણ હોય. આ સંબંધે વ્યુત્પત્તિજ્ઞોને મારી નમ્ર વિનંતી છે કે, આ શબ્દો વિષે તેઓ જરૂર વિશેષ પ્રકાશ નાખશે. ('મામો' અતિશય વૃદ્ધ હોય એથી, 'સાઠે બુદ્ધિ નાઠી' એ ન્યાયે, તે જડ જેવો પણ હોય, તેથી 'મામો'નો બીજો અર્થ 'જડસો' થાય છે. તેનો એ અર્થ લાક્ષણિક છે. વળી બધા બાબા કાંઈ એવા જડસા હોતા નથી, એથી એ અર્થ ઓછો વ્યાપક કહેવાય.)

ए (પ્રત્યય).

कन्यया, रमया વગેરે વૈદિક પદો ત્રીજી વિભક્તિ–એકવચનમાં છે. પાલી कञ्ञाय रमाय વગેરે રૂપોમાં અંતિમ 'य' ત્રીજી–એકવચનનો સૂચક છે. ઇકારાંત रत्तिया, नदिया (પાલી) વગેરેમાં અંત્ય 'या' ત્રીજી-એકવચનરૂપ છે. પ્રાકૃતમાં कन्नाए, रमाए, रत्तिए, नदीए વગેરે પદોનો અંતિમ ए ત્રીજી–એકવચનનો છે. અર્થની અને ઉચ્ચારણની એમ બંને અપેક્ષાએ ઉક્ત य, या, ए એ ત્રણે પરસ્પર મળતા છે. પ્રાકૃતમાં તો નારીજાતિમાં ત્રીજીથી સાતમીના એકવચન માટે अ, आ, इ, ए એમ ચાર પ્રત્યયો વપરાય છે અને પાલીમાં य અને या વપરાય છે. પ્રાકૃતના એ ચારે પ્રત્યયો અને પાલીના य અને या એ બધા વિશેષ સમાનતા ધરાવે છે.

**ટિપ્પણીઓ**

૧. "प्रजावती भ्रातृजाया"–મનુષ્યવર્ગ, કાંડ ૨, શ્લો૦ ૩૦.

૨. "प्रजावती भ्रातुर्जाया"–અભિધાન ચિન્તા૦, કાંડ ૩, શ્લોક ૧૭૮.

૩. –"भाउज्जा...भाउजायामु"–વર્ગ ૧, ગાથા ૧૦૨.

૪ કેપ્ટન જ્યોર્જ સ્ટેક રચિત સિંધીકોશ પૃ૦ ૨૯૪, ૧૮૫૫ની આવૃત્તિ.

૫. વ્યાકરણશુદ્ધ સંસ્કૃતમાં તો 'भ्रातृपत्नी' પદ સંભવે છે, પરંતુ લૌકિક ભાષામાં 'भ्रातृपति'નો સંભવ ખરો.

૬. જુઓ કાશિકા વ્યાકરણ ૪–૧–૩૩ તથા ૩૪મું સૂત્ર.

૭. જુઓ સિદ્ધહેમ વ્યાકરણ ૨–૪–૪૯ તથા ૫૧મું સૂત્ર.

૮. "वप्ता जनक. . . . वप्पो जनित्रः" અભિધાન ચિન્તા૦, કાંડ ૩, શ્લો૦ ૨૨૦.

૯. હેમચંદ્ર 'वप्प'નો અર્થ 'સુભટ' નોંધે છે અને હેમચંદ્રના કહેવા પ્રમાણે બીજો કોઈ સંગ્રહકાર 'वप्प'નો 'બાપ' અર્થ પણ બતાવે છે. જુઓ–દેશીનામ૦, વર્ગ ૬, ગા૦ ૮૮.

આ જોતાં 'બાપા રાવળ'નો 'બાપા' શબ્દ હેમચંદ્રના મતે 'સુભટ'વાચક ગણાય.

૧૦. ભાપાનો બાપુ, બાણુ, બાવો વગેરે શબ્દો ઉક્ત वप्प–वप्प સાથે સંબંધ ધરાવે છે. અર્થઘટનામાં મુખ્ય–ગૌણ ભાવ ધ્યાનમાં રાખવાનો છે.

બ૦ બેચરદાસ દોશી

# સેવકનો વૈરાગ્ય

જીવનકા કૌન ઠિકાના!

જો હો નિજ કર્તવ્ય, ઉસી પર ન્યૌછાવર હો જાના.
જીવનકા કૌન ઠિકાના! ૧

બનો આલસી તો જાના હૈ, કર્મ કરો તો જાના;
ફિર ક્યોં સ્વાર્થી ઔર આલસી બનકર મૃતક કહાના.
જીવનકા કૌન ઠિકાના! ૨

યૌવન પાયા, ધન જન પાયા, સભી વૃથા હૈ પાના;
અગર નહીં દુનિયાકે હિતમેં અપના હિત પહચાના.
જીવનકા કૌન ઠિકાના! ૩

ક્યા લાયે થે, ક્યા લે જાના, ખાલી આના જાના;
યહીં રહા સબ યહીં રહેગા, ક્યોં ફિર મોહ લગાના?
જીવનકા કૌન ઠિકાના! ૪

આવેગા જબ કાલ તભી યહ, સબ કુછ હૈ છિન જાના;
ક્યોં ન જગતકે સેવક બનકર, ત્યાગવીર કહલાના?
જીવનકા કૌન ઠિકાના! ૫

અભિમાની બન ગજ પર બૈઠા, સીખો જોર જતાના;
યાદ રહે પર એક દિવસ હૈ મિટ્ટીમેં મિલ જાના.
જીવનકા કૌન ઠિકાના! ૬

ખેલો જીવન-ખેલ છોડકર રાગ દ્વેષ અભિમાના;
કરકે ખેલ અન્તમેં હઁસકર, છોડો અપના બાના.
જીવનકા કૌન ઠિકાના! ૭

પં૦ દરબારીલાલ 'સત્યભક્ત'

[ એક હિંદી માસિકમાંથી ]

# ગામગોષ્ઠી — ૮

## ગામનોકરનો પગાર

ફરી બધા મળ્યા ત્યારે મુખી કંઈ ભાંજગડમાં રોકાયેલા હતા. વિદ્યાર્થીએ તેમને જોઈ ને કહ્યું: મુખી ! રામ રામ ! આજે વળી શાની ભાંજગડમાં રોકાયા છો ?

મુ૦— અરે ! ભાઈ! અમારે તો હજાર ઝફરાં હોય ! એક સાહેબનો મુકામ આવવાનો છે તેથી તેમની ખટપટમાં ફરીએ છીએ. સાહેબ લોક મોટા મોટા પગાર ખાય, ભથ્થાં ખાય અને એમના ઉતારાની ખટખટનો બોજો અમારા માથે. તલાટીએ લખ્યું એટલે બધું અમારે તૈયાર કરી દેવાનું.

વિ૦— પણ સરકાર તમને પગાર આપે છે તો એવું કામ તો તમારે કરવું જ જોઈએ ને ?

મુ૦— શાનો પગાર? એ પગારમાંથી તો અમારાં ચાપાણીય ન નીકળે. એ તો બાંધી મૂઠી લાખની સમજો ને !

વિ૦— પણ અમલદાર આવે તેનો બોજો તમારે માથે શા માટે ? અમલદાર ભથ્થું લે છે તો પોતાના ખર્ચનું બિલ ચૂકવી આપે ને ?

મુ૦— એ બધું કાયદેસર ખરું, પણ એવું બિલ માગીએ તો અમારું કામ બગડે. સાહેબનું તો અનેક વખત કામ પડે.

વિ૦— ત્યારે તો તમે તમારા જ સ્વાર્થ માટે બોજો વેઠો છો એમ કહો ને ! તમે બિલ આપો પછી જુઓ પૈસા મળે છે કે નહિ ?

વચમાં શેઠ બોલ્યા : તો તો મુખીની બધી કમાણી બંધ થઈ જાય ને !

મુ૦— (જરા ચિડાઈને) તમારી પાસેથી કેટલા પૈસા લીધા ? તમે કેમ કંઈ આપતા નથી ? એ તો કોઈનું કંઈ કામ કરીએ તો કંઈ આપે. બાકી એની મેળે કોઈ કંઈ આપે નહિ.

વિ૦— પણ એનો અર્થ એ તો ખરોને કે તમે કોઈ એકને અન્યાય કરીને બીજા કોઈને લાભ કરી આપો એટલે તે પૈસા આપે. જો સીધેસીધું કામ હોય તો કોઈ તમારી ખુશામત શા સારુ કરે અને પૈસા શાના આપે ?

મુ૦— એ બધી વાત સાચી, પણ તો સરકારે અમને પૂરો પગાર આપવો જોઈએ. અમે આખો વખત દોડાદોડ કરીએ અને ઘરનું કંઈ કામ થાય નહિ છતાં અમને પૂરો પગાર મળે નહિ તો અમારે ખર્ચ શી રીતે કાઢવું ? જો અમારું કામ સુધારવું હોય તો સરકારે અમને પૂરો પગાર આપવો જોઈએ.

વિ૦— એ વાત સાચી, પણ આ અમલદારોને ક્યાં ઓછા પગાર મળે છે ? તેઓ તમારું શું કામ ખાય છે ?

મુ૦— એ તો એ જાણે ને એમનું કામ જાણે. અમને તો પૂરો પગાર મળે તો એવી લપ્પનછપ્પન ન કરીએ.

વિ૦— એ તો તમે એમની સ્થિતિમાં મુકાઓ ત્યારે ખબર પડે. લોભને કંઈ થોભ હોય છે ? પગાર પૂરતો મળે તોપણ વધારે કમાવાની દાનત કોની નથી થતી ? અમારા ગામમાં એક દાક્તરનો સરસ ધંધો ચાલે છે, તોય તે સટ્ટો ખેલે છે. એક વકીલ બધાય વકીલોમાં વધારે પૈસા કમાય છે, તોય ચાંદી-સોનાનો વાયદો કરે છે. અને કચેરીના મુન્સફને દોઢસો બસો પગાર મળે છે, તોય અસીલો પાસેથી પડાવવાનું છોડતા નથી. અરે ! મિલોમાં સ્પિનિંગ માસ્તરો અને વિવિંગ માસ્તરોને ક્યાં ઓછા પગાર મળે છે ? કોઈને બસો તો કોઈને ચારસો અને તેથીય વધારે. છતાં તેઓ મજૂરો પાસેથી શું કામ લાંચ લે છે ? અને ખુદ શેઠિયાઓને ક્યાં પૈસાની ઊણપ છે કે તેઓ પણ આડીઅવળી રીતે પૈસા હોઇયાં કરે છે ? એમ ચોરી, લુચ્ચાઈ, અપ્ર-

માણિકતા તો નાના મોટા બધામાં જ્યાં ત્યાં નજરે પડે છે. એટલે, પૂરતું કમાનારા, પણ સંતોષ રાખે છે એવું નથી. છેવટે બધો આધાર પોતાની વૃત્તિ ઉપર રહે છે. પોતાની નૈતિક ભાવના ઊંચી હોય તો થોડાથી પણ માણસ સંતોષ માને. બાકી, માસિક હજારનો પગાર હોય તોય સંતોષ ન માને અને લાગ આવે ત્યારે જેનું તેનું પડાવી લે.

મુ૦— એ તમારું કહેવું ખરું છે, પણ અમારો પગાર તો વધવો જ જોઈએ.

વિ૦— પગાર પૂરતો ન આપવો એમ હું કહેતો નથી, પણ મારું કહેવું એમ છે કે પગાર પૂરતો આપવાથી પૈસા ખાવાનું બંધ થવાનું નથી. તેનો મુખ્ય આધાર નૈતિક ભાવના ઉપર રહેલો છે. નોકરો નોકરીને બને તેટલા વધારે પૈસા રળી ખાવાનું સાધન ન સમજે પણ પ્રજાની સેવાનું સાધન સમજે, અને પ્રજા પણ એવી બાબતોમાં જાગ્રત રહીને લડે, તો જ એ બદી ઓછી થાય. લોકોએ પણ સહન કરતાં શીખવું જોઈએ. પોતાની સગવડની ખાતર બીજાને નુકસાન નહિ કરવું જોઈએ. ધારો કે આપણે રેલવેની ત્રીજા વર્ગની ગરદી ઓછી કરવી હોય તો કોઈ વખત ગાડી ચૂકવાની તૈયારી રાખવી જોઈએ. આપણે મોટરોની ભીડ ઓછી કરવી હોય તો કોઈ વખત મોટર ચૂકવાની તૈયારી રાખવી જોઈએ. દરેક જણ પોતપોતાની સગવડ ઇચ્છે તો આવા સુધારા થઈ ન શકે. તે જ પ્રમાણે તમારી સાથેના વ્યવહારમાં દરેક પોતપોતાનો સ્વાર્થ સાધવા મથે તો લાંચની બદી ઓછી ન થાય. એટલે નોકરો અને પ્રજાજન બન્ને સમજે તો જ સુધારો થાય. કેવળ પગાર વધારવાથી સુધારો ન થાય.

મુ૦ — જેને પોતાનો સ્વાર્થ સાધવો હશે તે તો પૈસા આપવા દોડવાના અને થોડુંઘણું એવું ચાલ્યા કરવાનું.

વિ૦ — હા સાચું. લોભિયા હશે ત્યાં ધુતારા ભૂખે નહિ મરે. લોકો લોભિયા હશે તો પૈસા ખાનાર નોકરો પણ મળી રહેવાના. એટલું ખરું કે, પ્રજાનો મોટો ભાગ સમજુ હોય તો એવા થોડા સ્વાર્થી લોકોની સામે કડક હાથે કામ લઈ શકાય, અને નોકરોને પેટ પૂરતો પગાર મળતો હોય તો તેમની સામે પણ પગલાં લઈ શકાય.

મુ૦ — હાં! તો અમારો પગાર વધવો જોઈએ એ તો તમે કબૂલ કરો છો ને! પગાર વધે ત્યારે અમારા ગેરવર્તન માટે ફાવે તે કરે. અત્યારે અમારા જેવાની સામે તમે ધોળી ટોપીવાળા આદુ ખાઈને મંડ્યા છો અને કેટલાક નાના પગારવાળાનો દંડ કરાવો છો કે તેમને કમી કરાવો છો તે ખોટું છે ને? મોટા પગારવાળા ખાય તો એમની તો લાગવગ ઘણી હોય એટલે તેઓ ગમે તેમ કરીને છટકી જાય. અમારા જેવા નાના નોકરોનો મરો થાય. એટલે સરકાર પગાર વધારે અને પછી સખતાઈ કરે તો વાજબી છે. આજે તો જે ઉપરાઉપરી હુકમો છૂટે છે તે તો કીડી ઉપર કટક કરવા બરાબર છે.

વિ૦ — એ કંઈ મારા કે તમારા હાથની વાત નથી. એ તો સરકારી તંત્રમાં જે થાય તે ખરું. પણ નાના નોકરોના પગાર વધારવાની જરૂર છે એ તમારું કહેવું બરાબર છે. હિંદુસ્તાનમાં એક તરફથી ભારે પગારો આપવામાં આવે છે ત્યારે બીજી તરફથી કેટલાકને પેટ પૂરતો પણ પગાર મળતો નથી. ખરી રીતે, નોકરને માટે પગારનું ઓછામાં ઓછું ધોરણ નક્કી હોવું જોઈએ કે જેનાથી ઓછો પગાર કોઈને ન મળે, અને પગારની આખરી હદ પણ નક્કી હોવી જોઈએ. મહાસભાના પ્રધાનોની માફક આખા સરકારી તંત્રમાં મોટામાં મોટા અમલદારને માટે પગારની આખરી હદ ૫૦૦ની નક્કી કરવામાં આવે તો ઘણા પૈસા બચે અને

તેમાંથી નાના નોકરોને વધારો આપી શકાય.

મુ૦—એવું કંઈક કરો અને હલકા પગારના નોકરોના પગાર વધારો, પછી અમારી બીજી કમાણી બંધ કરો તો કામનું.

વિ૦—એમ ફેરફાર થાય તોપણ આ ગરીબ દેશમાં સરકારી નોકરોએ પણ ગરીબાઈમાં જ રહેવું પડશે. લોકો ભૂખે મરે અને લોકોના નોકરો મોજમજા શી રીતે કરી શકે ? તેમનું જીવન પણ દેશની પરિસ્થિતિ પ્રમાણે હોવું જોઈએ ને ? આજે જેમ ગોરા અમલદારોના પગાર અને પ્રજાની આર્થિક સ્થિતિ વચ્ચે કંઈ ઠંગધડો જ નથી, એવું તો નહિ જ ચાલે. હિંદમાં તો આજે દુનિયાના ધનાઢ્યમાં ધનાઢ્ય દેશો કરતાં મોટા અમલદારોને વધારે પગાર અપાય છે એ તમે જાણો છો ? એ વળી સાંભળવા જેવી વાત છે. તે વિષે ફરી મળીશું ત્યારે વાત.

વિઠ્ઠલદાસ કોઠારી

## ગામડું એટલે ઉકરડો

બે ભાઈબંધ જતા હતા. રસ્તો ખેતરાઉ હતો. હવા સ્વચ્છ હતી ને ફર ફર પવન વાતો હતો. લીલાં લીલાં ઝાડ ને લાંબી લાંબી વાડો જોવાની મજા પડતી હતી.

થોડી વાર તેઓ ચાલ્યા, એટલામાં એક બોલ્યો, 'અરે, આ ગંધ શાની આવી ?'

બીજો કહે, 'કેમ, આટલું પણ ન પરખાયું ? માણસો ઝાડે ફર્યાની આ ગંધ છે. આવી ગંધ આવે એટલે જાણવું કે પાસે ક્યાંક હિંદુસ્તાનનું ગામડું આવ્યું !'

થોડી વારમાં બેઉ જણ ગામને પાદરે આવી પહોંચ્યા. પાદરે મોર ટહુકતા હતા; ઝાડોની મજેદાર ઘટા હતી. પણ બાજુએ જુઓ તો ટેકરા ઉપર ઉકરડા ગંધાય છે; તે તરફ લોકો ઝાડે ફરવા જાય છે; કૂતરાં, ગધેડાં ગંદકી ફૂંદી ખાતાં ત્યાં રખડે છે. કોઈ કદી ત્યાં વાળી ઝૂડી સાફ કરતા નથી. જાણે ઉકરડામાં ગામ વસ્યું હોય એવો દેખાવ લાગે છે. આ ઉપરથી એક અંગ્રેજે ટીકા કરી છે કે, હિંદનું ગામડું એટલે ઉકરડો. આ ટીકા, આપણે ધારીએ તો, તરત ભૂંસી નાખી શકીએ. તેમાં પૈસાનો ખરચ નથી; મનમાં ઠરાવ કરી મંડી પડવાનું જ બાકી છે.

મ૦

## अध्यात्म

પ્રજાની સંસ્કૃતિ બાહ્ય સાધનોમાં નથી, પણ મનોરચનામાં છે. હૃદયની લાગણીઓ, બુદ્ધિની આકલનશક્તિ, મુસીબતોને પહોંચી વળવાની સૂઝ, આવતી કાલના પ્રશ્નોનો ઉકેલ આજે આણવા જેટલી દૂરદૃષ્ટિ અને આખા વિશ્વની અંદર પોતાનું સ્થાન અને પોતાની જવાબદારીનું ભાન. એ જ સંસ્કૃતિનાં મુખ્ય અંગો છે. જાગૃત અને જીવનવ્યાપી ધર્મબુદ્ધિ, વર્ધમાન સમબુદ્ધિ અને પ્રસંગને તોલે આવે એવી કાર્યકુશળતા, એમાં જ સંસ્કૃતિ આવી જાય છે.

બાહ્ય સાધનો જેમ જેમ વધતાં જાય છે તેમ તેમ નવા પ્રશ્નો ઉત્પન્ન થતા જાય છે. સાધનોને જડ કહી તેમની ઉપેક્ષા ન જ કરાય* જે જડ પદાર્થોએ આત્માને પોતાની મોહિનીમાં કેદ કર્યો છે તેને 'જડ' કેમ કહેવાય ?

રાજ્યોને સ્થાપિત કરે કે ઉથાપે તે બધી પ્રેરણાઓ અને પ્રવૃત્તિઓ રાજદ્વારી જ છે. તેમ જ આધ્યાત્મિક જીવનમાં જે જે વસ્તુઓ મદદગાર થાય અથવા ખલેલરૂપ થાય તે બધામાં આધ્યાત્મિક બાજુ હોય જ છે.

એટલા જ માટે જડ સાથેના દરેક સંબંધની આધ્યાત્મિક બાજુ તપાસવા જેટલી જાગૃતિ રાખવી આવશ્યક છે.

काका कालेलकर

# નવું વાચન

**પ્રેરક વ્યાખ્યાન માળા** પ્રકાશક: ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી. કિં. ૦–૭–૦

વ્યાયામને અંગે થયેલા મેળાવડાઓમાં અપાયેલાં ૧૦ વ્યાખ્યાનોનો આ સંગ્રહ આ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તેમાંનાં પાંચના વ્યાખ્યાતા આપણી વ્યાયામ-પ્રચાર પ્રવૃત્તિના પ્રેરક સમા શ્રી. છોટુભાઈ પુરાણી છે; બે વ્યાખ્યાનો શ્રી બાપાલાલ વૈદ્યનાં, એક શ્રી. બાળાસાહેબ ખેરનું, એક શ્રી. બ૦ ક૦ ઠાકોરનું અને એક શ્રી. રમણલાલ દેસાઈનું છે તે વ્યાખ્યાનોને આપવામાં આવેલા 'પ્રેરક' વિશેષણની દૃષ્ટિએ આ માળાને મૂલવવી હોય તો, બ૦ ક૦ ઠા૦ નું વ્યાખ્યાન પ્રથમ આવે છે. જૂના ગ્રીક લોકો વ્યાયામ મારફતે સર્વાંગીણ શિક્ષણ સાધવા માગતા, કાંઈ નહિ તોય શિક્ષણમાં તેને એક અવિચ્છિન્ન સ્થાન આપતા; કાંઈક એવી દૃષ્ટિથી શ્રી. બ૦ ક૦ ઠા૦નું આ અભ્યાસ– અને નિરીક્ષણ– પૂર્ણ વ્યાખ્યાન ગણાય. શ્રી. છોટુભાઈ પુરાણી અને ખેરસાહેબનાં વ્યાખ્યાનોમાં વ્યાયામ-પ્રેમનો ઉછાળો, જોમ અને ધગશ સ્પષ્ટ તરી આવે છે. એમાં જે અનેકવિધ વિકાસ-દિશાઓ ચીંધવામાં આવી છે, એ પ્રચારકોને મનનીય લાગશે. બાકીનાં ત્રણ વ્યાખ્યાનો કાંઈક શબ્દાળુ અને કેટલીક જગ્યાએ પ્રેરકને બદલે ભ્રામક પણ લાગે છે.

વ્યાખ્યાનોને સંગ્રહમાં એકસમાન વણાટથી સંઘરેલાં નથી લાગતાં; તેમનો માત્ર સંગ્રહ જ છે,—તેમાં કશી ખાસ સંકલનાદૃષ્ટિ જણાતી નથી. ભાષાની દૃષ્ટિએ શ્રી. ખેરસાહેબનું વ્યાખ્યાન તરજુમિયું લાગે છે. વ્યાયામના વિદ્યાર્થીઓને હમેશ મનનીય લાગે એવું વસ્તુ જ વણવામાં આવે, તો આવા સંગ્રહો કાયમી પાઠ્યપુસ્તક જેવા થઈ પડે.

વ્યાયામ-રસિકોએ આ વ્યાખ્યાનો પર નજર નાંખવી જોઈએ. તો વ્યાયામ પ્રચારક મંડળના વ્યાપક ઉદ્દેશની કલ્પના કરવામાં મદદ થશે.

**૧. બાલવિહાર અર્થાત્ સુગમ ફળવાડી** લેખકો: શંભુ ભટ્ટ, ડાહ્યાભાઈ પટેલ. કિં. ૧–૦–૦

**૨. બાળકોનો બાગ** લેખક: સોમાભાઈ હીરાભાઈ પટેલ. કિં. ૦–૬–૦

**૩. શાકભાજીની વાડી** લેખક: ઉપર ૨ મુજબ. કિં. ૧–૦–૦

આ ત્રણ ચોપડીઓ વર્ધાશિક્ષણ માટે કામ કરનારા શિક્ષકોને માટે ઉપયોગી સાહિત્ય ગણાય. વર્ધાશાળાનાં પહેલાં ચાર વર્ષોમાં પ્રારંભિક ખેતીવાડીનું પ્રત્યક્ષ કામ કરવાનું રાખેલું છે. તે કામને માટે શિક્ષકોને આ ત્રણ ચોપડીઓમાંથી ઉપયોગી માહિતી મળશે. ચોપડીની શૈલી બાળકો માટે કલ્પીને રાખી છે. જેમ કે, પ્રથમ પુસ્તક સંવાદરૂપે છે; બીજું વિદ્યાર્થીઓને પત્રરૂપે છે ત્રીજા પુસ્તકની શૈલી સામાન્ય વર્ણનની છે. એ રીતે પ્રૌઢવાચનને માટેની યોગ્યતા પણ આ પુસ્તકોમાં છે. વિદ્યાર્થીઓને માટે તો કામ કરવાનું હોય. અને કાર્ય દ્વારા શીખવવા ઇચ્છનારને અમુક માહિતી વગેરે જોઈએ, તે આ ચોપડીઓ આપે એમ છે.

પહેલું પુસ્તક સચિત્ર છે. બાકીનાં બે નથી. તે હોવાં જોઈતાં હતાં, નહિ તો ઘણી ચીજોનાં નામમાત્ર જ જણાશે, શબ્દ સાથે અર્થનો યોગ ન થઈ શકે. ત્યાં ચિત્ર જ કામ દઈ શકે ચિત્ર વગરની છતાં ત્રીજી ચોપડી રૂા ૧ની છે તે કિંમત વધારે લાગે છે. ખેતીવાડીના પારિભાષિક શબ્દોનો જેમને રસ હોય તેમણે પણ આ પુસ્તકો જોવાં જોઈએ. ત્રણે લેખકોએ એ દિશામાં ઓછોવત્તો પ્રયત્ન કરેલો જોવા મળે છે, જોકે ક્યાંક સીધા પરાયા શબ્દો પણ જોવા મળે છે. એટલે દરજ્જે શિક્ષકોને આ ચોપડીઓ ઓછી મદદગાર ગણાય. બાળકના અને પ્રૌઢના શિક્ષણની દૃષ્ટિએ આવું સાહિત્ય તદ્વિદોએ વધુ પ્રમાણમાં બહાર પાડવા જેવું ગણાય.

**ઇંગ્લિશ પ્રવેશપોથી** ભાગ ૧. રતિલાલ આર. અધ્વર્યુ, જંગલ-મંગલ આશ્રમ, પોલારપુર-ભીમનાથ. પાન ૩૨ કિં. સવા આનો.

ગુજરાતી લિપિ દ્વારા અંગ્રેજી શીખવાની શરૂઆત કરવા માટે આ ચોપડી છે, એમ લેખક કહે છે. એબીસીડી શીખતાં પહેલાં આ ચોપડી કામમાં લેવા તે ભલામણ કરે છે, અને પરિચયપદ્ધતિનું એમાં ધોરણ રાખ્યું છે એમ જણાવે છે. અંગ્રેજી શીખવવામાં એક સાવ નવો જ નુસ્ખો કાઢ્યાનું માન આ ચોપડીને જરૂર ઘટે. આ પદ્ધતિએ કામ કરી જોયું છે કે કેમ એ લેખક નથી જણાવતા.

ભાષા સાથે લિપિ કેવી અવિભાજ્ય રીતે આંખમાં બેસી જાય છે, એ આ ચોપડી જોતાં અનુભવ્યું. ભાષાનો પરિચય આપવા સાચું ને સીધું સાધન બોલવાનું છે. લેખકને થયું હશે કે, પણ તો તો ચોપડી ન થઈ શકે; અને એબીસીડી ન આવડે, તેવાં બાળક વાંચે શા રીતે? એટલે એમણે કુનેહભેર રસ્તો કાઢ્યો કે ગુજરાતી લિપિથી કામ લો! આ કીમિયાનો ફાયદો ચોપડી જોતાં તો કળી નથી શકાતો, અને અનુભવ અમને છે નહિ કે નથી લેખક કહેતા. ત્યાં સુધી તો આ પોથી બહુ આવકાર નહિ પામે.

**વાચનપ્રવેશપોથી** ભા ૧ થી ૪. લેખક ઉપર મુજબ. કિં. દરેકનો સવા આનો.

પહેલા બે ભાગ બાળવર્ગને માટે, ત્રીજો ભાગ પહેલા ધોરણને માટે ને ચોથો ભાગ બીજા ધોરણ માટે છે એમ જણાવ્યું છે. દરેક ભાગનાં પાન ૩૨ છે. ત્રીજા ચોથા ભાગ માટે લખ્યું છે કે, તે જોડાક્ષર શીખવા અને ઇતરવાચન માટે છે! બીજા ધોરણ સુધી જોડાક્ષર બાકી રહે છે ? અને ઇતરવાચન માટે આટલાં જ પાનાં? અને તે પાનાં જોઈએ તો, તે પહેલા ધોરણની કક્ષાને યોગ્ય જ લાગે છે પરંતુ ચોથા ભાગમાં છેલ્લે જતાં પાઠો જોઈએ ઊંચે તો તે બારેખમ અને અઘરા છે. મતલબ કે, પાઠ્યપુસ્તકને માટે અતિ આવશ્યક એવી ક્રમિકતા સચવાઈ નથી. પાઠ્યપુસ્તક તરીકે આ ચોપડીઓને માંડ પાસ-માર્ક આપી શકાય એમ લાગે છે

મ૦

**મુસ્તફા કમાલ પાશા 'પ્રયોજક' : શ્રી. રમણિકલાલ** જયચંદભાઈ દલાલ. પ્રકાશક : જીવણલાલ અમરશી મહેતા. પૃ. ૩૨૬; કિં રૂ. ૨-૦-૦

'પ્રયોજક' શબ્દ ઉપર અવતરણચિહ્નોમાં મૂક્યો છે; પણ તે મેં, શ્રી. રમણિકલાલભાઈએ નહિ. કારણ શ્રી. રમણિકલાલભાઈના અદ્યાપિ અપ્રસિદ્ધ ને ગુપ્ત શબ્દકોશમાં 'પ્રયોજક'નો અર્થ સામાન્ય ગુજરાતી ભાષા પ્રમાણે પ્રયોજક નથી થતો; એનો અર્થ તો 'અનુવાદક' થતો લાગે છે! આ એમનો ખાસ અર્થ સમજવો પણ આમ તો વાચકને સહેલો નથી, કારણ કે ગ્રંથમાં ક્યાંય એવું સૂચન સરખું કરવામાં આવ્યું નથી!

એમ છતાં, મિ. એચ. સી. આર્મસ્ટ્રોંગ કૃત 'ગ્રે વુલ્ફ' નામક અંગ્રેજી ગ્રંથ ઉઘાડીને આદિથી અંત સુધી જો શ્રી. રમણિકલાલભાઈનું આ પુસ્તક એની સાથે સરખાવવામાં આવે, તો અમારી શોધ સાંગોપાંગ સાચી છે એમ જણાયા વિના રહેશે નહિ.

છતાં, કબૂલ કરવું જોઈએ કે 'slit eyes' એટલે (પૃ ૩) 'એમનાં ચમકદાર નયનો સોંસરાં નીકળી જતાં,' 'Fierce countries' એટલે 'ભયંકર પ્રદેશો,' 'lawgiver' એટલે (પૃ ૪) 'ધારાશાસ્ત્રી', 'The food organization had broken down' એટલે (પૃ. ૪૯) 'ખોરાકની સંસ્થાઓ થાકી ગઈ હતી,' એવા એવા સંખ્યાબંધ અર્થોની બાબતમાં શ્રી. રમણિકલાલભાઈ ખરા પ્રયોજક—ખરા મૂળકાર જ છે!

'પ્રયોજક'નો ઉપર્યુક્ત નવીન અર્થ કરવામાં શ્રી. રમણિકલાલભાઈનું એક વિશિષ્ટ શાણપણ છે જ. કારણ ગ્રંથ સુપ્રસિદ્ધ વીર પુરુષના જીવનચરિત્રનો હોવાથી તેમ જ મૂળકારની કલમ ઉત્તમ પ્રકારની હોવાથી, મૂળ શું છે એ જોયા વિના, જાણે શ્રી રમણિકલાલભાઈનો સ્વતંત્ર ગ્રંથ જ છે એમ માનીને વાંચતાં ગ્રંથ બેશક મનોરંજક, હકીકતપૂર્ણ ને વીરરસપ્રધાન વેગીલી સચોટ શૈલીનો, સુંદર ને વાંચવા સંઘરવા લાયક લાગવાનો જ, ને રમણિકલાલની કલમને પણ શોભ જ આપવાનો

ચૂ૦

**લોકસાહિત્ય** પુ૦ ૧ લું શ્રી૦ ઝવેરચંદ મેઘાણી, ફૂલછાબ કાર્યાલય, રાણપુર. પૃ. ૩૪૪. રૂ. ૨-૦-૦

જુદે જુદે પ્રસંગે લખાયેલા લેખો, અને પ્રવેશકોનો તથા અપાયેલાં વ્યાખ્યાનોનો આ પ્રથમ સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં મોજૂદ એવા લોકસાહિત્યવિષયક લખાણોમાં અનન્ય છે. એટલે એનું સ્થાન અગત્યનું, ને જીવન ચિરંજીવી રહેશે એમાં શંકા નથી. સ્વ. રણજિતરામ વાવાભાઈના પ્રાથમિક ખેડાણ પછી આ વિષયમાં બધી દૃષ્ટિએ ઊંડા ઊતરનાર સંગ્રાહક ને વિવેચક ભાઈ મેઘાણી જ છે. ને એમના આ સંગ્રહમાંનાં લખાણોના પ્રત્યેક પૃષ્ઠ ઉપર એમના ભાવનાપ્રધાન ને કાવ્યપૂર્ણ સ્વભાવની જ નહિ, પણ અભ્યાસપૂર્ણ ખંત અને શ્રમની મહોર લાગેલી છે.

આમ-જનતા માટે આ ગ્રંથ મનોરંજક, હૃદયસ્પર્શી છે ને કાવ્યમાળા સમાન છે, અને અભ્યાસીઓ માટે રસિક, અભ્યસનીય ને સંગ્રહણીય છે. અભ્યાસીઓને એમ લાગશે કે, શબ્દપ્રાચુર્ય અને ગદ્યપદ્યના કાવ્યપ્રાચુર્યમાં અભ્યસનીય મુદ્દાઓ અને વિવેચનો જોઈએ એવાં ખીલી ઊઠતાં નથી. પણ એનું કારણ એમની શૈલી છે, એવા મુદ્દાઓ કે વિવેચનોની ઊણપ નથી.

જોડણી અને ભાષાનું ધોરણ મુકાબલે ઊંચું હોવા છતાં, પુસ્તકાકારે પ્રગટ કરતી વખતે પણ જોડણી ને ભાષાના દોષો સુધારી લેવા તરફ પૂરતું ધ્યાન અપાયું હોત તો, 'પ્રસંગોપાત્ત'ને બદલે 'પ્રસંગોપાત', 'તત્કાલીન'ને બદલે 'તત્કાલિન', 'લાંબાંચોડાં'ને બદલે 'લાબાંચોડાં,' 'ખાંડણિયો'ને બદલે 'ખારણીઓ,' 'ઉજેરતી'ને બદલે 'ઊઝેરતી.' 'પૂર્ણાહુતિ' ને બદલે 'પૂર્ણાકૃતિ' અને 'કરુણા' એટલે tragedy, એવા દોષોથી પુસ્તક અકલુષિત રહેત.

ચૂ૦

ન્યાય એ ઈશ્વરની દયા છે; માણસના ન્યાયે ઘણીવાર દયાનું રૂપ લેવું જોઈએ.

—ડીન ઇન્જ

# માસિક વિવેચન

## ચોખવટની જરૂર

સાંભળ્યું છે કે, સરકારે પોતાની ગુજરાતી વાચનમાળાને હવેથી પ્રસિદ્ધ કરવાનું બંધ કર્યું છે અને તે જાતની ખબર સૌ સ્કૂલબોર્ડોને આપી છે. આ હકીકત જો સાચી હોય તો તે વિચિત્ર કહેવાય. ૩૦-૩૫ વર્ષથી ચાલતી વાચનમાળા એક રીતે જોતાં જૂની તો હતી જ. પરંતુ તેના અવેજમાં તેનાથી સારું નહિ તોય તેની બરાબરીનું કશું કર્યા વગર આમ એચાનક શું કામ સરકારે એ ચોપડીઓ રદ કરી. તે સમજાતું નથી. વાચનમાળા તરીકે જોતાં, તે ચોપડીઓનું જૂનાપણું બાદ કરતાં તેમને ટપી જાય એવી એકે નવી વાચનમાળા જોવામાં નથી આવતી. એવા સંજોગોમાં આ પગલું વિશેષ નવાઈભર્યું લાગે છે. સરકાર પોતાની વાચનમાળાને સુધરાવી નવા જમાનાને અનુકૂળ બનાવવા પણ વિચારી શકતી હતી, વિચારવું જોઈતું હતું. તેમ કેમ ન કરવામાં આવ્યું? અને ઓચિંતી તે ઉડાડી જ મૂકવામાં આવી? આ વિષે ચોખવટ કરી જનતાને ખુલાસો આપવો ઘટે. વળી સરકારે નીમેલી પાઠ્યપુસ્તક સમિતિ હજી કામ કરે છે, ત્યાં આવા ફેરફારો બારોબાર કરાય તો તે તેના કામમાં દખલરૂપ પણ ન થાય?

## પરદેશી વસ્ત્રોનો પ્રદર્શન-ગાળો

લગનગાળો ઊઘડ્યો છે એટલે હજારોની સંખ્યામાં લગ્નો થાય છે. ગાડીઓ પુરાઈ પુરાઈને જાનો જાય છે. એક કાળ એવો હતો કે જ્યારે આપણા સાક્ષરને આવી જાનો જોઈને 'જનાવરની જાન' લખવા સૂઝયું. સારડા કાપડાને લઈને એમાંના 'બકરી-બાઈના બેટડા'ને એની માને લઈને ફરવો પડે એવડો નથી રહ્યો. છતાં કેટલીક ટીકાપાત્ર વાતો રહી છે, તો તેમાં નવી અનેક ઉમેરાઈ પણ છે. એમાંની પરદેશી વસ્ત્રના ઉપયોગની વાત આજ સ્વરાજ લેવા માગતી પ્રજાને માટે ખાસ ધ્યાનપાત્ર છે. કાપડિયા અને દરજીઓને માટે તથા જાનૈયાઓને સારુ આ ખરી ઘીકેળાંની ઋતુ ગણાય. પણ સ્વરાજનું શું? તેમાંય અત્યારે તો એ વિચાર ખાસ આવે છે: આપણે લડતની તૈયારીઓ કરતા મનાઈએ છીએ. હવેની લડતની તૈયારી એટલે સાંગોપાંગ રચનાત્મક કાર્યક્રમની પ્રજાકીય અપનાવટ. ક્યાં એ અપનાવટ, અને ક્યાં આ પરદેશી વસ્ત્રોના વરઘોડા! જાણે આ દહાડા પરદેશી વસ્ત્રોનાં પ્રદર્શન ભરવાના ન હોય! આ બાબતમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે ગુનેગાર છે. એમણે જો સ્વરાજનો વિચાર કર્યો હોય, તો લગ્ન વખતે પરદેશીની પ્રતિષ્ઠા તેઓ ન કરે; ત્યારે તો તે ગુલામી લેબાશને છોડે જ અને સ્વતંત્રતાની સાચી તૈયારીરૂપ ખાદીને અપનાવે. જો પ્રજા લડતને રંગે ચડી હોય તો આવી આવી ચીજો તો આપોઆપ સૂઝે અને અમલમાં આવી જાય. કવિઓએ આવી આવી ચીજો પર પ્રહાર કરવા જોઈએ. 'જનાવરની જાન' પછી એને મળતું કાવ્ય કેમ ન મળે? પરદેશી વસ્ત્રોના આ વરઘોડા 'ગુલામોની જાન' ન ગણાય?

## કોણ કોનો ન્યાય તોળે?

અમેરિકાના એક કાર્નેજી ઇન્સ્ટિટ્યૂટના પ્રમુખે એક નવાઈ પમાડે એવી જાહેરાત કરી છે. તે કહે છે કે, જો કોઈ માણસ જર્મનીના હેર હિટલરને 'જીવતો, અણઘવાયેલો અને વગર ઈજા કર્યે' પકડીને જિનીવાના આંતર-રાષ્ટ્રીય પ્રજાસંઘની અદાલત આગળ રજૂ કરશે, તેને તે ૧૦ લાખ ડોલરનું ઇનામ આપશે. આ પ્રમુખ સાહેબ ખરેખર હિટલરને એ રીતે પકડવો એ શક્ય માનતા હશે? જૂની પરીકથા અને જાદુઈ વાતોમાં આવતો રાક્ષસ જો કોઈએ સાધ્યો હોય, તો તે કદાચ હિટલરને ઊંઘતો ઉઠાવી લાવી શકે. પરંતુ તેમ કરતાં તે રાક્ષસે પણ અંધારપિછોડો ઓઢવો જોઈએ; નહિ તો હિટલરના અંગ-રક્ષકો જુએ તો આજે તો એ રાક્ષસનો, પોતાના રાક્ષસી બળ વડે, એ રક્ષકો વિમાનથી જ પીછો ન પકડે?

પણ એ વસ્તુ ધારો કે બની શકી: હિટલરને પ્રજાસંઘની અદાલત આગળ કોઈક લઈ આવ્યું. ત્યાં તેના પર કયો ગુનો કર્યાનો આરોપ મૂકવામાં આવશે? અને એ ગુનાનો કેસ ચલાવનારા કોણ હશે? આજે સ્વાભાવિક એવો યુદ્ધનો તાત્કાલિક આવેશ અને પોતપોતાના દેશાભિમાનની આંધળી લાગણી જો

દૂર રાખીએ, તો આ અદાલતનો વિચાર કરતાં બાઇબલની પેલી વાત યાદ આવે છે. કેટલાક યહૂદીઓએ એક પતિત બહેનને ઈશુખ્રિસ્ત આગળ રજૂ કરીને કહ્યું કે, 'ઈસામસીહ, આ બાઈ વ્યભિચારી છે, એને દંડ કરો.' ભગવાન ઈશુએ જવાબ આપ્યો, 'વારુ. એને બધી વસ્તીના તમે દરેક એકેક પથરો મારો. પણ એક શરત : જેણે એના પર આરોપાયેલો ગુનો જીવનમાં કદી ન કર્યો હોય એવો અપાપ હાથ જ એને પથરો મારે.' બાઈબલ કહે છે કે, પેલા આરોપ મૂકનારા આવ્યા હતા એવા જ ઓસરી ગયા; થોડી જ વારમાં ત્યાં એ બાઈ અને ઈશુ જ બાકી રહ્યાં હતાં. પછી ઈશુએ એ બાઈને બોધ આપી આપી કરી.

આજ જગતમાં જે હિંસા, સંકુચિત સ્વાર્થ, અસહિષ્ણુતા, પામર સ્વાર્થ, અને હડહડતો માનવ-દ્રોહ ચાલી રહ્યાં છે, એમાં કોણ કોનો ન્યાય તોળે એમ છે? એ શક્તિ તો એક જણે પણ એમાંથી ઊગરી નિષ્પાપ થઈને મેળવવી જોઈએ છે. તે વગર કોઈ કોઈનો ન્યાય તોળી શકે એમ આજે તો દેખાતું નથી. ગાંધીજી આજ અંગ્રેજ પ્રજાને જે સલાહ આપે છે તે આ જ છે : કે જે પાપને દૂર કરવા તમે તાકો છો, ને પાપ સાથે તમે પોતે અસહકાર કરીને આત્મશુદ્ધ નહિ થાઓ ત્યાં સુધી એ પાપને ધરમૂળથી દૂર નહીં જ કરી શકો. એ કરવાની શરૂઆતમાં હિંદની આઝાદી એક વસ્તુ છે. એવી શરૂઆત કર્યા વગર ખરેખરો ન્યાય તોળવાની શક્તિ જગત પાસે આવવાની નથી. આજનું યુદ્ધ તો હિંસા હિંસા વચ્ચે જ છે, અને તેને માટે એક ટૂંકા સૂત્રમાં ગાંધીજીએ કહ્યું છે તે સુવર્ણવાક્ય છે કે, 'Morality is contraband in war'— નીતિન્યાયાદિ તો યુદ્ધમાં પરેજની વસ્તુ છે.

શહેરો વિ૦ ગામડાં

એક કેળવણીકાર જોડે વર્ધાયોજનાને અંગે ચર્ચા ચાલતી હતી. મેં કહ્યું, 'વર્ધાયોજના પ્રમાણે તો અંગ્રેજીનું સ્થાન અત્યારે તે શરૂ થાય છે ત્યાંથી ત્રણ વર્ષ પાછળ કરવું જોઈએ. આજ હાઈસ્કૂલનાં પ્રાથમિક ત્રણ વર્ગોમાં તે બંધ કરીને તેના ૪ થા ધોરણથી પ્રારંભ કરવો જોઈએ. અને તેની જગાએ એ ત્રણ વર્ગોમાં સરકારે હિંદુસ્તાની દાખલ કર્યું જ છે.'

કેળવણીકાર કહે, 'પણ એ તો ગામડાં માટે તમે કહો છો ને? શહેરો માટે તો અંગ્રેજી ચાલે છે એમ ન ચાલે?'

મેં પૂછ્યું, 'કેમ, એમાં શું કામ ફરક કરવો જોઈએ? પાયાની કેળવણી તો સર્વસમાન જ રાખવી ઘટે ને?'

તે ભાઈ કહે, 'ગામડાનાં છોકરાં ભણવામાં જરા પછાત નહીં? તેમને અંગ્રેજી વગર ચાલે.'

મેં કહ્યું, 'એમ! આજ શહેરોમાં તમે જો તપાસો તો ત્યાં શિક્ષણનું કામ કરતા ઘણા લોક ગામડાંમાંથી આવેલા નહીં મળે? ગામડાંના વિદ્યાર્થીઓને માટે એવો સામાન્ય ક્યાસ બાંધી લઈ શકાય ખરો?'

તે ભાઈ કહે, 'હા, એ તો ખરું.' પણ એમને સમાધાન થયું હોય એમ ન લાગ્યું. અને એનું કારણ છે. અંગ્રેજી પ્રત્યેનો આપણા લોકોનો રાગ આજ સહેતુક અને બરોબર મર્યાદામાં નથી રહ્યો. વિચાર કરીને આપણે તેનું સ્થાન બસે નક્કી કરીએ. પરંતુ તે પ્રમાણે સુધારો કરતાં ભલભલા ડરે છે. કારણ એ છે કે, તે આજના શિક્ષિત સમાજના માનસમાં તેની પોતાની હયાતીની સાથે જડાઈ ગયેલી વસ્તુ બની છે. અંગ્રેજીને જોરે એ વર્ગે પોતાની નાત જમાવી છે અને તેની પ્રતિષ્ઠાથી તે રળી ખાઈ શકે છે તેથી તે 'ગામડાં વિ૦ શહેરો' એવો વિચાર કરે છે : એને આખા સમાજનો સમગ્ર વિચાર કરતાં મુશ્કેલી પડે છે. અંગ્રેજીની આસપાસ ને તેને આધારે આપણા સમાજમાં અનેક હિતો જામી ગયાં છે. અને જામેલું હિત આપમેળે ન ખસે.

આજનું આખું કેળવણીતંત્ર અંગ્રેજીની માધ્યમ તરીકેની પ્રતિષ્ઠાને લઈને નથી ઊભું થયું? નવા જમાનાનું જ્ઞાન મેળવવાને લોભે, શરૂમાં રાજા રામમોહન રાય જેવા અંગ્રેજી તરફ આકર્ષાયા, અને અંગ્રેજીના ગણેશ બેઠા. પણ એવું આકર્ષણ રામમોહન રાયનું તો એમની સાથે દફનાયું. પછી તો તેની આસપાસ અનેકવિધ બીજાં પ્રલોભનો જામ્યાં —મૂળ બીજના ઝાડને વડવાઈઓ ફૂટી, આજ થડ ને વડવાઈ ગૂંચવાઈ ગયાં છે. હવે અંગ્રેજીના જ માધ્યમથી કામ લેવું જોઈએ એમ નથી : નવું જ્ઞાન સ્વભાષા મારફતે પણ લઈ શકાય. જાપાન, ટર્કી

વગેરે દેશોના પ્રયત્નો તે રીતે સૂચક છે. પણ યુનિવર્સિટી — એટલે કે પેલી અંગ્રેજીની નાત — આડે આવશે; લોક નહીં માને; એવી એવી અનેક આડવાતો વચ્ચે આવે છે. વર્ધાયોજનાએ આ વિઘ્નો સામે લોકમત તૈયાર કરવો જોઈએ. નહિ તો પહેલી જ આફતે એ સુકાઈ જશે.

### કોમી ચશ્માં નકામાં છે

વર્ધા-શિક્ષણ યોજના સામે મુસ્લિમ વિરોધ તો જાણમાં હતો. હમણાં એક મિત્રે હિંદુ વિરોધની તરફ પણ ધ્યાન ખેંચ્યું. હિંદુ તેમ જ મુસ્લિમ બેઉ કોમીવાદીઓ એનો વિરોધ કરે, અને પોતાની કોમને એ યોજના ન્યાય નથી આપતી એમ કહીને,— આ સ્થિતિ એક રમૂજી બીના જ કહેવાય. એ ઉપરથી એક વસ્તુ તો આપોઆપ સિદ્ધ થાય છે એમ કહેવાય કે, વર્ધા-યોજના કોમીવાદી નથી: તેનો રાષ્ટ્રવાદ એમ આડકતરી રીતે સિદ્ધ થાય છે.

વિરોધીઓ પોતાની વાતના સમર્થનમાં તેનો સમાજપરિચયનો અભ્યાસક્રમ મુખ્યત્વે રજૂ કરે છે. બેઉ કહે છે કે, અમારી ખાસ જે કોમી સંસ્કૃતિ, તેને એમાં સ્થાન નથી, તેથી તે સામી કોમનો પક્ષ કરનારી યોજના છે. કોમીવાદનું આજકાલ કામ જ એ છે કે, પોતાનું સંકુચિત હિત શત્રુભાવની દૃષ્ટિએ વિચારવું. દરેક કોમ પોતાની આત્મશુદ્ધિને માટે, પોતાના શુદ્ધ વિકાસને માટે,' રચનાત્મક પ્રવૃત્તિઓ વિચારે; એ પ્રકારના કોમવાદને કોઈ ગણકારતું નથી, સમજવા માગતું નથી.' અસ્પૃશ્યતાના પાપને દૂર કરવા હિંદુઓ કમર કસતા નથી; પણ મુસ્લિમની વિરોધભાવે ભક્તિ કરીને માને છે કે, પોતે હિંદુહિત સંભાળે છે. તેવું જ મુસ્લિમ ભાઈઓ પણ કરે છે. આવા માનસથી વર્ધા-યોજના વિચારાય છે તેથી જ તે ઉભયપક્ષે ઊંધી લાગે છે. એને નિહાળવાનું સાચું દૃષ્ટિબિંદુ રાષ્ટ્રપ્રેમનું છે, કોમી ચશ્માં કામનાં નથી. એ સાચી દૃષ્ટિ રાખીને એનો વિચાર કરાવો જોઈએ, તો તેના ટીકાકાર પણ યોજનાને આગળ વધવામાં મદદ કરી શકશે.

### તહેવારો દ્વારા કેળવણી

તહેવાર એટલે શાળામાં રજાનો દિવસ એટલું જ સમજાય છે. તહેવારની ઉજવણીમાં રહેલી કેળવણીનો લાભ લેવામાં આવતો નથી. શિક્ષકો તે દિવસને આરામનો માને છે; સમાજ તે દિવસને ગમે તેમ વેડફી દેવાનો કરી મૂકે છે. આ એક પડતા કે પડેલા સમાજની નિશાની ગણાય. શાળામાં ભલે તે દિવસે ભણવાની રજા રહે; પણ ભણવું એ જ કેળવણી નથી. તહેવારો પણ કેળવવાની શક્તિ ધરાવે છે, જે બીજામાં નથી. ચતુર સમાજે તે લાભ જતો ન કરવો જોઈએ. વ્યાપક શિક્ષણની જીવન-દૃષ્ટિવાળી વર્ધા-યોજનાએ આ વસ્તુ હવે ધ્યાન પર આણી છે. આ અંકમાં અ૦ ભાગવતનો 'તહેવારો અને શિક્ષણ'નો લેખ શિક્ષકો વિચારે. ઉત્સાહી શિક્ષકો કાકાસાહેબનું 'જીવતા તહેવારો' પુસ્તક વાંચે, તો અત્યાર સુધી અવગણાયેલી એક શિક્ષણ-દિશામાં તેઓ ડોકિયું કરી શકશે. સમાજ સાથે સંપર્ક સાધવા અને સમાજનો પરિચય કરાવવાની એક આહ્લાદ યુક્તિ આ તહેવારોમાંથી મળી રહેશે. એમાં સેવાની તાલીમ લેવાની તક પણ પડેલી છે. શિક્ષકોએ એ રીતે તહેવારોની ઉજવણીનો વિચાર કરતા થવું જોઈએ.

### ગુજરાતી માધ્યમની સ્વાભાવિક સરળતા

ગૂજરાત વિનય મંદિરમાં એક વિદ્યાર્થી છઠ્ઠા ધોરણમાં ભણે છે. તેમાં દાખલ થયો તે અગાઉ તે વિદ્યાર્થી અંગ્રેજી દ્વારા ગણિત ભણતો. વિનય મંદિરમાં આવ્યો ત્યારથી તે ગુજરાતીમાં ભણવા લાગ્યો. આ ફેરફાર કરવામાં એ વિદ્યાર્થી કે એના શિક્ષકને કશી ખાસ તકલીફ ન પડી. ગુજરાતી પરિભાષા સમજવામાં, અને કેટલીક જગાએ યોજી લેવામાં પણ, એ વિદ્યાર્થીને ભારે જહેમત ઉઠાવવી ન પડી. અહીં આગળ આ જણાવવાનું પ્રયોજન તો એ છે કે, માધ્યમિક શાળાઓ માધ્યમના ફેરફારને મોટો હાઉ ન માને; આટલી સરળતા અને સહજતાથી સાધી શકાય એવી સહજ વાત એ છે.

પરંતુ એક વાત આ ફેરફારને અંગે ભારપૂર્વક કહેવા જેવી છે. જાણવામાં આવ્યું છે ને ક્યાંક જરા જોયું પણ છે કે, માધ્યમ ગુજરાતી કરવું એટલે કેટલાક એમ માને છે કે, અગાઉ બધું અંગ્રેજીમાં સમજાવતા તેને બદલે बने एटलुं ગુજરાતીમાં સમજાવવું. તેમ કરતાં અંગ્રેજી શબ્દોનું છાંટણું ભારોભાર આવી જાય, તોય માનવામાં આવે છે કે, માધ્યમ તો ગુજરાતી જ છે! માધ્યમ ગુજરાતી રાખ્યું છે એમ કહેનારા ઘણા શિક્ષકો આવું ટક-

ગુજરાતી જ હાંક્યે રાખે છે એ વાત જો ખરી હોય, તો તેમણે જાણવું જોઈએ કે, એ નથી ગુજરાતી માધ્યમ કે નથી અંગ્રેજી; તેથી કરીને બાવાનાં બેઉ બગડવાના ઘાટ થાય છે. એ રસ્તે તો ગુજરાતીની પણ સેવાને બદલે અસેવા થશે. માધ્યમનો ફેરફાર તો પુરુષાર્થ માગે છે. શિક્ષક જેમ અંગ્રેજી બોલવામાં કાળજી રાખે છે, તેમ જ તેણે ગુજરાતી માટે રાખવી જોઈશે. એટલે પોતે તેની પરિભાષા યોગ્ય અને નિશ્ચિત કરશે. વિનંતી છે કે, સૌ શિક્ષકો આનો વિચાર કરે.

### માધ્યમિક શિક્ષક પરિષદને વિનંતી

માધ્યમની આ બાબતમાં શિક્ષક પરિષદોએ ધ્યાન આપવું જોઈએ. આવતા ઑક્ટોબર માસમાં અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ આખા ઇલાકાની પરિષદને પોતાને ત્યાં નોતરે છે. તેના કામની તૈયારીઓ અત્યારથી શરૂ કરી દીધી છે, એ સરસ કહેવાય. અમે સૂચવીએ છીએ કે, તે પરિષદ માધ્યમના ફેરફાર તરફ સક્રિય પગલાં શાં લેવાં તે વિચારે; અત્યારે ચાલતી વસ્તુસ્થિતિ શી છે તે તપાસે; અને તેમાં આગળ વધવા યોજના કરે. પ્રાથમિક પાયાના શિક્ષણના કેન્દ્રમાં જેમ ક્રિયા અને ઉદ્યોગ છે, તેમ આ માધ્યમિક શિક્ષણનું જો કોઈ ગ્રહણ કરવા જેવું કેન્દ્ર હોય તો સ્વભાષાને માધ્યમ કરવું એ છે. અંગ્રેજી માધ્યમથી મળતું શિક્ષણ મન અને બુદ્ધિ સાથે જડાતું નથી જ; તે પરાયું જ રહે છે; તેથી જ ગોખણે અભ્યાસનું સ્થાન પચાવી લીધું છે. તેથી માધ્યમિક શિક્ષણનાં કીમતી વર્ષોમાં વિદ્યાર્થીનું ઘડતર નથી સધાતું. પોતાની ભાષામાં તે શિક્ષણને વણી નથી શકતો; તેથી પોતાનું અને પોતાની માતૃભાષાનું બેઉનું ઘડતર અણખીલ્યું રહે છે. માટે કહું છું કે, આપણા દેશના માધ્યમિક શિક્ષણનું ક્રાંતિબિંદુ અને મધ્યબિંદુ સ્વભાષાને માધ્યમ કરવામાં રહેલું છે. માધ્યમનો આ ફેરફાર આજ વિવાદગ્રસ્ત નથી રહ્યો. વળી એ તો એ પ્રશ્નનો પ્રારંભ થયો ગણાય: બાગળના પ્રયત્નો શરૂ કરવાને માટેના ગણેશ બેસે. પણ આપણે ત્યાં એટલાથી જાણે ઇતિ થઈ એમ મનાતું હોય, એવું આચાર પરથી દેખાય છે. નહિ તો, યુનિવર્સિટીની આ વિષેની બેદરકારી ખીજી રીતે સમજી નથી શકાતી. શિક્ષક પરિષદો પણ હજી સુધી તો એમની નિયંતા યુનિવર્સિટીના જ બેદરકારી-ચીલે ચાલે છે. એ જો તે ચીલો છોડી કામે વળગે તો જ આ રેઢિયાળ અને જીવનદ્રોહી મંદતામાંથી ઉગારો જડશે. અમદાવાદ પરિષદના યોજકોને આ બાબતને હાથ પર લેવા અમારી નમ્ર વિનંતી છે.

### પ્રાથમિક શાળાનું શબ્દચિત્ર

ગુજરાત વિદ્યાપીઠમાં ચાલતા અમદાવાદ જિલ્લા સ્કૂલ બોર્ડના શિક્ષકોના તાલીમ વર્ગની હમણાં પરીક્ષા થઈ. તેમાં એક આવી જાતનો પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો: ' ગામડાની એક પ્રાથમિક શાળાનો ચિતાર આપો. . . .' તેના અનેકવિધ જવાબોમાં-નો એક શિક્ષકનો નીચેનો જવાબ લાક્ષણિક શબ્દ-ચિત્ર દોરે છે. શબ્દચિત્રોમાં સામાન્ય રીતે રંગની પીંછી જરા બભકભેર વપરાય જ છે. પણ તે તેના સત્યાંશને ઝટ નજર પર લાવવાને માટે જ. આ ચિત્ર એ રીતે રસિક લાગશે.

' ગામની વચ્ચે, બોડાં ઢોર પૂરવા લાયક એક મકાન છે ચારે બાજુ કચરો અને ગંદકી આજુબાજુ જીવજંતુ ઊડી રહ્યાં છે. મકાનની વચ્ચે એક ખુરસી અને ટેબલ છે. ખુરસી ઉપર બેઠા બેઠા શિક્ષક ઊંઘે છે; છોકરાઓ અંદર અંદર ખરાબ શબ્દો બોલીને શાળાનું વાતાવરણ પવિત્ર બનાવે છે. અર્ધા કલાક પછી સાહેબ જાગે છે. છોકરાઓ ચાડી કરે છે, માસ્તર સાહેબ મોટે અવાજે બરાડે છે. સાથેસાથ મોઢામાંથી સુવાક્યો કાઢવાનું પણ ભૂલતા નથી. થોડી મારઝૂડ; અને ત્યાર-બાદ એ શાંત બને છે

હાજરી લખાવવાની શરૂઆત થાય છે. આવડ્યા તેને કાંઈ નહિ, પણ ન આવડ્યા તેને પ્રસાદી મળે છે. બાળકો રુએ છે ઘરે જઈ રોતાં રોતાં સૂઈ જાય છે. માબાપ શિક્ષકને ગાળોથી નવાજે છે. માસ્તર મૂંગા તેમ જ દબાયેલા પ્રાણી માફક સહન કરે છે.

બાળકોનાં કપડાં પુષ્કળ મેલાં છે. શાળાની વસ્તુ જ્યાં ત્યાં રઝળતી પડી છે. માસ્તર અનિયમિત, તો બાળકો કેવા નિયમિત, એ પ્રત્યક્ષ જોવાથી જ ખ્યાલ આવે છોકરાઓ મોંમાં પેન ચાલે છે, ત્યારે માસ્તર સાહેબ મોઢામાં બીડી ઘાલી આરામથી બેસે છે ટાઈમ જેમ તેમ પૂરો કરી ઘેર જાય છે. (છોકરાઓ બગે પાડતા પાડતા ને માસ્તર સાહેબ લાકડી ઉલાળતા)

અધિકારી સાહેબની તપાસણી વખતે શાળા વ્યવસ્થિત છે. પુસ્તકિયા જ્ઞાન તૈયાર છે. કામ સારું લખાય છે. બાળકો ગાડીના ડબાની માફક આગળ ધકેલાય છે.'

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

| | |
|---|---|
| જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ |
| ગોપાલદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી) |
| નગીનદાસ પારેખ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |





વર્ષ ૧ — અંક ૧૦

જુલાઈ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૦

# શિક્ષણ અને સાહિત્ય

જુલાઈ, ૧૯૪૦

વર્ષ ૬ અંક ૧૦


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ‘ક્રૉસ’ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧—અંક ૧૦] અમદાવાદ [જુલાઈ, ૧૯૪૦


## त्रण पुरातन वटवृक्षो

[નાનપણથી જે જે બગીચાઓ મેં જોયા હતા અને જેમાં મારો જીવ પરોવાયો હતો તેમને જો એક એક અંજલિ આપવા બેસું તો મારે માટે એક મોટો આનંદનો વિષય થાય. છેક નાનપણમાં કેટલાંક મોટેરાં જોડે એક બગીચો જોવા અમે ગયા હતા. પણ માલિકે અમને અંદર ફરવાની મનાઈ કરી અને વિરસ થઈને અમે પાછા આવ્યા. એ મારું સૌથી પહેલું સ્મરણ. તે વખતે હું પાંચેક વરસનો હોઈશ. બગીચાને બીજે છેડે મહેલમાં ઊભેલો માલિક મોઢેથી બોલવાની તસ્દી ન લે, કેવળ હાથના ઇશારાથી અમને કાઢી મૂકે, એ ચિત્ર હજીયે તાજું છે. સફળતા કરતાં નિષ્ફળતા જીવનમાં વધારે ઊંડી ઊતરે છે; બીજું શું?

ત્યાર પછીનો બગીચો તે અમારો પોતાનો કારવારનો. એમાંનાં શાલ્મલીનાં પાંદડાંનો સ્પર્શ આજે પણ મને યાદ છે.

પછીનો બગીચો બેળગુંદીનો મારી માસીનો. એમાંના ગુલાબના છોડ મને રોજ બેચ્યાર, બેચ્યાર ફૂલ આપે. ત્યાર પછીનો બગીચો સ્મૃતિમાં ચોંટ્યો છે તે સાંગલીનો. ત્યાં ફૂલો ઉપર મેં એટલાં બધાં જાતજાતનાં પતંગિયાં જોયાં કે મારી ખાતરી થઈ કે ઝાડ ઉપર બેસી બેસી કંટાળે એટલે ફૂલો જ પતંગિયાં બની ઊડવા માંડે છે. સાંગલીના બગીચામાં ગુલછડી (નિશિગંધી)નું એક લાંબું પહોળું પીઠું હતું. રોજ સાંજે નશો કરવા હું ત્યાં જતો. તે વખતે કેળવેલું નાક આજે પણ એટલું જ રસિક રહ્યું છે.

યરવડા જેલમાં પૂ. બાપુજીને કોઈકે નિશિગંધીના છોડનો એક ગુલદસ્ત આપ્યો હતો. મુલાકાત પૂરી કરી બાપુજી પાછા આવ્યા અને મેં એ ફૂલોની ડાળો લોટામાં રાખી લગભગ આઠદસ દિવસ સુધી જિવાડી. સતી વખતે ઓશીકા પાસે એ લોટો રાખવાનું હું ભૂલતો નહિ.

બીજો એક બગીચો યાદ આવે છે તે રામદુર્ગનો. મંદિર બંદરેશનું હતું કે કોનું હતું તે યાદ નથી, પણ અમે ત્યાં જ રહેતા હતા. સવારે ઊઠીને ફૂલો લૂંટવાનું ક્રૂર કર્મ ત્યાં હું કરતો એટલે આજે એ બગીચાનું સ્મરણ આનંદ આપતું નથી.

આમ કેટલા બધા બગીચાઓ વર્ણવું? સિલોનમાં કેન્ડીનો અદ્વિતીય પેરેડેનિયા બગીચો, ઊટીનો ગવર્નરનો બગીચો, કલકત્તાનું વાનસ્પત્યમ્, વડોદરાનો કમાટી બાગ, જયપુરનો મ્યુઝિઅમ, સાથેનો કાશ્મીરનો ચિનાર બાગ, મૈસૂરનું વૃંદાવન: આમ જો એક એક ગણાવવા બેસું તો ૧૦૮ની સંખ્યા સહેજે થાય. આ બધાનું દેણું માથે છે અત્યારે તો કેવળ એમનું સ્મરણ કરી વિરમું છું.]

૧

'સંસ્કૃતિનો વિસ્તાર' એ લેખમાં હિંદુસ્તાનના પ્રતીક તરીકે મેં જે ચિત્ર આપ્યું છે, તેમાં એક વિશાળ વટવૃક્ષ તળે એક સાદી રૂપાળી ઝૂંપડીને બારણે વાછરડા સાથે ગાય બાંધેલી છે. અનેક વડવાઈઓના વિસ્તારથી આસપાસનો પ્રદેશ પોતાની છાયા તળે લેનાર પરોપકારી વટવૃક્ષ; ઉનાળામાં ઠંડક અને શિયાળામાં હૂંફ આપનાર ઘાસની ઝૂંપડી; અને આજીવન તેમ જ મરણ પશ્ચાત્ સેવા આપનાર કારુણ્યમૂર્તિ ગૌમાતા; આ ત્રણે વસ્તુઓ આશ્રમ-સંસ્કૃતિની પ્રતીક છે. આ ચિત્રની અંદર હિંદુસ્તાનની પ્રાકૃતિક પરિસ્થિતિ પણ ચિત્રિત થાય છે, અને હિંદુસ્તાનનું આર્યહૃદય પણ વ્યક્ત થાય છે.

આપણા લોકોએ ગાયની દયા બહુ ખાધી છે; પણ ગાય ઉપર કાવ્યો બહુ લખ્યાં નથી. નાની નાની બાળાઓ સવારે ઊઠીને, નાહી ધોઈને ગાયમાતાને ચાંલ્લો કરે છે અને માની કેડ ઉપર બેઠી બેઠી એની પીઠ ઉપર હાથ ફેરવે છે, ચાટવા માટે પોતાનો હાથ ગાય આગળ ધરે છે, અને ગાયના વાછરડા સાથે એમની પેઠે ગાયની આસપાસ કુદાકુદ કરે છે — એ સ્વાભાવિક જીવનકાવ્ય હિન્દુસ્તાનમાં સર્વત્ર જોવાને મળે છે; પણ કવિઓ તો ગાયની દયા ખાતા ખાતા થાકી ગયા છે.

પર્ણકુટિરો વર્ણનો ઋષિઓના આશ્રમ પૂરતાં જ છે. બાકી સામાન્ય લોકોને 'ચતુઃશાલં ગૃહમ્' અને સૌધવાળા પ્રાસાદો જ જોઈએ છે. ઝૂંપડીનો આનંદ માણસો હોય તો

કાઉલે (Cowley) જેવા અંગ્રેજ કવિની 'Mine be a cot beside a hill' જેવી કવિતા જ વાંચવી જોઈએ. ભર્તૃહરિ પણ આવાં સ્થાનો વર્ણવે છે. પણ તે કૌટુંબિક સમાધાન વ્યક્ત કરવા માટે નહિ પણ વૈરાગ્યની સાધના સાધવા માટે.

વટવૃક્ષોનાં વર્ણનો આપણા સાહિત્યમાં જ્યાં ત્યાં મળવાં જોઈએ. બાણભટ્ટની કાદંબરીમાં અચ્છોદ સરોવરને કિનારે પોપટના માળાવાળું જે મોટું ઝાડ છે તે વડનું છે કે નહિ એ અત્યારે યાદ નથી આવતું, પણ વડની વડવાઈઓને પોતાના વાળ કે પગ બાંધી દઈને તપ કરનાર ઋષિઓનાં વર્ણનો વાંચ્યાનું સ્મરણ છે ખરું.

ગુજરાત વિદ્યાપીઠની મુદ્રા માટે મેં વટવૃક્ષનું ચિહ્ન સૂચવ્યું તે આવા જ ભાવથી.

એક મહારાષ્ટ્ર કવિ લેખકે હિંદુધર્મને વડવાઈવાળા વડની ઉપમા આપી છે. વડની શાખામાંથી વડવાઈઓ નીકળી જમીન સુધી પહોંચી ગઈ એટલે એ એક જાણે નવું જ ઝાડ થઈ જાય છે. આમ એક ઝાડમાંથી એક આખું વૃક્ષકુટુંબ પેદા થઈ જાય છે, અને પછી અસલી વૈદિક મૂળ થડ કયું એ કહેવું પણ મુશ્કેલ જણાય છે. કોક કોક વાર મૂળ થડ કોવાઈ જાય છે, પણ આખું વૃક્ષ તાજું ને તાજું જ રહે છે.

હિંદુસ્તાનનાં આવાં વિશાળ વટવૃક્ષ આખી દુનિયામાં વિખ્યાત છે. પરદેશના લોકો જ્યારે આપણા દેશમાં આવે છે ત્યારે આ દેશના એક કૌતુક તરીકે આવાં વૃક્ષો જોઈ આવે છે.

## ૨

મેં પ્રથમ નામ સાંભળ્યું તે અડિયારના વટવૃક્ષનું. મદ્રાસ જતાંવેંત અડિયાર જઈને ત્યાંના એ વટવૃક્ષનું મેં દર્શન કર્યું. શ્રીમતી એની બેસંટે એ વડની સારી માવજત રાખી છે. વડ તળેની જમીન સાફ રાખીને એની તળે અનેક પ્રાંતના અને અનેક દેશના ધર્મજિજ્ઞાસુઓ ભેગા થઈ ધર્મચર્ચા કરે, અનુભવની આપલે કરે, અને વખતે ઉજાણી પણ કરે, એવી ગોઠવણ ત્યાં રાખી છે. આ વૃક્ષનો વિસ્તાર અને એની તાજગી બન્ને ધ્યાન ખેંચે છે. એની તળે જતાંવેંત કોઈ ભવ્ય પુરુષનો સત્સંગ સેવતા હોઈએ એટલી ગંભીરતા અને પ્રસન્નતા મેં અનુભવી. એની જાડી જાડી વડવાઈઓ જોઈને વિચાર આવ્યો કે વચલું થડ તે એક મોટા કુલપતિ છે, અને આસપાસની આ મોટી વડવાઈઓ એ કુલપતિની વિદ્યાપીઠ ચલાવનારા ઉપાચાર્યો છે. એમની વચ્ચે બેસી માણસ ઈશ્વરની ચર્ચા કરે છે, જ્યારે આ વડવાઈઓ ઇતિહાસના સાક્ષીરૂપ હોવાથી માણસની જ ચર્ચા કરતી હશે. કલ્પના ચાલી અને એણે આ વડ તળે કેટલાંયે વાનરપ્રાય પ્રવચનો સાંભળ્યાં.

## ૩

મદ્રાસ પહોંચી શક્યો તે પહેલાં જ મેં શુક્લતીર્થના કબીરવડ વિષે સાંભળ્યું હતું. એમ પણ સાંભળ્યું હતું કે કવિવર રવિબાબુએ એ કબીરવડ જોઈને પોતાનું દુઃખ જાહેર કર્યું હતું કે ગુજરાતના લક્ષ્મીપુત્રો પોતાના પ્રાંતના આ ઘરેણાને કેમ સાચવતા નહિ હોય!

ગુજરાતમાં હું લગભગ વીસ વરસ રહ્યો, પણ ઇચ્છા હોવા છતાં, આ કબીરવડ જોવાની તક ન મળી. હમણાં હમણાં રાષ્ટ્રભાષાપ્રચારને અંગે શ્રી. અમૃતલાલ નાણાવટી મને ગુજરાતમાં લઈ ગયા. ત્યાં એમણે ગોઠવ્યું કે મારે અવિધા જઈ ગોપાળરાવ કુલકર્ણીની નિશાળ જોવી. એ કાર્યક્રમ ગોઠવ્યા પછી રદ કરવો પડ્યો. પણ ગોપાળરાવ શાના માને? એમણે પોતાના નિરાગ્રહી આગ્રહથી મને હાથપગ બાંધીને અવિધા ખેંચ્યો.

અવિધા જતાંવેંત ખબર પડી કે કબીરવડ અહીંથી બહુ દૂર નથી. નર્મદાના વિશાલ પાત્રમાં એક મોટો સમૃદ્ધ બેટ છે, અને એની અંદર એ પુરાણ પુરુષ તપ કરે છે. એ ખબર પડતાંવેંત હૈયું ઊલટ્યું અને પગ કે આંખો ત્યાં પહોંચે તે પહેલાં અનેક વાર ત્યાં દોડી આવ્યું. એ વૃક્ષ કેવું હશે, એનાં પાંદડાં શાનું રટણ કરતાં હશે, પક્ષી-બાળકો એ ડોસાને કેમ પજવતાં હશે, જો એ બેટ પર ગાયો હોય તો પોતાનાં શીંગડાં ઘસી ઘસી એની છાલ કેમ ઉતારતી હશે? એના જ વિચારો મનમાં આવવા લાગ્યા.

સાંજે એક મુસલમાન પોલીસ અમલદાર મળવા આવ્યા. ગામડાના લોકો પોલીસ અમલદારો સાથે હૃદયશૂન્ય પણ વિવેકભર્યો સહકાર કેમ કરે છે એનો મને અનેક ઠેકાણાનો અનુભવ છે. હું પણ મારા પૂર્વજીવનમાં પોલીસ અમલદારોને જોઈને જ ચિડાઈ જતો અને ભડકણ જાનવરોની પેઠે એમને શીંગડાં બતાવતો. પણ હવે એ વૃત્તિ રહી નથી. પોલીસ ખાતાનાં કાળાં કરતૂતો જાણતા છતાં પોલીસો પ્રત્યે મનમાં ઘૃણા નથી ઊપજતી. એ કાંઈ જુદી કોટી અથવા જુદી ન્યાત નથી. આપણા જ સમાજના લોકો તક મળ્યે એ ખાતામાં પ્રવેશ કરે છે. જેવો સમાજ, તેવું એનું પોલીસખાતું.

એટલે એ ભાઈ સાથે મેં સ્વાભાવિક માણસાઈથી વાતો શરૂ કરી. એ ભાઈ મૂળે બલુચિસ્તાનના. હિંદુસ્તાનમાં આવી અહીંની ભાષાઓ શીખી ગયા હતા. એમની વાણીમાંથી સંસ્કારિતા ટપકતી હતી અને વિવેક કેમ સાચવવો એ પણ એ બરાબર જાણતા હતા. સંભવ છે કે રાજ તરફથી એમને અમારી હિલચાલ ઉપર નજર રાખવા માટે મોકલ્યા હોય. પણ મને થયું કે, આપણે માણસ માણસ વચ્ચેનો સ્વાભાવિક સંબંધ કેમ ન કેળવીએ? અમે ઘણી વાતો કરી. રાજપીપળા રાજ્ય વિષે, ત્યાંનાં

જંગલો વિષે, જંગલનાં જાનવરો વિષે, અને એ જાનવરો વચ્ચે રહેનાર બેપગા લોકો વિષે એમની પાસેથી મેં ઘણું જાણી લીધું.

કબીરવડ જવાની શી શી સગવડઅગવડો છે એ વિષે પૂછવાનું હું કેમ જ ભૂલું ! એ ભાઈએ જરૂરી માહિતી મને પૂરી પાડી. પણ પછી એને થયું કે આપણે પોતે જ આ પાર્ટી જોડે કાલે કબીરવડ કેમ ન જઈએ ? મેં મનમાં વિચાર કર્યો કે પોલીસ અમલદાર સાથે હોય તો અમુક સગવડો સચવાશે, પણ આમ-જનતાથી મારી સાથે હૃદય ખોલીને વાત નહિ થાય. પોલીસના દર્શનથી આમ-જનતાનું હૃદયકમળ બિડાઈ જાય છે

પણ અમારે તો ઉતાવળે પ્રવાસ કરવો હતો, કબીર-વડના દર્શન ઉપરાંત બીજો કશો સંકલ્પ હતો જ નહિ એટલે ભાઈ કાસમખાનની અમારી સાથે આવવાની સૂચના મેં સહર્ષ વધાવી લીધી. અમારે મોટરમાં નાનાં મોટાં ખેતરો વટાવી નદીના કિનારા સુધી જવાનું હતું. ત્યાં એક હોડીમાં બેસી પ્રવાહનું વલણ તપાસી, નાનામોટા આરાઓ ટાળી, વાંકેચૂકે જળ-રસ્તે કબીરવડના બેટ સુધી પહોંચવું હતું. એ બેટનો વિહાર પૂરો કરી, પેલી બાજુનો રેતીનો પહોળો પટ ખૂંદી, ફરી હોડીમાં બેસી બાકીનો પ્રવાહ પૂરો કરવો હતો. અને સામે કાંઠે બસને વખતસર પકડી ભરૂચ જવું હતું. એ આખો કાર્યક્રમ અમારા આ નવા મિત્રે વ્યવસ્થિત ગોઠવ્યો એટલું જ નહિ, પણ અમારા જેટલા જ ઉત્સાહથી એ પોતે એમાં ભળ્યા. પગપાળી મુસાફરીમાં પગ ચાલે અને વાતો ન ચાલે તો એમાંથી અડધો જ આનંદ મળવાનો. અમારા નવા મિત્ર મુખદુર્બળ પણ ન હતા અને વાતોનો દેકો લઈ પોતાનું જ હાંક્યે જનાર વાતુડિયા પણ ન હતા; એટલે અમારો સંઘ બહુ સુંદર રીતે યાત્રાનો રસ કાઢી શક્યો. ગોપાળરાવ કુલકર્ણી સાથે તો કેટલાય વર્ષોની વાતો કરવી હતી ચિ. મધુરીના શાસ્ત્રીય તેમ જ લોકસંગીતના લલકાર સાંભળવા હતા. ગોપાળરાવ-ભાઈના એક માનીતા મિત્ર પણ અમારી સાથે હતા. બધા જ સેવા કરવાને ઉત્સુક, આનંદ આપવા અને લેવા આતુર. અમે મોટરમાં ઊપડયા અને અમારા કેટલાક સાથીઓ ઘોડાગાડી કરી, વચલે રસ્તે સીધા કાંઠા તરફ દોડયા એટલું જ નહિ, પણ મોટર પહેલાં ત્યાં પહોંચી પણ ગયા ! કોઈ ગામડિયો માણસ આશ્ચર્યચકિત થઈને શહેરની શેરીઓમાં ફરે એમાં મને જેટલું કાવ્ય જડે છે, તેટલું જ કાવ્ય કોઈ નાગર મોટર રસ્તા વગરનાં ગામડિયાં ખેતરોમાંથી પોતાનો રસ્તો શોધતી ફરે અને શોધખોળનો આનંદ મેળવે, એમાંથી પણ મળે છે

અમારા યજમાનો અમને બતાવતા જાય કે અમુક વરસે પાણીની રેલ અમુક હદ સુધી આવી હતી, ગયે વરસે પેલાં ખેતરો તણાઈ ગયાં હતાં, દસ વરસ પહેલાં આ નદી અમુક દિશાએ વહેતી હતી, અને પ્રાચીન કાળમાં પેલું મંદિર નદીને કાંઠે હતું. ભૂગોળની અને ભૂસ્તર-શાસ્ત્રની નજર જેની પાસે હોય તેને આવી માહિતીમાંથી કેટલાંયે અનુમાનો કાઢવાનું સૂઝે છે. કહેનાર લોકોને ખબરે નથી પડતી કે તેમણે આપેલી માહિતીનો કેટલો કીમતી ઉપયોગ થાય છે.

મેં અમારા પોલીસ અમલદારને પૂછયું કે કબીરવડ-વાળો બેટ રાજપીપળા સ્ટેટમાં છે કે ખાલસા મુલકમાં ગણાય છે. એ રાજનિષ્ઠ સેવકે થોડી ગમગીની સાથે કહ્યું કે એ બેટ પહેલો હતો તો અમારો, પણ ભાગ્યવશાત્ ખાલસામાં ગણાઈ ગયો.

કોઈ બેટ કે જમીન ભાગ્યવશાત્ એક માલિકની મટી બીજા માલિકની કેવી રીતે થઈ શકે એનું કુતૂહલ જાગવા-થી મેં એમને વિગત પૂછી.

બન્યું એવું કે રાજપીપળા અને બ્રિટિશ રાજ્ય વચ્ચે નર્મદાની સરહદ મુકરર થઈ. હવે આ બેટની બન્ને બાજુએ નર્મદાનો પ્રવાહ વહે છે એમાં કયો મુખ્ય પ્રવાહ ગણવો ? જે મુખ્ય પ્રવાહ હોય એ જ બે વચ્ચેની સરહદ થઈ શકે એ તો દેખીતી વાત છે. પણ બે શાખા વચ્ચે પ્રધાનતાનો નિવેડો કોણ આણે ? એટલે ભાગ્યની પરખ કરવાનું નક્કી થઈ ગયું.

બેટથી ઉપર જ્યાં પ્રવાહ એક જ છે, ત્યાં મઠધારે કેટલાંક તૂમડાંઓ પ્રવાહમાં છોડવામાં આવ્યાં. હવે એ તૂમડાંઓ જે પ્રવાહ પસંદ કરે તે મુખ્ય પ્રવાહ ગણાય, અને બીજો ગૌણ. તે વખતે અંગ્રેજોનું નસીબ સિકંદર હતું. રાજપીપળા રાજ તરફનો જે પ્રવાહ હતો તે જ પેલાં તૂમડાંઓએ પસંદ કર્યો અને કબીરવડવાળો બેટ ખાલસા થઈ ગયો. મેં મનમાં વિચાર કર્યો કે તે વખત-ના લોકોને દુઃખ થયું હશે કે આ પવિત્ર બેટ દેશના એક ક્ષત્રીય રાજાના હાથમાં ન રહેતાં, વિધર્મી અંગ્રેજો-ના હાથમાં ગયો. આજના સ્વરાજ્યના દિવસોમાં વખતે આપણને થશે કે સારું થયું કે તૂમડાંઓએ રાજપીપળા-વાળો પ્રવાહ પસંદ કર્યો, નહિ તો આ બેટ પ્રજાના હાથમાં આટલો વહેલો ન આવત. આંધળાં તૂમડાં ક્ષત્રીવટનું મહત્ત્વ શું જાણે અને સ્વરાજનું પણ મહત્ત્વ શું જાણે ? અદૃષ્ટ હંમેશાં આંધળું જ હોય.

ગુજરાતની ઉપજાઉ ભૂમિ અને નર્મદાનો કાંપ, પછી પૂછવું જ શું ? સોનું વાવો તો હજારગણું સોનું ઊગે. અહીં નર્મદા કિનારે જ્યાં મકાઈ વાવવી જોઈએ ત્યાં ધનલોભી ખેડૂતો તમાકુ વાવે છે, અને એનાં મોટાં મોટાં પાંદડાં જોઈ મનમાં રાચે છે. મેં વિચાર કર્યો કે આ પાંદડાં પાકાં થઈને સુકાશે, પછી લોકો એની સિગાર અથવા બીડી બનાવશે અને એનો ધુમાડો કરી પૈસો, બુદ્ધિ અને તંદુરસ્તી ત્રણેનો નાશ કરશે. નર્મદા

માતાને થતું હશે કે, અમરકંટકનાં જંગલોમાંથી અને ભેડાઘાટના સંગેમરમરના પહાડ પાસેથી જે કાંઈ કીમતી તત્ત્વો લઈ આવું છું તેનો ઉપયોગ આ અભાગિયા લોકો તમાકુ ઉગાડવામાં કરે છે, ત્યારે મારે શું કરવું?

અમે જેમ તેમ તમાકુનાં ખેતરો વટાવી વડ પાસે પહોંચ્યા. અવિધા છોડયું ત્યારથી એ વડનાં દર્શન દૂરથી થતાં હતાં. દર્શન પરથી એમ જ લાગતું કે આપણે એક જંગલ જોઈએ છીએ. એક વડ આટલો પહોળો હોતો હશે એનો ખ્યાલ પણ મનમાં ન આવે. જ્યારે પાસે પહોંચ્યા ત્યારે એની ઘટા નીચે અનેક ગાય બળદો બાંધેલાં હતાં. આવું દૃશ્ય નાનપણ વટાવ્યા પછી મેં જોયું ન હતું. જૂના જમાનામાં પાછો પ્રવેશ કર્યો હોય એટલો આનંદ થયો. વાડમાં બાકોરું ક્યાં છે એ શોધતાં શોધતાં અમે અંદર ઘૂસ્યા ત્યાં તો ભારતવર્ષનું કોઈ અવિભક્ત કુટુંબ એક આખું ગામ વસાવીને રહ્યું હોય તેવી રીતે કબીરવડનાં દર્શન થયાં. મારા મનમાં તરત એક જ વિચાર આવ્યો કે આ પુરાણ પુરુષને હું શી રીતે ગાઉં? એને પોતાને જ ખબર નથી કે પોતાનો વિસ્તાર ક્યાં કેટલો છે. એને જ્યાં મારગ મળ્યો ત્યાં એણે ઊગી લીધું. અને વડવાઈઓ તો એક કુળની હોવા છતાં અંદર અંદર હરીફાઈ ચલાવે. જ્યાં વડવાઈઓ વધારેમાં વધારે હતી ત્યાં અમે આસન જમાવ્યું. ગામડિયા લોકોએ પોતાના સનાતન સ્વભાવ પ્રમાણે અમારી પરોણાગત માટે દોડદોડા કરી. અમારી વાતો ચાલી. લાલ તરબૂચ વગર તકરારે પેટમાં પહોંચવા લાગ્યાં. દરેકનો સંતુષ્ટ આત્મા સંગીત માગવા લાગ્યો. અમારી સાથે પંડિતજીની મથુરી હતી, અમૃતલાલ નાણાવટી હતા, સંગીત સાંભળી ડોલનારી શાખાઓ હતી, અને તમારા સંગીતની અમને પડી નથી એમ સક્રિય કહેનારાં પક્ષીઓ હતાં. સંગીતનો રાગ સરસ જામત; પણ મેં મથુરીને એવું એક ભજન ગાવાનું કહ્યું કે જે ગાવાની એની વૃત્તિ ન હોય. મેં મારી વૃત્તિ અંતર્મુખ કરી દીધી અને પછી તો ભગવાન સનાતન કાળનું અખંડ સંગીત સાંભળવા લાગ્યો. ધીમે ધીમે હૈયું ભરાય, ફુલાય અને ફાટે એવા એના આરોહ અવરોહ ચાલતા હતા. જાણે સાગરનો હરીફ. ઇતિહાસનો પરિચિત હું એ સંગીતમાં જૂના નવા રાજાઓનાં પરિચિત નામો સંભળાય છે કે શું તે તપાસવા લાગ્યો પણ કાળની તવારીખમાં આ રાજાઓ તો કોટચ્ચ હીટાયતે. જ્યાં માણસનો ઇતિહાસ જ ક્ષણલવ જેવડો ત્યાં આ રાજાની કારકિર્દી શી રીતે વ્યક્ત થાય? એ સંગીતમાં મોટે ભાગે ભૂસ્તરશાસ્ત્ર જ હતું. જ્વાળામુખી ફાટે, મોટા મોટા ખંડો જળસમાધિ લે, નદીઓ પોતાની દિશા ફેરવે, અને મોટાં મોટાં તળાવમાંથી ગરમ પાણીના ફુવારા ઊડે, એના જ રાગો મેં પ્રથમ સાંભળ્યા ત્યાર પછી કેવળ પોતાની સંખ્યાથી જ પ્રચંડ કામો કરી બતાવે એવા સૂક્ષ્મ કીડાઓ ઊતર્યા. એ કીડાઓનું એક મહારાજ્ય સમુદ્ર તળે પહોંચી, ચણતર શરૂ કરે અને સાગર એનો વિરોધ કરે. સાગર આંધળો અને આ સૂક્ષ્મ કીડા સંકલ્પવાન, એટલે વિજય તો એમનો જ થાય. હજારેક વરસની અંદર એક રૂપાળો ગોળ બેટ એમણે તૈયાર કર્યો.

પુરાણો કહે છે કે બ્રહ્મદેવની સૃષ્ટિ જોઈ વિશ્વામિત્રને અદેખાઈ થઈ અને એણે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરી. જ્યાં બ્રહ્મદેવે એક માથાનો માનવી બનાવ્યો, અને જ્યાં કવિઓએ દસ માથાનો રાવણ કલ્પ્યો, ત્યાં વિશ્વામિત્રે સેંકડો માથાનાં નાળિયેરનાં ઝાડો ઉગાડ્યાં. મને લાગે છે કે આપણા ગોળ બેટા ઉપર વિશ્વામિત્રે નાળિયેરનાં ઝાડ ઉગાડ્યા પછી જ બ્રહ્મદેવને માનવીને બનાવવાનું સૂઝ્યું હશે! પછી તો વાંદરાંઓ આવ્યાં. એમણે પૂછડા વતી સાંકળ બનાવી, નદીઓ ઓળંગવાની કળા કેળવી અને પોતાના વસવાટ વધાર્યા.

ચટાપટાવાળા વાઘ આવી કશી યુક્તિ જાણે નહિ. રાત્રે ઝાડ તળે ઊભા રહી પૂંછડી પટપટાવતા એણે એક ત્રાડ પાડી કે કેટલાંય વાંદરાંઓ ઝાડ પરથી ટપ ટપ પડી જાય અને વાઘની એક ઉજાણી પૂરી થાય. વાંદરાંઓએ આખરે શાખામૂળમાં સૂવાનું છોડી દીધું અને તેઓ પોતે પડી ન જાય એવા માળા બાંધતાં થયાં.

રાજાઓના ઇતિહાસ કરતાં જીવનની દૃષ્ટિએ આ બધી શોધખોળો કેટલી મહત્ત્વની! એક પછી એક ચિત્ર નજર આગળ આવી ઊભું થાય અને એનો હું ફોટો પડાવું તે પહેલાં જ અલોપ થાય. ઇતિહાસક્રમ એટલો તો જોરથી દોડતો હતો કે આંખે ચક્કર આવ્યાં. અને કેવળ કાન વડે જ ઐતિહ્ય રાગના આરોહ અવરોહ સંભળાવા લાગ્યા. નર્મદાની સંસ્કૃતિ હિંદુસ્તાનમાં સહુથી પ્રાચીન. એની વાત જ્યારે વડની વડવાઈઓમાં રમતા વાયુએ શરૂ કરી ત્યારે કાન જાણે મહાભારત સાંભળવા બેઠા હોય તેમ એકાગ્ર થઈ ગયા. કબીરવડનાં બાહ્યદર્શનો ભવ્ય છે જ પણ આ આંતરિક દર્શન અલૌકિક હતું.

અમે વડ તળે ફરવા લાગ્યા. એટલો બધો મોટો વિસ્તાર કે મનને થયું કે આ તો આકાશ જ નીચે ઊતરી આવ્યું છે અને તારાઓએ પાંદડાંનું રૂપ ધારણ કર્યું છે! જે પાંદડું ખરી પડે તે ઉલ્કાનું સ્મરણ કરાવે. એક કિનારે બેટમાં બેખડ હતી. એણે કહ્યું કે આ બાજુ કેટલો મોટો વિસ્તાર હતો, પણ નદીમાં રેલ આવી, બેટનો ખાસો સરખો હિસ્સો તણાઈ ગયો અને એની સાથે વટવૃક્ષની એક મહાશાખાનો વિસ્તાર પણ અલોપ થઈ ગયો આવે ભવ્ય ઠેકાણે જો મંદિર ન હોય તો હિંદુ જાતિની લાજ જાય મંદિર તો જોઈએ જ. પણ અહીંનું

મંદિર જોયા પછી ખાતરી થઈ કે મંદિર બાંધતાં છતાં લાજ રહી નથી. આટલું ભમરાળું અને અસંસ્કારી મંદિર આખા હિંદુસ્તાનમાં મેં બીજે જોયું નથી. કબીરવડના ઘડપણની દયા છૂટે તે કરતાં માણસની કલાભિરુચિના અણઘડપણની વિશેષ દયા છૂટી.

ત્યારે શું કાશીવાસી ભગવાન કબીર ખરેખર અહીં આવીને વિરાજ્યા હતા? કે એમના કોઈ નામેરીએ આ સ્થાન પસંદ કર્યું હતું? અને એમના વખતમાં આ ઝાડ કેવું દેખાતું હશે? આજે આ ઝાડની ભવ્યતા જોઈને પણ એને વિષે બીક અને આદર મનમાં પેદા થવાને બદલે ગમગીની અને દયા જ મનમાં ઊઠે છે, કેમ કે હિંદુધર્મની પેઠે આ વડની પણ દુર્દશા જ છે. અમુક રેલમાં બેટ સાથે આ વડનો પણ અમુક ભાગ તણાઈ ગયો. અમુક થડો અને શાખાઓ કોવાઈ ગયેલાં દેખાય છે મોગલ સામ્રાજ્યમાં ઈસ્ટ ઇંડિયા કંપની પોતાને માટે સ્થાન કરી લે તેમ, કેટલાંક ધીટ ઝાડો આની છાયા તળે પોતાનું માથું ઠીક ઠીક ઊંચું કરી શક્યાં છે. આ વટવૃક્ષ પુરાતન છે એ સંતોષ સાથે એ સનાતન રહેશે એવો વિશ્વાસ મનમાં નથી બેસતો. અંતે બધું જવાનું છે. આ કબીરવડ પણ થોડાક જમાનાનો જ મહેમાન છે એવો વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી. જીવશે બહુ બહુ તો હજારેક વરસ વધારે, એમ મનમાં થઈ આવે છે અને મન ગમગીન થાય છે. એની સાથે બીજો વિચાર મનમાં આવ્યો: હજાર વરસની મહેતલ પણ જેને સંતોષ આપતી નથી એ માનવી મન કઈ સનાતનતાનું પ્રતિનિધિ હશે?

આનો જવાબ આત્માની સુરતા સાધનાર કબીર જ આપી શકે. હું માનું છું, આજે જો કબીર સાહેબ અહીં પધારે તો ચિડાઈને કહેશે કે, 'મારે નામે બાંધેલું આ મંદિર અહીંથી ખસેડો. આ ઝાડની છાયા તળે મંદિર બાંધવા કરતાં આ વટવૃક્ષ જેની અંદર સહેજે સમાય એવું કુદરતી મંદિર જ આપણે માટે બસ છે. ચાર દિશા જેની દીવાલ છે, આકાશનો ચંદરવો જેનો ગુંબજ છે, ચંદ્રસૂર્ય જેના દીપક છે, અને જેના દરવાજા અને ગવાક્ષોની જ્યાં સીમા જ નથી, એવું વિરાટ મંદિર મોજૂદ હોવા છતાં, આ ઈંટ ચૂનો અને ભમરાળાં પતરાં અહીં ચણવાનું તમને ક્યાંથી સૂઝ્યું?"

'કબીરવડને છાજે એવું ઈંટચૂનાનું મંદિર અહીં બાંધવું અશક્ય નથી. ગંગાને કિનારે નવ લાખ રૂપિયા ખરચી સ્વામી વિવેકાનંદના ગુરુભાઈઓએ અને શિષ્યોએ શું ઓછું રૂપાળું મંદિર ચણ્યું છે? ભક્તિની ભવ્યતા હોય તો આજે પણ વિરક્ત કબીરને લલચાવે એવું મંદિર બાંધી શકાય છે.

રેતીનો લાંબો પટ ખૂંદ્યા પછી બીજી હોડીમાં બેસીને અમે સામે કાંઠે કેમ ગયા અને ત્યાં સાથે આવેલા બધા ભાઈઓની વિદાય કેમ લીધી એની વિગતમાં ઊતરવાનું આ સ્થાન નથી

૪

ગુજરાતથી પાછા ફર્યો અને થોડા જ દિવસોમાં ગાંધી સેવા સંઘના વાર્ષિક અધિવેશન માટે માલિકાન્દા જવાનું થયું. થોડાક વહેલા ઊપડીને અમે બે દિવસ કલકત્તામાં રહ્યા. કલકત્તાનાં જોવા લાયક સ્થળો અનેક વાર જોઈ આવ્યો છું. પણ ત્યાંનો બોટેનિકલ ગાર્ડન મેં જોયો ન હતો. ત્યાં પણ એક મોટો વડ છે એની મને ખબર હોત તો ક્યારનોય ત્યાં પહોંચ્યો હોત. આ ફેરે અમે ચિ. કાન્તિલાલ મહેતાને ત્યાં ઊતર્યા હતા. એણે મને કહ્યું કે, 'સાંજે આપણે બોટેનિકલ ગાર્ડનમાં જઈશું.' મને બગીચાઓ જોવાનું ગમે છે, પણ બોટેનિકલ ગાર્ડન જેવું અરસિક નામ સાંભળવાનું ગમતું નથી. મેં તરત એ બગીચાનું નામ પાડ્યું "વાનસ્પત્યમ્"; એને હું 'વનોદ્યાન' કહી શકત, 'પાદપવિહાર' પણ કહી શકત. અમે સંધ્યા સમયે વાનસ્પત્યમમાં પહોંચી ગયા. કલકત્તાનો આ બગીચો ખરેખર આ બ્રિટિશ રાજધાનીનું ઘરેણું છે. અડિયારના વડ કરતાં અહીંનું આ વટવૃક્ષ વધારે મોટું અને ભવ્ય છે. આની સંભાળ પણ ઠીક ઠીક લેવાઈ છે. આને જોઈને મન પ્રસન્ન થાય છે, પણ ભક્તિનો ઊભરો આવતો નથી. ઝાડની ચારે બાજુ મોટરનો રસ્તો છે એટલે હવે વધુ વિસ્તારને અવકાશ જ નથી. પાસેની ચાની હોટેલો કહે છે કે આ ઝાડ તળે તમે મોજ માણી શકો પણ ભક્તિ જેવો આત્માનો ખોરાક તમને અહીં ન મળે. નાના પાટિયા ઉપર અંગ્રેજીમાં આ વડના ઘડનો ઇતિહાસ પણ લખાયો હતો કે જમીન સુધી પહોંચેલી આની વડવાઈઓ આટલી છે, વચલું થડ અમુક ઠેકાણે હતું, ઝાડની ઉંમર અમુક વરસની કહેવાય. શોધખોળ કરવાની કશી જ જરૂર નથી, એક પાટિયું વાંચતાં આવડે કે બસ; એટલે કે, આ સગવડ હિંદુસ્તાનમાંના સો માણસદીઠ એક માણસ પૂરતી જ હતી. બ્રિટિશ રાજધાનીમાં એમ જ હોઈ શકે.

અહીં બેઠાં બેઠાં અડિયારના વડની અને કબીરવડની સ્મૃતિ તાજી થઈ. મદુરા પાસે તેમ જ ગુજરાતના ગાયકવાડી ભાદરણ પાસે આવાં જ પણ નાનાં બચ્ચાં જેવાં લાગતાં વડવાઈવાળાં વૃક્ષો જોયાં હતાં એમનું પણ સ્મરણ થયું.

અંદર જતાં અમે જોયું કે જ્યાં મૂળ થડ હતું ત્યાં એનું હવે નામનિશાન નથી. થડ કોવાઈ ગયું, શાખાઓ કાપી નાખવી પડી. નીચલી જમીન પણ સાફ કરવામાં આવી. એટલે જ્યાં મોટામાં મોટું થડ હોવું જોઈતું હતું ત્યાં જગા કોરી કાઢી છે અને ઉપર પાંદડાંનો વિસ્તાર ન હોવાથી ખુલ્લું આકાશ દેખાય છે, ચારેકોર વડવાઈઓ

અને એમનાં પાંદડાંનો વિસ્તાર અને વચમાં જ આ ખુલ્લો ભાગ જાણે ભગવાનની કોઈ સુંદર છબીની રાહ જુએ છે. આ વૃક્ષની વીંટી મૂળ વડની સ્મૃતિને જ અર્પણ કરવી જોઈએ.

વડ તળે ઊભાં ઊભાં નારિયેળના ડાબનું પાણી પીતો હતો એટલામાં મન લાખો વરસની યાત્રા કરી ગંગા નદીના બાળપણ તરફ પહોંચ્યું. ભૂસ્તરશાસ્ત્રીઓએ ગંગાને કિનારે ખોદાણ ચલાવી કાંપ કેટલો ઊંડો છે એ શોધી કાઢ્યું છે અને તે પરથી નક્કી કર્યું છે કે ગંગા નદીની ઉંમર લગભગ સાત લાખ વરસની છે. તે વખતથી અહીં દર સાલ રેલ આવતી હશે અને કાંપનાં પડ એક ઉપર બીજાં બાઝી જતાં હશે. એ રસાળ કાંપમાં કેટલાંય વટવૃક્ષો ઊગ્યાં હશે અને રેલમાં તણાઈ ગયાં હશે. એ વટવૃક્ષોનો આ કેટલામો વંશજ છે એ કોણ કહી શકે? આના ભાગ્યમાં હજી કેટલાં વરસ હવા ખાવી રહી છે એ પણ કોણ કહી શકે? આ બધો વડવાઈઓનો વિસ્તાર અંતે કોવાઈ જશે, કે પાણીમાં તણાઈ જશે, કે ભૂકંપથી જમીનમાં દટાઈ જશે, એના કોલસા થશે કે ફોસિલ, એ પણ કોણ કહી શકે.

લંકામાં અનુરાધાપુરમાં અશોકના જમાના જેટલું જૂનું એક બોધિ-વૃક્ષ છે. એ વૃક્ષ જેમ ઘરડું થતું જાય તેમ ત્યાંના લોકોએ એના મૂળમાં માટી નાખી, એને ઊંચું બનાવી, એને નવું યૌવન આપ્યું છે. આવી રીતે એ પીપળાને એક ઉપર એક એવા પાંચ પાર (ઓટલા) બાંધીને લંકાના લોકોએ એ અશ્વત્થને શાશ્વત જેવો બનાવ્યો છે. કહે છે કે એક વરસે આ બોધિવૃક્ષનાં પાંદડાં ખરી પડવા લાગ્યાં લોકોને થયું કે હવે આ વૃક્ષ નિર્વાણ પામશે. આખા સિલોનમાં હાહાકાર વર્ત્યો. દૂર દૂરથી લોકોએ દૂધના ઘડા ભરી આણી એના મૂળિયાનું સિંચન કર્યું અને એ વૃક્ષ અંતે ચ્યવન ઋષિની પેઠે ફરી જુવાન થયું.

ત્યારે આપણા આ વટવૃક્ષોનો કાયાકલ્પ કરનાર કોઈ ઇલાજ નથી? પટનાના અજાયબ-ઘરમાં સંથાલ પ્રદેશના લાખો વરસના જૂના એક ઝાડનું ફોસિલ રાખવામાં આવ્યું છે. એ જોઈને એક જાતનો ભાવ મનમાં પેદા થાય છે અનુરાધાપુરના પુરાણ બોધિવૃક્ષને જોઈ બીજો ભાવ મનમાં આવે છે. હા, એ બોધિવૃક્ષ પુરાણ જ છે: 'પુરા અપિ નવં પુરાણં'! એટલો પ્રાચીન છતાં એટલો તાજો અશ્વત્થ જોઈ મેં જે આનંદનાં રોમાંચ એની તળે અનુભવ્યાં તે પટનાના અજાયબ-ઘરના કે કલકત્તાના અજાયબ-ઘરના પ્રાચીન ફોસિલ જોઈ શી રીતે ઉત્પન્ન થાય? જીવન તે જીવન

અડિયાર, કબીરવડ અને કલકત્તાનું વાનસ્પત્યમ્ એ આ રીતે આપણાં ત્રણ તીર્થસ્થાનો છે, જોકે દરેકનું માહાત્મ્ય જુદું.

૧૫-૫-'૪૦ काका कालेलकर

## પ્રેમ અને ગુણ

કેટલાક કહે છે કે, "આપણે વ્યક્તિ પ્રત્યે મોહ ન રાખીએ, ગુણોની કદર કરીએ, ગુણોના ઉપાસક થઈએ. વ્યક્તિ પ્રત્યેનો પ્રેમ એ મોહ છે, બંધન-કર્તા છે." એ સિદ્ધાંત બરાબર ન સમજાયો હોય અથવા જીવનમાં આધ્યાત્મિકતા ખીલેલી ન હોય તો ભ્રમણામાં નાંખે એવો છે. ગુણોનો ઉપાસક નિષ્ઠા કેળવી શકે ખરો? એનામાં સ્થિરતા આવી શકે ખરી? ગુણોમાં તો રોજ એક કરતાં એક ચઢિયાતો માણસ મળી આવ્યા વિના રહે નહિ. જેમ રૂપમાં એકથી ચઢિયાતી બીજી સુંદર વ્યક્તિ જડી આવવાની છે તેમ ગુણોનું પણ છે. તેથી શું આપણે હરહંમેશ સૌથી વધારે ગુણી કોણ છે એની શોધમાં જ રહીશું અને તેની પાછળ જ દોડીશું? સંબંધ બંધાય ભલે ગુણોને લીધે, પણ બંધાયા પછી તે વ્યક્તિ પરત્વે જ રહેવો જોઈએ, અને તે આત્મિક સંબંધ હોવો જોઈએ. આત્મિક સંબંધ બંધાયા પછી નજીક આવવું કે દૂર જવું, કોમળ થવું કે કઠોર થવું, સેવાનો ઇનકાર કરવો કે સ્વીકાર, વગેરે બધું આત્મિક દૃષ્ટિએ જ નક્કી થવું જોઈએ. નહિ તો કોણ કોનો વિશ્વાસ રાખે અને કોણ નિર્ભય રહે? પડોશનો છોકરો વધારે રૂપાળો છે, વધારે હોશિયાર છે, અથવા વધારે પ્રેમાળ છે, તેથી તે પોતાની માને વધારે વહાલો થશે એવી બીક બાળકના મનમાં જો પેસી જાય તો એનું શું થશે! એવું થતું નથી એ જ પ્રેમસંબંધની આત્મિકતા, નિર્હેતુકતા અને નિત્યતા બતાવે છે. પ્રેમનું એ સ્વરૂપ સમજી એને વ્યાપક બનાવી શકાય એટલું બનાવો. પણ એના સ્વરૂપમાં ફેરફાર ન થવા દેજો. ગુણોની ઉપાસનાને નામે નિષ્ઠા-વ્યભિચાર દાખલ ન થવા દેતા.

काका कालेलकर

# ગાંધીજીની શિક્ષણ-યોજના

મારા એક પ્રોફેસર મિત્ર ગાંધીજી પર ખૂબ ખિજાયા છે. તેઓ મને કહેવા લાગ્યા કે, "ગાંધીજી પોતાની આદત છોડતા નથી. જે બાબતમાં તેમનો કંઈ અધિકાર નથી તેમાં નાહક માથું મારવાનો એમને ભારે શોખ છે. રાજનીતિમાં સત્ય અને અહિંસાનું રસાયણ મેળવીને તેની બધી મજા બગાડી નાખી. હવે પોતે શિક્ષણની ખાનાખરાબી કરવા તૈયાર થયા છે."

દેશના ઘણા શિક્ષણશાસ્ત્રીઓ ગાંધીજી પર એટલા માટે નારાજ થયા છે કે એમણે શિક્ષણના સુરક્ષિત ક્ષેત્ર પર પણ હુમલો કર્યો છે.

દુનિયાના લગભગ બધા જ શાસ્ત્રીઓ પોથી-પંડિત હોય છે. જેઓ વિશેષજ્ઞ હોય છે તેઓ તો જાણે જીવનને ફક્ત એક કબૂતરખાનું જ સમજે છે. તેમના મત પ્રમાણે, કોઈ કબૂતરે પોતાની બખોલ છોડીને બીજાના ખાનામાં ઝાંખવું પણ ન જોઈએ. ગાંધીજીનું એ સદ્ભાગ્ય છે કે એ શાસ્ત્રીયે નથી અને પંડિતેય નથી. હા, જો તેઓ શાસ્ત્રી હોય જ તો જીવનશાસ્ત્રના, પંડિત હોય તો જીવનની વિદ્યાના, અને કલાકાર પણ હોય તો જીવનની કલાના છે. આથી કબૂતરખાનાવાસી વિશેષજ્ઞો સાથે તેમને બહુ ઓછું ફાવે છે.

એક બીજી વસ્તુ છે. ગાંધીજી એક જબરદસ્ત સુધારક છે—ક્રાન્તિકારી સુધારક છે. દરેક સુધારકની એ વિશેષતા હોય છે કે, તે જે સમાજમાં પેદા થાય છે તે સમાજના કેટલાક પરંપરાગત અને પ્રચલિત વિચાર અને સંસ્થાઓનો તે તીવ્ર વિરોધ કરે છે. એ જ કારણે તે સુધારક કહેવાય છે. તેના જમાનાના પંડિત પ્રચલિત સિદ્ધાંતો અને સંસ્થાઓના પાલક હોય છે; તેથી તેઓ પ્રગતિવિરોધી હોય છે. પુરાણા શિક્ષણશાસ્ત્રીઓની ગાંધીજી સાથે જે ખેંચાખેંચી ચાલે છે તેનું રહસ્ય પણ આ જ છે.

હું કહી ગયો કે ગાંધીજી જીવનના શાસ્ત્રી છે. તો શિક્ષણ શું જીવનથી કોઈ નિરાળી વસ્તુ છે? શું તમારું શિક્ષણશાસ્ત્ર કોઈ એવી વિચિત્ર વસ્તુ છે, જેનો માણસનાં રહેણીકરણી, ખાનપાન, કામધંધો, કમાણી અને મનોવિનોદ સાથે કંઈ સંબંધ જ નથી? એમ હોય તો તમારું શિક્ષણ તમને જ મુબારક! અમને અમારા જીવનથી જ સંતોષ છે! પરંતુ સાચું જોતાં એ સ્થિતિ નથી. હર્બર્ટ સ્પેન્સર છે તો પુરાણો શિક્ષણશાસ્ત્રી, પણ શિક્ષણની જે વ્યાખ્યા તે આપી ગયો છે તે આજે પણ સાચી છે. એણે કહ્યું છે કે કેળવણીનો ઉદ્દેશ આપણને 'પૂર્ણ રીતે જીવતાં' શીખવવાનો છે. મતલબ કે, કેળવણી આપણા જીવનને સુંદર, સંપન્ન, સુખમય અને ઉપયોગી બનાવવા માટે છે. આપણા આખા રાષ્ટ્રના જીવનને સુંદર, આનંદમય અને કાર્યક્ષમ બનાવવાનું જેમણે બીડું ઝડપ્યું છે તે ગાંધીજી જો કેળવણીના વિષયમાં બોલવાને અધિકારી ન હોય તો બીજું કોણ હોઈ શકે? ગાંધીજીએ કદી એમ નથી કહ્યું કે હું એક શિક્ષણશાસ્ત્રીની પેઠે શિક્ષણ-શાસ્ત્રની દરેક વિગતમાં દોરવણી આપીશ. તેઓ તો એટલું જ કહે છે કે, રાષ્ટ્રની અત્યારની સ્થિતિમાં તેનું જીવન સુસંસ્કૃત અને સુખી બનાવવા માટે જે મૂળભૂત તત્ત્વોની આવશ્યકતા છે, તે તત્ત્વોને જ આપણે આપણી શિક્ષણપ્રણાલીનો પણ આધાર બનાવવો જોઈએ. એટલે આજની રાષ્ટ્રીય કેળવણી એ જ થઈ શકે જે આપણને આપણા રાષ્ટ્રના સ્વાવલંબી, સમર્થ અને કાર્યદક્ષ સેવક બનાવે.

જીવન અને કેળવણીનો સંબંધ અભેદ્ય છે. બલકે એમ કહો કે એ બંને અભિન્ન છે. જેમ નદીનું હોવું અને વહેવું એ બે જુદી ક્રિયાઓ નથી તેમ જ માણસનું જીવવું અને શીખવું એ બે ભિન્ન ક્રિયાઓ ન હોવી જોઈએ. આથી, જો માણસને જીવવામાં આનંદ આવતો હોય, જીવનને વિષે પ્રેમ હોય, જિંદગીમાં રુચિ હોય, તો તેને શિક્ષણમાં પણ મજા આવવી જોઈએ. "શિક્ષણ આનંદદાયક કેવી રીતે બનાવાય?" એ આધુનિક શિક્ષણશાસ્ત્રીઓની શોધ-ખોળનો વિષય બન્યો છે. "બાળકોને રમવામાં જેટલો આનંદ આવે છે તેટલો જ ભણવામાં કેવી રીતે આવે?" આ સમસ્યા તેઓને મૂંઝવી રહી છે. એક કારણ તો તેમને સમજાઈ ગયું છે. જ્યાં સુધી ભણવાનો અર્થ કેવળ લખવું વાંચવું જ છે ત્યાં સુધી —"લિખોગે પઢોગે હોગે ખરાબ, ખેલોગે કૂદોગે હોગે નવાબ"—આ જ બાળકોના જીવનનું સૂત્ર રહેશે;

શાળાને તેઓ કેદખાનું સમજશે. અને શાળામાંથી રજા મળતાં જ તેઓ વછેરાની પેઠે છલંગો મારવામાં જ આનંદ માનશે. એમના શિક્ષણનો સંબંધ એમના જીવન સાથે જેમ જેમ વધતો જશે તેમ તેમ તેમને ભણવામાં મજા આવશે. અને ત્યારે તેમને માટે ઘર, શાળા અને ક્રીડાંગણમાં કંઈ ફરક નહિ રહે. કેળવણીનું કાર્ય એ છે કે એ આપણને આનંદથી જીવતાં અને આનંદથી મરતાં શીખવે. આનંદથી જીવવા માટે આનંદથી અને બીજાના રસ્તામાં આડખીલી થયા સિવાય ગુજરાન ચલાવવું પણ જરૂરી છે. માણસાઈની ઓળખ એ જ છે કે, આપણે એવી રીતે જીવીએ કે આપણા જીવવાથી બીજાઓના જીવનમાં મદદ થાય, ઓછામાં ઓછું અડચણ તો ન જ થાય. 'જીવો અને જીવવા દો,' એ મનુષ્યતાનો અધૂરો આદર્શ છે. 'જીવો અને જિવાડો' એ એથી એક પગલું આગળ છે. 'જિવાડવા માટે જીવો' એ એનું પૂર્ણ પરિણત રૂપ છે.

જેવી રીતે આપણા જીવનનો વિકાસ અને પૂર્ણતા બીજાઓના જીવનને સમૃદ્ધ અને પ્રસાદમય બનાવવામાં છે, એવી જ રીતે આપણે આપણા નિર્વાહને માટે ઉદ્યોગ કરવામાં પણ સમાજહિતની ઉન્નતિ કરવાનો આપણો ઉદ્દેશ માનવો જોઈએ. મતલબ કે, આપણો ધંધો પણ એવો હોય કે જેથી આપણું પોતાનું ગુજરાન ચાલે અને સમાજની પણ ઉન્નતિ થાય. આથી આજીવિકાના સાધનને ઉપજીવન કહેવામાં આવ્યું છે. 'ઉપ' એટલે 'પાસેનું', 'નિકટવર્તી'. જીવનની સૌથી નિકટવર્તી વસ્તુ છે—ઉપજીવનનું સાધન. પ્રાચીન કાળમાં આપણે ત્યાં ધંધાને માટે બીજો એક અર્થ-પૂર્ણ શબ્દ હતો 'વૃત્તિ'. ગુજરાન ચલાવવાને માટે માણસ જે ધંધો કરે છે એનો રંગ એના હૃદય અને બુદ્ધિ પર પણ બેસી જાય છે. તેથી પ્રાચીન કાળના લોકો માણસના ધંધાને તેની વૃત્તિ કહેતા હતા. આ માન્યતાનો આધાર એક મોટો ગહન મનોવૈજ્ઞાનિક સિદ્ધાંત છે. માણસ આખો દિવસ જે કાર્ય કરે તે અનુસાર જ તે વિચાર કરે અને બીજાની સાથે વર્તે.

જીવન અને ઉપજીવનનો સંબંધ આટલો નિકટનો છે તો પછી શિક્ષણમાં ઉપજીવનનું સ્થાન મુખ્ય હોવું જોઈએ એમ કહેવું એ કંઈ મૂર્ખાઈ નથી.

ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે, "ઉદ્યોગ-ધંધા શીખવવામાં તો આજના શિક્ષણશાસ્ત્રીઓને ક્યાં વાંધો છે? પરંતુ ગાંધીજી ઉપજીવનને જ સર્વસ્વ બનાવવા માગે છે. ઉપજીવન પૂર્ણ જીવન તો નથી ને? ગાંધીજી તો એક અંશને જ પૂર્ણનું સ્થાન આપવા માગે છે. ટુકડો કંઈ એક અખિલ વસ્તુની બરાબર હોઈ શકે? શું પેટ જ સર્વસ્વ છે? હૃદય, બુદ્ધિ ને આત્માના વિકાસનું શિક્ષણમાં કંઈ સ્થાન જ નથી? આ જ કારણે તો અમે કહીએ છીએ કે ગાંધીજીનો મત તદ્દન અશાસ્ત્રીય છે."

અહીં પાછી એ જ એકાંગી વાત આવે છે. માણસના હાથ, હૃદય, મગજ અને આત્મા કંઈ એકબીજાથી અસંબદ્ધ ઘટક તો નથી. દરેકના વિકાસથી બીજાના વિકાસમાં મદદ થાય છે. બલ્કે એમ કહો કે આ બધાનો વિકાસ એકીસાથે અને પરસ્પર અવિરુદ્ધ પદ્ધતિથી થવો જોઈએ. શિક્ષણ-શાસ્ત્રની ખૂબી અને કુશળતા આમાં જ છે. ગાંધીજીની નવી શિક્ષણપદ્ધતિમાં હાથઉદ્યોગ અને પુસ્તકિયા ભણતરનો સમુચ્ચય નથી. કેમ કે એ સ્થિતિમાં તો વળી પાછું માનસિક વિકાસનું સાધન તો શબ્દ જ રહેશે.

શબ્દ જ જ્યાં સુધી શિક્ષણનું માધ્યમ છે ત્યાં સુધી માણસની સ્વયંપ્રજ્ઞાનો, હૃદયનો અને બુદ્ધિનો વાસ્તવિક વિકાસ ન થઈ શકે. આથી શિક્ષણનું માધ્યમ કૃતિ હોવું જોઈએ. એ કૃતિ પણ કેવળ ખેલ ન હોય. જો જીવન નર્યું વૈતરું જ નથી તો તે ફક્ત મજા પણ ન હોવું જોઈએ. જે લોકો શિક્ષણને કેવળ રમત બનાવી દેશે તે જીવનનો પણ ખેલ જ કરી મૂકશે.

જીવન મહાન, ગંભીર અને શ્રમમય છે. શ્રમ વગર રમતમાં પણ મજા આવતી નથી. નીરોગી જીવન અને નીરોગી ચિત્તનું એ લક્ષણ છે કે તેને શ્રમમાં આનંદ આવે. આથી કરીને વર્ધા શિક્ષણ યોજનામાં ઉત્પાદક શ્રમને, રાષ્ટ્રોપયોગી હાથઉદ્યોગને શિક્ષણનું માધ્યમ બનાવવાનો આગ્રહ છે. પાયાની કેળવણીનો આ જ પાયો છે. એમાં ઉદ્યોગ અને શાબ્દિક શિક્ષણનો કેવળ સમુચ્ચય નથી, બલ્કે ઉદ્યોગ દ્વારા હૃદય અને બુદ્ધિના વિકાસની યોજના છે. ઉપજીવન દ્વારા જીવનને સુસંસ્કૃત અને સંપન્ન બનાવવાનો અપૂર્વ પ્રયત્ન છે.

(હિન્દી પરથી) દાદા ધર્માધિકારી

# માણસની સ્વાભાવિક અહિંસાવૃત્તિ

૬

પણ આટલાથી કદાચ વાચકને સંતોષ નહિ થાય. એ કહેશે, 'ધારો કે સન્તોનાં વૃન્દો તૈયાર કરી શકાય તેટલા માટે લડાયક સિપાઈઓની સેના સજ્જ રાખવાનું તમે બંધ કર્યું; પણ તમારું આ અહિંસાનિષ્ઠ લશ્કર ઊભું થતા પહેલાં જ કોઈ શત્રુ દેશ ઉપર ચઢી આવે તો તે વખતે દેશનું શું થશે? તમે લોકો ઉપર અહિંસાના સંસ્કાર રેડ્યા કરવાના; તેથી સિપાઈને આવશ્યક ગુણ જે કઠોરતા તેનો વિકાસ નહિ થાય, એટલે તે વખતે અમારી તો ફજેતી જ થવાની ને?'

વિચાર કરતાં સહેજે સમજાશે કે આવો ડર રાખવાને કશું કારણ નથી. અહિંસાનું સંગઠન જેટલું પાકું હશે તેટલું, શસ્ત્રો અને સૈન્ય ઊભું કરવાની આવશ્યકતા આવી જ પડે, તો તે સહેલું થશે, મુશ્કેલ નહિ બને; કારણ પ્રજામાં ઐક્ય, સહકારિતા, પારકા માટે ઘસાઈ છૂટવાની વૃત્તિ, સ્વાવલંબન, વગેરે ગુણોના વિકાસ સાથે જ ઉપર કહ્યા મુજબ શૌર્ય એ ગુણ પણ શિસ્તની સાથે સ્થિર થયેલો હશે. આવી પ્રજા આગળ યુદ્ધ કર્તવ્યકર્મ તરીકે આવી પડે તો તેને તૈયાર થતાં વાર નહિ લાગે. સંતોનું લશ્કર તૈયાર થઈ શક્યું નહિ એનો અર્થ જ એ કે લોકોમાં મારકવૃત્તિ કંઈક અંશે પણ હજી રહેલી જ છે.

વળી સૂક્ષ્મ હિંસા — જીવનાભિલાષા — પ્રાણીમાંથી સદંતર નાશ કદી પણ પામવાની નથી. તેને નિયમનમાં રાખી શકાશે, તે વિકૃત થશે, પણ તેનો આત્યંતિક નાશ નહિ જ થાય. બીજું, સંસ્કૃતિ કરતાં વિકૃતિમાં એક ખાસ ક્ષમતા રહેલી છે; અને તે એ કે તેનો વેગ ગુણાકાર-પદ્ધતિથી વધે છે. ઉપર ચઢવા માટે ક્ષણે ક્ષણે મહેનત કરવી પડે છે, શક્તિ ખરચવી પડે છે. પણ નીચે પડવા માટે માત્ર એક ધક્કો બસ થાય છે. તે પછીની ક્રિયા આપોઆપ વધતે વેગે થાય છે. ઊલટું, તે વેગનું નિયમન કરવું આવશ્યક બને છે, એટલે વિકૃતિને પણ શિસ્તના બંધનની જરૂર પડે છે. તેથી અહિંસાથી સુસંગઠિત થયેલી પ્રજાની શિસ્ત જરાક ઢીલી કરવામાં આવે તો હિંસા આપોઆપ વધવાની જ. એટલે અહિંસાના સંસ્કારથી હિંસક શક્તિનો કદી પણ સદંતર નાશ થવાની ધાસ્તી રાખવાનું કારણ નથી.

સાચી વાત એ છે કે, પ્રાણીઓને જે વિષયનું જ્ઞાન સહેજે અનાયાસે મળે છે તેના મહત્ત્વ, તેવા પ્રાપ્ત કરેલા પ્રાવીણ્ય અથવા તેમાં સાધેલા વિકાસનો ખાસ વિચાર કર્યા વિના સહેજે તેમને ખ્યાલ આવતો નથી; પણ જેની પાછળ હેતુપૂર્વક ખૂબ મહેનત લીધેલી હોય છે, તેના મહત્ત્વનું તથા તેમાં સાધેલી પ્રગતિનું તેને હંમેશાં ભાન હોય છે. આપણે આપણી માતૃભાષા નાનપણથી શીખીએ છીએ. પડોશીઓ વગેરે બીજી ભાષા બોલનારા હોય તો તેમની ભાષા પણ આપણે બોલવા માંડીએ છીએ; પણ તેનું મહત્ત્વ અથવા તેમાં સાધેલી પ્રગતિનો અંદાજ સરખો પણ કરવાનું આપણને સૂઝતું નથી. પણ અંગ્રેજી ભાષા પાછળ આપણે ભારે મહેનત કરીએ છીએ અને તેથી તેનું મહત્ત્વ પણ આપણે મન ખૂબ હોય છે, તેમ જ તેમાં કરેલી પ્રગતિનું માપ આપણે વખતોવખત કાઢીએ છીએ.

અજાણતાં સાધેલી પ્રગતિ તથા મેળવેલા જ્ઞાનનું આપણને એટલું અજ્ઞાન હોય છે કે તેમાં બુદ્ધિપૂર્વક પ્રગતિ સાધવી જોઈએ એમ કહેનારા લોકોને કેટલીક વખત લોકોનો વિરોધ પણ સહન કરવો પડે છે. જેના બન્ને પગ સાજા છે તેને ચાલવું, દોડવું કે દાદર પર ચઢવું સ્વાભાવિક જ લાગે. આમાં કંઈ શીખવાનું છે એમ તેને કદી ન લાગે. તેથી જો કોઈ વ્યાયામવિશારદ આવીને કહે કે, ચાલવું, દોડવું તથા ચઢવું એ પણ એક કળા છે અને ખાસ મહેનત કરીને તે સાધ્ય કરવી જોઈએ, તો ઘણાને પ્રથમ તો તે હાસ્યાસ્પદ લાગે છે; પણ હાથ ઉપર ઊભા રહી ચાલવું, તરવું, ઘોડા ઉપર બેસવું, સાઇકલ ચલાવવી, ઇત્યાદિ શ્રમસાધ્ય કળાઓનું મહત્ત્વ તરત આપણે ગળે ઊતરે છે.

અહિંસા-હિંસાની વાત પણ આવી જ છે. દુનિયામાં અહિંસાની—બીજા માટે ઘસાવાની—એક બળવાન પ્રેરણા પ્રાણીમાત્રમાં સ્વાભાવિકપણે જ હોવાથી અપત્યોનું સંવર્ધન થાય છે, પ્રાણીઓ ટોળાંઓ બનાવીને રહી શકે છે, ઊધઈ, મધમાખ તથા કીડીથી માંડી મનુષ્યયોનિ સુધીનાં બધાં પ્રાણીઓ વ્યવસ્થિત સમાજરચના કરે છે, તેમ જ પોતપોતાની શક્તિ પ્રમાણે નાની મોટી રાજ્યરચના પણ કરે છે. એ બધામાં નિયમન, દંડ, સજા વગેરે હોતાં નથી એમ નહિ; પણ કોઈ પણ સમાજ એ બધાંને લીધે જ ચાલે છે એમ માનવું ભૂલભરેલું છે. આ સાધનો અપવાદ તરીકે જ વપરાય છે અને જેટલા પ્રમાણમાં અહિંસક સંગઠન બળવાન હોય તેટલા પ્રમાણમાં તેમનો ઉપયોગ ઓછો થાય છે.

આ ઉપાયોનો ઉપયોગ કરવાની જરૂર ઊભી થવી એ દવા અથવા ઇન્જેક્શન લેવાની જરૂરિયાતની જેમ વિકૃતિ પેદા થયાનું લક્ષણ છે. ક્યારેક તે વિકૃતિ ચેપી રોગની જેમ ફેલાય છે પણ ખરી. એવે વખતે આ ઉપાયોનો મોટા પ્રમાણ ઉપર વ્યવસ્થિતપણે ઉપયોગ પણ કરવો પડે છે; પણ અવારનવાર દેખા દેનાર વિકૃતિઓનો સામનો કરવા માટે મનુષ્યસમાજે ભારે શ્રમ ઉઠાવ્યો છે અને તેથી તેની એવી શ્રદ્ધા બંધાઈ છે કે વિકૃતિ ઉપર ઉપાયયોજના કરવી એ જ અધ્યાત્મ, એ જ

ધર્મ તથા એ જ વિજ્ઞાન. તે જ એકમાત્ર જીવનકળા છે. સમાજવ્યવસ્થામાં તથા રાજકારણમાં તે જ નીતિ છે. આમ દંડનીતિ, યુદ્ધકળા ઇત્યાદિનાં પ્રચંડ શાસ્ત્રો માણસોએ નિર્માણ કર્યાં છે.

માણસે ભારે જહેમત ઉઠાવી સેંકડો વર્ષના અનુભવને આધારે આ શાસ્ત્રો નિર્માણ કર્યાં છે એ વાત મને માન્ય છે; પણ સમાજના જે દોષો દૂર કરવા માટે આ ઉપાય-યોજના કરવી પડે છે તે દોષો હજી કેમ દૂર થતા નથી તેનો વિચાર કરવો ઘટે યુરોપમાંથી રક્તપિત્તનો રોગ સાવ નિર્મૂળ થયો છે; કહે છે કે બળિયાનો રોગ પણ લુપ્તપ્રાય થયો છે: તેથી જેથી કરીને તે વિકારો જતા રહ્યા તેમાં કોઈ અમુક જાતની ઉપાયયોજના જરૂર હતી એ હું કબૂલ કરું છું; પણ તેવી રીતે સ્વયોનિશત્રુત્વના રોગનું નિયમન ક્યાંય થયેલું દેખાતું નથી આમાં ક્યાંક પણ ભારે ભૂલ થાય છે એમ મને લાગે છે.

આ ભૂલ તે કઈ? સમાજજીવનનો જે મૂળ પાયો, જેના ઉપર આપણે હિંસક સંગઠનની રચના કરી છે, તે આપણો પાયો જ કાચો છે. ઉપર ઇમારત બાંધતા પહેલા તેની પાછળ જેટલી મહેનત લેવી જોઈતી હતી, જે પથ્થરોથી તે પૂરવો જોઈતો હતો, તેમ જ જે દ્રવ્યથી તે પથ્થર એક બીજાને જોડવા જોઈતા હતા, તે બધી સામગ્રી હલકી જાતની હતી, તેનું શાસ્ત્રીય સંશોધન યોગ્ય રીતે થયું ન હતું, તેને માટે પૂરતી મહેનત લેવામાં આવી ન હતી. તેનું પરિણામ એ આવ્યું કે, જેમ નાલંદા વિદ્યાપીઠની ઇમારતના ઉપલા ભાગમાં વિશાળ અને ભવ્ય દેખાતી રચના હોવા છતાં નીચેની જમીન જ કાચી હોવાને કારણે એક પછી એક કેટલીયે વાર ઇમારતો રચવા છતાં છેવટે તો તે બધી નકામી નીવડી અને તેમને મૂકી દેવી પડી, તેવી જ રીતે આપણી સમાજરચના અને સંસ્કૃતિ ઉપરથી સુશોભિત અને ભવ્ય દેખાય છે; પણ તે પૂર્ણતા તરફ પ્રગતિ કરવા લાગે છે એટલામાં પોતાના જ બારથી દબાઈને કડડભૂસ થઈને પડી જાય છે

તેથી આપણે સંસ્કૃતિના પાયા તરફ જ ધ્યાન આપવું જોઈએ અને તેનું જ શાસ્ત્ર પ્રથમ જાણી લેવું જોઈએ.

આ જો માન્ય હોય તો એટલું ચોક્કસ ફલિત થાય છે કે, સમાજરૂપ ઇમારતની સલામતી તેના હિંસક સંગઠન ઉપર નહિ પણ અહિંસક સંગઠન ઉપર આધાર રાખે છે જેમ દરકોઈ માણસ ચાલી શકે છે તથા દોડી શકે છે તોપણ ચાલવા-દોડવાનું એક ખાસ શાસ્ત્ર છે, તેમ પ્રાણીમાત્રમાં રહેલી અહિંસાવૃત્તિનું શાસ્ત્રીય ઢબે અનુશીલન થવું જોઈએ અને સમાજરચનામાં તેનું શાસ્ત્રીય રીતે સંગઠન થવું જોઈએ તેની ઉપર બાંધેલી ઇમારત સાદી હશે તોય તે ટકાઉ અને સુખપ્રદ હશે, ધીમે ધીમે તેને સુંદર પણ બનાવી શકાશે; પણ કાચા પાયા ઉપર ચણેલી ઇમારત દેખાવમાં ગમે તેવી સુંદર હશે તોય તે ટકાઉ નહિ હોય અને સુખપ્રદ પણ નહિ હોય.

ચશ્માં, જોડા, દાંત અને અપટુડેટ ફૅશનનાં કપડાં પહેરેલો લાંબા કાળથી માંદગી ભોગવતો યુવક રૂપાળો દેખાય છે એમ કહેવું તે જેમ વિરૂપ વસ્તુને જ સુંદર ગણવા સમાન છે, તેવી જ રીતે માણસે માણસનો સંહાર કરી ઊભી કરેલી સમાજરચનાને સંસ્કૃતિ નામથી ઓળખાવવી એ વિકૃતિને જ સંસ્કૃતિ કહેવા જેવું છે

હરકોઈ પ્રાણીમાં હિંસાવૃત્તિ પણ રહેલી છે જ જીવનાભિલાષાનું જ તે બીજું નામ છે. પણ તેનો ઉપાય હિંસાત્મક સંગઠન નહિ પણ અહિંસાત્મક સંગઠન જ છે યોગ્ય માર્ગે તથા યોગ્ય પ્રકારે પોતાનું જીવન ગાળવાની સગવડ મળતાં આ વૃત્તિને સંતોષ મળે છે. જ્યારે કોઈ વ્યક્તિમાં રોગની જેમ અથવા કોઈ સમાજમાં રોગચાળાની જેમ તે ફાટી નીકળે તો તે વખતે તેનું નિવારણ કરવું જોઈએ; પણ તેમ કરતાંય ઉપરઉપરથી કડક ઉપાય લેવા કરતાં વ્યક્તિ અથવા સમાજના પાયામાં ક્યાં નબળાઈ રહેલી છે તેની જ ધીરજથી શોધ કરવી જોઈએ.

૭

આપણામાં—ખાસ કરીને મહારાષ્ટ્રમાં—એક ભારે વહેમ પેઠો છે કે હિંસાવૃત્તિ અને શૌર્ય એક જ વસ્તુ છે અને હિંદુસ્તાનમાં અહિંસાધર્મ ઉપર વધારે પડતો ભાર મુકાયાથી દેશ આખો પરાધીન થયો.

હિંસા અને શૂરાતન બંને સાવ ભિન્ન વૃત્તિઓ છે એ હું ઉપર કહી ચૂક્યો છું. કોઈ પ્રાણી હિંસક હોવા છતાં ડરપોક હોઈ શકે છે, તેમ જ કોઈ અહિંસક હોવા છતાં શૂર હોઈ શકે છે; ઘણાખરા હિંસાના બનાવો સાથે ભયનો સંબંધ રહેલો જણાશે જ. અહિંસા સાથે જેમાં ચોખ્ખું સાહસ રહેલું છે એવું શૂરાતન કદાચ હંમેશ જોવામાં નહિ આવે; પણ તે નથી જ હોતું એમ ન કહેવાય. હિંસા, અહિંસા, સાહસ, શૂરાતન વગેરે વૃત્તિરૂપે પ્રાણીઓમાં સ્વાભાવિકપણે રહેલાં જ છે; પણ પરિશ્રમ-પૂર્વક અનુશીલન કરવાથી જ તે ગુણરૂપે પ્રકટ થઈ શકે છે.

એમાંથી શૂરાતન એ ગુણ આપણા દેશમાં બહુ વિરલ હતો અથવા થયો એમ કહી પણ પુરવાર કરી શકાશે નહિ કંઈ નહિ તો કેટલીક વિશિષ્ટ જાતિઓએ પરિશ્રમપૂર્વક તેનો વિકાસ હંમેશ સાધ્યો છે; પણ અહિંસા—ખાસ કરીને સામાજિક સંગઠિત અહિંસા—એ ગુણની હમેશ અછત રહેલી જણાશે. મહાભારતકાળનો, રજપૂતોનો, મોગલોનો, શીખોનો અથવા મહારાષ્ટ્રનો—ગમે તે ઇતિહાસ જુઓ, તેમાં અશ્વત્થામા–કર્ણ વિવાદ,

શલ્ય-કર્ણ વિવાદ, જયચંદ્રી ફૂટ, ઇત્યાદિની પરંપરા આજ સુધી એકધારી ચાલતી આવી છે એમ જણાશે. સેનાપતિ મરી જતાં સૈન્યમાં અવ્યવસ્થા, આપસમાં ઝઘડા અને અંતે પલાયન — કુરુક્ષેત્રના યુદ્ધથી માંડી ઠેઠ પાણીપતના યુદ્ધ સુધી એવો આપણો ઇતિહાસ છે એમાં વ્યક્તિશઃ સેનાપતિ અથવા સૈનિક શૂરાતનમાં ઓછા હતા એમ નથી જણાતું, સાહસ પણ તેમનામાં પૂરતું હતું; પણ પ્રેમ, શિસ્ત, કર્તવ્યબુદ્ધિનું ક્ષેત્ર વ્યાપક ન હતું, તેમનું સંગઠન ન હતું.

આગેવાનોમાં જ આ ગુણોની વિરલતા હોવાથી અનુયાયીઓમાં તો તે દેખાય જ શાના? બુદ્ધિભેદ અને વિખવાદ ઉપજાવનારી તર્કકુશળતા હમેશાં હાજર જ. બધાને એકત્ર લાવનારી બુદ્ધિ અને કર્મકુશળતાની હંમેશ ઊણપ. કારણ કે આપણી અંદર સામાન્યપણે અહિંસા એક અસંસ્કૃત અને મૂઢ વૃત્તિના રૂપમાં તથા કોઈ વ્યક્તિમાં વધારે વિકસિત રૂપમાં હોય તોપણ તેનું સામાજિક અનુશીલન કદી પણ થયેલું નથી 'अहिंसा परमो धर्मः', 'सत्यमेव जयते' ઇત્યાદિ ઘોષો ('સ્લોગન્સ') આપણા દેશમાં જ છે એમ આપણે અભિમાનપૂર્વક કહીએ છીએ. બ્રહ્મચર્ય, સંયમ, ઇન્દ્રિયનિગ્રહ, આત્માનાત્મવિવેક, ભૂતદયા, વૈરાગ્ય વગેરેનો આપણા સંતોએ સારી પેઠે ઉપદેશ કરેલો છે. એટલા ઉપરથી આપણી એવી માન્યતા થઈ બેઠી છે કે આપણા દેશની વ્યાપક સંસ્કૃતિ આધ્યાત્મિક છે. કેટલાકને તો એમ લાગે છે કે આપણે તે ગુણોને વધારે પડતા પોષ્યા છે.

પણ આ ઉપદેશ તરફ એક બીજી દૃષ્ટિથી પણ જોઈ શકાય. જે ગુણો સમાજમાં સારી પેઠે ફેલાયેલા હોય છે તેમનો વખતોવખત ઉપદેશ કરવાની વૃત્તિ સામાન્યપણે નથી થતી. જે ગુણો સમાજમાં પૂરતા પ્રમાણમાં નહિ દેખાતા હોય પણ જેમની આવશ્યકતા ઠીક ઠીક જણાતી હોય તે ઉપર ઉપદેશક ખાસ ભાર આપે એ સ્વાભાવિક છે. સંતોએ કેટલા ગુણોનો સતત ઉપદેશ કર્યો છે એનો અર્થ એ કે સમાજમાં એ ગુણો પૂરતા પ્રમાણમાં તેમને જણાયા નહિ હોય. આવો ઉપદેશ કરનારા સંતોએ વખતોવખત બીજી કેટલીક વસ્તુઓ પણ કહી છે. સંસાર સ્વાર્થથી ભરેલો છે, સગાવહાલા બધા પોતપોતાનો સ્વાર્થ જ જુએ છે, કોઈ કોઈનો નિઃસ્વાર્થ સંબંધી નથી, ઇત્યાદિ. જીવનમાં તેમને કેવા અનુભવો થતા, જેમનામાં પારમાર્થિક વૃત્તિ છે તેમને પોતાની વૃત્તિઓના વિકાસ માટે આપણા સમાજમાં કેટલી મુસીબતો વેઠવી પડતી, અને તેથી બધાનો ત્યાગ કરવો જોઈએ એ જ એક માત્ર માર્ગ છે એમ તેમને શા માટે લાગતું, તેનું આ એક સૂચક ચિહ્ન છે.

એથી ઊલટું, જે ગુણો આપણામાં ઉત્કટ સ્વરૂપમાં હતા, તેમને માટે આપણી ભાષામાં શબ્દો પણ ન હતા અને તત્સમાન વૃત્તિઓનો નિષેધ પણ સંતોએ કરેલો છે, એ વસ્તુ પણ વિચારવા જેવી છે. દાખલા તરીકે, સ્વદેશભક્તિ, સ્વદેશાભિમાન જેવા શબ્દો પ્રાચીન સાહિત્યમાં મળતા નથી. વર્ણાભિમાન, જાત્યભિમાન, ઇત્યાદિનો સંતોએ જોરથી નિષેધ કર્યો છે; કારણ ભૂમિપ્રેમ વિનાનો માણસ આપણા દેશમાં ભાગ્યે જ કદી જોવામાં આવે. પોતાનું ખેતર, પોતાનું ગામડું, પોતાનો પ્રાન્ત છોડવાની વૃત્તિ આપણામાં સહેજે ઉત્પન્ન થતી નથી. આ બધું છોડવું પડે તો આપણને ભારે વેદના થાય છે.

પોતાના ખેતર ઉપરનો કાયદાસરનો હક નષ્ટ થયો હોય તોપણ આપણે ત્યાંનો ખેડૂત તેનો કબજો પોતાની પાસે રાખવા ખાતર પોતાનો પ્રાણ આપશે અને બીજાનો લેશે પણ ખરો; એટલો જબરદસ્ત ભૂમિપ્રેમ એનામાં હોય છે. આપણા વર્ણાભિમાન તથા જાત્યભિમાન તો જાણીતાં છે જ. સ્મૃતિકારોએ તેનું એટલું પ્રબળ શાસ્ત્ર બનાવી રાખ્યું છે કે બુદ્ધ અને મહાવીરથી માંડીને આજ સુધીના એકેએક સંતે તેનો નિષેધ કર્યા છતાં તેનું પ્રાબલ્ય આપણા સમાજમાંથી જતું નથી.

બુદ્ધથી માંડીને ગાંધીજી સુધી જે મહાન ધર્મપ્રવર્તકો આપણા દેશમાં થયા છે તે બધાએ સાધારણ જનતા માટે પાંચ નિયમ કહ્યા છે: ચોરી કરવી નહિ, વ્યભિચાર કરવો નહિ, દારૂ પીવો નહિ, માંસ ખાવું નહિ, ખોટું બોલવું નહિ. આ પાંચમાંથી માંસનો નિષેધ કરવાની તો આજે હિંમત પણ ચાલતી નથી; કોઈયે સાંભળશે નહિ એમ લાગે છે. પણ ૨૫૦૦ વર્ષ વીત્યાં તોપણ આ પાંચ સાદાસીધા નિયમોનો જ આપણને સતત ઉપદેશ કરવો પડે છે. તે ઉપરથી આપણી સર્વસાધારણ સંસ્કૃતિ કઈ જાતની છે તેની કલ્પના જ કરવી ઘટે.

તાત્પર્યમાં કહેવાનું એ કે, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, વગેરે વિષયો બાબત આપણે ત્યાં ઠીક ઠીક સાહિત્ય તથા ઉપદેશ થયાં છે એટલા ઉપરથી તદ્ગુણસંપન્ન સંસ્કૃતિ એ આપણી પ્રજાની પ્રકૃતિ છે એમ માનવામાં ભૂલ થશે. બહુ તો એટલું કહી શકાય કે, અમારી પ્રકૃતિને તે તે ગુણોથી સંસ્કૃત કરવાના પ્રયત્નો સેંકડો વર્ષોથી થતા આવ્યા છે. આ કાર્યમાં અનેક મહાન પુરુષોએ પોતાની જિંદગી અર્પણ કર્યાં છતાં આપણી કોઈ ખાસ પ્રગતિ થઈ છે એમ કહી શકાય તેમ નથી; કારણ, તેમના કાર્યમાં વિકૃતિગ્રસ્ત લોકોએ ઘણા મોટા અન્તરાયો ઊભા કરેલા છે. છતાં, અહિંસાપ્રેરિત માણસો તે પ્રયત્ન છોડી શકે નહિ.

૮

જર્મની અથવા જાપાન ચઢી આવે તો તમે કયા અહિંસાત્મક ઉપાય યોજશો તે આજે જ કહો એમ કોઈ

કહે તો તેનો એ પ્રશ્ન અપ્રસ્તુત છે. આજે આપણી આગળ જે પ્રશ્ન છે તે અંગ્રેજો તથા આપણી વચ્ચે જે પારતંત્ર્યનું બંધન છે તે કેવી રીતે તૂટે તથા આપણે પૂર્ણપણે સ્વતંત્ર કેમ થઈએ એ છે. તે માટે એકેય વ્યવહાર્ય હિંસાત્મક ઉપાય જડતો નથી એમ હિંસાવાદીઓને પણ લાગે છે. આપણી અહિંસા શુદ્ધ ન હોય તોય શબલ અને સ્થૂલ અહિંસા વડે પણ આપણને તે દિશામાં થોડો ઘણો યશ મળ્યો છે, એ પણ તેમને કબૂલ કરવું પડ્યું છે. તેથી ડાહ્યા માણસે અહિંસા-હિંસાની શુષ્ક ચર્ચા કરવા કરતાં તે અહિંસાને તેનો સેનાપતિ કહે છે તે માર્ગે શુદ્ધ અને સંગઠિત કરવાની શરૂઆત કરી દેવી એમાં જ વ્યાવહારિક ચાતુર્ય રહેલું છે.

જો આપણને સ્વાતંત્ર્ય જોઈતું હોય તો આખો દેશ એક થવો જોઈએ; જાતીય, ધાર્મિક, પ્રાન્તીય, વાર્ણિક દ્વેષ નષ્ટ થવા જોઈએ; જનતાનો આન્તરિક વ્યવહાર ન્યાય અને નીતિને અનુસરીને થવો જોઈએ; બળવાનોએ નિર્બળોનું શોષણ બંધ કરી તેમને માટે ઘસાવું જોઈએ; બધાને પેટભર રોટલો, શરીરભર કપડું, તથા આરામભર મકાન મળી શકે એવી વ્યવસ્થા નિર્માણ કરવા બધા સુજ્ઞોએ એકમત થવું જોઈએ. આ બધું સાધવા માટે વ્યક્તિગત અને સમાજવ્યાપી અહિંસાની—પારકા માટે આનંદથી, કર્તવ્યબુદ્ધિથી, પ્રેમથી ઘસાવાની—જરૂર છે, હિંસાની કે દ્વેષની જરૂર નથી; નિઃસ્વાર્થપણું પોષવાની જરૂર છે, નહિ કે સ્વાર્થવૃત્તિ; સર્વવ્યાપી મમતાની જરૂર છે, નાના નાના વાડામાં ગોંધાયેલા અહંમમત્વની નથી.

આવી ક્રાન્તિ જો આપણે આપણા સંસ્કારોમાં તથા જીવનમાં કરી શકીએ—અને તે અહિંસાના અનુશીલનથી જ શક્ય છે—તો જર્મની અથવા જપાનના આક્રમણ સામે ટકવા જોઈતી અહિંસક યોજના કેવી હોવી જોઈએ તે એની મેળે આપણને સૂઝશે. તે વિના આજે ગમે તેટલું માથું ખંજવાળીએ તોય તે સૂઝવાની નથી. જે કંઈ સૂચવીશું તે એક બાલિશ કલ્પના જ થશે; કારણ, તે સૂચવવા માટે જે પૂર્વ પરિસ્થિતિ આવશ્યક છે તે જ હજી નિર્માણ થઈ નથી. આજે વાયરલેસથી એક ક્ષણમાં એક શબ્દ આખા જગતમાં મોકલાવી શકાય છે: હવે ધારો કે કોઈ એવો પ્રશ્ન પૂછે કે શબ્દની જેમ એક મારક કિરણ પણ બધે મોકલાતું થાય તો તેનાથી પોતાનું રક્ષણ કરવા શો ઉપાય કરવો, તો ડાહ્યો વૈજ્ઞાનિક એટલું જ કહેશે કે એવું યંત્ર તૈયાર તો થવા દો, પછી મને વિચાર સૂઝશે.

આજે હિંસક સાધનો દ્વારા આપણે આપણું રક્ષણ કરીએ છીએ. પણ તે માટે આપણી પાસે સૈન્ય કેટલું છે, કઈ જાતની કેટલી બંદૂકો, વિમાનો, ઝેરી ગૅસના ગોળાઓ, બુરખા ('માસ્ક') વગેરે સાધનો છે, કયે ઠેકાણે તે રાખેલાં છે, તે સારી હાલતમાં છે કે નહિ, તેની ચર્ચા કે તપાસ આપણે કરીએ છીએ ખરા? સર-સેનાપતિ (કમાન્ડર-ઇન-ચીફ)ને તે બાબત કેટલી માહિતી પૂછીએ છીએ? આપણે માની લઈએ છીએ કે તેઓ યુદ્ધકલાના વિશ્વસનીય તજ્જ્ઞ છે, તેઓ યોગ્ય લાગે તે બધું કરશે અને એમ માની, યુદ્ધ ચાલુ છે એવે વખતે પણ, નિરાંતે ઊંઘીએ છીએ.

એવી જ રીતે જો અહિંસાની દિશામાં આપણી એક વિશિષ્ટ સાધના થાય તો તેના પણ થોડાઘણા તજ્જ્ઞો નિર્માણ થશે જ ને? અહિંસાધર્મમાં પ્રાવીણ્ય મેળવેલો તથા અહિંસાથી પ્રજાનું રક્ષણ કરવાનો આત્મવિશ્વાસ રાખનારો જે શૂર પુરુષ આપણા દેશમાં હોય તેને આપણે યુદ્ધમંત્રી નીમીશું અને તેની સૂચનાઓ મુજબ વર્તીશું. ટૂંકમાં, જર્મનીના સામના માટે કઈ જાતની અહિંસાત્મક યોજના ઘડવી જોઈએ એ મહત્ત્વનો પ્રશ્ન નથી, પણ આપણા રોજિંદા જીવનના નાના મોટા ઝઘડાનો અહિંસાથી કેવી રીતે અંત આણવો એ પ્રશ્ન છે. બે વ્યક્તિ વચ્ચે યુદ્ધ કરવાનું શાસ્ત્ર જડે તો દસ, સો કે લાખ માણસો વચ્ચે તે કરવાનું શાસ્ત્ર પણ નિર્માણ થઈ શકે. એ જ ન્યાય અહિંસાને પણ લાગુ છે.

હવે 'ગાંધી વિચાર દોહન'માંથી (પાન ૧૦૧) અહિંસાના પ્રકરણમાંથી બે ફકરા ઉતારીને આ લાંબો લેખ પૂરો કરીશું.

"અહિંસામાં તીવ્ર કાર્યસાધકશક્તિ રહેલી છે. એમાં રહેલી અમોઘ શક્તિનું હજુ પૂર્ણ સંશોધન થયું નથી. 'અહિંસાની નિકટમાં સર્વ ઊરવેર મરી જાય છે' એ સૂત્ર પોથીમાંનું રીંગણું નથી, પણ ઋષિનું અનુભવવાક્ય છે. એ શક્તિનો સંપૂર્ણ વિકાસ, અને સર્વ કાર્યો અને પ્રસંગો માટે એના પ્રયોગનો માર્ગ હજુ સ્પષ્ટ થયો નથી. હિંસાના માર્ગોનું ખેડાણ કરવાને માણસે જેટલો દીર્ઘ ઉદ્યોગ કર્યો છે, અને તેનું ઘણે અંશે શાસ્ત્ર બનાવી મૂકવામાં સફળતા મેળવી છે, તેટલો જો અહિંસાની શક્તિના ખેડાણ માટે કરે, તો માણસ જાતિનાં દુઃખોના નિવારણ માટે એક અમૂલ્ય, કદી વ્યર્થ ન જનારું, અને પરિણામે ઉભય પક્ષનું કલ્યાણ કરનારું એ સાધન છે એમ સિદ્ધ થાય.

"જે શ્રદ્ધા અને ઉદ્યોગથી વિજ્ઞાનશાસ્ત્રી કુદરતની શક્તિઓની શોધ કરે છે, અને તેના નિયમોને વિવિધ રીતે વ્યવહારમાં ઉતારવા પ્રયત્ન કરે છે, તેવી જ શ્રદ્ધા અને ઉદ્યોગથી અહિંસાશક્તિની શોધ કરવાની, અને તેના નિયમોને વ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન કરવાની આવશ્યકતા છે."

(મરાઠી 'પુરુષાર્થ'માંથી)

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના બંધારણમાં ફેરફાર

૧

ગૂ૦વ૦સો૦ના બંધારણ તથા ધારાધોરણમાં ફેરફાર વિચારવાને માટે ખાસ બોલાવેલી સામાન્ય સભા તા. ૨૮–૪–'૪૦ને રોજ મળી; અને એટલું જ કરીને તે બરખાસ્ત થઈ કે, સૂચિત ફેરફારો અંગ્રેજીને બદલે ગૂજરાતીમાં સૌ સભ્યોને પહોંચાડાય અને ત્યાર બાદ નવેસર સભા બોલાવાય. રોજિંદાં તથા સાપ્તાહિક છાપાંમાં આ સભાને વિષેના હેવાલો આવી ગયા છે, એટલે અહીં તેની વિગતોમાં ઊતરવાની જરૂર નથી. પરંતુ સોસાયટીની ખાસ સભા બંધારણ વિચારવા જેવા મહત્ત્વના કામને માટે મળે અને તેનો વિચાર કરવાના પ્રારંભમાં આપણી સ્વભાષાનું આવું સન્માન કરીને ઊઠી જાય, એ કદાચ કોઈને નાનું લાગવા સંભવ છે; કોઈ કદાચ એમ પણ માની લે કે, સભાએ કશું જ ન કર્યું. તેથી હું અહીં નોંધું છું કે, કઈ ભાવનાથી સોસાયટીના સભ્યો હવે પછી વિચારવાના ફેરફારો કરવા ઇચ્છે છે, એનું આ નાનકડી લાગતી બીના એક અચૂક નિશાનરૂપ મનાવી જોઈએ. ફેરફારો વિચારવાને મળેલી એ સભાએ તે વિચારવાની ભૂમિકા ઠીક ઠીક સાફ કરી છે એમ મારું માનવું છે. એ ભૂમિકા અથવા ભાવના તે આપણી સ્વભાષાનું સ્વમાન સાચવવું અને તેનું ગૌરવ વધારવું એ છે. છેલ્લાં ૨૦–૨૫ વર્ષથી આપણો દેશ જે રીતે આગળ વધે છે, તેમાંથી ફૂટેલું એક ઝરણું એ છે. અને મને લાગે છે કે, ગૂ૦વ૦સો૦ના બંધારણાદિમાં સૂચવાતા ફેરફારો એ કસોટીએ નણાવા ઘટે.

એક બીજી વસ્તુ પણ શરૂમાં કહી દેવા જેવી છે; અને તે ઉપલી ખાસ સભાની હાજરી જોતાં સૂઝે છે. આવી મહત્ત્વની સભામાં માંડ ૫૦ સભ્યો હાજર હતા. ગૂ૦વ૦સો૦ની વ્યવસ્થાપક સમિતિએ પ્રબંધ કરીને લગભગ ૨॥–૩ સો જેટલાં અવેજનામાં મેળવ્યાં હતાં. ફેરફારો વિચારવાને માટે આ અવેજનામાં તો નકામાં જ ગણાય, કારણ કે તેઓ તો નિર્જીવ છે; કોક હાજર સભ્યની પાછળ પાછળ એમને તો જવાનું સરજ્યું છે. એટલે, ફેરફારો પર સંગીન વિચાર કરવાને માટે તો પેલા ૫૦ સભ્યો જ કાર્યકર હાજરી ગણાય. આવા મહત્ત્વના કામને માટે આટલી હાજરી 'નજીવી' કહેવાય. સોસાયટીના સભ્યોએ આનાથી વધારે રસ લેવો જોઈએ. પરંતુ એમને પણ દોષ ન દઈ શકાય; તેઓ બધા અમદાવાદના રહીશ નથી અને બહારથી ભાડું ખરચી સભામાં આવવા જેવી અગત્ય સૌને કદાચ એકસરખી ન પણ લાગતી હોય.

ત્યારે શું કરવું ઘટે ? એક વસ્તુ તો બંધારણથી જ મુશ્કેલી વધારે છે. બંધારણમાં ફેરફાર કરવાને માટે કાનૂની નિયમ છે કે, અમુક બહુમતીથી તે થવો જોઈએ; અને તેને ફરી ખાસ સભામાં મળીને હાજર સભ્યોએ મંજૂર રાખવો પડે. જો સભ્યો જાતે હાજર ન રહે કે પોતાનું અવેજનામું કોઈને ન આપે, તો મૂળમાં જ મુશ્કેલી એ આવે કે, જરૂરી સંખ્યા જ ન મળવાથી ફેરફારનું કામ વિચારવા છતાં ઊકલી ન શકે. તા. ૨૮–૪–'૪૦ની સભામાં પ્રમુખે આ જ મુશ્કેલી બતાવી હતી. આ મુશ્કેલી, કાયદામાં ખરેખર કેવી જાતનું બંધન છે તે વિચારવાથી, કદાચ ઊકલી જાય. શું સંસ્થાના કુલ સભ્યોના કૈંની બહુમતી જરૂરની છે કે હાજરી અને આવેલાં અવેજનામાંના કુલના કૈંની ? આ વિષે કાયદો શું કહે છે તે નક્કી થવું જોઈએ.

હવે હાજરીની ઊણપ વિચારની આપલેમાં પણ ઊણપ આણે છે અને અવેજમતપદ્ધતિથી કેટલુંક અવિચારપણું આવી જાય છે, એ મુશ્કેલી શી રીતે ટળે તે જોઈએ. એનો એક ઉપાય તો એ છે કે, સંસ્થાના સભ્યોએ અને સાહિત્યપ્રેમી તથા વિદ્યાપ્રેમી જનતાએ બંધારણના આ ફેરફારોની જાહેરમાં ચર્ચા કરવી ઘટે. તેઓ એ રીતે પોતાની અસર પાડી શકે. અને આવી ચર્ચા છાપાંમાં શરૂ થઈ છે એ આવકારદાયી છે: એ વિશેષ વધવું જોઈએ.

સુધારા સૂચવાયા છે તે શા ઇરાદે, એમની પૂર્વપીઠિકા શી છે, એનું સત્તાવાર કશું સ્પષ્ટીકરણ કે નિવેદન આજ જનતા સામે નથી, એ એક આ ચર્ચામાં સાચી અડચણ છે ખરી. તેથી કરીને અત્યારે થતી ચર્ચામાં એ વિષે ગેરસમજથી કામ ચાલતું હોય એ સંભવે છે. પણ એ માટે દોષપાત્ર તો આ ફકરાની શરૂમાં કહેલો પેલો અડચણરૂપ અભાવ જ લાગે છે.

સભ્યો જાતે હાજર ન રહી શકે તો પોતાનું અવેજનામું જ મોકલી શકે એવી બંધારણમાં સવડ છે. ઉપરના કશા સ્પષ્ટીકરણ વગર સભ્યો પોતાનો મત બાંધી ન શકે, અથવા બાંધે તો તે કદાચ સત્તાવાર સમજ વગર. એટલે જો એમણે સભાના કામમાં ભાગ લેવો હોય તો જાતે જ હાજર થવું જોઈએ અથવા જાહેરમાં યા સંસ્થાના મંત્રી જોડે પત્ર દ્વારા પોતાનું મંતવ્ય કહેવું જોઈએ. પરંતુ આ મંતવ્યને સભામાં કશું કાયદેસર વજૂદ ન મળી શકે, કેમ કે કાયદેસર તો તે માત્ર અવેજનામું જ મોકલી શકે અને તે જેને આપે તે એનો ઉપયોગ પોતાની મુનસફીથી કરી શકે છે. આથી કરીને અવેજ-મત-પદ્ધતિ વિષે જ વિરોધ કરવા જેવું લાગે છે. પરંતુ તે પદ્ધતિ ૧૮૬૦ના કાયદા પ્રમાણે હોવાથી તેને વિષે તો કાંઈ કરી ન શકાય. છતાં કાયદાનો અક્ષરાર્થ સાચવીને એક રસ્તો દેખાય છે અને તે રસ્તો સંસ્થાની વ્યવસ્થાપક સમિતિએ ગઈ સભા વેળા એક બાબતમાં અજમાવ્યો પણ હતો. તેને વધારી શકાય, જોકે તોપણ મુશ્કેલી સાવ નાબૂદ તો નથી થતી.

તે રસ્તો નીચે પ્રમાણેનો હતો: ગઈ સભા માટે અવેજનામાં મંગાવવામાં આવ્યાં તે વખતે ગૂ૦વ૦ સો૦નાં મંત્રીએ એમ સૂચવેલું કે, અવેજનામું મોકલનારાઓ સંસ્થાના નામના ફેરફાર બાબત પોતાની સંમતિ કે વિરોધ જણાવશે, તો અવેજનામું મેળવનાર તે પ્રમાણે એમનો અવેજમત વાપરશે. આમ જો એક બાબતમાં પૂછી શકાય તો બીજી બધી બાબતોમાં પણ પૂછી શકાય. તે પૂછવા અગાઉ, ફેરફારોની ચર્ચા અને તેને માટે આવશ્યક સત્તાવાર નિવેદન જો સભ્યોને અને જનતાને મળી જાય, તો અવેજનામું મોકલનાર પોતાની સંમતિ કે વિરોધ મોકલી જણાવે. તેની સામે ચોકસ ઠરાવો હોય તે પરથી તે પોતાનો મત જણાવી શકે. આમાં પણ પૂરેપૂરી સરળતા તો નથી, કેમ કે મૂળ ઠરાવો પર સુધારા આવે ત્યારે શું થાય? તે વખતે અવેજનામાનો ઉપયોગ શી રીતે કરવો? કારણ કે સુધારા અને તેની ચર્ચા તો પ્રત્યક્ષ હાજર હોય તે જ જાણે; સભા વખતે જ સુધારા તો આવે. આમ બધી રીતે જોતાં લાગે છે કે, જે સંસ્થાનું કાર્ય વિચારવિનિમય કરી, મતપરિવર્તન કરી, સારાસારના ઠરાવ પર આવવાનું હોય, ત્યાં આગળ વેપારી હિતાહિતનો જ વિચાર કરી ચાલનારી અવેજમતપદ્ધતિની જાડી રીત અયોગ્ય અને નકામી છે; તેથી જ તે નડે છે. છતાં તે છોડી પણ નથી શકાતી, કેમ કે તેને ૧૮૬૦ના કાનૂનથી અમુક જગાએ તો સ્થાન છે જ.

ફેરફારની વિગતોમાં ઊતરવા અગાઉ, ફેરફાર કરવાના કામના મંડાણમાં જ રહેલી કેટલીક મુશ્કેલીઓની આ વેળા ચર્ચા કરું છું. ફેરફારોની વિગતમાં હવે પછી. દરમિયાન સંસ્થાના સભ્યોને તથા જનતાને વિનંતી કરું છું કે, તેઓ ઉપરની સૂચનાઓ ઉપર પોતાના વિચારો લખે યા જાહેરમાં ચર્ચે.

તા. ૧૫-૬-'૪૦ મગનભાઈ દેસાઈ

## જીવનતત્ત્વો

(છાંદોગ્ય ઉપનિષદ્‌માંથી)

पुरुषस्य वाग् रसः।

વાણી એ માણસના વ્યક્તિત્વનો નિચોડ છે. વાણીમાં માણસ પોતાનું સર્વસ્વ રેડી શકે છે.

नाना तु विद्या च अविद्या च।

જ્ઞાન અને અજ્ઞાન પરસ્પર ભિન્ન છે. બન્નેની ગતિ પરસ્પર વિરોધી છે. બેનો મેળ ન ખાય.

यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्यवत्तरं भवति।

માણસ જે કામ સમજીને કરે છે, શ્રદ્ધાપૂર્વક કરે છે, અને રહસ્ય સુધી પહોંચી તે કરે છે, તેમાં જ વધારે બળ આવે છે. તે જ અધિક અસરકારક થાય છે.

मनः पाप्मना विद्धम्। तस्मात्तेन उभयं संकल्पयते संकल्पनीयं च असंकल्पनीयं च। पाप्मना हि एतद् विद्धम्।

મન પાપથી વીંધાયેલું હોય છે તેથી જ યોગ્ય અયોગ્ય બન્ને જાતના સંકલ્પ એના મનમાં આવે છે. કેમ કે એમાં પાપનો વેધ છે.

काका कालेलकर

# હજરત ઉમર

ઇસ્લામના બીજા ખલીફ હજરત ઉમર ઈ. સ. ૫૮૨માં જન્મ્યા હતા. ને ૫૨ વરસની ઉંમરે એટલે ઈ. સ. ૬૩૪ની સાલમાં અબુબક્ર પછી ગાદીએ આવ્યા. મુસલમાન થયા પહેલાં એ ઇસ્લામના કટ્ટા શત્રુ હતા. જે કોઈ મુસલમાન થાય એના પર, ઇસ્લામનો ત્યાગ કરાવવા, એ ભારે જુલમ કરતા; પણ જુલમથી તો ઇસ્લામીઓ ઇસ્લામને ઊલટા બેવડા જોરથી વળગી રહેતા. આથી એક વખત એમને એવો વિચાર આવ્યો કે, 'આમ ઇસ્લામ સ્વીકારનારાઓ પર જુલમ ગુજારવાથી ક્યારે પાર આવશે? ખુદ પેગંબરને જ પૂરા કરવા દે ને! મૂળ પર ઘા કરીશ એટલે ડાળ-પાંદડાં એની મેળે ખરી જશે.'

એટલે એક દહાડો હજરત મહંમદનું ખૂન કરવાનો નિશ્ચય કરીને એ એમની શોધમાં નીકળી પડ્યા. ત્યાં રસ્તામાં એક જણ મળ્યો તેણે કહ્યું, 'ભલા માણસ, તારા ઘરમાં જ હોળી સળગી છે તે ઓલવ ને! તારાં બહેનબનેવી મુસલમાન થયાં છે તેમને તો તારાથી કાંઈ થતું નથી!'

આથી એ તરત બહેનના ઘર તરફ વળ્યા. ત્યાં પહોંચ્યા ત્યારે બહેન કુરાને શરીફનો પાઠ કરતી હતી. ત્યાં પહોંચતાંવેંત એણે બહેનબનેવી બંનેને ઇસ્લામ સ્વીકારવા માટે કંઈ કંઈ કહી નાંખ્યું; ને એથી સંતોષ ન થયો એટલે બનેવી પર તૂટી પડ્યા. બહેન તેમાં વચ્ચે પડી, એથી એને વાગ્યું ને એ લોહીલુહાણ થઈ ગઈ. એ જોઈને, તથા બહેને જે જુસ્સાથી ઇસ્લામ વિષેની પોતાની શ્રદ્ધા પોકારીને, ગમે તે ભોગે, એને વળગી રહેવાનો નિશ્ચય બતાવ્યો એની એમના પર ભારે અસર થઈ. ને એ બોલ્યા, 'ઠીક, તું શું વાંચતી હતી? વાંચ જોઉં.'

જ્યાંથી અધૂરો મૂક્યો હતો ત્યાંથી બહેને પાઠ આગળ શરૂ કર્યો. એના શબ્દેશબ્દ એમના મનમાં સોંસરા પડ્યા. એ ત્યાંથી ચાલ્યા ને સીધા પેગંબર સાહેબ પાસે જઈને મુસલમાન થયા. આમ પેગંબર સાહેબની વર્ષોની પ્રાર્થના ફળી.

ઇસ્લામમાં એમના આગમન પછી મુસલમાનોમાં નવું જોર ને નવી હિંમત આવ્યાં. અત્યાર સુધી ખાનગીમાં પઢાતી નિમાઝ હવેથી કાબામાં જઈને મુસલમાનો જાહેરમાં પઢવા લાગ્યા.

હજરત ઉમરના ખલીફ તરીકેના શાસનમાં ઇસ્લામનો અને આરબ સામ્રાજ્યનો ખૂબ વિસ્તાર થયો. રોમનોને હરાવીને પાછા પાડવામાં આવ્યા; ને ઈરાન, પૅલેસ્ટાઈન, સીરિયા, અને મિસર છતી લઈને ત્યાં સર્વત્ર ઇસ્લામનો ઝંડો ફરકાવવામાં આવ્યો.

અબુબક્રની જેમ એમની રહેણીકરણીમાં સાદગીનો પાર નહોતો. એ નાના હતા, ને મક્કાની ચોગરદમ દસ દસ માઈલ સુધી ઊંટ ચારતા ફરતા હતા, તે વખતની ને એઓ ખલીફ થયા તે વખતની રહેણી-કરણીમાં ભાગ્યે જ કાંઈ પણ ફરક હતો. એ સાદો ખોરાક ખાતા ને થીંગડાંવાળાં કપડાં પહેરતા. એક દહાડો, પહેરવાનાં વસ્ત્ર ધોવાતાં હોવાથી કલાકો સુધી એ કોઈને મુલાકાત પણ આપી શક્યા નહોતા.

ખલીફ થયા છતાં તેઓ વર્ષે એક હજાર રૂપિયા જેટલો, અર્થાત્ ઇસ્લામની પહેલી, કિંવા બદ્રની લડાઈમાં ભાગ લેનાર સૌને મળતો એટલો જ પગાર લેતા. અને છતાં વધતા જતા સામ્રાજ્યમાં રાજ્યના જવાબદાર નોકરોને ઊંચો પગાર નહિ અપાય તો દગાફટકા ને લાંચરુશવત વધી જશે એવું માનતા હોઈને, તેઓ માટે પાંચ પાંચ હજાર રૂપિયા સુધીનો મોટો પગાર મંજૂર કરવા જેટલી દૂરદૃષ્ટિ રાખતા, ને એ પ્રમાણે એમને મોટા મોટા પગારો આપતા.

એમનો ન્યાય શુદ્ધ અને કડક હતો. સગાંસાગવાંને બનતા લગી રાજ્યની નોકરીઓમાંથી એ બાકાત જ રાખતા. એમ છતાં, જ્યાં કોઈને રાખતા ત્યાં તેમની તરફ તલમાત્ર કોમળતા દાખવતા નહિ; ઊલટું બીજાઓને મુકાબલે જરા કઠોરતા જ બતાવતા. અબ્દુલ્લા નામના પોતાના પુત્ર કરતાં ઉસમા બિન ઝૈદ નામક સેનાપતિને જ્યારે વધારે પગાર આપવામાં આવ્યો ત્યારે પુત્રે વાંધો ઉઠાવ્યો કે, 'હું કોઈ પણ રણક્ષેત્ર પર ક્યારેય ઉસમા કરતાં પાછો પડ્યો છું? શા માટે મને ઓછો પગાર?' જવાબમાં એમણે એટલું જ કહ્યું કે, 'એના વાદ ન કરીશ એ તો પાક પેગંબરને પણ વધુ પ્રિય હતો.' બીજો એક પ્રસંગ

છે. મદીનામાં લડાઈની લૂંટનું ધન આવી પહોંચ્યું ને એમની પુત્રી હજરત હફસાએ કહ્યું, 'મને ભાગ આપો'; ત્યારે એમણે એને એમ કહીને પાછી કાઢેલી કે, 'તારો ભાગ મારી અંગત મિલકતમાં હોય, લડાઈની લૂંટમાં નહિ.'

એક વાર એમનાં પત્ની ઉમ્મર કુલ્સુમે રાજ્યના નોકર મારફત રોમની મહારાણીને કેટલીક અત્તરની બાટલીઓ ભેટ મોકલેલી. જવાબમાં મહારાણીએ તેમાં ઝવેરાત ભરી મોકલ્યાં. આ વાતની ખબર પડતાં, એમણે એ અંગત ભેટો પણ રાજ્યની તિજોરીમાં આપી દેવાની એમને ફરજ પાડેલી.

અબુ શાહમા નામના પોતાના પુત્રને, દારૂબંધીનો ભંગ કરી દારૂ પીવાના ગુના માટે, જાહેરમાં ૮૦ ફટકાની સજા એમણે પોતે કરેલી. ને એ પુત્ર પરિણામે મરણ પામેલો.

નાનો મોટો કોઈ પણ અમલદાર એમના કડક ન્યાયશાસનમાંથી છટકી શકતો નહિ. નાનો સરખો પણ અપરાધ કર્યો એટલે શિક્ષા અચૂક થઈ જ સમજો. ખાલિદ નામે રાજ્યના એક મોટામાં મોટા ને ઈરાન સમેત અનેક દેશો પર ભારે ભારે ફતેહો મેળવનાર સેનાપતિ વિષે એવી વાત આવી કે, રાજ્યની નોકરીમાં એણે ધનદોલતના એવા ગંજ કર્યા છે કે એક કવિને પ્રશંસાનું કવિત કહેવા બદલ દસ હજાર દિરહમનું તો એણે ઇનામ આપ્યું છે! વળી એણે પાણીમાં દારૂ મિલાવીને સ્નાન કર્યું એવો પણ આરોપ થયો. પકડ-હુકમ નીકળતાં તરત બાંધીરૂંધીને એને એમની હજૂરમાં રજૂ કરવામાં આવ્યો. ઊલટ-તપાસમાં ખાલિદે ફરીથી દારૂવાળા પાણીમાં નહિ નાહવાનું વચન આપ્યું. પણ એકત્ર કરેલ ધનદોલત માટે એ કોઈ સંતોષકારક જવાબ ન આપી શક્યો. આથી એની મિલકતનો હિસાબ કરાવી તેમાંથી વીસ હજાર દિરહમ રાજ્યની તિજોરીમાં ભરી દેવા હુકમ આપ્યો એટલું જ નહિ, એને હોદ્દા પરથી ઉઠાડી મૂકી ઢંઢેરો પિટાવ્યો કે, 'લોક બધા વિજયોના જશ ખુદાને બદલે ખાલિદને આપે છે તેથી હું તેને પદભ્રષ્ટ કરું છું.' આટલી બધી કડકાઈ છતાં વહીવટી કુશળતા ને રુઆબ એમનો એટલો બધો હતો કે કોઈથી ચેં કે ચૂં થઈ શકતું નહિ.

હજરત દુશ્મનો પ્રત્યે તેમ જ ગુનેગારો પ્રત્યે કઠોર હતા એવા જ ગરીબગુરબાં ને નિર્દોષ પ્રજાજનો પ્રત્યે રહેમદિલ ને જાતે ઘસાઈને મદદ કરનારા હતા. એક રાત્રે નગરચર્યા કરતાં એમણે અનેક રોતાં બાળકોથી વીંટળાયેલી એક બાઈને જોઈ. તપાસ કરતાં જણાયું કે બાળકો દિવસો થયાં ભૂખ્યાં છે. તરત હજરત મદીને પાછા ફર્યા ને હજૂરિયાના આગ્રહને નકારીને પોતાની પીઠ પર નાખીને લવાય એટલું ખાવાનું લઈ આવ્યા, ને એ છોકરાંને પારણાં કરાવી બાઈને નિશ્ચિંત કરી. બીજી એક વાર એક તંબૂમાં એક બાઈને સુવાવડના દુઃખે કણસતી સાંભળી એઓ તરત ઘેર ગયા ને પોતાની પત્નીને એની સેવાચાકરી કરવા લઈ આવ્યા.

ઈ. સ. ૬૩૯માં જ્યારે સીરિયા ને ઈરાનમાં ભારે દુકાળ પડ્યો ત્યારે એમણે દૂધ અને માખણને વર્જ્યાં હતાં, ને બનતી બધી રીતે દુકાળિયા પ્રદેશમાં ખોરાક પહોંચાડ્યો હતો. આ દુકાળ દરમિયાન એમનો એક દીકરો કાકડી ખાતો હતો ત્યારે એ એને ખૂબ વઢેલા કે, 'ચોપાસ જ્યારે માનવી ખોરાક વિના તરફડે છે ત્યારે તને આ શોખ કરવાનું સૂઝે છે?'

રાજ્યના કાઝીઓની નિષ્પક્ષપાતતાની ખાતરી કરવા કેટલીક વાર તેઓ જાતે ફરિયાદી થતા. એક વખત એવું બન્યું કે એમની પાસે સાક્ષી તરીકે સોગન લેવરાવવાના આવ્યા ત્યારે કાઝીએ કહ્યું કે ખલીફ પાસે સોગન લેવડાવવાની જરૂર નથી! આ પક્ષપાતથી એ એટલા બધા નારાજ થયા કે એ કાઝીની નોકરી ગઈ.

એમના રાજ્યમાં અનેક દેશ જિતાયા; પણ એ જમાનાની રીત પ્રમાણે જિતાયેલા દેશોને લૂંટીને ઘસડી લવાતી અઢળક દોલતમાં રાજ્યની પડતીનું મૂળ રહેલું છે એ એમને જ પ્રથમ સૂઝેલું. આ વિષયમાં એમની લાગણીઓ એટલી તીવ્ર થઈ ગઈ હતી કે, ઈરાન જિતાયા પછી, રાજભાગ પાડવા માટે, લૂંટાયેલી દોલતના ગંજના ગંજ જ્યારે મદીનામાં આવી પડ્યા ત્યારે એ રડી પડેલા. કોકે પૂછ્યું કે, 'આ પ્રસંગે હર્ષને બદલે આંસુ કેમ?' ત્યારે એ બોલેલા કે, 'આ અઢળક દોલત ભવિષ્યમાં ઇસ્લામની પડતી કરશે.'

આરબ સામ્રાજ્યની બિનમુસલમાન પ્રજા પ્રત્યેનું એમનું વર્તન ખાસ ધ્યાન ખેંચે એવું છે. જબરદસ્તીથી મુસલમાન કરવા કરાવવાના આરબ ઝનૂન પર એમણે અંકુશો મૂક્યા હતા. પ્રજા પોતાનો ધર્મ પાળી શકતી, ને રાજ્ય એમનાં ધર્મમંદિરો ને પવિત્ર સ્થળો ને ધર્માદા મિલકતોની પવિત્રતા મંજૂર રાખતું. બિનમુસલમાન પ્રજાજનોની જમીનો મુસલમાનોથી ન ખરીદી લઈ શકાય એવો પણ એમણે હુકમ કર્યો હતો.

નવાઈની વાત તો એ છે કે, આવા ન્યાયપરાયણ, દયાળુ ને પાક ખલીફનું, એક ગુલામને હાથે જ ને તે પણ નિમાઝ પઢતા જતાં જ, ઈ. સ. ૬૪૪માં ખૂન થયું. ખૂનીનું કહેવું એમ હતું કે, મારા શેઠ મારી પાસે ગજા ઉપરવટ કામ કરાવે છે એવી મારી ફરિયાદ બાબત ખલીફે બરાબર ન્યાય નહોતો આપ્યો.

ચૂનીલાલ બારોટ

# શિખવાડનાર અને શીખનાર

[નોંધ: પાઠ આપનાર ગુરુ કેવા હોય, પાઠ લેનાર શિષ્ય કેવા હોય, અને કેવી રીતે પાઠની આપ-લે થવી જોઈએ — એ બાબત નિર્યુક્તિકાર ભદ્રબાહુ આચાર્ય પોતાની આવશ્યક નિર્યુક્તિમાં કેટલાંક ઉદાહરણોનો ઉલ્લેખ કરે છે. તે તો તે ઉદાહરણોનાં નામોની યાદી જ આપીને અટકી જાય છે. તે ઉપરથી એમ જણાય છે કે, તે ઉદાહરણો જૈન પરંપરામાં ઘણા વખત પહેલાથી ચાલ્યાં આવતાં હોવાં જોઈએ. એક મત પ્રમાણે, નિર્યુક્તિકાર ભદ્રબાહુ ભગવાન મહાવીર પછી ૧૭૦ વર્ષે સ્વર્ગવાસી થનાર ભદ્રબાહુ આચાર્ય છે. અર્થાત્ તે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં થઈ ગયા ગણાય. એ ઉદાહરણોનું વસ્તુ અને રહસ્ય રોચક થઈ પડશે એમ માની તેમને અહીં ઉતાર્યાં છે.]

गोणी चन्दणकंथा चेडीओ सावए बहिर गोहे ।
टंकणओ ववहारो पडिवक्खे आयरिय-सीसे ॥

અર્થાત્ ગુરુ-શિષ્યની યોગ્યતા-અયોગ્યતાની બાબતમાં ગાય, ચંદનકંથા, બે સખી, શ્રાવક, બહેરો અને ટંકણક વ્યવહાર — એ ૭ ઉદાહરણો છે.

**પ્રથમ: ગાયનું ઉદાહરણ**

એક માણસની સર્વાંગસુંદર ગાય વિષમ પ્રદેશ ઉપર ચડી જતાં ગબડી પડીને અફળાવાથી તેના પગ ભાગી ગયા. તે જ્યાં પડી ત્યાંથી તેને ઊભી કરવાનું મુશ્કેલ બની ગયું, ત્યારે તે ગાયના ધૂર્ત માલિકે ત્યાં ને ત્યાં તે અવસ્થામાં જ તેને વેચી નાખવાનો વિચાર કર્યો; અને એક બાઘો ખરીદનાર તેને તરત મળી પણ ગયો. તેણે તે ગાયની હૃષ્ટ-પુષ્ટતા જોઈને રોકડે પૈસે તેને ખરીદી લીધી. પેલો પૈસા લઈ તરત રવાના થઈ ગયો. બાદમાં એ બાઘો પેલી ગાયને પોતાને ઘેર લઈ જવા ઉઠાડવા ગયો, ત્યારે તો ગાયના પગ ભાગી ગયેલા જોયા. એટલે તેણે પણ તે બેઠેલી ગાયને જ વેચી દેવાનો પ્રયત્ન શરૂ કર્યો. પરંતુ ચતુર ખરીદવા આવનાર તેને ઊભી કરી તેના આંચળ વગેરે જોવા દેવાની માગણી કરતા. ત્યારે તે કહેતો કે, 'મેં બેઠેલી જ ખરીદી છે, માટે બેઠેલી જ વેચીશ. લેવી હોય તો લો, નહિ તો ચાલ્યા જાઓ.' આથી દાળમાં કાંઈક કાળું કલ્પી, તે બધા તેની હાંસી કરતા ગાય ખરીદ્યા વિના જ ચાલ્યા જતા.

તે પ્રમાણે જ્યારે વિદ્યાર્થી શંકા પૂછે ત્યારે શિક્ષક જો એમ કહે કે, 'હું શંકા કર્યા વિના જેવું શીખ્યો છું તેવું જ તમને શિખવાડીશ; શીખવું હોય તો શીખો, નહીં તો ચાલ્યા જાઓ;' તો તે અયોગ્ય શિક્ષક કહેવાય. એવા શિક્ષક પાસે કદી પાઠ લેવો નહીં. કારણ, તે સંશયાદિનું નિવારણ કરી વિદ્યાર્થીનું સમાધાન કરી શકતો નથી.

તે જ પ્રમાણે, પેલા બાઘા માણસની પેઠે જે શિષ્ય ગુરુએ આપેલા પાઠને વિચાર્યા-તપાસ્યા વિના જ ગ્રહણ કરે છે, તે પણ અયોગ્ય છે.

**બીજું: ચંદનકંથાનું ઉદાહરણ**

શ્રીકૃષ્ણ પાસે એક એવી ચંદનભેરી હતી કે તેનો અવાજ સાંભળનારને ૭ મહિના પહેલાં થયેલા રોગ મટી જતા, અને પછી ૭ મહિના સુધી ફરીથી નવા થતા નહીં. શ્રીકૃષ્ણ પોતાના પ્રજાજનોની સુખાકારી નિમિત્તે તે ભેરી દર ૭–૭ મહિને વગાડાવતા. એક વખત દૂર દેશાવરથી ભેરીનો પ્રભાવ

સાંભળીને એક વેપારી દ્વારિકા તરફ આવવા નીકળ્યો. તે દાહજ્વરથી પીડાતો હતો. રસ્તામાં વિલંબ થવાથી ભેરી વાગવાને દિવસે તે દ્વારિકા પહોંચી શક્યો નહીં. તેથી તેણે તે ભેરીના રક્ષકને ભારે લાંચ આપીને કહ્યું કે, 'તું આ ભેરીમાંથી થોડો ટુકડો કાપી આપ, જેથી નિર્જન સ્થળમાં જઈને હું તે ટુકડાનો અવાજ સાંભળીને રોગમુક્ત થઈશ.' પેલાએ દસ લાખ સોના-મહોરો લઈને એક ટુકડો કાપી આપ્યો અને મૂળ ભેરીમાં તેટલો બનાવટી ભાગ ચોટાડી દીધો. એમ બીજી વખત બીજા કોઈને પણ મૂળ ભેરીનો ટુકડો કાપી આપ્યો. તેમ કરતાં કરતાં અંતે આખી ભેરી બનાવટી ટુકડાઓ ચોટાડેલી જ બની ગઈ. પછી જ્યારે કોઈ વખત કોઈ વ્યાધિના ઉપદ્રવ વખતે કૃષ્ણે તે ભેરી વગાડાવી, ત્યારે તેની કશી અસર ન જણાઈ. આથી તેમણે તપાસ કરીને બધી વાત પકડી પાડી, અને ભેરીરક્ષકને દેહાંતદંડ દીધો.

તે પ્રમાણે જે વિદ્યાર્થી અથવા શિક્ષક ભણી ગયેલ પાઠનો અર્થ ભૂલી જવાથી અથવા પોતાના મિથ્યાભિમાનથી તેમાં અનુચિત ઉમેરા–વધારા કરે, તે પણ પાઠ શીખવા કે શીખવવા યોગ્ય નથી. તેવું કૃત્રિમ જ્ઞાન કશી અસર ઉપજાવી શકતું નથી.

**ત્રીજું: બે સખીઓનું ઉદાહરણ**

વસંતપુર નગરના રાજાએ જૂના નગરશેઠને પદભ્રષ્ટ કરી, તેને સ્થાને નવો નગરશેઠ સ્થાપ્યો. જૂના નગરશેઠની પુત્રીને નવા નગરશેઠની પુત્રી સાથે સહીપણાં હતાં. પરંતુ પોતાના પિતાનું સ્થાન તેના પિતાએ પડાવી લીધા બાદ તેના મનમાં કાંઈક ઝેર વ્યાપ્યું. એક વખત બંને સખીઓ જળાશયમાં નાહવા પડી હતી. નાહી રહ્યા બાદ જૂના શેઠની દીકરીએ નવા શેઠની દીકરીનાં મહામૂલ્ય આભરણો ઝટ ઝટ પોતાને શરીરે પહેરી લીધાં. પેલીએ પાછાં માગ્યાં ત્યારે કહ્યું કે, 'એ તો મારાં છે.' ફરિયાદ રાજદરબારમાં ગઈ. ન્યાયાધિકારીએ પરીક્ષા કરવા જૂના શેઠની દીકરીને કહ્યું કે, આ તારાં આભરણ હોય તો તું અમારા દેખતાં ઝટ તારા શરીરે પહેરી બતાવ. તેણે તે આભરણો પહેરવાનો પોતાનો રોજનો અભ્યાસ સાબિત કરવા, ઝટ ઝટ પહેરવા માંડ્યાં. તો ભૂલથી અન્ય સ્થાનનું આભરણ અન્ય સ્થાને પહેરી દીધું. પછી ન્યાયાધીશે નવા શેઠની પુત્રીને તે આભરણો ઝટ પહેરી બતાવવા કહ્યું. તેણે તો રોજના અભ્યાસથી જ્યાંનું આભરણ ત્યાં જ ધારણ કર્યું; અને તેને બંધબેસતું હોવાથી શોભવા પણ લાગ્યું. આ પરથી ન્યાયાધીશે જૂના શેઠની પુત્રીને અપરાધી ઠરાવી.

તે પ્રમાણે જે શિક્ષક અર્થને અયોગ્ય સ્થાને યોજે, તે સાચો શિક્ષક નથી. શિષ્ય પણ યથાર્થ કહેલા અર્થને વિપરીતપણે યોજે તો તે પણ અયોગ્ય છે. જે ગુરુ-શિષ્ય અર્થને યોગ્ય સ્થાને યોજે છે, તેઓ જ કલ્યાણનું ભાજન થાય છે.

**ચોથું: શ્રાવકનું ઉદાહરણ**

પરસ્ત્રીગમન ન કરવાનું વ્રત ધારણ કરનાર એક શ્રાવકને એક દિવસ પોતાની સ્ત્રીની સ્વરૂપવતી સખી જોઈને અત્યંત મોહ થયો. એ મોહ કાયમ રહેશે તો તેના વ્રતને બાધક નીવડશે એમ વિચારી, તે શ્રાવકની ચતુર સ્ત્રીએ તે શ્રાવકને કહ્યું કે, 'મારી સખી મારે આધીન છે. તેને કાલે તમારા શયનગૃહમાં લાવી આપીશ. પણ કુલીન સ્ત્રી હોવાથી, આવ્યા બાદ તે ઓરડાનો દીવો તે ઓલવી નાખશે.' પછી બીજે દિવસે પોતે જ પોતાની સખીનાં વસ્ત્રાભૂષણ પહેરીને પતિના શયનગૃહમાં દીવો ઓલવીને ગઈ. શ્રાવકની કામના તૃપ્ત થઈ. પણ પછી પોતાના વ્રત-ભંગ માટે તેને અતિશય ખેદ થવા લાગ્યો. ત્યારે તેની સ્ત્રીએ સાચી વસ્તુ જણાવી તેને શાંત કર્યો.

ચિરકાળથી પરિચિત એવી પોતાની સ્ત્રીને મોહથી મૂઢ થયેલો તે શ્રાવક ન પિછાની શક્યો. તેમ જે શિષ્ય પહેલાં વારંવાર શીખવેલ અર્થને સંભારી ન શકે, તે શિષ્ય શિષ્યપણાને યોગ્ય નથી, તો તેનું ગુરુપણું તો દૂર જ રહ્યું.

**પાંચમું: બહેરા ગામડિયાનું ઉદાહરણ**

એક ગામમાં ડોસો, ડોસી, તેમનો પુત્ર અને તેની સ્ત્રી એ ચારનું કુટુંબ રહેતું હતું. પરંતુ તે ચારે બહેરાં હતાં. એક વખત પેલો પુત્ર ખેતરમાં હળ ફેરવતો હતો, ત્યારે કોઈ મુસાફરોએ તેને રસ્તો પૂછ્યો. ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'આ મારા બળદ છે, બીજા કોઈના માગી આણેલા નથી.' પછી તેની વહુ ઘેરથી ભાથું લઈને આવી, ત્યારે તેણે ખાતાં ખાતાં તેને કહ્યું કે, 'અહીંથી કેટલાક મુસાફરો ગયા, તેમણે આ બળદોને બહુ વખાણ્યા.

તેમની ધારણા બળદ લઈ જવાની હતી.' તે સાંભળી તેની ઓએ કહ્યું કે, 'શાક ખારું હોય કે મોળું; હું કંઈ ન જાણું. એ તો તમારી માએ રાંધ્યું છે.' ત્યાંથી તે ખાલી વાસણ લઈને ઘેર ગઈ; અને રેંટિયો કાંતતી સાસુને કહેવા લાગી કે, 'આજ તમારા પુત્ર કહેતા હતા કે, શાક ખારું થયું છે.' તે સાંભળી ડોસી ગુસ્સે થઈને બોલી કે, 'સૂતર જાડું નીકળતું હોય કે ઝીણું; ડોસાને તો તેનું કપડું થશે.' થોડી વાર પછી ડોસો બહાર તલની ચોકી કરતો હતો તે ઘરમાં આવ્યો. તેને જોઈને ડોસીએ કહ્યું કે, 'આજકાલની વહુ મને કહે છે કે સૂતર જાડું કંતાય છે. તે વળી મને કહેનારી કોણ?' ત્યારે ડોસો બોલ્યો, 'તારા સમ, મેં તલમાંથી એક દાણો પણ ખાધો હોય તો!'

આ રીતે, જે ગુરુ પોતાને પૂછ્યું કંઈક હોય, તેનો જવાબ કંઈક આપે, તે અયોગ્ય છે; અને જે શિષ્ય કંઈક સાંભળીને બીજાને જુદું જ કહે, તે શિષ્ય પણ અયોગ્ય છે.

**છઠું: ટંકણુક વ્યવહારનું ઉદાહરણ**

ઉત્તર દિશામાં આવેલા મ્લેચ્છ દેશમાં ટંકણ નામના મ્લેચ્છો રહેતા હતા. તેઓ દક્ષિણ દેશમાંથી આવેલા વેપારીઓ પાસેથી સુવર્ણના બદલામાં કરિયાણું ખરીદતા. પરંતુ તેઓ ટંકણ મ્લેચ્છોની ભાષા જાણતા નહિ. તેથી બંને પક્ષો સુવર્ણનો અને કરિયાણાનો ઢગલો કરવા લાગતા; અને જ્યાં સુધી એક બીજાની ઇચ્છા મુજબ તે ઢગલો થાય નહિ, ત્યાં સુધી તે પરથી તેઓ હાથ ઉઠાવતા નહિ જ્યારે બંનેને જોઈતા ઢગલા થાય, ત્યારે તેઓ પોતપોતાના ઢગલા ઉપરથી હાથ ઉઠાવી લેતા. આ પ્રમાણે તેઓ વ્યવહાર ચલાવતા.

જેમ ટંકણો અને વેપારીઓ એક બીજાને સંતોષ થાય ત્યાં સુધી સુવર્ણનો અને કરિયાણાનો ઢગલો ઓછો-વત્તો કર્યા કરે છે, તેમ શિષ્ય પણ પૂર્વપક્ષ કરીને ત્યાં સુધી પૂછ્યા કરે કે જ્યાં સુધી પાઠનો અર્થ તેના સમજવામાં બરાબર આવી જાય. પરંતુ ભય-લજ્જા-અહંકાર વગેરે વડે પાઠનો અર્થ બરાબર સમજ્યા વિના ગમે તેમ આગળ ચાલ્યા ન કરે. ગુરુ પણ શિષ્યને સંતોષ થાય ત્યાં સુધી પોતાનું વક્તવ્ય ચાલુ રાખે

ગોપાળદાસ પટેલ

# વિદ્યાર્થીના પ્રશ્નો

[જ્ઞાન મેળવવાની પ્રશ્નપદ્ધતિ જગજૂની છે. ઉપનિષદો એ પદ્ધતિ પર રચાયેલાં છે ગીતાકારે જિજ્ઞાસુને બે સાધનો બતાવ્યાં — પરિપ્રશ્ન અને સેવા. તેમાંની પરિપ્રશ્નપદ્ધતિ બેઉ રીતે સારી છે — શિક્ષકને માટે ને વિદ્યાર્થીને માટે. શિક્ષક અધ્ધર ભાષણ કર્યા કરે તેના કરતાં તેને મુદ્દાસર પૂછવામાં આવે તો તે મુદ્દાસર વાત કરી શકે. વિદ્યાર્થી ભાષણમાં ખપરાવા કરતાં પોતાના પ્રશ્નના જવાબમાં વધારે અંગતતા અનુભવશે; તેથી તેનું ધ્યાન અને એકાગ્રતા તથા ગ્રહણ સરળ ને સુલભ થાય.

વિદ્યાર્થીઓ હમેશ પ્રશ્નો પૂછે છે. મને લાગે છે કે, એમાંથી વીણીને કેટલાક દર માસે આ પત્રમાં આપું તો સારું. તેથી વિદ્યાર્થીઓને મારી સૂચના છે કે, તેઓ માસિકની આ જમાનો ધરાઈને લાભ ઉઠાવે. એટલે એમણે પ્રશ્નો પૂછી પૂછીને તંત્રીની ઠરડ કાઢવી જોઈએ.

આ વેળા એક બે પ્રશ્નોના ઉત્તર પ્રસિદ્ધ કરું છું. તંત્રી, શિ૦ સા૦]

૧

પ્રશ્ન — દુનિયા કોણે બનાવી?

ઉત્તર — નાના વિદ્યાર્થીઓના પ્રશ્ન વામન—નાના હોય છે; પણ ભાવાર્થમાં ભારે મોટા—વામનશક્તિવાળા નીવડે છે. એવો આ પ્રશ્ન છે. એ પ્રશ્ન દુનિયા બની ત્યારથી મનુષ્યને થયો છે ને દુનિયાના અંત સુધી તે રહેશે.—જો તેનાં આદિ ને અંત કલ્પીએ તો. એના ઉત્તરનું પણ એમ જ છે. ઉત્તરો મળ્યા જ કરશે ને છતાં પ્રશ્નો ને પરિપ્રશ્નો તથા પ્રતિપ્રશ્નો થયા જ કરવાના.

આવો પ્રશ્ન પશુને નથી થતો, કેમ કે તે બુદ્ધિવાળું પ્રાણી નથી એમ આપણે માનીએ છીએ.

### ગ્રામ-પુસ્તકાલયો માટે

# પહેલી પસંદગીલાયક પુસ્તકોની યાદી

સામાન્ય વાચકને ઉપયોગી થાય એવા પુસ્તકાલયની શરૂઆત કરવા માટે ગુજરાતી સાહિત્યમાંથી પસંદગી કરવા સૂચન મળે એ દૃષ્ટિથી આ યાદી તૈયાર કરવામાં આવી છે. યાદીમાં પુસ્તકોની સંખ્યા ૨૦૦ છે તથા તેની કિંમત બસો રૂપિયા ઉપર થાય છે. તેમાં પહેલી પસંદગી કયાં પુસ્તકોની કરવી તે ૦ આવા ચિહ્નથી બતાવ્યું છે અને આવાં પુસ્તકોની કુલ સંખ્યા ૧૩૨ થાય છે તથા તેની કિંમત આશરે રૂ ૧૧૨-૦-૦ જેટલી થાય છે. તે જો સામટાં ખરીદવામાં આવે તો ૧૨૨ પૈકી ૨૦ ટકા જેટલું કમિશન સહેજે મળી શકે, એટલે રૂ. ૧૦૦-૦-૦થી સંગ્રહની શરૂઆત જરૂર કરી શકાય. સાધનની અનુકૂળતા મુજબ બીજી ચોપડીઓ પણ ખરીદી શકાય તે માટે યાદીમાં પુસ્તકોની સંખ્યા વધારે આપી છે.

યાદીમાં સમાવી ન શકાયેલાં એવાં બીજાં ઉપયોગી પુસ્તકો જરૂર છે. પણ કિંમત, ભાષા, મળવાની મુશ્કેલી ઇત્યાદિ કારણે તેમને યાદીમાં લીધાં નથી. ગુજરાતી શિષ્ટ સાહિત્યની આ કંઈ સંપૂર્ણ યાદી સમજવાની નથી; પણ સાહિત્યનાં વિવિધ અંગો સાથે સામાન્ય વાચકને પરિચય થાય અને સાથે સાથે બોધ પણ મળે, માત્ર સાહિત્યિક રસ જ ન પોષાય એ હેતુથી, અમુક કિંમતની મર્યાદામાં રહીને, પુસ્તકોની પસંદગી કરેલી છે.

વિજ્ઞાન, લલિતકળા, સાહિત્યવિવેચન ઇત્યાદિ વિષયોનાં ઊંચી કક્ષાનાં તેમ જ લોકભોગ્ય એવાં પુસ્તકો પસંદ કરવા માટે પૂરતી સવડ આજે તો આપણા સાહિત્યમાં દેખાતી નથી, અને તેથી તે વિભાગો બહુ જ અપૂર્ણ છે.

આશા છે કે ગ્રામપુસ્તકાલયોના કામને માટે આ યાદી* મદદરૂપ નીવડશે.

પાંડુરંગ દેશપાંડે

| કર્તા | પુસ્તકનું નામ | કિંમત |
|---|---|---|
| | **૧. સામાન્ય સંદર્ભગ્રંથ** | |
| કામદાર | વિશ્વદર્શન | ૩-૦-૦ |
| ગૂજરાત વિદ્યાપીઠ | સાર્થ જોડણીકોશ | ૪-૦-૦ |
| | **૨. તત્ત્વજ્ઞાન** | |
| દ્વિવેદી, મણિલાલ ન | સિદ્ધાન્તસાર | ૩-૦-૦ |
| ૦મશરૂવાળા, કિ. ઘ. | જીવનશોધન | ૧-૦-૦ |
| | **૩. ધર્મ** | |
| ઝવેરી | આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| ૦કોસંબી | બુદ્ધલીલા | ૦-૮-૦ |
| ૦ ,, | બુદ્ધચરિત | ૧-૦-૦ |
| ૦ખરે, પંડિત | આશ્રમભજનાવલિ | ૦-૨-૦ |
| ૦ગાંધી, મોહનદાસ ક. | અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| ૦ ,, | આશ્રમવાસીઓ પ્રત્યે | ૦-૧-૦ |
| ૦ ,, | ગીતાબોધ | ૦-૧-૦ |
| ૦ ,, | ધર્મમંથન | ૦-૧૨-૦ |
| ૦ ,, | વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| ૦ ,, | મંગળપ્રભાત | ૦-૧-૦ |
| જ્ઞાનેશ્વર | જ્ઞાનેશ્વરી ગીતા | ૨-૦-૦ |
| ૦ધ્રુવ, આનંદશંકર | ધર્મવર્ણન | ૦-૬-૦ |
| ૦ ,, | હિન્દુધર્મની બાળપોથી | ૦-૮-૦ |
| બધેકા, ગિરિજાશંકર | હિંદુધર્મની આખ્યાયિકાઓ ૧-૨ | ૧-૪-૦ |
| ૦પટેલ, ગોપાળદાસ | શ્રીમદ્ભાગવત | ૧-૮-૦ |
| ૦ભટ્ટ, નૃસિંહપ્રસાદ | ભારતકથા | ૧-૯-૦ |
| ૦મ. | રામકૃષ્ણ પરમહંસ જીવનચરિત્ર તથા ઉપદેશામૃત | ૧-૮-૦ |
| ૦મશરૂવાળા, કિ. ઘ. | ગીતામંથન | ૧-૪-૦ |
| ૦ ,, | બુદ્ધ અને મહાવીર | ૦-૬-૦ |
| ૦ ,, | રામ અને કૃષ્ણ | ૦-૬-૦ |
| ૦માસ્તર, કરીમ મહમ્મદ | ઇસ્લામની ઓળખ | ૧-૦-૦ |
| ૦મોંઘીબહેન | બાળરામાયણ | ૦-૧૦-૦ |
| ૦વઝે, પાંડુરંગ વિ. | ઉપનિષદની વાતો | ૦-૪-૦ |
| વિવેકાનન્દ | વિવેકાનંદ ઉપદેશ તથા રાજયોગ | ૧-૪-૦ |
| ૦વૈદ્ય, ચિંતામણિ વિ. | કૃષ્ણચરિત | ૧-૪-૦ |
| હ્યૂમ | જગતના વિદ્યમાન ધર્મો | ૨-૩-૦ |
| ૦સસ્તું સાહિત્ય | મુસ્લિમ મહાત્માઓ | ૧-૧૨-૦ |
| | (અપૂર્ણ કિંમતે મળે છે) | |

* આ યાદીની છૂટક નકલ જેમને જોઈએ તે આ માસિકના વ્યવસ્થાપકને ત્રણ પૈસાની ટિકિટ મોકલીને મેળવી શકશે.

### ૪. સમાજશાસ્ત્ર, રાજકારણ, અર્થશાસ્ત્ર ઇ.

| | | |
|---|---|---|
| કાલેલકર, દ. બા. | જીવન અને સંસ્કૃતિ | ૨-૮-૦ |
| ०ક્રોપોટકિન | સહાયવૃત્તિ | ૧-૦-૦ |
| ०ગાંધી, મોહનદાસ ક. | ગામડાની વહારે | ૦-૧-૦ |
| ० ,, | ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ० ,, | દારૂનિષેધ | ૦-૪-૦ |
| ० ,, | નીતિનાશને માર્ગે | ૦-૪-૦ |
| ० ,, | વર્ણવ્યવસ્થા | ૦-૫-૦ |
| ० ,, | ગોસેવા | ૦-૫-૦ |
| ० ,, | અહિંસા | ૦-૮-૦ |
| ગ્રેગ | ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર | ૦-૧૨-૦ |
| ०જોશી, છગનલાલ | આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| ક્રિફિન-સન | ચીનનો અવાજ | ૦-૮-૦ |
| ०ટૉલ્સ્ટોય | ત્યારે કરીશું શું ? | ૧-૦-૦ |
| ० ,, | જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| દેસાઈ, કીકુભાઈ | સભાસંચાલન | ૦-૬-૦ |
| | | (અપ્રાપ્ય) |
| ०પટેલ, ગોપાળદાસ (ડિગ્બી ઉપરથી) | આબાદ હિંદુસ્તાન | ૦-૧૪-૦ |
| ०પટેલ, ગોપાળદાસ (દાદાભાઈ ઉપરથી) | હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૨-૦ |
| પુણતાંબેકર ને વરદાચારી | ખાદીનિબંધ | ૧-૦-૦ |
| ०બસુ | હિંદના વેપારઉદ્યોગનો નાશ | ૦-૮-૦ |
| ०મહેતા, બબલભાઈ | મારું ગામડું | ૦-૬-૦ |
| ०રાધાકૃષ્ણન | કલ્કી | ૦-૧૦-૦ |
| વાડિયા અને જોશી | આપણા આર્થિક પ્રશ્નો | ૦-૫-૦ |
| ०શાહ, કે. ટી. | ગાંધીજીની ૧૧ શરતો | ૦-૪-૦ |

### ૫. વિજ્ઞાન

| | | |
|---|---|---|
| ०પટવા | આકાશદર્શન | ૦-૮-૦ |
| ०મોંઘીબહેન | ભૂતેર ગલ્પ | ૦-૫-૦ |
| ० ,, | વિજ્ઞાનના દ્રષ્ટાઓ ૧-૨ | ૦-૧૦-૦ |
| ०શાહ, પોપટલાલ | વિજ્ઞાનવિનોદ | ૧-૮-૦ |

### ૬. શિક્ષણ

| | | |
|---|---|---|
| ०કાલેલકર, દ. બા. | જીવનવિકાસ | ૨-૮-૦ |
| ०ગાંધી, મોહનદાસ ક. | ખરી કેળવણી | ૦-૧૨-૦ |
| ० ,, | કેળવણીનો કોયડો | ૧-૦-૦ |
| ०દવે, જુગતરામ | ચાલણગાડી | ૦-૧-૦ |
| ०દવે, જુગતરામ અને પરીખ | લોકપોથી | ૦-૬-૦ |
| ०ઝાકીર હુસેન સમિતિ | વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| ०બધેકા | આઆપોને | ૦-૧૦-૦ |
| ०ભટ્ટ, નૃસિંહપ્રસાદ | ગૃહપતિઓને | ૦-૧૦-૦ |
| ०મશરૂવાળા, કિ. ઘ. | કેળવણીના પાયા | ૧-૦-૦ |
| ०મોડક, તારાબહેન | ઘરમાં મોન્ટીસોરી | ૦-૮-૦ |

### ૭. ઉપયુક્ત કલા — ઉદ્યોગહુન્નર, ખેતી, વૈદક ઇ.

| | | |
|---|---|---|
| ०અંજારિયા | ખેતીવાડીની પાઠમાળા ૧-૨ | ૨-૦-૦ |
| ગાંડીવ સાહિત્ય મંદિર | નારીભિષક | ૦-૨-૦ |
| ,, | માસિક ધર્મ | ૦-૪-૦ |
| ०પટેલ | દાંત અને તેની સંભાળ | ૦-૬-૦ |
| ०પટેલ, સોમાભાઈ | ખાતરોની માહિતી | ૦-૬-૦ |
| ०પાઠક | ઓરી, અછબડા, બળિયા ઇ. | ૦-૩-૦ |
| મથુરાદાસ ત્રિકમજી | મરકુંજ | ૦-૮-૦ |
| ०પંત પ્રતિનિધિ | સૂર્યનમસ્કાર | ૦-૮-૦ |
| ०પંડ્યા, કાન્તિલાલ | આપણો આહાર | ૦-૬-૦ |
| ०વૈદ્ય, બાપાલાલ | ઘરગથ્થુ વૈદક | ૨-૦-૦ |
| શાહ, ત્રિભુવનદાસ | આરોગ્ય અને સ્વચ્છતા | ૦-૧૦-૦ |
| ०સસ્તું સાહિત્ય | આર્યભિષક | ૩-૦-૦ |
| | | (અર્ધી કિંમતે મળી શકે છે.) |
| મહેતા | સ્ટવનું શાસ્ત્ર | ૦-૩-૦ |
| ०સાતવળેકર | આસન અને આરોગ્ય | ૦-૧૨-૦ |

### ૮. સાહિત્ય (ઇતિહાસ, તેની મીમાંસા ઇ.)

| | | |
|---|---|---|
| કાલેલકર, દ. બા. | જીવતભારતી | ૨-૮-૦ |
| ઝવેરી, કૃ. મો. | ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો | ૧-૦-૦ |
| ,, | ગુ. સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો | ૧-૦-૦ |

### ૯. સાહિત્ય—ગદ્ય, નિબંધ, ઇ.

| | | |
|---|---|---|
| એવબરી | સુખ અને શાંતિ | ૦-૧૨-૦ |
| ०કાલેલકર | ઓતરાતી દિવાલો | ૦-૬-૦ |
| ०ચટ્ટોપાધ્યાય, બંકિમચંદ્ર | બંકિમ નિબંધમાળા | ૧-૧૨-૦ |
| | | (અર્ધી કિંમતે મળી શકે છે.) |
| ધ્રુવ, આનંદશંકર | નીતિશિક્ષણ | ૧-૪-૦ |
| નીલકંઠ, રમણભાઈ | હાસ્યમંદિર | ૨-૦-૦ |
| ०પરીખ, ન. હ. | કન્યાને પત્રો | ૦-૬-૦ |
| ०ભટ્ટ, વિશ્વનાથ | નિબંધમાળા | ૧-૦-૦ |
| ०મશરૂવાળા, કિ. ઘ. | ગાંધીવિચારદોહન | ૦-૮-૦ |
| ०મુનશી | ગુજરાતની અસ્મિતા | ૦-૪-૦ |
| ઠાકુર, રવીન્દ્રનાથ | સ્વદેશી સમાજ | ૦-૮-૦ |

### ૧૦. સાહિત્ય-કાવ્ય

| | | |
|---|---|---|
| ०ઠાકુર, રવીન્દ્રનાથ | ગીતાંજલિ | ૦-૧૨-૦ |
| ०દાણી | પતંગિયાં | ૦-૩-૦ |
| ०જોશી, ઉમાશંકર | વિશ્વશાન્તિ | ૦-૨-૦ |
| ०દેસાઈ, ઇ. સુ. | બૃહત્કાવ્યદોહન-૧ | ૩-૮-૦ |
| ०પાઠક અને પારેખ | કાવ્યપરિચય ૧-૨ | ૧-૪-૦ |
| બરફીવાળા | રાસકુંજ | ૧-૮-૦ |
| મેઘાણી | રઢિયાળી રાત | ૦-૮-૦ |
| ०વ્યાસ, ત્રિભુવન | નવાં ગીતો ૧-૨ | ૦-૮-૦ |
| ०સુન્દરમ્ | કોયા ભગતની કડવી વાણી | ૦-૬-૦ |

### ૧૧. સાહિત્ય-નાટક

| | | |
|---|---|---|
| ०કાલિદાસ | શાકુન્તલ | ૧-૪-૦ |
| ગાંડીવ | ચાલો ભજવીએ | ૧-૨-૦ |
| ०જોશી, ઉમાશંકર | સાપના ભારા | ૧-૮-૦ |

| | | |
|---|---|---|
| ●ઠાકુર, રવીન્દ્રનાથ | અચલાયતન | ૦-૧૦-૦ |
| ●ટોલ્સ્ટોય | આવું કેમ સૂઝ્યું ? | ૦-૯-૦ |
| ●દવે, જુગતરામ | આંધળાનું ગાડું | ૦-૧-૦ |
| ● " | ખેડૂતનો શિકાર | ૦-૩-૦ |
| ●ધૂમકેતુ | પડઘા | ૦-૩-૦ |
| ● " | એકલવ્ય અને બીજાં નાટકો | ૦-૫-૦ |
| ●નીલકંઠ, રમણભાઈ | રાઈનો પર્વત | ૧-૪-૦ |
| ●ભવભૂતિ | ઉત્તરરામચરિત | ૧-૮-૦ |
| ●મહેતા, ચન્દ્રવદન | આગગાડી | ૧-૪-૦ |
| રાય, દ્વિજેન્દ્રલાલ | મેવાડપતન | ૧-૮-૦ |
| ●શેક્સપિયર | હેમ્લેટ | ૧-૮-૦ |
| ●કવિ, નાનાલાલ | જયા અને જયંત | ૧-૧૨-૦ |
| ● " | ઇન્દુકુમાર અંક ૧લો | ૧-૪-૦ |

## ૧૨. સાહિત્ય-વાર્તા

| | | |
|---|---|---|
| ●ઇસપ | ઈસપની વાતો | ૨-૦-૦ |
| ●ચટ્ટોપાધ્યાય, બંકિમચંદ્ર | આનંદમઠ | ૧-૦-૦ |
| ● " શરચ્ચન્દ્ર | ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| ● " " | વિરાજવહુ | ૦-૧૦-૦ |
| " " | પલ્લીસમાજ | ૧-૪-૦ |
| ●ઠાકુર, રવીન્દ્રનાથ | નૌકાડૂબી | ૨-૮-૦ |
| " " | ઘરે બાહિરે | ૨-૦-૦ |
| ●ડીફો | રોબિન્સન ક્રૂઝો | ૧-૪-૦ |
| ●ત્રિપાઠી, ગોવર્ધનરામ | સરસ્વતીચંદ્ર ૧-૨ | ૪-૧૨-૦ |
| દત્ત, રમેશચન્દ્ર | મહારાષ્ટ્ર જીવન પ્રભાત | ૧-૮-૦ |
| દેસાઈ, ર. વ. | દિવ્યચક્ષુ | ૨-૮-૦ |
| " | પૂર્ણિમા | ૨-૮-૦ |
| ●ધૂમકેતુ | તણખા મંડળ-૧ | ૧-૮-૦ |
| " | અજિતા (અથવા પરાજય) | ૨-૮-૦ |
| નારાયણપંડિત | હિતોપદેશની વાતો | ૧-૦-૦ |
| ●નીલકંઠ, રમણભાઈ | ભદ્રંભદ્ર | ૨-૦-૦ |
| નીલકંઠ, મહીપતરામ રૂ. | વનરાજ ચાવડો | ૧-૮-૦ |
| પઢિયાર | સાચું સ્વર્ગ | ૦-૧૫-૦ |
| ●પાઠક, રા. વિ. | દ્વિરેફની વાતો ભાગ ૧ | ૧-૪-૦ |
| ●મહેતા, નંદશંકર | કરણઘેલો | ૧-૮-૦ |
| ●મુનશી | પાટણની પ્રભુતા | ૨-૮-૦ |
| ● " | ગુજરાતનો નાથ | ૩-૦-૦ |
| ●મહેતા, જીવણલાલ | સંસ્કૃત સાહિત્યની કથાઓ | ૨-૮-૦ |
| " | સહચારીની શોધમાં | ૧-૮-૦ |
| વિષ્ણુશર્મા મ. પિત્રાળા | પંચતંત્રની વાતો | ૧-૪-૦ |
| વર્ન, જુલે | સાહસિકોની સૃષ્ટિ | ૧-૪-૦ |
| શાહ, રમણલાલ | શેક્સપિયરની નાટક કથાઓ ૧-૨ | ૨-૦-૦ |
| ●શાહ, શંકરલાલ ર. | દારુજન ભાગ ૧-૩ | ૦-૧૫-૦ |
| ●સ્ટીવનસન | જેકિલ અને હાઈડ | ૦-૬-૦ |

## ૧૩. ઇતિહાસ-ભૂગોળ-પ્રવાસ ઇ.

| | | |
|---|---|---|
| ●કાલેલકર | જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| ● " | લોકમાતા | ૦-૪-૦ |
| ●કાલેલકર | હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| ગાંધી, મોહનદાસ ક. | દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ ભાગ ૧-૨ | ૧-૧૨-૦ |
| ●ઘાટે | દેશદેશના લોકો | ૧-૪-૦ |
| દત્ત, રમેશચન્દ્ર | હિંદુસ્તાનની સંસ્કૃતિ | ૧-૧૪-૦ |
| ●દીવાન, છો. હ. | અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | ૦-૪-૦ |
| પટેલ સોમાભાઈ | મહાસભાના પ્રમુખો | ૦-૧૨-૦ |
| પારેખ, નગીનદાસ | સત્તાવન | ૧-૮-૦ |
| ●ભાંડારકર | અશોકચરિત | ૦-૧૨-૦ |
| મહેતા, બબલભાઈ | રશિયાનું ઘડતર | ૨-૦-૦ |
| ●મહેતા, હંસા | અરુણનું સ્વપ્ન | ૧-૮-૦ |
| ●ભટ્ટ, મૂળશંકર | મહાન મુસાફરો | ૧-૮-૦ |
| ●રાનડે | મરાઠી સત્તાનો ઉદય | ૦-૧૦-૦ |
| નેહરુ | ઇન્દિરાને પત્રો | ૦-૮-૦ |
| " | તવારીખની તેજછાયા ૧-૬ | ૩-૦-૦ |
| સરદેસાઈ, ગો. સ. | મહારાષ્ટ્રીય ઇતિહાસનાં મુખ્ય વલણ | ૧-૫-૦ |
| સુંદરલાલજી | ભારતમાં અંગ્રેજી રાજ્ય | ૧૦-૦-૦ |
| સીતારામૈયા | મહાસભાનો ઇતિહાસ | ૨-૦-૦ |

## ૧૪. જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| ●આથવલે, પાર્વતીબાઈ | મારી કહાણી | ૦-૮-૦ |
| ●કાલેલકર, દ. બા. | સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| કર્વે, ધોં. કે. | આત્મવૃત્ત | ૩-૮-૦ |
| ●કેલર, હેલન | અપંગની પ્રતિભા | ૦-૧૨-૦ |
| ●કોસંબી | આપવીતી | ૧-૪-૦ |
| ●ગાંધી, મોહનદાસ ક. | આત્મકથા | ૧-૦-૦ |
| ●ઠાકુર, રવીન્દ્રનાથ | સંસ્મરણો | ૦-૭-૦ |
| મહેતા, શારદા | જીવનસંભારણાં | ૨-૮-૦ |
| દ્વિવેદિયા, ન. ભો. | સ્મરણમુકુર | ૩-૦-૦ |
| ●રાનડે, રમાબાઈ | અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | ૧-૮-૦ |
| ●દવે, જુગતરામ | ગાંધીજી | ૦-૪-૦ |
| ● " | ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| ●વોશિંગ્ટન બૂકર ટી. | આત્મચરિત્ર | ૦-૧૨-૦ |
| ●સસ્તું સાહિત્ય (પ્રકાશક) | જગવિખ્યાત પુરુષો | ૧-૦-૦ |
| ● " | મહાન સાધ્વીઓ | ૧-૪-૦ |
| ● " | ભારતના મહાન પુરુષો | ૦-૧૦-૦ |
| ●તારાપોરવાળા | અશો જરથુસ્ત્ર | ૦-૩-૦ |
| ●દેસાઈ, મહાદેવ | સન્ત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| દેસાઈ, રામપ્રસાદ ક. | વિવેકાનન્દ જીવનચરિત્ર | ૨-૮-૦ |
| ●ભટ્ટ, નૃસિંહપ્રસાદ | મહમ્મદ પેગંબરનું જીવનચરિત્ર | ૦-૪-૦ |
| ●મશરૂવાળા, કિ. ઘ. | ઈશુખ્રિસ્ત | ૦-૪-૦ |
| ● " | સહજાનંદ સ્વામી | ૦-૧૧-૦ |
| નેહરુ | આત્મકથા | ૩-૦-૦ |
| વહોરા, રસૂલભાઈ | કિશોરચરિત્રમાળા ૧-૨ | ૩-૫-૦ |

(અપ્રાપ્ય છે)

# બાળકોનો સ્વયંવિકાસ

[ ગાંધીજીના કૌટુંબિક જીવનને લગતાં ઘણાં રસિક અને ઉપયોગી સંસ્મરણો* મિલી ગ્રેહામ પોલાકે લખ્યાં છે. એમાં બાળકોના સ્વયંવિકાસ વિષે એમને ગાંધીજી સાથે જે વાર્તાલાપ થયો તે બહુ મહત્ત્વનો લાગવાથી અત્રે એનો અનુવાદ કર્યો છે. ]

બીજે પ્રસંગે મેં સ્વાભાવિક જીવન અને બાળકોના શિક્ષણ વિષે ગાંધીજીને પ્રશ્ન કર્યો:

'સ્વાભાવિક કોને કહેવું? આપણે એ વિષે કશું જાણતા નથી.'

ગાંધીજીએ જવાબ આપ્યો, 'ના, આપણને એની ખબર હોય છે. આપણી વૃત્તિઓ —instincts— દ્વારા પ્રકૃતિ આપણને દર્શન દે છે. પરંતુ એ વૃત્તિઓની એ રીતની ઓળખાણ કરતાં આપણને આવડવું જોઈએ.'

મેં જવાબ આપ્યો: 'હું માનતી નથી. મારી બુદ્ધિ એ વસ્તુને સાચી માનવાની ના પાડે છે અને મારો અનુભવ મારી માન્યતાની સાક્ષી પૂરે છે. હકીકત તો એવી છે કે, આપણી સ્વાભાવિક વૃત્તિઓની યોગ્ય તાલીમમાંથી જ આપણું બાળજીવન વિકાસ પામે છે.'

ગાંધીજી: 'અહીં જ આપણી ભૂલ થાય છે. અને અહીંયાં જ આપણા કલહો શરૂ થાય છે.'

'પરંતુ જો બાળકોને એમના સ્વયંવિકાસ પર જ મૂકી દઈએ, તો સમાજના અંગ તરીકે તેઓ નકામાં જ થઈ પડશે; કારણ કે એમનાં સ્વાભાવિક જીવનકાર્યો વિષે પણ એમને તાલીમ આપવાની જરૂર છે. જો એમને સારી રીતે ચાલતાં શીખવીએ નહિ તો તેઓને ભાગ્યે જ ચાલતાં આવડે એમ હું માનું છું'

ગાંધીજી: 'ના, એમને પોતાની મેળે ચાલતાં આવડે જ. સીધા ચાલવું એ મનુષ્ય માટે સ્વાભાવિક છે.'

'ના, એ વસ્તુ સ્વાભાવિક નથી. તમે જે દૃષ્ટિએ એ શબ્દનો ઉપયોગ કરો છો એ રીતે તો એ સ્વાભાવિક નથી જ. મનુષ્યો એમ કરે એ સ્વાભાવિક છે. પરંતુ જો બાળકોને સીધી રીતે ચાલતાં શીખવવામાં ન આવે તો તેઓ વાંદરાની માફક કૂદકા માર્યા કરશે. પેલા બાળકની વાર્તા હમણાં જ આપણે સાંભળી હતી. એમને વાનરો એને એના ઓર કુટુંબમાંથી ઉપાડી ગયા હતા. વર્ષો પછી જ્યારે એ બાળક જડ્યું ત્યારે તે હાથ અને પગ વડે ચાલતું હતું. બાળકોને બોલતાં પણ શીખવવું પડે છે. એમ ન કરીએ તો તેઓ વિચિત્ર અવાજો જ કાઢશે.'

ગાંધીજી: 'તમે તો અતિશયોક્તિ કરો છો. તમે કહો છો એ તમે માનતાં પણ નથી લાગતાં.'

'ના, હું રીતસરની વાત કરું છું, અને હું કહું છું તે સાચું છે તે પણ હું જાણું છું. માનવગુણોને ઓળખતાં બાળકને આવડે છે; પરંતુ એને ભાવામાં પ્રગટ કરતાં, તેને શીખવવું પડે છે. પ્રત્યેક માતા અને પ્રત્યેક આયાને ખબર છે કે, બાળકના બાલ-જીવનમાં એની સ્વાભાવિક વૃત્તિઓને યોગ્ય રીતે ઘડવી પડે છે. એક જ વસ્તુનો દાખલો લો: પ્રત્યેક બાળક જે હાથમાં આવે તે તરત મોઢામાં મૂકવા માંડે. જો એમાં ઝેર આવી જાય તો તરત તે મરણ પામે. કુદરત કંઈ બાળકને એવી પ્રેરણા નથી કરતી કે ઝેર અથવા કોલસા એનાથી ન ખવાય.'

ગાંધીજી હસી પડ્યા અને બોલી ઊઠ્યા. 'તદ્દન સ્વાભાવિક સ્થિતિમાં બાળકના હાથમાં કોલસો આવશે જ નહિ.'

'પરંતુ ઝેર તો વધારે સહેલાઈથી એના હાથમાં આવશે જ.'

ગાંધીજી: 'ના, તમારી દલીલ ખોટી છે. જો એમ ન હોત, તો આપણી માનવજાતિ ક્યારની ખલાસ થઈ ગઈ હોત. પ્રકૃતિ જ આપણને દોરે છે અને આપણું રક્ષણ કરે છે.'

"મનુષ્યની બુદ્ધિ દ્વારા પ્રકૃતિ આપણને દોરે છે, અને મને લાગે છે કે મનુષ્યની બુદ્ધિ એ પણ પ્રકૃતિનું જ અંગ છે. તમે કઈ રીતે કહી શકશો કે આ પ્રકૃતિ છે અને આ નથી?

ગાંધીજીએ દૃઢતાથી કહ્યું: 'માયાળુ પ્રકૃતિના કાર્ય અને માનવબુદ્ધિની દુષ્ટતા વચ્ચે ભેદ રહેશે જ છે.'

* * *

* 'Gandhi the Man': Millie Graham Polak.

આમ થોડાં અઠવાડિયાં વીતી ગયાં. અને વળી પાછી બાળકના શિક્ષણના વિષય પર અમે વાતો શરૂ કરી. મારું બાળક મોટું થતું હતું એટલે એ વિષય અમારી નજર આગળ પ્રત્યક્ષ ખડો થનો હતો. બાળકને ફાવે તેમ કરવા દેવાના પ્રયોગો મેં કરી જોયા, પરંતુ તે સંતોષકારક ન નીવડ્યા. હવે હું મારા બાળકને ખુરશી પર બેસાડી ચમચા વડે ખાતાં શીખવતી હતી. એક દિવસ એણે પોતાની ખોરાકની રકાબી ઊંધી વાળી દીધી, અને એક હાથમાં વેરાઈ ગયેલા રોટલીના ટુકડા અને દૂધને લેવા માંડ્યાં, પછી ચમચાથી એ મોઢામાં મૂકવા માંડ્યું. મેં એને સારી રીતે ખાતાં શીખવવા માંડ્યું. બાળકે વિરોધ કર્યો. તે વખતે ગાંધીજી એ જ ઓરડામાં હતા. મેં એમને કહ્યું :

'જોકે આ બધું સ્વાભાવિક છે, પરંતુ એમ એને કરવા ન દેવું જોઈએ. હાથ વડે ખાવાની એ ટેવ પાડશે તો હું તે અટકાવીશ. જો સભ્ય સમાજમાં એને રહેવું હોય તો બધાની માફક ખોરાક લેતાં એણે શીખવું જોઈએ. મને ભય છે કે અહીં એની સ્વયંવિકાસની વૃત્તિ કામ નહિ આવે!'

ગાંધીજી : 'પરંતુ સ્વયંપ્રેરણાની વૃત્તિ એને જણાવે છે કે જ્યારે ભૂખ હોય ત્યારે જ એણે ખાવું જોઈએ. અને એ જ બરાબર છે. જ્યારે એને ભૂખ ન હોય ત્યારે શા માટે એને પરાણે ખવડાવવું જોઈએ?'

'એને ખાવું નથી એમ નથી: એને અત્યારે એ નથી ખાવું એ બરાબર છે. પરંતુ બાળકને એટલી સમજણ નથી કે, ખોરાક ફેંકી દેવાથી તે કંઈ પાછો રકાબીમાં આવીને ગોઠવાઈ નહિ જાય! જમીન પર પડેલા ટુકડાઓ એ હાથથી વીણવા માંડે તે મારાથી કેમ સહન થાય?'

ગાંધીજી : 'પરંતુ ખોરાક કઈ રીતે લેવો એ તો ટેવની વાત છે. સ્વયંપ્રેરણાથી તો બાળક આંગળી વડે જ ખાવા માંડશે. તમે એને એમ કરતાં અટકાવી શકો, પરંતુ ચમચો કાંટો જો લઈ લેશો તો વળી પાછો એ આંગળીનો ઉપયોગ કરશે.'

'એ ટેવનો પ્રશ્ન છે એ હું જાણું છું. જો આપણે જંગલમાં રહેતાં હોત તો આપણે સ્વયં-પ્રેરણા પ્રમાણે જ વર્તીએ અને એ જ સાચું હોઈ શકે. પરંતુ જંગલમાં વ્યક્તિને માટે જે યોગ્ય હોય તે સંસ્કારી સમાજમાં પણ સાચું ન હોઈ શકે.'

ગાંધીજી : 'પરંતુ એટલું તો તમે કબૂલ કરો છો ને કે જંગલમાં તો મનુષ્યની સ્વયંપ્રેરણા પ્રમાણેનું વર્તન ઘણુંખરું સાચું જ હોય છે.'

'હા, હું એ યોગ્ય માનું છું. પરંતુ તે જંગલમાં રહે ત્યાં સુધી જ એ યોગ્ય છે. પરંતુ જ્યારે એ જંગલ છોડીને આવે ત્યારે એની વૃત્તિઓ ખોટી ઠરે.'

ગાંધીજી: 'પરંતુ એવે વખતે કંઈ એની સ્વયં-પ્રેરણા ખોટી નથી ઠરતી. એનું વાતાવરણ દોષિત નીવડે છે. હિંદની પ્રજા માટે આવું જ બને છે. એમની સ્વયંપ્રેરણાઓ ગામડાના જીવન માટે સાચી હોય છે અને શહેરમાં તે ખોટી ઠરે છે.'

'તો પછી સ્વયંપ્રેરણા આપણને સાચો માર્ગ બતાવી શકે છે?'

ગાંધીજી: 'આપણી મૂળ વાતથી આપણે દૂર જઈએ છીએ. આપણે તો બાળકના શિક્ષણની વાત કરતાં હતાં.'

'હા. અને તમારી એવી માન્યતા છે કે, બાળકોનો સ્વયંવિકાસ થવા દેવો જોઈએ અને એમને શિક્ષણ આપી બગાડવાં ન જોઈએ.'

ગાંધીજી: 'મારી માન્યતા આવી છે: બાળકોમાં ઈશ્વરનો દિવ્ય તણખો છે, અને સમાજ એને એવી રીતે ઢાંકી દે છે કે કાં તો તેનું વિસ્મરણ થાય છે અથવા તે ગૂંગળાઈને બુઝાઈ જાય છે.'

'પરંતુ બાળકનો સ્વયંવિકાસ ન થવા દઈએ તેથી કંઈ એ દિવ્ય તણખો બુઝાઈ જતો નથી. દાખલા તરીકે, ચમચા વડે ખાવું, સાબુથી હાથ ધોવો, અથવા કાતરથી નખ કાપવા. આ બધી ટેવોને લીધે કંઈ બાળક અંતરમાં રહેલા ઈશ્વરનું ભાન ગુમાવી નથી બેસતું. સંતપુરુષો સંસ્કારી સમાજનો પરિપાક પણ હોય છે અને હિમાલયમાં પણ તે ઉત્પન્ન થાય છે.'

ગાંધીજી: 'હા. પરંતુ સંસ્કારી સમાજને લીધે નહિ — પરંતુ એના પ્રતિકૂળ વાતાવરણ છતાં તેઓ સંતપુરુષો થાય છે.'

'તમે એમ માનો છો કે, પ્રકૃતિના ખોળામાં સ્વયંપ્રેરણાથી બાળકોનો વિકાસ થવા દઈએ તો ફૂલવાડીનાં ફૂલો જેવાં તેઓ ખીલી ઊઠશે? હું તો

એમ નથી માનતી, અને ફૂલવાડીમાં પણ શ્રેષ્ઠ કુસુમો તો માળીની માવજતથી જ તૈયાર થાય છે. મૂળ સ્થિતિમાં એનો વિકાસ થાય એથી જુદી જ રીતે માળીની માવજતે એ કેળવાય છે.'

ગાંધીજી: 'હા, એમાં ફેર હોય જ છે. દેખાવમાં આંખને સુંદર લાગે એ રીતે એની માવજત જરૂર થાય છે, પરંતુ એ માવજતમાં ફૂલોનો આત્મા—જે એની સુગંધ છે—તે ખલાસ થઈ જાય છે.'

દિલખુશ દીવાનજી

# શબ્દોના વંશ

## 'મામી'ની અનુપૂર્તિ

ગયા અંકમાં 'મામી' પદના મૂળની ચર્ચા કરતાં मातृपति—मातपति—मातवति—माववइ—मावयी—मामी—મામી આવો ક્રમ બતાવેલો છે. આ ક્રમ બતાવતી વખતે મારા મનમાં હતું કે, જેમ આપણી ભાષામાં 'મામી' શબ્દ પ્રચલિત છે તેમ ભારતની બીજી કોઈ આર્યભાષામાં 'मामी' શબ્દ પણ અવશ્ય પ્રચલિત હોવો જોઈએ.

આ સંબંધે પૂછપરછ કરતાં પંજાબના ભાઈ હંસરાજજી (ગૂજરાત વિદ્યાપીઠના એક અધ્યાપક) પાસેથી જાણી શકાયું છે કે પંજાબમાં 'મામી' અર્થે 'मामी' શબ્દ પ્રચલિત છે. આ જ બાબત વધારે ચોકસાઈ કરવા તેમણે પંજાબના તેમના કોઈ પંડિત-મિત્રને પુછાવી મંગાવીને મને ખાતરી કરી આપી છે. આ રીતે ઉક્ત 'मावी'ની મારી કલ્પનાને ઓચિંતો સંવાદ મળ્યો જાણી સંતોષ થયો છે.

### दाझ

દાઝ—બળતરા—માનસિક બળતરા.

સંસ્કૃતમાં "दह भस्मीकरणे" (હૈમધાતુ પારાયણ અંક ૫૫૨) પહેલા ગણનો ધાતુ છે. भस्मीकरण એટલે ભસ્મ કરવું—ભસ્મ કરી નાખવું—બાળવું—બાળી નાખવું. 'काष्ठं दहति' એટલે કાષ્ઠ—લાકડા—ને બાળે છે. 'दह्' ધાતુનો પ્રધાન અર્થ भस्मीकरण—'बाळवुं' છે અને મહાભારતના પ્રયોગો જોતાં 'दह्'નો 'દાઝવું—બળવું' અર્થ પણ અસંગત નથી.

"दह्यन्ति—अङ्गानि मे भद्र! न दिशः प्रतिभान्ति च।
सीदामीव च संमोहात् घूर्णतीव च मे मनः" ॥ २१

"वसा—मेदोवहाः कुल्या नागानां संप्रवर्तिताः।
ववौ गन्धश्च तुमुलो दह्यतामनिशं तदा" ॥ १२
(મહાભારત - આદિપર્વ—૫૩મો અધ્યાય)

૨૧મા શ્લોકમાં વાસુકિ કહે છે: "હે ભદ્ર! મારાં અંગો દાઝે છે, દિશાઓનું ભાન રહ્યું નથી, મૂઢતાને લીધે જાણે કે હું પીડાઉં છું અને જાણે કે મારું મન ઘૂમ્યા—ફર્યા—કરે છે."

૧૨મા શ્લોકમાં મહાભારતકાર કહે છે કે, "સર્પ-સત્રમાં બળતા નાગોની ચરબી અને મેદને વહનારા ધોરિયાઓ (નીકો) વહેવા લાગ્યા છે અને તે વખતે નિરંતર બળતા નાગોનો ભયંકર ગંધ ફેલાઈ ગયો છે."

ઉક્ત બને શ્લોકોમાં વપરાયેલું 'दह्य' અંગ સ્પષ્ટપણે 'દાઝવા'ના જ ભાવને સૂચવે છે.

'दह्' ધાતુ પ્રથમ ગણનો છે તેથી પાણિનીયને મતે 'दहन्ति' વા 'दहताम्' પ્રયોગો થવા જોઈએ, છતાં મહાભારતકારે 'दह्यन्ति' વા 'दह्यताम्' પ્રયોગો વાપરીને લૌકિક 'दज्झ' અંગનું સમર્થન કર્યું છે. મહાભારત दह्य—પ્રા० दज्झ—તે દ્વારા 'दाझवुं.' સંસ્કૃતમાં સાધારણ રીતે 'दह्य' અંગ કર્તરિપ્રયોગમાં નથી આવતું, પરંતુ કર્મણિપ્રયોગમાં 'दह्य' (दह्यते) પદ આવે છે. ભાષાના 'દાઝવું' પદના મૂળ તરીકે કર્મણિ 'दह्य'ને કલ્પવા કરતાં કર્તરિ 'दह्य'ને લેવું વિશેષ ઉચિત છે અને મહાભારતના ઉક્ત શ્લોકોમાં કર્તરિ 'दह्य' અંગ મળે છે પણ ખરું.

ઉક્ત રીતે दह्य—दज्झ દ્વારા આવેલા 'દાઝવું' ધાતુમાં પ્રસ્તુત 'દાઝ' પદનું મૂળ છે. 'दाझ'નો પ્રધાન અર્થ 'બળતરા' છે.

ધાત્વર્થ જોતાં 'સ્થૂલ દૃષ્ટિએ બળવું કે બાળવું' એ, 'દાઝવા'નો પ્રધાન ભાવ છે. પરંતુ પ્રસ્તુતમાં તે અર્થ વિશેષ વ્યાપકપણે છે, એટલે માનસિક રીતે બળવાના અર્થ સુધી એ લંબાયો છે. અહીં 'दाझ'નો અર્થ સ્થૂલ દૃષ્ટિએ બળવું કે બાળવું નથી પરંતુ 'માનસિક બળવું—માનસિક બળતરા' છે.

ગ્રહો સામાન્ય રીતે આકાશ સાથે મળી રહે છે, એમ આકાશના નકશા પરથી જણાશે. આકાશના નકશાઓમાં રેવતી યોગતારા ('ઝીટા પિસ્યમ') ઘણું કરીને આપેલો હોય છે. તે સહેજ ઝાંખો હોવાથી જો તે ન આપ્યો હોય, તો તે અત્યારના વસંત-સંપાતથી ૧૯ અંશ પૂર્વમાં અને અશ્વિનીના તારાથી ૧૪ અંશ પશ્ચિમમાં છે, એટલું યાદ રાખવાથી તેનું સ્થાન સમજી શકાશે.

દૈનિક નક્ષત્ર પછી ઘડી-પળનો જે આંકડો પંચાંગમાં આપ્યો હોય છે, તે એ નક્ષત્ર પૂરું થયાનો હોય છે. સૂર્યોદય પછી તેટલાં ઘડી-પળ થયે તે નક્ષત્ર પૂરું થશે એમ જાણવું. ૨॥ ઘડીનો કલાક અને ૬૦ પળની ઘડી હોય છે. સૂર્યોદયનો સમય પંચાંગમાં આપેલો હોય છે, તેમાં આ ઘડી-પળનાં કલાક મિનિટ કરીને ઉમેરવાથી તે નક્ષત્ર પૂરું થયાનો વખત આવશે.

પંચાંગના છેલ્લા ખાનામાં દરરોજ મેષ વગેરે રાશિઓ હોય છે, તે પણ નક્ષત્રની પેઠે ચંદ્રની અને વિભાગાત્મક હોય છે. જેમ ક્રાંતિવૃત્તના ૨૭ મા ભાગને નક્ષત્ર કહે છે, તેમ ક્રાંતિવૃત્તના ૧૨ મા ભાગને રાશિ કહે છે. રાશિઓનાં નામ આ પ્રમાણે છે: મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધનુઃ, મકર, કુંભ અને મીન. આમાંથી વૃશ્ચિકનો આકાર વીંછીને બહુ જ મળતો આવે છે. બાકીની રાશિઓમાં તો જે આકાર કલ્પીએ તે કલ્પાય એવું છે. રાશિઓના તારાસમૂહો નક્ષત્ર જેટલા સ્પષ્ટ નથી. વિભાગાત્મક રાશિઓનું અને નક્ષત્રોનું આરંભસ્થાન એક જ એટલે નિઃશર રેવતી–યોગતારા છે. ૧૨ રાશિ=૨૭ નક્ષત્ર, તેથી ૧ રાશિમાં ૨॥ નક્ષત્ર આવે છે; જેમ કે મેષ રાશિમાં અશ્વિની, ભરણી એ બે આખાં નક્ષત્રો અને કૃત્તિકાનો ચોથો ભાગ આવે છે.

કેટલાંક પંચાંગોમાં ચંદ્રની રાશિ પૂરી થવાનાં અને કેટલાંક પંચાંગોમાં તે શરૂ થવાનાં ઘડી-પળ આપેલાં હોય છે, તે ધ્યાનમાં રાખવું. બાકીનું બધું ચંદ્રનાં નક્ષત્રોની પેઠે જ સમજવું.

હરિહર ભટ્ટ

# સાચો યજ્ઞ

પ્રાચીન કાળમાં મહાવિજિત નામે એક મોટો રાજા થઈ ગયો. તે એક દિવસ એકાંતમાં બેઠો હતો, ત્યારે તેના મનમાં એવો વિચાર આવ્યો કે, આપણી પાસે પુષ્કળ સંપત્તિ છે; તેને જો આપણે એક મોટો યજ્ઞ કરવામાં વાપરીશું, તો પરલોકમાં આપણું ભલું થશે. આ વિચાર તેણે પોતાના પુરોહિતને જણાવ્યો અને પૂછ્યું કે, કઈ રીતે યજ્ઞ કરીએ તો મારું વધારેમાં વધારે ભલું થાય?

પુરોહિત બોલ્યો: "હે મહારાજ! હાલમાં આપના રાજ્યમાં શાંતિ નથી; ગામ અને શહેરો લૂંટાઈ જાય છે; તથા લોકોને ચોરોનો ભારે ઉપદ્રવ છે. આવી સ્થિતિમાં આપ યજ્ઞ માટે લોકો ઉપર કર નાખશો, તો તેનાથી તમારું ભલું નહીં થાય.

"આપને એમ લાગશે કે, ફાંસી દીધાથી, તુરંગમાં નાખવાથી, તિરસ્કાર કરવાથી, કે દેશનિકાલ કરવાથી ચોરોનો બંદોબસ્ત થઈ જશે. પરંતુ એવા ઉપાયોથી ચોરોનો પૂરેપૂરો બંદોબસ્ત નહીં જ થાય. તેથી તો તેઓ વધુ દૂર જઈને ફરી તોફાન ઊભાં કરશે.

"એ તોફાન તોડવાના ખરા ઉપાયો આ પ્રમાણે છે: આપના રાજ્યમાં જેઓ ખેતી કરવા ઇચ્છે છે, તેમને આપ બી આપો; જેઓ વેપાર કરવા ઇચ્છે છે, તેમને મૂડી આપો; અને જેઓ નોકરી કરવા ઇચ્છે છે, તેમને યોગ્ય નોકરી આપો. આ રીતે સર્વ માણસો પોતપોતાના મનગમતા કામમાં લાગી ગયા પછી આપના રાજ્યમાં તોફાન થવાનો સંભવ નથી. વખતસર કર વસૂલ થવાથી આપની તિજોરી ભરાઈ જશે, અને તોફાનીઓનો ઉપદ્રવ ન હોવાથી લોકો પોતાનાં બાળબચ્ચાંના કોડ પૂરા કરશે, તથા દરવાજા ઉઘાડા મૂકી નિર્ભયતાથી આનંદમાં રહેશે."

પુરોહિતે બતાવેલો તોફાનોનો બંદોબસ્ત કરવાનો ઉપાય મહાવિજિત રાજાને પસંદ પડયો. પોતાના રાજ્યમાં ખેતી કરવાને સમર્થ એવા લોકોને બી વગેરે આપી, તેણે તેમની પાસે ખેતી કરાવી; નાનામોટા વેપારીઓને મૂડી આપી, તેમનો વેપાર વધાર્યો; અને યોગ્ય માણસોને ચૂંટી કાઢી તેમની સરકારી કામ ઉપર યોગ્ય સ્થળે નિમણૂક કરી. આ ઉપાયોથી મહાવિજિતનું રાષ્ટ્ર થોડા જ વખતમાં સમૃદ્ધ થયું.

ત્યાર બાદ રાજાએ પુરોહિતની સૂચનાથી રાજ્યમાં જાહેરનામું કઢાવીને પ્રજાને પુછાવ્યું કે, 'મારે મારા પરલોકના હિત ખાતર યજ્ઞ કરવો છે; તેમાં તમારા બધાની સંમતિ છે કે નહીં'. પ્રજાએ નિર્ભયતાથી સ્પષ્ટપણે રાજાને યજ્ઞ કરવા માટે અનુમતિ આપી.

ત્યાર બાદ પુરોહિતની સલાહ મુજબ રાજાએ યજ્ઞ કર્યો. તેમાં ગાયો, બકરાં, મેઢાં વગેરે પ્રાણી મારવામાં આવ્યાં નહીં; યજ્ઞસ્તંભો બનાવવા ઝાડો તોડી પાડવામાં આવ્યાં નહીં; દર્ભને ચૂંટી ચૂંટીને ઢગલા કરવામાં આવ્યા નહીં; અને દાસોને તથા મજૂરોને જબરદસ્તીથી કામે લગાડવામાં આવ્યા નહીં. જેમની ઇચ્છા હતી તેમણે જ કામ કર્યું અને જેમની ઇચ્છા ન હતી તેમણે ન કર્યું. ઘી, તેલ, માખણ, દહીં, મધ અને ગોળ, એટલા પદાર્થથી તે યજ્ઞ પૂર્ણ કરવામાં આવ્યો.

પછી રાજ્યના શ્રીમંત લોકો રિવાજ મુજબ મોટાં મોટાં નજરાણાં લઈને રાજા પાસે આવ્યા. રાજાએ તેમને જણાવ્યું કે; "મારે તમારાં નજરાણાંની જરૂર નથી. કારણ કે, પ્રજા પાસેથી ધાર્મિક કરરૂપે ઉઘરાવેલું પુષ્કળ દ્રવ્ય મારી પાસે પડેલું છે. તેમાંથી તમારે કાંઈ જાહેર હિત માટે જોઈતું હોય તો લઈ જઈ શકો છો."

રાજાએ નજરાણું સ્વીકારવાની ના પાડવાથી તે લોકોએ તે પૈસામાંથી આંધળા-લંગડા વગેરે અપંગ લોકો માટે રાજાની યજ્ઞશાળાની ચારે દિશાએ અનાથાશ્રમ બાંધ્યું.

આ પ્રમાણે મહાવિજિત રાજાનો યજ્ઞ સર્વને માટે કલ્યાણકારી નીવડયો.

ગો૦ ૫૦

# સત્યવીર સૉક્રેટીસ

'સૉક્રેટીસ કરીને એક મોટો માણસ થઈ ગયો. તે ગ્રીસ દેશની ઍથેન્સ નગરીમાં રહેતો. તેને મરી ગયે આજ ૨૩૦૦ ઉપર વર્ષો થયાં. તેના દેશભાઈઓએ તેને ઝેર આપીને મારી નાખ્યો હતો. આજ સરકાર ફાંસીએ ચડાવી ગુનેગારને મારે છે. સૉક્રેટીસના જમાનામાં ઝેર પાઈને મારવાનો ધારો હતો.

તેને શું કામ એ સજા થઈ હતી તે તમે જાણો છો? સૉક્રેટીસ વહેમી માણસ નહોતો. કશું પણ માનતા પહેલાં તે બરોબર વિચાર કરતો; તે ખરું હશે કે ખોટું એ તે તપાસતો. પણ ત્યાંના લોકો તો વહેમથી અને અંધશ્રદ્ધાથી ચાલતું આવેલું ગમે તે માનતા, અને આજ પણ બધે માને છે. સૉક્રેટીસ રોજ બજાર, ચોરા કે ચકલામાં બેસે અને લોકો જોડે જ્ઞાનની વાતો કર્યા કરે. પણ લોકોની પેઠે કશું તે વહેમથી કે વગર વિચાર્યે માને નહિ. આની અસર થવા લાગી: ઍથેન્સના જુવાનિયાઓ વિચાર કરતા થવા મંડયા. તેથી જૂના વહેમો, વગર વિચારેલા રીતરિવાજો અને રૂઢિઓ તથા માન્યતાઓ છૂટવા લાગ્યાં. એથી કરીને જૂના લોકો ગભરાયા. તેમણે ફરિયાદ કરી કે, સૉક્રેટીસ આપણા ધર્મને બગાડે છે ને જુવાનિયાઓને ફટવે છે. સૉક્રેટીસને અદાલત

આગળ આણવામાં આવ્યા. તેમણે પોતાની વાત સ્પષ્ટ શબ્દોમાં કહી જણાવી કે, હું તો ધર્મ બગાડતો નથી પણ સુધારવા ઇચ્છું છું. પરંતુ અદાલતે તે માન્યું નહિ અને તેમને ઝેરનો પ્યાલો પાઈ મારી નાંખવાની સજા કરી.

સૉક્રેટીસ હસતે મોઢે પ્યાલો પીવા તૈયાર થયા. તેમના કેટલાક મિત્રોએ તેમને નાસી જવા સમજાવ્યા. સૉક્રેટીસ મોતથી ડરી નાસે એવા નહોતા. તે સત્યાગ્રહી વીર હતા. તેમને એક રડતા સિપાઈએ હાથમાં પ્યાલો આપ્યો; સૉક્રેટીસ મરે તે તેને ગમતું નહોતું. પણ કાયદાનો નોકર હુકમ પ્રમાણે ન કરે તો શું કરે? લાંબો હાથ કરીને સૉક્રેટીસે પ્યાલો લઈ લીધો! જાણે દૂધનો પ્યાલો લેતા હોય! અને શાંતિથી તે ગટગટાવી ગયા.

એથી આખી દુનિયામાં તે અમર થઈ ગયા છે. જગતના થોડા વિરલ મહાન પુરુષોમાંના એક એમને ગણવામાં આવે છે. મર્યા ત્યારે તેમની ઉંમર ૭૦ વર્ષની હતી.

મ૦

# ગામગોષ્ઠી — ૯

## અમલદારોના પગાર

મુખીને વાતોમાં કંઈક રસ પડ્યો હતો, એટલે બીજે દિવસે મુખી વખતસર આવી ગયા હતા. મોટેરા કોઈ તકલી તરફ વળ્યા નહોતા, પરંતુ વાતો સાંભળવા ઉત્સાહપૂર્વક આવીને બેસતા હતા. થોડાં નાનાં બાળકો અઠવાડિયામાં તાર કાઢતાં થઈ ગયાં હતાં. કેટલાંક મંદ બાળકોની પ્રગતિ થતી નહોતી. કોઈ કોઈને એમ થતું કે, આ તો અમને આવડશે જ નહિ. પણ સહેજ ધીરજપૂર્વક પ્રયત્ન કરવાથી તે થઈ જશે એમ સમજાવીને તેમને બેસાડયાં હતાં. એક બીજો વિદ્યાર્થી એવાં બાળકોને ધીરજપૂર્વક શીખવતો હતો અને એકેક બાળકની સાથે જ બેસીને તેને બરાબર બતાવતો જતો હતો. એક તાર કાઢતો થાય અને એનામાં ઉત્સાહ આવે એટલે બીજાને લેતો. આમ તેણે એક નાસીપાસ થયેલા છોકરાને કાંતતો કર્યો હતો અને હવે બીજાને હાથમાં લીધો હતો. આગલા દિવસની વાત ચાલુ કરીને વિદ્યાર્થીએ કહ્યું, 'મુખી! આપણા જિલ્લાના કલેક્ટર સાહેબને કેટલો પગાર મળે છે તે તમે જાણો છો?'

મુ૦ — હશે! આપણા પ્રધાનો જેટલો તો હશે જ ને?

વિ૦ — ના! ના! પ્રધાનો કરતાં તો ચારગણો. માસિક રૂ. ૨,૦૦૦ તો સામાન્ય ગણાય. કોઈ કોઈને તો તેથીય વધુ મળે. આ સાહેબોને આટલા પગાર મળે છે ત્યારે આપણા દેશમાં વાર્ષિક રૂ. ૫૦ પણ ન મળતા હોય તેવા કરોડો છે. અને આવડા મોટા દેશમાં વાર્ષિક રૂ. ૨,૦૦૦ કમાતા હોય તેવા તો માંડ ૩ લાખ માણસો છે. આ સ્થિતિમાં મહિને ૨,૦૦૦ કે તેથી વધુ કમાનાર તો ગણ્યાગાંઠ્યા જ હોય એ સ્વાભાવિક છે. તેની સંખ્યા તો પૂરા દસ હજાર પણ નથી. આ થોડા ઘણા સુખી લોકોમાં આ આઈ. સી. એસ. પ્રજાસેવકોનો સમાવેશ થાય છે. પ્રજા ગરીબાઈમાં સબડે છે ત્યારે પ્રજાના આ નોકરો (?) હજારોના પગાર લે છે.

વચ્ચે ડોસા કહે: 'ત્યારે પ્રધાનો મોટા કે કલેક્ટર?'

વિ૦ — મોટા તો પ્રધાનો; પણ તેઓ આ મોટા અમલદારોના પગારમાં રાતી પાઈ પણ ઓછી કરી શકે નહિ. અને પ્રધાનોમાં પણ મહાસભાવાળા જ મહિને પાંચસો લે છે. બંગાળા અને પંજાબના પ્રધાનો તો તેથી દસગણો પગાર લે છે. તેમની નજર આગળ

પેલા મોટા સાહેબો હોય, એટલે જે તે બાબતમાં તેમનું અનુકરણ કરે. આ ગરીબ દેશમાં એટલો પગાર ન પોસાય તેનો વિચાર કોણ કરે છે?

મુ૦ — ત્યારે ગવર્નર અને વાઇસરૉય સાહેબનો પગાર તો તેથીય વધારે હશે ને?

વિ૦ — ગવર્નરને વરસે લાખેક રૂપિયા મળે અને વાઈસરૉયને તો તેથી અઢીગણા. એ સાહેબોનાં બીજાં ખરચ તો જુદાં. આ તો એમનો ચોખ્ખો પગાર. વાઇસરૉય સાહેબ પાછળ તો બધું મળીને મહિને દોઢ લાખ રૂપિયા ખરચાય છે. તે ઉપરાંત વળી દેશી-રાજ્યોમાંથી નજરાણાં મળે તે જુદાં. આમ આ ગરીબ દેશ પર તેમના ખર્ચનો બોજો અતિશય વધારે છે. દુનિયામાં કોઈ દેશ આટલા પગાર આપતો નથી. હિંદુસ્તાન ગરીબમાં ગરીબ, ત્યારે પગાર વધારેમાં વધારે! આ મારી પાસે ચોપડી છે તેમાં ગાંધીજીએ વાઇસરૉયને લખેલાં વચનો ટાંકેલાં છે. તેમણે ૧૯૩૦માં સત્યાગ્રહ શરૂ કરતા પહેલાં વાઇસરૉય સાહેબને પત્ર લખ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે:

"આપનો માસિક પગાર રૂ. ૨૧૦૦૦થી વધારે છે. એ ઉપરાંત તેમાં ભથ્થાં અને બીજા આડાઅવળા ઉમેરા જુદા. બ્રિટિશ વડા-પ્રધાનને દર વર્ષે ૫૦૦૦ પાઉન્ડ મળે છે. એટલે આજના હૂંડિયામણના હિસાબે રૂ. ૫૦૦૦ મહિનાના. હિંદની સરેરાશ આવક બે આનાની, ત્યારે તેના હાકેમનો રોજનો પગાર રૂ.૭૦૦નો. અને એક અંગ્રેજની સરેરાશ રોજિંદી આવક રૂ. ૨ની ત્યારે તેના વડા પ્રધાનનો રોજનો પગાર રૂ. ૧૮૦નો. એટલે કે, આપને સાધારણ હિંદીની રોજની આવક કરતાં ૫૦૦૦ ગણો મોટો પગાર અપાય છે, જ્યારે ઇંગ્લંડના વડાપ્રધાનને ત્યાંની રોજની સરેરાશ આવકથી માત્ર ૯૦ ગણો વધારે પગાર અપાય છે."

આ શબ્દો દસ વરસ પહેલાં લખાયા હતા. ત્યાર બાદ સત્યાગ્રહ થયો અને નવા સુધારા આવ્યા. મહાસભાના પ્રધાનોએ મંત્રી-પદ લીધાં અને છોડ્યાં. છતાં આજે પણ સ્થિતિ એની એ છે; ઉપર જે સરખામણી કરી છે તેમાં જરાય ફેર પડ્યો નથી.

મુ૦ — ત્યારે મહાસભાએ એવું પ્રધાનપદ લીધું શા સારું? આપણે ધાર્યું ન કરી શકીએ તો પ્રધાન થયા શા કામના?

વિ૦ — આપણે એવી સાચી સ્વતંત્રતા માટે જ લડવાનું છે. પ્રધાનપદ લીધાં તે સાચી સ્વતંત્રતા મેળવવાના કામમાં મદદ થાય તે માટે; અને છોડ્યાં પણ તે જ માટે. સાચી સત્તા હાથમાં ન આવે ત્યાં સુધી બધુંય નકામું. સુધારાને ગમે તે નામ આપો: સ્થાનિક સ્વરાજ્ય કહો કે પ્રાંતિક સ્વરાજ્ય કહો કે સાંસ્થાનિક સ્વરાજ્ય કહો, ગમે તે કહો: લોકોનું ભલું થઈ શકે અને દેશની ચૂસ બંધ થાય એ જ સાચું સ્વરાજ્ય. એવું સ્વરાજ્ય આવશે ત્યારે પ્રજાની આવક અને પ્રજાના નોકરના પગાર વચ્ચે પેલી અસમાનતા નહિ રહે, અને પ્રજાની સ્થિતિને છાજે એવડા પગાર પ્રજાના સેવકોને મળશે.

આ સાંભળી શેઠ બોલી ઊઠ્યા, 'ત્યારે એ હિસાબે તો મહાસભાના પ્રધાનો માસિક રૂ. ૫૦૦ લેતા હતા તે પણ વધારે ગણાય ને?'

વિ૦ — એમ ગણાય ખરું. હાલની પ્રજાની આવકની સરખામણીમાં લગભગ ૧૨૫ માણસ-ની આવક થઈ. પરંતુ પગારની આખરી હદ તેનાથી ઓછી રાખ્યે ચાલે નહિ. એટલી મર્યાદા બધાય મોટા સરકારી અમલદારો સ્વીકારે તોપણ સરકારને કરોડોની બચત થાય અને તે બીજાં જરૂરી કામોમાં વાપરી શકાય. પણ તે સાચી સત્તા પ્રજાના હાથમાં આવ્યા વગર બનવાનું નથી. હાલ તો તેની વાતો જ કરવાની અને સાચું સ્વરાજ્ય મેળવવા માટે લડવાનું.

વિઠ્ઠલદાસ કોઠારી

# નવું વાચન

## સ્વ૦ ભાઈ વૈષ્ણવનો અક્ષરદેહ

**તેત્રીસ પત્રો** લેખક: 'અજ્ઞાત.' પ્રકાશક: લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, ભારતોદય મંડળ, પોરબંદર. કિં૦ કાચું પૂઠું આઠ આના, પાકું પૂઠું દસ આના.

અજ્ઞાત ન રહી શકે એમ હોવા છતાં, 'અજ્ઞાત' નામથી પ્રસિદ્ધ કરેલા આ પત્રોના લેખક સ્વ૦ શ્રી ચમનલાલ વૈષ્ણવ છે, એ હવે તો જાહેર કરવામાં આવ્યું છે જેઓ ભાઈ વૈષ્ણવના સંબંધમાં આવ્યા હશે તેઓને માટે સ્વર્ગસ્થનો આ અક્ષરદેહ એક દિલાસારૂપ કદાચ થઈ પડે. પત્રો પ્રગટ કરતી વખતે તેમના સંબંધીઓ તથા પ્રકાશકને ખબરે નહિ હોય કે, ત્યાર પછી ટૂંક વખતમાં તે અહીંથી પરવરી જશે. ભાઈ વૈષ્ણવની નિર્મળ પારદર્શક તત્ત્વનિષ્ઠા, અહિંસા અને એક સાચા શિક્ષકને છાજે એવું ડહાપણ અને માનવપ્રેમ આ પત્રોમાંથી વાચક અચૂક જોઈ લેશે. જે ગુણો વડે ભાઈ વૈષ્ણવ એમના સાથીઓ તથા વિદ્યાર્થીઓના પ્રેમપાત્ર, આદરપાત્ર અને પૂજ્ય બન્યા હતા, તે ગુણોની ભૂમિકા પરથી લખાયેલા આ પત્રો લોકોપયોગી છે એમાં જરાય શંકા નથી તેમાંના કેટલાક પત્રો તો તે તે વિષય પર લઘુ નિબંધ જેવા છે. જેમ કે, ૪ થી ૮ સુધીના પત્રો યુવક-માનસને તલસ્પર્શી વિચાર કરવા પ્રેરે એવા છે. પુસ્તકના સર્વોત્તમ ભાગોમાંનો આ એક ભાગ ગણાય. વિદ્યાર્થીવર્ગ ઉપરાંત સેવકવર્ગને ઉદ્દેશીને પણ કેટલાક પત્રો છે, જે બીજું સર્વોત્તમ પત્ર-જૂથ છે; જેમ કે પત્ર ૧૪ તથા ૩૧. અહીં આગળ એવી વિભાગણી કરી બતાવવાનું પ્રયોજન નથી પણ તે પરથી એક વસ્તુ કહેવી પ્રસ્તુત છે કે, પત્રોનું સંપાદન એ રીતે કશી જ ગોઠવણી નથી કરી આપતું એ, ખરેખર, આ સુંદર સાહિત્યને થયેલો ભારે અન્યાય છે. બધી રીતે જોતાં સંપાદન ઘણું કાચું અને સાવ શિખાઉ હાથે જ ન થયું હોય, એવું લાગે છે. ૧૧ મો પત્ર, બીજા જ લેખકનો, નહિ તો ગણતરીમાં કેમ આવી શકત? અને દરેક પત્રની શરૂઆતમાં તેના મૂળ ઉત્પાદક પત્રનું સૂચન આપવાને બદલે અનુક્રમણિકામાં આપ્યે શું સાર્યું? જોડણી, વિરામચિહ્નો, ગોઠવણી તથા છાપ, સર્વ બાબતમાં સુધારણા માગી લેતી આ આવૃત્તિ પછી જો બીજી આવૃત્તિ નીકળે, તો સંપાદન સર્વાંગ-સુંદર સાધી એ દ્વારા સ્વર્ગસ્થને ઘટતી અંજલિ અપાશે એવી આશા છે.

પત્રોમાં લેખકે જે મંતવ્યો રજૂ કર્યાં છે તે ચર્ચવાનો પણ અહીં મુદ્દો ન હોઈ શકે. પ્રસ્તાવનામાં શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ લખ્યું છે તે સાચું છે કે, 'આમાં આપેલી સલાહો એક ઊંડા વિચારકની છે; તે ઉતાવળમાં અપાયેલી નથી; જ્યાં વિચારભેદ જેવું લાગે ત્યાંયે તે મનનીય છે જ. એમાંના ઘણા વિચારો આપણને ગળે ચડાવનારા અને આપણી વિવેકબુદ્ધિને જાગ્રત કરનારા છે. કેટલાક આપણી બુદ્ધિ પર નવો પ્રકાશ પાડનારા છે. . . . . આ પત્રોમાંના કેટલાક તો ગુજરાતી સાહિત્યમાં દીર્ઘાયુષ પ્રાપ્ત કરશે એવી મને આશા છે.'

પત્રસાહિત્ય આપણે ત્યાં જૂજવાજ છે. તેમાંય પાછા બે પ્રકાર વિચારવા જોઈએ આજકાલ કેટલુંક પત્રાકારે લખાય છે; ખરેખર તે પત્ર નથી. જેમ કે, કેટલાંક વિવેચનો પત્રરૂપે લખાય છે; જવાહરલાલજીએ જગતનો ઇતિહાસ પત્રરૂપે લખ્યો; યુરોપમાં પત્ર દ્વારા શિક્ષણ અપાય છે. આ પત્રાકાર સાહિત્યમાં અને ખરેખર કોઈને ઉત્તરરૂપે કે બીજી રીતે લખવાના થયેલા પત્રની ફોરમમાં, ઉઠાવમાં, સરળતામાં, શૈલીમાં અને અનુબંધમાં ફેર હોય છે,—આપોઆપ ફેર પડે છે. આ પત્રો સાચી પરિસ્થિતિમાંથી અને સામાને વિચારીને લખાયેલા પત્રો હોઈ, ખરું પત્રસાહિત્ય છે. અનેક પત્રોમાંથી પસંદગી કરીને આ તેત્રીસ લીધા છે કે કેમ, એ ખબર નથી. જો પસંદગી હોય તો અંતના કેટલાક ટૂંકડા પત્રો છોડી શકાત. પણ હવે જ્યારે શ્રી. વૈષ્ણવ નથી, ત્યારે તેમના આ અક્ષરદેહને બીજી રીતે વિચારવો જોઈએ. સંપાદકોએ સ્વર્ગસ્થના બધા પત્રો એકઠા કરી તેમાંથી નવી આવૃત્તિ ઘડવી જોઈએ.

પત્રો વાંચવાથી આપણા ગયા દસકાના સત્યાગ્રહની શક્તિનો ખ્યાલ પણ આવ્યા વગર નહિ રહે. ગાંધીજીની ચળવળ આત્મશુદ્ધિની છે, જીવનનું ઘડતર કરનારી છે: આ વસ્તુનો આ પત્રો એક પ્રત્યક્ષ પુરાવો ગણાય. રાષ્ટ્રીય શિક્ષણની હિલચાલની પાછળની શક્તિના પ્રકારનું પણ આમાથી દર્શન કરી શકાય. ભાઈ વૈષ્ણવે પોતાનું કાર્યમય આખું જીવન — એટલે કે ૧૯૨૦થી ૧૯૪૦ — રાષ્ટ્રીય કેળવણીને આપ્યું હતું. તે કાર્યનો કાંઈક અંતરંગ ઇતિહાસ આ પત્રોમાંથી આગળનો ઇતિહાસકાર જોઈ શકશે. આજે વીસે વરસે, આપણો યુવક એના ઘડતરની વિચારણામાં આગળ વધ્યો છે કે જુદે જ માર્ગે પળ્યો છે, એ પણ આ પત્રો વાંચતી વખતે ખ્યાલ આવે છે. આજ વિદ્યાર્થી કે સેવક આ પત્રોમાં ચર્ચાયેલી જાતનાં મનોમંથનો અનુભવે છે? પોતાના જીવનને આટલી ઝીણવટમાં જઈને વિચારે છે? ઊલટે જઈને જોતાં, સામાજિક કે સામૂહિક પ્રશ્નો કે કાર્યોમાં પણ વૈયક્તિક જીવનની જ છટા કે સુવાસ કામ કરતી હોય છે; માટે તેનો ઉત્કર્ષ એ જ મૂળ ચિંતાનો વિષય છે, એમ આજ યુવકને લાગે છે? એનો ઉત્તર આપવાપણું અહીં નથી

રહેલું. આ પત્રો વાંચતાં ગયા દસકાનું જે ચિત્ર જોવા મળે છે તેને આ નવા દસકાને સરખાવવાનું સહેજે સૂઝે છે એટલું જ

આ બધા ઉપરાંત, છેવટ આ પત્રો પરથી જે છાપ મન પર રહે છે તે, ભાઈ વૈષ્ણવ એક જાગ્રત સાધક હતા, એ છે. આજનો જમાનો સમાજસેવા દ્વારા સાધનાનો છે. ભાઈ વૈષ્ણવના વિચારો એ રીતે પણ વાચક જુએ અને વિચારે, એ પણ આ પત્રો પરથી સૂચવવા જેવી અભ્યાસ-દિશા છે આ બધી રીતે જોતાં, ગુજરાતમાં આ પત્રોનું વાચન બહોળું થાય એ દરેક રીતે ઇષ્ટ છે.

## શ્રી. મેઘાણીની બે ઐતિહાસિક નવલો

**સમરાંગણ** લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી, 'ફૂલછાબ'નું ૧૯૩૮નું ભેટ-પુસ્તક. કિં. ૧-૮-૦. પાન ૨૮૦+આગળ પાછળ ૧૦ પાન જાહેરખબરોનાં.

**રા'ગંગાજળિયો** લેખક ઉપર મુજબ. 'ફૂલછાબ'ની ૧૯૩૯ની ભેટ. કિં. ૧-૮-૦. પાન ૨૪૮+આગળ પાછળ ૨૬ પાન જાહેરખબરોનાં.

આ શ્રી. મેઘાણીની પહેલી બે ઐતિહાસિક નવલો છે. એમનાથી એમણે પોતાની કલમને નવું પ્રસ્થાન આપ્યું છે. બેઉ નવલોનું કથાનક ગુજરાત-સોરઠના ફૂલદ્રુપ ઇતિહાસ-માંથી પસંદ કરવામાં આવ્યું છે. ચારણી સાહિત્યના પોતાના અનન્ય અભ્યાસે લેખકને આ નવ-પ્રસ્થાન સુઝાડયું. તે કહે છે કે, 'લોકસાહિત્યનું સંશોધન અને પરિશીલન સીધી રીતે સંજોગવશાત્ છૂટી ગયું છે, છતાં આ નવી રસાયણક્રિયારૂપે એ મારી નસોમાં સજીવન છે. . . . (લોકસાહિત્યની) ચીંથરીઓમાં સચવાઈ રહેલી આ નાની નાની સોના-કણીઓએ મને ઐતિહાસિક કથાઓનું આદિધન પૂરું પાડીને ઇતિહાસ તરફ અભિમુખ કર્યો છે."

અને એમ એક ક્ષેત્ર પરવારી ચૂકેલા જેવા પથિકને સોરઠ-ગુજરાતનો ઇતિહાસ ઝટ વરે, એ પેલી પહેલી વરણી પરથી પણ કહી શકાય. આ રીતે ક્ષેત્ર-ફેર કરીને શ્રી. મેઘાણીએ જરૂર પોતાની કલમમાં નવચેતન ને નવું જોશ તો સહેજે આવ્યું હશે. લેખકો—અને ખાસ કરીને લલિત વાઙ્મયના લેખકોમાં એવું જોવામાં આવે છે કે, એકનું એક ક્ષેત્ર વારંવાર ખેડવાથી તેમને પોતાને થાક ચડે છે એટલું જ નહિ, એ ખેતર પણ ઊતરી જાય છે. એટલે પછી એને પડતર રાખવું ને નવાં ખેડખાતર અજમાવવાં એ જરૂરી હોય છે પ્રતિભાને પણ આવા પલટાથી પાસા પડીને ચળકાટ આવે છે. ઐતિહાસિક નવલ લખવાનું શરૂ કરીને શ્રી. મેઘાણીએ આવો અનુભવ કર્યો છે કે નહિ, એ તો તે કહી શકે. પરંતુ, આ બે કથાઓ તેમની વાતોમાં નવી ભાત પાડે છે એ તો સ્પષ્ટ છે.

'સમરાંગણ'માં ગુજરાતના છેલ્લા સુલતાન મુજફ્ફર-શાહનો ઇતિહાસ લીધો છે. વાતની મુખ્ય બીનાઓ ઐતિહાસિક છે. તેમની આસપાસ તત્કાલીન વાતાવરણ જમાવવાને માટે જરૂરી કથાનકો લોકસાહિત્યમાંથી અને ક્યાંક કલ્પનામાંથી વણી લીધાં છે. સત્યાર્થી ઇતિહાસકાર, ભાવાર્થી પુરાણકાર, અને રસાર્થી ઇતિહાસ-નવલકાર— ત્રણે પ્રકારના સાહિત્યકારો એક જ હકીકતો પર જીવે છે. પરંતુ તેમના ભિન્ન ઉદ્દેશોને લઈને તેઓ ભિન્ન સર્જનો કરે છે એટલું જ નહિ, સત્યને પણ ભિન્નતા નહિ તોય ઇષ્ટાનિષ્ટ ઓપ નથી આપતા? તેમાંય ઐતિહાસિક નવલકાર તો રસ-જમાવટની ગરજે બરોબર ઓપ આપવા મથે જ, કેમ કે તેના ઉપર એના સર્જનની કદર રહે છે. શ્રી. મેઘાણી આવો ઓપ આપવામાં ઇતિહાસશુદ્ધ સત્યતાની મર્યાદા સાચવવાની સારી ચીવટ અને ચિંતા રાખતા લાગે છે. મુખ્ય વાતમાં રસોની મિલાવટ કરવા પૂરતી એમણે ઝીણી ઝીણી ઉમેરણી કરી છે, તેથી વાર્તા જરૂર શોભે છે. જેને એમણે લોકસાહિત્યની ચીંથરીમાંથી મળેલી એક સોનાકણી કહી છે, એવા એક નાનકડા પણ રોમાંચજન્ય ખટારાભાર્યા ચારણી દુચકાથી 'સમરાંગણ'નો પડદો ઊઘડે છે, અને એ ખટારામાં એક સ્ત્રીહૃદય જીતે છે તેની સાથે આ વાતનો પડદો પડે છે. પરંતુ, એ કાંઈ 'સમરાંગણ' નથી. સમરાંગણ તો 'ભૂચર મોરી'ના યુદ્ધના રંગોનું વર્ણન છે. કાઠી રાજાઓ અને તેમના રાજકારણનું એ ચિત્ર છે; સ્વાર્થ અને ઈમાન વચ્ચેના ગજગ્રાહનાં નીતિચિત્રો એમાં ચીતર્યાં છે. બીજી બાજુ ગુજરાતના પાટનગરના રાજરંગ આલેખાયેલા છે. સુલતાનરૂપી સોગઠાં ખેલનારા શેતરંજ-બાજ ઉમરાવો ને હલેમાઓ અને તેમની વચ્ચેની હુંસા-તુંસી; તેમાંથી મુજફ્ફરે ખરેખર સુલતાનપદ દાખવવું; તેનો આમજનતા વચ્ચેનો ઉછેર; વગેરે વાંચતાં ખરેખર આનંદ પડે છે. ફરિયાદ કરવા મન થાય છે કે, લેખક કેમ એમાં સંકોચ રાખી અધૂરાં કે અણપૂર્યાં ચિત્રો રાખે છે? પણ આ દોષ તો આ બેઉ ચોપડીમાં સરખો જોવા મળે છે. તે વિષે આગળ પર કહેવાનું છોડું છું

'રા'ગંગાજળિયો' એક કરુણ-પ્રશસ્તિ છે. શ્રી. મેઘાણીને આવા પ્રકારના કથાનક વિષે કદાચ વધારે પક્ષપાત તો નથી? પુસ્તકનું નિવેદન જોતાં એવો પક્ષપાત હોવાનું જણાય છે. કરુણ-પ્રશસ્તિ હૃદયને ઊંડાણમાંથી હલમલાવી શકે છે એ તો સ્પષ્ટ છે. પરંતુ કેટલાક વાચકોને એ ત્રાસ પણ દે છે. મારા એક મિત્ર મને કહે છે કે, 'ટ્રેજેડી'—કરુણ-પ્રશસ્તિ વાંચી વાંચીને મારા લોહીમાં કમકમાટી પેસી ગઈ છે; મારાથી હવે તે વાંચી નથી શકાતી. શ્રી. મેઘાણીની આ કથા એવી જોરદાર નથી થઈ શકી. એમ તો 'સમરાંગણ'નો પણ મુખ્ય રસ તો

લેખકે એ જ તાકર્યો લાગે છે. ત્યાં પણ એ પૂરા ફાવ્યા નથી. 'રા' ગંગાજળિયા'માં તેના કરતાં વધારે ફાવટ દેખાય છે; પરંતુ ત્યારે તેની વાત પણ મૂળે કરુણ છે. વાતના જોરમાં કલાનું જોર બરોબર ભળ્યું નથી.

જૂનાગઢનો માંડળિક રાજા સોમનાથનો ભક્ત છે. તે ગંગાજળિયો કહેવાય છે. પોતાની પવિત્રતાને જોરે એક પતિયાની પત દૂર કરે છે. પણ પાછીથી પડે છે. શાથી ?—વાર્તા એનો ઉકેલ નથી ચીતરતી. છેવટે પોતાના વજીરની સ્ત્રી પર ભ્રષ્ટ નજરૂ કરવામાંથી રાજ પર આફત વહોરે છે ગુજરાતનો સુલતાન બેગડો આવીને તેને પકડી જાય છે: જાત બચાવવા છેવટે આ એક વારનો ધર્માભિમાની રાજા મુસલમાન પણ થાય છે

રાજા નરસિંહ મહેતાનો સમકાલીન છે. 'હારમાળા'નો માંડળિક તે આ રાજા. શ્રી મેઘાણીએ મહેતાજીને પણ વાતમાં આણ્યા છે. 'એના નામે ચાલતી આવેલી કરુણ ઘટનાઓના ચિત્રણનો ઉપયોગ મેં એ પાત્રની કરુણતાના રંગો માંડળિક પર પાડવા પૂરતો જ કરેલો છે'—એમ નિવેદનમાં લેખક કહે છે. મહેતાજીના જીવનના લોકપ્રિય પ્રસંગોનું ચિત્રણ આ નવલનો એક સ્વતંત્ર સુંદર ભાગ છે. પરંતુ આખી વાત પર એ દ્વારા જે અસર પાડવા ધારેલાની વાત લેખક કહે છે, તે ઝાઝી દેખાતી નથી થતી. એક પ્રસંગ — છેલ્લું ગાન — ભારે ક્રિયાપૂર્ણ અને ભવ્ય છે. એ વાંચી ક્રાઇસ્ટને પકડવાની ધમાલ કરી તેમને લઈ જતા રોમન સિપાઈઓવાળું દૃશ્ય યાદ આવે છે. ખરેખર, આ નવલમાં નરસિંહ મહેતાનું ચિત્ર મનોહર છે એની આગળ નવલનો બીજો ભાગ તૂટક લાગે છે અને ફીકો પણ પડી જાય છે.

આમ થવું એ કદાચ શ્રી. મેઘાણીની, અઠવાડિયા અઠવાડિયાને હપતે, વાતનું પિરસણ આપવાની મર્યાદા લાગે છે બેઉ વાતોમાં એક પ્રકરણ પરથી બીજા પ્રકરણ પર જતાં થડકો લાગે છે. કેટલાક વખત સુધી તો વાતનો તાંતણો જ નથી પકડાતો, તેથી રસજમાવટમાં મુશ્કેલી પડે છે. છેડે પહોંચતાં તાંતણો જડે છે ત્યારે આનંદ આવે છે; પરંતુ તે પૂર્વની મુશ્કેલીની આગળ એના ટકા કપાઈ જાય છે. બેમાં 'સમરાંગણ'માં આ વિશેષે લાગ્યું. ઐતિહાસિક નવલકારને માટે આ દોષ વસમો ગણાય.

બીજું, વાતાવરણ જમાવવામાં લેખક કોક વાર કંજૂસ તો કોક વાર ઉદાર થઈ જાય છે; તેથી વાચકના મન પર સરવાળે સારી છાપ નથી પડતી જેમ અ-વ્યવસ્થિત રીતે ગમે તેટલું આચરકૂચર ખાઈએ છતાં ભોજનની તૃપ્તિ નથી મળતી, કાંઈક એના જેવું અહીં થાય છે.

એવી જ છાપ શબ્દ-પસંદગીમાં પણ પડે છે. શ્રી મેઘાણીને શબ્દો તો ખૂટતા જ નથી. પણ જ્યાં મોઘમ વર્ણન આવે ત્યાં સંસ્કૃત શબ્દોની છટા આવે; અને જરામાં પાછા તળપદી વાતચીત પર પહોંચવાનું થાય. આ સંક્રમણ ધ્યાન પર આવ્યા વગર નથી રહેતું ને તેથી વાર્તાપ્રવાહમાં તણાતા વાચકને એ આડું ધ્યાન રોકાણ કરે છે

શૈલીના આ ખૂંઢાખૂંપરા મોડી કે વહેલી લેવામાં આવે અને કલમને જો હપતાના ખટકા ખાવા ન પડે તો શ્રી. મેઘાણી ગુજરાતના ઇતિહાસને આવી નવલો દ્વારા જીવંત કરી મૂકે, એ કોને ન ગમે ? એમની ઇતિહાસ-શુદ્ધિ માટેની ચીવટ, વાર્તાને રચવા અગાઉ તેને અંગેનું આવશ્યક સંશોધન,—આ જાતની અભ્યાસિતા નવ-લેખકોને માટે અનુકરણીય છે જીવનનાં રસબીજને પકડી તેમને બરોબર મોલવવાં, તેમને ઘટતી છટાથી ખીલવવાં—એ શ્રી મેઘાણી કરી શકે છે; અલબત્ત, પોતાની પ્રેમશૌર્યમિશ્રિત કરુણ-દૃષ્ટિના રંગથી અને પહોંચથી. તેથી ઐતિહાસિક નવલની એમની ક્ષેત્ર-બદલી આવકારપાત્ર છે.

આવી નવલોનો ઘાટ કે રૂપરંગ હલકો કરવો ન જોઈએ આગળપાછળ જાહેરાતોના નમૂના એને ન શોભે. આ કાંઈ રેલવે-નવલ નથી. એને તો શિષ્ટ સાહિત્ય-ગ્રંથના ઓપ ઘટે. કિંમત પણ વધારે કહેવાય. છાપ અને જોડણીમાં પણ સફાઈ ને એકધારાપણું નથી

મ૦

૧ हिंदुस्तानी प्रवेशिका [द्वितीय संस्करण] પાન ૧૮૨, કિ. ૦-૧૦-૦. લેખકો : પરમેષ્ઠીદાસ જૈન અને વલ્લભદાસ અક્કડ; પ્રકાશક : મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત.

૨ हिंदुस्तानी पाठमाला પાન ૭૬, કિં ૦-૪-૦ લેખક : મહેન્દ્રનાથ વેદાલંકાર; પ્રકાશક: સ્નાતક મિત્ર-મંડળ, ભરૂચ

ગુજરાતી વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષાના માધ્યમ દ્વારા હિંદુસ્તાની વ્યાકરણ શીખવવાના પ્રયોજનથી ઉપરનાં બંને પુસ્તકો લખાયાં છે. બન્ને પુસ્તકો ગુજરાતી વિદ્યાર્થીઓને હિંદુસ્તાની શીખવવાનું કામ કરનાર શિક્ષકોએ લખ્યાં છે, એ તેમની વિશિષ્ટતા છે. તેથી ગુજરાતી વિદ્યાર્થીઓ દ્વારા થતી ભૂલોનો ખ્યાલ બંને પુસ્તકોમાં રાખવામાં આવેલો જણાય છે. પરંતુ તેમાંનું પ્રથમ પુસ્તક પ્રૌઢ વિદ્યાર્થીઓ માટે છે, અર્થાત્ ગુજરાતી ભાષાના વ્યાકરણનું ઉચ્ચ શ્રેણીએ જ્ઞાન મેળવી ગયેલા વિદ્યાર્થીઓ માટે છે. જ્યારે બીજું પુસ્તક વિનયમંદિરના પ્રારંભિક વિદ્યાર્થીઓ ગુજરાતી ભાષાનું વ્યાકરણ શીખતા હોય ત્યારે પણ કામમાં લઈ શકાય તેવું છે કારણ કે, પહેલા પુસ્તકમાં વ્યાકરણના

વિષયની દૃષ્ટિએ બધો ક્રમ ગોઠવ્યો છે તથા અભ્યાસ માટે ઓછી સામગ્રી આપેલી છે; જ્યારે બીજામાં વિદ્યાર્થી જે જે રૂપોથી પરિચિત થયો હોય કે થતો હોય તે ક્રમે બધો વિષય ગોઠવ્યો છે તથા દરેક પાઠને અંતે લંબાણથી અભ્યાસપાઠ આપેલા છે. જોકે, તેમાંનું ઘણું શિક્ષક પોતે જ ઉપજાવી લે એવું માની લેવું જોઈએ પાઠમાં આવેલી માહિતીના સામાન્ય પ્રશ્નો લખી બતાવવા પાછળ જગા ભરવામાં કશો અર્થ નથી.

અનુભવે આ જાતનાં પુસ્તકોમાં તથા તેમના વિષયના ક્રમમાં ઘણા ફેરફાર કરવા પડશે; પરંતુ અત્યાર સુધી હિંદી ભાષાના લેખકોએ હિંદીભાષી પ્રાંતોમાં ઊછરેલા વિદ્યાર્થીઓ માટે લખેલાં વ્યાકરણોથી ચલાવી લેવું પડતું હતું, તે મુશ્કેલીમાંથી આ પુસ્તકો વડે ઊગરી જવાશે એટલે આ પ્રયત્નો આવકારદાયક છે એમાં શંકા-નથી.

તોપિણ બને પુસ્તકો જોયા બાદ જે કેટલીક સામાન્ય સૂચનાઓ કરવા જેવી જણાય છે, તે અહીં આપું છું.

૧. વ્યાકરણના નિયમોની ભાષા ઘડવામાં જે શાસ્ત્રીય ચોકસાઈ જોઈએ, તે બરાબર સચવાવી જોઈએ અને તેમાં અતિવ્યાપ્તિ-અવ્યાપ્તિનો દોષ રહી ન જાય એ ખ્યાલમાં રહેવું જોઈએ. બંને પુસ્તકોમાં એક જ બાબતના કેટલાય નિયમો જુદી જુદી મર્યાદાઓ બતાવીને આપેલા છે તે બાબતમાં ખરું શું છે તે જાણવું મુશ્કેલ થઈ જાય છે.* આ બાબતમાં પહેલા કરતાં પણ બીજું પુસ્તક વધુ સુધારણા માગે છે. તેમાં તો નિયમોની ભાષા પણ કેટલીક જગાએ અશુદ્ધ છે, જેમ કે: "સકર્મક ધાતુને કર્તામાં ને અને કર્મમાં को પ્રત્યય લાગેલો હોય, તો ક્રિયા હંમેશ નર-જાતિના એકવચનમાં જ રહે છે." (પા ૬૩, નિયમ 13.) અથવા,—"સકર્મક ધાતુના ભૂતકાળમાં ને પ્રત્યય લાગે છે એટલે સર્વનામના કર્તામાં તેનું મૂળ રૂપ બદલાય છે." આ નિયમોનો અર્થ સમજવા ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ શું સમજી શકાય?

કોઈ નિયમ ગમે તેટલો અગત્યનો હોય, તોપણ શાસ્ત્રીય પુસ્તકમાં પુનરુક્તિ દોષ આવે તે જરૂરી નથી. જેમ કે પહેલા પુસ્તકમાં એક જ નિયમ ત્રણ વાર લખ્યો છે (પા. ૩૩, ૩૭, ૩૮.)

પહેલા પુસ્તકમાં ૩૫મે પાને જણાવ્યું છે કે અમુક ક્રિયાપદોના મૂળ ધાતુનો દીર્ઘ અક્ષર (ओ અથવા ए) હ્રસ્વમાં (उ અથવા इ) ફેરવાઈ જાય છે અને પછી અનુક્રમે 'लाना' અને 'वाना' લગાડવાથી પહેલું પ્રેરણાર્થ અને પુનઃ પ્રેરણાર્થક રૂપ બને છે. જેમકે, देना दिलाना અને दिलवाना, धोना धुलाना અને धुलवाना. પરંતુ धोमां તે નિયમ પ્રમાણે वाना ઉમેરવાથી धुवाना થાય, धुलवाना શી રીતે થાય? આમ નિયમમાં કંઈક કહેવાનું બાકી રહી ન જાય તેનો ખ્યાલ રાખવો જોઈએ.

૨. કેટલીક બાબત વિષે મૂળ શાસ્ત્રીય અથવા બહુ-માન્ય મત શો છે, તે તપાસ્યા પછી જ તેને વિષે વિધાન કરવું જોઈએ. જેમ કે પહેલા પુસ્તકમાં જણાવ્યું છે કે, (પા. ૩૬) ગુજરાતીમાં સાત વિભક્તિ છે, પરંતુ હિંદુસ્તાનીમાં તો સાત ઉપરાંત આઠમી સંબોધન વિભક્તિ પણ છે," અને તેના પ્રત્યય (?) हे, अजी, अहो, अरे છે. જ્યારે બીજા પુસ્તકમાં (પા. ૩૬) જણાવ્યું છે કે, ગુજરાતી અને હિંદુસ્તાની બંનેમાં આઠ વિભક્તિઓ છે, અને બંનેમાં આઠમી વિભક્તિના પ્રત્યય નથી, પરંતુ સંબોધનસૂચક શબ્દ હોય છે.

૩. બીજા પુસ્તકમાં નવી નાગરી લિપિ સ્વીકારીને જોડણી આપી છે. પહેલા પુસ્તકની પેઠે તે લિપિમાંથી જૂને પડતો મૂક્યો હોત તો ઠીક થાત. વળી તે પુસ્તકમાં બધે હ્રસ્વ रु ને ગુજરાતી લિપિમાં બધે 'રૂ' કરીને લખ્યો છે સાથે કૌંસમાં દેવનાગરીમાં હ્રસ્વ रु આપ્યો જ હોય છે! ગુજરાતીમાં પણ હ્રસ્વ 'રુ' છે, તેવું તેના લેખક જાણતા લાગતા નથી. તેવું જ ઉકારાન્ત નાન્યતર જાતિના ગુજરાતી શબ્દની બહુવચનની જોડણીનું પણ છે. 'નીચેનું'નું બહુવચન 'નીચેનાં' થાય; 'નીચેના' નહિ. નમૂનાનાં વાક્યોમાં 'હું તેના ઘર નથી જતો' (પા ૫૬) જેવાં અશુદ્ધ વાક્ય ન હોવાં જોઈએ; તેમ જ 'આ ભાઈ અને બહેન નથી પણ પતિપત્ની છે' (પા. ૫૫) એ જાતનાં વાક્ય પણ રાખવા જેવાં નથી.

ઉપર સુધારી લેવા જેવી કેટલીક બાતો જણાવી તે ઉપરથી એવી ભ્રાંતિ ન થાઓ કે, એ બંને પુસ્તકમાં નરી ભૂલો જ છે. આ સુધારણાઓ તો તે ઉપયોગી પુસ્તકો વધુ ઉપયોગી થાય તે સારુ જ સૂચવી છે. બાકી, ગુજરાતી વિદ્યાર્થીઓને હિંદી શીખવવામાં, તે કામના અનુભવી લેખકોએ લખેલાં આ બંને પુસ્તકો ઉપયોગી થઈ પડશે એમાં શંકા નથી.

બીજું પુસ્તક તો ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરવા ધારેલ પુસ્તકનો માત્ર પ્રથમ ભાગ છે. એટલે કેટલીય બાકી રહેલી વિગતો બાકીના ભાગોમાં આવી જશે એમ માની લઈએ.

ગો૰

* દાખલા તરીકે, જુઓ બિંદીવાળા ડના નિયમ

# માસિક વિવેચન

## એક રાષ્ટ્રીય કેળવણીકાર ગયા

ભાઈ ચમનલાલ વૈષ્ણવ આ માસની શરૂઆતમાં ગુજરી ગયા, તે રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં એક મોટી ખોટ ગણાય. કાઠિયાવાડના સેવકવર્ગને તો એક પ્રિય મિત્ર અને સાચો સાથી ને સલાહકાર ગયા જેવું લાગશે. ૪૨ વર્ષની ઉંમર, ખરેખર જોતાં, નાની જ ગણાય. પરંતુ એટલી ઉંમરમાં ભાઈ વૈષ્ણવે જેમને મળ્યા ને જ્યાં વસ્યા ત્યાં બધે જ પોતાની સહૃદયતાથી, પ્રેમ અને મીઠાશથી, તથા વ્યાપક સૌજન્યથી સૌનાં મન હર્યાં છે. જીવનમાં તેમણે (તેના વ્યાપક અર્થમાં) રાષ્ટ્રીય કેળવણીનું ક્ષેત્ર પોતાનું કર્યું હતું. તે હિલચાલની લીલીસૂકી સૌ સ્થિતિમાં એ એને જ વળગી રહ્યા હતા. પોતાના વઢવાણ ક્ષેત્રમાં જ્યારે હરિજન પ્રશ્નને અંગે શાળા પર સવર્ણી આફત આવી ત્યારે તે અડગ ઊભા રહ્યા: શાળાને ફના થવા દેવી એ બહેતર પણ રાષ્ટ્રીયતાનો ઝંડો નીચે ન જ ઊતરે! આ પ્રકારની તત્ત્વનિષ્ઠા તેમના આખા જીવન પરત્વે પણ જોવા મળે છે. જે એમના થોડા પણ સહવાસમાં આવ્યા હશે તેમણે તો એ પ્રત્યક્ષ જોઈ હશે. જે ન આવ્યા હોય તે એમના 'તેત્રીસ પત્રો' વાંચે તો કાંઈક તેની કલ્પના કરી શકશે. રાષ્ટ્રીય કેળવણીકાર હોવાની સાથે તે એક સાધક પણ હતા. એક સાધકને છાજે એવી પ્રસન્નતા તમે એમની મુદ્રા પરથી પણ જોઈ શકો. પેલી અંગ્રેજી કહેવત સાચી પડે છે કે, જેમને આપણે ઝંખીએ તેમને દેવો પણ દેવલોકમાં ઝંખે છે.

## એક રાષ્ટ્ર-પંચાંગનો પ્રશ્ન

ટ્રાન્સવાલથી શ્રી. ભાણાભાઈ કરીને ભાઈ લખે છે,

"માસિકમાં ભાષાશુદ્ધિ અને અંગ્રેજી નામોનાં ગુજરાતી નામો શોધી જાહેર કરો છો, તો તેવા માસિકમાં આપણાં વર્ષ અને મહિનાનું નામનિશાન ન હોય એ, ખરેખર, અજાયબી પમાડનારું ગણાવું જોઈએ."

આપણા પંચાંગની મુશ્કેલી શી છે તે પણ તે ભાઈની ધ્યાન બહાર નથી:

"આપણા મહિનામાં તિથિની વધઘટ અને અધિક માસની ગૂંચવણો કદાચ લાગતી હોય, તો તેનો ઉકેલ . . . . શોધી કાઢવો જોઈએ."

અને છેવટે તે સૂચવે છે કે,

"અવગડ હોય તો અંગ્રેજી અને આપણું વર્ષ બંને સાથે લખવાનું રાખો તો કાંઈ વાંધો ખરો?"

આવી ઝીણી વાતો માટે પણ અમારા વાચકો તકેદારી રાખે છે તેને માટે અમે તેમના આભારી છીએ.

તિથિની વધઘટ વગેરે તો, ખરેખર જોતાં, મુશ્કેલી નથી, કેમ કે પંચાગશાસ્ત્રીઓ નક્કી કરી પ્રજાને પંચાગ આપે એટલે એનો તોડ આવી જાય. ખરી મુશ્કેલી આપણા અનેક શકો છે અને તે શકો કોમ કે ધર્મ સાથે સંબંધ ધરાવે છે, એ છે. વિક્રમ સંવતનો માસ પણ ઉત્તરમાં ૧૫ દિવસ આપણાથી અલગ ચાલે છે. એટલે, એક રાષ્ટ્રભાષા કે રાષ્ટ્ર-લિપિની જેમ એક રાષ્ટ્ર-પચાંગનો પ્રશ્ન આપણી સામે છે. એનો ઉકેલ તો સ્વરાજ સરકાર જ લાવી શકે. દરમ્યાન, આજે સરકારમાન્ય થયેલું અને લગભગ આખી દુનિયામાં ચાલતું ઈસવી પંચાંગ જ વ્યવહારમાં તો ઉપયોગી લાગે છે. પોતપોતાના તહેવારો, મુહૂર્તાદિ માટે દેશી પંચાંગો આજ જેમ ખપ લાગે છે તેમ લાગ્યા કરવાનાં. તેઓમાં પણ અનેક જાતના સંશોધનની જરૂર છે. તે બાબત શ્રી. હરિહરભાઈ એમની 'વ્યવહારુ ખગોળ' લેખમાળામાં ચર્ચે છે તે તરફ વાચકોનું ધ્યાન દોરું છું.

## એક શિક્ષણપત્રિકા

અમદાવાદની નવચેતન હાઈસ્કૂલ, "શાળાની હરેક જાણવા લાયક પ્રવૃત્તિથી વાલીઓને માહિતગાર રાખવા, માબાપો પોતાનાં બાળકોના સંસ્કાર ઘડવામાં શિક્ષણ-દૃષ્ટિએ શું કરી શકે તે વિષે લેખસામગ્રી પીરસવી, અને એમ કરી માબાપો અને શાળા વચ્ચે બાળકના ઘડતર અર્થે મેળ કેળવવો,"—આવા હેતુથી પોતાની એક શિક્ષણપત્રિકા કાઢે છે; અને તેના ૧લા વર્ષનો ૫–૬ ભેગો અંક અમને સમાલોચનાને માટે મોકલ્યો છે. ફૂલસ્કેપનાં ચાર પાનાંની પત્રિકામાં બે લાંબા લેખો ઉપરાંત એક કાવ્ય અને અને ૦॥। કટાર જેટલી શાળાની ખબરો આપી છે, ઊઘડતે પાને વચ્ચે 'અમારી વિશિષ્ટતાઓ' કરીને શાળાની ખાસિયતોની જાહેરાત છે.

માધ્યમિક શાળાઓના 'ધંધામાં' જે બજારુ હરીફાઈનું અનિષ્ટ તત્ત્વ ઘૂસ્યું છે, તેને આ પત્રિકા કોઈ રીતે ન પોષે અને સાચા અર્થમાં પોતાના હેતુને પ્રામાણિકતાથી સેવે, તો જ આવી પત્રિકાઓ સાર્થક થાય.

## માધ્યમિક શાળાનાં ફળ

ઉપરની શિક્ષણપત્રિકામાં "કોની જવાબદારી" મથાળાવાળા લેખમાં તેના લેખક લખે છે:

"માધ્યમિક શિક્ષણ પૂરું કરી રહે ત્યારે છોકરા અથવા છોકરીની ઉંમર સાધારણ રીતે સત્તરની આજુ-બાજુની હોય છે. તે સમયે માબાપ તેમની પાસેથી અનેક જાતની આશા રાખે છે અને તેમની બાબતમાં અનેક જાતની આકાંક્ષાઓ સેવે છે... (પણ) ઘણાંખરાં માબાપો ૧૭-૧૮ વર્ષની ઉંમરનાં પોતાનાં બાળકોને જુએ છે ત્યારે તેમનું શું જણાય છે? બાળકોનાં શરીર 'ડડળી' ગયાં હોય છે. શરીરમાં લોહી ને માંસનો સર્વથા અભાવ જણાય છે. સુડોળતા કે સુંદરતા ક્વચિત જ જોવામાં આવે છે. આંખો નિસ્તેજ હોય છે. મોં લૂખું અને શરીર માયકાંગલું બની ગયું હોય છે. ભણવામાં સારા થવાની વાત તો દૂર રહી, પણ ઘણુંખરું બધા જ વિષયમાં તેઓ કાચાં છે એવો શિક્ષકોનો અહેવાલ આવ્યા કરે છે. શાળાઓની ફી ઉપરાંત તેમને માટે ખાનગી શિક્ષકોના પગાર આપવા પડે છે. તેઓ વાત કરી શકતાં નથી એટલું જ નહિ, ચાર માણસોમાં પોતાની જગા નથી કરાવી શકતાં; એટલું જ નહિ, પણ દુનિયાનાં ડહેલ અને ડાહ્યાં માણસોમાં હાસ્યપાત્ર બને છે. પોતાના પગ ઉપર ઊભા રહેવાની શક્તિ તેમનામાં આવેલી હોતી નથી. અને ખૂબ મહેનત કરીને મેળવેલી દોલત તેઓ વેડફી નાખશે એનો માબાપોને દરેક પળે ભય લાગ્યા જ કરે છે.... આ બધા સાથે તેમને અને વિનયને બાર ગાઉનું છેટું હોય છે. આજ્ઞાંકિતપણું અને વિનય તો બાજુ ઉપર રહ્યાં, પણ પોતાનાં માબાપો તરફ માનની નજરથી તેઓ જોતાં પણ નથી. તેમને ઓછામાં ઓછું ચાનું વ્યસન તો લાગેલું હોય છે. અને ઘણાખરા તો 'બીડી'ની લત ઉપર પણ ચઢી ગયા હોય છે. માબાપના પૈસા અને આબરૂ જાણે તેમનાં મોજશોખને માટે જ ભેગાં થયાં હોય, એવું તેમનું વર્તન હોય છે.

"આ બધું જોઈને માબાપનું હૃદય દ્રવે છે. તેમનાથી ઊનો નિસાસો નંખાઈ જાય છે. શું આવું જોવા બાળકોને કેળવણી આપી? શું આ પરિણામ લાવવા આટલા બધા પૈસા ખરચ્યા? આના કરતાં તો કશું જ ન ભણાવ્યું હોત અને પહેલેથી અમારા ધંધામાં નાખી દીધો હોત અને છોકરીને પહેલેથી પરણાવી દીધી હોત તો વધારે સારું, એમ તેમને પ્રમાણિકપણે લાગે છે."

ઉપરનું કથન વર્ષોથી એક માધ્યમિક શાળા ચલાવતા શિક્ષકના અનુભવનું ચિત્ર ગણાય. ૧૧-૧૨થી ૧૬-૧૭ વર્ષની ઉંમર વચ્ચેનો જીવન-ગાળો ઘડતરની દૃષ્ટિએ મુખ્ય અને અતિ મહત્ત્વનો ગણાય છે. અને તેથી માધ્યમિક શિક્ષણને આખા શિક્ષણ-શરીરની કરોડ કહેવામાં આવે છે. ઉપરનું શબ્દચિત્ર આપણી શિક્ષણકરોડનું જો સાચું નિરૂપણ હોય, તો આપણે વેળાસર ચેતવું જોઈએ. એમાં કોની જવાબદારી છે એ ઝીણવટથી જોઈ વિચારીને યોગ્ય ઉપાય લેવા ઘટે.

## કોની જવાબદારી?

ઉપરોક્ત લેખમાં આ જવાબદારી કોની છે એ મુખ્યપણે વિચારાયું લાગે છે. તે બાબતમાં લેખક પોતાનું મંતવ્ય આમ જણાવે છે:

"અને છતાંય આવા પરિણામ માટે કોણ જવાબદાર છે? હું સાચું કહી દઉં તો કોઈ માબાપ રખે ચમકે એમાં મોટે ભાગે માબાપ જ જવાબદાર હોય છે. બાળકના ઉછેર વખતે અને તેની કેળવણી વખતે તેઓ જોઈએ તેટલો રસ નથી લેતાં. બાળક શું કરે છે તેનું તેમને જરી પણ ભાન નથી હોતું. જે લાખો રૂપિયાનો વારસો બાળકોને આપી જવા તનતોડ મહેનત કરે છે, તે રૂપિયાને તે સાચવી શકશે કે કેમ, તે જોવાની તેઓ પરવા કરતાં નથી. એક લેખકે કહ્યું છે તેમ, બાળક જેવું અમૂલ્ય ધન આપણે કેવા હાથમાં સોંપીએ છીએ તે આપણે કદી પણ જોતા નથી. પરિણામે ખરાબ આવ્યે ચમકી ઊઠીએ છીએ"

મને લાગે છે કે, માબાપો પર આમ દોષ ઢોળી પાડયે શિક્ષકો પોતાની જવાબદારીમાંથી છટકી શકે એમ નથી. પ્રસ્તુત લેખક શિક્ષકની તો કશી ભૂલ જ નથી જોતા કે શાથી, પરંતુ તેની કોઈ જવાબદારી જણાવ્યા વગર, માબાપોને શિખામણ આપવા બેસી જાય છે કે, તમારા બાળકને માટે શાળાની પસંદગી કરતી વખતે અમુક જોજો અને તમુક જોજો. છેવટે એટલું જ નથી કહ્યું કે, આ બાબતમાં . . . . શાળા તમને જરૂર સંતોષ આપશે! અસ્તુ.

આ બાબતમાં જેમ માબાપો કંઈક અંશે દોષિત હોઈ જવાબદાર છે, તેમ જ શિક્ષકો અને કેળવણીના કામમાં અસર કરતાં બીજાં બધાં બળો—જેવાં કે, સમાજવ્યવસ્થા, અર્થતંત્ર, રાજતંત્ર, ઇ૰—પણ

એટલાં જ જવાબદાર છે. આજના શ્રમવિભાગવાદના જમાનામાં, કદાચ માબાપો એમ પણ માનતાં હોય કે, બાળકોને જન્મ આપી ખવડાવવું પિવડાવવું એ અમારું કામ છે; ભણાવી કરી સારા કરવા એ શિક્ષકનું કામ છે. અરે, શિક્ષકો તો એમના દાવામાં એટલે સુધી આગળ વધ્યા છે કે, છાત્રાલય દ્વારા તેઓ માબાપનું કામ પણ હાથ કરવા તાકે છે. આ જાતની સહાયકારી પદ્ધતિ ચાલતી હોય તે વખતે શિક્ષકની અને શિક્ષણતંત્ર ચલાવનારી સરકાર તથા યુનિવર્સિટીની વધારે જવાબદારી ગણાય, એ તર્કદુષ્ટ વાત નથી. શિક્ષકોએ માબાપનો સહકાર સાધવો હોય,—સાધવો જોઈએ,—તો તેમની ભૂલ કાઢવા દ્વારા તે સાધવાની નીતિ તો અફળ જ મનાય.

## ‘આધ્યાત્મિક અકળામણ’

માર્ચ પહેલીના ‘સ્પેક્ટેટર’ સાપ્તાહિકમાં એક લેખક જણાવે છે:

“શાંતિ અને સુવ્યવસ્થાના આપણે હિમાયતીઓ પોતાને અસહ્ય એવી સમસ્યામાં ફસાયેલા જોઈએ છીએ . . . . આપણી શાંતિ જાળવવાને માટે આપણે લડાઈ કરવી પડે છે; આપણી સુવ્યવસ્થા જાળવવાને માટે, આપણે એવી તો અવ્યવસ્થા ઊભી કરવી પડે છે કે જેનો જોટો જગતે ભાગ્યે જ જોયો હોય; જેને માનવ જાતનું એક મોટામાં મોટું અનિષ્ટ આપણે માનીએ છીએ, તેની સામે લડવા જતાં તે જ અનિષ્ટને આપણે આચરવું પડે છે; સત્યની રક્ષા કરતાં આપણે અસત્ય કરવું પડે છે; ખૂન રોકવા માટે આપણે ખૂન જ કરવું પડે છે. કોઈ વાર આપણને આપણી પોતાની આ અસંગતતાઓથી હસવું આવે કે જરાતરા ચીડ ચડે છે, પરંતુ બીજે એવો વખત પણ આવે છે કે જ્યારે આપણી આ તર્કશુદ્ધતા વિષેની અકળામણ આધ્યાત્મિક અકળામણ થઈ બેસે છે અકળાવનારી આ અસંગતતાઓમાંથી હળવા થવા માટે આપણે શો રસ્તો કાઢી શકીએ?”

આ વિસંવાદમાંથી રસ્તો શોધવો એ હવેના જગતનો મુખ્ય પ્રશ્ન છે. એ પ્રશ્નમાંથી બચવાનો હવે કશો રસ્તો દેખાતો નથી.

## સ્વતંત્ર દેશની શાળાઓ

લંડન ટાઇમ્સની શિક્ષણપૂર્તિ (તા: ૨૭-૪-’૪૦)-માંથી નીચેની ખબર મળે છે:

“(લડાઈ વખતે) વધારે ખોરાક ઉત્પન્ન કરવાના પ્રયત્નમાં ખેડૂતોને મદદ કરવાને માટે વિદ્યાર્થીઓની વ્યવસ્થિત ટુકડીઓ આપવામાં આવશે. તેઓ રજામાં અને સત્ર દરમ્યાન મદદ કરશે. ઉનાળાની રજાઓમાં ખેડૂત-છાવણીઓ ખોલવામાં આવશે, જેમાં એક પ્રૌઢની દેખરેખ નીચે ૬ થી ૨૫ વિદ્યાર્થીઓની ટુકડી કામ કરશે. . . શાળાના સામાન્ય શિક્ષણકામમાં આનાથી ખલેલ પહોંચવા સંભવ નથી; અને સત્ર ચાલુ હોય ત્યારે અઠવાડિયામાં એક દહાડો કે બે અર્ધા દિવસ કામ રહેશે. સત્ર દરમ્યાન ૧૨ વર્ષ નીચેનાં બાળકોને કામમાં નહિ લેવાય; અને ૧૨ કે તેથી વધુ વર્ષના બાળકોને શાળાના સમય બાદ રોજ બે કલાકથી વધારે સમય કામમાં ન રોકાય”

ક્યાં ત્યાંની શાળાઓ અને ક્યાં આપણે ત્યાંની! માટે જ બે દેશોમાં એક સ્વતંત્ર અને બીજો પરતંત્ર હશે!

## સુધારા

શ્રી. રાવજીભાઈ મ. પટેલ જૂન માસના અંકમાં આવેલા એમના લેખ, ‘મારી માતાએ બે જણ્યા’માં એક સરતચૂકથી ભૂલ રહી ગઈ છે તે સુધારી મોકલે છે:

“‘માડીની ઝૂંપડી’વાળા ગીતના કર્તા સ્વ. રણજીતરામ વાવાભાઈ નહીં, પણ સ્વ૦ જીવાભાઈ અમીચંદ પટેલ નામના એક શિક્ષક હતા. . . . , એમ કહેવાય છે”, સ્વ૦ જીવાભાઈએ જીવનમાં એક જ ગીત રચ્યું છે, અને તે એ. વાચકમિત્રો મારી થયેલી ભૂલ માટે ક્ષમા આપે.”

બીજો એક સુધારો છાપભૂલનો છે. ‘અણુમાં અરિસિદ્ધિ’ લેખમાં પા. ૩૩૯ની બીજી કટારના ત્રીજા ફકરાની પહેલી લીટીમાં ‘શબરમાં’ છપાયું છે તે ‘દેશભરમાં’ જોઈએ. મ.

## ચીની કહેવતો

રાજપદ ન હોય તો તેની સામે બળવાના ભડકા પણ ન હોય.

• • •

ચાબખો ન હોય તો દરેક ઘોડો દોડી શકે; ગરીબ ન હોય તો દરેક માણસ ‘રોમૅન્ટિક’ થઈ શકે

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






અંક ૧૧

૨ નવજીવન, અમદાવાદ ૧૯૪૦

# શિક્ષણ અને સાહિત્ય

ઑગસ્ટ, ૧૯૪૦

વર્ષ ૧ અંક ૧૧

## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧—અંક ૧૧] અમદાવાદ [ઑગસ્ટ, ૧૯૪૦

## ખાદીના અર્થશાસ્ત્રની મૌલિક સમસ્યાઓ

[ગાંધી સેવાસંઘની તા. ૨૧-૬-'૪૦ની સભામાં ગાંધીજીનું ભાષણ]

હમણાં તમારી ચર્ચાનો સારાંશ મને સંભળાવવામાં આવ્યો. એ ઉપરથી મને લાગે છે કે એક વસ્તુનો ખ્યાલ તમારી ચર્ચામાં નથી મુકાયો. મુકાયો હોય તો કહો અને ન મુકાયો હોય તો હવે એના પર વિચાર કરો.

મને લાગે છે કે, આ આખી ચર્ચામાં આપણે માની લીધું છે કે ખાદી અનિવાર્ય છે અને બેકારી દૂર કરવા માટે સૌથી સરસ વસ્તુ કાંતણની ક્રિયા છે. ચરખાસંઘ આમ માની લઈને કામ ચલાવી શકે; ગાંધી સેવાસંઘનું ક્ષેત્ર એથી વિસ્તૃત છે. ચરખાસંઘનું ક્ષેત્ર એટલું વિસ્તૃત નથી; તે એક જ કામને માટે છે. તેને કહી દેવામાં આવ્યું છે કે બેકારો માટે સૂતર કંતાવો અને ખાદી પેદા કરો. તેના મુખ્ય કાર્યકર્તાઓ બીજા કામમાં ન પડી શકે. એમના કાર્યની પદ્ધતિમાં કે ઓજારોમાં કંઈ દોષ પેદા થઈ જાય તો તેનો ઇલાજ તે કરશે. એને માટે કંઈ શોધખોળ પણ કરે, એ જુદી વાત.

પરંતુ ગાંધી સેવાસંઘની સ્થિતિ જુદી છે. તેણે ખાદીનો વિરોધ કરનારા લોકોની શંકાઓનું નિવારણ કરવું જોઈએ. ખાદીનો વિરોધ કરનારાઓ પણ સારા માણસો છે. તેમણે જેવી કેળવણી લીધી છે તેને અનુસરીને તેઓ વાત કરે છે. તેઓમાં કેટલાક સારા સારા અર્થશાસ્ત્રીઓ છે. તેઓ સેંકડો પુસ્તકો વાંચે છે, અભ્યાસ કરે છે, અને પોતાના ક્ષેત્રમાં શક્ય હોય તે અનુભવ લે છે. ખાદીનો પણ ઉપર-ચોટિયો અભ્યાસ કરે છે. એમનું ખાદી વિષેનું જ્ઞાન અપૂર્ણ છે, તે આપણે પૂરું કરીએ. આપણે જાતે અભ્યાસ કરીએ ત્યારે જ તેમની દલીલોનો જવાબ આપી શકીએ. એમની વાત સમજવાનો પ્રયત્ન કરીએ. અને પછી એમની દલીલોનો રદિયો આપીને આપણે એમને સમજાવીએ તો તેઓ પણ આપણું કહેવું સાંભળશે. મારો અનુભવ છે કે, આપણે એમને સમજાવીએ તો તેઓ પોતાના કાન બંધ કરી દેતા નથી.

મેં એમની વાતો સાંભળી છે; મારા પર તેનો પ્રભાવ પણ બહુ પડ્યો છે. મારો વિરોધ કરનારા બહુ મીઠી વાતો કરે છે, પણ તેમાં જ કડવો ઘૂંટડો પણ પિવડાવી દે છે. સર ગંગારામ એવા જ વિરોધીઓમાંના એક હતા. તેઓ એક મોટા ઇજનેર હતા; પરંતુ તેમનામાં આધ્યાત્મિકતા પણ ઘણી હતી. પ્રેમથી મીઠી મીઠી વાતો કરતા; પરંતુ કડવી વાત પણ સંભળાવી દેતા. તેઓ કહેતા, 'તું તો દીવાનો છે. આ કાંતવાની વાત ચાલવાની નથી. એ આર્થિક દૃષ્ટિએ બિલકુલ નકામી છે.' હું એમ કહીને ટાળતો કે, 'તમે આવી બાબતોમાં શું જાણો? તમે તો ઇજનેર છો. તમારું ક્ષેત્ર ઇજનેરી છે, અર્થશાસ્ત્ર નહિ.'

સર ગંગારામ તો હવે ચાલ્યા ગયા. હવે આ આર્થિક યોજના સમિતિ (નેશનલ પ્લૅનિંગ કમિટી) જવાહરલાલે બનાવરાવી છે. ત્યાર પછી એક નાની ગ્રામઉદ્યોગ સમિતિ બની. સતીશબાબુ તેના પ્રમુખ છે. એ ગ્રામઉદ્યોગ સમિતિમાં પ્રો. રાવ વગેરે અર્થશાસ્ત્રીઓ છે. મારે તેમની સાથે ઘણી ચર્ચા થઈ. તેમણે કહ્યું કે, જો આપ ધીરજથી સાંભળો તો અમે

આપણે કરવાની છે. તેમાં અર્થશાસ્ત્રીઓ મદદ નહિ કરી શકે.

આ દિશામાં થોડુંઘણું કામ આપણે કર્યું છે. પણ હજી આપણા અનુભવનું પરિણામ પુસ્તકરૂપે તૈયાર થયું નથી. જે કામ થયું છે તે એક શાસ્ત્ર બનાવવા માટે પૂરતું નથી. એને માટે હવે તક આવી છે. ખાદીસેવક અભ્યાસ અને સંશોધન કરે. અભ્યાસીઓ પાસે મેં આજ સુધી અભ્યાસ નથી કરાવ્યો તેમાં મારો દોષ છે. હવે હું ઇચ્છું છું કે થોડા અભ્યાસીઓ રાખીને તેમની પાસે અભ્યાસ અને સંશોધન કરાવું. યંત્રવાદના પૂજારીઓ પૂરતાં અભ્યાસ અને શોધખોળ કરે છે. તેઓ પોતાની રીતે અમલી કામ પણ કરે છે. પોતાનાં અધ્યયન અને અનુભવનાં પરિણામ જગત સમક્ષ મૂકે છે. આપણી પાસે એવા કોઈ માણસો નથી જેઓ રેંટિયો ચલાવે અને અધ્યયન તથા સંશોધન પણ કરતા રહે. આ વસ્તુ આપણે કરવાની છે; અર્થશાસ્ત્રીઓએ નહિ.

ત્યારે મેં તમને બે વસ્તુઓ કહી: એક એ કે, આપણે અર્થશાસ્ત્રનો અર્થશાસ્ત્રીઓની દૃષ્ટિએ અભ્યાસ કરવો જોઈએ; એ દૃષ્ટિએ ખાદીશાસ્ત્રમાં સુધારાને સ્થાન હોય તો તે કરવા જોઈએ; અર્થ-શાસ્ત્રીઓને અને બુદ્ધિમાન તટસ્થ વ્યક્તિઓને સંતોષ-કારક થાય એવા જવાબ આપવાની શક્તિ આપણામાં આવવી જોઈએ. ત્યારે જ ખાદી સ્થાયી થઈ શકે.

બીજી વસ્તુ એ કહી કે, આપણે સંશોધન કરવું જોઈએ. આ પ્રકારનું સંશોધન કરવાની જવાબદારી કેટલાક ખાસ ખાદીસેવકોની છે. તેમણે સંશોધન કરીને નવી નવી યોજનાઓ ઘડવી જોઈએ. જેમ કે પ્રભુદાસ પાસે એક યોજના પડી છે. તેણે મને પણ મોકલી છે. તે હું પૂરેપૂરી સમજી શક્યો નથી. છતાં તેમાંના દોષ મેં પકડી પાડ્યા છે. તેનું વર્ણન નહિ કરું. તમે તેની યોજના તેની પાસે સમજી લેજો. જે દોષો છે તે તમે પણ જોશો. યોજનામાં જો કંઈ શક્તિ હોય તો તે લઈ લેજો. પ્રભુદાસ માને છે કે તેની પદ્ધતિએ ખાદી વ્યાપક થઈ શકશે.

બીજો પ્રયોગ એ છે કે જે હું સેવાગ્રામમાં બેસીને કરવાની કોશિશમાં છું. હમણાં તો કંઈ બારે પરિણામ આવ્યું છે એમ નથી કહી શકતો. અને એમ પણ નથી કહી શકતો કે આજ સુધીનું કામ બહુ આશાપ્રદ છે. પરંતુ તેમાંથી મેં કંઈક જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. બેકારીની વાત તો આપણે એકદમ માની લઈએ છીએ. સેવાગ્રામમાં જે લોકો પડ્યા છે તેઓ બેકાર નથી. તેઓ પૈસા લઈને પણ કાંતવા નથી આવતા. વગર પૈસે કાંતવાની રાષ્ટ્રભાવના કે ધર્મભાવના તો તેઓમાં છે જ નહિ. મતલબ કે, બેકારીની માની લીધેલી વાત કેટલે સુધી સાચી છે તેની આપણે તપાસ કરવી પડશે. શું આપણે માનીએ છીએ તેટલા પ્રમાણમાં બેકારી સાચેસાચ છે? આ અધ્યયન અને સંશોધનનો વિષય છે.

દાખલા તરીકે, બેકારી વિષે ઝવેરભાઈ કહે છે કે, 'હું તો બેકારી જોતો જ નથી.' તેઓ હમણાં ગુજરાતમાં જઈ આવ્યા. તે કહે છે કે, 'ઓછામાં ઓછું ગુજરાતમાં તો હું બેકારી નથી જોતો.' એમનું નિરીક્ષણ કેટલે સુધી સાચું છે તે તો લક્ષ્મીદાસ કહી શકે. ઝવેરભાઈનું કહેવું એમ છે કે, 'ગુજરાતમાં, કંઈ નહિ તો, સ્ત્રીઓ તો બેકાર નથી. તેઓ ચોખા ખાંડવા, દળવું વગેરે ઘણી જાતનાં કામ કરે છે. પુરુષો બેકાર છે. તેઓ ખેતીનું થોડુંઘણું કામ કરે છે. પણ તે કાંતવાના નથી.' ઝવેરભાઈનું અવલોકન કેટલે સુધી યથાર્થ છે તેની આપણે તપાસ કરવી જોઈએ. એમના કથન પછી પણ હું તો એમ જ માનું છું કે આપણે ત્યાં બહુ મોટા પ્રમાણમાં બેકારી છે. વરસમાં ચાર મહિના લોકો બેકાર રહે છે. જ્યાં વરસમાં એક જ પાક થાય છે ત્યાંના ખેડૂતો તો છ મહિના બેકાર રહે છે. હવે જોવાનું એ છે કે આ ફક્ત અનુમાન જ છે કે વસ્તુસ્થિતિ છે. આપણે તો માની લીધું અને આજે પણ માનીએ છીએ કે આ વસ્તુસ્થિતિ છે. અંગ્રેજ લેખકો અને બીજા અભ્યાસકોએ આમ જ લખ્યું છે. અને ઝવેરભાઈએ એનો વિરોધ કર્યો છે. એમનાં પ્રમાણ કેટલે સુધી સંતોષકારક છે તેની આપણે તપાસ કરવી જોઈએ.

તમારી પાસે કેટલીયે અસ્પષ્ટ સૂચનાઓ આવી હશે. મેં એક વધારે સૂચના ઉમેરીને એ અસ્પષ્ટતામાં વધારો કર્યો છે. તમે આ બધી સૂચનાઓ પર વિચાર કરો અને સર્વમાન્ય નિર્ણય કરો. શોધખોળને માટે પ્રબંધ કરો.

આ વિષય પર કંઈ પ્રશ્ન પૂછવા હોય તો પૂછો.

જાજુજી — આપણો ખાદી પર પ્રેમ છે. તેથી આપણે એ વિષે કોઈ મૂળગામી આક્ષેપ વિષે વિચાર જ કરતા નથી. અને આપણે જે બાબતોને મૌલિક માનીએ છીએ તેની અર્થશાસ્ત્રીઓ કંઈ કિંમત ગણતા નથી.

ગાંધીજી — એટલે તેઓ જેટલી વસ્તુઓ કહે છે તે આપણા ક્ષેત્ર બહારની થઈ જાય છે. આપણે એમના આક્ષેપોને લખી લઈને સમજી લેવા જોઈએ. એમની અને આપણી ભૂમિકામાં ભેદ જરૂર છે; પરંતુ બંનેની ભૂમિકાઓ સ્પષ્ટ થઈ ગયા પછી જણાશે કે જેટલો ભારે ભેદ આપણે માનીએ છીએ એટલો મોટો ભેદ એમની અને આપણી વચ્ચે નથી. કંઈ નહિ તો મને તો એમ લાગે છે. આપણે બંને માનીએ છીએ કે હિંદુસ્તાન ગરીબ મુલક છે. આપણે એને ધનાઢ્ય નથી બનાવવો; પણ સુખી તો બનાવવો છે. આજ કરોડોને દૂધ ઘી અને સારું અન્ન નથી મળતું. પેટપૂર ખાવાનું પણ નથી મળતું. આપણે તો ઇચ્છીએ છીએ કે દરેકને પેટપૂર ખોરાક મળે. આપણે પેટપૂર ખાવાનું કોને કહીએ છીએ, સુખી જીવન કોને સમજીએ છીએ, તેની વ્યાખ્યા કરીએ. કેટલું ઘી દૂધ હોય, કેટલું કાપડ હોય, કેવું મકાન હોય, એ બધું નક્કી કરીએ. આટલે સુધી તો એમની ને આપણી વચ્ચે કંઈ ભેદ નથી. ભેદ તો ત્યાર પછી આવે છે. તેઓ કહે છે કે દરેકની પાસે એક એક મોટર હોય અને આપણે કહીએ છીએ કે એક આખા ગામને માટે પણ મોટરની જરૂર નથી. પણ એ તો દૂરની વાત છે. આપણી કલ્પના પ્રમાણે દરેકને સારું અન્ન, ઘી, ગોળ, કપડાં, ઘર, વગેરે માટે કેટલી આવકની જરૂર છે એ પહેલાં નક્કી કરીએ. સુખી જીવનની આપણી કલ્પના નક્કી કરીએ. ખાદી એમાં કેટલે સુધી સહાયક થઈ શકે તેની પણ તપાસ કરીએ. બાકીની વસ્તુઓ છોડી દઈએ.

ગામડાંને આ સગવડો અપાવવાની ખાદીમાં કેટલી શક્તિ છે તે આપણે જોવું જોઈએ. કોઈ ગામમાં ખાદીનો પ્રચાર હોવા છતાં ગામલોકોને ઘીદૂધ ન મળતું હોય તો આપણા અર્થશાસ્ત્રમાં જ કંઈક દોષ છે એમ માનવું જોઈએ. આ અભ્યાસનો વિષય છે. આજ સુધી મેં આવો અભ્યાસ નથી કરાવ્યો. એ મારો દોષ છે. શંકરલાલને લખતો રહ્યો હોત કે આ બાબતની શોધખોળ કરો તો કંઈ ને કંઈ કામ થઈ જ જાત. આમાં આપણી શિથિલતા છે. ગાંધી સેવાસંઘ પાસે એવા માણસો જોઈએ જેઓ સંશોધન જ કરતા રહે. તેઓ કેવળ ગ્રંથકીટક નહિ હોય; પણ અભ્યાસ અને સંશોધન અનિવાર્ય છે. ત્યારે જ ખાદીમાં સુધારણા થશે અને તેનો પ્રચાર વ્યાપક થશે.

અહિંસક રાજ્યપદ્ધતિમાં આખરે એ વસ્તુ આવવાની છે કે જે કંઈ થાય તે બહારના દબાણથી નહિ પણ અંદરથી થશે. એટલે કે, જે સુધારા થશે તે લોકોની પોતાની પ્રેરણાથી થશે; રાજ્યની જબરદસ્તીથી નહિ. રાજ્ય કેવળ લોકસમુદાયનું પ્રતિનિધિ હશે. તે લોકસમુદાયનું શોષણ નહિ કરી શકે. લોકોના કામોમાં રાજ્ય દખલ નહિ કરે. આપણે તો આજે જ આપણે રાજ્યકર્તા છીએ એમ માની લેવું જોઈએ. આજની સરકાર પણ આપણાં આ કાર્યોમાં દખલ ક્યાં કરે છે? એનો કર આપી દીધા પછી તે આ બાબતમાં વિઘ્ન નથી નાખતી. આપણે આ પ્રવૃત્તિઓ ખુશીથી ચલાવી શકીએ છીએ. આજની સરકાર સાથે આપણી લડાઈ બીજાં કારણોને લઈને છે. પરંતુ આજે પણ આપણે અહિંસક રાજ્ય કરવા માગીએ તો તે રોકી ન શકે.

સેવાગ્રામમાં બેઠો હું જોઉં છું કે સરકાર દખલ નથી દેતી. છતાં ત્યાં મારું અહિંસક રાજ્ય નથી ચાલી શકતું. અહિંસક પદ્ધતિથી તો સ્વરાજ્ય આપણી પાસે પડેલું જ છે. સરકાર એમાં આડે નહિ આવી શકે. કૉંગ્રેસ સરકારે કંઈક મદદ કરી, પરંતુ હું તેનો કંઈ લાભ ન ઉઠાવી શક્યો. કેમ કે અહિંસાનું કાર્ય સત્તા અથવા દંડથી આગળ વધતું નથી. એટલે હું કહું છું કે, અહિંસક સ્વરાજ્ય તો આપણે જે ક્ષણે ઇચ્છીએ એ ક્ષણે આપણને મળેલું જ છે. એમાં એક નાનકડી વસ્તુ અંતરાય નાખે છે. તેને કાઢવી છે. એ છે આપણી અશક્તિ. આપણામાં શક્તિ આવવી જોઈએ. જેલ જવાની શક્તિ નથી કહેતો. 'મારી શરતો પૂરી થઈ જાય તો સ્વરાજ્ય આપણાં ચરણોમાં પડ્યું છે,' એમ મેં લખ્યું છે તે કંઈ શબ્દાલંકાર નથી. એમાં જરા પણ અતિશયોક્તિ

નથી. એ સો-ટકા શુદ્ધ સત્ય મેં લખ્યું છે. આપણે લોકો સાથે ઓતપ્રોત થતાં શીખવું જોઈએ. અહિંસાની શક્તિનો વિકાસ કરવો જોઈએ. પછી એક પણ માણસને જેલ જવાની જરૂર નથી, સ્વરાજ્ય આપણું છે.

સ્વરાજ્ય મળ્યા પછી આપણે આ બધું કરી શકીશું એવો આપણને ભ્રમ છે. એ આપણી ભૂલ છે. સ્વરાજ્યનો અનુભવ તો આપણે બે વરસ સુધી લીધો. આપણા કામને માટે આપણને દસ વીસ હજાર રૂપિયા મળ્યા. આપણે તેનો પાઈએ પાઈનો ઉપયોગ બુદ્ધિપૂર્વક કર્યો છે એમ ન કહી શકીએ. મધ્યસ્થ સરકાર આપણા હાથમાં નથી, એ ફરિયાદ સાથે પણ ખાદીકાર્યને કોઈ જાતનો સંબંધ નથી. મધ્યસ્થ સરકાર આપણા હાથમાં નથી એટલે આપણે મિલો ઉપર કર ન નાખી શકીએ. પણ તેથી આપણા કામમાં કંઈ બાધા નથી આવતી.

અન્નદાબાબુ — આપે કહ્યું કે આ કાર્યમાં આપણે અને સમાજવાદીઓ દૂર સુધી સાથે સાથે જઈ શકીએ. પરંતુ તેઓ કહે છે કે દરેકની પાસે એક એક મોટર હોય અને આપણે કહીએ છીએ કે તેની જરૂર નથી. ત્યારે એની સીમારેખા કઈ માનીએ? સુખી જીવનધોરણની આપણી શી કલ્પના છે?

ગાંધીજી — એ તો આપણું — કાર્યકર્તાઓનું — કામ છે. આપણે નક્કી કરીએ કે માણસને કેટલું દૂધ-ઘી મળે તો તેને સુખી માનીશું.

સતીશબાબુ — મુશ્કેલી તો આ છે, તેઓ પૂછે છે કે જીવનનું ધોરણ નિશ્ચિત શા માટે રહે? આપણે એ ઉત્તરોત્તર વધારતા કેમ ન જઈએ? આ જ આપણો ને એમનો માર્ગ-ભેદ થાય છે.

ગાંધીજી — આ માર્ગ-ભેદ તો રહેવાનો જ છે, એમ માનીને, એમના અને આપણામાં જે વસ્તુઓ સામાન્ય છે ત્યાં સુધી તો આપણે સાથે ચાલીએ. સમાજવાદીઓની કલ્પના પ્રમાણેનો સુખી સમાજ નિર્માણ કરવો સહેલો નથી. એને માટે એટલું ભયંકર યંત્રીકરણ કરવું પડશે કે પછી માણસની બુદ્ધિના વિકાસ માટે બહુ ઓછો અવકાશ રહેશે. આજે તો એક જાતની અરાજકતા છે. કારીગરો પોતાની બુદ્ધિથી કામ કરે છે, પોતાની મરજીથી આરામ લે છે. બધાને પોતપોતાની બુદ્ધિનો પ્રયોગ કરવાની તક છે. એક રીતે આ અરાજકતા પણ સારી છે. યાંત્રિક વ્યવસ્થામાં તો બધું યંત્રવત્ જડ થઈ જશે. પણ એ તો દૂરની વાત છે. આજે તો આપણે આપણી કલ્પના પ્રમાણેનું સુખી જીવન કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ એની સાધના કરવાની છે. ખાદીનું એમાં શું સ્થાન છે? આ વ્યવસ્થિત બુદ્ધિના પ્રયત્નનો વિષય છે. આપણામાં એટલી શક્તિ આવવી જોઈએ કે આપણે જે કંઈ અનુભવ, અવલોકન અને અધ્યયન કરીએ તે સારી રીતે લેખનમાં ઉતારી શકીએ, અને એનાં પરિણામ અર્થશાસ્ત્રીઓ પાસે મૂકી શકીએ

(હિંદી 'સર્વોદય'માંથી)

## सुलेखनकळा

આપણે એક આવશ્યક અને સુંદર કળાને ભૂલી રહ્યા છીએ. તે છે આપણી જૂની સુંદર અક્ષરલેખનકળા. પ્રાચીન કાળમાં સંસારના બધા દેશોમાં આ કળા તરફ ભારે સન્માન બતાવાતું હતું અને તે કળા મધ્યયુગમાં શિક્ષણનું અનિવાર્ય અંગ ગણાતી હતી.

મોટા મોટા સમ્રાટો પોતાના ધર્મગ્રંથો સુંદર અને આકર્ષક તથા સુવાચ્ય અક્ષરોમાં લખીને પોતાની ફુરસદનો સમય આ કળાપૂર્ણ કામ પાછળ ગાળતા હતા. સંસારથી વિરક્ત થયેલા પ્રાચીન સંતસાધુઓ પણ સુલેખનકળામાં નિપુણ હતા. એવા લોકોએ જ લિપિની સુંદરતા ખીલવી છે અને સાચવી રાખી છે

આજે છાપખાના અને ટાઈપરાઈટરને કારણે આ કળા મંદ થઈ ગઈ છે. આપણામાં આ બાબતમાં દિનપ્રતિદિન અકર્મણ્યતા પણ વધતી રહી છે.

હવે એવો સમય આવ્યો છે કે જ્યારે અકડાઈ-જકડાઈને બેઠેલા અપંગ અક્ષરોના હાથપગને માલીસ કરીને એને સુડોળ તથા લચીલા બનાવનાર સાચા કળાકાર આગળ આવે.

काका कालेलकर

# उपदेशक नहि, पण सहानुभूयक

તમે એક અસાધારણ કામ બહુ જ સહેલાઈથી કરી શકો. આપણે ગામડાં વિષે theoretical (તાત્ત્વિક વાતો) ખૂબ બોલીએ છીએ, પણ તેમાં local colour (પ્રાદેશિક ખૂબી અને ખુશબો) બહુ જ ઓછો આવે છે. તમે જો સુંદર સુંદર (રેખનો) sketches (નીતિપાઠનું દોહન કર્યા વગરના) અવાર-નવાર લખી કાઢો તો તે સાહિત્યનું એક સ્વતંત્ર ક્ષેત્ર દીપાવશે. ભીલો, રાનીપરજ, દૂબળાઓ, સાધુડાઓ, ડોશીઓ, વિધવાઓ, ગામડાંના મુખીપટેલો, જૂના જમાનાનું રોદનશ્રાદ્ધ કરનારા ગોરબ્રાહ્મણો, મંદિરના મુખિયાજીઓ, તેમ જ શીતળામાતા, બળિયાકાકા વગેરે દેવોના દરબારો વગેરે અનેક વ્યક્તિઓ અને પ્રસંગોનું અતિશયોક્તિ-વિહીન, ટોળ, નિંદા કે તિરસ્કાર વગરનું ચિત્રવર્ણન જો આપો, તો સમાજસેવાની કેટલીયે દિશાઓ તમે સહેલાઈથી સૂચવી શકશો. વિશ્વાસી બનેલા કે આગાખાની બનેલા ભોળા ખેડૂતો અને હરિજનોના વિચારોનું આબેહૂબ વર્ણન આપો તો કેવું મઝાનું! માત્ર તેમાં તે તે પંથના પ્રચારકોની બેવકૂફી અથવા લુચ્ચાઈ ઉઘાડી પાડવાનો હેતુ ન હોય, બધે gentle humour ખુશમિજાજી વિનોદ, living sympathy હાર્દિક સમભાવ, અને દરેક સ્થિતિમાં રહેલું કાવ્ય, સૌંદર્ય અથવા કારુણિકતા, એ બધું હોવું જોઈએ. કરુણ પ્રસંગો પણ વિશેષ કળાથી ચીતરીએ તો કળા પાછળ કારુણિકતા જ ઢંકાઈ જાય છે. કળા જો મિશનને જ ખાઈ જાય તો તેને ડાકણ કહેવી જોઈએ. ક્યાંયે supineness અકર્મણ્ય આરામ-તલબ સંતોષની તો ગંધ પણ ન હોવી જોઈએ. લોકોનો પુણ્યપ્રકોપ righteous indignation જાગ્રત કરતા પહેલાં અપાર sympathy સહાનુભૂતિ કેળવવી જોઈએ, નહિ તો righteous indignation dramatic effect જેવું થઈ જાય છે. તેથી thrill રોમાંચ આવે, પણ હૃદય ચાલે નહિ.

બીજું, આપણે આપણા પૂર્વનિર્મિત અભિપ્રાયો પ્રમાણે ગામડાંના લોકોની ધાર્મિક, સામાજિક, રાજકીય હાડમારીઓની વાતો કરીએ એ કામનું નથી. તેમની જે પ્રત્યક્ષ હાડમારીઓ જોઈએ છીએ તે, અને તેમને કઈ વસ્તુઓ હાડમારી જેવી લાગે છે, તે બધું નજરો-નજર તપાસવું જોઈએ. આ કામને માટે ખાસ વખત કાઢવો પડે એમ નથી. આપણે ગામડાંમાં ઉપદેશક તરીકે ફરીએ, પોતાનો જ અવાજ સાંભળવામાં મશગૂલ રહીએ, ત્યાં સુધી આપણે આંધળા અને બહેરા જ રહેવાના. ગામડાંમાં જો ઉપદેશકને બદલે સહાનુભૂયક થઈને ફરીએ તો ઘણું જાણવાનું મળે. ઉપદેશક હોય તે ગામડાંમાં બહુ તો ફંડ અને પ્રતિષ્ઠા મેળવી શકે છે. સહાનુભૂયક પ્રેમ અને વિશ્વાસ મેળવી શકે છે. તમે ઉપદેશક તરીકે ફરો અને ગામડાંની સ્થિતિનું વર્ણન કરો તો તેમાં મિશનરી લોકોએ 'Home' મોકલેલા રિપોર્ટની છટા આવવાની જ. સહાનુભૂયક તરીકે ફરો તો અત્યંત સાદું, સૌમ્ય, પણ ક્રાંતિકારક જીવતું સાહિત્ય પેદા કરશો.

काका कालेलकर

# अेकमतनो अणगमो ?

અનેક ધર્મ, અસંખ્ય જાતિ, ચિત્રવિચિત્ર લિપિઓ, અને જાતજાતની ભાષાવાળા આ દેશમાં, મતો અને પક્ષો પણ અસંખ્ય હોય તો તે વિષે દુઃખ કરાય; પણ આશ્ચર્ય તો શી રીતે કરીએ?

આવા વિશાળ, અને વિવિધતાને વરેલા દેશમાં પણ બે વસ્તુની બાબતમાં વિચારી લોકોનો એકમત છે — દૃઢ એકમત છે: મદ્યપાનનિષેધ અને અસ્પૃશ્યતાનિવારણ. છતાં આ બે બાબતમાં લોકો એક થઈ કેમ શિર સાટે પ્રયત્ન નથી કરતા? જાણે આ દેશનું શિર બચાવવું જ નથી એમ ગ્લાનિ ફેલાઈ છે. અને એ ગ્લાનિ ધ્યાનમાં ન આવે એટલા માટે જ જાણે વિવાદ અને ચર્ચા ચાલે છે. અસ્પૃશ્યતાનિવારણ અને દારૂબંધી એ બે વસ્તુમાં આપણે પૂરતા પ્રયત્ન કરીએ તો પ્રજાને આપણી દેશદાઝની ખાતરી ન થાય?!

જે બાબતમાં બે મત નથી તેને સુવાડી દઈએ, કેમ કે તેમાં બોલવાનો, લખવાનો કે ચર્ચા કરવાનો લહાવો મળવાનો નથી, એવી તો આપણી વૃત્તિ નથી થઈ?

काका कालेलकर

# दुर्दैवी शिवनाथ

['શિવનાથ અને ઈબ'વાળા લેખમાં જે લોકકથાનો ઉલ્લેખ છે તે બેમેતરાકુચથી લખેલા શ્રી. કાકાસાહેબના નીચેના કાગળમાં મળશે.]

કાલે અને આજે શિવનાથ નદીનું દર્શન થયું. એમ તો કલકત્તા આવતાં જતાં શિવનાથ એક બે વાર ઓળંગવી પડે જ છે. પણ અહીં આ મોટા ઊંચા પુલ પરથી શિવનાથનો પ્રવાહ ઊંચી ઊંચી ભેખડમાં થઈને જતો જોવાને મળે છે. કાલે સાંજે વાલ્ડોથી પાછા આવ્યા ત્યારે શિવનાથને કાંઠે ખાસ ફરવા ગયા હતા.

ચોમાસું બેઠું તો છે, છતાં નદીમાં પાણી હજી આવ્યાં નથી; પરિણામે શિવનાથ કોઈ વિરહિણી જેવી મ્લાનવદના દેખાઈ. જે નદી શ્રાવણ-ભાદરવામાં પોતાના બે કાંઠા ઓળંગી ગાઉના ગાઉ સુધી ફેલાય છે, તે જ આમ પોતાના જ પટમાં એક ખૂણે અજગરની પેઠે પડેલી જોઈ ગમે તેને મનમાં વિષાદ પેદા થાય જ.

દુગના લોકોને શિવનાથ વિષે પૂછ્યું: નદી ક્યાંથી આવે છે? કેટલી લાંબી છે? આગળ એનું શું થાય છે? કોઈ પણ ભાઈ મને ચોક્કસ જવાબ આપી ન શક્યા. આ નદીનું માહાત્મ્ય પુરાણોમાં ક્યાંય વર્ણવ્યું છે? એને વિષે કોઈ લોકગીત પ્રચલિત છે? કોઈ દંતકથા સંભળાય છે? એકે સવાલનો "હા"માં જવાબ ન મળ્યો. નદી વિષે વળી જાણવાનું શું હોય! રોજ સવારે એની સેવા લઈએ એથી વધુ એનો શો સંબંધ?

આખરે મેં દુગ તહસીલનું ગૅઝેટિયર મંગાવ્યું. એમાં ઉપરના સામાન્ય સવાલોના જવાબ તો આપ્યા જ છે, પણ એ ઉપરાંત શિવનાથ વિષેની દંતકથા પણ આપેલી છે. એ જ કથા આજે અહીં મારી ભાષામાં આપવા માગું છું.

શિવા કરીને એક ગોંડ છોકરી હતી. જંગલી ગોંડ જાતિની હોવા છતાં છોકરી સંસ્કારી અને રસિક હતી. ગોંડ જાતિના જ એક છોકરાનું એના પર મન બેઠું. છોકરીના હૈયાનું આકર્ષણ કરી શકે એવો એકે ગુણ એનામાં ન હતો. સ્વચ્છંદપણે વર્તવું અને જેની તેની પાસેથી ધમકાવીને કામ કઢાવવું એટલું જ એ જાણતો હતો. શિવાનું ધ્યાન કરતો જાય અને એને મેળવવાનો રસ્તો જડતો નથી માટે મૂંઝાતો જાય. આખરે પોતાની કોમના રિવાજ પ્રમાણે એણે લાગ શોધીને શિવાનું હરણ કર્યું, અને રાક્ષસ-પદ્ધતિથી એની સાથે એ પરણ્યો!

વિવાહપદ્ધતિમાંથી પસાર થવું એને માટે સહેલું હતું, પણ શિવા પોતાની બનાવવી એ શી રીતે બને?

શિવા જેવી સંસ્કારી અને ભાવનાશાળી બાળા એના તરફ શાની જુએ? અને પેલો જડ અનુનય જેવી વસ્તુ શી રીતે જાણે? એણે પતિની હકૂમત ચલાવવાનો પ્રયત્ન કર્યો. પેલીએ અબળાનું સામર્થ્ય પ્રગટ કર્યું. શિવાને લૂંટીને આણનાર યુવક શિવાના હૈયા આગળ હાર્યો. એનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. શરીરને જ સમજનાર માણસ શરીર બહાર જઈ ન શકે. એણે અંતે શિવાને મારી નાંખી એના શરીરના કટકા એક ઊંડી ખીણમાં ફેંકી દીધા!!

જ્યાં શિવાનું શબ પડ્યું એ જ સ્થાનેથી એક નદી વહેવા લાગી. તે જ આપણી આ શિવનાથ, જે આગળ જઈને મહાનદીમાં પોતાનાં પાણી છોડી દે છે.

આજે સવારે ઊઠી અમે બેમેતરા જવા ઊપડ્યા. રસ્તામાં એક અકસ્માત થયો. અમારી દોડતી મોટર સાથે એક બળદગાડી અથડાઈ અને એક બળદનું આખું શીંગડું ઊખડી ગયું. અમે થોભ્યા અને મદદે દોડ્યા. લટકતું શીંગડું કાપી કાઢવાની સલાહ મારે આપવી પડી, અને જ્યાંથી લોહી વહેતું હતું ત્યાં પેટ્રોલનો પાટો બાંધવો પડ્યો. આખું વાતાવરણ કરુણ અને ગમગીન થયું હતું. એવી સ્થિતિમાં શિવનાથ નદીનું બીજી વાર દર્શન થયું. અહીં નદીનો પટ સુંદર છે. આસપાસના પથરા જાંબુડા લાલ રંગના છે. નદીનું પાત્ર પણ રૂપાળું છે. પ્રતિબિંબ કાવ્યમય લાગતું હતું. પણ પેલો કરુણ કિસ્સો મનમાં રમતો હતો, એટલે આ દર્શનમાં પણ વિષાદની જ છાયા હતી.

શિવનાથનું નસીબ જ આવું લાગે છે. આખરે મનની ગમગીની કાઢી નાખવા માટે આ કાગળ લખી કાઢ્યો હેયું હવે કાંઈક હળવું થયું છે.

# નરભક્ષ, નરમેધ ને નરવધ

નરભક્ષ કરનારા માણસો આજ પણ જગતના જંગલી ગણાતા લોકોમાં મળી આવે. પરંતુ, એમ કહી શકાય કે, મનુષ્યજાતે એક સંકલ્પ કરી નાંખ્યો છે કે નરભક્ષ એને માટે હરગિજ હરામ છે — કોઈ પણ કાળે, કોઈ પણ નિમિત્તે નરાદ ન જ થઈ શકાય. ખ્રિસ્તી મિશનરીઓએ જ્યાં ગયા ત્યાં નરાદ લોકોને સુધારવા ને ન સુધરે તો તેમની પ્રત્યેની ઘૃણાના માર્યા તેમનો ખોડો કાઢવા કમર કસી હતી. નરવધનું પાપ વહોરીને પણ નરભક્ષ તો અટકાવવો જ જોઈએ, એવી ધગશ માણસોએ બતાવી છે. તેથી નરાદ લોકનો શિકાર જ જાણે ખેલાતો એમ કહો તોય ખોટું ન ગણાય. પરિણામે નરભક્ષ એ આજ સુધરેલા જગતમાં નામશેષ થઈ ચૂકેલી ચીજ છે.

નરમેધ પણ જગતના ઇતિહાસમાં — હિંદના ઇતિહાસમાંય — જોવા મળે છે. આવા યજ્ઞ શા માટે શોધાયા હશે, શી ફલપ્રાપ્તિ માટે યોજાયા હશે, શી રીતે એમાં શ્રદ્ધા બેઠી હશે, શા સંજોગોમાં એ કલ્પના શ્રદ્ધેય લાગી હશે, — આ જાતની જિજ્ઞાસા તો કદાચ અતૃપ્ત જ રહેવાની. પરંતુ, મનુષ્યજાતે એક જમાનામાં પોતાનો મેધ પણ કર્યો છે! કાળાન્તરે તેને પણ આજ ઘટતું સ્થાન મળી ગયું છે — નરમેધ આજ નાશ પામેલી ક્રિયા બની ગઈ છે. નરમેધનો નાશ કરવામાં પણ નરવધ કરવાને માટે માણસો તૈયાર થયા હશે. જરાસંધનો વધ નરમેધ અટકાવવાને જ હતો ને?

આમ આ બે વસ્તુઓ અટકી; પણ તે દ્વારા નરવધ તો ઊલટો પુષ્ટ થયો. ઇચ્છિત શુભ કાર્યને સફળ કરવા માટે નરવધ કરવામાં કશું ખોટું નથી, એવી બુદ્ધિ માનવસમાજમાં ઘડાઈ. આજ પણ, બીજી રીતે જોતાં મહાન વિચારક અને સ્વાતંત્ર્યવાદી ને યુદ્ધનિષેધક ગણાય એવા માણસો પણ જણાવે છે કે, જંગલી જાતોને સુધારવાને માટે તેમની જોડે યુદ્ધ કરવામાં કશો વાંધો નથી. મતલબ કે, નરવધને માનવકલ્યાણનું એક સાધન બનાવી શકાય.

દેશ દેશની સરકારો ફાંસીની સજા તો કરતી જ આવી છે. એવો નરવધ — (કે રાષ્ટ્રદેવની પ્રીત્યર્થે તેને નરમેધ કહેવો? ના, એ બત્રીશલક્ષણાનું બલિ ક્યાં છે!) — લોક આજ સુધી સહેતા આવ્યા છે જ નહિ, માગતા આવ્યા છે. હવે કાંઈક તેમાં વળતાં પાણી જેવું દેખાવા લાગ્યું છે. જગતમાં એવો મત જાગ્યો છે કે, ફાંસી કે દેહાંતદંડની સજા જવી જોઈએ.

અને રાષ્ટ્રપ્રીત્યર્થે યુદ્ધ તો કરાય જ. તે નરવધ વધ જ નથી; અથવા છે તો કહો કે તે જરૂરી છે; યુદ્ધમાં મરનારને માટે સ્વર્ગે લઈ જનારો છે! — આ પ્રકારની માન્યતા મનુષ્યસમાજે કેળવી છે.

અરે, યુદ્ધને વિષે જ્યારે વિરોધ જાગવા લાગ્યો ત્યારે તે યુદ્ધને જ અટકાવવા યુદ્ધ કરીએ છીએ એમ કહેવાવા લાગ્યું! અને ૧૯૧૪માં આખા જગતને એમ મનાવવાને માટે, ડાહ્યામાં ડાહ્યા ગણાતા દેશોએ અને એના રાજપુરુષોએ પ્રયત્ન કર્યો! અને આ ૧૯૩૯ના યુદ્ધને માટે પણ એમ જ બોલાવા લાગ્યું છે ને, કે શાંતિ અને સમાધાનીનો માર્ગ જર્મનીને શીખવવા માટે આ યુદ્ધ છે. નરભક્ષ અને નરમેધ અટકાવવા જેમ યુદ્ધ જ માર્ગ જડ્યો, તેમ હવે નરવધ અટકાવવા — યુદ્ધ અટકાવવા પણ એ જ માર્ગ જડે છે! એમ જ લાગે છે કે, જાણે મનુષ્યની શોધકબુદ્ધિએ દેવાળું કાઢ્યું છે કે શું? આ ઊંધો ન્યાય સાબિત કરવા માટે દલીલો પણ કરવામાં આવે છે કે, કાંટાથી કાંટો નીકળે, ઝેરથી ઝેરનું ઉપશમન થાય, તો યુદ્ધથી યુદ્ધનું શું કામ ન થાય?

હવે પ્રશ્ન એ છે કે, નરભક્ષ અને નરમેધ પર જીત મેળવી આવેલો માનવસમાજ નરવધને જીતતાં હારશે કે શું? આજે તો હાર્યો દેખાય છે. નરમેધ તથા પ્રજાઓનું અરાજક ટાળવા જીવનભર મથનાર શ્રીકૃષ્ણચંદ્ર નરવધ આગળ તો અટક્યા જ: મહાભારત ખેલાતું તો તે ન જ અટકાવી શક્યા; અને મોટામાં મોટી અફસોસની વાત તો એ છે કે, યાદવાસ્થળી તે ન અટકાવી શક્યા! શું નરવધપ્રેરક માનવ-વૃત્તિઓ પર જય મેળવવાનું કામ એક સમૂહ તરીકે માણસને માટે અશક્ય જ માનવું? કૃષ્ણ, બુદ્ધ, મહાવીર અને ક્રાઇસ્ટનાં બાળકોને વ્યક્તિ તરીકે શાંતિનો સંદેશો અપાઈ શક્યો; પરંતુ વ્યષ્ટિ તરીકે એ ધર્મની અમુક મર્યાદા જ આવી રહેવાની? ક્રાઇસ્ટના

'Render unto Cœsar what is Cœsar's' શબ્દો એ જ માનવસમાજની મર્યાદા રહેવાની? નરવધને રોકવાનો ઉપાય શો?

આજ તો એવા પણ માણસો પડેલા છે કે જે વેર, મમત કે લોભને નામે તો ખૂન કરે જ છે; પણ ધર્મને નામે પણ નરવધ કરવા પ્રેરાય છે. દેશની સરકારો આને બધાને ખૂન તરીકે જ ઓળખે છે— એ નિંદ્ય વસ્તુ ઠરી છે. પણ યુદ્ધને નામે ખેલાતો નરવધ ઉદાત્ત વસ્તુ મનાય છે: તેમાં બહાદુરી, રાષ્ટ્રપ્રેમ, પ્રજાસેવા લેખાય છે. જ્યાં સુધી આ પ્રકારની બુદ્ધિ કેળવાય, ત્યાં સુધી યુદ્ધનો નરવધ જવાની આશા રાખવી વ્યર્થ છે.

અને એમ જો નરવધ જીવતો રહે,—ને આજે તો રહેલો છે,—તો તેની અંદર, રૂપાંતરે, નરભક્ષ અને નરમેધ પણ છે એમ ન કહેવું જોઈએ? નરમાંસ ન ખવાતું હોય, પણ તેના કરતાં ખરાબ પરિણામો નથી આવતાં? નરમેધ તો ઉઘાડો છે જ; માત્ર, વેદી તરીકે, યજ્ઞવેદીને બદલે યુદ્ધવેદી હોય છે એટલું જ.

હવે સુધરેલા માનવસમાજ માટે આ એક મોટો પ્રશ્ન છે. કે પછી એમ જ માનવાનું કે, 'યુદ્ધ તો રહેશે, કેમ કે માણસના ષડ્રિપુ સાર્વત્રિક રૂપે અજેય છે? ષડ્રિપુ પર જીતનાર સંઘો ને રાષ્ટ્રો ન હોઈ શકે; એવી તો થોડી કે વધારે પણ વ્યક્તિઓ જ હોવાની?'

હિંદની અહિંસક લડાઈનો ઇતિહાસ અને આજની આપણી સ્થિતિ જોતાં પણ આ જ પ્રશ્ન પૂછવાનું મન થાય છે. માનવસ્વભાવની મૂળ-વૃત્તિઓ વલોવીને પણ આ પ્રશ્નનો ઉત્તર મેળવવો જોઈએ: અહિંસા — તેની ઉત્તમોત્તમ ટોચ — એ શું એકલવીરનો જ પુરુષાર્થ છે?

મગનભાઈ દેસાઈ

# અશોક અને તેનું ધર્મરાજ્ય

'રામબાણ' અને 'રામરાજ્ય' એ શબ્દો બધાએ સાંભળ્યા હશે. રાજા રામચંદ્ર એવા અચૂક બાણાવળી હતા કે, આજે પણ કોઈ વસ્તુ મેળવવાના કે કરવાના ચોક્કસ ઉપાયને લોકો 'રામબાણ' ઇલાજ કહે છે. તે જ પ્રમાણે રાજા રામ પોતાના રાજ્યના લોકોની બધી રીતે એવી તો સંભાળ રાખતા હતા, તથા તેને માટે પોતાનું સુખ પણ જતું કરતા હતા કે, આજે પણ લોકો સારા રાજ્યને 'રામરાજ્ય' કહે છે. તેની જ રીતે આજથી બાવીસ સો વર્ષ પૂર્વે થઈ ગયેલા અશોક રાજાના રાજ્યને 'ધર્મરાજ્ય' કહેવામાં આવે છે.

અશોક રાજા મગધ દેશમાં રાજ્ય કરતો હતો. અને તેની રાજધાની પાટલિપુત્રમાં, એટલે કે આજના પટણા પાસે હતી મગધ દેશ એટલે આજનો લગભગ બિહાર પ્રાંત જેટલો ભાગ. પરંતુ તે ઉપરાંત આજુબાજુનાં કેટલાંય રાજ્યો તેને તાબે હતાં. દક્ષિણમાં મૈસુર નીચેનાં ચોલ અને પાંડ્ય લોકોનાં નાનાં રાજ્યો બાદ કરતાં આખું હિંદુસ્તાન તો તેને તાબે હતું જ; પરંતુ ઉત્તર-પશ્ચિમમાં ઇરાન અને સીરિયા સુધીનો મુલક, તથા આજના સરહદ પ્રાંતની ઉપરનો ઉત્તરનો પણ કેટલોય ભાગ તેને તાબે હતો. એટલે કે, અત્યારે અંગ્રેજ સરકારની સત્તા હેઠળ જે પ્રદેશો નથી, તે પણ અશોકના તાબામાં હતા.

અલબત્ત, આ બધું સામ્રાજ્ય તેણે પોતે જીત્યું નહોતું. તેના દાદા ચંદ્રગુપ્ત મૌર્યે તેમાંનો ઘણો ભાગ જીતેલો હતો. અશોકે તો માત્ર કલિંગ દેશ જીત્યો હતો. કલિંગ દેશ એટલે કે અત્યારના ઓરિસા પ્રાંતની દક્ષિણેથી શરૂ થઈ ગોદાવરીના મુખ સુધીની કિનારપટ્ટી.

અશોકના પિતાનું નામ બિંદુસાર હતું, અને તેને મોટાં નાનાં બીજાં ઓરમાન ભાઈ-બહેન પણ હતાં. પિતાના મૃત્યુ પછી રાજગાદી માટે ઓરમાન ભાઈઓ વચ્ચે ઝઘડો થયો; તેમાં અશોક જીત્યો અને ગાદીએ આવ્યો. (આશરે ઈ. સ. પૂ. ૨૭૦ માં). તેના રાજ્યાભિષેક બાદ નવમે વર્ષે (ઈ સ. પૂ. ૨૬૨માં) તેણે કલિંગ દેશ ઉપર ચડાઈ કરી. તે દેશ કેવી રીતે સ્વતંત્ર રહી ગયો હતો તેની કશી ખબર આપણને નથી; પરંતુ અશોક જેવો પ્રતાપી રાજા પોતાના વિશાળ સામ્રાજ્યમાં એવા એક નાના રાજ્યને પોતાની આણ ઉથાપતું શી રીતે સાંખી શકે? કલિંગ દેશના લોકોએ પણ તેની સામે કેસરિયાં કર્યાં. પરંતુ અશોકના મોટા લશ્કર આગળ તેમનું શું ગજું? પરિણામે, અશોક પોતે જણાવે છે તેમ, તે યુદ્ધમાં કલિંગના દોઢ લાખ માણસો કેદ પકડાયા, એક લાખ માણસો કપાઈ ગયા, અને તેનાથી કેટલાય ગણા બીજા ઘાયલ થઈને કે બીજી રીતે મરી ગયા. કલિંગ જેવા નાનાસરખા દેશનાં આટલાં બધાં

માણસોનો ઘાણ નીકળી જાય એનો શો અર્થ, એ તમે કલ્પી શકશો.

પરંતુ આપણે તેની કલ્પના કરવા દૂર જવું પડે તેમ પણ નથી. અશોક રાજાને પોતાને જ એ ભયંકર ખૂનરેજી જોઈને કમકમાં આવી ગયાં; એને ભારે આઘાત થયો. તેને વિચાર આવ્યો કે, 'જે લોકો પોતાના કુટુંબ-કબીલા સાથે સુખચેનમાં રહેતા હતા, તથા પોતપોતાની માન્યતા મુજબ ધર્માચરણ કરી પોતાનું કલ્યાણ સાધતા હતા,' તેમને માત્ર મારી રાજ્યતૃષ્ણા સંતોષવા ખાતર મેં હતા-ન-હતા કરી નાખ્યા! મારો ધર્મ પણ તેમની પેઠે સુખશાંતિમાં રહીને મારું પોતાનું તેમ જ પ્રજાનું કલ્યાણ સાધવાનો હતો; તેને બદલે મેં આ કેવું ભયંકર પાપ કર્યું!

આમ વિચારી તેણે તરત પોતાની તલવાર કાયમને માટે મ્યાન કરી; તથા ધાર્મિક જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. બુદ્ધ ભગવાનના ધર્મોપદેશથી આકર્ષાઈ તેણે બુદ્ધ-ધર્મનો સ્વીકાર ક્યારનો (ઈ. સ. ૨૬૫) કરેલો જ હતો. પરંતુ તે પ્રમાણે વર્તવામાં તે પૂરેપૂરો સાવધાન ન હતો. પરંતુ હવે તો તેણે તે પ્રમાણે વર્તવાનું શરૂ કરી દીધું. એક વર્ષથી પણ વધારે સમય તો તે બૌદ્ધ સાધુઓના સંઘમાં જ રહ્યો; અને ત્યાં તેમની દેખરેખ હેઠળ ધર્મસાધના કરી. પરિણામે તેનું ચિત્ત શાંત અને શુદ્ધ થયું. પરંતુ ત્યાર બાદ તે શાંતિ અને શુદ્ધિનો જ આસ્વાદ લેતો બેસી ન રહ્યો કે સાધુ જ ન થઈ ગયો. તેણે તો વિચાર્યું કે, ખંત તથા ચીવટથી એક વર્ષમાં જ પોતે આટલી બધી ઉન્નતિ પ્રાપ્ત કરી શક્યો છે, તો પછી બીજા માણસોને પણ જો સન્માર્ગે વાળવામાં આવે, તો તેઓ પણ આવી શુદ્ધિ અને શાંતિ પ્રાપ્ત કરી શકે; અને જગતમાંથી કજિયાકંકાસ અને હિંસાનું નામનિશાન નીકળી જાય. વળી રાજા તરીકે પોતાની પ્રજાને સન્માર્ગે વાળવાની તેની ફરજ પણ હતી જ. આથી તેણે પોતાની તમામ પ્રજાને ધર્મને માર્ગે લાવવાનો પ્રયત્ન શરૂ કરવાનો નિશ્ચય કર્યો. પોતાના આ પ્રયત્નને તે 'ધર્મવિજય'નો પ્રયત્ન કહે છે; તથા એ વિજયને બીજા સામાન્ય વિજયો કરતાં શ્રેષ્ઠ ઠરાવે છે.

હવે તે નિશ્ચય તેણે શી રીતે અમલમાં મૂક્યો તે આપણે જોઈએ. તેની જગ્યાએ બીજો કોઈ સામાન્ય રાજા હોત તો તેણે તો, 'બધી પ્રજાએ પોતપોતાનો ધર્મ છોડી, બૌદ્ધધર્મી થઈ જવું,' એવો જ હુકમ કાઢ્યો હોત; અને દર વર્ષે જેટલા જેટલા લોકો બૌદ્ધધર્મી થતા જાય, તે ઉપરથી તેણે પોતાના 'ધર્મવિજય'નું માપ કાઢ્યું હોત. એ રીતનો ધર્મપલટો કરાવવા માટે તેને ભય, બળાત્કાર, લાલચ, હિંસા વગેરેનો જ આશરો લેવો પડ્યો હોત. પરંતુ અશોક તો સાચો ધર્મપ્રચારક હતો. તે માનતો હતો કે, મારો બૌદ્ધધર્મ જેમ મને સદાચારી થવાનો ઉપદેશ આપે છે, તેમ બીજા ધર્મો પણ સદાચારી થવાનો જ ઉપદેશ આપે છે. જરૂર તો લોકોને તે સદાચારનું પાલન કરવામાં પ્રયત્નશીલ કરવાની છે. આથી અશોકે દરેક સાચા ધર્મના મૂળ પાયા જેવા કેટલાક સદ્‌ગુણો તથા સદાચારો વિચારી કાઢ્યા, અને તેમને જ પ્રજા આગળ રજૂ કરી, તેમના ઉપર જ તેનું ધ્યાન એકત્ર કરવાનો નિર્ણય કર્યો. તે સારુ તેણે પોતાના રાજ્યમાં અનેક સ્થળોએ એ ધર્મવાક્યો કોતરાવ્યાં, જેથી ચિરકાળ તે પ્રજાને યાદ રહે. એમાંના કેટલાક લેખો આજ પણ જોવા મળે છે; જેમ કે, ગિરનાર પર્વત પર. એ પ્રાચીન ભાષા તથા લિપિમાં લખાયેલા લેખો વિદ્વાનોએ મહેનત કરીને ઉકેલ્યા છે. તેમાંથી જે જાણવા મળે છે તે પરથી, ખરેખર, અશોકને 'મહાન અશોક' કહેવામાં આવે છે તે તદ્દન બરાબર લાગે છે.

સ્તંભ ખોડીને મૂકેલા પોતાના સ્તંભલેખોમાં તેણે નીચેની સાત બાબતોને 'ધર્મ' કહીને રજૂ કરી છે:

૧. પાપીપણું ઓછું કરતા જવું. ૨. સદાચારીપણું વધારતા જવું. ૩. 'દયા'શીલ થવું. ૪. 'દાન'શીલ થવું. ૫. 'સત્ય'પરાયણ બનવું. ૬. શરીરનું અને મનનું 'શૌચ' જાળવવું. અને ૭. માર્દવ એટલે કે મૃદુતા કે કોમળતાવાળા થવું.

આ સાત ગુણોરૂપ ધર્મને જીવનમાં ઉતારવા માટે જે જે પ્રવૃત્તિઓ તત્કાળ કરવાનું શરૂ કરવું જોઈએ, તે પણ તેણે વિચારી કાઢીને લોકોને સાથે સાથે જ જણાવી છે: ૧. પાંચ ઇંદ્રિયોથી ઓછી ઇંદ્રિયોવાળાં જીવજંતુનો વધ ન કરવો. ૨. પાંચ ઇંદ્રિયોવાળાં પ્રાણીઓનો વધ ન કરવો. ૩. માતપિતાની સેવા કરવી. ૪. મોટેરાંની સેવા કરવી. ૫. ગુરુને માન આપવું. ૬. મિત્રો, સંબંધીઓ, નાતીલાઓ, તથા સંત-સાધુનાં દાન-સત્કાર કરવાં. ૭. નોકરચાકરની સાથે યોગ્ય વર્તણૂક રાખવી. ૮. થોડો ખર્ચ કરવો અને થોડો સંઘરો કરવો.

આ ધર્મને તે 'ધર્મમંગળ' એટલે મંગળકારી ધર્મ કહે છે; તથા જણાવે છે કે, લોકો સામાન્ય રીતે માંદગીમાં, લગ્નપ્રસંગે, પુત્રજન્મ વખતે, કે યાત્રા-મુસાફરી વગેરે દરમ્યાન અનેક મંગળો કરે છે; તેમાંય સ્ત્રીઓ તો અનેક જાતનાં ક્ષુદ્ર અને અર્થહીન મંગળો કરે છે; પરંતુ એ જાતનાં મંગળોથી કશો લાભ થતો નથી. પરંતુ આ 'ધર્મમંગળ' તો મહાફળ આપે છે.

ધર્મને જીવનમાં ઉતારવા માટે જેમ અમુક સદ્‌ગુણો ખીલવવા જોઈએ, તેમ અમુક દુર્ગુણોને ખાસ દૂર કરવા જોઈએ. અશોકની નજર બહાર તે વાત પણ ગઈ નથી તેવા ખાસ દુર્ગુણો પણ તેણે ગણી બતાવ્યા છે: આકળા-

પણું (ચંડતા), નિષ્ઠુરતા (ક્રૂરતા), ક્રોધ, માન, અને ઈર્ષા.

બીજાં કશા લાંબા વિસ્તાર કે અટપટી ક્રિયાઓ વિનાનો અશોકનો આ ધર્મમાર્ગ કેવો સીધો સાદો છે? પરંતુ અશોક તેને પોતાનો કે નવો ધર્મમાર્ગ નથી કહેતો. તે કહે છે કે, તમામ ધર્મોમાં આ બધા સદ્ગુણોનો ઉપદેશ છે. એટલે કોઈ ધર્મે બીજા ધર્મની નિંદા કરવાની નથી કે પોતાની બડાઈ કરવાની નથી માત્ર દરેક ધર્મવાળા પોતાના ધર્મના આદેશ અનુસાર સદાચારી થવાનું શરૂ કરે, તો ધર્મ ધર્મ વચ્ચેના બધા ઝઘડા શમી જાય. પરંતુ અશોકને પણ મુશ્કેલી ત્યાં જ દેખાય છે. તે કહે છે કે, 'મારી પહેલાં પણ ઘણા રાજાઓ એમ ઇચ્છતા હતા કે લોકો સદાચારી થઈને આગળ વધે. પરંતુ લોકો સદાચારી થઈને આગળ વધતા નહોતા. તો પછી લોકોને સદાચારી કેવી રીતે કરવા? એનો વિચાર કરતાં કરતાં મને લાગ્યું કે, ધર્મ શું છે તથા તે આચરવાથી શા ફાયદા છે, તેનું જ્ઞાન લોકોને આપવું; જેથી બધા તે તરફ વળવા પ્રેરાય. તે ઉપરાંત તેમને જુદી જુદી રીતે દાખલા દૃષ્ટાંત વડે ધર્મ બાબત ઉપદેશો આપવા.'

આમ તેણે લોકકેળવણીની એક મોટી ચળવળ ઉપાડવાનો વિચાર કર્યો. તેને શ્રદ્ધા હતી કે આંધળાને આંખ આપીએ, એટલે પછી તે બધા ખાડા-ટેકરા આપોઆપ વટાવી જશે. તે પ્રમાણે લોકોને પણ ધર્મરૂપી 'ચક્ષુનું દાન' કરીએ, તો પછી તેઓ જાણી જોઈને ઝટ કૂવામાં પડવા તૈયાર નહીં થાય.

આ વિચારથી તેણે પોતે ફુરસદના સમયમાં મોજ અને આનંદ મેળવવા વિહારયાત્રા કરવાનો જે રિવાજ હતો, તે બદલીને 'ધર્મયાત્રા'નો રિવાજ શરૂ કર્યો. અર્થાત્ તે યાત્રા દરમ્યાન તે 'સાધુસંતોને મળતો, તેમને દાન આપતો, પ્રાંતના લોકોને મળતો, તથા તેમને ધર્મોપદેશ આપી તેમની સાથે ધર્મ વિષે ચર્ચા કરતો.' પોતાની આવી પ્રથમ ધર્મયાત્રા દરમ્યાન તેને જે સફળતા મળી, તે ઉપરથી તેણે લોકોને ધર્મશિક્ષણ આપવાની એક આખી યોજના વિચારી કાઢી. પોતે જાતે કંઈ આખા સામ્રાજ્યમાં ઠેર ઠેર ફરીને બધાને મળી શકે નહીં; તેથી પોતે જે જે વસ્તુઓ લોકો પાસે સ્વીકારાવવા ઇચ્છતો હતો, તે બધી તેણે દરેક પ્રાંતમાં મોટા મોટા ખડકો ઉપર, અને જ્યાં ખડક ન હોય ત્યાં મોટા મોટા સ્તંભો ઉપર, મોટા અક્ષરે કાયમને માટે કોતરાવી દીધી. અને બધા લોકો અમલદારો સહિત તે લેખો વાંચે અને રાજાની ઇચ્છા જાણે તેવો બંદોબસ્ત કર્યો.

પછી દરેક પ્રાંતના મુખ્ય અમલદારને પણ પોતાની પેઠે લોકોમાં ફરી તેમનું લક્ષ ધર્મપાલન તરફ દોરવાનો તેણે હુકમ કર્યો; એટલું જ નહીં, પરંતુ તે કામ ઉપર દેખરેખ રાખવા માટે 'ધર્મમહામાત્રો' નામના નવા જ અધિકારીઓની નિમણૂક કરી. અશોકે વિચાર્યું કે, 'હું પ્રજાના બધા માણસોને કદાચ જાતે ન મળી શકું, પરંતુ બધા મુખ્ય અમલદારોને તો મળી શકું, અને તેમના દ્વારા પ્રજાનાં દૂર દૂરનાં માણસોને પહોંચી શકું.' તેથી પોતાના શિલાલેખોનો ઠીક ઠીક ભાગ તેણે પોતાના મુખ્ય અમલદારોને જ સાવધાન, સાવચેત, તથા પ્રયત્નશીલ રહેવાનું ઉપદેશવામાં રોક્યો છે. તે લેખો વાંચી લોકો પણ જાણી શકે કે, અમલદારો કઈ રીતે વર્તે એમ આપણો રાજા ઇચ્છે છે.

અશોક પોતાના અમલદારોને સંબોધીને કહે છે: 'સર્વ મનુષ્યો મારાં સંતાનો છે; જેમ મારાં પોતાનાં બાળકો માટે હું ઇચ્છું છું કે, તેમનું આ લોકમાં અને પરલોકમાં ભલું થાય, તેમ હું મારી પ્રજાનાં સર્વ મનુષ્યો માટે પણ ઇચ્છું છું. તેમની બાબતમાં જે કાંઈ કરવાનું હું ઠીક માનું છું, તેને અમલમાં મૂકવાની હું ઇચ્છા રાખું છું. તેમ કરવાનો મુખ્ય ઉપાય એ છે કે, તમને કેળવણી આપવી. કારણ કે તમે લોકોની સેવાને અર્થે હજારો માણસોમાં કામે લાગેલા છો...... મારી આજ્ઞાનું તનમનથી પાલન કરવા તમે મારી સાથે બંધાયેલા છો; મારા પ્રત્યેનું એ ઋણ અદા કરવાની હંમેશ દાનત રાખજો; કારણ કે, તેનું ઉલ્લંઘન કરવાથી તમને સ્વર્ગની પ્રાપ્તિ પણ નહીં થાય, હું પણ પ્રસન્ન નહીં થાઉં, અને તમે મહાવિનાશને પ્રાપ્ત થશો." પોતાનો આ આદેશ અમલદારો નક્કી કરેલે દિવસે નિયમિત સાંભળવાનું રાખે, એવો પણ તેણે બંદોબસ્ત કર્યો હતો.

અશોક માત્ર અમલદારોને આ કામ સોંપીને નિશ્ચિંત બેસી ન રહ્યો. તે અમલદારો પોતાનું કામ બરાબર બજાવે છે કે નહીં, તેની તે પૂરતી કાળજી રાખતો. અને તેમની તપાસ રાખવા કેટલાક લાયક માણસોને પાંચ પાંચ વર્ષે નિરીક્ષણ કરવા મોકલતો. અંતે તેને ખાતરી થઈ કે, 'માણસ જેમ હોશિયાર આયાને પોતાનું સંતાન ઉછેરવા આપીને નિશ્ચિંત થાય છે, તેમ મારી પ્રજાનાં હિતસુખ માટે આ અમલદારોને નીમીને હું નિશ્ચિંત થઈ શકીશ.'

લોકોને માત્ર ધર્મોપદેશ આપવાની જ રાજાની ફરજ નથી; તેણે તેમની બીજી સુખ-સગવડો અને સહી-સલામતી તરફ પણ લક્ષ રાખવું જોઈએ. અશોકે પણ રસ્તાઓ ઉપર વડનાં ઝાડ રોપાવવાં, આંબાવાડિયાં બનાવવાં, આઠ આઠ કોસને આંતરે કૂવા ખોદાવવા, પરબો બેસાડવી, મનુષ્યો તેમ જ પશુઓની ચિકિત્સા માટે ઔષધાલયો સ્થાપવાં, તથા તે ઔષધાલયોમાં જોઈતી ઔષધિઓ ન મળતી હોય તો દૂરથી લાવીને રોપાવરાવવી.

વગેરે બાબતો ઉપર પૂરતું લક્ષ આપ્યું હતું. પ્રજાના કામનો નિકાલ ઝટ થાય, તેમ જ તે કામને લગતા સમાચાર પોતાને ગમે તે વખતે પણ મળી શકે તે માટે તેણે હુકમ કર્યો કે, પોતે સૂતો હોય, ખાતો હોય, ફરતો હોય કે બગીચામાં બેઠો હોય, ત્યારે પણ-ગમે તે વખતે-લોકોનાં કામથી મને વાકેફ કરવો.

પહેલાં લોકોના મેળાઓ વખતે ખાલી નાટકચેટક તથા નાચગાન થતાં. અશોકે, તેવા મેળાઓ વખતે લોકોને ધર્મને લગતી બાબતોનાં ચિત્રો વગેરે બતાવવામાં આવે, તથા ધર્મથી પ્રાપ્ત થતી સદ્‌ગતિનો ખ્યાલ લોકોમા ઠસે, તેવાં પ્રદર્શનોની વ્યવસ્થા કરી; જેથી લોકોને ગમત સાથે જ્ઞાન પણ મળે.

પોતાના રાજ્યમાં રહેતાં મનુષ્યો ઉપરાંત બાકીનાં પશુપંખીને પણ અશોક ભૂલ્યો ન હતો. અમુક પશુ-પંખીનો વધ કરવાની તો તેણે સદંતર બંધી કરી. બકરી વગેરે જે પશુઓનો વધ થઈ શકે, તે પણ ગર્ભવંતાં હોય, કે ધાવણાં બચ્ચાંવાળાં હોય, કે છ મહિનાથી નાની ઉમરતાં હોય, તો તેમને મારવાની તેણે બંધી કરી. વનજંગલ બાળી મૂકવાં, જીવડાંવાળું ભૂસું વગેરે બાળવું, કે એક પ્રાણીને બીજા પ્રાણીના લોહીમાંસથી પોષવું—વગેરેની પણ તેણે બંધી કરી; તથા અમુક દિવસોએ તો ખાવા માટેનાં પશુપંખી પણ મારવાની તેણે બંધી કરી. માંસભક્ષણની તેણે સદંતર બંધી તો ન કરી, પરંતુ પોતાનો દાખલો તેણે આ પ્રમાણે લોકો આગળ રજૂ કર્યો: 'પહેલાં મારી પાકશાળામાં, મારા તેમ જ અતિથિ વગેરેના ભોજન માટે લાખો જીવો મારવામાં આવ્યા હતા; પરંતુ હવેથી માત્ર ત્રણ જીવ રોજ મારવામાં આવે છે: બે મોર અને એક મૃગ. પરંતુ તે મૃગ પણ નક્કી નહીં. એ ત્રણ જીવ પણ ભવિષ્યમાં નહીં મારવામાં આવે '

પોતાના રાજ્યની અંદર જ આ પ્રમાણે ધર્મપ્રચાર કરીને તે અટક્યો નહિ. પોતાના રાજ્યની સરહદ ઉપર આવેલાં પડોશી રાજ્યોમાં પણ પોતાના ધર્મપ્રચારકો મોકલી તેણે તેમને ધર્મ તરફ વાળ્યાં. તેમને સાથે સાથે તેણે અભયદાન પણ આપ્યું કે, 'મારા તરફથી તમે કશો ભય ન રાખશો; મારામાં વિશ્વાસ રાખજો કે, તમને મારા તરફથી દુઃખ નહીં પણ સુખ જ મળશે. તમે એ પણ માનજો કે સાંખી શકાય ત્યાં સુધી તમને હું સાંખી જ લઈશ. પરંતુ તમે મારે ખાતર તેમ જ તમારા આ લોકના અને પરલોકના હિત ખાતર ધર્મ જરૂર આચરજો.' પોતાના દેશની રાનીપરજના લોકોને પણ તેણે અભયદાન સાથે ચેતવણી આપી હતી કે,' 'તમે અપરાધ ન કરતા; હું ગમે તેટલો હિંસાથી ડરું છું, છતાં મારો પ્રભાવ કેટલો છે તે તમે ખ્યાલમાં રાખજો; નહીં તો તમને યથોચિત શિક્ષા થશે જ.'

ખરે જ! આપણને એવી શંકા થઈ શકે કે, રાજાને પોતાના આ ધર્મવિજયમાં સફળતા મળી હતી કે કેમ? અશોક પોતે જણાવે છે કે, 'પરાક્રમ હંમેશાં ફળદાયી થાય છે.' તે ન્યાયે તેને પણ સફળતા મળી જ. તે પોતાના સ્તંભલેખમાં જાહેર કરે છે કે: 'મારા પ્રયત્નથી મારી પ્રજામાં ધર્મની અપેક્ષા અને ધર્મ ઉપર પ્રેમ વધ્યાં છે, અને દિવસે દિવસે વધતાં જશે' વળી તે પોતાના શિલાલેખમાં કહે છે કે, 'મેં આ ધર્મવિજય અહીં પોતાના રાજ્યમાં, તેમ જ ૬૦૦ યોજન જેટલે દૂર જ્યાં યવન રાજા અંતિઓક રાજ્ય કરે છે, તથા ત્યાંથી પણ આગળ જ્યાં તુરમય, અંતિકિની, મગ, અને અલિકસુંદર રાજાઓ રાજ્ય કરે છે, તથા દક્ષિણમાં જ્યાં ચોડો અને પાંડ્યો રાજ્ય કરે છે, ત્યાં છેક તામ્રપર્ણી (લંકા) સુધી બધાં સરહદી રાજ્યોમાં વારંવાર મેળવ્યો છે.'

લંકામાં તો ધર્મપ્રચાર અર્થે તેણે પોતાનો પુત્ર મહેન્દ્ર અને પોતાની પુત્રી સંઘમિત્રાને જ મોકલ્યાં હતાં.

આવા મહાન ધર્મપ્રેમી રાજાને 'દેવાનાં પ્રિય' (દેવોને વહાલો) અને 'પ્રિયદર્શી' (જોવો વહાલો લાગે તેવો) એવાં બિરુદ મળે તેમાં શી નવાઈ? એ રાજાના અત્યાર સુધી ૩૫ લેખો મળી આવ્યા છે. તેમાંના ૧૯ શિલાઓ અથવા ખડકો ઉપર હોવાથી શિલાલેખ કહેવાય છે, ૧૩ સ્તંભ અથવા થાંભલાઓ ઉપર હોઈ સ્તંભલેખ કહેવાય છે; અને ત્રણ ગુહાઓ અથવા ગુફાઓ આગળ હોઈ, ગુહાલેખ કહેવાય છે મોટાં નાનાં સૌ તે લેખો પહેલેથી છેડ સુધી વાંચી જવાની જરૂર ઇચ્છા રાખે. તે લેખોની ભાષા એવી સુંદર છે કે, તે વાંચતાં અશોક રાજા આજે આપણી સામે જ બેસીને પોતાના ધીરગંભીર કંઠે પોતાનો ધર્મ જાણે આપણને સંભળાવી રહ્યો હોય, એમ લાગે છે. એ લેખોમાંથી કેટલુંક આગળ ઉપર આ માસિકમાં આપવાની ઇચ્છા છે

**ગોપાળદાસ પટેલ**

હિંદને અને હિંદની અનેક સારી હિલચાલોને નબળી પાડનાર વસ્તુ
તે કુસંપ અને અવિશ્વાસ છે.

(કલકત્તા પદવીદાન સમારંભ, '૩૯) સર મિરઝા ઇસ્માઈલ

# અજાતશત્રુ લિંકન

## ૬. ઝંઝાવાત

લિંકનની પ્રમુખ તરીકેની ચૂંટણી સામે દક્ષિણનાં સંસ્થાનોમાં ઉગ્ર વિરોધ ફાટી નીકળ્યો. તેની ચૂંટણીને તેમણે યુદ્ધના આહ્વાન તરીકે ગણી લીધી અને હવે અનિવાર્ય આંતરયુદ્ધની તૈયારી કરવામાં તેઓ ગૂંથાયાં. ચૂંટણી પહેલાં જ તેમણે રોકડું પરખાવી દીધું હતું કે, અમે કદી પણ રિપબ્લિકન પક્ષના પ્રમુખનો સ્વીકાર કરીશું નહિ. કૂપર ઇન્સ્ટિટયૂટના પોતાના મશહૂર ભાષણમાં તેમની આ નિરંકુશ જોહુકમીનો જવાબ વાળતાં લિંકને જણાવ્યું હતું કે, "રિપબ્લિકન પક્ષના પ્રમુખની ચૂંટણી તમે સ્વીકારવા માગતા નથી. તમે કહો છો કે એ સંજોગોમાં તમે સંયુક્ત રાજ્યનો નાશ કરશો. અને પછી આગળ જઈને તમે કહો છો કે એ રીતે સંયુક્ત રાજ્યના નાશ માટે તમે ગુનેગાર ગણાશો! આ તો ભારે જુલમ કહેવાય! એક ધાડપાડુ મારા કાન આગળ પિસ્તોલ ધરીને દાંત કચકચાવીને કહે છે, 'ખડો રહે, અને તારી પાસે જે કંઈ હોય તે બધું ધરી દે, નહિ તો હું તારો જીવ લઈશ અને તું ખૂની ઠરશે.'" પ્રમુખની ચૂંટણીની પ્રચારસભાઓમાં અનેક વાર તેણે દક્ષિણના લોકોને ખામોશી રાખવા, કોઈ પણ જાતની ગેરસમજૂતીથી દોરવાઈ ન જવા આજીજી કરી હતી તથા તેમને સ્પષ્ટપણે જણાવ્યું હતું કે, તેમનાં હિતોને જોખમાવવાનો રિપબ્લિકન પક્ષનો જરાયે ઇરાદો નથી. ગુલામીનો પ્રશ્ન કે જે તેમને માટે જીવનમરણનો સવાલ હતો તે બાબતમાં પણ પ્રમુખ ચૂંટાયા પછી લિંકને તેમને અભયવચન આપ્યું હતું. 'દક્ષિણના લોકો ખરેખર એવો ભય સેવે છે કે રિપબ્લિકન સરકાર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ગુલામીની બાબતમાં કંઈ પણ દખલ કરશે? જો એમ હોય તો તેમના એક વખતના મિત્ર તરીકે — અને હું ધારું છું કે આજે પણ હું તેમનો દુશ્મન નથી બન્યો — હું તેમને ખાતરી આપવા માગું છું કે એ ભય રાખવાને કશું જ કારણ નથી. તમે કહો છો કે ગુલામી પ્રથા ન્યાય્ય છે અને તેનો ફેલાવો થવો જોઈએ. અમે કહીએ છીએ કે એ પ્રથા અન્યાયી છે અને તેથી એને વધતી અટકાવવી જોઈએ. બસ, આપણી વચ્ચે તફાવત હોય તો માત્ર આટલો જ છે.'

પરંતુ લિંકનની બધી આજીજી, વિનવણી અને સમજૂતી દક્ષિણના લોકોએ કાને ન ધરી. તેઓ મદે ચડયા હતા અને પોતાની ધનદોલત અને સાધન-સામગ્રી ઉપર મુસ્તાક હતા. તેમને તો પોતાનું ધાર્યું જ કરાવવું હતું અને તે ન જ થાય તો ગમે તેમ કરીને — યુદ્ધને જોખમે પણ — સંયુક્ત રાજ્યમાંથી છૂટા પડવું હતું. તેમની સંપત્તિ અને સાધન-સામગ્રી ઉપર તેમને અટલ વિશ્વાસ હતો. એ અંધ વિશ્વાસે જ છેવટે તેમને દગો દીધો — તેમનો વિશ્વાસઘાત કર્યો.

લિંકનની એક માત્ર ચિન્તા ગમે તે ભોગે સંયુક્ત રાજ્યનું બંધારણ ટકાવવાની હતી. તેને એ બંધારણ પ્રત્યે ભારે મમતા હતી. તેને એવો અચળ વિશ્વાસ હતો કે, એ બંધારણ સંયુક્ત રાજ્યના લોકોની સ્વતંત્રતાનો જ નહિ, પણ વહેલામોડા આખી દુનિયાના પીડિત અને દલિત લોકોના બંધવિમોચનનો અમર પટો છે. સાચે જ અમેરિકાનું સંયુક્ત રાજ્ય એ તે સમયે દુનિયાભરમાં લોકશાસનનો પ્રથમ અખતરો હતો. એ રાજ્યની એક પ્રબળ અને સંગઠિત લઘુમતી પોતાની સંપત્તિ અને સાધનસામગ્રીને બળે વિશાળ બહુમતીને અવગણી જોહુકમીથી પોતાનું ધાર્યું કરાવવા કમર કસે, એમાં લિંકનને જનતાના મૂળભૂત હકો ઉપર — લોકશાસન ઉપર — આક્રમણ દેખાયું. આથી જનતાના મૂળભૂત હકો ઉપરના આવા આક્રમણને ગમે તે ભોગે ખાળવા અને અમેરિકાના લોકોની જ નહિ, પણ સારી દુનિયાના લોકોની ભાવિ પેઢીઓ માટે લોકશાસન સુરક્ષિત કરવા, તેણે દૃઢ સંકલ્પ કર્યો. તે કહે છે કે, 'જે સરકાર જનતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા સમર્થ ન હોય તે પોતાની રક્ષા કરવા પણ સમર્થ નીવડે કે કેમ એ શંકાસ્પદ છે.'

લોકશાસન વિષેની તેની આ ઉદાત્ત ભાવના અને તેને રક્ષવાનો પોતાનો દૃઢ સંકલ્પ પ્રમુખનો હોદ્દો લેવાને વૉશિંગ્ટન જતાં રસ્તામાં ફિલાડેલ્ફિયાના 'ઇન્ડિપેન્ડન્સ હૉલ'માં તેણે વ્યક્ત કર્યો. પ્રમુખ

ચૂંટાયા પછી લિંકન પાસે તેની રાજનીતિ અંગે નિવેદન કરાવવા અનેક લોકોએ માગણી કરી હતી. પણ તે બધાને તેણે ના જ ભણી હતી. રખેને, પોતાના બોલવાનો અવળો અર્થ કરી દક્ષિણના લોકોને વિરોધ કરવાનું એક વધુ બહાનું મળી જાય અને બળતામાં ઘી હોમાય. પણ ફિલાડેલ્ફિયાના 'ઇન્ડિપેન્ડન્સ હૉલ'માં — જ્યાં આગળ ઇંગ્લંડ સાથેના યુદ્ધમાં વિજય મેળવ્યા પછી રાષ્ટ્રનાયકોએ સંયુક્ત રાજ્યનું બંધારણ ઘડ્યું હતું — તેનું સ્વાગત કરવામાં આવ્યું તે વખતે દેશની એ કટોકટીની ઘડીએ તેને જૂનો ઉજ્જ્વળ અને કીર્તિવંત ઇતિહાસ યાદ આવ્યો, તે લાગણીવશ થયો, પરિણામે પોતાના ઉપર મૂકેલા મૌનનો પ્રતિબંધ તેણે તોડ્યો અને પોતાના ભાવિ કાર્યની રૂપરેખા દોરી.

'મારી એવી એકે રાજકીય ભાવના નથી કે જે સ્વતંત્રતાના જાહેરનામામાં વ્યક્ત થયેલી ભાવનામાંથી ઊગી ન હોય. જે પુરુષોએ આ સ્થળે એકઠા મળી સ્વતંત્રતાનું જાહેરનામું ઘડ્યું અને તેનો અમલ કર્યો, તેમણે કેવાં ભારે જોખમ ખેડ્યાં હતાં, તેના ઉપર મેં વારંવાર વિચાર કર્યો છે. જેણે સ્વાતંત્ર્ય હાંસલ કર્યું તે સેનાના સૈનિકો અને અમલદારોએ કેવી ભારે જહેમત ઉઠાવી હતી, તે વિષે પણ મેં વિચાર કર્યો છે. એવા કયા મહાન સિદ્ધાંત અથવા ઉદાત્ત કલ્પનાએ આજ સુધી આ સંયુક્ત રાજ્યને એકત્ર રાખ્યું એ વિષે પણ મેં અનેક વાર વિચાર્યું છે, સંસ્થાનો માતૃદેશથી છૂટાં પડ્યાં એ બિનામાત્રે નહિ, પણ સ્વતંત્રતાના જાહેરનામામાં સમાયેલી ભાવનાએ સ્વતંત્રતા અર્પી છે — માત્ર આ દેશના લોકોને જ નહિ, પણ હું ધારું છું કે, સદાકાળને માટે સારી દુનિયાના લોકોને. તેણે એવો કોલ આપ્યો છે કે, યથાકાળે માનવમાત્રના ખભા ઉપરથી ગુલામીની ધૂંસરી દૂર થશે અને બધાને સમાન તક પ્રાપ્ત થશે. આ ભાવના સ્વતંત્રતાના જાહેરનામામાં વ્યક્ત થયેલી છે. મિત્રો, તમને હું પૂછું છું કે એ ભૂમિકા ઉપર આ દેશને ઉગારી શકાય ખરો? જો એ શક્ય હોય તો એ રીતે દેશને ઉગારવામાં સહાયભૂત થવાને હું મારી જાતને દુનિયામાં સૌથી વધારે ભાગ્યશાળી માનીશ . . . પરંતુ એ સિદ્ધાંતનો ત્યાગ કર્યા વિના આ દેશને ઉગારી શકાય એમ ન હોય . . . તો એ સિદ્ધાંતનો ત્યાગ કરવા કરતાં બહેતર છે કે હું આ સ્થળે ઠાર થઈ જાઉં. આજની સ્થિતિ જોતાં, મારા ધારવા પ્રમાણે તો, યુદ્ધની કે ખૂનરેજીની કશી જ જરૂર નથી. એ સાવ બિનજરૂરી છે. હું એ ઉપાયની તદ્દન વિરુદ્ધ છું, અને આગળથી જ જાહેર કરું છું કે સરકારને તેમ કરવાની ફરજ પાડવામાં ન આવે ત્યાં સુધી ખૂનરેજી કદી થનાર નથી. સરકારની સામે બળનો ઉપયોગ કરવામાં ન આવે ત્યાં સુધી તે કદી પણ બળનો ઉપયોગ કરશે નહિ. મિત્રો, આગળથી કંઈ પણ તૈયારી વિનાનું મારું આ ભાષણ છે. હું અહીં આવ્યો ત્યારે, મારે બોલવાનું હશે એવી મારી બિલકુલ ધારણા નહોતી. આથી હું કંઈ અજૂગતું બોલ્યો હોઉં એમ પણ બને. પણ હું એવું કશું નથી બોલ્યો કે જેને ખાતર હું જીવવા અથવા ઇશ્વરની એવી મરજી હોય તો મરવા ઇચ્છતો ન હોઉં.'

લિંકન સ્પ્રિંગફિલ્ડથી નીકળ્યો ત્યારે તે વૉશિંગ્ટન સુખરૂપ પહોંચશે કે કેમ એ વિષે ઘણાને શંકા હતી. કારણ, તે રાજધાનીમાં પહોંચે તે પહેલાં જ રસ્તામાં તેને પૂરો કરવાનું દક્ષિણના લોકોએ કાવતરું રચ્યું હતું. લિંકનને પણ એની ખબર હતી. પણ તે તેણે ગણકારી નહોતી. પરંતુ બાલ્ટિમોર પહોંચ્યા પહેલાં તેને બે ભરોસાદાર વ્યક્તિઓ તરફથી સ્વતંત્ર રીતે એ કાવતરાની ચોક્કસ માહિતી મળી. હવે ખોટી હિંમતનો દેખાવ કરી કાવતરાખોરોના હાથમાં જઈ પડી પોતાના જીવનકાર્યને જોખમાવવાનું લિંકનને ઉચિત ન લાગ્યું. આથી પોતાની ખાસ ગાડી છોડી, 'વૉશિંગ્ટન મોકલવાના એક અગત્યના પારસલ' માટે થોભાવેલી સામાન્ય ગાડીમાં તે બેઠો. આમ અમેરિકાનાં સંયુક્ત રાજ્યનો ચૂંટાયેલો પ્રમુખ, કશી પણ ધામધૂમ કે ઠાઠમાઠ વિના, એક સામાન્ય માણસની પેઠે, વહેલી સવારે એકલો રાજધાનીમાં આવી પહોંચ્યો. રાજધાની પણ અનેક જાસૂસો અને કાવતરાખોરોથી ભરપૂર હતી, અને હજી પણ લિંકન પ્રમુખનો હોદ્દો નિર્વિઘ્ને લઈ શકશે કે કેમ, એની ત્યાંના લોકોને ખાતરી નહોતી. પરંતુ લોકોનો આ ભય ખોટો ઠર્યો અને ચોથી માર્ચને દિવસે લિંકન કૉંગ્રેસના સભ્યો, સેનેટરો, પરદેશના એલચીઓ અને રાજધાનીના લોકોની પ્રતિષ્ઠિત સભા સમક્ષ પોતાનું ઐતિહાસિક પ્રારંભિક

વ્યાખ્યાન આપવા ઊભો થયો. આ વ્યાખ્યાન તેણે સ્પ્રિંગફિલ્ડમાં કેટલાયે દિવસો સુધી એકાંતમાં ચિંતન કરીને કોઈની પણ સલાહ લીધા વિના તૈયાર કર્યું હતું. એમાં તેણે સ્પષ્ટતા અને નરમાશથી પણ મક્કતાપૂર્વક પોતાના ભાવિ રાજ્યવહીવટનું નિરૂપણ કર્યું હતું. પણ તેનો મુખ્ય ભાગ દક્ષિણના લોકોને ઉદ્દેશીને હતો. સંયુક્ત રાજ્યમાંથી છૂટાં પડી અનેક આત્મભોગોથી પુનિત થયેલી એકતાને ન તોડવાની દર્દભરી અપીલ કરીને, તે દક્ષિણનાં સંસ્થાનોને ઉદ્દેશીને કહે છે:

'મિત્રો કાયદા ઘડી શકે તે કરતાં વિદેશીઓ સંધિના કરાર વધારે હળવા કરી શકશે? અને મિત્રો પાસેથી કાયદાનું પાલન કરાવી શકાય તેના કરતાં પરદેશીઓ પાસેથી સંધિનો અમલ વધારે વફાદારીથી કરાવી શકાશે? સમજો કે તમે યુદ્ધ આદરી બેઠા; પણ સદાકાળ માટે તો તમે ન જ લડી શકો. અને એકે પક્ષને કશો લાભ થયા વિના તથા ઉભય પક્ષની ભારે ખાનાખરાબી થયા પછી તમે લડતા અટકો, એટલે વળી પાછો એકબીજા સાથે પરસ્પર વ્યવહાર ચાલુ કરવાની શરતો નક્કી કરવાનો એ ને એ જૂનો પુરાણો સવાલ ફરીથી ઉપસ્થિત થાય જ છે. . . . મારા અસંતુષ્ટ દેશબંધુઓ, આંતરવિગ્રહનો મહાન સવાલ મારા હાથમાં નહિ પણ તમારા હાથમાં છે. સરકાર કદી પણ તમારા ઉપર હુમલો કરનાર નથી. . . . . આપણે દુશ્મનો નથી પણ મિત્રો છીએ. આપણને દુશ્મન બનવું ન જ ઘટે. આવેશને કારણે આપણા સંબંધો ભલે તંગ બન્યા હોય, પરંતુ તેથી આપણાં પ્રેમનાં બંધનો તૂટવાં ન જોઈએ.'

લિંકને મૈત્રીનો લંબાવેલો હાથ દક્ષિણના લોકોએ તિરસ્કાર અને બેદરકારીથી તરછોડ્યો. તેની પ્રેમ અને મૈત્રીની અપીલનો પડઘો ઝીલવાને તેમણે ના પાડી. દક્ષિણનાં ઉન્મત્ત સંસ્થાનોએ તેમનો હઠાગ્રહ ન છોડ્યો એટલું જ નહિ, પણ લિંકનની ચૂંટણી પછી થોડા જ સમયમાં એ સંસ્થાનો પૈકી છ સંયુક્ત રાજ્યમાંથી છૂટાં પડ્યાં અને પૂરજોશથી લડાઈની તૈયારી કરવા મંડી પડ્યાં. અધૂરામાં પૂરું એ વખતે મધ્યસ્થ સરકારનાં સૂત્રો પણ દક્ષિણવાસીઓના હાથમાં હતાં. અમેરિકાના બંધારણ અનુસાર ચૂંટણી થયે ચાર માસ પછી નવો પ્રમુખ પોતાનો હોદ્દાનો હવાલો સંભાળે છે. આ ચાર માસના ગાળામાં જૂના પ્રમુખે સંયુક્ત રાજ્યમાંથી મનસ્વીપણે છૂટાં પડનાર સંસ્થાનો સામે કંઈ જ પગલાં ન લીધાં એટલું જ નહિ, પણ તેમની લડાયક તૈયારી પ્રત્યે પણ તેણે આંખ આડા કાન કર્યાં. એ સમય દરમ્યાન નાણાંમંત્રીએ રાજ્યની તિજોરી તળિયાઝાટક કરી દીધી, યુદ્ધમંત્રીએ બધો દારૂગોળો અને બીજો યુદ્ધસરંજામ દક્ષિણમાં સરકાવી દીધો, નૌકામંત્રીએ યુદ્ધનાં જહાજો દૂર દૂરના પ્રદેશોમાં ખસેડી મૂક્યાં; અને છેલ્લી ઘડી સુધી આવાં દેશદ્રોહનાં કામ કરી, લિંકન પ્રમુખનો હોદ્દો ધારણ કરે તે પહેલાં જ તેની પાંખ કાપીને એ બધા ભાગી ગયા.

પણ લિંકનની મુસીબતોનો આટલેથી જ અંત આવતો નથી. દક્ષિણના લોકો પોતાના ધ્યેયની બાબતમાં એકમત અને દૃઢ હતા, તેટલા જ ઉત્તરના લોકો શિથિલ અને પરસ્પર ભિન્ન મત ધરાવતા હતા. ઉત્તરના ડેમોક્રેટિક પક્ષના લોકો ગમે તે ભોગે લડાઈ ટાળવા માગતા હતા અને તેઓ લિંકનને અતિશય ઉદ્દામ ગણતા હતા. એક એવો પણ પક્ષ હતો જે કહેતો કે દક્ષિણના લોકોને આપણી સાથે ન પાલવે તો ભલે તેઓ પોતાનું અલગ રાજ સ્થાપે. એટલા માટે લડાઈ શાને? જ્યારે અધીરા ગુલામીનિષેધકો લિંકનને સાવ ભોળો, નબળો, નિર્માલ્ય અને કશી પણ આવડત વિનાનો ગણતા અને એકદમ ગુલામી રદ કરીને લડાઈ જાહેર ન કરવા માટે તેના ઉપર ગાળોનો વરસાદ વરસાવતા હતા. આમ પ્રમુખ થયા પછી જ લિંકનના જીવનની આકરામાં આકરી કસોટી શરૂ થઈ. પરંતુ જેમ જેમ તેની અગ્નિપરીક્ષા આકરી બનતી ગઈ, તેમ તેમ તેનું કુંદન અનેરી પ્રભાથી ઝળકતું ગયું, અને અંતે પોતાના રાષ્ટ્રવ્યાપી પ્રેમ અને મમતાથી વેર, ધિક્કાર અને ગેરસમજની અભેદ્ય દીવાલો ભેદી, તે શત્રુ અને મિત્ર, ગોરા અને કાળા, ગરીબ અને તવંગર સર્વેનો ચિરંજીવ તારણહાર અને રાષ્ટ્રપિતા બન્યો.

દેશની કટોકટીને એ ગંભીર પ્રસંગે લિંકને પોતાના પક્ષની નહિ પણ સર્વપક્ષીય રાષ્ટ્રીય સરકાર રચી અને ડેમોક્રેટિક પક્ષના ચાર તથા પોતાના પક્ષનાં ત્રણ પ્રધાનો નીમ્યા. પ્રધાનમંડળમાં પોતાના પક્ષને

બદલે વિરોધપક્ષની બહુમતી કેમ રાખી? એ સવાલના જવાબમાં લિંકન કહેતો કે, હું રિપબ્લિકન પક્ષનો ખરો ને, એટલે પ્રધાનમંડળમાં બંને પક્ષનું સમતોલપણું જળવાઈ રહેશે. આ બધા પ્રધાનો લિંકન પ્રત્યે બહુ નફરતથી જોતા હતા અને તેનો ઉપહાસ પણ કરતા હતા. તેમના મનમાં તો એવું હતું કે, પશ્ચિમના અરણ્ય પ્રદેશનો આ ભલો-ભોળો કઠિયારો વિધિવશાત્ પ્રમુખ ચૂંટાયો ખરો, પણ રાજ્યકારભારમાં એનાથી શું નીપજવાનું છે? એ તો શોભાના પૂતળા તરીકે રહેશે; બધો વહીવટ તો અમારે જ કરવાનો રહેશે. સેવર્ડ નામના પ્રધાને તો આ માન્યતાથી દોરાઈને લિંકનને પત્ર લખીને પૂછ્યું કે, 'દેશની રાજ્યવ્યવસ્થા અને પરદેશનીતિનું સંચાલન અને નિયમન કોણ કરનાર છે?' અને પછી જણાવ્યું કે, 'એ બધી જવાબદારી ઉપાડવા હું તૈયાર છું; અલબત્ત એનો બધો યશ તો પ્રમુખને ભાગે જ જશે.' લિંકન સેવર્ડનો આશય પામી ગયો, પણ તેણે કરેલી પોતાની આ અવગણના ગળી જઈ તેણે એને એવો સ્નેહ અને વિનય ભર્યો જવાબ આપ્યો કે જેથી સેવર્ડને માઠું પણ ન લાગે અને પોતાનું વર્ચસ સચવાય. તેણે લખ્યું કે, 'બંધારણ અનુસાર એ બધી જવાબદારી પ્રમુખે જ ઉઠાવવાની હોય છે અને તે હું સંપૂર્ણપણે ઉઠાવવાનો છું. અલબત્ત એમાં મારે તમારી અને આખા પ્રધાનમંડળની સલાહ લેવાની રહેશે જ.' પરંતુ પોતાની કુશળતા, આવડત, દીર્ઘ-દૃષ્ટિ, ખામોશી અને મમતાથી થોડા જ વખતમાં તેણે બધાં પ્રધાનોનાં દિલ જીતી લીધાં અને તેમને એવા મંત્રમુગ્ધ કરી મૂક્યા કે, કોઈ મદારી પોતાનાં જાનવરો પાસે ધાર્યું કામ કરાવે તેમ તે બધા પ્રધાનો પાસેથી ધાર્યું કામ કરાવવા લાગ્યો. એક પ્રધાન તો એમ જ કહેતો કે, 'પ્રધાનમંડળમાં મત માત્ર એક જ છે અને તે પ્રમુખનો.' સેવર્ડ પણ એક માસ પછી પોતાની પત્નીને લખેલા કાગળમાં જણાવે છે કે, 'અમારા બધામાં પ્રમુખ જ બધી રીતે શ્રેષ્ઠ છે.'

હવે, 'ગુલામી રદ કરો', 'દક્ષિણ સામે લડાઈ જાહેર કરો' એ પોકારો ઉત્તરમાં સર્વત્ર ઊઠવા લાગ્યા. પણ લિંકને એકે વાત કાને ન ધરી. આને લીધે તેની સામે સર્વત્ર ભારે ગેરસમજ ઊભી થઈ. 'એને લડવું નથી', 'એને ગુલામીની દરકાર પડી નથી', વગેરે અનેક આક્ષેપો એના ઉપર ઠેકઠેકાણેથી થવા લાગ્યા. પણ લિંકન પોતાની નિશ્ચિત રાજનીતિ ઉપર અચળ રહ્યો. આ વખતે બધા જ એક યા બીજા પક્ષની સંકુચિત દૃષ્ટિથી જોતા હતા. માત્ર લિંકન જ સમગ્ર દેશના હિતની દૃષ્ટિથી વિચાર કરતો હતો. આથી એ પક્ષાપક્ષીની આંધીમાં લિંકનની નીતિ કોઈ ન સમજી શક્યું; પણ વખત જતાં જ્યારે ઉત્તર તેમ જ દક્ષિણના લોકો એની ક્રાન્તદર્શી રાજ-નીતિ સમજ્યા, ત્યારે સૌએ તેને પોતાનો તારણહાર માન્યો અને દેશના સાચા રક્ષક તરીકે તેને પૂજવા લાગ્યા. અમેરિકામાં તેમ જ દુનિયાભરમાં લિંકનની ઉત્તરોત્તર વધતી જતી લોકપ્રિયતાનું રહસ્ય એ જ છે.

ઉત્તરના લોકો ગુલામીને તત્કાળ નાબૂદ કરવા માગતા હતા અને દક્ષિણના લોકો તેને વિસ્તારવા માગતા હતા. આ બંને માગણીઓ ગેરવાજબી હતી. કારણ, દેશના બંધારણ અનુસાર દક્ષિણના લોકોની સંમતિ વિના તેને નાબૂદ કરવી અથવા ઉત્તરના લોકોની સંમતિ વિના તેને વિસ્તરવા દેવી એ બંને વસ્તુ ગેરકાયદેસર હતી. પ્રમુખ તરીકે લિંકનની પ્રથમ અને સર્વોપરી ફરજ દેશની એકતા અખંડિત રાખવાની હતી; ગુલામી નાબૂદ કરવાની કે તેને વિસ્તારવાની નહિ. આથી તે છેવટ સુધી પોતાની ફરજ ઉપર મક્કમ રહ્યો અને રાજ્યની એકતા સાચવવાનું ધ્યેય જ હમેશાં પોતાની દૃષ્ટિ સમક્ષ રાખ્યું. જોકે તેને સંપૂર્ણ પ્રતીતિ હતી કે, યુદ્ધ થશે જ તો હાલી ગયેલી ગુલામીની પ્રથા તેના વંટોળમાંથી ન ટકી શકે. આપણે આગળ જોઈશું કે તેની આ ધારણા અક્ષરશઃ સાચી પડી.

દક્ષિણનાં છૂટાં પડેલાં સંસ્થાનો સામે સત્વર યુદ્ધ જાહેર કરવાની ઉત્તરના લોકોની માગણીની બાબતમાં પણ તે પોતાના નિશ્ચય ઉપર મક્કમ રહ્યો. સંયુક્ત રાજ્યને અખંડ રાખવાના પોતાના મહાભારત કાર્યમાં તેને આખી દુનિયાના લોકોની સહાનુભૂતિ જોઈતી હતી. આથી તે કોઈ પણ સંજોગોમાં હલ્લો કરવાની પહેલ કરી દુનિયાની નજરે આક્રમણ કરનાર તરીકે લેખાવા માગતો નહોતો. આથી યુદ્ધ જાહેર કરવાના ભારે દબાણ છતાં 'સરકાર કદી પણ તમારા ઉપર હલ્લો કરનાર નથી' એવા પોતાના પ્રારંભિક ભાષણમાં દક્ષિણના લોકોને આપેલા કોલ ઉપર જ તે

અડગ રહ્યો. વળી યુદ્ધ કરવું જ પડે તો તે એવા પ્રસંગની રાહ જોતો હતો કે જે ઉત્તરના લોકોનું સ્વાભિમાન જાગ્રત કરે અને પરસ્પરના મતભેદ ભુલાવી તેમને એકમત કરે. દક્ષિણના લોકોને પણ યુદ્ધની શરૂઆત કરવાની જવાબદારી ટાળવી હતી, પણ લિંકનની અખૂટ ધીરજે તેમની ધીરજ ખુટાડી. તેમના પ્રદેશમાં આવેલા ફોર્ટ સમ્ટર નામના મજબૂત કિલ્લામાંથી લશ્કર ખસેડી લેવાની તેમણે માગણી કરી અને તેમ ન કરવામાં આવે તો ચોવીસ કલાકમાં તેના ઉપર હુમલો કરવાની ધમકી આપી. એટલા થોડા લશ્કરથી ફોર્ટ સમ્ટરનું રક્ષણ કરવું અશક્ય હતું, એટલે બધા પ્રધાનોએ અને વડા સેનાપતિએ પણ એ કિલ્લો ખાલી કરવાની લિંકનને સલાહ આપી. પણ લિંકનની ગણતરી જુદી જ હતી. તેણે સમ્ટરના સેનાપતિને હલ્લો થયા વિના તાબે ન થવાનો હુકમ આપ્યો અને ત્યાંના લશ્કર માટે ખોરાકપાણીની સામગ્રીથી ભરેલું વહાણ સત્વર રવાના કર્યું. આ વહાણ પહોંચે તે પહેલાં જ સમ્ટર ઉપર હલ્લો થયો અને તેના સેનાપતિએ હથિયાર હેઠાં મૂક્યાં. વળી વિજયના ઉન્માદમાં આવી ગયેલા દક્ષિણના લશ્કરે એ ખોરાક ભરીને મોકલેલા વહાણને પણ લશ્કરી વહાણ ગણીને તેના ઉપર હલ્લો કર્યો અને સંયુક્ત રાજ્યના વાવટાને તોડી પાડ્યો. આ વખતે પણ લિંકનની ગણતરી સાચી પડી. સમ્ટર ઉપર થયેલા હલ્લાથી અને સંયુક્ત રાજ્યના વાવટાના થયેલા ભારે અપમાનથી ઉત્તરના લોકોનું સ્વાભિમાન ઘવાયું અને દક્ષિણ પ્રત્યે ભારે રોષની લાગણી ભભૂકી ઊઠી. સર્વત્ર પક્ષના ભેદભાવ ભુલાઈ ગયા અને દેશની એકતા જાળવવા માટે આવી પડેલું યુદ્ધ અંત સુધી લડી લેવા માટે બધા પક્ષો એકત્ર થઈ ગયા. લિંકને ૭૫,૦૦૦ સ્વયંસેવકોની માગણી કરી. ટૂંક સમયમાં એથી પણ વધારે સંખ્યામાં સ્વયંસેવકો નોંધાયા. આમ યુદ્ધની આગ ટાળવાના લિંકનના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા, અને લાંબા કાળ સુધી ધુમાયા પછી ગુલામીના સવાલમાંથી જ આંતરવિગ્રહનો દાવાનળ ભભૂકી ઊઠ્યો. એની જ્વાળાએ આખા સંયુક્ત રાજ્યને આવરી લીધું અને લાખો નિર્દોષ અમેરિકનોનો ભોગ લીધો. 'તુલસી હાય ગરીબકી કબૂ ન ખાલી જાય.'

મણિભાઈ ભ૦ દેસાઈ

# વહેવારુ ખગોળ—૧૧

## પંચાંગ : તિથિ, કરણ અને યોગ

તિથિ. તિથિ પ્રમાણે ચંદ્રની કળા વધે ઘટે છે અને ચંદ્ર વહેલો મોડો ઊગે આથમે છે, એ આપણે જાણીએ છીએ. ચંદ્ર ઊગવા આથમવાના વખતનો હિસાબ આપણે અંક ૭માં જોયો. તિથિઓમાં વૃદ્ધિ અને ક્ષય એટલે વધઘટ થાય છે એવી સામાન્ય સમજણ છે. પણ ખરી રીતે તિથિઓ વધતી કે ઘટતી નથી તો પછી આ વધઘટ કેવી રીતે દેખાય છે તે જોઈએ. આ માટે, તિથિઓ કેવી રીતે ગણાય છે, તે પહેલાં સમજી લેવું જોઈએ.

અમાસે સૂર્ય અને ચંદ્ર સાથે હોવાથી ચંદ્ર દેખાતો નથી. પૂનમે સૂર્ય અને ચંદ્ર પૃથ્વીથી સામસામેની દિશાએ હોવાથી અને સૂર્યનો પ્રકાશ ચંદ્ર પર પડતો હોવાથી પૂર્ણ ચંદ્ર દેખાય છે. અમાસે ફરીને તે સૂર્યની સાથે આવવાથી દેખાતો નથી. અમાસથી અમાસ સુધી ૩૦ તિથિઓ છે, તેથી એક તિથિમાં એક આંટાનો, એટલે ૩૬૦ અંશનો ૩૦મો ભાગ, એટલે ૧૨ અંશ થાય છે. આનો અર્થ એ થયો કે, ચંદ્ર સૂર્યથી ૧૨ અંશ આગળ જાય ત્યારે સુદ એકમ પૂરી થાય છે, ૨૪ અંશ આગળ જાય ત્યારે સુદ બીજ પૂરી થાય છે; ચંદ્ર સૂર્યથી ૧૮૦ અંશ આગળ એટલે તેની સામે હોય ત્યારે પૂનમ પૂરી થાય છે, અને બંને સાથે હોય ત્યારે અમાવાસ્યા પૂરી થાય છે.

પંચાંગમાં તિથિનાં ઘડીપળ આપેલાં હોય છે, તેનો અર્થ નક્ષત્રનાં ઘડીપળની પેઠે જ કરવાનો છે; એટલે સૂર્યોદય પછી તેટલાં ઘડીપળ વીત્યે તે તિથિ પૂરી થાય છે.

આ શાસ્ત્રીય વાત થઈ. પણ વહેવારમાં એટલે કાગળપત્ર, હિસાબના ચોપડા, વગેરેમાં તિથિ સહેજ જુદી રીતે ગણાય છે, કારણ કે દિવસના ગમે તે

ભાગમાં એક તિથિ પૂરી થઈને બીજી બેસે છે, તે પ્રમાણે વહેવારમાં કરવું અગવડવાળું છે. તેથી વહેવારમાં નીચે પ્રમાણે તિથિ ગણવાનો રિવાજ રાખ્યો છે: સૂર્યોદય વખતે જે તિથિ ચાલતી હોય તે તિથિ તે આખા દિવસ માટે, એટલે બીજા દિવસના સૂર્યોદય સુધી ગણાય છે. આમ થવાથી વહેવારમાં તિથિની વધઘટ થાય છે. આ સમજવા માટે એક દાખલો લઈએ. ધારો કે સોમવારે સૂર્યોદય પછી ૨ ઘડી બીજ છે, પછી ૫૬ ઘડી સુધી ત્રીજ છે અને પછી ચોથ બેસે છે. આથી મંગળવારે સૂર્યોદય વખતે ચોથ હશે. તેથી વહેવારમાં સોમવારે બીજ અને મંગળવારે ચોથ ગણાશે અને ત્રીજનો ક્ષય ગણાશે. હવે ધારો કે રવિવારે સૂર્યોદય પછી ૫૮ ઘડી પાંચમ છે, એટલે સોમવારના સૂર્યોદય વખતે છઠ છે અને મંગળવારે સૂર્યોદય પછી ૨ ઘડીએ છઠ ઊતરીને સાતમ બેસે છે. આથી વહેવારમાં સોમવારે છઠ અને મંગળવારે પણ છઠ ગણાશે, એટલે છઠની વૃદ્ધિ ગણાશે. આમ ખરી રીતે તિથિઓમાં વધઘટ નહિ થવા છતાં વહેવારમાં તેની વધઘટ ગણવામાં આવે છે.

કરણ. કરણ એટલે તિથિનું અર્ધું. તેથી ૩૦ તિથિનાં ૬૦ કરણ થાય છે. જેમ તિથિ વહેવારમાં દિવસ ગણવા માટે વપરાય છે, તેવો કોઈ ઉપયોગ વહેવારમાં કરણનો થતો નથી. તેનો ખગોળવિષયક અર્થ એવો થઈ શકે કે, જેમ એક તિથિ ચંદ્રબિંબના પંદરમા ભાગ જેટલી કળાની વધઘટ બતાવે છે, તેમ જ એક કરણ ચંદ્રબિંબના ત્રીસમા ભાગ જેટલી વધઘટ બતાવે છે. મહિનાનાં ૬૦ કરણોમાંથી ૩૦ તો તિથિઓની સાથે જ સમાપ્ત થાય છે, તેથી તેના સમયો સામાન્ય રીતે પંચાંગમાં આપવામાં આવતા નથી. બાકીનાં ૩૦ કરણ તિથિની મધ્યમાં સમાપ્ત થાય છે, તેઓના સમયો આપવામાં આવે છે.

યોગ. યોગ એટલે સરવાળો, એટલે આરંભસ્થાનથી ચંદ્ર અને સૂર્યનાં અંતરોનો સરવાળો ૦ થી માંડીને ૩૬૦ અંશ થાય તેટલા વખતમાં ૨૭ યોગ ગણવામાં આવે છે. તેથી આ સરવાળો ૧૩ અંશ અને ૨૦ કળા થાય ત્યારે એક યોગ થાય છે. આરંભસ્થાન વિષે પાછળ આવી ગયું છે. આપણું મૂળ આરંભસ્થાન રેવતીનો નિઃશર (એટલે ક્રાંતિવૃત્ત પરનો) તારો હતો. પણ આપણા ગણિતની ભૂલને લીધે આરંભસ્થાન અત્યારે તેની મૂળ જગાએથી ચાર અંશ પૂર્વ તરફ ખસી ગયું છે. આ ચાર અંશનો ફરક સૂર્ય અને ચંદ્ર બંનેમાં આવે છે, તેથી તેઓના સરવાળામાં આઠ અંશનો ફરક આવે છે. યોગ ફક્ત ફલજ્યોતિષ માટે છે. વહેવારમાં તેનો કંઈ ઉપયોગ નથી, તેમ જ ખગોળની દૃષ્ટિએ તેનું કંઈ મહત્ત્વ નથી.

તિથિની પેઠે નક્ષત્ર, યોગ અને કરણના આંકડા પણ સૂર્યોદયથી ઘડીપળમાં આપવામાં આવે છે. આથી કોઈ વખત એક દિવસે બે, તો કોઈ વખત બે દિવસે એક નક્ષત્ર આવે છે. જ્યારે એક દિવસે બે નક્ષત્ર આવે છે, ત્યારે છાપવાની સગવડ ખાતર પહેલા નક્ષત્રનું નામ જ લખવામાં આવે છે અને તેની સામે પહેલા નક્ષત્રનાં ઘડીપળ અને તેની નીચે બીજા નક્ષત્રનાં ઘડીપળ લખાય છે. અને આ બીજા નક્ષત્રનાં ઘડીપળ સૂર્યોદયથી નહિ, પણ પહેલા નક્ષત્રના અંતથી ગણવામાં આવે છે. તિથિ અને યોગ માટે પણ આ પ્રમાણે લખાય છે. એક ઉદાહરણ લેવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે. ચાલુ વર્ષના તિલકપંચાંગમાં એક દિવસના આંકડા આ પ્રમાણે છે:

શ્રાવણ કૃષ્ણપક્ષ | ૩૦ | ચં | ૭ ૫૧ | ૪૭ ૧૪ | પૂ |

૩૩ | ૨ | સિ | ૪ ૪૯ | ૩૭ ૫૭ | ના | ૮ ૨૫ | દિ | ૩૧ ૬

| ફા | ૨૭ | અં | ૨ | ૨.ઉ. | ૬ ૨૫ | ૨.અ. | ૬ ૫૧ |

ચંદ્ર | ૪૬ ૧૯ | નં. કન્યા.

આમાંથી દિ, ફા, અં, ૨. ઉ., ૨. અ., અને ચંદ્ર, આટલાં નામ મથાળે અપાય છે, તે સ્પષ્ટતા ખાતર અહીં સાથે ઉતાર્યાં છે. હવે આની સમજણ: ૩૦ એટલે અમાસ. ચં એટલે સોમવારના સૂર્યોદયથી ૭ ઘડી અને ૪૭ પળ સુધી છે અને ત્યાર પછી સુદી એકમ બેસે છે, તે અમાસના અંત પછી (સૂર્યોદયથી નહિ) ૫૧ ઘડી અને ૧૪ પળ સુધી છે. (પૂ) પૂર્વાફાલ્ગુની નક્ષત્ર સૂર્યોદયથી ૩૩ ઘડી અને ૨ પળ સુધી છે. (સિ) સિદ્ધયોગ સૂર્યોદયથી ૪ ઘડી ૩૭ પળ,

સુધી છે અને તે પછીનો સાધ્યયોગ સિદ્ધયોગના અંત પછી ૪૯ ઘડી ૫૭ પળ સુધી છે. સિદ્ધયોગ ૨૧મો યોગ છે, તેથી તે પૂરો થાય, ત્યારે આરંભ-સ્થાનથી સૂર્ય અને ચંદ્રનાં અંતરોનો સરવાળો ૧૩ અંશ ૨૦ કલા × ૨૧ = ૨૮૦ અંશ થાય. (ના)નાગકરણ અમાવાસ્યાની સાથે જ સમાપ્ત થાય છે. તિથિનાં ઘડીપળ આપવામાં આવ્યાં છે, ત્યારે કરણની માત્ર ઘડી આપવામાં આવી છે. તેથી અમાવાસ્યાની ૭ ઘડી ૪૭ પળને બદલે નાગકરણની ૮ ઘડી (લગભગ) આપી છે. નાગકરણના અંત પછી ૨૫ ઘડી સુધી ત્યાર પછીનું કિંસ્તુઘ્ન કરણ ચાલશે. (દિ) દિનમાન ૩૧ ઘડી ૬ પળ છે. (ફા) ફારસી તારીખ ૨૭, (અં) અંગ્રેજી તારીખ ૨, (ર.ઉ.) રવિઉદય ૬ કલાક ૨૫ મિનિટ અને (ર.અ.) રવિઅસ્ત ૬ કલાક ૫૧ મિનિટ છે. આ ઉપરથી દિનમાન ૧૨ કલાક ૨૬ મિનિટ એટલે ૩૧ ઘડી ૫ પળ આવે, તે અગાઉ આપેલા દિનમાન સાથે લગભગ મળી રહે છે. ચંદ્ર સૂર્યોદયથી ૪૬ ઘડી ૧૯ પળ પછી કન્યા રાશિમાં પ્રવેશ કરે છે. નં. એ મરાઠી 'નંતર' (પછી) નો પહેલો અક્ષર છે.

આમ પંચાંગના દૈનિક કોઠાઓના આંકડાની સમજણ છે. આ ઉપરાંત રોજની પરચૂરણ બીજી હકીકતો આપવામાં આવે છે એ વિષે આવતા અંકમાં કહીશું.

હરિહર ભટ્ટ

# વર્ધાયોજના—એક મૂંઝવતો પ્રશ્ન

શ્રી. તંત્રીજી, 'શિક્ષણ અને સાહિત્ય'

વર્ધાયોજનાની બાબત આપના માસિકમાં અવાર-નવાર કાંઈ ને કાંઈ સામગ્રી પીરસાતી રહે છે. તે ઉપરથી પ્રેરાઈને હું આજે મારી એક મૂંઝવણ આપની સમક્ષ રજૂ કરું છું; એ આશાએ કે, તેનું કાંઈક નિરાકરણ મને મળશે.

વર્ધાયોજના બાબત અનેક વિચારકોએ પોતપોતાની રીતે ઘણું કહ્યું છે, અને હજુ કહેવાયાં જાય છે. વર્ધાયોજના કેળવણીની નવીન પદ્ધતિ છે, એમ પણ વારંવાર કહેવામાં આવે છે. પરંતુ તેને નવી પદ્ધતિ કહેવાથી એટલું જ સૂચિત થાય છે કે, તેની હેઠળ પણ, અત્યારે શીખવાતા વિષયોનું ઘણુંખરું જ્ઞાન—અલબત્ત, કાંઈક પસંદગી કરીને જ—વિદ્યાર્થીને આપવાનું જ છે; માત્ર તેની પદ્ધતિ કાંઈક બદલવાની છે. અર્થાત્ તે માહિતી કોઈક પાયાના ઉદ્યોગને કેન્દ્રમાં રાખીને, તેના 'અનુબંધ'માં વિદ્યાર્થીને આપવાની છે, એટલું જ.

પરંતુ મને લાગે છે કે, વર્ધાયોજનામાં માત્ર પદ્ધતિનો જ ફેરફાર નથી; પરંતુ કેળવણીની સમૂળગી કલ્પનાનો જ ફેરફાર છે. એ ફેરફાર કેળવણીની અત્યારની પદ્ધતિને બાધક નીવડે તેમ છે એટલું જ નહીં, પણ તે પદ્ધતિ દ્વારા અપાતા શિક્ષણની સારીય વસ્તુને પણ બાધક નીવડે તેમ છે. અર્થાત્ કેળવણીનું સાધન તેમ જ સાધ્ય બંને વિષેની અત્યારની કલ્પનાનો તે ધરમૂળથી જ છેદ ઉડાડે છે.

મારું કથન હું શરૂઆતમાં જ એક ઉદાહરણરૂપ તુલનાથી સ્પષ્ટ કરી લઉં. ગાંધીજીનો રેંટિયો એ જેમ કપડાં ઉત્પન્ન કરવાનું નવું સાધન કે પદ્ધતિ માત્ર નથી; પરંતુ તે તો આખી મૂડીવાદી અર્થવ્યવસ્થામાં—મૂડી, મૂડીદારો, મજૂરો, માલનું ઉત્પાદન, અને ધનની વહેંચણી, એ બધી બાબતોમાં—આમૂલ ફેરફાર કરનારી વસ્તુ છે, અને તેથી જ કેટલાક લોકો તેને પ્રગતિનો કાંટો હજાર વર્ષ પાછો લઈ જનાર વસ્તુ કહે છે; તેવું જ વર્ધાયોજનાનું પણ છે. વર્ધાયોજના ભલે આજે ગાંધીજી પ્રાથમિક સાત વર્ષો પૂરતી જ કહે; જેમ રેંટિયાને શરૂઆતમાં પરદેશી મૂડીદારોના હાથમાંથી દેશને મુક્ત કરવાના—૬૪ કરોડ રૂપિયા પરદેશ જતા અટકાવવાના—સાધન તરીકે જ રજૂ કરવામાં આવતો હતો. પરંતુ એ નાના સરખા રેંટિયાનો કાચો તાંતણો તો આખી અર્થવ્યવસ્થા—આખી જીવનવ્યવસ્થા—અરે આખી સમાજવ્યવસ્થાને ફેરવી નાખનારી વસ્તુ છે, એ અનુભવે આજે આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

તે પ્રમાણે એ વર્ધાયોજના પણ અત્યારે કેટલાક માને છે તથા કહે છે તે પ્રમાણે,—ગામડાંનાં અભણ છોકરાં, કે જેમને આજે એમેય નિશાળની સગવડ પહોંચાડી શકાતી નથી, તેમને 'કંઈક' અને તેય શરૂઆતનાં સાત વર્ષ દરમ્યાન આપવા માટેની યોજના જ નથી. તેની પાછળ તો એવી વસ્તુ રહેલી છે કે, તેનું જો ચાલ્યું તો, જ્ઞાનના તમામ મૂડીદારો, તેમની તમામ મૂડી, તેમનાં તમામ કારખાનાંઓ, તેમનું તમામ ઉત્પાદન, અને તેમનો તમામ ધંધો રોજગાર નાશ પામવાનાં છે. એ વસ્તુ તો આખી જીવનવ્યવસ્થામાં, અને એ રીતે આખી સમાજવ્યવસ્થામાં ધરમૂળથી ક્રાંતિ કરનારી છે.

અલબત્ત, એ તો મારી સમજ છે. અને તે સમજ ખરી છે કે ખોટી છે, તે જ મારે જાણવું છે. એ જાણવામાં આપ મને સહાયભૂત થશો, તો હું આપનો ઘણો જ આભારી થઈશ.

પ્રથમ, હું વર્ધાયોજનાના 'હાર્દ' વિષેની મારી કલ્પના બની શકે તેટલી સ્પષ્ટતાથી રજૂ કરું છું. તે ઉપરથી મારી વિચારસરણી આપ જાણી શકશો; તથા

ક્યાં સુધી હું બરાબર ચાલું છું, અને ક્યાંથી — કે કદાચ ધરમૂળથી — હું આડો ફંટાઉં છું, તે બતાવી શકશો.

મારું એવું માનવું છે કે, કેળવણીની વર્ધાયોજનાને તેના આદ્ય ઉત્પાદકની જીવનસરણી અને વિચારસરણીથી જુદી પાડીને સમજવી ન જોઈએ. અલબત્ત, આમ કહીને હું વધારેપડતા ઊંડા પાણીમાં ઊતરી જાઉં છું, એની મને ખબર છે. પરંતુ મારે મારા મુદ્દાને ટૂંકમાં સ્પષ્ટ કરવો હોય, તો એવાં ડૂબકાં ખાવાનું સાહસ કર્યા વિના ચાલે તેમ નથી. ગાંધીજી આધ્યાત્મિક સાધનાની બાબતમાં જે પ્રમાણે અને જે અર્થમાં કર્મમાર્ગી છે, તે પ્રમાણે અને તે અર્થમાં કેળવણીની બાબતમાં તે 'ઉદ્યોગ'માર્ગી છે. તેમનું 'અનાસક્ત કર્મ' જે અર્થમાં આધ્યાત્મિક સાધનારૂપ છે, તે જ અર્થમાં ઉદ્યોગ તેમને મન કેળવણીરૂપ છે. બંને બાબતોમાં રૂપકની ભાષા સહેજ પણ નથી. જે માણસ તેમાં રૂપકની ભાષા છે એવું માનીને ચાલશે તે ખત્તા જ ખાશે, એમ મને લાગે છે. બીજા એક દાખલાથી તે વસ્તુ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરું. ગાંધીજીને મન રેંટિયો સ્વરાજ્યસાધનારૂપ છે. તેથી જ તે વસ્તુ તેમના કેટલાય અનુયાયીઓ કે વિરોધીઓને કોયડારૂપ થઈ પડી છે. જો તે પોતે રેંટિયાને સ્વરાજ્યસાધનાનું પ્રતીક જ માનતા હોત, કે તેની પાછળની ભાવનાને જ મુખ્ય માનતા હોત, તો ડૉક્ટરોના અભિપ્રાયને અવગણીને ગંભીર બીમારી કે અશક્તિ વખતે પણ તે રેંટિયો ફેરવવાનો આગ્રહ ન રાખત. તેમનો તે આગ્રહ 'લોકસંગ્રહ' માટે છે, એવું માનનારાઓમાંનો હું નથી. અલબત્ત, આ ઉપરથી હું એવું નથી જ કહેવા માગતો કે ગાંધીજી નર્યા જડ કર્મને જ ઉપાસે છે. તે જડકર્મ સાથે 'બુદ્ધિયોગ' અવશ્ય હોવો જોઈએ. પરંતુ તે 'બુદ્ધિયોગ' ઈશ્વર પણ જેટલે અંશે કર્મ આચરનારને જ આપે છે, અર્થાત્ ગીતાની ભાષા છોડીને સીધી ભાષામાં કહીએ તો, એ ક્રિયા પાછળની ભાવના પણ જેટલે અંશે એ ક્રિયામાંથી જ — એ ક્રિયા વડે જ ઊભી થાય છે, તથા જેટલે અંશે એ ક્રિયાને ઊંડી કરવામાં જ તેની ચરિતાર્થતા કે ઉપયોગિતા છે, તેટલે અંશે એ ક્રિયા જ મુખ્ય વસ્તુ — એકમાત્ર મુખ્ય વસ્તુ નથી ઠરતી? બાકી, ક્રિયા મુખ્ય છે કે બુદ્ધિ મુખ્ય છે, એ પ્રશ્ન ચર્ચા ખાતર ચર્ચવો હોય તો ભલે ચર્ચો. વસ્તુતાએ તો, એ બુદ્ધિયોગ કે ભાવનાને તે તે ક્રિયાથી જુદાં પાડવામાં કે સમજવામાં જ એક નાહક મુશ્કેલી ઊભી કરાય છે. ક્રિયા વગર સાચી ભાવના સંભવતી ન હોય, તો એ વસ્તુ ક્રિયાની જ અંતર્ગત વસ્તુ છે, એમ માનવું યોગ્ય નથી?

અને તેથી જ ગાંધીજી ક્રિયાને જ — ઉદ્યોગને જ કેળવણીરૂપ કહેવા માગે છે. ઉદ્યોગ દ્વારાય કેળવણી નહીં; ઉદ્યોગ અને કેળવણીય નહીં; પરંતુ ઉદ્યોગ એ જ કેળવણી: તેથી જ્યારે રેંટિયાના રૂની સાથે તાંતણા — અનુબંધ — વળગાડીને ઇજિપ્તનાં ઇતિહાસ-ભૂગોળ શીખવવાનું કહેવામાં આવે છે, કે રેંટિયા ઉપરથી કપડું — કપડા ઉપરથી રેશમ — રેશમ ઉપરથી ચીન — અને ચીન ઉપરથી ચીનના પાંચ પાદશાહોની વિગત શીખવવાનું કહેવામાં આવે છે, ત્યારે વર્ધાયોજનાની ઠેકડી જ કરવામાં આવે છે, એમ મને લાગે છે. 'વર્ધાયોજનાનું હાર્દ'-'અનુબંધ' એ મથાળું પણ મને એવું જ લાગે છે. જો છેવટેય શીખવવાની વસ્તુ તો અગાઉથી નક્કી કરી રાખ્યા પ્રમાણે ચીન-ઇજિપ્તનાં ઇતિહાસ-ભૂગોળ જ હોય, તો પછી તેમને રૂના કાચા તાંતણા સાથે વળગાડીને જ શા માટે શીખવવાં? એવા તાંતણાઓ — અનુબંધો — એથી એ ઉદ્યોગ કે માહિતી વધુ સાચાં — વધુ જીવંત બની શકે, એ બાબતમાં મને શંકા છે. બાકી તો, જ્યાં સુધી આખું વિશ્વ વસ્તુતાએ એક 'સૂત્ર'માં 'મણિગણ'ની પેઠે પરોવાયેલું છે, ત્યાં સુધી કોઈ પણ ક્રિયા સાથે કોઈ પણ વસ્તુનું જ્ઞાન જોડી શકાય — અનુબંધી શકાય. તેથી કરીને તે બધું જ અનુબદ્ધ જ્ઞાન તે ક્રિયાને ઉપયોગી છે, અથવા તો તે બધા જ્ઞાનને વાસ્તવિક બનવા એ નાની સરખી (તકલીની) ક્રિયાનો સહચાર આવશ્યક છે એમ કહેવું, તે તો મને છેતરપિંડી કે બાધાઈના નમૂનારૂપ જ લાગે છે.

વાત એમ છે કે, ગાંધીજી જે અર્થમાં કર્મને આધ્યાત્મિક વિકાસ અને મુક્તિનું સાધન માને છે, તે જ અર્થમાં તે ઉદ્યોગને કેળવણીનું સાધન માને છે. ભૌતિક અને આધ્યાત્મિક એ બેને વિરોધી તરીકે ગમે તેટલાં વર્ણવવામાં આવ્યાં હોય, પરંતુ વસ્તુતાએ ભૌતિક જ આધ્યાત્મિકતાના મૂળરૂપ, પાયારૂપ, તથા ઊગવાના સ્થાનરૂપ દેખાય છે. અને ભૌતિક પ્રાણી તરીકે મનુષ્યને પોતાના ભૌતિક શરીરના નિર્વાહ અર્થે જે ઉદ્યોગ કરવો પડે છે, તે જ સાથે સાથે તેના આત્માના પોષણ માટેનો ઉદ્યોગ પણ ન થઈ શકતો હોય, તો આત્માની સીધી ખિલવણી માટે તેને સ્પર્શવાનું બીજું સાધન પણ માણસ પાસે નથી. તેથી જ, એ જીવનનિર્વાહ તેમ જ જીવનવિકાસ સિદ્ધ કરનારા ભૌતિક ઉદ્યોગને જ કેળવણીના પણ એકમાત્ર સાધન તરીકે રજૂ કરવા પાછળ એક ભારે આધ્યાત્મિક તેમ જ ભૌતિક રહસ્ય રહેલું છે, એમ મને લાગે છે.

ઉદ્યોગ એ કેળવણીનું સાધન શી રીતે હોઈ શકે, એ પ્રશ્નનો જવાબ આપવા હું અત્યારે નહિ બેસું. ભૌતિક કર્મ આધ્યાત્મિક ઉન્નતિનું સાધન શી રીતે થઈ શકે, એ પ્રશ્ન સાથે જ તેને જોડી આપું છું. એટલાથી એક રીતે તેનો જવાબ અપાઈ જાય છે, એમ હું માની લઉં છું. અને તેથી મેં શરૂઆતમાં જ જણાવ્યું કે, ગાંધીજીનો કેળવણીનો સિદ્ધાંત સમજવા ઇચ્છનારે તેમના મનમાં

રહેલા કર્મના આધ્યાત્મિક સિદ્ધાંતની સમજ પણ પ્રાપ્ત કરવી જોઈએ

કુશળતાપૂર્વક જીવનોદ્યોગ કરવા વડે જ માણસની સર્વ શક્તિઓ કસાય છે, ખીલે છે અને પ્રગટ થાય છે. એ જીવનોદ્યોગ અમુક જ હોવો જોઈએ એવી મર્યાદા બાંધવાની જરૂર નથી. તેની એકમાત્ર મર્યાદા એ છે કે, તેનાથી સર્વોદય સધાતો હોવો જોઈએ. અર્થાત્ કોઈ ને કોઈ રીતે તે કુલ માનવજીવનના ધારણ-પોષણમાં ઉપયોગી હોવો જોઈએ.

અલબત્ત, અત્યારે યંત્રવાદી સંસ્કૃતિ હેઠળ માણસને જીવનનિર્વાહ માટે જે ઉદ્યોગો કરવા પડે છે, તે બધા જીવનના ધારક-પોષક હોવાને બદલે વિઘાતક પણ છે. તે અર્થમાં તે તેના વિકાસના પણ સાધક નથી જે ઉદ્યોગો માણસમાં 'યોગ'-શક્તિ અર્થાત્ તેની કુશળતાની શક્તિને[1] ખીલવતા નથી, તે શક્તિના ઉપયોગ માટે પૂરતું ક્ષેત્ર પૂરું પાડતા નથી, ઊલટા તેની તે શક્તિના રોધક અને નાશક થઈ પડે છે, તે ઉદ્યોગો તેના મનુષ્યત્વને અને તેના શારીરિક, નૈતિક કે આધ્યાત્મિક વિકાસને પણ હાનિકારક જ નીવડવાના. એ હાનિ પછી બીજી કોઈ રીતે ભરપાઈ ન કરી શકાય. તે માટે, પ્રથમ દરેક માણસને પોતાની કુશળતા દાખવવાની તક મળે તેવો જીવનસાધક ઉદ્યોગ મળે તેવી સ્થિતિ ઊભી કરવી જોઈએ. ગાંધીજીના રેંટિયાથી કે હસ્તોદ્યોગથી જેટલે અંશે યંત્રવાદ તેમ જ મૂડીવાદનો નાશ સધાય છે, તેટલે અંશે તે વસ્તુ પણ સધાય છે, એ ઉઘાડું છે.

આ જગાએ જ કેટલીક તુલનાઓ કરતા જવાનું મન થાય છે. ગાંધીજીના રેંટિયાથી અથવા હસ્તોદ્યોગવાદથી રાજ્કીય ક્ષેત્રમાં વેપારને લોભે અહીં આવેલો અને જામેલો પરદેશી દૂર થશે; તેના ઘરની ઊભરાતી અન્યાયી લક્ષ્મી કે જે તેના જીવનને તથા રાષ્ટ્રને પણ વિઘાતક નીવડી રહી છે, અને હિંદુસ્તાનને દારિદ્ર્યનાં ઘોર પાપોમાં ધકેલી રહી છે, તે પણ અવશ્ય નાશ પામશે; આર્થિક ક્ષેત્રમાં મજૂરોને અને મજૂરીને ભોગે — અર્થાત્ માનવજીવનને ભોગે ઊભી થયેલી મૂડી દૂર થશે; તથા એક બાજુ મૂડીદારની જીવનવિનાશક ફુરસદ કે મોજ-શોખો, અને બીજી બાજુ મજૂરોનું તેટલું જ જીવનશોષક કારમું વૈતરું પણ દૂર થશે. તે જ પ્રમાણે રેંટિયા-મૂલક - કહો કે હસ્તોદ્યોગમૂલક - વર્ધાયોજનાથી જ્ઞાનના ક્ષેત્રમાં કોઈને કોઈ રીતે ઉપયોગી નહીં, તથા ઘણાને અનેક રીતે હાનિકારક એવી જ્ઞાન-મૂડી, તેના વૈતરાઓ, તેની ઉત્પત્તિ, તેના દલાલો, અને તેનો વેપાર પણ આપોઆપ દૂર થઈ જશે. અલબત્ત, એનો અર્થ એવો નથી કે, ઉપર જણાવેલાં બધાં ક્ષેત્રોમાં એક પ્રકારનું દારિદ્ર્ય પ્રવર્તશે. હા, જથાની કે વિસ્તારની બાબતમાં કાંઈક મર્યાદા અવશ્ય આવશે. પરંતુ ગુણ તેમ જ ઊંડાણની બાબતમાં તે ઊલટી વધુ સમૃદ્ધ થશે અને અંતે જથા તથા વિસ્તારને તો મર્યાદા પણ હોય છે, પણ ગુણ કે ઊંડાણને તો મર્યાદા જ નથી. એ નવી જાતની સમૃદ્ધિ અત્યારની દેખીતી ખોટી સમૃદ્ધિનો બદલો વાળી દેશે એટલું જ નહીં, પણ તેનો યત્કિંચિત્ સ્પર્શ જ આપણને અત્યારની સમૃદ્ધિને વસ્તુતાએ દરિદ્રતા જ જોતા અને માનતા કરી મૂકશે.

અલબત્ત, અહીં આગળ મારી માન્યતા, અથવા તો મારો પ્રશ્ન પૂરો થાય છે. હું કલ્પી શકું છું કે, તેની સામે તરત જ પ્રશ્ન ઉઠાવવામાં આવશે કે, જો વર્ધા-યોજના પાછળ કેળવણીના સાધન તરીકે ઉદ્યોગની કલ્પના એ જાતની જ હોય, તો એમ જ કહેવું જોઈએ કે, આજે હિંદુસ્તાનમાં કોઈ બાળક કેળવણી વિનાનું છે જ નહીં: કારણ કે દરેક બાળક, આપના માસિકના ગયા એપ્રિલ માસના અંકમાં શ્રી. કિશોરલાલભાઈએ જે 'વર્ધા શિક્ષણનો નમૂનો' આપ્યો છે તેની વ્યાખ્યા પ્રમાણે, પોતાના બાપ પાસે ઉદ્યોગનું કંઈ ને કંઈ શિક્ષણ તો પામે જ છે!

હું તો જવાબમાં જરૂર કહું કે, એ વાત ખરી જ છે. જેટલે અંશે હિંદુસ્તાનમાં કરોડો લોકોને આજે કોઈ ને કોઈ પ્રકારે કુશળતાનો ઠીક ઠીક પ્રમાણમાં ઉપયોગ કરવો પડે તેવો ઉદ્યોગ કરવાની તક મળે છે, તેટલે અંશે દેશનાં સંતાનોને અવશ્ય જીવનધારક અને જીવનવિકાસક કેળવણી મળે જ છે. કાંઈ પણ ઉદ્યોગ કરવાની તક કે કુશળતા વિનાના, કહેવાતા ભણેલાઓ કે શ્રીમંતોના જીવનમાં જે ઘોર નૈતિક કે આધ્યાત્મિક દારિદ્ર્ય આપણને જોવા મળે છે, તેનો તે ઉદ્યમી લોકોના જીવનમાં તેટલા પ્રમાણમાં અભાવ જ છે.

મારા કહેવાનો એ અર્થ નથી કે, એ અનુસાર તો શિક્ષક, શાળા કે શિક્ષણની જરૂર જ નહીં રહે. અલબત્ત, તે ત્રિપુટીના અત્યારના સ્વરૂપમાં જરૂર ધરમૂળથી પલટો થઈ જશે. એ પલટા પછી તેનું સ્વરૂપ કેવું હશે, તેની કંઈક આછી કલ્પના પણ હું મારા મનમાં દોરી શકું છું. પણ તેની વાત તો પછીથી કોઈક વખત આજે તો હું મારી આ મૂળ માન્યતામાં કેટલે દરજ્જે સાચો છું. કે ધરમૂળથી ખોટો છું, તે જ મારે જાણવું છે. આશા છે કે, આપ મને તે જાણવામાં સર્વ પ્રકારે સહાયભૂત થશો.

લિ૦ એક શિક્ષક

[આ ચર્ચાપત્રના વિદ્વાન લેખકે જે મુદ્દા ઉઠાવ્યા છે તે વિષે આવતા અંકમાં લખવા ધારું છું. દરમિયાન વાચકો પણ આ બાબત ચર્ચા ઉપાડી લે એવી વિનંતિ છે.

તંત્રી, શિ૦ સા૦]

1. योगः कर्मसु कौशलम् [ગીતા]

# લોકશાસનની મર્યાદાઓ

[શ્રી. તંત્રીશ્રી,

આપના માસિકમાં ગયા માર્ચ માસના અંકમાં 'લોકશાસન — સર્વોત્તમ રાજ્યપદ્ધતિ.' એ નામનો એક લેખ પ્રગટ થયો હતો. 'લોકશાસન' પદ્ધતિનાં ભયસ્થાનો વિષે તે લેખના વિદ્વાન લેખકે આગળ કાંઈક લખવાનું કહેલું જ છે. પરંતુ હાલમાં મારા વાંચવામાં નીચેનો ભાગ આવતાં, મને લાગ્યું કે, ઉપર જણાવેલા લેખના અનુસંધાનમાં એ ભાગ આપનો ઉપયોગી થઈ પડશે, તેથી હું તે મોકલી આપું છું. આપને યોગ્ય લાગે તો પ્રસિદ્ધ કરશો. 'એક વાચક']

"આજ કાલ સામાજિક ચર્ચાઓમાં કેટલાક શબ્દો કલદાર ચલણરૂપ થઈ ગયા છે. એ બધા શબ્દો, અને તેમાંય ખાસ કરીને સુધારકો જેમનો બહુ ઉપયોગ કરે છે, તેવા શબ્દોનું પૂરેપૂરું વિવેચન આ ચર્ચાઓ માટે અતિ આવશ્યક છે. કારણ કે, જ્યાં માણસનું મન માત્ર શબ્દોની અસર હેઠળ જ મૂઢ બની જાય, ત્યાં વિચાર માટે કાંઈ ક્ષેત્ર જ બાકી રહેતું નથી.

"તેવો એક શબ્દ 'સ્વ-રાજ' છે. લોકશાસનવાદી રાજ્યપદ્ધતિનો તે મુદ્રાલેખ છે. વસ્તુતાએ સ્વ-રાજમાં કશી જ જાદુઈ કરામત નથી; કે મનુષ્યની કામનાઓ સહેલાઈથી પાર પાડવાનો એમાં કોઈ ટૂંકો માર્ગ નથી. તેની શાસ્ત્રીય વ્યાખ્યાની સરળતા સામે તેને આચારમાં ઉતારવાનું મુશ્કેલપણું હંમેશાં મૂકવું જોઈએ. તેને અમલમાં મૂકવામાં જે ભયો રહેલા છે, તેમનું કશું જ સૂચન તેની શાસ્ત્રીય વ્યાખ્યામાંથી મળતું નથી; ઊલટું તે કદાચ ઢંકાઈ જાય છે.

"કોઈ પણ નાગરિક પોતાની જાત ઉપર જ્યાં સુધી સ્વ-રાજ પ્રાપ્ત ન કરે, ત્યાં સુધી તે પોતાના દેશના સ્વરાજમાં સક્રિય ભાગ ન લઈ શકે. મોટાં મોટાં વ્યાપક મતદાર મંડળો અને સાર્વત્રિક પુખ્ત મતાધિકારના આ દિવસોમાં ઉપરનો મુદ્દો ભારપૂર્વક ઠસાવવાની જરૂર છે. જ્યાં એ વસ્તુની ઉપેક્ષા કરવામાં આવે છે — અને એમ જ કરવાનું વલણ બધે જ હોય છે — ત્યાં સ્વરાજ એ તો બહુમતીની બરજોરી જ બની જાય છે. અને એ વસ્તુ તો સ્વરાજથી ઊલટી જ થઈ. તે જઈને પછી 'આમવર્ગની સત્તા'નો વારો આવે છે. તેને પણ સ્વ-રાજ હરગિજ ન કહી શકાય, પરંતુ બીજાઓ ઉપરનું રાજ્ય જ કહેવાય. કારણ કે, તેમાં લઘુમતી ઉપર બરજોરી હોય છે. તેને લીધે ત્યાં બળવાખોરોનો એક કાયમનો વર્ગ ઊભો થાય છે; અને તે પોતાના જાલિમોની સત્તા ઉથલાવી નાખવાની તક જ જોઈ રહ્યો હોય છે.

"બીજાઓ ઉપર રાજ્ય ચલાવવાની ઇચ્છા મનુષ્યસ્વભાવમાં રહેલી એક પ્રબળ વૃત્તિ છે; તેમાંય તે 'બીજાઓનો' વ્યવહાર આપણા સ્વાર્થની આડે આવતો હોય, ત્યારે તો ખાસ કરીને એ વૃત્તિ પ્રબળ હોય છે. પરંતુ એ વૃત્તિને સંતોષવા ખાતર કરેલો મતાધિકારમાં વધારો, એ કંઈ સ્વ-રાજની દિશામાં પગલું નથી. કારણ કે, ખરા સ્વ-રાજની સૌથી પ્રથમ શરત એ હોય છે કે, કોઈ સ્ત્રી કે પુરુષ જ્યાં સુધી પોતે પોતાની ઉપર રાજ્ય ચલાવવાની શક્તિ કે વૃત્તિ વિનાનો હોય, ત્યાં સુધી તેને મતાધિકાર મળવો જ ન જોઈએ. સ્વ-રાજ ભોગવતા સમાજના ભાગીદાર થવા ઇચ્છનારની એ જ સાચી પરીક્ષા છે. વૈયક્તિક રીતે સમાજશાસ્ત્રોમાં કુશળ, તથા પોતાનું જ્ઞાન પોતાના પડોશીઓ ઉપર રાજ્ય ચલાવવામાં વાપરવા માટે અધીરા, પરંતુ પોતાની જાત ઉપર રાજ્ય ચલાવવાને અસમર્થ, એવા નાગરિકોના સ્વ-રાજની કલ્પનાને તો પાગલોના મગજમાંથી નીકળેલી કલ્પના ગણી કાઢવી જોઈએ. છતાં એ કલ્પના જ આજકાલ લોકમાન્ય હોય એમ લાગે છે.

"પ્રજાસત્તાક પદ્ધતિ ઘણી વાર વિકૃત થઈને ભાષણિયાઓનું રાજ્ય કેમ બની જાય છે, તેનો કદાચ એ જ ખુલાસો છે. કારણ કે, ભાષણિયાની ખાસ કળા જ એમાં રહેલી છે કે, તે લોકોમાં એવો ખ્યાલ ઊભો કરે છે કે તેઓ પોતે જ પોતા ઉપર રાજ્ય કરે છે; પરંતુ ખરી રીતે તો તેઓને ભરમાવીને ભાષણિયો જ પોતાની મરજી મુજબ તેમને હાંકતો હોય છે. પોતા ઉપર પોતે રાજ્ય કરવું એ બહુ મુશ્કેલ વસ્તુ છે; તથા જે સમાજમાં બહુ ઉચ્ચ કોટિની વીરતા વિદ્યમાન હોય, તે સમાજને માટે જ

તે શક્ય પણ છે. સ્વરાજની એવી કલ્પના બાંધવી કે, તે સિદ્ધ થતાં આપણી બધી કલ્પનાઓ અને કામનાઓ સહેલાઈથી પાર પાડી શકાશે, તો તે બહુ વિપરીત કલ્પના છે. સ્વરાજ તો 'વીર લોકોનું, વીર લોકો ઉપર, વીર લોકો માટે ચાલતું રાજ્ય' છે. 'તેની જમણી બાજુ ભડભડાટ બળતો અગ્નિ છે, અને ડાબી બાજુ કાળું અંધાર-પાણી છે.' તે રાજ્ય શક્તિશાળી, વફાદાર અને ઉદ્યમી માણસો માટે સારામાં સારું છે; પરંતુ નિર્બળ, બંડખોર, ચૂસણિયા, એશઆરામી અને નિર્માલ્ય લોકો માટે ખરાબમાં ખરાબ છે. અબ્રહામ લિંકને સ્વરાજની આપેલી સુપ્રસિદ્ધ વ્યાખ્યામાં[1] એ રીતનો સુધારો કરી લેવો અતિ આવશ્યક છે.

"બાકી, ક્ષીણ સંકલ્પશક્તિવાળાં બધાં લોકશાસનોની અચૂક એ વલે આવે છે કે, તેઓ રાજદ્વારી કાવાબાજો અને લેભાગુઓનો શિકાર થઈ પડે છે. અને તેમનું તંત્ર યોજનાની દૃષ્ટિએ જેમ વધુ સંપૂર્ણ હોય છે, તેમ તે ક્રિયા વધુ સહેલાઈથી અમલમાં આવે છે."

૧. 'લોકોનું, લોકો ઉપર, લોકો માટે ચાલતું રાજ્ય.'

# શબ્દોના વંશ

## 'દાઝ'ની અનુપૂર્તિ — ટાંડવું

ભાષામાં 'બાળી મેલવું' અર્થમાં 'ટાંડી મૂકવું' પ્રયોગ પણ વપરાય છે. પ્રસ્તુત 'ટાંડવું' ક્રિયાપદનું મૂળ 'દહ્' ધાતુમાં છે. સં. દાઘ, પ્રા. દદ્ધ અથવા ડડ્ઢ. જેમ 'દદ્ધ' ઉપરથી 'દાધવું' ક્રિયાપદ નીકળે છે તેમ 'ડડ્ઢ' દ્વારા 'ટાંડવું' ક્રિયાપદ આવે છે. ડડ્ઢ – ટંડ–ટાંડવું.

'ડડ્ઢ' પદની સાધના માટે પ્રાકૃત વ્યાકરણનાં ૮–૧–૨૧૮ તથા ૮–૨–૪૦ સૂત્રો જોવાની ભલામણ છે.

બ૦ બેચરદાસ દોશી

# વ્યાકરણના પ્રશ્નો

[વ્યુત્પત્તિની સાથે પદચ્છેદ અને વ્યાકરણના બીજા પ્રશ્નો પણ ચર્ચવા જેવા ગણાય.. આપણી ભાષાના સાચા વ્યાકરણની ખોટ તો છે જ. એ દૂર કરવાને માટે એ જરૂરી છે કે ભાષાપ્રેમીઓ તેના પ્રશ્નોની ચર્ચા કરે. તે ઇરાદે આ વિભાગ શરૂ કરવામાં આવે છે. ગુજરાતી વ્યાકરણના અભ્યાસીઓ અને શિક્ષકો, આ અંકના જિજ્ઞાસુની પેઠે, પોતાના પ્રશ્નો પ્રજા આગળ મૂકે, મુકાતા પ્રશ્નોની ચર્ચામાં ભાગ લે, અને બીજી રીતે આ વિભાગને સમૃદ્ધ કરે, એવી વિનંતી છે. તંત્રી, શિ૦ સા૦]

શ્રી. તંત્રી, શિક્ષણ અને સાહિત્ય

આપણે ગુજરાતીમાં નીચે પ્રમાણે પ્રયોગ કરીએ છીએ: "પરિણામે, બે વચ્ચે મિત્રતા બંધાઈ." અહીં, 'પરિણામે' એ પ્રયોગ બરાબર છે? એની વિભક્તિ શું? ત્રીજી? સાતમી? અને તે વિભક્તિના કયા અર્થમાં? હિંદીમાં તેને બદલે परिणामस्वरूप, फलस्वरूप વગેરે પ્રયોગો છે. પણ પાંડિત્યવાળો स्वरूप શબ્દ ન યોજવામાં આવે તો परिणाम यह कि એમ બોલાય. મરાઠીમાં, परिणाम हा कीं એમ જ બોલાય છે. આથી મને શંકા આવે છે કે, 'પરિણામે' એ 'પરિણામ એ'ની અશુદ્ધ જોડણી છે. શુદ્ધ પ્રયોગ, 'પરિણામ એ, બે વચ્ચે મિત્રતા બંધાઈ.' એમાં આવતો અલ્પવિરામ 'કે'નો અધ્યાહાર દર્શાવે છે. આ બરાબર છે કે એ પ્રયોગનો કોઈ બીજો ખુલાસો છે?

લિ૦ જિજ્ઞાસુ

['પરિણામે' જેવા બીજા પણ પ્રયોગો ભાષામાં ચાલુ છે, જેમ કે; અંતે – છેવટે એમ બન્યું કે બે વચ્ચે મિત્રતા સધવાઈ રહી; હકીકતે એમ જણાય છે કે, બે વ્યંજનોનો સંયુક્ત ઉચ્ચાર સામાન્યપણે કઠણ નથી; બ્રાહ્મણરૂપે દેવ હાજર થયા. આ દાખલાઓમાં 'એ' દ્વારા અપાયેલો ખુલાસો બંધબેસતો? કાળ અને સ્થળ વાચક સપ્તમી માનવામાં મને તો કશો વાંધો દેખાતો નથી. મરાઠીમાં 'એ'–हा સર્વનામ ઘણું વપરાય છે — આપણે નથી વાપરતા. અને હિંદીમાં આમ પણ ન કહેવાય? परिणाममें कुछ नहीं पाया । જો આ માન્ય હોય તો ત્યાં સપ્તમીનો પ્રયોગ જ છે ને? —બ૦]

# ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના બંધારણમાં ફેરફાર

(ગયા અંકથી ચાલુ)

## ૧

ગયા અંકમાં આપણે કેટલાક પ્રારંભિક મુદ્દાઓની ચર્ચા કરી આવ્યા. આ વેળા એને જ લગતી એક બાબત વિશેષ જોઈને, ગૂ૦ વ૦ સોના બંધારણમાં સૂચવેલા ફેરફારોના મૂળ મુદ્દા પર જઈશું

ગયા અંકમાં મેં અવેજનામાની મુશ્કેલી અને ગૂ૦ વ૦ સો૦ જેવી સંસ્થામાં એમના ઉપયોગની અઘટિતતા ચર્ચી હતી; અને એમાંથી ઊગરવાને માટે શું કરી શકાય એ વિચાર્યું હતું. તે વિચાર કરતાં મેં ગૂ૦ વ૦ સો૦ની ગઈ સભાની જ કાર્યવાહીમાંથી એક દૃષ્ટાંત ટાંકીને એક ઉપાય બતાવ્યો હતો કે, અવેજનામું મોકલનાર સભ્યને તેનો મત બતાવવાની છૂટ અપાય અને એ પ્રમાણે અવેજનામું મેળવનાર વર્તે.

એક બીજી વસ્તુ પણ આને માટે સારો ઉપાય છે અને તે વસ્તુને પણ ગઈ ગૂ૦ વ૦ સો૦ની સભાની કાર્યવાહીનો આધાર અને દૃષ્ટાંતતા મળી રહે છે. ગઈ સભામાં જે ઠરાવ થયો તે અધ્યક્ષસ્થાનેથી મુકાયો હતો; એટલે કે, તે સર્વાનુમતે પાસ થયો હતો. અને પ્રસ્તુત દૃષ્ટાંત એ હકીકતમાં સમાયેલું છે કે, ત્રણસેં ઉપર આવેલાં અવેજનામાં મેળવનાર સભ્યોએ આ ઠરાવને અંગે એમનો ઉપયોગ નહોતો કર્યો: ઠરાવ હાજર મતથી જ પસાર થયો હતો. અવેજનામાં મેળવનાર સભ્યોએ જ્ઞાનપૂર્વક એમને હા- કે ના-પક્ષમાં નહિ વાપરતાં તટસ્થ પડી રહેવા દીધાં હતાં. એટલે, સાર એ થયો કે, સભાની હાજરી પૂરતાં એ અવેજનામાં તો ખપનાં હતાં; એથી કરીને કાનૂની હાજર-સંખ્યાનું બંધન દૂર કરી શકાય; અને તેની જ સાથે એમની જે ઉપદ્રવિતા અને અનિષ્ટતા આગલા લેખમાં આપણે જોઈ આવ્યા તે પણ ટળે. કાયદા પ્રમાણે હાજરસંખ્યા ગણવા માટે અવેજનામાં આવશ્યક છે અને એ રીતે તે હોય તેનો વાંધો નથી. પરંતુ વસ્તુ કે મુદ્દાનો વિચાર કરવા માટે આ અવેજનામાંનું જડ બળ ન વાપરવું જોઈએ. ગઈ સભામાં જેવી સમજથી સભ્યોએ અવેજમતને તટસ્થ રાખ્યાં, તેમ જો કરવામાં આવે તો, અવેજમતપદ્ધતિનું કાનૂની સ્થાન ઉવેખ્યા વગર જ નહિ, એનો લાભ લેવા છતાં, આપણે એની અનિષ્ટતાથી બચી શકીએ. ગૂ૦ વ૦ સો૦ના સભ્યો આ બાબતનો વિચાર કરે એવી મારી નમ્ર વિનંતી છે

## ૨

હવે બંધારણના ફેરફાર બાબત. જૂના બંધારણમાં નામઠામના નિર્દેશ ઉપરાંત એક જ ટૂંકી ને ટચ કલમ છે:

"(૧) ગુજરાતી ભાષા અને સાહિત્યની સમૃદ્ધિ વધારવાને ઉપયોગી પુસ્તકો રચાવી પ્રગટ કરવાં, (૨) ઉત્તેજન દાખલ પુસ્તકો ખરીદ કરી ગ્રંથકર્તાઓને મદદ કરવી, (૩) કેળવણી અને વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવા માટેનાં ટ્રસ્ટફંડો રાખી તેનો વહીવટ કરવો, અને (૪) બીજી અનેક રીતે ગુજરાતમાં દેશી ભાષા દ્વારા કેળવણી અને જ્ઞાનનો વધારો થાય તેવા યત્ન કરવા,—એ આ સોસાયટીનો ઉદ્દેશ છે."

વાચક જોશે કે, આ ઉદ્દેશમાં ત્રણ બાબતો સ્પષ્ટ અને છેલ્લી ચોથી બાબત એ ત્રણની 'વગેરે'ની ગરજ સારતી, એમનો તદ્વત્ વિસ્તાર સૂચવનારી છે. અને એ વિસ્તારને માટે એક અચૂક શરત છે કે તે દેશી ભાષા દ્વારા થાય. તે ભાગને તેથી મેં નાગરીમાં ઉપર બતાવ્યો છે.

આ બંધારણ મુજબ કામ કરતાં આજ ૯૨ વર્ષ પૂરાં થયાં; તે વર્ષોનું કામ તપાસી તફા પાડીએ તોપણ એ જ ત્રણ તફા પડે છે:

૧. ટ્રસ્ટફંડોનો વહીવટ, જે મારફતે ઇનામો અને પુસ્તકો અપાય છે.

૨. પુસ્તકોને ઉત્તેજન આપવા, તેમનો પ્રકાર તથા લેખક જોઈને ઉત્તેજન આપવા મદદ થાય છે.

૩. મુખ્યતઃ ટ્રસ્ટફંડોના વ્યાજમાંથી—પુસ્તક-પ્રકાશન.

આ ઉપરાંત છેલ્લા એકાદ વર્ષથી, સરકાર પાસેથી રૂા. ૧૨,૦૦૦ મળવાથી, સ્વતંત્ર વિદ્યાદાનનું કામ શરૂ થયું છે. એ કામ ૯૨ વર્ષના ઇતિહાસમાં પોતાની નોખી ભાત પાડે છે. એ કામથી એક વિદ્યોત્તેજક મંડળ શિક્ષણસંસ્થા બનવાનું શરૂ કરે છે. એ કામ ઉપર આપેલા ધ્યેયની વિસ્તારવાચક ચોથી કલમથી સમાવેશ પામે છે એમ મનાયું છે. છતાં એ એક શંકાપાત્ર વાત હોવાથી કે કોણ જાણે શાથી, એ જ બાબત માટે વિશદતા કરવાનું બંધારણમાં જરૂરી લાગ્યું છે; કારણ કે ગૂ૦ વ૦ સો૦ની વ્યવસ્થા-સમિતિએ જે ફેરફારો સૂચવ્યા છે તેમનો કેટલોક અને મહત્ત્વનો ભાગ આને સ્પર્શતો છે.

બીજો ફેરફાર નામની બાબતમાં છે. તેમાં એવો સુધારો સૂચવવામાં આવ્યો છે કે સંસ્થાનું નામ 'ગૂજરાત વિદ્યા મંડળ' રાખવું. આ ફેરફાર પર પણ ઠીક ઠીક ચર્ચા થઈ છે. આ ઉપરાંત નાનામોટા બીજા પણ ફેરફારો છે. એ બધા છોડી દઈને આપણે મુદ્દાના જે એ ત્રણ ફેરફારો બંધારણને અંગેના છે તે જ જોઈશું.

એવા ફેરફારો આ છે:

૧. નામનો ફેરફાર.

૨. ઉચ્ચ શિક્ષણ આપવાનો ઉદ્દેશ ઉમેરવામાં આવે છે. અને તેનું વાહન ગુજરાતી, હિંદી, અને અંગ્રેજી સૂચવવામાં આવ્યું છે.

૩. એટલું જ નહિ, અન્ય સંસ્થાઓ કાઢવી, માન્ય કરવી વગેરે પણ ઉમેરવામાં આવ્યું છે.

૪. વિદ્યાના પ્રસાર માટે વ્યાખ્યાનમાળાઓ ગોઠવવી, અનુસ્નાતક વર્ગો ચલાવવા, અને સાહિત્ય પ્રસિદ્ધ કરવું.—આ એક નવો ઉદ્દેશ ઉમેરાયો છે.

૫. નાણાં લઈનાં લેવાની કે ધીરવા વગેરેની સત્તા નવેસરથી ઉદ્દેશમાં મૂકવામાં આવી છે.

### ૩
### નામનો ફેરફાર

પ્રથમ નામનો ફેરફાર લેઈએ. સંસ્થાની વ્યવસ્થાપક સમિતિ આ વિષે એકમત નથી. તેના પ્રમુખ સાહેબે, પોતાની અનોખી શૈલીમાં, તે વિષે નીચે પ્રમાણે પોતાનો અવિરોધયુક્ત પક્ષપાત બતાવ્યો છે:

"ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું ચાલુ નામ અત્યારે લોકને કે વિદ્વાનોને ગમે છે કે નહિ એ પ્રશ્ન મને બહુ આકર્ષતો નથી. મને તો આ સંસ્થાના મૂળ સ્થાપકોનું કેવું દૃષ્ટિબિન્દુ હતું અને કેવા વાતાવરણમાં એમણે આ સંસ્થા સ્થાપી હતી અને એ સ્થાપવામાં એમની ભાવના શી હતી એની એક નોંધપોથી રૂપે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' અને 'બુદ્ધિપ્રકાશ' એ બે નામ પ્રિય થઈ પડયાં છે. મારા પોતાના મત પ્રમાણે તો સોસાયટીના નામ સંબંધી અત્યારે જે આગ્રહ થાય છે એ અકારણ લાગે છે. કારણ કે આ પ્રસંગમાં હું નામને બહુ મહત્ત્વ આપતો નથી છતાં, ઘણાં વર્ષોથી જે નામ ચાલતું આવેલું છે એને માટે મને પક્ષપાત છે કારણ કે સોસાયટીએ એ નામ નીચે રહી ઘણું કામ કર્યું છે. છતાં આપણા કાનૂનની અંદર રહી સોસાયટીનું નામ ફેરવવાનો આપણા ભાઈઓનો આગ્રહ હશે તો હું એ આજ્ઞા ખુશીથી સ્વીકારીશ એટલું જ નહિ, બલ્કે નવું નામ મારે જ સૂચવવું એવી સોસાયટીની ઇચ્છા છે એમ હું સમજું છું, તો હું તો આ સાદું અને સરળ નામ સૂચવું છું: 'ગુજરાત વિદ્યા મંડળ.'"

પ્રમુખશ્રીના આ પત્રમાં જે વિરોધબિંદુઓ સ્પર્શવામાં આવ્યાં છે, તેવાં જ નામના આ ફેરફાર બાબત કેટલાકે ઉઠાવ્યાં છે. જેમ કે, આપણા બીજા વયોવૃદ્ધ સાક્ષરશ્રી બ૦ ક૦ ઠા૦એ નામના આ ફેરફારમાં કાંઈક 'લઘુગ્રંથી'—ઓછપભાવ જોયો. અને આગળ જઈને ઉદાહરણ આપ્યું કે, એક ભાઈ પોતાના પિતાના જૂના જમાનાના નામને આજે ફેરવે એ જેવું વિચિત્ર થાય, તેવું આ લાગે છે. મને લાગે છે કે અહીં આગળ ઉપમા ખોટી લેવાઈ છે. આ બાપના નામનો ફેરફાર નથી, પોતાના જ નામનો છે, એ એક વાત. અને પોતાનાં નામો લોક ફેરવે છે. પરંતુ મોટો ફેર તો એ છે કે, આ માણસ નથી, પરંતુ માણસ કરતાં ભિન્ન અને વધારે લાંબું જીવની એવી સંસ્થા છે. જો ઉપરની દલીલ અથવા તો પ્રમુખે પોતાના પત્રમાં દેખાડેલો જૂના નામનો પ્રેમ નામ વિષે હોઈ શકે, તો તે સંસ્થાના સાચા સ્વરૂપ જેવા તેના બંધારણ વિષે પણ કેમ ન હોઈ શકે? રશિયાએ પિટ્સબર્ગનું લેનીનગ્રાડ કર્યું, કે આયર્લેન્ડે પોતાનું નામ 'આયર' કર્યું, તેમાં શું 'લઘુગ્રંથી' હતી? અથવા હોય તો તે ભાવ નિંદ્ય નથી. જમાનાને અનુરૂપ થવામાં આવી આડ-દલીલો વિચાર-દોષ જ ઊભા કરવાથી આગળ જતી લાગતી નથી. જે જમાનામાં અંગ્રેજીની પ્રતિષ્ઠા આજ કરતાં જુદી જાતની હતી, ત્યારના પાડેલા નામને આજને અનુરૂપ કરી લેવામાં, ઉપરનો વાંધો ખાસ દશા વજૂદવાળો નથી લાગતો.

શ્રી. વિજયરાયે 'માનસી'ના ગયા અંકમાં એક નવી દલીલ કરીને જૂનાને પ્રમાણિત કરવાનો પ્રયત્ન કર્યો છે. તે કહે છે, 'વર્નાક્યુલર' શબ્દ તો હવે 'વિશેષનામી પદના અંગ તરીકે અપનાઈ ગયો છે, એટલે એની હાજરી અપમાનસૂચક છે એમ કલ્પવાને બદલે એને આપણે એ સંસ્થાના નામ પૂરતો આપણો જ ગણવો ઘટે.' અને 'સોસાયટી' શબ્દ માટે તે લખે છે કે, સરસ્વતી કે સૌરાષ્ટ્ર જેવાં પુરાણપવિત્ર નામોના 'શુદ્ધ સંસ્કૃત શબ્દોની સાથે પરણાવી મારેલ 'સોસાયટી . . .' શબ્દને પણ કાયમ ખાતે જ ગણવો જોઈએ. અને વળી જૂનું નામ સંસ્થાની તવારીખમાં જડાયું હોવાથી તે રહે તો છે જ. તો પછી નામને શું કામ બદલવું?—એવો પૂર્વપક્ષ તે રજૂ કરે છે. જોકે તે કહે છે કે યુનિવર્સિટી જેવી સંસ્થા નામબદલો વિચારી શકે ખરી.

આ દલીલ વાંચી કહેવાનું લાગશે કે, આ 'ઇદં તૃતીયમ્' વળી વિજયરાયે ઠીક કાઢયું! જે વસ્તુને પોતે 'પરણાવી મારેલ' જેવી અગ્રાહ્યરૂપ કહીને વર્ણવે છે એને જ પાછી કરવામાં કોઈ શાણપણ તો નથી જ. એક અનિષ્ટ બીજા અનિષ્ટને પ્રમાણિત ન કરી શકે. શ્રી વિજયરાય કહી શકતા હતા કે, 'ઢાકસિંગ સોસાયટી'નાં નામો કેવાં બેહૂદાં લાગે છે! તે ફેરવવાં જોઈએ; તેમાં સુરુચિ નથી લાગતી. અને યુનિવર્સિટી 'વર્નાક્યુલર' શબ્દ ફેરવી શકે તે સંસ્થા શું કામ ન ફેરવી શકે? ગુ૦ વ૦ સો૦ પોતાને ધીમે ધીમે યુનિવર્સિટી બનાવવા લાગતી દેખાય છે, એ તો વળી જુદી વાત થઈ. પણ એક વિદ્યા-સંસ્થા વિચારી શકે તે બીજી વિદ્યા-સંસ્થા શું કામ ન વિચારી શકે?

પરંતુ નામબદલા વિરુદ્ધની આ દલીલ કરતાં વધારે વિચિત્ર ઉલ્લેખ તો શ્રી. વિજયરાયે આ કરેલો છે:

"લોકશાસનલોલુપ અણુકેળવાયેલું મતબળ હવે ઘણી વાર ફાવી જાય છે તેવું આ દાખલામાંય કદાચ પહેલુંમોડું બનશે. પણ જેઓ આવા પ્રશ્નમાં પરોવવી ઘટે તેવી મનોવૃત્તિથી વિચારવા કુદરતી રીતે લાયક તેમ જ કેળવણીથી ઘડાયેલા છે, તેમને હાથે સદુપયોગ થવા આ . . . . અહીં ટપકાંવીએ છીએ."

ગૂ. વ. સો.ના સભ્યો ભણેલા ને વિદ્યાપ્રેમી લોકો ગણાય. તેઓ જ આ પ્રસ્તુત મુદ્દાઓમાં મતદારો છે. તેમાંય આ જાતની ભેદદૃષ્ટિ વિચિત્ર જ નહીં, એક પ્રકારના અઘટિત અહંભાવવાળી લાગ્યા વગર નહિ રહે. કેળવણીથી ઘડાયેલા તો સૌ સભ્યો છે એમ માનવું જોઈએ. ઉપરાંત "કુદરતી રીતે લાયક" કોણ ગણાય તે સ્પષ્ટ નથી સમજાતું. રાજકારણમાં કદાચ ચાલે એવી વાતો શ્રી.વિજયરાયે શા ખ્યાલથી અપ્રસ્તુત રીતે ને અસ્થાને અહીં કાઢી હશે ? તે ન કાઢી હોત તો સારુ થાત, કેમ કે આવાં કથનો વિચાર અને મત-કેળવણીને માટે સારાં નથી નીવડતાં.

નામના ફેરફારની સાદી દલીલ એ જ છે કે, આજે જ્યારે આપણને સ્વમાન અને સ્વભાષાપ્રેમ દેખાવા લાગ્યાં છે, અને તેને લઈને જૂના જમાનામાં જે વસ્તુઓ નહોતી ખૂંચતી, કે જે ભાવો મહત્ત્વના નહોતા લાગતા, તે વસ્તુઓ ખૂંચે છે અને તે ભાવો પ્રયત્નપૂર્વક સંઘરવા જેવા લાગે છે. જનતાની દૃષ્ટિએ, આવી નજીવી લાગતી વસ્તુઓ ભારે પરિણામકારી હોય છે. અને કોઈ વસ્તુ જેમ જૂની થતી જાય તેમ ઇચ્છા-અનિચ્છાએ પણ જનતાની બને છે. ગૂ૦ વ૦ સો૦ જનતાની છે. જનતાની નવી ભાવનાઓ ઝીલવાને માટે તે ઇચ્છે છે. પોતાના નામમાં જ એ ભાવનાનો ઉચ્છેદ છે; તે જો એ ફેરવે તો તેમાં સંસ્થાનો પ્રેમ કે તેની તવારીખ કશું જ નહિ કથળે; બલ્કે તવારીખ સુધરશે અને તેથી તે વધારે પ્રેમપાત્ર બનશે.

### ૪

### સંસ્થાનું નવું સ્વરૂપ

નામફેરથી ડરનારા લોક સંસ્થાનો સ્વરૂપફેર કરી દેતાં ડરતા નથી લાગતા. નહિ તો ઉદ્દેશોમાં જે કેટલાક ઉમેરા સૂચવવામાં આવ્યા છે, તે તેઓ ન કરત. એ ઉમેરા નીચે મુજબ છે:

૧. ઉચ્ચ અભ્યાસ માટે સવડ કરવી અને વિધવિધ વિદ્યાશાખાઓના શિક્ષણ અને સંશોધનનું કામ ચલાવવું. આ કામ અનુસ્નાતક કક્ષાનું અને બીજું પણ હશે.

આને માટે માધ્યમ મુખ્યત્વે ગુજરાતી, અખિલ હિંદી ઉદ્દેશો માટે હિંદી, અને આંતરરાષ્ટ્રીય બાબતો માટે અંગ્રેજી રહેશે.

૨. સોસાયટીના ઉદ્દેશો સાધવાને માટે નાણાં ઉછીનાં લેવા કે દેવાની બાબત તથા મિલકત ગીરો લેવા કે દેવાની બાબતનો ઉમેરો.

આ વિષે પણ જાહેર ચર્ચા કેટલીક થઈ છે. તેમાં એક એવી સમજ જોવામાં આવે છે કે, હિંદી અંગ્રેજી ભાષા વાપરવાનો સવાલ સોસાયટીનાં પ્રકાશનોને લાગે છે. કોઈ જગાએ એમ નથી સમજાયું દેખાતું કે એ તો શિક્ષણના માધ્યમને અંગે સૂચન છે. અલબત્ત, પ્રકાશનોને માટે પણ એ લાગુ કરી લેવાય એવી તે સૂચનાની અંગ્રેજી* ભાષા છે પરંતુ તે શિક્ષણના માધ્યમને પણ લાગુ પડે છે, એ ખાસ ધ્યાન પર લેવાની જરૂર છે. સોસાયટીએ જો ગુજરાતીમાં પ્રકાશન કરવાની જરૂર પૂરી થતી જોઈ હોય, તો તે પોતાની હદ બહાર પણ જઈને બીજી ભાષાઓમાં પડે કે પડવા તાકે. પણ એવી જરૂર પૂરી થઈ છે શું ? અને એ કદી પૂરી થઈ પણ શકે કે ? આ બાબતમાં શ્રી. બ૦ ક૦ ઠા૦ સાચું કહે છે કે, ગરીબ ગુજરાતી સાહિત્યની જ મર્યાદા સેવવાથી કશું જ બગડતું નથી. ગૂ૦ વ૦ સો૦ને માટે આ સ્વાભાવિક અને સ્વનિયુક્ત મર્યાદા છે. તેની બહાર જવાની ઇચ્છામાં શ્રી. બ૦ ક૦ ઠા૦ 'લઘુમંથી' બતાવતા હોય તો તે સકારણ છે. કોઈ ખાસ ટ્રસ્ટફંડ હિંદી કે અંગ્રેજી મારફત પ્રકાશન કરાવવા માટે મળે અને ગુજરાતના અને તેનાં સાહિત્ય તથા વિદ્યાપ્રચારના હિતમાં તે ફંડ લેવું ઘટે, તો તે પૂરતી આ છૂટ કદાચ સમજી શકાય. પરંતુ બંધારણમાં જ આ છૂટ મેળવવી એ તો જુલમ ગણાય.

પરંતુ, સુધારાની કલમની ભાષા જોતાં આ છૂટ પ્રકાશન કરતાં શિક્ષણના માધ્યમને લાગુ પડતી હોય એમ સ્પષ્ટ છે. તો તો, ખરેખર, આ સુધારો ત્યાજ્ય જ ઠરે છે. શિક્ષણનું માધ્યમ સ્વભાષા જ હોવી જોઈએ એ સર્વમાન્ય સિદ્ધાંતને આપણા ગુલામ દેશમાં જ આવી વિચિત્ર રીતે અને સફાઈભેર ઉવેખવામાં આવી શકે. શું ગુ૦ વ૦ સો૦ જે વિદ્યામંદિરો ખોલવા ધારે છે કે સંશોધનો કરવા કરાવવા માગે છે, તેમાં આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થીઓ આવશે એમ માનીને અંગ્રેજી માધ્યમ મૂકે છે ? પરપ્રાંતીય લોક આવશે એમ માનીને હિંદી મૂકે છે ? અને તોપણ અંગ્રેજી શું કામ ? હિંદી શું કામ ? દુનિયાની યુનિવર્સિટીઓમાં બહારથી આવતા વિદ્યાર્થીઓ માટે

* "(2) b. To provide facilities for higher studies and to conduct teaching & research work (post-graduate and/or otherwise) in various branches of learning mainly through the medium of Gujarati and through Hindi for all India purposes and through English for international purposes."

માધ્યમો ફરતાં જાણ્યાં નથી. બલ્કે, બહારથી જનાર વિદ્યાર્થી ત્યાંનું માધ્યમ ભણી લે છે.

અને આમ માધ્યમ ફેરવીને સાહિત્યની કઈ સેવા સાધવાનું તાક્યું છે? ફેરફારોનો ધ્વનિ જોતાં લાગે છે કે, ગુ૦ વ૦ સો૦ પોતાને ગુજરાતની યુનિવર્સિટી બનાવવા તાકે છે. આમ કરવું કેટલે દરજ્જે શક્ય કે સારું છે એ સવાલ નોખો છે. પરંતુ, એમ કરવાને માટે પણ એ સાફ થવું જોઈએ કે, શિક્ષણનું માધ્યમ ગુજરાતી જ હશે; 'મુખ્યત્વે ગુજરાતી રહેશે' એનો અર્થ કાંઈ જ નથી થતો.

આ બાબતમાં એક જાણીતા સજ્જન જોડેની વાત ટૂંકમાં કહી જાઉં. તે કહે, ધારો કે સરકારે જે રૂપિયા આપ્યા છે ને વધુ આપે એમાંથી ગૂ૦ વ૦ સો૦ અર્થશાસ્ત્રનો અનુસ્નાતક અભ્યાસ ગોઠવવા માગે. હવે અમદાવાદમાં એને માટે યોગ્ય અધ્યાપક ડૉ. રાવ છે. તે અંગ્રેજીમાં જ શીખવી શકે. તો શું ગુજરાતી માધ્યમને ખાતર એમને છોડી દેવા ને નવું કામ ન ઉપાડવું? એક વાતચીતના આ ટૂંકા સાર પર વધુ ટીકાની કશી જરૂર નથી. ચર્ચાસ્પદ કલમ જો આવા પ્રસંગોને યોગ્ય ઠરાવતી હોય, તો સભ્યોએ ને ગુજરાતની જનતાએ વેળાસર ચેતવું જોઈએ આ તો નથી આંતરરાષ્ટ્રીય ઉદ્દેશ કે નથી અખિલ હિન્દી હેતુ. આ તો નરી ગતાનુગતિકતા છે અને એને સારાં નામથી કદાચ શણગારાય છે. ચર્ચીએ છીએ એ સુધારો જો માધ્યમને લાગુ પડતો હોય,—અને ભાષા પરથી સ્પષ્ટ છે કે તેમ જ છે,—તો આ સુધારો અવળે માર્ગે જનારો છે, એમાં કશી શંકા નથી. સોસાયટીના સંસ્થાપકોના ઉદ્દેશની બહાર જાય છે એ પણ નોંધવું પટે. તેઓ ચોખ્ખું કહે છે કે દેશી ભાષા દ્વારા કામ થવું જોઈએ.

## ૫
## યુનિવર્સિટી કરવી છે?

સુધારાઓમાં એક બીજી વિગત છે કે જે પરથી પ્રશ્ન થાય છે કે, ગૂ૦ વ૦ સો૦ને યુનિવર્સિટી કરવામાં આવે છે કે શું? તે સુધારો આમ છે:

"વિદ્યામંદિરો કાઢવાં, પોતાની હકૂમતમાં લેવાં, ચાલુ હોય એમને મદદ કરવી, કે માન્ય કરવાં."

શરૂઆતમાં મેં કહ્યું કે, ગૂ૦ વ૦ સો૦ એની ૯૨ વર્ષની કારકિર્દીમાં કદી શિક્ષણસંસ્થા —એટલે કે પ્રત્યક્ષ વિદ્યામંદિર કાઢતી ને ચલાવતી સંસ્થા—નથી બની એએક વર્ષથી તેણે એ શરૂ કર્યું છે અને તે જૂના બંધારણના ઉદ્દેશનો વિશેષ અર્થ કરીને. પરંતુ, કદાચ ઉદ્દેશનો એ અર્થ બરોબર નથી એવી બીકથી કે શાથી, હવે નવા સુધારામાં એ સ્પષ્ટ કરવા ધાર્યું છે. આખું સુધારાનું સ્વરૂપ જોતાં આ નવી જ બાબત ઉમેરાય છે. અને તેમાંય સંસ્થાઓ માન્ય કરવી, મદદ કરવી, વગેરે બાબતો તો નવી છે, એ નિર્વિવાદ છે. એ બધાની પાછળ એક ઇરાદો રખાતો હોય કે, આમ કરતાં કરતાં આપણે યુનિવર્સિટી બનીશું

યુનિવર્સિટીનો આ સવાલ મોટો છે. અનેક વાતો એમાં સંડોવાયેલી છે અહીં આગળ તો એટલું જ કહેવાનું છે કે, એ રીતે જોતાં પણ નામફેર અને માધ્યમની બાબતોમાં એક જ નિર્ણય પર આવવું જોઈએ અને તે આપણે ઉપર જોઈ ગયા. યુનિવર્સિટી જેવી મોટી વાતને પાછલે બારણેથી ઘરમાં ઘુસાડવા જેવી નીતિ આ તો ગણાય, એ ટીકા જરૂર કરી શકાય. પરંતુ એ સ્વરૂપે આજ આપણે ચર્ચા નથી કરતા અને ગૂ૦ વ૦ સો૦એ પોતાનો એવો ઇરાદો સ્પષ્ટ રૂપે જાહેર નથી કર્યો, એટલે અત્યારે એ ચર્ચા ઉપાડવાની જરૂર નથી.

## ૬
## નાણાં બાબતની કલમ

ગીરો મૂકી કે બીજી રીતે પૈસા લેવાની કલમ પણ એક નવો સુધારો છે. ચાલુ કામની કશી જવાબદારી વહોરી હોય અને આવી જાતની છૂટ જોઈતી હોય એ વસ્તુ અને એ છૂટને બંધારણમાં મૂકવાની વસ્તુ—આ બેમાં ફેર કરવો ઘટે. જો કોઈ જવાબદારી પૂરતી આ છૂટ જોઈતી હોય તો સંસ્થા તે બાબતનો ખાસ ઠરાવ કરી શકે. તેને માટે હમેશ રહેનારી બંધારણની કલમની જરૂર ન ગણાય. સામાન્ય રીતે જોતાં, ગૂ૦ વ૦ સો૦ ની જાતનાં મંડળોને આવી નાણાંની છૂટની જરૂર ન હોય. તેના જેવી સંસ્થાઓને દાન અને ટ્રસ્ટફંડો પર નભવાનું હોય છે, અને એમાં એમની સુરક્ષિતતા પણ રહેલી છે. તેથી કરીને, શ્રી ધૂમકેતુએ આ કલમ બાબત નીચે મુજબની જે ભીતિ બતાવી છે એ વિચારી લેવા જેવી ગણાય. તેમણે કોઈ છાપાવાળાને કહેલું પ્રસિદ્ધ થયું છે કે, "અત્યારના વિશ્વાસપાત્ર માણસોને કારણે અત્યારે આ મુદ્દા વધારે વાંધાભર્યા ન લાગે; પણ ભવિષ્યમાં કોઈ બીજા માણસો ધીમે ધીમે આવી ગયા હોય ત્યારે શી સ્થિતિ? તેઓ પોતાના મનગમતા વિષયને પ્રાધાન્ય આપવા સંસ્થાની મૂડી અને આબરૂ પર પૈસા ઉપાડે, પછી સંસ્થાની સધ્ધરતા રહે ખરી? આ બધું મને તો વધારેપડતો બોજો સંસ્થા પર લાદવા જેવું લાગે છે. એ ભારથી સંસ્થા એક દિવસ ભાંગી પણ પડે એવી મને તો ભીતિ રહે છે." (જુઓ ફૂલછાબ પા. ૯, તા. '૭-૬-'૪૦.)

ઉપર ચર્ચેલા સ્વરૂપ-પલટાના અથવા ઉદ્દેશો વધારવાના બધા જ સુધારા પરથી સંસ્થાનો ભાર તો સરવાળે ઘણો વધે છે એ વધારવો કે કેમ? વધારવો તો કયા રૂપમાં અને કેટલો? એ ખમાશે કે કેમ? એ વધારાના ઉદ્દેશ માન્ય છે કે કેમ? માધ્યમનું શું? સંસ્થાના કાર્યની મર્યાદાનો આંક શો? આ બધા પ્રશ્નો આ સુધારાઓ પરથી ઉદ્ભવે છે. આ લેખ એ પ્રશ્નો વિષે ગંભીર વિચાર કરવાની જરૂર બતાવવા પૂરતો છે. ગુજરાત અને ગૂ૦ વ૦ સો૦ના સભ્યો તે તરફ ધ્યાન આપે તો આ ચર્ચા કૃતાર્થ થશે.

તા. ૧૫-૭-'૪૦ મગનભાઈ દેસાઈ

## ધર્મોપદેશ કરવાની રીત

પૂર્ણ નામે બુદ્ધનો એક શિષ્ય હતો. એક વખત તે બુદ્ધ પાસે ગયો, અને પોતાને સંક્ષેપમાં ધર્મોપદેશ કરવાની તેણે બુદ્ધને વિનંતિ કરી. ઉપદેશ પૂરો થયા બાદ બુદ્ધે તેને પૂછ્યું: "હે પૂર્ણ! હવે તું કયા પ્રદેશમાં જવાનો છું?"

પૂર્ણ — ભગવન્! આ આપના ઉપદેશને ગ્રહણ કરીને હવે હું સુનાપરંત દેશમાં જવાનો છું.

બુદ્ધ — હે પૂર્ણ! સુનાપરંત પ્રાંતના લોકો બહુ કઠોર છે તથા બહુ જ ક્રૂર છે. જો તેઓ તને ગાળો દેશે કે તારી નિંદા કરશે, તો તને કેવું લાગશે?

પૂર્ણ — હે ભગવન્! મને તે વખતે એવું લાગશે કે, આ લોકો ઘણા સારા છે; કારણ કે તેઓએ મારા ઉપર હાથ ઉપાડ્યો નથી.

બુદ્ધ — અને જો તેઓ તને હાથથી પ્રહાર કરશે તો?

પૂર્ણ — તો મને પથ્થરથી તેઓએ માર્યો નહિ માટે તેઓ સારા જ છે, એમ હું સમજીશ.

બુદ્ધ — અને તેઓ પથ્થરથી મારશે તો?

પૂર્ણ — તો મારા ઉપર તેઓએ દંડપ્રહાર નથી કર્યો, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ — અને તેઓ દંડપ્રહાર કરશે તો?

પૂર્ણ — તો તેઓએ શસ્ત્રપ્રહાર નથી કર્યો, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ — અને તેઓ શસ્ત્રપ્રહાર કરશે તો?

પૂર્ણ — તો મને તેમણે ઠાર માર્યો નથી, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ — અને તેઓ તને ઠાર મારે તો?

પૂર્ણ — હે ભગવન્! આ શરીરથી કંટાળીને ઘણા લોકો આપઘાત કરે છે. સુનાપરંતના રહેવાસીઓએ એવા શરીરનો નાશ કર્યો, તો તેમણે મારા ઉપર ઉપકાર કર્યો છે, અને તેથી તેઓ ઘણા સારા જ છે, એમ હું માનીશ.

બુદ્ધ — શાબાશ! શાબાશ! તું જરૂર સુનાપરંતના લોકોને પણ ધર્મોપદેશ કરવાને યોગ્ય છે.

['બુદ્ધચરિત'માંથી] ગો. પ.

## ગામગોષ્ઠી — ૧૦

### રેંટિયામાં સમાજવાદ

એક દિવસ બધા બેઠા હતા તેવામાં સામેથી એક ફાંકડો જુવાન આવતો જણાયો. તેણે કડકડતાં કપડાં પહેર્યાં હતાં અને ટોપી સહેજ વાંકી મૂકી હતી. માથા ઉપર જાણે આજે જ મૂકી હોય તેવું લાગતું હતું. તેનો ચહેરો સહેજ માંદલો જણાતો હતો. શરીર ઉપરના ઠાઠથી ભપકો ભારે જણાતો હતો. પણ શરીરની અંદરની સ્થિતિ ચહેરા ઉપર દેખાયા વગર રહેતી નહિ. તેને જોઈને વિદ્યાર્થીએ સહેજે પૂછ્યું, 'આ ભાઈ કોણ છે? કોઈ નવા દેખાય છે!'

શેઠે કહ્યું, 'એ તો અમારા પિત્રાઈના દીકરા છે. કૉલેજમાં ભણે છે. રજામાં થોડો વખત ઘેર આવ્યા છે, તે જરા ફરવા નીકળ્યા હશે!'

વિ૦ — ત્યારે તેમને અહીં વાતો કરવા બોલાવતા કેમ નથી? અને આ રાત્રિવર્ગ ચાલે છે તેમાંય તે ભાઈ મદદ કરે તો કેવું સારું? અમારા જેવા બહારથી આવીને તેવું કામ કરે તે કરતાં ગામના જ ભણેલા ગણેલાએ તે કામ ઉપાડી લેવું ન જોઈએ? જે ભણ્યા છે તેમની એ ફરજ છે કે પોતાની આજુબાજુ વસતાં અભણને ભણાવે.

શે૦—એ ખરું. પણ એ તો પોતાને પૈસે ભણ્યા છે અને બધું ખર્ચ તેમના બાપા આપે છે. વરસની દોઢસો બસો રૂપિયા તો ફી ભરે છે. એટલે એમને લોકોને ભણાવવાની શી ગરજ?

આ વાત ચાલતી હતી તેવામાં પેલા ભાઈ પાસે જ આવી પહોંચ્યા અને તેમને વિશે જ કંઈ વાત ચાલતી હતી એમ સમજી ગયા. તેમણે પૂછ્યું, 'કેમ શી વાતો ચાલે છે?'

શે૦—ઓહો! ગામમાં છો પણ તમે તો દેખાતા જ નથી! ઘરમાંથી નીકળતા જ નથી કે શું? આ ભાઈ કેટલાય દિવસથી આપણા ગામમાં આવ્યા છે ત્યારે તમે તો આજે જ ઝળક્યા!

યુવાન—મારી તબિયત જરા બરાબર નથી અને હમણાં તાપ ઘણો પડે છે એટલે ખાસ બહાર નીકળતો નથી. આજે તો બપોરે ઊંઘીને થાક્યો અને જરા નમતો પહોર થયો એટલે થયું કે ચાલો ગામ બહાર જરા જઈ આવીએ.

શે૦—પણ રાતે તો ચાંદની હોય છે અને મજાની ઠંડક હોય છે; તે વખતે રાતે આવતા હો તો કેવું સારું? આ ભાઈ રાતે વર્ગ ચલાવે છે તેની તમને ખબર છે? અને બપોરે પણ અમે તો રોજ ભેગા થઈને વાતો કરીએ છીએ. આ છોકરાં કાંતે છે અને અમે જરા વાતોચીતો સાંભળીએ છીએ, તેમાં જરા આવીને બેસતા હો તો કેવું?

યુ૦—રોજ શાની વાતો કરો છો? અને આ છોકરાં પાસે શું વેતરું કરાવો છો?

વિદ્યાર્થી—કેમ! આ નકામું વેતરું છે? તેમાં તમને કંઈ લાભ નથી જણાતો?

શે૦—આ પેલા મસૂરી રહે છે તેમના પાકા ભાઈબંધ છે અને બન્ને સાથે ભણ્યે છે. એટલે પેલે દિવસે મિલ વગેરેની વાત કરતા હતા તે વિશે તેમની સાથે વાતો કરવી હોય તો કરો. તે દિવસે કંઈ વાત કરતાં કરતાં તમે રહી ગયા હતા તો આજે તેની વાત કરો.

યુ૦—મિલની શાની વાતો કરતા હતા અને મસૂરી ગયેલા ભાઈબંધનું શું છે? તમે અહીં ભેગા થઈને લોકોની નિંદા જ કરો છો કે શું?

વિ૦—ભાઈ! અહીં નિંદા કેવી? એ તો સમાજવાદ વિશે કાંઈક વાત નીકળેલી તેમાં એ ભાઈનું નામ આવ્યું હતું.

શે૦—એ નામ જવા દો ને! પણ આ ખાદીનું ક્યાં સુધી ચાલવાનું અને આ છોકરાં પાસે કંતાવવું કે નહિ તેની જરા વાતો કરો.

યુ૦—હમણાં ગાંધીજીનો યુગ છે એટલે એ બધું ચાલશે. ગાંધીજી નહિ હોય એટલે બધું સૂઈ જશે. આ યંત્રના જમાનામાં આ તકલી પર કાંત્યે ક્યાં સુધી ચાલવાનું છે? મિલો કર્યા વગર આપણો છૂટકો નથી. બહુ બહુ તો પરદેશી મિલો હોય તો દેશી બનાવવી. યંત્રો પણ દેશમાં જ બનાવવાં અને કોઈ મૂડીદારો તેનો લાભ ન ઉઠાવે તે માટે એ કારખાનાં સમાજને હસ્તક કરી દેવાં જોઈએ. પછી કંઈ અઘડો નહિ રહે.

વિ૦—કેમ, પછી માલ વેચવાની પંચાત ઊભી નહિ થાય? અને મિલો કરવાથી હિંદના બધા બેકારોનો પ્રશ્ન ઊકલી જશે?

યુ૦—મૂડીવાદી મિલો થાય તો ન ઊકલે; પરંતુ ઉત્પત્તિનાં બધાં સાધનો સમાજને હસ્તક રહે તો વાંધો ન આવે.

વિ૦—એટલે હિંદમાં ગામડે ગામડે કારખાનું કરશો? ખેડૂતોની જમીન પડાવી લેશો? અને બધાને મજૂર બનાવશો?

યુ૦—આજેય બધા મજૂરી જ કરે છે ને? આજે મજૂરી કરે છે છતાં ચીંથરેહાલ દશામાં રહે છે અને પૂરતું ખાવાનું પણ મળતું

નથી. ત્યારે બધું સમાજને હસ્તક અને મોટા પાયા પર કરવાથી બધાને સરખો લાભ મળશે અને આજના જેવી અસમતા નહિ રહે.

'વિ૦ — પણ ખાદીમાં પણ અસમતા ક્યાં છે? બધા પૈસા સરખી રીતે વહેંચાય છે. ઊલટું, તેમાં લાભ એ છે કે, પરદેશી સત્તા હોવા છતાં તે આપણે કરી શકીએ છીએ. હિંદમાં ૯૨ ટકા વસ્તી નિરક્ષર છે. છતાં તે કામ તો નાનું મોટું સૌ કોઈ, ધર્મ કે જાતિના બાધ વિના, પોતાનો ચાલુ ધંધો છોડયા વગર, ઘેર બેઠાં કરી શકે છે. બીજું કંઈ કરવા જઈએ તો સરકારની મદદ જોઈએ, કેળવણી જોઈએ, મૂડી જોઈએ. તે બધુંય મળે તોપણ કદાચ કોઈ ધર્મવાળાને વાંધો હોય, તો હિંદ જેવા કોમી વિખવાદવાળા દેશમાં તે કામ ચાલી શકે નહિ. આજે મુસલમાનો બીજી બાબતોમાં ખરાખોટા અનેક વાંધાઓ કાઢે છે, પરંતુ ધાર્મિક વાંધો ઊઠાવીને ખાદીની વિરુદ્ધ કોઈ બોલતું નથી. એટલે આ કામમાં ઘણી સગવડો છે અને થોડી મહેનતથી થોડા થોડા પૈસા ગરીબોનાં ઝૂંપડાંમાં પહોંચાડી શકાય છે. તો એ ખરો સમાજવાદ થયો કે નહિ?

'સુ૦ — એ બધું હમણાં ઠીક છે. સ્વરાજ્ય મળ્યા પછી એ વાતને કોઈ સાંભળવાનું નથી.

વિ૦ — હમણાં એ સારું હોય અને કરવા જેવું હોય તોયે બસ છે. તો તો તમારેય ખાદી પહેરવી જોઈએ ને? અને તો પછી આ છોકરાં કાંતે છે તે વેઠ શાની? એમને એક જાતની કેળવણી મળે છે અને દેશની સંપત્તિમાં બે પૈસાનો વધારો થાય છે. એથી નુકસાન તો કંઈ થતું નથી ને? સ્વરાજ્ય મળ્યા પછી હિંદનાં ગામડાં ભાંગીને શહેરો બનાવવાં હોય અને નાનાં હળને બદલે ટ્રેક્ટરોથી સરકારી ખેતરોમાં ખેતી કરવી હોય તો કરજો. તેમ ઠીક લાગે તો તેમ કરજો. પણ આજે શું? દેશમાં હજી પરદેશી સત્તા ઘર ઘાલી બેઠી છે; લોકોને રોજી મળતી નથી; ખેડૂતો વરસમાં ઘણો વખત નવરા બેસી રહે છે. તે સ્થિતિમાં બની શકે તેટલી તેમને મદદ કરવી જોઈએ. તેને બદલે ભવિષ્યમાં શું હશે તેની કલ્પના કરીને, આજે જે થઈ શકતું હોય તે પણ ના કરવું, તે કંઈ ઠીક ન કહેવાય. આજે તુરત અમલ કરવા જેવું તમારી પાસે કંઈ હોય તો ઠીક છે. બાકી તો હવામાં વાતો કરવી શા કામની? સ્વરાજ્ય મળ્યા પછી હિંદમાં કરોડો ખેડૂતો તો હશે જ. તેમને ફુરસદ પણ હશે જ. તેમને ઘેર બેઠાં કામ આપવાનો પ્રશ્ન પણ હશે જ. એટલે ગૃહઉદ્યોગો ચલાવ્યા વગર હિંદનો આરો નથી. છતાં ધારો કે ભવિષ્યની પ્રજાને એમ લાગે કે તે વસ્તુ બરાબર નથી તો તે ફગાવી દેશે. વહાલામાં વહાલું શરીર પણ જીવ વિનાનું થાય છે ત્યારે દાટીએ છીએ કે બાળીએ છીએ; તેમ રેંટિયામાં, ગૃહઉદ્યોગમાં જીવ ન હોય ત્યારે ભલે તેને ફગાવી દેવામાં આવે. પણ તેની આજે ચિંતા શા માટે? આજે તો જે વસ્તુ કરવા જેવી લાગે તે જ કરવી જોઈએ. સમાજવાદ આજે દાખલ કરી શકાતો હોત તો સારી વાત છે. બાકી એની વાતો કરીને બેસી રહીએ તો સમાજવાદીઓ જેને 'પૅરેસાઈટ'–લક્કડખાઉ જીવડા કહીને ગાળ દે છે તેના જેવા કહેવાઈએ.

વચ્ચે શેઠ કહે — 'ભાઈ એ પૅરે . . . શું કહ્યું? પણ વાત તો એમ જ છે. આ અમારા શહેરી લાલાઓ બધા વાતો કરનારા જ હોય છે. કંઈ જરા ગોટપીટ ભણે, બશેરિયા પાંચશેરિયા ચોપડીઓ વાંચે, અને આવી વાતો કરે. બાકી કરવાનું કંઈ જ નહિ. જુઓ ને, રજામાં તમારા જેવા બહારથી અહીં આવે છે, ત્યારે એ તો ઘરમાંથી બહાર પણ

નીકળતા નથી! અમદાવાદ મુંબઈ જવું અને બાપને પૈસે મજા કરવી એટલું સમજે. (યુવાન સામું જોઈને) ભાઈ, ખોટું ન લગાડતા. હું તમને કંઈ કહેતો નથી. પણ આ તો આપણા ગામમાંથી બહાર ભણવા જાય છે તે બધાય મને તો એવા જ લાગ્યા છે, એટલે કહું છું.'

યુ૦—અમારેય કંઈ કરવું તો છે. પરંતુ ઉનાળામાં જરા આરામ ન લઈએ તો કેમ ચાલે?

વિ૦—હા! ઉનાળામાં આરામ જરૂર લો. પરંતુ સમાજવાદના આદર્શ પ્રમાણે એ આરામ ખેડૂત અને મજૂર બધાને મળવો જોઈએ ને? તમે એકલા તે કેમ ભોગવી શકો? ખેડૂતો તો બળતા તાપમાં પણ કામ કરે છે અને મિલો તો ઉનાળામાં પણ કોઈ દિવસ બંધ નથી થતી.

યુ૦—અમારો આદર્શ તો એવો છે કે, એ સગવડો બધાને મળવી જોઈએ. પણ બધાને ન મળે ત્યાં સુધી અમારે પણ તણાઈ મરવું કે શું?

વિ૦—ગાંધીજી તો એવું જ કહે કે દેશના ગરીબો જેમ રહેતા હોય તેમ તમે રહો તો જ તમે તેમની સેવા કરી શકો. તેઓ પોતે ઇચ્છે છે કે, લોકોને પહેરવા પૂરતાં કપડાં મળવાં જોઈએ, રેલવેમાં વધારે સગવડો મળવી જોઈએ. પરંતુ એ બધાને ન મળે ત્યાં સુધી પોતે ભોગવતા નથી. પોતે ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરીને તેમના દુઃખમાં ભાગીદાર થાય છે. પોતે ઓછાં કપડાં પહેરીને ગરીબોનું દુઃખ પોતાના હૈયામાં સદા જાગ્રત રાખે છે. એટલે સેવા કરવાની રીત તો એ છે. બધાને આપણે સુખ સગવડો અપાવવા ઇચ્છીએ, પણ બધાને ન મળે ત્યાં સુધી આપણે પણ તેમની પેઠે કાંઈક તો જીવવું જોઈએ?

યુ૦—ગાંધીજીની આખી વિચારસરણી જુદી છે. એ રીતે કામ કરવામાં અમે માનતા નથી.

શેઠ૦—આ સુંવાળા શરીરને એ દુઃખ વેઠવાનું અને સહન કરવાનું શી રીતે પાલવે? એમના બાપને બેઠી આવક છે તે છોડીને દુઃખ શા સારુ વેઠે?

વિ૦—એ જ બધું દોહ્યલું છે ને! આપણે પોતાની માલમિલકત અને હકો ન છોડીએ, પછી જમીનદારો અને મૂડીદારો શી રીતે છોડે? પહેલી શરૂઆત આપણી જાતથી જ કરવી જોઈએ ને?

યુ૦—ગાંધીજી સાથે અમારો એ જ મતભેદ છે. અમે લોકોના વિચારમાં પલટો કરવા માગીએ છીએ. અમે તેમને અમારા જેવા સુખી કરવા માગીએ છીએ. અમે તેમના જેવા દુઃખી થવા નથી માગતા.

વિ૦—પલટો વાતો કરવાથી થતો હોય તો કંઈ દુઃખ વેઠવાની જરૂર નથી. પણ દુનિયાની ક્રાન્તિનો ઇતિહાસ હજારો યુવકોની યાતનાઓથી ભરેલો છે. દુઃખ વેઠ્યા વગર તો કદી સમાજવાદ ન આવે કે સ્વરાજ્ય પણ ન આવે. અપાર દુઃખ અને મૂંગી સેવામાંથી જ કોઈ પણ નવી સંસ્કૃતિનો જન્મ થાય છે. એટલે ફેરફાર કરવો હોય તો દુઃખ એ પહેલી વસ્તુ છે. પોતાની સુખસગવડો જતી કરવી એ પહેલી વસ્તુ છે. તે ફેરફાર પછી ગાંધીવાદી હોય કે સમાજવાદી હોય, અહિંસક હોય કે હિંસક હોય. જે સહન કરશે અને પ્રજાની સેવા કરશે તથા પ્રજાના દુઃખે દુઃખી થશે, તેમનું જ પ્રજા સાંભળશે. ખાલી વાતો કરનારને કોઈ ગણતું નથી. વળી તમારા રશિયાનો ઇતિહાસ પણ શું કહે છે તે તો તમે વાંચ્યું હશે ને? તે સંબંધમાં તમે આવતા રહેશો તો વધારે વાતો કરીશું. આજે તો હવે બસ કરીએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# નવું વાચન

**આપણું વિવેચનસાહિત્ય :** લેખિકા: હીરા ક. મહેતા પી. એ; પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; પૃ૦ ૧૨+૩૧૬. કાચું પૂઠું. કિં. ૧-૦-૦.

મુંબઈની શ્રી ના. દા. ઠાકરશી મહિલા પાઠશાળાની (?) પ્રવેશાગમા પરીક્ષામાં રજૂ કરવા માટે આ પુસ્તક તૈયાર કર્યું હતું. પાછળથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને એ પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાતાં તેણે તે પ્રસિદ્ધ કર્યું છે.

લેખિકા બહેને પસંદ કરેલો વિષય ખૂબ ઉપયોગી અને મહેનત માગી લે તેવો છે. આપણા સાહિત્યમાં વિવેચનની શરૂઆત થઈ ત્યારથી, એટલે કે નર્મદથી માંડીને નવલરામ, મણિલાલ નભુભાઈ, રમણભાઈ, નરસિંહરાવ, ગોવર્ધનરામ, કે. હ. ધ્રુવ, આનંદશંકર, બ ક ઠાકોર, નાનાલાલ, મુનશી અને પાઠક સુધીના વિવેચકોની એમણે વીગતે ચર્ચા કરી છે. આખા પુસ્તકની યોજના વિષયને અનુરૂપ અને સ્પષ્ટ હોઈ વિષયનું નિરૂપણ ખૂબ વ્યવસ્થિત થવા પામ્યું છે. નર્મદથી આપણું વિવેચન શરૂ થયું, તો ત્યાંથી 'કાવ્ય સામાન્ય' વિષેના અને સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રકારો વિષેના મતો અને તેને લગતી ચર્ચાના તંતુઓ લેખિકાએ ઉપાડી લીધા છે. અને ત્યાર પછી પ્રત્યેક વિવેચકે તે તે બાબતમાં શું કહ્યું છે તેનું, બનતાં સુધી તેમના જ શબ્દોમાં, સંક્ષિપ્ત પણ સ્પષ્ટ અને ક્રમબદ્ધ નિરૂપણ કર્યું છે. આથી વિવેચનમાં અમુક વિચાર અથવા મત કેવી રીતે દાખલ થયો અને તે કેવી રીતે વિકસતો ગયો તે પણ જોવા મળે છે. આમાં ઠેકાણે ઠેકાણે આવા સંબંધો જોડીને નિરૂપણ કરવાની લેખિકાની પદ્ધતિ પણ ઉપકારક થઈ પડે છે એ નોંધવું જોઈએ.

આપણે ત્યાં સાહિત્યની વ્યવસ્થિત ચર્ચા કરતાં સળંગસૂત્ર પુસ્તકો લખાયાં નથી. જે કાંઈ વિવેચન છે તે છૂટક નિબંધો કે વ્યાખ્યાનો કે સમાલોચનાઓ રૂપે જ છે. એટલે દરેક વિવેચકનો મત તેમનાં લખાણોમાંથી તારવીને યથાતથરૂપે રજૂ કરવામાં ઘણી મહેનત અને અભ્યાસની જરૂર પડે એ સમજી શકાય એવું છે. એ બંને આ લેખિકા બહેને મન મૂકીને ખર્ચ્યાં છે, અને પરિણામે અભ્યાસીઓને ખૂબ ઉપયોગી થઈ પડે એવું આ પુસ્તક આપણને મળ્યું છે.

આખું પુસ્તક ઘટતી કાળજીપૂર્વક તૈયાર થયેલું છે અને એમની નિરૂપણપદ્ધતિએ જે સફળતા મેળવી છે તે શ્રી. આનંદશંકર અને શ્રી. બ ક. ઠાકોર ઉપરનાં પ્રકરણો અને તેમાંયે ખાસ તો શ્રી બ. ક. ઠાકોર ઉપરનું પ્રકરણ જોતાં અનુભવી શકાય છે. સળંગસૂત્ર અને વ્યવસ્થિત નિરૂપણની દૃષ્ટિએ શ્રી. રા. વિ. પાઠકના વિવેચનનો સાર કંઈક તૂટક લાગે છે. લેખિકાની પોતાની ભાષા અને શૈલી કંઈક કાચી છે અને તે શ્રી. આનંદશંકર ઉપરના પ્રકરણમાં વધારે નજરે ચડે છે.

આ આપણા આજ સુધીના વિવેચનનો સારરૂપ ઇતિહાસ છે. અને ઇતિહાસ હોઈ એ અમુક બિંદુએ આવીને અટકે છે. એ મર્યાદારેખા એમણે લેખકોની ઉમ્મરને હિસાબે દોરી છે અને એ રીતે એમાં શ્રી. વિશ્વનાથ ભટ્ટ અને શ્રી વિજયરાય વૈદ્યનાં વિવેચનનું સ્વતંત્ર નિરૂપણ આવ્યું નથી. પણ એ બાબત ખેદ કરવાનો કે દોષારોપણ કરી આક્ષેપ કરવાનો કશો અર્થ નથી. ઇતિહાસલેખનની દૃષ્ટિએ લેખિકાએ સ્વીકારેલી મર્યાદા ઉચિત લાગે છે, કારણ કે પચાસ વર્ષની વય સુધીમાં માણસની જીવનદૃષ્ટિ ઘડાઈને થવાની હોય તો સ્થિર થઈ જાય છે અને એ થાય ત્યારે જ તેના અભિપ્રાયો પણ સ્થિર અને વિચારપાત્ર બન્યા ગણાય. પણ એમણે જે મર્યાદારેખા આંકી છે તેમાં શ્રી. કાલેલકર આવી જાય છે એમનું વિવેચન પણ સમૃદ્ધ છે એટલું જ નહિ, પણ આ પુસ્તકમાં સ્વતંત્ર નિરૂપણ પામેલ વિવેચકોનાં વિવેચનની પેઠે તેણે આપણા સાહિત્ય ઉપર પોતાનો પ્રભાવ પણ પાડ્યો છે—જેવો શ્રી. વૈદ્ય કે શ્રી. ભટ્ટનાં વિવેચનનો પડેલો નથી—એટલે એમના વિવેચનનું સ્વતંત્ર નિરૂપણ થવાની જરૂર હતી. લેખિકા બહેને એ નથી કર્યું એ આ પુસ્તકની, એમની યોજના પ્રમાણે પણ, ખામી ગણાય.

આ પુસ્તકનો ઉપયોગ મોટે ભાગે તો અભ્યાસી વર્ગ જ કરવાનો; એટલે અંતે જે વિસ્તૃત સૂચિ આપી છે તે સારું કર્યું છે. પણ એમાં દરેક વિવેચકના પેટામાં તેમણે ચર્ચેલા વિષયોની સૂચિ આપી હોત અને પ્રત્યેક વિષયના પેટામાં ભિન્ન ભિન્ન વિવેચકોની સૂચી આપી હોત તો ઉપયોગિતા વધત. સૂચિમાં પાનાંની સંખ્યા બેત્રણ જગ્યાએ જોતાં ખોટી માલૂમ પડી છે, એ કદાચ પ્રૂફ સુધારવાની ગફલતને લીધે હશે.

અંતે એક સૂચના પ્રકાશક સંસ્થાને. બસો અઢી સો પાનાંનું પુસ્તક થાય એટલે પછી તેની બાંધણી કાચી ન રાખવી જોઈએ. નવજીવન પ્રકાશન મંદિર પૂઠાપટ્ટીની બાંધણી કરે છે તેવી બાંધણી કરાવવી જોઈએ. એ વિના પુસ્તકો સાચવવાં મુશ્કેલ થઈ પડે છે. ન૦

**હિંદનું મુસ્લિમ રાજકારણ :** ભાષાંતરકાર: માંડવિયા, બાંટવા; પૃ૦ ૪૦૮, કિં. રૂા. ૧.

જનાબ અબ્દુલ વહીદખાન બી. એ. ની ઉર્દૂ કિતાબ 'મુસલમાનોંકા ઇસાર ઔર આઝાદીકી જંગ'નો આ તરજુમો છે. ને મુસ્લિમ લીગના વર્તમાન આદર્શોનો પ્રચાર કરવો એ એનો હેતુ છે. એ હેતુમાં સદાય

કરવા માટે જનાબ યૂસફ અબ્દુલ ગની માંડવિયાના મિત્ર જનાબ અબ્દુલ લતીફ મદ્રાસવાળાની આર્થિક મદદને કારણે કિંમત આટલી હળવી રખાઈ છે.

હિંદુસ્તાનના બે ભાગલા પાડવા: એક પાકિસ્તાન યાને મુસ્લિમિસ્તાન ને બીજો નાપાકિસ્તાન યાને હિંદુસ્તાન; એ આ ગ્રંથમાં ઉપદેશાયેલો તાત્કાલિક ઉદ્દેશ છે. આ યોજના પણ છેવટે એક સાધન જ છે, ધ્યેય નથી. કારણ, એમાં જણાવ્યું છે કે, ધ્યેય તો દુનિયાના મુસલમાનોને સંગઠિત કરી દુનિયામાં નવી ખિલાફત જમાવી ઇસ્લામની સર્વોપરિતા સ્થાપવી એ જ છે. દુનિયાના મુસ્લિમોને એક, અખંડ અને આઝાદ કરવા હોય તો હિંદુસ્તાનને આઝાદ કરવો જ જોઈએ, કારણ કે બીજા કોઈ એક દેશને મુકાબલે હિંદુસ્તાનમાં મુસ્લિમોની સંખ્યા વધારે છે ને એ ગુલામ છે ત્યાં સુધી જગતભરના મુસ્લિમો આઝાદ થવાના નથી પણ હિંદુસ્તાનમાં હિંદુઓની બહુમતી છે ને તેઓ શિવાજીના સમયથી ઇસ્લામના ને ઇસ્લામી સામ્રાજ્યના શત્રુ છે ને શત્રુ જ રહેવાના છે; હિંદુઓને તો દેશની આઝાદી જોઈતી જ નથી, એ તો બહુ બહુ તો આંગ્લ હિંદુરાજ્ય જ સ્થાપવા ઇચ્છે છે, ને સંપૂર્ણ સ્વાતંત્ર્યની વાત કરનાર હિંદી મહાસભા અને તેના મોવડીઓ—અદનામાં અદનાથી માંડીને મહાત્મા ગાંધી સુધી—આ બાબતમાં દંભી જ છે ને એવા જ રહેવાના છે; એમનું ચાલશે તો તેઓ તો ઇસ્લામની જડ જ કાઢી નાખશે, બધાને હિંદુ જ બનાવશે ને હિંદુરાજ્ય જ સ્થાપશે; એવી આ લેખકની મૂળ માન્યતા છે.

પશ્ચિમનો રાષ્ટ્રવાદ તો આખી પ્રજાને એક કરવા માટે ધર્મ, જાતિ, પ્રાંત વગેરે તમામ ભેદોનો નાશ કરનારો હોઈ ઇસ્લામનો નાશ કરનારો નીવડે એમ છે, એટલે નકામો છે. સામ્યવાદ નિરીશ્વર છે ને મૂડીવાદના દર્દની બધી દવાઓ શરિયતના જકાત, વ્યાજબંધી ઇત્યાદિ આર્થિક કાયદાઓ ઘડીને પેગંબર સાહેબે તૈયાર કરી આપેલી જ છે, એટલે સામ્યવાદ કે સમાજવાદ પણ ન જોઈએ. અલ કુરાનમાં મુસ્લિમોને જોઈતું બધું જ છે, એટલે બીજું કશું શીખવાની મુસ્લિમોને જરૂર નથી. એ આ લેખકની વિચારસરણી છે.

અમને લાગે છે કે વસ્તુતઃ દુનિયામાં બધી આંખની માયા છે. 'જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ' એ પ્રસિદ્ધ અનુભવ છે. એટલે ઇસ્લામની પાક જન્મભૂમિ અરબસ્તાનમાં આરબોનું સંગઠન થવાથી જેમ આલમ આખીમાં ફૂદકે ને ભૂસકે ઇસ્લામનો પ્રસારો ને પ્રતિષ્ઠા થયાં, તેમ એક વાર હિંદુસ્તાનમાં પાકિસ્તાનની યોજના સિદ્ધ થાય ને હિંદી મુસ્લિમો લીગના લીલા ઝંડા નીચે સંગઠિત થાય અને જબરદસ્ત લીગ-રાજ્ય સ્થપાય, તો ઇસ્લામને નવો વેગ આપી શકાય ને ઇસ્લામનો દુનિયામાં ડંકો વાગે. એવું એવું એક વાર જે આંખ જોતી થાય તેને માટે એની સિદ્ધિની જરૂરિયાત માટે જોઈતી દલીલો જડી જ રહે. એમ આ લેખકને હિંદુઓના જુલમોની, કૉંગ્રેસના ફેરની, હિંદી મુસ્લિમોના ઐતિહાસિક મહત્ત્વની, ઇત્યાદિ 'જમાલમિયાંના જુદા ચોકા' માટે જોઈતી નાનીમોટી દલીલો, સાચાંખોટાં કારણો, ને છૂટાછવાયા બનાવો મળી જ રહે છે. એ દલીલો ને એ કારણો વગેરે સદંતર ખોટાં પડે યા પાડવામાં આવે એથી કાંઈ આખી દુનિયાના મુસલમાનોને ફરી એક વાર એકત્ર ને સંગઠિત કરી કુરાનના હરફે ને હુકમો પર જ રચાયેલું ને ઝનૂનીપણે એને જ અનુસરતું જબરદસ્ત મુસ્લિમ રાષ્ટ્ર કે સામ્રાજ્ય સ્થાપવાની મહત્ત્વાકાંક્ષા ખોટી સાબિત થવાની નથી ને થાય તોપણ પડતી મુકાવાની નથી. એટલે એવો પ્રયત્ન કરવો બિનજરૂરી ને નિરર્થક છે.

સમજવાનું એટલું જ છે કે, કોઈ પણ પ્રાચીન કે અર્વાચીન ધર્મ કે સંપ્રદાયના મજહબી ધોરણ પર રાજ્યો સ્થાપવાનો ને ચલાવવાનો સમય જ વીતી ચૂક્યો છે. જે દેશો અત્યારે મુસ્લિમ બહુમતીવાળા યા લગભગ મુસ્લિમ જ છે ત્યાં પણ એવું હવે કોઈ વિચારતું નથી. જ્યાં સુધી અમુક જનતા ભૂતકાળના જમાનાની મનોદશા ભોગવે છે ત્યાં સુધી જ, ને તેટલે જ અંશે, રાજકાજમાં એ કેવળ મજહબી યાને સાંપ્રદાયિક હુકમો ને શિરસ્તાઓ પર ધોરણ માંડીને રાષ્ટ્રસર્જન કરવા માગે છે. માનવતા, સમાનતા, સ્વતંત્રતા, બંધુતા, જનકલ્યાણ, એવાં એવાં ન્યાતજાત ને ધર્મનાં જૂનાં ધોરણોથી પર ધોરણોનો જ હવે સૌ વિચાર કરે છે. અને કોઈ પણ ગમે તેમ માને કે મનાવે, યુગબળને છેવટે જે નહિ નમે એ ઇતિહાસમાં થતું આવ્યું છે એમ નામશેષ જ થશે

બીજું, ખુદાની સમસ્ત દુનિયા સિવાય ઇસ્લામમાં બીજું પાકિસ્તાન જો કોઈ પણ હોય તો તે અરબસ્તાન છે. મહમદ સાહેબ ત્યાં જન્મ્યા હતા, મક્કામદીના વગેરે હજ કરવાજોગ પવિત્રધામ બધાં ત્યાં છે. મુસ્લિમ લીગ એમને ત્યાંથી ખસેડીને હિંદુસ્તાનમાં ઊભા કરેલા કોઈ નવા પાકિસ્તાનમાં નહિ લાવી શકે, ને દુનિયાના મુસ્લિમોને હજ કરવા ત્યાં નહિ બોલાવી શકે. ઇસ્લામ તો બળવાનોનો મજહબ છે હિંદના ઇસ્લામીઓ જો હિંદુઓનું અનુકરણ કરી રક્ષણ! રક્ષણ! પોકારતા થશે ને વાણિવૃત્તિ ખીલવશે તો લવણનું લાવણ્ય જ ક્યાં રહેશે!

સભી ભૂમિ ગોપાલકી તામેં અટક કહા?
જિસકે મનમેં અટક હૈ વોહી અટક રહા

એમ જો પાક જિંદગી ગુજારશે તો, ગમે ત્યાં પડ્યા પડ્યે પણ, પાકિસ્તાનને ઘરઆંગણે લાવશે; ને ઈર્ષા, દરીફાઈ, ને કુપદ વગેરેના નાદે ચડીને પાકિસ્તાન ઢૂંઢતા

ફરશે તેમને પગલે પગલે નાપાકિસ્તાન થશે. ઇન્સાનિયત, આઝાદી, નેકદિલી ને ખુદાપરસ્તીના વિશાળ આદર્શો જ સાચા છે

આખો ગ્રંથ તરજુમો હોવાથી એ દષ્ટિએ બે બોલ લખાય તો અઘટિત નથી. જનાબ માંડવિયા ધારત તો શુદ્ધ, સરળ, શિષ્ટ ગુજરાતી લખી શકત, એમ ગ્રંથ જોતાં સ્પષ્ટ લાગે જ છે. પરંતુ આ ગ્રંથની ભાષામાં તો તરજુમિયાપણાના ઘણા ઘણા દોષો આવી ગયેલા છે. જોડણી ને શૈલી જ નહિ, વાક્યરચના સુધ્ધાં ઉર્દૂ જ રાખી છે.

પોતાના પક્ષને અનુકૂળ બાબતો આગળ કરી પ્રતિકૂળને દબાવી દેવી, મનફાવતી ભાવનાઓનો પ્રતિપક્ષી પર આરોપ કરી એને મૂરખ યા ઇચ્છા હોય એવો ખોટો દેખાડવો, ઇત્યાદિ તર્કજાળો ને તરકીબોની જે કુશળતા પ્રચારઘેલા પક્ષકારોમાં જોઈએ, તે બધી આ ગ્રંથમાં સારા પ્રમાણમાં દેખાઈ આવે છે પણ તે મૂળ લેખકની છે, એટલે એનો જશઅપજશ તેમને જાય છે, માંડવિયાને નહિ.

ઘણાખરા ઉતારા અમને અલભ્ય એવાં ઉર્દૂ વર્તમાનો, ઉર્દૂ સામયિકો, ને ઉર્દૂ સાહિત્યમાંથી જ હોવાથી એમાં આપેલી હકીકતો અમે તપાસી શકયા નથી, એથી અમે દિલગીર છીએ. ચૂ૦

**ત્રીજી ચોપડી:** પ્રૌઢશિક્ષણમાળા, કર્તા ધૂમકેતુ. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ પા૦ ૪૮, કિં૦ ૦-૨-૦.

પ્રૌઢોને ભણવા માટેની 'આપણે-સૌ-ભણીએ'-માળાનો આ ચોથો મણકો છે. શ્રી. ધૂમકેતુ પ્રૌઢસેવાના પોતાના સ્વનિયોજિત કામમાં વળગ્યા રહ્યા છે તેનો આ પુરાવો ગણાય. એ માટે એમને અભણ પ્રૌઢ જરૂર આશિષ દેશે.

૪૮ પાનમાં ૧૮ પાઠો સમાવ્યા છે. પાઠના વિષયોની પસંદગી અને તેમની નિરૂપણ-શૈલી પ્રૌઢદષ્ટિએ કરવામાં આવી છે, અને તેમાં લેખક સારા ફાવ્યા છે. પોતાનો સાક્ષરી લેબાસ ઉતારીને, પોતાની મૂળ તળપદી મનોદશાનું જાણે આહ્વાન ન કર્યું હોય, એમ વાંચતાં લાગે છે એ જ એમની સફળતાનું કારણ દેખાય છે.

પાઠોમાં કરેલી વાત બાબતમાં એક વસ્તુ જોઈ તે એ કે, પ્રૌઢો જેમ સામાન્ય રીતે નિશ્ચયાત્મક નીતિવચનો કે અનુભવકથનો પોતાની વાતચીતમાં આણે છે, તેમ લેખકે પોતાના પાઠોમાં આપ્યાં છે. આ વાત-શૈલી સારી? અને આવાં નીતિકથનો બાળકોનાં પાઠ્યપુસ્તકોમાં તો શિક્ષકો હવે બહુ પસંદ નથી કરતા. પ્રૌઢોને તે કેવાં ગમે છે એ પ્રૌઢ-માનસના પ્રયોગ જોનાર પ્રૌઢ-શિક્ષકો કહી શકે. એકબે પાઠોનાં વિધાનો એવાં છે કે તે સર્વમાન્ય નીતિ તરીકે કદાચ ન ગણાય. જેમ કે પા. ૮-૧૧ જુઓ.

એક ફરિયાદ કરવાની છે અને તે જોડણીની પાર વિનાની ભૂલોની. નવા શીખનારને માટે આ છે તેથી આ ભૂલો બેવડી વાંધાપાત્ર છે. 'આંહી', 'થાતી,' 'દિ', 'ગલઢેરા' ઇ૦ પ્રયોગો કાઠિયાવાડ બહાર ઓછા ગમશે. 'ક્રિશ્ચિયન' બદલે 'ખ્રિસ્તી' શબ્દ શું કામ નહિ? બેત્રણેક સ્થાને વ્યાકરણની શંકા પડી. પા૦ ૧૯ ઉપર 'વાતનો તોલ બાંધતાં શીખવો જોઈએ' એમ છે. ત્યાં 'શીખવું' સાચું નહીં? પા. ૭ ઉપર આમ છે: 'પછેડી બળદ ચાવવા માંડયો ને બેગો ૫૦૦ રૂ. ની નોટો પણ ચાવી ગયો.' આ વાક્યમાં 'માંડયો'ને બદલે 'મંડયો' ન જોઈએ? અથવા 'પછેડી બળદે ચાવવા માંડી' એમ નહીં? અને 'બેગો' પ્રયોગ શુદ્ધ કે 'બેગી'? આ પ્રશ્નો પર, ભાષાશુદ્ધિની ચીવટવાળાનું ધ્યાન દોરીએ છીએ.

ચાર ફોર્મની ચોપડીની કિંમત બે આના છે તે મર્યાદામાં કહેવાય. પ્રૌઢવાચન માટે ઉપયોગી ને ઘટતી કિંમતની ચોપડી આપવા માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ:** લેખક: રમણલાલ શાહ. ગુર્જર બાળગ્રંથાવલી—૬. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય. પા૦ ૪૪, કિં. ૦-૩-૦.

બાળક તથા પ્રૌઢ બેઉને માટે ઉપયોગી થાય એવી રીતે લખાયેલી ટૉલ્સ્ટૉયની આ ત્રણ વાર્તા લેખકે સ્વ૦ પ્રેમચંદજીના હિંદી વેશાંતર પરથી પોતાની ભાષામાં લખી કાઢી છે, એમ જણાવે છે. ટૉલ્સ્ટૉય જેવા સમર્થ અને તત્ત્વદર્શી વાર્તાકારની વાતના વસ્તુનું તો પૂછવું જ શું? નીતિતત્ત્વ વાર્તામાં ગૂંથી વાર્તાનો રસ જમાવવો એ કળા અઘરી છે. ટૉલ્સ્ટૉય એમાં આબાદ ફાવે છે. આ ત્રણ વાર્તાઓમાં લાંબામાં લાંબી ને વચલી વાર્તા—'પ્રેમ ત્યાં પરમેશ્વર'—એનો એક નમૂનો છે.

આ ચોપડીની આ ત્રીજી આવૃત્તિ છે એ એની પ્રિયતા બતાવે છે. લેખકે બીજી વાર્તાઓ પણ આમ આપવી જોઈએ. જગવિખ્યાત સાહિત્યકૃતિઓ સરળ ભાષામાં ઊતરતી થાય તો બાળ અને કિશોર સાહિત્યની સમૃદ્ધિ સાથેસાથે વધે અને આજની તેની કંગાળ દશા સુધરે. આ નાની ચોપડી એ દિશાની ગણાય.

**સુમન-સૌરભ:** લેખક રસૂલભાઈ વહોરા. ગુર્જર બાળગ્રંથાવલી પુ૦ ૯, ૧૦. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પા૦ ૬૪, કિં. ૦-૫-૦.

વધારેપડતી નાટકીમાં ખપે એવી શૈલીમાં લખેલી ૨૪ જીવન-પ્રસંગ-કથાઓ આ નામથી પ્રસિદ્ધ કરવામાં આવી છે. પસંગોની પસંદગી મજેદાર, રસિક અને બોધવાહી છે. દરેક પ્રસંગના બોધને આકર્ષક સંવાદ-શૈલીથી રજૂ કરવાનો પ્રયત્ન લેખકે કર્યો છે. બધા જ પ્રસંગોમાં લગભગ એક જ રીત—પડદો ઊપડે, દશ્ય

દેખાય, કાંઈક કાર્ય કે સંવાદ ચાલે, છેવટે તેનો ભેદ ખૂલે — આવી રીત ગ્રહણ કરવાથી એ રીતની ઝમક જ મારી જતી લાગે છે અને કૃત્રિમતા આવી કંટાળો આવે છે. બાળકોને પણ આવું નાટકીપણું કોઈક વાર કદાચ ગમે; પણ બધો જ વખત ન ગમે, ન ગમવું જોઈએ નહિ તો, તેમાં તેના સ્વભાવની સહજતા પર જ અસર પહોંચવાનો પૂરો ભય રહે છે.

એક બીજી વસ્તુ. આવી નાટકી શૈલીમાં રજૂઆત કરવા માટે પ્રસંગકથામાં મૂળ ભભક હોય તો ઠીક; નહિ તો, પેલા એક અમેરિકન ખબરપત્રીએ ૧૯૩૨-૩માં ગાંધીજીને માટે એક બિલાડીની વાત જોડી કાઢી, એના જેવું સાવ નહિ, તોય એ બાજુ જતું કાંઈક કરી ભભક ભરવી પડે છે. આ લેખકે એમ કર્યું છે એવું હું મુદ્દલ નથી કહેતો. પણ ચોપડી વાંચતાં એની શૈલી પરથી આવી બીક મનમાં ઉપજી, તે આવા શૈલીકારોને સાવચેતીરૂપે, આ પ્રસંગનો લાભ લઈને, જણાવવા રજા લઉં છું.

આ ચોપડીમાં કેટલીક હકીકતો વગેરેની પરચૂરણ ભૂલો લેખક સુધારી લે એ ઇરાદે અહીં ટપકાવું છું. ગાડીમાં ગાંધીજી પૂણી નથી બનાવતા. ગાડીમાં પીંજી જ ન શકાય તો પૂણી ક્યાંથી બનાવાય ? સ્વ. ગિજુભાઈની પ્રસંગકથામાં શરૂમાં નામ દીધા પછી, છેવટે તે નામ પૂછવું એ શૈલીદોષ લાગે છે. 'ગિરિજાશંકર' કહ્યા બાદ 'ગિજુભાઈ' કહેવાથી નવું નામ નથી આવી જતું.

પા. ૯ ઉપર ગોપાળ-ભાઈને બદલે મરાઠી ગોપાળ-રાવ કહેવું વધારે ઠીક.

પા ૨૧ ઉપર વરસાદ ટપકતો કહ્યા પછી ૨૨મે પાને 'તોફાની' વરસાદ કહેવામાં અસંગતતા છે તે સુધારી લેવી જોઈએ.

પા..૨૦ પર જણાવ્યું છે કે દાક્તરે ચામડી ઉતારવા કાતર ચલાવી. એક પ્રસંગના જ્ઞાન ઉપરથી શંકા રજૂ કરું છું કે, ચામડી ઉતારવા દાક્તર નસ્તર જ નથી વાપરતો ? ચીકુની છાલ જેમ ચાકુથી લેવાય, એમ માણસની ચામડી લેવાતી નથી ? આ બાબતની ખાતરી કરી લેવા લેખકને વિનંતી છે.

પા ૩૧ ઉપર મલાવને અંગેના ન્યાયનો ઉલ્લેખ કરી ઉત્કંઠા જાગ્રત કરી તો તે તોષવી ન જોઈએ? તે પ્રસંગ પણ એક સુંદર સુમન છે.

આ વિસ્તૃત ચર્ચા પરથી રખેને વાચક માને કે અમને આ ચોપડી ન ગમી. એ ગમી અને એના કર્તાનો પ્રયત્ન ઉત્સાહવા યોગ્ય લાગ્યો, માટે જ તો આ ઝીણવટ સૂઝી છે. આશા છે કે, આવાં સુમનો ભાઈ વહોરા વધુ એકઠાં કરશે અને અમારી ઉપરની મૈત્રણ પ્રેરક વાતોને ઘટતું ધ્યાન દેશે

મ૦

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે :

**ઍબિસીનિયા પર ઓથાર** : લેખક : ચંદ્રભાઈ કા. ભટ્ટ, ૧-૮-૦; પ્રકાશક : યુગધર્મ સાહિત્ય ભંડાર, રાજકોટ. **સંહાર** : લેખક : ઐયુબખાન ખલીલ, ૧-૮-૦; પ્રકાશક : યુગધર્મ સાહિત્ય ભંડાર, રાજકોટ. પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટનાં નીચેનાં પુસ્તકો : **ત્રિભેટો** : લેખક : ધૂમકેતુ, ૧-૮-૦; **રાજરાણી** : લેખક : શ્રીમતી કાન્તાદેવી, ૨-૦-૦; **ગૃહત્યાગ** : લેખક : મૃદુલ, ૨-૦-૦; **મધુરજની** : લેખક : મૃદુલ, ૧-૮-૦; **મારા વિના નહિ ચાલે** : લેખક : ધનવંત ઓઝા, ૦-૧૨-૦; **પરણ્યા પહેલાં** : લેખક : વૈદ્ય મોહનલાલ ચુ. ધામી, ૧-૮-૦; **પરણ્યા પછી** ભા. ૧લો : લેખક : ભાનુભાઈ દવે, ૦-૬-૦; **પરણ્યા પછી** ભા. ૨જો : લેખક : ભાનુભાઈ દવે, ૧-૦-૦; **પ્રેમોપચાર અને આસનો** : લેખક : ભાનુભાઈ દવે, ૧-૮-૦. **વિંધ્યવનની કન્યકા** : લેખક : (સ્વ૦) કેશવલાલ હ. ધ્રુવ, અમદાવાદ. ૨-૦-૦; **સફરનું સખ્ય** : લેખકો : શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટ અને મુરલી ઠાકુર, ૧-૦-૦. પ્રકાશક : ભારતી સાહિત્ય-સંઘ, અમદાવાદનાં નીચેનાં પુસ્તકો : **નિસર્ગોપચાર-સર્વસંગ્રહ** : ભા. ૨જો. લેખક : શ્રી. રમણલાલ એન્જિનિયર, ૨-૪-૦; **સાહિત્ય અને પ્રગતિ** : ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળ, અમદાવાદ, ૨-૮-૦; **પથેર પાંચાલી** : અનુવાદક : શ્રી. ઊર્મિલા, ૨-૦-૦; **જીવનસરિતા** : ભા૦ સા૦ સંઘ, અમદાવાદ, ૧-૪-૦; **જાગતા રે'જો ઉત્તરાર્ધ** : લેખક : સોપાન, ૧-૮-૦. **તેત્રીસ પત્રો** : લેખક : 'અજ્ઞાત', ૦-૧૦-૦; પ્રકાશક : લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર. **આપણી મહાસભા** ખંડ ૧-૨ : લેખક : શ્રી. નાગરદાસ ઈ. પટેલ, દરેકની કિં. રૂ. ૦-૬-૦; પ્રકાશક : બાલવિનોદ કાર્યાલય, મલાડ-મુંબઈ. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ,નાં નીચેનાં પુસ્તકો : **ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ** : લેખક : શ્રી. રમણલાલ ના શાહ, ૦-૩-૦; **આપણે સૌ ભણીએ** : (ધૂમકેતુ પ્રૌઢ શિક્ષણમાળા), ૦-૨-૦; **જગતના જંગલમાંથી** : લેખક : પ્રિયવદન બક્ષી, ૦-૫-૦. **ગુજરાતનો જય** : લેખક : શ્રી. ઝવેરચંદ મેઘાણી, ૧-૮-૦; પ્રકાશક : ફૂલછાબ કાર્યાલય, રાણપુર. **લોહીની ઇમારત** : પ્રયોજક : શ્રી. ચંદ્રભાલ જોહરી, ૩-૦-૦; પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. પ્રકાશક : રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદનાં નીચેનાં પુસ્તકો પ્રચારાર્થે : **સહકાર** : લેખક : રા બ. ચીમનલાલ કવિ; **જીવલેણ ગાડું** : લેખક : ચક્રવર્તી રાજગોપાલાચાર્ય; **શાન્તિદાસ** : લેખક : સ્વ૦ દી. બ. અંબાલાલ દેસાઈ; **અણોજો** : લેખક : ચૂનીલાલ વર્ધમાન શાહ; **નવું રેલવે સ્ટેશન** : લેખક : ચૂનીલાલ વર્ધમાન શાહ; **ચમન્નુ નારદ** : અનુવાદિકા : પદ્માવતી દેસાઈ. **ભારતીય કવાયત** : લેખક : પ્રો. માણેકરાવ, વડોદરા; ૦-૧૨-૦.

# માસિક વિવેચન

## લોકમાન્યનું તર્પણ

હિંદની સ્વતંત્ર રાષ્ટ્રીયતાનું દર્શન કરાવનારના તર્પણનો દિવસ આજ ઑગસ્ટ પહેલીનો છે. જે જમાનામાં મહાસભાની દૃષ્ટિ જવાબદાર રાજતંત્રથી પાર નહોતી ગઈ, અને હિંદ-બ્રિટનને ઈશ્વરે એક-સાથે આણ્યાં છે એ જ આદર્શવાદ હતો, તે જમાનામાં હિંદી સંસ્કૃતિના આ અભિમાની પુરુષે હિંદને પોતાનો આદર્શ બતાવ્યો. હિંદ સ્વતંત્ર રાષ્ટ્ર છે એ દર્શન પ્રથમ મહાસભાને આપનાર આ પુરુષ પોતે ભલે રાષ્ટ્રપતિ ન થયા; પરંતુ આઝાદ હિંદ એમને હંમેશ યાદ કરવાનું છે કે, રાષ્ટ્રને પોતાનું સ્વત્વ અને સ્વાભિમાન દર્શાવી તેના ગૌરવ પર પહોંચવાનો આદર્શ આ રાષ્ટ્રપુરુષે આપ્યો છે. એ આદર્શ જોયા પછી જ આપણી મહાસભા એના જૂના ચીલામાંથી બહાર આવી. એ આદર્શની સિદ્ધિ હજી બાકી છે એ યાદ કરીએ ને તેને માટેનો સંકલ્પ કરી કમર કસીએ, એ જ આજના દિવસનો તર્પણવિધિ છે.

## રાષ્ટ્રોની ચડતીપડતી

ઇતિહાસમાં સામાન્ય રીતે એમ શીખવવામાં આવે છે કે, પ્રાચીન રોમના રાજ્ય પર મધ્ય યુરોપના જંગલીઓ તૂટી પડ્યા અને એ લોકે સંસ્કૃતિવાળા રોમનો નાશ કર્યો. બાહ્ય હકીકત તરીકે કદાચ આપણે આ સાચું માની શકીએ; પરંતુ રોમના નાશનું કે પડતીનું કારણ તો રોમમાંથી જ મળે છે. અને એ કારણ એક ઇતિહાસપૂત વિધાન છે. રોમ પોતાનાં જ અમનચમન અને આરામપ્રિયતાને કારણે પડતું જ જતું હતું. પ્રજાઓની ચડતી અને પડતીની પ્રક્રિયા વિચારીએ તો એક વસ્તુ સાવ સિદ્ધ જેવી દેખાઈ આવે છે તે એ કે, પોતાની ચડતીના કાળમાં પ્રજા જે સાહસ, ઉત્સાહ, બલિદાન અને સ્વાર્થત્યાગ તથા મહેનતમજૂરી દાખવે છે, તે બધા ગુણો ચડતી વધવાની સાથે ઘટતા જાય છે, તેમને સ્થાને આબાદીનો પ્રમાદ આવે છે — પ્રજા ભોગ-વિલાસમાં ફસાતી જાય છે. આની જ સાથે એ પણ જોવામાં આવે છે કે, તે પ્રજાને આરામથી જીવવાને માટે આધાર રાખવા સારુ એક ગુલામવર્ગ કે મજૂર-વર્ગ પેદા થાય છે કે જેમની મહેનતમજૂરી અને પરસેવાની સાથે જ નિસાસા ઉપર ભોગી વર્ગોના તાગડધિન્ના નભતા હોય છે. ભોગવિલાસ કરવા એ કાંઈ જીવન નથી; એ તો મરણની પ્રક્રિયા છે. સાચી જીવનની પ્રક્રિયાની એક અવશ્યંભાવી શરત એ હોય છે કે, એ જીવનદાયી હોય છે, સતત ગતિમાન જીવનચક્રમાં એને સ્થાન હોય છે; એ પ્રક્રિયામાં યજ્ઞ-ગુણ હોય છે. જે પ્રક્રિયા જીવનપોષક નથી તે યજ્ઞ-રહિત ગણાય. અહીં આગળ યજ્ઞનો ગીતાએ કરેલો વ્યાપક અર્થ લીધો છે.

પ્રાચીન રોમ પોતાના ગુલામો ઉપર નભતું હતું. આજ પ્રાચીન પદ્ધતિની વ્યક્તિગત ગુલામી કદાચ નથી, પણ આજ ગુલામ-રાષ્ટ્રો થયાં છે, અને વ્યક્તિને માટે તંત્ર-ગુલામીનું એક નવું રૂપ ઊભું થયું છે, જેને ટૉલ્સ્ટૉયે ટૂંકમાં વર્ણવ્યું છે — માણસની ખાંધ પર આજ આપણે ચડી બેસીએ છીએ, છતાં તેને સ્વતંત્ર કહીએ છીએ! આ પ્રમાણે વર્તતાં પ્રજા આરામી થતી જાય છે, અને પછી આસપાસના ભૂખ્યા લોકની ભોગ બને છે. (એવા ભૂખ્યા પણ એણે જ નિર્માણ કર્યા હોય છે.) અથવા તે ઈર્ષ્યા-પાત્ર બને છે અને પોતાની ઉપર શત્રુને નોતરે છે. આ ચડી આવનારા લોક પ્રમાણમાં ઓછા ઊતરી ગયેલા હોય છે. જીવનકલહથી તેમની પ્રાથમિક શક્તિઓ કસાતી રહી હોય છે. આરામ અને પ્રમાદથી પેલા ભોગી લોકોની પેઠે તે કટાઈ ગઈ નથી હોતી. એટલે, ભૂખ કે ઈર્ષ્યાથી પ્રેરાઈને એ શક્તિઓ વકરે છે ત્યારે શું ને શું કરી મૂકે છે. પ્રાચીન સંસ્કૃતિઓની પડતી જોતાં આ પ્રકારનું કાંઈક અચૂક જોવા મળે છે.

## માર્શલ પેતાંનો એકરાર

યુરોપના યુદ્ધમાં ફ્રાન્સ પડ્યું. તે પરથી પણ ઉપરના વિધાનને પુષ્ટિ મળે છે. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ પોતાના તા. ૨૨ જૂનના અંકમાં રૉઇટરનો ૨૦મી જૂનનો એક હેવાલ પ્રગટ કર્યો હતો. ફ્રાન્સના સર-સેનાપતિ પેતાંના વ્યાખ્યાનનો સાર એમાં આપ્યો છે. તે વયોવૃદ્ધ સૈનિક જે સ્પષ્ટતા અને આખા-

બોલીથી આ વાત રજૂ કરે છે, તે એક સૈનિકને જ છાજે એવી છે. તે કહે છે, "અતિ ઓછાં બાળકો, અતિ ઓછો શસ્ત્રસરંજામ, અને અતિ ઓછા મદદગાર મિત્રો — એ આપણી હારનું કારણ છે." "દરેક પ્રજાને ચડતીપડતી હોય છે. તે પ્રસંગે તે તે પ્રજા કઈ રીતે વર્તે છે તેના ઉપરથી તે નબળી કે સબળી દેખાય છે. જે યુદ્ધમાં આપણે હાર્યા છીએ તે પરથી આપણે પાઠ શીખવાનો છે. ૧૯૧૮માં આપણો વિજય થયો, ત્યાર પછી આપણા લોકમાં ત્યાગ કરતાં સુખચેનની વૃત્તિ વધારે વ્યાપી છે. ત્યાગપૂર્વક લોકોએ આપ્યું તેના કરતાં વધારે તેઓએ માગ્યું છે; મહેનતમજૂરીથી જાતને બચાવવા જ તાક્યું છે. પરિણામે, આજ દેશ પર દુર્ભાગ્યનાં વાદળ ફરી વળ્યાં છે."

આ પ્રમાણે એ સેનાપતિએ કહીને દેશને કહ્યું કે, '૧૯૧૮ના વિજયમાં હું દેશનો હતો, આજ એની હારમાં પણ હું તેનો જ છું; મારી પડખે સૌ ઊભા રહો.' અને આમ કહીને આ ફ્રેન્ચ સૈનિકે પોતાના દેશની હારમાં પણ જીત મેળવી છે: એણે એ પ્રજાને ખરે ટાંકણે ધારણ આપી સાવ નિરાશાના ખાડામાં જતી અટકાવી છે.

## પૉલ બ્યૂરોની આગાહી

પેતાંએ પતનનું પહેલું કારણ ગણાવ્યું છે, અતિ ઓછાં બાળકો. ફ્રાન્સ કૃત્રિમ સંતતિનિયમનની ખાસ ભૂમિ મનાય છે. એનો એક સરદાર જ્યારે લશ્કરી દૃષ્ટિએ એ ભોગજન્ય પગલા પર ટીકા કરે છે, ત્યારે આજથી પંદરેક વર્ષ પર ફ્રાન્સના જ એક પુત્ર પૉલ બ્યૂરોએ તે જ વસ્તુ વિષે નૈતિક દૃષ્ટિએ કરેલી આલોચના યાદ આવ્યા વગર નથી રહેતી. એના ગ્રંથનો સાર ગાંધીજીએ તે વખતે, 'નીતિ-નાશને માર્ગે' એ નામથી આપણી આગળ રજૂ કર્યો હતો. પૉલ બ્યૂરોએ એમાં કરેલી પતન અને ભ્રષ્ટતાની આગાહી આજ ખરી પડે છે. જેમ પડતી અને દરિદ્રતાનું દુઃખ સ્વમાનનો લોપ અને અસહાયતા દોષ છે, તેવી જ રીતે ચડતી અને આબાદીનું એક મોટું દુઃખ એ છે કે, તે વખતે માણસ અને પ્રજાઓ બેફિકર અને બેભાન બની જાય છે; એમને એમ જ લાગે છે કે, અમે ને કદી પડીએ! આવા અભિમાનના અંધાપાથી જ પતનનો હાજ શરૂ થાય છે. આવા અભિમાનને લઈને જ મિત્રો પણ ઓછા થતા જાય છે, અને સુરક્ષિતતા માટે તેમની જરૂર પણ નથી દેખાતી. સાધનસામગ્રી સંઘરવાનું પછી ભોગને માટે વિચારે કે રક્ષણને માટે? આજના વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચીલે લૉર્ડ મોરલી વિષે લખતાં ૧૯મા સૈકા સારુ એક વાક્ય કહ્યું છે, તેવાં જ પડળ, આધ્યાત્મિક પ્રમાદથી, પ્રજાચક્ષુ પર આવી જાય છે. તે કહે છે: 'જૉન મોરલી વિક્ટોરિયાના જમાનાનો હતો. વિક્ટોરિયા રાણીના શાંતિ, સમૃદ્ધિ અને પ્રગતિના લાંબા જમાનામાં એ થયો હતો. . . . એ જમાનાના લોક સમજી શકતા નહોતા કે, આવો જમાનો અગાઉથી કેમ શરૂ નહોતો થયો કે કદી પણ એ બધું શું કામ થવો જોઈએ. . . . અંગ્રેજોને ખાતરી થઈ ગઈ હતી કે, જીવનના પાર્થિવ પ્રશ્નોની બાબતમાં આપણને સંતોષકારક ઉકેલ મળી ચૂક્યા છે."

માર્શલ પેતાંનો આ એકરાર, થોડેઘણે અંશે પણ આવી સ્થિતિમાં આવેલા સૌને માટે — વ્યક્તિ કે સમૂહ માટે — ચેતવણીરૂપ છે. સ્વતંત્રતાની એક જ શરત છે એમ આ ઘડાયેલો સેનાપતિ કહે છે — ત્યાગ, બલિદાન, સતત ઉદ્યમ અને મહેનત, અને જ્વલંત જાગૃતિ ને ખબરદારી: વ્યક્તિની જેમ સમૂહ માટે પણ, પારકી આશ, સદા નિરાશ છે.

## કૉલેજનો વિદ્યાર્થી

પહેલવહેલો એ નવજુવાનને મેં દોઢેક વર્ષ ઉપર જોયો ત્યારે એ નવોસવો એના ગરીબ ગામડેથી મેટ્રિક પાસ થઈને અમદાવાદ કૉલેજમાં દાખલ થવા આવ્યો હતો. ત્યારે એના ચહેરા ઉપર એક પ્રકારની સાદાઈ હતી — એની પાસે એની ગરીબ અવસ્થાને છાજે એવી સાદાઈ અને નમ્રતા હતાં. તેને અનુરૂપ સાદો પોષાક હતો. ઉપરાંત એના ચહેરામાં અને વાતચીતમાં તમે એક પ્રકારનું કુતૂહલ, એક જાતની આગળ વધવાની ઉત્કંઠા જોઈ શકો.

છએક મહિના બાદ ફરી એક દિવસ પ્રસંગો-પાત્ત એ જુવાનને મળવાનું થયું. હવે તેની પેલી ઉત્કંઠાએ કાંઈક મૂર્ત રૂપ લીધું હતું. તેના પહેર-વેશની સાદાઈમાં પલટો આવ્યો હતો: તે હવે ટાપ-ટીપ અને બને એટલા ભપકા તરફ વળતો હતો. 'ગધ્ધાપચીસી'ની અસર તેના પર ચોખ્ખી દેખાતી હતી મહત્ત્વાકાંક્ષા, કાંઈક કરવાની તાલાવેલી એના

બોલવા પરથી દેખાતાં હતાં: તે ચબરાક થયો હતો; એની આંખમાં કાંઈક કામણ આવ્યું હતું. આ ફેરફારો એને ગમતા હોય, તે વિષે તે અણજાણ ન હોય, એ પણ દેખાતું હતું. મને થયું કે, કૉલેજનાં હવાપાણી હવે આ છોકરાને દાખવવા લાગ્યાં છે.

હમણાં થોડા દહાડા ઉપર અમે સાઈકલ ઉપર જ રસ્તેથી પસાર થતાં જરા તારામૈત્રક જેટલું જ મળ્યા. પણ એ જરા જેટલું મટકું પણ એક મોટા પરિવર્તનને બતાવતું ગયું. નવા અપ-ટુ-ડેટ કાપનાં કોટ પાટલૂન એણે પહેર્યાં હતાં; મસ્ત ગતિએ પોતાની સાઈકલને મંદગતિએ એ લેતો હતો. એના પર બેઠો એ જાણે એમ જ માનતો હોય કે, જમીનથી ખરેખર હું ચાર ફૂટ અધ્ધર જ છું, એ પ્રકારની એની મુદ્રા પર ખુમારી અને બેતમાઈ હતી. અને એ આખા માનસના પ્રતીકરૂપે એણે મોંમાં ધોળી બીડી ઘાલી હતી. સાંભળ્યું છે કે, બીડીની ધૂણી કાઢવામાંય એક જાતની કળાનું શાસ્ત્ર સમાયેલું છે. એનો એકાદ પ્રકાર આ નવજુવાન આચરતો હતો. મને એ નવજુવાનનાં ગરીબ માબાપ, પોતાના પુત્રને માટેની તેમની આતુર ઇચ્છાઓ અને મનોરથો, એ યાદ આવ્યું.

જુવાનીના કાળમાં વ્યક્તિત્વના અણફૂટ્યા ભાવો અને શક્તિઓ ખીલે છે. એ પોતાનું સ્વરૂપ પકડે છે. આ જુવાનમાં એ કાળ હતો. પરંતુ, એણે એનો સોંઘોસફરો માર્ગ લીધો હતો. એનો કહીને હું એ એકલાને નથી કહેતો; એવું જ આજે કૉલેજમાં સામાન્ય રીતે બને છે. ખરચાળ ટાપટીપ, ખરચાળ આહારવિહાર પદ્ધતિ, અને એક પ્રકારે ગુલામોને ઉચિત નિશ્ચિંત બેપરવાઈ—એ આજના કૉલેજ-જીવનનાં સામાન્ય લક્ષણો તો નથી થયાં?.

## 'ક્લબ'નું બિલ

થોડાક મહિનાઓ ઉપર 'પ્રજાબંધુ'માં કોઈ જાણકાર લાગતાએ કૉલેજની 'ક્લબ'ના ખર્ચની ચર્ચા કરતો લેખ લખ્યો હતો. તેમાં એણે એની વધારેપડતી ખર્ચાળતા પર ટીકા કરી હતી. અને યાદ છે ત્યાં સુધી તો, એણે ૨૦–૨૫ રૂપિયા માથાદીઠ ખાધાખર્ચ આવે છે એમ જણાવેલું. આ તો 'ક્લબ'નું બિલ માત્ર થયું. તે ઉપરાંતનાં અનેક ખિસ્સાખર્ચો તો અલગ ગણવાનાં.

એ જ લેખકે ઘણું કરીને એમાં એ પણ ઇશારો કર્યો હતો કે, ક્લબની વ્યવસ્થામાં ઘણો બગાડ અને ચોરી તથા ખાઈ જવાનું રહેલાં હોય છે. ક્લબના મંત્રી થવું એટલે એકાદ 'સૂટ'—કોટપાટલૂન અને પેન ઘડિયાળ તો કરી જ લેવાનાં, એમ કેટલાક જાણકાર મિત્રો મને કહે છે. એક મિત્ર તો એક એવા હોશિયાર મંત્રીની વાત કરી કે જે ચાલાકીથી પોતાનું ખર્ચ જ કાઢી લેતો, અને મારી ખાવાની આ પડી ટેવ એને પાછળ જીવનમાં પણ વળગી રહી છે. આ જાતનો આચાર એટલો સામાન્ય થઈ ગયો છે કે એ લગભગ કાયમી અને કદાચ એમ-જ-હોય-ખાતે લેખાતો હોય તો નવાઈ નહિ.

આ ખર્ચાળ ખાનપાન આરોગ્ય અને આહાર-વિજ્ઞાનની દૃષ્ટિએ કેવું હશે એ તો અહીં ચર્ચા બહાર ગણીએ. એ ચર્ચામાં પડવાને માટે વધુ વિગતો પણ જોઈએ. પરંતુ જાણકાર મિત્રો કહે છે કે, ખાદ્ય અને પેયની બાબતમાં ઈંડાં ઉપરાંત માંસ અને બીર-દારૂ પણ ખપી શકે એવા દાખલા હવે મળી શકે. આ વાત કેટલે દરજ્જે સાચી છે એ તો કૉલેજના અધિકારીઓ અને અધ્યાપકો કહી શકે. અથવા, હિંમતવાળા કૉલેજિયનો કહી શકે. પરંતુ આ બધી વાતો વિચારમાં નાંખી દે એવી તો છે જ.

## યુનિવર્સિટી આ જીવન માગે છે?

હમણાં થોડાંક અઠવાડિયાં ઉપર છાપાંમાં વાંચ્યું હતું કે, મુંબઈ યુનિવર્સિટીની નિયામક સભામાં એક એવો ઠરાવ આવ્યો હતો કે, શાળાઓમાં કામ કરતા શિક્ષકોને કૉલેજમાં સત્ર ભર્યા વગર પરીક્ષામાં બેસવા દેવામાં આવે. આના પક્ષકારો શિક્ષકોની દયા ખાઈને કહેતા હતા કે, આમ કરવાથી શિક્ષકોને લાભ થશે. એની સામે કૉલેજોના એક બે આચાર્યો હતા એમ યાદ છે. તેઓનું કહેવું એમ હતું કે, પરીક્ષા પાસ કરવી એ જ યુનિવર્સિટી પાસેથી મેળવવાનું નથી; કૉલેજમાં સત્ર ભરવાથી જે મળે છે એ એક જરૂરી વાત છે.

શિક્ષણ, શિસ્ત અને સંયમ તથા વિદ્યાના વાતાવરણમાં ગાળેલો કાળ એ ખરી કેળવણી છે એમાં શંકા નહિ. સત્ર ભરવાની કલ્પના એ મૂળ ખ્યાલમાંથી નીપજી લાગે છે. એ ખ્યાલ સાચવી રાખવો જોઈએ એટલું જ નહિ, એને સાર્થક કરવામાં

યુનિવર્સિટીની એક અદ્વિતીય શિક્ષણ-શક્તિ રહેલી છે. પરંતુ, ઉપર જે બધું આપણે જોયું તે પરથી પેલા આચાર્યોને પૂછવા મન થાય છે, શું આપ આ વાતાવરણનો લાભ લેવા પેલા શિક્ષકોને નોતરો છો ! આજે શું ચાલે છે એ આપ તો જાણો જ. શું એ એવું શિક્ષણપ્રદ છે કે જેમાં જો પેલા શિક્ષકો ન આવે તો કાંઈક અન્યતઃ અલભ્ય ખોઈ બેસે ? આમ કહીને હું એમ પણ નથી સૂચવવા માગતો કે, તે શિક્ષકોને સત્ર ભર્યા વિના બારોબાર પરીક્ષા આપવા દેવી. મારો કહેવાનો મુદ્દો એટલો જ છે કે, કૉલેજના આચાર્યો સત્ર ભરવા ઉપર ભાર મૂકવાની સાથે, ખરેખર 'સત્ર' નામને યોગ્ય વાતાવરણવાળાં એ હોય છે કે કેમ, તે પણ જુએ. કૉલેજ-જીવનની આ બાબત એટલી તો પરિવર્તનકારી નીવડે એમ છે કે, આ વિષે યુનિવર્સિટીએ પણ ધ્યાન દેવા જેવું છે. તે શું કામ એક કમિશન નીમીને આ આખા પ્રશ્ન પર વિચારણા ન ઉપાડે ? આ અગત્યના કામની સરખામણીમાં નકામાં લાગતાં અનેક કામોમાં વખત કઢાય છે તો આને માટે કેમ ન કઢાય ? આ પ્રશ્નની એટલી બધી બાજૂઓ છે અને એ વિષેનો વિચાર વિદ્યાર્થીના અને સમાજના ઘડતરમાં એટલો પરિણામકારી છે કે, કોઈ એમ.એ. થવા ઇચ્છતો વિદ્યાર્થી એના એકાદ અંગની તપાસ કરીને તે ઉપર એક મહત્ત્વ-પૂર્ણ નિબંધ લખી શકે. છેલ્લાં ૨૦-૨૫ વર્ષની કૉલેજોની 'ક્લબો' — એ વિષય કેટલી બધી બાજુથી નિહાળી શકાય એમ છે ? એની સામાજિક, આર્થિક, આરોગ્યવિષયક, વગેરે અસરમાં જો અભ્યાસી પડે તો કેટલાં ક્ષેત્રોમાં એની તપાસ એને લઈ જાય ? અર્થશાસ્ત્રનો અભ્યાસ આ પ્રત્યક્ષ કેન્દ્ર દ્વારા કરવામાં આવે તો શું અભ્યાસની સંગીનતા ઘટે ? દુઃખની વાત એ છે કે, આજ કૉલેજોનું જીવન કોઈ વિચિત્ર મૂલ્યોથી દોરાય છે; અને આજ આખા જમાનાને હૃદયમચાવી રહેલાં બળો છતાં, પોતે પોતાને પડી ગયેલે ચીલે ચાલ્યા કરે એવું નિર્જીવ થઈ ગયું છે !

## ઉપયોગી પ્રકાશનો

ગૂ૦ વ૦ સો૦નાં ઈ. સ. ૧૯૨૯ની ભેટનાં નવ પુસ્તકો તેનાં પૂર્વનાં પુસ્તકો કરતાં, એક જૂથ તરીકે, નવી જ ભાત પાડે છે એમ કહેવાય. નવેય પુસ્તકો ઉપયોગી વિષયો પર કીમતી સાહિત્ય-સામગ્રી પીરસે છે. સોસાયટીની પ્રકાશન-વ્યવસ્થામાં નવું પાણી આવેલું પ્રત્યક્ષ દેખાય છે. આશા રાખીએ કે, એમાં ઉત્તરોત્તર વધારો જ થતો જશે. પુસ્તકોની અલગ વિચારણા, સમય પ્રમાણે, આગળ પર કરવામાં આવશે.

મ.

## 'જીમખાનું'

એક ભાઈએ 'જીમખાના' માટે દેશી શબ્દ માગ્યો છે. 'ક્રીડામંદિર' શબ્દ કેટલીક જગ્યાએ વપરાશમાં છે. 'જીમખાનું' શબ્દમાં ગ્રીક-ઉર્દૂનું મિશ્રણ છે. ઉર્દૂ સંસ્કૃતનું મિશ્રણ કરવાને હરકત ન માનીએ તો 'દિલારામ' શબ્દ 'ક્લબ' તેમ જ 'જીમખાના' માટે સામાન્ય સંજ્ઞા થઈ શકે. બીજા શબ્દો નીચેની બે હારોમાંથી એક એક લઈને યોગ્ય રીતે સમાસ કરી બનાવી શકાય :

| | |
|---|---|
| ક્રીડા | મંદિર |
| વિહાર | ભુવન |
| વિરામ | વિહાર |
| આનંદ | વિરામ |
| પ્રસાદ | આંગણ |
| પ્રસન્ન | આરામ |
| રંજન | આલય |
| દિલખુશ | આશ્રમ |
| બહલાવ | ખાનું |
| શોખ | |

હિ૦ ૫૦ મ૦

## ચીની કહેવતો

માણસ જ્યારે રાજ્યસત્તાના પદ પર નથી હોતો ત્યારે હજાર જાતના સુધારાઓની વાતો કરે છે. પરંતુ જેની સાથે તે પદ પર આવ્યો કે તરત બીજા અમલદારો જેવો જ બની રહે છે.

* * *

એક જન્મમાં અમલદારી તો પછીના નવ જન્મ આખલાના.

* * *

મુલ્કી અમલદારોને ૩ હાથ હોય છે; લશ્કરી અમલદારોને ચાર પગ હોય છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાલદાસ પટેલ
નગીનદાસ પારેખ
મણિભાઈ દેઃ
મગનભાઈ દેઃ
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૧ | અંક ૧૨

સપ્ટેમ્બર | નવજીવન, અમદાવાદ | ૧૯૪૦

તરીકે લડાઈ કરનાર જો આત્મજ્ઞાની અનાસક્ત યોગી હોય, તો-તે માટે એમ કહી શકાય કે:

"સૌ લોકને હણે તોયે હણે-બંધાય તે નહિ."

માટે જોવાની વાત એ કે, યુદ્ધ — જીવનો ઘાત — આપણા જન્મસ્વભાવમાં છે કે? એની આપણને કશી તાલીમ છે? સિપાઈગીરી માટે આપણે ઊછર્યા છીએ? તેમાં રહ્યા છીએ? એ તાલીમ લેવાની આપણા ઉપર અનિવાર્ય ફરજ આવી પડેલી છે? ટૂંકામાં, યુદ્ધ એ આપણે માટે સ્વકર્મ અને સ્વધર્મ ગણી શકાય એમ છે? ઉપરાંત, યુદ્ધ ટાળી શકાય એમ નથી? એનો કોઈ બીજો ઉકેલ નથી? આ બધામાંથી એકાદ પણ ન હોય, તેને સમત્વબુદ્ધિથી હિંસા કરવાનો પ્રશ્ન જ ઉત્પન્ન થતો નથી. જો યુદ્ધ ટાળી શકાય એમ નહોતું એમ નિશ્ચિત હોય, તો ચર્ચિલ અથવા હિટલર આગળ સમબુદ્ધિનો પ્રશ્ન હોઈ શકે; સિપાઈગીરીમાં પડેલા લાખો સૈનિકોને માટે પણ હોઈ શકે. તેઓમાંથી જો કોઈ અનાસક્તિનો દાવો કરી શકનારા હોય, તો તેઓએ હજારોના જીવ લીધા છતાં હિંસા કરી નથી અને તેનાથી બંધન પામ્યા નથી, એમ કબૂલ કરી લેવાને હરકત નથી. પણ જ્યાં પાયો જ ન હોય ત્યાં ઉપરની ઇમારતને શું વખાણાય?

જેમના સ્વભાવમાં સિપાઈગીરી નથી, તેમણે તે સ્વભાવ પ્રાપ્ત કરવો જોઈએ અને હવે તેની કેળવણી મેળવવી જોઈએ — એમ જેને લાગતું હોય તેને તેમ કરતાં અટકાવી શકાશે નહિ. પણ જો તે એમ કહે કે, 'અમે અનાસક્ત બુદ્ધિથી, યોગયુક્ત થઈ, સિપાઈગીરીનો સ્વભાવ પ્રાપ્ત કરવાના છીએ,' તો તે જાતને તેમ જ બીજાને છેતરશે એમ મને લાગે છે. સમત્વબુદ્ધિ નવીન કર્મો માટે નવા સ્વભાવો નિર્માણ કરીને સિદ્ધ ન થાય; પણ સ્વભાવાનુસારી કર્મોને જ્ઞાનપૂર્વક કરીને થાય. અને રાગદ્વેષ ટાળવા તેનો અર્થ ભાવનાશૂન્ય, હૃદયહીન થવું એમ ન થઈ જવો જોઈએ.

જો આપણા સ્વભાવમાં, શિક્ષણમાં અને (સમબુદ્ધિની વાત સૂઝે છે તે પરથી) આપણા હૃદયમાંયે પ્રાણ લેવાની વૃત્તિ જ નથી, તો આપણે તે માર્ગે આપણી શક્તિ ખીલવવાનો વિચાર જ છોડી દેવો જોઈએ. બુદ્ધિપૂર્વક ધર્માંતર કરી આપણા પૂર્વજોએ અહિંસાધર્મ સ્વીકાર્યો, અને અનેક પેઢીઓથી આપણે તે પોષ્યો. એનું સંશોધન કરી આપણે આપણી શક્તિ ખીલવવાનો પ્રયત્ન કરવામાં આપણું તેમ જ જગતનું શ્રેય રહ્યું છે.

"સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો."

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# અંદરનો ભેદ

[એક પત્ર]

હું કાવ્યરસિક હોઉં તોયે મને પોતાને કાવ્યમર્મજ્ઞ કહેવડાવવાની હજી સુધી મેં હિંમત કરી નથી. મારી અભિરુચિ કંઈક બાળબોધ (અજ્ઞ બાળકને સમજાય એવી) છે. માર્મિક વિવેચકને બહુ થોડાં જ કાવ્યો પસંદ પડે છે. મારા એવા એહાલ નથી હતા. એક મિત્રને સતાર ઉત્તમ વગાડતાં આવડતી હતી. તેથી ક્યાંક પણ કોઈ સતાર વગાડવા માંડે એટલે એના દોષ તેના ધ્યાનમાં આવી જતા અને તે તદ્દન અસ્વસ્થ થઈ જતો. મને ગાયનની બહુ ગતાગમ નહિ હોવાથી મને એ જ ગાયન મીઠું લાગે અને મને સુંદર આનંદનો પ્રસંગ મળી જાય. સામાન્ય તંતુવાદન સાંભળીને મને તલ્લીન થતો જોઈ મારો મિત્ર મારા પર ચિડાતો. ત્યારથી મેં નક્કી કર્યું કે ગાયન કિંવા વાદન પોતાને ગમે તેટલું ગમે તોયે 'વાહ વાહ,' કિંવા 'ખાસા' એવું કંઈ પણ ઉચ્ચારવું નહિ; અથવો આલાપો પછી 'સમ' આવ્યો કે પોતાના માથાનો હથોડો હવા પર ઠોકવો નહિ; પરંતુ જે પ્રમાણે એકાદ ભેંસ વરસાદમાં ચૂપચાપ ઊભી રહીને સ્નાનસુખ માણે છે તે પ્રમાણે બિલકુલ મૂર્તિવત્ સ્થાવર થઈને સંગીતનું સુખ મેળવવું.

એકવાર એક ખ્રિસ્તી બૅરિસ્ટરને ઘેર મહેમાન તરીકે રહ્યો હતો. ભોજનોત્તર કવિતાનો વિષય નીકળ્યો. મેં મને એક અંગ્રેજી કવિતા ખૂબ ગમી હતી તે તેમની આગળ રજૂ કરી અને કહ્યું, 'કેટલી સુંદર કલ્પના છે!' હું તે સજ્જનનો મહેમાન હોવા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧–અંક ૧૨]　　　　અમદાવાદ　　　　[સપ્ટેમ્બર, ૧૯૪૦

## અહિંસા કે સમબુદ્ધિથી હિંસા?

એક મિત્ર મારી જોડે નીચેની મતલબની ચર્ચા ચલાવી રહ્યા છે:

"અહિંસાને યુદ્ધ અથવા પ્રાણ લેવા સાથે સંબંધ નથી, પણ કઈ બુદ્ધિથી પ્રાણ લેવામાં આવે તે સાથે છે. સમબુદ્ધિથી, એટલે કે રાગદ્વેષ અને ફલાસક્તિ વિના, કરેલી પ્રાણહાનિ અહિંસા જ ગણાવી જોઈએ, એમ હું ગીતાનો સરળ અર્થ કાઢું છું. આજે બન્ને પક્ષ તરફથી દ્વેષ ઉત્પન્ન કરીને જ યુદ્ધો ખેલાય છે, માટે તે હિંસા છે એ સાચું. ભગવાને અર્જુનને એ કાઢીને યુદ્ધ કરવાનું કહ્યું. એવો ઉપદેશ એક જ વાર જગતમાં અપાયો છે. હું કહું છું કે, એ ઉપદેશને ફરીથી જાગ્રત કરવો જોઈએ અને સ્થિતપ્રજ્ઞોનાં લશ્કરો ઊભાં કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. આવું હજુ સુધી થયું નથી, માટે તે અશક્ય ન લેખાવું જોઈએ. મારા જીવનનો આવો આદર્શ હું ધડું તો શું ખોટું?"

આ મિત્રના સોબતીઓમાં આ પ્રશ્ન વિષે વારંવાર ચર્ચા થાય છે, અને તે દૃષ્ટિએ તેઓ પોતાની મનોવૃત્તિઓ બનાવવા ચાહે છે. માટે તેની થોડીક જાહેર ચર્ચા સર્વને ઉપયોગી થશે.

સમબુદ્ધિથી કરેલી પ્રાણહાનિને ગીતામાં અહિંસા ગણી છે, અને તે રીતે લડવાથી પાપ નહિ લાગે એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે, એ વાત સાચી છે. પણ આખી વાતનો એ થોડોક જ અંશ છે. બાકીના અંશ તે આ: અર્જુન ક્ષત્રિય હતો; એટલે કે, (૧) જન્મસ્વભાવ, કર્મ, શિક્ષણ, સંસ્કાર વગેરેથી તે સિપાઈગીરીમાં ઊછરેલો હતો. સિપાઈગીરી એને માટે સ્વકર્મ—ધંધો હતું. (૨) મહાભારતનું યુદ્ધ તેને માટે અનિવાર્યપણે — ધર્મરૂપે — આવી પડેલું હતું. (૩) વળી, તેની યુદ્ધમાંથી નીકળી જવાની ઇચ્છા કોઈના પ્રાણ લેવા પડશે એવી હિંસાના ડરને લીધે નહોતી, પણ ગુરુઓ અને સગાંઓના પ્રાણ લેવા પડશે એ ડરથી હતી.

યુદ્ધની પ્રથા યોગ્ય છે કે કેમ, યુદ્ધોનો અંત કાં ન આણવો — એ પ્રશ્ન ગીતાના કાળમાં ઊઠ્યો જ નહોતો. જેમ અત્યાર સુધી અસ્પૃશ્યતા સવર્ણનો ધર્મ છે, ઢેડને અડાય જ નહિ, અડી જવાય અને નાહીએ નહિ તો પાપ લાગે, એમ આપણે માની લીધું હતું; તેમ માણસ માણસ (બલ્કે રાજા રાજા) વચ્ચે યુદ્ધ તો હોય જ એમ માની લેવાયું હતું. બહુ તો એટલું જ જોવાનું કે એ ધર્મયુદ્ધ હોવું જોઈએ; એટલે કે, એકનો પક્ષ (બન્નેનો તો હોઈ જ ન શકે,) ન્યાયનો હોવો જોઈએ; અને યુદ્ધ કરવામાં તે કાળે માનેલા યુદ્ધના નિયમો તોડવા ન જોઈએ. એટલે યુદ્ધ તો હોવાનું જ, એટલું સ્વીકારી લઈને ગીતાનો ઉપદેશ થયો છે. ગીતામાં એમ કહ્યું નથી કે યુદ્ધ થવાં જ જોઈએ. ઊલટું, મહાભારતનું સમગ્ર વલણ યુદ્ધને બંધ કરવાના પક્ષનું છે, એમ કહી શકાય. પણ એ વાત જવા દઈએ.

એટલે કે, જે સ્વભાવથી, કર્મથી કે તાલીમથી યુદ્ધ માટે ઊછરેલો હોય, સિપાઈગીરીમાં રહ્યો હોય, તેને જ માટે યુદ્ધ સ્વકર્મ થઈ શકે. વળી, સ્વકર્મ હોય તોયે તે લડાઈ વેચાતી લેવા ન જાય, અને તેને ટાળવાનોયે પ્રયત્ન કરે; છતાં અનિવાર્યપણે તે તેના પર આવી પડવી જોઈએ. તો જ તે સ્વધર્મ છે એમ કહી શકાય. એમ સ્વકર્મ તથા સ્વધમ

તરીકે લડાઈ કરનાર જો આત્મજ્ઞાની અનાસક્ત યોગી હોય, તો તે માટે એમ કહી શકાય કે:

"સૌ લોકને હણે તોયે હણે-બંધાય તે નહિ."

માટે જોવાની વાત એ કે, યુદ્ધ — જીવનો ઘાત — આપણા જન્મસ્વભાવમાં છે કે? એની આપણને કશી તાલીમ છે? સિપાઈગીરી માટે આપણે ઊછર્યા છીએ? તેમાં રહ્યા છીએ? એ તાલીમ લેવાની આપણા ઉપર અનિવાર્ય ફરજ આવી પડેલી છે? ટૂંકામાં, યુદ્ધ એ આપણે માટે સ્વકર્મ અને સ્વધર્મ ગણી શકાય એમ છે? ઉપરાંત, યુદ્ધ ટાળી શકાય એમ નથી? એનો કોઈ બીજો ઉકેલ નથી? આ બધામાંથી એકાદ પણ ન હોય, તેને સમત્વબુદ્ધિથી હિંસા કરવાનો પ્રશ્ન જ ઉત્પન્ન થતો નથી. જો યુદ્ધ ટાળી શકાય એમ નહોતું એમ નિશ્ચિત હોય, તો ચર્ચિલ અથવા હિટલર આગળ સમબુદ્ધિનો પ્રશ્ન હોઈ શકે; સિપાઈગીરીમાં પડેલા લાખો સૈનિકોને માટે પણ હોઈ શકે. તેઓમાંથી જો કોઈ અનાસક્તિનો દાવો કરી શકનારા હોય, તો તેઓએ હજારોના જીવ લીધા છતાં હિંસા કરી નથી અને તેનાથી બંધન પામ્યા નથી, એમ કબૂલ કરી લેવાને હરકત નથી. પણ જ્યાં પાયો જ ન હોય ત્યાં ઉપરની ઇમારતને શું વખાણાય?

જેમના સ્વભાવમાં સિપાઈગીરી નથી, તેમણે તે સ્વભાવ પ્રાપ્ત કરવો જોઈએ અને હવે તેની કેળવણી મેળવવી જોઈએ — એમ જેને લાગતું હોય તેને તેમ કરતાં અટકાવી શકાશે નહિ. પણ જો તે એમ કહે કે, 'અમે અનાસક્ત બુદ્ધિથી, યોગયુક્ત થઈ, સિપાઈગીરીનો સ્વભાવ પ્રાપ્ત કરવાના છીએ,' તો તે જાતને તેમ જ બીજાને છેતરશે એમ મને લાગે છે. સમત્વબુદ્ધિ નવીન કર્મો માટે નવા સ્વભાવો નિર્માણ કરીને સિદ્ધ ન થાય; પણ સ્વભાવાનુસારી કર્મોને જ્ઞાનપૂર્વક કરીને થાય. અને રાગદ્વેષ ટાળવા તેનો અર્થ ભાવનાશૂન્ય, હૃદયહીન થવું એમ ન થઈ જવો જોઈએ.

જો આપણા સ્વભાવમાં, શિક્ષણમાં અને (સમબુદ્ધિની વાત સૂઝે છે તે પરથી) આપણા હૃદયમાંયે પ્રાણ લેવાની વૃત્તિ જ નથી, તો આપણે તે માર્ગે આપણી શક્તિ ખીલવવાનો વિચાર જ છોડી દેવો જોઈએ. બુદ્ધિપૂર્વક ધર્માંતર કરી આપણા પૂર્વજોએ અહિંસાધર્મ સ્વીકાર્યો, અને અનેક પેઢીઓથી આપણે તે પોષ્યો. એનું સંશોધન કરી આપણે આપણી શક્તિ ખીલવવાનો પ્રયત્ન કરવામાં આપણું તેમ જ જગતનું શ્રેય રહ્યું છે.

"સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો."

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# અંદરનો ભેદ

[એક પત્ર]

હું કાવ્યરસિક હોઉં તોયે મને પોતાને કાવ્યમર્મજ્ઞ કહેવડાવવાની હજી સુધી મેં હિંમત કરી નથી. મારી અભિરુચિ કંઈક બાળબોધ (અજ્ઞ બાળકને સમજાય એવી) છે. માર્મિક વિવેચકને ગળે થોડાં જ કાવ્યો પસંદ પડે છે. મારા એવા બેહાલ નથી થતા. એક મિત્રને સતાર ઉત્તમ વગાડતાં આવડતી હતી. નથી ક્યાંક પણ કોઈ સતાર વગાડવા માંડે એટલે એના દોષ તેના ધ્યાનમાં આવી જતા અને તે તદ્દન અસ્વસ્થ થઈ જતો. મને ગાયનની ગહુ ગતાગમ નહિ હોવાથી મને એ જ ગાયન મીઠું લાગે અને મને સુંદર આનંદનો પ્રસંગ મળી જાય. સામાન્ય તંતુવાદન સાંભળીને મને તલ્લીન થતો જોઈ મારો મિત્ર મારા પર ચિડાતો. ત્યારથી મેં નક્કી કર્યું કે ગાયન કિંવા વાદન પોતાને ગમે તેટલું ગમે તોયે 'વાહ વાહ,' કિંવા 'ખાશી' એવું કંઈ પણ ઉચ્ચારવું નહિ; અથવા આલાપો પછી 'સમ' આવ્યો કે પોતાના માથાનો હથોડો હવા પર ઠોકવો નહિ; પરંતુ જે પ્રમાણે એકાદ ભેંસ વરસાદમાં ચૂપચાપ ઊભી રહીને સ્નાનસુખ માણે છે તે પ્રમાણે બિલકુલ મૂર્તિવત્ સ્થાવર થઈને સંગીતનું સુખ મેળવવું.

એકવાર એક ખ્રિસ્તી બૅરિસ્ટરને ઘેર મહેમાન તરીકે રહ્યો હતો. ભોજનોત્તર કવિતાનો વિષય નીકળ્યો. મેં મને એક અંગ્રેજી કવિતા ખૂબ ગમી હતી તે તેમની આગળ રજૂ કરી અને કહ્યું, 'કેટલી સુંદર કલ્પના છે!' હું તે સજ્જનનો મહેમાન હોવા

છતાં પોતાની નાપસંદગી મને જણાવ્યા સિવાય તેમનાથી રહેવાયું નહિ. તેમણે કહ્યું, 'આ કવિતામાં શું બળ્યું છે? એકેય કાવ્યગુણ નથી!'

મેં મનમાં કહ્યું, પોતાને જે કવિતા ગમે તે વાંચવામાં કોઈની હરકત નથી. કંઈ નહિ તો તેના રચનારને તો તે ગમી હતી જ. આપણા વિચારનો એવો એક તો મનુષ્ય જગતમાં છે જ. એટલે આપણે શરમાવાની જરૂર નથી. આપણો ગમો અણગમો વ્યક્ત કરવા જઈએ ત્યારે જ બધું બગડે છે. ન્યાયમૂર્તિ દાવરે નહોતું કહ્યું કે, 'તમારા મનમાં રાજદ્રોહ ગમે તેટલો હોય એ કંઈ ગુનો નથી. રાજદ્રોહનો પ્રચાર કરો ત્યારે જ ગુનો થાય છે.' તે જ પ્રમાણે ગમે તેવી કવિતા ગમવામાં ધાસ્તી નથી. અભિપ્રાય વ્યક્ત કર્યો એટલે જ મર્મજ્ઞ અને ચિકિત્સક લોકોનો ગુનો થાય છે અને પછી તેમના બહિષ્કારની શિક્ષા વહોરી લેવી પડે છે.

પરંતુ ક્યારેક ક્યારેક મિત્રોના આગ્રહને વશ થઈ આ નિશ્ચય તોડવો પડે છે અને અભિપ્રાય આપવો પડે છે. અને એકવાર અભિપ્રાય લખવા બેઠા એટલે પછી પોતાના સ્પષ્ટ અભિપ્રાય છુપાવીને સંભાળપૂર્વક સમતોલપણે લખવાનું ડહાપણ કોણ જાણે ક્યાં ચાલ્યું જાય છે! મન કહે છે, 'ચિકિત્સક લોક હસશેને? ભલે હસે. તને જે વાત ગમી તેની છૂટથી સ્તુતિ કરવામાં જરાયે અચકાઈશ મા. લોકોથી શું ડરવું? લોક આપણું સારું માઠું કરી કરીને કેટલુંક કરવાના? શિષ્ટ લોકોમાંથી ન્યાતબહાર થવાય તો ભલે થવાય. કુળવાનોની મોટી ન્યાતમાંના એક થઈને રહેવા કરતાં ન્યાતબહાર થઈને અદ્વિતીય રહેવામાં અનેરો આનંદ છે.'

કવિતા ઉપર અભિપ્રાય આપવો જ પડે તો હું ઊગતા તરુણ કવિઓને પસંદ કરું. આગળ જતાં એ કવિ નામના મેળવે તો તેની યોગ્યતા સૌના કરતાં પહેલી ઓળખી એમ કહીને પોતાથી મોટાઈ માણી શકાય! અને જો તે સામાન્ય કોટિનો નીવડ્યો તો લોકો કહે કે અધ્યાપકનો ધર્મ વિચારીને આણે ઊગતા તરુણ કવિને પુષ્કળ ઉત્તેજન આપ્યું છે!!

મેં કેટલાંક કાવ્યોની પ્રસ્તાવના લખી છે. હવે જેમ સારો પ્રસ્તાવનાલેખક મળવો એ સારું નસીબ ગણાય તેમ જ પ્રસ્તાવના માગનાર સારો કવિ આપણે ભાગે આવવો એને માટે પણ ભારે સિકંદર નસીબ જોઈએ. સદ્‌ભાગ્યે એવું નસીબ મને મળ્યું છે. મેં જેમનો જેમનો પુરસ્કાર કર્યો છે તેઓ ઘણું કરીને બધા જ ખ્યાતનામા થયેલા છે. આને લીધે મારી પાસે પ્રસ્તાવનાની માગણીઓ હંમેશ આવ્યા કરે છે. કેટલાક વૈદ્યો ખરેખર જ હોશિયાર હોય છે. અને કેટલાક પાસે મામૂલી વિદ્યા હોવા છતાં તેમના હાથમાં યશ હોય છે; આવી જ કંઈક આ વાત છે.

વિદ્યાર્થી અને મંત્રી તૈયાર કરવાનો ધંધો પણ મેં પુષ્કળ કર્યો છે. એમાં પણ મારો અનુભવ આવો જ થયો છે. મારા કેટલાક વિદ્યાર્થી સુંદર રીતે સફળ અને બાહોશ નીવડ્યા છે. તેમને તૈયાર કરવામાં મારો કંઈ વિશેષ હાથ નથી. તેમને સફળ અને બાહોશ થવું હતું એટલે તેઓ થયા. એનું શ્રેય હું જરાયે લેતો નથી. મારા વિદ્યાર્થીઓ પણ એવું શ્રેય મને આપવાને ઉત્સુક દેખાયા નથી. આમ નિદાન આ બાબતમાં અમારું મતૈક્ય હોવાથી અમારું સરસ ચાલે છે. પણ લોકોનો સ્વભાવ પરંપરા શોધવાનો છે. દરેકની બાહોશીનું શ્રેય બીજા કોઈને આપ્યા સિવાય તેમને સંતોષ થતો નથી.

હું મારા વિદ્યાર્થીઓનું સ્વાતંત્ર્ય ખૂબ સંભાળું છું. દરેકનું સ્વાતંત્ર્ય સંભાળતો હોવાથી મારા વિચારો તદ્દન સ્પષ્ટ રીતે વ્યક્ત કરવામાં મને સંકોચ નથી થતો. વિદ્યાર્થીઓ પહેલાં પહેલાં મારા એ વેગમાં દબાઈ જાય છે પણ પછી તેમને જણાઈ આવે છે કે આનાથી બીવાનું કંઈ કારણ નથી. આ તો દેડકાંને મળેલો પહેલો રાજા છે. આમ હોવાને લીધે તેઓ પણ બરાબર દેડકા પ્રમાણે જ મારી સાથે વર્તે છે. રાજાને માથે પણ અમે ચઢી બેસી શકીએ છીએ એમ દુનિયાને બતાવવા માથે ચઢે છે. પણ પછી જ્યારે તેઓને દેખાઈ આવે છે કે અહીં તો બધાને જ ચઢી બેસવાની છૂટ છે ત્યારે આ રમતમાં તેમને મઝા નથી પડતી અને તેઓ માથેથી નીચે ઊતરે છે અને પોતાની સંભાળ લે છે.

મારા વિદ્યાર્થી મારા જ મતના થાય છે એવું નથી. દરેકને તેના સ્વધર્મ પ્રમાણે જ શીંગડાં ફૂટે છે. મારા કારખાનાનાં શીંગડાં દરેક વાછરડાના માથા પર બેસાડી દેવાનો પ્રયત્ન મેં કદી કર્યો નથી.

काका कालेलकर

# વીરોની અહિંસાનો પ્રયોગ

[ગાંધી' સેવાસંઘની તા. ૨૨-૬-'૪૭ની સભામાં ગાંધીજીનું બીજું ભાષણ]

## મારી સાધના

મેં જાજુજીને કેટલાક પ્રશ્નો આપ્યા, કારણ કે મારા મનમાં પણ અનેક જાતના વિચાર આવ્યા કરે છે. મેં આજ સુધી અહિંસા કે ગ્રામઉદ્યોગના જે વિચારો અને કાર્યક્રમ જગત આગળ મૂક્યા એનો અર્થ એ નથી કે મારી પાસે કોઈ તૈયાર સિદ્ધાંતો પડેલા છે અથવા મેં કોઈ અંતિમ નિર્ણયો કરી લીધા છે. છતાંય આ વિષયમાં મારા કંઈક વિચારો તો છે જ. પચાસ વરસ સુધી મેં એક જ વસ્તુની સાધના કરી છે. જ્ઞાનપૂર્વક વિચાર ભલે ન કર્યો હોય, છતાં વિચાર તો થતો જ રહ્યો. એને તમે મારા અંતરનો અવાજ કહો કે અનુભવનું પરિણામ કહો; જે છે તે તમારી સમક્ષ મૂકું છું. પચાસ વરસ સુધી હું એ જ અંદરના અવાજનું શ્રવણ કરતો રહ્યો છું.

## 'અહિંસા' શબ્દ નિષેધાત્મક છે

જે અહિંસક છે તેના હાથમાં ગમે તે ધંધો કેમ ન હોય, તેમાં તે વધારેમાં વધારે અહિંસા લાવવાની કોશિશ કરશે જ. વસ્તુસ્થિતિ એ છે કે હિંસા વગર કોઈ ઉદ્યોગ ચાલી શકે નહિ. એક રીતે જીવન માટે હિંસા અનિવાર્ય લાગે છે. આપણે હિંસા ઘટાડવા માગીએ છીએ, અને બની શકે તો એનો લોપ કરવા માગીએ છીએ. મતલબ કે, આપણે હિંસા કરીએ છીએ, પરંતુ અહિંસા તરફ પ્રગતિ કરવા માગીએ છીએ. હિંસાનો ત્યાગ કરવાની આપણી કલ્પનામાંથી અહિંસા નીકળી છે; એટલે આપણને શબ્દ પણ નિષેધાત્મક મળ્યો છે. 'અહિંસા' શબ્દ નિષેધાત્મક છે.

## અહિંસાની મર્યાદિત વ્યાખ્યા

અહિંસામાં માનનારો જે ઉદ્યોગ કરશે તેમા ઓછામાં ઓછી હિંસા કરવાનો તે પ્રયત્ન કરશે. પરંતુ કેટલાક ઉદ્યોગો જ એવા છે જે હિંસા વધારે છે. જે માણસ સ્વભાવથી જ અહિંસક છે, તે એવા કેટલાક ઉદ્યોગો છોડી જ દે છે. દાખલા તરીકે, એ કસાઈનો ધંધો કરે એવી કલ્પના જ કરી શકાની નથી. મારા કહેવાનો અર્થ એ નથી કે માંસાહારી કદી અહિંસક હોઈ જ ન શકે. માંસાહાર જુદી વસ્તુ છે. હિન્દુસ્તાનમાં થોડાક બ્રાહ્મણ અને વૈશ્યો બાદ કરતાં બાકીના બધા તો માંસાહારી જ છે. છતાં, તેઓ અહિંસાને પરમધર્મ માને છે. અહીં આપણે માંસાહારની હિંસાનો વિચાર નથી કરતા. જે માંસાહારી છે તે બધા હિંસાવાદી નથી. હું કેમ કહી શકું કે માંસાહારી માણસ અહિંસક નથી હોતો? એન્ડ્રૂઝથી વધારે અહિંસક માણસ ક્યાં મળશે? પરંતુ એ પણ પહેલાં માંસાહારી હતા. પાછળથી તેમણે માંસાહાર છોડી દીધો. પણ જ્યારે એ માંસાહારી હતા ત્યારે પણ અહિંસક તો હતા જ. હું જાણું છું કે, માંસાહાર છોડયા પછી પણ કોઈ કોઈ વાર જ્યારે તે પોતાની બહેનને ત્યાં જતા ત્યારે માંસ ખાઈ લેતા; અથવા ડાક્તરો આગ્રહ કરતા ત્યારે પણ ખાઈ લેતા હતા. પણ તેથી તેમની અહિંસા થોડી જ ઘટી જવાની હતી? એટલે અહીં આપણી અહિંસાની વ્યાખ્યા પરિમિત છે. આપણી અહિંસા માણસો સુધી જ મર્યાદિત છે.

## હિંસક અને અહિંસક ઉદ્યોગ

પરંતુ માંસાહારી અહિંસક પણ કેટલીક વસ્તુઓ તો છોડી જ દે છે. જેમ કે, તે શિકાર કદી નહિ કરે. એટલે કે, જે પ્રવૃત્તિઓથી હિંસાનો વિસ્તાર વધતો જ જાય છે તેમાં તે કદી નહિ પડે. તે યુદ્ધમાં નહિ પડે; યુદ્ધનાં શસ્ત્રાસ્ત્ર બનાવવાના કારખાનામાં કામ નહિ કરે; એને માટે નવાં નવાં શસ્ત્રોની શોધ નહિ કરે. મતલબ કે, તે એવો કોઈ ઉદ્યોગ નહિ કરે, જે હિંસા પર જ નિર્ભર હોય અને હિંસા વધારતો હોય.

હવે, ઘણા ઉદ્યોગો એવા પણ છે જે જીવનને માટે જરૂરના છે, છતાં હિંસા વગર ચાલી જ ન શકે. જેમ કે ખેતીનો ઉદ્યોગ. આવા ઉદ્યોગો અહિંસામાં આવી જાય છે. એનો અર્થ એ નથી કે, એમાં હિંસાને અવકાશ નથી અથવા તે હિંસા વગર ચાલી શકે છે. પરંતુ તેનો પાયો હિંસા પર રચાયેલો નથી અને તે હિંસાને વધારતા પણ નથી. આવા ઉદ્યોગોમાં થતી હિંસા આપણે ઘટાડી શકીએ અને તેને અપરિહાર્ય હિંસાની હદ સુધી લઈ જઈ શકીએ. કારણ કે અંતિમ અહિંસા આપણાં હૃદયનો ધર્મ છે. આપણે એમ ન કહી શકીએ કે કોઈ ઉદ્યોગનો અહિંસા સાથે અનિવાર્ય સંબંધ છે એ તો આપણી ભાવના પર નિર્ભર છે. આપણું હૃદય અહિંસક હશે તો આપણે આપણા ઉદ્યોગમાં પણ અહિંસા લાવીશું.

અહિંસા કેવળ બાહ્ય વસ્તુ નથી. માની લો કે એક માણસ છે; ખૂબ કમાય છે અને સુખેથી રહે છે; કોઈનું દેવું વગેરે નથી કરતો, પણ હમેશાં બીજાઓની ઇમારત અને માલમિલકત પર દૃષ્ટિ રાખે છે; એક કરોડના દસ કરોડ કરવા માગે છે. તો હું તેને અહિંસક નહિ કહું. એવો કોઈ ધંધો નથી જેમાં હિંસા હોય જ નહિ. પણ કેટલાક ધંધા એવા છે જે હિંસાને જ વધારે છે. અહિંસક માણસે એવા ધંધાઓને વર્જ્ય સમજવા જોઈએ બીજા

અનેક ધંધાઓમાં જો હિંસાને સ્થાન છે તો અહિંસાને પણ છે. આપણા હૃદયમાં અહિંસા ભરેલી હોય, તો આપણે અહિંસક વૃત્તિથી એ ધંધા કરીએ. આપણે એ ઉદ્યોગોનો દુરુપયોગ કરીએ એ વાત જુદી છે.

**પ્રાચીન ભારતની અર્થવ્યવસ્થા**

મારી પાસે કોઈ ઐતિહાસિક પ્રમાણ નથી, પણ મને વિશ્વાસ છે કે હિન્દુસ્તાન કોઈક સમયે સુખી હતું. એ જમાનામાં લોકો પોતપોતાના ધંધા પરોપકાર-બુદ્ધિથી કરતા હતા. તેમાંથી ઉદરનિર્વાહ પૂરતું તો તે લેતા હતા, પણ ધંધો સમાજના હિતનો હતો. મારો કંઈક એવો ખ્યાલ છે કે, જેમણે હિન્દુસ્તાનનાં ગામડાંનું નિર્માણ કર્યું તેમણે સમાજનું સંગઠન જ એવું કર્યું જેમાં શોષણ અને હિંસાને માટે ઓછામાં ઓછું સ્થાન રહે તેમણે માણસના અધિકારનો વિચાર ન કર્યો; તેના ધર્મનો વિચાર કર્યો તે પોતાની પરમ્પરા અને યોગ્યતા પ્રમાણે સમાજને હિતકારી ઉદ્યોગ કરતો હતો. તેમાથી તેને રોટલો પણ મળી રહેતો એ જુદી વાત પણ તેમાં કરોડોને ચૂસવાની ભાવના નહોતી. લાભની ભાવનાને બદલે ધર્મની ભાવના હતી. તેઓ પોતાના ધર્મનું આચરણ કરતા. રોટલો તો એને આપોઆપ મળી રહેતો. સમાજસેવા જ મુખ્ય વસ્તુ હતી. ઉદ્યોગ કરવાનો ઉદ્દેશ વ્યક્તિગત નફો નહોતો. સમાજનું સંગઠન જ એવું હતું. દાખલા તરીકે, ગામમાં સુથારની જરૂર પડતી, તે ખેતી માટે ઓજારો બનાવતો, પણ ગામ તેને પૈસા નહોતું આપતું, પણ ગ્રામસમાજ પર એવું બંધન નાખવામાં આવ્યું હતું કે તેને અનાજ આપવામાં આવે. તેમાં પણ હિંસા ઘણી થઈ શકતી, પણ સુવ્યવસ્થિત સમાજમાં તેને ન્યાય મળતો હતો. અને કોઈક જમાનામાં સમાજ સુવ્યવસ્થિત હતો એમ હું માનું છું. તે વખતે આ ઉદ્યોગોમાં હિંસા નહોતી.

**એક ઉદાહરણ**

મારા આ વિશ્વાસનાં ઘણાં પ્રમાણ છે નાનપણમાં હું જ્યારે કાઠિયાવાડનાં ગામડાંઓમાં જતો ત્યારે લોકોમાં તેજ હતું, તેમનાં શરીર હૃષ્ટપુષ્ટ હતાં. આજે તેઓ નિસ્તેજ થઈ ગયા છે, ઘરમાં બે વાસણ પણ નથી રહ્યાં. આ ઉપરથી મને લાગે છે કે આપણો સમાજ કોઈ એક સમયે સુવ્યવસ્થિત હતો. તે વખતે તેનું જીવન અહિંસક હતું. અને અહિંસક જીવન માટે જરૂરના બધા ઉદ્યોગો સારી રીતે ચાલતા હતા. અહિંસક જીવન માટે અનિવાર્ય એવા જેટલા ઉદ્યોગો છે તેમનો અહિંસા સાથે સીધો સંબંધ છે.

**શરીરશ્રમ**

આમાં જ શારીરિક શ્રમ પણ આવી જાય છે. માણસ પોતાના શ્રમથી થોડી જ ખેતી કરી શકે છે પરંતુ જો લાખો વીઘાં જમીનના બે ચાર જ માલિક થઈ જાય તો બાકીના બધા મજૂર બની જાય છે હિંસા વગર આ ન થઈ શકે. તમે કહેશો કે તેઓ મજૂરો નહિ રાખે, યંત્રોથી કામ લેશે; તોપણ હિંસા આવી જ જાય છે. જેની પાસે એક લાખ વીઘાં જમીન પડી છે તેને, હું આટલી જમીનનો માલિક છું, એવું અભિમાન તો આવી જ જાય છે. ધીરે ધીરે તેને બીજાઓ પર સત્તા જમાવવાની લાલચ થાય છે. યંત્રોની મદદથી તે દૂર દૂરના લોકોને પણ ગુલામ બનાવી દે છે અને તેમને પોતે ગુલામ બની રહ્યા છે તેની ખબર પણ પડતી નથી. આ લોકોએ ગુલામ બનાવવાનો આવો એક સરસ રસ્તો શોધી કાઢયો છે. જેમ કે ફોર્ડ છે. તે એક કારખાનું ઊભું કરીને બેઠો છે થોડાક લોકો તેને ત્યાં કામ કરે છે. લોકોને તે પ્રલોભનો આપે છે; જાહેરખબરો કાઢે છે. એણે હિંસક પ્રવૃત્તિનો એવો તો મોહક રસ્તો શોધી કાઢયો છે કે આપણે તેમાં જઈને ફસાઈ જઈએ છીએ અને ભસ્મ થઈ જઈએ છીએ. આપણે એમાં ફસાઈ જવા માગીએ છીએ કે એથી બચી જવા માગીએ છીએ, તેનો આપણે વિચાર કરવાનો છે.

**મારો વિશેષ દાવો**

આપણે આપણી અહિંસાને અખંડિત રાખવા માગતા હોઈએ અને સમાજને અહિંસક બનાવવા માગતા હોઈએ તો આપણે તેનો રસ્તો શોધવો પડશે. મારો તો એ દાવો છે કે સત્ય, અહિંસા વગેરે જે યમો છે તે ઋષિમુનિઓ માટે નથી. જૂના લોકોનું માનવું છે કે, મનુએ જે યમો બતાવ્યા છે, તે ઋષિમુનિઓ માટે છે, દુનિયાદારી માણસો માટે નથી મારો એ વિશેષ દાવો છે કે અહિંસા સામાજિક વસ્તુ છે, કેવળ વ્યક્તિગત વસ્તુ નથી. મનુષ્ય કેવળ વ્યક્તિ નથી; તે પિંડ પણ છે અને બ્રહ્માંડ પણ. તે પોતાના બ્રહ્માંડનો ભાર પોતાના ખભા પર લઈને ફરે છે. જે ધર્મ વ્યક્તિ આગળ પૂરો થઈ જાય છે તે મારા કામનો નથી. મારો એ દાવો છે કે, આખો સમાજ અહિંસાનું આચરણ કરી શકે છે અને આજે પણ કરી રહ્યો છે. મેં એ જ વિશ્વાસ પર ચાલવાની કોશિશ કરી છે અને હું માનું છું કે મને એમાં નિષ્ફળતા નથી મળી

**અહિંસા સમાજનો પ્રાણ છે**

મારે માટે અહિંસા સમાજના પ્રાણ સમાન છે. એ સામાજિક ધર્મ છે, વ્યક્તિ આગળ ખતમ થનાર ધર્મ નથી. પશુ અને મનુષ્યમાં આ જ ભેદ છે. પશુને જ્ઞાન નથી, મનુષ્યને છે. તેથી અહિંસા તેની વિશેષતા છે સમાજ માટે પણ એ સુલભ હોવી જોઈએ. સમાજ એના જ બળ પર ટકયો છે. કોઈ સમાજમાં એનો થોડો વિકાસ થયો છે તો કોઈમાં વધારે વિકાસ થયો છે, પણ તેના વગર સમાજ એક ક્ષણ પણ ટકી ન શકે. મારા આ દાવામાં કેટલું સત્ય છે તેની તમે તપાસ કરો.

### તમારું કર્તવ્ય

હું કહ્યા કરું છું કે, સત્ય અને અહિંસાથી જે શક્તિ પેદા થાય છે તેની તુલના કોઈ બીજી શક્તિ સાથે ન થઈ શકે, એ સાચું છે? તમારે એની પણ તપાસ કરવી જોઈએ. આપણે એ શક્તિની સાધના કરીને આપણા જીવનમાં તે બતાવવી જોઈએ. ત્યારે આપણે તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપી શકીશું. ગાંધી સેવાસંઘનું એ કર્તવ્ય છે કે તે માચ દાવાનું પરીક્ષણ કરે. શું અહિંસા કરોડો લોકોએ આચરવા જેવી વસ્તુ છે? શું હિંસા-અહિંસાનું મિશ્રણ જ વહેવારને માટે જરૂરી છે? શું અહિંસા સાથે જ સામાજિક ધર્મ છે? આપણે એની પાછળ મંડયા રહીએ કે એને છોડી દઈએ? આ બધી બાબતોનો નિર્ણય તમારે કરવાનો છે. અહિંસાની શક્તિ પોતાના જીવન દ્વારા પ્રગટ કરવી એ આપણું કર્તવ્ય છે.

### આપણે આજ સુધી અહિંસાનો પ્રયોગ નથી કર્યો

આપણે એ કર્તવ્ય નથી બજાવી શક્યા એનો અનુભવ હાલે થયો. મહાસભાના મહામંડળે (હાઈ કમાન્ડે) કાલે જે ઠરાવ કર્યો એ પરથી સ્પષ્ટ થાય છે કે આપણે પરીક્ષામાં ઉત્તીર્ણ નથી થયા. મહામંડળ માટે એ શરમની વાત નથી, એ તો મારે માટે શરમની વાત છે. મારામાં એટલી શક્તિ નથી કે, મારી વાત તીરની પેઠે સીધી એમનાં હૃદય સુધી પહોંચી જાય. મહાસભામાં પણ મુખ્ય કાર્યકર્તા તો હું જ હતો, પણ હું એમનાં હૃદય પર મારી અસર પાડી શક્યો નહિ. એમાં શરમ તો મારી છે. એથી એ સિદ્ધ થયું છે કે, આજ સુધી જે અહિંસાનો આશ્રય આપણે લીધો તે સાચી અહિંસા નહોતી: તે નિઃશસ્ત્રોની અહિંસા હતી પરંતુ હું તો કહું છું કે અહિંસા બળવાનોનું શસ્ત્ર છે આપણે આજ સુધી જે કંઈ કર્યું તે અહિંસાને નામે બીજું જ કંઈક કર્યું. એને તમે બીજું ગમે તે કહો, પણ અહિંસા ન કહી શકો એ શું હતું તે હું પણ નથી કહી શકતો એ તો તમે કાકાસાહેબ, વિનોબા કે કિશોરલાલને પૂછો. તેઓ કહે કે આપણે આજ સુધી જે કર્યું તેને કયું નામ આપવામાં આવે. પણ એટલું તો હું જાણું છું કે તે અહિંસા નહોતી. મારા અભિપ્રાય પ્રમાણે તો શસ્ત્રધારી પણ બહાદુરીમાં અહિંસક વ્યક્તિની બરાબરી ન કરી શકે. શસ્ત્રધારીને તો શસ્ત્રનો આશ્રય જોઈએ છે; એટલે તે અશક્ત છે. અહિંસા અશક્તોનું શસ્ત્ર નથી

### મારો દોષ

તો પછી, તમે પૂછશો કે, મેં જનતા પાસે એ શસ્ત્રનો પ્રયોગ કેમ કરાવ્યો? શું તે વખતે હું આ નહોતો જાણતો? હું જાણતો તો હતો, પણ તે વખતે મારી દૃષ્ટિ આટલી શુદ્ધ થઈ નહોતી. જો તે વખતે મારી દૃષ્ટિ શુદ્ધ હોત તો હું લોકોને કહેત કે, "હું તમારી પાસે જે કરાવું છું તેને તમે અહિંસા ન કહેશો. તમે અહિંસા માટે લાયક નથી; ડરથી ભરેલા છો. તમારા હૃદયમાં હિંસા ભરેલી છે. તમે અંગ્રેજોથી ડરો છો. તમે હિન્દુ હો તો મુસલમાનોથી ડરો છો; મુસલમાન હો તો હૃષ્ટપુષ્ટ હિન્દુઓથી ડરો છો. એટલે હું તમારી પાસે જે પ્રયોગ કરાવું છું તે અહિંસાનો પ્રયોગ નથી. આખો સમાજ ડરપોકોનો છે. એમાંથી એક ડરપોક હું પણ છું." આ બધું મારે ચોખ્ખેચોખ્ખું કહી દેવું જોઈતું હતું. મારે એ પણ કહી દેવું જોઈતું હતું કે, "આપણે પ્રતિકારની જે નીતિનો પ્રયોગ કરીએ છીએ તે સાચી અહિંસા નથી." મેં અશુદ્ધ ભાષાનો પ્રયોગ કર્યો. જો મેં એમ ન કર્યું હોત તો કાલે બની તે કરુણ કથા બનવી અસંભવિત હતી. આથી હું મને પોતાને દોષિત માનું છું

### આપણો હેતુ શુદ્ધ હતો

એ કરુણકથા તો છે, છતાં મને તેનું દુઃખ નથી. આપણે અશુદ્ધ પ્રયોગ ભલે કર્યો હોય, પણ તે શુદ્ધ હૃદયથી કર્યો હતો. જે અહિંસા નહોતી તેને અહિંસા માનીને આપણું કામ ચલાવ્યું. આપણું કામ તો પતી ગયું, પણ એમાંથી એક અનુભવ મળ્યો. આજ સુધી આપણે જે કંઈ કર્યું તે ડરના માર્યા કર્યું, એટલે સફળતા ન મળી. પણ આપણો હેતુ શુદ્ધ હતો. તેથી હવે ભગવાને આપણને બચાવી લીધા. ખોટી નીતિને ખરી સમજીને આપણે અધિકાર પણ ગ્રહણ કર્યો. ત્યાં પણ અહિંસાની પરીક્ષામાં ઉત્તીર્ણ ન થયા. મને તો ત્યારથી જ ખાતરી થઈ ગઈ હતી કે આપણે અધિકારનો ત્યાગ કરવો જ પડશે. ભગવાને આપણી લાજ રાખી. ક્યારેક તો આપણે અધિકારનો ત્યાગ કરવાનો જ હતો. ભગવાને આપણને નિમિત્ત આપ્યું. આપણે આપણી મરજીથી અધિકારનો ત્યાગ કર્યો; કોઈએ આપણને ત્યાંથી કાઢી મૂક્યા નથી. આપણામાંથી ઘણાના મનમાં અધિકારનો મોહ પેદા થયો હતો. કેટલાકને થોડા પૈસા પણ મળતા હતા. પણ મહાસભાનો હુકમ થતાં જ બધું છોડીને અલગ થઈ ગયા: સાપ જેમ પોતાની કાંચળી ફેંકી દે તેમ ફેંકી દઈને અલગ થઈ ગયા. માન્યું કે આ અધિકારપદ નકામાં છે, કેમ કે આપણા ત્યાં બેઠા રહેવા છતાં સરકારે આપણને લડાઈમાં સામેલ કરી દીધા અને આપણને તેની ખબર પણ ન પડી. ભગવાને જ લાજ રાખી, કારણ કે આપણે ત્યાં રહ્યા હોત તો આપણી દુર્બળતાનું પ્રદર્શન જ થાત.

### શુદ્ધ અહિંસક પ્રયોગનો મોકો

આજે આ બીજો મોકો આવ્યો. યુરોપમાં મહાયુદ્ધ શરૂ થઈ ગયું. જગતને ભગવાન અહિંસાનો પ્રયોગ બતાવવાનો મોકો આવ્યો. આ આપણી પરીક્ષાનો સમય છે. આપણે એમાં ઉત્તીર્ણ નથી થયા આજે દેશને બાહ્ય

આક્રમણનો ભય નથી. મને લાગે છે કે, બાહ્ય આક્રમણ નહિ થાય; પણ સલ્તનત કમજોર થવાથી ગુંડાઓને મોકો મળશે; ચોર ડાકુ આપણાં ઘરો પર હુમલો કરશે; આપણી દીકરીઓ પર આક્રમણ કરશે. આપણી અહિંસા બળવાનની હશે તો આપણે તેમના પર ક્રોધ નહિ કરીએ. તેઓ આપણને પથ્થર મારશે, ગાળો દેશે, તોપણ આપણે તેમના તરફ દયા રાખવી જોઈએ. આપણે તો એમ જ કહીએ કે આ લોકો પાગલપણામાં આમ વર્તી રહ્યા છે. આપણે તેમના તરફ દ્વેષ ન રાખતાં તેમના પર દયા કરવી જોઈએ અને મરી છૂટવું જોઈએ. જ્યાં સુધી આપણે જીવતા છીએ ત્યાં સુધી તેઓ એક પણ બહેનને હાથ ન લગાવી શકે. એ જ પ્રયત્નમાં આપણે મરવાનું છે.

### કાર્યવાહક સમિતિની સ્થિતિ

આ પ્રમાણે ચોર, ડાકુ અને આતતાયીઓ હુમલો કરે તો લોકો પોતાનું રક્ષણ કેવી રીતે કરે, એ પ્રશ્ન થયો. મહાસભાના મહામંડળે (હાઈ કમાન્ડે) જોયું કે શાન્તિ-સેના તો ઊભી થઈ શકતી નથી તો પછી મહાસભા લોકોને શો આદેશ આપે? શું મહાસભા પોતે મટી જાય? આથી તેઓએ પેલો કાલવાળો ઠરાવ કર્યો. તેમણે માન્યું કે, સંપૂર્ણ અહિંસાનો પ્રયોગ દેશની શક્તિ બહારનો છે; દેશને લશ્કરની જરૂર છે.

મારા પર પણ હમેશાં પત્રો આવે છે કે, 'અન્ધાધૂંધી થવાની છે, તમે રાષ્ટ્રીય સેના બનાવો અને તેને માટે લોકોની ભરતી કરો.' પણ હું એ ન કરી શકું

### મારી સ્થિતિ

મેં તો અહિંસાની જ સાધના કરી છે. હું ડરપોક અથવા બીજું કંઈ ભલે હોઉં; પણ બીજી સાધના ન કરી શકું. પચાસ વરસ સુધી મેં અહિંસાની જ ઉપાસના કરી છે. મહાસભા મારફતે પણ હું એ જ વાત સિદ્ધ કરવા માગતો હતો. હું ચાર આનાનો સભ્ય પણ નહોતો. પણ હું કહેતો કે, ચાર આનાવાળા સભ્ય કરતાં હું વધારે છું, કારણ કે મહાસભાના કાર્યક્રમનું નેતૃત્વ હું કરતો હતો: મારી નૈતિક જવાબદારી ચાર આનાવાળા સભ્ય કરતાં ઘણી વધારે હતી. હવે એ નૈતિક બંધન પણ કાલથી છોડીને આવ્યો છું; કેમ કે હવે હું મારો પ્રયોગ કોની મારફત કરું? આજ સુધી તો મહાસભા મારફત કરતો હતો . .

### કાર્યવાહક સમિતિ અને હું

આજ સુધી મહાસભાએ મને સાથ આપ્યો. પણ વર્તમાન મહાયુદ્ધ શરૂ થયું અને હું સિમલાથી પાછો આવ્યો ત્યારથી સ્થિતિ બદલાઈ ગઈ. સિમલામાં મેં વાઇસરોયને કહ્યું હતું કે, 'મારી સહાનુભૂતિ તમારે માટે છે. પણ અમે તો અહિંસક છીએ. અમે કેવળ આશીર્વાદ આપી શકીએ. જો અમારી અહિંસા બળવાનની અહિંસા હશે તો અમારા નૈતિક આશીર્વાદથી દુનિયામાં આપનું બળ વધશે.' પરંતુ મેં જોયું કે મારા વિચારો સાથે મહાસભાના મોવડીઓ સહમત થઈ શકતા નહોતા. તેમણે પોતાનું જુદા પ્રકારનું વક્તવ્ય બહાર પાડ્યું. તેમણે મારી નીતિ સ્વીકારી હોત તો મહાસભાનો ઇતિહાસ જુદી જ રીતે લખાત.

જો હું ભારપૂર્વક કહેત કે મારી જ નીતિ માનવી જોઈએ તો રાજેન્દ્રબાબુ, રાજાજી અને બીજા સભ્યો માની લેત. તેઓ પણ કહી દેત કે ઠીક છે, તમારી સાથે ચાલીશું. પણ એ ધોખાબાજી થાત. એમાં અહિંસા નામની પણ ન રહેત. અહિંસાનું પહેલું લક્ષણ સચ્ચાઈ અને ઈમાનદારી છે. મેં હમણાં કહ્યું કે અહિંસા બળવાનનું શસ્ત્ર છે — બળવાનનું શું, એ તો બલિષ્ઠનું શસ્ત્ર છે. ક્ષમા તો વીર પુરુષનું ભૂષણ છે; દુર્બળોનું નહિ. જબરદસ્તીથી કોઈ ચીજ માની લેવી એ દુર્બળતા છે. એટલે મારા કહેવાથી તેઓ મારી વાત માની લેત તો તે ધોખાબાજી થાત. જે વસ્તુ હું માનું છું તે જો તેમની બુદ્ધિને મંજૂર ન હોય તો જે સત્ય છે તે જ તેમણે કહેવું જોઈએ આ દૃષ્ટિએ તેમણે જે કર્યું તે સારું જ કર્યું છે.

### હવે અમે સહધર્મી ન રહ્યા

પણ મારી અહિંસક વાણી હવે એમની વાતનો ઉચ્ચાર કરી શકતી નથી. અત્યાર સુધી તો તે સરકારને કહેતા હતા કે, 'આપ અમારી વાત નથી માનતા તો અમે પણ નૈતિક દૃષ્ટિથી આપને મદદ ન કરી શકીએ. આપ આપના ધર્મનું જ્યાં સુધી પાલન નથી કરતા ત્યાં સુધી અમે આપની સાથે સહકાર ન કરી શકીએ.' મારી અહિંસક વાણી મહાસભા તરફથી આ બધું કરી શકતી હતી. એમાં મારી અહિંસાના પ્રયોગ માટે સામગ્રી મોજૂદ હતી. આજે એ નથી. હવે તો મહાસભાના મોવડીઓ અને હું સહધર્મી ન રહ્યા. સક્કરના લોકોએ મને પૂછ્યું; તેમને પણ મેં કહ્યું કે તમે મારો રસ્તો લો. તેમને લાગ્યું કે તેઓ મારી સલાહ પ્રમાણે નહિ ચાલી શકે. તેમણે મારપીટનો રસ્તો ઉચિત માન્યો. હવે તે મારા સહધર્મી ન રહ્યા એ જ વસ્તુ કાલના ઠરાવથી પણ સ્પષ્ટ થઈ છે સક્કરમાં પણ મહાસભાવાળા છે તેમને અને મહાસભાના મહામંડળને હું મારી નીતિ પર ન લાવી શક્યો. એટલે હું અલગ થઈ ગયો. એવી આ કરુણ કથા છે. મહાસભાના મહામંડળે મને કહી દીધું કે, 'અમે અમારી મર્યાદાની બહાર ન જઈ શકીએ. તમને સ્વતંત્ર કરી દઈએ છીએ; તમે બળવાનની અહિંસાનો પ્રયોગ કરવા સ્વતંત્ર છો.'

**આપણી દુર્બળ અહિંસક નીતિ**

આજ સુધી આપણે જે અહિંસા આચરી તેમાં એ વસ્તુ હતી કે આપણે અહિંસા દ્વારા અંગ્રેજો પાસેથી સત્તા છીનવી લઈશું. આપણે એમનું હૃદયપરિવર્તન કરવા માગતા નહોતા. આપણાં હૃદયમાં કરુણા નહોતી; ક્રોધ અને દ્વેષ હતો, ગાળો પણ ભરેલી હતી. આપણે એમ નહોતા માનતા કે એમનું હૃદય બગડ્યું છે; તેઓ આપણી દયાને પાત્ર છે. આપણે તો એમ જ માનતા હતા કે, એ ચોર અને લૂંટારા છે, એમને આપણે મારી શકત તો સારું થાત. આ જ વૃત્તિથી આપણે અસહકાર અને સવિનયભંગ કર્યો, જેલમાં જઈને બેઠા અને ત્યાં નખરાં કર્યાં.

**'અહિંસા'ના નામનો પ્રભાવ**

પરંતુ એમાંથી પણ કંઈક સારું પરિણામ આવી ગયું. અહિંસા આપણી જીભ પર હતી તેનું કંઈક શુભ પરિણામ આવ્યું: થોડી ઘણી સફળતા મળી ગઈ. રામનામ વિષે આપણે સાંભળ્યું છે કે, રામનામથી આપણે તરી જઈએ છીએ. તો પછી રામ પોતે જ આવી જાય તો શું થાય? અહિંસાને નામે પણ આટલું કર્યું તો પછી જો ખરેખર આપણામાં સાચી અહિંસા આવી જાય તો આપણે આકાશમાં ઊડવા માંડીશું. જે શક્તિ હિટલરનાં વિમાનોમાં નથી તે ઊડવાની શક્તિ આપણામાં આવશે. આપણો શબ્દ આકાશગંગાને પણ વીંધીને ચાલ્યો જશે. આ જમીન આસમાન થઈ જશે.

**ગાંધી સેવાસંઘ શું કરે?**

આજ સુધી ગાંધી સેવાસંઘે જે કામ કર્યું તે નકામું કામ હતું, પણ એ સાચા દિલથી કર્યું હતું. એટલે વહન નિષ્ફળ ન ગયું. આપણે ભૂલ કરી રહ્યા હતા, પણ એની પાછળ છેતરપિંડી નહોતી. છતાં જે કંઈ કર્યું તેને આપણું ભૂષણ ન કહી શકાય. આજે પરીક્ષાનો સમય આવી ગયો છે. મહાસભાના આગેવાનો તો તેમાં ઉત્તીર્ણ ન થયા. હવે જોવાનું છે કે ગાંધી સેવાસંઘ શું કરી શકે છે. ગાંધી સેવાસંઘવાળા જો જનતામાં અહિંસાની જાગૃતિ લાવી શકશે તો મહાસભાના આગેવાનોને પણ આનંદ થશે. મહાસભાના સભ્યો જો આગેવાનોને કહે કે, 'આપ કેમ કહો છો કે અહિંસાનું પાલન ન થઈ શકે? અમે તો અહિંસક છીએ અને અહિંસક રહીશું;' તો મહાસભાના અગ્રણીઓ નાચશે. તમે લોકો ગાંધી સેવાસંઘમાં માનનારા છો. તમારામાંથી કેટલાક મહાસભામાં છે ને કેટલાક નથી. હું તો ત્યાં નથી રહ્યો. હવે જે લોકોનાં નામ મહાસભાના કાર્યાલયમાં લખાયેલાં છે તેઓ જો અહિંસક હોય તો તેમણે કાર્યવાહક સમિતિને કહેવું જોઈએ કે અમે અહિંસામાં જ માનીએ છીએ. પણ એમ ફક્ત કહી દેવાથી કામ નહિ ચાલે. તમારા હૃદયમાં સાચી અહિંસા હોવી જોઈએ. આ જાતની અહિંસા જો મહાસભાના સભ્યોમાં હોય તો તેઓ અખિલ ભારત મહાસભા સમિતિમાં કહે, મહાસભાનું અધિવેશન થશે તેમાં પણ કહે કે, 'અમે તો અહિંસક છીએ.' જ્યાં સુધી તમારું અહિંસાનું ટટ્ટુ મહાસભામાં ચાલી શકે છે એમ લાગે, ત્યાં સુધી તમે ત્યાં રહેજો, નહિ તો નીકળી જજો. મહાસભાનો ધર્મ એક અને તમારો બીજો, એમ કાર્ય ન થઈ શકે. ત્યારે તો આપણે જાહેર કરી દેવું જોઈએ કે અમે લોકોના પ્રતિનિધિ ન બની શકીએ.

**હૃદયની અહિંસા**

જો તમે મહાસભામાં રહીને અહિંસાનો પ્રચાર કરવા માગતા હો તો તમારે સાવધાન રહેવું જોઈશે. તમારી અહિંસા સાચી અહિંસા હોવી જોઈએ. જો હું મનથી પણ કોઈને મારવા ઇચ્છું તો મારી અહિંસા ખલાસ થઈ ગઈ. હું શરીરથી નથી મારતો. એનો અર્થ એટલો જ કે હું દુર્બળ છું. કોઈ માણસને લકવો થઈ જાય તો તે કોઈને મારી ન શકે. એના જેવી મારી અહિંસા થઈ જાય છે. જો તમે હૃદયથી પણ અહિંસક હો તો તમે મહાસભાના આગેવાનોને કહી શકો કે, 'અમે તો શુદ્ધ અહિંસાના પ્રયોગ માટે તૈયાર છીએ.'

**કેવળ ભાવનાવશ ન બનો**

એ સ્થિતિમાં તમારે પોતાનું પરીક્ષણ કરવું પડશે. સવારથી સાંજ સુધી તમે જે જે કાર્ય કરો તે દ્વારા શુદ્ધ અહિંસાની સાધના કરવી જોઈશે. કેવળ દેખાવ માટે નહિ, કેવળ ભાવનાવશ થઈને નહિ. આપણે કેવળ ભાવનાવશ બનીશું તો વહેમમાં ફસાઈ જઈશું. ભાવુકતાની બાબતમાં મને એક કિસ્સો યાદ આવે છે. મારા પિતાજી પાસે એક સજ્જન આવતા. તેઓ ભાવનાવશ હતા, વહેમી હતા. જ્યાં કોઈએ છીંક ખાધી કે બેસી જાય. એમને ઘેરથી અમારા ઘરનો રસ્તો પાંચ મિનિટનો હતો. પણ આ ભાઈને પચાસ મિનિટ થઈ જતી. છીંકોને લીધે બિચારા રોકાઈ જતા. એ જ રીતે આપણે ભાવનાવશ થઈને અહિંસાને નામે બધાં કામોમાંથી નીકળી જઈએ એવું હું ઇચ્છતો નથી. આપણે બધા એવા ભાવનાવશ ન બનીએ.

**સ્વભાવસિદ્ધ કર્તવ્ય જ સ્વધર્મ છે**

આપણે જે કંઈ કરીએ તે ધર્મની ભાવનાથી કરીએ; કેવળ ભાવનાવશ થઈને નહિ. હું આજે અહીં બોલવા આવ્યો છું તે મારો ધર્મ સમજીને આવ્યો છું. મૌન તો મારો સ્વભાવ થઈ ગયો છે. મૌન મને મીઠું લાગે છે. એ મારો વિનોદ થઈ ગયો છે. માણસનું કર્તવ્ય પણ જ્યારે સ્વભાવસિદ્ધ થઈ જાય છે ત્યારે તે જ એનો વિનોદ બની જાય છે. પછી કર્તવ્ય શું રહ્યું? એ તો

એનો સ્વભાવ થઈ ગયો, આનંદ થઈ ગયો. હવે તો મૌન મને સ્વભાવસિદ્ધ થઈ ગયું છે. એ જ રીતે અહિંસા-ધર્મ આપણે માટે સ્વભાવસિદ્ધ થઈ જવો જોઈએ. કર્તવ્ય જ્યારે સ્વભાવસિદ્ધ થઈ જાય છે ત્યારે તે આપણો સ્વધર્મ બની જાય છે.

એ જ રીતે તમે આખો દિવસ જે કરશો તેની સાથે અહિંસાનું અનુસંધાન ચાલુ જ રહેશે. તમારે માટે, ભલે જૂઠા તર્કશાસ્ત્રના આધાર પર હોય છતાં, અહિંસા જ પરમધર્મ હશે જૂઠા તર્કશાસ્ત્રને જ માયા કહે છે. બીજાઓને માટે એ માયા છે પણ આપણે જ્યાં સુધી એમાં ફસાયેલા છીએ, ત્યાં સુધી આપણે માટે એ માયા નથી, આપણે માટે એ સત્ય જ છે. હું માનું છું કે આ રેંટિયા પર જેમ જેમ હું એકેક તાર કાંતું છું તેમ તેમ હું સ્વરાજ્યની નજીક જાઉં છું. એ માયા હોઈ શકે; પરંતુ એ મને પાગલપણાથી બચાવે છે. તમારે આ રીતે અનુસંધાન કરવું જોઈએ

**અહિંસક સામગ્રીનો યજ્ઞ**

આ રેંટિયો મારે માટે અહિંસાની સાધનાનું ઓજાર છે. એ જડ વસ્તુ છે. પણ તેની સાથે હું મારી ચેતન વસ્તુ મેળવું છું ત્યારે એમાંથી જે મધુર અવાજ નીકળે છે તે અહિંસક હોય છે. તેમાં જે લોઢાનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેનાથી ખૂન પણ થઈ શકે. પરંતુ મેં આ રેંટિયામાં એનો મનુષ્યહિતને માટે ઉપયોગ કર્યો છે. હું રેંટિયાનાં બધાં અંગો સાફ રાખું છું. એમાથી મધુર અવાજ ન નીકળે તો એ હિંસક વસ્તુ બની જાય છે. આપણે તો અહિંસાનો યજ્ઞ કરવો છે. યજ્ઞની સામગ્રી બિલકુલ શુદ્ધ હોવી જોઈએ. ખરાબ લાકડું, ખરાબ લોઢું વાપરશો તો રદ્દી રેંટિયો બનશે. તેનો અવાજ કર્ણકટુ થશે. યજ્ઞની સામગ્રી એવી નથી હોતી.

આ રીતના અનુસંધાનથી આપણે આપણી પ્રત્યેક ક્રિયા કરીશું તો આપણી અહિંસાની સાધના શુદ્ધ થશે શુદ્ધ સાધના માટે શુદ્ધ સામગ્રી પણ જોઈએ રેંટિયાને મેં શુદ્ધ સામગ્રી માની છે. જે મનઃપૂર્વક યજ્ઞ કરે છે તેને યજ્ઞની સામગ્રી જ પ્રિય લાગે છે. તેથી તેને રેંટિયો પ્રિય છે; તેનો અવાજ મીઠો લાગે છે મારે માટે એ અહિંસાનું સંગીત છે.

**તમે મારા કરતાં આગળ વધો**

આ જાતની સાધના માટે કોને કેટલાં વરસ લાગશે તેની આપણને ખબર નથી. કોઈને હજાર વરસ લાગી જાય તો કોઈ એક જ વરસમાં કરી લે. મેં પચાસ વરસ સુધી સાધના કરી એટલે હું જલદી પૂર્ણ થઈ જઈશ, અને તમે હમણાં શરૂ કરો છો એટલે તમને વધારે વખત લાગશે, એવાં અભિમાન અને મોહ મને નથી એ અભિમાન મિથ્યા છે. હું તો અપૂર્ણ છું. ડરપોક છું, તેથી મને આટલાં વરસ લાગ્યાં અને છતાં હું પૂર્ણ ન થયો. પણ એ શક્ય છે કે કોઈ માણસ આજે જ શરૂઆત કરે અને જલદી પૂર્ણ થઈ જાય. તેથી મેં પૃથ્વીસિંહને કહી દીધું કે, 'તમારામાં હિંસક વીરતા તો હતી. મારામાં તો તે પણ નહોતી. તમે સાચા હૃદયથી અહિંસાને અપનાવશો તો બહુ જલદી સફળ થશો. મારા કરતાં પણ આગળ જશો.'

**હું સફળ શિક્ષક બનવા માગું છું**

મારા પ્રયોગમાં બીજા લોકો મારા કરતાં વધારે સફળ થશે તો હું નાચીશ. તેઓ મને હરાવી દે તો હું મને પોતાને સાચો શિક્ષક માનીશ. આ જ રીતે હું મારી સફળતા માનતો આવ્યો છું. મેં લોકોને જોડા બનાવવાનું શીખવ્યું છે. હવે તેઓ મારાથી આગળ વધી ગયા છે આ પ્રભુદાસ છે તેને જોડા બનાવતાં મેં શીખવ્યું ત્યારે એની ઉંમર નાનકડી હતી. એ મારાથી આગળ વધી ગયો. બીજો સેમ હતો. એ તો કારીગર હતો. એણે તો એ કળા હસ્તામલકવત્ કરી દીધી. તેઓ બધા મારા કરતાં આગળ વધી ગયા, કેમ કે મારા મનમાં ચોરી નહોતી. મને જે કંઈ આવડતું હતું તે બધું તેમને આપવાને હું અધીરો હતો. તેમણે મને હરાવી દીધો એ મને ગમે છે. કારણ કે એનો અર્થ એ જ છે કે હું સાચો શિક્ષક છું જો હું અહિંસાનો પણ સાચો શિક્ષક હોઈશ તો જેઓ મારી પાસે અહિંસા શીખે છે તેઓ મારાથી આગળ વધી જશે. મારામાં જે કંઈ છે તે બધું હું તેમને આપી દેવા માગું છું. જેઓ આશ્રમમાં મારી સાથે રહ્યા છે અને બીજા પણ જે આજે મારી સાથે રહે છે તેઓ જો મારાથી આગળ ન વધે તો એનો અર્થ એ થાય કે હું સફળ શિક્ષક નથી

**તમે મારા સહસાધક છો**

અહિંસાની સાધનામાં તમે લોકો મારા કરતાં આગળ વધો એવી મારી ઇચ્છા છે, કારણ કે હું સિદ્ધ નથી. તમે મારા સહસાધક છો. મારી પાસે અહિંસાનું જે ધન છે તે હું ઘેર ઘેર વહેંચી દેવા માગું છું. એમાં કસર કરવા માગતો નથી. તમારે તમારા મનમાં વિચારવું જોઈએ કે, 'આ આપણને જે કંઈ આપે છે તેનું આપણે બધી ભૂમિમાં સિંચન કરીએ. એ તો બુઢ્ઢો થઈ ગયો છે, આપણે તો તરુણ છીએ આપણે એનું આપેલું ધન વધારીશું' આ પ્રમાણે વિચારીને તમે મારા કરતાં આગળ વધશો તો હું તમને આશીર્વાદ આપીશ.

**હું એકલો નથી**

હું જાણવા માગું છું કે તમારામાંથી કેટલા મારી સાથે આ રસ્તે ચાલવા તૈયાર છે. જો કોઈ નહિ આવે તો મારે એકલા પણ ચાલવાનું છે જ. હું સિત્તેર વરસનો થયો છું, છતાં મને એમ તો નથી લાગતું કે હું

છૂટો થઈ ગયો છું. અને હું કદી એકલો તો હોઈ શકું જ નહિ. બીજું કોઈ નહિ તો ભગવાન મારી સાથે રહેશે અને એકલાપણાનો અનુભવ કદી થતો જ નથી.

અહિંસાના માર્ગમાં તમારી શ્રદ્ધા હોય તો તમે તમારું પરીક્ષણ કરો. કેટલા માણસ આ રસ્તે ચાલવા તૈયાર છે એની તપાસ કરો. મહાસભાવાળાને તપાસો. આ બધી તપાસ હું ન કરી શકું. શું તમે મહાસભાના આગેવાનોને અહિંસાની શક્તિ આપી શકો છો? તેઓ શું કરે? તેઓ તો લાચાર હતા. તેઓ જુએ છે કે લોકોમાં અહિંસાનો એક છાંટો પણ નથી; એટલે કહે છે, 'અમે શું કરીએ? અમે તમારો રસ્તો નહિ લઈ શકીએ.' મેં જેમ પદાધિકાર છોડી દીધો તેમ તેઓ તો ન છોડી શકે. હું અહિંસાને મારી વ્યક્તિગત સાધના પણ સમજું છું; તેઓ તો એમ નથી સમજતા.

### મેં મહાસભા કેમ છોડી?

આ ઉપરથી તમે સમજી જશો કે મેં છ વરસ પહેલાં મહાસભા છોડી એ સારું જ કર્યું—તેની વધારે સેવા કરી. તે જ વખતે મેં જોઈ લીધું કે મહાસભામાં કેટલાક લોકો એવા દાખલ થયા છે જેઓ અહિંસામાં નથી માનતા; જેમને અહિંસાએ સ્પર્શ પણ નથી કર્યો. હું તેમની પાસે કેવી રીતે કામ લઈ શકું? સાથે સાથે મેં એ પણ જોયું કે અહિંસાના અનેક પૂજારીઓ મહાસભા બહાર પડેલા છે. તેથી મેં અલગ થઈ જવું જ ઉચિત માન્યું. આજે તમે જુઓ છો કે મેં એ બરાબર કર્યું હતું, કારણ કે મેં જોઈ લીધું કે હું બીજી રીતે કંઈ સેવા નહિ કરી શકું. મારામાં અહિંસા વગર બીજી શક્તિ નથી. તો પછી હું ત્યાં રહીને શું કરત? મારામાં જે કંઈ શક્તિ છે તે અહિંસાની જ શક્તિ છે. હું મારી અપૂર્ણતા જાણું છું મારી અપૂર્ણતા મારાથી વધારે કોઈ નથી જાણતું. પણ છતાં માણસ અભિમાની હોય છે. તેથી મારી જે અપૂર્ણતાઓ હું નથી જોતો તેને તમે જોઈ લો છો; અને હું આત્મનિરીક્ષણ કરતો રહું છું તેથી મારી જે અપૂર્ણતાઓ તમે નથી જોઈ શકતા તે હું જોઈ શકું છું. આ રીતે હું બંનેનો સરવાળો કરી લઉં છું.

### અહિંસા જ મારું બળ છે

મારામાં અહિંસાની શક્તિ અપૂર્ણ છે તે હું જાણું છું. પણ જે કંઈ શક્તિ છે તે અહિંસાની જ છે. લાખો લોકો મારી પાસે આવે છે. પ્રેમથી મને અપનાવે છે સ્ત્રીઓ નિર્ભય થઈને મારી સાથે રહી શકે છે. મારી પાસે એવી કઈ વસ્તુ છે? કેવળ અહિંસાની શક્તિ છે; બીજું કંઈ નહિ. અહિંસાની આ શક્તિ એક નવી નીતિના રૂપમાં હું જગતને આપવા માગું છું. એ સિદ્ધ કરવા આપણે શું કરીએ છીએ :એનો દુનિયાને હિસાબ આપવો હજી બાકી છે. દુનિયામાં આજે જે શક્તિ પ્રગટ થઈ રહી છે તેથી હું હારી જવાનો નથી. પણ આપણે સચ્ચાઈ અને સાવધાનીથી કામ લેવું જોઈશે; નહિ તો આપણે હારી જઈશું.

### હિટલરની શક્તિનું રહસ્ય

આપણે આપણી બધી શક્તિ અહિંસાની સાધનામાં નહિ ખોજીએ તો આપણે જીતી નહિ શકીએ. હિટલરને જુઓ. જે વસ્તુમાં તે માને છે તેમાં પોતાના આખા જીવનની શક્તિ રેડી દે છે. પૂરા દિલથી અને પૂરી શ્રદ્ધાથી એમાં જ મંડ્યો રહે છે તેથી હું હિટલરને મહાપુરુષ માનું છું એને માટે મારા મનમાં ઘણું માન છે. એ શક્તિમાન પુરુષ છે આજે રાક્ષસ થઈ ગયો છે. મરજી પ્રમાણે કર્યે જાય છે નિરંકુશ છે. પણ આપણે એના ગુણો જોવા જોઈએ. એની શક્તિના રહસ્યને પકડવું જોઈએ. તુલસીદાસજીએ આ વસ્તુ આપણને શીખવી છે. તેમણે રાવણની પણ સ્તુતિ કરી છે. મારા મનમાં રાવણને માટે પણ આદર છે. રાવણ મહાપુરુષ ન હોત તો રામચંદ્રજીનો શત્રુ ન થઈ શકત. રામચંદ્રજી અસાધારણ હતા. રાવણ પણ તેમનો અસાધારણ શત્રુ હતો. મારે માટે તો આ બધી કાલ્પનિક કથા છે. પરંતુ તેમાં સાચું શિક્ષણ ભરેલું છે

### હિટલરની એકાગ્રતા

હિટલર પોતાની સાધનામાં નિરંતર જાગ્રત છે. એના જીવનમાં બીજી વસ્તુ માટે સ્થાન જ નથી રહ્યું. લગભગ ચોવીસ કલાક જાગે છે. તેની એક ક્ષણ પણ બીજા કામમાં નથી જતી. એણે એવી એવી શોધો કરી છે કે તે જોઈને આ લોકો દિગ્મૂઢ થઈ જાય છે. એની 'ટેન્કો' આકાશમાં ચાલે છે અને પાણીમાં પણ ચાલે છે. આ લોકો જોઈને દિંગ થઈ જાય છે. એણે એવી વસ્તુઓ કરી બતાવી કે જેનો આ લોકોને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. એ કેટલી સાધના કરી શકે છે? ચોવીસ કલાક પરિશ્રમ કર્યા પછી પણ પોતાની બુદ્ધિ તીવ્ર રાખી શકે છે. હું પૂછું છું કે આપણી બુદ્ધિ ક્યાં છે? આપણે જડવત્ કેમ છીએ? કોઈ આપણને પ્રશ્ન પૂછે ત્યારે આપણી બુદ્ધિ કુંઠિત કેમ થઈ જાય છે?

### આપણી બુદ્ધિ તેજસ્વી થાઓ

હું નથી કહેતો કે આપણે વાદવિવાદ કરીએ કેવળ વાદવિવાદમાં તો આપણે હારી જ જઈશું. આપણે તો શ્રદ્ધાયુક્ત બુદ્ધિની શક્તિ બતાવવી છે. તેનું જ નામ શક્તિ છે. અહિંસાનો અર્થ કેવળ રેંટિયો ચલાવવો એ નથી. તેમાં બુદ્ધિ હોવી જોઈએ. ભક્તિ હોવા છતાં આપણી બુદ્ધિ તેજસ્વી ન થાય તો માની લેવું જોઈએ, કે આપણી ભક્તિમાં ત્રુટિ છે. હિટલરની હિંસા માટે જે બુદ્ધિનો ઉપયોગ છે તો આપણી વિદ્યાને માટે તેનો

કેટલાય ગણો ઉપયોગ છે. આપણે એમ ન સમજવું જોઈએ કે અહિંસાના વિકાસમાં બુદ્ધિનો કંઈ ઉપયોગ જ નથી.

**બુદ્ધિના ઉપયોગનું ક્ષેત્ર**

તમારી બુદ્ધિના ઉપયોગનું ક્ષેત્ર બતાવવા માટે મેં આ પ્રશ્નો તૈયાર કર્યા છે. આ મૌલિક પ્રશ્નો છે. એનો ઉત્તર તમે એક દિવસમાં નહિ આપી શકો. એ પ્રશ્નો પર હું પુસ્તક લખું એટલે સુધી પહોંચ્યો નથી. છતાં મારા મગજમાં કંઈક ઉત્તર તો છે. હું પુસ્તક-લેખક ન બની શકું. પુસ્તક-લેખક તો બીજાઓએ બનવાનું છે. મારી પાસે એટલી ફુરસદ ક્યાં છે? જેઓ અધ્યયન અને સંશોધન કરશે તેઓ પુસ્તક લખશે. પુસ્તક લખવાનું કામ પણ ઓછા મહત્ત્વનું નથી. જેમ કે રિચર્ડ ગ્રેગ છે. તેઓ મારી પાસેથી સિદ્ધાંત લઈ ગયા; અધ્યયન અને સંશોધન કરીને પુસ્તકો લખે છે. હું જે કહેતાં ડરતો હતો તે ગ્રેગ આજે કહી રહ્યા છે. હું તો કહેતો હતો કે રેંટિયો હિંદુસ્તાન માટે છે. તે તો કહે છે કે, આખી દુનિયાનું કલ્યાણ રેંટિયા અને ગ્રામઉદ્યોગોમાં રહેલું છે; યુરોપ અને અમેરિકા માટે પણ અહિંસાની સાધનાનો બીજો રસ્તો નથી. ગ્રેગ કહે છે, બીજી રીતે અહિંસક જીવન અશક્ય છે. આ કહેતાં હું અચકાતો હતો. પણ એ તો બહાદુર પુરુષ છે. એણે નિર્ભય થઈને કહી નાખ્યું. મેં એવી રીતે શોધખોળ અને અધ્યયન નથી કર્યાં. અંતર્દૃષ્ટિ મને જે આદેશ આપ્યો અને પ્રત્યક્ષ અનુભવથી જે મેં જોયું તે જગત સમક્ષ મૂકતો ગયો. ગ્રેગની પેઠે લેખબદ્ધ કરીને શાસ્ત્ર નથી બનાવ્યું. તેની બુદ્ધિએ જે કામ કર્યું તે તમારી બુદ્ધિ પણ કરી શકશે?

વિપક્ષીઓ કહે તેનો અનાદર નહિ કરવો જોઈએ. એમની દૃષ્ટિએ એ પ્રશ્નોનો વિચાર કરીને તેમને તેમની ભાષામાં સમજાવવાનું આપણું કામ છે. હું એમ નથી કહેતો કે આપણે આપણું કામ છોડી દઈએ. તે તો આગ્રહપૂર્વક ચલાવવાનું છે. પણ આપણે જાગ્રત થઈને કામ કરીશું ત્યારે જ સિદ્ધિ મળશે. આપણી બુદ્ધિ મંદ હશે તો આપણું કામ બગડવાનું છે.

**મારું દુઃખ**

આ દૃષ્ટિએ, કાલે જે ઠરાવ થયો, તે તમને અધ્યયન અને શોધખોળ માટે તક આપશે. એ ઠરાવથી આપણું વાતાવરણ સુધરવું જોઈએ. મહાસભાના મહામંડળને આ ઠરાવ કેમ કરવો પડ્યો એ બાબતની આપણે તપાસ કરવી જોઈએ. જે એમ કહેશે કે મહાસમિતિના સભ્યો ડરપોક છે તે દેશદ્રોહ કરશે. તેમણે જે વાતાવરણ જોયું તેનો એ ઠરાવ પડઘો છે. હું એ વાતાવરણનો પડઘો ન પાડી શકું; કારણ કે અહિંસા મારી વ્યક્તિગત સાધના પણ છે. મહાસભાની એ સાધના નથી. મારે તો એમાં જ મરવું છે. મહાસભાના પ્રતિનિધિ મારી પેઠે ન કરી શકે. એમની સાધના જુદી છે. તેથી હવે તેઓ નથી મારી સાથે ચાલી શકતા કે નથી હું તેમની સાથે ચાલી શકતો. તેમને માટે મારા મનમાં ધન્યવાદ છે. આટલે દૂર સુધી સાથે ચાલ્યા પછી પણ હું એમના પર મારી અસર કેમ ન પાડી શક્યો, એ વાતનું દુઃખ પણ છે. તેમણે મને પોતાનો માર્ગદર્શક માન્યો હતો; બહુ શ્રદ્ધાપૂર્વક લગામ મારા હાથમાં આપી હતી. તોપણ હું તેમના દિલમાં વિશ્વાસ પેદા ન કરી શક્યો એનું મને દુઃખ છે.

**રચનાત્મક કાર્યક્રમનું મહત્ત્વ**

તમે આ વિષયની શોધખોળ કરો. આપણે તો અહિંસાની સાધના વીરના શસ્ત્રરૂપે કરવી છે. આ વસ્તુ બહુ મોટી છે. આપણે એમ ન સમજીએ કે આપણે જેલમાં જવાની શક્તિ વધારવી છે. આપણે તો એ બતાવવું છે કે, રચનાત્મક કાર્યક્રમ સ્વરાજ્યનું અવિભાજ્ય અંગ છે. રેંટિયો આપણને સ્વરાજ્ય આપશે એમ આપણે સમજ્યા નથી. 'ગાંધી કહે છે એટલે રેંટિયો ચલાવો. એથી ગરીબોને થોડુંક ધન મળશે'— એ આપણી વૃત્તિ હતી. હવે તમારામાં એ સિદ્ધ કરવાની શક્તિ આવવી જોઈએ કે રચનાત્મક કાર્ય જ સ્વરાજ્ય આપી શકે. એનો અર્થ એ નથી કે તમે રોજ થોડું કાંતી લો, બિચાર મુસલમાનો સાથે દોસ્તી કરી લો, અસ્પૃશ્યો સાથે હળવા મળવા માંડો, અને માનો કે હવે અમે સ્વરાજ્યની લડતને લાયક થઈ ગયા. તમારે તો એમ જ માનવું જોઈએ કે, રચનાત્મક કાર્યક્રમમાં જ સ્વરાજ્ય આપવાની શક્તિ છે. રચનાત્મક કાર્યક્રમ પછી લડત કરવાની છે એવી માન્યતા તમારી ન હોઈ શકે. એ કાર્યક્રમમાં જ સ્વરાજ્યની તાકાત છે.

**મેં ઊલટો પ્રયોગ કરાવ્યો**

મેં આ દેશમાં અહિંસાનો ઊલટો પ્રયોગ કર્યો. સાચું જોતાં રચનાત્મક કાર્યક્રમથી શરૂઆત કરવી જોઈતી હતી. પરંતુ મેં પહેલાં સવિનયભંગ અને અસહકારનો, જેલ જવાનો કાર્યક્રમ રાખ્યો. મેં લોકોને એ ન સમજાવ્યું કે એ બધી તો પાછળથી આવનારી વસ્તુઓ છે. આથી તે હિલચાલો સફળ ન થઈ શકી.

**કાયદાભંગનો અધિકાર**

મને નડિયાદનો કિસ્સો યાદ આવે છે. રૉલેટ ઍક્ટ સત્યાગ્રહ વખતની વાત છે. ત્યાં જ મેં કબૂલ કર્યું હતું કે મારી હિમાલય જેવડી ભૂલ થઈ: જેમણે જ્ઞાનપૂર્વક કાયદાનું પાલન કર્યું જ નહોતું તેમને કાયદાભંગ બતાવ્યો. મારે એમને કહેવું જોઈતું હતું કે, 'આજ સુધી સરકારના દંડના ભયથી જે કર્યું તે પહેલાં પોતાની મરજીથી કરો, ત્યારે તમને કાયદાભંગનો અધિકાર પ્રાપ્ત થશે.'

**ઈશ્વરે મને જ કેમ પસંદ કર્યો?**

એ બધી અધૂરી અહિંસા હતી. મારું એમાં ડરપોકપણ હતું. હું મારા સાથીઓને નારાજ કરવા માગતો નહોતો. સાથીઓના ડરથી કંઈ કરતાં અચકાવું એ હિંસા છે, એમાં અસત્ય છે. મોતીલાલજી, વલ્લભભાઈ વગેરે નારાજ થઈ જશે એ ડર મને કેમ રહ્યો? એ બધી મારી ત્રુટિઓ હતી. એ ત્રુટિઓ હું તટસ્થ થઈને જોઉં છું, એમનું પ્રત્યક્ષ દર્શન કરું છું. કારણ કે મારામાં અનાસક્તિ છે. એ ત્રુટિઓ માટે મને નથી દુઃખ કે નથી પશ્ચાત્તાપ. જેમ હું મારી સફળતા અને શક્તિ પરમાત્માએ આપેલી સમજું છું, તે તેને જ અર્પણ કરું છું, એ જ રીતે મારા દોષ પણ ભગવાનને ચરણે જ મૂકું છું. ઈશ્વરે મારા જેવા અપૂર્ણ મનુષ્યને આટલા મોટા પ્રયોગ માટે કેમ પસંદ કર્યો? હું અહંકારથી નથી કહેતો, પણ મને વિશ્વાસ છે કે, પરમાત્માને ગરીબોમાં કંઈ કામ કરાવવું હતું, તેથી તેણે મને પસંદ કર્યો. મારાથી વધારે પૂર્ણ પુરુષ હોત તો કદાચ આટલું કામ ન કરી શકત પૂર્ણ મનુષ્યને હિન્દુસ્તાન કદાચ ઓળખી પણ ન શકત. તે બિચારો વિરક્ત થઈને ગુફામાં ચાલ્યો જાત. તેથી ઈશ્વરે મારા જેવા અશક્ત અને અપૂર્ણ મનુષ્યને જ આ દેશને લાયક માન્યો. હવે મારા પછી આવશે તે પૂર્ણ પુરુષ હશે. હું કહું છું કે એ પૂર્ણ પુરુષ તમે બનો. મારી અપૂર્ણતાઓ તમે પૂરી કરો.

(હિંદી 'सर्वोदय'માંથી.)

# તુકારામની વાણી

२७

मनवाचातीत तुझें हें स्वरूप ।
म्हणोनियां माप भक्ति केलें ॥ १ ॥
भक्तिचियां मापें मोजितों अनंता ।
इतरानें तत्त्वता न मोजवे ॥ २
योग याग तपें देहाचिया योगें ।
ज्ञानाचिया लागें न सांपडसी ॥ ३ ॥
तुका म्हणे आम्हीं भोळ्या भावें सेवा ।
घ्यावी जी केशवा करितों ऐसी ॥ ४ ॥

૨૭

મનવાચાતીત સ્વરૂપ છે તારું,
તેથી મેં સ્વીકાર્યું ભક્તિ માપ. ૧
ભક્તિ તણા માપે માપું હું અનંત,
ઇતર ન રીત સાચી એકે. ૨
યોગ-યાગ-તપે, દેહ તણા કષ્ટે,
જ્ઞાનેય સાટે મળે ના તું. ૩
તુકારામ તણી ભોળે ભાવે સેવ,
સ્વીકાર કેશવ, જેવી કરું. ૪

२८

गंगेचिया अंताविण काय चाड ।
आपुलें तें कोड तृषेपाशीं ॥ १ ॥
विठ्ठल हे मूर्ति साजिरी सुंदर ।
घालूं निरन्तर हृदयपुटीं ॥ २ ॥
कारण तें अमे नवनीता पाशीं ।
गवाळ तें सोसी इतर कोण ॥ ३ ॥
बाळाचे सोईतें घांस घाली माता ।
अट्टाहास चिंता नाहीं तया ॥ ४ ॥
गाऊं नाचों करूं आनंद सोहळा ।
भावचि वेगळा नाहीं आतां ॥ ५ ॥
तुका म्हणे अवघें जालें एकमय ।
परलोकाची काय चाड आतां ॥ ६ ॥

૨૮

ગંગા તણો અંત ન જાણ્યે શો દોષ?
પૂરી થાય હોંશ, તૃષા છીપે. ૧
વિઠ્ઠલની મૂર્તિ રમણ સુંદર,
રાખું નિરંતર હૃદા વિષે. ૨ ટેક
ગરજ જો સરે માખણને ગોળે,
ખગરું સંભાળે એવો કોણ? ૩
બાળની સવડે માતા આપે ગ્રાસ,
તેને નહિ ત્રાસ-ચિંતા કાંઇ. ૪
ગાઉં, નાચું, કરું આનંદથી લ્હેર,
ન ભાવ ઇતર, રહ્યો જુદો. ૫
તુકારામ સર્વે થયું એકમય,
હવે પ્રીત ન્હોય પરલોકે. ૬

કિ૦ ઘ૦ મશરૂવાળા

# કાગળની આત્મકથા

હું વાને કેવો સાદો પાતળો અને સ્વભાવે ગરીબ નિરુપદ્રવી લાગું છું? એક ધાવણું બાળક પણ મને પકડીને ચીરી નાખે, ચૂંથીને ચારી નાંખે, તોય હું કાંઈ કરી શકતો નથી. હનામાં તણખલું ઊડે તેમ હું ઊડી જાઉં એવો હલકો છું. પથ્થર ને માટી, અરે સીંદરી, બળેજળે છતાં પોતાની જાત છોડતાં નથી. હું તો અગ્નિથી ભસ્મસાત્ થઈ હવા ભેગો થઈ જાઉં છું. મારો એક પિત્રાઈ ભાઈ છે કે જેણે અગ્નિમાં પણ નહિ દાઝવાની શક્તિ મેળવી છે. વર્ણસંકરતાથી જ એમ બન્યું છે. બાકી મારી આખી જાત એવી નથી. એણે તો અમારી નાત છોડી જ કહેવાય.

આમ ગરીબડો લાગવા છતાં, તમે જેમ છાતી ઠોકીને કહો છો તેમ, હું મારાં અંગોના ફરફરાટ-પૂર્વક કહું છું કે, મારા વગર, મને બાદ રાખીને, તમારા કહેવાતા સુધરેલા જગતની તમે કલ્પના સરખી કરી શકશો નહિ. તમારા ઈશુખ્રિસ્તે કહ્યું છે તે મારે સારુ તો સો–ટકા સાચું છે કે, જે નમ્ર છે, કોમળ છે, સ્વભાવે ગરીબ છે, તેમને સ્વર્ગનું રાજ્ય મળશે. મને તો આજે, મારી નમ્રતાને કારણે, જગતનું રાજ્ય મળી ગયું છે.

રોજ સવારે ઊઠીને જેને માટે તમે તલપાપડ થાઓ છો તે છાપાં કોણ છે? હું જ છું. મારા જ અંગ ઉપર એ રંગબેરંગી મંત્રો મૂકી લાવી તમારી આંખ કે કાન ભેગા કરાવી દઉં છું.

છોકરાંઓની મને સાચે જ દયા આવે છે; હું એમની માફી માગું છું. કારણ કે, એમની કેળવણીની આપત્તિનું મૂળ મેં ઊભું કરી આપ્યું છે. જગતમાં હું જન્મ્યો તેની સાથે મારો પુસ્તક-પરિવાર એટલો તો વધી ગયો છે કે, તેમની ભીડથી ફૂલ જેવાં બીચારાં બાળકોને પણ ચગદાવું પડે છે. અરે, પુસ્તકાલયોવાળા તો પેટ ચોળીને શૂળ ઊભું કરે છે; એમને મારે કાંઈ કહેવાનું નથી. પણ આ બાળકોને તો તમે મારો હાથો કરીને મારવા જ બેઠા છો. મારે જોરે એમનાં માબાપો પોતાની સ્વાભાવિક વત્સલતા પણ ક્યાંય ભૂલી જાય છે, અને ફૂલ જેવાં પોતાનાં જ બાળકોને મારા પુસ્તક-પરિવારમાં ઝાંસે છે!

અને તમારી સરકારો! એમના તુમારોના કાગળના ઘોડા ક્યાંથી બન્યા? મારામાંથી જ ને! અરે તમારું લોકશાસન અને બધી સ્વતંત્રતાની લાંબીચોડી વાતો? તે પણ કોના આધારે ચલાવો છો? 'પ્રેસ, પ્રેસ' કહો છો તે મારું જ જાદુખાનું છે કે બીજું કાંઈ? તમે તમારા જીવનમાં ગમે તે બાજુ જુઓ, મારી બલિહારી તમને જણાશે જ.

હા, એક જણ જરાક બાકી છે એમ મારે કબૂલ કરવું જોઈએ ખરું; અને એ મારા જેવો રાંક, હિંદનો બિચારો તમારો ખેડૂત અને મજૂર. એને અક્ષર સાથે કામ જ ન પડે એવો તમે રાખ્યો છે, એટલે કેટલેક અંશે તે મારા રાજ્યની બહાર છે. પરંતુ તેને પણ મારા રાજ્યમાં આણવા તમે મંડી પડ્યા છો ને? બાકી સ્વભાવે એ મારા જેવો જ રાંક છે; પણ મારી પેઠે જ એ પણ તમારાં જીવન-વ્યવહારનો ધણી છે. એના વિના તમે ને તમારા ફૂલેલ ફટાકા નબત? જગતનો તાત કહીને તમે એની મજાક કરો છો. હું તો તેમ નથી કરતો; કેમ કે તમારી જેમ મારા જીવનનો પણ એ જ ધણી છે. તમે પૂછશો, શી રીતે? હમણાં કહું છું.

જગતનો એકમાત્ર સાચો રાજા મેઘરાજા બાદ કરો, તો બાકીની કોઈ એવી ચીજ છે કે જેની જનની આ વિશાળ ધરતીમાતા ન હોય? હું પણ એ જ આપણી સૌની માતાની કૂખમાંથી જન્મું છું. મારા શરીરની માટી એ જ માતાના કોક વિશાળ વનમાં પાકે છે. તમે માણસો ત્યાંથી લાવીને મારો દેહ ઘડો છો. બકાસુરને રોજ ગાડાં ભરીને ખોરાક આપવા માટે વિરાટનગરના લોકો હાહાકાર કરતા. હું તો કેટલાય બકાસુરોનો ખોરાક રોજ ખાઉં છું અને તમે માણસલોક ચાહીને એને સારુ ઊહવેહ કરો છો. વનોનાં વનો ઉજાડી નાંખી મારા પેટના ભસ્માસુરને આપવામાં તમે રાત ને દહાડો મથો છો.

અર્જુને અને કૃષ્ણે થઈને એક વિસાત વગરનું ખાંડવવન બાળી નાખ્યું, તેના તો તમે ગ્રંથો રચ્યા ને ગાણાં ગાયા કરો છો! પણ રોજ હું એવાં તો કેટલાંય વનો ભસ્મ કરી નાંખું છું એ તમને

ક્યાં યાદ કરવાની ફુરસદ છે? એની જરા તો તારીફ કરો!

હું આત્મપ્રશંસા નથી કરતો; જાતે પોતાનાં વખાણ કરવાં એ સારું નથી. છતાં આ વાત કરું જ છું ત્યારે ખોટી નમ્રતા છોડીને કહું છું કે, રોજ હું લાખો એકર જમીન જેટલાં વનની કાઢી ખાઈ જાઉં છું, ત્યારે મારું દનિયું પૂરું થાય છે. પહેલાં સારું હતું: લોકો ડાહ્યા હતા કે તેમણે મને આટલો બધો ફટવ્યો નહોતો. તેઓ મારા તાડ-કાકાનાં પાન વીણી લેતા અને તેના પર લખીને પોતાનું કામ ચલાવતા. તાડ-કાકા સીધા સોટા જેવા; એવાં જ એમનાં ફરજંદ પાન પણ. જાણે સીધી લીટીઓ જ ગીચોગીચ પાથરી દીધી ન હોય, એવાં એ હોય છે. તેથી લખનારાને અક્ષરો ગોળ કાઢવા પડતા. ઊડિયા, તામિલ, તેલુગુ આદિ તમારી લિપિઓ હજુ ચાપાકાર જ રહી છે તે અમારા સીધા દેખાતા તાડ-કાકાનો વક્ર પ્રતાપ! કેટલાક લોકોએ મારા ભોજ-કાકાની ચામડી ઉખાડવા સુધીની નિર્દયતા બતાવી. પણ અમે વનસ્પતિનાં બાળકો રહ્યાં. નમ્રતા અમારું જીવન છે. અમે એ છોડીએ તો જગતમાં ઊભા રહેવાની જગા ન રહે. એ ગુણ અમારો છે તો આજ આખું જગત અમારું છે. ભોજકાકાની ચામડીનાં પડ પર પણ તમે લોકોએ કેટલાક જમાના સુધી લખ્યા કર્યું. તેટલાથી તમે અટકી શક્યા — તમારું કામ નભી ગયું. કારણ કે, આજની જેમ ત્યારે તમને લખ-લખવો રોગ નહોતો થયો; તેથી તે વખતે તમારા લોકોમાં લખલખવાનો ભાઈ વાંચવો રોગ પણ નહોતો દેખાતો: તમે તે વખતે મનદુરસ્ત હતા. પણ તે તમારી મનદુરસ્તી કાળે કરીને લખલખવા લાગી; અને આજની તમારી કફોડી દશા તમે વહોરી. અને સાથે તમે મારો પણ ઘાણ કાઢવા બેઠા. મારી છૂપી શક્તિ તો ખૂબ વધી! પણ કેટલા ટનના ટન જેટલું આત્મબલિદાન આપું છું, તે પણ તમે જાણો જ છો! આત્મબલિદાન વગર શક્તિ સ્ફુરે જ નહિ એ મારા સાદા સફેદ જીવન પરથી પણ તમે શીખી શકો છો. એને માટે ધોળા પર કાળું કરવાની પણ જરૂર નથી. પણ એ આત્મશ્લાઘા છોડી મૂળ વાત પર પાછો આવું.

જેમ જેમ તમે લખલખવા લાગ્યા, તેમ તેમ તમારી ભૂખ તાડ-કાકા ને ભોજ-કાકાના પરિવારથી ન ભાગી શકી. હવે તમે તો મારા બાપુને જ પકડ્યા અને તેમને આખા ને આખા જ હોમવા માંડ્યા. મને તો હવે બીક છે કે, તમે જગતમાં અમને 'નિર્વંશ' તો નહીં કરી મૂકો? પણ એમાં તો મારા કરતાં તમારે જ વધારે કાળજી રાખવી પડશે, કેમ કે તમે ગરજાળુ છો; એટલે હું નિશ્ચિંત છું.

તમારી પેઠે હું પણ પાર વિનાની ગર્ભયાતના ભોગવ્યા પછી જન્મું છું. મને કાપી, કૂટી, કચરી અને મસળવામાં આવે છે; અરે, હવે તો તમે મને દવાઓ પાઈ પાઈને બાફો છો; આમ મારી રગેરગ તોડી-ફોડી લૂગદી કરી દો છો. અને આને માટે સુદર્શનની શક્તિ તમે કામમાં લો છો. મારા ભોજ-ભાઈઓ અને તાડ-ભાઈઓને તો તમે બહુ નહિ કનડતા. મારો તો તમે ફૂટો જ કાઢી નાંખો છો. આમ મને લૂગદી કર્યા બાદ તમે મને જળસમાધિ આપો છો. એ રીતે મારા પૂર્વજના કે પૂર્વજન્મના પિંડને રોળ્યા-રગદોળ્યા પછી હું મારે ખાસ કાગળ-જન્મે અવતરું છું.

સાચે જ, તમારી બુદ્ધિ અને સમજ પર મને ઘણી વાર હસવું આવે છે. તમે જે કાંઈ વિચારો છો તે બધું મારા જ અંગ પર બેસીને ઊડે છે ને? એટલે હું તો એ બહુ વહેલું જાણું છું કે, તમે બુદ્ધિને નામે શા શા ગોટાળા કરો છો અને ગપગોળા ફેંકો છો! ખરે જ, કોઈ વાર મને મારે માટે પણ તિરસ્કાર છૂટે છે; કેમ કે, ખડ અને ખાંડ વહી જનાર ગધેડા જેવા જ મારા હાલ પણ તમે નથી કરતા? તમારા મહાત્મા ગાંધી પણ મને લાદે અને તમારામાંના કેટલાકની ગંધાતી સડેલી વાતો અને ભાવો પણ મારી ઉપર જ લદાય! કોઈ વાર આથી તો હું ખૂબ જ અકળાઉં છું. પણ મારે નિષ્કામભાવે નમ્રતા જ રાખવી ઘટે. અને ઉપરાંતમાં તમે મને શીખવશો કે, લોકશાહીના જમાનામાં સૌને આચાર, વિચાર અને સંગઠનની સરખી સ્વતંત્રતા છે! ગ બેઉમાં આવ્યો માટે ગાય અને ગધેડું સરખાં એ ન્યાય આ તો છે. ખેર!

તમારી બુદ્ધિના આવા આવા તો ઘણા ગોટાળાનો જાણકાર છતાં, હું બધું અહીં નહિ કહું. એક વાત તમને કહીશ, કે જેનો મારી વાત જોડે સંબંધ છે. તમે તમારી જાત વધે એ

ઇચ્છો છો; છતાં પાછા તેનાં લેખાં માંડી તે કાબૂમાં રહે એમ પણ ઘાટ ઘડો છો! અને કોક વાર તો તમે એવી બેવકૂફી પર ચડો છો કે માંહોમાંહે જ મારામારી ને કાપાકાપી કરી મૂકો છો! પણ એ તો તમારી વાત તમે જાણો. પણ કૃપા કરીને ત્યારે જરા મારા વિસ્તારની પણ મર્યાદા જો વિચારો તો સારું. હું તમારા જેવો જાતશત્રુ નથી કે અમે કાગળભાઈઓ માંહોમાંહે લડી મરી મર્યાદા શોધીએ. એટલે અમે તો તમારે માટે કહીએ છીએ કે, આનો પણ જરા ખ્યાલ કરશો તો તમારા જ ભલા માટે છે.

અને છેવટે એક વિનંતી છે. તમે તમારી સુદર્શન-શક્તિ મારી માટી પર ચલાવીને મારું હાડ ઘડો છો એમાંથી રોકાઓ, એમ હું કહું છતાં તમે ઓછા જ એ માનશો? પણ તમે મારા સાચા બાંધુ સમા ખેડૂતને ત્યાં મને ન મોકલી આપો? મારી માટી તો ઘાસ, ખડ ને ધૂળધાણી જેવા ધાગામાં પણ પડેલી છે. મારા જેવો મારો નમ્ર ખેડૂત ભાઈ એમાંથી એના જ અમ બાંકુનું ઘર મંડાવી શકશે. એમ મને જો એ જગતના તાતને ઘેર મોકલી આપો તો, હું પણ — તમે હસો છતાં — નાનો મોટો પણ જગતનો તાત છું. એટલે અમને બેઉ જગતના તાતને અમારી નમ્ર ઝૂંપડી ઠીક સદશે. આટલું વિચારજો. રામ રામ.

'લબ્ધ'

# હજરત ઉસમાન

હજરત ઉસમાનનો જન્મ ઈ. સ. ૫૭૫માં થયો હતો. એ કુરેશોના બની ઉમૈયા નામના પ્રસિદ્ધ ને આગળ પડતા ખાનદાનના હતા. ઇસ્લામ કબૂલવામાં એ ખાનદાન જેટલું પછાત હતું એટલા જ હજરત ઉસમાન, હજરત અબુબકના ઉપદેશથી, એમાં આગળ પડતા હતા. એમના કાકાએ આથી એમને પગે બેડીઓ પહેરાવી ને જાતજાતની ધમકીઓ આપી, પણ એ એકના બે ન થયા. ત્રણ ચાર દહાડે થાકી-હારીને એમણે બેડીઓ કઢાવી લીધી.

નવધર્મી મુસ્લિમો પર ગુજરતા ત્રાસમાંથી બચવા પેગંબર સાહેબની સૂચનાથી ઇસ્લામના ઇતિહાસમાં જે પ્રથમ દેશત્યાગ યાને હિજરત થઈ એમાં મિસર ચાલ્યા જનાર મુસ્લિમોમાં હજરત ઉસમાન આગેવાન હતા.

જીવનની શરૂઆત એમણે દોરાવાણિયા તરીકે કરેલી, ને કાપડના વેપારમાં એ લાખો કમાયેલા. આખું કુરાન એમને મોઢે હતું એટલું જ નહિ, કુરાન મોઢે કરનાર એ પહેલા પુરુષ કહેવાય છે.- એમને બારણેથી જીવનભરમાં કોઈ ભિક્ષુક ખાલી હાથે પાછો ગયો નથી. દર શુક્રવારે એક ગુલામનો છુટકારો કરવો એવો એમને નિયમ હતો. લખપતિ છતાં, ને સ્વભાવે જરા આરામ-પ્રિય હોવા છતાં, એ પૂર્વકાલીન મુસ્લિમોના જેવો સાદો ખોરાક ને સાદો પોશાક સાચવી રહ્યા હતા.

અબુબકના રાજ્યમાં જ્યારે દુકાળ પડ્યો ત્યારે એક હજાર માપ દાણા એમણે ખરીદેલા. જે વેપારીઓ એમની પાસે એ ગરીબો માટે ખરીદવા આવેલા એમણે કહેલું કે, 'અમે આપને પચાસ ટકા નફો આપીએ, અમને આપો!' ત્યારે હજરત ઉસમાને કહેલું કે, 'હું તો હજાર ટકા નફો આપે એને જ એ આપવાનો.' વેપારીઓ પાછા ગયા પછી એમણે એ બધું અનાજ ગરીબોમાં વહેંચી દીધું ને કહ્યું કે, 'ખુદા મને હજાર ટકા લાભ આપશે.' પેગંબર સાહેબે શરૂ કરેલા એક લશ્કરી ફંડમાં એમણે સૌથી મોટી રકમ — ૩૦૦ ઊંટ, સાજસામાન સાથે — ભેટ કરેલી. મક્કા પર જ્યારે પેગંબર સાહેબ હલ્લો લઈ ગયેલા ત્યારે કુરેશો જોડે સમાધાનના સંદેશા ચલાવવા એમને જ મોકલવામાં આવેલા.

હજરત ઉમરે મરણપથારી પરથી નવા ખલીફની ચૂંટણી માટે, એક સમિતિ નીમેલી. એમાં ઘણા મતભેદો પડ્યા. છેવટે સમિતિએ પોતામાંથી એક અબ્દુર્રહેમાન, જેમણે ખલીફ થવા હજરત ઉમર સમક્ષ જ ના પાડી હતી, તેમને ચૂંટણીની કુલ સત્તા આપી. એમની સમક્ષ બે ઉમેદવારો સૌથી તરી આવે એવા હતા: એક હજરત અલી ને બીજા હજરત ઉસમાન. હજરત અલી પેગંબર સાહેબના જમાઈ ને સગા કાકાના દીકરા હતા. અદ્યાપિ મહમદ સાહેબના બની હાશિમના ખાનદાનનો કોઈ ખલીફ થયો નહોતો, એટલે ઘણાની ઇચ્છા હતી કે એ ખલીફ ચૂંટાય. હજરત ઉસમાનને પેગંબર સાહેબે એક પછી એક

એમ પોતાની બે પુત્રીઓ પરણાવી હતી. ને બની ઉમૈયાના ખાનદાનની બહોળી લાગવગ ને બળવાન પ્રચ્છા એઓ ખલીફ ચૂંટાય એની હતી. બંને ઉમેદવારોને ખલીફપદ માટે પુછાતાં બંને એકબીજાને એ પદ માટે લાયક જાહેર કરતા હતા. છેવટે લવાદે એક પછી એક બંનેને બોલાવ્યા ને પૂછ્યું, 'મહમદ સાહેબના આદેશો ને એમના ખલીફોની પરંપરાઓ પ્રમાણે તમે રાજ્ય કરશો?' હજરત અલીએ કહ્યું, 'યથાશક્તિમતિ;' જ્યારે હજરત ઉસમાને કહ્યું, 'જરૂર.' આથી છેવટની પસંદગી હજરત ઉસમાન પર ઊતરી ને ઈ. સ. ૬૪૪ના નવેમ્બર મહિનામાં એ ખલીફ થયા.

પણ કાળબળને લીધે ખલીફ વિષેની પવિત્રતાની ભાવના ઘસાતી જતી હતી, જ્યારે દિનપ્રતિદિન ફેલાતા જતા ને અતિ વિસ્તૃત બની ચૂકેલા સામ્રાજ્યને કારણે ખલીફની જવાબદારીઓ વધી પડી હતી. ગુનેગારને અચૂક શિક્ષા કરવાની પ્રતિજ્ઞા લઈને ભરબજારે સાટકો ચલાવતા હજરત ઉમરના કડક શાસન પછી તરત જ આવતા આ બુઢ્ઢા, ભલા, નરમ ને અદઢનિશ્ચયી તેમ જ બિનલશ્કરી ખલીફને માટે એ હોદ્દો હજાર ગણો વધારે વિકટ બન્યો.

હજરત અલીએ ચૂંટણીનું પરિણામ જાહેર થતાં સૌની જેમ વફાદારીના સોગંદ લીધા, પણ એમના પક્ષકારોમાં અસંતોષ રહ્યો જ. હજરત ઉસમાને લગભગ બાર વર્ષ રાજ્ય કર્યું. એમના રાજ્યકાળ દરમિયાન એશિયા અને આફ્રિકા, બંને ખંડમાં ઇસ્લામી સામ્રાજ્યની બઢતી થઈ. અદ્યાપિ ખુશ્કી લશ્કરોથી જ મુસ્લિમો વિજય મેળવતા. હવે એમણે દરિયાઈ લશ્કરો પણ તૈયાર કર્યાં ને એ દ્વારા પણ ફતેહના ડંકા વગાડ્યા. ઇતિહાસની પરંપરા પ્રમાણે હજરત ઉસમાનની કારકિર્દીનાં પહેલાં ૭ વર્ષ એમને ગ્રેબ આપે એવાં ને એમની લોકપ્રિયતાનાં નીવડ્યાં, પણ પાછલાં ૭ વર્ષ ખિલાફતમાં ભયંકર સડો દાખલ કરનારાં ને ઇસ્લામમાં ખતરનાક કુસંપ ઊભો કરનારાં નીવડ્યાં. જોકે પાછલાં વર્ષોની ખરાબીનાં બીજ તો પહેલાં ૭ વર્ષમાં જ વવાઈ ચૂક્યાં હતાં.

મદીનાની મશહૂર જુમ્મામસીદ, જે અદ્યાપિ પીંડેરી ને કામચલાઉ માત્ર જ હતી ને જે સમરાવવાની વાત આવતાં હજરત ઉમરે કહેલું કે, 'રાજ્યની દોલત સૈનિકો ને ગરીબો માટે છે, ઈંટચૂના માટે નથી,' એ મસીદ હજરત ઉસમાને સમરાવી, ને ઈંટ, ચૂના ને પથ્થરથી પાકી, સુંદર ને ભવ્ય બનાવી. આ કામમાં એમણે પંદરના જ વીસથી પચીસ હજાર દિરહમ ખર્ચ્યા. પણ નસીબની બલિહારી છે કે, એમાં જ ઇમામત કરવા જતાં એમના પર પથ્થર પડ્યા ને ત્યાં આખરી નમાજ પઢવાની પણ એમને છેવટે રજા ન મળી.

રૂમા નામનો મદીનાનો પ્રખ્યાત ને પવિત્ર કૂવો ભારે મૂલ્યે એમણે એક યહૂદી પાસેથી સાર્વજનિક ઉપયોગ માટે ખરીદી આપ્યો ને સામાન્ય ગરીબ આરબ જનતાનું પાણીનું દુઃખ દૂર કર્યું. કૂવા ખોદાવવાના ધર્મકાર્યનો એમને શોખ જ હતો. આરિસ નામનો એક બીજો કૂવો ખોદાવતાં ખલીફની વીંટી, જે મહમદસાહેબના વખતનું એક પવિત્ર સંભારણું ને મહોરછાપનું સૂચક સત્તાચિહ્ન હતું, તે એમાં પડી ગઈ, ને ગમે એટલી મહેનત કરવા છતાં પાછી ન મળી તે ન જ મળી. લોકોમાં આથી એવો અપશુકનિયાળ વહેમ ફેલાયો કે હવે આવી બન્યું. આ મશહૂર કૂવા ખોદાવનારને, પોતે જ ખરીદી આપેલા રૂમા નામક કૂવામાંથી પણ, મરણ વખતે પાણી મેળવવાના વખા પડ્યા!

પાક કુરાનના અનેક પાઠ પ્રચલિત થયા હતા. એથી ઇસ્લામની એકતાના ટુકડા થતા અટકાવવા હજરત ઉસમાને બધા પાઠ એકત્ર કરાવી એક સત્તાવાર પાઠ તૈયાર કરાવ્યો ને એની અનેક નકલ કરાવી સામ્રાજ્યમાં ફેલાવી, અને બાકીના પાઠ બાળી નાખ્યા. 'ખુદાના હરફ'ની આ હોળી બંડખોરોના હાથમાં ઉશ્કેરણીનું એક અજબ સાધન થઈ પડી.

અદ્ભુત લશ્કરી ફતેહો અને જંગી સામ્રાજ્યને કારણે અખી દુનિયાની દોલત ધસડાઈ ધસડાઈને આરબ સરદારો ને સૂબાઓના તથા કુરેશોના હાથમાં આવતી જતી હતી. જે આરબ ઘરોમાં પહેલાં ઊંટના માંસનું બાફણું ને રોટલા ચવાતા ત્યાં હવે બત્રીસ રસોઈઓ થવા માંડી હતી. ઇસ્લામના કાયદા પ્રમાણે રીતસરની ચાર ઓરતો ઉપરાંત વિવિધ દેશોની સંખ્યાબંધ ગુલામ સુંદરીઓથી જનાનખાનાં છલકાવા માંડ્યાં હતાં. પીંડેરી ઘરોને સ્થાને ઇરાની કારીગરોની બુદ્ધિએ ઊભી કરી આપેલી ભવ્ય ઇમારતોને રાજશાહી ઠાઠમાઠથી પ્રરાક, ગેસોપોટેમિયા ઇત્યાદિ

નવા પ્રાંતો લક્ષ્મીની રેલછેલ દાખવતા હતા. મહમદ સાહેબે ઉપદેશેલી સર્વ મુસ્લિમોની મૂળભૂત ને ભવ્ય સમાનતા ને એકતામાં કુરેશો ખાનદાનની, અને કુરેશોમાં હવે બધી સત્તાની જગાએ હાથ કરતા ઉમૈયા ખાનદાનની, સર્વોપરિતાનું વિષ વ્યાપતું જતું હતું.

કામિની અને કાંચનની વિષવલ્લરીઓને જુગારની બદીનાં ફૂલ બેસવા માંડ્યાં હતાં. અદ્યાપિ જે બદીઓ હજરત ઉમરની સખતાઈથી દબાઈ રહેલી હતી તેણે હવે ખુદ મદીનામાં દેખા દેવા માંડી. ફરિયાદ થતાં હજરત ઉસમાને જુગારની બદી દાબી દેવા સખત પગલાં લીધાં. પણ અફસોસ! હજરત ઉમરની સખતાઈ જ્યાં સંતોષ, શાંતિ ને વફાદારી પ્રેરતી ત્યાં ઉસમાનની સખતાઈ હવે અસંતોષ, ક્રોધ ને રાજદ્રોહની લાગણી જ ફેલાવી શકી.

અબુ ઝર્ર ગિફારી નામનો એક ઘણો પવિત્ર પુરુષ, જે પેગંબર સાહેબનો અંતેવાસી હતો, ને જેણે પેગંબર સાહેબને મળેલા ઘણા પ્રકાશની આગાહી કરેલી કહેવાય છે, એનાથી આ નાણાંની રેલછેલ ને ગરીબતવંગરનો ભેદ સહન નહોતો થતો. આથી દોલતમંદો વિરુદ્ધ એણે કડવી ટીકાઓ કરીને બળબળતાં વ્યાખ્યાનો આપ્યાં. 'રોજિંદા જીવન માટે જોઈતું રાખીને બાકી બધું ગરીબોમાં વહેંચી નાખો, નહિ તો તમારું આ ચાંદીસોનું એક દિવસ નરકાગારના ભડભડતા અગ્નિથી તપાવીને લાલચોળ કરવામાં આવશે, અને હે લહેરી લાલાઓ! તમારા કપાળ પર, તમારા પડખામાં, તમારા બરડાઓ ઉપર સર્વત્ર એના વડે ડામ દેવામાં આવશે!' એ એના ઉપદેશનો મર્મ હતો. આમવર્ગો ને ગરીબોનાં ટોળેટોળાં એને ઘેરી વળતાં ને ગરીબ ને તવંગર વચ્ચે સામ્રાજ્યને ન પાલવે એવી બેદિલી ને ઈર્ષા ફેલાતી. આથી ફરિયાદ થતાં ખલીફે એને ખર્ચી બાંધી આપી રણવગડાના એક ઓતાડા બાગમાં વસવાટ કરાવી આપ્યો. મરણ પર્યંત એ ઓલિયો ત્યાં જ રહ્યો; પણ લોકોની ધાર્મિક લાગણીઓ આ 'સંતજનના દેશવટાથી' દુભાઈ ને બંડખોરોને ઉશ્કેરણી કરવાનું વળી એક ઉત્તમ સાધન મળી ગયું

સામાન્ય આરબ ટોળીઓને ક્યારનુંય લાગવા માંડ્યું હતું કે, સામ્રાજ્ય તો આપણા બળે મેળવાય છે ને હોદ્દા તો કુરેશો ભોગવે છે. આમ ઈર્ષા અને હરીફાઈની, કુળાકુળની ને ઊંચનીચની હોળીમાં કૂદ્યાના ઉમૈયા ખાનદાનના સૂબાની તુમાખીએ ઘી હોમ્યું.

ઇરાક, મેસોપોટેમિયા ને મિસર એ ત્રણે પ્રાંતોમાં બંડ ફેલાતું જતું હતું. હજરત ઉસમાન ઉમૈયા સગાંસાગવાં સિવાય કોઈને મિત્ર રાખી કે બનાવી શક્યા નહોતા. હજરત અબુબક્રના પુત્ર મહમ્મદ, અને પુત્રની જેમ પાળી પોષીને મોટા કરેલા અબ્દુલ્લા જેવા પોતાના માણસો પણ નજીવા કારણસર વિરુદ્ધ પડી મિસરમાં બંડખોરોના આગેવાન થઈ પડ્યા હતા. કાબાની હજની પેગંબર સાહેબે જ ચાલુ કરેલી વિધિમાં પોતાની જ સત્તાથી સુધારા કરવાથી અબ્દુર્રહેમાન જેવા પેગંબર સાહેબના નિષ્પક્ષ સોબતીઓને પણ ખલીફ વિષે અણગમો ઊપજ્યો હતો. છેવટે અંદરખાને ઘડેલી યોજના પ્રમાણે ઝનૂની બનેલા બંડખોરોએ મદીનામાં, એની અણરક્ષાયેલી ઘડીપળ જોઈને, પ્રવેશ કર્યો, નમાજ વખતે તોફાનો કર્યાં, ને ખલીફને પથ્થર મારી બેભાન કર્યા. આ બેભાન અવસ્થામાં ખલીફને એમના મહેલમાં લઈ જવામાં આવ્યા. અઠવાડિયાં સુધી બંડખોરોએ એમના મહેલને ઘેરો ઘાલ્યો. મહમદ સાહેબના મુખ્ય મુખ્ય અંતેવાસીઓ ને યુદ્ધવીરોએ ઘેરાના પહેલા જ દિવસથી પોતાના પુત્રોને ખલીફના રક્ષણ માટે મોકલ્યા, પણ એ સિવાય વધુ એમણે કશું જ કર્યું નહિ. ખલીફ અને એમનું કુટુંબ તરસથી પીડાતું હતું ત્યારે પેગંબર સાહેબનાં એક પત્ની એમને પાણી પહોંચાડવા ગયાં. ત્યારે બંડખોરો એમને પણ અપમાનિત કરી પાછાં હાંકી કાઢવાની હદે ગયા.

દરમિયાન પ્રાંતોમાં આ ઘેરાની ખબર પહોંચી ગઈ. ને દૂર દૂર વિજય માટે લડતાં લશ્કરોમાંથી ઉમૈયા ખાનદાનના સૂબાઓએ લશ્કરી મદદ રવાના કરી. પણ એની અસર હજરતને માથે ભમતા કાળની ઝડપ વધારવાની જ થઈ. બંડખોરો ગભરાવા લાગ્યા; એથી મદદ આવી પહોંચે ત્યાર પહેલાં જ એમાંના બે ત્રણ જણે મહેલ ફાડી છૂપી રીતે અંદર ઘૂસી જઈ, કુરાનનો પાઠ કરતા ખલીફનું બહુ જ કરપીણ રીતે ખૂન કર્યું. ને ઇસ્લામમાં એક એવી ખાનાજંગી અર્થાત્ અંદર અંદરની લડાઈ ઊભી કરી કે ન પૂછો વાત.

ચૂનીલાલ પુ. બારોટ

# ફુરસદ માટેની કેળવણી

સામાન્ય કામદાર પોતાના કામકાજના સમય દરમ્યાન કાંઈ ને કાંઈ નવું ઉત્પન્ન કરતો હોવાથી, તેને મુખ્યત્વે 'ઉત્પાદક' કહી શકાય. અલબત્ત, પોતાનું કામ કરવામાં તે કોઈ ને કોઈ વસ્તુઓ ઉપયોગમાં લેતો હોવાથી, તેટલા પૂરતો તેને વસ્તુઓ વાપરી નાખનાર પણ કહેવો જોઈએ. કવિતાઓ બનાવનાર કવિ પણ શાહીને તો વાપરી નાખનારો જ કહેવાય. (અને બનાવવાની દૃષ્ટિએ તો શાહી બનાવવી એ જ બહુ ગંભીર કામ છે!) તેમ છતાં કવિનું લક્ષણ આપણે તે જે કવિતાઓ રચે છે, તે ઉપરથી બાંધીએ છીએ; તે જે શાહી વાપરી નાખે છે, તેના ઉપરથી નહીં. બીજી બાજુ, શાહી બનાવનારનું લક્ષણ તે જે શાહી બનાવે છે તે ઉપરથી બંધાય છે; એ શાહીથી જે કવિતાઓ કે બીજું કાંઈ લખાય છે તે ઉપરથી નહીં. કવિ તેમ જ શાહી બનાવનાર જ્યારે પોતાનું કામ કરતા હોય છે, ત્યારે સામાજિક દૃષ્ટિએ તેમની કિંમત તેઓ જે કાંઈ ઉત્પન્ન કરે છે તે ઉપરથી — અને ખાસ કરીને તેમણે ઉત્પન્ન કરેલી વસ્તુની જાત ઉપરથી અંકાય છે; પરંતુ ફુરસદ દરમ્યાન તેમની કિંમત શા ઉપરથી અંકાય છે?

ફુરસદના સમય દરમ્યાન પ્રવૃત્તિનું મુખ્ય બિન્દુ ઉત્પાદન ઉપરથી ખસીને ભોગ ઉપર આવી જાય છે. તે સમયે કામદાર — ભલે પછી તે શાહી બનાવનાર હોય કે કવિ હોય — મુખ્યત્વે ભોક્તા બની જાય છે; અર્થાત્ તેને મજા પડે તથા રમૂજ આપે તે બધી વસ્તુઓ, જેવી કે, ભોજન, મકાન, કપડાં વગેરે, કે જેમની ઉત્પાદકને પણ જરૂર પડે છે — પરંતુ વધારામાં ચોપડીઓ, હોઠ રંગવાની રંગી, કપડાંના સૂટ, હીરા, તેમ જ બીજી કેટલીય વસ્તુઓનો તે ભોક્તા બની જાય છે. અલબત્ત, તે બધી વસ્તુઓ કોઈ ને કોઈ પ્રકારની માનવ-મજૂરીથી જ ઉત્પન્ન થતી હોય છે. કવિ શહેર બહાર ફરવા માટે જાય, અને એ રીતે બૂટનાં તળિયાં ઘસી નાખે. શાહી બનાવનારો મોટરમાં બેસી ફરવા નીકળે, અને એ રીતે મોટરગાડી તેમ જ પેટ્રોલ વાપરી નાખે. અથવા તે પેલા કવિની કવિતાઓ વાંચે, અને એ રીતે તેમનો ભોક્તા બને.

એટલે ઉપલક નજરે તો એમ લાગે કે, મજૂરીના સમય દરમ્યાન ઉત્પાદન અને ભોગનું જે પ્રમાણ હોય છે, તે ફુરસદના સમય દરમ્યાન ઊલટું થઈ જાય છે. પરંતુ એ સાદો સિદ્ધાંત સામાન્ય સમજણ પૂરતો ગમે તેટલો ઉપયોગી હોય, પણ તેનાથી વસ્તુસ્થિતિની બધી જટિલતાઓ સ્પર્શાઈ જતી નથી

એમ પણ બને કે, કવિ પોતાના ફુરસદના સમય દરમ્યાન શાહી બનાવીને આનંદ માણે, અને હું તો એક એવા કવિને — જો કે તે બહુ પ્રસિદ્ધ નથી — ઓળખું પણ છું, કે જે તેમ જ કરે છે. અથવા તો તે પોતાના બાગમાં બટાકા ઉછેરીને પોતાની ફુરસદ માણે; અને એ રીતે, કવિઓ બટાકા ખાઈ શકે તે માટે બીજા માણસોને જે મજૂરી કરવી પડે છે, તેને તેટલે અંશે હળવી કરે. વળી એમ પણ બને કે, પેલો શાહી બનાવનારો પોતાની ફુરસદ મોટરની મુસાફરીમાં માણવાને બદલે પોતાની કવિતાઓ રચીને જ માણે. એમ બનવું છેક જ અશક્ય નથી.

હું એમ નથી સૂચવવા માગતો કે, દરેક કવિએ પોતાની ફુરસદનો વખત શાહી બનાવવામાં ગાળવો જોઈએ (જો કે તેઓ તેથી પણ ખરાબ કામમાં વખત ગાળી શકે છે), કે દરેક શાહી બનાવનારાએ તે વખત કવિતાઓ બનાવવામાં ગાળવો જોઈએ; પરંતુ આ બાબતોમાંથી ફુરસદનો આદર્શ ઉપયોગ કેવો હોઈ શકે તે વિષે આપણે જરૂર સૂચન મેળવી શકીએ એમ મને લાગે છે. ફુરસદનો સારામાં સારો ઉપયોગ કુશળતા દાખવવી પડે તેવી કોઈ પણ પ્રવૃત્તિ જ હોઈ શકે. કારણ કે, એ જાતની પ્રવૃત્તિ વખતે જે આનંદ અને ઉત્સાહ અનુભવાય છે, તે જીવનમાં બીજે કોઈ પ્રસંગે અનુભવાતાં નથી કેળવણીની સાચી પદ્ધતિએ આપણને આપણી ફુરસદનો એ રીતે ઉપયોગ કરવાની તાલીમ આપવી જ જોઈએ. તેણે આપણી સર્જક શક્તિઓને વ્યક્ત કરવાનું અને વિવિધ માર્ગોએ થઈને તેમને સૌંદર્યને રસ્તે વાળવાનું લક્ષ રાખવું જ જોઈએ. આપણે જો એ રીતે કેળવાયા હોઈએ, તો આપણે આપણી ફુરસદનો બહુ ઓછો ભાગ ઇંદ્રિયસુખોનાં સ્થૂળ આકર્ષણોને વશ થવામાં ગાળીએ અને તેનો વધારે ભાગ આપણી સર્જક શક્તિઓ વિકસાવવામાં, અને એ રીતે આપણું નિર્બંધ સ્વાતંત્ર્ય અને માનવપ્રાણીઓ તરીકેનો આપણો મૂળ સ્વભાવ દાખવવામાં ગાળીએ. એ રીતે કરવાથી આપણે આપણી ફુરસદ હજારો ગણી વધારે માણી શકીશું, એ તો ખરું જ

ઉપરાંત એમ કરવાથી આપણે એકબીજાને ત્રાસરૂપ પણ ઓછા થઈશું. કારણ કે, માણસ જ્યારે પોતાની ફુરસદના સમયમાં ગાંડપણ કે મૂર્ખામી દાખવતો હોય છે, ત્યારે તે જેવો પોતાના અન્ય માનવબંધુઓને ત્રાસરૂપ થાય છે, તેવો બીજે કોઈ વખતે થતો નથી. મોટા ભાગના પ્રસંગોએ આપણને આપણા માનવબંધુઓને યાદવા

કરતાં ધિક્કારવાનું જ વધારે મન થાય છે. તેમાંય જ્યારે માણસ ગાંડપણ કે મૂર્ખામી દાખવતો હોય છે, ત્યારે તો તેને ધિક્કારતાં અટકવું એ લગભગ અશક્ય બની જાય છે. અને તે જ પ્રમાણે આપણે પણ તેમની આગળ એવો જ દેખાવ કરીએ, ત્યારે તેઓ પણ આપણને ધિક્કાર્યા વિના ભાગ્યે જ રહી શકે. ગરીબો તવંગર લોકોને ધિક્કારે છે, તેનું કારણ તે લોકોની સમૃદ્ધિ નથી, પરંતુ ગરીબો તેમને તેમની ફુરસદના સમયમાં ગાંડા કે મૂર્ખ બનતા જુએ છે, તે છે. અને તેમનો તે ધિક્કાર તવંગર લોકોની ફુરસદની સૌથી વધુ સ્પષ્ટ ગાંડી કે મૂર્ખી બાજુને વ્યક્ત કરતાં સચિત્ર છાપાંઓ જોઈને વધુ ને વધુ તીવ્ર બનતો જાય છે. ગરીબો કે તવંગરો એ બેમાંથી એક પણ વર્ગ 'સર્જનાત્મક ફુરસદ'ના ધ્યેય તરફ એક પણ પગલું ભરે, તો તે પગલું સાર્વત્રિક સદ્ભાવ વધારવાની બાબતમાં ઘણું ઉપયોગી નીવડે.

કામકાજના સમય દરમ્યાન જ કર્તવ્યબંધનોનો ખ્યાલ તીવ્ર કરવો, અને મોજમજાના સમય દરમ્યાન તેને ઓછો કરી નાખવો અથવા ભૂલી જ જવો — એ જાતનું વલણ વાચકે કદાચ પોતામાં નહિ તો બીજામાં અવશ્ય જોયું હશે. અર્થાત્ માણસ જ્યારે વસ્તુઓ ઉત્પન્ન કરતો હોય ત્યારે તેના ઉપર કર્તવ્યબંધનોનો ભાર વધારી મૂકવામાં આવે છે, અને તે જ્યારે વસ્તુઓ ભોગવી નાખતો હોય ત્યારે તેના ઉપરથી તે ભાર હળવો કરી નાખવામાં આવે છે. જોકે વસ્તુસ્થિતિ તો એ છે કે, એક માણસ વસ્તુઓ વાપરે છે, ત્યારે તેમાં બીજા માણસે તે વસ્તુઓ ઉત્પન્ન કરવાનું સમાઈ જ જાય છે; ખાસ કરીને આધુનિક જમાનામાં એ વસ્તુ વધારે સ્પષ્ટ દેખાય છે. સાદા નૈસર્ગિક જીવન તરફ પાછા ફરવા માટે આપવામાં આવતી પ્રબળ દલીલોમાંની એક એ છે કે, એ સ્થિતિમાં માણસ જે વસ્તુઓ વાપરી નાખે છે, તેમનું ઉત્પાદન પણ તેને જ કરવું પડતું હોવાથી કર્તવ્યભાર વહેંચાઈ જવાને બદલે એક જ વ્યક્તિ ઉપર એકત્રિત થાય છે. સાદી નૈસર્ગિક જીવનપદ્ધતિમાં મજૂરી અને ફુરસદ વચ્ચેનો ભેદ દૂર થતો હોય છે. 'સ્વીસ ફૅમિલી રૉબિન્સન' નામની નવલકથામાં વર્ણવેલા ચતુર કુટુંબનું જીવન નરી મજૂરી કહી શકાય કે નરી ફુરસદ કહી શકાય એ કહેવું મુશ્કેલ છે. એ માત્ર દૃષ્ટિબિંદુનો સવાલ છે. મારો પોતાનો અભિપ્રાય કહું તો, તે આનંદી ટાપુ ઉપર તે કામગરા કુટુંબ સાથે એકાદ બે મહિના ગાળી આવવા જેવી બીજી વધુ આનંદપૂર્ણ છુટ્ટીની હું કલ્પના કરી શકતો નથી

તે ગમે તેમ હો; પરંતુ એક વાતમાં શંકા નથી કે, જ્યાં કાંઈ કર્તવ્યભાર નથી એવી દુનિયામાં નાસી છૂટવાની વૃત્તિ આપણામાંના મોટા ભાગના લોકોના બંધારણમાં રહેલી છે. કદાચ માનવજાતના 'મૂળ પાપ'ની જ એ સાચી વ્યાખ્યા છે. સુપ્રસિદ્ધ નીતિશાસ્ત્રીઓમાં પણ આપણને તેના લિસોટા જોવા મળે છે. દાખલા તરીકે, મૅથ્યુ આર્નોલ્ડ ચારિત્રને જીવનનો ત્રણચતુર્થાંશ ભાગ કહે છે, અને બાકીના એકચતુર્થાંશ ભાગને ચારિત્રના અમલમાંથી બાતલ રાખે છે. એ બાકીનો ચોથો ભાગ કે જ્યાં કશું જ કર્તવ્યબંધન નથી એ મને શોધ્યો જડતો નથી; જોકે નિર્બળતાની કેટલીક ક્ષણોએ મેં તેને શોધી કાઢવાની વારંવાર ઇચ્છા કરી છે. ફુરસદના વખતમાં પણ કર્તવ્યબંધનનો અંતરનાદ મારી પાછળ લાગુ જ રહે છે; અને તેની પાસેથી છટકવાની મારી કામનાને તે જરાય મચક આપતો નથી.

બધા દાર્શનિક સિદ્ધાંતો પણ એમ જ કરે છે. તે બધાને ઝીણવટથી તપાસીએ તો છેવટે તે અમુક રીતને બદલે અમુક રીતે જીવવાનો આદેશ જ કરતા હોય છે. તેમાંનો કોઈ સિદ્ધાંત આપણને કર્તવ્યબંધન વિનાની દુનિયામાં લઈ જવામાં સફળ નીવડતો નથી. જે વાદો સદંતર બંધનરહિતતાનો સિદ્ધાંત જ પ્રતિપાદિત કરતા હોય છે, તેઓ પણ બીજા વેશમાં આદેશરૂપ જ હોય છે. 'ખાઓ, પીઓ અને મજા કરો, કારણ કે કાલે તમે નાશ પામવાના છો' એ સિદ્ધાંતમાં રહેલા આદેશ-બંધન જેટલું ઉઘાડું આદેશ-બંધન બીજું કયું હોઈ શકે? ઉપરાંત તેના જેટલું નેખમકારી તેમ જ કઠોર પણ બીજું કયું હોય? તપસ્યાના કઠોરમાં કઠોર માર્ગોએ પોતાની અતિશયતાની છેલ્લામાં છેલ્લી હદે પણ એનાથી વધારે કઠોર આદેશ નહીં કર્યો હોય; કારણ કે એ આદેશ તો ઠાઠડીએ બંધાઈને મને પકવાન ખાવાનું કહે છે. ખાવાપીવા માટે હું જરૂર તૈયાર છું; તેમાંય ભૂખ-તરસ લાગી હોય ત્યારે તો ખાસ કરીને; પરંતુ જ્યારે મૃત્યુનો ઓળો પીરસેલી પતરાળી ઉપર છવાઈ રહ્યો હોય ત્યારે? ત્યારે તો ભૂખ ક્યાંય મરી જાય; પકવાન ફીકું થઈ જાય, અને શરબત બેસ્વાદ થઈ જાય. જો એવા આદેશના અમલ હેઠળ મારે મારી ફુરસદ ગાળવાની હોય, તો તો એ ફુરસદ ધરી રહી!

ઉપરાંત, એ વસ્તુની બીજી એક બાજુ ઉપર પણ દુર્લક્ષ ન થવું જોઈએ. જ્યારે આપણે ચાર્વાકના આદેશ અનુસાર ખાતાપીતા હોઈએ ત્યારે આપણા પતરાળા-માંની વસ્તુઓ તૈયાર કરનારાઓ અને આપણા પ્યાલા-માંનું શરબત ઘૂંટી-ગાળીને તૈયાર કરનારાઓનો વિચાર પણ કરવો જોઈએ. કારણ કે, આપણો 'ભોગવિલાસનો સિદ્ધાંત' તે લોકોને વિચારમાંથી બાતલ જ રાખે, તો તે અધૂરો જ કહેવાય. એમ પણ બને કે આપણે આપણી ફુરસદ માણવા જતાં તે લોકોની ફુરસદ ધૂળમાં મેળવતા હોઈએ. આ પ્રસંગે 'દરવાજા પાસેના' બેથલેહેમના કૂવામાંથી ડેવિડ માટે પાણીનો ઘૂંટડો લઈ

આપવા પોતાનો જાન જોખમમાં નાખીને ગયેલા ત્રણ વીર પુરુષોની વાત યાદ આવે છે. તમને યાદ હશે કે, ડેવિડે ખૂબ તરસ લાગી હોવા છતાં એ પાણી પીવાની ઘસીને ના પાડી, અને તેને ઈશ્વરાર્પણ કરી દીધું તેણે કહ્યું, 'પોતાનો જાન જોખમમાં નાખીને જનારા ત્રણ વીરોનું લોહી હું પીઉં?' ફુરસદના સિદ્ધાંતને માટે એ કથા ભારે અર્થપૂર્ણ છે

માણુસાઈ દાખવવાની રમતના જે નિયમો છે — અને તે એક જ રમત અંતે તો રમવા જેવી છે — તે નિયમો મજૂરી તેમ જ ફુરસદ બંનેને લાગુ પડે છે સારામાં સારું કામ, અને સારામાં સારી રમત એ બેને જુદાં પાડવાં મુશ્કેલ છે. માત્ર હીન કોટીએ પહોંચીને જ મજૂરી તેમ જ ફુરસદ એકબીજાથી જુદાં પડે છે, અને એકબીજાનાં વિરોધી બને છે તેમની ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાએ તો તેઓ એક જ વસ્તુનાં બે નામ જેવાં બની જાય છે જે બિંદુએ તેઓ એક થવા લાગે છે, તે બિંદુ 'કળા' શબ્દથી સૂચિત થાય છે અત્યારના મજૂર-પક્ષની સમાંતર જો બીજો ફુરસદ-પક્ષ સ્થાપવામાં આવે — અને હું માનું છું કે તે બહુ ઇચ્છવા યોગ્ય છે — તો તે બંને પક્ષો થોડા જ વખતમાં જોઈ શકશે કે બંનેનું પ્રયોજન એક જ છે: અર્થાત્ સમાજના તમામ કામકાજને માણુસાઈ દાખવવાના એકમાત્ર નિયમ હેઠળ સુંદર કળાની કોટીએ લઈ જવું; અને એ રીતે, મજૂરોનો પ્રશ્ન અને ફુરસદનો પ્રશ્ન — એ બંને પક્ષીને એક જ કાંકરે પાડી દેવાં.

જ્યાં 'બેકારી'ના નામથી ઓળખાતી ફુરસદને રાજ્યને પૈસે નભાવવામાં આવે છે, ત્યાંને માટે પણ આમાંથી એક અતિ ઉપયોગી સૂચન મળી રહે છે.

બેકાર સ્ત્રી-પુરુષોને છૂટે હાથે પૈસા આપીને તેમની ફુરસદનો સમય ગલીઓમાં રખડવામાં, ઝઘડા ઊભા કરવામાં કે સંતતિનિયમનની રીત શીખવામાં વેડફી દેવા માટે તેમને છૂટાં મૂકી દેવાને બદલે તેમની ફુરસદનો કાંઈક ભાગ કાંઈ પણ કુશળતા મેળવવામાં કે જગતનાં સ્ત્રી કે પુરુષ તરીકે તેમનો ભાગ બજાવવા માટે કાંઈપણ લાયકાત મેળવવામા ગાળવાનું ફરજિયાત કરવામા આવે તો કેવું સારું! જેમકે તેમને કાંઈ નહીં તો શરીર-સ્વાસ્થ્યનાં અને શરીરવિકાસનાં જ મૂળતત્ત્વો શીખવવામાં આવે; તેમને તેમનાં હાથ, આંખો, કંઠ અને તેમનાં સંપૂર્ણ શરીર વાપરતા શીખવવામાં આવે; તેમને શ્વાસ લેતાં, ચાલતાં, ઊભા રહેતાં, ટટ્ટાર રહેતાં, તથા શરીરનો ભાર જે કેન્દ્રોએ ઝીલવાનું કુદરતે નક્કી કર્યું છે, તે કેન્દ્રો ઉપર જ તે ભાર નાખવાનું શીખવવામાં આવે; વળી તેમાંના કોઈનો હાથ કોઈ કારીગરી માટે વળેલો જણાય, કે કોઈનો કંઠ સંગીત માટે યોગ્ય જણાય, કે કોઈની આંખ આકૃતિ ઝીલવા માટે તૈયાર જણાય, તો તેમને તેની કેળવણીની તક પણ આપવામાં આવે. અત્યારની પેઠે તેમને પૈસા આપીને તેમને હરાયાં ઢોરની માફક પોતાની ફુરસદના પ્રશ્નનું, પોતાના કામવિકારના પ્રશ્નનું, અને બીજા પણ કેટલાય પ્રશ્નોનું તેમને આવડે તે રીતે નિરાકરણ મેળવવા માટે છૂટા મૂકી દેવા કરતાં એ હજારગણું સારું નથી?

ફુરસદ અને મજૂરી ઉપર એકબીજાની પડતી સીધી અસરો અને તે બેને એકબીજાથી સદંતર જુદાં પાડવા માટે વિજ્ઞાનિક લીટી દોરવાની મુશ્કેલીના દૃષ્ટાંત રૂપે નીચેનો પ્રસંગ ટાંકવો અનુચિત નહીં ગણાય.

મારા પરિચિત એક શિક્ષકે પોતાની શાળામાં સુંદર તથા શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર શારીરિક હલનચલનની એક યોજના દાખલ કરી હતી. તેનાથી શો લાભ થતો હતો તે વિષે મેં તેને પૂછ્યું. તેણે કહ્યું, 'તે પદ્ધતિથી વિદ્યાર્થીઓ માત્ર મગજથી જ નહીં પણ તેમના આખા શરીરથી વિચાર કરતાં શીખે છે, અને એ રીતે તેઓ તેમના અભ્યાસ-પાઠો માટે વધુ યોગ્ય બને છે'

મેં પૂછ્યું, 'પરંતુ એ પરિણામ તો બીજી ચાલુ રમત-ગમતોથી પણ ન આવી શકે?'

તેણે જવાબ આપ્યો, 'ના. ફૂટબૉલની હરીફાઈ પછી તેઓ સાંજની તૈયારીને સમયે ઊંઘેડા બની જાય છે, અને બીજે દિવસે સવારે પણ કઠિન ગણિતના સમયમાં તેની અસર હંમેશાં જણાય છે પરંતુ આ નવી પદ્ધતિએ ગાળેલા એક કે બે કલાક બાદ, તેઓ વર્ગમાં જરા પણ થાક્યા વિના તેમ જ 'રાઈ જેટલા તીવ્ર' બનીને આવે છે અને હું તમને ખાતરીથી કહું છું કે, તેઓને તેમાં અતિશય મજા પડે છે.'

કહેવું જોઈએ કે, તે શિક્ષકે એવી શોધ કરી હતી કે જેનાથી કેળવણીમાં નવા યુગનો અરુણોદય થતો હતો: અર્થાત્ માનવપ્રાણીઓને આનંદપૂર્ણ તેમ જ કઠોર એવા શિસ્તના સાધન વડે તેમના આખા શરીર વડે વિચાર કરતાં શીખવવાની શક્યતાનો. મને લાગે છે કે, 'માણુસના પુનરુજ્જીવન' તરફ તે પ્રથમ પગલારૂપ છે. તે પગલાને આપણે ચીવટથી અનુસરીશું તો તે આપણને તે માર્ગે ઘણે દૂર લઈ જશે

[ પ્રો૦ જૅક્સના અંગ્રેજી ઉપરથી ] ગો૦

પોતાની જરૂર મટાડવી એ જ સારા શિક્ષકનું એક માત્ર ધ્યેય છે.

— ડીન ઈન્જ

# અજાતશત્રુ લિંકન

૯. લોકસેવક

લિંકને પ્રમુખનો હોદ્દો લીધો તેની સાથે જ 'વ્હાઈટ હાઉસ'ના દરવાજા સૌને માટે ખુલ્લા થઈ ગયા — પ્રમુખની મુલાકાત માટેના બધા વિધિનિષેધો શિથિલ થઈ ગયા. ગરીબ કે તવંગર, સરકારી અમલદાર કે સામાન્ય પ્રજાજન નિર્ભયતાથી પ્રમુખ પાસે પહોંચી, વિના સંકોચે પોતાની દાદ-ફરિયાદ રજૂ કરી શકતો અને સંપૂર્ણ સમાધાન મેળવી આવા લોકવત્સલ પ્રમુખને દુવા દેતો પ્રસન્ન ચિત્તે પાછો ફરતો. કોઈવાર મુલાકાતીઓનો અસાધારણ ધસારો હોય ત્યારે પ્રમુખની દયા ખાઈ દરવાન ભૂલેચૂકે કોઈને રોકતો તો લિંકન તરત જ તેને તેમ કરતાં અટકાવતો. લોકોનો પ્રતિનિધિ લોકોનો સીધો અને જીવંત સંપર્ક તજે તો લોકલાગણી, લોકોની આશા-નિરાશા, લોકોનાં સુખદુઃખ અને લોકોની જરૂરિયાતોની શી ખબર પડે? અને એ ખબર ન પડે તો લોકોની, લોકો કાજે ચાલતી સરકાર કેમ ટકે? આ ઉદાર છૂટનો દુરુપયોગ ન થતો એમ નહિ. પરંતુ અનેક લોકો એ છૂટનો દુરુપયોગ ભલે કરતા, પણ તેમને અટકાવવા જતાં એક પણ સાચા ફરિયાદીને વિમુખ થઈ પાછા ફરવું પડે એ કેમ પોસાય? આમ, લિંકનના અઠવાડિયાના બે દિવસ તો કેવળ મુલાકાત આપવામાં જ જતા. મુલાકાતીને ખ્યાલ સરખો ન હોય એટલા ધ્યાનથી તે તેમની વાત સાંભળતો અને તે ઉપરથી પ્રજાની નાડ પારખતો. લિંકન કોઈ અગત્યના કામમાં રોકાયો હોય તો સરકારી અમલદારો, જાણીતા મુત્સદ્દીઓ કે મોભાદાર ધનિક નાગરિકોને બહાર થોભી રહેવું પડતું. પરંતુ સામાન્ય પ્રજાજનને તો તત્કાળ તેની પાસે પ્રવેશ મળતો. પ્રમુખની મોભાદાર પદવી પ્રાપ્ત થયા છતાંયે શિષ્ટાચારના ઔપચારિક અને બાહ્ય વિધિ-નિષેધો વિષેનો એનો સ્વાભાવિક અણગમો ઓછો થયો નહિ. ઘણી વાર તો મુલાકાતી પોતાનું પરિચયપત્તું મોકલે કે તરત તે જાતે જ બહાર આવીને તેને પોતાના ખંડમાં લઈ જતો. એક દિવસે ત્રણ ગરીબ બાળાઓ રંક પોશાકમાં પ્રમુખનાં દર્શન કરવાને 'વ્હાઈટ હાઉસ'માં આવી ચડી. પરંતુ તેઓ પોતાની કંગાળિયત અને ત્યાંના ઠાઠમાઠનો મુકાબલો કરી ક્ષોભ પામીને અતિશય સંકોચ અનુભવી રહી હતી. તેવામાં લિંકનની નજર તેમના ઉપર પડી. તરત જ તે પોતાના ખંડમાંથી બહાર આવ્યો અને એ ત્રણે બાળાઓ જોડે હાથ મિલાવી, તેમની ખબરઅંતર પૂછી તેમને દરવાજા સુધી વળાવી આવ્યો. ન્યૂ ઓર્લિયન્સની મુસાફરીનો લિંકનનો સાથી જોન હંક્સ એક દિવસ તેને મળવા 'વ્હાઈટ હાઉસ'માં આવી ચડ્યો. 'ક્યાં હું અને ક્યાં લિંકન? આવા ગરીબ ગામડિયાના પોશાકમાં તે મને ઓળખશે ખરો? અને ઓળખશે તો તે મારું કેવું સ્વાગત કરશે?' આવા સંકલ્પવિકલ્પ કરતો તે સુદામાની પેઠે સંકોચ અનુભવી રહ્યો હતો ત્યાં લિંકને તેને દીઠો. બહાર દોડી આવી તે હંક્સને ભાવથી ભેટી પડ્યો, અને તે પ્રદેશના પોતાના જૂના મિત્રો અને સાથીઓ તથા સગાંવહાલાંની ખબર-અંતર પૂછી. તેને આગ્રહપૂર્વક બેચાર દિવસ પોતાની સાથે રાખી તેની સારી પેઠે આગતાસ્વાગતા કરી, અને છૂટા પડતી વખતે એ જૂના મિત્રની મુલાકાતની યાદગીરીમાં તેના ઉપર મુલાકાતની સાલ અને તારીખ કોતરાવી એક સુંદર ઘડિયાળ તેને ભેટ આપી. આમ છતાં તે નોકરી ઢૂંઢનારા મુલાકાતી-ઓથી ત્રાસી જતો. અમેરિકામાં એવી બૂરી પ્રથા પડી ગઈ હતી કે, જે પક્ષનો પ્રમુખ થાય તે પક્ષના લોકોને રાજ્યની મોટી મોટી નોકરી મળે. પ્રમુખપદ માટેનો ઉમેદવાર, પક્ષના લાગવગ ધરાવનારા સભ્યો સાથે આગળથી જ રાજ્યના મોટા મોટા હોદ્દા-ઓનો સોદો કરીને તેમનો સહકાર મેળવતો. લિંકનને આગળથી આવી રીતે રાજ્યના હોદ્દાઓ વહેંચવાની પ્રથા પ્રત્યે ભારે અણગમો હતો. આથી, પ્રમુખ માટે પોતાનો ઉમેદવાર નક્કી કરવાને રિપબ્લિકન પક્ષની પરિષદ મળી ત્યારે, છેલ્લી ઘડીએ પોતાના માણસોને તાર કરીને, પાછળથી પોતાને બંધનકર્તા થઈ પડે એવા સોદા કોઈ પણ ભોગે ન

કરવા લિંકને જણાવ્યું હતું, અને એ રીતે પોતાની ચૂંટણીને પણ જોખમાવી હતી. પણ એ તાર પહોંચે તે પહેલાં કેટલાક સોદા તો થઈ ગયા હતા, એટલે નિરુપાયે ગળે આવીને પણ લિંકનને થોડા માણસોને નોકરીમાં લેવા જ પડ્યા. બીજાઓને તો એ બાબતમાં તેણે આંખ મીંચીને ના જ ભણી દીધી. એ વિષે પોતાની અકળામણ વ્યક્ત કરતાં તે કહે છે, 'આંતરયુદ્ધ શરૂ થયું ત્યારથી, ઊંઘતી વખતે પણ હું મારી એક આંખ ઉઘાડી રાખું છું; પરંતુ નોકરી શોધનારાઓ આગળ તો હું મારી બંને આંખ બંધ કરી દઉં છું.' નોકરીની બાબતમાં પક્ષાપક્ષીની અનિષ્ટ પ્રથા નાબૂદ કરવા લિંકને રાજ્યની બની શકે એટલી જગ્યા ડેમોક્રેટિક પક્ષના લાયક માણસોને આપી આવે કટોકટીને પ્રસંગે તેની પાસે નોકરીની માગણી કરવા આવનારાઓ વિષે તે કહે છે, 'ઘરમાં આગ લાગી છે તે વેળાએ, એ ભડભડ બળતી ઇમારતમાં જગ્યા મેળવવાની માગણી કરતા લોકોને માટે મારે મથામણ કરવી પડે છે.' આવા લોકો જોડે પણ તે તેની લાક્ષણિક ખામોશી જાળવતો. પણ જ્યારે કોઈ પોતાનો અંગત સ્વાર્થ સાધવાને માટે તેની મદદની માગણી કરતું ત્યારે તેની અખૂટ ધીરજ પણ ખૂટી જતી. એક માણસે પૈસા કમાવાની પોતાની યોજનામાં તેનું નામ આપવાની લિંકન પાસે માગણી કરી, અને તેણે તેમ કરવાની સાફ ના પાડ્યા છતાં પેલાએ તેનો આગ્રહ છોડ્યો નહિ. આથી લિંકનનો પુણ્યપ્રકોપ ઊછળી આવ્યો, 'શું તમે સંયુક્તરાજ્યના પ્રમુખને કમિશન એજન્ટ સમજો છો? એમ હોય તો તમે ખોટી જગ્યાએ આવ્યા છો. તમારે માટે તેમ જ તમારા જેવા આશયથી આવનારા બીજાઓ માટે તો પેલો દરવાજો છે.'

પરંતુ લિંકન માટે સૌથી વધારે આનંદ અને પ્રેરણાદાયક મુલાકાતીઓ તો તેના તરફ અખૂટ વિશ્વાસથી જોનાર ભલાભોળા સામાન્ય લોકો હતા. તેઓ લિંકન પાસે કશો લાભ મેળવવાની આશાથી નહિ, પણ તેમનો તેના ઉપરનો પૂર્ણ વિશ્વાસ પ્રકટ કરવાને જ આવતા. તેઓ તેને માત્ર એટલું જ કહેતા કે, 'તમારા ઉપર અમારો સંપૂર્ણ વિશ્વાસ છે— ઈશ્વર તમને સહાય કરો!' એક દિવસ આવો એક માણસ લિંકનને મળવા આવ્યો. તેનો ઠાઠમાઠ જોતાં લિંકનને ધ્રાસકો પડ્યો. રખેને એ મારી પાસેથી કંઈ ભારે માગણી કરે! પણ ક્ષણ વારમાં તેણે લિંકનનો ભરમ ભાંગ્યો. તેણે કહ્યું, 'આપે પ્રમુખનો હોદ્દો લીધો ત્યારથી હું તમારી રાજનીતિ ઝીણવટપૂર્વક નિહાળતો આવ્યો છું. . . હવે તમારા એક મતદાર તરીકે હું કહું છું કે, હવે ભવિષ્યમાં તમારી મરજીમાં આવે તેમ કર્યે જાઓ. એ બધામાં હું તમને સાથ આપીશ.' આટલું કહીને પેલો માણસ જવાને માટે ઊભો થયો. પણ તેને જતો રોકતાં લિંકને કહ્યું, 'બેસો, મારા મિત્ર, જરા બેસો. તમને મળવાથી મને બહુ આનંદ થયો. તમે આજે મારી સાથે ખાણું લેજો. મિત્ર, થોડી વાર રોકાઈને તમારે આજે મારી સાથે ખાણું લેવું જોઈએ, કારણ કે હજી મેં તમારી વાત પૂરેપૂરી સાંભળી નથી.' લિંકનને સાથ આપનારા આવા અનેક લોકોના પ્રતિનિધિઓ હતા. અને પહેલી જ મુલાકાતે લિંકનનું સ્નેહભીનું આતિથ્ય પામવાનો લહાવો મેળવનાર પણ આવા અનેક માણસો હતા. પોતાની ઉપર અખૂટ વિશ્વાસ રાખનાર આવા લોકો પાસેથી જ લિંકન પ્રેરણા મેળવતો અને પોતાની જવાબદારીનો ભાર અને ચિંતા હળવાં કરતો. તેના સાથીઓ લિંકનની આ રીતની વધારે પડતી ઉદારતાનો વિરોધ કરતા અને કહેતા કે, 'આ હજારો લોકોની માગણીઓ—જેમાંની ઘણીખરી તો સંતોષી શકાય એમ છે જ નહિ—સાંભળી સાંભળીને તમે તમારી જાત ઘસી નાખશો.' આના જવાબમાં અતિશય વિષાદભર્યું હાસ્ય કરીને તે કહેતો, 'એ લોકો કંઈ વધારે માગતા નથી, અને તેમને લગભગ કશું જ મળતું નથી, પણ મારે તેમને મળવું તો જોઈએ જ.' તેની આ ઉદારતાનું કારણ તેનો માયાળુ સ્વભાવ અને જનતા પ્રત્યેની તેની અનન્ય મમતા હતું. પરંતુ તે ઉપરાંત બધા લોકો માટે પોતાના દરવાજા ખુલ્લા રાખવાને કારણે તેને અમેરિકન પ્રજાના બધા વર્ગોનો નિકટનો પરિચય મળી રહેતો. આ વિષે તે કહે છે, 'માત્ર અમલદાર વર્ગના સંસર્ગમાં રહેનાર માણસો તેમના વિચારોમાં આપખુદ નહિ તો અમલદાર જેવા બની જવાનો, અને તેઓ જે સત્તા ધરાવે છે તે કેવળ

લોકોના પ્રતિનિધિ તરીકે જ પોતે ધરાવે છે એ હકીકત દિવસ પર દિવસ જતાં ભૂલતા જવાનો સંભવ છે. . . . . મારી આગળ લાવવામાં આવેલી ઘણી બાબતો ક્ષુલ્લક હોય છે એ ખરું, પણ તેમાંની કેટલીક વત્તાઓછા મહત્ત્વની પણ હોય છે. અને એ બધી, જેમાંથી હું પેદા થયો છું અને એ વરસ પછી જેમાં હું પાછો ભળી જવાનો છું તે મહાન લોકસમુદાયની વધારે સ્પષ્ટ અને તાદશ પ્રતિમા મારી સમક્ષ ખડી કરવામાં મને મદદગાર થાય છે. . . . આ મુલાકાતોને હું મારું લોકમતનું સ્નાન કહું છું, કારણ કે હું વર્તમાનપત્રો વાંચતો નથી એટલે મને એ રીતે લોકમતની જાણ નથી થતી. આ મુલાકાતો બધી રીતે આહ્લાદક ન હોય એ બનવા જોગ છે, પણ એકંદરે તે મારી જવાબદારી અને ફરજના ભાનને જાગ્રત અને સબળ કરે છે.' એક સમયે તેના જાહેર સ્વાગત વખતે ટાઢથી અથવા તેણે હાથનાં મોજાં પહેર્યાં હતાં. તેના હાથનો પંજો એટલો વિશાળ હતો કે સૌથી મોટાં મોજાં પણ ભેળે ભેળે તેના હાથે આવતાં. આ રીતે, સ્વાગત કરનાર સમુદાયની પ્રત્યેક વ્યક્તિ જોડે હાથ મિલાવતો આગળ ચાલતો હતો એવામાં તે પહેલાંના કોઈ પરિચિત માણસ આગળ આવી પહોંચ્યો. તેને ઓળખી કાઢીને તેની જોડે તેણે એટલા ઉમળકાથી હાથ મિલાવ્યા કે પેલું હાથનું નાજુક મોજું ચરડ દઈને ફાટી ગયું. પોતાનો હાથ ઊંચો કરી થોડી વાર તે એ ફાટેલા મોજા તરફ અચંબાથી જોઈ રહ્યો. પછી તે બોલ્યો, 'ઠીક, મારા જૂના દોસ્ત, તમે અને હું આવી વસ્તુઓ પહેરવાને સરજાયા જ નહોતા. બહુ બહુ તો આ મોજું ટાઢ ખાળી શકે, પણ આપણા જેવા પુરાણા મિત્રો જોડે હાથ મિલાવવામાં તો તે અવશ્ય નિષ્ફળ નીવડે. કેપ્ટન, જરા બાજુમાં થોભજો, થોડી વારમાં હું તમને મળું છું.'

કેટલાક મુલાકાતીઓ લિંકનને સુફિયાણી સલાહ આપવાને પણ આવતા. લિંકન તેમની સલાહની પોકળતા વિનયપૂર્વક ઉઘાડી પાડી તેમને વિદાય કરતો. એક માણસ આવીને તેને કહે, 'તમે કહો છો કે, તમે જનતાના વકીલ છો. આમ હોય તો, તમે કબૂલ કરશો કે, આ માર્ગ સૌથી વધારે લોકપ્રિય થઈ પડશે.' આના જવાબમાં લિંકન કહે, 'મારા નિર્ણય વિરુદ્ધ હું મારા અસીલોને મારા મુકદ્દમાનું સંચાલન કરવા નહિ દઉં . . . . હા, મારું સંચાલન તેમને સંતોષકારક ન જણાય તો મને દૂર કરવાને તેઓને તક મળી રહેશે.' એક વખતે કેટલાક માણસો તેને કંઈક સલાહ આપવાને, તથા કંઈક ફરિયાદ કરવાને આવ્યા હતા. તેમને ઉદ્દેશીને લિંકન કહે, "ગૃહસ્થો, સમજો કે તમારી બધી માલમત્તા સોનામાં છે અને તે તમે એક માણસને દોરડાં ઉપર નિયાગરા નદી પાર લઈ જવાને સોંપી છે. એ પરિસ્થિતિમાં શું તમે દોરડું હલાવ્યા કરશો અથવા તો તેને બૂમ પાડીને કહેશો કે, 'ભાઈ, જરા વધારે વાંકો વળ, જરા ઝડપથી પગ ઉપાડ, જરા જમણી બાજુ વળ, હવે જરા ડાબી બાજુ વળ?' ના, એટલો વખત તમે તમારાં શ્વાસ તેમ જ જીભને રોકી રાખશો અને તે સુરક્ષિત પાર ઊતરે ત્યાં સુધી તમે દોરડાથી પણ તમારા હાથ દૂર રાખશો. સરકાર આજે ભારે બોજો ઉઠાવી રહી છે. તેના હાથમાં અમૂલ્ય ખજાનો પડેલો છે અને એ સાચવવાને તેનાથી બનતું બધુ તે કરી રહી છે. એને તમે સંતાપો નહિ. શાન્તિ રાખો, અને તે તમને સુખરૂપ પાર ઉતારશે."

એક જણ લિંકન સાથેની પોતાની મુલાકાતનું વર્ણન આપતાં જણાવે છે કે, "તેની 'હા' અતિશય પ્રેમાળ અને આનંદપ્રદ હતી અને તેની 'ના' એવા સ્વરમાં ઉચ્ચારાતી કે તે નકારના ડંખથી સાવ વંચિત હતી. મારો અનુભવ કહું તો, મેં તેમની રજા લીધી ત્યારે હું પ્રોત્સાહિત થયો હોઉં, અને મારો કંઈક ઉત્કર્ષ થયો હોય, એવું મને લાગ્યું."

લિંકનની અનન્ય લોકવત્સલતાનાં આવાં સુભગ દૃષ્ટાંતો અખૂટ છે. એટલે વધારે લંબાણ ન કરતાં, અમેરિકામાં ભાઈ ભાઈ વચ્ચે આપસમાં ફાટી નીકળેલા આંતરયુદ્ધ તરફ હવે વળીએ. લિંકન જેવા માનવજાતિના ચાહક માટે આ ગૃહક્લેશ તુલ્ય આંતરયુદ્ધ તેની આકરામાં આકરી કસોટી સમાન હતું. એ કારમી કસોટીમાંથી ઊગરવા માટે તેણે આકાશપાતાળ એક કર્યાં હતાં, પણ એના સઘળા ભગીરથ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. એ યુદ્ધ દરમ્યાન તેને આકરામાં આકરી કસોટીમાંથી પસાર થવું પડ્યું. આરંભમાં જ ઉપરાઉપરી મળતા પરાભવથી કેટલીયે વાર પ્રજાની ધીરજ ખૂટી ગઈ—તે હિંમત હારી બેઠી. પણ

આ વસમી તડકી-છાંયડીમાંયે, પોતાના ધ્યેય ઉપર અચળ રહી, જ્યારે આખી પ્રજા હતાશ થઈને બેઠી હતી અને સર્વત્ર વિનાશ અને સૂનકાર દૃષ્ટિગોચર થતાં હતાં, ત્યારે વિરલ ઉત્સાહ અને સમતા દાખવી તેણે પ્રજામાં ધીરજ, હિંમત અને વિશ્વાસનો સંચાર કર્યો અને છેવટે તેને વિજયને લક્ષ્યે પહોંચાડી. પણ એ સતત ચિંતા અને અસહ્ય જવાબદારીએ જોત-જોતામાં એનું ખડતલ શરીર ઘસી નાખ્યું. લડાઈનાં ચાર વરસમાં તે વૃદ્ધ થઈ ગયો. એની નિર્મળ અને કરુણાપૂર્ણ આંખો ઊંડી ઊતરી ગઈ, એના ચહેરા ઉપરની વિષાદની રેખાઓ ઘેરી બની, અને એનું બાલોચિત મુક્તહાસ્ય ધીમું પડયું.

મણિભાઈ બ. દેસાઈ

# વહેવારુ ખગોળ—૧૨

હવે પંચાંગમાં આવતી પરચૂરણ બાબતો લઈએ. પંચાંગમાં દર પંદર દિવસના ગ્રહો આપવામાં આવે છે તે વિષે પહેલાં કહીએ. આ ગ્રહો દર પૂનમ અને અમાસના સૂર્યોદય સમયના હોય છે. વચ્ચેના કોઈ પણ સમયના ગ્રહ કાઢવા માટે દરેક ગ્રહની નીચે તેની દૈનિક ગતિ આપેલી હોય છે. ગ્રહની નીચે અનુક્રમે તેની રાશિ, અંશ, કલા, વિકલાના આંકડા અને તેની નીચે દૈનિક ગતિના કલા અને વિકલાના આંકડા આપવામાં આવે છે. ઉદાહરણ તરીકે, ચાલુ વર્ષના તિલક પંચાંગમાં ભાદરવા સુદ પૂનમના સૂર્યના આંકડા નીચે પ્રમાણે છે:

૨ ૫ ૩ ૫૮ ૧૭
દૈનિક ગતિ ૫૮ ૩૦

આનો અર્થ એવો છે કે, ભાદરવા સુદ ૧૫ (તા. ૧૬ સપ્ટે., ૧૯૪૦) ના સૂર્યોદય સમયે ૨ એટલે રવિ (સૂર્ય) ૫ રાશિ, ૩ અંશ, ૫૮ કલા, ૧૭ વિકલા ઉપર હશે અને તેની દૈનિક ગતિ ૫૮ કલા અને ૩૦ વિકલા હશે. અહીં યાદ રાખવું કે સૂર્ય પાંચ રાશિ પૂરી કરીને છઠ્ઠી એટલે કન્યારાશિમાં છે, પાંચમી એટલે સિંહરાશિમાં નથી. આ પ્રમાણે જ દરેક ગ્રહના આંકડા આપેલા હોય છે.

આ ઉપરાંત સૂર્યની રાશિઓ અને નક્ષત્રોના અને બીજા ગ્રહોની રાશિઓના પ્રવેશ-કાળ આપવામાં આવે છે. તે બીજા બધા આંકડાની પેઠે સૂર્યોદયથી ઘડી-પળમાં અપાય છે. આપણાં ચાલુ (અદ્દલાયદી) પંચાંગોના આ આંકડાઓમાં સરાસરી ચાર અંશની ભૂલ હોય છે એ વિષે અગાઉ કહેવાઈ ગયું છે.

બધા ગ્રહો ખરી રીતે પશ્ચિમથી પૂર્વ (માર્ગી) જાય છે, પણ પૃથ્વીની ગતિને લીધે કોઈ વખત તેઓ પૂર્વથી પશ્ચિમ (વક્રી) જતા દેખાય છે. ગ્રહોની આ વક્રી અને માર્ગી ગતિઓ પંચાંગમાં જણાવવામાં આવે છે.

ગ્રહો સૂર્યની નજીક આવે છે, ત્યારે તેઓ સૂર્યના તેજમાં ડૂબી જવાથી દેખાતા બંધ થાય છે અને ફરીને તેઓ સૂર્યથી દૂર જાય છે ત્યારે દેખાવા માંડે છે. આને અનુક્રમે ગ્રહોના અસ્ત અને ઉદય કહે છે. આ ઉદયાસ્ત અને દૈનિક ઉદયાસ્ત જુદા છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં એક આંટો ફરે છે, તેથી સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારા, વગેરે બધા આકાશના પદાર્થો આપણી આસપાસ ૨૪ કલાકમાં એક આંટો ફરતા દેખાય છે. તેઓ બધા ૨૪ કલાકમાં પૂર્વમાં ઊગીને આકાશમાં ઊંચા આવીને પશ્ચિમમાં આથમીને ફરીને પૂર્વમાં ઊગતા દેખાય છે. આ દૈનિક ઉદયાસ્તથી ઉપર વર્ણવેલા ગ્રહોના ઉદયાસ્તને જુદા પાડવા ખાતર તેને ગ્રહોનાં લોપ અને દર્શન કહેવાની સૂચના થઈ છે, અને તે પ્રમાણે કોઈ કોઈ પુસ્તકો અને પંચાંગોમાં લખવામાં આવે છે. અમાસે ચંદ્ર દેખાતો નથી, ત્યાર પછી સુદ પડવા કે બીજને દિવસે તે ફરીને દેખાય છે, તેને ચંદ્રદર્શન કહેવામાં આવે છે, તે આ પ્રકારનું જ છે; અને તે ઉપરથી જ 'દર્શન' અને 'લોપ' શબ્દો યોજ્યા છે.

તિથિ, વાર અને નક્ષત્રમાંથી અમુક બે એકઠાં થાય ત્યારે અમુક (અમૃતસિદ્ધિ વગેરે) યોગ ગણવામાં આવે છે, તે પંચાંગમાં અપાય છે. આ યોગો અગાઉ કહેલા દૈનિક ૨૭ યોગ કરતાં જુદા છે અને તેનો ઉપયોગ મુહૂર્ત વગેરે ફલજ્યોતિષમાં જ થાય છે. ખગોળશાસ્ત્રની દૃષ્ટિએ તેઓનો કોઈ અર્થ નથી.

આ ઉપરાંત એકાદશી વગેરે ધાર્મિક વ્રતો અને બીજા સામાજિક ઉત્સવો, તહેવારો, વગેરે પંચાંગમાં આપવામાં આવે છે.

દર પખવાડિયે ગ્રહોની જે કુંડળી આપવામાં આવે છે, તે અગાઉ કહેલી પૂનમ અને અમાસના ગ્રહોની સ્થિતિ દર્શાવવાની બીજી રીત છે. આ એક જાતનો આલેખ (ગ્રાફ) છે એમ કહી શકાય. ગ્રહો એકબીજાથી કેટલા દૂર (લગભગ) આવેલા છે તે આ ઉપરથી તરત સમજાય છે. તેમાં ૧૨ ખાનાં હોય છે અને તેમાં ૧૨ રાશિઓના આંકડા લખવામાં આવે છે. સૂર્ય જે રાશિમાં હોય તે રાશિનો આંકડો મથાળાના વચલા ખાનામાં લખાય છે અને પછી ડાબી બાજુથી ગોળાકારમાં જમણી બાજુએ આવીને બારે રાશિઓના આંકડા પૂરા કરવામાં આવે છે. પછી જે ગ્રહ જે રાશિમાં હોય તેને તે રાશિના આંકડાવાળા ખાનામાં લખવામાં આવે છે. આથી ગ્રહોની વચ્ચેનાં પરસ્પર અંતરો અંદાજે જણાય છે.

કુંડળીની રચના ફળજ્યોતિષની સગવડ ખાતર કરવામાં આવી છે, પણ તેનો ખગોળવિષયક ઉપયોગ થઈ શકે. સૂર્યની સાથે એક જ ખાનામાં આવેલા ગ્રહોનાં લોપદર્શનનો સંભવ રહે છે. સૂર્યની સામેના ખાનામાં આવેલો ગ્રહ સાંજે ઊગી સવારે આથમે છે. સૂર્યથી ત્રણ ખાનાં ડાબી તરફનો ગ્રહ સાંજે મધ્યાકાશે હોય છે અને મધરાતે આથમે છે. સૂર્યથી ત્રણ ખાનાં જમણી તરફનો ગ્રહ મધરાતે ઊગી સવારે મધ્યાકાશે આવે છે, વગેરે.

હરિહર ભટ્ટ

# ગ્રામપંચાયતનો કાયદો

[ ગામડાંનો વહીવટ ચલાવવા માટે મુંબઈ સરકારે ૧૯૩૩માં ગ્રામપંચાયતનો ખરડો ઘડયો હતો, પણ તે અપૂર્ણ હતો. મહાસભાવાદી પ્રધાનમંડળે રાજીનામું આપતા પહેલાં આ કાયદામાં ફેરફાર કરાવીને મંજૂર કરાવ્યો હતો. ૨,૦૦૦ અને તેથી વધુ વસ્તીવાળાં ગામોમાં નવેમ્બર માસથી ગ્રામપંચાયત દાખલ થવાની હોવાથી આ કાયદાનું જ્ઞાન કાર્યકર્તાઓ અને પ્રજાને જરૂરી હોવાથી સંવાદરૂપે સમજૂતી આપવામાં આવી છે. જરૂરી કલમોનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ]

ડાહ્યાભાઈ — કેમ ચૂનીભાઈ, પેલા ઋણ રાહત કાયદાનું પછી ક્યાં સુધી આવ્યું ?

ચૂનીભાઈ — મહાસભાવાદી પ્રધાનોએ રાજીનામું આપ્યું છે એટલે તે કાયદાનો અમલ તો તેને ઘડનાર જ કરાવી શકે, એટલે તે કામ હમણાં તો થંભી ગયું હોય એમ માનવું જોઈએ. પણ તમને એક બીજા કાયદા સંબંધી થોડી માહિતી આપું.

ડા૦ — જરૂર કહો. તે સાંભળવા તૈયાર છું.

ચૂ૦ — જુઓ ત્યારે; મુંબઈ સરકારે ૧૯૩૩માં ગ્રામપંચાયતનો એક કાયદો ઘડ્યો હતો. તે કાયદાનો ઉદ્દેશ એ હતો કે, ગામડાં પોતપોતાનો કારભાર અમુક હદમાં રહીને ચલાવે. પણ તે કાયદો અધૂરો હતો. સરકારના જ માણસોના હાથમાં દોરીસંચાર હોય એટલે તે કાયદાનો લાભ પ્રજા ઉઠાવી શકે નહિ. આથી મહાસભાવાદી પ્રધાનમંડળે, રાજીનામું આપતા પહેલાં, ગ્રામપંચાયતના કાયદામાં ફેરફાર કરીને, ગામડાંને ગામનો કારભાર કરવાનું પૂરેપૂરું સોંપ્યું.

ડા૦ — ગામડાંનો કારભાર અમારાથી કેવી રીતે ચલાવી શકાશે? આજે તો ગામડાંમાં પક્ષાપક્ષી વધી ગઈ છે, એક બીજા લડતા જ હોય છે; કોર્ટ-કચેરીએ વારંવાર જાય છે અને વકીલોનાં ઘર ભરે છે, અને છેવટે પાયમાલ થઈ જાય છે. અંગ્રેજ સરકારના પહેલાં તો દરેક ગામ પોતપોતાનો કારભાર ચલાવતું. તે વખતે કોર્ટ-કચેરીઓ નહોતી, વકીલો નહોતા. ગામના ચાર આગેવાનો એ જ કોર્ટ, એ જ વકીલ અને એ જ સરકાર. તે જે ચુકાદો આપે તેમાં કોઈ આંગળી ચીંધી શકે નહિ, કારણ કે તે ફેંસલો સર્વાંશે ન્યાયી અને પ્રમાણિક થતો. આજે આગેવાનો તે પ્રમાણે કરવા જાય છે, પણ તેમનામાં

ગામને વિશ્વાસ નથી હોતો, કારણ કે પોતાનો જ સ્વાર્થ સાધવા સિવાય તેઓ બીજું કંઈ કરતા નથી. એટલે શું થાય?

ચૂ૦ — તમે પહેલાંની પ્રથા જણાવી તે ઉત્તમ હતી. પણ આજના જમાનામાં તેવી રીતે કોઈ ન્યાય તોળી શકે તેમ છે નહિ. કારણ, આપણે પહેલાંની માફક ન્યાય તોળવાને લાયક રહ્યા નથી. છતાં પણ ગામડાંનો અને આખરે દેશનો કારભાર તો ચલાવવો જ જોઈએ. જે રીતે વધારેમાં વધારે સારી રીતે એ ચલાવી શકાય તે રીત શોધીને સરકાર તંત્ર ચલાવે. ગ્રામપંચાયતનો કાયદો ૧૯૩૩માં પહેલવહેલો ઘડાયો અને સાર પછી ગયે વર્ષે આપણા પ્રધાનમંડળે તેમાં યોગ્ય સુધારો કરીને પ્રજાના હાથમાં ગામનો વહીવટ સોંપ્યો. તે કાયદામાં નીચેની કલમો મુખ્ય મુખ્ય છે:

૧. બે હજાર અને તેથી વધારેની વસ્તીવાળા દરેક ગામમાં ગ્રામપંચાયત સ્થાપવામાં આવશે.

૨. બે હજારથી ઓછી વસ્તીવાળું ગામ માગણી કરે તો સરકાર વિચાર કરશે.

૩. પંચાયત ચૂંટાયેલા સભાસદોની બનશે અને તેમની સંખ્યા ઓછામાં ઓછા સાત અને વધારેમાં વધારે અગિયારની રહેશે. અને તેની અંદર સ્ત્રી, મુસલમાન, હરિજન અને પછાતવર્ગ માટે જગાઓ અનામત રાખવામાં આવશે.

ડા૦ — એટલે ગામની બધી વસ્તી ભાગ લેતી થાય એ તો સારી વાત. પછી?

ચૂ૦ — બીજી કલમો એવી છે કે,

૧. જે ઉંમરલાયક પુરુષ અગર સ્ત્રી સાધારણ રીતે ગામમાં રહેતાં હોય અને જે ઘરવેરો ભરતાં હોય અગર જમીનમહેસૂલ ભરતાં હોય તે મત આપવાને લાયક છે.

૨. જેની ઉંમર ૨૧ વર્ષથી ઓછી હશે તે પંચાયતનો સભાસદ નહિ થઈ શકે. જે સાધારણ રીતે ગામમાં રહેતો નથી તે સભાસદ થઈ શકશે નહિ.

૪. અસ્થિર મગજનો સભાસદ થઈ શકશે નહિ.

૫. જેને નાદાર ઠરાવવામાં આવ્યો હશે તે સભાસદ થઈ શકશે નહિ.

૬. જેને પંચાયતના સભ્યપદ અગર સરપંચના હોદ્દા ઉપરથી સજા માટે દૂર કરવામાં આવ્યો હશે અને તેને પાંચ વર્ષ પૂરાં નહિ થયાં હોય, તે સભાસદ થઈ શકશે નહિ.

૭. જે કોઈ પગારદાર ઓધ્ધો ધરાવતા હોય, પંચાયતને નામે થયેલ સોદામાં સંબંધ હોય, અગર પંચાયતને કંઈ વેરો આપવાનું ચૂકે, તો તે સભાસદ થઈ શકશે નહિ.

૮. સરકારી અગર લોકલ બોર્ડનો નોકર હશે તે પણ સભાસદ થઈ શકશે નહિ.

૯. આ ગ્રામપંચાયતની મુદત ત્રણ વર્ષની રહેશે.

ડા૦ — આ તો ઠીક. પણ પંચાયતનો સરપંચ કોણ થાય? પહેલાં તો સરકાર જ સરપંચની નિમણૂક કરતી હતી.

ચૂ૦ — ચૂંટાયેલા સભાસદો જેની પસંદગી કરે તે સરપંચ થાય. ઉપરાંત નાયબ સરપંચ પણ સભાસદો ચૂંટે.

પંચાયતનો સભાસદ અગર સરપંચ કે નાયબ સરપંચ પોતાની ફરજો બજાવવામાં ગેરવર્તણૂક અગર બેદરકારી કરે અગર અશક્ત હોય અગર તેની ફરજો બજાવવામાં વારંવાર ભૂલો કરે, તો ઓધ્ધા ઉપરથી તેને છૂટા કરવામાં આવશે.

જે કોઈ સભાસદ મંજૂરી મેળવ્યા સિવાય ગામમાંથી ગેરહાજર રહેશે અગર લાગલાગટ છ માસ સુધી પંચાયતની સભામાંથી ગેરહાજર રહેશે, તે સભાસદ ગણાતો અટકી જશે.

ડા૦ — અને પંચાયત કરશે શું?

ચૂ૦ — હા, એ તો મુખ્ય વાત છે! આ પંચાયતને, નાણાંની સગવડ પ્રમાણે, પીવાના પાણીની, રસ્તા, તળાવ, કૂવા અને કાંસ વગેરેની દુરસ્તી, સાફસૂફી અને ગામના આરોગ્યની, જાહેર મકાનોની તથા ગોચરની, સ્મશાન અને દફનની જગાની, ગામમાં ભરાતા મેળાની વ્યવસ્થા કરવાની રહેશે: ગામની કેળવણી, આરોગ્ય, સંરક્ષણ, સુખ સગવડ, સામાજિક તથા આર્થિક પ્રશ્નોનો નિકાલ પણ કરી શકશે. આ ઉપરાંત ગામની શાળાના મકાનની મરામત કરાવવાનું, લોકલ બોર્ડ તરફથી ચાલતાં કામની દેખરેખ રાખવાનું, તથા ગામની ધર્મશાળાની મરામતના કામ ઉપર દેખરેખ રાખવાનું પંચાયતને રહેશે.

ડા૦ — આ તો સારી સવડ થઈ. ગામ પોતાની બધી સુખાકારીની જવાબદારી લે એ ઠીક. પણ

ઝઘડા એમાં મોટી ફાંસ છે ને? એમાંથી કશો રસ્તો કાઢવો જોઈએ ને?

ચૂ૦ — ખરી વાત છે. ગામનાં આરોગ્ય અને સાફસૂફી કરતાં વધારે નહિ તોપણ તેના જેટલું જ જરૂરી અને મહત્ત્વનું કાર્ય આ ઝઘડાની પતાવટનું છે.

ડા૦ — તેને અંગે ત્યારે શું થશે?

ચૂ૦ — ગ્રામપંચાયતના સભાસદો પહેલી બેઠક વખતે પોતામાંથી પાંચ જણને પસંદ કરશે અને તે ન્યાય તોળનારું પંચ કહેવાશે. તે પાંચમાંથી એકને તે પંચના પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવશે. જૂના કાયદામાં પ્રમુખની નિમણૂક કલેક્ટર કરતા. આથી પરિણામ એ આવતું કે, જેના ઉપર તે સાહેબની મહેરબાની થાય, જેની લાગવગ હોય, તેની નિમણૂક થતી. પણ હવે નિમણૂકને બદલે પસંદગી થવાની, એટલે યોગ્ય માણસોના હાથમાં કાબૂ રહેવાનો.

ડા૦ — કેવા પ્રકારના ઝઘડા તથા કેટલી રકમ સુધીના દાવાની પતાવટ આ પંચ કરશે?

ચૂ૦ — પચીસ રૂપિયા સુધીના લેણદેણના દાવાની પતાવટ આ પંચ કરશે. આ લેણદેણના દાવા જંગમ મિલકતને નુકસાનીના બદલા માટે જંગમ મિલકતમાંથી વસૂલાતના હશે, અગર કોઈ પણ પ્રકારના થયેલા સોદા વિષેનો દાવો હશે તેની પતાવટ કરશે. આ ઉપરાંત બન્ને પક્ષ લેખિત સંમતિ આપે તો રૂા. ૧૦૦) સુધીના દાવાનો નિકાલ પંચ કરી શકશે. ભાગીદારી કે વારસા સંબંધી, સરકારી નોકર વિરુદ્ધ અગર અસ્થિર મગજવાળા માણસ સામે દાવો માંડી શકાશે નહિ.

આ તો લેણદેણ વિષેના દાવા સંબંધી કહ્યું. હવે કેવા પ્રકારના ગુનાનો નિકાલ આ પંચાયત કરશે તે જણાવું.

કોઈ પણ માણસ ચેપી રોગોનો ફેલાવો કરતો હોય, ઝરા અગર તળાવનું પાણી ગંદું કરતો હોય, જાહેર રસ્તાને નુકસાન અગર હરકત કરતો હોય, જાણી જોઈને નુકસાન કરતો હોય, હુમલો કરતો હોય અગર બળ વાપરતો હોય, ઉશ્કેરાટમાં આવીને હુમલો કરતો હોય અગર બળ વાપરતો હોય, રૂા. ૨૦) સુધીની ચોરી કરી હોય, તોફાનથી રૂા. ૨૦) સુધીનું નુકસાન કર્યું હોય, ગૃહપ્રવેશનો ગુનો કર્યો હોય, તાળું તોડ્યું હોય, શાંતિનો ભંગ થાય એવી રીતે જાણી જોઈને અપમાન કર્યું હોય, ઢોરાંએ ભેલાડ કર્યો હોય અગર પકડવામાં હરકત કરી હોય, તેવા ગુનાઓ પંચાયત સમક્ષ ચલાવવામાં આવશે. જે ગુનેગારને ત્રણ વર્ષ અગર તેથી વધારે સજા થઈ હશે, કોઈ પણ પંચાયતે ચોરીના ગુના માટે પહેલાં સજા કરી હશે, ગુનેગાર ગણાતી જાતિનો સભ્ય હશે, અગર ૧૦૯ અગર ૧૧૦ કલમ મુજબ સારી ચાલચલગતના જામીન લીધા હશે, તેવા ગુનેગારોના મુકદ્દમા ગ્રામપંચાયત ચલાવી શકશે નહિ.

ડા૦ — અને સજાનું ધોરણ શું ઠરાવ્યું છે?

ચૂ૦ — ઉપર ગણાવ્યા તે ગુના માટે પંચાયત ૧૦ રૂપિયા સુધી, અથવા નુકસાની જે ૨૦ રૂપિયાથી વધારે ન હોય તેની બે ગણી રકમ સુધી દંડ કરી શકશે. પણ ઢોર-પ્રવેશની ફરિયાદ માટે રૂા. ૫) સુધી દંડ કરી શકાશે અથવા પેટા કાયદાની કલમના ભંગ માટે રૂા. ૧૦) થી વધારે દંડ નહિ કરી શકાય. જેલની સજા કોઈ પણ સંજોગોમાં થઈ શકશે નહિ.

ડા૦ — તમે તો સજાની વાત કરી, પણ કોઈ ખોટી ફરિયાદ લાવે તો શું?

ચૂ૦ — તેવા ફરિયાદી માટે એમ ઠરાવ્યું છે કે, પંચાયતને તપાસ કરતાં ખાતરી થાય કે ફરિયાદ ખોટી નોંધાવી છે તો ફરિયાદીએ ગુનેગારને રૂા. ૫)-થી વધારે નહિ તેવી રકમ બદલા તરીકે આપવી પડશે. કેસની તપાસ વખતે પંચાયતના સભ્યને તે કેસ સાથે સંબંધ હશે તો તેને બેસવાનો અધિકાર રહેશે નહિ.

ડા૦ — કેસ ચાલતી વખતે કોઈ પણ પક્ષ વકીલને રોકી શકે કે નહિ?

ચૂ૦ — ના. જો આવા નાના નાના મુકદ્દમા ચલાવતી વખતે વકીલને રોકવાના હોય તો તો એ ને એ જ હાલ! કોર્ટ-કચેરીએ જતાં જેટલો ખર્ચ થાય તેટલો જ ખર્ચ આમાં થાય. તો પછી ગામડાંને કારભાર સોંપ્યો તેથી શું રંધાયું? પણ જો પંચાયત કે પંચને ઠીક લાગે તો કોઈ સગો, મિત્ર કે નોકર કે વકીલાતનું કામ જાણતો નથી અગર પહેલાં

વકીલાત કરી નથી તેવાને હાજર કરી શકાશે. તેવા માણસને હાજર રહેવાની લેખિત પરવાનગી અપાશે.

ડા૦ — આ તો સારું કહેવાય. વકીલોના ખર્ચમાંથી અને કોર્ટ-કચેરીના ધક્કામાંથી બચ્યા. ફરિયાદ કરવાની કંઈ મુદત ખરી કે?

ચૂ૦ — હા. ગુનો બન્યો હોય ત્યારથી એક માસની અંદર ફરિયાદ નોંધાવવી જોઈએ. અને દાવો માંડવાની મુદત એક વર્ષની રાખી છે. તે મુદત પછી ફરિયાદ થઈ શકે નહિ.

ડા૦ — તેની ઉપર અપીલ ખરી કે? કરવી હોય તો કોને કરાય?

ચૂ૦ — લેણદેણ બાબત હુકમનામું કર્યું હોય તો જિલ્લા કોર્ટમાં અને બીજા કેસમાં, જેવા કે ગુનાના કેસમાં, જિલ્લા મેજિસ્ટ્રેટને, ચુકાદો આપ્યો હોય તે દિવસથી ત્રીસ દિવસની અંદર અપીલ કરવી જોઈએ. અને તે જે ન્યાય આપે તે છેવટનો ગણાશે, અને તેના ઉપર અપીલ થઈ શકશે નહિ.

ડા૦ — ગ્રામપંચાયતે જે ચુકાદો આપ્યો હોય તેનો અમલ કરવામાં મુશ્કેલી પડતી હોય, એટલે કે દંડ ન આપે અગર તેના હુકમને ન ગણકારે, તો શું થાય?

ચૂ૦ — હુકમનામું વસૂલ કરવામાં વિઘ્ન આવતું હોય તો કલેક્ટર બાકી રહેલા જમીનમહેસૂલની માફક હુકમનામાની રકમની વસૂલાત કરાવી આપશે. અગર મિલકત હોય તો દીવાની કોર્ટના હુકમનામાની વસૂલાત માફક અમલ કરાવશે. દંડ અગર વળતર આપવા માટે નક્કી કરેલી રકમ પંદર દિવસની અંદર ગુનેગાર ન આપી જાય તો ગ્રામપંચાયત તેની મિલકત વેચીને વસૂલ કરશે.

ડા૦ — આ તો સારું લાગે છે. હવે તે બધાં કામો કરવા માટે નાણાંનું શું?

ચૂ૦ — ગામડાંની સ્થિતિ અને શક્તિ પ્રમાણે પૈસા મેળવવાનાં સાધન પણ સરકારે દેખાડ્યાં છે. ગ્રામપંચાયત ઘરવેરો તથા જે જમીનનું જમીન-મહેસૂલ નથી આપવામાં આવતું તેવી જમીન ઉપર કરવેરો નાખીને પૈસા મેળવશે. આ ઉપરાંત જેવા કે યાત્રાવેરો, મેળા અને ઉત્સવો ઉપર વેરો, માલ-વેચાણ ઉપર કર, બહારથી આવતા માલ ઉપર જકાત, અને લગ્ન, દત્તકવિધાન તથા મોજશોખનાં સાધનો ઉપર પણ કરવેરા નાખીને પૈસા મેળવશે.

ડા૦ — કોઈ પણ કર વધારે પડતો આકારવામાં આવ્યો હોય તો ઓછો કરવા માટે કોની આગળ ફરિયાદ કરવાની?

ચૂ૦ — કરવેરા બાબત ફરિયાદ કરવાની હોય તો જિલ્લા લોકલ બોર્ડને ફરિયાદ કરવાની અને તેનો નિર્ણય છેવટનો ગણવામાં આવશે. કરવેરા જેને જેને ભરવાના હોય તેણે નિયમિત આપી દેવા પડશે. જે આપવાનું ચૂકશે તો નોટિસ આપ્યા પછી ત્રીસ દિવસની અંદર નહિ આપે તો જપ્તીથી વસૂલ કરવામાં આવશે.

ડા૦ — અને સરકાર કે જિલ્લા બોર્ડ કંઈ મદદ આપશે?

ચૂ૦ — જિલ્લા લોકલ બોર્ડ તરફથી પહેલાં તે ગામના લોકલ ફંડના પાંચમા ભાગની મદદ મળતી, તેને બદલે હવે ચોથા ભાગની મદદ મળશે. આ ઉપરાંત લોકલ બોર્ડ મદદ પણ આપે.

ડા૦ — ભાઈ ચૂનીભાઈ, એકંદરે આ કાયદો છે તો સરસ. પણ આજે ગ્રામપંચાયતથી ગામલોકો ભડકે છે. તેનાં કારણમાં જણાવે છે કે, ગામમાં પક્ષાપક્ષી વધી જાય, સાચો ન્યાય મળે નહિ, ગામમાં અનેક જાતનાં લફરાં વધી જાય, ગમે ત્યાં ગંદકી કરવાનો પરવાનો મળ્યો હોય તે બંધ થઈ જાય, જગા આંતરવાનો પરવાનો હોય તે પણ ચાલ્યો જાય.

ચૂ૦ — તમે કહ્યું તે સાચું છે. ત્યારે આપણે ગમે ત્યાં ગંદકી કરવી, ગમે તે રીતે જગા આંતરી લેવી અગર ઉપયોગ કરવો, એ શું વાજબી છે? પક્ષાપક્ષી તો આજે પણ છે. પણ તેનો સદાય ભય રાખ્યે આપણને કેમ પાલવે? આપણે ગામનું તંત્ર ચલાવવાને ક્યારે લાયક થઈશું? આપણે સ્વરાજ્ય કે પ્રજાતંત્રમાં માનતા હોઈએ તો ઘડીભર અડચણો આવે તોપણ આપણા ગામનો કારભાર આપણે ચલાવવા તૈયાર થવું જોઈએ. એમાં જ પ્રજાનું સાચું ઘડતર છે, કેળવણી છે, અને સંગીન સ્વરાજ્યની ઇમારતનો પાયો છે.

રાવજીભાઈ નાથાભાઈ પટેલ

# વિદ્યાર્થીના પ્રશ્નો

પ્રશ્ન — કલ્પના અને ભ્રમમાં ભેદ શો?

ઉત્તર — ગયા અંકના પ્રશ્નોના ઉત્તરોથી આ સવાલ તો ઊકલી જાય છે. કલ્પના એટલે અનુમાન, પ્રમાણયુક્ત માન્યતા. તેમાં બુદ્ધિનો વ્યાપાર રહેલો છે. તે સાચોય હોય ને ભૂલભરેલોય હોય. એટલે કે, કલ્પના સાચી હોય, ખોટી હોય; પરંતુ તેનું લક્ષણ બુદ્ધિપુરઃસરતા ને સયુક્તિકતા હોય. જેમ કે, જગતની ઉત્પત્તિને વિષે કલ્પનાઓ અનેક છે.

પણ ભ્રમ એ તો ભ્રમ જ છે. એય બુદ્ધિનો વ્યાપાર તો ગણાય, પણ અભાવરૂપે. ઓડનું ચોડ વેતરી બેસીએ ને પછી તે માની બેસીએ તેવું કાંઈક 'ભ્રમ' નામને છાજે. જેમ કે, ભૂતનો ભ્રમ. કોઈ એમાં પ્રમાણો બાંધીને અનુમાન કરે છે? અરે, કોઈ પ્રમાણજડતા જુએય કયાં છે?

એટલે ભ્રમ એ અનિષ્ટ જ છે. કલ્પનાશક્તિ તો ઉપકારક પણ હોઈ શકે છે. ચિત્તની અનેક શક્તિઓમાંની તે એક છે, ને ઉપયોગી. વૈજ્ઞાનિકોને તો એના વગર ચાલે જ નહિ. પણ ભ્રમ એ શક્તિ કહેવાય? એ તો થઈ બેસે છે, ને આપણે એને સત્ય માનીએ તો ભારે ગોટાળો કરે છે. તેથી ભ્રમનું તો નિરસન ઘટે; કલ્પનાનું સંશોધન કરી શુભ શસ્ત્ર બનાવવું ઘટે. આ બે વચ્ચેનો ભેદ, ટૂંકમાં, છે.

પ્રશ્ન — કેટલાક માનવી જાદુના ખેલ કરે છે એ બધા સાચા હશે કે નહિ? તે કેવી રીતે કરતા હશે?

ઉત્તર — આ સવાલ સમજતો છે. ભૂતની જેમ આમાં પણ જાદુ રહેલો છે. હું નાનો હતો ત્યારે મારા મોટાભાઈ એક આંગળી ભીની કરે (શાનાથી? બાળસુલભ એવા થૂંકથી!); અને પછી તે બીજી આંગળી ઉપર ઉડાડી દે! હું તો આશ્ચર્યચકિત જોઈ જ રહું. મહિનાઓ બાદ એ ભેદ ખૂલ્યો.

એક જાદુગર અમારી નિશાળમાં આવેલો. તે રૂપિયો હાથ પર દોડાવે! અને મેં એ જોયું છે. બરોબર દોડતો. અને એવા એવા તે કાંઈ કાંઈ ખેલો કરતો: એક શીશીમાંના ગ્યાસતેલનું અત્તર કરી દે. ખાલી પડીકામાંથી ચવાણું કાઢે! ને અમને વહેંચ્યું તે ખાઈને ખાતરી કરી હતી કે સાચું છે.

અને પેલા રસ્તા પર ઊભા, રૂપિયાનો કાંકરો ને કાંકરાનો રૂપિયો કરતા છતાં, પૈસા માગનારા તો તમે જોયા જ હશે.

આ બધું તમે જુઓ તો સાચું જ હોય છે. પણ એ બધા યુક્તિ ને નજરબંધીના ખેલ છે. આ આંગળી પરથી પાણી ઉડાડવાનું તો તમે જાણો છો ને? પેલો રૂપિયો દોડાડનારો નજરબંધક પ્રામાણિક હતો. એણે બધા ખેલ બતાવ્યા બાદ એની યુક્તિઓ અમને બતાવેલી. રૂપિયાને કાળો વાળ બાંધી તે કાળા કોટને નાકે બાંધ્યો. પછી હાથ આગળ પાછળ કરે ને તેની ઉપર રહેલો રૂપિયો, હાથની ગતિએ, પોતે દોડતો દેખાય! અને અત્તર તો એની જાદુઈ લકડીની ખોળીમાં હતું. એ લકડી શીશીમાં અડાડે ને પેલી ખોળી ગ્યાસતેલનું મોઢું બંધ કરી દે!

એટલે, જાદુના ખેલ આમ થાય છે.

પ્રશ્ન — સંગીત અને કળાથી હૃદયનો વિકાસ થાય છે એમ કહેવામાં આવ્યું હતું. તો જેઓ સંગીત અને કળામાં નિષ્ણાત હોય છે તેઓનાં હૃદયનો વિકાસ વધારે થયો હોય છે શું?

ઉત્તર — વાત એમ છે કે, હૃદયના વિકાસની કોઈ સીધી દવા સદ્દાએ રાખી જ નથી. એટલે એને માટે કોઈ ગુટિકા જેવો રાજમાર્ગ છે જ નહિ. અથવા, કહો કે, રાજમાર્ગ જો કયાંય હોય તો આ હૃદયવિકાસને અંગે જ ઈશ્વરે રાખ્યો છે, ને બીજે બધે બંધ નહિ તોય રોકાયેલો તો રાખ્યો જ છે. તમારે કાંઈ પણ સ્થૂલ કાર્ય કરવું હોય તો સાધનસામગ્રીની જરૂર પડે. તે બધી તમારે મેળવવી પડે. તેનો કબજો બીજા પર આધાર રાખે. તેથી તમે ફાવો કે નય ફાવો. એમાં તમે સ્વાવલંબી તો ન જ બની શકો.

પણ આ સૂક્ષ્મ હૃદયવિકાસમાં? તમે જેટલું ધારો એટલું કરી શકો. ઉદાર થવા માટે, દયાળુ થવા માટે, સાચા થવા સારુ, સરળ અને સીધું વર્તન કરવા સારુ, અભયી બનવા, પ્રેમાળ બનવા તમારે કઈ પારકી સામગ્રી જોઈએ? તમે છચ્છો તે જ એક સામગ્રી કે બીજી? એટલે, સાચો રાજમાર્ગ તો આજ છે.

અને એની મર્યાદા એક જ કે, કોઈ પણ અન્ય —મોટા મહાત્મા તો શું પણ ખુદ ભગવાન — તમને તેમાં સીધી મદદ ન કરી શકે. અને તમે ઇચ્છો તો સાવ ક્ષુલ્લક જેવી વસ્તુ પણ તમને ભારે મદદ કરે. ધ્રુવ, પ્રહ્લાદ કે નરસિંહ તુલસીને કોણે ને કેવી મદદ કરેલી? પણ તેથી એમ કહેવાય કે, અપર મા, ભાભી કે તેવાથી હૃદય જાગે છે? એમ જ આ સંગીત વગેરે વાસ્તેનું પણ સમજજો. એક નાનકના હાથમાં સંગીત આવ્યું તો આજ શીખોને તે સંગીત-ભક્તિનો સાગર આપતા ગયા. પણ ભોગી ને ગુણકાઓ?

આમ હોવાથી, સવાલનો પાછલો ભાગ એની મેળે ઊડી જાય છે. સંગીત કે કળાવાળો છે, માટે હૃદયવાળો છે, એમ અવશ્યંભાવિતા ન જ હોય. એથી ઊલટું, ગણિતી છે કે વૈજ્ઞાનિક છે ને સંગીતકળાનો દુશ્મન છે, એટલે એ તો હૃદયફૂટયો જ નિષ્ઠુર હોય એમેય ન માનવું. હૃદયની પરીક્ષા હૃદય જ આપી ને કરી શકે. કોઈ જાડી કસોટી એની છે જ નહિ. જે કાંઈ જાડું સ્થૂલ છે તે બધું, પ્રયત્ન-પુરુષાર્થ હોય તો, હૃદયવિકાસ અર્થે અર્પણ કરી શકીએ. પણ તેને સારુ સંગીતકળા કે કોઈ વિષય કામ ન દે. તેને સારુ તો જાગ્રત વિવેકશક્તિ જ જોઈએ, સાચી નમ્રતાનો ભાવ જોઈએ.

પ્રશ્ન — મુડદાની છાતી ઉપર ભાર ન મેલવાથી તે બેઠું કેવી રીતે થઈ જાય છે?

ઉત્તર — મુડદું જો બેઠું થઈ જાય તો તેને મુડદું કોણ કહે? પવનથી બારણું વસાઈ જાય ત્યારે કોઈ આવો પ્રશ્ન કરે કે, બારણું કેવી રીતે વસાઈ ગયું? મુડદું ઊઠતું હોય એવી મને જાણ નથી. પણ ઊઠતું હોય તોય, તેનું પવન જેવું કાંઈક કારણ ખોળવું જોઈએ. કશી નવાઈ કે જાદુ ત્યાં શું કામ જોવાં? એ મુડદું જ છે.

એક વસ્તુ તમે ન જાણતા હો કે, આપણા શરીરમાં રૂવે રૂવે હવા ફરે છે. છાતીમાં જ હવા જાવઆવ કરે છે; પણ ત્યાંથી લોહી વાટે અસંખ્ય અણુવત્ નાવડીઓ તરતી તરતી આખા શરીરમાં હવા ફેરવે છે. માણસ મરી જાય ત્યારે આ ક્રિયા બંધ પડે — પ્રાણ નીકળી જાય. એટલે મુડદું અંદર હવા વગરનું થવા લાગે છે. તેની જગાએ લોહીનું પાણી ભરાઈ જાય. પછી બાળતી વખતે કોઈ વાર, ગરમીને કારણે, શરીરના સાંધા છે ત્યાં આગળથી મુડદું વળે છે, જેમ બારણું મિજાગરા આગળથી વસાય છે તેમ. અથવા, જેમ ઊકળતી તપેલીનું ઢાંકણું કૂદે છે તેમ. આ હમેશ બને છે એવું નથી. બને તોય તેમાં કોઈ અલૌકિક કારણ શોધવાની જરૂર નથી, કેમ કે છે જ નહિ.

પ્રશ્ન — લોકો ધૂણે છે શા માટે?

ઉત્તર — કાંઈક દિવ્ય મનાતો સંચાર જ્યારે શરીરમાં થાય ત્યારે લોક ધૂણે છે એ આપણે ત્યાં ઘણું જોવામાં આવે છે. બીજા દેશોમાં આવું બને છે એમ મેં જાણ્યું નથી. આપણે ત્યાં વાયુના રોગથી લોક ભૂત આવ્યા જેવી ચેષ્ટા કરે છે; સ્ત્રીઓમાં એ આપણે ત્યાં ખાસ જોવામાં આવે છે. આવા પ્રકારનો આવિષ્કાર પણ, યુરોપ ભણી આવેલા એકબે દાક્તરમિત્રોએ મને કહ્યું કે, આપણે ત્યાં જ જોવા મળે છે. આવેગી પ્રકૃતિનો માણસ કાંઈક શારીરિક ચેષ્ટા કરે — બધે જ એમ થાય, એ જુદી વાત. અને અમુક રીતે તે થાય એ જુદી વાત છે. ત્યારે આપણા દેશની આ રીતની પાછળ, મને લાગે છે કે, આપણી એક પરંપરીણ માન્યતા છે કે, આવું થાય ત્યારે આવું થાય; દિવ્ય સંચાર થાય, માતા આવે, ત્યારે લોક ધૂણે. બાકી કોઈ શારીરિક કે માનસિક કારણ નથી દેખાતું કે એવું થવું જ જોઈએ. ભૂવાઓ ધૂણે છે ત્યારે દારૂ પીએ છે એ તમને ખબર હશે. એટલું બધું શરીર વીંઝવે જ જવું એ તે વિના અમસ્તું થઈ શકે? દિવ્ય સંચાર આવે તો એવું જ ધૂણવાનું શું કામ થાય? સાધુસંતો ભક્તિની મસ્તીમાં ગાય છે, નાચે છે. પણ ભક્તિ કરવા નાચવું જોઈએ એમ કંઈ કહેવાય? કોક ધૂણે તે સમજાય કે તેની પ્રકૃતિ હશે. પણ માતા આવે કે ધૂણવું જ એ જે પ્રક્રિયા જ્યાં ત્યાં જોવામાં આવે છે, એ એક બાહ્ય દેખાવ જેવું છે. એથી આશ્ચર્યવત્ થઈ જઈ વહેમાવું કે કાંઈક ભારે માની ન બેસવું.

પેલું નાટક આપણે ત્યાં ભજવાયેલું તેમાં . . . નું બલિદાન પેલી દેવીએ માગેલું. તે દેવી બોલતી હતી કે એનો સ્વાર્થી મોહગ્રસ્ત પૂજારી? આ ધૂણવાનો ઢોંગ ઘણી વાર આવા ઉપયોગમાં પણ આવે છે. આપણી જનતામાંથી આવી વહેમી બીતિઓ જવી જોઈએ.

# સત્ય સમાન કશું શ્રેષ્ઠ નથી

કાશીના રાજા બ્રહ્મદત્તને મનુષ્યમાંસ ખાવાની ટેવ પડી હતી; તેથી સૌ પ્રજાજનોએ ભેગા મળી તેને રાજ્યમાંથી હાંકી કાઢ્યો. બ્રહ્મદત્ત એક મોટા અરણ્યમાં ચાલ્યો ગયો. તે અરણ્યમાં થઈને કાશી દેશમાંથી બીજા દેશમાં જવાનો રસ્તો હતો. બ્રહ્મદત્ત તે રસ્તે થઈને જતા આવતા મુસાફરોને પકડતો અને મારી ખાતો.

એક વખત તેને પગમાં ભારે જખમ થયો. જીવતા રહેવાની આશાએ તેણે વનદેવતાની બાધા રાખી કે, 'મારો જખમ જો જલદી રુઝાઈ જશે, તો હું સો રાજકુમારોના લોહીથી તને સ્નાન કરાવીશ અને મોટો નરયજ્ઞ કરીશ.'

દૈવયોગે તેનો જખમ સાજો થઈ ગયો. એટલે તેણે આજુબાજુનાં રાજ્યોમાંથી રાજકુમારો પકડી પકડીને એકઠા કરવા માંડ્યા. પછી તે કુરુદેશના રાજકુમાર સુતસોમને પકડવા માટે કુરુદેશની રાજધાની ઇન્દ્રપ્રસ્થમાં ગયો; અને બીજે દિવસે સુતસોમ કુમાર નગર બહાર તળાવમાં સ્નાન કરવા આવે ત્યારે તેને પકડી લેવા કમળના વેલાઓની ઓથે સંતાઈને બેઠો.

બીજે દિવસે સવારે સુતસોમ કુમાર સ્નાન કરવા તળાવે આવવા નીકળ્યો. તે કુમાર વિદ્યાનો બહુ શોખી હતો. તેથી એક પરદેશી બ્રાહ્મણ દૂર દેશથી ચાર શ્લોકો તેને સંભળાવી, ધન મેળવવાની ઇચ્છાએ, આગલી રાત્રે નગર બહાર આવીને ઊતર્યો હતો. કુમારને જ સામો આવતો જોઈ, બ્રાહ્મણે તેની પાસે જઈને કહ્યું કે, 'મહારાજ! આપની કીર્તિ સાંભળી હું, તક્ષશિલાથી અહીં સુધી ચાલતો આવ્યો છું. મારી પાસે સો સો સોનામહોરોની કિંમતના ચાર શ્લોક છે. તે આપ સાંભળો, અને આપને પસંદ પડે તો મને યોગ્ય કિંમત આપજો.'

કુમારે કહ્યું: 'હું હમણાં જ સ્નાન કરીને પાછો ફરું છું. ત્યાં સુધી તમે મારા મહેલમાં જઈને બેસો.'

સુતસોમ કુમારે પોતાની સાથેના હજૂરિયાને બ્રાહ્મણ સાથે પોતાના મહેલ ભણી વિદાય કર્યો. પછી સુતસોમ જેવો તળાવમાં સ્નાન કરવા ઊતર્યો કે તરત પેલા નરભક્ષકે તેને પકડ્યો. પછી સુતસોમને પીઠ ઉપર નાખી તે વાયુવેગે દોડવા લાગ્યો. થોડે દૂર ગયા બાદ, બ્રહ્મદત્તે સુતસોમને નીચે ઉતાર્યો, ત્યારે તેણે સુતસોમની આંખમાં આંસુ દીઠાં.

તે જોઈ બ્રહ્મદત્તે કહ્યું: 'હે કુમાર! નાનપણથી ધૈર્યશાળી તરીકે તારી ખ્યાતિ દૂર દૂર ફેલાયેલી છે. પરંતુ અત્યારે મૃત્યુના ડરથી તું આમ કાયરની પેઠે રડવા બેઠો છે, એ તને ક્ષત્રિયને શોભે છે?'

સુતસોમે જવાબ આપ્યો: 'ભાઈ! હું મારે માટે કે મારાં સગાંવહાલાં માટે શોક કરતો નથી. પરંતુ, મારી કીર્તિ સાંભળી એક બ્રાહ્મણ દૂર દેશથી મને ચાર શ્લોક વેચવા માટે આવ્યો છે. તેને મેં તેના શ્લોક ખરીદી લેવાનું વચન આપી મારા મહેલમાં બેસાડ્યો છે. મારાથી હવે તે વચન પાળી શકાશે નહિ, એનો મને ખેદ થાય છે. તું જો મને છોડી દે, તો હું તે બ્રાહ્મણના શ્લોક સાંભળી, તેને યોગ્ય ઇનામ આપી, પાછો આવું.'

નરભક્ષક બોલ્યો: 'વાહ! આવી વાત ઉપર ભરોસો રાખવા જેટલો હું મૂર્ખ નથી! મૃત્યુના મુખમાંથી છૂટીને સુખરૂપ પોતાને ઘેર પહોંચેલો

માણસ ફરી પોતાની મેળે પોતાના શત્રુ પાસે જાય, એમ બને ખરું?'

સુતસોમે કહ્યું: 'ભાઈ! બીજાની વાત ગમે તે હોય, પરંતુ હું તો અસત્ય બોલીને જીવતો રહેવા કરતાં મૃત્યુને વધુ પસંદ કરું છું. જૂઠું બોલીને કદાચ તારા હાથમાંથી તો છુટાય, પરંતુ દુર્ગતિમાંથી કેવી રીતે છુટાય? છતાં તને મારી પતીજ ન પડતી હોય, તો હું મારી તલવારના સોગંદ ખાઉં છું.'

ક્ષત્રિયને મુખે તલવારના સોગંદ સાંભળી બ્રહ્મદત્ત પણ વિચારમાં પડ્યો. છેવટે તેણે એવો નિશ્ચય કર્યો કે, સુતસોમ નાસી જાય તો હરકત નહિ; પણ એક વાર તેની પરીક્ષા તો લેવી.

સુતસોમ નરભક્ષકના હાથમાંથી છૂટી પોતાના મહેલમાં ગયો. તેને જોઈ સૌ લોકને આનંદ થયો. રાજકુમાર નરભક્ષકને થાપ આપી ઠીક છૂટી આવ્યા, એમ સૌ કહેવા લાગ્યા. પરંતુ સુતસોમે તો પેલા બ્રાહ્મણને તાબડતોબ બોલાવ્યો, અને તેને તેના શ્લોકો ગાઈ સંભળાવવા કહ્યું.

બ્રાહ્મણે તેને નીચે પ્રમાણે ચાર શ્લોક ગાઈ સંભળાવ્યા.

"૧. એક વાર જ સજ્જનનો સંગ થાય. તોય તે માણસને તારીને પાર ઉતારે છે. દુર્જનનો સમાગમ હમેશનો હોય, તો પણ નકામો છે.

"૨. જે હમેશાં સાધુજનના સંગમાં રહે છે, અને ભક્તિપૂર્વક તેમનો સહવાસ કરી તેમની પાસેથી ધર્મને સ્પષ્ટ રીતે જાણી લે છે, તે માણસ સુખ પામે છે, અને તેનું દુઃખ નાશ પામે છે.

"૩. રાજાના ચિત્રવિચિત્ર રથો જીર્ણ થાય છે, માણસનાં શરીર સહેજમાં વૃદ્ધ બને છે, પણ સજ્જનોનો ધર્મ જૂનો થતો નથી, એમ સંતપુરુષો હમેશાં કહે છે.

"૪. આકાશથી પૃથ્વી દૂર છે, અને સાગરનો કિનારો તો તેથીય દૂર છે. પરંતુ હે રાજન્! સજ્જનનો ધર્મ દુરાચરણથી એથી પણ વધારે દૂર છે."*

તે શ્લોક સાંભળી સુતસોમ બહુ સંતોષ પામ્યો; અને તેણે બ્રાહ્મણને ચાર હજાર સોનામહોરો બક્ષિસ આપી. પછી સુતસોમ કુમાર પેલા નરભક્ષક પાસે પાછો જવા તૈયાર થયો. તે જોઈ, તેના પિતા તેને સમજાવવા લાગ્યા: 'આ તું શું કરે છે? એકવાર એ દુષ્ટના હાથમાંથી જેમ તેમ છૂટી આવ્યા બાદ, તેના મોંમાં હાથે કરીને જઈ પડવું, એ શું બુદ્ધિશાળીનું લક્ષણ છે?'

સુતસોમે કહ્યું: 'મહારાજ! એ નરભક્ષક ભલે દુષ્ટ હોય; પરંતુ તેણે તો આ બ્રાહ્મણના ઋણમાંથી મુક્ત થવાની મને તક આપીને મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે. તેનો હું વિશ્વાસઘાત કરું, તો મારા જેવો નીચ અને કૃતઘ્ની કોણ કહેવાય?'

પછી સુતસોમ બધા લોકોની સલાહને ગણકાર્યા વિના, જ્યાં પેલો નરભક્ષક હતો ત્યાં જઈને હાજર થયો. તેને પાછો આવેલો જોઈ નરભક્ષકને બહુ આશ્ચર્ય થયું ને તે તેના તરફ એકીટસે જોઈ રહ્યો.

સુતસોમે કહ્યું: 'ભાઈ! હું પાછો આવ્યો છું; હવે તું મને મારીને તારો યજ્ઞ પૂરો કર.'

બ્રહ્મદત્તે કહ્યું: 'કુમાર! મેં હોમકુંડ હમણાં જ સળગાવ્યો છે એટલે કશી ઉતાવળ નથી; પરંતુ તેં બ્રાહ્મણ પાસે જઈને શ્લોકો સાંભળ્યા, તે મને ગાઈ સંભળાવ. ઉપરાંત,

---

*सकिदेव सुतसोम सब्भि होति समागमो ।
सा नं संगति पालेति नासब्भि बहु संगमो ॥१॥
सब्भिरेव समासेथ सब्भि कुब्बेथ संथवं ।
सतं सद्धम्ममञ्ञाय सेय्यो होति न पापियो ॥२॥
जीरन्ति वे राजरथा सुचित्ता अथो सरीरंऽपि जरं उपेति ।
सतं च धम्मो न जरं उपेति सन्तो हवे सब्भि पवेदयन्ति ॥३॥
नभं च दूरे पथवी च दूरे पारं समुद्दस्स तदाहु दूरे ।
ततो हवे दूरतरं वदन्ति सतं च धम्मो असतं च राजाऽनि ॥४॥

એક વખત મારા હાથમાંથી જીવતો છૂટયા બાદ તું પોતાની મેળે પાછો શા માટે આવ્યો, તે પણ મને કહે.'

'સુતસોમે કહ્યું: 'ભાઈ! સત્ય જેવી શ્રેષ્ઠ વસ્તુ જગતમાં બીજી નથી. તે સત્યનો ભંગ ન થાય તે માટે જ હું અહીં પાછો આવ્યો છું.'

બ્રહ્મદત્તે કહ્યું: 'રાજમહેલમાં ખટરસ અન્નનું ભોજન કરવાનું અને મોજશોખ કરવાનું મળે છે તે છોડી, સત્યને જ વળગી રહેવા ખાતર મોતના મોંમાં જઈ પડવું, એ તો તારું કેવળ મૂર્ખપણું જ લાગે છે.'

સુતસોમે કહ્યું: 'ભાઈ! સત્યનું પાલન કરવામાં જે ઉત્તમ રસ છે, તેની તોલે બીજો કોઈ રસ નથી.'

બ્રહ્મદત્તે કહ્યું: 'પરંતુ મૃત્યુભય સૌથી મોટો છે. પોતાના જીવનું રક્ષણ કરવાને જૂઠું બોલવામાં લોકો કશું ખોટું માનતા નથી. તને તારા જીવન વિષે કશી પરવા દેખાતી નથી, તેનું શું કારણ?'

સુતસોમે કહ્યું: 'મેં આજ સુધી જીવન દરમ્યાન કશાં ખોટાં કામ કર્યાં નથી પરંતુ અનેક લોકો ઉપર ઉપકાર કર્યો છે; માબાપની સેવા કરી છે; સગાંવહાલાંને મદદ કરી છે; તથા ગૃહસ્થનાં બીજાં જે કોઈ કર્તવ્યો છે, તેમાં ચૂક પડવા દીધી નથી. તેથી મને મોતનો ડર નથી.'

ત્યાર બાદ સુતસોમે પેલા ચાર શ્લોકો તેને ગાઈ સંભળાવ્યા. તે સાંભળી બ્રહ્મદત્ત ઘણો સંતુષ્ટ થયો. તેણે ચાર શ્લોકના બદલામાં ચાર વરદાન માગવાનું સુતસોમને કહ્યું.

સુતસોમે કહ્યું: 'જો તું ચાર વરદાન આપવા માગતો જ હોય, તો મને નીચેનાં ચાર વરદાન આપ: પહેલું વરદાન એ કે, હું સો વર્ષ સુધી તને નીરોગી અને સુખી જોવાને સમર્થ થાઉં. બીજું વરદાન એ કે, તેં પકડી આણેલા બધા રાજકુમારોને તું જીવિતદાન આપ. ત્રીજું વરદાન એ કે, તે સૌને તું તેમની રાજધાનીઓમાં પહોંચાડી દે. અને ચોથું વરદાન એ કે, હવેથી નરમાંસભક્ષણનું કર્મ તું છોડી દે.'

બ્રહ્મદત્તે તે ચારે વરદાન સુતસોમને ખુશીથી આપ્યાં. પછી, બ્રહ્મદત્તે નરમાંસ છોડી દીધું છે તથા હવેથી ધર્મ અનુસાર વર્તવાનો નિશ્ચય કર્યો છે એવું સાંભળી, કાશીના લોકોએ બ્રહ્મદત્તને તેના રાજ્યમાં પાછો આણ્યો. બ્રહ્મદત્તે સુતસોમને એક મહિના સુધી પોતાના નગરમાં સન્માનપૂર્વક રાખ્યો, અને પછી ધામધૂમથી વિદાય કર્યો.

[જાતક કથા ઉપરથી] ગો. ૫.

# ગા મ ગો ષ્ઠી —૧૧

## યુવાનોનું જીવન

શેઠને નવી નવી વાતો કરવાનો ચસકો હતો, એટલે બીજે દિવસે તેમના પિત્રાઈ ભાઈને આગ્રહ કરીને સાથે તેડી લાવ્યા હતા. શેઠે વાત શરૂ કરી, 'આ અમારા ભાઈ રજામાં ઘેર બેસી રહે છે તેના કરતાં કંઈક કામ કરે તો સારું. તમે એમને પલાળો તો કંઈક કામ કરે.'

વિ૦—એમને શું સમજાવવું પડે એમ છે? એમણે તો મારા કરતાંય વધારે વાંચ્યું હશે અને ચર્ચાઓ કરી હશે. એ તો એમને દિલમાં એમ થાય કે, આપણે ભણ્યા છીએ તો આપણે સમાજને તેનો કંઈક બદલો આપવો જોઈએ, તો કંઈક થાય.

વચ્ચે ડોસા બોલી ઊઠયા—'પણ એ તો એમ કહે ને કે, અમે અમારા બાપના પૈસાથી ભણીએ છીએ એટલે જે અમારે બીજાને

ભણાવવાના હોય તો અમને સરકારે પૈસા આપવા જોઈએ.'

વિ૦—સરકાર ક્યાંથી લાવીને પૈસા આપે? સરકાર વેરામાં વધારે પૈસા ઉઘરાવે તો જ એવું વધારે ખરચ કરી શકે ને? અને જેઓ ફી આપીને ભણે છે તેઓ પોતાના શિક્ષણનું બધું ખર્ચ ક્યાં આપે છે? કૉલેજોમાં વિદ્યાર્થીઓની ફીમાંથી કંઈ અધ્યાપકોના પગાર વગેરે અપાતા નથી. વળી એકંદરે સરકાર કેળવણી માટે જેટલી રકમ ખરચે છે તેમાંથી માંડ ૨૫ ટકા રકમ ફીમાંથી નીકળે છે. બાકીનું બધું ખર્ચ તો લોકો પાસેથી લીધેલા વેરામાંથી કરવું પડે છે. તો જેમને તે કેળવણીનો લાભ મળ્યો છે તેમની ફરજ છે કે તેમણે તે લાભ બીજાને આપવો. હિંદમાં કરોડો અભણ છે. દર ૧૦૦ માંથી ૯૨ અભણ છે. આપણા ગુજરાતમાં પણ ૧૫ વરસ ઉપરનાં સ્ત્રીપુરુષોમાંથી ૧૫ લાખ લોકો અભણ છે. આ ખેડા જિલ્લામાં પણ તેવા ૪ લાખ લોકો અભણ છે, તેમને આવા ભણેલા નહિ ભણાવે તો કોણ ભણાવશે?

શે૦—એ વાત સાચી! પણ કૉલેજોમાં ભણી ભણીને હાડકાં એવાં હરામ થઈ જાય છે કે આવું કંઈ કામ કરવાની ઇચ્છા જ થતી નથી.

વિ૦—હા! આજની કેળવણીનો એ જ મોટો દોષ છે. યુવાનો જિંદગીનાં અમૂલ્ય વર્ષો એવી રીતે ગુજારે છે કે તેઓ ખડતલ થતા નથી. પણ ખાલી વાતોડિયા થઈ જાય છે. કૉલેજનાં ચાર પાંચ વરસોમાં જ્યારે જુવાનીને છાજે તેવી રીતે શરીર કસાવું જોઈએ, ત્યારે તેમનો આખો દિવસ એશઆરામ અને મજામાં જાય છે. વરસમાં લાંબી લાંબી રજાઓ હોય તેમાં પણ કંઈ કામ નહિ. ભણવાનું હોય ત્યારે પણ માંડ ૩-૪ કલાક ભણવાનું. વર્ગમાં જાય ન જાય તેની કોઈને પરવા નહિ. સાધારણ વીશીમાં ૧૦-૧૨ રૂ.માં પતે ત્યારે હૉસ્ટેલમાં ૨૦-૨૫ રૂ. બિલ આવે. કપડાં ધોબી ધુએ અને ઓરડી પણ નોકર સાફ કરે. ઊઠવું હોય ત્યારે ઊઠે અને ફરવું હોય ત્યારે ફરે. આ રીતે યુવાનીનો ઉત્તમ કાળ પસાર થાય, પછી રજાઓમાં કામ કરવાનું શાનું ગમે? બીજા દેશોમાં યુવાનોને આવી રીતે કોઈ પંપાળતું નથી. જર્મનીનો હિટલર વિચારમાં ગમે તેવો હોય, પણ તેણે જર્મનીના યુવાનોને લોખંડી બનાવ્યા છે. આપણે ભલે જર્મનીની માફક બીજા દેશોને કચડી ન નાખીએ, પણ આપણાં શરીર કસાવાં જોઈએ અને આપણે ખડતલ થવું જોઈએ. દુઃખની વાત એ છે કે આપણા યુવાનોમાં કોઈ ઉત્કટ તમન્ના પણ હોતી નથી. બહુ બહુ તો થોડી સાંભળેલી, વાંચેલી વાતો કરે, અને તે પણ ઉછીની લીધેલી, પશ્ચિમની એંઠી વાતો. શહેરની કૉલેજોમાં ભણીને બીજું શું મળે? રજાઓમાં પણ ગામડાંમાં રખડતા હોય, લોકોની સાથે ભળતા હોય, તેમનાં સુખદુઃખમાં ભાગીદાર થતા હોય, તો સાચા હિંદની કલ્પના આવે. મને તો લાગે છે કે, દરેક મોટા વિદ્યાર્થી માટે અમુક પ્રવાસ અને અમુક સમય ગ્રામસેવા ફરજિયાત હોવાં જોઈએ.

યુવાન—રજાઓમાં વિદ્યાર્થીઓને ઘેર જવાની ઇચ્છા પણ થાય ને? પરીક્ષાઓમાંથી કંટાળ્યા હોય ત્યાંથી તમે આવાં કામમાં જોતરો તો પછી આરામ ક્યારે મળે?

વિ૦—આરામ એટલે શું? લાંબા થઈને સૂઈ જવું? યુવાનને માટે આરામ એટલે કામની ફેરબદલી. પુસ્તકો છોડીને બીજું કામ કરો તે આરામ. ઊછળતા યુવાનો પણ આરામ આરામ ઝંખ્યા કરે તો પછી ઘડપણમાં તો શું થવાનું? અને આરામની ફિલસૂફીમાંથી

કાંઈ ક્રાન્તિ થાય? ગાંધીજી ૭૦ વરસે પણ રોજ કેટલું કામ કરે છે તેની તમને કલ્પના છે? હું તો દર અઠવાડિયે 'હરિજન' જોઈને જ વિચારમાં પડી જઉં છું કે આ ડોસો આટલું બધું ક્યારે લખતો હશે? અને તે પણ એવું લખાણ કે તેમાં ક્યાંક એક શબ્દ પણ ખોટો વપરાઈ જાય તો આખા દેશમાં હોહો થઈ જાય. રશિયાનો લેનિન પણ તેમની માફક ભારે કામગરો હતો અને હંમેશાં પ્રજાની સેવામાં તલ્લીન રહેતો, એ તો તમને ખબર છે ને?

શેઠ — એ રશિયાનું શું છે તે જરા કહોને?

વિ૦ — ગાંધીજીએ લોકસ્થિતિ જોઈને જેમ કચ્છ ધારણ કર્યો છે અને ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે, તેમ રશિયાના તારણહાર લેનિને પણ પોતાના જીવનમાં ઘણી કડકાઈ બતાવેલી છે. તે એટલું બધું કામ કરતો કે કામ આડે તેને ખાવાના સમયનું પણ ભાન નહોતું રહેતું. તેણે પોતાના જીવનમાં કેટલાક કડક નિયમો કરેલા હતા. 'જ્યાં સુધી સાથીઓને ખાવા માટે હલકા ધાનની રોટી મળે છે ત્યાં સુધી મારે પણ એ રોટી જ લેવી,' એવો તેણે એક નિયમ કરેલો હતો. ને એટલે સુધી પાળતો કે એક ભયંકર માંદગી વખતે દાક્તરોનો આગ્રહ હોવા છતાં એણે કદી એવી રોટી સિવાય બીજો ખોરાક ન લીધો. સામાન્ય સૈનિકને તાપવા માટે સગડી નહિ મળતી. આથી તેણે પણ સગડી વાપરવી બંધ કરી હતી. આવા આવા તેના જીવનમાં ઘણા પ્રસંગો છે.

આપણા યુવાનોને પણ એવી જ તાલીમ આપવા ગાંધીજી મથે છે. તેમના હાથમાં બંદૂક પકડાવવા નથી માગતા એટલો જ ફેર. બાકી તો આપણા યુવાનો શરીર અને મનથી હિંસક સૈનિક કરતાં જરાય ઊતરતા હોવા ન જોઈએ એમ તેમનું કહેવું છે. પણ આજે યુવાનો શાળા કૉલેજોમાં એવી રીતે ઊછરે છે કે આવી સોનેરી સલાહ તેમને રુચતી નથી. પછી પુસ્તકો વાંચીને ખાલી ક્રાન્તિની વાતો કરે તે શા કામની? તેમને ખાદી તો ભારે લાગે; કાંતવાનું તો ગમે નહિ; સફાઈ તો થાય નહિ; ગામડાંમાં તો જવાય નહિ; મજૂરોમાં પણ ભળાય નહિ. જો આવું કંઈયે ન થઈ શકે તો ક્રાન્તિ દૂર જ રહેવાની. પહેલાં તો ક્રાન્તિ માટે શક્તિ મેળવવી જોઈએ. આ રજાઓમાં કૉલેજના કેટલાક યુવાનો ગામડાંમાં કામ કરવા લાગી ગયા છે એ સારી વાત છે. પણ તેમની સંખ્યા કેટલી ઓછી છે? બધાયને જો એ જાતની લગની લાગે તો થોડા જ વખતમાં મહાશક્તિ પેદા થાય. આટલી થોડી વાત પરથી તમારા ભાઈને લાગે કે, હા, મારે પણ કંઈક કરવું જોઈએ, તો સારી વાત છે; અને તેમને એમ લાગે કે, આ બધી વાતો નકામી છે, તો અમારું તો જેમ ચાલે છે એમ ચાલશે. પણ મને ચોક્કસ લાગે છે કે, ગામના ભણેલા યુવાનોએ જ આવું કામ કરવું જોઈએ. જ્યાં યુવાનો ભણેલા હોય ત્યાં બહારથી કોઈને આવવાની જરૂર ન હોવી જોઈએ. તેઓ આરામ પણ લઈ શકે અને સવારે અને રાતે થોડું કામ પણ કરી શકે. શરૂઆતમાં અમારી માફક ઝાડુ પકડીને સફાઈ કરવાનું ન ગમે તો એકલું રાત્રિશાળાનું કામ કરવું. તેમને ગમે તે કામ સંભાળે. (યુવાનને) આ બાબતમાં વિચાર કરજો અને ઠીક લાગે તો આ કામ ઉપાડી લેજો.

આનંદની વાત છે કે બીજે દિવસે યુવાન શાળાનું કામ સંભાળવા તૈયાર થયો અને તેથી વિદ્યાર્થી તે ગામ છોડીને બીજે ગામ ઊપડી ગયો. એટલે તે ગામ સાથેની વાતો એ દિવસથી પૂરી થઈ.

વિઠ્ઠલદાસ કોઠારી

# નવું વાચન

**જીવન અને વિજ્ઞાન :** લેખકો : શ્રી. રમણિક ત્રિવેદી, ભાઈલાલ કોઠારી, વડોદરા. સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૬૪; કિં૦ ૧-૩-૦; પાન ૨૩૫.

પુસ્તકના મોટા નામ તથા તે વિષે થયેલી કેટલીક સમાલોચનાથી પ્રેરાઈ મેં જે ખ્યાલ આ પુસ્તકને વિષે અગાઉથી બાંધેલો, તે તેને વાંચી જતાં ખોટો પડ્યો. એટલું જ નહિ, મને એ વાંચીને નિરાશા થઈ એમ કહેવું જોઈએ. અને તે બેક કારણોથી: (૧) ગ્રંથની શૈલી તથા ભાષા ક્લિષ્ટ અને દુર્ગમ છે એટલું જ નહિ, તેમાં ઘણી કૃત્રિમતા જેવું લાગ્યું. અને (૨) જીવન તથા વિજ્ઞાનનાં મૂળતત્ત્વો અને તેમના પરસ્પર-સંબંધ બાબતની સમજ કોઈ રીતે ગંભીર કે ગહન નહિ, બલ્કે બાલિશ, અહોહો-ભાવથી આગળ જતી ન લાગી. ૧૯મા સૈકામાં યુરોપમાં વિજ્ઞાન જ્યારે નવું નવું હતું અને જોરથી વધવા લાગ્યું હતું, અને બીજી રીતે યુરોપના પાસા દુનિયાનાં દ્યૂત-બજારોમાં પોબાર પડતા હતા, ત્યારે યુરોપને વિજ્ઞાન અને જીવન વિષે જેવા ગુલાબી ખ્યાલો હતા, તેવા જ ખ્યાલો આ ચોપડીમાં જોવા મળે છે આજ વિજ્ઞાન અલબત્ત આગળ વધ્યું છે; એણે પોતાની બાથ મોટી ને મોટી જ કરવા તરફ વલણ કેળવ્યું છે,—કેળવવું જ જોઈએ, કેમ કે તે પણ સત્યની સાત્ત્વિક શોધ ગણી શકાય. પરંતુ તેની જ સાથે, એ વધતી બાથમાં લેવા ધારેલું આભ તે જ પ્રમાણમા વધતુ પણ ગયું નથી કે? તેની આગળ જીવનની જટિલતાઓ આસરી ગઈ છે કે વધી છે? અને વિજ્ઞાન પોતે જ નમ્ર નથી બન્યું? માત્ર વિજ્ઞાને એકઠા કરેલા કાંકરા ગણવા બેસીએ તો કદાચ પ્રગલ્ભ બની જવાય. પરંતુ જીવન અને વિજ્ઞાનનો સમગ્ર વિચાર કરવા બેસનાર એમ કાંકરા નથી ગણતો; તેનાથી એવી છાકભરી વૃત્તિ સેવી ન શકાય. એને તો સૉક્રેટીસ કે ન્યૂટનની નમ્રતા જોઈએ આ પ્રકારની વૃત્તિનો અભાવ આ પુસ્તકમા જોવાથી, તેનું વાંચન વિચાર નથી પ્રેરતું કે પ્રસન્નતા નથી આપતું.

એમ પણ નથી કે, આ પુસ્તકમાં વિચારવાની વસ્તુ બાબત લેખકોએ પોતાની અમુક મર્યાદા આંકી છે તેઓ કહી શકતા હતા કે, ગુજરાતી આમ-પ્રજા, જે વિજ્ઞાનની હકીકતોથી પણ આજ વાકેફ નથી, તેમને કેટલીક વિજ્ઞાન-શાખાઓની ખબરો આપનારો આ ગ્રંથ છે એવા માહિતી-ગ્રંથની આપણા સાહિત્યમાં ખૂબ જ જરૂર છે. આ લેખકોએ એ જરૂર પૂરી નથી પાડી. તેઓ તો વિજ્ઞાન દ્વારા જીવનનો અર્થ અને ફિલસૂફી બેડવા સુધી પણ દોડી જતા લાગે છે. પરંતુ, એવી દોડ કે ખેડાણ યા એવા ચિંતનમાં પડવાની તૈયારીનો પરચો આ પુસ્તક તો નથી આપતું. છતાં તેવું સાહસ વહોરવાથી જેવો ગોટાળો થાય તેવો તેમાં થવા પામ્યો છે. તેથી બાવાનાં બેઉ બગડવા જેવા ઘાટ થયા છે—નથી આ ચોપડી માહિતીને ન્યાય આપી શકી કે નથી તે વિચાર-પ્રેરક બની. જે કાંઈ ચિંતન જેવું લાગે છે તે ઉપરછલી કોટીનું જ ગણાય.

વીસ પ્રકરણના પુસ્તકને ચાર વિભાગમાં વહેંચવામાં આવ્યું છે: (૧) સામાન્ય, (૨) વ્યક્તિગત જીવન અને વિજ્ઞાન, (૩) નાગરિક જીવન અને વિજ્ઞાન, (૪) વૈજ્ઞાનિક પ્રશ્નો. સામાન્ય વિભાગમાં વિજ્ઞાનનું ગૌરવ ગાયું છે. તેમાં ત્યાજ્ય પુનરુક્તિ કેટલીક છે તે બાદ કરીએ તો, ઉપર કહેલા અહોહો-ભાવનું પ્રમાણ તેમાં મળી રહેશે. આ વિભાગ વાંચતાં એમ જ પૂછવા મન થઈ જાય છે કે, પણ, ભાઈ, પહેલું વિજ્ઞાન શું અને જીવન શું તે તો કહો! પ્રભુ, પ્રાર્થના, આત્મા ઇ. પરિભાષા આપણે ત્યાં વિજ્ઞાનની ચર્ચામાં વપરાય છે, ત્યારે એમ થાય છે કે, આપણે વિજ્ઞાનશુદ્ધ ચર્ચા કરીએ છીએ કે ખાલી તરંગોની ફેંક?

જેમ અર્થશાસ્ત્રે એક એની જીવન-ફિલસૂફી ઉત્પન્ન કરી છે, મનુષ્યસ્વભાવનું અને તેના આવિર્ભાવનું એક કલ્પનાચિત્ર ઊભું કર્યું છે, તેમ જ વિજ્ઞાને પણ એક વૈજ્ઞાનિક મનાતું કલ્પનાચિત્ર ઊભું કર્યું છે. તેણે પણ એક પ્રકારની જીવનદૃષ્ટિ ઊભી કરી છે. એના મૂળમાં એક પ્રકારનો ભૌતિક પ્રત્યક્ષવાદ અને નૈતિક સુખવાદ રહેલો જણાય છે. અને આખા જીવનને પહોંચી વળવા વિજ્ઞાન બસ છે એવી અભિમાનભરી સ્વ-પર્યાપ્તિ સેવાતી જોવામાં આવે છે. આ જાતની વૃત્તિ ૧૯મા સૈકામાં યુરોપમાં સ્પષ્ટ દેખાતી હતી. એના ઉતારના વારસદાર તરીકે આપણે ત્યાં હજી એ ચાલુ છે; યુરોપમાં તે નથી ટકી. આ પુસ્તક એ પેઢી-જૂની વાતની પાર્શ્વભૂમિથી લખાયું છે. વિજ્ઞાનનું કાર્યક્ષેત્ર બતાવતાં તે કહે છે, "જીવનનું જે કોઈ ક્ષેત્ર હોઈ શકે અથવા તો જેવું અને જેટલું વિશાળ ક્ષેત્ર હોઈ શકે, તેવું અને તેટલું જ વિશાળ ક્ષેત્ર વિજ્ઞાન-પ્રવૃત્તિનું પણ ગણી શકાય." વિજ્ઞાનની આવી વ્યાપકતાની બાબતમાં યુરોપના વિચારકો આજ ડાહ્યા થયા છે—તેમણે એની મર્યાદા જોઈ છે. આ લેખકોએ કરેલી વાતો જોતાં, જરા લાંબો છતાં નીચેનો, લૉર્ડ સેમ્યુઅલના 'બિલીફ ઍન્ડ ઍક્શન' પુસ્તકમાંથી, થોડોક ભાગ ઉતારવા રજા લઉં છું. તે કહે છે, "૧૯મા સૈકાના પોતાના પાર્થિવ, સ્વપર્યાપ્ત યુગમાંથી બહાર નીકળ્યા બાદ, વિજ્ઞાન હવે પોતાની સ્વતંત્રતાનું

અધૂરાપણું કબૂલ કરે છે. 'કાંઈક બીજું' હોવું જોઈએ એમ તે કબૂલે છે, એટલે તે 'દેવ'ને માટે સ્થાન રાખે છે. ખરેખર, કાર્યકારણભાવનો સિદ્ધાંત જેટલે દરજ્જે તે સ્વીકારે છે અને તેના ઉપર ભાર દે છે, આપણને દેખાતી દુનિયા સ્વયંભૂ ન હોઈ શકે એમ એને જેટલે દરજ્જે લાગે છે, તેટલે દરજ્જે વિજ્ઞાન ચોક્કસ એ નિર્ણય પર લઈ જાય છે કે, વિશ્વની આપણી દૃષ્ટિમાં ન આવતું એવું તેનું સર્જક તત્ત્વ હોવું જ જોઈએ. આ જો 'દેવ' હોય, તો વિજ્ઞાને નાસ્તિકતા અશક્ય કરી છે.

"વળી વિજ્ઞાને ભૌતિક પૃથ્વી જડ અને ઘન 'દ્રવ્યો'ની બનેલી છે એવો જૂનો ખ્યાલ ઉડાડી કાઢ્યો છે; અને કબૂલ કર્યું છે કે કુદરતમાં જીવંત અને મનોમય તત્ત્વ અનુસ્યૂત રહેલું છે આથી તેણે વિશ્વ વિષે આધ્યાત્મિક દૃષ્ટિને વધારે સમર્થનીય કરી છે. . . . બેકને કહ્યું છે કે, 'ઉપરીક ફિલસૂફી માણસના મનને નાસ્તિકતા તરફ વાળે છે; પરંતુ એમાં ઊંડાણ સધાતાં તે માનવચિત્તને ધર્મતત્ત્વ પર લાવે છે.'

આ ઉતારા પરથી એટલું જ બતાવવાનો ઇરાદો છે કે, વિજ્ઞાન આજ કઈ મર્યાદાએ પોતાને લેખે છે. એ જ લેખકનું એક બીજું કથન પણ આની સાથે સાથે જોતા જઈએ. "વિજ્ઞાન ભક્તિભાવને ઉતારી પાડતું નથી. એ તેને અમાપ ઊંચું પદ આપી શકે." આ પુસ્તકના લેખકોને વિજ્ઞાનના અભ્યાસે આ નથી બતાવ્યું. એ એમના વિજ્ઞાનના અભ્યાસની એક કચાશ નથી બતાવતું? અને જીવન વિષેના એમના ખ્યાલો પણ આરામપ્રિય 'અર્વાચીન મનુષ્ય'ના કરતાં આગળ કે ઊંડા નથી જતા. આ બે કારણોને લીધે પુસ્તકની કેટલીક વાતો અવૈજ્ઞાનિક વિચારસરણીવાળી ગણાય એવી લાગે છે.

બીજા અને ત્રીજા વિભાગમાં, ઉપરની દૃષ્ટિથી, વ્યક્તિગત અને નાગરિક જીવનને માટે વિજ્ઞાને શી વસ્તુઓ સાધી તે ગણાવી છે. છેલ્લા વિભાગમાં સુપ્રમાનસને જરા છેડવામાં આવ્યું છે. સૂર્યશક્તિને નાથવાના વૈજ્ઞાનિક પ્રયત્નોની દિશાનો વિકાસ ચીંધ્યો છે. મૃત્યુ અને વિજ્ઞાન પણ ચર્ચ્યું છે! વિજ્ઞાનનાં ભયસ્થાનોમાં યંત્રનો ભય અને આર્થિક અન્યાય તથા ખૂનખાર યુદ્ધ પણ બતાવ્યાં છે. પરંતુ એ બાબતમાં વિજ્ઞાનને યશ મળે એમ નથી. તેથી લેખકો અગાઉનાં પાનામાં ધારણ કરેલી વિજ્ઞાન માટેની આબરૂ-આબરૂ વૃત્તિ છોડી દઈ કહે છે, 'આખરે તો એ માત્ર સાધનો જ છે એમના ઉપયોગથી થતી ક્રિયાઓના યશ કે અપયશ માટે તો માનવી જ જવાબદાર છે!' જે લાભ કર્યો તે માટે વિજ્ઞાન જવાબદાર, અને ગેરલાભ કર્યો તે માટે માનવી જવાબદાર! આ ઠીક યશ-વહેંચણી થઈ! ખેર.

વિજ્ઞાનના સંબંધમાં અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર તથા માનવવંશશાસ્ત્ર આ પુસ્તકમાં નથી વિચારાયાં. કદાચ એ વિજ્ઞાન છે કે કેમ, એ પણ પૂછી શકાય. છતાં એક સવાલ વિચારવા જેવો હતો ખરો કે, એકંદરે જોતાં, વિજ્ઞાનથી માણસની નીતિમત્તા કે બુદ્ધિશક્તિ વધી ખરી? આ ચોપડીના પૂઠા પર એક ચિત્ર મૂકવામાં આવ્યું છે. તેમાં ઉપરના ભાગમાં 'સુધરેલો' માણસ વિજ્ઞાનની પ્રયોગશાળામાં કામ કરતો બતાવ્યો છે. નીચે આદિ-મનુષ્ય તેના કચ્છ અને ફેંટા તથા હાથમાં દંડા સાથે કુદરતની ગાજવીજ અને નગ્ન ભવ્યતામાં છાતીભેર જતો બતાવ્યો છે. ઉપર લખેલા પ્રશ્નનું જ જાણે આ રેખા-ચિત્ર ન હોય! માત્ર બુદ્ધિ-શક્તિ કે નીતિમત્તા જોતાં, શું માણસ વધ્યો છે? ચક્ર, દંડ, ઉચ્ચાલન ઇત્યાદિની સાદી શોધો કરનારા પૂર્વજને આજનો તેનો અનુજ નકરી બુદ્ધિમાં ટપે એવો તો નથી જ. અને નીતિમત્તામાં પણ એમ જ છે. આલ્ફ્રેડ વૉલેસ તેના એક પુસ્તકમાં આ પ્રશ્ન ચર્ચે છે ને એ નિર્ણય પર આવે છે કે, મનુષ્ય તરીકે માનવપ્રાણી આ બે વસ્તુમાં એના પૂર્વજ કરતાં ચડ્યું કે વધ્યું છે એમ નથી. આ પુસ્તકના લેખકો એ બાબત જ હાથ પર નથી લેતા, એટલે એ વિષે એમના વિચાર જાણવા નથી મળતા. પરંતુ પેલા પૂઠા પરના ચિત્ર પરથી તથા અંદરની ચર્ચા પરથી એમ લાગે છે કે, 'સુધરેલા' અર્વાચીનને તે પ્રાચીનના કરતાં વધારે સુખી અને કદાચ જ્ઞાનવાળો માનતા હોય. પિતા કરતા પુત્ર વધારે સમૃદ્ધ થઈ શકે, કારણ કે તે વારસદાર છે. એ અર્થમાં દરેક પેઢી પૂર્વના કરતાં જ્ઞાનમાં વધેલી કહેવાય પરંતુ તેટલા માત્રથી સુખમાં કે બુદ્ધિશક્તિ યા નીતિમત્તામાં તે વધેલી ન કહી શકાય. પણ લેખકો એટલી ઝીણવટમાં પડવા તરફ જ નથી ગયા, એટલે એ ચર્ચા આટલેથી અટકાવવી જોઈએ.

પા. ૧૬૧ ઉપર લેખકો કહે છે કે, યંત્રવાદનો વિકાસ વૈજ્ઞાનિકે કર્યો, અને તેમાં હેતુ એ હતો કે, લોકને કામમાંથી 'આશાની પળો થોડીક વધે એટલું જ નહિ, પરંતુ સંસ્કારી જીવન જીવવાને તેમને વધારે અવસરો મળે' યંત્રો શોધનારાનો આ હેતુ હશે એ શંકાસ્પદ છે. યંત્રો ઉપર આવી શ્રદ્ધાથી જોવું એ પણ આપણે ત્યાં વિજ્ઞાન-દૃષ્ટિને નામે ખપે છે, એમાં વૈજ્ઞાનિકતા કરતાં આપણી આરામ-જીવનની અભિલાષા જ વધારે નથી હોતી? ભયસ્થાનોની ચર્ચામાં આવી અવૈજ્ઞાનિકતાઓ બીજી પણ જોવામાં આવે છે. જેને શુદ્ધ વિજ્ઞાનદૃષ્ટિ કહી શકાય તે આ ન કહેવાય.

પરંતુ પુસ્તકનો ખાસ કઠતો દોષ તો તેની ભાષા અને શૈલીનો છે. દૃષ્ટિના દોષો દૂર રાખતાંય, આ

ભાષા ને શૈલીના દોષો એવા છે કે પુસ્તક 'સુગમ' કે શૈલી 'લોકભોગ્ય' નથી. ભાષા અતિ સંસ્કૃતમય છે અને તરજુમિયા કૃત્રિમતાવાળી અને ક્લિષ્ટ લાગે છે. તેમાં પ્રવાહ નથી. જે અંગ્રેજી ન જાણતો હોય — અને આ પુસ્તક તેમને માટે છે એમ માનવું જોઈએ — તેને આ પુસ્તક સમજતાં બહુ મુશ્કેલી પડે એવી તેની ભાષા, સંદર્ભો, અને શૈલી તથા શબ્દ-પસંદગી છે. વિજ્ઞાનથી બહુ પરિચિત નહિ એવા વાચકને — અને સામાન્ય ગુજરાતી વાચક એવા જ ને ? — માટે સાધવી જોઈતી સરળતા આમાં નથી.

પારિભાષિક શબ્દો વિષે પણ બે શબ્દો કહેવા જેવા છે. પુસ્તકને નાહકનું પરિભાષાથી ભરવામાં આવ્યું છે. કેટલીય વસ્તુઓ સરળતાથી કહી શકાય એમ છે. નવા શબ્દો રચવાની લેખકોની હથોટી પણ ચર્ચાસ્પદ જ છે. 'waste-matter' માટે 'વ્યયદ્રવ્યો' કર્યું તે કોણ સમજે ? 'બ્લીચિંગ પાવડર' માટે 'વિરંજન ચૂર્ણ' અને રેલવેપાટા માટે 'લોહમાર્ગ' ભદ્રંભદ્ર-શૈલી યાદ કરાવે છે. અને આવી કઢંગી રચનાઓ તો અનેક છે

ઉપર ગણાવેલા દોષો વગરનાં આવી જાતનાં પુસ્તકો આપણે ત્યાં જરૂરનાં છે. તેમાં અભ્યાસની માત્રા ભારોભાર હોવી જોઈએ. છેવટ સુધીની શોધો તથા વિચારણાઓનું જ્ઞાન અને દૃષ્ટિનું સમતોલન એમાં હોવું જોઈએ. અને સૌથી મુખ્ય તો એમાં મર્યાદા અને રજૂઆતની સરળ પ્રવાહિતા હોવી જોઈએ તો તેવાં પુસ્તકોથી વિદ્યાર્થી અને સામાન્ય વાચક બેઉ લાભ ઉઠાવી શકે. જેટલે અંશે આ પુસ્તક એ રીતની પરીક્ષામાં ઊણું ઊતરે છે એટલે અંશે એની ઉપયોગિતા ઘટી જ છે. ઉપરાંત એમાં કેટલીક પુનરુક્તિ આવ્યા કરે છે તે પણ ટાળી શકાત. નવી આવૃત્તિ પ્રગટ કરતી વખતે, આટલી અમારી વાતો લેખકો ધ્યાનમાં લેશે એવી વિનંતી છે. અને વિજ્ઞાનની ક્લિષ્ટતામાં પડવા પહેલાં સરળ વિજ્ઞાનની માહિતી આપતી સામાન્ય ચોપડીઓ ગુજરાતને પહેલી આપવા માટે અમે નમ્રભાવે સૂચના કરીએ છીએ

મં૦

### બોધક સાહિત્યનો સફળ પ્રચાર

**શાંતિદાસ:** દી. બ. અંબાલાલ સાકરલાલની આ પ્રસિદ્ધ વાર્તાની ઓળખ આપવાની હોય નહિ. અમદાવાદની શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ આ પ્રકારનું લોકોપયોગી સાહિત્ય લોકમાં ફેલાવવા સારુ ઠીક મથે છે કોઈ દાની ગૃહસ્થ તરફથી છપામણીનું ખર્ચ મળવાથી, પ્રૌઢ-શિક્ષણાર્થે બહોળો પ્રચાર કરવા આ અને બીજી શિષ્ટ સાહિત્યની ચીજો અવારનવાર આ સમિતિ છપાવે છે, તે અંગે આ સ્વદેશીનું તત્ત્વ સમજાવનારી આબાદ અને નીવડેલી વાત પસંદ કરી છે તે યોગ્ય જ છે

**નવું રેલવે સ્ટેશન:** શ્રી. ચૂનીલાલ વર્ધમાન શાહની આ વાર્તા 'શાંતિદાસ'ની જ શૈલીમાં લખાયેલી છે. ગામડાંમાં મોટર પેસવાથી કેવો કાળો કેર વર્તે છે તેનો સચોટ ચિતાર આમાં આપ્યો છે. વાર્તા મનોરંજક અને અસરકારક છે. પ્રૌઢોને માટે સરસ વાચન ગણાય. આ ચોપડી પણ 'શાંતિદાસ' પેઠે જ દાનની મદદથી છપાવીને પ્રચારાર્થે અપાય છે. આ રીતે 'શાંતિદાસ'ની ચોથી અને આ વાતની બીજી આવૃત્તિ થાય છે તે યોજનાની સફળતા બતાવે છે.

**જીવલેણ ગાડું:** દારૂબંધીને અંગે લખેલી શ્રી. રાજગોપાલાચારીની આ રસીલી વાર્તા પણ ઉપરની જ સમિતિએ તેમની પ્રચાર-યોજના મુજબ પ્રસિદ્ધ કરી છે. આની પણ બીજી આવૃત્તિ થાય છે.

**અજવાળે:** કોમી એકતાનો પ્રચાર સાધતી આ વાર્તા શ્રી. ચૂનીલાલ વર્ધમાન શાહની છે. આ તેની બીજી આવૃત્તિ છે.

**શ્રમણના** દ હિંદી પરથી ઉતારેલી વાત છે. લોકસેવા વિષેની એ છે. બે વર્ષમાં એનાં દશ મુદ્રણ થયાં છે

ગ્રામજનતાને ઉપયોગી સાહિત્યના પ્રચાર માટેની આ સરળ યોજના માટે શ્રી રામકૃષ્ણ સેવા સમિતિને દાતાઓની મદદ મળતી રહો, એમ સૌ કોઈ ઇચ્છશે.

મં૦

**સહકાર:** લેખક. રા. બ. ચિમનલાલ દલપતરામ કવિ. પ્રકા૦ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિનાં ઉપરનાં ઉપયોગી પ્રકાશનો જેવું આ પ્રકાશન ગ્રામોદ્ધાર માટે બહાર પાડવામાં આવ્યું છે. સામાન્ય જ્ઞાનના પ્રચારાર્થે આ પ્રકાશનો ઉપયોગી છે અને તેનો બહોળો પ્રચાર કરવા જેવાં છે. જે વાંચે તેને તેમાંથી વાંચવા વિચારવા જેવું મળશે.

સદરહુ પુસ્તિકામાં સહકાર પ્રવૃત્તિનો હેતુ, તેની રચના અને તેનો વહીવટ ટૂંકામાં સારી રીતે સમજાવેલાં છે. તે ઉપરાંત ગામડાંમાં કરવા જેવાં કામોનો અને તે માટેની યોજનાનો પણ વિચાર કરેલો છે.

આ પુસ્તકો પ્રચારાર્થે મફત વહેંચવામાં આવે છે, એટલે બને તેટલાં સસ્તાં કરવા તરફ પ્રકાશકોનું વલણ દેખાય છે, તે બરાબર છે છતાંય થોડું વધારે ખર્ચ કરવું પડે તોપણ તે કરીને પુસ્તકની છપાઈ વધારે સારી થાય તે ઇચ્છવા યોગ્ય છે. સામાન્ય રીતે આવાં પ્રકાશનો 'શાન્તિદાસ' અને 'નવું રેલવે સ્ટેશન' જેવા ટાઈપમાં છપાવવામાં આવે તો સામાન્ય વાચકને વધારે અનુકૂળ પડે. વિશેષમાં જોડણી અને ભાષાશુદ્ધિ પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે જોડણીની ભૂલો ઘણી વધારે છે ગામડાંને ઉપયોગી સાહિત્યનો પ્રચાર શુદ્ધ ભાષામાં થાય તે શું ઇષ્ટ નથી?

વિ૦

# માસિક વિવેચન

**થાય તો કેવું સુંદર !**

ઈશુખ્રિસ્તે કહ્યું, 'ઈશ્વરના રાજ્યમાં બાળકો તો મહાલશે.' પણ દુનિયા આજ જાણે ઈશ્વરી રાજ બહાર ગઈ લાગે છે ! આજ લડી રહેલા ખ્રિસ્તી દેશોનાં માતાપિતાઓ અને સરકારો બીજી જ ચિંતામાં પડયાં છે : વરસતી આગમાંથી પોતાનાં ફૂલ જેવાં બાળકોને બચાવવાં કેમ, એની ફિકરમાં પડયાં છે. અંગ્રેજ બાળકોને અમેરિકા મોકલવામાં આવે એવી સવડ વિચારાઈ રહી છે. અમેરિકાની આગબોટો અંગ્રેજ બાળકોને પોતાને ત્યાં લઈ જવા તૈયાર છે; પરંતુ તેમના પર હુમલો કરવામાં ન આવે એવી ખાતરી જોઈએ. આ બાબત મુંબઈનું 'ઇંડિયન સોશિયલ રિફૉર્મર' એક વધારી લેવા જેવી સૂચના કરે છે. તે કહે છે, બાળરક્ષાની આ યોજના કોઈ દેશ પરત્વે મર્યાદિત ન રાખતાં, યુદ્ધના જોખમમાં આવેલા બધા દેશનાં બાળકોને લાગુ પાડવામાં આવે, તો હુમલા સામે ખાતરી સહેલાઈથી મળી શકે. પરંતુ તેથી સારી સૂચના તે એવી કરે છે કે, દરેક લડતા દેશમાં જ અમુક પ્રદેશને 'બાળ-ભૂમિ' તરીકે નક્કી કરવામાં આવે, અને લડતાં છતાં દેશો તે ભાગને પવિત્ર ગણી, હુમલા ત્યાં ન જ થાય એમ કરાર કરે. આ જો થાય તો કેવું સુંદર થાય ! લડનારા દેશો વચ્ચે આ જ એક પગલું શાંતિની શુભ શરૂઆત જેવું થાય. તો, બાઈબલનું એક બીજું વાક્ય છે તે સિદ્ધ થશે કે, 'તેમને એક નાનું બાળક દોરી જશે.'

બાળક કોને વહાલું નથી ? અને એને સારુ જ મોટેરાં જગતની યાત્રા નથી ખેડતાં ? બાળકને રાષ્ટ્ર નથી, અને છે તો આખું જગત એમનું રાષ્ટ્ર છે; એટલે, 'રિફૉર્મર'ની સૂચના કોઈ રીતે અઘરી નથી જ. એ પાળવા કરતાં વધારે સારું શાંતિપાઠનું મંગળાચરણ બીજું હોઈ ન શકે.

**સંસ્કૃતિનાં ધાવણ**

ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને ઑક્સફર્ડ યુનિવર્સિટી તરફથી 'ડૉક્ટર'ની પદવી આપવામાં આવી હતી. તે એનાયત કરવાનો પદવીદાનસમારંભ થોડા દિવસ ઉપર શાંતિનિકેતનની ભૂમિ ઉપર ઊજવવામાં આવ્યો, તેનો લાંબો હેવાલ છાપામાં વાંચવા જેવો આવ્યો હતો. જાણકારો લખે છે કે, બરોબર ઑક્સફર્ડની પ્રણાલીથી એ ઉત્સવ-વિધિ થયો. કુલનાયકને સ્થાને ઑક્સફર્ડના જૂના વિદ્યાર્થી સર મોરીસ ગ્વાયર હતા. કવિવરને પદવી આપવા વિનંતિપત્ર, લૅટિન ભાષામાં, કલકત્તાના એક 'ઑક્સન' ન્યાયાધીશે વાંચ્યું. સર સર્વપલ્લી રાધાકૃષ્ણને તે અંગ્રેજીમાં વાંચી સંભળાવ્યું. તેમાં કવિવરનાં કુલ, ગોત્રાદિ તથા પ્રતિભાનું ગૌરવ કરીને કહ્યું કે, ઑક્સફર્ડની પદવીને માટેની તેમની પૂરી પાત્રતા છે. કુલનાયકના અવેજી તરીકે સર મોરીસે પદવી આપી. તે વખતે કવિવરે સંસ્કૃતમાં જવાબ આપ્યો, જે અંગ્રેજીમાં કહી સંભળાવવામાં આવ્યો. વિધિને અંતે સર મોરીસે પૂર્ણાહુતિ-વચન કરીને સમારંભનું કામ આટોપ્યું. આ સમારંભમાં વિદ્યાક્ષેત્રમાં સંમાનિત લોક હાજર હતા. આ મુજબ આ સમારંભ થયો.

કેટલાકને લાગશે, આ કેવી જૂનવાણી મનોવૃત્તિ ! લૅટિન અને સંસ્કૃતમાં આજ વીસમી સદીમાં વ્યાખ્યાન કરવાં ! અને તે પણ આવા અંગ્રેજીના ખાં ગણાય અને વીસમી સદીના પારંગત ગણાય એવાને હાથે ! અમને એવું નથી લાગતું. બલ્કે, એ જ નોંધપાત્ર લાગે છે કે, ઑક્સફર્ડ જેવી અર્વાચીન સંસ્થા અને કવિવર તથા સર સર્વપલ્લી અને અંગ્રેજ ન્યાયાધીશો જેવા પુરુષો આ સમારંભમાં ભાગ લેનાર છે અને તેઓ આ પ્રાચીન ભાષાનું ગૌરવ કરે છે; અને એમાં આજ વીસમી સદીની અપ-ટુ-ડેટ-પણાથી છકેલી પેઢીને પણ કાંઈક વિમાસવા જેવું છે. વસ્તુ જો શુદ્ધતા, ઉદાત્તતા, અને સંસ્કારધનથી ભરેલી હોય અને તે પ્રાચીનતા પામે, તો તે પ્રમાણમાં તેમાં એક પ્રકારની ભવ્ય પ્રભાવિતા અને તપની પાર્શ્વભૂમિ આવે છે. સંસ્કૃતમાં અને લૅટિનમાં તથા અરબ્બી આદિ પ્રાચીન ધર્મની અને સંસ્કૃતિની ભાષાઓમાં આ શક્તિ રહેલી છે. સૌ સારી વાતની જોડે નકારનો પણ ભય હોય જ છે તેમ, આ બાબતમાં ગતાનુગતિક જડતાનો પણ ડર રહે છે. આપણે એ ટાળીએ; પરંતુ એ ટાળવાની સાથે મૂળ વસ્તુય ન ફેંકી દઈએ. આવી ચીજો સમાજો અને સંસ્કૃતિઓનાં ધાવણમાં પાયેલી હોય છે, તેથી ધારીએ છીએ એવી સહેલાઈથી તે જતી રહેતી નથી. પ્રાચીન ભાષાઓમાં રહેલી મંત્રશક્તિ તે આ જ તેમની પુરાણતા અને તપની પાર્શ્વભૂમિને જોરે નીપજતી સહજ-પ્રભાવિતા છે; જમાનાઓથી જે શબ્દો આ કામ કરતા આવ્યા હોય છે તેમની સબળ અર્થઘનતા છે. સંસ્કૃતિ અને

સંસ્કારિતાનાં બંધારણ સમજનારાઓએ આ વસ્તુ વિચાર બહાર ન કરવી જોઈએ.

## વેરથી વેર ના શમે

એક અંગ્રેજી છાપાવાળો કહે છે કે, લડાઈ-માત્રનો આખરી ફેંસલો કરી નાખવા માટેનું કહેવાયેલું મહાયુદ્ધ ૧૯૧૮માં પૂરું થયું ત્યાર પછી આજ સુધીમાં, નહિ નહિ તોય, ૧૭ જેટલાં યુદ્ધો જગતમાં થયાં છે! હર્નશૉ કરીને એક ઇતિહાસકાર ૧૯૧૯ની સુલેહ પછી નક્કી થયેલા યુરોપના નકશા પર નોંધ લખતાં ઈ. સ. ૧૯૨૦માં આગાહી કરે છે: '. . . એ સંજોગોમાં ૧૯૧૯ની સલાહની થોડીક જ કલમો કાયમી ગણાય. બેશક, ઘણી બાબતોમાં એ શાંતિ સ્થાપનારી નહિ, પણ નવા ઝઘડાની કારણરૂપ બનશે; સિવાય કે, એક સુખદ બીના એ છે કે, સુલેહ પરિષદનું પહેલું કામ એ થયું છે કે તેણે એક ટકાઉ રાષ્ટ્રસંઘ નિર્મ્યો છે. . . .' વાચક જાણે છે કે, દુનિયાને કમનસીબે, ૧૯૨૦માં હર્નશૉને ટકાઉ લાગતો એ રાષ્ટ્રસંઘ ભાંગલો આધાર નીવડ્યો છે ને તેણે ભાખેલી પહેલી વાત તેના કરતાં વધારે સાચી ઠરી છે.

આ ૧૮મા યુદ્ધને માટે પણ કહેવાવા લાગ્યું છે કે, જગતમાં લડાઈને બદલે શાંતિ અને સમાધાની કે પતાવટનો સિદ્ધાંત સ્થાપવા આ લડાઈ છે! આ બધું જોઈને, શાંતિના ફિરસ્તા-સમા બુદ્ધ ભગવાનનું નીચેનું અમર સૂત્ર જ સૌએ યાદ કરવા જેવું છે:

न हि वेरेन वेरानि संमन्तीध कुदाचनं ।
अवेरेन च संमन्ति ऐस धम्मो सनातनो ॥

વેરથી વેર કદી નથી શમતાં, અવેરથી જ શમે; આ સનાતન સિદ્ધાંત છે.

હિટલર એકને માથે આજ યુદ્ધ શરૂ કર્યા માટે પસ્તાળ પાડવામાં આવે છે. પણ ઉપરની દૃષ્ટિએ વિચારતાં એમ થાય કે, અગાઉનાં વેર, દ્વેષ, મમત વગેરે હિંસાના પરિવારનો ઓઘ જ માત્ર એ એક વ્યક્તિ મારફતે પ્રગટ થઈ રહ્યો છે અને એના જ પડઘા સામેથી હિંસારૂપે પડવા લાગ્યા છે. શાંતિ સ્થાપવા માગનારે તો જુદા જ રાહ લેવા જોઈશે. અને એનું સૂત્ર, ઉપરનું બુદ્ધ-સૂત્ર છે. આ યુદ્ધમાંથી પણ અંતે જો શાંતિ સંપાડાવવી જ હોય તો સૌએ અવેર-બુદ્ધિથી ચાલવું જોઈશે અને એ અવેર-બુદ્ધિ જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં પ્રતિષ્ઠા પામશે તો જ તે કાર્યકર અને સફળ થશે. ઓછામાં ઓછી 'આ યુદ્ધ અંતની સલાહ તો અવેરની જ હોવી જોઈશે.

## શાંતિનાં યુદ્ધ

લોકમાનસનો કે યુદ્ધના માનસનો એક નિયમ લાગે છે કે, ધડાધડી ને તડાતડી જો સતત ચાલુ ન રહે, તો લોકોને તે વિષે રસ ન રહે. જાહેરાતની કળાનું પણ આમ જ છે.

લોકમાનસની આ નિર્બળતા આપણા અહિંસક યુદ્ધમાં પણ દેખા દે છે. આપણા ધમાધમી-તરસ્યા લોકને રચનાત્મક કાર્ય નીરસ અને ધમધમાટ વગરનું લાગે છે. તેઓ એવું ફીકું ફીકું કામ પસંદ કરતા નથી. તેમને ગરમાગરમ લડત જોઈએ. એટલું જ નહિ, અતિ વ્યાપક લડત જોઈએ; ખેડૂત અને મજૂરને તેમાં સંડોવવા જોઈએ; અંગ્રેજોને આકરું પડે એવો બધો તાલમેલ કરી મૂકવો જોઈએ. આ જાતની લાગણી પણ ઉપરના અતિ સહજ એવા પેલા અનિષ્ટ યુદ્ધ-માનસમાંથી જ જન્મેલી છે.

સામાજિક સુખશાંતિ અને મેળની આવશ્યક શરત તરીકે અહિંસાએ જો પ્રગતિ કરવી હોય, લોકને જો ખરેખર શાંતિ ને સ્વરાજ જોઈએ છે, તો એકાદ યુદ્ધના ધમધમાટ વખતે ભારે શૂર અને પછી એથી ઊલટા, એ આરંભશૂરાની સ્થિતિ નહિ ચાલે. સતત જાગૃતિજોર લડવાનાં શાંતિનાં પણ યુદ્ધો હોય છે. જીવનમાં દરેક ઘડીએ ક્યાંક આપણે હારીએ છીએ: સ્વાર્થ સામે, કાયરતા સામે, કૃપણતા આગળ, ક્રોધ આગળ. આવી હારો વખતે આંખ આડા કાન કરતાં કરતાં જ રાષ્ટ્રોનાં પતન, રાષ્ટ્રો વચ્ચે યુદ્ધો, અને સમાજની અધોગતિ જેવાં બહોળાં પરિણામો નીપજે છે. આવી અવક્રિયામાંથી જ 'પાઘડીનો વળ છેડે' એ ન્યાયે યુદ્ધો, ઝઘડા, તંગદિલી અને એવાં બધાં સમાજદ્રોહી કારણો ઊભાં થાય છે. આવી અવક્રિયાઓ દૂર કરવાને માટે, કુદરત પાસે પછી આસમાની સુલતાનીની ઉગ્ર હિંસાનો માર્ગ જ રહે છે: એ જાતના વાઢકાપથી જ પછી સમાજ-શરીર નીરોગી થવાનું હોય તો થઈ શકે છે. આરોગ્ય-શાસ્ત્રની જેમ, અહિંસાધર્મ અહીં આગળ કહે છે કે, છેવટે દવા કરવી પડે તેના કરતાં રોગને આવતો રોકવાનું ધ્યાન જ રાખો એ યોગ્ય છે: હમેશ જો જીવનવ્યવહાર અહિંસામય, જીવન અને સમાજને પોષક રાખશો, તો આસમાની સુલતાનીનાં 'ઑપરેશનો'-

માંથી બિલકુલ બચી જ નહિ જાઓ, તોપણ તે 'ઑપરેશનો' છેવટેણુ નહિ હોય,—ફેડકા ફેડવા જેવાં ગૌણ હશે.

## સુરક્ષિતતા અને ઉત્પન્ન

થોડા વખત પર છાપાંમાં એક એવી ખબર આવી હતી કે, નામ૦ આગાખાન હાલમાં સ્વિટ્ઝરલૅન્ડમાં છે, અને યુરોપી યુદ્ધને લઈને તેમને ત્યાં નાણાં નહિ પહોંચી શકવાથી તે ભીડમાં રહે છે. પોતાની 'રૉલ્સ રૉઇસ' મોટરની તેલના પૈસા પણ માંડ સિલકમાં છે! પાછળથી એમના હિંદી અનુયાયીઓ તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે, આ વાત બિનપાયદાર છે. પરંતુ, તે પરથી એક વિચારવા જેવી વસ્તુ એ છે કે, યુદ્ધમાં આવી પરિસ્થિતિ ઊપજી શકે તે સામે સંરક્ષણને માટે આપણા લોકોએ શું કરવું જોઈએ. આજ જ્યારે સંરક્ષણનો સવાલ મહાસભાને દફતરે પણ ચડયો છે, તે વખતે તેનો વિચાર વળી આવશ્યક બને છે.

યુદ્ધના સમયમાં ખરાબમાં ખરાબ સ્થિતિ થાય તો રૉબિન્સન ક્રૂઝો કરતાં ખરાબ તો ન જ થાય. એટલે આવા સમયનો વિચાર કરવાને માટે એ જગવિખ્યાત વાતનો બોધ બહુ ઉપયોગી થાય છે. છેવટે જઈને જોઈએ તો, માણસને અન્ન, વસ્ત્ર અને ઘર જોઈએ છે, ધન નહિ. ક્રૂઝોને પેલા ભાગેલા વહાણમાંથી સોનૈયા મળ્યા ત્યારે તે ખડખડ હસ્યો! કારણ કે, સોનૈયા કરતાં એને નાની ખૂરપી અને ચાકુ વધારે કામનાં હતાં. નામ૦ આગાખાનને ચિંતા પડી શકે છે, કે, મોટરને માટે તેલનાય પૈસા નથી! મોટાંને મોટી ચિંતાઓ. પરંતુ હિંદની ગરીબ આમ-જનતાને એવી ચિંતાઓમાંથી મુક્તિ છે. એને તો, યુદ્ધમાં શું કે શાંતિમાં શું, એક જ ચિંતા છે અને તે પેટપૂર ખાવાની અને અંગઢાંક ઓઢવા પહેરવાની, તથા વરસાદ કે ટાઢમાં છાપરા તળે સૂવાની. આ જરૂરને માટે, તે જો ઇચ્છે તો, એને બહુ દોડાદોડની જરૂર નથી. તેનું હળ અને ઢોર સાબૂત હોય અને તેનો રેંટિયો પીંજણ ચાલતાં રહે તો એનું બધું દુઃખ ટળે: એ પોતે મનથી નિશ્ચિંત બની શકે. ગભરાટ તો ધનવાનને થાય છે, અને તેમના ટકા તો આંગળીને વેઢે પણ ગણવા ન પડે.એટલા જૂજજાજ છે.

આજ આમ-જનતા પાસે હળ વગેરે છે; પરંતુ તેને પકડી રાખનારાં 'સુધરેલાં' બંધનો છે—સરકારી અને ખાનગી દેવાં અને લાગાઓ. રેંટિયો ઇ૦ જોતજોતામાં તે લઈ શકે. પણ તેની પર બંધન છે એનાં આળસ અને અનિચ્છાનાં, જેનાં મૂળ પણ, કેટલેક અંશે, 'સુધરેલા' સમાજની મનોદશા બતાવી શકાય છે. એટલે આપણે જો ખરી સુરક્ષિતતા જાતે મેળવવી હોય અને બીજાને આપવાની શક્તિ મેળવવી હોય, તો પહેલ પ્રથમ આ રીતની ઉત્પત્તિ જોરથી શરૂ થવી જોઈએ, હોય તે વધવી જોઈએ, અને એની મહત્તા હવે તો સમજાવી જોઈએ. આજ દુનિયાના લડતા દેશોમાં તડામાર તૈયારીઓ ચાલે છે, તેમાં ઉત્પન્ન વધવું જોઈએ એ જ મુખ્ય સાર છે. આપણે ત્યાં પણ, આપણી રીતે અને પરિસ્થિતિ પ્રમાણે, એ જ વસ્તુ જરૂરની છે. આપણાં સાધનો સાદાં અને ટૂંકાં છે તો આપણી સુરક્ષિતતાની ગરજ પણ તેવી જ છે. ઈશ્વર કોઈની ઉપર ગજા ઉપર બાર નથી નાંખતો. આપણે આપણા ગજા પ્રમાણે કરી છૂટીએ તો સુરક્ષિતતા તો હાથવેંત કરી લેવાય. માત્ર આપણે એનો સાદો ઉપાય છે તે સમજી લઈ કરવા લાગી જવું જોઈએ.

## રણજિત સુવર્ણચંદ્રકદાનની નીતિ

'શિ૦ સા૦'ના આઠમા અંકમાં અમે સૂચના કરેલી કે, રણજિત સુવર્ણચંદ્રકની પ્રતિષ્ઠાને ખાતર બે વસ્તુ કરવા જેવી લાગે છે: (૧) વર્ષનો ઇનામલાયક વિષય નક્કી હોવો જોઈએ; (૨) પરીક્ષકસમિતિ રખાવી જોઈએ. આ બે વાત સૂચવતી વખતે અમે કહેલું કે, ચંદ્રક આપવા માટે "કોઈ સર્વવિદિત નીતિરીતિ કે પદ્ધતિ હોય તો તેની ખબર નથી."

તા. ૨૬–૫–'૪૦ના 'પ્રજાબંધુ'માં શ્રી. 'સાહિત્યપ્રિય' આ નીતિરીતિ વિષે થોડોક પ્રકાશ નાખે છે તે સાભાર નીચે ઉતારું છું:

"લગભગ ચાર વર્ષ પૂર્વે આ વિષય ઉપર બે દિવસ સુધી સભામાં લાંબી ચર્ચા ચાલી હતી. અને એક ઠરાવ કરવામાં આવ્યો હતો, જે નીચે મુજબ છે: 'ગુજરાતની સંસ્કારિતા અને (વિશાળ અર્થમાં) સાહિત્યને સમૃદ્ધિ મળે એવી કૃતિના સર્જકને—કર્તાને—આ ચંદ્રક આપવો. આમાં દરેક વર્ષે આ ચંદ્રક આપવો જ એવો નિયમ ન રાખવો; તેમ જ અમુક વિષય વાસ્તે જ આપવો એવું બંધન પણ ન સ્વીકારવું.' એટલે સભાએ સુવર્ણચંદ્રક આપવા પાછળની પોતાની દૃષ્ટિ તો નિર્ણીત કરેલી જ છે."

આ ઠરાવથી, જે અર્થમાં અમે નક્કી નીતિ ઇચ્છીએ છીએ, તે નક્કી નથી થતી. ઠરાવના પ્રથમ

ભાગમાં ચંદ્રકદાનનો સિદ્ધાંત કહેવામાં આવ્યો છે. પણ કાર્યમાં તો સિદ્ધાંતના અમલને માટે નિયમો ઘડવા જરૂરી હોય છે અને તે બાબતમાં જે સૂચના અમે કરી હતી. હમેશ માટે કાવ્ય, નવલ કે એવા કોઈ એક જ વિષયને માટે ચંદ્રક બાંધી ન દેવો, એવો જો ઠરાવના પાછલા ભાગનો અર્થ હોય, તો તે બરાબર છે. તેમાંથી જ અમારી પહેલી સૂચના ઊપજે છે કે, વિષયોનો ક્રમ નક્કી કરવો સારો છે. તેથી લેખકોને પોતાનું ખમીર બતાવવાની દિશા અગાઉથી મળી રહેશે. અને તે કર્યા પછી તેની પરીક્ષક-સમિતિ નીમવી એ તો સહજ-ફલિત છે.

## સંકુચિત વફાદારી

ગયા એપ્રિલના મધ્યમાં ઓક્સફર્ડમાં ૨૦૦ જેટલા માણસોની એક પરિષદ મળી હતી. તેમાં શિક્ષકો, કેળવણીકારો, અને 'દુનિયાને સત્ય પર લાવવાનું જેમનું કામ છે એવી કેટલીક સંસ્થાઓના* માણસો'એ હાજરી આપી હતી. ચર્ચાનો વિષય આ હતો: 'વસુધૈવ કુટુમ્બકમ્'નો નાગરિકધર્મ શાળાઓમાં સારામાં સારી શી રીતે શીખવાય?

તે જ અરસામાં ઇંગ્લંડના કેટલાક વિદ્યાર્થીસંઘોનું સમસ્ત સંમેલન પણ મળ્યું હતું. તેઓએ યુદ્ધની ચર્ચા કરી હતી અને ઠરાવ કર્યો હતો કે, આથિક અસમાનતામાંથી યુદ્ધ થાય છે, માટે તે દૂર થવી જોઈએ, અને 'નવી દુનિયા' સ્થપાવી જોઈએ.

આ બેઉ બાબતોનો ભેગો વિચાર કરીને લંડન ટાઇમ્સની શિક્ષણપૂર્તિના તંત્રીએ અગ્રલેખ લખ્યો છે, જેનું મથાળું કર્યું છે—'અતિ વ્યાપક વફાદારી'. 'નવી દુનિયા' સ્થાપવા ઇચ્છનારાને તો તે સંભળાવે છે કે, અનુભવ વગરના તડાકા શા કામના? કેટલી વીસીએ સો થાય છે એ કદી કરી જાણ્યું છે? 'નવી દુનિયા' એ એક ગદગદિયાં કરનારી મોહક શબ્દજાળ માત્ર જ નથી? એમાં કશું તથ્ય છે ખરું?

પરંતુ, અગ્રલેખકનો મર્મ તો પેલા ૨૦૦ જણની પરિષદને ઉદ્દેશીને જે વાત કહે છે, તે જોતાં મળે છે. તે કહે છે:

"આશા છે કે, ઓક્સફર્ડમાં એકઠા થયેલા લોકો એટલી મૂળ વાત ધ્યાનમાં રાખશે કે, હજારો વર્ષથી આપણા ટાપુએ જે સુરક્ષિતતા ભોગવી છે તે હવે ખોવાઈ ગઈ છે સત્તા અને ભૂગોળના મૂળ મુદ્દાઓ બદલ્યા વગર, તેમની સત્તા એ યુરોપના કારભારાનાં મુખ્ય ખણાન્ગ સંપૂર્ણ અભ્યાસની જરૂર તરફ ધ્યાન ખેંચવામાં ફત્તેહમંદ થાય; જો તેઓ એમ સૂચવે કે, ફ્રાન્સનો ઇતિહાસ, તેની સંસ્થાઓ, અને તેનું દૃષ્ટિબિંદુ, એ વિષે ભણવા તથા ભણાવવાને માટે જે નવી તકો આપણી છે, તેનો શિક્ષકોએ લાભ લેવો જોઈએ; તેઓ જો એવી હિમાયત કરે કે, હકીકતોનો આપણે અભ્યાસ કરવો જોઈએ અને જગતમાં એક અગ્રસત્તા તરીકેના આપણા સ્થાનની ઉપર આપણા જીવનનું ધોરણ અને આપણી આઝાદીનો આધાર છે, એની વધારે વિશાળ સમજ હોવી જોઈએ;—જો તેઓ આ કરે, તો તેઓનું કામ સારું જ થશે."

એટલે કે, નવી દુનિયામાં સ્વ-અર્થનો આટલો મુદ્દો તો ધ્રુવ નીતિ તરીકે રહેવો જોઈએ.

અને આજના યુરોપની મોકાણ, ત્યાંના મોટા દેશો પોતપોતાને માટે આમ માનીને વર્તે છે, તેમાં જ રહેલી લાગે છે. આથી જ કદાચ, સૌને મુખે શાંતિ અને સર્વોત્તમ શુભની વાત હોવા છતાં, સૌ શસ્ત્રયુદ્ધ તરફ જ અનિચ્છાએ પણ આકર્ષાય છે. અને એ વિચિત્રતા તરફ પણ અંગ્રેજ વિચારકોનું ધ્યાન નથી, એમ નથી! એમાં જ આપણા યુગની ગૂંચ છે. મ૦

## વર્ષનું સરવૈયું

આ અંકે 'શિ૦ સા૦'નું પ્રથમ વર્ષ પૂરું થાય છે. એટલે વર્ષ દરમિયાન થયેલા તેના કામનું સરવૈયું આ અંકની જોડે, વાર્ષિક સૂચિરૂપે, આપવામાં આવ્યું છે. વાચકવર્ગ તે પરથી 'શિ૦ સા૦'ના કામનો અંદાજ કાઢી લઈ શકશે.

## ગ્રાહકોને વિનંતિ

હવે પછીના અંકથી બીજું વર્ષ શરૂ થશે. વાચકવર્ગે જેવો સહકાર અત્યાર સુધી આપ્યા કર્યો છે તેવો આપતો રહેશે એવી આશા છે. જે ગ્રાહકોનાં લવાજમો આ અંકથી પૂરાં થાય છે તેઓ બીજા વર્ષનું લવાજમ મનીઑર્ડરથી મોકલી આપશે તો તેમનું વી. પી. ખર્ચ બચી જશે. જે ગ્રાહકોનાં લવાજમો ખલાસ થાય છે તેમને આ અંકમાં રબર સ્ટૅમ્પ લગાવી ખબર આપેલી છે. આવતા અંક સુધીમાં લવાજમ કે બીજી સૂચના ગ્રાહક તરફથી કાર્યાલયને નહિ મળે, તો આવતો બીજા વર્ષનો પહેલો અંક વી. પી.થી રવાના કરવામાં આવશે. ગ્રાહકોને વી. પી. છોડાવી લેવા વિનંતી છે.

લવાજમ મોકલતી વખતે ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

* આ વર્ણન 'ટાઇમ્સ'નું જ છે. તેમાં રહેલો કટાક્ષ સ્પષ્ટ છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧લું ઈ. સ. ૧૯૩૯-૪૦

## વાર્ષિક અનુક્રમણિકા

### વિષયસૂચિ

## નવું વાચન

## માસિક વિવેચન

## લેખકસૂચિ

# વિજ્ઞાન અને ઈશ્વર

વિશ્વમાં કાયદો સર્વોપરી છે એવું સમર્થન કરવાની સાથે આપણી ઈશ્વર-વિષેની કલ્પના નીચી પડે છે, એવી ટીકા કરવામાં આવે છે. . . . પરંતુ વસ્તુમાત્ર પર અધિકાર ભોગવતા સનાતન કાયદાઓની કલ્પના એક વાર મગજ પાકે પાયે કરી લે; આ કાયદાઓ દેશકાળની અનંતતામાં અજર અમર રૂપે વર્તે છે એમ બરોબર સમજાય; અને ઈશ્વર-તત્ત્વ એ કાયદાઓમાં અને એની પાછળ રહેલું છે એમ જોવામાં આવે; કોક વાર થતા અપવાદ જેવાં 'ચમત્કારો'માં નહિ પરંતુ આ વ્યવસ્થિત વિશ્વરચનાની હસ્તી તથા પ્રક્રિયાની જ અંદર ઈશ્વર-તત્ત્વનાં દર્શન કરવામાં આવે;—તો પછી આપણને એ રીતે એક એવા ઐશ્વર્યનો સાક્ષાત્કાર થાય છે કે જેની ભવ્યતા, આપણો કોઈ પણ પૂર્વજ એની ઉત્તુંગમાં ઉત્તુંગ આધ્યાત્મિક કલ્પના દોડાવીને પણ જોઈ શક્યો હશે, તેથી વધી જાય છે. વિજ્ઞાન ભક્તિને ઉતારી પાડતું નથી; તે તેને અમાપ ઊંચું પદ અર્પી શકે.

એ વાત ખરી છે કે, વિશ્વરચનામાં વિજ્ઞાન પ્રાકૃતિક અને આધિ-પ્રાકૃતિક વચ્ચે મર્યાદાની રેખા નથી ખેંચી શકતું. આપણા જ્ઞાનના અને અજ્ઞાનના ક્ષેત્ર વચ્ચે ચોખ્ખી એક સીમા હયાત છે; ભલે એ આઘીપાછી થતી રહેતી હો, પણ તે સ્પષ્ટ રહેલી તો છે. એમાંના એકને 'પ્રાકૃતિક' અને બીજાને 'આધિ-પ્રાકૃતિક' કહેવાનું કોઈ પસંદ કરે, તો તેથી કશું ભારે નુકસાન નથી થતું. એ તો આપણ મનુષ્યોની સ્વભાવગત વૃત્તિ છે કે, જે ભેદો આપણે માટે માત્ર સાપેક્ષ જ હોય, તેને આપણે જાણે કે તે કશાક આત્યંતિક હોય એમ ગણીને ચાલીએ છીએ. પરંતુ આને અંગે જો એવી ગણના કરવાનો પ્રયત્ન કરવામાં આવે કે, એક મનુષ્યનું ક્ષેત્ર છે અને બીજું ઈશ્વરનું ક્ષેત્ર છે, અને આ જાતની જુદાઈ એ ઈશ્વરની મોટાઈ અને ધર્મની શક્તિને વધારનારી છે, — આમ જો થાય તો તેમાં ખરેખરું નુકસાન છે. કારણ કે આની અસર તો તદ્દન ઊલટી જ થવી જોઈએ. જેમ્સ માર્ટિનો કહે છે એમ, "આપણે માટે અગમ્ય એવી દૂર જગાઓએ બધી જાતની પવિત્રતાને ધકેલી મૂકવાની" વાત આ તો થઈ. પ્રકૃતિમાં જ કાયદાનું અધિરાજ્ય, અને કાયદામાં ઈશ્વરનો હાથ,—એમ જ્યારે આપણે જોઈએ, ત્યારે જ આપણને આપણી આસપાસ વ્યાપેલી આ પ્રકૃતિમાં દિવ્યતા દેખાય, અને એ રીતે એની પાર જે છે તેને પહોંચવાનો માર્ગ ખોલી શકાએ.

('બિલીફ ઍન્ડ ઍક્શન' પુસ્તકમાંથી) લૉર્ડ સેમ્યુઅલ

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ